# પારસી ધર્મસ્થળો.

યાને

પારસીઓનાં ધર્મનાં મકાંનો—આતશ બેહરાંમો, દરેમેહરો,
દોખમાં, સગડી, સરઅવસરે વાપડવાની જગા, સેવટની
આરામગાહની જગા વગેરે જે હિંદુસ્થાનમાં પરઠા-
યલાં છે તેમના પરઠાતી વખતના અહેવાલો,
તથા તે મકાંનો પર મારેલી
તખ્તીઓના સંગ્રહ.


કરનાર,

**બહમનજી બેહરાંમજી પટેલ**

તે "પારસી પ્રકાશ"ના કર્તા.


---


મુંબઇ, લાલબાગ; પરેલ:—

જ. ન. પીતીત પારસી ઑરફનેજ કૅપ્ટન પ્રીંટીંગ વર્કસ.

---

સને ૧૨૭૬ યજદજરદી

સને ૧૯૦૬ ઇસવી.

મરહુમો રૂહ-શાદ

**બેહરાંમજી હોરમજજી પટેલ**

**અરદેશર બેહરાંમજી પટેલ**

**હોરમજજી બહમનજી પટેલ**

**તે આ અહના લખનારના બાપ, ભાઈ અને દીકરા,**

એઓ સાથે ગુજારેલી સુખી, ઉદ્યોગી અને ઉપયોગી જીંદગી—

કે જે દરમયાંન આએ બધી નોંધો એકઠી કરી હતી, તે

જીંદગીની ભલી યાદમાં આ ધાર્મિક કામોની નોંધનું

પુસ્તક એમના નમ્ર બેટા, ભાઇ અને બાપ

**બહમનજી બેહરાંમજી પટેલે**

ખરાં જીગરનાં માન સાથે

અર્પણ કર્યું છે.

# દીબાચો.

ઇરાનનું રાજ પડી ભાગા પછી પારસીઓના વડવાઓ નાહસ્તા, ભાગતા, પરાગંદેહ હાલતમાં આ પરાઇ ભૂમિપર ઇશવી સનની આઠમી સદીને આસરે આવી વસ્યા, અને આટલા બધા મૂર્તિ પૂજક હિંદુઓની વચ્ચે રહી પોતાનો યજદાંપરસ્તી ધર્મ તથા અસલી ક્રિઆકાનુનો જાલવી રાખ્યાં એ વાત કોઇથી ના પાડી શકાશે નહિ. આખાં હિંદની વસ્તીમાં તેઓની સંખ્યા મુઠીભર છે. કહો કે—ત્રીસ કરોડની વસ્તીમાં ૯૪૨૭૮ પારસીઓ છે, તોબી તેઓએ પોતાના ધર્મની ક્રિઆઓની જાળવણીને માટે દરેક ઠેકાણે દરેમેહર, દોખમાં, વગેરે જોઇતાં ધર્મનાં મકાનો બંધાવ્યાં છે. આ પુસ્તકમાં એવાં ધર્મનાં મકાનોની સ્થાપણાના વખતના અહેવાલો, તે વખતે શું બનયું હતું, તે કેમ અર્પણ કરવામાં આવ્યાં છે, તથા તેઓપર નોધની શું તખ્તીઓ મારેલી છે, વગેરેના સંગ્રહ કરવામાં આવ્યા છે.

પારસી પ્રકાશનું પુસ્તક રચવાના સંબંધમાં જે સંખ્યાબંદ જુનાં વરતમાંન પત્રો મારા વાંચવામાં આવ્યાં તે મધેથી પારસીઓને લગતી દરેક બાબદો ઉતારી લીધી છે, તેમાં ધર્મનાં મકાનો પરઠાયાં તેને લગતું જેબી હોય તે ખાસ ઉતારી લીધું હતું, અને જો જીંદગી યારી આપે તો તે છપાવી પ્રગટ કરવાનો દીલમાં કસદ કીધો હતો. મારી જીંદગી—મારી ઉપર પડેલાં એ મોટાં સંસારી દુખો છતાં ચોડી લંબાઈ છે, અને આ મારો કસદ હું પોતે પાર પાડી શકયો છું. હજુબી બીજી ઘણીક બાબદોની નોધોના સંગ્રહ મારી પાસે કરેલા છે, અને તે છપાવી પ્રગટ કરવાની દીલમાં ઉમેદ રાખું છું, લેકીન તે સંધાંનો આધાર મારી જીંદગી તથા જોગવાઇઓ ઉપર છે. જીંદગી ટુકી છે, અને કામ ઘણું કરવાનું છે એ નીયમ હું સદા ધ્યાનમાં રાખતો આવ્યો છું.

આ પુસ્તકમાં આખાં હિંદુસ્થાનમાં આપણા લોકોને લગતાં પરઠાયલાં બધાં મલી ૪૫૫) ધર્મનાં મકાનો, જેમાં ૮) આતશબેહરાંમો, ૧૬૯) દરેમેહરો, ૧૧૧) દોખમાં ૪૪) શગડી, ૬૨) ધર્મશાલા અથવા સરઅવસરે વાપડવાનાં મકાંનો, ૧૪) નશાખાંનાં, ૩૨) ભુમિડાની જગા, ૧૫) ધર્મ ક્રિઆ વગેરે કરવાનાં ખાસ મકાનો, તેમજ દોખમાંઓ પર જવાના પૂલો, રસ્તા, દેવાલો, વગેરેના પરઠાતી વેળાના જે અહેવાલો આવ્યા છે તે તે વખતનાં વર્ત્તમાંન પત્રોમાં જેમ છપાયલા તેમ આપ્યા છે. ગુજરાતી વર્ત્તમાંન પત્રો ઇ૦ સ૦ ૧૮૨૨ થી નીકલવાં શરૂ થયાં હતાં, તેથી તેની આગમજ પરઠાયલાં મકાંનોની નોધ પારસી પ્રકાશમાંથી લઇ આ પુસ્તક સંપુર્ણ કર્યું છે. દરેક મકાનના અહેવાલની હેઠલ તે પર મારેલી તખ્તીની નકલ ઉતારી લીધી છે, એવી ૩૩૬ તખ્તીઓ તથા ૧૩૨ અંજુમન પત્રો આ પુસ્તકમાં શામેલ છે.

આ સંગ્રહમાં મેં કરેલા ઉતારા બનતાં સુધી ચોખ્ખી અને ખરી બીનાનાજ છે. કાંઇબી ખોટી નોધ લેવી ભયા તેના ઉતારાબી કરવા એ જેમ મેં મારાં પારસી પ્રકાશની સેવટના દીબાચામાં જણાવ્યું છે તેમ હું દોજખનું કામ સમજયો છું. જ્યાંબી કાંઇ બાબદ ઘણા દાહડા વાર ખોટા ઇવા હેરફેર માલમ પડયા છે, તે મેં તે બાબદની હેઠલ પુલકી આપી સુધાર્યા છે. હવે ઉમેદ છે કે એ પુસ્તક આપણા લોકોને કોઇબી ધર્મનાં મકાન વિષે કાંઇબી જોવાને ઉપયોગી થાઇ પડશે.

બ૦ બે૦ પ૦

# સાંકળીઊ.



## આતશબેહરાંમો.



## દરેમેહરો.

સફે.

સફે.

## દોખમાં—

સફે.

## દેવાલ, દોખમાંને ફરતી—



## દેવાલ, ભુમિડાની જગાને ફરતી—



## ધર્મક્રિયા, વગેરે કરવાનાં ખાસ મકાનો.

## ધર્મશાલા, અથવા સર અવસરે વાપડવાની જગા.

## નશાખાંનાં.



## પુલ, દોખમાંપર જવાના.



## બરસંગો.



## ભૂમિડાની જગા.

## રસ્તા, દોખમાંપર જવાના.

## સગડી, દોખમાંઓનો સામેની.

## સગડી, ભુમિડાની જગા આગલની.



## સીહડીઓ.

# પારસી ધર્મસ્થળો

## ઇયાને

**પારસીઓનાં ધર્મનાં મકાંનો—આતશ બેહરાંમો, દરેમેહરો, દોખમાં, શગડી, સર અવસરે વાપડવાની જગા, સેવટની આરામગાહની જગા, વગેરે જે હિંદુસ્થાનમાં પરઠાયલાં છે તેમના પરઠાતી વખતના અહેવાલો, તથા તે મકાંનોપર મારેલી તખ્તીઓના સંગ્રહ.**

---

### સંજાણમાં પરઠાયલા પેહલાવેહલા આતશબેહરાંમ કે જે હાલ ઉદવાડામાં છે.

ઇરાંનથી પારસીઓએ હિંદુસ્થાંન આવી સંજાણમાં ઉનારો લીધા પછી પાંચ વર્ષે તેઓએ પોતાને બંદગી તથા ધર્મ ક્રિયા કરવા માટે ખોરાસાંનથી લાવેલા આલાતોથી એક આતશબેહરાંમ તૈયાર કરી પરઠાવ્યા હતા.

[ પારસીઓને સંજાણમાં ઉતરવાનો દાહડોવાર ભરૂચવાલા મરહુમ દસ્તુર અસપંદીઆરજી કામદીનજીએ ઇ૦ સ૦ ૧૮૨૬ માં મુંબઈ ખાતેની કબીશાની મોટી તકરારોની વેળાએ છપાવેલી "કદીમ તારીખ પારસીઓની કસર" નામની ચોપડી કે જે તે વખતપર શેહનશાહીઓ તરફની તકરારોમાં એક ઘણી સત્તાદાર ચોપડી ગણાતી હતી તે ચોપડીને સફે ૧૪૯ મે "સંવત ૭૭૨ નાં શરાવણ શુદ ૯ ને વાર શુક્ર, રોજ ૨ જો બહમન અને માહ ૪ થો તીર" કરી લખ્યો છે. તેજ દાહડાવાર આજ સુધી આપણા લોકો ગણતા આવ્યા છે. પણ ઇ૦ સ૦ ૧૮૭૦ માં શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ "યજદજરદી તારીખ" નામની દફતર આશકારા છાપાખાનાંમાં છપાવેલી ચોપડીમાં ઘણીજ બારીકીથી ગણત્રિ કરી આ દાહડોવાર ભુલ ભરેલો દેખાડી આપ્યો છે. તેવણ આપણને બતાવે છે કે ઉપલી હિંદુ તથી તથા પારસીઓનો રોજ માહ એ વર્ષમાં એકમેકસે મલતા આવતા નથી. એ સઘળા સંવત ૯૯૨ તથા યજદજરદી ૩૦૫ (ઇ૦ સ૦ ૯૩૬ માં તા૦ ૧૯ મી જુલાઇએ) સાથે પડે છે. વળી એક જુની કીસ્સે સંજાણની ચોપડી ઉદવાડાવાલા મરહુમ દસ્તુર રૂસતમજી તેહમુલજી મીરજાંને હાથની સવત ૧૮૭૨ (ઇ૦ સ૦ ૧૮૧૬ ) માં લખેલી ઉદવાડેની અંજુમનને લગતાં દફતરમાં છે તેમાં પારસીઓને પેહેલવેહલા સંજાણમાં ઉતરવાનો દાહડોવાર "સંવત ૮૯૫ નાં રોજ. ૧ માહ ૪ ને વાર રવેઉ" (તા૦ ૨૪ મી જુન ૮૩૯) લખેલો છે.

સંજાણ મધે પારસીઓ આસરે ૫૦૦ વર્ષ ઉપલાં આતશ બેહરાંમ સાથે રહ્યા પછી મહમુદ બેગડાની લડાઇ વખતે હારી જવાથી ત્યાં બાકી બંચેલા જરતોસ્તીઓ પોતાની સાથે આતશબેહરાંમને લઇને ૧૨ વર્ષ બાહરોટના પાહડો તથા ૧૪ વર્ષ વાંસડાનાં જંગલોમાં રહ્યા હતા. તે પછી નવસારીના બેહદીન ચાંગા આશાની મદદથી વાંસડેથી આતશ બેહરાંમને નવસારી ખાતે (ઇ. સ ૧૪૭૮ પછી) લાવ્યા હતા. એ પછી ત્યાંથી પીંઢારાઓની ધાડ તથા લૂટને લીધે ઇ૦ સ૦ ૧૭૩૩ થી ૧૭૩૬ સુવી ત્રણ વર્ષ આતશ બેહરાંમ સુરત લઇ જઈ રાખ્યા હતા એ પછી સંજાણથી આતશ બેહરાંમની રખેવાલીમાં આવેલા મોબેદોનાં વારસો તથા નવસારીના બગરીઆ મોબેદો વચ્ચે તેમના હકો વગેરે ને માટે જઘડો ચાલ્યા કીધો, અને તેની ફરીઆદો સુનવડ ખાતે ગાયકવાડની હજુરમાં ગયાથી તેની સરકારે પરવાંનો કરી આપ્યા મુજબ ઇ. સ. ૧૭૪૧ માં આતશબેહરાંમને નવસારીથી વલસાડ ખાતે લઇ જઇ રાખ્યા હતા, જ્યાંથી એકુ વર્ષમાં સંજાણવાલા મોબેદો તથા વલસાડની અંજુમનની રાજીખુશીથી તા૦ ૨૮ મી અકટોબર ૧૭૪૨ ને દીને ઉદવાડા ખાતે લઈ જવામાં આવ્યા હતા, જ્યાં આજ સુધી તે સલામત છે.]

[આ આતશબેહરાંમ સાહેબને પેહલ વેહલા ઉદવારામાં રાખવાને માટે કેહછે કે નારગોલના એક બેહદીન મીનોચેહર બહમને એક નાહનું મકાંન હાલમાં જ્યાં એ આતશ બેહરાંમ સાહેબની દરગાહ છે ત્યાં બાંધી આપ્યું હતું. તે પછી પાંચ સાત વર્ષે સુરતના શેઠ ભીખાજી બેહલજી નામના એક બેહદીને એક મોટું મકાન બંધાવી આપ્યું હતું. તે બાદ મુંબઇવાલા શેઠો દાદાભાઈ અને મનચેરજી પેશતનજી વાડીઆએ બીજું મોટું મકાન રૂ. ૧૬૦૦૦) ને ખરચે બંધાવી આપી તા૦ ૨૭ મી મારચ ૧૮૩૦ ને દીને પરઠાવ્યું હતું, અને છેલ્લું બાઈ મોટલાંબાઇ જાંગીરજી વાડીઆએ હાલનું મોટું મકાંન રૂ. ૮૦૦૦૦) ને ખરચે બંધાવી તા૦ ૩૧ મી અકટોબર ૧૮૯૪ ને દીને પરઠાવ્યું હતું.]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૧,૫, ૩૦,૩૩,૩૪,૩૫,૮૩૭]

## ઇ૦ સ૦ ૧૩૦૯.

## ભરૂચનું જુનું દોખમું.

આએ વર્ષમાં ભરૂચ મધે પેશતનજી નામના પારસીએ એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[આએ દોખમાંની શાહદત વડોદરામાં રેહનાર બારોટ માધવશંગ દલપતશંગ નામના હિંદુ વહીવંચાનાં જુનાં દફતરમાંથી મેલવી ભરૂચવાલા એ૦ દાદાભાઇ ફરદુનજીએ આ પુસ્તક રચનારને નીચે પ્રમાણે આપી છે :—

"સંવત ૧૩૬૫ માં જેઠ શુદ ૨ ભરૂચના પારસી પેશતનજીએ ભણ્ણો કરાવો કુકડવાતા દેગામની હદ ઉપર ઇટોરી કરો. પટેલ દાભાઇ મેદાશની વખતે કરાવો. જમીન દાભાઇએ આપી છે."

એની આગમજ ભરૂચમાં પટી વેજલપોરની સીમમાં કાલી તરાવરી આગલ એક ઘણું પુરાનું તથા નાશ પામેલું ઇટનું દોખમું છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૮.]

## ઇ૦ સ૦ ૧૫૧૭.

## અંકલેસરનું નરશંગ ધનપાલવાલું જુનું દોખમું.

આએ દાહેકામાં અંકલેસર મધે બેહદીન નરશંગ ધનપાલ હાંસોટવાલાએ પોતાને ખરચ પથ્થરનું એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[આ દોખમું હજુ સુધી ત્યાં મોજુદ છે. તેની બાંધણી તદન આખી રહી છે, તોપણ પથ્થરોમાં બધે ફાટ પડી છે. માંહે દાખલ થવાનો દરવાજો ઘણો નાહનો તથા છેક ઉંચે બાંધેલો છે. આખું દોખમું ઝાડ તથા ઝાડીઓથી ભરાઇ ગયલું છે. અહિં બીજું એક દોખમું ઇ. સ. ૧૮૧૦ માં મુંબઇવાલા શેઠ પેશતનજી બહમનજી વાડીઆએ બંધાવેલું હોવાથી આ જુનું દોખમું તદન પડત પડેલું છે. આ દોખમું પરઠયાનો દાહડોવાર કસો મલતો નથી, પણ અંકલેસરની દરેમેહરમાંની એક જુની ડીસાપોથીમાં ઉપલા ધણીનાં મરણનો દાહડોવાર (સંવત ૧૫૭૩ ના રોજ ૧૨ માહ ૧૧) લખેલો છે તેમાં નોંધ કીધેલી છે કે "એ ધણીએ અંકલેસરમાં દોખમું બંધાવ્યું છે."]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૭]

## ઇ૦ સ૦ ૧૫૩૪.

## ખંબાતનું હીરજી આશાવાલું જુનું દોખમું.

આએ વર્ષમાં નવસારી, સુરત તથા ખંબાતની જરથોસ્તી અંજુમન તરફથી કેટલાક મહજબને લગતા સવાલો ઇરાંન ખાતે મોકલ્યા હતા, તેના જવાબો તુરકાબાદથી તા૦ ૧૭મી જાનેવારી ૧૫૩૩ ને દીને લખાઇ આવ્યા હતા, તેમાં તેઓ લખે છે કે અસપંદયાર યજદીઆર અને રૂસ્તમ નામના બે બેહદીનો ખંબાતથી ઇરાંન આવ્યા છે તેઓથી અમોને ખબર મલી છે જે ખંબાતમાં પથ્થરનું દોખમું બંધાયું છે, તેથી હમો ઘણા ખુશી થયા અને તે લોકો ઉપર આફરીન કીધી.

[આ દોખમાં વિષે ખંબાતમાં તલાસ કરી ત્યાંના એક રેહવાસી શેઠ દોરાબશાહ બેહરાંમજી ડાકટર અમોને જણાવે છે કે એ દોખમું સુરતના રેહનાર કોઈ હીરજી આશાએ બંધાવેલું દરીઆની સાંમે મોજુદ

છે, તથા એજ ધણીએ આએ વખતે એક દરેમેહર તથા બે કુવા ત્યાંના પારસીવાડામાં બંધાવ્યા હતા, મગર તેનો સને તથા દાહડોવાર માલમ પડતો નથી. એની આગમજ ખંબાતથી ત્રણ કોશ દુર નગર નામે હાલ કસબો છે ત્યાં "ખાજા ફીદર" નામની દરીએ કીનારે આવેલી જગોપર અસલમાં કેહ છે કે એક ઘણું જુનું દોખમું ઇંટનું બાંધેલું હતું, પણ હાલ તેની કસ્સી નિશાન માલમ પડતી નથી.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૮.]

## ઇ૦ સ૦ ૧૫૮૮.

## નવસારીની વડી દરેમેહર ફરી સમરાવી

તા૦ ૨૪ મી ફેબરવારી ૧૫૮૮.
સંવત ૧૬૪૪ ના રોજ ૮ માહ ૮.

નવસારીની વડી દરેમેહરની ઈમારત જુની થવાથી તે સરવે એરવદ તથા ઓસતા અંજુમને મલી પોતાના એક વર્ષનાં લગન તથા ગગરનાંની આવક વેંહચી નહીં લઇ તે મધેથી ખરચ કરી ફરી દરૂસ્ત કરાવી હતી.

[નવસારીનાં ભગરીઆ મોબેદોનાં પંનખેરી પંથકનાં ગામોનાં નામ તથા લગન સારવા ગયલા તેની સંવત ૧૬૪૦ (ઇ૦ સ૦ ૧૫૮૪) પછીની નોધની એક ચોપડો જે એ૦ હોરમજજી નવરોજજી બાંમજી પાસે છે તે મધે ઉપલો દાહડો વાર લખેલો છે.]

[પારસી પ્રકાશ, દફતર ૧ લું સફે. ૮૩૯.]

*એ દરેમેહર ઘણી પુરાંણી થવાથી તે ઉખેડી નવેસરથી દેસાઈ મનચેરજી ખુરશેદજીએ પોતાને ખરચે પાછી બંધાવી તા૦ ૭ મી ફેબરવારી ૧૭૯૫ ને દીને પરઠાવી હતી. વળી ૫૬ વર્ષે તે પાછી બાઈ મોટલાંબાઈ જાંગીરજી વાડીઆએ બંધાવી તા૦ ૨૦ મી મેએ ૧૮૫૧ ને દીને પરઠાવી હતી.

## ઇ૦ સ૦ ૧૬૧૬.

## નવસારીનાં દોખમાંની સાંમેની શગડી.

તા૦ ૨૩ મી મેએ ૧૬૧૬.
સંવત ૧૬૭૨ નાં રોજ ૧૪ માહ ૭.

આજ દીને નવસારી મધે ત્યાંનાં દોખમાંની સાંમે એક નવી શગડી ખરશેદજી કાહનજી નામના બેહદીને બંધાવી આપી હતી.

[નવસારીમાં ઇ૦ સ૦ ૧૫૩૧ માં મરહુમ ચાંગા આશાના દીકરા માણેક ચાંગાએ એક પથ્થરનું દોખમું બંધાવ્યું હતું, તેની સાંમેની જુની શગડી પડી ભાગવાથી આ શગડી બંધાવ્યામાં આવી હતી. એ શગડીપર નીચે મુજબ તખ્તી એક કાળા પથ્થર ઉપર કોતરેલી છે:—

"રોજ ગોશ માહ મેહર સંવત ૧૬૭૨ વરખે શગડી પુરી થાઇ ખુરશેદ કાંહાંનજી."

[પારસી પ્રકાશ, દફતર પેહેલું સફે. ૧૧]

## ઇ૦ સ૦ ૧૬૪૫.

## વલસાડનું જુનું દોખમું.

આએ વર્ષમાં વલસાડ મધે અંજુમનના ઉધરાતથી એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[ઉદવાડાના એક મરહુમ મોબેદ તેહમુલજી કાવશજી ઉનવાલાને હાથની લખેલી રેવાયતની ચોપડીમાં દોખમાંના તાંણાનો નકશો આપી નોટમાં લખે છે કે:—"એ હકીકત સવંત ૧૭૦૧ માં વલસાડનાં દુખમાં સારૂં ખંબાતથી પુછાવેલી આવી છે. ખંબાતથી મોબેદ માવંદાદ ખંબાતીની લખેલી."

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૮૪૩]

## ઇ૦ સ૦ ૧૬૫૪.

## ભરૂચનું બીજું દોખમું.

આએ વર્ષમાં ભરચ મધે ત્યાંની શમશત જરથોસ્તી અંજુમને ઉધરાંણાંથી એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[આએ દોખમાંની શાહદત પણ આગળ જણાવેલા વડોદરામાં રહેનાર બારોટ માધવશંગ દલપતશંગ નામના હિંદુ વહવંચાનાં

જુનાં દફતરમાંથી મેલવી ભરૂચવાલા એ૦ દાદાભાઇ ફરદુનજીએ અમોને નીચે પ્રમાણે આપી છે:—

"સંવત ૧૭૧૦ ભરૂચનાં પારસીઓ શમશતે ભશતો કરાવો. કુકડવાતાની હદમાં પટેલ બાજી નાહાનાની વખતે એજ પટેલે આપેલી જમીન ઉપર."

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૧૪]

## ઈ૦ સ૦ ૧૬૭૧.

## સુમાલી ગામની પેહલી દરેમેહર.

આએ વર્ષમાં સુરતની પાસેનાં સુમાલી ગામમાં હોમીયાર પાહલણ નામના એક બેહદીને દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[એ દરેમેહર બંધાયા પછી તેની ઉત્તર તરફની જગો તેના માલેકો પાહલણ વાછા, રતન પાહલણ, હોમીયાર પાહલણ, બેહરાંમ પાહલણ, તથા કુવર પાહલણ, એઓએ આ૦ લીમજી મેહરજીને સંવત ૧૭૨૭ ના પ્રથમ વઇશાખ શુદ ૩ ને દીને એક લેખ કરી આપી હતી તેમાં એ દરેમેહર વિષે લખેલું છે. આ લેખની નકલ ગોદાવરાં "પંથકુવાલા આ૦ નાનાભાઇ ભીખાજીએ અમોને આપી છે. એ દરેમેહર જુની થયાથી બીજીવાર તે સુરતવાલા શેઠ જમશેદજી શોરાબજી હોડીવાલાએ બંધાવી હતી, પણ તેનો સને મલી શકનો નથી. એ પછી ત્રીજી વાર ઈ૦ સ૦ ૧૮૨૨ માં મુંબઇવાલા શેઠ કુવરજી માણેકજી મુકાદમે ત્યાં એક આદરાંનની દરેમેહર બંધાવી હતી, પણ તે રેતીના રૂઢામાં દટાઇ જવાથી ઇ૦ સ૦ ૧૮૫૮ માં તેવણના વારેસ શેઠ રૂસતમજી શાપુરજી મુકાદમે બીજી જગાપર દરેમેહર બંધાવી ત્યાં નવેસરથી આદરાંન તખ્તનશીન કીધા હતા. તે દરેમેહર પણ બીસમાર થઇ જવાથી શેઠો દાદાભાઇ તથા કાવશજી પાહલણજી ચવનાએ બીજી જગાપર એક દરેમેહર બંધાવી તેમાં ઇ૦ સ૦ ૧૮૮૭ માં, જુનાં આદરાંન પરઠાવ્યાં હતા.

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૨૭.]

## ઇ૦ સ૦ ૧૬૭૨.

## મુંબઈમાં મોદી હીરજી વાછાએ બંધાવેલું પેહલવેહલું દોખમું તથા શગડી.

આએ વર્ષે મુંબઇ મધે ચોપાતીના ડુંગર ઉપર મોદી હીરજી વાછાએ પેહલવેહલું દોખમું બંધાવી પરઠાવ્યું હતું, તથા તેની સાંમે એક નાહલી શગડી ચેરાગ રાખવાને માટે બંધાવી હતી.

[ડાકટર જોન ફ્રાયર કે જે ઇ૦ સ૦ ૧૬૭૧ માં મુંબઇ ખાતે આવ્યો હતો તેણે પોતાની મુસાફરીનાં ઈ૦ સ૦ ૧૬૯૮ માં છપાવેલાં પુસ્તકમાં આએ દોખમાં વિષે નીચે પ્રમાણે લખેલું છે:—

"On the other side of the great Inlet, to the Sea, is a great Point abutting against Old-Woman's Island, and is called *Malabar Hill*, a Rocky, Woody Mountain, yet sends forth long grass, a-top of all is a Parsy Tomb lately reared."]

[A New Account of East India and Persia, In eight letters, from 1672–1681, by John Fryer M. D., F. R. S., in 1698 Letter II page 67.]

આ દોખમું હજુ લગણ ચોપાટીના ડુંગર ઉપર મોજુદ છે, અને શગડી પણ છેલ્લાં પાંચ વર્ષ થયાં તેજ અસલ રૂપ પ્રમાણે હતી, તે ઇ. સ. ૧૮૭૩ માં શેઠ દીનશાહજી માણેકજી પીટીટે તેની પાસે એક મોટી શગડી બંધાવ્યાથી મરહુમ મોદી હીરજીના વારેસો શેઠો માણેકજી તથા ખરશેદજી શોરાબજી વાછાગાંધી તથા મરહુમ શેઠ નશરવાંનજી કાવશજી વાછાગાંધીએ પોતાને ખરચે તે જુની શગડી ભાંજી તેમાં ફેરફાર કરાવી નવેસરથી બંધાવી છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૧૭.]

## મુંબઇમાં મોદી હીરજી વાછાએ બંધાવેલી પેહલવેહલી દરેમેહર.

આએજ વર્ષમાં એજ મોદી હીરજી વાછાએ કોટમાં મોદીખાંને પોતાનાં રેહવાનાં ઘરની

સાંમે જરથોસ્તીઓના વપરાસને માટે પેહલ-પેહલી એક દરેમેહર પરઠાવી હતી.

[સંવત ૧૭૩૧ માં સુરતના મોબેદ રૂસ્તમ પેશોતન હમજીઆરે ગુજરાતી કવેતોમાં બનાવેલાં જરથોસ્તનામાંની શરૂઆતમાં એ મરહુમ હીરજી વાછાની સ્તુતી કરેલી છે, તેમાં એવણે મુંબઈમાં દોખમું તથા દરેમેહર બંધાવ્યાં તે માટે નીચે પ્રમાણે લખે છે:—

એ પુણે પ્રભુએ તમને અત અતિ પિયારો કીધો ।
જે મુંબઈ બંદર પંથક બુલંદ મરતબજ દીધો ॥
એ સાચ જંદ અવસ્તા અર્થે એરવદ એમજ બોલે ।
આંહાં દુખમું દરેમેહર કીધે તું થયો ધતી જનને તોલે ॥
એ આદ પરબ પુણુથી તમ અત અતિ મોટો મરતબજ પાયો ।
ધન હીરજી વાછા તું આંહાં બેબાહ નર ગરોથમાની થાયો ॥

[ એ૦ તેહમુરશ દીનશાહ અંકલેસરીએ ઈ. સ. ૧૮૭૩ માં "રીપોર્ટર્સ પ્રેસ" માં છપાવેલાં સ્યાવક્ષ નામાંનો દીબાચો સફે. ૭.]
[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૧૭]

## ઈ૦ સ૦ ૧૬૮૬.

### નવસારીની મોબેદ મીનોચેહર હોમજી વાળી પેહલી દરેમેહર.

નવસારી મધે આએ વર્ષમાં બેહદીનો તથા મોબેદો વચ્ચે થયલી મોટી મારામારી તથા ખુના મરકીને લીધે ત્યાંના બેહદીનો ઘણા ઉસ્કેરાયા હતા, અને તેઓએ એજ વખતે ભગરીઆ મોબેદોનાં બજાનાં કુટુંબના એક મોબેદ એ૦ મીનોચેહર હોમજીને પોતાની પક્ષમાં લઈ ભગરીઆ મોબેદોથી છુટો પાડી એક જુદી દરેમેહર તેનાં પોતાનાંજ ઘરમાં ઠેડાવી આપી, અને ત્યાં તે તથા જે કોઇ મોબેદ તેને મલતા થાય તેમની પાસે પોતાને ત્યાંની સર્વે દીન ધર્મની કીઆ કરાવવાનો બંદોબસ્ત કીધો હતો.

[નવસારીના મોટા ફળીઆ તથા મલેસર ફળીઆ, ગંદેવી, મહવા, મરોલી, તવડી, થીઓદપુણી, બીલીમોરા, મેહધર, કરારી, આમલી, વગેરેના શમશત બેહદીનોએ નવસારીમાં એકઠા થઇ તા૦ ૧૪ મી ડીસેમબર ૧૭૩૪ ને દીને કરેલા એક લેખમાં એ દરેમેહર વિષે લખે છે કે:—

" તથા આ૦ મનોચેહર હોમજીવાલી અગીઆરી જે સવંત૧૭૪૨ (ઈ૦ સ૦ ૧૬૮૬) થી અંજુમને ઠરાવી છે. તે બાહલ છે. તે અગીઆરી ઉપર સુખન લાવે તો નામંજુર છે. એ અગીઆરી સારૂં પોતાનો જીવજાઆમો આપીએ ને તે બાહલ રાખીએ."

[એ લેખની નકલ ઉદવાડાની અંજુમનને લગતાં દફતરો મધેથી એ૦ બેહરામજી પેશતનજી ભરડાએ અમોને આપી છે. ]

(પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૮૪૬–૮૫૨)

*** એ દરેમેહર ઘણી પુરાંણી થવાથી તે મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના સાહેબજાદાઓએ ઘટતા ફેરફારો કરી નવેસરથી બંધાવી તે તા૦ ૧૦ મી મેએ ૧૮૬૨ ને દીને પરઠાવી હતી. એ બાદ તે પાછી જરથોસ્તીઓ વચ્ચે ઉઘરાણું કરી નવેસરથી બંધાવી તા૦ ૩ જી નવેમબર ૧૮૯૮ ને દીને પરઠાવવામાં આવી હતી.

## ઈ૦ સ૦ ૧૬૯૭.

### ઉદવાડાનું જુનું દોખમું.

તા૦ ૧૩ મી મેએ ૧૬૯૭.
રોજ ૨૪ માહા ૭ (શે૦) ૧૦૬૬ યજદેજરદી.

આજ દીને ઉદવાડા મધે ત્યાંના શમશત બેહદીનોએ પથ્થરનું એક દોખમું બંધાવી પરેઠાવ્યું હતું.

[ આ દોખમાંના પાછલા ઘોરા ઉપર નીચે પ્રમાણેનો દાહડો વાર કોતરેલો છે :—

"સંવત ૧૭૫૩ ના વઇશાખ શુદ ૩ રોજદીન ઇજદ માહા મેહેર ઇજદ."

આ દોખમું બંધાયું તે વખતે ઉદવાડામાં આતશબેહરાંમ આવેલા ન હતા, પણ ત્યાં તથા તેની આસપાસનાં ગામડાંઓમાં પારસીઓ ખેતી તથા બીજા રોજગારસર જઇ વસેલા હતા. તેઓને ત્યાં જ્યારેથી રવાંન

થાય ત્યારે તેને છેક વલસાડ દોખમે ચઢાવવા લઇ જવું પડતું હતું, કે જેમ કરવાને ચોમાસાંમાં ઘણી સખ્તી પડતી હતી. આથી કહે છે કે ત્યાંના લોકો સરકારમાં ફરયાદ ગયા કે હમો અહિંયાં રેહતા નહિ કાંએજે હમારાં રવાંનોને ઠેકાંણે પાડવાની જગો નથી. તેઓને જવાબ મલયો જે તમો લોકો અતરે રેહવો, અને સરકારમાંથી જે ખરચ બેશે તે લઇ એક દોખમું બંધાવો. જે ઉપરથી બેહદીનોએ ના પાડયું જે હમારા ધર્મનું મકાંન બીજી ઝાતવાલાઓને પૈસે બંધાય નહિં. એ પછી એવી ગોઠવણ કીધી જે પારસીઓ પરનો બે વર્ષનો સરકારી વેરો માફ કરે, જેથી તેઓને દોખમું બાંધવાને પૈસા ફાજલ પડે. એ રીતે આ દોખમું બંધાયું હતું એવું ત્યાંના જઇફ લોકો બોલે છે. એ દોખમું બંધાવનાર ઉપરી મોબેદ દાદા બીન હોરમજદયાર નામે હતો. એ પછી ઈ૦ સ૦ ૧૮૩૦ માં ખંબાતવાલા શેઠ પેશતનજી ખરશેદજી મોદીએ અહિંયાં એક બીજું દોખમું બંધાવ્યાથી આ જુનું દોખમું પડત પડેલું છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૨૧].

**દમણનું જુનું દોખમું.**

આએ વર્ષમાં મોટી દમણ મધે એક દોખમું બંધાવી પરદાવ્યું હતું.

[એ દોખમું પેલાડી દમણની પાસે ઈંગ્રેજી હદનાં "કાલઇ" ગામમાં આવેલું છે. તેના પરદાયાનો દાહડો વાર મલતો નથી, પણ સાંભળેલી દંતકથા પ્રમાણે તે ઉદવાડાનાં જુનાં દોખમાંની સાથે બંધાયલું છે. એની ઘણું આગમજનું એક પુરાંનુ ઇંતરડીથી બાંધેલું ચોરસ આકારનું દોખમું એનાંથી થોડેક છેટે આવેલું હાલ તદન બીશમાર હાલતમાં મોજુદ છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૮૪૮].

## ઈ૦ સ૦ ૧૭૦૯.

## મુંબઇની કોટની મરહુમ શેઠ બનાજી લીમજીવાલી દરેમેહર.

તા૦ ૨૫ મી જુન ૧૭૦૯
રોજ ૯ માહ ૯ (શે૦) ૧૦૭૮ યજદજરદી

આજ દીને મુંબઇના કોટમાં શેઠ બનાજી લીમજીએ આદરાંનની દરેમેહર બંધાવી પરદાવી હતી.

[આએ ચાલુ યજદજરદી ૧૨૪૭ નાં "ઝોરાસ્ત્રીઅન કાલેન્ડર" માં એ દરેમેહર પરદાયાનું સાલ ૧૦૫૦ યજદજરદી કરી લખેલું છે, અને એજ સાલની ગણત્રિથી મુંબાઇમાં નીકલતાં સઘળાં ગુજરાતી પંચાગોમાં એ દરેમેહરની શાલગરેહ ગણવામાં આવે છે. પણ અમારા એક મરહુમ મિત્ર શેઠ એરચશાહ માણેકજી બનાજીએ ચોકસ કારણોસર એ દરેમેહરની તવારીખ અવસથી ઉપજાવી કાઢી હતી, અને તેમાં મરહુમ બનાજી લીમજીની પેહડીનાં સર્વેથી જુના દફતરોમાંથા ઉપર અમોએ મુકેલો તેને પરદાવાનો દાહડો વાર શોધી કાઢયો હતો. એ ઉપરાંત એ દરેમેહર પરદાયા પછી તેની પાસેની જગો જે "ચઉરી"નાં નામથી ઓળખાતી હતી તથા જેમાં ૮૪ ઝાડો હતાં, અને તેનો કબજો મરનાર કપટાંન જાન ટાઇલરના હાથમાં હતો તે જગો તા૦ ૨૪ મી અકટોબર ૧૭૧૦ ને દીને મુંબઈના ગવરનર વીલ્યમ ઍસલેબીના હોકમથી જાહેર લીલાંઉ કરી વેચવામાં આવી હતી, તે એ દરેમેહરનાં ખરચને માટે શેઠ બનાજીએ પોતાના ભાઇ શેઠ નવરોજજી લીમજીનાં નામપર ૩૮૦) ઝીરફીન સિક્કા (રૂ. ૩૨૮-૮-૮) આપી વેચાતી લીધી હતી, તેને લગતા નામદાર કંપની સરકાર તથા શેઠ નવરોજજી લીમજી વચ્ચે તા૦ ૩ જી અપરેલ ૧૭૧૨ ને દીને થયલાં ખતની નકલ શેઠ નાનાભાઇ ધનજીભાઇ બનાજીએ અમોને દખાડી હતી. એ જગો હાલમાં જ્યાં એ દરેમેહર છે ત્યાંથી તે શેઠ કાવશજી પટેલનાં ઘરની સાંમે મરહુમ શેઠ માણેકજી નવરોજજી કોપર તથા શેઠ નવરોજજી અરદેશર દાવરનાં હાલમાં ઘરો છે ત્યાંવેર હતી, અને તે 'આદરાંનવાડી" ને નામે ઓળખાતી હતી. એ પછી આસ્તે આસ્તે ત્યાં પારસીઓનાં ઘરો બંધાયાં, અને આજે પણ એ મોહલો "બનાજીની ગલી" ને નામે ઓળખાય છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલુ સફે. ૨૨.]

*** એ દરેમેહર ભાગી પડવાની હાલતમાં આવવાથી બનાજીનાં કુટુંબનાં કેટલાક સાહેબોએ પોતપોતામાં એક ફંડ ઉભું કરી તે નવેસરથી બંધાવી તા૦ ૧૫ મી આપરેલ ૧૮૪૫ ને દીને પાછી પરદાવી હતી.

## ઈ૦ સ૦ ૧૭૨૨.

### એલાવની જુની દરેમેહર.

તા૦ ૧૨ મી અકટોબર ૧૭૨૨.
રોજ ૨૦ માહ ૧૨ (શે૦) ૧૦૯૧ યજદજરદી.

આજ દીને અકલેસરની પાસેનાં એલાવ ગામમાં એક દરેમેહર ત્યાંના રેહવાસી આ૦ કાઉશજી ખરશેદજી કામદીને બંધાવી પરઠાવી હતી.

[ આ દરેમેહર પરઠાયાનો દહાડોવાર ગોદાવરાં પંથકવાલા આ૦ નાનાભાઇ ભીખાજીએ પોતાની પાસેની જુની નોંધો ઉપરથી આ પ્રમાણે અમોને આપ્યો છે:—"એલાવની દરેમેહરનો સંવત ૧૭૭૮ આશો શુદ ૩, રોજ ૨૦ માહ ૧૨, બંધાવનાર અંધેઆરૂ કાઉશ ખરશેદજી કામદીન, રેહવાસી એલાવના." એ દરેમેહર જુની થવાથી ફરીથી ઇ૦ સ૦ ૧૮૪૦ માં સુરતવાળા શેઠ મેહરવાંનજી હોરમજજી ફરેજરવાળાએ બંધાવી હતી. તે પછી ત્રીજી વાર ઇ૦ સ૦ ૧૮૬૯ માં મુંબઇવાળા મરહુમ શેઠ જમશેદજી બરજોરજી મીસ્ત્રીએ એક મોટી તથા કુશાદે દરેમેહર બંધાવી હતી. ]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૨૪ ]

## ઈ૦ સ૦ ૧૭૨૩.

### ગણદેવીનું અંજુમનના ઉઘરાતનું દોખમું.

તા૦ ૨૨ મી જુલાઈ ૧૭૨૩.
રોજ ૯ માહ ૧૦ ( શે૦ ) ૧૦૯૨ યજદજરદી.

આજ દીને ગણદેવી ગામ મધે શમશત અંજુમનના ઉઘરાતથી એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[આ દોખમાંપર નીચે મુજબની તખ્તી કોતરેલી છે :—

"શ્રી દાદારહોરમજદ રાશતી છે. સંવત
"૧૭૭૯ વરખે વાર શુકરે શરાવણ શુદ ૨
"રોજ ૯ માહા ૧૦ શ્રી દામું સંપુરણ. એ
"દામું શ્રી ગણદેવીના બેહદીન શમશત મલી
"શ્રી દામું બંધાવેઉ છે. એનાં કારીગર
"સલાટ દેવરાંમ ગુજરાતી હતો."]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૮૫૦ ]

## ઈ૦ સ૦ ૧૭૨૭.

### ભરૂચનાં હીરા વરાનાના દરેમેહર.

આએ વર્ષમાં ભરૂચ મધે બાહેરકોટ નર્મદા નદીના કીનારા આગળ સુરતના એક બેહદીન શેઠ રૂસતમજી માણકજી હીરા વરાનાંએ એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[આ દરેમેહર પરઠાયાના સને તથા દાહડાવારનો ભરૂચ મધેથી કરસો પતો હાથ લાગો નહિ, તોપણ આએ ચાલુ સાલનાં "ઝોરાસ્ત્રીઅન કાલેનડર" માં એ દરેમેહર પરઠાવાનું સાલ ૧૦૯૬ યજદજરદી કરી લખેલું છે. એની આગમજની એક ઘણી પુરાંણી દરેમેહર ભરૂચ મધે કોટમાં દસ્તુર મોબેદોનાં ઘરને લગતી છે. તેનાં વિષે એ તરફના ઘરડા મોબેદોથી એવું સાંભળવામાં આવે છે કે ભરૂચમાં જ્યારથી જરથોસ્તીઓની વસ્તી થઈ ત્યારના એ દરેમેહર પુરાંણી છે. એના પડોસનાં ઘરવાળાઓએ પોતાનાં ઘરોમાંથી થોડો થોડો ભાગ ધર્મખાતે આપી એ દરેમેહર સ્થાપેલી છે. તેની શાબેતી એ દરેમેહર નજરે જોવાથી માલમ પડી આવે છે કે એનું બોઅતગાહ દરેમેહર ખાતે વાપરવામાં આવે છે, અને તેની ઉપર એક નાખલો માળ છે ત્યાં એક મોબેદ પોતાનાં કુટુંબ સાથે રહે છે. વળી જે જગોપર હિંડોલા માંડેલા છે તેની અંદરથી એક પડોસનાં ઘરમાં જવાનું બારણું મેલેલું છે, અને તેમાં લાકડા જડી લીધાં છે, તથા એની દક્ષિણ અને ઉત્તર બાજુનાં ઘરવાળાઓનો બાહેર નિકળવાનો રસ્તો જે જગોપર કુવો તથા દાડમડી અને ખજુરીનાં ઝાડ રોપેલાં છે ત્યાંથી છે. ]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૨૭]

⁂ એ દરેમેહર ઘણી પુરાંણી થવાથી તે મરહુમ શેઠ પેશતનજી અસલાજી ડુંગાજીના છોકરાઓએ નવેસરથી બંધાવી તા૦ ૨૨મી આપરેલ ૧૯૦૩ ને દીને પરઠાવી.

## ઈ૦ સ૦ ૧૭૨૮.

### ગણદેવીની હીરજી ખોરશેદવાળી શગડી.

તા૦ ૧૭ મી આપરેલ ૧૭૨૮.
રોજ ૫ માહ ૭ (શે૦) ૧૦૯૭ યજદજરદી.

આજ દીને ગણદેવી ગામ મધે દોખમાંની સાંમે એક નવી શગડી હીરજી ખોરશેદજી નામના એહદીને બંધાવી આપી હતી.

[એ શગડીપર નીચલી તખ્તી મારેલીછે:—
"શ્રી દાદારહોરમજદ રાસ્તીનું ધણી છે.
"સંવત ૧૭૮૪ વરખે વઇશાખ સુદ ૨
"બુધે રોજ ૫ માહા ૭ શ્રી શગડી સંમ-
"પુરણ ૨ શગડી બેહશતી કાનજી ખોરશેદ-
"જીનાં માસો હીરજી ખોરશેદજી નાના
"ભાગલીઆ શ્રી શગડી બંધાવી છે. શ્રી
"શીગર ગડઇ અરધનાથ રામચંદ
"સુરતી."

એ તખ્તીનો હેઠલનો ભાગ બરાબર ઉક-લતો નથી."]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૮૫૦

## ઈ૦ સ૦ ૧૭૩૩.

### મુંબઈનાં કોટની મરહુમ માણેકજી શેઠવાલી દરેમેહર.

તા૦ ૧૯ મી જુન ૧૭૩૩.
રોજ ૯ માહ ૯ (શે૦) ૧૧૦૨ યજદજરદી.

આજ દીને મુંબઇનાં કોટમાં બજાર ગેટ સ્ટ્રીટમાં આ૦ શેઠ માણેકજી નવરોજજી શેઠ-નાએ એક આદરાંનની દરેમેહર બંધાવી તેને પરહાવ્યાનું જશન કીધું હતું.

[આએ ચાલુ યજદજરદી ૧૨૪૭નાં "ઝોરાસ્ત્રીઅન કાલેન્ડર" માં એ દરેમેહર પરઠાયાનું શાલ ૧૦૯૭ યજદજરદી કરી લખેલું છે, અને તેજ સાલની ગણત્રિથી મુંબઇમાં નીકળતાં સઘળાં ગુજરાતી પંચાં-ગોમાં એ દરેમેહરની શાલગરેહ ગણવામાં આવે છે. પણ વાંચનારે આગળ જોયું હશે કે એ શાલમાં તો શેઠ માણેકજીના બાવા શેઠ નવરોજજી રૂસતમજી શેઠના તુરતના ઇગલાંડથી આવ્યા હતા, અને માણેકજી શેઠ પોતે કસ્સી રીતે એ વખતે પગભર થયલા નહિ હતા, પણ સુરતમાં વરતા હતા. એ પછી ઇ૦ સ૦ ૧૭૩૨ માં શેઠ નવરોજજી મરણ પામવાથી તેવણુની નઇયતે શેઠ માણે-કજીએ આ દરેમેહર પરહાવી હતી. એનો પરઠાવાનો સને ૧૧૦૨ યજદજરદી "મુંબ-ઈના બાહર" માં લખેલો છે તે અમોને ખરો લાગે છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૩૦.]

## ઈ૦ સ૦ ૧૭૩૪.

### સુરતનું અંજુમનના ઉધરાતનું જુનું દોખમું.

આએ વર્ષમાં સુરત મધે મોજે ઉમરવાડા ધ્યાને કાંકરાખાડી આગલ શેઠ નાનાભાઈ ભીમજી મોદીની આગેવાંનીથી એક દોખમું અંજુમનના ઉધરાતથી બંધાવી પરઠાવ્યું હતું.

[આ દોખમાંના દરવાજા ઉપર નીચે પ્રમાણે ફારસી‌માં તખ્તી મારેલી છે:—

دخمه یزدان پرستان حق سرشت
صورتش البرز و در معنی بهشت
سال تاریخش به[؟]است از یزد جرد
یکهزار و یکصد و سه در نوشت

**માએની**—વાજબી ખમીરવાલા યજદાં-પરસ્તોનું દોખમું કે જે જાહેરમાં અલબ-રૂજ પાહડ અને અંદરથી બેહશતના જેવું છે. એની બેહતર તારીખનું વર્ષ એક હજાર એકસો ત્રણ, યજદજરદી લખ્યું છે.

આ દોખમું હજી સુધી નાનાભાઇ મોદીનાં દોખમાંને નામે ઓળખાએ છે. તેમાં કહે છે કે એ મોદીજીના ઘણા પૈસા તથા મોટી આગેવાંની હતી. એ દોખમું પીલા પથ-રોથી બાંધેલું છે. એની આગમજનાં બીજાં બે દોખમાંઓ એજ તરફ બીશમાર હાલ-તમાં હજુ સુધી મોજુદ છે, અને તેમાં તમામ ઝાડ તથા ઝાડીઓ ઉગી નીકળેલાં છે, તથા તે પર કસ્સો લેખ યા તખતી નથી. એવું ધારવામાં આવે છે કે ઇ૦ સ૦ ૧૬૪૭ માં શેઠ નાનાભાઇ પુંજીઆએ જે પથરનું દોખમું બંધાવેલું આપણે આગળ વાંચ્યું

તે કદાચ એમાંનું એક હશે.* એ ઉપરાંત એ જગોએ બીજાં બે પડી ભાંગેલાં દોખમાંઓનો ચકર જમીન ઉપર દેખાયા કરે છે, અને ઇટનાં બાંધેલાં હોય એવું માલમ પડે છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૩૧.]

## ઇ૦ સ૦ ૧૭૪૨.

### સુરતનું ભરથાંણાંનું પંચનું દોખમું.

આએ વર્ષમાં સુરત મધે ભરથાંણાં આગલ પંચનું દોખમું બંધાઇ તૈયાર થયું હતું, તેને ઇજવાની ક્રિયા નવસારીવાલા ભગરીઆ મોબેદોએ કીધી હતી. એ દોખમાંનાં કામની આગેવાંની સુરતમાં શેઠ બહમનજી લીમજીએ કીધી હતી, તથા મુંબઇમાં શેઠ બહમનજી રૂસતમજી શેઠનાએ તેનાં ઉઘરાણામાં નાણાં ભરાવ્યાં હતાં.

[આ દોખમાંને લગતાં નવસારી, સુરત, તથા મુંબઈ વચ્ચે ચાલેલાં કાગજ પત્રો નવસારીવાલા દેસાઇ પેશતનજી ખુરશેદજી પાસેથી જોવામાં આવ્યાં હતાં. એ દોખમું પીલા પથરોથી બાંધેલું હજુ સુધી ભરથાણામાં સલામત છે. એની આગમજ ઇ. સ. ૧૭૨૫ માં પદાનવાલાં રવાંનોને માટે ભગરીઆ મોબેદોએ ઉઘરાતથી બંધાવેલું દોખમું પણ એજ જગા ઉપર પીલા પથ્થરોથી બાંધેલું મોજુદ છે. પણ એ બંન્ને દોખમાં હાલમાં પડત પડેલાં છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૩૬.]

## ઇ૦ સ૦ ૧૭૪૭.

### નવસારીનું મરહુમ માણેકજી શેઠવાલું દોખમું.

તા૦ ૩૦ મી જાનેવારી.

રોજ. ૧૧ માહ. ૪ (શેં૦) ૧૧૧૬ યજદજરદી.

આજ દીને મુંબઇવાલા આ૦ શેઠ માણેકજી નવરોજજી શેઠનાએ પોતાને ખરચે નવસારી મધે પથ્થરનું એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[આ દોખમાંની સાંમેની પાગડી ઉપર નીચલાં ફારસી બેતો તખ્તીમાં કોતરેલાં છે:—

بنا کرد مانک جی پاک دین
بهشت برین بروی زمین
بروز مبارک خور و ماه تیر
مرتب شد این بارگاه منیر
ز سال جلوس شه یزدگرد
هزار و صد و شانزده یاد کرد

**માએની**—પાક દીનનાં માણેકજીએ જમીનની સપાટી ઉપર સઉથી ઉચાં બેહસ્તની માફક બનાવ્યું છે. તીર મહીનાના મોબારક ખોરશેદ રોજને દાહડે આએ નુર ભરેલી જગો તઇઆર થઇ. શાહનશાહ યજદજરદનાં એક હજાર એકસો સોલનાં વરસમાં.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૩૬]

---

* આ શેઠ નાનાભાઇ પુંજીઆનાં દોખમાં વિશે સુરતથી ઇ૦ સ૦ ૧૬૯૮ માં તેમના વારેસો કુવરજી નાનાભાઇ, તથા હીરજીભાઈ નાનાભાઇ, એ૦ રૂસ્તમ પેશોતન અને એ૦ બરજોર આદરબાદ એઓએ એક કાગજ લખી કેરમાનના દસ્તુર મોબેદોપર બેહદીન મેહરબાંન જંદલ સાથે મોકલ્યો હતો, તેમાં લખ્યું હતું, કે બેહદીન નાનાભાઇ પુંજીઆએ સુરતમાં એક દોખમું બંધાવવા માંડયુ હતું પણ તે પુરૂં થાય તેટલામાં તેવણ હક થયા હતા, અને તે વેળાએ ખાએસ બતાવી હતી કે તે દોખમું તૈયાર થયા પછી તેમાં મને નાખજો. આથી પેહલું દોખમું તૈયાર થાય ત્યાંવેર બે મહીના લગણ જુનાં દોખમામાં રવાનને મેલી તેની ઉપર તથા નીચે પથ્થરો મુકયા હતા. તે પછી નવું દોખમું તૈયાર થવાથી રવાંનને ત્યાંથી કાઢી તેમાં નાખ્યું હતું. તે કામ દીનની શરીઅતે હતું. કે નહિં તે વિષે ત્યાંથી ખોલાસો માગ્યો હતો. આના જવાબમાં કેરમાંનવાલાઓ લખે છે કે તે રવાંનને જુનાં દોખમાંમાં મુકવું સજાવર નહિં હતું, પણ નવું દોખમું તૈયાર થાય ત્યાં વેર પાક જગોપર જ્યાં બીજાનાં કાલબુદ નહિં પડેલા હોય ત્યાં મેલવું હતું, એવું દીનનું ફરમાંન છે.

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૨૬]

## ઈ૦ સ૦ ૧૭૫૬.

### મુંબઈનું મરહુમ માણેકજી શેઠવાળું દોખમું.

મુંબઇમાં જરથોસ્તીઓની વસ્તી ઘણી વધવાથી અતરે બીજા એક દોખમાંની જરૂર જણાયાથી પંચાતના અકાબરોએ અંજુમનનાં ઉઘરાંણાંથી મુંબઇમાં એક દોખમું બંધાવવાનું લીસ્ટ ફેરતું કીધું હતું, પણ તેમાં પુરતી રકમ નહિં ભરાયાથી મરહુમ શેઠ માણેકજી નવરોજજી શેઠનાના વારસોએ તેનાં ખરચના ઘટાડાની સઘળી રકમ પુરી કરી આપી એ દોખમું તેવણને નામે બંધાવી આ વર્ષમાં પરઠાવ્યું હતું.

[આ દોખમાંપર કરસી તખ્તી મારેલી નથી, જેથી તેના બંધાયાનો દાહડોવાર માલમ પડતો નથી, પણ ઉપલું વર્ષ શેઠ ખાંનદાંનનાં કુટુંબનાં બુજર્ગ ગ્રહસ્થ શેઠ હીરજીભાઇ હોરમજજી શેઠનાએ અમોને કહ્યું છે. તે ઉપરાંત એ દોખમાંનાં ઉઘરાંણાં વિષે મરહુમ શેઠ માણેકજીએ પોતાનાં તા૦ ૧૪ મી એપરેલ ૧૭૪૮ ને દીને કરેલાં એક વશીયતનામાંમાં નીચે પ્રમાણે ઈસારો કીધો છે :—

"મુંબઈ મધે પંચાત સર્વે મલીને દખમું બાંધવાનો વેરો કીધો છે તે વેરામાં મેં મારી તરફથી રૂ. ૨૦૦૦) બેહજાર આપવા કહયા છે તેની જગા રૂ. ૨૫૦૦) બેહજાર પાંચશેહ શુધી આપવા પણ જેવારે દખમું બાધવા માંડે તેવારે ખાતરનીશાં કરી જેમ આપવા ઘટે તેમ આપજો."

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૪૧.]

## ઈ૦ સ૦ ૧૭૬૦.

### ભરૂચની શેઠ હોમાજી દારાબજીવાલી દરેમેહર.

તા૦ ૧૮ મી ફેબરવારી ૧૭૬૦.
રોજ ૩ માહ ૫ (શે૦) ૧૧૨૯ યજદજરદી.

આજ દીને ભરૂચ મધે શેઠ હોમાજી દારાબજી નામના બેહદીન પોતાના પૈસાથી એક દરેમેહર બધાવી પરઠાવી હતી.

[આ દરેમેહર પરઠાયાનો દાહડોવાર કેટલાંક જુનાં કાગજીયાંઓ તપાસી ભરૂચવાલા દસ્તુરજી સાહેબ દીનશાહજી પેશોતનજી કામદીનજી તથા એં૦ દાદાભાઇ ફરદુનજીએ આ પ્રમાણે આપ્યો છે—"સંવત ૧૮૧૬ નાં ફાગણ શુદ ૨ રોજ ૩ અરદીબેહેશત અને માહ ૫ અમરદાદ સને ૧૧૨૯ યજદજરદી. એ દરેમેહર ઇજવાને લગતી ક્રિયા મોબેદ નવરોજજી ફરાંમજી અટકે માંજરીનાએ કીધેલી માલમ પડે છે."

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૪૨]

*** એ દરેમેહર ઘણી બીસમાર હાલતમાં આવવાથી તે પાછી નવેસરથી એમના કુટુંબીઓ શેઠો દીનશાહ ફરદુનજી અને ભાઈઓએ બંધાવી તા૦ ૯ મી નવેમબર ૧૮૯૭ ને દીને પરઠાવી હતી.

## ઇ૦ સ૦ ૧૭૬૧.

### સુરતની સીંધીવાડ આગળની મરહુમ આ૦ શેઠ મનચેરજી ખુરશેદજી શેઠનાની ધર્મશાળા.

તા૦ ૨૩ મી અકટોબર ૧૭૬૧.
રોજ ૬ માહ ૧ (શે૦) ૧૧૩૧ યજદજરદી.

આજ દીને સુરત મધે આ૦ મનચેરજી ખુરશેદજી શેઠનાએ સીધીવાડ આગળ જરથોસ્તીઓને સરઅવસરે વાપરવાને માટે એક મોટી ધર્મશાળા બધાવી તે ત્યાંની શમશત જરથોસ્તી અંજુમનને સ્વાધીન કીધી હતી.

[આ ધર્મશાળા ઉપર તખ્તી મારેલી નથી, પણ તેના દાહડાવારની વીગત સુરતવાળા શેઠ પાલણજી બેજનજી કોટવાલે ત્યાંના જાણીતા શેઠ અરદેશર બેજનજી એંટી પાસેથી મેળવી નીચે પ્રમાણે આપી છેઃ—

"હમો હાલમાં રહીએચ તે મોહોટાં એંટી વાળાં મકાનની બાજુએ મનચેરજી શેઠવાળી ધર્મશાળા છે તે અસલ મોગલ શીદવીખાંનવાળી જમીન ઉપર બાંધીને સંવત ૧૮૧૭ ના આશો વદ ૧૦ ને શુકરે, રોજ ૬ ને માહ ૧ શહેનશાહી સને ૧૧૩૧ યજદજરદીને દીને અંધેઆરૂ મનચેરજી ખુરશેદજી નવરોજજી શેઠનાએ પારસીની અંજુમનને હંમેશને માટે અરપણ કરી હતી."

એજ પ્રમાણેનો દાહડોવાર એવણના હાલી વારસ શેઠ પેશતનજી ઉકરજી શેઠનાએ બી અમોને લખ્યો છે.

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૪૩]

## ઇ૦ સ૦ ૧૭૬૪.

### સુરતનું ભરથાંણાં આગળનું પદાંનીઆં રવાંનોને માટેનું દોખમું.

તા૦ ૨૩ મી ડીસેમબર ૧૭૬૪.
રોજ ૮ માહ ૩ (શે૦) ૧૧૩૪ યજદજરદી.

**આજ દીને સુરત મધે ભરથાંણાં આગળ નવસારી પંથકને લગતાં પદાંનીઆં રવાંનોને માટે એક દોખમું અંજુમનના ઉઘરાતથી બંધાવી પરઠાવ્યું હતું.**

[ એ દોખમું પરઠવાને લગતી નોધ સુરતવાળા મરહુમ એ૦ શાપુરજી પાલણજી ઉમરીગરને હાથની લખેલી એક ઘણી જુની ચોપડી જે મુંબઈ મધે એ૦ નશરવાંનજી કાવશજી ઉમરીગર ( જોશી ) એ અમોને દેખાડી હતી તે ઉપરથી મલી છે. એ ચોપડી ઉપરથી જણાએ છે કે એ દોખમું પરઠવાને લગતી ક્રિયા દસ્તુર માણેકજી જમશેદજી ( મેહરજી રાંણા ), દસ્તુર કાઉશજી શેરાબજી ( મેહરજી રાંણા ) એ૦ ફરદુનજી ( માણેકજી ) કુટાર, અને એ૦ માણેકજી કેરશાસ્પજી કાંગાએ કીધી હતી, તથા તેનું સર્વે ઉપરીપણું નવસારીના વડા દસ્તુર શેરાબજી રૂસતમજી મેહરજી રાંણાએ કીધું હતું, તથા દેસાઇ મન્ચેરજી ખુરશેદજી તે વેળાએ હાજર થયા હતા. એ દોખમાંનો તાંણો પુરવાની ક્રિયા તા૦ ૧૩ મી જુન ૧૭૬૧ (રોજ ૨૯ માહ ૮ (શે૦) ૧૧૩૦ યજદજરદી ને દીને થઇ હતી. અને તે કેમ કરવામાં આવી હતી તેને લગતી નોધ ઉપલીજ ચોપડીમાંથી હેઠળ ઉતારી લઇએ છૈએ :—

" વચ્ચે ગાળો ગજ ૧॥ મેલી તે દંનેની ખુબ બંદે જણાએ એકક પછે કરેઆ પછે ફકત અમશાશપંદની જુદી જુદી બાજ ધરી હોરમજદ રોજથી તે અમરદાદ રોજ લગે. એ મશાલે બાજ ધરીને બંધે હમકલામ થાએઆ પછે જણ ૧ કુદારં વચે મારેઆ પછે પાએઓ ખણેઓ તે બાજનાં ધરનાર આ૦ માણકજી કેરશાસ્પજી કાંગા તથા આ૦ નવરોજજી (અરપંદીઆરજી) પાવડી શેરાબજી પાવડાનું દોહેતર એ બંન્ને જણાંએ તાંણો પુરેઓ. પેહલો મોટો ખીલો ૧ નાકાં ૨ સાથનો અગની ખુણપર મોરીની નીખપર મારેઓ. બીજો મોટો નાકાં સાથેનો નૈરતખુણપર મારેઓ નીખપર. તરાજો વાવયખુણપર. ચોથો ઇશાંન ખુણપર મારેઓ. એ ચેહારે મોટા ચેહારે મોરીએ મારી વચ્ચે ૫ તેથા નાંલા મારેઆ એક ગમની ભીતે વલી ૭ મારેઆ. જુમલે ૧૩ મોટા શાથે એકકી ગમ થાએ તે સર્વે મારેઆ. પછે વચ્ચેની મોરીમાં મારીઆ જોઇએ તે મારેઆ."

[ પારસી પ્રકાશ. દફતર પેહલું સફે. ૮૬૨.]

## ઇ૦ સ૦ ૧૭૬૫.

### નવસારીમાં પરઠાયલાં દેસાઇ ખુરશેદજી તેહમુલજીવાલાં આતશબેહરાંમ.

તા૦ ૨ જી ડીસેમબર ૧૭૬૫.
રોજ. ૧૭ માહ. ૨ (શે.) ૧૧૩૫ ય૦

**આજદીને નવસારી મધે દેસાઇ ખુરશેદજી તેહમુલજીની આગેવાંની હેઠલ બનાવેલા આતશબેહરાંમ સાહેબને તખ્તનશીન કીધા હતા. તેની પેહલી બોએ દસ્તુર શેરાબજી રૂસતમજી મેહરજી રાંણાએ દીધી હતી.**

[સુરતવાલા મરહુમ દસ્તુર શાપુરજી માણેકજી સંજાણાએ એ આતશબેહરાંમ નવસારીમાં પરઠાવા વિષેનાં કેટલાંક ફારસી બેતો બનાવ્યાં છે તેમાં જણાવે છે કે—"ફરવરદીન મહીનો ને અરદીબેહશત રોજે નવસારીમાં તમાંમ દસ્તુરો, મોબેદો, હેરબદો, અને બેહદીનો દરેમેહરમાં રપીથવનનાં જશનમાં એકઠા થએઆ, ત્યાં ખુરશેદજી દેસાઈએ આતશબેહરાંમ બનાવવાની તદબેરસ્તી પઢાવી હતી. એ વખતે નુર ભરેલા દસ્તુર શેરાબજી કે જે દસ્તુર માહીયારની નસલના હતા તેવણ પોતાનાં કેતાબખાંનામાંથી પેહલવી અને પાજંદની કેતાબો લાવ્યા, અને બીજા દસ્તુર બરજોરજી દારાબજી હતા તેવણ એક સારી ફારસીની કેતાબ લાવ્યા, અને ત્રીજા દસ્તુર જમશેદજી જામાસ્પજી હતા, તથા ચોથા દસ્તુર માણેકજી જમશેદજી, કે જેવણ પણ દસ્તુર માહીયારની નસલના હતા, તેઓ તથા સઘળા મોબેદોએ એકઠા થઈ કેતાબો તપાસી, તથા ખુરશેદજી દેસાઇના હોકમથી દરેક જગોપર જ્યાં ભલી દીનના લોકો વસ્તા હતા ત્યાં મોબેદોએ કાગજ લખી એ વાત જાહેર કીધી. એક કાગજ શેઠ નોશરવાંનજી બહમનજી શેઠ ઉપર તથા બીજું શેઠ શેરાબજી

માણેકજી તથા શેઠ દાદાભાઇ માણેકજી ઉપર તેમજ શેઠ મનચેરજી ખુરશેદજી શેઠ ઉપર સુરતમાં, તથા ભરૂચ, અંકલેસર, ખંબાત, ગોદાવરાં અને મુંબઇના જરથોસ્તીઓ ઉપર સર્વે કાગજો લખી એ માટેના જવાબો મંગાવ્યા. એ આતશબેહરાંમ બનાવવાની ક્રીઆ કરવાને માટે દસ્તુર શેરાબજીએ સઘળા મોબેદોમાંથી દાનાવ અને પવીત્રાઇ ભરેલા ૧૦૦) એકશો મોબેદો જેઓ બરાબર અવસ્તા પઢનાર અને શાએશત નાશાએશત જાણનાર હતા તેઓને ચુંટી કાઢેઆ અને તેઓએ સને ૧૧૩૪ યજદજરદીનાં શાલમાં રોજ ૧ લો હોરમજદ અને માહ ૪ થો તીર (તા૦ ૧૫ મી જાનેવારી ૧૭૬૫) ને દીને આતશ બેહરાંમનું કામ શરૂ કીધું. સને ૧૧૩૫ યજદજરદીનાં શાલમાં અરદીબેહશત મહીનો ને શરોશ રોજે (તા૦ ૨ જી ડીસેમબર ૧૭૬૫) આતશબેહરાંમને તખ્તનશીન કીધા. તે વખતે નેક સરદાર કેદાજીરાવ હાકમ હતો, તેનું નશીબ ઘણું નેકબખ્ત હતું કે તેના વખતમાં ખોદાના હોકમથી એ આતશબેહરાંમનું કામ થયું છે. અને પછી તે નેક દસ્તુરે (શેરાબજીએ) પેહેલી બોએ દીધી, અને સઘળા મોબેદો તથા બેહદીનો તેની સનમુખ ખોદાની બંદગી કરવા ઉભા. તેથી નવસારી ગુલજાર બાગની મીસાલે ખીલી રહી. પછી દરેક શેહરના નાઘલા મોટા અને ખાશોઆંમ ભલી દીનના લોકો ત્યાં આતશબેહરાંમને સેજદો કરવા આવ્યા, અને ઘણીક ચીજો તથા હદીઓ તેને નજર કીધો.]

[પ્રારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૪૪-૪૫]

## ઇ૦ સ૦ ૧૭૬૭.

### નારગોલનું જુનું દોખમું.

આએ વર્ષમાં સંજાણની પાસેનાં નારગોલ ગામ મધે સુરતવાલા આ૦ શેઠ મનચેરજી ખરશેદજી શેઠનાએ એક દોખમું બંધાવી પરઠાવ્યું હતુ. એ દોખમુ બાંધવાને લગતી સઘળી મેનેજ નારગોલવાલા શેઠ જીવણજી મોટાભાઇ પટેલે કીધી હતી.

[આ દોખમાંને પરઠાયાનો સને એ૦ જમશેદજી પેશતનજી વલસાડાએ મેલવી આપ્યો છે. એ દોખમું બંધાયું તે વેળાએ કેહ છે કે નારગોલ તથા તેની આસપાસનાં ગામોના જરથોસ્તીઓએ તેને માટેના ચુનામાં પુષ્કળ તાડીનાં ઘડિયાં અને ઇંઢાં લાવીને નાખ્યાં હતાં, કે જેથી તેમાં પાણી નામવાની જરૂર રહેજ નહીં.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૪૫]

## ઇ૦ સ૦ ૧૭૭૧.

### સુરતનું કાંકરાખાડીનું મરહુમ મનચેરજી ખરશેદજી શેઠવાલું દોખમું.

તા૦ ૧૦ મી જુન ૧૭૭૧.

રોજ ૨૮ માહ ૮ (શે૦) ૧૧૪૦ યજદજરદી.

આજ દીને સુરત મધે આ૦ મનચેરજી ખુરશેદજી શેઠનાની આગેવાંનીથી ત્યાંના પરગણે ચોરાશીનાં ગામ મોજે ઉમરવાડા (જેને કાંકરાખાડી પણ કહે છે) માં એક મોટું ૪૭૬ પાવીનું દોખમું અંજુમનના ઉઘરાતથી બંધાવી પરઠાવ્યું હતું.

[આ દોખમું હજુ સુધી મનચેરજી શેઠનાં દોખમાંને નામે જણાએલું છે. તેમાં કેહ છે કે જાહેર ઉઘરાત કરતાં બેવડા પૈસા તથા સઘળી આગેવાની એવોની હતી. એ દોખમાંના દરવાજા ઉપર નીચલાં ફારસી બેતો તખ્તીમાં કોતરેલાં છેઃ—

بنام خدا داور راست کام
چه دستور و موبد چه بهدین تمام
به بسته متودانی از راه دین
که فردوس کرده برو آفرین
بتاریخش آمد ز غیب این ندا
بخوبی شد انجام این به بنا
سنه ۱۱۴۰

માએની—સાચ્ચી મોરાદના ઇનસાફવાળા ખોદાતાલાનાં નામથી શરૂ કરૂં છું, જે તમામ દસ્તુરો, મોબેદો અને બેહદીનોએ દીનની રાહે આ દોખમું બાંધ્યું છે, કે જેની ઉપર બેહ-

શાતે આફ્રીન કીધી. એની તારીખને વાસ્તે એબથી એ અવાજ આયો, અને આએ બેહ-તર બનાવેલું કામ ખુબીથી સરંજામ પોંહચ્યું. સને ૧૧૪૦ (યજદજરદી).

આ દોખમાંને બંધાવાને આજે ૧૦૮ વર્ષ થયાં છે, તોપણ તેની બાંધણી ઘણી મજબુત અને આખાં હિંદુસ્થાનમાં તે સર્વેથી મોટું ગણાય છે. એની બાંધણીનું માપ તથા તેની સઘળી વીગત મરહુમ શેઠ મનચેરજીનાં જુનાં દફતરો કે જે તેમના વારસ શેઠ પેશતનજી ઉકરજી શેઠના પાસે મોજુદ છે, તેમાંથી સુરતવાળા શેઠ પાલણજી બેજનજી કોટવાલે ઉપજાવી કાઢી છે, તે ઉપરથી આપણને સાધારણ રીતે દોખમાંની બાંધણીનો ખેઆલ આવવા માટે સઘળી વીગત નીચે ટાંકયે છૈયે.

"શ્રી સુરતના મોબેદ તથા બેહદીનોએ દખમું એક સુરત મધ્યે બાંધીયું. તે સંવત ૧૮૧૮, રોજ ૨ બેહમન અમશાશપંદ માહ ૮ આવાં ઇજદ પારસી સને ૧૧૩૧, સને ૧૧૭૬ હેજરી એ દીનથી બાંધવા માંડયું. તે સંવત ૧૮૨૭, રોજ ૨૪ દીન ઇજદ માહ ૮ આવાં ઇજદ પારસી સને ૧૧૪૦ એ દીને તમામ થયું તેની વીગત. પ્રથમ સવત ૧૮૨૦ તથા પારસી સને ૧૧૩૩ ના આવાં મહીનામાં બાજ ધરીને જમીન ઉપર પાયો ખોદયો તથા તાંણો પુરયો હતો તે નીચે મુજબ.

"દખમાંનો પાયો ઉંડો ગજ ૫, તથા પોહળો ગજ ૨, તથા બેસતાંનો પાયો ઉંડો ગજ ૩, તથા પોહળો ગજ ૧, જુમલે પોહળો ગજ ૩, તથા ઉંડો ગજ ૩, દખમાંની દેવાલના પાયા સાથે ખોદયો. તેવાર પછી વળી દખમાંની દેવાલનો પાયો બીજો ગજ ૨, ઉંડો ખોદયો. જુમલે દેવાલનો પાયો ગજ ૫, ઉંડો ખોદયો છે. તેવાર પછી તાંણો પુરયો.

"દખમાંના દોરની વીગત—દખમું લાંબું તથા પોહોળું સમચોરસ ગજ ૪૮, પુસતા સાથે તથા પુસતો બાહાર તરફ બેથી મુકીને ફરતી દેવાલ ઉંડી સુધાં ગજ ૪૬, બાહારની તરફથી છે તથા દખમાંનો અંદરનો ગાળો ગજ ૪૪॥ નો તથા દેવાલ ફરતી વંડાની ગજ ૧॥ જુમલે ગજ ૪૬, તથા પુસતા સુધાં ગજ ૪૮ છે, તથા દખમાંનો દોર ફરતો બાહરથી ગજ ૧૫૩, તથા અંદરનો દોર ગજ ૧૩૫ છે.

"ભંડારનું તલીઉં પીળી મટોડીએ પુરયું છે તથા ભંડાર ઉંડો ગજ ૪, નો તૈયાર તથા પોહોળો ગજ ૨૪, નો ગાળો છે તથા ભંડાર નો દોર ગજ ૭૩, નો તથા ભંડાર મધે શાંકળ ૪, ચાહારે ખુણે જડી છે તે સાંકળ એકેકી વજને શેર ૮, ની તથા લાંબી ગજ ૧॥, તથા સાંકળની નીચે તોડા ૩ ભંડારમાં ઉતરવાના કીધા છે. ભંડાર મધેની જાળી લાંબી ગજ ૩॥ તથા પોહોળી ગજ ०॥ ની છે. વંડાની દેવાલ પાવી ઉપરની ચાલને માથેથી ઉંચી ગજ ૨॥ તથા પોહોળી ગજ ०॥ ની છે. વંડાની દેવાલની શોડેની ચાલ પોહોળી ગજ ०।૪॥ છે તથા ઉંચી પાવીના દાંડા ઉપરથી તસુ ૧ છે. પાવી પેહેલી મરદોની કીધી છે તે લાંબી ગજ ૨॥ તથા પોહોળી માથે ગજ ૧, ગાળો તથા પગ હેઠે પોહોળી ગજ ०॥૨ નો ગાળો તથા દાંડો તસુ ૩ નો જુદો જુમલે પાવી મરદોની ૧૧૯ છે. મરદોની પાવી કીધા પછી ચાલ બીજી પોહોળી ગજ ०।૪ ની છે. પાવી બીજી ઓરતોની લાંબી ગજ ૨॥ તથા પોહોળી માથેથી ગજ ०॥૧ નો ગાળો તથા પગ હેઠેથી પોહોળી ગજ ०॥૩ નો ગાળો છે તથા દાંડો મોરીનો તસુ ૫॥ નો જુદો તે મધે મોરી કોરેલી તસુ ૧॥ પોહળી કોરી છે તથા દાંડામાં મોરી ઉંડી તસુ ૧॥ કોરી છે. જુમલે પાવી ૧૧૯ છે. ચાલ તરીજી પોહોળી ગજ ०।૩॥ છે પાવી તરીજી લાંબી ગજ ૧॥૧ તથા પહોળી માથે ગજ ૧॥૨ નો ગાળો તથા પગ હેઠે પોહોળી ગજ ०॥ નો ગાળો છે તથા દાંડો તસુ ૫॥ નો છે તે મધે મોરી પોહોળી તસુ ૧॥ કોરી છે તથા ઉંડી તસુ ૧॥ કોરેલી છે. જુમલે પાવી ૧૧૯ છે. ચાલ ચોથી ગજ ०।૩ ની છે. પાવી ચોથી લાંબી ગજ ૧ તથા પોહોળી માથે ગજ ०॥ તથા પગ હેઠે પોહોળી ગજ ०।૪॥ નો ગાળો તથા દાંડો પોહોળો તસુ ૫॥ તે મધે મોરી કોરેલી પોહોળી તસુ ૧॥ ની છે તથા ઉંડી તસુ ૧॥ જુમલે પાવી ૧૧૯ છે. એ સર્વે પાવી મલીને જુમલે ઓરતો તથા મરદોની તથા બચાંવોની મલીને પાવી ૪૭૬ છે. ચાલ પાંચમી ભંડારને માથેથી ગજ ०।૩ ની તસુ ૯. તેના દખમાંની બારીને મોહડેની ચાલ દખમાંની અંદર જવાની લાંબી ગજ ૧૦)૩ તથા પોહોળી બારીને મોહોડે ગજ ૧॥૪ છે તથા ભંડારને માથે પોહોળી ગજ૧) ૨ છે.

"દખમાંની બારીની વીગત—દખમાંની બરશાખ લાંબી ગજ ૨૫૫ છે તથા બારી પોહોળી ગજ ૧૨ છે તથા એ બારીને માથે મેહરાબ વાલેઓ છે તેમાં બાહેરથી એ દખમાં વીશેની બેત ફારસીમાં લખેલી છે.

"સંવત ૧૮૨૭ ના વરખે રોજ ૨૫ મીનો અરશેશંગ ઇજદ માહા ૮ આવાં ઇજદ પારસી સને ૧૧૪૦ એ દીને દખમું ઈજવાને શરૂ કીધું છે ને રોજ ૨૮ જમીઆદ ઇજદ માહા ૮ આવાં ઇજદ સને ૧૧૪૦, ઈંગ્રેજી તા૦ ૧૦ મી જુન સને ૧૭૭૧ ને દીને મીબજદ કીધી ને શ્રી દાદારહોરમજદના હુકમથી એ દીને ઇજાયું ને મરતબ થયું છે.

*** ઉપર જે ગજનું માપ લખયું છે તે સુરતી દરજી ગજનું સમજવું. એ એક ગજ ના ઈંગ્રેજી ૨૮ ઈંચ અથવા ૨ ફીટ ૪ ઈંચ બરાબર થાવ છે, અને એક ગજના તસુ ૨૪ થાય છે ]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૪૭–૪૮]

## ઈ૦ સ૦ ૧૭૭૭.

### વલસાડનું અંજુમનના ઉધરાતનું બીજું દોખમું.

તા૦ ૨૮ મી જાનેવારી ૧૭૭૭.

રોજ ૧૭ માહ ૪ (શે૦) ૧૧૪૬ યજદજરદી.

આજ દીને વલસાડ મધે શમશાત જરથોસ્તી અંજુમનનાં ઉઘરાંણાંથી એક દોખમું બંધાવી પરઠાવ્યામાં આવ્યું હતું.

[આ દોખમું પરઠાયાનો દહાડોવાર વલસાડવાલા એ૦ જમશેદજી પેશોતનજી સંજાણાએ અમોને આપ્યો છે. એની આગમજનું એક જુનું ઇંટનું દોખમું વલસાડ મધે વાંકી નદી આગલ છે, તથા તેની સામે એક નાધલી શગડી પણ હાલ અનામત છે.]

[પારસી પકાશ, દફતર પેહલું સફે. ૫૪.]

### ભરૂચનો દસ્તુર કામદીનજીવાલી દરેમેહર.

આએ વર્ષમાં ભરૂચ મધે બાહેરકોટ હાથી બાર આગલ ત્યાંના વડા દસ્તુર કામદીનજી ફરદુનજીએ એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[એ દરેમેહરવાલી જગાની થોડીક જમીન દસ્તુર કામદીનજીએ આએ વર્ષમાં વેચાતી લીધી હતી, તથા થોડીક જગા ઈ૦ સ૦ ૧૭૭૬ માં પારસી રતનજી એબને કાંમાં અંકલેસરીઆએ તથા થોડીક જગા પારસી હીરાનાંહાંનાએ એવણને દરેમેહર બંધાવાનાં કામને થકી બખશેશ આપી હતી, તથા બીજી થોડીક જગા આએ વર્ષમાં પારસી ફરદુનજી આદરવલીઆએ ભેટ આપી હતી, તે મલી શદરહુ ચારે કટકાની જમીન ઉપર આ દરેમેહર બાંધવામાં આવી હતી. એ દરેમેહર પરઠાયાનો દાહડો વાર મલતો નથી, પણ વર્ષ ઉપલાં બક્ષેશ નામાંઓની તારીખ જોતાં માલમ પડે છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૫૬.]

## ઈ૦ સ૦ ૧૭૭૮.

### મુંબઈનાં અંજુમનના ઉધરાતનાં દાખમાંનો તાંણો.

તા૦ ૮ મી મારચ ૧૭૭૮.

રોજ ૨૯ માહ ૫ (શે૦) ૧૧૪૭ યજદજરદી.

આજ દીને મુંબઇ મધે ચોપાટીના ડુંગર ઉપર અંજુમનના ઉધરાતથી બંધાવવા માંડેલાં દોખમાંનો તાંણો પુરવાની ક્રિઆ કરવામાં આવી હતી. એક ક્રિયા આ૦ તેહમુલજી નાંનાદારૂ તથા આ૦ દારાબજી શાપુરજી વાછાએ કીધી હતી.

[એ દોખમું જલદીથી બંધાઇ તૈયાર થયું હતું, અને તે તા૦ ૭ મી મે ૧૭૭૮ ને દીને પરઠવામાં આવ્યું હતું, જેની ક્રિઆ આ૦ જમશેદજી ખરશેદજી વાછા તથા આ૦ તેહમુલજી નાંનાદારૂએ કીધી હતી. એ બન્ને બાબદને લગતી નોંધ સુરતવાલા મરહુમ એ૦ શાપુરજી પાલણજી ઉમરીગરને હાથની લખેલી એક ઘણી જુની ચોપડી જે મુંબઇ મધે એ૦ નશરવાંનજી કાવશજી ઉમરીગર (જોશી) પાસે છે તે ઉપરથી મલી છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૮૬૭].

## ઈ૦ સ૦ ૧૭૭૯.

### મુંબઈનું અંજુમનના ઉધરાતનું દોખમું.

તા૦ ૭ મી મેએ ૧૭૭૯.

રોજ ૨૯ માહ ૭ (શે૦) ૧૧૪૮ યજદજરદી.

આજ દીને મુંબઇ મધે ચોપાટીના ડુંગર ઉપર શમશત જરથોસ્તી અંજુમને ઉધરાતથી એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[આ દોખમું ચોપાટીના ડુંગરના દરવાજામાં પેસતાંજ પેહલવેહલું ઉભેલું છે, અને તેના દરવાજાનાં માથાંપર નીચલી ફારસી તખ્તી કોતરેલી છે:—

[illegible]

بنام ایزد بخشا ینده بخشا یشگر مهربان

این داد گاه یعنی دخمه را

موبدان و بهدینان هند مرتب ساخته

بروز آشتاد بماه مهر ایزد سنه ۱۱۴۸

یزد جردی

માએની—"બનામે ઇજદે બખશાયંદેહ બખશાયશગરે મેહરબાંન

"આએ દાદગાહ ઇયાને દોખમું હિંદુસ્થાં-"નના મોબેદો તથા બેહદીનોએ તૈયાર કરાંવ્યું "છે. રોજ આસ્તાદ માહ મેહર ઇજદ "સને ૧૧૪૮ યજદજરદી"

[ પારસી પ્રકાશ, દફતર પેહલું. સફે ૮૫ ]

## ઈ૦ સ૦ ૧૭૮૦.

### થાંણાનું મરહુમ શેઠો કાવશજી તથા દોરાબજી રૂસતમજી પટેલવાલું જુનું દોખમું.

આએ વર્ષમાં થાંણા મધે શેઠો કાવશજી તથા દોરાબજી રૂસતમજી પટેલે ભાંડુપ જવાના રસ્તા તરફના ડુંગર ઉપર એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[આએ દોખમું પરઠાવ્યા પછી ત્યાં પેહલવેહલું રવાંન તા૦ ૨૭ મી જુન ૧૭૮૧ ને દીને પારસી વીરાજી કાઉજી (તે વડોદરાના ચીફ–જસટીસ ખાંનબાહદુર ખરશેદજી રૂસતમજી થાંણેવાલાના બપાવાના બપાવા) નું થયું હતું, જેથી એ દાહડેથી નશેશાલાર રૂ૩૦)ને વરસાંણે જાથુક થાણામાં રાખવો કીધો હતો, એવું એ દોખમું બંધાવનાર ધણીઓના ઇ. સ. ૧૭૮૧ ના ચોપડામાંથી માલમ પડે છે. એ દોખમાંની સાંમે શગડી બાંધેલી ન હતી તે માટે તા૦ ૨૭મી ડીસેમબર ૧૭૮૮ ને દીને થાંણાની શમશત જરથોસ્તી અંજુમને એક અરજી શેઠો કાવશજી તથા દોરાબજી રૂસતમજી પટેલને નાગની કીધેલી અમારી પાસે મોજુદ છે, તેમાં લખે છે કે :—

"શાહેબજી જે કાંઇ નેકનાંમીનું કામ હતું તે તો શાહેબજીએ ઉઠાવું ને હવે હલકું છે તેની અરજ શરવે અંજુમન કરે છે જે શેઠજી અમોને એક ભારી દુખ છે જે શગડી વનાનું દુખ ભારી છે તે દુખનું બાંજનાર તમો છો......શગડીની ઘણી વીપત છે તે માટે કાગજ વાંચતાંને વાર શાહેબજી શગડીનું કામ ઉઠાવજો શાહેબજી તે અમો ગરીબ લોકની અરજ છે. બારના લોક અમોને હશે છે જે શગડી વગરનું દખમું શું કામ આવે છે તે માટે," વગેરે.

એ પછી ઇ. સ. ૧૮૪૩ માં એવોના વારસ શેઠ રૂસતમજી કાવશજી પટેલે થાંણામાં એક બીજું મોટું દોખમું બંધાવ્યાથી એ દોખમું પડત પડેલું છે.]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૫૯]

## ઈ૦ સ૦ ૧૭૮૩.

### મુંબઇનું મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાંનજીવાલું આતશબેહરાંમ.

તા૦ ૨૯ મી સપટેમબર ૧૭૮૩.

રોજ ૧૭ માહ ૧ (ક૦) ૧૧૫૩ યજદજરદી.

આજ દીને મુંબઇ મધે શેઠ દાદીભાઇ નોશરવાંનજીએ પેહલવેહલા આતશબેહરાંમ બનાવી ને તખ્તનશીન કીધા હતા. આ આતશબેહરાંમ પરઠવાની સઘળી ક્રિયા મુલ્લાં કાઉશ રૂસ્તમ જલાલે કદમી તરીકા પ્રમાણે કીધી હતી.

[આ આતશબેહરાંમના દરવાજા ઉપર મરહુમ મુલ્લાં ફીરોજનાં બનાવેલાં નીચલાં બેતો તખ્તીમાં કોતરેલાં છે:—

بنام خداوند هر دو سرای
به نیکی همه بنده را رهنمای
خداوند داد و خداوند دین
بری ذاتش از عیب و نقص و قرین
ازو بر زراتشت پاکیزه نام
درود و تحیات بادا مدام
شد از بهر ترویج دین بهی
بنای خجسته عبادت گهی
بنای چو جنت رفیع و بلند
ستایش که داور ارجمند
بنا کرد وادئی به روزگار
ز نوشیروان در جهان یادگار
نهال شریعت ازو تازه شد
بهی دین دیگر ره پر آوازه شد
خدایا مر اورا تو پاینده دار
بدولت ورا در جهان زنده دار
زگردون رسد نیک آوای او
بعقبی گروشمان بود جای او
شد انجام این جای نیکو نهاد
به تدبیر دستور کاوس راد
چو جستم مه و روزش از عقل و هوش
مه فروردین بود و روز سروش
بدانش چو فیروز سالش بجست
ز آتش و بهرام آمد درست

**માએની**—બંધે જેહાનના પેદાના કરનાર ખોદાતાલાનાં નામથી, કે જે તમામ બંદાઓને નેકીની તરફ રાહનો બતાવનાર છે. તે ઇનસાફ અને દીનનો સાહેબ છે, કે તેની જાત બીજાના સંબંધ, એબ, તથા નુકસાનથી પાક (દુર) છે. તે સાહેબ તરફથી પાકીજે નામના જરથોસ્ત ઉપર, દોઆ અને આફરીન હમેશાં હોજો. ભલી દીનને રેવાજ આપવાને સારૂં, બંદગી કરવાની મુબારક જગો બનાવી. નેક જમાંનાને હાદી, કે જે આએ જેહાંનમાં નોશીરવાંનથી યાદગાર છે તેને બનાવી. શરીયતનો રોપો તેથી તાજો થયો, અને ભલી દીન બીજીવાર મશહુર થઇ. એ ખોદા તું તેને ખાસ સલામત રાખ, અને તેને દોલત સાથે જેહાંનમાં જીવતો રાખ. તેનો નેક આવાજો આશમાંન સુધી પોંહચે, અને આ કેબત બેહશ્તમાં તેની જગો થાએ. દાનાવ દસ્તુર કાઉશની તદબીરથી, આએ નેક રવેસની જગો તૈયાર થઈ. જ્યારે અકલ અને હોંસથી તેનો રોજ અને માહ મેં જોયો, ત્યારે તે ફરવરદીન મહિનો અને સરૂશ રોજ હતો. જ્યારે ફીરોજે દાનાઇથી તેનું વર્ષ સોધ્યું જ્યારે "આતશબહેરાંમ" બોલમાંથી તે બરાબર આયું.

*** અબજદને કાયદે "આતશબહેરાંમ" બોલના આંકડા ગણતાં તે ૧૧૫૩ થાય છે.

વળી એ આતશબેહરાંમ પરઠાયા તે દીનેની જશનની મીજલસનો અહેવાલ મુલ્લાં ફીરોજે પોતાની "દીને ખેરદે મનજુમે" ની ચોપડી જે મુલ્લાંફીરોજ કેતાબખાનાંમાં છે, તેને સફે ૭૭ મે નીચે પ્રમાણે લખ્યો છે:—

ચુ શુદ એનજામે આન આલા એમારત,
દેલે ખલકે બરીન ઝુ શુદ બગારત.
બ એસ્તેસવાબ બેહદીનાને દીનદાર,
કે અંદર મુંબઇ બુદંનદ સરદાર.
યકી જમશેદ મોદી એબને બોધા,
મયાને અંજુમન તાબાન ચુ ફુકા.
નાહનાભાઇ બીન બેહરાંમે દાવર,
કે યજદાંબાદ ઉરા ઇયારો યાવર.
દીગર અઝ વાડીએ નવરોજે મગફુર,
રશીદો કારદાંનદેહ દો પુર.
મોહીન માનેક કોહીન બેહમન દો દાના,
ખેરદમંદો હશીવારો તવાંના.
મીનોચેહર એબને જીવન આન નેકોનામ,
કે બાદા દર જેહાંનશ કામો આરામ
દીગર જુમલે ઝે બેહદીનો ઝે દસ્તુર,
તમામે અંનજુમન ઝીન શાદો મશરૂર.
દરાંન ખુરમ મકાન ગશતંનદ હાઝેર,
હમારા ઝીન ખુશી ખુશ બુદ ખાતેર.

**માએની**—જ્યારે તે બુલંદ ઈમારત તયાર થઇ, ત્યારે મોટાં બેહશતનું દીલ તેનેથી દલગીર થયું મુંબઇમાં જે દીનદાર બેહદીનો સરદાર હતા, તેઓ સવાબનાં હંમમેરામાં શામેલ થયા. તેમાં એક જમશેદજી બીન બોધા મોદી, કે જે અંજુમનની વચ્ચે ચંદરની મીસાલે ચળકતો હતો. નાનાભાઈ બીન બેહરાંમજી દાવર કે ખોદા તેનો દોસ્ત અને મદદગાર થાજો. બીજા મરહુમ લવજી વાડીઆના બે છોકરાઓ, જે પોંહચેલી ખુદીના અને કામના જાણનારા હતા. તેમાં વડો માણેકજી અને નાધલો બહમનજી, બેહુ દાનાવ,

અકલમંદ, હુશીયાર, અને શકિતવાંન હતા. નેકનાંમ મનોચેહર એબને જીવણ, કે જેને આએ દુન્યાંમાં મોરાદ અને સુખ હાંસલ હોજો. બીજા બધા એહદીનો, દસ્તુરો, અને તમામ અનજુમન એ કામથી ઘણા ખુશી થયા હતા. તે સુંદર મકાનમાં બધાઓ હાજર થયા, અને એથી સઘળાઓનુ દીલ ખુશ અને ખુશહાલ થયું હતું.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૬૩].

## ઈ૦ સ૦ ૧૭૮૪.

### મજગાંમની શેઠ દાદાભાઈ જમશેદજી ગામડીઆવાલી દરેમેહર.

આએ વર્ષમાં શેઠ દાદાભાઇ જમશેદજી ગામડીઆએ મજગાંમ મધે પોતાની વાડીમાં એક દરેમેહેર બંધાવી ત્યાંના જરથોસ્તીઓના વપડાસને માટે ખોલ્લી મુકી હતી.

[આ દરેમેહરમાં આતશ દાદગાહ પરઠેલા, તથા કદમી અને શેહનશાહી એ બંધે તરફનુ કામ કરવાને હિંધોલા કાઢેલા હતા. એ પછી મજગામ તરફ પારસીઓની વસ્તી વધવાથી એવણના નબીરા શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલે એજ વાડીમાં આદરાંનની એક મોટી દરેમેહર બંધાવા તે તા૦ ૭ મી નવેમબર ૧૮૪૫ ને દીને પરઠાવી હતી]

[પારસી પ્રકાશ. દફતર પેહલું સફે ૬૫.]

## ઈ૦ સ૦ ૧૭૮૬.

### ચોપાટીનું મરહુમ શેઠ મનચેરજી જીવણજી રેડીમનીવાલું દાખમું.

તા૦ ૯ મી સપટેમબર ૧૭૮૬

રોજ ૩ માહ ૧૨ (શે૦) ૧૧૫૫ યજદજરદી

આજ દીને શેઠ મનચેરજી જીવણજી રેડીમનીએ પોતાની ચોપાટીની વાડીમાં પોતાનાં રવાંનને નાખવાને માટે જે નાધલું દોખમું બંધાવ્યુ હતુ તે પરઠાવી તેમનાં રવાંનને તેમાં નાખ્યું હતું.

[આ દોખમું ચોપાટી મધે એવણની વાડી કે જે હાલમાં બાઈ કુવરબાઇ તે મરહુમ શેઠ મનચેરજી ધનજીભાઇ રેડીમનીની બેટીના સ્વાધીનમાં છે તેના કમપાઉંડમાં હજુ સુધી તદન સલામત હાલતમાં મોજુદ છે. કેહ છે કે તેમાં ફકત બે પાવી અને એક નાધલો ભંડાર છે. એના દરવાજાનાં માથાં ઉપર નાચલાં ફારસી બેતો સગેમરમરના પથ્થરની એક તખતીમાં કોતરેલાં છે:—

بنام ایزد بخشایندهٔ مهربان

مینو چهر ابن جیون آن نیکو نام

شد اندر سنگ همچو زر بمعدن

برضوان مرغ روحش کرد پرواز

شب ارد بهشت و ماه بهمن

هزار و پنجه و پنج و دگر صد

گذشته شد سنه از حکم ذوالمن

**માએની**—બનામે યજદે બખશાયંદેહ મેહરબાન—તે નેકનાંમ મનોચેહર એબને જીવન, જેમ ખાંનમાં સોનું (ઢંકાયલું) હોય છે, જેમ પથ્થરમાં તે ઢંકાયલો છે. તેનાં રૂહનું પક્ષી બેહશતના ફરેશતા તરફ બહમન મહીનો અને અરદીબેહશત રોજની રાત ઉડયું. ખોદાના હોકમથી તે વખતે યજદજરદના સનેને એક હજાર પચાવણ અને બીજાં એકશો વર્ષ ગુજર્યાં હતા.

એ ઉપરાત નીચે પ્રમાણેની તખ્તી ગુજરાતી ભાષામાં પણ એ દોખમાં ઉપર કોતરેલી છે:—

"રોજ અરદીબેહશત વ માહે બહમન
"મનચેરજી એબને જીવણજીએ બેહશતમાં
"કીધું વતન. સને ૧૧૫૫ ઇઅજદજરદી-
"નાં જાણો, દુનીઆંથી ગુજરવું નીત
"કરીને માંનો."

આ દોખમું હાલમાં તદન પડત પડેલું છે. તે એવણે પોતાનાં રવાંનને અવલ-મંજલ પોંહચાડવા માટે ચોપાટીની વાડીમાં બંધાવવા માંડયું હતું, પણ તે તૈયાર થાય તેટલામાં એવણ મરણ પામવાથી કેહછે કે એવણનાં રવાંનને ઘેદસારણાંના ક્રિઆ કરી તેજ વાડીની પછવાડેના ડુંગરના એક ચોતરા ઉપર ગેહાંન તલે ઢાંપ બરાબર એક માસ સુધી રેહવા દીધું હતું, અને તે પછી દોખમું તૈયાર થવાથી માસીસાને દિવસે તે ઇજાવી તેમાં એવણનું રવાંન નાખ્યું હતું.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૬૭.]

## ઈ૦ સ૦ ૧૭૮૭.

### રાંદેલનું જુનું દોખમું.

તા૦ ૨૮ મી મે ૧૭૮૭.
રોજ ૧૯ માહ ૮ (શે૦) ૧૧૫૬ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં રાંદેલ ગામમાં મુંબઇવાળા શેઠો શોરાબજી મનચેરજી રેડીમની, હીરજી જીવણજી રેડીમની, અને રૂસતમજી દાદાભાઇ નાદરશાહે મલી એક દોખમું બંધાવી પરહાવ્યું હતું.

[એ દોખમાંનો તાંણો પુરવાની ક્રિઆ તા૦ ૫ મી આપરેલ ૧૭૮૫ (રોજ ૨૬ માહ ૬ (શે૦) ૧૧૫૪ યજદજરદી) ને દીને થઇ હતી, અને તે આ૦ રતનજી રૂસતમજી દાદી તથા આ૦ શોરાબજી બહમનજીએ કીધી હતી, અને ઇજવાની ક્રીયા આ૦ રૂસતમજી દાદી તથા આ૦ હીરજી આદરજીએ કીધી હતી. એ દોખમું પરહવા તથા તેનો તાંણો પુરવાને લગતી નોંધ સુરતવાલા મરહુમ એ૦ શાપુરજી પાલણજી ઉમરીગરને હાથની લખેલી એક ઘણી જુની ચોપડી જે મુંબઈ મધે એ૦ નશરવાંનજી કાવશજી ઉમરીગર (જોશી) પાસે છે તે ઉપરથી મલી છે.]

[પારસી પ્રકાશ, દફતર પહેલું સફે ૮૯૯]

## ઈ૦ સ૦ ૧૭૮૮.

### દવીહરનું જુનું દોખમું.

તા૦ ૬ ઠી જાનેવારી ૧૭૮૮.
રોજ ૨૭ માહ ૩ (શે૦) ૧૧૫૭ યજદજરદી.

આજ દીને દવીહર ગામમાં મુંબઇવાલા શેઠ દોરાબજી ફરદુનજી લશકરીએ ૩૬ પાયીનું એક દોખમું બંધાવી પરહાવ્યું હતું.

[એ દોખમુ ઇજવાનો દાહડોવાર ઉપલીજ હાથની લખેલી ચોપડીપરથી મલયો છે. તે ઇજવાને ઉદવાડેથી ૬ મોબેદો ગયા હતા, તથા તે બંધાવવાનું ઉપરીપણું "પારસી હીરજી બેલી જીવણો અટુગર નાનપરાના" એ કીધું હતું.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૮૯૯]

### કલીઆંણીની જુની દરેમેહર.

આએ વર્ષમાં કલીઆંણી મધે મુંબઇવાલા શેઠ એદલજી બેહરાંમજી મોદીએ એક દરેમેહર બંધાવી પરહાવી હતી.

[એ દરેમેહરમાં આતશદાદગાહ પરહેલા હતા. એનો પરહાયાનો દાહડોવાર માલમ પડતો નથી, પણ ઉપલું વર્ષ એ દરેમેહરવાલા એ૦ દારાબજી દસ્તુર રૂસતમજી સંજાણાએ મેલવી આપ્યું છે. એની આગમચ એજ જગોપર એક ઘણી પુરાંણી દરેમેહર હતી, પણ તે બીશમાર હાલતમાં આવ્યાથી આ દરેમેહર બંધાવી હતી. એ દરેમેહર પણ પુરાંણી થવાથી તે ત્યાં વાલા ચાર પારસી ગ્રહસ્થો શેઠો ભીખાજી જીજીભાઇ શેઠના, ડોશાભાઇ હોરમજજી ભીમડીવાલા, ફરદુનજી મેહરવાંનજી સરાફ અને હોરમજજી માણેકજી ભીમડીવાલાએ પોતાને ખરચે ઘટતો ફેરફાર કરાવી તેમાં તા૦ ૪ થી નવેમબર ૧૮૮૦ ને દીને આતશઆદરાંન પરહાવ્યા હતા.]

## ઈ૦ સ૦ ૧૭૯૦.

### મુંબઈની ચોપાટીની શેઠ માણેકજી દોરાબજી સરાફવાલી દરેમેહર.

તા૦ ૫ મી ડીસેમબર ૧૭૯૦.
રોજ ૨૬ માહ ૨ (શે૦) ૧૧૬૦ યજદજરદી.

આજ દીને શેઠ માણેકજી દોરાબજી સરાફે ચોપાટી મધે પોતાની વાડીમાં આતશ આદરાંનની એક દરેમેહર બંધાવી પરહાવી હતી.

[મુંબઇનો બાહાર સફે ૩૭૮.]

આ જગો પરનાં આદરાંન એવણના દીકરા શેઠ ખરશેદજી માણેકજી સરાફે તા૦ ૨૯ મી નવેમબર ૧૮૧૬ ને દીને કોટમાં પોતાનાં રેહવાનાં ઘરની પછવાડે લાવી તખ્તનશીન કીધા હતા, જ્યાં આજ લગણ તે મોજુદ છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૭૨].

### કલીઆંણીનું મોદીવાલું જુનું દોખમું.

[આએ વર્ષમાં કલીઆંણી મધે મુંબઇવાલાં બાઇ નવાજબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી

દાદાભાઈ મોદીનાં વીધવાએ પોતાના ખાવીંદની નાઇએતે એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[ આ દોખમાંપર કરસી તખ્તી મારેલી નહિં હોવાથી તેના પરઠાવાનો દાહડોવાર માલમ પડતો નથી, પણ ઉપલું વર્ષ એવણનાં એક હૈયાત ખેરી બાઇ માણેકબાઇ તે મરહુમ શેઠ જાંહગીરજી નશરવાંનજી વાડીઆનાં વીધવાની શાહદતથી તેમના પંથકી એમ૦ ફરદુનજી બરજોરજી વાછાએ મેલવી આપ્યું છે. એની આગમજનું એક ઘણું જુનું દોખમું હાલ કલીઆંણીમાં મોજુદ છે, અને બીજાં એક ઇટનાં બાંધેલાં દોખમાંનો પડી ભાગેલી નિશાન માલમ પડે છે. ]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૭૨–૭૩.]

## ઈ૦ સ૦ ૧૭૯૩.

## મલબાર કોસ્તા તરફ તાલચરીથી ૪ મૈલ દુર પારસીઓનાં રવાંનને ભુમીદાહ કરવાની " પારસી કુન્ન."

મલબાર કોસ્તા તરફ તાલચરીથી ૪ મૈલ દુર એક ટેકડી ઉપર પારસીઓનાં રવાંનોને ભુમીદાહ કરવાને કુરગવાલા શેઠ હીરજી માણેકજી ખરાસે આએ વર્ષમાં એક ગરકો બંધાવ્યો હતો. એ ટેકડી હજુ સુધી "પારસી કુન્ન" ને નામે ઓળખાએ છે.

[ એ ટેકડીપર ઈ૦ સ૦ ૧૭૯૭ માં શેઠ બહમનશાહ રતનજી કપટાન કે જેઓ એ તરફ પોતાના ભાઇઓ જમશેદજી તથા ફરદુનજી સાથે મલબાર કોસ્તાનો બ્યાપાર ચલાવતા હતા તેવણે એક બીજો ગરકો બંધાવ્યો હતો. એ ટેકડી વિષેની કાંઇક હકીકત મલબાર કોસ્તાના એક દેશી "રેવીન્યુ આફીસરે" કેટલીક તલાસ કરી અમારા તે તરફના મિત્ર શેઠ કાવસજી હીરજીભાઇ માશેગાંમવાલા ઉપર ઇ૦ સ૦ ૧૮૭૯ માં લખી મોકલી હતી તે અતરે ટાંકીએ છેએ:—

At your verbal request I have made a personal inquiry and have gathered the following particulars regarding the Parsee community which was established at Tellicherry.

Since the excursion of Tippu in Malabar in the year 1788 a Parsee by the name of Hirjee[1] arrived between the year 1791 and 1792 at Tellicherry for trading purpose and occupied a piece of land of "Pimole Málá" or called at present "Parsee Kunnu." He after a few years' residence there, built a Parsee church[2] thereon. The place is situated at about 4 miles interior south east of Tellicherry. In the year 1797 one Bomanjee[3] visited Tellicherry and caused another fresh church to be built in a place very close to the "Maylam Kunnu" or old maylam Battary at his own cost at about 600 Rupees. After the said Bomanjee one Rustomjee[4] had the charge of the church and the burial ground. In the year 1804 one Burjorjee[5] had been in Tellicherry who was a great and renowned merchant. Darasha[6] was the last man who had the possession of the last mentioned church and burial ground.]

---

૧ શેઠ હીરજી માણેકજી ખરાસ.
૨ એ શબ્દ હીયાં ગરકાને માટે લખેલો છે.
૩ શેઠ બહમનશાહ રતનજી કપટાન.
૪ શેઠ રૂસતમજી શોરાબજી વાછાગાંધી.
૫ શેઠ બરજોરજી ફરાંમજી મેહતા.
૬ શેઠ દારાશાહ ખરશેદજી તાલચરીવાલા (એવણને ત્યાં કોચીનથી મેહરવાંનજી લાલા કરી એક જઇફ ગ્રહસ્થ ઘણી મુદત સુધી આવીને રહયા હતા. તેમના એકપુરા દીકરા પોતાના બાપને લેવાને તાલચરી આવ્યા હતા તે ત્યાંજ મરણ પામવાથી તેમને આ બીજા ગરકામાં અવલમંજલ પોંહચાડયા હતા.)

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૮૭૪–૮૭૫]

## ઈ૦ સ૦ ૧૭૯૫.

### નવસારીની વડી દરેમેહર દેસાઇ મનચેરજી ખુરશેદજીએ ફેરી બંધાવી.

તા૦ ૭ મી ફેબરવારી ૧૭૯૫.
રોજ ૧ માહ ૫ (શે૦) ૧૧૬૪ યજદજરદી.

નવસારીની વડી દરેમેહર ઘણી પુરાંણી થવાથી તે ઉખેડી નવેસરથી દેસાઈ મનચેરજી ખુરશેદજીએ પોતાને પૈસે બંધાવી આજ દીને તેને પાછી પરઠાવી હતી.

[આ દરેમેહર નવેસરથી બંધાઈ તેની નીચે મુજબ તખ્તી દરેમેહરની અંદરના ભાગમાં મારેલી છેઃ—

"સંવત ૧૮૫૧ માહા વદ ૩, રોજ ૧ "માહ ૫ દેશાઇ શ્રી ૫ મનુચેહરજી ખુરશેદજીએ શ્રી દરેમેહર બંધાવી.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૭૮]

### મુંબઇની ચોપાટીની મરહુમ શેઠ માણેકજી દોરાબજી સરાફવાલી શગડી.

તા૦ ૧૫ મી જુલાઇ ૧૭૯૫.
રોજ ૯ માહ ૧૦ (શે૦) ૧૧૬૪ યજદજરદી.

આજ દીને મુંબઇ મધે ચોપાટીના ડુંગર ઉપર દોખમાંઓની સાંમે શેઠો બહમનજી, હોરમજજી અને ખરશેદજી માણેકજી સરાફે પોતાના બાવા મરહુમ શેઠ માણેકજી દોરાબજી સરાફની નઇઅતે પથ્થરની એક શગડી બંધાવી જરથોસ્તીઓના વપરાસને માટે ખોલ્લી મુકી હતી.

[આ શગડી ઉપર કાંઇ તખ્તી અથવા લેખ કોતરેલો નથી, પણ શેઠ માણેકજી ખરશેદજી સરાફની યાદદાસ્ત પ્રમાણે તે એવણના (શેઠ માણેકજીના) બપાવાની વરસીને દાહડે ઇજાવી હતી.]

[પારસી પ્રકાશ, દફતર ૧ લું સફે ૮૧.]

## ઈ૦ સ૦ ૧૭૯૬.

### મધરાજનું વગર વપરાયલું દોખમું તથા ભુમિદાની જગા.

કુરગવાલા શેઠ હીરજી માણેકજી ખરાસે આએ વર્ષમાં મધરાજ મધે એક નાધલું દોખમું બંધાવ્યું હતું.

[એ દોખમું બંધાવવાનો શબબ એમ કે શેઠ હીરજીશાહ ઇ. સ ૧૭૯૫ માં કુરગના રાજાનાં કાંઇ કામસર મધરાજ ખાતે આવ્યા હતા. તેવણની સાથે શેઠો ફરાંમજી એદલજી રૂડીબાઇના, મોબેદ રતનદાર, મોબેદ જમશેદજી ફરાંમજી આદરબાદના, શોરાબજી મેહરવાંનજી મેહતા, ભીખાજી એતુ, અને જામાસપજી નામે છ જરથોસ્તીઓ હતા. તેઓએ રાએપોરમમાં રોમન કેહોલીક દેવલની સાંમે એક જગા ખરીદી તે પર કામચલાઉ મકાન બંધાવી ત્યાં રેહઠાંણ કીધું હતું. ઉપલા છ જણામાંના છેલ્લા શેઠ જામાસપજી તાવની માંદગીથી મરણ પામવાથી શેઠ હીરજીએ તેમનાં રેહઠાંણની પાસે બીજી એક જગા લઇ ત્યાં તેનાં રવાંનને ભુમીદા કીધું અને તે જગા એક દેવાલથી ઘેહરી લઇ એલાહેદી કાધી, જે આજ સુધી મોજુદ છે. એ પછી તેની આસપાસના બીજી જગા ખરીદી એક સ્કુએર બનાવી તેમાં બગીચો કીધો, એક કુવો ખણાવ્યો, તથા ઉપલું નાધલું દોખમું બંધાવ્યું. એ દોખમું બંધાયું ત્યારથી તે આજ સુધી તદન પડત રહેલું છે, શબબ તે વેળાએ મોબેદોએ એવો ફતવો આપ્યો કે નવાં દોખમાંમાં પેહલવેહલું કોઇ જરથોસ્તીનું વહમાન નાખ્યા વગર મોટાં રવાનને મુકાય નહિ. આથી ઉપલા જામાસપજીના પછી જે રવાંનો થયાં તેમને દોખમામાં ન મેલતાં ઉપલી ઘેરી લીધેલી જગામાંજ ભુમીદા કરવામાં આવ્યાં છે, અને તે બાદ દોખમાંવાલી જગાની આસપાસ રફતે રફતે વસ્તી વધ્યાથી તે નકામું થઇ ગયું છે.

ઉપલી રવાનોને ભુમીદા કરવાની જગોની આસપાસ મોટી વસ્તી થવાથી ઇ.સ. ૧૮૬૬ માં મધરાજની મ્યુનાસીપાલીટીએ તે બંધ કરાવી હતી; જે પછી તા૦ ૨૫ મી અકટોબર ૧૮૭૧ ને દીને એ બાબે ઘટતી અરજી કરવાથી મ્યુનીસીપાલીટીએ જે જગોમાં રવાનોને ભુમીદા કર્યાં છે ત્યાં નહિ, પણ તેજ કમપાઉંડની અધવચમાં એક જગો મુકરર કરી તે બાબે તા૦ ૧૮ મી

જાનેવારી ૧૮૭૮ ને દીને ત્યાંની અંજુમનના સરનશીન શેઠ એદલજી દીનશાહ પાંડે જોગ નીચે મુજબ પરવાંનગી લખી આપી હતી :—

E. No. 1107

*Madras Municipality*

Executive Engineer's Department

*Madras, 18th January 1878.*

To

EDULJEE DINSHAW Esq.

*Madras,*

Sir,

You are hereby authorized to use the site described as follows & marked yellow in the plan which accompanied your petition dated 25th October 1877 as a licensed Burial ground for the interment of Parsees dying within the limits of this Municipality.

DESCRIPTION OF THE SITE.

The North side 78'o" from the Northern boundary of the compound.

The South side 139' o" from the Southern boundary of the compound.

The East side 140' 3" from the Eastern boundary of the compound, in west side Mandah Curch Road.

The west side 140' 3" from the western boundary of the compound in Arathoon Road.

In length 52' o" & in breadth 20' o".

2. You are further hereby required to call at this office at between 1 & 5 o'clock P. M. tomorrow to sign the register as the responsible Agent of the Burial ground.

I have the honour to be,

Sir,

Your most obdt. sert,

(Sd) L. R. BURROWS,

*Acty. President- Muni. Com.*

ઉપલા પરવાનાંની નકલ મધરાજની જરથોસ્તી અંજુમનનાં ફંડનાં સેક્રેટરી શેઠ શોરાબજી ફરામજી મધરાજવાલાએ અમોને મોકલી આપી છે. એ પરવાંનથી મલ્યા પછી તુરતજ તે જગોની આસપાસ અંજુમનનાં ફંડ મધેથી ખરચ કરી એક વાર ભરાવી લીધી છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૮૮૦-૮૮૧.]

## ઈ૦ સ૦ ૧૭૯૭.

### માંગલોરની જરથોસ્તી રવાંનોને ભુમિદા કરવાની જગા.

માંગલોર મધે જરથોસ્તી રવાંનોને ભુમિદા કરવાને તે તરફવાલા શેઠ એદલજી રૂસતમજી ગાંધીએ આએ વર્ષમાં એક એલાહેદી જગા ધરમખાતે જુદી કાઢી હતી.

[એ જગાની આસપાસ ફરતી કાચી દેવાલ હતી તે ભાગી જવાથી ઈ૦ સ૦ ૧૮૭૯ માં શેઠ નવરોજજી બેજનજી ગંજદરે પોતાનાં ધણીઆંની બાઈ જાઇજીનાં પુનને માટે પાકી પથરની દેવાલ તથા દરવાજો વગેરે રૂ૦ ૪૦૦) ને ખરચે બંધાવી મજબુત કરી લીધી હતી. માંગલોરમાં જરથોસ્તીઓની વસ્તી ટીપુ સુલતાંન સાથની લડાઇના વખતથી થઇ હતી.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૮૮૧.]

## ઈ૦ સ૦ ૧૭૯૮.

### મુંબઇ મધે ચોપાટીનું શેઠ દાદીભાઈ નોશરવાંનજીવાલું દોખમું.

તા૦ ૨૨ મી એપરેલ ૧૭૯૮.

રોજ ૧૬ માહ ૮ (ક૦) ૧૧૬૭ યજદજરદી.

આજ દીને શેઠ દાદીભાઇ નોશરવાંનજીએ વાલકેશ્વરની હેઠાંણમાં પોતાની જગા ઉપર પોતાનાં તથા પોતાનાં કુટુંબના રવાંનોને અવલમંજલ પોંહચાડવા માટે બંધાવવા માંડેલું દોખમું તૈયાર થવાથી તેને પરહાવવાની ક્રિયા કરવામાં આવી હતી.

[એ દોખમાંના દરવાજા ઉપર નીચે મુજબની તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદથી.

"બેહદીન નેકનાંમ દાદીભાઇ નોશરવાં-
"નજીએ રોજ મુબારક મેહર અને માહ
"આવાં કદીમી સને ૧૧૬૭ ઇઅજદ-
"જરદી, સંવત ૧૮૫૪ વઇશાખ શુદ ૫
"વાર રવેઉ. તારીખ ૨૨ એપરેલ સને
"૧૭૯૮ ને દીને એ દોખમું બંધાવી
"તૈયાર કરી ઇજાવીઉં છે."

આએ દોખમું બાંધવાની પરવાંનગી મેળવવા માટે શેઠ દાદીભાઇ નોશરવાંનજીએ

નીચે મુજબની અરજી મુંબઈના ગવરનર જોનાથન ડંકનને કીધી હતી:—

To

THE HON'BLE JONATHAN DUNCAN,
Esq.
President and Governor &c.,
BOMBAY.

The humble Petition of
Dady Nasserwanjee of Bombay
Parsee Merchant.

Sheweth

That the advanced age and Infirmity of your Petitioner causes him to contemplate with a considerable degree of Resignation the close of his arduous worldly labours—Hence your Petitioner is desirous in conformity to the principles of his Religion to provide a suitable receptacle for his Remains when that aweful period shall arrive—With this view your Petitioner has obtained at a considerable Expense a sufficient spot of Ground at the foot of Malabar Hill in the vicinity of the Tomb of one of his caste (Muncher Jevan) for the purpose of erecting under his own immediate Inspection a similar Tomb for his Reception after his dissolution shall have taken place.

Your Petitioner however anxious to avoid censure or the infraction of the Orders of Government, conceives it incumbent upon him prior to his commencing the beforementioned Erection to obtain from your Honour permission for that purpose.

Wherefore he most humbly prays that your Honour will be pleased to grant him permission to erect his Tomb on the ground and at the place hereinbefore set forth.

And your Petitioner as in duty bound will Ever Pray.

(શહી) લા૦ દાદી નોશરવાંનજી
DADY NOSSERWANJEE

*Bombay, 11th January 1797.*

આ અરજીની હેહલજ શેઠ દાદીભાઇને એ દોખમું એખલાં પોતાનાં કુટુંબનાજ વપડાસને માટે બાંધવું એ પ્રમાણેની પરવાનગી તા૦ ૨૮ મી ફેબરવારી ૧૭૯૭ ને દીને ગવરનર ડંકને પોતાને હાથે નીચે મુજબ લખી આપી હતી:—

"The Prayer of the Petition is granted, provided the Tomb intended to be built is only a private family Tomb."

(Sd.) JONTH DUNCAN.

*Bombay, 28th February 1797.*

## ઇ૦ સ૦ ૧૮૦૧.

## બીલીમોરાનું આ૦ રૂસતમજી બહમનજી બાટલીવાલાવાલું જુનું દોખમું.

તા૦ ૧૩ મી ડીસેબર ૧૮૦૧.
રોજ ૬ માહ ૩ (શે૦) ૧૧૭૧ યજદજરદી.

આજ દીને બીલીમોરા મધે આ૦ રૂસતમજી બહમનજી બાટલીવાલા તે કાઉશ બમંનનાંની નઇએતે તેમનાં ધણીઆંણીએ એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[આ દોખમાંની સાંમેની શગડી ઉપર નીચે મુજબની તખ્તી મારેલી છે:—

"આ૦ રૂશતમજી બમનજી બાતલીવાલા "તે કાઉશ બમંનના. ધણીનાં પૈશા. ધણી- "આણીની મેનતથી. સંવત ૧૮૫૮નાં રોજ "૬ માહ. ૩ બાંધું. બરજોર બચાજીનાં "બાંડેજ. શુરતનાં. મુંબઇ રઆ."

એ દોખમાં આગલ ચોમાશાનાં દિવસોપર જવાને ઘણી અડચણ પડતી હતી, તથા રેલ આવે ત્યારે તો રવાંનોને પણ લઇ જવાનો અટકાવ થતો હતો, તે ઉપરથી ઇ. સ. ૧૮૩૬ માં શેઠ મેહરવાંનજી લીમજીભાઇ બીલીમોરીઆએ રૂ. ૨૫૦૦) ખરચી એક પાકો પુલ દોખમાં આગળ જવાના રસ્તાપર બંધાવ્યો હતો, તથા એ દોખમાંની ઉગમણુ દિસાએ બીલીમોરાનું રેલવે સ્ટેશન નજદીકમાં આવ્યાથી ઇ. સ. ૧૮૬૬ માં શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ રૂ. ૫૦૦૦) ખરચી દોખમાંની આસપાસ એક પાકી ફરતી દેવાલ બંધાવી હતી.

એની આગમજનું એક ઘણું જુનું દોખમું બીલીમોરાથી આસરે ૧॥ મેલ દુર હાલમાં પડત પડેલું છે. તે માટે ત્યાંના બુઢા રેહવાસીઓ કેહ છે કે આસરે બસો વર્ષની વાત ઉપર બીલીમોરાના પારસીઓએ પોતે મેહનત કરી એ દોખમું બાંધવા માડયું હતું, તેવામાં કોઈ એક પારસી

પોતાના કબીલા સાથે પગ રસ્તે મુસાફરી કરતો હતો, તેની ગાડી બીલીમોરા આગળ મંગલદાસ નામની જગાની પાસે ખાડીમાં ડુબી ગઇ. તે વેળાએ ત્યાં બીલીમોરાના કેટલાક પારસીઓ ઉભેલા હતા, તેઓએ તે સઘળાં ડુબતાં માણસોને મેહનત કરી બાહેર કાઢયાં, અને પોતાનાં ગામમાં લઇ જઇ વીસાંમો આપ્યો. આના ઉપકારમાં કેહ છે કે પેલા પારસીએ આએ દોખમાંનું કામ પોતાને ખરચે પુરૂં કરાવી આપ્યું હતું.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૯૧.]

## ઈ૦ સ૦ ૧૮૦૨.

### સુરતની શઇયદપુરી ભાગળ આગળની શેઠ રતનજી માણેકજી એંટીની ધર્મશાળા.

આએ વર્ષમાં સુરત મધે શઇયદપુરી ભાગળ આગળ શેઠ રતનજી માણેકજી એંટીએ જરથોસ્તીઓના સરઅવસરના વપરાસને માટે એક મોટી ધર્મશાળા બંધાવી ખોલ્લી મુકી હતી.

[આએ ધર્મશાળા ઉપર કસ્સી તખ્તી મારેલી નથી, પણ તેના બંધાયાનું ઉપલું વર્ષ એ ત્રણના વંશના બે ત્રણ બુજર્ગ ગ્રહસ્થોથી તેહકીક કરી સુરતવાલા શેઠ પાલણજી બેજનજી કોટવાલે મેળવી આપ્યું છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૯૩.]

### એલાવ ગામની શેઠ અરદેશર દાદીભાઈ-વાળી શગડી.

તા૦ ૭ મી મેએ ૧૮૦૨.
રોજ ૧ માહ ૯ (ક૦) ૧૧૭૨ ય૦.

આજ દીને એલાવ ગામમાં દોખમાંની સાંમે એક શગડી મુંબઇવાલા શેઠ અરદેશર દાદીભાઇએ બધાવી આપી હતી.

[એ શગડી ઉપર નીચે પ્રમાણેની તખ્તી કોતરેલી છે:—

"શેઠ અરદેશરજી દાદી—રેવાશી મુંબઇ.
"સવંત ૧૮૫૮ માહ મબારખ ૯ આદર
"રોજ ૧ દાદારહોરમજદ"]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૮૮૨.]

## ઈ૦ સ૦ ૧૮૦૩.

### મુંબઇની કોટની મરહુમ દાદીશેઠવાળી દરેમેહર.

તા૦ ૨૫ મી સપટેમબર ૧૮૦૩.
રોજ ૧૭ માહ ૧ (ક૦) ૧૧૭૩ યજદજરદી.

આજ દીને શેઠ અરદેશર દાદીભાઇએ મુંબઇમાં કોટે કોટ પોતાના બાપ શેઠ દાદીભાઇ નોશરવાંનજીની નઇએ આદરાંનની એક દરેમેહર બંધાવી કદમી તરીકા મુજબ પરદાવી હતી.

[આ દરેમેહરને લગતી જગાપર અસલમાં મી૦ જેનસ ટૅાડનું રેહવાનું ઘર હતું. તે ઘર શેઠ અરદેશરે પોતાના બાપની તરફથી તા૦ ૧૧ મી ફેબરવારી ૧૭૯૧ ને દીને મી૦ ટૅાડ સાથે એક ખત કરી રૂા. ૨૫૦૦૦ (૧૫૦૦ પૌંડ)ની કીમતે વેચાતું લીધું હતું. એ પછી શેઠ દાદીભાઇ ઇ૦ સ૦ ૧૭૯૯ માં મરણ પામવાથી એ જગોએ તેવણને નામે મોટા પાયાપર એક દરેમેહર બાંધવાનો શેઠ અરદેશરે ઇરાદો કીધો, તથા તે માટે એની પાસેનાં બીજાં બે ઘરો જે શેઠ નશરવાંનજી રૂસતમજી બનાજીનાં હતાં તે તા૦ ૨૪ મી સપટેમબર ૧૮૦૨ ને દીને તેવણ પાસેથી રૂ. ૧૨૦૦૧) ની કીમતે વેચાતાં લીધાં. તે વેચાંણ ખતમાં એ વિષે આ પ્રમાણે લખેલું છે:—

"બાબત તમો ધરમ ખાતે અગીઆરી બાંધોછો. ટૅાડવાલું ઘર ભાંગીને પણ તે જગો તમોને ઘણી થોડી પડે છે તે માટે હમો પાસેથી પણ તમોએ પારસી હીરજી નવરોજજી હીરા માંણેકનાને વચ્ચે નાખીને હમોને સમજાવીને હમો પાસેથી વેચાતાં લેવાં કબુલ કરાવાં છે."

આ બંધે ખતોની અસલ નકલ શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠ પાસેથી અમારા જોવામાં આવી હતી. એ રીતે રૂ૩૭૦૦૧) ની કીમતે જગો વેચાતી લઇ તે પર આ મોટી રોણકદાર દરેમેહર બંધાવી હતી. આગલા વખતમાં જરથોસ્તી અંજુમનની જાહેર સભાઓ એ દરેમેહરમાંજ ભરાતી હતી.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૯૫.]

### સુમાલીનું શેઠ રતનજી માણેકજી એંટીવાળું દોખમું.

તા૦ ૨૩ મી નવેમબર ૧૮૦૩.

રોજ ૧૬ માહ ૨ (શે૦) ૧૧૭૩ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં સુમાલી ગામમાં સુરતવાલા નામીચા શેઠ રતનજી માણેકજી એંટીએ એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[ આ દોખમાંની સાંમેની શગડીપર નીચે મુજબ તખ્તી કોતરેલી છે:—

"સંવત ૧૮૬૦ ના વરખે રોજ ૧૬
"મે માહા ૨ જો માગશર શુદ ૯ વાર
"બુધે એ દીને દુખમું ઇજીઉ છે, એનો
"બંધાવનાર દીન દોશત શેઠજી રતનજી
"માણેકજી આંટડીઆ. ગોદાવરાંમો દુખમું
"બંધાવીઉ છે."]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૯૬.)

### ભાઠાંની શેઠ પેશતનજી વીરજીભાઈવાલી દરેમેહર.

તા૦ ૩ જી ડીસેમબર ૧૮૦૩.

રોજ ૨૬ માહ ૨ (શે૦) ૧૧૭૩ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં ભાઠાં ગામમાં એક દરેમેહર સુરતવાલા શેઠ પેશતનજી વીરજીભાઇએ પોતાના બાવા મરહુમ શેઠ વીરજીભાઇ બહમનજીની નઇએતે બંધાવી પરઠાવી હતી.

[ એ દરેમેહર પરઠાયાનો દાહડોવાર જે આ પુસ્તક (પારસી પ્રકાશ) ને સફે ૯૭ મે લખ્યો છે તે ભુલભરેલો માલમ પડે છે, સબબ સંવત ૧૮૬૦ નાં માગશર શુદ ૧૫ ને દીને ભાઠાના પટેલ હીરજીભાઇ રતનજીના દીકરા રૂસતમજીએ સુરતથી પોતાના બાવાપર લખેલો એક અસલ પત્ર અમોએ ગોદાવરાં પંથકવાલા આ૦ નાનાભાઈ બીખાજી પાસે જોયો છે તેમાં લખે છે કે રોજ ૨૬ માહા ૨ ને દીવસે મરહુમ વીરજીભાઇનાં માએની બાજ હતી તે દીને અગીઆરી ઇજવાનો વીરજીભાઇના દીકરા પેશતનજીએ હોકમ કીધો છે. એ દરેમેહર શેઠ વીરજીભાઇએ બંધાવ્યા પછી તેઓ અને ત્યાંના મોબેદો વચ્ચે કાંઇ ગેરસમજુતી થવાથી ચાર વર્ષવેર તે ઇજાવી હતી નહિં, તે એમનાં મરણ બાદ એવણના દીકરા પેશતનજીએ ઇજાવી હતી.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૮૮૩.]

## ઈ૦ સ૦ ૧૮૦૫.

### ચંદનવાડીની શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલી દરેમેહર.

તા૦ ૨૬ મા નવેમબર ૧૮૦૫.

રોજ ૨૦ માહ ૨ (શે૦) ૧૧૭૫ યજદજરદી.

ઇ. સ. ૧૮૦૩ ની કોટની મોટી આગને લીધે ચંદનવાડી તરફ પારસીઓની ઘણી સંખ્યા જઇ વસી હતી. તેઓના વપરાસને માટે તે તરફ આજદીને શેઠ હોરમજજી બહમનજી વાડીઆએ આદરાંનની એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[ આ દરેમેહરનો કબજો હાલમાં એજ મરહુમ શેઠને નામનાં આતશબેહરાંમવાલાં મકાનમાં છે. તેના દરવાજા પર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ છે.
"આએ પાક આતશ આદરાંન શાહેબ
"મરહુમ શેઠ હોરમજી બમનજી વાડીઆએ
"પોતાના બાવા મરહુમ શેઠ બમનજી
"નવરોજી (લવજી) વાડીઆનાં પુનને
"માટે રોજ ૨૦ મો ગાહ ૨ જો શેહનશાઇ સને ૧૧૭૫ યજદેજરદી તા૦ ૨૬
"મી નવેમબર ૧૮૦૫ ઇશવીને દીને
"તખ્તનશીન કરીઆ છે."]

## ઈ૦ સ૦ ૧૮૦૬.

### સુરતની રૂસ્તમપરાની દેસાઈ મનચેરજી ખુરશેદજીવાલી દરેમેહર.

તા૦ ૨૨ મી સપટેમબર ૧૮૦૬.

રોજ ૨૦ માહ ૧૨ (શે૦) ૧૧૭૫ યજદજરદી.

આજ દીને સુરત મધે રૂસ્તમપરામે નવસારીવાલા દેસાઇ મનચેરજી ખુરશેદજીએ એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[ એ દરેમેહર પર કસ્સી તખ્તી મારેલી નથી, પણ તેને પરઠવાનો ઉપલો દાહડોવાર એ૦ જામાસપજી શેરાબજી દસ્તુર મેહરજી રાંણાવાલાએ મેળવી આપ્યો છે. એની આગમજ ઇ૦ સ૦ ૧૭૭૬ માં જ્યારે

નવસારીમાં ગીરદી પડી અને લોક બધું નાશીને સુરત આવ્યું ત્યારે તેમને ધર્મ નીમની ક્રીઆ કરવા માટે એજ જગોપર મરહુમ દેસાઈ ખુરશેદજી તેહમુલજીએ બે ત્રણ હિંધોલા મુકાવ્યા હતા. મજકુર દરેમેહર દેસાઇ મનચેરજીએ બંધાવ્યા પછી તે પુરાંની થવાથી પાછી નવેસરથી ઇ૦સ૦ ૧૮૬૩ માં મુંબઇવાલા મરહુમ શેઠ એદલજી દાદાભાઇ સુપીઆના છોકરાઓએ નવેસરથી બંધાવી હતી, તથા તેના આગલા ભાગપર એક મોટી ધર્મશાળા પણ સાથે લાગી એજ શેઠોએ બંધાવી છે. વળી એના પાછલા ભાગપર એક મોટો ઓટલો તથા ઉંચી દેવાલ ત્યાંના દસ્તુર દારાબજી ખરશેદજી દારાબ પાલણનાએ પોતાને ખરચે બંધાવેલી છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૧૦૭-૮.]

## ઈ૦ સ૦ ૧૮૦૭.

### મલબાર કોસ્તાપરનાં આલપાઈ ગામનું શેઠ નવરોજજી કાવશજી નાળીએરવાલાનું દોખમું તથા દરેમેહર.

મલબાર કોસ્તા તરફ આવેલાં આલપાઇ ગામમાં આએ વર્ષમાં શેઠ નવરોજજી કાવશજી નાળીએરવાલાએ એક દરેમેહર તથા દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[એ દોખમું હાલ તદન પડત પડેલું છે, અને તેમાં મોટાં ઝાડો ઉગ્યાં છે, તથા દરવાજો ભાગી ગયો છે. દરેમેહર સલામત હાલતમાં છે, અને તેમાં હાલ એ૦ પેશતનજી શાપુરજી રૂસ્તમ દાદીના નામના સુમાલીના એક મોબેદ રેહ છે. એ દરેમેહરનો લાભ આગલા વખતમાં મલબાર કોસ્તા તથા બીજાં દુર દેશાવરોના જરથોસ્તીઓ લેતા હતા, તથા સર્વે બચ્ચાંઓને શુદરેહ પેહરાવવા અંહી લાવતા હતા. એ જગોપર ૫૦) વર્ષની વાત ઉપર શુદરેહ પેહરેલા એક પારસી શેઠ મેહરવાંનજી કાવશજી મેસમેન હાલ કાનાનોર ખાતે હૈયાત છે. એ દરેમેહરના ખરચને માટે શેઠ નવરોજજી નાળીએરવાલાએ કેટલીક જાગીર એલાહેદી કાઢેલી હજુ સુધી મોજુદ છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૮૮૫.]

## ઈ૦ સ૦ ૧૮૦૮.

### મુંબઈની ભીંડીબજારની શેઠ મેહરવાંનજી માણેકજી પટેલવાલી દરેમેહર.

તા૦ ૨૩ મી સપટેમબર ૧૮૦૮.

રોજ ૧૭ માહ ૧ (ક૦) ૧૧૭૭ યજદજરદી.

આજ દીને મુંબઇ મધે ભીંડીબજાર તરફ શેઠ મેહરવાંનજી માણેકજી પટેલે કદમી તરીકા મુજબ આદરાંનની એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[એ આદરાંનનું મકાન ઘણું પુરાંનું થવાથી એવણનાં દીકરી મરહુમ બાઈ માંથીબાઇનાં દીકરી બાઇ દીનબાઇ તે શેઠ નસરવાંનજી માણેકજી પીટીટનાં ધણીઆંણીએ પાછું નવેસરથી બંધાવી તેમાં અસલ આદરાંનને તા૦ ૩ જી જુન ૧૮૭૮ ને દીને તખ્તનશીન કીધા હતા, તે વખતે મારેલી તખ્તીમાં શરૂઆતમાં તેનો અસલ પરઠાયાનો દાહડોવાર આ પ્રમાણે લખેલો છેઃ—

"આએ આતશ આદરીઆંન મરહુમ
"શેઠ મેરવાંનજી માણેકજી પટેલે રોજ
"૨૨મો ગોવાદ ઇજદ, માહ ૧૨ મો અસ-
"પંદાદમદ અમશાશપંદ શેહનશાહી સને
"૧૧૭૭ ઇઅજદજરદી તા૦ ૨૩મી સપ-
"ટેમબર શને ૧૮૦૮ અંગ્રેજીને દીને
"તખ્તનશીન કરયા હતા." ]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૧૧૨.]

## ઈ૦ સ૦ ૧૮૧૦.

### અંકલેસરનું મરહુમ શેઠ પેશતનજી બહમનજી વાડીઆએ બંધાવેલું દોખમું.

તા૦ ૨૪ મી મારચ ૧૮૧૦.

રોજ ૧૯ માહ ૬ (શે૦) ૧૧૭૯ યજદેજરદી

આજ દીને શેઠ પેશતનજી બહમનજી વાડીઆએ અંકલેસરમાં એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[આ દોખમાં ઉપર નીચે પ્રમાણે તખ્તી મારેલી છેઃ—

"શ્રી દાદાર હોરમજદનાં નામની બરક-
"તથી બેહેતર દીનનાં હોકમ પ્રમાંણે એ
"દોખમું શ્રી કશબે અંકલેસર મધે દીનદોશત
"બેહેદીને માજદીઆશની શેઠ શ્રી પેશતનજી
"બહમનજી નોરોજજી વાડીઆજી મુંબઇનાં
"રેહેવાશીએ પોતાની ખાહેશથી શવાબને
"વાશતે બનાવીઉ. રોજ ૧૯ માહ ૬
"શને ૧૧૭૯ યજદેજરદી. સંવત ૧૮૬૬
"નાં ફાગણ વદ ૪ શનેઉ, તા૦ ૨૪ મી
"મારચ શને ૧૮૧૦."

એજ વખતે એ દોખમાં તરફ જવાનો પાકો રસ્તો તથા ચોમાશાંને માટે એક મોટો પથ્થરનો પુલ એવણે પોતાને ખરચે બંધાવેલો આજ સુધી સલાંમત છે. એ દોખમું તથા રસ્તો અને પુલ બંધાવવાની સઘળી મેનીજ શેઠ એદલજી દોરાબજી લશકરીએ કીધી હતી.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૧૧૭.]

## નવસારીનાં આતશબેહરાંમની ઈમારત દેસાઈ મનચેરજી ખુરશેદજી તથા શેઠ નશરવાંનજી માણેકજી વાડીઆએ પાછી બંધાવી.

તા૦ ૨૯ મી નવેમબર ૧૮૧૦.
રોજ ૨૪ માહ ૨ (શે૦) ૧૧૮૦ યજદેજરદી.

નવસારી મધે દેસાઇ મનચેરજી ખુરશેદજી તથા શેઠ નશરવાંનજી માણેકજી વાડીઆએ સાથે મળી આતશબેહરાંમની ઇમારત નવેસરથી પાછી બંધાવવા માંડી હતી, તે તૈયાર થવાથી તેનાં જશનની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી. તે ક્રિઆ થવા પછી મજકુર દેસાઇજી તુરત મરણ પામ્યા હતા.

[આ ઇમારત બંધાવવાનું કામ જે દીનથી ચાલુ થયું તે તારીખની એક તખ્તી આતશબેહરાંમના કેબલાના દરવાજાની પાસેની બારી આગળ નીચે મુજબ જડેલી છે:—

"સંવત ૧૮૬૫ નાં ભાદરવા વદ ૧૩ વાર સની રોજ ૧ માહ ૧ દેશાઇ શ્રી મનુચેહરજી ખુરશેદજી તથા વાડીઆજી શ્રી નુશેરવાંનજી માંણેકજીએ શ્રી આતશની દરઘા બંધાવી. સને ૧૧૭૮ પારસી."]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૧૧૮.]

*** આ ઇમારત જુની થવાથી તેમાં દેસાઇ કાવશજી એરચજીએ પોતાને ખરચે ઘટતો ફેરફાર તથા મરામત કરાવીને પાછી તા૦ ૧૪ મી જુન ૧૮૯૧ ને દીને પરઠાવી હતી.

# ઈ૦ સ૦ ૧૮૧૬.

## ઉમરા ગામની કપાવાલાની દરેમેહર.

તા૦ ૨૪ મી જુન ૧૮૧૬.
રોજ ૨૩ માહ ૯ (શે૦) ૧૧૮૫ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં ઉમરા ગામમાં મુંબઇવાસી શેઠ બહમનજી શોરાબજી કપાવાલાએ એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[આ દરેમેહર ઉપર કસ્સી તખ્તી મારેલી નથી. તેને પરઠાયાનો ઉપલો દાહડોવાર મુંબઈવાલા દસ્તુર જમશેદજી શોરાબજી કુકાદારૂએ મેલવી આપ્યો છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૧૩૨.]

*** ઉમરા ગામમાં પારસીઓની વસ્તી ઘટવાથી એ આદરાંન ઇ. સ. ૧૮૯૬ નાં જુલાઇ માસથી સુરત મધે માછલીપીઠમાં વાડીઆફલીઆની જુની દરેમેહરનાં મકાનમાં લાવવામાં આવ્યા છે.

એ આદરાંનના ચાલુ ખરચને માટે મજકુર શેઠ બહમનજીનાં એક અતલગનાં બેશી શેઠ ફરામજી નનાભાઇ ઉમરીગરે ઇ. સ. ૧૮૪૬ મા રૂ. ૪૫૦૦) ની સરકારી નોટ મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇના સ્વાધીનમાં આપી હતી, જે તેનાં બ્યાજ વગેરેના વધારા સાથે રૂ. ૬૦૦૦) ની હાલ તેમનાં ધર્મ ખાતાંના તરફી સાહેબોના સ્વાધીનમાં છે, અને તેનાં બ્યાજ મધેથી તેનો ખરચ આપવામાં આવે છે.

## મુંબઈની કોટની મરહુમ શેઠ ખરશેદજી માણેકજી સરાફવાલી દરેમેહર.

તા૦ ૨૯ મી નવેમબર ૧૮૧૬.
રોજ ૨૬ માહ ૨ (શે૦) ૧૧૮૬ યજદજરદી.

આજ દીને શેઠ ખરશેદજી માણેકજી સરાફે ચોપાટીની વાડીમાં પોતાના બાપે ઈ૦ સ૦ ૧૭૯૦ માં પરઠાવેલાં આદરાંનને કોટ માહેલાં પોતાનાં રેહવાનાં ઘરની પછવાડે લાવી તખ્તનશીન કીધાં હતાં.

[ આ દરેમેહર ઉપર ફરસી તખ્તી મારેલી નથી, પણ તેને પરઠવાનો ઉપલો દાહડોવાર શેઠ માણેકજી ખરશેદજી સરાફે તથા એ દરેમેહરના એક પંથકી એ૦ શાપુરજી બરજોરજી કુટારે મેળવી આપ્યો છે.]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૧૩૪.]

*** એ દરેમેહરવાલાં ઘરને લગતો એક લંબાણ મુકરદમો હાઇ કોર્ટમાં ઘણું સુધી ચાલ્યો હતો (જુવો પારસી પ્રકાશ. દફતર બીજું સફે ૧૫૫–૫૬). એ બાદ દરેમેહરનું મકાન પુરાતું થવાથી તે નવેસરથી સમારી તેમાં તા૦ ૧૦ મી નવેમબર ૧૮૯૪ ને દીને આદરાનનો કેબલો પાછો તખ્તનશીન કીધો હતો.

## ઇ૦ સ૦ ૧૮૧૭.

### ગંદેવીનું શેઠ જમશેદજી નાનાભાઇ ગજધરવાળું દોખમું.

તા૦ ૨૧ મી એપરેલ ૧૮૧૭.
રોજ ૧૯ માહ ૭ (શે૦) ૧૧૮૬ યજદજરદી.

આજ દીને ગંદેવી ગામમાં શેઠ જમશેદજી નાનાભાઇ ગજ્જદરે પોતાનાં માતાજી બાઇ મોટીબાઇની નઇમેતે એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[એ દોખમાં ઉપર નીચે પ્રમાણે તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદ રાસતી છે. શા૦
"૧૮૭૩ નાં વઇશાખ શુદ ૫ સોમ શ્રી
"દખમું સંપુરણ દખમું શ્રી ગણદેવીનાં
" બેહદીન જમશેદજી નાનાભાઇ હોસંગજી
"ગજ્જદરે બંધાવેલું છે પોતાની માએ
"મોતીબાઇને નામે હજયું છે. એનો કારી-
"ગર અમરતરામ બેચર સુરતનો હતો.
"એ દખમાંની જમીન રેજગામની વેચાતી
"લીધી, વીંઘા ૪।। ૨।। વસા. એની આડ
"ભની વીગત. પોહોળાઇ એ ઓતર
"દખણ ગજ ૧૨૪। જુના દખમાંની દખણ
"દશાએ જમીન ગજ ૭૨।। છે તેની હદની
"દશાએ પોલી છે. માટે લંબાઇએ. એ
"શગડીની ઉગમન દશાની દેવાલની હદની
"આથમણ દશા ગજ ૧૮૧। છે."]

[પારસી પ્રકાશ. દફતર પેહલું સફે ૧૩૫].

## ઇ૦ સ૦ ૧૮૧૯.

### સુરતની નાનપરાની શેઠ કાવશજી રૂસતમજી તમનાવાલી ધર્મશાળા.

તા૦ ૨૬ મી જુલાઇ ૧૮૧૯.
રોજ ૨૫ માહ ૧૦ (શે૦) ૧૧૮૮ યજદજરદી.

આજ દીને સુરત મધે નાનપરામાં મરહુમ શેઠ કાવશજી રૂસતમજી તમનાની નઇમેતે તેવણના ભાણેજ શેઠ પાલણજી કાવશજી અડુગરે જરથોસ્તીઓને સર અવસરે વાપરવાને માટે એક મોટી ધર્મશાળા બંધાવી ખોલ્લી મુકી હતી.

[ સુરતવાળા ડાકટર માણેકજી ખશુખાંજીના જાણ મુજબ એ ધર્મશાળા મરહુમ શેઠ કાવશજી તમનાની છમસીને દાહડે ખોલ્લી મુકી હતી. એ મકાનમાં અસલમાં ફકત પુર્વ તથા પશ્ચિમે બે સાંમ સાંમા ઓટલાઓ હતા, પણ બાજે વખત તે નાનપરાના જરથોસ્તીઓને સરઅવસરે પુરા નહિ પડી શકવાથી એ બંધે ઓટલાઓની વચ્ચેના ઉત્તર દશાના ગાળાપર સુરતવાળા મરહુમ શેઠ મેહરવાંનજી હોરમજજી ફરેઝરે એક બીજો નવો ઓટલો બંધાવી તે તા૦ ૭ મી આગશટ ૧૮૪૫ ને દીને ત્યાંની અંજુમનને સપુરદ કીધો હતો; તથા એજ દીને એ ધર્મશાળાના અસલ બંધાવનાર શેઠ પાલણજી અડુગરના દીકરા મરહુમ શેઠ બેજનજી પાલણજી કોટવાલે એ મકાંનને લગતા અસલ ખત પત્રો વગેરે પોતાના સ્વાધીનમાંથી પંચાયતના સ્વાધીનમાં આપ્યાં હતાં.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૧૪૪–૪૫.]

*** એ ધર્મશાળામાં નીચે મુજબની તખ્તી ઉત્તર દશા તરફના મોહટા ઓટલાવાલી દેવાલમાં જડેલી છે.

"શ્રી દાદાર અહુરમજદની મદદ હોજો.

"મરહુમ શેઠ કાવશજી રૂસતમજી તમના
"રોજ ૨૫ મો માહા ૪ શે. ૧૧૮૮
"તા૦ ૨૭ જાનેવારી ૧૮૧૯ ને દીને
"સુરત નાહનપુરા મધે બેહસ્તનશીન
"થએલા તેઓનાં પુનને માટે તેઓના

"ભાણેજ મરહુમ શેઠ પાલનજી કાવશજી
"અહુગરે પ્રથમ આ ધર્મશાળા બંધાવીને
"રોજ ૨૫ માહા ૧૦ શે. ૧૧૮૮
"તા૦ ૨૬ જુલાઇ ૧૮૧૯ ને દીને ઇંજાવી
"કુલ્લે જરથોસ્તીઓના જાહેર વપરાશ
"માટે ખુલ્લી મુકી હતી.
"મરહુમ શેઠ મેહેરવાંનજી હોરમજજી
"ફ્રેજરે પાછળથી પોતાના ખરચે એ
"ધર્મશાળાનો ઉત્તર દશા તરફના મોહટા
"ઓટલાવાલો ગાલો વધારી મકાનને ઘટતી
"મરામત કરી રોજ ૧૪ માહા ૧૧ શે.
"૧૨૧૪ તા૦ ૭ આગસ્ટ ૧૮૪૫ ને દીને
"ધર્મશાળાને બીજીવાર ઈંજાવી હતી."

*** એજ મુજબ ઉગમણુ દશા તરફના મોહટા ઓટલાવાલી દેવાળમાં નીચે મુજબ તખ્તી જડેલી છે :—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.
"મરહુમ શેઠજી આદરજી ભીખાજી એ
"રાવા રોજ ૨૪ મો માહા ૧૨ મો શેન
"શાહી યજદેજરદી શને ૧૨૫૫ તા૦ ૬
"થી સપતેમબર શને ૧૮૮૬ ને શોમવારે
"સુરત નાહનપુરા મધે બેહસ્તનશીન થયા
"તેઓનાં પુનને માટે તેઓના એશી-
"ઓએ પોતાના ખરચથી મરહુમ શેઠ
"કાવશજી તમનાની ધર્મશાળાના આએ
"ઉગમન દશા તરફના ઓતલા ઉપર
"પથરની લાદીઓ જદાવી છે. જાનેવારી
"શને ૧૮૮૭."]

## વલસાડની મરહુમ શેઠ હોરમજજી ભીખાજી ચીનાઈવાલી દરેમેહર.

આએ વર્ષમાં વલસાડ મધે શેઠ હોરમજજી ભીખાજી ચીનાઇએ એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[ આ દરેમેહરમાં આતશ પરઠેલા ન હતા, પણ ફકત યોજદાથ્રેગરીનાં કામ સારૂં હિંધોલા કાડેલા હતા. એ જગો અસલ દસ્તુર જામાસ્પ ભાઇજીના વખતથીજ દરેમેહર તરીકે હતી. એ પછી તે મકાંન પુરાનું થવાથી આએ વર્ષમાં શેઠ હોરમજજી (કે જેઓ પણ દસ્તુર જામાસ્પ ભાઇજીના વંશનાજ હતા) એ રૂ. ૨૩૨૭ના ખરચી તે નવેસરથી પાછી બંધાવી હતી, અને તેમાં ચેરાગ, વગેરેનો ખરચ તેવણ પોતાની હૈયાતી સુધી પુરો પાડતા હતા. આ માટે એવણે પોતાનું છેલ્લું વશીઅતનામું કે જે તા૦ ૨ જી મેએ ૧૮૪૦ ને દીને કીધું હતું, તેની ૯ મી કલમમાં નીચે મુજબ લખ્યું હતું :—

"......તથા દરેમેહર એક વલસાડમાં છે તે પણ હમે બાંધી છે. પણ એ મધે આતશ આદરાંન નથી, ફકત રોજ ચેરાગ રાતનાં મુકે છે તેનાં પરશનાં ખરચનાં દર શાલ હમો આપીએ છે......"

એ પછી મરહુમ શેઠ હોરમજજીનાં મરણ બાદ તેમની નઇઓતે તેમના વારેસો શેઠ ખરશેદજી તથા જાંહગીરજી હોરમજજી ચીનાઇએ તા૦ ૧૩ મી મારચ ૧૮૪૭ ને દીને પોતાને ખરચે એ દરેમેહરમાં આતશ દાદગાહ તખ્તનશીન કરાવ્યા હતા. ]

[પારસી પ્રકાશ. દફતર પેહલું સફે ૧૪૭.]

# ઈ૦ સ૦ ૧૮૨૦.

## તારાપોરની શેઠ વીકાજી મેહરજીવાલી દરેમેહર.

તા૦ ૯ મી જુન ૧૮૨૦.
રોજ ૯ માહ ૯ (શે૦) ૧૧૮૯ યજદજરદી.

આજ દીને તારાપોર ગામમાં શેઠ વીકાજી મેહરજીએ એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[ એ દરેમેહર બીસમાર થવાથી તે બાદ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવાએ નવેસરથી પાછી બંધાવી તા૦ ૫ મી જુન ૧૮૯૫ ને દીને પરઠાવી હતી, તે વેળાએ મારેલી તખ્તી પર શરૂઆતમાં લખે છે કે :—

"આએ આતશ દાદગાહનું અસલ મકાંન
"પ્રથમ મરહુમ શેઠ વીકાજી મેહેરજી તારા-
"પોરવાલાએ રોજ ૯ મો આદર યઝદ માહ
"૯ મો આદર યઝદ શેહેનશાહી સને
"૧૧૮૯ યઝદેજરદી તા૦ ૯ મી જુન
"સને ૧૮૨૦ ને દીને બંધાવી પરઠાવ્યું
"હતું."]

## દમણની શેઠ મેહરવાંનજી નવરોજજી માણેકજી જુજે ફરાંસીસનાની દરેમેહર.

આએ વર્ષમાં દમણ મધે શેઠ મેહરવાંનજી નવરોજજી માણેકજી જુજે ફરાંસીસનાએ એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[ આ દરેમેરને લગતી ઇમારત ઇ૦ સ૦ ૧૮૩૭ માં શેઠ મેહરવાંનજીના દીકરા શેઠ મનચેરજીના દમણ મધે ભાગવાથી ત્યાંની સરકાર મારફતે વેચાઇ હતી તે બાઇ કુકીબાઇ તે શેઠ દારાબશાહ નશરવાંનજી મોદીનાં ધણીઆંનીએ લઇ પાછી શેઠ મેહરવાંનજીને ૩૪૦૬) ની કીમતે વેચી હતી, અને તેવણે તે તા૦ ૬ થી મારચ ૧૮૩૮ ( રોજ ૮ માહા ૬ (શે૦) ૧૨૦૭ યજદજરદી ) ને દીને દમણવાલા શેઠ કાવશજી મેહરાંમજીની મારફતે પાછી નવેસરથી ઇ-જાવી ત્યાંની અંજુમનને સપુરદ કીધી કીધી હતી. આ માટે દમણની અંજુમને તા૦ ૧૬ મી મારચ ૧૮૩૮ ને દીને શેઠ મેહરવાંનજી ઉપર એક ઉપકાર પત્ર લખ્યો હતો. એ દરેમેહરના દરવાજા પર નીચે મુજબની તખ્તી કોતરેલી છે :—

" ખોદાવંદે અકલો ખોદાવંદે દાદ
"આએ અગીઆરી મેરવાંનજી નવરોજજી માંણેકજીએ બંધાવી."]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૪૬૯.]

## ઈ૦ સ૦ ૧૮૨૧.

### નવસારીનાં શેઠ હોરમજજી મનચેરજી ભાભાવાલાં દોખમાંનો તાંણો.

તા૦ ૪ થી એપરેલ ૧૮૨૧.
રોજ ૩ માહ ૭ (શે૦) ૧૧૯૦ યઝદેજરદી.

આજ દીને નવસારી મધે શેઠ હોરમજજી મનચેરજી ભાભાએ બંધાવવા માડેલાં દોખમાંનો તાંણો પુરવાની ક્રિઆ કરવામાં આવી હતી.

[ એ દોખમાંની સાંમેજ એવણે એક શગડી બંધાવેલી છે તે ઉપર જે તખ્તી મારેલી છે તેમાં આએ ઉપલો દીવસ એ દોખમું તથા શગડી બંધાવાનો કરી લખેલો છે. પણ એ દોખમું તો એની પછી બે વર્ષે એટલે તા૦ ૬ થી મારચ ૧૮૨૩ ને દીને પરઠાયું હતું, જેનો સંપુરણ અહેવાલ તા૦ ૧૭ મી મારચ ૧૮૨૩ નાં મુંબઇનાં "સમાચાર પત્ર"માં છપાયો હતો; જે માટે એમ૦ જામાસપજી શોરાબજી દસ્તુર મેહરજી રાંણા કેટલીક જુની નોધો ઉપરથી અમોને જણાવે છે કે એ તખ્તીમાં લખેલા દીવસે દોખમાનો તાંણો પુરાયો હતો ]

[પારસી પ્રકાશ. દફતર પેહલું સફે. ૧૫૩]

## ઈ૦ સ૦ ૧૮૨૨.

### કલકતાનું શેઠ નવરોજજી શોરાબજી ઉમરીગરવાલું દોખમું.

તા૦ ૨૮ મી જાનેવારી ૧૮૨૨.
રોજ ૨૭ માહા ૪ (શે૦) ૧૧૯૧ યજદજરદી.

આજ દીને શ્રી કલકતા મધે ત્યાંના એક વ્યાપારી શેઠ નવરોજજી શોરાબજી ઉમરીગરે પોતાને ખરચે એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[ આ દોખમાંનો એક ફોટોગ્રાફ એવણના નબીરા શેઠ શોરાબજી શાપુરજી બંગાલી પાસે અમોએ જોયો હતો. તેમાંથી જણાએ છે કે દોખમાંની આજુબાજુની સઘળી જગા એક મોટી દેવાલ બાંધી ઘેરી લીધી છે, અને તેની એક બાજુપર દોખમું બાંધ્યું છે. એ જગા કલકતાની જરથોસ્તી અંજુમનની હતી, અને તેની બીજી બાજુપર આ દોખમું બંધાયા આગમજ ત્યાંનાં જરથોસ્તીઓનાં રવાનોને ભુમીદા કરવામાં આવતાં હતાં, કે જે જગા પણ આજ તુલીક જુદી પાડીને દોખમાંની પેલી મેર સંભાળથી રાખવામાં આવી છે. એ દોખમાંના કંપાઉંડની બાહેરની દેવાલ ઉપર નીચલી બે તખ્તીઓ મારેલી છે :—

" શ્રી દાદાર હોરમજદની મદત છે.
" રોજ ૨૭ માહ ૪ તીર શને ૧૧૯૧
" ઇઅજદેજરદી શને ૧૮૭૮ નાં માહા
" શુદ ૪ વાર સોમે, તા૦ ૨૮ મી
" જાનેવારી શને ૧૮૨૨ અંગરેજી. શ્રી
" જરતુશ્ત પેગમબરના બેલી દીનનાં પારસી
" લોકોને સારૂં હમોએ હમારી જાતી

"મેહનતથી ને પરવરદેગારની મદતથી
"એ નેક બેહશત મુકામની જગો બનાવી
"છે કે આપડી ભલી દીનનાં લોકાને
"કામ લાગે ને હમારી કજાએ જે કોઇ
"આપડી ભલી દીનનાં સાહેબો હોએ
"તેહનાંને લાજમ છે કે એ જગો તથા
"દોખમાંની હમેશાં ખબરદારી કરે.

"લા૦ કમતરીન

"પારસી નવરોજજી બીન શોહરાબજી
ઉમરીગરના."

"Burying ground of the Parsees
"purchased by their voluntary
"subscriptions and surrounded
"with a wall at the expense and
"under the superintendance of
"Nowrojee Sorabjee.
"Erected in Calcutta 28
"January 1822."

એ દોખમાંનો તાંણો પુરવાની તથા તેને પરહવાની ક્રિઆ કરવાને શેઠ નવરોજજી પોતે ઇ.સ. ૧૮૨૧ માં મુંબઇ આવી મોબેદો લઇ ગયા હતા, તથા સઘળી ક્રિઆ અતરેવાલા દસ્તુર એદલજી દારાબજી સંજાણાનાં ફતવા મુજબ કરવામાં આવી હતી.

[એ દોખમાંની સાંમે એઓના દીકરાઓ શેઠો દાદાભાઈ તથા શાપુરજી નવરોજજી બંગાલીએ પછવાડેથી એક શગડી બંધાવી પરહાવી હતી, જે માટે શેઠ દાદાભાઇએ કલકતાની કાંઇ ધર્મની વાડી બાબે એવો બધે ભાઇઓને મરહુમ શેઠ જમશેદજી કુકાજી મજાદનાનાં વીધવા બાઇ હીરાંબાઈ સાથે વાંધો ચાલતો હતો તે બાબેની છાપાછાપીનો જવાબ આપતાં તા૦ ૯ મી જુલાઇ ૧૮૩૨ નાં "મુંબઇનાં જામે જમશેદ" માં પોતાની શહી સુધાં લખ્યું છે કે :—

"બીજું હમારા બાવા બેહેશતી નવરોજજી શોહરાબજીએ હજારો રૂપીઆ ખરચ કરીને આપરી હંમજાતનાં રૂવાંનને વાશતે શ્રી બંગાલામો દોખમું બંધાવેઉ છે. તે શેવાએ પોતાની ગરાસી પ્રમાણે આપણી હંમજાતની બરદાશ કરતા હતા તે શરવેને રોશન છે. તાર પછે તે દોખમાંની શગરીનું કામ બાકી હતું તેવારે હમે શ્રી ચીન ગએલા હતા......તારે હમે શ્રી ચીનથી બંગાલે આવા તેવારે હમારા બેહેશતી બાઇ શાપુરજી સાથે મશલત કરીને હમારેથી બની આવેઉં તે પ્રમાણે આશરે રૂ ૩૫૦૦) ખરચીને શગરીનું કામ તઇઆર કરાવી આપેઉં છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૧૫૯–૨૪૮.]

## સુમાલીની શેઠ કુવરજી માણેકજી મુકાદમવાલી દરેમેહર.

તા૦ ૨ જી મેએ ૧૮૨૨.

રોજ. ૧ માહ. ૮ (શે૦) ૧૧૯૧ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં સુમાલી ગામમાં મુંબઈવાલા શેઠ કુંવરજી માણેકજી મુકાદમે આદરાંનની એક દરેમેહર બંધાવી પરહાવી હતી.

[આ દરેમેહર ઉપર નીચે પ્રમાણે તખ્તી મારેલી હતી :—

"શ્રી દાદાર હોરમજદની મદદથી.
"પારશી શને ૧૧૯૧ ના વરખે રોજ ૧
"ને માહ ૮ સંવત ૧૮૭૮ વૈશાખ શુદ ૧૧
"વાર ગરેઉ પારશી કુંવરજી માણેકજી
"ગારાંવારા મુકાદમ શ્રી મુંબઇનાં રેવા-
"શીએ શી આતશ આદરાંનની દરગા
"બંધાવી છે. તારીખ ૨ મે શને ૧૮૨૨
"ઇશવી.

એ પછી લગભગ ૪૫ વર્ષે એ દરેમેહર રેતીના રૂઠામાં દટાઇ જવાથી ઇ. સ. ૧૮૬૮ માં એવણના ભત્રિજા શેઠ રૂસતમજી શાપુરજી મુકાદમે બીજી જગાપર એવણની નઇએતે દરેમેહર બંધાવી ત્યાં નવેસરથી આદરાંન પરઠાવ્યા હતા. તે દરેમેહર પણ બીસમાર થઇ જવાથી શેઠો દાદાભાઇ તથા કાવશજી પાલણજી ચવનાએ બીજી જગાપર એક દરેમેહર બંધાવી તેમાં આએ જુનાં આદરાંન તા૦ ૧૨ મી એપરેલ ૧૮૮૭ ને દીને પરઠાવ્યા હતા.

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૧૬૦]

## મુંબઈની બાહેરકોટની મરહુમ શેઠ મનચેરજી બહમનજી શેઠનાની દરેમેહર ફરીથી પરઠાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૨૫ મી નવેમબર
૧૮૨૨ ને વાર શોમે.

શ્રી મુંબઇ મધે કોટ બાહેર શવરગવાશી શેઠ આ૦ મનચેરજી બહમનજીએ જરતોસ્તી તોલાનાં લોકોને દરેમેહર એટલે જે અગીઆરી બાંધી આપી હતી તે ઘણી જુની થાઇ તેથી ફરી ભોંએમો બેશી ગીએલી હતી તે અગીઆરીને હમણાં શવરગવાશી શેઠ આ૦ શોહો-

રાબજી માણુકજીનાં વારશો છે તેણાંવોએ બીજી અમારતો તેહને લગતી વેચાતી લઇ ને મોટી જગો કરી ઘણો મજબુત પાએઓ ઘાલીને ઉંચી ભરણી કરીને તે ઉપર શ્રી જરથોશતી દીનનાં ચાલ પ્રમાણે નવી અગીઆરી બાંધી. પછે હમણે રોજ ૧૭ મે માહ ૨ જે રશમી માહ ૩ જો કદમી શને ૧૧૯૨ શ્રી ઇઅજદ-જરદી તા૦ ૧૯ મી નવેમબર શને ૧૮૨૨ અંગ્રેજી શંવત ૧૮૭૯ નાં કારતક શુદી ૫ ને સોમેને દીને શવરગવાશી શેઠ આ૦ શોહેરાબજી માણેકજીનાં નામે ઈજાવી અને આતશ આદરાંન નવા બનાવીને પરઠેઆ તે દીને મોટી રામશની થઇ તેહમો દશતુરો તથા મોબેદો તથા બેહદીન લોકોનાં શેઠીઆઓ એટલે જે શર્વે જરતોસ્તી ટોલાના લોકોથી મોહોટી શભા ભરાઇ હતી અને ભારી ખુશી ખુશાલીથી જશન થાઇઉં હતું. પરમેશ્વર શરવે કોઈને હેવી મંનછા આપે જે હેવાં પુંનનાં કામ કરે.

પણ જાણવું જોઇએચ જે એ અંધેઆરૂનાં શેઠીઆનાં ટોલાની દોલત શવરગવાશી અંધેઆરૂ માણુકજી શેઠથી કેહવાએછ. પણ માલમ પડતું નથી જે કીહા શવખતમો શપુનાઇથી એ દોલત મલી હશે. કાંએ જે તે વખતમાં તે વડવા લોકોએ તો શ્રી જરથોશતી ટોલાના લોકોને શારૂં ઘણાં એક પુનનાં કામો કરી ગીએલા છે તે પુનાઇનું નામ લેહણું આજદીન સુધી ચાલે છે. અને તે શવરગવાશી માણુકજી શેઠ પછે તેહનાની પેહડી દર પેહડીથી તે આજ દીન સુધાં ઘણુંએક ધર્મનાં કામ ચાલુ રહેલાં છે. અને તે ધર્મનાં કામોની પુનાઇથી એ શેઠીઆની ટોલાનાં લોકોમો દોલતમી ચાલતી આવે છે. અને અસલથી એ લોકોનાં વડવાવોએ ધર્મનાં ધારા બાંધેલા છે તે મધે કશું વધઘટ થાતું નથી. તે ધારા પ્રમાણે આજ દીન સુધી ચાલે છે. અને હેવો ધરમાતુ ટોલો શ્રી જરતોશતી ફીરકાનાં અંધેઆરૂ લોકોમો શ્રી હિંદોશતાનથી તે ઇરાંન દેશ સુધી બીજો કોઈ નથી. હેવી વાતો ઉપર એક મોલવી મુલાં જાંમી નામના માહનીદેઆરાંન કવેશરે ફારશીમો એક કવેત કહેલું છે તેથી એ જગોપર ઘટારત જાણીને મીશાલ આપી છે.

در اولادش کرم رسم قدیمست
کریم ابن الکریم ابن الکریم است

હેનો અર્થ એ છે જે હેની પેહડી દર પેહડીએ શખાવતનો અસલથી ચાલ છે. તેથી કરી શખીનો છોકરો શખી અને વલી તેહનો છોકરો શખી છે એટલે જે જેહનાં વડવાઓથી શખાવતની ચાલ પડી હોએ તેની પેહડી દર પેહડી શખાવતનું કામ ચાલુ રેહ.

મુંબઇ સમાચાર, તા૦ ૯ મી ડીસેમબર
૧૮૨૨ ને વાર શોમે.

ચુક—તા૦ ૨૫ મી ગીઆ નવેમબર મહીનાંનીએ શ્રી મુંબઇના સમાચાર પત્ર મધે પાંને ૩૭૬ ઠે પેહલી કલમમો ચોથી આર મધે છાપેલુ છે જે શવરગવાશી શેઠ અંધેઆર શોહેરાબજી માણુકજીનાં નામે ઈજાવી. એ જગો ચુક છે. તે જગો એ રીતે જોઇએ જે શવરગવાશી શેઠ આ૦ મનચેરજી બહમનજી તથા શવરગવાશી શેઠ આ૦ શોહેરાબજી માણેકજી એ બંધે શાહેબોને નામે ઈજાવી.

## ઈ૦ સ૦ ૧૮૨૩.

## સુરતની મરહુમ શેઠ રૂસતમજી અસપંદીઆરજી આરીટનવાલી દરેમેહર.

તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૨૩.
રોજ ૧૭ માહ ૪ (શે૦) ૧૧૯૨ યજદજરદી.

આજ દીને સુરત મધે રૂસ્તમપરામે દસ્તુરજી વાલા મોહલામાં મરહુમ શેઠ શાપુરજી બચાભાઇ દોટીવાલાનું બંધાવેલું આદરાંન કે જે ગયે વર્ષની આગમાં બળી ગયું હતું, તે પાછું તેમના એક કુટુંબી શેઠ રૂસતમજી અસપંદયારજી આરીટનવાલાએ બંધાવી તેમાં નવા આદરાંન તખ્તનશીન કીધા હતા.

[ આ દરેમેહર ઉપર ફરસી તખ્તી મારેલી નથી, પણ એના નવેસરથી પરઠાયાનો ઉપલો દાહડોવાર રૂસ્તમપરાંવાલા દસ્તુર દારાબજી ખરશેદજી દારાબ પાલણના એ મેલવી આપ્યો છે. ]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૧૬૬ .]

** એ દરેમેહર બીસમાર હાલતમાં આવવાથી તે બંધ કરી તેની પડોસમાં એક બીજી નવી દરેમેહર બાઈ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં વીધવાએ પોતાના ખાવંદનાં નામથી બંધાવી તે તા૦ ૧૭ મી મારચ ૧૮૫૩ ને દીને પરઠાવી હતી.

## નવસારીનું મરહુમ શેઠ હોરમજજી મનચેરજી ભાભાવાલું દોખમું પરહાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૧૭ મી મારચ ૧૮૨૩ ને વાર શોમે.

એક ઘણું મોહટું ધર્મનું કામ જે મોહોટી પુંજીવાલો કરતાં આચકો ખાએ તે કામને નાધલી પુંજીવાલો કરીને ઉભો રેહ તે જોઇને લોકો ઘણાજ અચરત થાએ. અને તેહને શરવે કરતાંને ઘણુંજ ભલું કેહવાએ તેહવા નવાઇનાં બનાવનું નીપજવું હમણાં આપણ લોકોનાં જોએઆમો તથા શાંભલેઆમો આવીઉં છે તે એ છે જે

શ્રી નોશારી કશબા મધે પારશી લોકોની ઘણી વશતી છે તાંહાં પારશી લોકોનું દોખમું કે જેહને દાંમું કરીને બી કેહછે તે મધે પારશી લોકો પોતાનાં રવાંન મુકે છે તે દોખમું ઘણુંજ જુનું થાઇ ગીઉં તેથી તે તરફનાં ગરીબ લોકોને ઘણીજ અગવડ પડવા લાગી પણ તે લોકો પાશે એટલો દરવ નહીં કે કાંઇ ઉઘરાંણું કરીને બીજું નવું દોખમું બાંધે. કાંએજે તેહને બાંધતામો ઘણો એક દરવ ખરચ થાએ છે તેથી તે લોકો લાચાર હતા તે વાત શઘલા દેશાવરોનાં પારશી લોકોમાં પરગટ હતી પણ હેવાં રૂડાં કામ ઉપર ખરચ કરવાની કોઈ પારશીની હીમત ચાલી નહી. તે વાત શ્રીમુંબઇ મધે એક પારશી નાંમે હોરમજી મંનચેરજી એદલજી ભાભો કેરાંવાલો કરી કેહેવાએ છે તેણે શાંભલી તે પારશી અસલ રેહેવાશી શ્રી નોશારીનો છે તેહને એ કામનો ઉલટ થાએઓ. તેહવારે તેણે વીચારીઉં જે માહરા પાશે પુંજી થોડી છે તેથા કરી મારી શઘલી પુંજી ખરચ કરતાં એ કામ નીપજશે અથવા નહી નીપજે. તેહવારે વીચાર કરીને શ્રી નોશારીનાં દેશાઇ તા૦ દશતુરથી વીચાર લઇને ધારીઉં જે માહરી શત્રલી પુંજી ખરચ કરતાં દેશાઈ તા૦ દશતુરની મદદથી એ ભલું કામ નીપજી આવશે.

તેવો પકો વીચાર કરીને પછે પરમેશર જે શરવેની ફડી આશાઆને પાર પાડનાર છે તેહનું પવીતર નામ લઇન એ રૂડું દોખમું બાંધવાનું કામ રોજ ૭ મે માહા ૬ રશામી માહા ૭ મે કદમી શને ૧૧૯૦ ઇઅજદજ-રદી તારીખ ૯ મી મારચ શને ૧૮૨૧ અંગ્રેજી શંવત ૧૮૭૭ નાં ફાગણ શુદી ૬ ને શુકરે ને દીને ચાલુ કીધું. પછે પરમેશરની દઆથી તે દોખમાનું કામ ઘણુંજ મજબુત અને પાક પથરનું ચીરાબંદ ૧૯૫ પાવીનું હમણે શમાપત થાઈઉં. તે વીશેનું શ્રી નોશા-રીથી સઘલી ઉપમાનું પરભાડું એક કાગજ આવીઉં છે તે મધે એ પારશી વીશે હેઠલી તો વખાણ લખે છે જે તે શઘલી બોલવાનું તો કાંઇ કારણ નથી પણ લખે છે જે જે-વારે પારશી હોરમજજી મનચેરજી ભાભો શ્રી મુંબઇથી શ્રી નોશારી દોખમું ઇજાવા શારૂં આવેઓ તેવારે ઘણાંએક લોકો તથા દેશાઇજી તથા દશતુરજી અને તે વનાંએ શરવે મોહોટા લોકો દશબાર કોશ શુધી શાંમણે લેવાને ગઆ હતા. તે લોકો ઢોલલાંમાં શુધાં ઘણીએક ધામધુમ અને આદરભાવથી શ્રી નોશારી મો લાવેઆ. તેવાર પછે રોજ ૪ થો માહા ૬ ઠો રશમી માહા ૭ મો કદમી શને ૧૧૯૨ ઇઅજદજરદી તારીખ ૬ થી મારચ શને ૧૮૨૩ અંગ્રેજી શંવત ૧૮૭૯ નાં ફાગણ વદી ૯ ને ગરેઉને દીને તે દોખમું ઇજાઇઉં. તે દીને શ્રી નોશારીનાં તથા બીજા શઘલા દેશાવરોનાં પારશી લોકોની હેવી તો ભારે થઠ ભરાઇ હતી જે માણશને ઉભુ રેહવાની જગા પણ નહી મલી.

અને શદા નોશારી કશબામો પારશી લોકોનું નેઆતનું જમન થાએ છે તેહવારે ૩૦ મણ ચોખાથી વધુ થાતા નથી પણ એ દીને એ ભાએગવન પારશીએ નેઆતનું જમણ કીધું તેથી ૧૧૦ મણ ચોખા જમાએઆ તે હશાબથી હેવું માલમ પડે છે જે શ્રી નોશારી કશબાના ૩૦૦૦) ત્રણ હજાર પારશી લોકો તથા દેશાવરનાં ૭૦૦૦) શાત હજાર પારશી લોકો મલીને ૧૦૦૦૦) દશ હજાર પારશી લોકો એકઠા થાએઆ હતા અને એ વનાંએ માશ ૨ આગમજથી હજારો પારશી લોકોએ તે જગો દોખમું જોવાને આવજાવ કીની તેથી જાથુક ૨ મહીનાં સુધી દરરોજ મેલો ભરાએઆ તે જુદો. અને વલી એ દોખમું જોવા શારૂં હજારો હીંદુ લોકો તથા શ્રી વરોદરાવાલો શીતારાંમ બાપુ પોતાની મોહોટી શવારી સુધાં તથા નોશારીવાલો મોહોટો અમાંન જમાદાર પોતાની શવારી શુધાં તથા શ્રી શચીનવાલો નવાબ બાલુ પોતાની માહા-

બારાત શવારી શુધાં તથા શ્રી નોશારીવાલો બાપુજી પોતાંની મોહોટી શવારી શાથે તથા કેટલાંએક ગામડાંઓના દેશાઇઓ શરવે એ દોખમું જોવાને આવેઆ હતા તે શરવે શાહેબોએ હુંક પુજીના પારશીની હાની મોહોટી હીમત જોઇને ઘણુંાંજ આશીરવાદ દીધા.

અને જે દીને એ દોખમું ઇજાઇઉં તે દીને હેવો તો બારે મેલો થાએઓ હતો જે શ્રી નોશારીના વશનારા ઘરડા લોકો કેહવા લાગા જે હમોએ હમારા જનમમો તથા હમારા વડાઓની પોતાનાં જનમમો હેવો બારે મેલો એ કશબામો કધી નથી જોએઓ અને એ પારશી હોરમજજીએ પોતાનું ધારેલું કાંમ શુદ્ધ થાએઆથી મયન થઇને એક વજીફો ૪૦ વીંઘા ભોંએનો વેચાતી લઇને શ્રી નોશારીનાં પોતાનાં દસ્તુરજીને પગે લાગી ભેટ કીધો. તેથી કરી શરવે એ પારશીની હીમત જોઇને ઘણુંાંજ આશીરવાદ દેવા લાગા. અને એ પારશીની મોહોટી નામદારી થાઇ.

હવે જાંણવું જે આપણા લોકોમાં કેહવત છે જે શું પુજી છે તે મરશે તારે છાતી ઉપર બાંધીને શાથે લઇ જાશે. તે ખરી કેહવત છે કાંએજે જે કોઈ મરેચ તે પોતાની પુંજીને છાતી ઉપર બાંધીને શાથે નથી લઇ જાતું. પણ એ પારશીએ હેવું રૂડું કાંમ કીધું છે જે નીશચે પોતાનો પઇશો છાતી ઉપર બાંધીને શાથે લેઇ જાશે કે એથી તે ભવમો મનમાનતું શવરગ પાંમશે. કાંએજે એ ધણીએ આએ ભવની નામદારી તથા તે ભવનું શવરગ હાથ કીધું છે.

અને ધારેઆમો આવેછે જે એ પારશીને એ દોખમાંને માથે આશરે રૂ. ૩૦૦૦૦) તીશ હજાર ખરચ થાએઆ હશે. પણ પરદેશના પારશી લોકો જે એ દોખમું જોવા શારૂં ગએઆ હતા તે શરવે લોકોને આશરે રૂ. ૨૦૦૦૦૦ બે લાખ ખરચ થાએઆ હશે. વારૂં આજના વખતમો એ થોડી પુંજીવાલા પારશીએ પોતાનાં શઘલાં ભવની શપુંજી હાવાં માહાભારત ધરમનાં કાંમ ઉપર ખરચ કીધાં તેથી ધંન હોજો હેને તથા એનાં ફરજંનદાન ફરજંદોને. અને પરમેશર કરશે તો એણે જેટલો દરવ એ રૂડાં કાંમ વીશે ખરચ કીધો છે તેહનો બમણો થોડા દાહાડામો પોતીકાં બચાંઓને શારૂ પણ મેલવશે. એ વાતને શત કરી જાંણવી.

હવે જાંણવું જોઇએ છે જે હમણે જોએઆ તથા સાંભલેઆમો આવે છે જે શ્રી સુરતનું પારશી લોકોનું દોખમું પણ ઘણુંજ જુનું થઈ ગીઉં છે તેથી કરી તાંહાં પણ હેવું દોખમું બાંધવું ઘણુંજ અગત છે. અને ધારેઆમો આવે છે જે એ શ્રી નોશારીનાં દોખમાં કરતાંને શ્રી સુરતના દોખમાંને બમણા દરવ ખરચ થાએ તેથી કરી એકાએક કોઇ પારશીની હીમત ચાલતી નથી પણ કોઈ પરમેશરનો લાલ હીમતવાલો હોએ અને એબલો એ રૂડું કામ કરવા ચાહે તો કરી શખે. પણ જેહનાં ધન ભાએગ હોએ તે હેવાં રૂડાં કામનું બીડું જહડફે અને નહી તો પારશી લોકોને ઘટેચ જે એ રૂડાં કાંમનાં ઉઘરાણાંનાં કાગજ કરીને શઘલા દેશાવરોના પારશીઓ ઉપર મોકલે તો પરમેશરની દએઆથી ૧ મહીનાંમો એટલું ઉઘરાંણું થાઇ શખે અને કોઇને કાંઇ ભારી પણ પડે નહીં. અને એ ભલું કામ થોડા દાહાડામો નીપજી આવે. કાંએજે હાલ વીચાર કરવો જોઇએચ જે શ્રી નોશારીનાં દોખમાંને માથે શું ખરચ બેઠો. અને શેહજ દેશાવરનાં પારશી લોકો તે દોખમું જોવાને આવેઆ ગીઆ તે લોકોનો શું ખરચ ગણાએઓ. તે વીચારથી એ શ્રી શુરતનાં દોખમાંનું કામ કરવા ચાહે તો એક મહીનાંમો ચોકશ નીપજી આવે. પણ એ નથી બનતું હેનું એક કારણ દીશે છે તે કેહવાઈ શખાતું નથી. વાંચનારા સાહેબો પોતાનાં વીચારથીજ સમજશે. બોલવાનુ કાંઇ કારણ નથી.

*** આ દોખમાંની સાંમેની એવણેજ બંધાવેલી સગડી ઉપર નીચે પ્રમાણેની તખ્તી કોતરેલી છેઃ—

"સંવત ૧૮૭૭ નાં વરખે ચેત્ર શુદ ૨
"વાર બુધે રોજ ૩ અરદીબેહશત માહ ૭
"મેહર શને ૧૧૯૦ નેવું એજદેજરદી. નેક-
"નાંમ બેહદીન શ્રી ૫ હોરમજજી મનો-
"ચેરજી ઉરફે બેકેરાએ શ્રી પાખ દૂખમું
"તથા સગડી બંધાવું છે. મુમબઇનાએ."

એ તખ્તીમાં જણાવેલા દીવસે આગલ સફે ૨૯) મે જોયા મુજબ એ દોખમાંનો તાંણો પુરાયો હતો.

## સુરત મધે રૂસ્તમપરામાં દસ્તુરજીવાલા મોહલામાં ઉભરેવાલા પટેલ મેહરજીભાઈ તથા નાનપરાવાલા શેઠ રતનજી છીબરાજીએ બંધાવેલી દરેમેહેર.

તા૦ ૨૦ મી સપટેમબર ૧૮૨૩.

રોજ ૨૨ માહ ૧૨ (શે૦) ૧૧૯૨ યજદજરદી.

આજ દીને સુરત મધે રૂસ્તમપરામે દસ્તુરજીવાલા મોહલામાં ઉભરેવાલા પટેલ મેહર

જીભાઇ તથા નાનપરાવાલા શેઠ રતનજી છીબરાજીએ એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[ એ દરેમેહર અસલમાં પાલણજી હોમાજી શેઠ નામના બેહદીને બંધાવેલી હતી, પણ તે ઇ૦ સ૦ ૧૮૨૨ ની મોટી આગમાં બળી જવાથી પાછી નવેસરથી ઉપલા બંધે ગ્રહસ્થોએ બંધાવી હતી વળી એ પણ જુની થઇ પડી ભાગવાથી પાછળથી મુંબઇવાલા શેઠ પેશતનજી નશરવાંનજી બાટલીવાલાએ તે ફરી નવેસરથી બંધાવી આપી હતી.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૧૭૧.]

## સુરતનાં મરહુમ શેઠ દાદાભાઈ નશરવાંનજી મોદીની નઇઅતે બંધાવેલાં આતશબેહરાંમ પરઠાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૧૩ મી અકટોબર ૧૮૨૩ ને વાર સોમે

જાહેર ખબર.

શ્રી દાદાર હોરમજદ જે બંધે જેહાંનનો પેદાનો કરનાર અને પોતાની કુદરતથી પોતાનાં નુરમેથી આફતાબ તથા શેતારાઓ તથા આતશને નુરનો બખશનાર અને ખાકી બંદાઓને મોટાઈનો આપનાર અને નેક કાંમની ઇઆરીનો પોંહચાડનાર અને ખાકી બંદાઓની ચાહેલી નેક મોરાદને ઉતાવલે બર લાવનાર છે ને દાદરની ઇઆરીથી અને માજદીઅશની દીનનો શાચો પેગમબર જરથોશત અશપંતમાંનની નુરને કેબલો કરવાની નેક રેહનોમાઇથી એક નેક કાંમ થોડા દાહાડામો બની આવીઉં તે ઉપર ઘણો એક શોકર ગોજાર થાઇને શ્રી શુરત શેહેરનાં તથા શ્રી નોશારી તથા શ્રી ગનદેવી તથા શ્રી બીલીમોરા તથા શ્રી વલસાડ તથા શ્રી ઉદેપોર કશબાનાં તથા શ્રી મુમબઇ બંદરનાં તથા શ્રી ભરૂચ બંદરનાં તથા શ્રી ગોદાવરાંનાં તથા શ્રી ખંભાએતનાં અને અંરનાએ સઘળાં શેહેર તથા ગામોના વશનારા પાક અને ભલી માજદીઅશની દીનનાં દશતુરો તથા મોબેદો તથા બેહદીનોની શમશત અંજુમનોની ખીદમતમો શ્રી મુમબઇ બંદરેથી વાડીઆજી હોરમજી બમનજી જાહેર કરે છે જે નેકનાંમ ગરોશમાંની જેનતમકાંની બેહદીન દાદાભાઇ નશરવાંનજી મોદીની નઇએતે એ બેહશતીની માતાજી ગરોશમાંની બેહેશતમકાંની બાઇ નવાજબાઇએ શ્રી શુરત શેહેર મધે શ્રી આતશબેહેરાંમ પરઠવાનો નેક એરાદો કીધો હતો તે એરાદા ઉપરથી હમણે બેહેશતી દાદાભાઇ નોશરવાંનજી મોદીની ઘરીઆંણી બાઇ જેઆઇબાઈ તે બેહેશત મુકાંમ વાડીઆજી બમનજીનીં બેટીએ પોતાની સાસુનું નેક કાંમ ધારેલું પોતાની ઘણીએક ખાએશથી બજા લાવવા શારૂં એ બેહેતર કાંમ શરંજામ પોંહોચાડવાનો અખતીઆર પોતાનો ભાઇ જે આએ જાહેરનો કરનાર છે તેહને શોફેઓ. તેહવારે એ અરજનાં કરનારે પાક પરવરદેગારની મદદથી પોતાની બેહેનની નેક ખાહેશ પરમાંણે એ મોબારક કામને શરંજામ પોહોંચાડવાની તઇઆરી કીધી છે વાશને ઉપર કહેલાં શરવે શેહેરો તથા કશબાઓ તથા બંદરો તથા ગાંમોનાં રેહવાશી પાક જરથોશતી ફેરકાનાં લોકોને જાહેર કઇ છેઉં જે શ્રી શુરત શેહેર મધે રોજ ૧૭ મો સરોશ ઇઅજદ માહા ૨ જો અરદીબેહેશત અમશાશપંદ શેહેનશાહી શને ૧૧૯૩ ઇઅજદેજરદી તા૦ ૧૯ મી નવેમબર શને ૧૮૨૩ અંગરેજી હીશાબી શવંત ૧૮૮૦ નાં કારતક વદી ૧ ને વાર બુધે, એ મોબારક દીને શહવારનાં આશરે કલાક ૯ ને અમલે પાક પરવરદેગારનાં હોકમથી પાક જરથોશતી દીનનો પાદશાહ શ્રી આતશબેહેરાંમ શાહેબ તખતનશીન થાઇને પાક જરથોશતી ફેરકાનાં નેક લોકોને ખોશહાલી હાંશેલ કરશે. તે વેલાએ શરવે ભલી માજદીઅશની દીનનાં નેક લોકોને શજાવાર છે જે શ્રી આતશબેહેરાંમ શાહેબની હજુરમો પોંહોચી શવાબનો બેહરો હાંશેલ કરવો. વાશતે મેહરબાંનગી કરી એ મોબારક વખત ઉપર ઉપર કહેલી શરવે જાગાઓનાં રેહવાશી પાક જરથોશતી ફેરકાનાં લોકોને રાશત એતેકાદથી આવવું ઘતારત છે. એજ અરજ.

તા૦ ૯ મી અકટોબર ૧૮૨૩.

---

મુંબઇ સમાચાર, તા૦ ૨૪ મી નવેમબર ૧૮૨૩ ને વાર શોમે.

શ્રી શુરતથી તારીખ ૧૯ મી નવેમબરનો લખેલો પરભાડો કાગજ આવેઓ છે તે મધે શ્રી જરથોશતી ફેરકાનાં પારશી લોકોને વાંચવા જોગ મોટી ખોશખબરી લખી છે જે શ્રી શુરત મધે તા૦ ૧૯ મી ચાલતા મહીનાની બુધવારને દીને રશમી પારશી લોકોનાં શ્રી આતશબેહેરાંમ શાહેબ તખતનીશીન થાઇને કુલ શ્રી જરથોશતી ફેરકાનાં લોકોને મોટી ખોશહાલી અને ભારે રાંમશની હાંશેલ કીધી. અને એ દને જશન કીધું તાંહાં તમાંમ શુરતને લગતાં ગાંમડાંઓનાં તથા શ્રી ભરૂચનાં

તથા બીજાં ગાંમોના દસ્તુરો તથા મોબેદો તથા બેહેદીનોની હેવી તો ભારે થઠ અને મેલો ભરાએઓ હતો અને હેવી તો રાંમશની થાઇ હતી જે કદી હેવો પારશી લોકોનો મેલો શ્રી શુરતમો કોઇનાં જોએઆમો આવેઓ હશે નહી અને એટલું તો લોક મલીઉં હતું જે તેહનો કાંઇ હશાબ નીકલે નહી. અમશશક્કું થોડાંમાં થોડું એખલું શ્રી ભરૂચનું ૧૦૦૦ એક હજાર માણશ આવેલું હતું. અને એ દને શરવે જરથોશતી ફેરકાનાં લોકો એ નેક કાંમનાં કરનારને આફરીન આફરીન કરવા લાગા. અને હેવી તો રાંમશની થાઇ જે મારેથી કાંઇ વખણાઇ શકાતું નથી અને એ જશન થાએઆ પછે શખાવત પણ ઘણીજ શારી થાઇ. અને જે દીનથી શ્રી મુંબઇથી વાડીઆજીના છોકરાઓ શ્રી શુરત પધારેઆ છે તે દીનથી તે શાહેબ લોકોએ ગરીબ લોકો બાબે શખાવતનો હાથ ઘણોજ લાંબો કીધો છે. અને વળી એજ ખોશહાલીમો એક બીજી મોટી ખોશહાલી એ હાંશેલ થઇ છે જે એ મોબારક જશનમાં શ્રી શુરતનું દોખમું બાંધવાની તનદરોશતી પહડાઇ અને તે જગો ઉપર એ નેક કાંમ બાબે ઉઘરાંણું કરવાનું એક કાગજ લાવી મુકાઉં તે મધે તરત જે કાંઇ રૂપીઆ ભરાએઆ છે તેહની વીગત એ છે જે—

| | રૂપીઆ. |
|---|---|
| આ○ મનચેરજી ભાવનગરીઆ.. | ૧૦૦૦૦ |
| પારશી માંણુકજી વખારીઆ...... | ૭૦૦૦ |
| તેહમુલજી ધનજીભાઇ હાતડીઆ... | ૧૧૦૦ |

અને એ વનાંએ બીજાં ઘણાં શાહેબોએ રૂપીઆ ભરા છે પણ કાંઇ ચોકશ માલમ પડીઉં નથી વાશતે હવેથી એ સઘળી ચોકશ ખબર વીગતવાર શુધાં કાલ દીને લખી મોકલીશું. આજે કાંઈ ચોકશ લખાઇઉં નથી.

તારીખ ૧૯ મી નવેમબર શને ૧૮૨૩

હવે એ સમાચારનાં વાંચનારા દેશાવરવાલા જરથોશતી ફીરકાનાં શાહેબ લોકોને માલુમ થાએજે જે દીને શ્રી શુરત મધે શી આતશબેહેરાંમ શાહેબ તખતનીશીન થાએઆ તેજ દીને શી મુમબઇ મધે પણ નેકનાંમ શેઠ વાડીઆજી હોરમજજી બહમનજીએ પોતાની બેહેન જીઆઇજીની ખુશી પરમાંણે તેહનાં ધણી બેહેશતી દાદાભાઇ નોશેરવાંનજી મોદીને નાંમે ચંદનવાડી આગલ પોતાનાં આદરીઆંનમો હેવીજ ધામધુમ તા○ ખોશી ખોશહાલી સાથે મોટું જશન કીધું હતું અને નેઆતનું જમણ કીધું હતું. તે વેલાએ શી મુમબઇ મધે પણ ભારે રામશની થાઇ હતી.

મુંબઇ શમાચાર, તા○ ૧ લી ડીસેમબર ૧૮૨૩ ને વાર શોમે.

ગએઆ શમાચાર મધે પારશી લોકોને જાંણ પડવા શારૂં શ્રી શુરતનાં આતશબેહરાંમ વીશે કાંઇએક પરગટ કીધું હતું અને તેહની ચોકશ ખબર આપવા વીશે આએ શમાચારનો ભરોશો આપેઓ હતો તેથી જે કાંઇ હમણે ચોકશ ખબર આવી છે તે પરગટ કરવા જોગ જાંણી પરગટ કીધી છે.

હેવું કેહછે જે શ્રી શુરત શેહેર વશેઆને ઘણાંએક વરસ થાએઆં અને શ્રી શુરત મધે પારશી લોકોની વશતી થાએઆને પણ ઘણાં એક વરશ થએઆં અને વલી કેટલાએક લોકો હેવું ચોકશ કરી કેહ છે જે શ્રી શુરત શેહેર મધે પારશી લોકોની વશતી થાએઆને આજ આશરે ૩૦૦ વરશ થાએઆં હશે તે દાહડાથી તે આજદીન શુધીનાં લોકો શ્રી શુરત મધે શ્રી આતશબેહેરાંમને તખતનીશીન થાવાનાં ઉમેદવાર હતા અને ઘણાએક નામીચા અને દોલતમંદ અને શખી દેલના પારસી લોકો શ્રી શુરત મધે થાઇ ગીઆ પણ કોઈ શાહેબે એ નેક કાંમનું બીડું જડરીઉં નહી. અને વળી હમણાં થોડાં વરશ ઉપર શ્રી મુંબઇ મધે પણ કોઇ નાંમીચા શાહેબે એ નેક કામનો બેહરો હાંશેલ કરવા ઉપર એરાદો કીધો હતો પણ તે શાહેબનો એરાદો બજા આવી શખેઓ નહી. તેથી શ્રી શુરત શેહેરનાં પારશી લોકોનો ટોલો શ્રી આતશબેહરાંમ શાહેબનું તખત શ્રી શુરત મધે જોવાનો ઉમેદવાર રહી ગએઓ હતો તે ટોલાની ભલી ઉમેદને બર લાવવા શારૂં હમણે નેકબખત પાક દામન બાઇ જેઆઇબાઇ તે વાડીઆજી બહમનજીની બેટી દાદાભાઇ નોશેરવાંનજી મોદીની ધરીઆંણી થાએ તે બાઇએ હીમત કીધી. શા ઉપરથી જે બેહેશતી નોશેરવાંનજી દાદાભાઇ મોદીની નેક કમાઇની દોલત હતી તે શાહેબે પોતાની ગુજરતી વેલાએ પોતાનો છોકરો દાદાભાઇ બચું હતો તેથી પોતાની ધણીઆણી બાઇ નવાજબાઇને શોંપી હતી તે બાઇએ તે દોલતને જાલવીને પોતાના બેટા દાદાભાઇને શારૂં રાખી પણ એતેફાક એવો બનેઓ જે તે બેટો દાદાભાઇ પણ બેહેશતી થાએઓ તેહવાર પછે બાઇ નવાજબાઇએ પોતાની હએઆતીમો પોતાનાં બેહેશતી છોકરાને નામે શ્રી શુરત મધે આતશબેહરાંમ કરવાનો એરાદો કીધો. તેટલામોં તે બાઇની પણ કજા આવી પોંહોચી તેહવારે પોતે ગુજરતી વેલાએ પોતાની વહુ બાઈ જીઆઇ-

આઇને એ કામ બજા લાવવાની વશીઅત કીધી તે ઉપરથી પોતાની બેહેસત મુકામ શાસુનો હોકમ બજા લાવીને પોતાનાં ભાઇ નેકબખત શખીદેલ બોલંદ હીમત વાડીઆજી હોરમજી બહમનજીની મારફતે શ્રી સુરત મધે પોતાના ધણી જનંતમકાંની દાદાભાઇ નોશેરવાંનજી મોદીની નઇએતે આતશબેહેરાંમ શાહેબને તખતનીશીન કરવાનો નેક એરાદો કરી જાવેદાંન સુધાની બંધે જાહાંનની નેક નાંમીનું કાંમ જારી કીધું હતું. તે મોબારક કાંમ શરંજાંમ પોહોચેઆથી શ્રી શુરત મધે રોજ ૧૭ મે શરોશ માહ ૩ જે ખોરદાદ કદમી માહ ૨ જે અરદીબેહેશત રશમી શને ૧૧૯૩ ઇઅજદજરદી. તારીખ ૧૯ મી નવેમબર શને ૧૮૨૩ અંગરેજી ઇશવી. તારીખ ૧૫ મી રબીઓલ અવલ માહા મુશલમાંની શને ૧૨૩૯ હેજરી. શંવત ૧૮૮૦ નાં કારતગ વદી. ૧ શાકે શાલીવાંહન ૧૭૪૫ વાર બુધે એ મોબારક દીને ગરોશમાંની જનંત મકાંની દાદાભાઇ નોશેરવાંનજી મોદીની નઇઅતે શ્રી સુરત મધે આતશબેહેરાંમ શાહેબ તખતનીશીન થાઇને કુલ જરથોશતી પારશીનાં ટોલાને ઘણું એક વરશે મોટી રાંમશની અને ખોશહાલી હાંશેલ કીધી. એ નેક કામ કરનાર બાઈ જેઆઈબાઈની નેક મનશનીની હેમત ઉપર આફરીન અને શદ હજાર આફરીન હોજો. અને હેવું નેક કાંમ કરવાની ભલી મશલેહતનાં આપનાર તથા તેહને મદદનાં કરનાર ઉપર પણ શદ હજાર આફરીન હોજો.

અને એ શત કરીને જાંનવું જે શ માંણશને ઘેર દોલત હોએ તો તે દોલત શ ઠેકાંણે ખરચ થાએ અને ક માંણશને ઘેર દોલત હોએ તે ક ઠેકાંણે ખરચ થાએ અને પછવાડે ફીટકારો રહી જાએ. દોલત અને હશમત અને મોટાઇ કોઈની રહી નથી અને રેહશે બી નહીં. નેકી તથા નમંતાઇ તથા શખાવત એ જેહવું બીજું ભલું કાંમ જાહાંનમો કોઈક નથી.

શ્રી શુરત મધે જે દને એ શ્રી આતશબેહેરાંમ શાહેબ તખતનીશીન થોએઆ તે દનની શઘલી ખબર શ્રી શુરતથી એક દોશતે મેહરબાંનગી કરી લખી મોકલી છે તેહમાંથી કાંઇ એક મોબતેશર પરગટ કરં છે.

શ્રી શુરત મધે તા૦ ૧૯ મી નવેમબરને દીને રશમી પારશી લોકોનાં શ્રી આતશબેહેરાંમ શાહેબને તખતનીશીન થાવાની ખબર સઘલે દેશે દેશ અને ગાંમે ગાંમ શ્રી જરથોશતી ફેરકાના લોકોને પોહોતી હતી તે ઉપરથી તે દીને એ મુબારક જશનનાં કાંમમો શામેલ થાવા શારૂં શ્રી ગોહાવરા તથા શ્રી ભરૂચ તથા શ્રી ખંમબાએત તથા શ્રી નોશારી તથા શ્રી ગંદેવી તથા શ્રી બીલીમોહરા તથા શ્રી વડશાલ તથા શ્રી ઉદેપોર તથા શઘલા કુકણ પરાંતનાં અને તે વનાંએ બીજી જગાઓનાં શ્રી જરથોશતી ટોલાનાં દશતુરો તથા મોબેદો તથા બેહદીનો શ્રી શુરત મધે પધારેઆ હતા તેથી કરી ધારેઆમો આવેચ જે આશરે શ્રી જરથોશતી ફેરકાનું ૨૦૦૦૦) વીશ હજાર માણસ એકઠું થાઇઉં હશે. પછે રોજ ૧૭ મે તારીખ ૧૯ માને દને શહવારથી એવી તો ભારે ધાંમધુમ થાવા લાગી જે એ દને શ્રી શુરતની શરકારે શદર અદાલતનું ઇનશાફનું કાંમ તથા અદાલતનાં ઇનસાફનું કાંમ તથા કલેકટરની આશીશનું કાંમ તથા તીજોરીનું કાંમ બંદ રાખીઉં. અને જે લોકો આતશનાં કાંમનાં કશબી હતા તે લોકોનાં શઘલાં કારખાનાં પણ બંદ થાએઆં. અને શદર અદાલતના શેપાહીઓ તથા ચોબદારો શુધાં તથા જીલા અદાલતનાં શેપાહીઓ તથા ચોબદારો પોતાનાં વાજાં શુધાં તથા ગેઆરીશંનની પલટનનાં શેપાહીઓ પોતાંનાં વાજાં શુધાં તથા કલેકટરી શેપાહીઓ ચોબદારો સાથે તથા બખશીનાં શેપાહીઓ બેહરખ શુધાં એ શરવે શવારી એ દંને શહવારનાં શેહરનાં મોહટાં બજારને નાંકે દીનશાજી એદલજીનાં ઘર આગલ આવી તઇઆર થાઇને ઉભી રહી તેહવારે દીનશાહજીનાં ઘરમોથી નેકનાંમ વાડીઆજી હોરમજજી બહમનજીનાં શાદતમંદ ફરજંદો જે શ્રી આતશબેહરાંમ શાહેબની ખીદમતમો આવેલા છે તે શાહેબો તે ધાંમધુંમ ભરેલી શવારી શંગાથે વાજતે ગાજતે તાંહાંથી નીકલીને શ્રી શુરતની પંચાતનાં મોદીજી ખુરશેદજી ડોશાભાઇનાં મકાંન ઉપર ગએઆ પછે તાંહાંથી મોદીજી શાહેબને પાલકીમો શવાર કરીને પોતાની શંગાથે લઇને શ્રી આતશબેહરાંમ શાહેબની દરેમેહરમો આવીને મજલેશમો બેઠા. તે મજલેશમો તમાંમ જરથોશતી ફેરકાનાં ઉપર કહેલી શઘલી જાગાઓનાં લોકો એકઠા થાએલા હતા. પછે કલાક ૯ા ને અમલે શ્રી આતશબેહરામ શાહબને અશોઇ ભરેલા દશતુર તથા મોબેદોએ અશોઇ અને પાકીથી જરથોશતી દીનનાં હોકમ મુજબ આતશબેહરાંમ શાહેબને બેહેશતી મોદી દાદાભાઈ નોશેરવાનજીની નઇઅતે તખતનીશીન કીધા. પછે મોટું જશન અને ભારે રાંમશની અને

રચના થાઇ. અને લોકોને મોહટી ખોશહાલી હાંશેલ થાઈ. તે વેલાએ નેકનાંમ વાડીઆજી હોરમજી બહમનજીનાં શાહતમંદ ફરજંદોએ શઘલી જાગાના દશતુરોને શાલ સુધાનાં શરપાવ આપા. તથા શ્રી શુરત શેહરનાં દશતુરને દોશાલા શુધાં શરપાવ તથા રૂ૫૦૦)નું એક ઘર આપું. તથા શુરતની પારશીની પંચાતના મોદીજી ખુરશેદજી ડોશાભાઇને દોશાલો આપેઓ તથા એ શ્રી આતશબેહરાંમ શાહેબનાં મોબેદીનાં કાંમ ઉપર મોબેદ એદલજી દારાબજી શંજાણાં હતા તેહોને રૂ૧૦૦૦) એક હજારનો વજીફો અપાવો. અને તમાંમ દેશાવરોનાં તથા શ્રી શુરત શેહેરનાં શઘલા મોબેદો દર આશામી ૧ ને રૂ ૧) આશીરવાદ આપી. અને ધારેઆમો આવે છે જે અમશથકો એ આશીરવાદનો ખરચ આશરે રૂ ૮૦૦૦) આઠ હજાર થાએઓ હશે. અને શ્રી આતશબેહેરામ શાહેબની દરેમેહરનો દર શાલનાં ખરચને કીજે રૂ. ૧૫૦૦૦) પંદર હજારનો વજીફો અપાશે. એ રીતે ખુશી ખોશહાલીથી શરવે નેક કાંમ નીપજઉ. હેવો મેલો અને રચનાં કદી શ્રી શુરતમો કોઇએ જોએઓ હશે નહીં. અને એજ મજલેશમો અહેઆરૂ શેઠ બહમનજી મનચેરજી ભાવનગરીઆએ પંચાતને નામે શ્રી શુરત મધે નવું દોખમું બનાવાની તદબીરોશતી પહાલીને એક કાગજ ઉઘરાંણાંનો કીધો તે મધે રૂ. ૧૦૦૦૦) પોતે ભરેઆ. તથા રૂ. ૭૦૦૦) બેહદીન માણેકજી મેહરવાંનજી વખારીઆએ ભરેઆ. તથા બેહદીન ટેમુલજી ધનજીભાઇ હાટડીઆએ રૂ. ૧૧૦૦) ભરેઆ. અને બીજા જે કોઇ હવે પછે રૂપીઆ ભરાશે તે તમારા શમાચારમો પરગટ કરવા શારૂં લખી મોકલતા જાશું. અને હેવું શંભલાએ છે જે એ દોખમાંને માથે રૂ. ૫૫૦૦૦) ખરચ લાગશે. પછે એ જશનમોથી શરવે અંજુમનનાં લોકો ખોશી ખોશહાલીથી ફારગ થાઇને શઘળા દેશાવરવાલા તથા શ્રી શુરત શેહેર વાલા શઘળા જરથોશતી ફેરકાના લોકો મરનાર મોદીજી દાદાભાઇને તાંહાંનું ગહાંઉ જમન જમવાને ગએઆ. અને શારો દાહાડો લોકોએ ખોશી ખોશહાલીથી તથા રાંમશનીથી ગુજારેઓ.

અને એ શ્રી આતશબેહરાંમ શાહેબની દરેમેહેર શ્રી શુરત મધે શેહેરે પનાહમો શઇઅદપરાની ભાગળ આગળ બનાવી છે. અને એ નેક જગો ગોએઆ બેહેશતની મીશાલે બીરાજે છે.

તા૦ ૨૪ મી નવેમબર સને ૧૮૨૩.

હવે જરથોશતી ફેરકાનાં લોકોને માલુમ થાએ જે એજ પરમાંણેની શ્રી શુરત શેહેરની બીજી એક રાંમશનીની ખબર થોડા દાહાડામો વાંચેઆમો આવશે.

મુંબઇ શમાચાર, તા૦ ૮ મી ડીસેમબર ૧૮૨૩ ને વાર શોમે.

શ્રી શુરત મધે પારશીનાં આતશબેહરાંમ તખતનીશીન થાએઆ તેહની વખાંણમો શ્રી મુંબઇવાલા કોઇ શાહેબે થોડાંએક કવેત જોડીને છાપવા શારૂં મોકલેઆં છે તે છાપી પરગટ કીધાં છે.

૧ ધંનભાએગ છે નશરવાંનજી મોદી તાહરૂ નાંમ કે તાહરી હલાલ મેહનતનાં પઇશાથી બનીઉં છે શુરતમાં આતશબેરાંમ.

૨ શાબાશ છે નવાજબાઈ તાહરી બુનીઆદીનું કાંમ કે કીધી ખબરદારીને રાખું છે ધણીનું નાંમ.

૩ ખુબી ભરેલું જાઇબાઇએ કીધું છે નેકીનું કાંમ કે ખરચ કીધા લાખ રૂપીઆને વધારેઉં છે ધણીનું નાંમ.

૪ જાવેદાંન શુધી કેહવાશે દાદાભાઇ મોદી તાહરૂં નાંમ. કે તાહરી નઇઅતે બનાવેઆ છે શુરત મધે આતશબેહરાંમ.

૫ રોશન થઉં છે વાડીઆજી હોરમજી બહમનજી તાહરૂં નાંમ. કે અગીરોની મેશાલે શુરતમો ફરેછે શરવે તાહરાં ફરજંદાંન. શદરેહમત છે તારૂં કાંમ કે પોંહચાડો છે શરવ શરંજામ ને વીજલીનાં આતશ શુધાં તખતે બેશાડા છે આતશબેહરાંમ.

૬ આફરીન છે એદલદારૂ સંજાંણાં તારૂં ધીઆંન કે દીનનાં ફરમાંણ પરમાંણે કીધા છે આતશબેહરાંમ.

૭ દીનશા, મનચેરશાહે કીધી છે ઘણી મેહનત તારે. ૧૪) ચઉદ મહીનાં મધે થઉં છે શરવે આતશબેહરાંમનું મકાંમ.

૮ ભલું રે લવજી વાડીઆ તારૂં નાંમ. કે તારાં ફરજંનદાંન ફરજનદો કરતાં આવે છે હેવાં શવાબનાં કાંમ. ને અશલથી હીનદોશતાંનથી તે વેલાત શુધી થઉછે તારૂં નેકનાંમ.

૯ બુલંદ થઉં છે મોદી કેખશરોજી ડોશાભાઇ તારૂં નાંમ. કે પાદશાહી દબદબાથી આશરે ૨૦૦૦૦) વીશ હજાર માણુશ શાથે જઇને તખતે બેશાડા છે આતશબેહરાંમ.

૧૦ વેલાતનો પાદશાહ કીંગ જારજ ચોથાનાં વખતમો. મુંબઇનાં જંદરાલ એલફીનીશતન શાહેબનાં વખતમાં. શુરતનો શરદાર મીશતર રોમર શાહેબનાં વખતમો પરથમ તખતે બેહા છે તે સુરતની અંજુમન મધે આતશબેહરાંમ.

૧૧ શુરતની અનજુમન ઉતી ઉમેદવાર તે આખરનાં ૩૦૦) વરશ પછે થઆછે આતશબેહરાંમ. તેજ શખનો બદલો જલદી થઇઉં છે દખમાંતું કાંમ. તેથી શુરતનાં લોકોને પુરૂં થાશે આરાંમ.

૧૨ ઉપલી હકીકત છપાવનાર દુઆગીર એમ કરીને કેહે છે જે જે કરશે હરએક વાતનાં શવાબનાં કાંમ તેહનું રેહશે જાવેદાંન શુધી નાંમ.

⁂ એ આતશબેહરાંમ સાહેબના દરવાજા ઉપર નીચલી તખ્તી મારેલી છે :—

" શ્રી દાદાર હોરમજદની મદદ છે શહી

" શ્રી ભલી દીન માજદીઅશનીનો રોશન
" શ્રી આતશબેહરાંમ શ્રી જરથોશત પેગમ-
" બરના ફેરકાના પારસી લોકોનો કેબલો
" છે તે શ્રી સુરત શેહેર બંદર મુબારક
" મધે શ્રી આતશબેહરાંમને તખતનશીન
" કીધા છે તેનો રોજ ૧૭ મો સરોશ ઇજદ
" માહ ૨ જો અરદીબેહશત અમશાશપંદ
" શને ૧૧૯૩ એજદેજરદી તથા તારીખ
" ૧૯ મી નવેમબર શને ૧૮૨૩ ઇશવી
" તથા વીકરમાંજીત શવંત ૧૮૮૦ નાં
" કારતક વદ ૧ વાર બુધે. શાલીવાહન શાકે
" ૧૭૪૫ નાં તથા તારીખ ૧૫ માહે રબી-
" ઓલ અવલ શને ૧૨૩૯ હેજરી એ દાહડે
" ૯) નવ ઘડી દાહાડો ચડેઆ પછી તમામ
" અનજુમન બેહેતર માજદીઅશની દીનના
" મોટા તથા નાના બુજરગો હર શેહેરના
" તથા ગામોના તથા કશબાવોના તમામ
" એકઠા થઇને દીન આઇનના હોકમ માફક
" બજરોગ બેહરાંમ ઇજદ ફીરોજગરને
" તખત ઉપર બેશાડીઆ છે શઇ. તથા
" જે કોઇ માજદીઅશની દીનના લોકોએ
" નેઆએશ તથા બંદગી કરીને સર જમીન
" ઉપર મુકીને બેહેશતી મોદી દાદાભાઈ વલદે
" નોશેરવાંનજીનાં રોઆંન ઉપર દોવા કીધી.
" તથા એ શી આતશબેહરાંમનું કામ શરૂ
" કરીને પુરૂં કરવાને શારૂ બાઇ જીઆઇજી
" તે દાદાભાઈ મોદીની ધનીઆંણીએ
" પોતાના ધણીની નઇએતે એરાદો
" આતશબેહરાંમ બનાવેઆનો કરીને પો-
" તાના ભાઇ સુરબી શાહેબ ગરીબ પરવર
" રેહેમદેલ શેઠ શ્રી હોરમજજી બહમનજી
" બીન નવરોજજી બોરફે વાડીઆજી શાહેબ-
" ને એ કામ શોપીઉં તારે તેવો શાહેબ
" મુખતીઆર થઇને ઘણી મેહેનતથી તથા
" પોતાની બજોરગીથી તથા દાનાઇથી એ
" નેક શ્રી આતશ બેહરાંમ શાહેબનું શરવે
" કામ માશ ૧૨) બારનાં દરમેઆંનમાં
" પુરૂં કીધું છે શહી."

## સુરતનાં મરહુમ શેઠ પેશતનજી કાલાભાઇ વકીલવાલાં આતશબેહરાંમ પરહાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૨૭ મી અકટોબર ૧૮૨૮ ને વાર શોમે.

જાહેર ખબર.

શ્રી દાદાર હોરમજદ જે હરદો જેહાંનનો પેદાનો કરનાર અને પોતાની કુદરતથી પોતાનાં નુરમાંથી આફતાબ તથા શેતારાઓ તથા આતશને નુરનો બખશનાર અને ખાકી બંદાઓને બુજરગીનો આપનાર અને ખાકી બંદાઓની ચાહેલી મુરાદને બરનો લાવનાર તે દાદારની મદદથી અને માજદીઅશની દીનનો રાશત પેગાંમબર જરથોશત અશપંતમાનની નુરનો કેબલો કરવાની નેક રેહનોમાઇથી નેક કાંમ ધીરજથી બની આવીઉં છે. દીન બેહે માજદીઅશનીનાં હોકમ પરમાણે જે એક હજાર એક આતશ શોલ ભાતના લીધા જોઇએ તે લીધા. અને તે એક એક આતશ ઉપર દીનનાં હોકમ મુજબ ઇજશની તથા વીશફરદ તથા વંદીદાદ પઢવાની તે પઢીને તે તમામ આતશને ખાલેસ કીધા જોઇએ તે કીધા. અને શોલ પાતરાં શોલે ભાતનાં આતશનાં જુદાં જુદાં કીધાં જોઇએ તે કીધાં. તારેબાદ તે શોલે પાતરાં ઉપર વરશ એકનાં ગહંમબાર લીધા જોઇએ તે દીનનાં હોકમ મુંજબ અરદીબેહેશત મહીનાનાં ગહંબારથી તે દેએ મહીનાનાં ગહંબાર સુધી ગહંમબાર પાંચ લીધા. તારેબાદ અશપંનદાદ મહીનાનાં હોરમજદ રોજથી તે અનેરાં રોજ સુધી શોલે પાતરાં ઉપર દરરોજ ઇજશની શોલ શોલ કરવી જોઇએ તે કીધી. અને તાર પછે અનેરાં રોજની પાછલી રાતે શોલે પાતરાંનું એક પાતરૂં કીધું જોઇએ તે કીધું છે. તારેબાદ તે એક પાતરાં ઉપર છઠા ગહંમબાર ગાથાનાં લીધા જોઇએ તે લીધા છે. એ રીતે શરવે શરનજાંમ નેક

દીનનાં હોકમ મુજબ બની આવતાં દાહડા ગણાં જોઇએ તે દાદાર હોરમજદે પોતાનાં ફ્રજલથી હરેક બાહાંનેથી દાહાડાની ફેરાશત આપી તેથી ધીરજથી દીન માજદીઅશનીનાં હોકમ પરમાણે શરંજાંમ નેક પોહોચેઓ છે. તે ઉપર ઘણાં એક શોકરગુજાર થાઇને શ્રી મુંબઈ બંદરનાં તથા શ્રી સુરત બંદરનાં તથા શ્રી ભરૂચ બંદરનાં તથા શ્રી ખંભાએત બંદરનાં તથા શ્રી નોશારીનાં તથા શ્રી ગણદેવીનાં તથા શ્રી બીલીમોરેનાં તથા શ્રી વલશાડનાં તથા શ્રી ઉદેપોર કશબાનાં તથા શ્રી ગોદાવરાનાં તથા શ્રી દમણનાં તથા શ્રી તારાપોરનાં અને એવનાંએ શઘલાં શેહેરનાં તથા ગામોના વશનારા પાક અને ભલી માજદીઅશની દીનનાં દશતુરો તથા મોબેદો તથા બેહેદીનો તથા શમશત અન્જુમનોની ખીદમતમાં શ્રી સુરત બંદરેથી ઘાંધી પેશતનજી ગુ૦ કાલાભાઇ જાહેર કરે છે જે શ્રી શુરત શેહેર મધે રોજ ૩ જો અરદીબેહેશત અને માહા ૪ તીર ઇજદ કદમી શને ૧૧૯૩ ઇઅજદજરદી તારીખ ૫ મી ડીસેમબર શને ૧૮૨૩ અંગરેજી શંવત ૧૮૮૦ નાં માગશર શુદ ૨ ને વાર શુકરે એ મુબારક દીને શહવારનાં આશરે કલાક ૯ ને અમલે પાક પરવરદેગારનાં હુકમથી પાક જરનોશતી દીનનો પાદશાહ શ્રી આતશબેહેરાંમ શાહેબ તખતનીશીન થાય ને પાક જરતોશતી ફેરકાનાં નેક લોકોને ખોશહાલી હાંશેલ કરશે. તે વેલાએ શરવે ભલી માજદીઅશની દીનનાં નેક લોકોને શજાવાર છે જે શ્રી આતશબેહેરાંમ શાહેબની હજુરમાં પોંહોંચી શવાબનો બેહેરો હાંશેલ કરવો. વાશતે મેહેરબાંનગી કરીને એ મોબારક વખત ઉપર ઉપર કહેલી સરવે જાગાઓનાં રેહવાશી પાક જરતોશતી ફેરકાનાં લોકોને રાશત એતેકાદથી આવવું ગટારત છે. એજ અરજ.

તા૦ ૨૭ મી અકટોબર ૧૮૨૩.

---

મુંબઇ સમાચાર. તા૦ ૧૫ મી ડીજેમબર ૧૮૨૩ ને વાર શોમે.

તા૦ ૧ લી ડીજંમબરનાં હમારા સમાચાર મધે શ્રી જરતોશતી ટોલાના લોકોને શ્રી શુરત શેહેરની એક બીજી ખોશખબરી હમારા શમાચારમો પરગટ કરવાનો વાએદો કીધો હતો તે વાએદો પુરો પાડવાનો શમે આવી પોહોચેઓ છે. તેથી તે ખોશખબરી છાપી પરગટ કરવા જોગ જાંણીને પરગટ કીધી છે.

શ્રી શુરત શેહેર મધે એક પારશી પેશતનજી કાલાભાઇ કરીને છે કે તે અશલ કદમી છે તે શાહેબે પોતાંની થોડી અને વલી નવી મેલવેલી દોલત ઉપરથી મોહોટી અને કદીમ હીમત ચલાવીને એક મોહોટું બધે જાહાંનની શરફ્રગજીતું કાંમ કરવાનો એરાદો કીધો હતો તે એરાદો તે શાહેબની નેક મનશની મુજબ બર આવેઓ. તે નેક એરાદો ઘણા દાહડા થાએ આએ ધારેલો હતો જે શ્રી શુરત શેહેર મધે પોતીકી હલાલ મેહનતનાં પઇશાવને કદમી આતશબેહરાંમ શાહેબ તખતનીશીન થાએ. તે ઉપરથી તેણે ઘણીએક કોશેશ કરવા માંડી હતી તેથી ખોદાએતાલાએ તેહની નેક મનશની તથા મુરાદ બર લાવીને તે નેક કાંમ શરંજાંમ પોહોંચાડીઉં. એજ રીતે પાક પરવરદેગાર શરવે કોઇ શાહેબે દોલતવાલા શ્રી જરથોશતી ફેરકાનાં લોકોને નેક હેદાએત આપે કે હેવાં શારાં અને નેક કામ ઉપર હમેશો કમરબદો કરીને પોતાની દોલતને હેવે શમારગે ખરચીને પોતાંનાં નેક નાંમને જાવેદાંન શુધી રોશન કરે. દોલત મેલવવાનું કારણ એજ છે જે તે દોલતને શઠેકાંણે ખરચીને આએ દુનીઆમો પછવાડેથી પોતાની ઇઆદગારી મુકી જાએ અને આશમાંની દુનીઆમાં તેહનો બેહરો પાંમે

શ્રી શુરત મધે કદમી આતશબેહરાંમ શાહેબ તખતનીશીન થાએઆ તે દનની શરવે રાંમશનીની ખબર એક દોશતે મેહરબાંનગી કરી લખી મોકલી છે તેહનું મુખતેશર શરવેને જાંણવા શારૂ હેઠલ જાહેર કીધેલું છે.

શ્રી સુરત શહેર મધે પારશી પેસતનજી કાલાભાઇનાંએ કદમી શ્રી આતશબેહરાંમ શાહેબને તખતનીશીન કરવાનો એરાદો કીધો હતો તે એરાદા મુજબ રોજ ૩ જો માહા ૪ થો કદીમી માહ. ૩ જો રશમી શને ૧૧૯૩ ઇઅજદજરદો તારીખ ૫ મા ડીજંમબર શને ૧૮૨૩ અંગરેજી તારીખ ૧ લી રબીઓલ આખર શને ૧૨૩૯ હીજરી મુશલમાની શવંત ૧૮૮૦ નાં માગશર શુદી ૩ ને વાર શુકરે ને દીને શહવારથી શ્રી સુરત મધે બારે ધામધુમ અને મોહોટી રચનાં થાવા લાગી. અને એ દને અદાલતનું કામ તથા કલેકટરી આરીશનું કાંમ બંદ રહીઉં. અને તમાંમ આતશનાં કશબી લોકોનાં કારખાનાં પણ બંદ રહેઆં હતાં. અને શહવારથી શ્રી સુરતના નવાબ શાહેબનો ખાશ રેશાલો તથા બખશી શાહેબનો ખાશ રેશાલો વાજાં શુધાં તઇઆર

થાઇને આવેઓ હતો તે શવારી શંગાથે બીજા કેટલાએક જરથોશતી ફેરકાનાં અકાબરો મલીને શ્રી સુરતનાં પારશીનાં ફેરકાનાં મોદીજી ખોરશેદજી ડોશાભાઇ શાહેબને બા આબરૂથી બોલાવી લાવીને શ્રી આતશબેહરાંમ શાહેબની દરગાહમાં બેશાડેઆ. તેહવાર પછે ફીરોજ-શાહજી ધનજીશાહજી ખાંનશાહેબ તથા શ્રી નોશારીનાં દેશાઇજી શાહેબ ઘણીએક જાહોજલાલીથી આવેઆ. તે વેલાએ આતશ બેહરાંમ શાહેબની બોલંદ દરગાહમો શ્રી સુરત શેહેરનું તમાંમ અંજુમન તથા બીજાં શઘલાં પરગણાંઓનું ઘણું એક લોક એકઠું મલીઉં હતું. તેહવાર પછે શહવારનાં કલાક ૧૦ ને અમલે ઘણીએક જાહોજલાલીથી જરથોશતી દીનનાં હોકમ મુજબ શ્રી આતશ-બેહેરાંમ શાહેબ તખતનીશીન થઇ તમામ અનજુમંનને ખોશાહાલી હાંશેલ થાવી. તે વેલાએ તમામ અંજુમનનાં લોકોએ એ મોઅજેઝ કેબલાની ખીદમતમો ઉભા રહીને ખોદાતાલાની બદગી કરી શોકર ગોજાર થાએઆ. અને એ મોબારક મજલેશમો શ્રી સુરતનાં મોદીજી શાહેબ ખોરશેદજી ડોશાભાઇને તથા ફીરોજશાહજી ધનજીશાહજી ખાંનશાહેબને તથા શ્રી સુરતનાં દશતુરજી શાહેબને તથા શ્રી નોશારીનાં દેશાઇજી શાહેબને તથા શ્રી ભરૂચનાં દશતુરજીનાં ભાઇને તથા શ્રી ઉદેપોર-નાં દશતુરજીને એટલા શાહેબોને શાલો આપી. અને જે મોબેદો શ્રી આતશબેહેરાંમ શાહેબની ખીદમતમો હતા તેહનાંને શાલ શઘાં શરપાવ આપા. તેહવાર પછે શ્રી સુરત શેહેરનાં તથા શ્રી કુશતમપરાનાં તથા શ્રી ગોદાવરાના તમામ મોબેદોને દર આશામી ૧ રૂ ૦। આશોદાદ આપી. અને મોહોટું જશન અને બારે રાંમશની કાધી તે વેલાએ તમામ અંજુમને પેશતનજી કાલાભાઇ ઉપર હજારાં હજાર આફરીન કાધી. અને એ મજલેશમો એક શવાલ થાએઓ જે શ્રી સુરત શેહેરનું કદમીનું આદરીઆંન કણપીઠને નાકે છે તે ઘણું જુનું થઇ ગીઉં છે તેહને કોઇ શાહેબ મરામત કરાવે. તેહવારે તે શવાલને ફીરોજશાહજી ધનજીશાહજી ખાંનશાહેબે ઉઠાવી લઇને તે આદરાંનની જગોને પોતે મરામત કરવાની તંદરોસતી પઢાવી. પછી તે મજલેશ ખોશી ખોશહાલીથી બરખાશત થાઇ તે વેલાએ મો-દીજી ખોરશેદજી તથા ફીરોજશાહજી તથા નોશારીનાં દેશાઇજી પાછા તેજ જાહોજલાલી તથા દબદબા શાથે પોતાને ઘેર શીધારેઆ અને એ દને એ પારશી પેશતનજી કાલાભા-ઈએ નેઆતનું જમણુ કીધું હતું તાંહાં કેલાં ખાંડ તથા ઘી સુધાનું શરવે લોકોને જમણુ જમાડીઉં. એ શઘલો દાહડો શ્રી સુરત મધે શરવે લોકોએ ખોશી ખોશાહાલી તથા રાંમ શનીથી ગુજારેઓ. હેવાં કેરકેનાં કામ કરવાનો ઉંમેટ શરવે નેક લોકોને હોજો.

*** એ આતશબેહરાંમ સાહેબના દરવાજા ઉપર સુરતના એક બેહદીન મરહુમ શેઠ દારાશાહ મેહરવાંનજીનાં બનાવેલાં નીચલાં બેતોની તખ્તી મારેલી છે :—

بنام خداوند هردو جهان
که هست از همه نقص او بیگمان
نه فرزند دارد نه انباز و جفت
بری ذاتش از کست خورش و خفت
ازل تا ابد هست و باشد بجای
کسی نیست همتش در دو سرای
ازو بر زراتشت پاکیزه نام
درود و تحیات بادا مدام
که او پاک کرده جهان سر بسر
هم از شرک و از کفر ها بد بتر
بجهت پرستش سزاوار تر
پرستیدن ایزد داد گر
که تا بهر عقبی پرستش کنند
جزای باعمال خود در برند
بیاورد آتش از انجا یادین
که تا قبله باشد کهین مهین
بحکم اوستا و پس پاوزند
همه آتشانرا بیکجا کنند
پرستش کده را نموده کنند
ورا نام بهرام آتش کنند
کنون بر مراد دل پر یقن
بنا کرده آتشکده پیشتن
پیشوتن ز کالای جیجی خلف
ز کالای دنیا سراسر شرف
هم از سعی دستور سهراب راد
پرستش کده شد عجب با مراد
خدایا بگیتی تو آباد دار
همه وقت او خرم شاد دار

بمینو روان بزرگان او
انوشه روان باد بر جان او
سنه یزد جرد شهنشاه صد
هزار و صد و سه هشتاد و ده
بارد بیبهشت روز در ماه تیر
بهجت بر نشست اتش این پای گیر
گفت هاتف مصرعه تاریخش تمام
زهی پایه آتش ورهرام
١١٩٣

**અરથ**—બને જેહાંનના સાહેબનાં નામથી, કે જે સઘળી જાતનાં નુકસાંનથી બેશક (છયાને શક વગરનો) છે, તે ફરજંદ, બાગયાદ અથવા જનોઆ વગરનો છે, અને ખાવા તથા સુવાનાં તાલમતાથી તે પાક છે, (છયાને એને વાસ્તે ખાવું, પીવું, ઉંઘાવું, એવું કાંઇ મા લાવ નહિં). અજલથી તે આખર સુધી હેતો અને હરી હાલ રેહશે, તથા બધે જેહાંન તે તેની બરાબરીઓ કોઇ નથી. તે સાહેબ તરફથી પાકીજે નામના જરથોશત ઉપર દાઆ અને આફરીન હમેશાં હોજો, કે તેણે (જરતોસ્તે) સઘળી દુન્યાંને પાક કીધી, કે જે (દુન્યાં) ગુમરાહી અને કાફેરીપણાંમાં ખરાબ થયલી હતી. ખોદાતાલાને પુજવું જોઇએ, કાંએક તે પરસતેશ કરવાને વધારે લાયક છે. કે આકેબતના દાહાડાને વાસ્તે (તેથી) પરસતેશ થાય, અને પોતાનાં કામો માફકનો બદલો મેલવે. તે માટે (જરતોસ્ત) પેલી દુન્યામાંથી દિયાં આતશ લાવ્યો કે, તેનો સઘળા નાયલા મોટાઓ કેબલો કરે. અવસ્તા તથા પાજંદના હોકમ માફક, સઘળા આતશોને એક જગોએ એકઠા કરે. દરેમેહરનો દેખાવ કરી તેમાં મુકે, અને તેનું આતશ બેહરાંમ નામ રાખે. હલકાં પુર એકીન ભરેલાં દીલની મોરાદ મુજબ પેશોતને આતશ કદેહ બનાવ્યાં. પેશોતન તે કાલા (ભાઇ) જીજી(ભાઇ)નો છોકરો, કે જેને આ દુન્યાંના માલમતાથી સઘળી બુજરગી છે. દાનાવ દસ્તુર શોહરાબ (દસ્તુર શોરાબજી રૂસતમજી કુમાના)ની કોશેશથી આ દરેમેહર મોરાદ પ્રમાણે ઘણી સરસ થઇ. અએ ખોદા તું તેને (પેશતનજીને) આ દુન્યાંમાં આબાદ રાખ, અને તેનો સઘળો વખત ખુશી ખુશાલી ભર્યો કર. મીનોઇ જેહાંનમાં તેના બુજરગોનાં રવાંન તથા રૂહ ઉપર આફરીન હોજો. મોટા શાહનશાહ યજદજરદનાં એક હજાર એકશો ત્રાંણુંનાં શાલમાં તીર મહીનો અને અરદીબેહશત રોજે આતશને તખ્ત ઉપર બેશાડયા તે તું યાદ રાખ. એની તારીખનો તમામ મીસરો ગેબના ફરેસતાએ સોફેઆ તો તે "જહીપાયે આતશવરેહરાંમ" શબ્દોમાંથી નીકલ્યો.

અબજદને કાયદે "જહીપાયે આતશવરેહરાંમ" શબ્દોના આંકડા ગણતાં તે ૧૧૯૩ થાય છે.

## ખંભાતનાં શેઠ પેશતનજી ખુરશેદજી મોદીવાલાં દાખમાંનો તાંણો.

તા૦ ૨૫ મી ડીસેંબર ૧૮૨૩.

રોજ. ૨૩ માહ. ૩ (શેં૦) ૧૧૯૩ યજદજરદી.

આજ દીને ખંભાત મધે શેઠ પેશતનજી ખુરશેદજી મોદીએ પોતાના મરહુમ મુરબી શેઠ ખુરશેદજી જમશેદજી મોદીની નઇએતે બંધાવવા ધારેલાં દાખમાનો તાંણો પુરવાની ક્રિઆ કરવામાં આવી હતી.

[એ દાખમાંની સાંમેની શગડીપર મારેલી તખ્તીમાં લખેલું છે કે "રોજ ૨૩ મેને માહા ૩ જે સને ૧૧૯૩ સંવત ૧૮૮૦ ને દીને તાંણો દાખમાંનો પુરાવેઆતો."]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૧૭૮.]

# ઈ૦ સ૦ ૧૮૨૪.

## પુણાંનાં શેઠ શોરાબજી રતનજી પટેલવાલાં દાખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૧૬ મી આગસ્ટ ૧૮૨૪ .ને વાર શોમે.

### જાહેર ખબર.

શવશતી શ્રી મુમબઇની તથા બીજા દેશાવરોની જરથોશતી ફેરકાની પંચાતનાં શાહેબ લોકોને તથા શમશત અંજુમનની ખીજમત મધે શ્રી મુમબઈવાલા પારશી શોહરાબજી રતનજી પટેલ જાહેર કરે છે જે શ્રી પુણાં મધે રોજ ૮ મે દેપાદર ને માહા ૧૧ મે બહમંન રશમીને દીને દરેમેહેર ઇજાવીને ઇઓજદાથરેનું કાંમ શરૂ કીધું છે તે જાંણજો.

બીજુ આવતા મહીનાંનાં રોજ ૧ લો હોરમજને માહા ૧૨ મે અશપંદાદ રશમી શને ૧૧૯૩ ઇઅજદજરદીને દીને શ્રી પુણાં મધે દોખમાંનો તાંણો પુરવાનો દીવશ મુકરર કીધો છે તે દીને દોખમાંનો તાંણો પુરવાનો છે તે જાંણુજો.

તારીખ ૧૬ મી આગશટ ૧૮૨૪.

---

મુંબઇ સમાચાર, તા૦ ૬ થી સપટેમબર ૧૮૨૪ ને વાર શોમે.

આગલનાં કેટલાએક શમાચારોમો શ્રી પુણાં મધે પારશી લોકોનું દોખમું બાંધવા માંડવાની ખબર આપેલી છે તે ઉપરાંત હમણેનાં શ્રી પુણાંનાં પરભાડાં પતરોથી હેવી ખબર મલી છે જે ગાથા ૧ લો કદમી અને રોજ ૧ લો માહા ૧૨ મો રશમી શને ૧૧૯૩ ઇઅજદજરદી તારીખ ૨૯ મી આગશટ શને ૧૮૨૪ ઇશવી પરવરતમાં ને શવંત ૧૮૮૦ નાં ભાદરવા શુદી ૫ ને વાર રવેઉ એ દીને શ્રી પુણાંનાં દોખમાંનો તાંણો પુરાએઓ તે વેલાએ તે જગો વખત પરમાંણે પારશી લોકોની શારી મજલેશ મલી હતી. અને શ્રી પુણાંનાં તથા તેહને લગતાં બીજાં દેશાવરોનાં મલીને આશરે ૨૦૦ માણુશો એકઠું મલીઉં હતું. અને ખુશી ખોશહાલીથી તાંણો પુરીને પાએઆનું કાંમ જારી કીધું છે.

*** આ દોખમું પુણાં મધે બાંધવા માટે શેઠ શોરાબજીની તરફથી તેમના ભાઇ શેઠ પેશતનજી રતનજી પટેલે મુંબઇની શમશત જરથોસ્તી અંજુમનની એક સભા કે જે ગઇ તા૦ ૨૦ મી મેએ ૧૮૨૪ ને દીને દાદીશેઠવાલાં આતશબેહરાંમમાં મલી હતી તેમાં પંચાતને અરજ કીધી હતી જે "શ્રી પુણાં મધે આપણા લોકોની વશતી ઘણી થાઇ છે અને તે જગો દોખમું તથા દરેમેહર નથી તેથી ઘણી અડચણ પડે છે વાશતે મારો ભાઇ નામે શોહરાબજી રતનજી પટેલ શ્રી પુણાં મધે છે તેહની હેવી ઇછા છે જે તે જગો એક દોખમું બનાવે અને શ્રી પુણું શ્રી મુંબઇને લગતું છે વાશતે શ્રી મુંબઇની પંચાતની પાશે એ નેક કાંમ કરવાની રજા માગુંચ" તેહવારે પંચાતના લોકો ઘણાંએક ખુશી થાઇને તેહને રજા આપી ને તંનદરોશતી ભણેઆ.

[મુંબઇના સમાચાર, તા૦ ૨૪ મી મેએ ૧૮૨૪]

## ઈ૦ સ૦ ૧૮૨૫.

## સુરત મધે શહરાના દરવાજા આગલનાં અંજુમનના ઉધરાતથી બંધાવેલાં દોખમાંનો તાંણો પુરવાનો અહેવાલ.

મુંબઇ શમાચાર, તા૦ ૧૪ મી ફેબરવારી ૧૮૨૫ ને વાર શોમે.

શ્રી શુરતથી પરભાડો પતર આવેઓ છે તે મધે લખે છે કે રોજ ૧૩ મે માહા ૪ થે રશમી માહા ૫ મે કદમો તારીખ ૧૩ મી જાનેવારી ૧૮૨૫ શવંત ૧૮૮૧ નાં પોશ વદ ૯ ને ગરેઉને દીને શ્રી શુરતનાં જરતોશતી ફેરકાનાં લોકોનાં દોખમાંનો તાંણો પુરાએઓ. તે જગો ભારે અંનજુમન એકઠું મલીઉં હતું. તે જગો એક બીજાં નેક કાંમની તંદોરોશતી પહડાઇ તેહની બીના એ છે જે શ્રી શુરતના શહરાનાં મોરચા બાહેરથી ચોમાંશાંમો રવાંન લઇ જવાની ઘણીજ તશદી પડતી હતી કાંએ જે વરશાત ઘણો થાતો તે વેલાએ મંગલીઆ તથા બીજા શંગાથેનાં લોકોને છાતી શમાંણાં પાંણીમો ઉતરીને જાવું પડે છે અને એ વનાંએ બીજો ઘણોએક અજાબ છે તે બાબે એક ગરીબ રશમી બેહદીન બંદેખોદાએ એ દોખમાંનાં કાંમવાલા ઉપરી શાહેઓને અરજ કીધી જે તમોએ શહરાનાં મોરચા બાહેર એક પુલ બાંધો તેહનો જે કાંઇ ખરચ પડે તે હુંઉં આપું. પણ માહરૂં નાંમ જાહેર કરવું નહી તમો અંનજુમનને નામે તંનદોરોશતી પહડાવો. તેહવારે તે શાહેબ લોકોએ કબુલ કરીને અંનજુમનને નાંમની તનદોરોશતી પહડાવી પછે તે બેહદીન બંદેખોદાએ રૂ.૩૦૦૦) છુપેઆ દીનશાજીને હવાલે કીધા અને વલી કહીઉં જે બીજા બશો પાંનશો ખુટશે તો હુંઉં આપશ. તે રૂપીઆ દીનશાહજીએ શેઠ એદલજી કાવશજીને તાંહાં પુલનાં ખરચને શારૂં અનાંમત મોકલેઆ છે. એ ધણીની હીમતને શાબાશ છે જે વગર કેહવે અને વગર શહરાવવે પોતાનાં મંનનું જાણીઉં ધરમ કીધો અને વલી પોતાનું નાંમ વટીક જાહેર નહીં કીધું. પણ ઉપરી શાહેઓને ઘટારત હેતું છે જે એ પુલનું નાંમ તેજ શખી બેહદીનને નાંમે રાખે.

## સુરતનાં ભલથાંણાં આગલનાં નોશારીઆ મોબેદોનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૧૪ મી મારચ ૧૮૨૫ ને વાર શોમે.

શ્રી શુરતથી એક નામીચાં અને મોહોટાં આદરભાવવાલાં માંણુશનું એક પતર શ્રી

મુંબઇનાં એક મોહોટાં માંણુશ ઉપર આવીઉં છે તે મધે લખે છે જે રોજ ૨૦ મો માહા ૫ મે રશમી શને ૧૧૯૪ ઇઅજદજરદી શવંત ૧૮૮૧ નાં ફાગણુ શુદ ૨ ને વાર શનેઉને દીને શહવારનાં ૮ કલાકને અમલે શ્રી શુરતનાં નોશારીઆ શાથનાં નવાં દોખમાંનો તાંણો શ્રી ભરથાંણુંનાં જુનાં દોખમાં આગલ પુરાએઓ તે કલાક ૧૧ ને અમલે શઘલી ક્રીઆ જરતોશતી દીનનાં હોકમ મુજબ શરંજાંમ પોંહોંચી. અને શેહેરમોનાં દોખમાંનો તાંણો પુરાએઓ તે વેલાએ જે કાંઇ અંજુમન મલીઉં હતું તે કરતાંને એ જગો ઉપર મોટું અંજુમન અને મોટી રાંમશની થાઇ હતી. અને શેહેરમોનાં તથા ગાંમડાંઓનાં ઘણાંએક લોકો એકઠા થાએઆ હતા. અને શેહેરમોથી મોદીજી તથા શેઠ એદલજી તથા દીનશાહજી તથા તે વગરે બીજા શેઠીઆઓ આવેઆ હતા. અને શ્રી નોશારીથી ૫૦૦ ગાલીઓ લોકોથી ભરેલી તથા શઘલા પરાનું લોક એકઠું મલીઉં હતું. તેણે કરી મજલેશ ઘણીજ સારી થાઈ હતી. હવે હુંઉ ટુકાંમો જાહેર કરૂં છેઉં જે દોખમાનાં પાએઆથી મજુરા મોરછો ૩ કોશ દુર છે તે ૩ કોશનો શઘલો મારગ રથ તથા ઘોડા તથા વેહેલ તથા ગાલીઓ તથા પાંઉપેઆદા લોકોથી થઠ ભરાએલી હતી અને શ્રી નોશારીનું તમાંમ અંજુમન તથા બેહેદીનો તથા દેશાઇજીવાલા શઘલા શાહેબો બાકબીલે આવેલા હતા. અને તે મજલેશમો શ્રી શુરત શેહેરના શેઠીઆઓને અરજ કીધી જે તમ શાહેબો અતરે આવેઆથી ગોએઆ હમારા ગરીબ ટોલા ઉપર ઘણી મેહરબાંનગી કીધી. અને એ ગરીબ ટોલાને નશીબે જે કાંમ બનીઉંચ તે ઘણુંજ નેક બનીઉંચ. અને હેવાં કાંમ હરેક કોઇ કરે તેહની નાંમદારી છે. બીજું એ જે શ્રી ભરથાંણાંનું જુનું દોખમું છે તે ઘણું દુર છે તેથી દશતુરજી શાહેબ રૂશતમજી નોશેરવાંનજીએ ગરીબ લોકોની તરફથી ઘણી એક મેહનત અને કોશેશ કરીને નવાં દોખમાં શારૂં નજદીકની જગો શોધીને તે ઉપર કાંમ જારી કરૂં હતું. પણ તે જગો અંગરેજ લોકોની ઘોડદોડની નજદીક આવી તે અડચનને લીધે તે જગો પડતી મુકીને તાંથી શાંમાંન ઉંચકીને શ્રી ભરથાંણાંનાં જુનાં દોખમાં આગલનીજ જગોને પાછી કાએમ રાખીને તે જગો તાંણો પુરી કાંમ જારી કીધું છે. અને પાએઓ પુરાતો જાએ છે. ચોમાશાં બાદ પાએઆની ઉપરનું કાંમ ચાલુ કરશે.

## પુણાનું શેઠ શોરાબજી રતનજી પટેલવાલું દોખમું પરઠાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૪ થી આપરેલ ૧૮૨૫ ને વાર શોમે.

### જાહેર ખબર.

શ્રી મુમબઇ તથા બીજાં શઘલાં દેશાવરોનાં રેહવાશી પાક જરતોશતી ફેરકાનાં દશતુરો તથા મોબેદો તથા હેરબદો તથા બેહદીનોની ખીદમતમો કમતરીન ખાકશાર પારશી શોરાબજી રતનજી શોરાબ પટેલનો શ્રી મુમબઇનો રેહવાશી જે હાલ શ્રી પુણાં મધે વશે છે તે અરજ કરે છે જે એ કમતરીને પાક પરવર દેગારની ઇઆરીથી પોતાની હદે મકદુર મુજબ શ્રી પુણાં મધે નવું દોખમું બાંધવાનો એરાદો કીધો હતો તે એરાદો ખોદાએતાલાનાં હોકમથી અને જરતોશતી ફેરકાનાં નેક લોકોનાં તોફેલથી શરંજામ પોહોચેઓ છે જે તે દોખમું બાંધીને તઇઆર કીધુંછે અને ચાલતા મેહેર મહીનાંનાં પેહલા ઘમબારને દીને એટલે જે રોજ ૨૬ મે આશતાદ માહા ૭ મે મેહેર રશમી શને ૧૧૯૪ ઇઅજદજરદી તારીખ ૨૬ મી આપરેલ ૧૮૨૫ ઇશવીને દીને માજદીઅશની દીનનાં હોકમ મુજબ ઇંજાશે તે દને તે જગો શરવે અંજુમન એકઠું મલશે. વાશતે ઉપર કહેલી શઘલી જગોનાં પાક જરતોશતી ફેરકાનાં શરવે શાહેબોની શેવામો અરજ એ છે જે તે દને શરવે શાહેબોને તશદી લઇને અંનજુમન મધે શાંમેલ થાવું શજાવાર છે અને તેણે કરીને તે શાહેબ લોકોને માજદીઅશની દીનનાં હોકમ મુજબ શવાબનો હંમબેરો હાંશેલ થાશે. અને એ શેવક ઉપર ઘણી શફકત થાશે તે શત કરી જાંણજો. એજ અરજ.

તારીખ ૪ થી આપરેલ ૧૮૨૫.

---

મુંબઇ સમાચાર, તા૦ ૯ મી મેએ ૧૮૨૫ ને વાર શોમ.

શ્રી પુણેથી એક ભાઇબંધે એક કાગજ લખો છે તે મધે પારશી શોહોરાબજી રતનજી પટેલે જરથોશતી ફેરકાના લોકોનું દોખમું બનાવી તઇઆર કરીને તે દોખમું ઇજાવીઉં છે તેહની શઘલી ખબર વીગતવારે લખી છે. તે શરવે જરથોશતી ફેરકાનાં લોકોને વાંચી વાકેફ થાવા શારૂં હેઠલ પરગટ કીધી છે.

રોજ ૨૯ મે મારેશપંદ માહા ૭ મે મેહેર શને ૧૧૯૪ ઇઅજદજરદી રશમી તારીખ ૨૯ મી આપરેલ શને ૧૮૨૫ અંગ-

રેજીને દીને દોખમું બંધાઇ તઇઆર થાઈઉં તેહવું જશન થાઇઉં તે દીને શ્રી પુણાં મધે દોખમાં આગલ શ્રી પુણાનાં દશતુર તથા મોબેદ તથા બેહદીનો તથા શ્રી પુણાંની આશપાશનાં ગામોનાં તથા શ્રી મુમબઇ તથા નોશારી તથા શુરત તથા ભરૂચનાં બેહદીન લોકો મલીને આશરે ૫૦૦ થી બી વધુ લોકો એકઠા મલેઆ હતા. અને એ પારશી શોહોરાબજી રતનજી પટેલે એ મોટું નેક કામ કીધું વાશતે શ્રી મુમબઇની પંનચાતવાલા શાહેબ લોકોએ મુનાશેબ જાણીને શ્રી મુમબઇની અંનજુમનને નામે કાગજ એક લખીને તેહની શાથે શાલ જોડા એક શોરાબજી રતનજી પટેલને કાજે શ્રી પુણે મોકલેઓ હતો તે જેહવારે જશંનનું કામ તમામ થાઇઉં તેહવારે શ્રી મુમબઇની અંનજુમંનનું કાગજ તે અંનજુમનમો વાંચીને પેલા શાલ જોડા શ્રી મુંમબઇની અંનજુમનને નામે શોહોરાબજી રતનજી પટેલને હોરાડો તેહવારે શોહોરાબજી રતનજી પટેલે શાલ જોડા લેતી વેલાએ અંનજુમનમો જાહેર કીધું જે મજ ગરીબથી કાંઇ બનીઉં નથી જે બનીઉં છે તે શ્રી મુમબઇની અંનજુમનની મેહેરબાનગીથી અને પાક જરતોશતી ફેરકાનાં નેક લોકોનાં તોફેલથી બનીઉં છે વાશતે શ્રી મુંબઇની અંનજુમનનાં શોબાનને માથે ચહડાવું છેઉં. અને શ્રી મુમબઇની પંચાતવાલા શાહેબ લોકોનાં કાગજનો જવાબ બી હુંઉં શરો ચશમથી લખી મોકલશ. અને શ્રી મુમબઇની અંનજુમનનો શાલ જોડો હોરાડેઆ પછે શ્રી પુણાંના જરથોશતી ફેરકાનાં લોકો છે તે મધે જે કોઈ મજલેશ લાએક છે તેણાંવોએ શ્રી પુણાની અંનજુમનની તરફથી શાલ જોડા એક શોહોરાબજી રતનજી પટેલને હોરાડેઆ તેહવારે શોહોરાબજીએ કહીઉં જે એબી હું શ્રી પુણાંની અંનજુમનનાં શોબાનને કબુલ કરૂં છેઉં. એ વનાંએ બીજા કેટલાએક લોકો શાલો હોરાડવાને આવી હતી તે લીધી હતી. એ પરમાંણે શરવે થાએઆ પછે શરવે કોઈ તે જગો આવા હતા તેહનાંને વાશતે જશનનું શાદુ ખાનું બનાવીઉં હતું. ચુરમું તથા રોટી તથા દાલ તથા ઘીઇ તથા માછી તથા દહી તથા ખાંડ તથા કેરાં તથા બરાંડી દારૂ હેવી રીતનું ઘણુંજ શરશ ખાંણું શરવે લોકો જમીને તંનદોરોશત થાએઆ. એ દીને ઘણીજ શારી રોંમશની બની હતી. અને શરવે લોકો જમીને તંનદોરોશત થાએઆ પછે શઘલી મજલેશે શોહોરાબજી રતનજી પટેલને હજાર હજાર આફરીન કીધી. શદ રેહમત છે હેનાં માતા પીતાને તથા હેની નેક હીમતને કે જેહવી નેક મનશની પરમાણે નેક એરાદો કીધો હતો તેજ પ્રમાણે પરવરદેગારની ઇઆરીથી શરવ કામ નેકી અને ખુબી બરેલું બની આવીઉં છે. વાશતે એ ઇઆરો હેવી રીતે જે કોઇ પોતાની નેક મનશનીથી હેવાં રૂડાં ધરમનાં કામ કરશે તેનું નામ જાવેદાંન શુધી રોશન રેહશે. એ વાતને શત કરી જાંણવી.

શ્રી મુંમબઇનાં જરતોશતી ફીરકાની અંજુમને શ્રી પુણે પારશી શોરાબજી રતનજી પટેલને માંનપતર લખીઉં છે તેહની નકલ.

શનશતી શ્રી પુણાં શેહેર મધે પારશી શોરાબજી રતંનજી પટેલ જોતાંન શ્રી મુમબઇ બંદરેથી લખાતંગ વાડીઆજી હોરમજજી બમંનજી તથા દાદર જાંગીરભાઇ ફરાંમજી તથા વાડીઆજી નવરોજજી જંમશેદજી તથા પારશી ફરાંમજી કાવશજી બનાંજીનાં તથા શમશત પંનચાતનાં બેશનારાનાં એજદાંપનાહબાદ કબુલ કરજો.

૨ જું લખવા કારણ એ જે તમોએ શ્રી પુણાં મધે આપડી હંમજાતનાં રવાંનોને વાશતે દોખમું બનાવીઉં તથા રવાંનોને વાશતે વંદીદાદ બજરાને કરવાને વાશને આદરીઆંનની જગો બનાવી છે તથા શ્રી મુમબઇથી દશતુર તથા મોબેદ તથા નીરંગદીન મંગાવી શવાબનું કાંમ ચાલુ કીધું છે. તેથી હમો ઘણા ખુશી થાએઆ છેઇએ તે શત જાંણજો. એ તમારી નેક મનશનીથી ખુદાતાલાની ઈઆરીથી દોખમાંનું કાંમ શરવે તઇઆર થાઈઉં છે અને હવે તે દોખમું આશતાદ રોજથી દીવશ ૩ શુધી ઇંજાશે અને વંદીદાદ તથા બીજાું જે કાંઇ આપણી દીન ધરમ મધે ફરમાવેલું છે તે પરમાંણે કરાવીને મારેશપંદ રોજને દીને જશંન થાશે તે હકીકત હમે શ્રી મુમબઈનાં શમાચાર મધે વાંચીને ઘણાં ખુશી થાએઆ છેઇએ તે શત જાંણજો.

૩ જું હમો તમુને ઘણું તે શું લખીએ. પણ એ કાંમ તમોએ ઘણુંજ શારૂં કીધું છે તે શત જાંણજો. અને હેવાં કામ ઉપર તમોએ જે કાંઇ ખરચ કીધો હશે તેનાં એકનાં ચાર ચાર તમુને ખુદાએતાલા બરકત આપશે તે શત કરી જાંણજો.

૪ થું પઇશા તો ઘણાં મલી રેશે. પણ જે કાંઈ હેવાં કારણશર તમે ખરચ કીધો છે તે બાબદતું તમારૂં નાંમ તથા તમારા કબી-

લાનું નાંમ જાવેદાંન શુધી રોશંન થાછઉ છે. વાશતે હેવો ખરચ તમે કાધો છે તેનાં શવાબનો હંમએહરો તમારા તથા તમારા કબીલાનાં ફરજંદાન ફરજંદોને જાવેદાંન શુધી હાંશેલ થાશે તે શત જાંણજો.

૫ મું તમોએ હેવું નેક્નાંમાનું કાંમ કીધું છે વાશતે તમુને મુબારકબાદીનો શાલ જોડો ૧ હમારી અંજુમનની તરફથી પારશી ખરશેદજી માંણેકજી શરાફ લેઇને આવનાર હતા પણ તેહાણુને અટકાવ આવી પડેઓ છે તે વાશતે નેહેણથી અવાઇ શખાઇઉં નહી તે જાણજો. વાશતે આએ કાગજ શાથે મુબારકબાદીની શાલ મોકલી છે તે કબુલ કરજો. અને હમેશ હેવાં શખાવતનાં કાંમ કરતા રેજો.

૬ શું જે કાંઇ પછવાડે હમો અંનજુમંનનાં શાહેબો બેશીશું તેહવારે વરી કંઈ લખવું હશે એ બાબે તે તમોને લખીશું. અને તમારે હેવાં નેક કાંમ બાબે જે કાંઇ તમુને હમારે તરફની મદદ જોઇએ અથવા કાંઇ પુછપરછ હોએ તે શુખેથી લખજો. હમો હેવાં નેક કાંમની મદદ કરવાને ઘણાં ખુશી છઇએ. શવંત ૧૮૮૧ નાં વરશે વઇશાખ શુદી. ૮ ને વાર શોમે તારીખ ૨૬ મો આપરલ ૧૮૨૫ રોજ ૨૬ મો ને માહા ૭ મો રશમી શને ૧૧૯૪ ઇઅજદેજરદી.

લા૦ વાડીઆ હોરમજજી બમનજીનો શલાંમ વાંચજો.

લા૦ વાડીઆ નવરોજી ગુ૦ જમશેદજીનો દુવા વાંચજો.

લા૦ શેવક તમારો શદાનો દુવાગીર ભાઇ ફરાંમજી કાવશજી બનાંજીનાંની દુવા વાંચજો.

લા૦ શેવક જંમશેદજી જીજીભાઇની દુવા બંદગી વાંચજો.

લા૦ જાંગીરભાઇ ફરાંમજી દાવરની બંદગી વાંચજો.

લા૦ એદલ દારાબજી શંજાણાની એજદાંપ નાહ બાદ વાંચજો.

લા૦ શેવક દાદાભાઇ કાવશજી શાહેરનો એજદાંપનાબાદ વાંચજો.

એ શહી મુલાં ફીરોજજી કાવશજીની છે.

દશતુર ખુરશેદજી જમશેદજી શહી.

લા૦ પારશી ખુરશેદજી માંણેકજીનો એજદાં પનાહ બાદ કબુલ કરજો.

### શ્રી પુણેથી પારશી શોરાબજી રતંનજી પટેલે શ્રી મુમબઇની અંજુમનનાં માંનપતરનો ઉતર શ્રી મુમબઇની અંજુમંન ઉપર લખેઓ છે તેહની નકલ.

શવશતી શ્રી મુમબઈ બંદરે માહાશુભ-શથાંને પુંજા રાધે શ્રી પા૦ વાડીઆજી શાહેબ વાડીઆજી હોરમજજી બેહેશત મુકાંમ બમં-નજી તથા શમશત પંનચાતના બેશનારા શાહેબો તથા શમશત શ્રી મુંમબઇની અંનજુ-મનની ખીદમત મધે શ્રી પુણેથી શેવક અશલ શ્રી મુમબઇનો રેહવાશી પારશી શોરાબજી રતનજી પટેલની દુવા બંદગી અરજ કબુલ કરજો.

બીજું વાડીઆજી શાહેબે શમશત અંન-જુમનને નામે તુમારી તથા બીજા પંનચાતના બેશનારા શાહેબોની શહી શુધાંનો શેવક ઉપર ઘણી એક કરમ બખશેશ કરીને કાગજ. ૧ શવંત ૧૮૮૧ નાં વઇશાખ શુદી. ૮ ને વાર શોમે રોજ. ૨૬ મો આશતાદ ને માહા. ૭ મો મેહેર ઇજદ શને ૧૧૯૪ ઇઅજદેજરદ શેહેરીઆર તારીખ ૨૬ મી આપરેલ શને ૧૮૨૫ અંગરેજીની તેરીખનો શ્રી પુણાં મધે દોખમું બનાવીઉ તેહની મુબારકબાદીનું નવાજેશનામું તથા શાલ જોડો મોકલો તે રોજ. ૨૯ મો મારેશપંદને દીને જશંન થઇઉ તેહવારે શરવે અંનજુમન મધે તમારૂં કાગજ તથા શાલ જોડો પારશી દારાબજી માણેકજી ચીનાઇ તથા પારશી રૂશતમજી મેહેરવાંનજી શુબેદારે હમુને પોચાડેઉં છે તે જાંણજો.

બીજું તે કાગજ મધે શેવક ઉપર શરફરાજી કરીને લખું છે જે જે કાંઇ હમે કીધું છે તે ઘણું શારૂં કીધું છે તે વાચીને હમો ઘણા ખુશા થએઆ છઉં. તથા બીજી કેટલીએક તમારી બોજોરગી લખી છે તેહનો જવાબ શેવકથી કાંઇ લખી શખાતો નથી પણ એટલું લખું છેઉં જે મજ ગરાબથી બની આવીઉં છે તે શરવે તમારી તથા શ્રી મુમબઈની શમ-શત અંનજુમંનની મેહેરબાંનીથી બની આવીઉં છે તે શત કરી જાણજો.

બીજું વાડીઆજી શાહેબ તથા બીજા પંનચાતનાં બેશનારા શાહેબ [illegible] કાગજ મધે લખીઉં છે જે શ્રી મુમબ[illegible]ના પંનચાતની તરફથી તથા શમશત અંનજુમનની તરફથી મુબારકબાદીનો શાલ જોડો તથા કાગજ પારશી ખુરશેદજી માણેકજી શરાફ લઇને આવનાર હતા પણ તેહોને અટકાવ આવી પડેઓ તે વાશતે તેહાનથી અવાઇ શખાઇઉં

નહી તે ઉપરથી તે કાગજ તથા શાલ જોડો તમોએ પારશી દોરાબજી માંણેકજી ચીનાઇ તથા પારશી રૂશતમજી મેહેરવાંનજી શુબેદાર ઉપર મોકલો તેહોને તમારી તરફથી મારેશ-પંદ રોજે દોખમું ઇંજાએઆ પછે જશંન થાઇઉં તેહવારે શરવ અંનજુમન મધે તમારી મેરબાંનીનું નવાજેશ નામું તથા શાલ જોડો પોહોચાડેઓ છે તે હમોએ શરોચશમ લગાડીને કબુલ કીધો છે તે શત કરી જાણજો.

બીજું આપણી મુંમબઇનો જુનો શરેશતોછે તે પરમાણે હમે અતરે ચાલીએ છઇએ પણ હવે દોખમું થાઇઉં તથા વંદીદાદ ઇજશનેનું કામ કરવાનું ઠેકાણું થાઇઉં છે તેહવારે હરેક કોઇ હમારી શાથે નવો શરેશતો કરવાને હુજદાઇ કરશે અને હમો તો નાંદાંનપણાંમોથી બાહેર ફરીએ છઇએ વાશતે તમારી પંનચાતનો શરેશતો શરવે કાંઇ હમુને માલમ નથી. તેથી જે કાંઇ તમારી પંનચાતનો શરેશતો હોએ તે વીગતવારે હમુને લખી જણાંવજો. જે હમે તે પરમાંણે અતરે કરીએ. અને કોઇ હમારી શાથે ફેશાદ કરશે તો હમો તમુને લખીશું. અને તમારો જવાબ આવશે તે પરમાંણે હમો કરીશું તે જાણજો.

બીજું શું લખીએ થોડે લખે ઘણું કરી જાંણજો. અને શેવક તમારી વતી છેઉ તે જે કાંઇ કામકાજ શેવક લાએક હોએ તે ફરમાવના રેજો. અને તમારા શાહેબજાદાવોને તથા શરવે અંનજુમનના શાહેબોને હમારી દુવા બંદગી કબુલ કરાવજો. શવંત ૧૮૮૧ નાં વરખે વઇશાખ શુદી ૧૨ ને શનેઉ તારીખ. ૩૦ મી આપરેલ ૧૮૨૫ રોજ ૩૦ મો અંનેરાં માહા ૭ મો મેહર શને ૧૧૯૪ ઈઅજદેજરદી.

લા૦ શેવક તમારો દુવાગો હંમેશાંનો પારશી શોરાબજી રતનજી પટેલનો દુવા તથા પગે લાગવું વાંચીને કબુલ કરજો.

*** આ દોખમાંની સાંમેની શગડી ઉપર નીચલી તખ્તી મારેલી છે :—

" શવંત ૧૮૮૧ નાં વરખે ચૈઈત્ર શુદી ૯
"રવેઉ, પારસી રોજ ૨૬ આસતાદ માહા ૬
"શેહેરેવર શને એજદેજરદી ૧૧૯૪ એ દીને
"પારસી શ્રીપનેકનાંમી સોહોરાબજી રતનજી પટેલે
"પોતે પોતાના સવાબને વાસતે શ્રી માજદઇઅ-
"સનીઓના રવાંનોને આસાએસતે વાસતે એ
"દખમૂં બનાવીઉંછે શહી."

ઉપલી તખ્તામાં એ દોખમું ઇજવાનું કામ શરૂ થયું તે દીવસ લખેલો છે.

## ઈ૦ સ૦ ૧૮૨૬.

### મુંબઇની ગોદાવરા મોબેદોને માટેની દરેમેહર પરઠાઇ.

તા૦ ૨ જી ફેબરવારી ૧૮૨૬
રોજ ૩ માહ ૫ (શે૦) ૧૧૯૫ યજદજરદી.

આજ દીને મુંબઇ મધે ગોદાવરા મોબેદોના વપડાસને માટે જરથોસ્તીઓનાં ઉધરાતથી તથા પચાતનાં ફંડમાંથી મલી એક દરેમેહર કોટમાં કાવશજી પટેલના મોહલામાં પંચાતના સાહેબોએ બંધાવી પરઠાવી હતી.

[ એ દરેમેહર બાંધવાપર રૂ. ૧૦૦૬૪ા નો ખરચ થયો હતો, જેમાં રૂ. ૬૯૩૩) અતરેના જરથોસ્તીઓમાં ઉઘરાંણું કરી એકઠા કીધા હતા, તથા બાકીના રૂપીઆ પંચાતનાં ફંડ મધેથી આપવામાં આવ્યા હતા. એ દરેમેહરનું મકાંન પુરાંનું થયાથી ઇ. સ. ૧૮૬૦ માં મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટની પુંજીમાંથી તેમની નઇએતે તેમના સાહેબજાદાઓએ નવેસરથી કોશાદે મકાંન બંધાવ્યું હતું, તથા તેના ઓટલાપર એક મોટી તખ્તી જડાવી હતી, જેની શરૂઆતમાં એ દરેમેહર અસલમાં કેમ બંધાઇ તે માટે નીચે પ્રમાણે લખેલું છે :—

"આએ આતશ આદરીઆંન શાહેબનું
"પવીતર મકાંન શને ૧૧૯૫ ઇઅજદજ-
"રદીનાં શાલમાં શ્રી મુંબઇના જરથોશતી
"ટોલાના શાહેબોએ પોતપોતામો એક
"હુઘરાંણાંની ટીપ કરીને ગોદાવરાના
"બાશંદાઓને વાશતે બનધાવીઉં હતું. અને
"રોજ ૩ જો માહ ૫ મો શેહેનશાહી
"શને ૧૧૯૫ નાં શાલમાં આદરીઆંન
"શાહેબને પરઠાવીને કુલ જરથોશતી
"આલમને એબાદત કરવાને માટે ખુલ્લું
"રાખવામાં આવેઉં હતું. એ એમારતની
"જગા તથા બાંધકાંમ પછવાડે કુલે
"રૂ. ૧૦૦૬૪ા અંકે દશ હજારને શવા
"ચોંસઠનો ખરચ થાએઓ હતો."

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૧૯૩.]

## ખંભાત મધે મરહુમ શેઠ પેશતનજી ખરશેદજી મોદીએ બંધાવેલું દોખમું પરઠાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૨૭ મી મારચ ૧૮૨૬ ને વાર શોમે.

જાહેર ખબર.

શ્રી હીનદોશતાંનનાં શઘલા દેશાવરોનાં રેહવાશી પાક જરતોશતી ફેરકાનાં દશતુરો તથા મોબેદો તથા હેરબદો તથા બેહદીનોની ખીદમતમો કંમતરીન ખાકશાર પારશી પેશતંનજી ગુરથમાંની ખુરશેદજી જમશેદજી મોદી શ્રી ખંબાએતનાં રેહેવાશી અરજ કરે છે જે હમારા બાવા મોદી ખુરશેદજી જમશેદજીએ પોતાંની હએઆતીમાં એરાદો કીધો હતો જે શ્રી ખંમબાએત મધે એક નવું દોખમું બાંધવું. પણ તેહોનું ગુજરવું થાઇરૂં તે ઉપરાંત કમતરીને પાક પરવરદેગારની ઇઆરીથી નવું દોખમું બાંધવાનું શુરૂ કીધું હતું તે ખોદાએતાલાનાં હોકમથી અને પાક જરતોશતી ફેરકાનાં નેક લોકોનાં તોફેલથી હમણે શ્રી ખંમબાએત મધે નવું દોખમું બાંધીને તઇઆર કીધું છે તે આવતા મેહેર મહીનાનાં પેહલા ધંમબારને દીને એટલે જે રોજ ૨૬ મે આશતાદ માહા ૭ મે મેહર રશમી શને ૧૧૯૫ ઇઅજદજરદી તારીખ ૨૬ મી આપરેલ શને ૧૮૨૬ અંગરેજી ઇશવીને દીને માજદીઅશની દીનનાં હોકમ મુજબ ઇંજવાને શરૂ થાશે તે રોજ ૨૯ મો એટલે જે ચોથે ધંમબારે જશંન થાશે. તે જગો શરવે અંનજુમન એકઠું મલશે. વાશતે શરવે દેશાવરોનાં પાક જરતોશતી ફેરકાનાં શરવે શાહેબોની શેવામો અરજ એ છે જે તે દને શરવે શાહેબોને તશદી લઈને તે અંનજુમનમો શાંમેલ થાવું શજાવાર છે કે તેણે કરી તે શાહેબ લોકોને માજદીઅશની દીનનાં ફરમાંન મુજબ શવાબનો હંમએહરો હાંશેલ થાશે. અને એ શેવક ઉપર ઘણીજ શફકત થાશે. એજ અરજ.

તારીખ ૨૭ મી મારચ ૧૮૨૬ અંગરેજી.

** આ દોખમાંની સાંમેની શગડી પર નીચે મુજબની તખ્તી મારેલી છે:—

"એ પાક પરવરદેગાર
"દાદાર હોરમજદની મદત છે

"આએ દોખમું બેહેશતી ગુરથમાંની મોદી
"ખુરશેદજી જમશેદજી મોદી એદલજી
"કાવશજીનાની નઇએતે શરી ખંભાએત
"મધે માજદીએશની જરથુશતી ફીર-
"કાની આલંમને કાંમ આવા શારૂં
"રોજ ૨૩ મે ને માહા ૩ જે શને ૧૧૯૩
"શવંત ૧૮૮૦ ને દીને તાંણો દોખમાંનો
"પુરાવેઓ તો તે તઇઆર કરાવી શવંત
"૧૮૮૨ ના શને ૧૧૯૫ એજદજરદીનાં
"વરશમાં રોજ ૨૯ મો મારેશપંદ માહા
"૭ મો મેહેર અઇતર વદ ૮ ને શનેઉ
"એ દીને ઇજાવીઉં છે. શહી ખાકસાર
"મોદી પેશતનજી ખુરશેદજી."

## ઇ૦ સ૦ ૧૮૨૭.

## સુરતનું ભલથાંણાં આગલનું નોશારીઆ મોબેદોનું દોખમું પરઠાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૧ લી જાનેવારી ૧૮૨૭ ને વાર શોમે.

એક જરતોશતી ફેરકાના ભાઈબંધે એક પતર કુરપા કરી હમુને પરગટ કરવા શારૂં મોકલીઉં છે તે જરતોશતી ફેરકાનાં લોકોને વાંચવા જોગ જાણીને હેકલ પરગટ કરૂં છે.

શ્રી મુંબઈના શમાચાઆરનાં વાલાને માલુમ થાએ જે તમારાં આવતા શોમવારનાં શમાચાર પતરમો છાપી પરગટ કરવું જે પતર ૧ શ્રી શુરતથી લખેલો દશતુર શાહેબ રૂશતમજી નશરવાંનજીનો શ્રી મુમબઈમાં આવો છે તેમાં લખે છે જે શ્રી શુરતમાં ભલથાંણાંવાલું દોખમું નોશારીવાલાવોનું ભલથાંણાંમાં બાંધું છે પાવી ૨૦૦ ને આશરેનું તે દોખમું બંધાઇને તઇઆર થાવાને આવું છે તે ઈંજાવવાનો દાહાડો મુકરર રાખો છે જે રોજ ૧ લો હોરમજદ ને માહ ૫ મો અમરદાદ શને ૧૧૯૬ એજદેજરદી શેહેનશાહીને દીને ઇંજાવાનું જારી કરશે. ઇઆને વંદીદાદ ઇજશને તથા બીજી કીરીઆ મારગ જે કાંઇ દીનના હોકમ મુજબ ભણવા ગણવાનું કામ જારી થાશે તે રોજ ૫ મો અશપંદાદ ને માહ ૫ મો અમરદાદને દીને તમામ પંથકના લોકો મલી મીઅજદ કરી જશંન કરી એ દોખમાંનું કાંમ શરંજામ પોહચાડશે. શ્રી દાદાર હોરમજદ તથા બેહરાંમ ઇજદની

મદદથી તેથી શરવ પારશીનાં શાહેબ લોકો જરથોશતી દીનદાર વાલાઓને જાહેર થાએ જે એ કામ મોહું શવાબનું છે જે એ અંનજુમનની મીઅજદમો શામેલ થઇ પોતાની ગુનજાશ માફક ધરમધાન કરે ને વલી થંડનો વખત ખોદાતાલાની બખશેશથી એ તાંણા ઉપર આવી પોંહોચેઓ છે તેથી લોકોને ખુશી ખુશાલીથી શુરત જઈ આવવામો એક શેલનો શેલ ને આંજે શવાબનો ઉમેરો છે. તેથી શાહેબ લોકોને જાવું શજાવાર છે. રોજ ૨૮ મો માહ ૩ જો શને ૧૧૯૬ એજદેજરદી શેહનશાહી તારીખ ૨૯ મી ડીશેમબર શને ૧૮૨૬ અંગરેજી.

*** એ દોખમાંના દરવાજા ઉપર નીચે પ્રમાણેની તખ્તી મારેલી છે :—

"શવંત ૧૮૮૩ નાં વરખે માહા શુદ ૪
"ને વાર બુધે રોજ ૧ લો માહા ૫ મો
"શને ૧૧૯૬ ઇઅજદજરદી. શ્રી દાદગાહ
"બરથાણાંવાલું ગરીબ ટોલા ઉપર મેહેર-
"બાંની કરીને મુંબઇના શાહેબોએ બંધાવી
"આપેરૂં છે, જરતોશતીના."

તખ્તીમાં જણાવેલે દીવસે દોખમું ઇજવાની ક્રિઆ શરૂ થાઇ હતી, અને દોખમાંનું જશન રોજ ૫ માહ ૫ (શે૦) ૧૧૯૬ (તા૦ ૪ થી ફેબરવારી ૧૮૨૭) ને દીને થાયું હતું.

## કરંજનાં બાઈ દીનબાઈ પુંજીઆજી મનાજીનાં વીધવાવાલા દોખમાંનો તાંણો પુરાએઓ.

તા૦ ૨૩ મી ફેબરવારી ૧૮૨૭
રોજ ૨૪ માહ ૫ (શે૦) ૧૧૯૬ યજદજરદી

આજ દીને સુરતની પાસેનાં કરંજ ગામમાં બાઇ દીનબાઇ તે ત્યાંના એક રેહવાસી મરહુમ શેઠ પુંજીઆજી મનાજીનાં વીધવાએ બંધાવવા માડેલાં દોખમાંનો તાંણો પુરવાની ક્રિઆ કરવામાં આવી હતી.

[આ માટે એ દોખમાંની સાંમેની શગડી પર મારેલી તખ્તીમાં નીચે પ્રમાણે લખેલું છે :—

"શાલ ૧૮૮૩ નાં માહા વદ ૧૩ વાર
"શુકર રોજ ૨૪ માહ ૫ શને ૧૧૯૬ ને
"દીને કાંમ માંડેઉ."]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૨૦૪.]

## અડાજણની સર જમશેદજી જીજીભાઈ-વાલી આદરાંનની દરેમેહર.

તા૦ ૧૯ મી જુન ૧૮૨૭
રોજ ૨૦ માહ ૯ (શે૦) ૧૧૯૬ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં અરાજણ ગામમાં મુંબઈવાલા શેઠ જમશેદજી જીજીભાઈએ આદરાંનની એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[આ દરેમેહર ઉપર તખ્તી મારેલી નથી, પણ તેના પરઠાયાનો ઉપલો દાહડોવાર ગોદાવરાં પંચકવાલા આ૦ નાનાભાઇ ભીખાજીએ અમોને મેલવી આપ્યો છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૨૦૫]

## અહમદનગરનું જુનું દોખમું.

આએ વર્ષમાં પુણાંની પાસેનાં અહમદ નગર ગામ મધે ત્યાંના જરથોસ્તીઓએ એક નાધલું દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[આ દોખમાંપર કસ્સી તખ્તી મારેલી નથી, ઈયા તેના પરઠાયાનો દાહડોવાર પણ મળતો નથી. લેકીન એ દોખમું બાંધવા માટે જગો મેલવવાને ત્યાંના આગેવાંન જરથો-સ્તીઓ શેઠો ખરશેદજી નશરવાંનજી ગોપી-પોરીઆ, નશરવાંનજી ખરશેદજી શેઠના, અરદેશર ખરશેદજી શેઠના, પેશતનજી દાદા-ભાઇ ગોરવાલા, અને આ૦ બરજોરજી ભીખાજી શહીઆર એઓએ અહમદનગરના કલેકટર મી૦ ડનલાપને ઇ૦ સ૦ ૧૮૨૬ માં એક અરજી કીધી હતી. તે બાબે મી૦ ડનલાપ કલેક્ટરે નામદાર સરકારનો હોકમ મંગાવી તા૦ ૧ લી ડીશેમબર ૧૮૨૬ ને દીને મજકુર આ૦ બરજોરજી ભીખાજી શહીઆરને નામની સનદ કરી આપી અહમદનગરનાં શેહરની ઉત્તર દિશાએ આસરે બે મૈલ દુર "ઇદગાહ" નામની ટેકડીની જગો પારસીઓને દોખમું બાંધવા માટે આપી હતી. જે પછી તુરત તે પર મજકુર દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૨૦૬.]

# ઈ૦ સ૦ ૧૮૨૮.

## સુરત મધે શહરાનાં દરવાજા આગલનું અંજુમનના ઉધરાતથી બંધાયલું દોખમું પરઠાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૨૪ મી ડીશેમબર ૧૮૨૭ ને વાર શોમે.

જરતોશતી ફેરકાના લોકોનું શ્રી શુરતનું નવું દોખમું તઇઆર થઇઉં છે તે બાપે એ નેક કાંમના ઉપરી શાહેબોએ એક પતર હમારાં શમાચારમો પરગટ કરવા થકી લખી મોકલો છે તે હેઠલ પરગટ કરેઓ છે.

શ્રી મુમબઇનાં શમાચાર બનાવનાર અધીકારી લા૦ શ્રી શુરતની જરતોશતી કોમની તરફથી આ કામના આગેવાંન મોદી ખુરશેદજી ડોશાભાઇની વતી મોદી રૂશતમજી ખુરશેદજી તથા આ૦ એદલજી કાવશજી તથા આ૦ બહમનજી મીનોચેરજી તથા મીનોચેરજી એદલજીનો દુવા શલામ વાંચજો. જત લખવા મકશુદ એ છે જે નીચે લખેલી હકીકત મેહરબાંનગી કરીને તમારાં શમાચારમાં છાપીને તમાંમ જરતોશતી ફીરકાના લોકોને જાહેર કરજો કે શુરતમાં દખમાંની જરૂરીઆત હતી તેથી શુરતનાં અનજુમનથી ઉધરાત કરીને નવું દખમું બનાવું તે દખમું શ્રી શુરત મધે શહરાના દરવાજા બાહાર પંચાતની જગો છે તાંહાં પાવી ૩૦૦ નું બંધાવેઉં છે તે હાલમાં તઇઆર થાવા આવું છે. વાસતે એ દખમું ઇજવાનો દાહડો મુકરર કરો છે. રોજ ૧ લો હોરમજદ ને માહ ૫ મો અમરદાદ શને ૧૧૯૭ ઇજદજરદી શેહેનશાહીને દને ઈજવાનું કામ જારી કરશે. ઇઆને વંદીદાદ તથા ઇઅજશને તથા બીજી કીરીઆ મારગ જે કાંઇ દીનનાં હોકમ મુજબ પડવાનું છે તે કાંમ જારી થાશે ને રોજ ૫ મે અશપંદાદ માહ ૫ મે અમરદાદને દને તમામ પંથકના લોકો મલી મીઅજદ કરીને જશન કરીને શ્રી દાદાર હોરમજદનાં ફજલો કરમથી ને બેહેરાંમ ઇઅજદ ફતેહમંદની મદદગારીથી એ દખમાંનું કાંમ શરનજાંમ પોંહચાડવાનાં ઉમેદ છે. વાશને જરતોશતી દીનદાર લોકોને જાએર થાએ જે એ કામ મોટુ શવાબનું છે વાશને જે શાહેબો અંજુમનની મીઅજદમા શામેલ થાશે તેહને શવાબમાં હંમબેરો થાશે અને શુરતની અંનજુમન ઘણીએક ખુશી થાશે.

લા૦ મોદી રૂશતમજી ખુરશેદજીનો દુઆ શલાંમ વાંચજો.

લા૦ આ૦ એદલજી કાવશજીની દુવા વાંચવી.

આ૦ બહમનજી મીનોચેરજીની દુવા શલાંમ વાંચજો.

લા૦ શેવક તમારો મનચેરજી એદલજીનો દુવા શલાંમ વાંચજો.

શવંત ૧૮૮૪ નાં પોશ શુદી ૧ ને વાર બુધે તારીખ ૧૯ મી ડીશેમબર ૧૮૨૭.

*** આ દોખમાંના દરવાજા ઉપર નીચલી તખ્તી મારેલી છે:—

"ખોદાતાલા બેહુ જાંહાંનનો પેદા કર-
"નાર છે અને રાશતીનો પશંદ કરનાર
"છે તેનાં બરકતી નાંમે કરીને જે માજ-
"દીઅશની દીનનો રેહેબર પેગાંમબર
"જરતોશત સપેનતમાંનનાં ફરમાન મુજબ
"બંદરે મુબારક શુરત મધે મોબેદો તથા
"બેહદીનોએ તમામ અનજુમન મલીને
"ઉધરાતથી દખમું બંધાવેઉં. શને ૧૧૯૪
"એજદેજરદી રોજ ૧૫ મો દેપમેહર
"માહા ૪ થો તીર ઇજદ એ દીને દખ-
"માંનો તણો પુરાયો અને શને ૧૧૯૭
"એજદેજરદી રોજ ૨ બહમન માહા ૫
"મો અમરદાદ એ દાહાડે ખુબીથી દખમું
"સરનજાંમ પુરૂં થાયું અને દીનનું કામ
"શરૂ કાધું છે—અને રોજ ૫ મો અશ-
"પદાદમદ માહા ૫ મો અમરદાદ એ
"દાહાડે કામ તમાંમ થાયું છે શ્રી દાદાર
"હોરમજદની મદદથી તમામ શ્રી અન-
"જુમનની દોલત શવંત ૧૮૮૪ માહા
"વદ ૨ વાર શોમે."

## સુરત મધે ઉમરા ગામની હદમાં પીપલોદની જમીન ઉપર અંજુમનના ઉધરાતનાં દોખમાંનો તાંણો.

તા૦ ૨ જી જુન ૧૮૨૮.

રોજ ૪ માહ ૯ (શે૦) ૧૧૯૭ યજદજરદી.

આજ દીને સુરત મધે ઉમરા ગામની હદમાં પીપલોદની જમીન ઉપર સુરત તથા મુંબઇની અનજુમનના ઉધરાતથી બંધાવવા માંડેલાં દોખમાંનો તાંણો પુરવાની ક્રિઆ કરવામાં આવી હતી.

[ આ માટે એ દોખમાંપર મારેલી તખ્તીમાં નીચે મુજબ લખેલું છે:—

"શવંત ૧૮૮૪ નાં જેઠ વદ ૫ ને વાર
"શોમે રોજ ૪ થો શેહરેવર માહ ૯ મો
"આદર શને ૧૧૯૭ એજદેજરદી એ દીને
"દુખમાંનો તાંણો પુરાયો."]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૨૧૨.]

## ઉદવારાનાં શેઠ પેશતનજી ખુરશેદજી મોદીવાલાં દોખમાંનો તાંણો.

તા૦ ૯ મી જુન ૧૮૨૮.

રોજ ૧૧ માહ ૯ (શે૦) ૧૧૯૭ યજદજરદી.

આજ દીને ઉદવારા મધે શેઠ પેશતનજી ખુરશેદજી મોદીએ પોતાના મરહુમ મુરબી પુણાંવાલા શેઠ ખુરશેદજી જમશેદજી મોદીની નઇઅતે બંધાવવા માંડેલાં દોખમાંનો તાંણો પુરવાની ક્રિઆ કરવામાં આવી હતી.

[ આ માટે એ દોખમાંની સાંમેની શગડીપર મારેલી તખ્તીમાં લખેલું છે કે:—

"રોજ ૧૧ મો ખુરશેદ માહા ૯ મો આદર શને ૧૧૯૭ ઇઅજદજરદી—શવંત ૧૮૮૪ ને દંન ખોદાતાલાની બખશેશથી શ્રી ઉદવાડા મધે પાક જરતોશની ફીરકાનાં રવાંનો અશો ફરોહરેને વાશતે દુખમું અનોશેરવાંની ગરોશમાંનમકાંની બેહેદીન ખુરશેદજી જમશેદજી શેઠ મોદી પુનાંવાલા અશલ રેહેનાર ખમમાએતનાં તેવોનાં રવાંનની નઇઅતે તેવોનાં વારેશ મોદી પેશતનજી ખુરશેદજીએ તાંણો પુરાવી......]

[પારસી પ્રકાશ. દફતર પેહલું સફે ૨૧૩]

## સુરત મધે મોજે ઉમરવાડાનાં દોખમાંઓની સાંમેની શગડી.

તા૦ ૧૭ મી જુન ૧૮૨૮

રોજ ૧૯ માહ ૯ (શે૦) ૧૧૯૭ યજદજરદી.

આજ દીને સુરત મધે મોજે ઉમરવાડાનાં દોખમાંઓની સાંમે એક નાધલી શગડી અંજુમનનાં ઉધરાતથી બંધાવી પરઠાવ્યામાં આવી હતી.

[આ શગડીપર નીચે મુજબની તખ્તી મારેલી છે :—

"આ શગડી નવેસરથી બાંધી છે. શને
"૧૧૯૭ એજદેજરદી રોજ ૧૯ મો ફર-
"વરદીન માહા ૯ મો આદર યજદ. શવંત
"૧૮૮૪ નાં પરથમ આખાડ શુદ ૫ વાર
"સોમે. એ દાહાડે શગડીનું કામ તમામ
"શરંનજામ પુરૂં થયું છે શ્રી પાક દાદાર
"હોરમજદની મદદથી."]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૨૧૩.]

## બીલીમોરાની શેઠ નવરોજજી જમશેદજી વાડીઆવાલી દરેમેહર.

તા૦ ૧૮ મી જુલાઇ ૧૮૨૮

રોજ ૨૦ માહ ૧૦ (શે૦) ૧૧૯૭ યજદજરદી

આજ દીને બીલીમોરા મધે શેઠ નવરોજજી જમશેદજી વાડીઆએ એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[આ દરેમેહર પર કસ્સી તખ્તી મારેલી નથી, પણ તેના પરઠાયાનો ઉપલો દાહડોવાર શેઠ શોરાબજી નવરોજજી વાડીઆએ અમોને મેલવી આપ્યો હતો.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૮૯૫]

## કરંજનું બાઇ દીનબાઇ તે બેહશતી પુંજીઆજી મનાજીનાં વીધવાએ બંધાવેલું દોખમું.

મુંબઈ સમાચાર, તા૦ ૧૭ મી નવેમબર ૧૮૨૮ ને વાર શોમે.

શ્રી મુમબઇનાં શમાચારનાં અધીકારી લા૦ શ્રી પરગણે ઉરપારાનું ગામ કરંજથી બાઇ દીનબાઇ તે બેહેશની પુંજીઆજી મનાંજીની ધરીઆણી તે પટેલ નશરવાંનજી હોમજીની છોકરીની દુવા બંદગી વાંચજો. લખવા કારણ એ છે જે નીચે લખેલી હકીકત તમો મેહેરબાંની કરીને તમારા શમાચારમાં છાપીને તમામ જરતોશતી ફીરકાનાં લોકોને જાહેર કરજો. શ્રી કરજ ગાંમ મધે શ્રી જરતોશતી ફીરકાનાં લોકોનું દુખમું હતું નહીં તેથી એ લોકોને ગાંમ ૪ વાલા કરંજ તથા ભગવા તથા મંદરોઈ તથા કુડીઆંણું એ ચેહારો ગાંમવાલાને રવાંન લાંબે લઇ જાવાને તશદી ઘણી હતી વચમાં નદીઓની. તેથી હમારા ખાવંદ બેહેશતી પુંજીઆજી મનાંજી તે ધનજીબાઇ જમશેદજી ડુંગરીઆનો ભાણેજ થાએ તે બેહેશતીનાં રવાનનાં શવાબ થકી તે બેહેશતીને પઇશે હમોએ દુખમું ૧ શ્રી કરંજ ગામમો પાઓરી ૮૨ નું હાલ બંધાવીને તઇઆર કરૂં છે. તે રોજ ૨૪ મો દીન ઈજદ અને માહા ૩ જો ખોરદાદ શને ૧૧૯૮ યઅજદેજરદી તારીખ ૨૪ મી ડીશેમબર શને ૧૮૨૮ ઇશવી. શંવત ૧૮૮૫ નાં માગશર વદ ૩ ને વાર બુધેને દીને દુખમું ઈજી તઇઆર થાશે. એ દીને જશન મોટું કરી ફારગ થાશે. દીનનાં હોકમ મુજબની કીરીઆ જારી થાશે રોજ ૨૧ રાંમ યજદ અને માહા ૩ જો ખોરદાદને દીનથી કાંમ માંડશે તે રોજ ૨૪ મો દીન યજદને માહા

૩ જો ખોરદાદને દીને તમામ પંનથકના લોકો મલીને મેજદ કરીને જશંન કરીને પાક પરવરદેગારની ઇઆરીથી એ દુખમાંનું કાંમ શરંજાંમ પોંહોચાડવાની ઉમેદ છે. વાશતે શરવે જાગાઓના જરતોશતી લોકોને જાહેર થાએ જે એ કાંમ મોહું શવાબનું છે વાશતે જે શાહેબો એ અંનજુમનની મેજદમાં શાંમેલ થાશે તેહોણુને શવાબનો હંમએહરો હાંશેલ થાશે અને આજેજ ઉપર ઘહણું એહશાંન થાશે. એજ અરજ.

શંવત ૧૮૮૫ નાં કારતગ શુદ ૧ ને વાર શનેઉ રોજ ૮ મો માહા ૨ જો શને ૧૧૯૮ ઇઅજદજરદી.

*** એ દોખમાંની સાંમેની શગડી ઉપર નીચે પ્રમાણે તખ્તી મારેલી છે :—

“શ્રી દાદાર હોરમજદની મદદથી આએ
“શગડી તથા દુખમું તથા કુવો તથા
“નશાખાંનું શ્રી કરંજ મધે બંધાવેઉં છે.
“પારશી પુંજીઆજી મનાજી હીરાઅછા
“કરંજનાની ધણીઆંની બાઇ દીનબાઈ
“તે પટેલ નશરવાંનજી હોમજી સુમાલી-
“વાલા હોમીઆરના બેટીએ પોતાના
“ખાવંદ બેહેશતી પુંજીઆજી મનાંજીનાં
“પૈશાથી બેહેશતી પુંજીઆજી મનાંજીની
“નઇએને બાંધેઉં છે. શી જરથોશતી
“ફીરકાની અંજુમનને થકી બાંધેઆં છે.
“શાલ ૧૮૮૩ નાં માહા વદ ૧૩ વાર
“શુકર, રોજ ૨૪ માહ ૫ શને ૧૧૯૬
“ને દીને કાંમ માંડેઉં તે શાલ ૧૮૮૫
“માગશર વદ ૩ વાર બુધે રોજ ૨૪
“માહ ૩ શને ૧૧૯૮ એજદેજરદીને દીને
“જશન કરીને પુરૂં કરેઉં છે. શ્રી દાદાર
“હોરમજદની મદદથી.”

## માંડવી ગામનાં અંજુમનનાં ઉઘરાતનાં દોખમાંનો તાંણો.

તા૦ ૩૧ મી ડીશેમબર ૧૮૨૮
રોજ ૧ લો માહ ૪ (શે૦) ૧૧૯૮ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં માંડવી ગામમાં અંજુમનના ઉઘરાતથી બંધાવવા માડેલાં દોખમાંનો તાંણો પુરવાની ક્રિઆ કરવામાં આવી હતી.

[આ માટે એ દોખમાંની સાંમેની શગડી ઉપર મારેલી તખ્તીમાં નીચે પ્રમાણે લખેલું છે :—

“તાંણો પુરાવો રોજ ૧ માહા ૫ કદમી
“ને માહા ૪ રશમી શને ૧૧૯૮ એજદે-
“જરદીને દીને.”]

[પારસી પ્રકાશ, દફતર પેહેલું સફે ૨૧૬.]

## ઈ૦ સ૦ ૧૮૨૯.

## થાંણાંની મરહુમ શેઠ રૂસતમજી કાવશજી પટેલે બંધાવેલી દરેમેહરને પરઠાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૨૩ મી મારચ ૧૮૨૯ ને વાર શોમે.

### જાહેર ખબર.

શ્રી થાંણાં મધે બેહેશતી કાવશજી રૂશતમજી પટેલની બાંધેલી પારશી લોકોની દરેમેહેર છે તે દરેમેહેર ઘણી પુરાંની થાઇ હતી તેથી હાલમો રૂશતંમજી કાવશજી પટેલે તે દરેમેહેરને ઉખેડીને નવી બાંધી છે તથા તે જગો આદરાંન નહીં હતું તે આદરાંનબી હાલમો નવું કરૂં છે. અને રોજ ૯ મે માહા ૮ મે કદીમી શને ૧૧૯૮ ઇઅજદજરદી તારીખ ૮મી આપરેલ શને ૧૮૨૯ ઇશવી બુધવારને દીને તે દરેમેહેર ઇંજવાનું તથા આદરીઆંન પરઠવાનું જશન કરવાને મુકરર કરૂં છે. વાશતે શ્રી મુમબઈ તથા તેહને લગતાં ગાંમડાંઓના વશનારા કુલ જરતોશતી ફેરકાનાં લોકોની ખીદમતમો રૂશતમજી કાવશજી પટેલ ચોકી નમંનતાઇથી અરજ કરે છે જે તે જશંનને દીને ઉપર કહેલા શરવે જાગાનાં જરતોશતી લોકોએ તે જગોએ આવીને અંનજુમંનમો શાંમેલ થાવું કે જેથી કરી શવાબનો બેહરો હાંશેલ થાશે અને એ કંમતરીન ઉપર મોહું એહશાંન થાશે. એજ અરજ.

તા૦ ૨૩ મી મારચ ૧૮૨૯.

——o——

મુંબઈ શમાચાર, તા૦ ૧૩ મી આપરેલ ૧૮૨૯. ને વાર શોમે.

શ્રી થાંણાં મધે પારશી લોકોની નવી દરેમેહર ઇંજાઇ તે દીનેની મજલેશની તથા બીજી શઘલી ખબર એક બાઇબંધ જે તે જગો હાજર હતો તેણે કુરપા કરી હમારા શમાચારમો પરગટ કરવા થકી લખી મોકલી છે તે હેઠલ પરગટ કરી છે.

બુજોરગી ભરેલા મેહરબાંન દોશત શ્રી મુમબઈનાં શમાચાર બનાવનાર લા૦ તમારો એક દોશતની દોઆ વાંચવી. જત થોડી એક બીનાં શ્રી થાણાં મધે દરેમેહેર ઈંજાઈ તેની હમોએ નજરે જોએલી તે તમારી ખીદમતમો લોકોને વાંચવા શારૂં લખી મોકલી છે તે મેહેરબાંનગી કરીને તમારા શમાચારમો જગા આપશો તો શેવક ઉપર કમાલ હેશાંન થાશે.

શ્રી મુમબઈને લગતું શ્રી થાંણું નામે એક મોહોટું ગાંમ છે કે તે શરવે લોકોમો મશહુર છે. તે જગોએ ઘણીએક વશતી અને આબાદી છે તે મધે આપડા પાક જરતોશતી ફીરકાનાં બેહેદીન લોકોની બી થોડી વશતી છે તે જગો અશલમો બેહેશની કાવશજી રૂશતમજી પટેલે દરેમેહેર જરતોશતી લોકોનાં કામને શારૂં બનાવી ઉતી તે દરેમેહેર ઘણી જુની થઈ તેથી હાલમો કાવશજી રૂશતમજી પટેલનાં નેકબખત શાદતમંદ ફરજંદ રૂશતમજી કાવશજી પટેલે તે જુની દરેમેહેરની વાડીમોજ નવેશરથી નવી દરેમેહેર બનાવીને આદરીઆંન શાહેબને રોજ ૯ માહ ૮ કદીમ માહ ૭ રશમી શને ૧૧૯૮ ઈઅજદજરદીને દીને પરઠેઆ તે વખતે એ શેવકબી હાજર હતો તે વેલાએ શેવકે જે મીજલશ તથા જશન તથા રામશની જોઈ તેથી શેવકનાં દીલ ઉપર ઘણી એક ખુશી હાંશેલ થાઈ જે કાંજે શેવકે બીજી દરેમેહેરો શ્રી મુમબઈમો ઈજાતાં તથા આદરીઆંન શાહેબને પરઠતાં જોએઆ છે તે કરતાંને દશગણી જીઆદે રામશની જોઆમો આવી અને મજલેશ પણ ઘણીજ મોટી થાઈ હતી અને પારશીનાં ફીરકાનાં ઘણાં એક નાંમીચા લોકો પણ તે મજલેશમો હાજર હતા તેથી એ શેવકે વીચારીઉં જે આએ રામશની શેહેરના કરતાંન જીઆદે નજર આવે છે તેનો શબબ એજે જે દેશમો હેવી જગો નહીં હોએ ને કોઈ બનાવે તાંહાં હેવી રાંમશની થાએઆ વનાંએ રેહ નહીં. અને જાંહાં એક હોએ ને બીજી બનાવે તાંહાં હેવી રાંમશની બની શખતી નથી. અને પાક મનશનીનાં રૂશતમજી કાવશજી પટેલે પોતાંની દીલભરી તા૦ ખુશી ભરેલી બુલંદ હીમતથી એ કાંમ શરૂ કીધું અને શરંજાંમ પોહોચા-ડેઉ અને શ્રી થાણુંનાં બીચારા ગરીબ જર-તોશતીઓને બંદગી કરવાની એક પાકીજે જગો બનાવી આપી. અને તે જશનમો જે શાહેબો હાજેર હતા તે શાહેબો શાતેબી એ રાશત મનશનીનાં રૂશતમજી પટેલે ઘણીએક નમંનતાઈથી તેનાંની ખીદમત કીધી અને તનદરોશતી પહડાવતી વેળાએ મજલેશને જાહેર કીધું જે એ દરેમેહેર મધે કદમી તથા રશમીનાં રૂઆંનોનાં કેરફેનાં કાંમ થાએ. એ રીતે તનદરોશતી પહડાવી અને દખણાં પણ ઘણી શારી આબરૂથા વેહચી કે તેથા દખ-ણાંનાં લેનાર પણ ખુશી થાએઆ અને જશનનું ખાણું કુલ લોકોને ઘણીજ શારી તરદુદથી જમારીને રવાંનાં કીધા. અને ઘણી શારી શાબાશી લીધી. એ બાબે લખવાનું તો ઘણું છે અગર તેનાંની નમનતાઈ તથા ખુબી એ કાંમ વીશેની લખવા ચાઉંતો લાંબુ થાએ તેથી થોડીએક શતર લખી મોકલી છે.

તા૦ ૧૨ મી આપરેલ ૧૮૨૯.

*** એ દરેમેહરના દરવાજા ઉપર નીચલી તખ્તી મારેલી છે:—

" શ્રી દાદાર હોરમજદની મદદ છે.

" આએ જગોએ અસલમાં આતશદાદગાહ
" ઈશવી શને ૧૭૮૦ ની આગમજ બેહે-
" શતનશીન કાવશજી તથા દોરાબજી રૂશ-
" તમજી પટેલે બંધાવી હતી. તીઆં
" નવેસરથી આતશ આદરાંનની દરેમેહેર
" પારશી રૂશતમજી કાવશજી પટેલે પોતાના
" બાવા મરહુમ કાવશજી રૂશતમજી પટેલના
" નઈએતે શ્રી થાંણાં ગામમાં રોજ ૯ મો
" માહ ૭ મો શેહનશાહી માહ ૮ મો કદમી
" શને ૧૧૯૮ ઈઅજદજરદી, તા૦ ૮ મી
" આપરેલ શને ૧૮૨૯ ઈશવી ને વાર
" બુધેને દીને પરઠાવી છે."

## ઈ૦ સ૦ ૧૮૩૦.

## માંડવીનું અંજુમનનાં ઉવરાતથી બંધાવેલું દોખમું પરઠાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૨૧ મી ડીશેમબર ૧૮૨૯, ને વાર શોમે.

શ્રી શુરત પરાંતમો શ્રી માંડવી નાંમે એક ગાંમ છે તે જગોએ પારશી લોકોનું દોખમું હતું નહી તેથી તેણી પરાંતનાં લોકોને ઘણી- એક અડચણ પોંહોચતી હતી તે ઉપરથી શ્રી શુરત તથા શ્રી મુમબઈનાં અકાબર લોકોએ પોતાનાં લોકમો એક ઉઘરાણું કરી શ્રી માંડવી મધે દોખમું બાંધવા માંડીઉ હતું તે દોખમાંનું કાંમ ખોદાએતાલાની મદદથી શરં-

જાંમ પોંહોંચીઉં છે વાશતે તે દોખમાંનાં કાંમના અકાબરોએ શ્રી મુમબઇની પંચાતનાં અકાબરો ઉપર એક કાગજ લખી મોકલો છે તે કાગજ તે શાહેબોએ હમુને આપેઓ. તે ઉપરથી હમો તમાંમ જરતોશતી ફેરકાનાં લોકોને જાહેર કરીએચ જે આવતો રોજ ૧લો માહા ૪ થો રશમી તથા માહ ૫ મો કદમી અને ૧૧૯૯ ઇઅજદજરદી શવંત ૧૮૮૬ નાં પોશ શુદી ૬ ને વાર ગરેઉ તા૦ ૩૧ મી ડીજેમબર ૧૮૨૯ ને દીને એ દોખમું ઈજા-વાનું કાંમ શરૂ થાશે અને તેહને ચોથે દીને ફ્રઆને રોજ ૪ થો શેહરીવરને દીને ઇંજવાનું કાંમ તમાંમ થાશે અને અંજુમન મલી જશન કરશે. વાશતે હરેક દેશાવરનાં જરતોશતી લોકોમોથી જે શાહેબોને જોગવાઈ બની આવે તે એ દીને એ અંનજુમંનમો નેક જશનનાં કાંમમો શાંમેલ થાઇ બેહરો હાંશેલ કરવો શજાવાર છે.

*** આ દોખમાંની સાંમેની શગડી ઉપર નીચે પ્રમાણે તખ્તી કોતરેલી છે :—

"શ્રી દાદાર હોરમજદની મદત છે
"શ્રી ખોદાતાલા બેહુ જાંહનનો પેદાનો
"કરનારનાં નામે કરી માજદીઅશનાં દી-
"નનો પેગામબર જરથોશતનાં ફરમાંન
"મુજબ શેહેર માંડવી મધે શ્રી સુરતનાં
"તથા શ્રી મુંબઇની અંનજુમન મલી
"ઉધરાતથી દખમું બંનધાવેઉં–તેનો તાંણો
"પુરાવો રોજ ૧ માહા ૫ કદમી ને માહા
"૪ રશમી શને ૧૧૯૮ એજદેજરદીને દીને
"દખમાંનું કામ પુરૂ થઉં ને રોજ ૧ માહ
"૫ દીનનું કામ શરૂ થઉં તે રોજ ૪ ને
"માહા ૫ કદમી ને માહા ૪ રશમી શને
"૧૧૯૯ એજદેજરદીએ એ કાંમ શરંન-
"જામ પોંતું. તમામ અંનજુમનની દોલત.
"શવંત ૧૮૮૬ નાં વરખે પોશ શુદ ૯
"વાર રવેઉ, તારીખ ૩ જાનેવારી શને
"૧૮૩૦ ઈશવી, તારીખ ૭ મી રજબ શને
"૧૨૪૫ હીજરીમાં શ્રી."

## દીવ મધેની શેઠ જાંહગીરજી નશરવાંનજી વાડીઆવાલી દરેમેહર.

તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૩૦
રોજ ૨૬ માહ ૫ (શે૦) ૧૧૯૯ યજદજરદી.

આજ દીને મુંબઇવાલા શેઠ જાંહગીરજી નશરવાંનજી વાડીઆએ પોતાના ભાઇ મરહુમ શેઠ નવરોજજી નશરવાંનજી વાડીઆની નઇએતે દીવ મધે આદરાંનની એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[આ દરેમેહર પર કસ્સી તખ્તી મારેલી નથી, પણ તેના પરઠાયાનો ઉપલો દાખડો-વાર મુંબઈની આગલી પારસી પંચાતના શેક્રેટરી મરહુમ શેઠ પેશતનજી માણેકજી જામે જમશેદવાલાની એક ખાંનગી નોધ-બુક ઉપરથી અમોને મલયો છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૨૨૪]

## મુંબઈનાં ચોપાતીનાં દોખમાંઓની સાંમેનીં શેઠ દાદાભાઈ કાવશજી શાહેરનીં નઈઅતે બાંધેલી શગડી પરઠાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૨૨ મી મારચ ૧૮૩૦
ને વાર શોમે.

પારશી લોકોના ટોલાને મોટા હરખથી ખબર આપીએચ જે શ્રી મુમબઇ મધે મોટા વેપારી અને નાંમીચા ધરમાતુ પારશી હોરમજી તથા માંણેકજી ગુ૦ દાદાભાઇ શાએરનાંએ પોતાના બાવા બેહેશતી દાદાભાઈનીં નઇએતે શ્રી મુમબઇનાં દોખમાં આગલ એક શગડી બાંધવા માંડી હતી. તે શગડીની એમારત હાલમો તઇઆર થાઇ છે તે તારીખ ૨૬ મી ચાલતા મારચ મહીનાંની આવતા શુકરવારને દીને શહવારનાં ૭ કલાકને અમલે ઇજાશે. તે જગો પારશી લોકોની અંનજુમન મલેઆથી એક મોટી રાંમશની થાશે. વાશતે પારશી ગનેઆતનાં શરવ લોકોને તે જગોએ જશંન વેલાએ અંનજુમનમો શાંમેલ થાઇ બેહરો હાંશલ કરવો શજાવાર છે.

મુંબઇ સમાચાર, તા૦ ૨૯ મીં મારચ ૧૮૩૦
ને વાર શોમે.

હમોએ ગએઆ હમારા શમાચારમો પારશી લોકોને શગડી વીશે ખબર આપી હતી તે શગડી હમારા પરગટ કરેઆ પરમાંણે ઈજા-વીને અંનજુમંનને હવાલે આપી તેહની શઘલી વીગત નાચે પરગટ કરી છે.

પારશી લોકોમાંના એક મોટા નાંમીચાં વેપારી કુટુંબનાં મોટા ભાએગવંન અને ધરમાતુ પારશી હોરમજી તથા માંણેકજી ગુ૦ દાદાભાઇ કાવશજી શાએરનાંએ પોતાનાં શવરગવાશી પીતા દાદાબાઈ કાવશજી શાએરનાં ઉઠમણાંને દીને પારશીની પંચ આગલ કબુલ કરીઉં હતું જે હમારે એક શગડીની જગો મુમબઇનાં દોખમાં આગલ ધરમખાતે બાંધવી તે કબુલાત પરમાંણે પોતાનાં શત વચનથી દોખમાં આગલ એક શગડી બાંધીને તઇઆર કરીને તારીખ ૨૬ મી ચાલતા મારચ મહીનાંની

ગએઆ શુકરવારને દીને શહવારનાં ૭ કલાકને અમલે દોખમાં આગલ પારશીની અંનજુમંન મેલવીને પારશીનાં ધરમ પરમાંણેની કીરીઆ કરીને તે શગડીની એમારતને શરેશતા પરમાંણે પારશીની અંનજુમનને હવાલે આપી. તે વેલાએ અંનજુમંન આગલ એક માંનપતર વાંચેઓ તે માંનપતરની નકલ આએ શમાચાર પતરમો નીચે પરગટ કરી છે તે વાંચેથી જાંણેઆમો આવશે. જે વેલાએ શગડીની એમારત અંનજુમનને હવાલે કીધી તે વેલાએ ઘણાંએક પારશી લોકોની થઠ તે જગોએ મલી હતી ને શરવ લોકોએ એ શગડીની બાંધણીને ઘણીજ વખાંણી કાંજે એ એમારત કાલા પથરની ખાંનકીઓથી બાંધી છે અને કાંમ ઘણુંજ શરશ અને મજબુત લીધેલું છે અને જગા પણ ઘણીજ શરશ અને મુખરાની છે. એ એમારતની લંમબાઈ પોહોલાઇની વીગત એ છે જે.

શગડી લમબાઇમો ૫૬ અને પોહોલાઈમો ૩૨ ફુટ છે.

શગડીનો ઓટલો લમબાઇમો ૩૩ અને પોહોલાઇમો ૩૦ ફુટ છે.

એ માહભારત અમારતનાં બંધાવનારાવોની તે જગોએ પારશી લોકો ઘણીજ વખાંણુ કરવા લાગા અને મોટી શાબાશી આપી. ખોદાએતાલાએ દાદાભાઈ કાવશજી શાએરને શકમાઇની દોલત બખશી તે શાથે શપુત દીકરા આપા કે તે દીકરાવોએ પોતાના બાપનું લેહેણું કાધું. અને લાંબા દાહાડા શુધીની ઇઆદગારી કીધી. અને શજગો ઉપર પઇશા ખરચેઆ. દોલતતો ઘણાં લોકો મુકી જાએચ પણ જેહનાં જે તાલે હોએચ તેહનીજ દોલત હેવે શારે કાંમે ખરચા એચ. ઇશવર શરવેને હેવાં રૂડાં ધરમનાં કાંમ કરવાનો ઉલટ આપે. વલી એ શાથે એજ દીને બપોરનાં કોટમો માંણેકજી શેઠની વાડીમો પારશીની નેઆત કીધી તે જગોએ ઘીઇ તથા શુરાપાંન શુધાંનું ઘણું શુતરૂં ભોજન શરવેને મોટી આદરભાવ આપી જમાડીઉં તે ભોજન વીશેખી લોકોએ બહુજ વખાણ કરી.

**શગડીની એમારત અંનજુમનને હવાલે આપતી વેલાએ જે પતર અંનજુમન આગલ વંચાએઓ તેહની નકલ પરગટ કરીછે.**

બેહેશતી દાદાભાઈ કાવશજી શાએરનાં છોકરાવો હોરમજજી તથા માંણેકજી તમો શરવે અંનજુમંન શાહેબોની ખીદમતમો અદબ અને નમંનતાઇથી અરજ કરેછે જે તમો શાહેબોએ આએ અંનજુમનમો હમારે કીજે તશદી લઇ હમુને આબરૂ આપી તેથી તમો શાહેબોનું હમારા ઉપર ઘણુંજ એહશાંન અને મોટી નવાજેશ થાઈ. અને હમો ગરીબોને શરફરાજી બખશી. આફરીન હોજો તમો શાહેબો ઉપર.

કેટલાએક શાહેબોએ આએ શગડી બાંધવાનાં કાંમમો હમારા વડવાનાં નાંમ ઉપર મેહેરબાંનગી કરીને હમુને મદદ કીધી તેથી તે શાહેબોનો હમારા ઉપર મોટો આભાર થાએઓ તે હમુને આએ નાંમીચી મજલેશમો જાહેર કરવું ફરજ છે તેથી હમો જાહેર કરીએચ તે એ છે જે.

૧ લું. નેકનાંમ બેહેશત મકાંમ શેઠ દાદીભાઇ નોશેરવાંનજીનાં વારેશ શેઠ ખરશેદજી અરદેશેરજીએ હમારા ઉપર મોટી મેહેરબાંનગી કરીને પોતાંનાં માતાજીનાં ડુંગરની જમીનમોથી હમોએ માંગી તેટલી જમીન હમુને એ શગડીમો આપી તેથી એ શાહેબનું મોટું એહશાંન હમો ગરીબો ઉપર થાઇઉં છે.

૨ જું. નેકનાંમ બેહેશતી વાડીઆજી હોરમજી બહમંનજીનાં બેટા વાડીઆજી બહમનજી હોરમજીએ બી તેજ મુજબ હમારા ઉપર નવાજેશ કરીને એ શગડીનાં કાંમ શારૂં પોતાંની વાડીની દેવાલો બાંજીને કુવા તથા તલાવનું પાંણી આપીઉં અને પોતાંની વાડીમો શરવે શાંમાંન નાખવા દીધો અને હમારે શારૂં મોટી અડચંન ભોગવી તેથી એ શાહેબનોબી હમારા ઉપર મોટો આભાર થાએઓ છે.

૩ જું. નેકનાંમ શેઠ હીરજી જીવણજીની બેટી બાઇ શુનાંબાઇએ પણ એજ મુજબ હમારા ઉપર મોટું એહશાંન કરીને ગોવાલીઆ ઉપરથી ગાડાં તથા શાંમાંન જાવાને પોતાંના ગડકા તથા છાપરાં બાંજીને હમુને મારગ આપેઓ તેથી તેહોનોબી હમારા ઉપર મોટો આભાર થાએઓ છે.

૪ થું. ઉપર કહેલા શરવે નેકનાંમ શાહેબોએ હમારા ઉપર મોટી નવાજેસી અને પોતાંની નાંમદારી તથા ખુબી કીધી તેજ મુજબ તમો શાહેબોનાં ફરજ દોખી નામદાર અને ખુબીવંતાં હોજો.

૫ મું. પંચાતનાં અકાબર શાહેબોએ પંચાતનાં ડુંગરની જગામોથી થોડીએક જગા નવાજેશ કરી એ શગડીનાં કાંમ શારૂ આપી અને તે જગા ઠરાવી આપવા બાબે વાર બેએ તથા ૪ તશદી લઇ ડુંગરે ફેરા ખાધા તેથી તે શાહેબોનાં હમો ઘણાંજ એહશાંનમંદ અને શોકર ગુજાર થાએઆ.

૬ ઠું. આએ શગડીની અમારત હમોએ હમારા બેહેશતી બાવા દાદાભાઇ કાવશજી શાએરનાંને નાંમે તેઓનનાં રવાંનનાં શવાબ થકી બાંધીને માજદીઅશની દીનનાં લોકોને વાપરવા થકી અંનજુમન શાહેબને હવાલે કીધી છે તે ફરજંદાંન ફરજંદ શુધી નેકી સાથે વાપરો.

જે મુજબ હમો ગરીબો ઉપર નવાજેશ કરી હમુને એ કાંમશર હરેક જગો તહમો અંનજુમનનાં શાહેબોએ મદદ કરી તેજ મુજબ આગલ જાતે બીજાઓ ઉપરબી નવાજેશ કરતા રેહવું. અને હેવાં નેક કાંમશર હરેક કોઇને મદદ કરવી કે તેથી કરી માજદીઅશની દીનનાં નેક કાંમ તાકીદે બની આવશે અને તે સાથે તહમો અનજુમનનાં શાહેબોની નેકનાંમી જાવેદાંન શુધી કાએમ રેહશે. પાક પરવરદેગાર તમારી જાહોજલાલી તથા બોજોરગી તથા દોલત અને નેકનાંમી જીઆદા કરે. અને તહમારી ઓમરની દરાજી કરે. એજ અરજ.

રોજ ૨૬ મે આશતાદ માહા ૭ મે મેહેર શને ૧૧૯૯ ઇઅજદજરદી કદીમી. તારીખ ૨૬મી મારચ શને ૧૮૩૦ અંગરેજી. વાર શુકરે.

એ ઉપલું કાગજ વાંચેઆ પછે અંનજુમંનનાં અકાબર શાહેબોને હવાલે કીધું.

*** ઉપર કહેલી શગડી ઉપર પથરની એક તખતી જડેલી છે તે મધે જે કાંઈ અખેરો ખોદેલા છે તેહની નકલ લોકોને વાંચી વાકેફ થાવા થકી નીચે પરગટ કરી છે.

"બનાંમે ઈઅજદે મેહેરબાંન

"બેહેશતી દાદાભાઇ કાવશજી શાએરનાં
"ઉઠીઆંનાંને દીને હેનાંના છોકરાઓએ
"બેહેશતીનાં રૂઆંનની નઇએતે તંનદોરો-
"શતી બહણુંવી હતી જે શ્રી મુમબઇનાં
"દોખમાંનાં ડુંગર ઉપર શગડી ૧) બેહે-
"શતીની નઇએતે બંધાવીશું. તે કારણુ-
"શર માજદીઅશની દીનના અનજુમ-
"નનાં શાહેબોને અરજ કીધાથી આએ
"જગો બતલાવી તેથી શેઠ દાદીભાઇ
"નશરવાંનજીનાં ડુંગર ઉપરની થોડી
"જમીન તથા પારશીની અંનજુમંનનાં ડુંગ-
"રની જમીન લેઇને મેલવીને આએ શગડીનું
"કાંમ જરતોશતી લોકોની અંનજુમંનને
"વાશતે શરૂ કીધું તે રોજ ૨૬ મો આશતાદ
"અને માહ ૭ મો મેહેર કદીમ મહીનો
"શને ૧૧૯૯ ઇઅજદજરદી કદીમ શવંત
"૧૮૮૬ નાં વરખે ચઇતર શુદી ૨ ને વાર
"શુકરે તારીખ ૨૬ મી મારચ શને
"૧૮૩૦ ઇશવીને દીને તમાંમ થાઇઉ ને
"એ દીનેથી એ શગડીની એમારત જર-
"તોશતી ટોલાની અંનજુમનને હવાલે
"આપી છે."

## ઉદવાડાનાં આતશબેહરાંમની ઇમારત શેઠો દાદાભાઇ અને મનચેરજી પેશતનજી વાડીઆએ ફેરીથી બંધાવી આપી તેને પરઠાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૨૨ મી મારચ ૧૮૩૦ ને વાર શોમે.

બીજી ખબર પારશી લોકોને વાંચવા જોગ એ છે જે શ્રી ઉદેપોરનાં પુરાતમ શ્રી આતશ બેહરાંમની દરેમેહેર ઘણી પુરાંની થાઇ હતી અને જગોનીબી તંગી હતી તે શબબથી મરનાર વાડીઆજી શાહેબ પેશતનજી બહમનજીની તરફથી તેવોણુનાં વારેશોએ તે દરેમેહેરને ઉખેડીને નવેશરથી બનાવા માંડી હતી અને જગો પણુ વધારી. તે દરેમેહેર હમણે તઇઆર થાઇ છે તે તારીખ ૨૬ મી ચાલતા મારચ આવતા શુકરવારને દીને તે દરેમેહેરબી ઇંજાશે તેથી એ દીને તે જગોબી એક મોટું જશન અને અનજુમન થાશે.

મુંબઇ સમાચાર, તા૦ ૧૨ મી આપરેલ ૧૮૩૦ ને વાર શોમે.

હમોએ હમારા તારીખ ૨૨ મી મારચ ૧૮૩૦ ના શમાચાર મધે શ્રી ઉદેપોરની શ્રી પારશી લોકોનાં શ્રી આતશબેહરાંમની દરેમેહર નવી બનેઆ બાબેની ખબર પરગટ કરી હતી તે ઉપરથી એક ભાઇબંદ જે તે ગાંમમો તે દીને તે મજલેશમો હાજેર હતો તેણુ કુરપા કરીને કાંઇક તે દીનેની જશનની બીના લખી મોકલી છે તેમોથી થોડીએક પારશી લોકોને જાંણુ પડવા શારૂં હેઠલ પરગટ કરી છે.

તે લખનારો લખેછે જે રોજ ૨૬ મે આશતાદને દીને જે તમોએ ઉદેપોરની દરેમેહર ઇંજાવા બાબે પરગટ કરીઉં હતું પણુ તે દીને જોગવાઇ નહીં બની તેથી રોજ ૨૭મે આશમાન માહા ૭ મે મેહેર કદીમી માહા ૬ ઠે શેરીવર રશમી શને ૧૧૯૯ ઇઅજદજરદી તારીખ ૨૭ મી મારચ શને ૧૮૩૦ ને શનેઉને દીને તે દરેમેહર ઇંજાઇ તથા મોટું ખુશહાલી ભરેલુ જશંન થાઇઉં તે વેલાએ શ્રી મુમબાઈથી તે શ્રી ભરૂચ શુધીનાં ઘણુંએક લોકો તે જશંનમો

શાંમેલ થાવાને આવેલા હતા તે શરવે લોકો રચનાં જોઇને ઘણુંજ ખોશી થએઆ. અને દરેમેહેરની એમારતબી ઘણીજ શારી અને શોભઇતી અને મજબુત બનાવી છે. અને એ જગો દેશાવરનાં પારશી લોકોનાં આવેઆથી એક હેવો મોટો મેલો મલેઓતો કે શ્રી ઉદેપોર ગાંમ વશેઆ પછે કોઇ દાહાડે હેવો બારે પારશીઓનો મેલો મલેઓ નહી હશે. એ ધરમનું કાંમ નેકનાંમ મોટા ખાંનદાંનના નાંમીચા ધરમાતુ શ્રી મુમબઇનાં શેઠીઆ બેહેશ્નત મુકાંમ વાડીઆજી શાહેબ પેશતંનજી ગુ૦ બહમનજીનાં વારેશોએ પોતાંનાં વડાવાનાં નાંમથી કીધું છે. તેથી તે જગોની મજલેશે તેહોનાં વારેશ વાડીઆજી શાહેબ દાદાભાઇ તથા મનચેરજીને ઘણી શાબાશી આપી. અને તે શાહેઓએ શ્રી ઉદેપોરનાં રેહવાશી તથા બીજે દેશોનાં આવેલા શરવે મોબેદોને ઘણુંજ શારૂં ધટારત પરમાંણે શાલો તથા રોકડની દખણાં આપી માંન દીધું. અને નેઆતનું જમણ ઘણુંજ શારૂં શાદુ જમાડીઉં. ખોદાએતાલાએ જે શાહેબને શકમાઇનાં પઇશા અને શપુત આપેઆ હશે તે હેવી નેક જગોએ ખરચ કરી બધે જાંહાંનનો તોશો હાંશેલ કરશે. હમો જાણીએચ કે શ્રી હીનદોશતાંન વચે પારશી લોકોની વશતી ઘણી જાગાએ છે. પણ એ ગાંમના લોકો જેહવા ગરીબ અને મુફલેશ કોઇજ નહી હશે કાંએજે એ ગામમો નથી વણવાનું જાણતા અને નથી ધનધો રોજગાર કરતા. રાત દાહાડો મોબેદ લોકો છે તે બેઠા બેઠા ઇઅજદાંની ઈઆદ કરેઆ કરે છે. અને બેહદીન લોકો છે તે મેહનત મજુરી કરી પોતાનું ગુજરાંન શખતીથી કરે છે. અને એ ગાંમમો માહારા જોએઆમો આશરે મોબેદ ૧૫૦) તથા બેહદીન ૧૫૦) ની વશતી હશે. કદાપી પારશીઓમોથી કોઇ શાહેબ ધરમ કરવા ચાહે અને એ ગાંમમો ધરમ કરવાને પઇશો ખરચે તો એક રૂપીઓ ખરચે તો ૧૦૦) રૂપીઆ બરોબરનો ધરમ લાગે. કાંજે એક તો જગોની હોરમત હેવી મોટી છે અને વલી એ જગોનાં વશનારા મોબેદ તથા બેહદીન લોકો ઘણુંજ શબરવાલા છે. વાશતે જેહનાં પુરાંજ જે તાલે હશે તેજ એ ગાંમની તરફ ધરમ કરવાની ઇછા રાખશે.

## ઉદવારેનું મરહુમ શેઠ પેશતનજી ખુરશેદજી મોદીવાલું દોખમું પરઠાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૨૨ મી મારચ ૧૮૩૦
ને વાર શોમે.

તરીજી ખબર એ છે જે શ્રી ઉદેપોરનું પારશી લોકોનું દોખમું ઘણું જુનું થાઇઉં છે તેથી તે જગોનાં રેવાશી જરતોશતી લોકોને ઘણીજ અડચન હતી તેથી નેકનાંમ મોદી પેશતનજી ખુરશેદજી ખમબાએતવાલાએ પોતાના બેહેશતી મુરબી ખુરશેદજીની નઇઅતે નવું દોખમું એક તે જગોએ હાલ બાંધીને તઇઆર કરીઉં છે તે દોખમું તારીખ ૨૫ મી આવતા આપરેલ મહીનાંનીને દીને ઇંજાવાનો એરાદો રાખેલો છે તે એરાદાને ખોદાએતાલા તેવોની નેક ખાહેશ મુજબ બર લાવે. અને એ બાબેની એક જાહેર ખબર આએ શમાચારમે પરથમ પરગટ કરેલીછે તે વાંચેથી માલુમ પડશે.

મુંબઈ સમાચાર, તા૦ ૨૨ મી મારચ ૧૮૩૦
ને વાર શોમે.

### જાહેર ખબર

પારશી પેશતનજી ગુ૦ ખરશેદજી મોદી શઘલા દેશાવરોનાં તમામ જરતોશતી ફેરકાનાં શાહેબ લોકોની ખીદમતમો નમંનતાઇથી જાહેર કરે છે જે એ ઘણીએ પોતાનાં મુરબી બેહેશતી મોદી ખુરશેદજી જમશેદજી પુણાંવાલાની નઇઅતે શ્રી ઉદેપોર મધે એક નવું દોખમું બાંધીને તઇઆર કાધું છે તે દોખમું રોજ ૨૬ મો આશતાદ માહા ૭ મો મેહર રશમી શને ૧૧૯૯ ઇઅજદજરદી તારીખ ૨૫ મી આપરેલ ૧૮૩૦ અંગરેજી વાર રવેઉને દીને ઇંજાવાનો ઠરાવ રાખેલો છે વાશતે શરવે જરતોશતી ફીરકાનાં લોકોએ તે દીને તે જગોએ તશદી લઇ તે નેક જશંનમો આવી મલવું અને અંનજુમંનમો શામેલ થાઈ બેહરો હાંશેલ કરવો. શાહેઓએ તશદી લીધાથી એ દોખમાંનો બાંધનાર મોટું એહશાંન જાંણુશે. એજ અરજ.

તારીખ ૨૨ મી મારચ ૧૮૩૦

*** આ દોખમાંની સાંમેની શગડીપર નીચે મુજબની તખ્તી મારેલી છે:—

"પાક પરવરદેગારની મદદથી
"રોજ ૧૧ મો ખુરશેદ માહા ૯ મો
"આદર શને ૧૧૯૭ ઇઅજદજરદી—શવંત
"૧૮૮૪ ને દને ખોદાતાલાની બખશીશથી
"શ્રી ઉદવાડા મધે પાક જરતોશતી ફીરકાનાં

"રવાંનો અશોફ્રોહરોને વાશતે
"દુખમું અનોશેરવાંની ગરોશમાંન મકાંની
"બેહેદીન ખુરશેદજી જમશેદજી શેઠમોદી
"પુનાંવાલા અશલ રેહેનાર ખંમબાએતનાં
"તેવોનાં રવાંનની નઇઅતે તેવોના વારેશ
"મોદી પેશતનજી ખુરશેદજીએ તાંણો
"પુરાવી કાંમ જારી કરી તમાંમ તઇઆર
"કરાવી રોજ ૨૬ માહા ૭ મે ઇજવાનું
"કામ જારી કરી રોજ ૨૯ મારેશપંદ માહા
"૭ મેહેર ઇજદ શને ૧૧૯૯ ઈઅજદજરદી
"શવંત ૧૮૮૬ નાં વઇશાખ શુદ ૬ બુધે
"એ દીને તમાંમ પંચાતનાં શાહેઓ શાથે
"મીઅજદ કરીને જશન કરીઉં છે શહી."

## મુંબઈનાં મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરાંમ પરઠાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૪ થી અકટોબર ૧૮૩૦ ને વાર શોમે.

### જાહેર ખબર.

શ્રી પાક દાદાર હોરમજદની મદદગારીથી શ્રી મુમબઇ મધે શ્રી આતશબેહેરાંમ પાદશાહ તખતનશીન થાનાર છે તેહેની ખુશખબર.

પાક દાદાર હોરમજદ જે બેઉ જેહાંનનો પેદાનો કરનાર અને પોતાનાં ખાશ નુરમાંથી આફતાબ તથા માહાતાબ તથા આતશને નુરનો બખશનાર અને ખાકી બંદાવોને નેક કામ કરવામાં મદદનો કરનાર અને શરવે કોઇનાં દેલની મોરાદ શેતાબ બર લાવનાર છે તે દાદારની ઈઆરીથી અને શ્રી માજદીઅશની દીનનો રાશત અને બરહક પેગંમબર જરતોશત અશપંતમાંન અનોશેહરવાંનની નેક રેહેનુમાઇથી એક નેક કાંમ ઘણી ખુબી બરેલું આએ મોબારેક વખત ઉપર નીપજી આવીઉં છે તે ઉપર ઘણીએક શુકર ગુજાર થાઇને શ્રી મુમબાઇ બંદરનાં તથા શ્રી શુરત શેહેરનાં તથા શ્રી નોવશારી કશબાનાં તથા શ્રી ભરૂચ બંદરનાં તથા શ્રી વરોડરેનાં તથા શ્રી ખંભાએતનાં તથા શ્રી ખેડાનાં તથા શ્રી ગોદાવરાંનાં તથા શ્રી ગણદેવીનાં તથા શ્રી બીલીમોરાનાં તથા શ્રી વલશાડનાં તથા શ્રી ઉદેપોરનાં તથા શ્રી દમનનાં તથા શ્રી નાલગોડનાં તથા શ્રી તારાપોરનાં તથા શ્રી કલેઆંનીનાં તથા શ્રી દીવનાં તથા શ્રી થાંનેનાં તથા શ્રી પુનેનાં તથા શ્રી ગોર નદીનાં તથા શ્રી જાલાનાં વીગેરે તે તરફની પરાંતનાં તમામ શેહેરો અને બંદરો અને ગાંમોના રેવાશીઓ પાક જરતોશતી ફીરકાનાં દશતુરો તથા મોબેદો તથા બેહેદીનો તથા તમાંમ જરતોશતી અંનજુમનોની ખીદમતમાં શ્રી મુમબઇ બંદરેથી કમતરીન શેવકો વાડીઆ બહમંનજી તથા વાડીઆ રૂશતમજી તથા વાડીઆ અરદેશરજી જીનત મકાંની વાડીઆ હોરમજી બહમનજી અરજ કરીએ છેઈએ જે હમારા બોજોરગ મુરબી બેહેશત મુકાંમ વાડીઆ હોરમજજી બહમનજીનો એહવો નેક એરાદો હતો જે શ્રી મુંબાઇ મધે શ્રી આતશબેહેરાંમ પાદશાહ જે જરતોશતી ભલી દીનનાં લોકોનો બુજોરગ કેબલો છે તેહને તખતનીશીન કરી બોજોરગ શવાબનો બેહેરો હાંશેલ કરે. તે હમારા મુંરબીનું નેક કાંમ ધારેલું બજા લાવવા શારૂં એ અરજના કરનારાઓએ પાક દાદાર હોરમજદની ઇઆરીથી બેહેતર માજદીઅશની દીનનાં ફરમાંન પરમાંણે પાકી પરહેજગારીથી તમાંમ કીરીઆ મારગ શાથે શ્રી આતશબેહેરાંમ શાહેબને તખતનશીન કરવાની શરવે તઇઆરી કીધીચ વાશતે એ ઉપર કહેલાં શેહેરો તથા બંનદરો તથા કશબાવો તથા ગાંમોનાં રેહેવાશી પાક જરતોશતી ફીરકાના લોકોને જાહેર અને રોશંન કરીએચ જે અતરે શ્રી મુમબઇ મધે રોજ ૧૭ મો શરોશ ઈજદ માહા ૨ જો અરદીબેહેશત અમશાશપંદ શેહેનશાહી શને ૧૨૦૦ ઇઅજદેજરદી તારીખ ૧૭ મી નવેમબર શને ૧૮૩૦ ઇશવી શંવત ૧૮૮૭ નાં શાકે ૧૭૫૨ નાં માગશર શુદી ૨ વાર બુધે એ નેક દાડે શવારનાં કલાક ૯ નવને અમલે ખોદાએતાલાનાં હોકમથી પાક જરતોશતી દીનનો પાદશાહા શ્રી આતશબેહેરાંમ શાહેબ તખતનશીન થાઇને ભલી દીનનાં લોકોને રાંમશની તથા ખુશી ખુશાહાલી હાંશેલ કરશે તે મોબારેક વખત ઉપર માજદીઅશની દીનનાં તમાંમ લોકોને શજાવાર અને ફરજ છે જે શ્રી આતશબેહેરાંમ શાહેબની નુર ભરેલી હજુરમો પોહોચી શેજદો કરીને બુજોરગ શવાબનો બેહેરો અને બેઉ જેહાંનની નેક બખતી હાંશેલ કરવી. વાશતે અમો ઉમેદવાર છેઇએ જે એ મોબારેક વખત ઉપર મેહેરબાંનગી કરીને ઉપર કહેલા તમાંમ જગોનાં જરતોશતી કોમનાં શાહેબોને પોતાનાં નેક એતેકાદથી આવવું લાએક છે કે તેથી અરજનાં કરનાંરાવોને ઘણી શોહોભા અને શરફરાજી હાંશેલ થાશે. એજ અરજ રોજ ૧ લો દાદાર હોરમજદ માહા ૧ લો ફરોખ ફરવરદીન શેહેનશાઇ શને ૧૨૦૦ ઇઅજદેજરદી શવંત ૧૮૮૬ નાં આશો શુદ ૧૫ ને વાર શનેઉ તારીખ ૨ જી અકટોબર શને ૧૮૩૦.

**મુંબઈ સમાચાર, તા૦ ૨૨ મી નવેમબર ૧૮૩૦ ને વાર શોમે.**

તારીખ ૧૭ મી ચાલતા મહીનાંની બુધવારને દીને શવારથી તે શાંજ સુધી શ્રી મુમબઈનાં કોટબાહેર ચંનીવાડી આગલ પારશી લોકોનો એક ભારે મેલો અને મોટી થટ મલી હતી તેહનું કારણ એ જે મોટા ધરમાતુ શવરગવાશી વાડીઆજી હોરમજી બહમંનજીનાં ભાગેવંત છોકરાવો નાંમે વાડીઆજી બહમંનજી તથા રૂશતંમજી તથા અરદેશરજી એ તરંડે ભાઈઓએ પોતાનાં બાપનાં પુન તથા નાંમ લેહણ્યાં સારૂં પોતાનાં બાપની બાંધેલી અંગારીની જગો ઉપર રશમી આતશબેહરાંમ કરેઆ તે આતશબેહરાંમ શાહેબને એ દીને પોતાંનાં ધરમ આચારની રીત અને કીરીઆ કરી પરડેઆ તે વેલાએ શ્રી મુમબઈ શેહેરનાં વશનારા એકે એક પારશી લોકો તે જગોએ એકઠા મલેઆ હતા. અને એ શાહેબોનું ધારવેલું શુભ કાંમ તે વેલાએ મોટી નાંમદારી તથા વાખવાખી શાથે શફલ થાઈઉં ને શરવ લોકોએ શવરગવાશી વાડીઆજી હોરમજીનાં શપુતોને મોટા આશીરવાદ દીધા અને ફલેઆંણુ ઈછીઉં અને બહુ વખાંણુ થાઈ અને એ તરંડે શપુતોએ પોતાંના પીતાનાં પનોતા નામને જહલહતું કરીઉં. અને દેશેદેશનાં દશતુરો તથા થોડાથોડા પારશીઓબી એ મેલામો મલવા શારૂં આવેઆ હતા તે આશરે ૧૦૦૦) માંણુશથી ઓછાં નહી હશે. તે લોકોબી એ દીનેની ધામધુમ તથા આદરભાવ જોઈને બહુ મખન થાએઆ અને શરવ દશતુરો તથા અંધેઆરૂઓને તેહોનાં માન પરમાંણે વાગા તથા શાલો તથા રૂપાંનાણુ દખણાંમો આપીઉં. અને ગામનાં શઘલા પારશીઓને ચુરમા શાથેનું ભોજન જમાડીઉં. એ આતશબેહરાંમ પરઠવાની વખાણમો કેટલએક દશતુરો તથા મોબેદો તથા બેહદીનોએ ફારશી ભાશામાં ભાંતભાંતનાં કવેતો બનાવેઆં છે તે કવેતોમાંનાં એક દશતુરનાં કવેતો છપાએલાં હમારા જોએઆમાં આવેઆં છે તે હમો આવતાં શમાચારમો બનશે તો પરગટ કરીશું. પણ હમો ઈછા રાખીએચ જે કદાપી એ શઘલા લોકોનાં બનાવેલાં કવેતો જો હમોને કોઈ શાહેબ કરપા કરીને એકઠાં કરીને મોકલશે તો હમો મોટા હરખથી હમારા શમાચારનાં વાંચનારાવો થકી છાપી પરગટ કરીશું.

*Bombay Courier, Saturday 20th November 1830.*

On Wednesday last the 17th Inst. Bomanjee, Rustomjee and Ardaseer Hormuzjee the sons of the late Hormuzjee Bomanjee (of whom so much is known here and abroad that it is unnecessary to say any thing further) consecrated the ground of the Principal Temple of Fire called the Autush Vheram. Thousands of the Zoroasterians congregated at the spot to witness this most sacred and particular ceremony. Numberless Parsees from Surat, Broach, Nowsary, and other places in India came to Bombay on the occasion and the assembly was such a one as never was seen before in India. The building stands near the entrance of Girgaum a little beyond the Washerman's tank. It is square and extremely elegant. The Hall is richly ornamented with Chandeliers, mirrors &c. &c. and the place where the Fire is deposited is paved with marble stones in the middle of which is placed a large silver vase of the value of upwards of 40,000 Rupees, in which the Fire just mentioned is placed. The donations were liberal, and the whole expense from commencement of the work up to the day of its consecration will have amounted to about one lac of Rupees. Every thing was conducted in a manner deserving of praise, and all the religious superintendance was under the control and direction of the High Priest, named Eduldaroo, to whom upwards of (30) shawls have been presented by the principal Parsees, for his Zeal and activity in performing this most sacred ceremony.

*** એ આતશબેહરાંમ સાહેબના દરવાજાપર નીચલી તખ્તી મારેલી છે :—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદગારીથી
"શ્રી આતશબેહેરાંમ પાદશાહ, જે જર-
"તોશતી ભલી દીનનાં લોકોનો બુજોરગ
"કેબલો છે, તેહને શ્રી મુંબઇ બંદર મધે
"બુજોરગીનાં તખત ઉપર તખતનશીન
"કીધા છે. તેહેનો રોજ ૧૭ મો શરોશ
"ઇજદ માહા ર જો અરદીબેહેશત અમ-
"શાશપંદ શને ૧૨૦૦ ઇઅજદેજરદી
"શેહેનશાહી તથા તા૦ ૧૭ મી નવેમબર
"શને ૧૮૩૦ ઇશવી તથા વીકરમાજીતના
"સવંત ૧૮૮૭ નાં માગશર શુદ ૨ ને
"ને વાર બુધે તથા શાહલીવાહન શાકે
"૧૭૫૨ તથા તા૦ ૩૦ મી માહે જમાદી-
"આલ અવલ શને ૧૨૪૬ હીજરીમો
"મોબારક દાહાડે દીશનાં કલાક ૯ ને
"અમલે બેહેતર માજદીઅશની દીનનું
"તમાંમ અનજુમન મોહટા તથા નાધલા
"તથા બુજરોગવાર લોકો હર શેહેરનાં
"તથા બંદરો તથા કશબાવો તથા ગાંમોના
"તમાંમ એકઠા થાઇને ઘણી ખુશી
"ખુશહાલી સાથે ભલી દીનના હોકમ
"પરમાંણે શી આતશબેહરાંમ ફીરોજગર
"પાદશાહને તખતનશીન કીધા છે શહી.
"અને તમાંમ માજદીઅશની દીનના
"લોકોએ નીઆએશ તથા બંદગી કરી
"શર જમીન ઉપર મુકીને બેહેશત
"મોકાંમ શેઠજી શ્રી શેઠ હોરમજજી બીન
"બહમનજી બીન નવરોજજી વાડીઆજી
"શાહેબનાં અનોશેહેરોવાંન ઉપર દોવા
"અને આફરીન કીધી, તથા પરથમ
"એ આતશબેહેરાંમ શાહેબ તખતનશીન
"કરવાનો નેક એરાદો જીનતમકાંની
"શેઠ હોરમજજી બહમનજી વાડીઆજી
"શાહેબે પોતેજ ધારેલો હતો—પણ તે
"શાહેબની ઓમર વફા નહીં કીધી.
"તેઆર પછી તે શાહેબનું નેક કાંમ
"ધારેલું બજા લાવવાશારૂં બાઈ મીઠી-
"બાઇજી તે શેઠજી બેહેશતી હોરમજજી
"શેઠની ધણીઆંની તથા તેવણના બેટાઓ
"વાડીઆજી બહ્મનજી, તથા વાડીઆજી
"રૂશતમજી તથા વાડીઆજી અરદેશરજી
"જીનત મકાંની શેઠ હોરમજજી વાડીઆજી
"એ ૪ શાહેબો એકદીલ થાઇને ઘણી
"કોશેશ અને મેહનતથી પોતાના મુરબબી
"બેહેશતી વાડીઆજી શેઠ હોરમજજી
"બહમનજી શાહેબનાં અનોશેહેરવાંનની
"નઇએતે એ આતશબેહેરાંમ પાદશાહને
"ઉપર લખેલી તેરીખે તખ્તનશીન કીધા
"છે કે બેહેશતી શેઠજી હોરમજજી
"વાડીઆનું નેકનાંમ હંમેશે ઇઆદગાર
"રેહે શહી."

## કરેલવાડીની શેઠ રૂસતમજી જમશેદજી ચીજગરવાલી ધર્મશાલા.

આએ વર્ષમાં મુંબઈ મધે કરેલવાડીના રસ્તાપર શેઠ રૂસતમજી જમશેદજી ચીજગરે જરથોસ્તીઓના સર અવસરના વપડાસને માટે એક ઓટલો બંધાવ્યો હતો.

[એ ઓટલાની જગાપર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"શ્રી દાતેહોરે શપંતમજદાઓ દાદાર
"હોરમજદણી મદત. શને ૧૧૯૯ એજદ-
"જરદી શહેનશાઇ."

શેઠ રૂસતમજીનાં મરણ પછી એ ઓટલાની પડોસમાં તેમના ભાઇ શેઠ દોરાબજી જમશેદજી સકલાતવાલાએ એક બીજો બંગલો એજ કારણસર બંધાવ્યો હતો.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૯૯૮]

*** મજકુર ઓટલો તથા બંગલો બંધે માગનારાઓના હાથપર ઇ. સ. ૧૯૦૦ માં વેચાઇ ગયા છે.

## ઇ૦ સ૦ ૧૮૩૧

## દમણ મધે આ૦ જમશેદજી બેહરાંમજી લશકરીએ બંધાવેલું દોખમું.

મુંબઇ સમાચાર, તા૦ ૨ જી મેએ ૧૮૩૧ ને વાર શોમે.

### જાહેર ખબર.

મરનાર આ૦ જમશેદજી બેહરાંમજી લશકરીએ પોતાના મરનાર છોકરાની નઈઅતે શ્રી દમણ મધે પારશી લોકો શારૂં એક દોખમું પોતાની હઇઆતીમાં બાંધવા માડીઉં હતું તે દોખમું તઇઆર થાવાની આગમજ તેવોનું ગુજરી જાવું થાઇઉં તેથી હાલમો તે દોખમાંનું કામ તે મરનારના પઇશાથી મરનારની ધરીઆંણી માણેકબાઇએ આગલ રહી પુરૂં કરીઉં છે. તે ઉપરથી તે બાઇ માણેકબાઇ આ૦ જમશેદજીની ધરીઆણી શઘલા દેશાવરોના જરતોશતી ફીરકાના લોકોની ખીદમતમો નમનતાઈથી અરજ કરે છે જે એ દોખમું

રોજ ૧૩ મે માહ ૯ મે કદીમી માહ ૮ મો રશમી શને ૧૨૦૦) ઇઅજદજરદી તા૦ ૧૨મી મેએ શને ૧૮૩૧ ને દીને દોખમું ઇજાવી અંનજુમનમો આપવાને ઠરાવેલું છે. વાશતે શરવે જગોના શાહેબો એ દીને ઉપર કહેલી જગો ઉપર તશદી લઇને આવી જશનમો શામેલ થાઇ બેહેરો હાંશલ કરવાને ગરીબને એજત આપવી. એજઅરજ. શ્રી મુમબઇની તા૦ ૨ જી મેએ ૧૮૩૧.

## મુંબઇ મધેનાં મરહુમ શેઠ ફરાંમજી કાવશજી બનાજીવાલાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૯ મી મેએ ૧૮૩૧ ઇશવી ને વાર શોમે.

શ્રી મુંમબઇ મધે પારશી લોકો સારૂં એક નવું દોખમું બંધાવાનો ઠરાવ.

ગએઆ બુધવારને દીને રાતનાં શ્રી મુમબઇ-વાલા નામીચા વેપારી શેઠ ફરાંમજી કાવશજી બનાંજીનાંની છોકરી નાંમે બાઇ દીનબાઇ આશરે ૧૯ વરશની વએમો ૧૨ કલાકનાં માંદમો આ જુઠી માએઆની જગત છોડી શાચી માએઆનાં કઇલાશવાશી લોકોમો કુચ કરીઉં. તે બાઇનાં ઉઠમણાંમો પારશી લોકોની ભારે ઠઠ મલેલી હતી. તે જગોએ શવરગવાશી દીનબાઇનાં પુનને શારૂં શેઠ ફરાંમજી કાવશજી એ શ્રી મુમબઇના પારશી લોકોનાં પંનચાતના ડુંગર શેઠે શકલગુણ શમપુરણ બાઇ બચુબાઇ તે શેઠ અરદેશરજી દાદીભાઇની ધરીઆંણીના ડુંગર ઉપર એક નવું દોખમું બાંધવા થકીની બાબતનાં લખેલાં પતરો શેઠ ખુરશેદજી મ ણેકજી શરાફના હાથમો તે જગોએ વાંચી શંભલાવા શારૂં આપાં તેવારે તે શાહેબે તે અંનજુમન આગલ તે પતરોનો શારાંશ કહી શંભલાવીઓ. તે શાંભલવાથી પારશી લોકો એ માહભારત ધરમનું કામ કરવાની રૂડી બુધી ઉપર બહુ ખોશહાલ થાએઆ ને શરવે લોકોએ તે જગો શેઠ ફરાંમજી કાવશજીને બહુ આશીરવાદ દીધા. ઉપર કહેલાં પતરો જેનાં શારાંશ શેઠ ખુરશેદજી માંણેકજીએ કહી શંભલાવો તે પતરોની નકલ હેઠલ પરગટ કરી છે. તે વાંચેઆથી જાંણેઆમો આવશે.

## ઉઠમણાંમો વંચાએઓ તે પતરની નકલ.

પાક જરતોશતી ફેરકાની શમશત અંનજુ-મનની ખીદમતમો કમતરીન ખાકસાર ફરાંમજી કાવશજી બનાંજીનો નમંનતાઇથી જાહેર કરૂંચ જે હમારી છોકરી બેહશતનશીન બાઇ દીનબાઇ કે જેહનાં આએ ઉઠેઆંણાંમો તમો શરવે લોકોએ તશદી લીધી છે તે બેહશતનની નઇએતે શ્રી મુમબઇનાં પંચા-તનાં દોખમાંવાલા ડુંગર ઉપર એક નવું દોખમું અશલનાં પંચાતનાં દોખમાં જેટલું મોટું માજદીઅશની દીનનાં લોકો શારૂં બાંધવાનો એરાદો કીધો છે. તે ખોદાતાલા જે બંધે જાંહાંનને પેદા કરનાર છે તેહની મદદથી શરંજાંમ પોંહચે. એ દોખમાંને પોંચી વલે એટલી જમીન પંચાતનાં દોખમાંના ડુંગર-રને લગતા નેકબખત બાઇ બચુબાઇ તે બેહેશતી શેઠ અરદેશરજી દાદીભાઇની ધરી-આંણીએ પોતાના ડુંગરમોથી આપવાને કબુલ કરી છે. તે બાબે એ નેકનાંમ બાઇ બચુબાઇ-ની લખેલી ચીઠી આએ કાગજ સાથે છે તે વાંચેઆથી શરવે શાહેબોને રોશંન થાશે. અને એ દોખમું બાંધતાં ખરચ લાગે તેહની વીગત એ છે જે એ અમારી છોકરી બેહશતંન દીનબાઇનાં આશરે રૂપીઆ વીશ હજાર હમો પાસે છે તે ખરચ કરવા અને તે ઉપરાંત જે કાંઇ વધારે ખરચ લાગશે તે એ બેહશતંન દીનબાઇની માતા બચુબાઇ તથા દીનબાઇની બેહનો નામે બાઇ રતનબાઇ તથા નવાજબાઇ તથા મેહરબાઇ તથા માંણેકબાઇ તથા પીરોજ-બાઇ પોતાના રૂપીઆમોથી ખરચ કરીને એ દોખમાંનું કામ પાક પરવરદેગારની ઈઆ-રીથી શરંનજાંમ પોંહચાડીને અંનજુમનને હવાલે કરશે. એ હમારી ખાહેશને તમો શરવે અંનજુમને કબુલ રાખી એ કારણસર જે મદદ જોઇએ તે આપવી. શેવક ઉપર ઘણી શફકત થાશે. તા૦ ૬ થી મેએ ૧૮૩૧.

લા૦ શેવક ફરાંમજી કાવશજી બનાંજીનાં શહી.

## શેઠ ફરાંમજી કાવશજીએ જે ચીઠી નેકનાંમ બાઇ બચુબાઇ ઉપર લખી હતી તેની નકલ.

માતાજી શાહેબ બાઇ બચુબાઇ તે બેહેશતી શેઠ અરદેશરજી દાદીભાઇની ધણીઆંણી લા૦ શેવક તમારો હમેશાંનો દોઆગો ફરાંમજી કાવ-શજીની બંદગી વાંચવી. લખવા કારણ એ છે જે આશમાંની કજાથી હાલમો હમારી છોકરી બાઇ દીનબાઇનું આએ જાંહાંનથી ગુજરી જવું થાઈઉં છે. તેહની નઇઅતે શ્રી મુમબ-ઇની પંચાતનાં દોખમાંવાલા ડુંગરની દેવાલને લગતો તમારો ડુંગર છે. તે ઉપર એક દોખમું બાંધવાની ખાએસ કરૂંચ. વાશતે તમારી પાસે માગુંચ કે પંચાતનાં દોખમાંવાલા ડુંગરની

દેવાલને લગતો તમારો ડુંગર છે તે ડુંગરમોથી મોદીનાં દોખમાંની તરફથી એક કટકો ડુંગરનો એક દોખમાંને પોંહચી વલે એટલો જો તમો હમુને આપો તો તે ઉપર જરતોશતી ફેરકાનાં લોકોને વાશતે એક દોખમું બાંધી અંનજુમનમો આપું. અગર જો એ નેક કાંમને તમો કબુલ ફરમાવી આજે જવાબ લખો તો હમો એ ઉઠેઆંણુંની વેલાએ અંજુમનને જાહેર કરીએ. એજ અરજ તા૦ ૫ મી મેએ ૧૮૩૧.

લા૦ શેવક ફરાંમજી કાવશજી બનાંજીનાંની બંદગી વાંચજો ને ઉપર લખેરૂં છે તેથા વાકેબ થાઇને મેહરબાંનીથી એ જગો આપો. એજ અરજ.

ઉપલી ચીઠીનો જવાબ જે નેકનાંમ બાઈ બચુબાઇએ લખો છે તેની નકલ.

પાક મનશાનીના નેક ખાહેશવાલા બાઇ ફરાંમજી કાવશજી બનાંજીનાં લા૦ દોઆગો બાઇ બચુબાઇ તે બેહેશતી શેઠ અરદેશરજી દાદીભાઈના ધરીઆંણીની દોઆ વાંચવી. લખવા કારણ એ છે જે તમારી આએ ચીઠી વાંચી હમો વાકેફ થાએઆં. અને તમારો નેક એરાદો વાંચો આફરીન કીધી. અને તમોએ જે અમારા ડુંગરમાંથી એક દોખમાં જોગ જગો માંગી છે તે હમોએ મોટી ખુશીથી કબુલ કરી તમુને લખીએચ કે તમો બાંધો. તે એક દોખમાંને પોંચી વલે એટલી જગો આશરે કાઠી ૩૦) લાંબી તથા કાઠી ૨૦) પોહોરી મોદીનાં દોખમાંની તરફથી હમારા ડુંગરમોથી અંનજુમનનાં કામ સારૂં અમો એ આપવાને ઘણાં ખુશી છઇએ કે તે તરફની દેવાલ બાંજીને તેટલી જગો તમો પંચાતના ડુંગરમો દાખલ કરીને તે ઉપર તમો શુખેથી એક નવું દોખમું બાંધો. હમોએ એટલી જમીન એ નવાં દોખમાંનાં કારણશર માજદીઅશની દીનનાં લોકોનાં કારણશર ધરમખાતે મોટી ખુશીથી આપીછે. ખોદાએતાલા તમુને એથી જીઆદા નેક બુધી આપે ને એવાં નેક કામો કરવાની ખાએશ રાખતા રેહવો. એજ વીનંતી. તા૦ ૫ મી મેએ ૧૮૩૧ અંગરેજી.

લા૦ બચુબાઇ તે શેઠ અરદેશરજી દાદીભાઈની ધરીઆંણી. જત અમોને લખતાં આવડતું નથી તેથી અમારે હાથે નીશાંની કરીછે. દા૦ બેહરાંમજી રૂશતમજી.

હેવું શાંભલામો આવેચ જે તા૦ ૩ જી આવતા જુન મહીનાંની ને દીને એ દોખમાંનો તાંણો પુરાવી બાંધકાંમ જારી કરશે.

---

મુંબઇ સમાચાર, તા૦ ૧૬ મી મેએ ૧૮૩૧ ને વાર શોમે.

જાહેર ખબર.

શ્રી મુમબઇનાં તથા શ્રી હીનદોશતાંનના શઘલાં દેશાવરોના વશનારા પાક જરનોશતી ફેરકાના લોકોની શેવામો શ્રી મુમબઇનો રેહવાશી કમતરીન ખાકશાર પારશી ફરાંમજી કાવશજી બનાંજીનો ઘણી એક નમંનતાઇથી અરજ અને જાહેર કરૂંચ જે હમારી છોકરી નાંમે બાઇ દીનબાઇ રોજ ૫ મે માહ ૯ મે કદમી માહ ૮ મે રશમી શને ૧૨૦૦ ઇઅજદજરદીને દીને બેહેશતી થાઇ તે બેહેશતણુની નઈએતે એક નવું દોખમું શ્રી મુમબઇનાં પંચાતનાં દોખમાંઓની પાશે બંધાવી તઇઆર કરી અંનજુમનમો આપવાને ઠરાવીઉં છે. તે દોખમાંનો તાંણો પુરવાને આવતો રોજ ૫ મો માહ ૧૦ મો કદીમી માહ ૯ મો રશમી શને ૧૨૦૦ ઇઅજદજરદી તા૦ ૩ જી આવતા જુન મહીનાંની શને ૧૮૩૧ વાર શુકરેનો દીવશ મુકરર કીધો છે. વાશતે ઉપર કહેલાં શઘલાં દેશાવરોના જરતોશતી લોકોએ તશદી લઇ મેહરબાંનગી કરીને તે દીને શહવારનાં ૭ કલાકને અમલે પંચાતનાં દોખમાંવાલા ડુંગર ઉપર નવાં દોખમાંની જગો આગલ તાંણો પુરાતી વેલાએ એ જશંનમો શાંમેલ થાઇ ચાશની કરીને શવાબનો બેહેરો હાંશેલ કરવો. એ તશદી લીધાથી પોતાનાં રવાંનને શવાબ તથા શેવક ઉપર મેહરબાંનગી થાશે. એજ અરજ.

શ્રી મુમબઇની તા૦ ૧૬ મી મેએ ૧૮૩૧ છપાવી. રોજ ૧૭ મો માહ ૯ મો કદીમી માહ ૮ મો રશમી શને ૧૨૦૦ ઇઅજદજરદી.

---

મુંબઇ સમાચાર, તા૦ ૬ થી જુન ૧૮૩૧ ને વાર શોમે.

પારશી લોકો સારૂં નવાં દોખમાંનાં તાંણાની કીરીઆ.

શ્રી મુમબઈવાલા નામીચા વેપારી પારશી શેઠ ફરામજી કાવશજી બનાંજીનાએ પોતાની છોકરી શરગવાસી બાઇ દીનબાઈના પુન થકી શ્રી મુંબઇ મધે પારસી લોકો સારૂં પારસી લોકાનાં પંચાતના ડુંગર શોડેના પુનવાંન બાઈ બચુબાઈ તે કૈલાસવાસી શેઠ અરદેશરજી દાદીભાઇની ધણીઆ[illegible]ના ડુંગર ઉપર એક નવુ દોખમું બાંધવાને ઠરાવીઉં છે કે તે વીશેની ખબર તા૦ ૯ મી ગએઆ

મેએ મહીનાની શને ૧૮૩૧ નાં હમારાં શમાચારમો હમોએ પરગટ કરેલી છે. વલી તે ઉપરાંત તા૦ ૧૬ મી તથા ૨૩ મી તથા ૩૦ મી ગએઆ મેએ મહીનાનીનાં હમારાં શમાચારમો તે દોખમાંનો તાંણો પુરાવા શમનદીનાં પારશી લોકોને નોતરાં મુકવા થકી શેઠ ફરાંમજી કાવશજીએ જાહેર ખબરો પરગટ કરાવેલી છે. તે દોખમાંનાં તાંણાની ક્રીરીઆ ગએઆ શુકરવારને દીને શહવારે શુરજ ઉગેથી થવા માંડી તે ૧૦ કલાકને અમલે શમાપત થાઈ તે વેલાએ શ્રી મુમબઇ બંદરનાં પારશી ગનેઆતનાં શરવે નાના-મોટા પુરશોથી એવી તો ભારે થઠ મલી હતી કે હેવી થઠ કધી એ ડુંગર ઉપર મલી નહી હશે. અને રાતનાં બાર ઉપર એક કલાકને અમલેથી તે જગોએ લોકોએ આવવા માંડીઉં તે શહવારે ૮ કલાકનાં અમલ સુધીમો શરવે પારશી લોકો તે જગોએ આવી રહેઆ અને ૧૦ કલાકને શમે તે ક્રીરીઆનું કાંમ પુરૂં થાઇઉં. તેવારે શેઠ ફરાંમજી કાવશજીએ તેજ ડુંગર નીચે શરવ લોકો શારૂં ભોજન તઇઆર કરાવેલું હતું તાંહાં લઇ જાઇ શરવ લોકોને જમાડેઆ અને શરવ લોકો તે જગો આવેઆથી શેઠ ફરાંમજી કાવશજીએ શરવેનો મોટો આભાર પોતા ઉપર જાણેઆ ને તે જગો શરવ લોકોએ શેઠ ફરાંમજી કાવશજીને બહુ આશેરવાદ તથા મોટી વખાંણ કરી. અને શઘલા અંધેઆરૂઓને શેઠ ફરાંમ-જીએ રૂપાંનાણાંની દખણાં આપીને તે લોકોને પણ જમાડેઆ. એ કારણશર પાર-શીનોં પચના મોટા શેઠીયાવો જેહવા કે વાડીઆજી નવરોજજી જમશેદજી તથા તેહોનો પરીવાર તથા મલતા વીશેકો તથા વાડી-આજી બહમનજી હોરમજી તથા શેઠ ખુરશે-દજી અરદેશરજી તથા શેઠ જમશેદજી જીજી-ભાઇ તથા ઘણું કરીને શેઠ ખોરશેદજી માંણે-કજી સરાફ તથા શેઠ હોરમજી દોરાબજી લશ-કરી અને વતરોગેનાં બીજા શેઠીઆવોએ શેઠ ફરાંમજી કાવશજીનું ધારેલું શુભ કાંમ વખાંણ સાથે શમપુરણ થવા સારૂં હેની અગાઉના દીવસોમો તથા એ દીને સારો દાહડો કમર બાંધી મહેનત લીધી ફરાંમજીએ તે શાહેબોનો બહુજ આભાર જાણેઓ. કાંએજે તે જગોએ આશરે દશથી તે બાર હજાર શુધી માંણુસો એકઠું મલીઉં હતું. તે શહવારનાં ૮ કલાકનાં અમલથી જમવા માંડીઉં તે બાર કલાકનાં અમલમાં શરવ લોક જમીને નીકલી ચાલીઉં. ને બાર કલાકના અમલથી કાંઇ જુજવી લોકો જમવા આવેઆ. અને તે દીને શહવારથી તે શાંજ શુધી કોટમાં અને કોટ બાહેર એક પારશી કોઇએ જોએઓ નહીં. આશરે શો પચાશ પારશી જે હરેક ભારે દુ:ખમાં હશે તેજ લાચારીને લીધે આવી નહીં શખેઆ હશે. હેવું શાંભલું છે જે એક નામીચા પારશીને તાં એક બચું ગુજરીઉં તેહને પાછલા પોહરનાં ૪ કલાકના અમલ શુધી ઠેકાંણે પોંચાડવા જોગબી માણસ મલી આવાં નહી તેથી તે ખબર પંચાતને ડુંગરે પોંચેથી છેક માણસો તાંથી આવેથી ૫ કલાકે તે બચાંને ઠેકાંણે પોંચાડું. એ રીતે લોકો બાહેર પડી ગીઉં હતું. હેવી રચના અને મહીમા અને મેલાનું મલવું પારશી લોકોમાં એક અચરત શરખું છે. હવે બીજી ગનેઆ-તનાં લોકોએ એ રીતનો મેલો મલવાથી અચરત નહીં રેહવું. કાંજે પારશી લોકોનાં ધરમમાં એ જગોને જાઇને જોવાનું મોટું પુન છે. અને જે કાંઈ દોખમાંનો પાએઆ ખણે છે તેહની તાંણાની ક્રીરીઆ શમાપત થાએઆ પછી લોકો પોતાનાં પુન શારૂં તે પાએઆ મધે સોનાં અથવા રૂપાં નાણું અથવા પઇશા અથવા હરેક ધાતુ પોતાની હીમત પરમાંણે તે પાએઆ મધે નાખે છે. તે તે જગોના ક્રીરીઆ કરનારા અંધેઆરૂ લોકો લીએ છે. અને કેટલીએક જગોએ તે કાહડીને તે દોખમાંનાં ખરચમાં લીએ છે. પણ એ પાએઆનાં નાણાં વીશે હેવું શાંભ-લામો આવું છે જે શેઠ ફરાંમજીએ એ નાંણું એ પંચાતનાં દોખમાંના ડુંગરની જગોની મરામતનાં કામશર પંચમો આપતું કરેલું છે. અને પોતાનાં દોખમાંનાં તાંણાની ક્રીરીઆ કરનારા અંધેઆરૂઓને તે લોકો ખુશી થાએ એટલું પોતાની પાસેથી આપીઉં. અને તેજ દીને પાછલા પોરથી તે જગોએ પારશી લોકોની અશતરીઓએ જાવા માંડીઉં તે ગએઓ શનવાર તથા આઇતવાર એ બધે દીવશે અશતરીઓથી મોટી થઠ મલી હતી. તે વેલા તે જગો કોઈ પુરશ હતા નહીં. કેછેજે શુકરવાર તથા શનવાર એ દીવશ મલીને આશરે રૂ. ૧૦૦૦) તે તાંણાના પાએઆમોથી લોકોના નાખેલા મલેઆ. પણ કેછેજે બીજું ઘણું એક નાંણું જે પથરની ગબારોમો પડીઉં હશે તે કાંઇ હાથ આવે હેવું નથી. હવે કેહવાને એટલું રહેલું છે કે ધંન દોલત કોઈ સાથ લઇ જતું નથી. અને સદાકાલ એક ઘરમોબી રેહતું નથી. પણ જે લોકો દોલતને હેવે રૂડે મારગે ખરચેય તે લોકોને મોટું પુન અને શહતું નામ લેહણું રહી જાએય.

## ઈ૦ સ૦ ૧૮૩૨.

## સુરત મધે ઉમરા ગામની હદમાં અંજુમનના ઉઘરાતથી બાંધેલું દોખમું પરઠાયું.

મુંબઈ સમાચાર, તા૦ ૭ મી મારચ ૧૮૩૨ ને વાર બુધે.

જાહેર ખબર.

શ્રી શુરત શેહેરનાં તથા શ્રી મુંમબઇ બંદરનાં જરથોશતી ટોલાના પારશી લોકોની અંનજુમંનનાં શેઠીઆવો શ્રી હીંનદુશતાનનાં સઘલાં દેશાવરોના વશનારા દશતુરો તથા મોબેદો તથા હેરબદો તથા બેહદીનોની શેવામાં નમંનતાઇથી જાહેર કરેચ કે શ્રી સુરત શેહેરને લગતું ગાંમ નાંમે મોજે ઉમરા મધે શ્રી શુરત તથા શ્રી મુમબઇની પારશીની અંનજુમને મલી ઉઘરાણું કરી નવું દોખમું બાંધવા માંડેઉં હતું ને પાક પરવરદેગારની મેહેરબાંનીથી બંધાઇને તઇઆર થાઇઉં છે. તે ઇંજવાની બારી આ દીને બેહ માજદીઅશનીના હોકમ મુજબ કરીને રોજ ૫ મે માહ ૭ મે શને ૧૨૦૧ ઈઅજદજરદી શવંત ૧૮૮૮ નાં ચઇતર શુદી ૩ ને વાર ભોમે તા૦ ૩ જી આપરેલ શને ૧૮૩૨ અંગરેજીને દીને અંજુમન મલી ઈજેઆનું જશંન કરશે. વાશતે ઉપર કહેલા શઘલા દેશાવરોનાં જરથોશતીઓને લાએક છે કે તે દીને અંનજુમનમો શામેલ થાઈ શવાબનો બેહેરો હાંશેલ કરે કે એ રીતે દુર દરાજથી તશદી લેવાએ કરી શ્રી શુરતનાં અંનજુમનને ખુશી મોટી હાંશેલ થાશે. એજ અરજ.

શ્રી મુંબઇના તા૦ ૭ મી મારચ ૧૮૩૨.

*** આ દોખમાંના દરવાજા ઉપર નીચે મુજબની તખ્તી મારેલી છેઃ—

"ખોદાતાલા બેહુ જાંહાંનનો પેદાનો
"કરનાર અને રાશતીને પસંદ કરનાર છે
"તેનાં બરકતી નામે કરીને જે માજ-
"દીઅશની દીનનો રેહેબર પેગામબર
"જરતોશત સપેનતમાંનનાં ફરમાંન મુજબ
"બંદરે મુબારક શુરતની પાશે મોજે
"ઉમરા પરગણે ચોરાશીમાં શ્રી શુરતનાં
"અંનજુમન તથા શ્રી મુંબઈનાં અંજુ-
"મનની ઉઘરાતથી શવત ૧૮૮૪ નાં
"જેઠ વદ ૫ ને વાર શોમે રોજ ૪ થો
"શેહરેવર માહા ૯ મો આદર શને
"૧૧૯૭ એજદેજરદી એ દીને દુખમાંનો
"તાંણો પુરાયો, અને શવંત ૧૮૮૮ નાં
"ફાગણ વદ ૩૦ ને વાર શનેઉ રોજ
"૨ બહમન ને માહા ૭ મેહેર શને ૧૨૦૧
"એ દાહાડે ખુબીથી દખમું સરંનજાંમ
"પુરૂં થયું ને દીનનું કામ શરૂ કીધું છે
"ને રોજ ૫ મો અશપંનદાદ ને માહા
"૭ મો મેહેર એ દાહાડે કામ તમામ થાયું."

## મુંબાઈ મધેનું મરહુમ શેઠ ફરાંમજી કાવશજી બનાજીવાલું દોખમું પરઠાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૧ લી મારચ ૧૮૩૨ ને વાર ગરેઉ.

જાહેર ખબર.

શ્રી હીનદોશતાંનના શઘલા રેહવાશી પાક જરતોશતી ફેરકાનાં માજદીઅસની દીનનાં દશતુરો તથા મોબેદો તથા હેરબદો તથા બેહદીનોની ખીદમતમો કમતરીન ખાકશાર દીને બેહ માજદીઅશનીનો તાબેદાર પારશી ફરાંમજી કાવશજી બનાંજીનો શ્રી મુમબઇનો રેહેવાશી ઘણીએક નમનતાઇથી અરજ કરૂં છઉં જે એ ખાકશાર શ્રી મુમબઇ મધે એક નવું દોખમું બાંધવા માંડીઉં હતું કે જેહની ખબર તા૦ ૧૬ મીં મેએ ૧૮૩૧ નાં મુમબઇ શમાચારમો પરગટ થઇ છે ને દોખમું પાક પરવરદેગારનીં મેહેરબાનીથી અને જરતોશતી ફેરકાનાં નેક લોકોનાં તોફેલથી બંધાઇને તઇઆર થાવા આઇઉં છે. તેથી રોજ ૧ માહા ૯ કદીમી શને ૧૨૦૧ ઈઅજદજરદી તા૦ ૨૯ મીં આપરેલ શને ૧૮૩૨ ઈશવી વાર રવેઉ ને દીનેથી દીન બેહ માજદીઅશનીનાં હોકમ મુજબ એ દોખમું ઇંજાવાનું કામ શરૂ થશે તે રોજ ૫ મે અને માહા ૯ કદીમી શને ૧૨૦૧ ઇઅજદજરદી તા૦ ૩ જી મેએ શને ૧૮૩૨ વાર ગરેઉને દને ઇંજાએઆનું જશન કરશે. તે જશનમો જરતોશતી લોકોની અંનજુમન એકઠી મલશે. વાશતે ઉપર કહેલાં શરવે દેશાવરોનાં પાક જરતોશતી ફેરકાનાં લોકોની શેવામો અરજ એ છે જે તે દીને શરવે શાહેબોએ તે તશદી લઇને તે જશંન તથા અંનજુમનમો શામેલ થાવું શજાવાર છે કે તેણે કરી તે દુર દરાજ રાહથી તશદી લેનારા શાહેબ લોકોને માજદીઅશની દીનનાં હોકમ મુજબ વધુ શવાબનો બેહરો હાંશલ થશે. અને કમતરીન ઉપર ઘણીજ શફકત થાશે.

બીજી અરજ એ છે કે જે કોઇ જરતોશતી ફેરકાનો મુશાફર ઉપર કહેલાં કારણુશર મુમબઇ આવશે તેહોને કીજે ઉતારાની જગો પણ ઇજાવાને ૮ દીવશ અગાઉથી એજ નવાં દોખમાં આગલ તઇઆર કરી રાખશું. તાંહાં આવી ઉતારો કરે તેહોની ખીદમતને માંણુશો તથા અશબાબ શરવે હાજર રાખીશું. એજ અરજ.

શ્રી મુમબઇની તા० ૧ લી મારચ ૧૮૩૨.

---

મુંબઇ સમાચાર, તા० ૨૯ મીં મારચ ૧૮૩૨ ને વાર ગરેઉ.

જાહેર ખબર.

પારશી ફરાંમજી કાવશજી બનાજીનાં નમનતાઇથી શરવે હીંદુ તથા મુસલમાંન તથા ખરીશટી ગેનઆતના લોકોની શેવામો જાહેર કરૂંચ કે હમોએ શ્રી મુંમબઇ મધે પારશીની પંનચાતનાં ડુંગર શોડે એક નવું દોખમું પારશી લોકોનાં ધરમ પરમાંણેનું બાંધવા માંડીઉં હતું તે હાલમાં તઈઆર થાઇઉં છે તેથી જેહને જોવું હોએ તે તા० ૧૫ મીં આવતા આપરેલ શુધી શુખેથી જોવાને જાગેં. એ તારીખ પછે તે જગોએ હમારા ધરમની કીરીઆ ચાલુ થાશે. તેથી તે દીવશ પછે ફરી કોઇના જોવામાં આવશે નહીં. અને એ દોખમાંના ડુંગર ઉપર જવાનો મારગ ગોવાલીઆનું તલાવ મુકીને આગલ જતાં સરકારી ચોકી છે તેહની શાંમણેથી કાહડેલો છે તે મારગેથી જાવું. તા० ૨૯ મીં મારચ ૧૮૩૨.

[એ પછી તા० ૧૪ મીં આપરેલ ૧૮૩૨ નાં સમાચારમાં શેઠ ફરાંમજીએ પાછી જાહેર ખબર આપી હતી કે જુદદીનોને જોવા માટે એ દોખમું તા० ૨૫ મીં આપરેલ સુધી ખોલું રાખ્યામાં આવશે.]

---

મુંબઇ સમાચાર, તા० ૧૪ મીં આપરેલ ૧૮૩૨ ને વાર શનેઉ.

આપણો નામદાર ગવરનર શાહેબ ગઇ કાલે સાંજનાં શેઠ ફરાંમજી કાવશજીવાલું નવું દોખમું જોવાને પધારો હતો. તે સાથે બીજા ઘણાંએક જાંટલામેનો તથા લેડીઓબી હતાં. તે દોખમું તથા તેહની શાંમણેની શગડીઓ શરવે તે શાહેબો જોઇને સાંજ થાએઆ પછે રવાંનાં થાએઆ. આશરે એક કલાક એ જોવાને તે જગોએ ખોટી રહેઆ હતા.

---

મુંબઇ સમાચાર, તા० ૨૭ મી આપરેલ ૧૮૩૨ ને વાર શુકર.

આજનાં શમાચારમાં શેઠ ફરાંમજી કાવશજીએ બીજી જાહેર ખબર છપાવી છે કે તેવણનાં દોખમાંનાં જશનમાં શામેલ થવા દેશાવરોથી આવનારા મુસાફરોના ઉતારાનીં જગા દોખમાંના ડુંગર આગલ શેઠ નવરોજજી નાદરશાહનીં વાડીમો કરેલી છે. ને તે કામ ઉપર પારશી કાઉખાં તથા ખરશેદજી ઈરાંનીને ઉપરી રાખેલા છે.

---

મુંબઈ સમાચાર, તા० ૫ મી મેએ ૧૮૩૨ ને વાર શનેઉ.

શ્રી મુંમબઇનું નવું દોખમું.

શ્રી મુમબઇ મધે પારશી ગનેઆતનાં એક નામીચા શેઠીયા મોટા ધરમાતુ નામે શેઠ ફરાંમજી કાવશજી બનાંજીનાંએ પોતાનાં છોકરી શવરગવાશી બાઇ દીનબાઇનાં પુન શારૂં એક નવું દોખમું બંધાવીને તઇઆર કરીઉ છે. તે દોખમાંનીં કીરીઆ ગએઆ બરેશપતવાર ને દીને શહવારનાં ૮ કલાકે એ નવાં દોખમાં આગલ કરવા માંડી. તે જગોએ પારશી ગનેઆતનાં શ્રી મુમબઇના તથા બીજાં દેશાવરોના એ કારણુસર આવેલા લોકોથી મોટી સભા થાઇ હતી. તે કીરીઆ આશરે ૯ કલાકને અમલે શમાપત થાઇ. તે શમે પારશી ગનેઆતનાં શરવે નાંમીચા શેઠીઆઓ તે શભામો બીરાજતા હતા. તે વેલાએ શેઠ ફરાંમજી કાવશજીએ તે પોતાનાં બંધાવેલાં દોખમાં વીશેનું એક પતર તે શભામો વંચાવીઉં. તે પતરનો ઉતારો નીચે પરગટ કરેઓ છે.

શેઠ ફરાંમજી કાવશજીવાલાં મજલેસમો વંચાએલાં પતરની નકલ.

દાદગર દાદાર હોરમજદ જે હરએક નેક કાંમની ઇઆરીએ પોંહોંચનાર છે તે શાહેબની બખશેશથી તથા હજરત જરથોશત અસફંતમાંન અનોશેહરવાંનની દાદગર દાદાર હોરમજદ પાસેથી લાવેલી પાક માજદીઅશની દીનની રેહનોમાઇથી હું કમતરીન ખાકશાર દીનએહ માજદીઅશનીએ કદીમનો તાબેદાર ફરાંમજી કાવશજી બનાંજીનો આએ શરવે માજદીઅશની દીનની અંનજુમન આગલ નમંનતાઇથી જાહેર કરૂંચ કે હમારી છોકરી દીનબાઇ ગુજરી તેહનીં નઈઅતે એક નવું દોખમું બાંધવાની તદબેરોસની પઢાવી હતી તે દોખમું પાક પરવરદેગારની

મદદથી બાંધી તઇઆર કરીઉં છે. તેહમાં ૫૨ તરણુ મલી કુલે પાવી ૨૩૭ છે. એ દોખમું દીનનાં હોકમ મુજબ હમારા મોબેદો પાસે ઇજાવીઉં. તેહનું આજે જશન કરીઉં છે. હવે આજથી એ દોખમું માજદીઅશની દીનનાં અંનજુમનનાં લોકોને દીને એહ માજદીઅશનીનાં હોકમ મુજબ વાપરવાને વાશતે ઉઘાંડું મુકીઉં છે. પણુ તા૦ ૨૮ મી આપરેલ ૧૮૩૧ ની તેરીખે રશમી કેમેટીની તરફથી અંધેઆરૂ હોરમજજી બહમનજી શેઠનાંએ એક ચીઠી લખી છે. ( તે ચીઠીની નકલ આએ સમાચારમો નીચે પરગટ કરીછે.) તે ઉપરથા હમો જાહેર કરીએચ કે એ દોખમું જેહની ખુશી આવે તે શુખેથી વાપરે. પણુ એ દોખમાંની પાવીઓ માજદીઅશની દીનના હોકમ મુજબ ટુકા પગનીછે. બીજું શ્રી મુમબઇ મધે જરતોશતી ફેરકાનાં લોકોની બનાવેલી ધરમની જાગાવો છે. તેહનાં ધણીઓ તથા વારેશો તે જગોનાં મુતવલી છે. તે મુજબ હમો પોતે તથા અમારા વારેસ વકીલો શદાઆંમદ એ દોખમાં ઉપર વાલી મોતવલી રેહશે. બીજું એ દોખમું બાંધવાનાં કામમો શ્રી મુમબઇની અંનજુમનના અકાબરો તે મધે અગત કરીને વાડીઆજી નવરોજજી ગુ૦ જમશેદજી તથા વાડીઆજી બહમનજી ગુ૦ હોરમજજી તથા ભાઇ ખુરશેદજી ગુ૦ માણેકજી સરાફ તથા ભાઇ જમશેદજી ગુ૦ જીજીભાઈ અને તે વગેરેનાં બીજા અકાબરોએ તથા કુલે અંનજુમને જે વખતે તાંણો પુરેઆનું જશન કીધું તે દાહડે તથા તે પછે આજ દીન સુધી ઘણી મેહનત લીધીછે અને હમુને મોટી મદદ કીધીછે અને શરવે અકાબરોએ હરેક સારો મારગ બતલાવેઓ તેથી એ નેક કાંમ મોરાદ સાથે સરંજાંમ પોંહોચેઉં. તેથી એ ઉપર કહેલા અકાબરોનું તથા કુલે અંનજુમનનું હમારા ઉપર મોટું એહશાંન અને આભાર થાએઓછે. તે વાશતે હમો તે શાહેબોનાં હકમો ઘણુા શોકરગુજાર છઇએ. તમો શરવે શ્રી મુમબઇનાં માજદીઅશની દીનનાં અંનજુમનનાં શાહેબો તથા શરવે નાનું મોટું અંનજુમન તથા બીજા દેશાવરવાલા શાહેબ લોકો આજ રોજે શ્રી મુમબઇ મધે આએ ડુંગર ઉપર નવાં દોખમાં આગલ તશદી લઇને જશનમો શામેલ થાએઆ તેથી તમો શરવેની હું ગરીબ શેવક ઉપર મેહેરબાંનગી અને નવાજેશ થાઇ. અને તમો શાહેબોનું મોટું એહશાંન જાંણીઉં છે. એજ અરજ. રોજ ૫ મો અશપંદારમદ માહ ૯ મો આદર કદીમી શને ૧૨૦૧ ઇઅજદજરદી તા૦ ૩જી મેએ શને ૧૮૩૨ અંગરેજી.

એ ઉપલું પતર વંચાઇ રેહઆ પછે શેઠ ખુરશેદજી માંણેકજી સરાફે ઉભા થાઇ શમશત અંનજુમનની વતી તથા શમશત પંચાતનાં અકાબરોની વતી તે પતરનો ઉતર મોટાં માંન તથા શેઆંણુપણથી વાલેઓ તે ઉતરનો સાર નીચે પરગટ કરેઓ છે.

શેઠ ખરશેદજી માંણેકજી સરાફનો ઉતર.

ફરાંમજી કાવશજીએ શંમશત અંનજુમનનો તથા શમશત પંચાતના અકાબરોનો ઘણો ઉપકાર કહી શંભલાવો તે પોતાની બોજોરગી ફરમાવી છે. પણુ એ નેક કાંમ જે કાંઈ બનેઉં છે તે ફરાંમજી કાવશજીની જાતી મેહનતથી તથા પોતાનાં ઘેર મધેનાં પઇશાથી બનેઉં છે. અને તે કરતાં હેવાં શવાબનાં કાંમ મધે અંનજુમને તથા પંનચાતનાં અકાબરોએ મદદ કરવી શજાવર છે. કાંએજે ફરાંમજી કાવશજીએ હેવું શવાબનું કામ ઉઠાવીને કુલ માજદીઅશની અંનજુમનનાં રૂવાંનોને વાશતે દાદગા બનાવેઉં છે તે પોતાંનાં ખાંનદાંનની ઇઆદગારીનું જાવેદાંન શુધીનું કામ કીધું છે. વાશતે ખોદાતાલા હેવોની તથા હેવોનાં ફરજંદાન ફરજંદોની ઉમર દરાજી કરે અને હરેક શવાબનું કાંમ કોઇ ઉઠાવે તેનું હેવીજ રીતે ખોદાએતાલા સરંજાંમ પોંહચાડે. એજ અરજ.

ઉપલો ઉતર શેઠ ખરશેદજી માંણેકજી સરાફે વાલેઆ પછી શેઠ ફરાંમજી કાવશજીએ પોતે રૂ. ૧૦૦૦) અંકે એક હજાર શ્રી મુમબઇની પારશીની અંનજુમનમા ધરમ ખાતે આપા. દોખમાંના ડુંગરોની દેવાલ તથા શીહીડી વીગેરેની મરામત કરવા બાબતમો. તથા રૂ.૧૦૦૦ અંકે એક હજાર શ્રી ઇરાંનનાં આતશબેહરાંમ ખાતેધરંમ કીધો કે તે જગોએ આતશબેહરાંમની કાઠીનીં તંગી પડેચ વાશતે રૂ. ૧૦૦૦) નો વજીફો લઇને તેનીં ઉપજમોથી શદા આમદ કાઠી પોંહચાડેઆ કરે. એ બંધે ધરમ કરેઆની તંદરોસ્તી ભણાએઆ પછે શાલો તથા રૂપાં નાંણુાંથી દશતુરોને તથા મોબેદોને દખણાં આપી. અને દોખમાંનાં ઉપરી માણસોનેબી શાલો તથા કપડાંનું ઇનાંમ આપીરૂં. તે પછે આશરે ૮॥ કલાકને અમલે શરવે લોકો તાંથી નીકલીને તેજ ડુંગર નીચે જમણુ જમીને ખુશીથી શરવે લોકો શેઠ ફરાંમજીનીં વખાંણુ કરતા ગએઆ. એ દીને શહવારથી તે શાંજ શુધી પારશીના મેલાથી ભારે ઘઠ ભરાએલી હતી. હમો કહીએચ કે એ દીને કોઇ દશ

પાંચ પારશીઓ જેણુંને કે ઘણી અડચન હશે અથવા જે ઘણા આજારી અને કશટીમો પડેલા હશે તેજ એ મેલામો નહી આવી શકેઆ હશે. અને હમો ધારીએચ કે પારશી ગનેઆતનું આશરે બાર હજાર માંણસથી વધારે તે જગો એકઠું મલેઉં હશે. હેમો આશરે એક હજારથી વધારે લોક મુસાફર આવેલું હશે. હવે હમો કહીએચ કે એ બેહેશતંન દીનબાઈ શેઠ ફરાંમજીની છોકરી મોટી ભાએગવંત થાઇ ગઇ કે જેનું નામ લેહણું હાવાં મોટાં પુનથી શદા આમદ રહીઉં.

એ દોખમું બાંધવા ઉપર પારશી શોહરાબજી ધનજીભાઇ પુણેગર ઇજનેર ઉપરી હતો. એ ઈજનેર ઇઓરોપીઆંનનીં નીશાલમો શીખેલો છે. એ ઇજનેરે એ દોખમાંનો નકશો ઇજનેરી હશાબ પરમાંણે બનાવા માડેલો છે. તે પુરો થાએથી હમો છાપી જાહેર કરશું.

રશમી કામેટીના મેમબરોનીં વતી આ૦ હોરમજજી બહમનજી શેઠનાંએ શેઠ ફરાંમજી કાવશજીને તા૦ ૨૮ મીં મેએ ૧૮૩૨ ને દીને ચીઠી લખી હતી તેનીં નકલ.

ભાઇશાહેબ ફરાંમજી કાવશજી લા૦ શેહંનશાહી કામેટીના મેમબરોનીં વતી આ૦ શેઠ હોરમજજી બ હમનજીનીં શલાંમ વાંચવી. જત લખવા મકસદ એ જે તમારી બેહશતંન છોકરી બાઇ દીનબાઇનાં ઉઠીઆંણુંમાં તમોએ તે બેહશતંનની નઇએતે એક નવું દોખમું બંધાવીને કુલે અંનજુમનમાં આપવાને તંદરોસતી પઢાવી છે ને તે બાબે તા૦ ૯ મીં મેએ ૧૮૩૧ નીં તેરીખે મુંબઇ સમાચારમાં પણ જાહેર કીધું છે. પણ પછે તો તમારા રોજ માહ વાલાવો પાશે એ દોખમાંની કીરીઆ મારગ કરાવો છેવો. તેવારે હમારી તરફવાલા શાહેબ લોકોએ વાડીઆજી નવરોજજી જમશેદજી પાસે તમુને કેહેવાડીઉં જે તમો એ દોખમું બાંધોચ તે મુખતીઆર છેવો પણ તમારા રોજ માહ વાલાનીં કીરીઆ મારગથી બાંધોચ તેથી હમારી કુલે શેહેનશાહી અંજુમનને કામ લાગવાનું નથી. તેવારે તમોએ તે શાહેબને જવાબ દીધો જે જેને ગમે તે એ દોખમું વાપરે. જેને ગમે તે નહીં વાપરે. પણ હવે હમારે જરૂર લખવાનીં મકસદ એ છે જે હમારા ઘણાએક લોકો અમોને બજીદ છે તેથી હમોએ ફરજ જાંણીને આગલી મુખ જુબાંની વાતોને તમુને લખી જણાંવીચ. કાંએજે તમારા ધારેલા વીચાર પરમાંણે એ તમારાં દોખમાંનું કામ એજ પરમાણે જારી રેહશે તો હમો તમુંને જાહેર કરીએચ જે એ તમારૂં બંધાવેલું દોખમું કુલે શેહનશાહી અંનજુમનનાં કાંમમાં આવશે નહીં.

બીજું તમો સારી પેઠે જાંણો છેવો જે આપડી શમશત અંનજુમનનો તથા શમશત પંચાતનો હોકંમ શરવે દોખમાં ઉપર ચાલે છે. તેજ પરમાંણે એ તમારાં દોખમાં ઉપર શમશત અંનજુમનનો હોકમ જારી રેહેશે. વાશતે જેહવારે એ દોખમું તઇઆર થાશે તેહવારે એ દોખમાં ઉપર શમશત અંજુમન શેવાએ તમારો અથવા તમારા વારેસ વકીલોનો તથા તમારા રોજ માહ વાલા લોકોનો કાંઈ હોકમ ચાલશે નહી. જે કાંઇ એ દોખમાં બાબદ કામ પડશે તે શમશત અંનજુમનનીં મશલત પરમાંણે કીધામાં આવશે શહી. એજ અરજ તા૦ ૨૮ મીં મેએ ૧૮૩૧ અંગરેજી.

લા૦ શેહનશાહી કામેટીના મેમબરોનીં વતી આ૦ હોરમજજી બહમનજીનીં સલાંમ વાંચવી.

*Bombay Gazette, Wednesday 28th March 1832.*

A CARD.

Framjee Cowasjee begs to inform his friends and the public, that he has erected a "Tower of Silence" or Cemetery on the Malabar Hill, which he will leave open for such of the Ladies and Gentlemen as may be desirous of inspecting it, till the 15th of April next—after which day, the ceremonies will commence.

*Bombay, 28th March 1832.*

*Bombay Courier, Tuesday 17th April 1832.*

CARD.

In reference to the Notification published in the Gazette intimating that the "Tower of Silence or Cemetry" erected by Framjee Cowasjee on the Malabar Hill would be left open for the inspection of the Ladies and Gentlemen, till the 15th of the current month,

Framjee Cowasjee begs to inform his friends and the public in general, that he has resolved to extend the period till Wednesday the 25th day of April Instant, after which day the Ceremonies commence.

Framjee Cowasjee begs to add that on Thursday the 3rd of May next ensuing there will be a general assemblage of Parsees, on which day the Cemetry will be consecrated, and a solemn feast held by all assembled; no admission will be allowed to any other caste from and after the 26th Instant.

*Bombay, 17th April 1832.*

*Bombay Gazette, Wednesday 2nd May 1832.*

A CARD.

Framjee Cowasjee begs to inform the Parsees in general, that at day break on tomorrow morning Thursday the 3rd May, he proposes to perform the ceremony of consecrating the "Tower of Silence or Cementry" erected by him on the Hill near Malabar Point, and requests their attendance at the time and place abovementioned.

Framjee Cowasjee will also feel particularly obliged if such of the Ladies and Gentlemen as have Parsee Clerks and Servants, will be pleased to grant them leave on this day.

As the road leading to the Hills will be literally covered with Conveyances of every description on the above day, Framjee Cowasjee begs to state that the passage will be attended with some delay, if not inconvenience, and he trusts the cause will be considered as an excuse.

*Bombay, 2nd May 1832.*

A CARD.

Framjee Cowasjee begs to inform his Friends and the Public in general (Parsees excepted) that the ceremony of consecrating the "Tower of Silence or Cemetery" erected by him having commenced no admission is consequently allowed to any other caste.

*Bombay, 2nd May 1832.*

*** એ દોખમાંના દરવાજાપંર નીચલી તખ્તી મારેલી છે :—

"બનાંમે ઇઅજદે દાદગર
"પાક ઇઅનદાંનની ઇઆદગારીથી અને
"પેગમબર હજરત જરતોશત અસપંત-
"માંન અનોશેહેરવાંનની રેહનુમાઈથી
"આએ દોખમું માજદીઅશની દીનનાં
"ગુજરેલાંઓને વાસતે કમતરીંન ખાક-
"સાર દીન એહ માજદીઅશનીનો તાબેદાર
"બેહદીન ફરાંમજી બીને કાવશજી બીને
"બેરાંમજી બનાંજીનાએ પોતાની છોકરી
"બેહશતનશીન બાઇ દીનબાઇનાં અશો
"રવાંનની નઇએતે એ બેહશતનશી-
"નનાં પોતાના તથા તેવણુની માતા
"બચુબાઇના તથા તેવણુની બેહનોના
"પઈશાથી બંધાતું છે. ને એ દોખ-
"માંની જમીન નેકનામ પાકદામાન
"શેઠાંણી બાઇ બચુબાઇ તે બેહશતી
"શેઠ અરદેશરજી દાદીભાઇની ધનીઆં-
"ણીએ અમારા માગીઆથી પંચાતના
"ડુંગરને લગતા પોતાના ડુંગરમોથી
"તોડીને ૩૫૬૮ ઇસકુવેર વાર જમીન
"આએ ધરમનાં કામમો અમોને આપીને
"એ સવાબમો શામેલ થાઆં છે. અને
"હાલમો આએ દોખમું તેઓની આપેલી
"જગા ઉપર બાંધીઉં છે અને હમારી
"છોકરી બાઇ દીનબાઇ રોજ ૫ માહા ૯
"કદમી શને ૧૨૦૦ ઇઅજદજરદીને દીને
"એકાએક પાખ લોકોના માડમો જાવે-
"દાંનની જાંહાંનમો કુચ કીધું તે
"બેહશતનનાં ઉઠીઆંનાંમાં આએ દોખમું
"બાંધવાની તંદરોશતી પઠાવી અને
"રોજ ૫ મે માહ ૧૦ મે કદમી માહ
"૯ મે રશમી શને ૧૨૦૦ ઇઅજદજરદી
"તા૦ ૩ જી જુન શને ૧૮૩૧ ઇશવીને
"દીને એ બેહશતનનો માસીસો હતો તે
"દીને કદીમ માજદીઅશની દીનના

"હોકમ મુજબ આએ દોખમાંનો તાંણો
"પુરાયો અને રોજ ૫ મે માહ ૯ મે
"કદમી માહ ૮ મે રશમી શને ૧૨૦૧
"યઅજદજરદી તા૦ ૩ જી મેએ ૧૮૩૨
"ઇશવી શવંત ૧૮૮૮ નાં વઇશાખ શુદ ૩
"ને વાર ગરેઉ તા૦ ૧ લી જુલહજ શને
"૧૨૪૭ હીજરીને દીને બેહશતનની
"વરસી હતી તે દીને એ દોખમું તઈ-
"આર કરી દીન બેહ માજદીઅશની-
"એ કદીમના હોકમ મુજબ યજાવીને
"વાપરવા મુકીઉં છે. પાક યઅજદાંનની
"નેગેહબાંની હોજો. શ્રી મુમબઇ
"બંદર મધે."

## ભરૂચનાં અંજુમનનાં ઉધરાતનાં દોખમાનો તાંણો.

મુંબઇના જામે જમશેદ, તા૦ ૧૬ મીં આપરેલ ૧૮૩૨ ને વાર શોમે.

જાહેર ખબર.

એક નવાં દોખમાં વીશે.

શ્રી મુંમબઇ બંદરનાં તથા શ્રી શુરત બંદરના તથા શ્રી નોશારી કશબાનાં તથા શ્રી હીનદોશતાંનનાં બાકીનાં શેહેરો બંદરો તથા ગાંમોનાં પાક જરથોશતી ફીરકાનાં દશતુરો તથા મોબેદો તથા બેહેદીનોની ખીદમતમો શ્રી ભરૂચ બંદરનાં દશતુરો તથા મોબેદો તથા બેહદીનો નમંનતાઇથી અરજ કરેચ જે શ્રી ભરૂચ બંદર મધે અંનજુમંનને નામનું એક નવું દોખમું બાંધવાને ઠરાવીઉં છે. અને રોજ ૫ મે માહ ૮ મે શેહનશાહી શને ૧૨૦૧ ઇઅજદજરદી તા૦ ૩ જી મેએ શને ૧૮૩૨ શવંત ૧૮૮૮ નાં વઇશાખ શુદ ૩ ને વાર ગરેઉને દાહડે એ દોખમાંનો તાંણો પુરાશે તેથી શઘલાં દેશાવરવાલા જરથોશતી શાહેબોએ તે દાહાડા ઉપર તશદી લઇને નેક કાંમનાં જશંનમો શાંમેલ થાવું. એજ અરજ.

શ્રી મુંમબઇની તા૦ ૧૬ મીં એપરેલ ૧૮૩૨.

## મુંબઇનીં બેતવાડી મધેનીં મરહુમ શેઠ કાવશજી માણેકજી આશબરનરવાલી દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૧૮ મી આપરેલ ૧૮૩૨ ને વાર બુધે.

જાહેર ખબર.

શ્રી હીનદોસતાંનના સઘલાં દેશાવરવાલા પાક જરતોશતી ફેરકાનાં દશતુરો તથા મોબેદો તથા હેરબદો તથા બેહદીનો જેણુંવોએ કે શ્રી મુમબઈ મધે શેઠ ફરાંમજી કાવશજી બનાજીવાલું નવું દોખમું યજાતી વેલાએ જશનમો શામેલ થવાને શ્રી મુંમબઇ પધારવાનો એરાદો કીધો હોય તે શરવે શાહેબોનીં ખેદમતમો કમતરીન ખાકશાર દીને બેહ માજદીઅશનીનો તાબેદાર પારશી કાવશજી માંણેકજી આશબરનરવાલો નમંનતાઇથી અરજ કરૂંચ કે હું એક ગરીબે શ્રી મુમબઈના કોટ બાહેર અમરોલીમો માજદીઅશનીં દીનના લોકોને વાપરવાને વાશતે એક નવી દરેમેહર બાંધી છે. તે દરેમેહર રોજ ૯ મે માહ ૯ મે કદીમી શને ૧૨૦૧ યઅજદજરદી તા૦ ૭ મીં આવતા મેએ મહીનાનીં શોમવારને દીને પાક દીને બેહ માજદીઅશનીના હોકમ મુજબ યંજાવી આદરીઆંન પરઠી અંનજુમંન મેલવી જશંન કરવાનો એરાદો રાખેલો છે. વાશતે ઉપર કહેલા દેશાવરોવાલા શ્રી મુમબઇ આવનારા શાહેબોની શેવામાં તથા કુલ પાક જરતોશતી ફીરકાનાં શાહેબ લોકોની શેવામાં અરજ એ છે જે શેઠ ફરાંમજી કાવશજીવાલાં નવાં દોખમાંનાં કામથી ફારેગ થાએઆ પછે તેજ મહીનાનાં આદર રોજને દીને ગરીબને તાંહાં તશદી લઇને જશન થાતી વેલાએ અનજુમનમો શામેલ થાઈ ચાશની કરીને પછે રવાંનાં થાવું. એ શેજ બાબતને શારૂ તમો શાહેબોને તશદી આપવી મુનાશેબ તો હતી નહીં. પણ દોખમાંનાં માહભારત જશનને શામેલ થાવાને જરૂર તશદી લેશો તારે એ ગરીબનાં જશંનમોબી શાંમેલ થાવું. એથી શવાબનો બેહેરો હાંશેલ થાશે ને વલી કંમતરીન ઉપર મોટું એહશાંન થાશે. એજ અરજ શેવકનીં છે.

તારીખ ૧૭ મીં આપરેલ ૧૮૩૨.

---

મુંબઇ સમાચાર, તા૦ ૯ મી મેએ ૧૮૩૨ ને વાર બુધે.

ગએઆ શોમવારને દીને શ્રી મુમબઈ મધે કોટ બાહેર અમરોલીમો શ્રી મુમબઇનાં પારશી ગનેઆતનાં એક નામીચા વેપારી ધરમાતુ પુનવાંન પારશી કાવશજી માણેકજીએ પારશી ગનેઆતનાં લોકો સારૂં એક નવી દરેમેહર એટલે જે અગીઆરી બંધાવી છે. તેહનીં યજવાનીં કીરીઆ કરાવીને ગએઆ શોમવારને દીને પારશી ટોલાનું અનજુમન મેલવી જશન કરીઉં. તે દીને શહવારથી લોકો એકઠું થવા માંડીઉં તે ૮॥ કલાકે શરવે લોકો એકઠા મલેઆ પછે આદરીઆંન પરઠેઆ પછે જશન કીધું. તે

પછે નીચે પરગટ કરેલું શેઠ કાવશજી માણેકજીનું ઇછાપતર તે અંજુમનમો વંચાવું. તે વાંચી રહેઆ પછે શાલો તથા રૂપાં નાંણુંની દખણું આપી. તે પછે અંજુમને તથા એ શાહેબના ભાઇ બંધુ તથા મીતરોએ એ શાહેબને શાલોની ભેટ આપી. પછે શરવે લોકો તે જગોથી ઉઠીને એ અગારી પછવાડેના માંડવાઓમો ખુશી થાતા ભોજંન જમવાને ગએઆ. એ દીનેબી પારશી ગનેઆતનાં લોકોથી શહવારથી તે સાંજ સુધી ભારે મેલો અને થઠ ભરાઇ હતી. અને અગારીનીં ઇમારત ઘણીજ શોભઇતી અને મજબુત અને નમુનદાર બાંધેલી જોઇ શરવ પારશી લોકો બહુજ વખાંણ કરવા લાગા. પરમેશવર શરવે ગનેઆતનાં લોકોને હેવી બુધી દીએ ને હેવાં શુભ કાંમો કરી પોતાનું સારૂં નામ લેહણું મુકી જાએ.

પારશી કાવશજી માંણેકજીનું ઇછાપતર.

પાક પરવરદેગાર જે હરેક નેક કામની ઇઆરીએ પોંહચનાર છે તે શાહેબની ઇઆરીથી અને હજરત જરતોશત અશફંતમાંન અનોશેહરવાંનની દીનની રેહનોમાઈથી હું કમતરીન ખાકશાર દીને બેહ માજદીઅશનીએ કદીમનો તાબેદાર પારશી કાવશજી માણેકજી હાશબરનરવાલો ઘણીએક નમંનતાઇથી સર ખાકમો નાખી તમો શરવે અંનજુમન શાહેબની ખેદમતમાં જાહેર કરૂંચ કે હું ગરીબે ઘણાં એક વરશ થાએઆં એક દરેમેહર બાંધવાનીં ઇછા કીધી હતી. તે દાદગર દાદાર હોરમજદનીં બખશેશથી આએ દરેમેહર માજદીઅશની દીનનાં લોકોનીં અંનજુમનને વાપરવા શારૂં બનાવીને ઇંજાવીને આજ રોજે અંનજુમંન મેલવી તેહનું જશન કરીઉં છે.

હવેથી એ દરેમેહર જરતોશતી ફેરકાનીં અંનજુમનનાં લોકોને વાપરવા શારૂં મુકી છે. બીજુ એ દરેમેહરને લગતું એક ઘર બાંધવા ધારીઉં છે તે ઘર તથા હાલમો હેને લગતાં મકાંનો બાંધેલાં છે તેહનીં ઉપજ તથા પછવાડે ખાલી જગોનો કટકો છે તે ગધે જાહાડો રોપીએ તે તથા શાંમણે ખાલી જગોનો કટકો છે તે એ દરેમેહરનાં દીવેલ કાઠી અને તે વીગેરેનાં જરૂરીઆત ખરચ સારૂં એ દરેમેહરને તાલુકે કીધું છે. અને હાલમો શ્રી મુમબઇ મધે જરતોશતી ફેરકાનાં ખોદ ધણીઓનીં બનાવેલી ધરમનીં જાગાવો ઉપર મોતવલી છે તેજ મુજબ હવેથી હમો તથા હમારાં ફરજંદાંન ફરજંદો તથા વારેસ વકીલો સદા આમદ એ દરેમેહર ઉપર તથા તેહને લગતી ઉપર કહેલી જગાવોના વાલી મોતવલી રહીને એ દરેમેહરને લગતી જગોની દરશાલ ઉપજ થાએ તેમોથી એ દરેમેહરનો ખરચ ધટારટ મુજબ પોંહોચાડેઆ જાએ શહી.

બીજું રૂ. ૫૨૫) અંકે શવા પાંનશો આંધલાં લુલાંનાં ફંનમો આજરોજે હમોએ આપતા કીધાચ.

બીજું એ દરેમેહરનાં કાંમમો હમુને અંજુમનનાં અકાબર શાહેબોએ મોહટી મદદ કીધી તથા આજ દીને તમાંમ અનજુમને આ જશનમો તશદી લઇ શેવકને શરફરાજ કીધો તે ઉપરથી તમો અકાબરોનું તથા અંનજુમન શાહેબનું મોટું એહશાંન અને આભાર મુજ ગરીબ ઉપર થાએઓ છે. એજ અરજ શેવકનીં. રોજ ૯ મો માહ ૯ મો કદીમી શને ૧૨૦૧ ઈઅજદજરદી.

*Bombay Gazette, Saturday 5th May 1832.*

A CARD.

Cowasjee Maneckjee begs to inform the Parsees in general, that, at day break on Monday the 7th inst, he proposes to perform the ceremony of consecrating the Aigarry erected by him at Umrowly, and requests their attendance at the time and place above mentioned.

Cowasjee Maneckjee will feel particularly obliged if such of the Ladies and Gentlemen as have Parsee Clerks and Servants, will be pleased to grant them leave on this day.

## દીવનાં મરહુમ શેઠ જાંહગીરજી નશરવાંનજી વાડીઆવાલાં દોખમાંનો તાંણો.

તા૦ ૮ મી જુન ૧૮૩૨.

રોજ ૧૧ માહ ૯ (શે૦) ૧૨૦૧ યજદજરદી.

આજ દીને દીવ મધે મુંબઇવાલા શેઠ જાંહગીરજી નશરવાંનજી વાડીઆએ બંધાવવા માંડેલાં દોખમાંનો તાંણો પુરવાની ક્રિઆ કરવામાં આવી હતી.

[ આ દાહાડોવાર મુંબઇની આગલી પારસી પંચાતના શેક્રેટરી મરહુમ શેઠ પેશતનજી માણેકજી જામે જમશેદવાલાની એક ખાંનગી નોધની ચોપડી ઉપરથી અમોને મલયો છે. ]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૨૫૦. ]

# ઇ૦ સ૦ ૧૮૩૩.

## દીવનું મરહુમ શેઠ જાંહગીરજી નશરવાંનજી વાડીઆવાલું દોખમું પરઠાએઆનો અહેવાલ.

મુંબઇના જામે જમશેદ, તા૦ ૨૫ મીં ફેબરવારી ૧૮૩૩ ને વાર શોમે.

ફુલ જરથોશતીઓની શેવામો જાહેર થાએ જે શ્રી દીવ કે જે શ્રી હીનદોશતાંનમાં આવી વશનારા જરથોશતીઓનું એક પેહલું રેહઠાંણુ છે કે જે જગોએ હવડાં થોડાં વરશ ઉપર નેકનાંમ વાડીઆજી શાહેબ વાડીઆ જાંગીરભાઈ નશરવાંનજીએ પોતાના ભાઇ શવરગવાશી વાડીઆજી નવરોજજી નશરવાંનજીનીં નઇએતે તેઓનાં પુન શારૂં એક દરેમેહેર તાંહાંના વશનારા પારશીઓ શારૂં બંધાવી આદરાંન પરઠી આપેઆ. તથા તે આદરાંનની શેવામો તરણુ અંધીઆરૂઓને જાથુક મુશારો આપતો કરી રાખેઆ. તે જગોએ જરૂરીઆત ઉપરથી હવડાં કેટલુંએક થાએઉં એક દોખમું એજ શાહેબે પોતાંનાં તથા પોતાંનાં ખાંનદાંનનાં શવરગવાશીઓનાં પુન શારૂં બાંધવાને જારી કરીઉં હતું તે હવડાં બંધાઇ તઇઆર થાઇઉં છે ને તે આવતા રોજ ૧૧ મો ખોરશેદ માહ ૬ થો શેહરેવર શેહેનશાહી શાને ૧૨૦૨ ઇઅજદેજરદી તા૦ ૧૦ મીં મારચ શાને ૧૮૩૩ ને દીને ઇજાશે. વાશતે જરથોશતી શાહેબો જેઓ એ દોખમું ઇજાઆનીં કીરીઆ વેલા પોતાનાં પુન શારૂં તે જગોએ જાંનાર હોએ તેનાંઓને ગટેચ જે વેલાશર જાઇ એ બુલંદ શવાબનાં કામમાં શામેલ થાએ. અને જેઓ પોતાનાં બુજરગોનાં શ્રી હીનદોશતાંન મધેનાં પેહલાં વતનને જોવા ચાહતા હોએ તેઓનેબી એ વખત તથા જોગવાઇ ઘણી શરશ છે.

હમારા જાંણુઆમો આવેલું છે જે તે જગોએ શીધારનારા જરથોશતીઓ શારૂં ઉતારાની જગો તથા ખાધા પીધાનો શામાંન તઇઆર રાખવા શારૂં શેઠ જાંહાંગીરભાઇ નશરવાંનજીએ પારશી ફરાંમજી બરજોરજી દાદી બરજોરનાં કે જેઓને એ દોખમાંનાં કાંમ ઉપર ઉપરી રાખેઆ છે તેઓને હોકમ કરેઓ છે કે તઇઆર રાખે.

## મહવા ગામનું શેઠ માણેકજી જીનાજી હાંસોટીઆ તથા બાઇ દીનબાઈ પુંજીઆજી મનાજીવાલું દોખમું.

તા૦ ૩ જી મેએ ૧૮૩૩.
રોજ ૫ માહા ૮ (શે૦) ૧૨૦૨ યજદજરદી.

આજ દીને નવસારીનીં પાસે મહવા ગામ મધે શેઠ માણેકજી જીનાજી હાંસોટીઆ તથા બાઇ દીનબાઇ તે શેઠ પુંજીઆજી મનાજીનાં ધણીઆંનીએ મલી એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[ એ દોખમાંના દરવાજાપર નીચે મુજબની તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદથી—શ્રી
"મહવાનાં દખમાંનું કાંમ શરૂ કરૂં છે
"શવંત ૧૮૮૭ ની પેલા વઇશાખ વદ ૧
"વાર બુધે રોજ ૨૮ માહા ૭ શને
"૧૨૦૦ એજદેજરદીને દીને તાંણો પુરો
"છે ને ઇજાઉ છે શવંત ૧૮૮૯ નાં
"વઇશાખ શુદ ૧૫ વાર શનેઉ રોજ ૫
"માહા ૮ શને ૧૨૦૨ એજદેજરદી
"શેહનશાઇને દીને તા૦ આએ દુખમાંના
"બાંધનાર કંમતરીન ખાકશાર પારશી
"માંણેકજી જીણાંજી રતનજી શબાજરાનાં
"હાંશોટીઆ તા૦ બેશનશીબત પારશંણુ
"બાઈ દીનબાઇ તે પારશી પુંજીઆજી
"મનાંજીની ધણીઆંની એ બેઉ જણાંઓએ
"પોતાનાં નેક શવાબને વાશતે આએ
"દુખમું બાંધીને તઇઆર કરીને શ્રી
"જરથુશતી ફીરકાની અનજુમનનાં અશો-
"ફરવરનું મકાંન બાંધેઉં છે તા૦ આએ
"નવાં દુખમાંના તાલુકામાં જમીન વીંગા
"આઠ આએ દુખમાંનાં તાલુકે છે તે
"જમીન વીંગા આઠની પેદાએશની ઉપર
"અખતીઆર દુખમાંનાં ધરમખાતાંનો છે."

એની આસરે એક સદી આગમજ બંધાયલું એક જુનું દોખમું હાલ ત્યાં બીસમાર હાલતમાં મોજુદ છે. ]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૮૯૯.]

## ભરૂચનું અંજુમનના ઉધરાતનું દોખમું પરઠાએઆનો અહેવાલ.

**મુંબઈ સમાચાર, તા૦ ૧૦ મીં અકટોબર ૧૮૩૩ ને વાર ગરેઉ.**

### જાહેર ખબર

શ્રી મુમબઇ બંદરના તથા શ્રી હીંનદોશતાંનના શઘલા દેશાવરવાલા પાક જરથોશતી ફીરકાનાં દશતુરો તથા મોબેદો તથા બેહદીનોની ખીદમતમાં શ્રી ભરૂચ બંદરનાં રેહવાશી જરથોશતી ફીરકાની ગરીબ અંજુમન નમનતાઇથી અરજ કરેચ જે શ્રી ભરૂચ મધે શમશત અંજુમનનાં પઈશાથી એક નવું દોખમું બાંધવા માડીઉં હતું તે દોખમું પાક પરવરદેગારનીં ઇઆરીથી બંધાઇ તઇઆર થાઇઉં છે. તેથી રોજ ૧૯ મો માહ ૩ જો શેહેનશાહી શને ૧૨૦૩ ઇઅજદજરદી તા૦ ૧૮ મીં ડીશેમબર શને ૧૮૩૩ ઇશવીને વાર બુધેને દીને દીનબેહ માજદીઅશનીનાં હોકમ મુજબ એ દોખમું ઇજાશે વાશતે ઉપર કહેલા પાક જરતોશતી ફીરકાનાં શરવ લોકોને તે જશન તથા અંનજુમનમાં શાગેલ થવું શજાવાર છે. અને એ જગોએ તશદી લીધાથી શ્રી ભરૂચની અંનજુમન ઉપર ઘણીજ શફકત અને મેહરબાંનગી થાશે. બીજું એ ભરૂચ અસલથી મોટું પંથક જરતોશતી લોકોનું કેહવાએ છે. તેથી જરૂર હેવી દીનનીં ક્રીરીઆ થાતી વેલાએ એ જગો શરવે નાંહનાં મોટાઓને આવવું ઘટારટ છે.

શ્રી ભરૂચનીં તા૦ ૩૦ શપટેમબર શને ૧૮૩૩.

---

**મુંબઇના જામે જમશેદ, તા૦ ૩૦ મીં ડીશેમબર ૧૮૩૩ ને વાર શોમે.**

હમો મોટા હરખ તથા ભારે ઉલટ શાથે શ્રી ભરૂચવાલાં નવાં દોખમાં વીશેનો એક પતરનો શાર જે હમારૂં ગઇઉ પવર ઇઅંનતરમાં જાતી વેલાએ પોતાંને લીધે પરગટ નહીં થાએઓ તે આજનાં પતરમાં કુલ જરથોશતીઓને વાંચી વાકેફ થાવા શારૂં પરગટ કરીએચ.—એ પતર દશતુર શાહેબ દશતુર પેશોતંનજી ગરોથમાંની દશતુર અશપંનદીઆરજી તથા મોબેદ રૂશતમજી જીવનજી લકબે ઓલીઆજીનો તારીખ ૧૮ મીં ચાલતા ડીશેમબર મહીનાંનીનો લખેલો છે. હેમાં તે શાહેબો લખે છે જે એ દોખમું શઘલું તઈઆર થાએઆ પછે ઇજવાની ક્રીરીઆનું કામ જશનના આગલા દાડાઓથી કરવા માડીઉં તે એ ક્રીરીઆને છેલશે દાહડે એ દોખમાંનું જશન રોજ ૧૯ મો ફરવરદીન ને માહ ૩ જો ખોરદાદ શેહેનશાહી શને ૧૨૦૩ ઇઅજદેજરદીને દીને દીન બેહ માજદીઅશનીના હોકમ મુજબ પુરૂં થાઇઉં. અને તે દીને એ મોટાં નેક જશનની મીજલશમાં કુલ શ્રી ભરૂચનાં રેહવાશી તથા દેશાવરોથી આવેલા જરતોશતીઓથી ભારે ઠઠ મલી હતી. *લખેચ જે એ અજીમ શવાબનાં કાંમનો બેહરો લેવા શારૂં આશરે ૫૦૦૦ થી તે ૬૦૦૦ શુધી જરતોશતીઓ તે જગોએ એખઠા થાએઆ હતા. અને દેશાવરોથી ઘણા જરતોશતી શાહેબોના આવવાની ખબર હતી પણ એ જશંનની આગમજ થોડા દાહડા તે દેશમાં નરશ મરજ નીકલેઆની બુમથી તેમાંના ઘણા શાહેબોનો અટકાવ થાએઓ તોપણ શ્રી શુરત તથા શ્રી નોશારી તથા શ્રી મુમબઈ તથા બીજાં પંથકો તથા ગાંમોથી ઘણા શાહેબો આવી પોહતા તે કાંહાં શુધી જે લાંમબે દેશાવરોનાં શ્રી ઉજન તથા શ્રી ઇંદોરની પડોશનાં શ્રી મઉના રેહેવાશી બેહેદીનો વટીક એ જશંનમાં આવી શામેલ થાએઆ. અને એ જશનની મીઅજદ થાએઆ પછે શ્રી ભરૂચવાલા તથા દેશાવરોથી આવેલા દશતુરોને શાલ દોશાલા તથા મોબેદોને રૂપાંનાંણાંની આશોદાદ આપી અને શરવ કોઇએ એ રૂડી ક્રીરીઆ તથા નેક જશન તથા મીજલશની ઠઠની બહુ વખાંણ ક્રીધી. તથા શ્રી ભરૂચની ગરીબ અંનજુમને મોટાથી તે નાઘલા વટીકે એ દોખમાંનાં કાંમમાં નાણાં આપેઆની મદદ કરનાર શ્રી મુમબઈ તથા શ્રી શુરતનાં જરતોશતી શાહેબોના હકમાં હજારો જાર દોઆ વ આફરીન ક્રીધી. અને એ કાંમના આગેવાંન તથા એ નેક કાંમ વીશે હરેક પરકારની તશદીના લેનાર શાહેબોનો આભાર જાંણુએ. અને તે પછે શઘલા મોબેદો તથા બેહેદીનો વગેરેને શારૂં જે શારૂં શુતરૂં ખાંનના મલીદા તથા શરાબ શુધાંનું ખાંણું તઇઆર હતું તે મીઅજદની ચાશની શુધાં જમી એ કામમાં મદદ આપનાર શાહેબોની વખાંણ કરતા શરવે પોત પોતાને ઠાંમે ગએઆ.

એ દોખમું દરોબશ મુમબઇથી મંગાવેલા પથર વતે ૧૬૫) પાએરીનું ઘણું મુશતકીમ બાંધણીથી નવી શગડી શુધાં બાંધેઉં છે અને હેનાં બાંધનાર શ્રી શુરતથી આવેલા મીશતરીને તેનાં ચતરાઇ ભરેલાં કાંમ લીધા ઉપરથી એક શારૂં માંન મલીઉં છે તે મીશતરીને તથા શઘલા શલાટ તથા કડીઆ તથા મજુરોને જેહવું જેને ઘટારત જાંણીઉં તેહવું

ઇનાંમ આપીઉં તેહમાં શાલ તથા શેલા તથા પાઘડી તથા બીજાં કપડાં તથા રોકડ આપેઆમાં આવીઉં.

એ દોખ્મમાંનો ખરચ હેશાબ નકી થાએઆ પછે હમારાં પતરમાં છાપી પરગટ કરવા શારૂં મોકલવાને લખાઉં છે.

બીજું હમોને એક પરભાડા હમારા ભાઇ બંદ ઉપર આવેલાં પતરથી એ વીશેની કાંઇ એક વધારે ખબર મલી તે એ છે જે આશોદાદ દર માબેદ એકને રૂ. ૧) લેખે તથા દરએક છોકરાને રૂ. ૦ા પરમાંણે આપી છે અને ભોજંન લેવાનું કામ શવારનાં ૧૦ા કલાકથી શરૂ થાઇઉં તે રાતનાં ૯ કલાક શુધી પોચીઉં.

*** એ દોખમાંની સાંમેની શગડી ઉપર નીચે પ્રમાણે તખ્તી મારેલી છે:—

"શ્રી પાક પરવરદેગારની બખશીશથી
"તથા પાક અશો જરતોશત પેગામબર
"સાહેબની દીનની બરકતથી જરતોશતી
"ફેરકાની કુલ અનજુમન શ્રી મુંબઇ
"તથા સુરત તથા ભરૂચ વીગેરેના રેવાસી
"લોકના રૂપીઆથી એ નવું દુખમું
"અશો રવાંનોને વાશતે બંધાઈ તઇઆર
"થઉં છે. તથા આએ શગડી પારશી
"હોમાજી શોરાબજીએ પોતાના બાપ
"શોરાબજી જીવણજીની નઇએતે બંધાવા
"સારૂં રૂ૭૦૦) આપા છે ને બાકીનો
"ખરચ અંજુમનના રૂપીઆ મધેથી
"થઓ છે. રોજ ૧૯ ને માહા ૩ જો
"શેહનશાહી શને ૧૨૦૩ ઇઅજદેજરદી
"તા૦ ૧૮ મી ડીસેમબર શને ૧૮૩૩
"ઇશવી તથા શવંત ૧૮૯૦ નાં માગશર
"શુદ ૭ વાર બુધેને દીને દુખમાંનું
"જશન થઉં છે. ને એ દુખમું તથા
"શગડીની જગો તથા આસપાસ ખુલી
"જગો સાથે જમીન વીંગા ૧૫ સરકાર
"કંપની બાધરે બખશીંદા ચનદરોકાલ
"સુધી બખશી છે."

## ઈ૦ સ૦ ૧૮૩૪.

## મુંબઈની ડંકનરોડની શેઠ હોરમજજી ધનજી પટેલવાલી દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૬ થી ફેબરવારી ૧૮૩૪ ને વાર ગરેઉ.

### જાહેર ખબર.

રોજ ૧૭ મો ને માહ ૫ મો રશમી તથા માહ ૬ થો કદીમી તા૦ ૧૪ મીં ફેબરવારી ૧૮૩૪ ને શુકરવારને દીને પારશી હોરમજજી ધનજીભાઇ પટેલ શ્રી મુમબઇનાં તથા દેશાવરનાં સઘલા માજદીઅશની દીનનાં નેક એતેકાદના જરથોશતીઓની શેવામાં નમનતાઇ ભરેલી અરજ કરેચ જે એ ધણીનાં મરનાર છોકરા બેહશતનશીન રતંનજી હોરમજજીનીં નઇએતે શ્રી મુમબઈનાં બાહેરકોટ ડંકનરોડ ઉપર અગીઆરી એક બાંધવા માંડી હતી તે તઇઆર થવા આવી છે તેથી તે ઉપલી તેરીખે ઇંજાવાનો એરાદો રાખેઓ છે વાશતે સઘલા નાંધલા મોટા જરથોસ્તીઓને ઘટેચ જે એ અગીઆરી ઇંજાવાનાં જશનમો ઉપલી તેરીખે શહવારનાં ૮ કલાકથી શાંમેલ થાઇને શવાબનો હંમએરો હાંસેલ કરે. અને હોરમજજી ધંનજીભાઈ બીજી અરજ કરેચ જે એજ દીને પેહલે પોહરનાં એ અગીઆરીનીં શાંમણે એ ધણીનીં કરદોરીવાલી વાડીમો નેઆતનું જમન તઇઆર થાશે. વાશતે સઘલા પારશીઓને અગત કરીને અરજ કરેચ જે એ જશંનનીં ચાશણી તે ઠેકાંણે કરીને પછે પોતાને ઠાંમે જાએ.

શ્રી મુમબઇનીં લેડી તથા જાંટલીમેનોને હોરમજજી ધંનજીભાઇ પટેલ અરજ કરેચ જે તેહોને તાંહાં હરેક પારશી લખનાર તથા ચાકર હોએ તેહોને શહવારથી એ જશંનની કીરીઆમો તથા ચાશણી કરવાને આવવાનીં રજા આપેઆથી તેહોનો મોટો ઉપકાર થાશે.

---

મુંબઇના જામે જમશેદ, તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૩૪ ને શોમે.

હમોને કેહેવાને મોટી ઉલટ અને ભારે હરખ ઉપજેચ જે અતરેના એક મોટા વેપારી શેઠ હોરમજજી ધનજીભાઇ પટેલે હમારાં ગએઆં પતરમાં તેઓની જાહેર ખબર પરગટ થાએઆ પરમાંણે ગએઆ શુકરવારને દીને શ્રી મુંબબઈ મધે કોટ બાહેર ડંનકંન રોડ ઉપર પારશી ગનેઆતનાં લોકો શારૂં એક નવી દરેમેહેર જે તે શાહેબે પોતાંનાં શવરગવાશી છોકરા રતનજીનાં પુન શારૂ બંધાવી છે તેહની ઇજવાની કીરીઆ કરાવીને એ દીને પારશી લોકોનું અનજુમન

મેલવી આતશ આદરાંન પરઠી જશંન કરીઉં. એ જશંનનાં નેક કાંમમાં શાંમેલ થાવા તથા એ અજીમ શવાબનાં કાંમનો બેહરો લેવા શારૂં ઘણુંએક મોહોટા તથા નાંમીચા શેઠીઆઓ તથા આંમ તથા ખાશ જરથોશતીઓનું એક મોટું અંનજુમન મલીઉં હતું. તે અંનજુમનમાં શહવારનાં ૭ કલાકથી લોકો આવવા લાગા તે ૯ કલાક શુધીમાં બારે ઠઠ મલી અને તે વેલાએ તે જશંનની ક્રીઆ થાવા માડી તે ૧૦ કલાકને અમલે શમાપત થાઇ. તે પછે દશતુરજી શાહેબ દશતુર એદલજી દારાબજી જેહવા એ નેક કાંમથી ફારેગ થયા તે-હેવાજ તેવોને એક ઉનચી કીમતની શાલ હોરાડી તથા બીજા દશતુર મોબેદોને શાલો તથા રૂપાં નાણાંનીં દખણાં આપી તથા એ દરેમેહેરનીં એમારતના ઉપરી ગાંમઠી ઈનજી-નીએર પારશી શોરાબજી ધનજીભાઈ પુનેકરને પણ એક શાલ આપી માંન દીધું. અને તેજ વખતમાં એ મોહોટાં શુભ કાંમના કરનારા શેઠ હોરમજજીને શમશત જરથોશતી અંજુ-મને એક શાલ જોડો હોરાડી માંન આપીઉં અને એ શાલ જોડો અંનજુમનનીં વતી પંનચાએતના વડા અધીકારી વાડીઆજી શાહેબ શેઠ નવરોજજી જમશેદજીએ પોતાંને પનોતે હાથે હોરાડી. તે પછે એ શુભ કાંમનાં કરનાર શાહેબે એ દરેમેહેર વીશે હેઠલ પરગટ કરેલું પતર તે મીજલશમાં વંચાવી સંભલા-વીઉં. અને તેવાર પછે સઘલી અંનજુમને એક શારૂં શુતરૂં શરાબ તથા માંહી શાથેનું ભોજન જે તેજ દરેમેહેરની નજદીકીમાં શેઠ હોરમજજીએ પોતાની કરદોરીવાલી વાડીમાં જે તઈઆર કરાવીઉં હતું તે જમી ખુશાલ થાતા તથા એ નેક કાંમ વીશેની શેઠ હોરમ-જજીની વખાંણ કરતા પોતપોતાંને ઠાંમે ગએઆ. એ દરેમેહેરની લંબબાઇ તથા પો-હોલાઈ એટલી તો મોટી છે કે એ દરેમેહેરની આશપાશનાં જે જે લટાવાલાઓને એ દરેમેહેર કાંમ આવશે તેઓને બશ થાએ તેથી વધારે છે. અને એ દરેમેહેરની બાંધણી હેવી મુશત-કીમ તથા રોનકદાર છે જે તેનાં ઉપરી ગાંમઠી ઇનજીનીઅરને માંન આપે તથા ઈમારતના બાંધનારાવો તેની મદદ ચાહે તેવી છે અને તેજ પરમાંણે તેના ધણીએ જુમર તથા હાંડી વગેરે વશતુઓથી શીનગારી શોભઇતી કરેલી છે. એ દરેમેહેરમાં મુખરે એક શોભઇતો ચંદરવો વાડીઆજીનાં નાંમીચાં ખાંનદાંનને શારૂં ઇછનાર શાહેબે પોતાંને પઇશે બનાંવી ટાંગેઓ છે તેહમાં આએ શબદો લખેઆ છે. **વાડીઆજીનાં ખાનેઆબાદાંન. શાંબેઆ**

પરમાણે એ આતશ આદરાંનની દરેમેહેર પછવાડે હેનાં ખરચ શારૂં જે જાગીર કાડી છે તે શુધાં રૂ. ૨૫૦૦૦)ને આશરે થાએઆ છે.

ઉપર લખેલાં મીજલશમાં વંચાએલાં પતરનો ઉતારો.

પાક પરવરદેગાર જે બેહુ જેહાંનનો પેદા કરનાર અને પોતાનાં ખાશ નુરમાંથી આફ્-તાબ તથા માહતાબ અને આતશને નુરનો બખશનાર અને ખાકી બંદાવોની નેક મુરાદ શેતાબ બર લાવનાર છે તે દાદારની ઇઆરીથી અને માજદીઅશની દીનનો રાશત અને બરહક પેગંમબર હજરત જરતોશત અશફં-તમાંન અનોશેહરવાંનની નેક રેહનુમાઇથી કંમતરીન ખાકશાર દીને બેહે માંજદીએશનીનો તાએબેદાર હોરમજજી ધનજીભાઇ પટેલનો આએ શરતે ભલી માજદીઅશની દીનની અંજુમંન આગલ મોટી નમનતાઇથી જાહેર કરંચ જે હુંએ એક શેહેનશાહી દરેમેહેર બાંધવાનો વીચાર રાખેઓ હતો તે દરેમેહેર દાદગર દાદાર હોરમજદની મદદથી દીને બેહે માંજદીઅશનીનાં હોકમ મુજબ કુલ જરતો-શતી અંનજુમનને વાપરવા શારૂં તઇયાર કરીને આજ રોજે અંનજુમન મેલવી આદરાંન શાહેબને તખતનશીન કીધા તેહેનું જશન કરીઉં છે.

હવે એ દરેમેહેરનાં દીવેલ કાડી તથા મોબેદ તથા માણુસ અને તે વગેરેના જરૂ-રીઆત ખરચ શારૂં હમારા પઇશાથી ખરીદ કીધેલું ઘર એક શ્રી મુમબઇનાં કોટ મધે મોદીખાંનાંમોનું ગાલા બેએનું છે તે મધેથી ગાલો એક એ દરેમેહેરનાં ખરચ શારૂં વકફ કીધોછે. અને હવે પછે એ ઘરના ગાલા બદલે હરેક ફરજંદારી વારી મલેશે તો એ દરેમેહરનાં ખરચ શારૂં લઇ રાખશું. બીજુ હાલમો જે મીશાલે શ્રી મુમબઇ મધે બીજી દરેમેહેરનાં ધણીઓ પોતાંની દરેમેહેર ઉપર પોતે મુતવલી છે તે મુજબ એ દરેમેહેરના વાલી તથા મુતવલી હમો પોતે છઇએ ને હમારી પછવાડે હરેક જરતોશતીને હમો ઠરાવીએ તે એ દરેમેહેરનો તથા તેનાં ખરચ-ની જાગીરનો મુતવલી થાએ અને તે ઉપર કહેઆ પરમાંણે એ દરેમેહેરનો ખરચ ચલાવે.

હવે શેવકે કેવાની અરજ એ છે જે એ દરેમેહેરનું કામ જે દાડેથી શરૂ કીધું તે દાડાથી તે આજ દીન શુધી નેકનાંમ શેઠ ખરશેદજી માણેકજી શરાફે એ કામમાં મોટી મદદ કીધી અને તે શાહેબની નેક શલાહથી

એ કાંમ શરંજાંમ પોચીઉં તેથી તેઓનાં હમો ઘણુએક એહશાંનમંદ તથા આભારી થએઆ છઇએ અને આજ દંને તમાંમ આંનજુમને એ જશંનમાં તશદી લઇ કંમતરીનને શરઅફરાજ કીધો તેથી કુલ અંનજુમનનું તથા અનજુમનના શાહેબોનું મોટું એહશાંન અને આભાર થાએઓ છે. એજ અરજ. રોજ ૧૭ મો માહા ૫ મો શેહેનશાહી શને ૧૨૦૩ ઇઅજદેજરદી શવંત ૧૮૯૦ નાં માહા શુદ ૬ ને વાર શુકરે. તારીખ ૧૪ મી ફેબરવારી શને ૧૮૩૪ અંગરેજી.

## ગંદેવીની શેઠ હોરમજજી ભીખાજી ચીનાઈવાલી દરેમેહર.

તા૦ ૪ થી જુન ૧૮૩૪.

રોજ ૭ માહ ૯ (શે૦) ૧૨૦૩ યજદજરદી.

આજ દીને ગંદેવી ગામ મધે મુંબઇવાલા શેઠ હોરમજજી ભીખાજી ચીનાઇએ આદરાંનની એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[ આ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલી છે :—

" શ્રી દાદાર હોરમજદની મદદ છે.

"નેકનાંમ શેઠ શી હોરમજજી ભીખાજી
" ચીનાઇ વલશાડનાં હાલ વસતી મુંબઇનાં
"તેનાંએ પોતાનાં ધરમ વાસતે એ દરે-
"મેહેર નવી બંધાવી છે. મુકતાદનાં કામ
" કરવા શારૂં તથા આદરીઆંન શાહેબ
" રોશન કરી રાખેઆ છે. એ દરેમેહેર
" તમામ ઇજાઇ પુરી થઈ સવંત ૧૮૯૦
" નાં વરખે વઈશાખ વદ ૧૨ વાર બુધે,
" રોજ ૭ માહા ૯ શને ૧૨૦૩ નખેતર
" દીની ઇબરણા કસબે ગણદેવી." ]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૨૬૮.]

*** પછવાડેથી શેઠ હોરમજજીના વારેસો પડી ભાગાથી એ દરેમેહરનો ચાલુ ખરચ તથા વહીવટ અને મરામત વગેરે કરાવવાનું શેઠ હોરમજજી બરજોરજી કપટાંનને વંશપરંપરા સોંપ્યું હતું.

## રાંદેલની શેઠ દારાશાહ દોરાબજી રાંદેલીઆવાલી દરેમેહર.

તા૦ ૧૪ મી જુન ૧૮૩૪

રોજ ૧૭ માહ ૯ (શે૦) ૧૨૦૩ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં રાંદેલ ગામમાં મુંબઇવાલા શેઠ દારાશાહ દોરાબજી રાંદેલીઆએ પોતાના બાવા મરહુમ શેઠ દોરાબજી બેહરાંમજી રાંદેલીઆનાં પુનને માટે આદરાંનની એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[ એ દરેમેહર ઉપર તખ્તી મારેલી નથી, પણ તેના પરઠાયાનો દાહાડોવાર ગોદાવરાં પંથકવાલા આ૦ નાનાભાઈ ભીખાજીએ મેલવી આપ્યો છે. ]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૨૬૮.]

*** એ દરેમેહર પુરાંણી થવાથી તે એવણનાં વીધવા બાઇ પીરોજબાઇએ ફરી નવેસરથી બંધાવી તા૦ ૧૩ મી નવેમબર ૧૮૯૫ ને દીને પરઠાવી હતી.

## પરેલની શેઠો દાદાભાઈ તથા મનચેરજી પેશતનજી વાડીઆની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૧૭ મીં આગશટ ૧૮૩૪ ને વાર રવેઉ.

હમોને કેહવાને ભારે હરખ અને મોટી ખુશાલી ઉપજેચ કે લવજી વાડીઆનાં પુરાતમ પુંનવંતાં અનેભાએગવંત ખાંનદાંનથી શેંકડો ધરમનાં કાંમ થાતાં આવે છે તે મધે ગઇ કાલ દંને વલી એક બીજો વધારો થાએઓ છે કે બેહશતનશીબ વાડીઆજી પેશંતનજી બહમનજીનાં વારેશો વાડીઆ દાદાભાઇ તથા મંનચેરજીએ એ બેહશતનશીનની નઇઅતે તેહનાંની પરેલવાલી વાડીમો એક દરેમેહર બાંધી તે મધે આતશ આદરાંન પરઠેઆ. એ શમે પારશીની કોમનાં શઘલા અકાબરો તથા દસ્તુરો તથા મોબેદો તથા તેવનાંએના બીજા ઘણાંએક શાહેબો હાજેર હતા. આશરે શારા નવ કલાકને અમલે શઘલા શાહેબો આવી રહેઆ પછે એ આતશ આદરીઆંન શાહેબને તેહનીં કીરીઆ પરમાંણે તખતનશીન કીધા અને તે પછે શરવે શાહેબોએ આતશ આદરીઆંન શાહેબનો શેજદો કીધો. તારબાદ શરવ કોઇ મીઅજદ કરવાને શારૂં મીજલશ થાઇ તાંહાં આવી બેઠા. અને એ શાહેબોનાં ઘરનાં કાંમના કરનારા મોબેદોએ મીઅજદ કીધી. તે કરી રહેઆ પછે એ દરેમેહેર પારશી ગનેઆતને સારૂં બાંધીછે તે વીશેનું એ દરેમેહર બાંધનારા શાહેબોનું ઈછાપતર તે મીજલેશમો વાંચી શાંભલાવેઉં તે પતરની નકલ હમોએ હેઠલ પરગટ કરીછે. તાર પછે એ ધરમનાં કાંમના કરનારા શાહેબોને વાડીઆજી શાહેબ નવરોજીએ એકકી શેઆલ હોરાડી અને તેજ પરમાંણે શેઠ ખુરશેદજી માંણેકજી શરાફે પણ પંચાતની તરફથી એકકી શાલ એ ધણીઓને હોરાડી અને તે પછે એ અગીઆરી બાંધ-

નારા શાહેબોએ પોતાને તાંહાંના મોબેદને એક શાલ આપી અને બીજા શઘલા દશતુરો તથા મોબેદો જે તાંહાં હાજેર હતા તેહનાંને પાએરી પરમાંણે રૂપાંનાંણાંની દખશણા આપી. એ કાંમથી ફારેગ થાએઆ પછે તે જગો ઉપર આવનારા શાહેબોને થકી શુતરૂં ભોજણ તઇઆર કરૂં હતું તે જંમવા શઘલા શાહેબો ગએઆ. તે જંમેઆ પછે એ રૂડાં પુનનાં કાંમના કરનારાઓને આશરવાદ દેઈ શરવે પોતપોતાને ઠાંમે ગએઆ.

વાડીઆજી દાદાભાઇ તથા મંણચેરજીની નવી દરેમેહેર વીશેનું ઇછાપતર.

દાદગર દાદાર હોરમજદ જે નેક કાંમની ઇઆરીએ પોહોંચનાર છે તે શાહેબની ઇઆરીથી તથા હજરત જરતોશત અશપંતમાંન અનોશેહરવાંનની રેહનોમાઇથી કુલ જરતોશતી ફીરકાની અંનજુમનની શેવામો વાડીઆ દાદાભાઈ પેશતનજી તથા મનચેરજી પેશંતનજી ઘણી નમંનતાઈથી જાહેર કરીએચ જે હમારી ઉમેદ જે ધારેલી હતી તે પરમાંણે પાક માજદીઅશની દીનનાં હોકમ મુજબ હમારા બેહેશતી મુરબી વાડીઆજી પેશતંનજી બહમનજીની નઇઅતે આએ દરેમેહર. ૧ હમારી પરેલની વાડીમો બાંધી તઇઆર કરીને આજ દીને બેહેશતીની નઈએતે આતશ આદરાન શાહેબ પરઠેઆ છે. એ દરેમેહેર ઉપર હમારી તથા હમારા વારેશોની શતા હમેશાં બાહાલ રેહશે ને કુલ જરતોશતી ફીરકાનાં શાહેબો જેને ગમે તે શુખેથી પોતાનું કામકાજ એ દરેમેહેરમાં કરાવે તે પાંતીએ અમારી કશી અડચંન નથી. પણ એ દરેમેહરનાં મોબેદો ઉપર શરવે પાંતીએ અખતીઆર હમારો તથા હમારા વારેશોનો છે તે શેવકો આએ મીજલેસને લખીને જાહેર કરેચ. ને રૂ૧૦૦૧)' એક હજાર એક બેહેશતીની નઇએતે શેવકોએ પંચાતમાં આંધરા પાંગલાંઓનાં ફંડમાં આપતા કીધા છે. એજ અરજ. ૨૦ માહ ૧૧ શને ૧૨૦૩ તા૦ ૧૬ આગશટ ૧૮૩૪ અંગરેજી.

*** આ દરેમેહરને લગતા બે મુકદમા અતરેની શુપરીમ કોરટમાં ઇ૦ સ૦ ૧૮૫૨ માં નીકલ્યા હતા (જુવો પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૫૯૧-૫૯૨.) તે પછી એ આદરાંનના કેબલાને મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરાંમમાં રાખવામાં આવ્યો હતો, અને તે બાદ ઇ૦ સ૦ ૧૮૬૩ માં મરહુમ શેઠ મનચેરજી જમશેદજી વાડીઆના સાહેબજાદાઓએ પરેલ મધે બંધાવેલી આએ નવી દરેમેહરમાં તે તખ્તનશીન કરવામાં આવ્યો છે.

## ઈ૦ સ૦ ૧૮૩૫.

### કુંડીઆંણાં ગાંમનું બાઈ રતનબાઈ ફેરાંમજી કાવશજી બનાજીવાલું નશાખાનું.

તા૦ ૨ જી મારચ ૧૮૩૫.

રોજ ૩ માહ ૭ (ક૦) ૧૨૦૪ યજદજરદી.

આજ દીને બાઇ રતનબાઇ તે શેઠ ફરાંમજી કાવશજી બનાજીનાં બેટીએ પોતાના ખાવંદ મરહુમ શેઠ નશરવાંનજી રૂસતમજી રાંણાનાં પુનને માટે કુંડીઆંણાં ગામ મધે એક નશાખાંનું બંધાવી ત્યાંની જરથોસ્તી અંજુમનને વાપડવાને ખોલ્લું મુકયું હતું.

[આ નશાખાંનાંના દરવાજાપર નીચલી તખ્તી મારેલી છે:—

"શ્રી પાખ દાદાર હોરમજદની મદદથી
"પારશી ફરાંમજી કાવશજી બેહરાંમજી
"બનાજીનાં શ્રી મુંબાઇના રેવાશીની
"છોકરી બાઇ રતનબાઇએ પોતાના ધર-
"મના પોતાના ખાવંદ બેહશતનશીન
"પારશી નોશરવાંનજી રૂશતમજી બેલી
"ઓમજીનાંની નઇએતે આએ કુંડીઆંણાં
"ગાંમ મધે આએ શરકારી જગો કલેકતર
"મી૦ આર. જી. ચામરસ શાહેબે આપી
"છે તે ઉપર આએ નશાખાંનું બાંધીને
"આએ ગાંમના કુલે જરથોશતી ફીરકાના
"લોકોને ધરમ ખાતે વાપરવાને આપી
"છે. ને એ મીલકત તથા એ ડુંગરની
"કુલે જગો ઉપર કોઈનો દરદાવો નઇ
"રહે. કુલે જગો તથા મીલકત ઉપર
"શરવે પોતાનો દરદાવો અમારા મુરબીજી
"ફરાંમજી કાવશજી બેહરાંમજી બનાજીનાં
"તથા તેનાંવોના વારેશોનો કુલે અખ-
"તીઆર છે શઇ. રોજ ૩ અરદીબેશ
"માહા ૭ મો મેહર કદીમ નોંરોજ ૧૮૩
"શને ૧૨૦૪ ઇઅજદેજરદી શવંત ૧૮૯૧
"નાં વરખે ફાગણ શુદ ૩ વાર શોમે.
"તારીખ ૨ જી મારચ શને ૧૮૩૫
"અંગરેજી."

## પુણાંનું અંજુમનના ઉઘરાતથી બંધાયલું દોખમું.

તા૦ ૨૮ મી આપરેલ ૧૮૩૫.

રોજ ૩૦ માહ ૭ (શે૦) ૧૨૦૪ યજદજરદી.

આજ દીને પુણાં મધે અંજુમનના ઉઘરાતથી એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[એ દોખમું બંધાવવા માટે પુણાંના કેટલાક જરથોસ્તીઓએ મુંબઇ મધે શેઠ હોરમજજી બહમનજી શેઠના તથા શેઠ માણેકજી મેહરવાંનજી શેઠનાને તા૦ ૧ લી તથા ૭ મી જુલાઇ ૧૮૩૪ ને દીને પત્રો લખી અરજ કીધી હતી. તે ઉપરથી એ શેઠોએ એ કામ માટે ત્યાં વાલા શેઠ શાપુરજી મનચેરજી ગોરવાલાને લખી ડુંગરનો કટકો ૧ શેઠ શેરાબજી રતનજી પટેલવાલાં દોખમાંની સાંમે પોતાના મરહુમ વડવા શેઠ માણેકજી નવરોજજી શેઠનાને નામે ખરીદાવ્યો હતો, અને તે ઉપર નવું દોખમું બાંધવાનું શરૂ કીધું હતું. આ દોખમાંપર રૂ. ૫૦૬૯) નો ખરચ થયો હતો. તેમાં રૂ. ૮૭૪) પુણાંના જરથોસ્તીઓએ ઉઘરાંણું કરી ભર્યા હતા, તથા બાકીની રકમ અતરેથી શેઠો હોરમજજી બહમનજી શેઠના, માણેકજી મેહરવાંનજી શેઠના, શેરાબજી શાપુરજી શેઠના, તથા દાદાભાઇ નશરવાંનજી શેઠનાએ ભરી હતી. દોખમું બંધાવવાની સર્વે મેનીજ શેઠ શાપુરજી મનચેરજી ગોરવાલાએ, તથા તેને પરઠવાની ક્રિઆ દસ્તુર તેહમુલજી મનચેરજી હોજદારે કીધી હતી. એ દોખમું પરઠાવાની આગમજ તા૦ ૮ મી ફેબરવારી ૧૮૩૫ ને દીને પુણાંના ઘણાક જરથોસ્તી ગ્રહસ્થોએ દશ રૂપીઆનાં સરકારી સ્ટાંપનાં કાગજ ઉપર શેઠો હોરમજજી બહમનજી શેઠના તથા માણેકજી મેહરવાંનજી શેઠનાને નામનો એક લેખ કરી મુંબઇ મોકલ્યો હતો, અને તેમાં એ દોખમાંની તથા પુણાંની નવી દરેમેહર પરનાં સઘલાં મુતવલીપણાંનો હક એવો બંધે સાહેબોને આપ્યો હતો.

એ દોખમાંની આસપાસ ચોમેર ફરતી એક મોટી દેવાલ ત્યાંવાલા આ૦ શેઠ પેશતનજી શેરાબજી (પછવાડેથી ખાંનબાહાદુર) એ ઇ૦ સ૦ ૧૮૫૪ નાં શાલમાં બંધાવી હતી.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૨૮૧-૮૨.]

## મુંબઈની કોટની મરહુમ માણેકજી શેઠ વાલી વાડીનો ઓટલો.

મરહુમ શેઠ માણેકજી નવરોજજી શેઠનાની કોટ મધેની જરથોસ્તીઓને સર અવસરે વાપડવાની વાડીનો જુનો ઓટલો આએ વર્ષે તેમનાં ધર્મ ખાતાંના હીસાબમાંથી તેના મુતવલી શેઠ માણેકજી મેહરવાંનજી શેઠનાએ ઉખેડાવી નવેસરથી જરથોસ્તીઓના ઉપયોગને માટે બંધાવી ખોલ્લો મુકયો હતો.

[આ ઓટલાની જગાપર હાલમાં એક મોટો કુશાદે ઓટલો એજ ધર્મખાતાંના હીસાબમાંથી મરહુમ શેઠ અરદેશર મેહરવાંનજી શેઠનાએ બંધાવ્યો છે, તોપણ એ જુના ઓટલાપર મારેલી તખ્તીનો પથ્થર એક બાજુપર એલાહેદો મુકેલો છે, જેપર નીચલો લેખ કોતરેલો છે:—

"શેઠ આ૦ માણકજી નવરોજજીની એ
"વારી છે તેથી શવંત ૧૮૯૧ તથા શને
"૧૮૩૫ ઈશવી તથા શને ૧૨૦૫ ઈઅજ-
"દજરદીનાં શાલ મધે એ ઓતલો શેઠ
"આ૦ માણેકજી નવરોજજી બીન શેઠ
"રૂશતમજીનાં ધરમ ખાતાંના હશાબ
"મધેથી મુતવલી આ૦ માણેકજી શેઠ
"મેરવાંનજી બીન શેઠ નવરોજજીએ
"બંનધાવેઓ છે શહી."

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૨૮૯]

# ઈ૦ સ૦ ૧૮૩૬

## કોલાબેની શેઠ જીજીભાઈ દાદાભાઇની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૩૬ ને વાર ગરેઉ.

### જાહેર ખબર.

શ્રી પાક જરતોશતી ફીરકાનાં કુલે દશતુરો તથા મોબેદો તથા બેહદીનોની ખીદમતમો કમતરીન ખાકશાર દીને બેહ માજદીઅશનીનો તાબેદાર બેહેદીન જીજીભાઇ દાદાભાઇ નમંનતાઇથી અરજ કરૂંચ જે શેવકે શ્રી મુમબઇ મધે બાહેર કોટ મોહટા કોલાબા મધે માજદીઅશની દીનનાં લોકોને વાપરવાને વાશતે એક નવી દરેમેહર બાંધી છે તે દરેમેહર રોજ ૧૭ મો શરોશ ને માહ ૬ થો શેહરેવર શેહનશાહી શને ૧૨૦૫ ઈઅજદેજરદી તારીખ ૧૫ મીં આવતા મારચ મહીનાંનીનાં મંગલવારને

દીને શહવારનાં કલાક ૮ ને અમલે પાક દીને એહ માજદીઅશનીનાં હોકમ મુજબ ઈજાશ્રી આતશ આદરાંન પરઠી અંનજુમન મેલવી જશંન કરવાનો એરાદો રાખેઓ છે. વાશતે શ્રી મુમબઇનાં તથા બીજા શરવે દેશાવરવાલા શાહેઓનીં તથા કુલ પાક જરતોશતી ફીરકાનાં અંનજુમનનીં શેવામો અરજ એ છે જે એ દીને તશદી લઇ જશંન થાતી વેલાએ અંનજુમંનમો શાંમેલ થાઇ શવાબનો બેહેરો હાંશેલ કરવો. અને મીઅજદનીં મીજલશમોથી ફારેગ થાઇ તેજ જગોએ નેઆતનું જમંન તઇઆર થાનાર છે તેહનીં આશની કરવી. કમતરીન ઉપર મોટું એહશાંન થાશે. એજ અરજ.

શ્રી મુમબઈનીં તા૦ ૧૧ મીં ફેબરવારી ૧૮૩૬.

બીજું—એ દીને શ્રી કોલાબાની ખાડીમો ભરતી થનાર છે તેથી જાનારા શાહેઓને અડચન નહીં પડવા શારૂં શ્રી કોલાબાની ખાડીમો તથા પાલવાનાં નવાં બંદર ઉપર બંદર બોટ તથા કાટંન બોટ તથા બાંમબોટ અને તે વનાંએ શરવે તરેહની બોટો તઇઆર રાખી છે. અને તે ઉપર શઘલી પાંતીની ચોકશી કરવા શારૂં પારશી જીવણજી રતનજી બીલીમોરીઆનાં માંણશો રેહશે વાશતે જાનાર આવનાર શાહેઓએ એ બંધે રશતેથી હરેક રશતે વગર ઉતાર આપવે જાવું આવવું.

શ્રી મુમબઇનીં તા૦ ૨૯ મીં ફેબરવારી ૧૮૩૬.

*Bombay Gazette, Wednesday 9th March 1836.*

A CARD.

The European and Native Gentlemen of the Presidency, are respectfully and earnestly entreated to permit their Parsee Clerks and Servants to attend an important Ceremony, at the church newly erected by Jeejeebhoy Dadabhoy at Colaba, on Tuesday next the 15th March Inst.

A compliance with the above request, will confer a great favour. —Bombay, 9th March 1836.

---

મુંબઇનાં જામે જમશેદ, તા૦ ૨૧મી મારચ ૧૮૩૬ ને વાર શોમે.

હમોને કેહવાને મોટો ખુલટ અને ભારે હરખ ઉપજેચ કે આતરેનાં એક મોટા વેપારી અને શખી શેઠીઆ શેઠ જીજીભાઇ દાદાભાઇએ ગએઆ મંગલવારને દીને શ્રી મુંમબઈ મધે બાહેર કોટ મોટા કોલાબા મધે પારશી ગનેઆતનાં લોકો શારૂં એક નવી દરેમેહેર જે તે શાહેબે પોતાનાં શવરગવાશી બપાવા મેહરવાંનજી જીજીભાઇનાં પુન શારૂં બંધાવી છે તેહની ઇજવાની કીરીઆ કરાવીને એ દીને પારશી લોકોનું અંનજુમંન મેલવી આતશ આદરાંન પરઠી જશંન કરીઉં. એ જશંનનાં નેક અને પુનવંનતાં કાંમમાં શામેલ થાવા અને અજીમ શવાબનાં કાંમનો બેહરો લેવા શારૂં ઘણાએક મોટા અને નામીચા પારશી શેઠીઆઓ અને આંમ તથા ખાશ જરતોશતીઓનું એક મોટું અંનજુમંન મલેઉં હતું કે તે જેવું મોટું અંનજુમન હેવે ટાંકણે કોઇવાર મલીઉં નહીં હશે. તે અંનજુમનમાં શહવારનાં ૬ કલાકથી લોકો આવવા લાગાં તે ૯ કલાક શુધીમાં એક ભારે ઠઠ મલી અને તે વેલાએ તે જશનનીં કીરીઆ થાવા માંડી તે ૧૦ કલાકને શમે શમાંપત થાઈ. દસતુરજી શાહેબ દસતુર એદલજી દારાબજી જેહવા એ નેક કાંમથી ફારેગ થાએઆ તેહવોને એક ઉનચી કીમતની શાલ હોરાડી. અને તેજ વખતમાં એ મોટાં શુભ કાંમ કરનાર શેઠ જીજીભાઇને શમશત જરતોશતીઓની અંનજુમંનનીં તરફથી પંચાતના વડા અધીકારી વાડીઆજી શેઠ નવરોજજી જમશેદજીએ એક શાલ હોરાડી તથા તેહવીજ એક બીજી શાલ તેજ શાહેબે પનોતે હાથે શેઠ જીજીભાઇના બાવા શેઠ દાદાભાઈ મેરવાંનજીને હોરાડી. તે પછે એક શેઆલ શ્રી કોલાબાની અંનજુમનવાલા શાહેઓએ શેઠ જીજીભાઇને હોરાડી અને બીજી ઘણીએક શેઆલો એ શાહેબનાં મીતરો તથા વેહવાઇઓએ એ શાહેબને તથા એવોનાં બાવાને હોરાડીઓ. એ કીરીઆ પુરી થાએઆ પછે એ શુભ કાંમના કરનાર શાહેબના બાવા દાદાભાઇએ રૂ. ૭૦૦) આંધલાં લુલાંઓની પુંજીમો આપવાની તંનદરોશતી પઢાવી. તે પછે એ દરેમેહેર વીશે હેઠલ પરગટ કરેલું પતર તે મીજલશમો વાંચી શંભલાવેઉં. અને તેવાર પછે શઘલી અનજુમને એક શારૂં અને શુતરૂં શરાબ શાથેનું ભોજંન જે તેજ દરેમેહરની થોડીએક વેગલાઇમો શેઠ જીજીભાઇએ મીશતર જે. મારલીવાલી વાડી કે જે હવડાં શેઠ જમશેદજી જીજીભાઇ શાહેબનાં તાએબામાં છે તાંહાં તઇઆર કરાવીઉં હતું તે જમી ખુશાલ થાતા તથા એ નેક કાંમ વીશેની શેઠ જીજીભાઈનીં વખાંણ કરતા પોતપોતાંને ઠાંમે ગએઆ. એ દરેમેહરની લંમબાઇ તથા

પોહલાઇ એટલી તો મોહટી છે કે એ દરેમેહરની આશપાશના લોકોને કામ આવશે તેવોને બશ થાતાં પણ ઘણી વધારે છે. અને એ દરેમેહરની નાંમીચી બાંધણી હેવી મુશતકીમ તથા રોનકદાર છે જે તેહના ઉપરીને માંન આપે તેહવી છે અને તેજ પરમાંણે તેહનાં ધણીએ હાંડી વગરે વશતુઓથી શીનગારી સોભઈતી કરીછે. હમારી અટકલ પરમાંણે એ આતશ આદરાંનની દરેમેહર પછવાડે હેનાં ખરચ શારૂં જે જાગીર આપી છે તે શુધાં રૂ. ૪૦૦૦૦) ને આશરે થાએઆછે.

ઉપર લખેલાં મીજલશમાં વંચાએલાં
પતરનો ઉતારો.

પાક પરવરદેગાર જે બેહુ જેહાંનનો પેદા કરનાર અને પોતાનાં ખાશ નુરમાંથી આફતાબ તથા માહતાબ અને આતશને નુરનો બખશનાર અને ખાકી બંદાવોની નેક મુંરાદ શેતાબ બર લાવનાર છે તે દાદારની ઇઆરીથી અને માજદીઅશની દીનનો રાશત અને બરહક પેગંમબર હજરત જરતોશત અશફંતમાંન અનોશેહરવાંનની નેક રેહનુમાઇથી કમતરીન ખાકશાર દીને બેહ માજદીઅશનીએ શેહનશાહીનો તાએબેદાર બેહદીન જીજીભાઇ દાદાભાઇ આએ શરવે બલી માજદીઅશની દીનની અંનજુમન આગલ જાહેર કરૂંચ કે શેવકે એક શેહનશાહી દરેમેહર હમારા બેહશતી બપાવા મેરવાંનજી જીજીભાઈનાં પુન શારૂં બાંધવાનો વીચાર રાખેઓ હતો તે દરેમેહર દાદાર હોરમજદની મદદથી દીનેબેહ માંજદીઅશનીના હોકમ મુજબ કુલ જરતોશતી અંનજુમનને વાપરવા શારૂં તઈઆર કરીને આજરોંજે અંનજુમન મેલવી આદરાંન શાહેબને તખતનશીન કરી તેનું જશન કરેઉં છે.

એ દરેમેહરનાં દીવેલ કાડી તથા મોબેદ તથા માંણુશ અને તે વગરેનાં જરૂરીઆત ખરચ શારૂં હમારા પઇશાથી બાંધેલું ઘેર એક શ્રી મુમબઇનાં કોટ મધે હોરાની મશજેદનાં મોહલામાનું પારશી જામાસપજી શેહરાબજી લાલાની પડોશમોનું એ દરેમેહરના ખરચ શારૂં વકફ કીધું છે અને હવે પછે એ ઘર બદલે હરેક ફરજંદારી વાડી અથવા ડુંગર અથવા ખેતર મલશે તો તે એ દરેમેહરનાં ખરચ શારૂં લીધામો આવશે. અને હાલમો જે મીશાલે શ્રી મુમબઇ મધે બીજી દરેમેહરનાં ધણીઓ પોતાની દરેમેહર ઉપર પોતે મુતવલી છે તે મુજબ એ દરેમેહરના વાલી તથા મુતવલી હમો પોતે છઇએ અને હમારી પછવાડે હમારાં ફરજંદો છે તે એ દરેમેહરના તથા તેહનાં ખરચની જાગીરનાં મુતવલી થાએ.

બીજું આએ દરેમેહરની પડોશમો હમોએ એક મોટો બંગલો બાંધેઓ છે તેહની હેઠલની ચાલ લોકોને જમવાનાં કારણશર આપી છે અને તે શાથે બશો આદમીને પોંહચી વલે એટલાં જમણનાં વાશંણો પણ ધરમ ખાતે કરી આપેઆં છે.

હવે શેવકે કેહવાની છેલી અરજ એ છે કે આજ દીને તમાંમ અંનજુમને એ જશનમાં તશદી લઇ કંમતરીનને શરફરાજ કીધો તેથી કુલ અંનજુમંનનું તથા અંનજુમંનના શાહેબોનું મોટું હએશાંન અને આભાર થાએઓ છે. એજ અરજ. રોજ ૧૭ મો સરોશ ને માહ ૬ ઠો શેહરેવર શેહંનશાહી શને ૧૨૦૫ ઇઅજદજરદી રોજ ૧૭ મો સરોશ માહ ૭ મો મેહર ગુમાંની શને ૯૨ ચુરીગરી. શંવત ૧૮૯૨ નાં ફાગણ વદી ૧૩ ને વાર બોમે તારીખ ૧૫ મી મારચ ૧૮૩૬.

લા૦ જીજીભાઈ દાદાભાઈ.

*** એ દરેમેહરના દરવાજા ઉપર નીચલી તખ્તી મારેલી છે:—

"કુલે જેહાંનને પેદાનો કરનાર પાક પર-
"વરદેગારની મદદ અને ઇઆરીથી અને
"તેહનો મોકલેલો પેગંમબર શન જરતો-
"શતની પાક દીનની બરકતથી હું કમ-
"તરીન જરતોશતી દીનનો તાબેદાર શ્રી
"મુમબાઇનો રેહેવાશી પારશી જીજીભાઇ
"દાદાભાઇએ શ્રી કોલાબા મધે દીનદાર
"જરતોશતીઓને વાપરવાને કીજે એક
"દરેમેહર બંધાવી અને માહારા બેહશતી
"બપાવા મેહરવાંનજીની નઇએતે દીનનાં
"હોકમ મુજબ કીરીઆ કરાવી ઇજાત્રી,
"અને તે શાથે આદરીઆંન શાહેબને તેહનાં
"ફરમાંન મુજબ બનાવી તખતનશીન
"કરી અંનજુમન મેલવી જશંન કરીઉ
"તે દીને રોજ ૧૭ મો શરોશ ઇઅજદ
"અને માહા ૬ ઠો શેહરેવર અમશાશપંદ
"શને ૧૨૦૫ ઇઅજદેજરદી તારીખ ૧૫
"મી મારચ શને ૧૮૩૬ ઇશવી શંવત
"૧૮૯૨ નાં ફાગણ વદ ૧૩ ને વાર
"બોમે હતો."

# ઈ૦ સ૦ ૧૮૩૭.

## સુરત મધે નાનપરાનીં જમશેદ જાઇઆવાલી દરેમેહેર શેઠ માણેકજી નવરોજજી વાડીઆએ ફરી બંધાવી પરઠાવી.

તા૦ ૧૧ મી જુન ૧૮૩૭.
રોજ ૧૫ માહ ૯ (શે૦) ૧૨૦૬ યજદજરદી.

સુરત મધે નાહનપરામાં પાલીઆ મોહલામાં જમશેદ જાઇઆ નામના એક પારસીએ અસલમાં બંધાવેલી દરેમેહર ઘણી પુરાંણી થવાથી તે મુંબઇવાલા શેઠ માણેકજી નવરોજજી વાડીઆએ પોતાના મરહુમ બાવા શેઠ નવરોજજી નશરવાંનજી તથા ભાઇ શેઠ કાવશજી નવરોજજીની નઇએતે સુરતવાલાં શેઠ ફરામજી કુવરજી માકી દલાલની મારફતે નવેસરથી બંધાવી આજ દીને પરઠાવી હતી.

[આ જમશેદ જાઇઆ સુરતનો એક ગરીબ બેહદીન હતો. તેને ત્યાં કાંઈ ફરજંદ ન થવાથી માનતા લીધી હતી કે અગર કાંઈ ફરજંદની વરધી થાય તો પોતાના મોહલામાં એક દરેમેહર બંધાવે. તે પછી એને ત્યાં એક છોકરાનો જન્મ થવાથી જર જવેર, વગેરે વેચી પોતાનાં ઘરના બે ગાલા મેલવી દઇ મજકુર દરેમેહર બંધાવી હતી. એ દરેમેહરના દરવાજા ઉપર નીચલી તખ્તી મારેલી છે :—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદથી.
"એ દરેમેહેર અસલમાં જમશેદ જીઆઇ-
"આની બનાવેલી ઘણીજ શીકશતે થાઇ
"હતી કે દીન આઇનનું કાંમ ચાલી શકતું
"નો હોતું તેથી કરીને હાલ ફરી નવેશ-
"રથી મુંબાઇવાલા વાડીઆજી માણેકજી
"જીનતમોકામ નવરોજજીએ પોતાના
"બાવા બેહેસતી નવરોજજી નશરવાંનજીની
"તથા પોતાના ભાઇ બેહેસતી કાવશજીની
"નઇએતે હસતક ફરાંમજી કુવરજીની
"મારફતે બાંધી છે કે બંદરે શુરતનાં
"નાહાનપુરા વીગેરેના કુલ જરથોશતીઓને
"દીન આઇનનાં કાંમ આબાદ રાખવાની
"અગત જાણીને બનાવી છે તે આજ રોજે
"પાક દીન આઇનના હોકમ મુજબ જશન
"કરીને શમાપત કરી છે. શવંત ૧૮૯૩
"નાં વરખે જેઠ શુદ ૮ ને વાર રવેઉ.
"તારીખ ૧૧ મી જુન શને ૧૮૩૭ અંગ-
"રેજી. રોજ ૧૫ મો ને માહા ૯ મો
"શને ૧૨૦૬ એજદેજરદી."

## અમરોલીનીં મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલી દરેમેહર.

તા૦ ૩૦ મી અકટોબર ૧૮૩૭.
રોજ ૧ માહ ૨ (શે૦) ૧૨૦૭ યજદજરદી.

આજ દીને સુરતનીં પાસેનાં અમરોલી ગામ મધે મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆએ બંધાવેલી દરેમેહર જુની થવાથી તે તેમના સાહેબજાદાઓએ નવેસરથી બંધાવી પરઠાવી હતી.

[આ દરેમેહર પર તખ્તી મારેલી નથી, પણ તેના ફરીથી પરઠાયાનો ઉપલો દાહડો-વાર ગોદાવરાં પંથકવાલા એમ૦ નાનાભાઇ ભીખાજીએ મેલવી આપ્યો છે. એની આગમજની જુની દરેમેહર મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆએ પોતાનાં ધણીઆંની બાઇ મેહરબાઇનાં નામે તા૦ ૨૪ મી નવેમબર ૧૮૦૩ ને દીને પરઠાવી હતી.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૩૧૪].

*** એ દરેમેહર પણ જુની થવાથી તે પડત નાખી શેઠ કાંનજીભાઇ દોરાબજી મીથાઇવાલાએ બીજી નવી દરેમેહર બંધાવી તે તા૦ ૨૩ મી ડીસેમબર ૧૮૯૩ ને દીને પરઠાવી હતી.

## વરોડરાનાં અંજુમનનાં ઉઘરાતથી બંધાવેલાં દોખમાંનો તાંણો પુરાએઓ.

મુંબઇનાં શમાચાર, તા૦ ૧૯ મીં નવેમબર ૧૮૩૭ ને રવેઉ.

જાહેર ખબર.

શ્રી મુમબઇના તથા હીનદોશતાંનમોનાં શઘલા દેશાવરવાલા પાક જરતોશતી ફેરકાનાં દસતુરો તથા મોબેદો તથા બેહદીનોની ખેદમતમો શ્રી વરોડરામોના રેહવાશી જરથોશતી ફેરકાની ગરીબ અંનજુમન નમંનતાઈથી અરજ કરેચ કે શ્રી વરોડરા મધે જે શ્રી મુમબઇની શમશત અંનજુમંનનાં ઉઘરાતનાં પઇશાથી એક દોખમું કે જેહની ઉઘરાત આ૦ દાજીભાઇ ખરશેદજીની મારફતે થાએ છે તે બાંધવાનો ઠરાવ કીધો છે. તે દોખમાનો

તાંણો દીને બેહ માજદીઅશનીનાં હોકંમ મુજબ રોજ ૬ ઠો ખોરદાદ ને માહા ૩ જો ખોરદાદ શેનશાહી તથા માહા ૪ થો કદમી શને ૧૨૦૭ ઇઅંજદજરદીને દને પુરાશે વાશતે ઉપર કહેલા પાક જરતોશતી ફેરકાના શરવે લોકોને તે જશંન તથા અંનજુમનમો શવાબના હંમએરામો શાંમેલ થાવું શજાવાર છે અને તે શાથે એ રીતે તશદી લીધાથી શ્રી વરોડરાની ગરીબ અંનજુમંન ઉપર ઘણીજ શફ્કત અને મેહરબાંની થાશે. તારીખ ૧૯ મી નવેમબર શને ૧૮૩૭.

## કાનાનોરનીં પારસી આરામગાહની જગા.

મલબાર કોરતા મધે આવેલાં કાનાનોર મધે આએ વર્ષમાં શેઠ મેહરવાંનજી જીજીભાઇ ખરાસ, મલબારવાલાએ ત્યાંનાં જરથોસ્તી રવાંનોને ભુમીદા કરવાને એક જગા ચોખણુ દેવાલ બાંધી એલાહેદી કાઢી હતી.

[ એ જગા અસલ મરનાર સુલતાંન અલી રાજાની હતી. તેવણે પારસીઓ સાથની મીત્રાચારીને લીધે એ જગોનું ભાંએ ભાડુ તથા છાપો જે નજદીક ૧૫) વર્ષનો ચહડેલો હતો તે તથા હવે પછીનો માફ કરી તેની પોતાની ખાસ મોહર સાથની સનદ તા૦ ૨૯ મી અકટોબર ૧૮૬૫ ને દીને ત્યાંના પારસીઓને નામની કરી શેઠ કાવશજી હીરજીભાઇ માલેગાંમવાલાને હાથો હાથ આપી હતી, જેનો ઇંગ્રેજી તરજુમો નીચે મુજબ છે.

*Seal of Sultan Ali Rajah of Cannanore, Sunnad granted to the Parsee Community residing at Cannanore.*

"That the Piece of land called "Kottorodla paramba" situated at Moyathadum village measuring east to west by 135 Carpenters Koles and north to south by 400 Carpenters Koles being the jum property of Arakel and assessed at Rupees 5½—40 reas in the name Parsee Merwanjee, with the Bunglow situated therein, having been now assigned and relinquished by Merwanjee to you (the Parsee Community) for the burial and other ceremonies of your caste people, do hereby grant you for the same purpose and the Jummeer's or proprietor's share and Negidi due to Pendaram is hereby remitted to you until you hold and enjoy the said land as above determined.-(29th October 1865)"

એ જગોની બાહેર હાલમાં નીચે મુજબની તખ્તી સંગેમરમરના પથ્થર ઉપર કોતરાવેલી છે :—

"Parsee Burial Ground 1837.
" પારસીઓનું દોખમું—સને ૧૨૦૬
" પારસી માશ્દે—યગારથલમ—૧૦૧૨
( મલબારી ભાષામાં કોતરેલું છે.)
" دخمه زرتشتيها سنه ١٢٠٢ "

## ઈ૦ સ૦ ૧૮૩૮.

## સુરત મધે નાનપરાનીં શેઠો એદલજી અને રતનજી બેહરાંમજી બીશનીવાલી દરેમેહર.

તા૦ ૧૪ મી જાનેવારી ૧૮૩૮.

રોજ ૧૭ માહ ૪ (શે૦) ૧૨૦૭ યજદજરદી.

આજ દીને સુરત મધે નાહનપરામાં શેઠો રતનજી અને એદલજી બેહરાંમજી બીશની તથા કાવશજી એદલજી બીશનીએ આદરાંનની એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[ આ દરેમેહરના દરવાજા ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.

"આ મુબારક મકાન શેઠો રતનજી બેહ-
"રામજી બીશની, એદલજી બેહરામજી
"બીશની અને કાવશજી એદલજી બીશ-
"નીએ પોતાની માલેકીની જમીન તથા
"બીજી વધુ જમીન ખરીદ કરી પોતાના
"ઘીરોના રૂ. ૧૨૨૪૧ ઉપરાંત બ.જો વધુ
"ખરચ કરી બંધાવી આપીને પાક
" આતશ આદરીઆન શાહેબને રોજ ૧૭

"મો શરોશ ઇઅજદ માહા ૪ થો તેશતર
"તીર ઇઅજદ શેહેનશાઇ શને ૧૨૦૭"
"યજદજરદી તા૦ ૧૪ મી જાનેવારી
"૧૮૩૮ ઇશવી. શંવત ૧૮૯૪ ના
"પોશ વદ ૩ ને વાર રવેઉને દીને તખ્ત-
"નશીન કીધા છે અને એ મકાન સુરતની
"જરથોસતી અનજુમનના વપરાશને માટે
"પોતાના તથા પોતાના વારેશો તથા
"પોતા તરફથી નીમેલા સુરત ખાતેના
"મેનેજર શાહેબના હસતક શઘલો વહીવટ
"તથા કુલ અખતીઆરી રાખી ખુલ્લું
"મુકીયું છે. ધણી અથવા તેવોના મુકરર
"કરેલા મેનેજરની રજાથી આ પાક
"મકાનમા ભણતર વીગેરેનુ કીરીઆ
"કામ કરવા દેવાના આવશે."

એ તખ્તી જડયાનો દીવશ રોજ ૪ માહ ૫-૧૨૬૪, તા૦ ૧૭ જાનેવારી શને ૧૮૯૫.

## ડુમસની અંજુમનના ઉઘરાતની દરેમેહર.

તા૦ ૨૪ મી મારચ ૧૮૩૮.

રોજ ૨૬ માહ ૬ (શે૦) ૧૨૦૭ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં ડુમસ ગામ મધે અંજુમનના ઉઘરાતથી એક દરેમેહર બંધાવી પરહાવી હતી.

[ એ દરેમેહર બંધાવવાની આગેવાંની "ધનજી પટેલ ઉમરીગર તથા મુંબઈના પારશી નશરવાંનજી દલાલની છોકરી આવાં-બાઈ" એઓએ કીધી હતી.]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૩૧૯.]

# ઈ૦ સ૦ ૧૮૩૯.

## દવીહરનું અંનજુમનના ઉઘરાતનું દોખમું.

મુંબઇના શમાચાર, તા૦ ૨૩ મીં ડીજેમબર ૧૮૩૮ ને રવેઉ.

જાહેર ખબર.

શ્રી જરતોશતી ફેરકાનાં મોબેદો તથા બેહેદીનો શ્રી મુમબઇનાં તથા શરવે દેશાવરવાલા શાહેબોની ખીદમતમો શ્રી ગાંમ દવીએરની પારશીની અંનજુમંન નમંનતાઇથી અરજ કરે છે જે અતરે શ્રી દવીએર મધે શ્રી મુંમબઇનાં જરતોશતી શેઠીઆઓએ મદદ કરીને નવું દોખમું ઉઘરાંણાનાં નાણાંથી બંધાવેઉ છે તેહનું કાંમ હાલ શમપુરંણ થઉ છે તે રોજ ૧૩ મો તીર માહ ૪ થો તીર શને ૧૨૦૮ ઇઅજરજરદી તારીખ ૧૦ મી જાનેવારી શને ૧૮૩૯ ને ગરૂવારને દનેથી જરતોશતી દીનનાં હોકમ મુજબ ઇંજવાને મુકરર ઠરાવેઉ છે. તેથી શરવે દેશાવરનાં જરતોશતીઓને નમંનતાઇથી અરજ કરે છે જે એ નેક કાંમનાં જશંનમો શામેલ થાઇ શવાબનો હંમબેરો હાંશલ કરવો. તેથી હમો ગરીબ જરતોશતીઓ ઉપર મોટું એહશાંન થાશે. એજ અરજ.

તારીખ ૨૩ મીં ડીજેમબર ૧૮૩૮ અંગરેજી.

## સર જમશેદજી જીજીભાઇનો એલાહી બાગ પરઠાએઆનો અહેવાલ.

મુંબઇના શમાચાર, તા૦ ૨૧ મી ફેબરવારી ૧૮૩૯ ને વાર ગરેઉ.

પારશી લોકોને જમંણુવાર કરવાને શારૂં જગોની અડચંન પરે છે તેહમોં ઘણું કરીને બાહેર કોટનાં પારશીઓને કે જે તે લતાપર વશે છે તે અડચંન ટાલવાને થકી આપણી ટાપુનાં વખણાંએલા અને નાંમીચા વેપારી અને ધરમાતુ અને દરવવાંન શેઠીઆ શેઠ જમશેદજી જીજીભાઇએ પોતાનાં બાહેર કોટનાં જુનાં ઘરની શાંમણે બોહલી અને કુશાદે જગોની અને પકી બાંધણીની એક મજબુત ઇમારત બાંધી છે અને તે જરતોશતી લોકોને જમંણવારનાં વાપરવાનાં કારણુસર તઇઆર કરી આપી છે તેહનું મહુરત ગઇ કાલ દને શેઠ જમશેદજી જીજીભાઇએ મોટી ધુમધાંમથી કીધું તે શમે એક મોટી જાફત આપી હતી. તેહમો મોટા દરજાના અને નાંમીચાં નાંમનાં આએ ટાપુના ઘણાંએક શેઠીઆઓ તથા શાહુકારો તથા ઘહરશતો તા૦ બીજાઓ બીરાજેઆ હતા તેથી બપોરનાં ૧૧॥ કલાકને અમલે તે જગોએ એક મોટી મીજલશ બની હતી અને પારશી લોકોની મોટી ઠઠ મલી હતી તે મીજલશને હજુર શેઠ જમશેદજીએ પંચાતનાં વડા હધીકારી વાડીઆજી શેઠ નવરોજીને એ ધરમખાતે આપેલી ઇમારત બાબેનું લખત આપીઉ અને તે શાથે પોતાનાં કીધેલાં ધરમખાતાંનાં તરશટ ડીડની એક નકલ આપી. એ ઇમારત વીશેનું લખત તે મજલેશ હજુર પંચાતનાં મેહતા અરદેશર દાદાભાઇએ વાંચી શભલાવીઉં. તે શાંભલીને શરવ કોઇ ખુશી થાએઆ અને એ શેઠ જમશેદજીએ હાવું ધરમનું કામ નાણાંની મોટી રકમ ખરચીને પોતાનાં ફેરકાને શારૂં

કીધું છે તેહનાં હેશાંન તથઃ ઉપકારની ઇઆદ-ગારીમો પારશીની અંનજુમનની તરફથી વાડીઆજી નવરોજીએ શેઠ જમશેદજીને શાલ જોડો હોરાડેઓ તે કબુલ રાખેઓ. તારપછે શુતરૂ ભોજન જે તઇઆર હતું તે જમીને શરવ કોઇ શેઠ જમશેદજીને રૂદા આશીરવાદ દેતા અને ખુશી થાતા પોતપોતાને થાંમે ગીઆ. એ જમણવારની ઇમારત વીશેનું શેઠ જમશેદજીનું આપેલું અંનજુમન પતર હમોને પંચાતના અકાબર શાહેબની મેહરબાંની તથા હોકમથી મલેઉં છે તેહની નકલ હમોએ હેઠલ પરગટ કરી છે તે પરથી એ ધરમાતુ શેઠીઆએ જાવેદાંન શુધી પોતાનુ ધરમખાતુ ચાલુ રેહવાને અને નાંમીચું નાંમ કાએઅમ રેહવાને કેહવી ઉમદા ગોઠવંણુ કરી છે અને કેહવો મુશતકીમ પાએઓ બાંધેઓ છે અને કેટલો મોટો દરવ હેવાં કારણુશર પોતાનાં ખજાંણાંમોથી બાહેર કાહડેઓ છે અને તે તરશટીઓને હશતક જુદો શોંપેઓ છે તે જોવામો આવશે. વાશતે તે પરથી એ શેઠીઆને શું માન અને ખુબી પોંહચે છે તે ખોલલી રીતે નજર આવશે તારે હમો હમારી તરફથી લંબાંણ બોલવાની ગરજ રાખતા નથી. પણ એટલા રૂદા આશીરવાદ દએઆ વીનાંએ મુગા રેહતા નથી કે એવા શપુત અને શકરમી પુરૂશોને આપણાં પારશીનાં ટોલાપર કાએઅમ રાખે કે શદા હેવાં પુન ધરમનાં કાંમ કરે અને ટોલાને આબાદ રાખે.

શેઠ જમશેદજી જીજીભાઇનાં આપેલાં

અંનજુમંન પતરની નકલ,

શ્રી દાદાર હોરમજદની મદદ છે.

શ્રી જરતોશતી ફીરકાનાં અકાબરો શાહેબો-ની ખેદમત મધે શેવકની અરજ એ છે જે હમોએ હમારાં ધરમખાતાંનું ફંડ એક જુદું કાહડીઉં છે ને તેહનાં તરશટી જણા ૫ ઠરા-વેઆ છે તેહનાં નાંમની વીગત.—મીશતર જેમશ હેનરી કરાફરડ તથા મીશતર ટાંમશ વીનગેટ હેનડરશંન તથા હમારો છોકરો બાઇ ખરશેદજી જમશેદજી તથા મીઆં મહમદઅલી બીન મહમદ હોશંન રોગે તથા બાઇ ફરદુનજી શોરાબજીને ઠેહરાવેઆ છે તેહનું તરશટ ડીડ ડુપ-લીકેટ શુધાં તારીખ ૭ મા ફેબરવારી શને ૧૮૩૮ ને દનેનું લખેલું તે મધે શરવે તરશ-ટીઓની શહી લેઇને ડીડ ૧) હમારી પેહડી મધે તથા ડીડ ૧) મીશાઅરશ રેમીગટંનની કંમપનીની હાશીશ મધે શોંપીઉં છે તથા હેની કાપી ૧) શ્રી કલકતા મધે મીશતર કાલવીન એનશલી કોવીનની કંમપનીને તાંહાં બીડીઉં છે તે ધણીનાં તરશટ ડીડનાં નંબર ૨૮૫ મધે નોંધીઉં છે ને એ ધરમખાતાંનું ફંનડ હમોએ તરશટી જણ ૫ ને મેડ ઓવર કીધું છે તેહની શરવે બીનાં તે ડીડ મધે વીગત શાથે લખા છે તે શેહેજ અતરે તંમ શાહેબોને વાકેફ કરવાને લખી છે. તેહની વીગત.

૪૫૦૦) પેહલું એ જે એપાશો ઇશકરૂ મધે શેર ૩) નંમબર ૩૧–૩૨–૩૩ તેહની અશલ કીમત દર રૂ. ૧૧૦૦૦) લે-ખેનાં છે ને તે ડીડ મધે લખેઉં છે જે રૂ. ૧૫૦૦૦) લેખે પોશાએ તેનાં રૂપીઆ ૪૫૦૦૦) લખેઆ છે. ને દર શેર ૧) નો નફો રૂ. ૧૫૦૦) લેખે તેનાં ૪૫૦૦) લખેઆ છે. પણ હમણાં એ શેર ૧) રૂ ૨૧૫૦૦) લેખે વેચાએઆ છે તારે રૂ ૬૪૫૦૦) થાએઆ ને હેનો નફો દર શેર ૧ નાં રૂ. ૧૮૦૦) લેખે તારીખ ૧ લી આગશટ શને ૧૮૩૮ ને દને વેંહચાએઓ છે તે શેહજ ખીજમ-તમો જાહેર કીધું છે.

૪૦૦૦) બીજું એ જે શેર ૧૦ બંગાલ બેંક ગવરમેનટની છે. તે મધે છે નંમ-બર ૧૪૪૨–૧૪૪૩–૧૫૭૨–૧૫૭૩ ૧૫૭૪–––૧૭૦૫––૧૭૦૬–––૧૭૦૭ ૧૭૩૦–૧૭૩૧ મલીને શેર ૧૦ તેહનાં અશલ બેંક મધે દર શેર ૧ રૂ. ૪૦૦૦) લેખે ભરેલા પણ હાલ શેર ૧ રૂ ૧૯૦૦)લેખે નફો આપીને લીધા તે મલીને રૂ. ૫૯૦૦૦) હમોને બેઠા છે. પણ ડીડમો લખેઉં છે જે આજે રૂ. ૩૦૦૦) લેખે નફે વેચાએ છે ને તેનો નફો દર શેર ૧ વરશ એકનાં રૂ. ૪૦૦) લેખે લખેઆ છે પણ વરશ ૧ નો નફો ટકા ૧૨॥ લેખે રૂ. ૫૦૦) શેર ૧ નાં તેહના રૂ. ૫૦૦૦) વશુલ કીધા છે ને એ બેંકવાલાએ તારીખ ૩૧ મીં ડીસેમબર શને ૧૮૩૮ ને દીને શેર ૧) દીઠ રૂ. ૨૦૦૦) લીધા છે તેહનાં રૂ, ૨૦૦૦૦) તરશટીઓએ ધરંમખાતાંની વતી મીશતર કાલવી-નની કંમપનીની મારફતે ભરેઆ. હવે એ બેંક મધે શેર ૧) નીં ખોરાત રૂ. ૬૦૦૦) લેખે તેનાં રૂ. ૬૦૦૦૦) તથા આજે નફો દર શેર ૧ રૂ. ૩૨૦૦) લેખે તેહનાં રૂ. ૩૨૦૦૦) મલીને રૂ. ૯૨૦૦૦) થાએઆ તે શેહજ રોશંન થાવાને જાહેર કરૂંછું.

૬૦૦) તીજું એ જે મીશીઅરશ રેમીંગટનની કંમપનીને તાંહાં તારીખ ૧ લી જાનેવારી શને ૧૮૩૮ નાં તેરીખના રૂ. ૧૨૦૦૦) એ તરશટીઓને નાંમે જમે કરાવેઆ છે તેહનું વેઆજ દર ટકા ૫) લેખે તેનાં રૂ. ૬૦૦) ઉપજશે પણ એ રૂ. ૧૨૦૦૦) વીગરે તરશટીઓએ બંગાલા બેંક મધે ભરેઆ છે. તેહની બીનાં શરવે ઉપર લખી છે.

---

૮૧૦૦

---

તારીજ.

૪૮૦૦) હેને પેટે ખરચ ધરંમખાતાંનો કરવાનો ઠરાવેઓ છે. શ્રી મુમબઇ મધે ધંમબાર ૬) નું જમણ આખાં ગાંમનું કરવાનું ઠરાવેઉં છે. તે કરવાની મેનીજ હમારે તાંહાં શરવેમી જુદી જુદી ઠરાવી આપી છે તે ઉપર ખરચની એવરેજ દર ધંમબાર ૧) નાં રૂ. ૭૦૦) લેખે આવી છે. પણ દંન પરતે પારશીની વશતી વધારે થાએ છે તેથી વધારે ખરચ જોઇશે તેથી રૂ. ૮૦૦) લેખે ગણેઆ છે. તેનાં રૂ. ૪૮૦૦)

૩૭૫) બીજું એજે શ્રી ઉદવારે એજ રીતે હર વરશનાં ધંમબાર ૬) કરવા તે શરવે બેહદીન લોકોને જમાડવા તેહની મેનીજ કરવાને આ૦ કાવશજી બેરાંમજીને શોંપી છે તે દર ધંમબાર ૧ નાં રૂ. ૫૦) લેખે ખરચ થાએ છે તેહનાં રૂ. ૬૫) લેખે ગણેઆ છે તેહનાં રૂ. ૩૭૫).

૬૦૦) તીજું એજે એજ રીતે વરશ ૧ નાં ધંમબાર ૬) શ્રી નોવશારી મધે મલેશર ફ્રીઆનાં ધંમબાર બેહદીન લોકોને જમાડવાની મેનીજ દશતુરજી કેકોબાદજી રૂશતમજી કરે છે. તે દર ધંમબાર ૧ નાં રૂ. ૭૫) લેખે એશે છે તેહનાં રૂ. ૧૦૦) ગણેઆ છે તેહનાં રૂ. ૬૦૦).

૧૦૦૦) ચોથું એ જે શ્રી શુરત મધે વરશ ૧ નો ધંમબાર ૧ માશ તીર મહીનાંનો કરવો ઠરાવેઓ છે તે દને આખાં શેહેરનું ખાણું કરે તેની મેનીજ બાઇ દાદાભાઇ પેશતનજી આલવાઇવાલાને શોંપી છે તેહનાં રૂ. ૧૦૦૦).

૫૨૫) પાંચમું એજે કુલ દેશાવર મધે આતશબેહરાંમ છે તાંહાં દીન ધરમનું તથા ભણવાનું કાંમ કરાવે તેહનાં વરશનાં રૂ. ૫૨૫) ખરચનાં ઠરાવેઆ છે.

૧૨૫) શ્રી મુમબઇ મધે વાડીઆજી હોરમજી બમંનજીનાં આતશબેહરાંમ મધે ખરચ કરવો.

૧૫૦) શ્રી ઉડવારેનાં આતશબેહરાંમ મધે હા૦ આ૦ કાવશજી બેરાંમજી રૂ. ૧૫૦).

૧૫૦) શ્રી નોશારીનાં આતશબેહરાંમ મધે હા૦ દશતુરજી કેકોબાદજી રૂશતંમજી રૂ. ૧૫૦).

૧૦૦) શ્રી શુરત મધે દાદાભાઇ મોદીનાં આતશબેહરાંમ મધે હા૦ દાદાભાઇ પેશતનજી આલપાઇ વાલા.

---

૫૨૫

---

---

૭૩૦૦

---

એની વીગતે રૂ. ૮૧૦૦)ની ઉપજ મધેથી રૂ. ૭૩૦૦) નો ખરચ કરવાને તે ડીડ મધે લખેઉં છે. વખત છે ને એટલા ખરચથી નહી બને ધંમબાર તો વધારે ખરચે ને વખત છે ને ખરચ કરતાં ફંડ વધે તો તે શરકારી ફંડમો મુકે ને હમારા વારશોની નજરમો આવે તેવો ધરમ ખાતે ખરચ કરે. વખત છે ને ધંમબારનાં મેનીજનાં કરનાર અથવા તરશટીઓ મધેથી ગેર હાજર અથવા ન કરે ખોદાએને ફ્જા બની તો તેણે બદલે બીજા મેનીજર ધંમબાર કરનારને શોંફે તથા તરશટી બીજા લીએ તેહનો શરવે અખતીઆર હમારા વારેશોને છે તથા બીજી શરવે બીના એ તરશટ ડીડમો છે તેહની નકલ આએ કાગલની શાથે આપી છે આપણી પંચાતનાં દફતરની શાથે રાખવાને.—બીજું કોટ બાહર હમારાં જુંનાં ધરની શાંમણે ચાલી ૧ મોટી હમે બાંધી છે. તે આખી ધરમ ખાતે પારશી લોકોને જમવાખાવાની જમણ કરવાને વાશતે આપી છે. ને એ બાંધણીની શોડે ચીચ બંદરનાં રશતા ઉપર એ ધરમની જગાને લગતાં દુકાંન ૪ કાહડેઆં છે ભાડે આપવા તેહનું ભાડું આવે તે જગો ઉપર ચોકીદાર તથા શાફ સુફ કરવાને માણશનું ખરચ

કરવાનું ઠરાવેલ છે. અને હેતું જે કાંઇ ઉપજે તે શરવે લઈને તરશટીઓ જમે કરે ને ખરચ થાએ તો આપે શહી. એ પરમાંણે શરવે ઠરાવીઉં છે, તે શેહજ તમો શાહેબોને શેવક જાહેર કરે છે. એજ અરજ. તારીખ ૨૦મી ફેબરવારી ૧૮૩૯ અંગરેજી.

લા૦ શેવક જમશેદજી જીજીભાઈની
દુવા બંદગી વાંચજો.

---

## બાલાપોરનું શેઠો વીકાજી તથા પેશતનજી મેહરજીનું દોખમું.

મુંબઇ શમાચાર, તા૦ ૭ મી આપરેલ ૧૮૩૯ ને વાર રવેઉ.

### જાહેર ખબર.

કુલે દેશાવરનાં જરતોશતી ફીરકાનાં શાહેબોની ખીદમતમાં કમતરીન શેવક વીકાજી મેહેરજી તારાપોરવાલાની અરજ એ છે જે દોલતમદાર નીજાંમ શરકારનાં મુલખમાં શ્રી ભેવરાડનાં શ્રી બાલાપોર શેહેર મધે આપડી કોમને વાશતે દોખમું એક શેવકે બંધાવેઉં છે તે પાક પરવરદેગારની મદતથી આપડી દીનની ફીરીઆ મુજબ રોજ ૨૬ મો આશતાદ માહ ૭ મો મેહેર વાર ભોમે ને દીને એ દોખમાંનું કાંમ ઇજાવાતું શરૂ થાશે તે રોજ ૨૮ મો ને વાર ગરેઉને દીને શમપુરણ થાઇ જશંન થાશે વાશતે શરવે શાહેબોએ મેહેરબાંની કરી એ જશંનમો આવી શવાબનો હંમખેરો હાંશલ કરવો. એજ અરજ. તારીખ ૪ થી એપરેલ ૧૮૩૯.

## હૈદરાબાદની શેઠો વીકાજી અને પેશતનજી મેહરજીવાલી દરેમેહર.

તા૦ ૩ જી સપટેમબર ૧૮૩૯.

રોજ ૯ માહ ૧૨ (શે૦) ૧૨૦૮ યજદજરદી.

આજ દીને નીજાંમ સરકારને લગતાં દખણ હૈદરાબાદનાં શેહર મધે ત્યાં વસનારા જરથોસ્તીઓના ઉપયોગને માટે શેઠો વીકાજી તથા પેશતનજી મેહરજીએ એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[ આ દરેમેહરમાં નીચલી તખ્તી પથ્થરપર કોતરેલી છેઃ—

زهی حیدر آباد کز عدل شاه
ز ناصرالدوله عالم پناه
مشیری بود چندو لعلش وزیر
ز جودش تجلی و زیبا سریر
محیط شده جهان بی گزند
ز حسن و علي گشت نامش بلند
در مهر سان بهشت برین
وکاجي و پستنجی کرد از یقین
مقذارمن ماه روز آذر امت
مرتب شد این جاي یزدان پرست
خرد گفت سن یزدجرد سترگ
چه شد جشن اروس گاهی بزرگ
۱۲۰۷

અરથ—આલમને પનાહ આપનાર નાસરોદોલા પાદશાહ, જેનાં અદલ રાજયથી હેદરાબાદનું શેહેર મુબારક છે. ચંદુલાલ જેવો વજીર તેને મસલહતનો આપનાર (છે), કે જેની સખાવતથી તેનાં તખ્તને સોભા છે. બુલંદ નામણા હસનઅલીની રોબ ભરેલી કોટવાલીથી જેહાંન અમનો અમાનમાં છે. ખરાં એકીનથી વીકાજી અને પેશતનજીએ બુલંદ બેહશતનાં સરખી દરેમેહર બનાવી. અસપંદાદ મહીનો અને આદર રોજે આએ યજદાંપરસ્તીની જગો તૈયાર થઇ. અને બુર્જગ યજદજરદનું શાલ અકલે સોધ્યું તો તે બુર્જગ "ઓરવીશગાહ"નાં જશનમાંથી નીકલ્યું. સને ૧૨૦૮.

એ પછી છ વર્ષ રહીને એજ દરેમેહરની પડોસમાં બીજી મોટી જમીન ખરીદ કરી શેઠો વીકાજી તથા પેશતનજી મેહરજીએ એક નવી દરેમેહર બંધાવી તેમાં તા૦ ૧૨ મી સપટેમબર ૧૮૪૫ ને દીને આતશઆદરાંન તખ્તનશીન કીધા હતા.

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૩૪૪]

## સુરતની કેલાંની વખાર આગલની દરેમેહર ફરી બંધાવી પરઠાવી.

તા૦ ૧૪ મો સપટેમબર ૧૮૩૯.

રોજ ૨૦ માહ ૧૨ (શે૦) ૧૨૦૮ યજદેજરદી.

સુરત મધે કેલાંની વખાર આગલની પારસીઓની એક પુરાંની દરેમેહર જે ઇ૦ સ૦ ૧૮૩૭ ની મોટી આગમાં બળી ગઇ હતી તે અતરેવાલા શેઠ નાનાભાઇ કાવશજી કેઆશે મુંબઇના જરથોસ્તીઓમાં ઉઘરાંણું કરી ફરી નવેસરથી બંધાવી આજ દીને પરઠાવી હતી.

[એ દરેમેહર માટે થયલાં ઉઘરાંણાના હીસાબ વિષે તા૦ ૧૨ મી ડીસેમબર ૧૮૩૯ નાં મુંબઇનાં શમાચારમાં નીચે મુજબ જાહેર ખબર છપાઇ હતી :—

મુંબઇના સમાચાર, તા૦ ૧૨ ડીસેમબર ૧૮૩૯ ને વાર ગરેહ.

ખબર.

શ્રી શુરત શેહેર મધે કેલાંની વખાર આગલની પારશી લોકોની દરેમેહેર જે આગથી બલી ગઇ હતી તે નવેશરથી બાંધવાને થકી પારશી નાંનાંભાઇ કાવશજી કેઆશે શ્રી મુંમબઇમાંનાં પાક દીનનાં જરતોશતી લોકોમો ઉગરાંણું કરી તે નાંણું શ્રી શુરત ખાતે વાલીને તે દરેમેહેર બંધાવીને તઇઆર કરી છે તેહનો હશાબ શ્રી શુરતથી તે દરેમેહેર બાંધવાનાં કાંમનાં ઉપરીઓએ વાલેઓ છે. તે પરથી એ દરેમેહેરનાં ઉગરાંણાંમો નાંણું ભરનારા શરવે શાહેબોને પારશી નાંનાંભાઈ કાવશજી કેઆશનાં નમંનતાઇથી અરજ કરેચ કે એ દરેમેહરનો હશાબ એ ધણીપાશે આવેલો છે તે જેહને જોઇએ તે એ ધણી પાશેથી મંગાવી તપાશીને પોતાની ખાતરજમે કરી લીએ. અને એ કાંમ કરતાં રૂ. ૧૦૦) ને આશરે વધારે ખરચ થાએઓ છે કે તે રૂપીઆનો મુમબઇથી એ દરેમેહરનાં કાંમને શારૂં શામાંન મોકલેઓ છે. તથા એ દરેમેહરનું છોલાંનું કરવાનું કાંમ બાકી રહેઉં છે. વાશતે જે શાહેબની ખુશી હોએ તેણુંવોએ તે કાંમ કરવાને શારૂં નાણું આપવાં કે તેથી તેણુંને મોટું પુણ લાગશે. શ્રી મુમબઇની તા૦ ૧૨ મી ડીસેમબર ૧૮૩૯.

## કલકતાની શેઠ રૂસતમજી કાવશજી બનાજીની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઇના સમાચાર, તા૦ ૧૨ મી સપટેમબર ૧૮૩૯ ને વાર ગરેહ.

જાહેર ખબર.

શ્રી પાક જરતોશતી ફીરકાના કુલે દશતુરો તથા મોબેદો તથા બેહદીનોની ખીદમતમો કમતરીન દીને બેહ માજદીઅશનીનો તાબેદાર બેહદીન ફરાંમજી કાવશજી બનાજીનો નમનતાઇથી અરજ કરૂંચ જે શ્રી કલકતા મધે માજદીઅશની દીનના લોકોને વાપરવાને વાશતે એક નવી દરેમેહેર હમારા ભાઇ રૂશતમજી કાવશજી બનાજીનાંએ બાંધી છે તે દરેમેહેર રોજ ૧૭ મો શરોશને માહા ૧ લો ફરવરદીન કદીમી શને ૧૨૦૯ ઇઅજદજરદી તા૦ ૧૬ મી શપટેમબર શને ૧૮૩૯ અંગરેજી આવતા શોમવારને દીને પાક દીને બેહે માજદીઅશનીના હોકમ મુજબ ઇજાવી આતશ આદરાંન પરઠી અંનજુમન મેલવી જશન કરનાર છે. વાશતે એ દંને હમો હમારા ભાઇ રૂશતમજી કાવશજીની વતી મુમબઇમો શેઠ દાદીભાઇ નોશરવાંનજીનાં આતશબેહેરાંમમો જશન કરનાર છઇએ તેથી શ્રી મુમબઇનાં તથા તેહને લગતી જગોવાલા શાહેબોની તથા કુલ પાક જરતોશતી ફીરકાનાં અંનજુમંનની શેવામો અરજ એ છે જે એ દીને તશદી લેઇ જશંન થાતી વેલાએ અંનજુમંનમો શેઠ દાદીભાઇ નોશેરવાનજીનાં આતશ બેહરાંમમો શામેલ થાઇ શવાબનો બેહેરો હાંશેલ કરવો અને બીઅજદની બીજલેશમોથી ફારેગ થાઇ તેજ જગોએ નેઆતનું જમન તઇઆર થાનાર છે તેહની ચાશની કરીને શીધારવું. અને કુલે દશતુરો તથા મોબેદોએ એ જશનમોથી ફારેગ થાઇને વાડીઆજી શેઠ હોરમજજી બહમનજીનાં આતશબેહરાંમમો જમણનું ખાણું કરાવેઉં છે તે જગાએ ચાશની કરીને શીધારવું તેથી કમતરીન ઉપર મોટું એહશાંન થાશે એજ અરજ. શ્રી મુમબઈની તા૦ ૧૨ મી શપટેમબર ૧૮૩૯.

જાહેર ખબર.

ફરાંમજી કાવશજી બનાંજીનાં શરવે ગનેઆતનાં શાહુકાર તથા વેપારી તથા બીજાઓને નમંનતાઇથી જાહેર કરેચ કે જેણુને તાંહાં પારશી ચાકર અથવા કારબારી હોએ તેણુંવોને મેહરબાંની કરીને તારીખ ૧૬ મી શપટેમબરે આવતા શોમવારને દંને શેઠ દાદીભાઇ નશરવાંનજીનાં આતશબેરાંમમો ઉપલાં જશનનાં કાંમમો ભેગા થાવા થકી રજા આપવી કે એ રીતે કરેઆથી તેવા શાહેબોનો મોટો આભાર થાશે.

---

મુંબઇના સમાચાર, તા૦ ૧૯ મી શપટેમબર ૧૮૩૯ ને વાર ગરેહ.

નાંમીચા અને ધરમાતુ ખાંનદાંનના શેઠ રૂશતમજી કાવશજી બનાંજીએ પોતાનાં પુનને શારૂં તથા જાવેદાંનનાં નાંમ લેણુંને થકી શ્રી કલકતામોનાં જરતોશતીઓને શારૂં એક નવી દરેમેહેર બાંધી છે કે તેથી કરીને કલકતાનાં રેહેવાશીઓને પોતાનાં ધરમ નીમનાં કામ કરવાને બની આવે. આજ દીન શુધી તાંહાંના જાથુકનાં વશનારા પારશીઓની દરેમેહરની ખુટને લીધે જે અડચંન પડતી હતી તે અડચંન એ દરેમેહર થાએઆને લીધે ટલી ગઇ છે. એ દરેમેહરનું જશન કરવાનો દાહડો મુકરર કરેઓ હતો તે પરમાંણે ગએઆ

શામવારને દીને મુમબઈમો બેહશતનશીબ શેઠ દાદીભાઈ નશરવાંનજીનાં આતશબેહરાંમમો શેઠ રૂશતમજી કાવશજીની વતી શેઠ ફરાંમજી કાવશજીએ જશન કરેઉં તે જશનમો પારશીનું આખું અંનજુમન એકઠું મલેઉં હતું તથા એ જશનની મીઅજદની મીજલસમો પારશી ગનેઆતનાં નામીચા લોકો બીરાજેઆ હતા તેથી કરીને તે મીજલશ મોટી શોભા અને જેબ ભરેલી થાઈ હતી. તાંહાં શરેશતા પરમાંણે મીઅજદ કરેઆ બાદ શેઠ ફરાંમજીની તરફથી એ જશન બાબેતું અંનજુમન પતર પંચાતના મેહેતા અરદેશર દાદાભાઈએ તે મીજલશ હજુર વાંચી શંભલાવેઉં. તે પછે પારશીની અંનજુમનની તરફથી વાડીઆજી શેઠ નવરોજી જમશેદજીએ શેઠ રૂશતમજી કાવશજીની વતી શેઠ ફરાંમજી કાવશજીને શાલ રૂ. ૩૦૦) ની કીમતની હોરાડી એ ધરમનાં કાંમ કરવાની બોજોરગી આપી. તાર પછે શેઠ ફરાંમજીએ દશતુર રૂશતમજી કેકોબાદજીને શાલ આપી તથા બીજા દશતુરો તથા મોબેદો ને આશોદાદ આપી. તાર પછે શ્રી શુરતમોનાં નાચારી પામેલા લોકોને સુખવાદના દાહડામો ખરચી પોંચારવાને શારૂં તે મીજલેશમો એક ટીપ થાઈ તે ટીપ મધે શખી તબેનાં શેઠીઆઓએ આગલ લખા પરમાંણે નાણાં ભરેઆં છે. એ ધરમનાં કાંમમો શેઠ જમશેદજીએ તથા વાડીઆજી શેઠ જેહાંગીરભાઈએ વધારે મદદ કરી છે. તારબાદ મીજલશ બરખાશ થાઈ અને તે જગોએ આવનારા જરતોશતી બેહદીનોને શારૂં નેઆતનું શુતરૂં જમન તે જગોએ તઈઆર કીધું હતું તથા દશતુર મોબેદોને શારૂં શવરગવાશી વાડીઆજી હોરમજી બમનજીનાં આતશબેરાંમમો તઈઆર કીધું હતું તે લોકો જમીને એ ધરંમ તથા પુનનાં કામના કરનારા ધણીને રૂડા આશીરવાદ દેતા શરવ કોઈ પોતપોતાને ઠાંમે ગીઆ. એ દને કુલે પારશીઓ પોતાનું કાંમ ધંધો છોડીને એ ધરંમનાં કાંમમો શાંમેલ થાએઆ હતા તેથી કરીને પારશી લોકોની હેવાતો બારે ઠઠ મલી હતી અને આખો દાહાડો રચનાં ચાલી હતી કે તેવી કોઈજ વેલાએ મલે છે. એ ઉપરાંત એ શેઠ રૂશતમજી કાવશજીની તરફથી અતરેનાં તથા દેશાવરોનાં આતશબેહરાંમ તથા આતશ આદરીઆંન ખાતે મલીને ખાંડી પોંની શાતને આશરે શુખડ ચડાવેઉં છે તથા તે શાથે આશોદાદનાં રૂ. ૩૦૦) ને આશરે મોબેદોને આપેઆ છે. તે ઉપરાંત જશનની આશોદાદ ગાંમના દશતુર મોબેદોને આપી તે જુદી.— હમારી ઉમેદ એજ છે કે શરવ કોઈને હેવો નેક મારગ શુજ પડે કે પોતાનાં હલાલ મેહનતના મેલવેલા પઈશા હેવા શમારગે ખરચે કે તેથી ધરંમ પુન અને દાંનનાં કાંમ થાએ અને આએ જગતમો નાંમ અને માંન થાએ અને પેલી જગતમો શવરગ હાંશેલ થાએ. એ કરતાંને વધારે બીજું શું મલવાની આશે ખોટી માએઆની જગતમો માંણુશે આશેઆ રાખવી જોઈએ.

એ જશંનની મીજલશમો વાંચેલાં અંનજુમંન પતરની નકલ.

પાક જરથોશતી ફેરકાની અંનજુમનની ખીદમતમો શેવક ફરાંમજી કાવશજી બનાંજીનો ઘણી નમંનતાઈથી અરજ કરૂંચ કે હમારા બાઈ રૂશતમજી કાવશજી બનાજીનાંએ શ્રી કલકતા મધે માજદીઅશની દીનના લોકોને વાપરવાને વાશતે એક નવી દરેમેહેર બંધાવી છે તે આજ રોજે શ્રી કલકતા મધે આતશ આદરીઆંન શાહેબ પરઠી તખતનશીન કરશે. તેહની ખુશાલીમો હમોએ હમારા બાઈ રૂશતમજી કાવશજીની વતી શ્રી મુમબઈમો ગાંમનું જશંન કરીઉં છે તેથી એ જશંનમો શાંમેલ થનારા કુલે દશતુરો તથા મોબેદો તથા બેહેદીનોનો હમારા ઉપર તથા હમારા બાઈ રૂશતમજી કાવશજી બનાંજીનાં ઉપર મોટો ઉપકાર થાએઓ છે. બીજું એ જશનનાં કારણુશર હમોએ હમારા બાઈ રૂશતમજી કાવશજી બનાંજીનાંની વતી ધરમ ખાતે રૂ૦ ૮૦૦) આપતા કરેઆ છે તેહની વીગત—

૮૦૦) ધરમખાતે રૂ૦ ૮૦૦) આપા છે તેહની વીગત—

૪૦૦) હાંથલા પાંગલાનાં ફંનડ માટે

૩૦૦) જંદ અવશતાની નીશાલનાં ફંનડમો.

૧૦૦) ઇરાંનીનાં ફંનડમો.

---

૮૦૦

---

રોજ ૧૭ મો માહા ૧ લો કદીમી શને ૧૨૦૯ એજદેજરદી તારીખ ૧૬ મી શપટેમબર શને ૧૮૩૯.

મુંબઈનાં શમાચાર, તા૦ ૩ જી અકટોબર ૧૮૩૯ ને બાર ગરેઉ.

શેઠ રૂશતમજી કાવશજી બનાંજીનાંની બંધાવેલી દરેમેહરનું જશન કલકતા મધે થાએઉ તે બાબેનોં બીના એક ભાઈબંધે કુરપા કરીને હમારાં પતરને શારૂં લખી મોકલી છે તે હમો મોટી ખુશાલી શાથે હેઠલ પરગટ કરીએ છઈએ.

શાવશતશી મુંમબાઇ બંદરે ભાઇ શાહેબ શ્રી પા૦ અતરે શ્રી કલકતા બંદરેથી લા૦ શેવક ની દુવા કબુલ કરજો. જત ભાઈજી શાહેબને લખવાને હમોને ખુશાલી લાગે છે કે અતરે શ્રી કલકતા મધે જરથોશતી લોકોને વાશતે નેકનાંમ શેઠ રૂશતમજી કાવશજી બનાંજીનાંએ દરેમેહર બાંધી છે તે રોજ ૧૭ મો અને માહા ૧ લો કદમી શને ૧૨૦૯ ઇઅજદજરદી એટલે તારીખ ૧૬ મી શપટેમબર શને ૧૮૩૯ ઇશાવીને દીને ઇજાઈ અને આતશ આદરાંન શાહેબને પાએતખત ઉપર બેશાડેઆ છે તે વીશેનું શરવે કાંમ હમોએ નજરે જોએઉ તથા વીગતો હમોએ કાંને શાંભલી છે તેહ-માંની થોડી એક બીનાં તમોને લખું છૂં, તે જો તમો વધારટ જાંણો તો તમારાં કીમતી-દાર પતર મધે પર શીધ કરજો.

એ દરેમેહેર શ્રી કલકતા મધે ઘણી શારી જગો ઉપર બાંધી છે અને તે જગા ઘણી મોહોટી છે. એ દરેમેહરનું બાંધકાંમ ઘણુંજ વખાંણવા જોગ છે અને તે હેવું ખુશનુમા અને અશાસુબદાર તથા રંગેલું અને રોનકદાર છે કે તે જોવાથા શરવે લોકોમાં ખુશી ઉતપંન થાએ છે તથા તે સાથે એ ઇમારત જેવી બાંધી છે તેહવીજ શદા કાએમ રહે વાશતે કાંમ ઘણુંજ મજબુત અને નકર લીધું છે. એ દરેમેહેરની આશપાશ ફરતી એક મારની ચાલીઓ બાંધી છે અને તે ચાલીઓમાં બાહેરથા દુકાંનો કાઢેલાં છે. અને એ દરેમેહેરનો ચાલુ ખરચ આપવા થકી ઉપજને કાજે એ દરેમેહેરને લગતાં બીજાં ઘેહેરો વેચાતાં લીધાં છે. એ દરેમેહેર તથા તેને લગતા અમલા ઉપર લોકો ધારેચ જે એક લાખ રૂપીઆની ઉપરનો ખરચ થાએઓ છે તથા એ દરેમેહેર ઈજાઇ તેની એક દીવશ આ-ગમચ શ્રી કલકતા મધે શઘલા પારશીઓને તથા છોકરાંઓને શરવેને, ચાકરનફરો શુધાં આશરે માંણુશ ૧૨૫ ને પાઘડી શુધાં તઇ-આર શીવેલા કપડાં જોડને ઘટે તે પરમાંણે શરવેને આપેઆં છે.

આપણા પારશીઓની વશતી અતરે થોડી છે તેહને લીધે લોકોમાં દેખાદેખીનો જોશો તથા રશ એટલે ઘેહેરત થોડો છે તોપણ ઉપર લખેલા શરોશ રોજને દાહડે શહવારનાં કલાક ૧૦ ને અમલે શરવેના મોહોટા દેલ ગરદાથી શારી મીજલશ દરેમેહરમાં થાઇ હતી. અને જારે આતશ આદરાંન શાહેબને પાએતખત ઉપર શરેશતા પરમાંણેનું કીરીઆ કરંમ કરીને બેશાડીઆ તાહારે મોહોટી રચના ભરેલી ખુશાલી શરવેને પેદા થાઇ હતી. તાર પછે દીનના હોકંમ મુજબ જશંન થાએઉં અને જશન પુરૂં થાએઆ પછે એ દરેમેહેર મોહોટા શેઠ રૂશતમજીએ જરથોશતી રશમી તથા કદમી કુલે અંનજુમનને વાશતે બનાવી છે તે કહી શંભલાવેઉં અને એ દરેમેહરના ખરચને વાશતે જે ઇશટેટ હલાદું કાહાડીઉં છે તે પણ કહી શહમજાવેઉં. અને એ દરે મેહેરને આપેલા અમલાની ઉપજ ઉપજાવીને ખરચ કરવાની શતાનો હક શેઠ રૂશતમજી કાવશજીનાં વંઉશ અથવા પરંમપર પેહડી દર પેહડીના વારશોને ચંદરોકાલ શુધી આપેઓ છે. તથા એજ દરેમેહરની સાથે એક ચાલી ધંમબાર વગેરે હરેક રૂડી ભલી વખતે જમણુ કરવા શારૂં બાંધી છે અને તે કાંમ શારૂં શઘલાં વાશણો નવાં બનાવી અગીઆરીમો મેલાં છે તે વગરે હરેક પારશી પરદેશીને વાશતે તથા નાવારેશ લોકોને રેહવાને કાજે એક જગો બનાવી છે તે શઘલું પારશી જર-થોશતીની અનજુમનનાં કાંમમાં વાપરવા આપેઉં તે વાશે શેઠ રૂશતમજીને નાંમની તનદોરોશતી ભણાંઇ છે. એ તનદરોશતી ભણાંએઆ પછે કલકતાની શમશત અંનજુ-મનને નાંમની એક ઉનચી કીમતની શાલ શેઠ રૂશતમજીને આપી. તે આપેઆ અગાઉ શમશત અંનજુમનની તરફથી શેઠજીનો ઉપકાર જાંણવાનું બાશંણુ કહી શંમભલાવેઉં કે—

તમો મોહોટા નામદાર શેઠ રૂશતમજી કાવશજી બનાજીનાંની શેવામો હમો શ્રી કલ-કતાના શઘલા જરથોશતી રેહેવાશીઓ મોહોટી નમંનતાઇથી અરજ કરીએચ કે તમો શાહેબે તમારાં શખાવત ભરેલાં દીલથી અંનજુમનને વાશતે આ દેશમાં દરેમેહેર બાંધી તથા તે શાથે પરદેશી પારશીઓને તતકાલ આશરો બાએઆં મલવા શારૂં ઠાંમ ઠેકાંણું બાંધીઉ અને એ શઘલાં કામો ઉપર હમો શરવેનાં હીતને શારૂં તમોએ નાણાંની એક મોહોટી રકમ ખરચી હમારે વાશતે કુરબાંન કીધા છે. એ વનાં તમોએ બીજો હેશાંન કીધો છે તેથી

હમોએ તમારો જેટલો ઉપકાર જાંણીએ છે તેટલો કહી શંભલાવવાને હમોને કશો હરફ તથા તે ઉપકારનું નામ કશું મલી શખતું નથી.—જે દાહાડે દુનીઆં પેદા થાઈ તે દીવશથી તે આજ શુધીમો આએ દેશ મધે આએ કાંમ મોહોટી હીમતથી તમોએજ પેહેલું કીધું છે કે જેથી હવે પછે ઘટતો ગુણ થાશે અને તેટલાં શારૂં તમારાં માહભારત હેશાંનને હમો તથા હમારાં ફરજંનદો ચંદરોકાલ શુધી ભુલશું નહીં. કાંજે એ ધરમ તમોએ ઘણો અગત જોગ તથા અતલગ અને ઘટારટનાં કાંમમાં કીધો છે તેથી હમો શઘલાવોને તમારી ગંભીરતાઇ પરમાંણે એટલું બીજું માંન વધારે આપી (અને હમોને તો ભરોશો છે કે) એટલી કલકતાની શમશત અંનજુમનની શાલ તમો ખુશીથી કબુલ રાખશો.

એટલું કહી શંભલાવીને શેઠ રૂશતમજી કાવશજીને શેઆલ હોરાડી. તેજ વખતે શેઠે ઉભા થાઇને ફરમાવીઉં કે તમો શઘલાવોથી હું કશી રીતે દુર નથી. અને તમોએ જે શઘલી તમારી ખુબી કહી શંભલાની અને મહને હમો માંન ભરેલી શાલ આપોચ તે હમોએ ખુશીથી કબુલ રાખી છે અને હું તમારો ઉપકારી થાઓછું. પછે અતરેનાં પારશી વેપારીઓએ શેઠનો મોહોટો ઉપકાર જાણીને શેઆલ ૧૩ દર એકે અનુકરમે હોડાદી છે. તે વગરે જુદીજુદી ગનેઆતવાલા વેપારીઓની શેઆલ શેઠે કબુલ રાખી નથી. પણ કેવલ વાંણીઆ વેપારીની માહજનની શેઆલ લેવી પડી છે. એ શેઆલોની પેહેરાંમણી થાઆ પછે શેઠજીએ પોતાના છોકરા માંણકજીને હાથે કલકતાના મોબેદો જણ ૧૩ હતા તેવોને દરએકને એક એક શેઆલ તથા રોકડા રૂ૦ ૧૦) ની આશીદાદ આપી છે. અને બીજા બંદરી પાગડીવાલા મોબેદ અધેઆરૂઓને રૂપીઆ આપેઆ છે અને એ વનાં કલકતાના ફકીર તથા ભીખારીલોકોને પણ ખેરાત આપી ખુશી કરી કાહડેઆ છે. તે થાઆપછે બપોરને શમે એજ દરેમેહરની પાછલ જમવાની જે જગો બનાવી છે તાંહાં શારૂં શુતરૂં ખાણું જે મુમબઇ મધે નાતમાં પરહેજી ખાણું થાએ છે. તેમજ ખાંડ કેરાં દહી માશલી ઈંડાં વગેરેનું ભાંતભાંતનું ભોજંન શરવે જમવા બેઠા હતા.. તાંહાં પરથમ શલામતી આતશ આદેરાંન પાએતખતની લીધી. બીજી શેઠ રૂશતંમજી કાવશજીનાં ખાંનદાંનની લીધી અને તરીજી શલાંમતી શેઠ રૂશતમજીએ કાવશજીએ મુમબઈવાલા શઘલા શેઠીઆવોની લેવાડી. એ પરમાંણે જમી શરવે આનંનદ ખુશીથી પોતપોતાને ઘેર વલેઆ. અને તે દાહડો કલકતામો શરવે પારશીઓએ એક નોરોજ પતેતી જેહવો ખુશી ભરેલો કાહડેઓ છે કાંજે અતરે દરેમેહર થાએઆથી અતરેનાં પારશીઓને ઘણોજ શંનોશ પેદા થાઓ છે.

તારીખ ૧૭ મી શપટેમબર ૧૮૩૯

** આ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલી છે:—

"દાદગર દાદાર અહુરમજદની મદદથી.
"આએ આતશ આદરાંન શેઠ રૂશતમજી
"કાવશજી બનાજીએ કલકતા શેહેરમાં
"જરથુસ્તી ફીરકાનાં લોકોને ખુદાની બંદગી
"તથા પરસતેશ કરવા શારૂં માજદીઅ-
"શની દીનનાં ફરમાન મુજબ તખતનશીન
"કીધાં છે. ઈંગલિસથાંનની રાંણી વિકટો-
"રિઆનાં રાજનાં ત્રીજાં વરશમો રોજ
"૧૭ મો સરોશ માહ ૧ લો ફરવરદીન
"કદીમ સાલ ૧૨૦૯ ઇઅજદેજરદી ૧૨૨૯
"જરથુસ્તી તારીખ ૧૬ મી સપતેમબર
"સને ૧૮૩૯ ઇશવી વાર શોમે."

## હેદરાબાદનું શેઠ વીકાજી તથા પેશતનજી મેહરજીનું દોખમું.

મુંબઇના શમાચાર, તા૦ ૨૬ મી શપટેમબર ૧૮૩૯ ને વાર ગરેહ.

જાહેર ખબર.

શર્વે દેશાવરનાં જરતોશતી ફીરકાનાં શાહેઓની શેવામાં કંમતરીન શેવક વીકાજી મેહેરજીની અરજ એ છે જે શ્રી હેદરાબાદ શેહેર મધે આપડી કોમને વાશતે શેવકે દોખમું એક બંધાવેઉં છે તે આપડી ભલી દીનની કીરીઆ મુજબ રોજ ૧૭ મો શરોશ માહા ૧ લો ફરવરદીનને રોજે ઇંજવાનું કાંમ શરૂ થાશે તે રોજ ૧૯ મે પુરૂં થાઇને રોજ ૨૦ મો બેહરાંમ તારીખ ૧૯ મી અકટોબર શને ૧૮૩૯ વાર શનેઉને દીને જશંન થાશે. વાશતે એ દીને શરવે શાહેઓએ શેવક ઉપર મેહેરબાંની કરીને એ જશંનનાં કાંમમાં શાંમેલ થાઇ શવાબનો હંમબેરો હાંશલ કરવો. એજ અરજ. તા૦ ૨૬ મી શપટેમબર શને ૧૮૩૯.

** એ દોખમાંની સાંમેની શગડીપર નીચલી તખ્તી ફારસી બેતોમાં કોતરેલી છે:—

دربن حیدرآباد دور نظام
که ناصرالدوله شه نیکنام
وزیر سخا چندولعل است نام
هما وار سایه بعالم مدام
چه گلزار شهری ز شحنه لطیف
ز حسن و علی نام او شد شریف
بنا دخمه کرد این بشان بهشت
ویکاجی و پستنجي نیکو سرشت
بماه فروردین و بهرام روز
مزین شده کاخ این دل فروز
خرد گفت سال یزدجرد شاه
چه آن جشن پر نور شد داده

۱۲۰۹

**અરથ**—આએ નીજામના તાબાનાં હેદરાબાદમાં, તેનો નેકનાંમ પાદશાહ નાશરેદોલા છે. તેના ચંદુલાલ નામના સખી વજીરનો હોમા (પક્ષી) ની મીસાલનો આલમ ઉપર હમેશાં શાએઓ છે. અને આએ ગુલજાર શેહેરનો દયાલુ કોટવાલ જે હસનઅલીનાં નામથી બુજર્ગી પામેલો છે. નેક ખસલતના વીકાજી અને પેશતનજીએ બેહશતની મીસાલેનું આ દોખમું બનાવ્યું. ફરવરદીન મહીનો અને બેહરાંમ રોજે દીલને રોશન કરનારૂં આએ મકાંન તૈયાર થયું. અકલે યજદજરદ શાહનશાહનું વરસ કહયું, ત્યારે તે દોખમાંનું "નુર ભરેલું જશન" થયું. યજદજરદી ૧૨૦૯.

કેહ છે કે હેદરાબાદમાં એ દોખમું બંધાયાની ઘણાં વર્ષો આગમજ શેહરની બાહેર ૧॥ મૈલ દુર "મુશારેમુ" ની ટેકડીને નામે જણાયલા ડુંગર ઉપર ઇરાંનથી આવેલા કેટલાક જરથોસ્તીઓએ દોખમાંના જેવી એક જગા બંધાવી હતી, લેકીન તેની કસ્સી નિશાંન આજ એ ટેકડી ઉપર જણાતી નથી. ઉપલા ઇરાંની જરથોસ્તીઓ વીશે કેહ છે કે દીલ્લી શેહરથી બે ત્રણ સદીની વાત ઉપર મોગલ લોકોની ફોજ આવી હતી તેની સાથે બ્યાપારનાં કારણસર હેદરાબાદમાં આવી વસ્યા હતા.

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૩૪૬.]

## ઈ૦ સ૦ ૧૮૪૦.

### મઉનું અંજુમનના ઉધરાતનું દોખમું

તા૦ ૧૭ મી મેએ ૧૮૪૦.

રોજ ૨૧ માહ ૮ (શે૦) ૧૨૦૯ યજદજરદી.

આજ દીને મઉ મધે અંજુમનના ઉધરાતથી એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું. એ દોખમું બંધાવવાની આગેવાંની ઇરાનથી તે તરફ ફરતા આવેલા દસ્તુર બહમન નામના ઇરાંનીએ કીધી હતી.

[એ દોખમાં પર કસ્સી તખ્તી મારેલી નથી. એનો પરઠાથાનો ઉપલો દીવસ પુણાંવાલા ખાંનબહાદુર દસ્તુર પ્રોફેસર હોશગજી જામાસપજી જામાસ્પઆશાનાએ મેળવી આપ્યો છે.]

[પારશી પ્રકાશ, દફતર પેહલું સફે ૩૫૭.]

## ઈ૦ સ૦ ૧૮૪૧.

### સુરતની ગોપીપરાની શેઠ જાંહગીરજી નશરવાંનજી વાડીઆવાલી દરેમેહર તથા ધર્મશાલા.

તા૦ ૨૮ મી મારચ ૧૮૪૧.

રોજ ૧ માહ ૭ (શે૦) ૧૨૧૦ યજદજરદી.

આજ દીને સુરત મધે ગોપીપરામાં મુંબઇવાલા શેઠ જાંહગીરજી નશરવાંનજી વાડીઆએ ત્યાંના જરથોસ્તીઓને સરઅવસરે વાપડવા માટે એક ધર્મશાલા તથા સાથે આતશદાદગાહની દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[એની આગમજ એજ જગોપર એક નાંધલી ધર્મશાલા તથા દરેમેહર હતી, પણ તે ઇ૦ સ૦ ૧૮૩૭ ની મોટી આગમાં બળી ગઇ હતી, જેથી ત્યાંના લોકોને સર અવસરે ઘણી અડચણ પડવાથી તેઓએ તા૦ ૯મી આગશટ ૧૮૪૦ નાં "મુંબઇનાં શમાચાર"માં જણાવ્યા મુજબ એક મેહજર કરી શેઠ જાંહગીરજી ઉપર મુંબઇ મોકલ્યો હતો, જે પરથી તેવણે એ કામ આરંભવા બાબેનો સુરત ખાતે હોકમ મોકલ્યો, અને તા૦ ૩૦મી જુલાઇ ૧૮૪૦

ને દીને ગોપીપરામાં અંજુમન મેલવી
"એ કાંમની તંનદરોશતી વાડીઆજી
જેહાંગીરભાઇને નામની વાંહાં ભણાઇ છે,
અને એ કામને શારૂં કેટલીએક જમીન
વેચાતી લેવાઇ છે, અને હોશંગજી કુવરજી
તથા દીનશાહજી બહમનજી તથા પાલણજી
હોરમજજી તથા નવરોજજી ખરશેદજી તથા
રતનજી ફરાંમજી એણુંવોનો જમીન તે
જગોની પડોશમો હતી તેથી તે ધણીઓએ
બી ધરમ દાખલ આપી છે તેથી તેણુંનાં
નામ બી તંનદરોશતીમો દાખલ કરેઆં છે."

આ ધર્મશાલામાં નીચલી તખ્તી મારેલી છેઃ—

"શ્રી દાદારની મદદ. રોજ ૧ માહ ૭
"શને ૧૨૧૦ શેહેનશાહી ઇઅજદજરદી
"એ દીને એ ધર્મશાલા દરેમેહેર શાથે
"શેઠ શ્રી જેહાંગીરભાઇ નોશેરવાંનજી
"વાહાડીઆજીએ પોતાનાં સવાબને કાજે
"દાંમ ખરચ.ને જરસ્તોશતી ફીરકાને બ-
"બનાવી આપી તે શવાબનાં કામમાં
"વાપરે. સવંત ૧૮૯૭ નાં વરખે ચઇતર
"શુદ ૬ વાર રવેઉ તારીખ ૨૮મી મારચ
"શને ૧૮૪૧ અંગરેજી."

[પારસી પ્રકાશ, દફતર પેહલું શફે ૬૭૧]

## મુંબઈનાં શેઠ કાવશજી એદલજી બીશાની નાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

*Bombay Courier, 21st November 1840.*

(*United Service Gazette.*)

Nov. 20—Liberality of a Parsee (One lac of Rupees!)—Owing to the increase of the Parsee population, the building of an additional 'Dukhma' or Tower of Silence, has become exigent, and a large subscription, amounting to Rupees 85,000, was raised for the purpose among the people of this tribe, both rich and poor men, women, and children. But at a religious congregation of the Parsees last Saturday in their "Autush Behram" an insignificant individual among the crowd came forward with an offer of building the "Dukhma" at his own individual cost, instead of by subscription, and begged that the large amount already subscribed might be reserved for like or other purposes of charity hereafter!—Cavils and doubts, it is said, were thrown at the man's ability to complete such a stupendous work, when he offered to place at the disposal of the *Panchayet* a *Lac* of Rupees or more if required, and gave respectable references for that purpose?

This most liberal offer was hailed with intense amazement, as it eclipsed the boasted liberality of their most worthy members, and it made them look somewhat abashed, especially as in building by an individual the expense of cemetery is known to be one of the most pious and benevolent of the human deeds of the Parsees, and there are several members among them who can well afford to build one. The spirited individual's name is *Cowasjee Eduljee alias Capia's Kao*, and his most handsome offer was accepted by the assembly above said with general satisfaction and applause.

મુંબઇના શમાચાર, તા૦ ૧૧ મી મારચ ૧૮૪૧
ને વાર ગરેઉ.

### જાહેર ખબર.

શ્રી મુમબઇનાં તથા શ્રી હીનદોશતાંનનાં શઘલા દેશાવરોનાં વશનારા પાક જરતોશતી ફેરકાના લોકોની શેવામો શ્રી મુમબઇનો રેહવાશી કમતરીન પારશી કાવશજી એદલજી બીશાનીનો ઘણીએક નમંનતાઇથી અરજ અને જાહેર કરૂંચ જે હમારા બાવા નાંમે એદલજી બેહરાંમજી રોજ ૫ મો અશપંનદાર માહ ૧૦ મો દેએ શને ૧૨૦૮ ઇઅજદજરદીને દીને બેહેશતી થાએઆ તે બેહશતીની નઇઅતે એક નવું દોખમું શ્રી મુમબઇનાં પંચાતનાં નવાં દોખમાંઓની પાશે બધાવી તઇઆર કરી અંનજુમનમો આપવાને ઠરાવેઉ છે તે

દોખમાંનો તાંણો પુરાવાને આવતો રોજ ૫ મો માહ ૭ મો શને ૧૨૧૦ ઇઅજદજરદી તા૦ ૧ લી એપરેલ શને ૧૮૪૧ વાર ગરેઉનો દીવશ મુકરર કીધો છે. વાશતે ઉપર કહેલાં શઘલાં દેશાવરોના જરતોશતી લોકોએ તશદી લઇ મેહેરબાંનગી કરીને તે દીને શહવારનાં ૭ કલાકને અમલે પંચાતનાં દોખમાંવાલા ડુંગર ઉપર નવાં દોખમાંની જગો આગલ તાંણો પુરાતી વેલાએ એ જશંનમો શાંમેલ થાઇ ચાશની કરીને શવાબનો બેહરો હાંશેલ કરવો. એ તશદી લીધાથી પોતાનાં રવાંનને શવાબ તથા શેવક ઉપર મેહરબાંનગી થાશે. એજ અરજ. શ્રી મુંમબઇની તારીખ ૧૦ મી મારચ ૧૮૪૧ દશવી. રોજ ૧૩ મો માહ ૬ ઠો શને ૧૨૧૦ ઇઅજદજરદી.

લા૦ શેવક કાવશજી એદલજી.

મુંબઇના શમાચાર, તા૦ ૪ થી આપરેલ ૧૮૪૧ ને વાર રવેહ.

પારશી કાવશજી એદલજી બીશનીએ પોતાના મરનાર બાપ એદલજી બેહરાંમજી બીશનીની નઇએતે પારશીની પંચાતના ડુંગરપર નવું દોખમું બાંધવાને ઠેરવીઉં છે તેહના તાંણો પુરવાનીં ક્રીઆ ગએઆ બરેશપતવારને દીને એ ઉપલા ડુંગરપર થાઇ તે વેલાએ કુલે પારશી લોકો તે પુનનાં કાંમમો શાંમેલ થાવાને તથા તે ક્રીઆ જોવાને શારૂં તાંહાં આવેઆ હતા તેથી કરીને પારશી લોકોની વશતીના શઘલા લોકોની તાંહાં મોટી થઠ મલી હતી. માતરે થોડાજ ધણીએ કાંઇ અટકાવને લીધે તાંહાં આવી શકેઆ હશે નહી. એ ક્રીઆનું કામ ચાલતું હતું તાંહાં જે મીજલશ મલી હતી તેહમો પારશીની અંનજુમંનના શાહેબો આવેઆ હતા. તેણાંવોએ એ ધરમતું કાંમ કરનારા પારશી કાવશજી એદલજીનાં માંગેઆ પરથી જે કોઇને તકશીરથી નેઆત બાહેર કાહરેલા હતા તેણાંને પાછા નેઆતમો લીધા તથા જેણાંવોને તાંહાંના મોબેદ બંધ કરેલા હતા તેણાંવોને તાંહાં મોબદને જાવાની રજા આપી. માતરે એકજ પારશી પેશતનજી જમશેદજી શરકારી કે જે હજુર લગે પંચાતનાં હોકમને માન આપતો નથી તેહને નેઆત બાહેર રેહવા દીધો. તેજ મીજલશમો શ્રી રાંદેલ તથા અરાજંન તથા બાહું તથા શુમારી તથા એરાવ તથા અમરેલી ઉતરાંણુના પારશીઓએ અતરેની અંજુમનને એક અરજી કરી છે તે અરજી અંનજુમનના શેઠીઆઓને થાપેઆમો આવી તેહમો અરજ કરી માંગેઉં છે કે રાંદેલમો હાલ જે દોખમું છે તે આશરે ૫૭ વરશપર બેહશતનશીન શેઠ શોરાબજી મણચેરજી રેડીમનીનું બાંધેલું છે તે ઘણું જુનું થાએઉં છે અને બીશમાર હાલતમો આવે હેવું થાઇ પરેઉં છે. અને છેલી રેલથી તેહને નુકશાંની પણ ઘણી પોંચી છે. વાશતે રાંદેલમો એક નવાં દોખમાંની ઘણી જરૂર છે કે એ રાંદેલનાં દોખમાંમો અરાજંન તથા બાહુ તથા શુમારી તથા એરાવ તથા અમરેલી ઉતરાંણુનાં રોઆંનોને ઠેકાંણે પોંચારેઆમો આવે છે. તે પરથી તે શ્રી રાંદેલનાં નવાં દોખમાંની ટીપ તે જગોએ કરી અને પારશીની પંચાતની તરફથી તથા બીજા ધરમાતુ શેઠીઆઓએ તે ટીપમો નાંણાં ભરેઆં પણ તે નાણાં હેવી રીતેથી ભરાએઆં નથી કે જેથી કરીને એ ધરમતું કાંમ પાર પડે કાંજે કેહ છે તે પરમાંણે રૂપીઆ જોઇએ બારથી તે પંદર હજાર અને ભરાએઆ તારે પાધરા તરણ બી નહી. વાશતે હમો ઉમેદ રાખીએચ કે જે નાણાં ભરાએઆં છે તે વધારીને એટલાં કરી આપે કે જેથી કરી એ કાંમ ચાલવાને બની આવે. વાશતે હાલમો જે નાણાં ઉપલી જગોએ ભરાએઆં છે તેહની ટીપ હમોએ આ જગોએ ઉપર પરમાંણેની ઉમેદ રાખી જાહેર કરી નથી. તાંણાંની ક્રીઆ થાએઆ બાદ લોકો જમવાને સારૂ હેઠે ઉતરેઉં. એ જમવાનું શેઠ ખરશેદજી કાવશજીવાલી હાંધલા પાંગલાઓને રેહવાને શારૂં આપેલી દુગરવારીમો એ ભાએઅગવંનતા ઘણી કાવશજીએ તઇઆર કરાવેઉં હતું તાંહાં લોકો જમીને એ પુનવંનતા ધણીને આશરવાદ દઇને પોતાને મુકાંમે ગએઆ. એ દંને એક મોટી રચનાં બની હતી. હમો હાલમો એટલુંજ કહીને શામાપત કરીએચ કે એ કાવશજીએ આ મોટું કામ હીમત તથા છાતી ચલાવીને ઉઠાવી લીધું છે. તેથી કરીને એ ધણીને લોકામો મોટી શાબાશી મલેછે. વાશતે હમો ઉમેદ રાખીએચ કે જે નેક ધારણાંથી એ ધણીએ એ કાંમ હાથ પકડેઉં છે તેજ પરમાંણે મોટી ખુશાલી શાથે ઉતાવલેથી પાર પડે અને એ ધણીને જશ મલે. જાંણવું કે હરેક કોઇને પોતાનાં શેવટનાં દાહાડાને શારૂં જે કાંઇ કરવાનું છે તે હેવાંજ કાંમો છે. કેમકે શીવાએ પુનદાંન અને ધરમ અને નેકી ખુબી અને ભલાઇ વગરે બીજું કશું સાથે આવતું નથી. અને જો કાંઇ હોએચ તો તે કાંઇ કાઇ ઉંચકીને આપતું નથી.

## થાંણાનાં મરહુમ શેઠ રૂસતમજી કાવશજી પટેલનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

મુંબઇનાં શમાચાર, તા૦ ૨૫ મી આપરેલ ૧૮૪૧ ને વાર રવેઉ.

જાહેર ખબર.

શ્રી મુમબઇનાં તથા શ્રી હીનદોશતાંનનાં શઘલા દેશાવરોનાં વશનારા તથા રેહવાશી પાક જરતોશતી ફેરકાના લોકોની શેવામો શ્રી મુમબઇનો રેહવાશી કમતરીન પારશી પટેલ રૂશતંમજી કાવશજી નમીને અરજ કરે છે કે શ્રી થાંણાં મધે એક નવું દુખમું બાંધવાને ઘણી જરૂર હતી તેથી તે જગો ઉપર દુખમું બાંધવાને તઇઆરી કીધી છે. ને તેહનો તાંનો પુરાવા શારૂં મુકર દાહડો ઠેરાવેઓ છે. રોજ ૧૧ ખુરશેદ ને માહ ૮ આવાં શને ૧૨૧૦ ઇઅજદેજરદી શેહનશાહી તારીખ ૭ મી મેએ ૧૮૪૧ ને વાર શુકરે એ દીને શહવારે કલાક ૭ નાં તાંનો પુરાવાનું જારી થાશે તે પુરતી વેલાએ જરતોશતી અંનજુમંને તે જગો ઉપર આવી તશદી લેવી. ને અંનજુમનનાં આવેઆથી ને ચાશની કીધાથી પોતાનાં રોવાનને શવાબમો હંમએહરો કરવો ને શેવક ઉપર મોટું એહશાંન થાશે. એજ વીનંનતી. તારીખ ૨૩ મી એપરેલ ૧૮૪૧ અંગરેજી.

---

થાંણાંનું હાલનું દોખમું ઘણું જુનું થાએઉં છે અને તે નકાંમું થાવાની હાલતમો આવેઉં છે. તેથી કરીને તાંહાં નવું દોંખમું બાંધવાની જરૂર હતી વાશતે તે ધરમનું કાંમ શેઠ રૂશતમજી કાવશજી પટેલે હાથ ધરેઉં છે. તે નવાં દોખમાંનો તાંણો પુરવા વીશેની જાહેર ખબર આજનાં હમારાં પતરમો વાંચેઆમો આવશે. વાશતે હમો ઉમેદ રાખીએચ કે જે રીતે એ કાંમ ખુશીથી હાથ પકડેઉં છે તે પરમાણે ભલી ભલાઇથી એ કાંમ કરનારા ધણીની ધારણાં પરમાંણે પાર પડે.

મુંબઇના શમાચાર, તા૦ ૬ થી મેએ ૧૮૪૧ ને વાર ગરેહ.

જાહેર ખબર.

શ્રી મુમબઇનાં રેહવાશી પાક જરતોશતી ફેરકાના લોકોની શેવામો કંમતરીન પારશી રૂશતંમજી કાવશજી પટેલ નમંનતાઇથી અરજ કરે છે કે શ્રી થાંણાં મધે નવાં દુખમાંનો તાંનો પુરવાનો દાહડો આવતી કાલ દંને ખુરશેદ રોજે તા૦ ૭ મી મેએ ૧૮૪૧ ને શુકરવારને દીને ઠરાવ રાખેલો છે. વાશતે એ ઉપલાં કારણશર તરીએ જાવા શકી બારકશો તઇઆર રાખેલાં છે. વાશતે જે શાહેબોને પડાઉ અથવા મછવા અથવા બારકશ જોઇએ તે શ્રી મુમબઇનાં કોટમોની માંડવીનાં ડંકા ઉપર હમારાં માંણશો પાશેથી ખુશીથી માંગીને લેઈ જાએ.

*Bombay Gazette, Wednesday 5th May 1841.*

A CARD.

Rustomjee Cowasjee Patell begs leave to inform the nobility, Gentry, European and Native Inhabitants of Bombay and Tannah, that the ceremony of consecrating the ground intended by him for the erection of a Tower of Silence at Tannah will be performed on Friday, the 27th Instant on which day they will confer a particular obligation on him by granting their Parsee servants and writers leave to attend the ceremony.

મુંબઇનાં શમાચાર, તા૦ ૯ મી મેએ ૧૮૪૧ ને વાર રવેઉ.

શ્રી થાંણાંમો નવાં દોખમાંનો તાંણો પુરાવા વીશેની ખબર અગાઉથી એ ધરમનું કામ કરનારા પટેલ રૂશતમજી કાવશજીએ જાહેર કરી હતી તે શાથે જે કોઇ તાંહાં જાવાની ઇછા રાખે તેણાંને શારૂં પોતાનાં ખરચથી બારકશો તઇઆર રાખેઆં હતાં તેથી કરીને તાંણો પુરાએઆની એક દાહડો અગાઉ અતરેથી પુશકલ જરતોશતી લોકો એ નવાં દોખમાંનાં તાંણાંનાં જશનમો શામેલ થાવાને શારૂં ગએઆ હતા. અને ઠરાવ મુજબે ગએઆ શુકરવારને દંને શહવારનાં ૬ાા કલાકે એ તાંણો પુરવાની કીરીઆનું કામ એ નવાં દોખમાંને શારૂં ઠેડવેલી જગોએ ચાલુ કરેઉં તે આશરે ૮ાા કલાકે પુરૂં થાએઉં. તે વેલાએ તે જગોપર પારશી લોકોની મોટી ઠઠ મલી હતી અને હમારો લખનારો બાઇબંધ લખે છે તે પરમાણે મુમબઈ તથા થાંણાંનું મલીને નાઘણું મોટું આશરે ચાર પાંચ હજાર માંણશ એકઠું થાએઉં હતું. તેહમો વાડીઆજી બમનજી હોરમજજી તથા દશતુરો તથા બીજા આબરૂવાલા મોટા મોટા લોકો હતા તેથી કરીને એક મોટી રચનાં બની હતી. એ

દોખમું શેઠ રૂશતંમજી કાવશજી પટેલે પોતાની બપાઇની નઇઅતે તે મરનારનાં પુંનને શારૂં થાંણેથી આશરે એક ગાઉ પર બાંધવા માડેઉં છે. અને એ જશનમો આવનારા લોકોને ઉતરવાને શારૂં શેઠ રૂશતમજી એ બેરાંમજી ભીખાજીની ધરમશાલા આગલ માંડવ તથા ટંમબુ નાખીને જગો તઇઆર રાખેલી હતી તથા જે કોઇ તાંહાં આવેઆ તારથી તે ગએઆ તાંહાં લગે જમાડેઆ અને તેણાંની મદારા કરી તેથી કરીને તાંહાં જાનારા લોકો એ પુનનું કાંમ કરનારા પટેલને શારા આશીરવાદ દઇને મોટી ખુશીથી પોતાને થાંમે રવાંને થાએઆ અને કેટલાએક લોકો હજુર વેર રહેલા હતા.—હવે ઉમેદ એ છે કે એ શવાબનું કાંમ ધારેઆ પરમાંણે ઉતાવલેથી પાર પડે.

ઉપલી બીના લખેઆ પછે છેક અશુરેથી એ બાબતમો એક ભાઇબંધનું લખેલું ચરચાપતર પોંતું પણ એકની એક વાત બેએવાર નહી છપાએઆને શારૂં તે લખનારનું હેશાંન હમોએ માનીને તે પતર દાખેલ કરેઉં નથી. પણ તે લખનારે એક શાએઅરનું બેત હેવાં પુનનાં કાંમની વખાંણમો કહેલું લખી મોકલેઉં છે તે હેઠલ જણાવેઉં છે—

**બેત**

બનાંમે ખોદા કશકે બખશીદો ખોરદ
આં નેકનાંમી આં કશ ખુદબે બોરદ

જે કોઇ એકે બખશેશ કીધી અને ધરંમ કીધો અને પોતે ખરચીઉં અને ખાધું તેજ શખશ પોતાની શાથે પોતાનું નેકનાંમ લઇ ગીઓ. આએ દુનીઆંથી બાકી બીજું કાંઇ શાથે લઇ જતું નથી.

મુંબઇના શમાચાર, તા૦ ૧૩ મી મેએ ૧૮૪૧ ને બાર ગરેહ

**ચુક.**

હમોએ ગએઆં પતરમો શ્રી થાંણાંનાં નવાં દોખમાંનો તાંણો પુરવા બાબેની ખબર આપી છે તેહમો જણાંવુઉં છે કે એ દોખમું શેઠ રૂશતમજી કાવશજી પટેલે પોતાની બપાઇની નઇઅતે બાંધવાને ઠેડવેઉં છે. પણ તે હમોને ખબર આપનાર ધણીની ચુક થાઇ છે. એ દોખમું પટેલે પોતાના શવરગવાશી બાપ કાવશજી પટેલની નઇઅતે બાંધવાને ઠેડવેઉં છે.

## ઇ૦ સ૦ ૧૮૪૨.

### અહુમદનગરનું અંજુમનના ઉધરાતનું દોખમું.

તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૪૨.
રોજ ૧૫ માહ ૪ (શે૦) ૧૨૧૧ યજદજરદી.

આજ દીને અહમદનગર મધે ત્યાંની તથા પુણાં અને મુંબઇની અંજુમનના ઉધરાતથી એક દોખમું બંધાવી પરઠાવ્યું હતું.

[આ દોખમાંનો તાંણો પુરવા તથા તેને પરઠવાને લગતી ક્રિઆ પુણાંવાલા દસ્તુર તેહમુલજી મનચેરજી હોજદારે કીધી હતી, તથા એ દોખમું બંધાવવાની આગેવાંની પુણાંવાલા [ખાંનબાહદુર] શેઠ પેશતનજી શોરાબજી તથા મુંબઇવાલા શેઠો ફરદુનજી શોરાબજી પારખ અને વીકાજી મેહેરજીએ કીધી હતી.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૩૯૩.]

### વડોદરાનું અંજુમનના ઉધરાતનું દોખમું.

મુંબઇના શમાચાર, તા૦ ૧૫ મી મેએ ૧૮૪૨ ને વાર રવેહ.

**જાહેર ખબર.**

**શ્રી મુમબઈ તથા હીનદોશતાંનમોનાં શઘલાં દેશાવરવાલા પાક જરતોશતી ફેરકાના દશતુરો તથા મોબેદો તથા બેહેદીનોની ખેદમતમો** નીચે શહી કરનાર કંમતરીન શેવક નમંતાઇથી અરજ કરેચ કે શ્રી વરોદરા મધે જે શ્રી મુમબઇની તથા બીજા દેશાવરોની શમશત અંનજુમંનનાં ઉગરાતના પઇશાથી એક દખમું કે જેની ઉગરાત અંધેઆરૂ દાજીભાઇ ખરશેદજી બદીની તથા બીજાઓની મારફતે થાઇ છે તે દખમું શરવે તઇઆર થઇઉં છે. તેહને દીનબેહ માજદીઅશનીનાં હોકમ મુજબ ઇજાવાનો રોજ ૭ મો અમરદાદ અને માહા ૯ મો આદર શેહેનશાહી તથા રોજ ૭ મો અમરદાદ અને માહા ૧૦ મો દેએ કદીમી શને ૧૨૧૧ ઇઅજદજરદી તા૦ ૨ જી જુન શને ૧૮૪૨ અંગરેજી ને દીને મુકરર કાધો છે. તે દીને એ દખમુ દીનનાં હોકંમ પરમાંણે ઇજાશે. વાશતે ઉપર કહેલા પાક જરતોશતી ફેરકાનાં શરવે લોકોને તે જશંન તથા અંનજુમનમો શવાબના હંમબેરામો શાંમેલ થવું શજાવાર છે અને તે શાથે એ રીતે તશદી લીધાથી શ્રી વરોદરાની ગરીબ અંનજુમન ઉપર ઘણીજ શફકત અને મેહેરબાંની થાશે.— તારીખ ૧૩ મી મેએ શને ૧૮૪૨ અંગરેજી.

લખતંગ કંમતરીન શેવકો જીવનજી એદલજી અપુનાં છોકરાવો.

*,* આ દોખમાંના દરવાજાપર નીચલી તખ્તી મારેલી છે :—

"બનામે યઝદે બખશાઇંદે મેહરબાંન.

"શ્રી દાદાર હોરમજદનાં ફજલથી ને
"તેત્રીસે યઝદની મદદથી શ્રી વડોદરામાં
"દીન એહ માજદીઅશના ધીરકા ઉપર ની-
"વાજેસ ફરમાવી શ્રીમંત ગાયકવાડ સર-
"કાર સાહેબે દાદગા બનાવવા સારૂં મોજે
"માજલપોરની સીમમાં જમીન કુંભા ૧૦૧
"ચાલુ બખશેશ આપી તેની સનદ સવત
"૧૮૯૩નાં જેઠ શુદ ૬ ને વાર ગરેઉની કરી
"આપી છે તે જમીન ઉપર શ્રીમુમબઇ તથા
"શ્રી વડોદરા વગેરેની અંજુમનના પૈસાથી
"પારસી જીવણજી એદલજી અપુના છોક-
"રાઓ હસાતક દાદગા બનાવીઉં છે તે
"સવંત ૧૮૯૮ નાં વૈસાખ વદ ૯ ને વાર
"ગરેઉ રોજ ૭ મેને માહ ૯ મે શહેનશાહ
"સને ૧૨૧૧ ઈઅજદેજરદી તા૦ ૨ જી
"માહે જુન સને ૧૮૪૨ અંગરેજીને
"દીને ઈજાયું છે."

## ઈ૦ સ૦ ૧૮૪૩.

### ઓરંગાબાદ તથા શોલાપુરનાં શેઠો વીકાજી અને પેશતનજી મેહરજીનાં દોખમાં પરઠાએઆનો અહેવાલ.

મુંબઇના શમાચાર, તા૦ ૧૫ મી ડીસેમબર ૧૮૪૨ ને વાર ગરેઉ.

જાહેર ખબર.

શરવે દેશાવરના પાક જરથોશતી ધીરકાનાં શાહેબોની ખીદમતમો શેવક વીકાજી મેહેરજી તારાપોરવાલાની અરજ એ છે જે શ્રી પાક પરવરદેગારની મદદથી શેવકે ઓરંગાબાદ તથા શ્રી શોલાપોર મધે આપડી કોમને વાશતે દોખમાં બંધાવેઆં છે તે આપડી ભલી દીનની કરીઆ મુજબ શ્રી ઓરંગાબાદનું દોખમું રોજ ૧૨ મો મોહોર ઇઅજદ માહા ૪ થો તેશતર તીર શેહેનશાહી શને ૧૨૧૨ ઈઅજદજરદી ને દીને ઈજાવા માડશે તેહનું જશન રોજ ૧૫ મો ને માહ ૪ થે થશે. તથા શ્રી શોલાપોરનું દોખમું રોજ ૪ થો શરેવર માહ ૫ મો અમરદાદ એ દીને ઈજાવા માંડશે તેહનું જશન રોજ ૭ મો માહ ૫ મે થાશે વાશતે શરવે શાહેબોએ ઉપર લખેલા રોજે એહુ ઠેકાંણે જશંનમો શામેલ થાઇ શવાબનો હમએશે હાંશલ કરવો જરૂર છે.—શ્રી મુમબઇની ૧૪ મી ડીસેમબર ૧૮૪૨.

*,* ઓરંગાબાદનાં દોખમાંના દરવાજા ઉપર નીચલી તખ્તી મારેલી છે :—

اورنگ آباد آباد ست این شهر
ز شاه ناصرالدوله نیکو دهر
وزیرش نام راجایان راجه
مهاراجه بهادر پر بشهره
چو شد ویکاجی و پسنجی بانی
بنا شد دخمه فردوس ثانی
بماه تشتر و دیبمهر روزی
مرتب گشت دخمه دلفروزی
چو سال یزد جردي را شماری
چه خوش تاریخ ازین مصرعه برآری
ز شوق طبع روشن همچو مه شد
زسا پر نور جشن دادگه شد
۱۲۱۲

**અરથ**—નેક જમાનાના નાસરોલ દૌલા પાદશાહથી આએ ઓરંગાબાદ આબાદ શેહેર છે. અને તેનાં વજીરનું નામ રાજાઓનો રાજા ઘણો વખણાએલો બાહદુર મોટો રાજા. જયારે વીકાજી અને પેશતનજી બનાવનાર થયા ત્યારે બેહશતની મીસાલનું દોખમું તૈયાર થાયું. તીર મહીનો અને દેપમેહર રોજે દેલને રોશન કરનાર દોખમું તૈયાર થાયું. જયારે તું યજદજરદી તારીખને ગણે ત્યારે આએ મીસરાથી ખુશ તારીખની ગણત્રી કરે, અને તબીઅતની રોશનીથી માહતાબની મીસાલે રોશન થાયું. "ઘણાં નુર ભરેલાં દોખમાંનું જશંન" ૧૨૧૨ યજદજરદી.

*,* શોલાપુરનાં દોખમાંના દરવાજા ઉપર નીચલી તખ્તી મારેલી છે :—

بشولا پور شد دخمه گرامی
ز ویکاجی و پسنجی نامی
بماه و روز مرداد و امرداد
چو فرخ شد بنا این جای بنیاد
بگفتم سال ایزد جرد شاهش
بسا پر نور جشن دادگاهش
۱۲۱۲

**અરથ**—નામદાર વીકાજી અને પેશતનજીથા શોલાપુરમાં કીમતી દોખમું અમરદાદ મહીનો અને અમરદાદ રોજે આએ બુલંદ બેહશતના જેવી જગોમાં બુનીઆદ પામ્યું. મેં યજદજરદ શાહનશાહનું શાલ કહ્યું તો તે નુર ભરેલું "દાદગાહનું જશાંન" (થાસું) સને ૧૨૧૨.

એ દોખમું ૧૭ પાવીનું છે, અને તે શેઠો વીકાજી તથા પેશતનજી મેહરજીએ પોતાના બાપના બપાવા મરહુમ શેઠ ભીમજી દાદાજીની નઇઓતે પરડાવ્યું હતું.

[પારશી પ્રકાશ, દફતર પેહલું સફે. ૪૧૦–૪૧૧]

## થાંણાનું મરહુમ શેઠ રૂસતમજી કાવશજી પટેલનું દોખમું પરઠાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૩૦ મીં મારચ ૧૮૪૩ ને વાર ગરેઉ.

જાહેર ખબર.

શ્રી મુમબઈ બંદરના વશનારા તથા શ્રી દીનદોશતાંનના શઘલા રેહવાશી પાક જરતોશતી ફીરકાનાં માજદીએશની દીનનાં દશતુરો મોબેદો તથા હેરબદો તથા બેહદીનોની ખીદમતમો કમતરીન ખાકશાર દીન બેહ માજદીએશનીનો તાબેદાર પટેલ રૂશતમજી કાવશજી ઘણી નમંનતાઇથી અરજ કરે છે જે એ ખાકશારે શ્રી થાંણાં મધે એક નવું (દોખમું) પોતાના બાવા પટેલ કાવશજી રૂશતમજીનીં નઇએતે બાંધવા માડીઉં હતું તે દોખમું પાક પરવરદેગારનીં ઇઆરીથી બંધાઇને તઇઆર થાઇઉં છે. તેથી રોજ ૧૯ માહા ૭ મો શેહેનશાહી તથા માહા ૮ મો કદમી સને ૧૨૧૨ ઇઅજદજરદી તારીખ ૧૫ મીં આપરેલ શને ૧૮૪૩ ઇશવીને વાર શનેઉ એ દીન બેહ માજદીઅશનીના હોકમ મુજબ ઇજાએઆનું જશંન થાશે વાશતે કુલ દેશાવરોના પાક જરતોશતી ફેરકાના શરવે લોકોની શેવામો અરજ એ છે જે તે દીને શવારનાં ૭ કલાકને અમલે શરવે શાહેબોએ તશદી લેઇને તે જશંનની અંનજુમનમો શામેલ થાવું અને ચાશણી કરવી શજાવાર છે. કે શરવે શાહેબોએ તે જગોએ તશદી લીધાથી કમતરીન ઉપર ઘણીજ શેફકત થાશે એટલુંજ નહીં પણ શવાબનો હંમબેરો હાંશેલ થાશે. એજ અરજ. તા૦ ૨૯ મીં મારચ શને ૧૮૪૩ ઇશવી.

મુંબઇનાં ચાબુક, તા૦ ૧૨ મીં આપરેલ ૧૮૪૩ ને વાર બુધે.

શ્રી થાંણાંનું નવું દોખમું શેઠ રૂશતમજી કાવશજી પટેલે પોતાનાં જીનત ગુજીન બાપની નઈએતે ઈજાવાને તઇઆર કીધુચ અને તેહની કીરીઆ ફરવરદીન રોજ એટલે જે આવતા શણુવારને દીને થાંનાર છે તે વીશે વચલે ગારે બુમ ચાલી હતી કે હાલ તરત એ કીરીઆનું કાંમ અટકશે કાંજે શેઠ રૂશતંમજી કાવશજી પટેલ ઘણાં બીમાર છે. પણ તે બુમ અંતે ખોટી થડી અને જે દાહાડો આગલ મુકરર કીધોચ તેજ દીને એ નવાં દોખમાંની કીરીઆ થાશે.

મુંબઈ સમાચાર, તા૦ ૧૬ મીં આપરેલ ૧૮૪૩ ને વાર રવેઉ.

નામીચાં ખાંનદાંનના અને સારાં કુલના ધરમાતુ શેઠ રૂશતમજી કાવશજી પટેલે પોતાના બાવાના પુનને સારૂં તથા પોતાનાં જાવેદાંનનાં નાંમલેણાંને થકી શ્રી થાંણાના જરથોશતીઓને વાશતે નાંણાંની એક મોટી રકમ ખરચીને નવું દખમું બાંધીઉં છે. એ દખમાંની કીરીઆ કરવાનો દાહડો ઠરાવેઓ હતો તે પરમાંણે કીરીઆ પુરી થાએઆ પછેનું જશન ગઈ કાલ દીને તે દખમાંની નજદીક કરીઉં છે. શાંભલેઆ પરમાંણે એ જશંનની મીજલેશમો પારશી ગનેઆતનાં ઘણાંએક લોકો બીરાજેઆ હતા તેશ કરીને તે મીજલેશ મોટી સભા તથા જેબ ભરેલી થાઇ હતી. તે જગોએ શરેશતા પરમાંણેની મીઅજદ કરેઆ બાદ શેઠ રૂશતમજી કાવશજી પટેલનીં તરફથી એ જશન બાબેનું અંનજુમન પતર પંનચાતના મેહતા અરદેશર દાદાભાઇએ તે મીજલેશની હજુરમો વાંચી શભલાવીઉં. અને તાર પછે પારશીની અંનજુમંનનીં તરફથી વાડીઆજી શેઠ નવરોજી જમશેદજીએ શેઠ રૂશતમજી કાવશજી પટેલનીં વતી તેવોનાં બરખુરદાર દાદાભાઇ રૂશતમજીપટેલને શેઆલ આસરે રૂ.૩૦૦)ની કીમતની હોરાડી તથા એક શેઆલ વાડીઆજી શેઠ બહમનજી હોરમજીએ તથા શ્રી થાંણાની અંનજુમન તરફથી એક શેઆલ હોરાડીને એ પુનનાં કામનીં મુબારકબાદી આપી. તાર પછે શેઠ રૂશતમજી કાવશજી પટેલે દશતુરજી રૂશતંમજી કેકોબાદજીમુલાં ફીરોજનાંને તથા દશતુર એદલજી દારાબજી શંનજાંનાંને તથા બીજા બેએ મોબેદોને એકકો શેઆલ આપી અને બીજા દશતુર મોબેદોને આશીરવાદ આપી. તાર પછે મીજલેશ

બરખાશત થાઇ અને તે મીજલેશમો આવનારા જરતોશતીઓને શારૂં નેઆતનું ભોજંન તે જગોએ તઇઆર કરીઉં હતું તે જમી શરવે કોઇ એ પુનનાં કામના કરનાર ધણીને રૂડા આશરવાદ દેતા પોતપોતાને ઘર આવેઆ. કેહચ કે એ જગોએ ઘણાંએક પારસી લોકો એકઠા મલેઆ હતા તેથી કરીને પારશી લોકોની હેવી તો ભારે ઠઠ મલી હતી અને રચનાં ચાલી હતી કે તેહવી કોઇજ વેલાએ મલે છે. એ ઉપરાંત શેઠ રૂશતમજી કાવશજી પટેલે ધરમનું કામ ચાલુ રેહવા સારૂં અંનજુમન ખાતે રૂ. ૫૦૦) આપેઆ છે. હમારી ઉમેદ એજ છે કે શરવ કોઇને હેવો નેક મારગ શુજ પડે અને પોતાંનાં હલાલ મેહનતથી મેલવેલાં નાંણાં હાવે શ મારગે ખરચ કરે કે જેથી જાવેદાંન શુધીની નેકનાંમી અને હજારો રોઆંનોની દોઆ હાંશલ કરે. એથી વધારે શું બીજી કહી ચીજ મલવાની ઇનશાંને આએ તરણુ પાંચ દાહડાની ખોટી માએઆ ભરેલી જગતમો આશા રાખવી જોઈએ.

એ જશંનની મીજલેશમો વાંચેલાં અંનજુમન પતરની નકલ.

દાદગર દાદાર હોરમજદ જે હરેક નેક કાંમની ઇઆરીએ પોંહોચનાર છે તે શાહેબની બખશેશથી તથા હજરત જરથોશત અસપતમાંન અનોશેહરવાંનની દાદગર દાદાર હોરમજદ પાસેથા લાવેલી પાક માજદીઅશની દીનની રેહે[illegible]માઇથી હું કમતરીન ખાકશાર દીન બેહ માજદીઅશનીનો તાબેદાર રૂશતમજી કાવશજી પટેલ શરવે માજદીઅશની દીનની અંનજુમન આગલ નમંનતાઇથી જાહેર કરૂંચ કે માહરા બાવા કાવશજી રૂશતમજી પટેલની નઇએતે શ્રી થાંણાંમો એક નવું દોખમું બાંધવાની તંદરોશતી ભણાવી હતી તે દોખમું પાક પરવરદેગારની મદદથી બાંધી તઇઆર કરીઉં છે. તેમાં શઘલી મલીને કુલ પાવી ૪૭ છે. એ દોખમું આજ રોજે દીનના હોકમ મુજબ શેહેનશાહીના મોબેદો પાસે ઇજાવેઉં તેનું આજે જશન કરેઉં છે. હવે આજથી એ દોખમું માજદીઅશની દીનની અંનજુમનના લોકોને દીન બેહમાજદીઅશનીના હોકમ મુજબ વાપરવાને વાશતે ઉંઘાડું મુકીઉં છે.

બીજું શ્રી મુમબઇ મધે જરથોશતી ફેરકાના લોકોના બનાવેલી ધરમની જગાવો છે તેનાં ધણીઓ તથા વારેશો તે જગોના મુતવલી છે તે મુજબ હમો પોતે તથા હમારા વારસ વકીલો સદા આમદ એ દોખમાં ઉપર વાલી મોતવલી રેહશે. બીજું એ દોખમું બાંધવાનાં કાંમમો શ્રી થાંણાંની તથા શ્રી મુમબઇની અંનજુમને હમોને ઘણી મદદ આપી છે અને સારો મારગ બતાવેઓ તેથી એ નેક કામ મુરાદ સાથે સરંનજામ પોંહોંચેઉં વાશતે કુલ અંનજુમનનું હમારા ઉપર મોટું એહશાંન અને આભાર થાએઓ છે તેથી હમો તે શાહેબોના હકમો શુકરગુજાર છેઇએ. તેમો શરવેથી મુમબઇનાં જરથોશતી દીનનાં અંનજુમનના શાહેબો તથા શરવે નાંનું મોટું અંનજુમન તથા બીજા દેશાવરવાલા શાહેબ લોકો આજ રોજે શ્રી થાંણાં મધે આએ નવાં દખમાં આગલ તશડી લઇને જશનમો શામેલ થાએઆ તેથી તમો શરવેની હું ગરીબ શેવક ઉપર મેહરબાંનગી અને નવાજેશ થાઇ અને તમો શાહેબોનું મોટું એહશાંન જાંણીઉં છે. એજ અરજ. રોજ ૧૯ મો માહ ૭ મો શેહેનશાહી તથા માહ ૮ મો કદમી શને ૧૨૧૨ ઇઆજદજરદી તા૦ ૧૫ મી આપરેલ ૧૮૪૩ અંગરેજી.

*Gentleman's Gazette.*

*Tuesday 18th April 1843.*

Parsee Cemetry—The ceremony of the consecration of the newly erected Parsee Cemetry at Tannah, took place on Saturday Morning. It was attended by crowds of Natives of that sect, and a variety of ceremonies was performed by their Priests. Previous to the consecration, all buildings of that description are open for the examination of the curious, but subsequent to its being declared "a Tower of Silence" none of the profane are allowed to visit it, except the vultures and other birds of the air.

A remarkable fact occurred that day. A young Parsee after a hearty meal went to bathe in a Tank near Tannah, where he was drowned. His remains were not taken to the new Cemetery but to the old one, as it is the practice that the first body laid in the new Cemetery, should be either that of an infant or of some venerable old person.

We regret to learn that Rustomjee Patell who defrayed the expenses of this new building, is considered to be in very delicate state of health. It is a common belief among the vulgar Parsees, that he who erects a "Tower of Silence" is not long to survive its consecration; consequently fears are entertained by them for the life of this respectable old man.

---

***એ દોખમાંના દરવાજાપર નીચલી તખ્તી મારેલી છે :—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે
"શને ૧૨૧૨ ઇઆજદેજરદી
"શને ૧૮૯૯ વીકરમાઉત
"શને ૧૮૪૩ ઇશવી
"શ્રી મુંમબાઇનાં રેહેવાશી પારશી રૂશ-
"તમજી કાવશજી પટેલે પોતાના બાવા
"કાવશજી રૂશતમજી પટેલની નઇએતે શ્રી
"થાંણાં મધે કુલે શ્રી જરથોશતી ફીરકાની
"અંનજુમંનને વાશતે એ દોખમું બાંધી
"તઇઆર કરી કુલ જરથોશતી અંનજુ-
"મનના હવાલામો આપીઉં છે."

## અમદાવાદનું અંજુમનના ઉધરાતનું દોખમું.

મુંબઈ સમાચાર, તા૦ ૩૦ મી આપરેલ ૧૮૪૩ ને વાર રવેઉ.

### જાહેર ખબર.

શ્રી મુમબઇ બંદર તથા હીંનદોશતાનના શઘલા રેહવાશી પાક જરતોશતી ફેરકાના માજદીઅશની દીનનાં દશતુરો તથા મોબેદો તથા હેરબદો તથા બેહદીનોની ખીદમતમો કમતરીન ખાકશાર દીન બેહ માજદીએશનીના તાબેદારો શ્રી અમદાવાદની જરતોશતી અંનજુમન નમંનતાઇથી અરજ કરે છે જે એ ખાકસારોએ શ્રી અમદાવાદ મધે એક નવું દોખમું બાંધવા માંડીઉં હતું તે દોખમું પાક પરવરદેગારની મદદથી બંધાઇને તઇઆર થાએઉં છે. તે રોજ ૨૫ મો માહ ૮ મો શેહનશાહી તથા માહ ૯મો કદમી શને ૧૨૧૨ ઇઅજદજરદી તારીખ ૨૧ મી મેએ શને ૧૮૪૩ ઇશવી ને વાર રવેઉએ દીન બેહ માજદીએશનીના હોકમ મુજબ ઇજાએઆનું જશન થાશે વાસતે કુલે દેશાવરોના પાક જરતોશતી ફેરકાના શરવે શાહેબોની શેવામો અરજ એ છે જે તે દીને શહુવારનાં કલાક ૭ ને અમલે શરવે શાહેબો તશદી લઇને જશનની અંનજુમનમાં શામેલ થાવું અને ચાશની કરવી શજાવાર છે કે સરવે સાહેબોએ તે જગોએ તસદી લીધાથી ઘણીજ નવાજશ થાશે તથા શવાબનો હંમએરો હાંશલ થાશે. એજ અરજ. તારીખ ૨૦ મી આપરેલ શને ૧૮૪૩ ઇશવી.

*Gentleman's Gazette*
*Monday* 31*st July* 1843.
*News from Ahmedabad.*

..................... The Parsee's Beesta has been completed, and ready for the recection of the bodies of that caste. It has been constructed in fine style through the exertions of Sett Muncherjee Sorabjee of this town.

*** એ દોખમાંના દરવાજા ઉપર નીચે મુજબ લેખ કોતરેલો છે:—

"ઇઅજદજરદી શને ૧૨૧૨.
دخمه یزدان پرستان ۱۲۱۲
"Parsee Cemetry 1843.

## પુણાંની શેઠ શોરાબજી રતનજી પટેલની આદરાંનની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઇના ચાબુક, તા૦ ૧૧ મીં જુન ૧૮૪૩ ને વાર રવેઉ.

### જાહેર ખબર.

શ્રી પુણાં તથા શ્રી મુમબઇ તથા હીનદોશતાંનનાં શઘલાં બંદરોનાં રેહેવાશી પાક જરતોશતી ફીરકાના દશતુરો—મોબેદો—દાવરો—બેહદીનો—તથા કુલે ખાશોઆંમની ખીજમતમો કંમતરીન ખાકશાર દીને બેહે માજદીઅશનીનો તાબેદાર પટેલ શોરાબજી રતનજી શ્રી પુણાંવાલો મોટી નમંનતાઇથી અરજ ગુજારે છે જે એ કંમતરીને શ્રી પુણાં મધે જરથોશતી ફીરકનાં શરવે લોકોને વાપરવા શારૂં આતશ આદરાંન શાહેબની દરેમેહર બાંધી છે. તે દરેમેહેરનું કામ પાક પરવરદેગારની ઇઆરીથી અને અનોશેહેરવાંન હજરત જરથોશતની બરકતથી બંધાઈને શરંનજાંમ પોહોંચીઉં છે—તેથી રોજ ૨૦ મો બેહેરાંમ અને માહા ૯ મો આજર રશમી માહા ૧૦ મો દેએ કદીમી તારીખ ૧૫ મી માહે જુન

શને ૧૮૪૩ ઇશવી અને વાર ગરેઉ એ મુબા-રક દીને અને શકૂલ ઘડીકાએ—દીને બેહે બાજદીઅશનીનાં હોકંમ મુજબ ઇજાએઆનું જશંન થાશે. વાશતે કુલે દેશાવરોનાં પાક જરથોશતી ફીરકાનાં ખાશોઆંમની શેવામો નમંનતાઇથી અરજ ગુજારવામો આવેચ કે એ મુબારક દીને શહવારનાં ૮ કલાકને અમલે શરવે શાહેઓએ તજદી લેઇને એ અંનજુ-મંનનાં મુબારક જશંનની મીજલશમો શાંમેલ થાઇ અને ચાશણી કરી શવાબનો હંમબેરો હાંશેલ કરવો શજાવાર છે.—એ ઉપલે દીવશે શરવે શાહેઓએ શ્રી પુણાંમો તજદી લીધાથી કમતરીન ઉપર ઘણીજ શેફ્કત અને રાહાત થાશે. એજ અરજ. શ્રી પુણાંની તારીખ ૯મી જુન ૧૮૪૩.

મુંબઇના ચાબુક, તા૦ ૨૧ મી જુન ૧૮૪૩ ને વાર બુધે.

હમારા શ્રી પુણાંના એક ભાઇબંધનો ચાલતા મહીનાંની તા૦ ૧૮ મીનો પતર હમોને મલેઓ તે ઉપરથી કેહવાને મોહટો હરખ અને ભારે ખુશાલી ઉપજેચ જે તે જગોએ શેઠ શોરાબજી રતંનજી પટેલે આતશ આદ-રીઆંન જારી કરવા વીશે એક વીચાર આજ ૧૫ વરશ થાએઆં ધારેઓ હતો તે નેક કાંમ અંનતે રોજ ૨૦ મો માહા ૯મો રશમી માહા ૧૦ મો કદમીને દીને શરંનજામે પોંહોતું.

એ મુબારક ક્રીઆની વેલાએ શવાબનો હંમબેરો લેવામો શ્રી પુણેનાં તમાંમ નાંધસેથી તે મોહટાં અને કેટલાએક શ્રી મુમબઇનાં તથા બીજે દેશાવરોનાં નેક એતેકાદ અને રાશત મહજબના જરથોશતીઓ શઘલાં મલી આશરે ૫૦૦ માંણુશો જમાવ થાએઆં હતાં. આશરે ૯ા કલાકને અમલે આતશ આદરીઆંનને તખતનીશીન કીધા તેહાર પછે મીઅજદ આફ્રરંગાંનનું કાંમ શરૂ કીધું તે ક્રીઆ થાઈ રહેઆ પછે શ્રી પુણાંની નાંધલી પણ એક શંપી પારશીની અંનજુમનની તરફથી તરણ જોરા શેઆલોની પેહરાંમની થાઇ તે મધે એક શેઠ .શોરાબજી રતંનજી પટેલ અને બીજો શ્રી પુણેનાં દશતુર જાંમા-શજી એદલજી આશાવાલા અને તરીજો દશતુર જમશેદજીને. તેહારબાદ શેઠ શોરાબજીએ દશતુર જાંમાંશજી—દશતુર જમશેદજી-દશતુર નોશેરવાંનજી જાંમાંશજી તથા મોબેદ ખરશેદજી જાલનાવાલા એ દરએકને શેઆલ જોરો એક તથા પડીકાંમો રોકડ આશોદાદ આપી અને નોશારીવાલા દશતુરને શેઆલ એક તે શંગાથે બીજા મોબેદોને ઘટતી રીતે રોકડ આપેઉં. મુમબઇની પંચાતની ધરમખાતાંની પુંજીમો રૂ. ૧૨૫) ભરી તંનદરોશતી પહડાવી અને એજ પરમાંણે શ્રી પુણાંની ધરમખાતાંની ટીપમો ૨૫૧) રૂપીઆનો આંક વધારેઓ. શ્રી મુમબઇની અંનજુમંનની તરફથી જીવંનજી રતંનજીએ શેઠ શોરાબજી પટેલને શેઆલ જોડો એક નજરાંણું કીધો. શ્રી ખીરકીની અંનજુમંનની તરફથી બેજંનજી રતનજી ખેડા-વાલાએ શેઠ શોરાબજીને શેઆલ જોડો શપુરદ કીધો. અને શ્રી મુમબઇવાલા વેપારી પેશતનજી ખરશેદજીએ પોતાની તરફથી એક શેઆલ જોડો શેઠ શોરાબજીને હોરાડેઓ. તેહાર પછે શ્રી પુણાંની પારશીની વશતીમોથી આશરે ૨૦૦ માણશોની શહી શુધાંનું એક માંનપતર તઇઆર કીધું હતું તે એ મીજ-લશમો વાંચી શંભલાવીઉં. તેહાર બાદ દશતુર જાંમાશજી તથા જંમશેદજીએ પોતાની તરફથી ફારશીમો લખેલો એક કશીદો શેઠ શોરાબજી પટેલની તારીફમો બનાવેઓ તે વાંચી શંભ-લાવેઓ તેહમો જણાંવેઉં હતું કે શ્રી પુણાંમો જરથોશતી ધરમ કેહવી હાલતમો ચાલતો હતો અને રૂવાંનોનાં કાંમોમો કેહવી બીકટ હતી અને શી પરકારે ચાલતાં હતાં તે શઘલી અડચંનો શેઠ શોરાબજીએ મુંમબઈની અંન-જુમંનની મદદ માંગી મોબેદો તથા નેરંગદીન મંગાવી કે હેવું કીધાથી હાલમો કેહવી શુતરી રીતે ઇઓજદાથરેનાં કાંમો ચાલેચ. એ શઘલું થાઇ રહેઆ પછે શુતરું ખાણું અને તરેહ-વાર દારૂનાં દોરો ચાલેઆ અને આખો દાહાડો પુણાંની પારશીની વશતીમો રાંમશની થાઇ રહી અને હર જગોથી શરોદનાં આવાજો જારી થાએઆ. હેવી નેક હેદાએત હમેશે આપણા શખીઓને આપે અને ધરંમનાં કાંમો જારી રેહે.

મુંબઇના ચાબુક, તા૦ ૨૩ મી જુન ૧૮૪૩ ને વાર શુકરે.

શ્રી પુણાંમો આતશ આદરાંન શાહેબ તખતનીશીન થાએઆ તે વીશે કેટલીએક બીનાં શ્રી પુણાંના એક લખનારે લખી મોકલી હતી તેહનો શાર હમારાં ગીઆં ચાબુકમો પરગટ કીધોચ તેહમો કેટલીએક ચુકો છે તે-હમો એક ચુક મોટી છે તે શુધારવા તથા તે ઉપર મુજાંહેમત કરવા વગર હમોને ચાલતું નથી. તે એજે—

હમારો પુણાંનો લખનારો કહેચ કે આ-તશઆદરાંન શાહેબને તખતનીશીન થાવા વીશેની ક્રીઆ થાઇ રહેઆ પછે શ્રી (મુમબઇની અંનજુમંનની તરફથી મુમબઈવાલા શેઠ જીવં-

ણજી રતંનજી બીલીમોરીઆએ એ નેક કાંમ ઉઠાવનાર શેઠ શોરાબજી રતંનજી પટેલને શાલ જોડો હોરાડેઓ)—એ બીનાં ગલત છે.—પણુ શોધ કાહાડવા ઉપરથી હમોને ચોકસ માલુમ પડીઉં જે શેઠ જીવંણજી રતનજી પટેલે પોતાના દોશત શેઠ શોહોરાબજી રતનજી પટેલને પોતાની તરફથી શાલ જોડો હોરાડેઓચ અને મુમબઇની અંનજુમંનની તરફથી એ મુબારક દાહાડે જો પણ પુરાતંમ શરેશતો અને રશમ જારીછે. તોહોપણ કશી પેહેરાંમણી તથા માંન અકરાંમ થાઇઉં નહીં.

---

*** એ દરેમેહર પુરાંની થવાથી તે ત્યાંવાલા આંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસ્પઆશાનાએ પોતાના ભાઇઓની મદ-દથી ફરી બંધાવી તા૦ ૬ થી જુન ૧૮૭૭ને દીને પરહાવી હતી.

## ધોભીતલાવની શેઠ રૂસતમજી શોરાબજી ભરૂચા અથવા ખંડાવાળાની દરેમેહર પરહાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૩૧ મી આગશટ ૧૮૪૩ ને વાર ગરેહ.

### જાહેર ખબર.

વાડીઆજી નવરોજી જમશેદજી તથા શર જમશેદજી જીજીભાઇ નાઇટ તથા ફરાંમજી કાવશજી તથા વાડીઆજી બહમનજી હોરમ-જજી તથા ખરશેદજી માંણેકજી શરાફ તથા શમશત જરથોશતી અંનજુમનના અકાબરો શાહેબની ખીજમત મધે લખતંગ શેવક રૂશતમજી શોરાબજી ભરૂચા ગોરાઇવાલા અરજ કરે છે જે હાલ કોટ બાહેર ધોબીતલાવ ઉપર જરથોશતી લોકોની વશતી આશરે ૩૦૦ ઘરથી જાદે થાઈ છે પણુ તે ઠેકાંણાં ઉપર અંગરેજી દેવલ તથા હીંદુ તથા મુસલમાંન તથા કરીશટાંઉ લોકોની વશતી ઘણી છે તેથી બઇરાં તથા છોકરાંઓને વાડીઆજી હોરમ-જજી બહમનજીનાં આતશબેહરાંમ મધે બાજ ઈંજાવા લઇ જવાની ઘણી અડચંન પડે છે વાશતે તે જગોનાં કેટલાએક જરથોશતી લોકોનાં કહેઆથી શેવકની તાંહાં થોડીએક જગો છે તે મધેથી શવાબનું કામ જાણીને શેવકની મગદુર પરમાંણે થોડોએક ખરચ કરીને નાંલી જેવી દરેમેહર બંધાવી છે કે તે જગો ઉપર હાલ દાદગાં રાખીને મુકતાદનાં દાહડાપર તાંહાંની શમશત જરથોશતી લોકોની બાજ ઇંજવા તથા વંદીદાદ ઇજશનેતું કાંમ કરવાને સારૂં હીંધોલા ૫) કરાવા છે વાશતે એ મુકાંમ મધે જે કોઇ સારા મોબેદો હશે તેણુંની પાસે જે કોઇ કોટ બાહેરનાં તથા કોટમોનાં જરથોશતી બેહદીનો તથા મોબેદો શેહનશાહી અથવા વેલાતી રોજ માહાવાલાની ખુશી પડે તો એ દરેમેહરનાં મોબેદો પાસે અથવા પોતાના જુના પંથકી અથવા મોબેદો પાશે પોતાંનાં રૂવાંનોનું કાંમ કરાવે તે મધે એ દરેમેહરનાં મોબેદો કશો અટકાવ કરે નહીં.

બીજું—એ દરેમેહર મધે જે મોબેદોનાં બરશનુમ શાબેત હોએ તે મોબેદોએ આપરી દીન ધરમનાં શરેશતા પરમાંણે શારી ચોક-શાઈથી કામ કરવું શહી ને તેહની મેહનતનું જે વાજબી હોએ તે જે પંથકીએ કાંમ કરાવેઉં હોએ તેની પાસેથી લીએ શહી.

બીજું જાંહાં શુધી ખોદાતાલાની મેહરબાં-નીથી હમારી હઇઆતી છે તાંહાં શુધી એ દરેમેહરનાં મુતેવલી હું પોતે છેઉં ને માહરી પછવાડે માહરા વારશ વકીલ અથવા માહરા કુટંમબી એ દરેમેહરનું મુતેવલીપણું ચલાવે નહીં તારે શમશત જરથોશતી અંજુમનનાં પંચાતના બેશનારા શાહેબ લોકો એ દરેમેહેરના મુતેવલી તથા માલેક થાએ શહી.

બીજું—એ દરેમેહર શવંત ૧૮૯૯ નાં ભાદરવા વદ ૧ ને વાર શનેઉ રોજ ૧૬ મો મેહર ઇજદ ને માહ ૧૨ મો અશપંદાદ શેહનશાહી શને ૧૨૧૨ તથા રોજ ૧૨ મો ને માહ ૧ લો કદમીને દંને શહવારનાં ૯ કલાકે ઇજાશે વાશતે તે દંને તાંહાં જશંન થાશે તે મધે જે શાહેબ લોકો મેહરબાંની કરીને મેજની ચાશનીમો શાંમેલ થાશે. તેણુંને એ શવાબનો હમબેરો હાંશેલ થાશે ને વલી મજ શેવક ઉપર મોટું એહશાંન થાશે વાશતે શેવકની અરજ એ છે જે મેહરબાંની કરી આએ ઇશ્તેહારાત છે તે પંનચાતનાં દફતરમો નોધી રખાવજો. તારીખ ૨૮ મી આગશટ ૧૮૪૩ અંગરેજી.

**લા૦ પારશી રશતંમજી શોરાબજી ભરૂચા.**

મુમબઇનાં ચાબુક, તા૦ ૧૩ મી સપટેમબર ૧૮૪૩ ને વાર બુધે.

### જાહેર ખબર.

શ્રી દાદાર હોરમજદની મદદથી.—નેકનાંમ પારશી રૂશતમજી શોરાબજી ભરૂચા ગોરાઇવાલા જોગ લા૦ ધોબીતલાવનાં રેહનારા જરથોશતી લોકોની દુઆ કબુલ કરજો. જત તમોએ ઉપલી જગો ઉપર હમારા અથવા હરકોઈ બીજા કોટમોનાં અથવા કોટ બાહેરનાં જર-થોશતી લોકોનાં રૂવાંનોનું શવાબનું કાંમ તથા

હરેક બીજું ધરમનું કાંમ કરવાને વાશતે આએ જગો ઉપર તમારા ખરચથી દરેમેહેર બંધાવી છે. તેનું તમારૂં હમારા ઉપર મોહડું એહશાંન થાઇઉં છે. તે વાશતે અમારા ધોબી-તલાવપરનાં શરવે જરથોશતીઓની તરફથી શાલ ૧ તમોએ કબુલ રાખવી શજાવાર છે. શંવત ૧૮૯૯ નાં ભાદરવા વદ ૧ વાર શનેઉ રોજ ૧૬ મો મેહેર ઇજદ માહા ૧૨ મો અશપંદાદ શેહેનશાહી શને ૧૨૧૨ તથા રોજ ૧૨ મો ને માહા ૧ લો કદમી તારીખ ૯ મી શપટેમબર ૧૮૪૩ અંગરેજી.

- ૧ લા૦ સેવક દુઆગો અરદેશર એદલજીનો દુવા બંદગી કબુલ કરવી.
- ૧ રૂશતંમજી જીવંનજી પોંચખાંનાંવારા
- ૧ લા૦ શેવક મંનચેરજી રૂશતંમજી પટલુની દુવા બંદગી કબુલ કરવી.
- ૧ લા૦ શેવક એદલજી ભીખાજી ચીનાંઇની દુઆ બંદગી કબુલ કરવી.
- ૧ પારસી દાદાભાઇ શાપુરજી દુબાશ
- ૧ પારશી મનચેરજી બહમનજી કોપરની શહી
- ૧ લા૦ બરજોરજી એદલજીનો દુવા શલાંમ કબુલ કરવો.
- ૧ પારશી દોશાભાઇ માંણેકજી વારીઆની દુવા શલાંમ વાંચવી.
- ૧ પારશી મંનચેરજી બમંનજી માંછલીવાલા
- ૧ પારશી કાવશજી જીવંનજી કાકા સુરતવાલા
- ૧ એદલજી દાદાભાઇ બુટીનાં
- ૧ નશરવાંનજી બરજોરજી એનડરશંનના
- ૧ હીરજી જમશેદજી મોશતરી,

*** એ દરેમેહેરના દરવાજાપર નીચલી તખ્તી મારેલી હતી:—

"શ્રી દાદાર હોરમજદની મદત છે.
"પા૦ રૂશતમજી શોરાબજી ભરૂચા ગોરા-
"ઇવાલાની અગીઆરી છે. ઇડાંવાલાની છે
"રોજ ૧૭ માહા ૧૨ શા૦ ૧૨૧૨
"ઇઅજદજરદી."

પછવાડેથી એ દરેમેહર શેઠ નવરોજજી નશરવાંનજી વાડીઆ. સી. આઇ. ઇ. એ પોતાની ગીરેથી નવેસરથી બંધાવી તે પોતાનાં બપાઈ મરહુમ ખાંઈ આવાંબાઈ તે મરહુમ શેઠ અરદેશર ખરશેદજી વાડીઆનાં વીધવાવાલી પડોસની દરેમેહર સાથે જોડી તા૦ ૨૦ મી આપરેલ ૧૮૯૯ ને દીને ફરી પરઠાવી હતી.

## મુંબઈની કોટની મરહુમ માણેકજી શેઠ વાલી વાડીના ઓટલા.

મરહુમ શેઠ માણેકજી નવરોજજી શેઠનાની કોટ મધેની જરથોસ્તીઓને સર અવસરે વાપડવાની વાડીના બે જુના ઓટલા આએ વર્ષ તેમનાં ધર્મખાતાંના હીસાબમાંથી તેના મુતવલી શેઠ માણેકજી મેહરવાંનજી શેઠનાએ ઉખેડાવી નવેસરથી જરથોસ્તીઓના ઉપયોગને માટે બંધાવી ખોલ્લા મુકયા હતા. એમાંના એક ઓટલા ઉપર એજ વખતે માલ પણ બંધાવ્યો હતો.

[ આ બંધે ઓટલાઓપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદત છે.
"આએ ઓતલો વરશ ૧૦૦ થી વધુ
"થઆંનો બંનધાવેલો હતો શેઠ આ૦
"માણેકજી નવરોજીએ તે છેક જુનો
"થઇ ગઓ હતો તેથી ઉખેરીને નવેસ-
"સરથી શેઠ આ૦ માણેકજી નવરોજજીનાં
"ધરમખાતાંના હશાબ મધેથી મુતવલી
"આ૦ માણેકજી શેઠ મેરવાંનજીએ બંન-
"ધાવેઓ છે. શા૦ ૧૮૯૯ નાં શને ૧૮૪૩
"ઇશવીના શને ૧૨૧૨ એજદેજરદી."

આ બંધે ઓટલાની જગાપર હાલમાં બે મોટા કુશાદે ઓટલા એજ ધર્મખાતાંના હીસાબમાંથી તેના મુતવલી મરહુમ શેઠ અરદેશર મેહરવાંનજી શેઠનાએ બંધાવ્યા છે, તથા મજકુર જુની તખ્તીઓ પણ તેપર કાએમ રાખી છે. ]

[ પારશી પ્રકાશ, દફતર પેહલું સફે. ૪૨૨ ]

## ઈ૦ સ૦ ૧૮૪૪.

## ખંબાતની શેઠ પેશતનજી ખુરશેદજી મોદી વાલી દરેમેહર.

તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૪૪.
રોજ ૧૭ માહ ૪ (શે૦) ૧૨૧૩ યજદજરદી.

આજ દીને ખંબાત મધે શેઠ પેશતનજી ખુરશેદજી મોદીએ એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[ આ દરેમેહરમાં નીચે મુજબની તખ્તી મારેલી છે:—

"શ્રી દાદગર દાદાર હોરમજદની મદત.
"નેકનાંમ શી. પ. મોદીજી પેશતનજી
"ગુા૦ મોદી ખુરશેદજી બીન જમશેદજી
"બીન એદલજી કાવશજી ખંભાતવાલાએ
"પોતાની નેક મનશનીથી શ્રી આદરીઆંન
"શાહેબનું કાંમ શમપુરણ કીધું. શવંત
"૧૯૦૦ ના પોશ વદ ૮ ને વાર શનેઉ

"શાકે ૧૭૬૫ રોજ ૧૭ મો માહા ૪
"થો શને ૧૨૧૩ એજદજરદી શને
"૨૨૩૩ જરથ્રુશતી તારીખ ૧૩ મી જાને-
"વારી શને ૧૮૪૪ અંગરેજી ઇશવી તારીખ
"૨૨ મી જીલહજ માહે મુશલમાંની શને
"૧૨૫૪ હીજરી એ દીને શ્રી આદરીઆંન
"શાહેબને તખતનશીન બેશાડેઆ છે શહી."
[પારશી પ્રકાશ, દફતર પેહલું સફે ૪૨૩].

## મુંબઈનું શેઠ કાવશજી એદલજી બીશનીવાલું દોખમું પરઠાએઆનો અહેવાલ.

મુંબઇના શમાચાર, તા૦ ૨૧ મી આપરેલ ૧૮૪૪ ને વાર રવેઉ.

જાહેર ખબર.

શ્રી મુમબઈ મધે એક નવું દોખમું ઇજાવા વીશેની

શ્રી હીનદોશતાંનના પાક જરતોશતી ફીરકાના શઘલા દશતુરો તથા મોબેદો અને હેરબદો તથા બેહેદીનોની ખીદમતમો કમતરીન ખાકશાર દીને બેહે માજદીઅશનીનો તાબેદાર પારશી કાવશજી એદલજી બીશની શ્રી મુમબઇ બંદરનો રેહેવાશી ઘણીએક નમનતાઇથી અરજ કરે છે જે એ ખાકશારે પોતાના બેહેશતી બાપ એદલજી બેહેરાંમજી બીશનીની નઇએતે શ્રી મુમબઇ મધે એક નવું દોખમું બાંધવા માંડીઉં હતું કે જેહેની ખબર તારીખ ૧૧ મી મારચ ૧૮૪૧ નાં મુમબઈ શમાચાર તથા તારીખ ૧૮ મી મારચ શને ૧૮૪૧ નાં મુમબઇનાં જાંમે જંમશેદનાં પતરોમો પરગટ થાઇ છે તે દોખમું પાક પરવરદેગારની ઇઆરીથી બંધાઇને તઇઆર થાઇઉં છે તેથી રોજ ૯ મો માહા ૮ મો શેહેનશાહી શને ૧૨૧૩ ઇઅજદજરદી તારીખ ૪ થા મેએ શને ૧૮૪૪ ઈશવી વાર શનેઉને દંનેથી દીને બેહે માજદીઅશનીનાં હોકંમ મુજબ એ દોખમું ઇજવાનું કાંમ શરૂ થાશે તે રોજ ૧૨ મો મોહોર ઇજદ અને માહા ૮ મો આવાં ઇજદ શને ૧૨૧૩ ઇઅજદજરદી તા૦ ૭ મી મેએ શને ૧૮૪૪ ને વાર ભોમે ને દંને ઈજાંએઆનું જશંન કરશે. તે જશંનમો જરતોશતી લોકોની અંનજુમંન એખઠી મલશે. વાશતે શ્રી મુમબઇ તથા તેહેને લગતાં ગાંમો તથા શેહેરોના પાક જરતોશતી ફેરકાનાં લોકોની શેવામો અરજ એ છે જે તે દંને શરવે શાહેબોએ તશદી લઇને તે જશંન તથા અંનજુમંનમો શાંમેલ થાઇ શવાબનો બેહેરો હાંશેલ કરીને એ શેવકને શરફરાજ કરવો. એજ અરજ.

શ્રી મુમબઇની તારીખ ૧૯મી એપરેલ ૧૮૪૪.

શ્રી મુમબઇની ઠાપુમોનાં હીનદુ તથા તેવીજ બીજી ગનેઆત વાલાવોને ખબર.

પારશી કાવશજી એદલજી બીશની શરવે હીનદુ તથા મુશલમાંન અને ખરીશટીઆંન ગનેઆતનાં લોકોની શેવામો નમંનતાઈથી જાહેર કરે છે કે એવોએ શ્રી મુમબઇ મધે પારશીની પંનચાએતનાં ડુંગર ઉપર એક નવું દોખમું પારશીનાં ધરમ પરમાંણેનું બાંધવા માંડેઉં હતું તે હાલમો તઈઆર થાઇઉં છે તેથી ઉપર કહેલી ગનેઆત વાલામોથી જે શાહેબોને તે દોખમું જોવું હોએ તેવોએ ચાલતા મહીનાંની તારીખ ૩૦ મીને વાર ભોંમે શુધીમો જાઇને જોવું કેમકે એ તારીખ પછેથી તે જગોએ પારશી ધરંમની કીરીઆ ચાલુ થાશે વાશતે એ ઉપલી તારીખ પછે જોવા દેશે નહી.

શ્રી મુમબઇની તારીખ ૧૯મી એપરેલ ૧૮૪૪.

———:૦:———

મુંબઇના શમાચાર, તારીખ ૨ જી મેએ ૧૮૪૪ ને વાર ગરેઉ.

ખબર,

કાવશજી એદલજી બીશની પારશી ગનેઆતનાં શઘલા લોકોની શેવામો મોહટી નમંનતાઈ અને ઓજરખાહીઇથી જાહેર કરેચ કે એ ધણીએ પંચાતના ડુંગર ઉપર પોતાની ધારણાં પરમાંણે એક નવું દોખમું બંનધાવેઉંચ તેહની કીરીઆ ચાલતા મહીનાંની તારીખ ૭ મી અને વાર ભોમેને દીને જરૂર થાનાર છે. તેથી તે જગોએ શરવે પારશીઓએ એ કીરીઆની ગેવાહીને શારૂં હાજેર થાવું. કે જેથી તેઓનાં જરથોશતી ધરમ પરમાંણે શવાબનો મોહટો હીશો હાંશેલ થાશે. એ ઉપરાંત એ ઉપર કહેલો ધણી આ ટાપુ તથા તેહને લગતાં દેશોનાં ઇઅરોપીઆંન જેનટલીમેનો અને લેડી અને શંઘલી ગનેઆતનાં ગાંમઠીઓની શેવામો નમંનતાઇથી જાહેર કરેચ જે એ ઉપર મુકરર કીધેલે દાહડે તેહનાંઓનાં પારશી મેહતા મુતશદી તથા ચાકરોને મેહરબાંનીની રીતે રજા આપે કે જેથી શેવક ઉપર તેહનાંઓનો મોહટો આભાર થાશે.

શ્રી મુમબઇની તારીખ ૧ લી મેએ ૧૮૪૪.

———૦———

મુંબઇના શમાચાર, તા૦ ૯ મીં મેએ ૧૮૪૪ ને વાર ગરેઉ.

મુમબઇના પારશી રેહેવાશી કાવશજી એદલજી બીશનીએ પોતાનાં મરનાર બાવા એદલજીનીં નઇઅતે પારશી પંનચાએતનાં ચોપા-

ટીમોનાં ડુંગર ઉપર એક નવું દોખમું બાંધવા માંડેઉં હતું તે તઇઆર થાએઆથી તેહને દાજાએઆનાં જશંન કરવાનો દાહડો મુકરર કરેઓ હતો તે પરમાંણે ગએઆ મંગલવારને દીને એ દોખમું દાજાએઆનું જશંન તે જગોએ થાએઉં છે. એ જશંનનીં કીરીઆમો શાંમેલ થાવા શારૂં પારશી લોકોનું લગભગ આખું અંનજુમંન એકઠું મલેઉ હતું તથા એ જશંનની મીઅજદમો નાંમીચા પારશીઓ બીરાજેઆ હતા તેથી કરીને પારશીનીં પંનચાએતનાં ડુંગર ઉપર એક મોટો શોભા ભરેલો મેલો મલેઓ હતો અને જોવા શરખી રચણાં થાઇ હતી. શરેશતા પરમાંણે જશંનનીં કીરીઆનું કાંમ પુરૂં થાએઆ પછે ભાએગવંન પારશી કાવશજી એદલજી બીશનીની તરફનું અંનજુમંન પતર તથા પારશી અંનજુમંનનીં તરફથી તે પતરનો માંન ભરેલો ઉતર પંનચાએતનાં મેહતા અરદેશર દાદાભાઇએ વાંચી શંભલાવેઆ બાદ અંનજુમંનની તરફનો શેઆલ જોડો કાવશજી એદલજી બીશનીને હોરાડી તેહનાં કરેલાં ધરમનાં કાંમની બુજેરગી આપી. તાર પછે કાવશજીએ દશતુર એદલજી દારાબજી શંનજાંણાં તથા દશતુર રૂશતંમજી કેકોબાદજીને શેઆલો હોરાડી અને બીજા દશતુર મોબેદોને રૂપાં નાંણાંની દખશણાં આપી. એ જશંનની મીજલેશમો શ્રી રાંદેરમો એક નવું દોખમું બાંધવાનાં કારંણશર ઉઘરાંણાંનીં એક ટીપ ફરતી થાઇ હતી તેહમો કાંઇ એક નાણાંની રકમો ભરાએઆ પછે એ મીજલેશ બરખાશત થાઇ. તાર બાદ તે જગોએ આવનારા પારશી લોકોને શારૂં એ ઉપર કહેલા ડુંગરની હેઠલની વાડીમો તથા મોબેદ લોકોને શારૂં એ કાવશજીએ માહલખમીમોની પોતાની વાડીમો ભોજંન કરીઉં હતું તાંહાં જમીને શરવ કોઇ એ ધરમનાં કાંમ કરનારને રૂડા આશીરવાદ દેતા પોતપોતાને ઠેકાંણે ગએઆ. એ કાવશજી બીશનીનો બાપ એદલજી ભાએગવંન હશે કે તેહનું નાંમ લેહણું હાવાં પુનનાં કામથી રહીઉં છે. હમારી ઉમેદ એ છે કે શરવ ગનેઆતનાં લોકોને પરમેશવર હેવી બુધી આપે કે તેવો પોતાનાં હલાલ મેહનતનાં મેલવેલાં નાંણાં શારે મારગે ખરચે કે તેથી ધરંમદાંનનાં કાંમ થાએ અને આએ ફના થનારી દુનીઆંમો ચંદરોકાલ શુધી નાંમ લેહણું રેહ. અને પેલી જેહાંનમો શવરગ હાંશલ થાએ. એથી વધારે બીજું શું મલવાની ઇનશાંને આએ નાપાએદાર દુનીઆંમો આશા રાખવી જોઇએ.

પારશી કાવશજી એદલજી બીશનીનું અંનજુમંન પતર.

શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

શ્રી મુમબઇની કુલે જરથોશતી અંનજુમન તથા અકાબર શાહેબોની ખીદમતમે કમતરીન શેવક પારશી કાવશજી એદલજી બીશની રેહવાશી શ્રી મુંમબઇનાં માંફ માંગી નમંનતાઇથી અરજ કરૂં છેઉં જે શ્રી મુમબઇ મધે આપણી કોમના લોકોને વાશતે નવું દોખમું બનાંવાની ઘણીએક જરૂર હતી તે ઉપરથી શેવકે શ્રી પાક પરવરદેગારની બખશેશથી તથા હજરત જરથોશત અશફનતમાંન અનોશેહરવાંનની દાદગર દાદાર હોરમજદ પાશેથી લાવેલી પાક માજદીઅશની દીનની રેહનુમાઇથી પંનચાએતનાં અકાબર શાહેબોની રજા લઇને હમારા બાવા બેહેશતી એદલજી બેરાંમજી બીશનીનીં નઇએતે પંનચાએતનાં ડુંગર ઉપર નવું દોખમું બાંધી તઇઆર કરીને ભલી દીનનાં ફરમાંન મુજબ ઇંજાવીને રોજ ૧૨ મો માહ ૮ શેનશાહી શને ૧૨૧૩ ઇઅજદજરદી. તારીખ ૭ મી મેએ શને ૧૮૪૪ ને રોજે જશંન કરીએ દોખમું શેવકે અંજુમનનાં હવાલામો આપેઉં છે અને એ દોખમાંનાં મુતવલી હમો તથા હમારા વારશ છે. બીજું શ્રી મુમબઇની આપણી અંનજુંમનના શાહેબો આંજ રોજે શ્રી મુમબઇ મધે આએ ડુંગર ઉપર નવાં દોખમાં આગલ તશદી લઇને જશંનમો શાંમેલ થાએઆ તેથી શેવક ઉપર શરવે શાહેબોની મોટી નવાજેશ તથા હેશાંન થાઇઉં છે. એજ અરજ. રોજ ૧૨ મો માહ ૮ મો શેહનશાહી શને ૧૨૧૩ ઇઅજદજરદી તારીખ ૭ મીં મીએ ૧૮૪૪.

લા૦ **કાવશજી એદલજી બીશની.**

તાજે તલંમ—ઉપર લખેલાં નવાં દોખમાંની મોટી તથા નાંધલી મલીને પાવી. ૨૩૭ છે.

લા૦ કા. એ.

એ ઉપલાં પતરનો પારશી લોકોની અંનજુમંનનીં તરફથી વાલેલો ઉતર.

ભાઇ શાહેબ કાવશજી એદલજી બીશની

તમોએ તમારા બેહેશતી બાવા એદલજી બેહરાંમજીની નઈએતે પંનચાતનાં ડુંગર ઉપર એક નવું દોખમું બંધાવી તઇઆર કરીને આજ દંને તેહનું જશંન કરીને એ દોખમું શમશત અંનજુમંનને વાપરવા શારૂં તમોએ પંનચાયતને હવાલે કીધું છે તેથી હમો ખોદાએતાલાનાં શુકરગુજાર થાએઆ છેઇએ. અને એવું એક દોખમું બાંધવાની ઘણી જરૂર હતી

અને એ કારંણુશર મુમબઈનાં શાહેબોએ રૂપીઆ એક લાખની પુંજી એકઠી કરી હતી તે પુંજી તમોએ એ કાંમ ઉઠાવી લીધાથી શલાંમત રહી છે તેથી શઘલા જરતોશતીઓ તમારા અહેશાંનમંદ થાએઆ છે. કાંજે એ પુંજી બીજાં ઘણાંએક શારાં ધરંમનાં કાંમમો વાપરેઆમો આવશે. અને ઉમેદ રાખીએચ કે ખોદાએતાલા તમોએ જે પુંનનું માહાભારત કાંમ કરેઉં છે તેહનો બદલો તમોને આપે. તારીખ ૭ મી મેએ શને ૧૮૪૪ અંગરેજી. રોજ ૧૨ મો માહ ૮ મો શેહેનશાહી શને ૧૨૧૩ ઇઅજદજરદી.

## શ્રી મુમબઈનાં જાંમે જમશેદ.

તા૦ ૪ થી જુલાઇ ૧૮૪૪.

શ્રી મુમબઇ મધે શેઠ કાવશજી એદલજી બીશનીએ પોતાનાં શવરગવાશી બાપનાં પુન શારૂ જે દોખમું બંધાવેઉં છે તે હજુર શુધી વાપરવામો આવેઉં નથી અને તે વાપરવાની આગમચ એ દોખમું બંધાવનાર ધણી એક અગતનો બંદોબશત પનચાતનાં અકાબર શાહેબોની શાથે કરવા માંગેચ પણ તેહેવો બંદોબશત કરી લેવાને શેઠ કાવશજીને જેમ શેહેલ છે તેજ પરમાંણે તેહેવો બંદોબશત કરી આપવાને અકાબરોને એક મોટી દીકત નજર આવતી હતી તે દીકત શાંભલેઆ પરમાંણે અકાબર શાહેબોએ ટાલી નાંખી છે અને ૫૦) પાવીનું એક બીજું હેલાએદું દોખમું પંનચાતની પુંજીમોથી બાંધવાનો વીચાર રાખેઓ છે કે તે દોખમાંમો કમોતે મરંણ પાંમેલા પારશીઓ કે જેવોનાં પેટ ચીરેઆમો આવેઆં હોએ અથવા બાહેરનાં દેશાવરોથી આવેલાં મરણ પાંમેલા ધણીઓની લોથને નાંખેઆમો આવે. એ ગોઠવંણ થાએ-આથી શેઠ કાવશજી કે જેણે હજારો રૂપી-આનો અગત જેહેવો ધરમ પોતાના ટોલામોં કરેઓ છે તેહની ઈછા મંન માંગતી રીતે પાર પડશે એટલુંજ નહી પણ તે શાથે પાર-શીઓનો ધરમ અછી રીતે શચવાશે.

*Gentleman's Gazette,*

*27th April 1844.*

Hundreds of Natives of all denominations have flocked within the last few days to the north of Malabar Hill, to see the new Parsee Cemetery or the Tower of Silence as by some it is called; the building of which has just been finished; it commenced three years ago. It will be open to the public to view till the 30th instant, after which day the ceremony of its consecration will commence which will be terminated on the 7th proximo, when a grand party will be given to the whole of the Parsee community of Bombay which will close the tumasha.

Those who have not been to visit this building ought not omit this opportunity of going to see it, of learning the nature of the construction, and the strange mode in which this peculiar class of men have chosen to dispose of their frail bodies.

It is said that the Honorable the Governor is about to go to see it. Several Ladies and Gentlemen have also been there. There is a carriage road to the top of the Hill leading from a corner towards the Chowpatee Road where the wood is piled, but it would be better to walk up the steps from the base of it or to ascend it in palaquins. The view of the town is magnificent from this place. The building of this Tower has been undertaken by a single member of the Parsee Community when he found that even the most distinguished among them for liberality would not complete the subscription which was raised about 4 years ago when owing to the increase of their population and the filling of some of their old Tower it was rendered them necessary to construct a new one. This worthy Parsee 's name is Cowasjee Beesnee, and it will cost him a good lac of Rupees in thus raising a pillar of good name among the Parsees. The Parsees are taught by their priests to view it as one of the most pious and benevolent acts

of menkind to erect such resting places for their dead, so much so that it is vulgarly believed that those who build one and witness the consecration of seven 7 such Towers would obtain their salvation. But whilst it is cosidered such a pious and deserving act to perform, the Parsee Ladies are generally firm in belief though superstitiously so that individuals singly erecting such a stupendous work of Charity, are only to live a short while in this world in order soon to receive their reward in heaven. Hence women are invariably said to be most hostile in allowing their husbands and sons to erect such Towers, consequently he must be a brave man who overcomes both the struggles of superstitious ideas and of female persuasion.

*** એ દોખમાંના દરવાજા પર નીચલી તખતી મારેલી છે :—

"બનામે ઇજદ બખશાએનદે બખશા-
"એશગર મેહેરબાંન દાદગર.

"શ્રી પાક દાદર હોરમજદ જે શફાઇનો
"ખાવંદ અને તુરમંદ અને એજમતી
"અને પુરી તવાંનાઇનો ખાવંદ છે તેહેનાં
"નામની ઇઆરી અને મદદગારીથી તથા
"પેગંમબરોનો પેગંમબર હજરત જરતો-
"શત અશફંતમાંન અનોશેહરવાંનની રેહેનો
"માઇથી આએ જે દોખમાંનો મકાંન
"ખાલેશ અને બેહેતર માજદીઅશની
"દીનનાં શીરકાનાં તમાંમ ગુજરેલાંઓની
"આશાએશને વાશતે બેહેદીન કંમતરીન
"નેક મનશનીનો બેહેદીન કાઉશજી બીન
"એદલજી બીશનીએ પોતાંનાં બુજરગવાર
"બાવા જીનતમકાંની બેહેદીન એદલજી
"બીન બેહેરાંમજી બીન રતનજી બીશ-
"નીનાં પાક અશો રવાંનનાં શવાબને
"વાશતે રોજ ૫ મો અશપંનદારમદ અ-
"મશાશપંદ માહા ૭ મો મેહેર દાવર શને
"૧૨૧૦ ઇઅજદેજરદી શેહેનશાહી, તથા
"તારીખ ૧ લી એપરેલ શને ૧૮૪૧
"ઇશવી તથા શંવત ૧૮૯૭ નાં ચઇતર
"શુદ ૧૦ ને વાર ગરેઉની તેરીખે બહી
"દીનનાં હોકંમ મુજબ એ દોખમાંનો
"તાંનો પુરીઓ હતો અને પાએઓ બરા
"બર પુરીઓ હતો તથા બુજરોગ જશન
"કીધું હતું. તેવાર પછી તે બુલંદ
"દોખમાંની તમાંમ બીનાઓ પથરબંદ
"ઘણીએક મેહેનત તથા કોશેશ કરવાથી
"બેહેતર માજદીઅશની દીનના હોકમ
"મુવાફેક રોજ ૧૨ મો માહા બોખતાર
"ઇજદ માહા ૮ મો આવાં ઇજદ શને
"૧૨૧૩ ઇઅજદેજરદી તથા તારીખ ૭મી
"મેએ શને ૧૮૪૪ ઇશવી તથા શવંત
"૧૯૦૦ નાં વરખે વઇશાખ વદી ૫ ને
"વાર બોમેની તેરીખે શ્રી પાક દાદાર
"હોરમજદની મદદગારીથી બેહેતર માજ-
"દીઅશની દીનનાં હોકમ મુજબ એ
"બુલંદ દોખમાંનું તમાંમ કાંમ શરંન-
"જાંમ પોંહોંચેઆથી દીનની ફીરીઆ
"પરમાંણે એ દોખમું બેહેશતી એદલજીનાં
"અનોશેહરવાંનની નઇએતે ઇજીઉં અને
"માજદીઅશની દીનનું તમાંમ નાંધલું
"મોહોટું અનજુમન મલી મીઅજદ
"આફરીગાંન કરી એક બુજોરગ જશન
"કીધું હતું. શરવે કોઇએ શવાબનો
"હંમબેરો હાંશલ કીધો."

## સુરતનીં શહીઅદપરાનીં શેઠો દાદાભાઈ તથા મનચેરજી પેશતનજી વાડીઆનીં દરેમેહર.

તા૦ ૨૬ મી જુન ૧૮૪૪.
રોજ ૨ માહ ૧૦ (શે૦) ૧૨૧૩ યજદજરદી.

આજ દીને સુરત મધ્યે શઇયદપરામાં મુંબઇ-વાલા શેઠો દાદાભાઇ તથા મનચેરજી પેશતનજી વાડીઆએ પોતાનાં મમાઇ બાઇ જીવણબાઇ તે મરહુમ શેઠ પેશતનજી બહમનજી વાડીઆનાં વીધવાની નઇએતે એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[ આ દરેમેહરમાં નીચે પ્રમાણે તખ્તી મારેલી છે :—

"પાક દાદાર હોરમજદની મદદથી.

"આએ દરેમેહર વાડીઆજી પેશતનજી
"બહમનજીની ધણીઆંણી બાઇ જીવણ-
"બાઇની નઇઅતે તેઓના વારેશ વાડીઆ
"દાદાભાઇ તથા મનચેરજીએ બનાવીને
"શ્રી શઇએદપરાંની અંજુમનને સોંપી છે.
"રોંજ ૨ માહ ૧૦ સને એજદેજરદી
"૧૨૧૩ તથા ઇશવી શને ૧૮૪૪." ]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૪૩૪.]

*„* એ દરેમેહરતું મકાંન પુરાણું થવાથી તે મજકુર વાડીઆજી સાહેબોના વારેસોની રાજી ખુશીથી મુંબઇવાલા શેઠ જીવણજી જામાસપજી મીસ્ત્રીએ ફરી નવેસરથી બં- ધાવી તે તા૦ ૨૧ મી મેએ ૧૮૯૭ ને દીને પરઠાવ્યું હતું.

## બીલીમોરાની શેઠ રૂસતમજી મેહરવાંનજી બીલીમોરીઆવાલી ધર્મશાલા.

તા૦ ૧૦ મી જુલાઈ ૧૮૪૪.
રોજ ૧૬ માહ ૧૦ (શે૦) ૧૨૧૩ યજદજરદી.

આજ દીને બીલીમોરા ગાંમ મધે જરથો- સ્તીઓને સર અવસરે વાપડવા માટે એક મોટી ધર્મશાલા રૂ. ૬૦૦૦) ખરચી મુંબઇ- વાલા શેઠ રૂસતમજી મેહરવાંનજી બીલીમોરી- આએ પોતાના બાવા મરહુમ શેઠ મેહરવાંનજી લીમજીભાઇનાં પુનને માટે બંધાવી ખોલ્લી મુકી હતી.

[આ ધર્મશાલામાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદતથી આએ
"ધરમશલા બાંધી રોજ ૧૬ મો મેહર
"માહ ૧૦ મો દેએ દાદાર હોરમજદ
"શને ૧૨૧૩ ઈઅજદજરદી શંવત ૧૯૦૦
"નાં અખાડ વદ ૧૦ વાર બુધે તારીખ
"૧૦ મી જુલાઇ શને ૧૮૪૪ અંગરેજીએ
"બેહેશતી મેહેરવાંનજી લીમજીભાઇની નઇ-
"અતે તેવંનના છોકરા રૂશતમજી મેહેર-
"વાંનજીએ ધરમ ખાતે બંધાવી છે શઇ."]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૪૩૫.]

## મુંબઇનાં મરહુમ શેઠ કાવશજી બેહ- રાંમજી બનાજીની નઇઅતે પરઠેલા આદરાંન.

મુંબઇનાં શમાચાર, તા૦ ૧૯ મી સપટેમબર ૧૮૪૪ ને વાર ગરેઉ.

મુમબઇનાં બાહેરકોટ પાલવાપરનાં દરીઆ કીનારાપરના એક શોભઇતા બાગમો આપણી ટાપુમોના શેઠ ફરાંમજી કાવશજી તથા ખરશે- દજી કાવશજી અને રૂશતમજી કાવશજીએ પોતાના શવરગવાશી બાવા કાવશજી બેરાંમજી બનાજીનાંની નઇઅતે આતશ આદરાંન શાહેબ બનાવા માંડીઉતું તેહની ગએઆ મંગલવારને દીને કીરીઆ થાઇ છે. એ કીરીઆનાં જશ- નમો પારશી ગ્રહેઆતનાં ઘણાંએક લોકો આવેઆ હતા તેથી કરીને તે જગોએ એક શારી મીજલેશ બની હતી. આશરે દશ કલાકને



અમલે આતશ આદરાંન શાહેબને તખતનશીન કરેઆ પછે જશંનની મીઅજદનું કાંમ શરૂ થાઇઉં તે આશરે ૧૧ કલાકે પુરૂં થાઇઉં. તાર પછે તે મીજલશમો આવનારા દશતુર મોબેદોને તેવોનાં દરજા પરમાંણે રૂપાં નાણાંની દખશણા આપી અને પોતાને ઘરનાં મોબેદ બેજનજી રૂશતમજીને શેઆલ હોરાડી માંન આપીઉં. તાર બાદ તે જશનની મીજલેશમો શાંમેલ થનારા શઘલા જરતોશતીઓ મીઅજ- દની ચાશણી કરેઆ પછે એ નેક કાંમ કર- નારાવોનાં હકમો રૂડા આશીરવાદ દેતા પોત પોતાને ઠેકાંણે ગએઆ.

[આ આદરાંન એ ત્રણે શેઠીઆઓએ પરઠાવવા ધારેલાં કદમી આતશબેહરાંમની ક્રિઆને માટેજ બનાવવામાં આવ્યા હતા.]

## પુણાંની સર જમશેદજી જીજીભાઈની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઈનાં શમાચાર, તા૦ ૧ લી ડીજેમબર ૧૮૪૪ ને વાર રવેઉ.

શ્રી પુણાંનો તારીખ ૨૯ મી નવેમબરનો લખેલો એક ભાઇબંધનો પતર હમોને મલેઓ છે. તે જેમ છે તેમજ હમો હેઠલ પરગટ કરીએચ.

"શર જમશેદજી જીજીભાઇએ અતરે એક મોટી અગીઆરી બાંધીચ તેહમો આજ દીને આદરાંન શાહેબને તખતનશીન કરેઆનું જશન થાઇઉં છે. એ જશનનું કાંમ પેહલા પોહરનાં આશરે ૯ કલાકથી ચાલુ થાઈઉં તે ૧૧ કલાકે પુરૂં થાઇઉં. એ જશનની મીજલેશ હેવી તો શારી અને રચનાં ભરેલી બની હતી કે તેહવી પારશી લોકોની મીજલેશ પુણાંનું શેહેર વશેઆ પછેથી કોઈ દાહડે બી બની નથી. એ જશ- નની કીરીઆનું કાંમ મોબેદ તેહમુલદાર હોજ દારે કરીઉં છે. એ મીજલશમો આવેલા ઘણા- ખરા મોબેદોને શર જમશેદજીએ શેઆલો હોરાડી અને કેટલાએકને એ નામીચા શાહેબે દશથી તે ૧૫ રૂપીઆ શુધી દખશણાં આપી. એ જશનની એક દીવશ આગમચ દશતુર જામાશજીને વાશતે શર જમશેદજીએ શેઆલ શુધાંનો એક વાગો મોકલેઓ હતો અને જશ- નમો બીરાજવાનું એજંન કરીઉતું. તે વાગો દશતુર મજકુરે શાંહાંજ શુધી રાખેઓ અને પછે પાછો મોકલાવેઓ અને બીજે દહાડે જશનની મીજલેશમો પણ આવેઆ નહી. તો જોકે બીજે દાહડેબી શરેશતા પરમાંણે જશંનનું એજંન થાઇઉ હતું અને પેહલે દાહડે દશતુર મજકુરે જશંનની મીજલેશમો આવવાને કબુલ કરીઉં

હતું. એ જશંનની મીજલેશ બરખાશત થાએઆ પછે શર જંમશેદજીએ પોતાની ગનેઆતનાં લોકોને શારૂં જમંનવાર કરવાને શારૂં બાંધેલી જગોએ સુતરૂં ભોજંન તઈઆર કરીઉ હતું તાંહાં તે ભોજંન શંઘલા લોકો જમીને શર જંમશેદજીનાં હકમો આશીરવાદ દેતા શરવે લોકો પોતાને ઠેકાંણે ગએઆ.''

*Bombay Courier, Friday 1st November 1844.*

Zoroastrian Temple—We understand the Zoroastrian Temple, lately erected at Poona by Sir Jamsetjee Jeejeebhoy is to be consecrated on the 29th of next month. A great portion of the Parsee community of Bombay will, it is expected, go up to witness the ceremony. Our benevolent Parsee Knight, not satisfied with building the temple at his own expence, intends we believe, providing the poorer classes of Parsees with a free passage to Poona to witness its consecration.

The Temple is said to have cost fifty thousand Rupees.

*Bombay Times, Wednesday 4th December 1844.*

By a letter from Poona, dated 29th ult., we learn that Sir Jamsetjee Jeejeebhoy had consecrated his minor fire temple, called Ageari, on that day, but the majority of the Parsees of that place, for whose benefit it was to have been erected, kept to their resolution previously formed, of not uniting with the rest in the celebration of the consecration if its ceremonies were to be performed by priests whom the late Parsee Punchayet have declared outcaste. Negotiations were pending up to the preceding evening, and Sir Jamsetjee's friends who went with him endeavoured to persuade the Parsees to concede the point, but they did not, and consequently the ceremony was not attended by four-fifths of the Parsees of Poonah.

*** એ દરેમેહરના દરવાજા ઉપર નીચલી તખ્તી મારેલી છે :—

"આએ દરેમેહેર શ્રી મુમબઇ વાશી શર
"જમશેદજી જીજીભાઇ નાઇટે પોતાનાં
"પુનને શારૂં શ્રી પુણાંનાં રેહેવાશી જર-
"તોશતીઓને વાશતે બંધાવી છે. અને
"એ મધે દીનેબેહે માજદીઅશનીનાં
"હોકમ મુજબ કીરીઆ મારગ કરીને
"તથા અંજુમન મેલવીને આતશ આદરાંન
"શાહેબને તખતનશીન કરેઆ છે. રોજ
"૩ જો ને માહા ૩ જો શેહેનશાહી શને
"૧૨૧૪ ઇઅજદેજરદી. શવંત ૧૯૦૧
"નાં શાકે ૧૭૬૬ કારતક વદ ૫ ને વાર
"શુકરે. તારીખ ૨૯ મી નવેમબર શને
"૧૮૪૪ અંગરેજી."

## ઈ૦ સ૦ ૧૮૪૫.

## શોલાપુરનીં શેઠો વીકાજી તથા પેશતનજી મેહરજીનીં દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઇનાં ચાબુક, તા૦ ૧૯ મીં ફેબરવારી ૧૮૪૫ ને વાર બુધે.

આએ હેઠલ કહેલી જાહેર ખબર જો પણ એ બાનાંની નીચે શહી કરનારા ગીરહશથોએ છપાંમણીનો ખરચ આપતો કરીને હમારા ઉપર પરગટ કરવાને શ્રી શોલાપોરથી મોકલીચ તોહોપણ એ કામ એક આખી જમાતનાં ગુણ તથા લાભનું જાંણીને હમો વગર ખરચે મોટાં માંન શાથે નીચે પરગટ કરીએચ—અને ઉમેદ રાખીએચ કે જે જે શખશો અથવા ગનેઆત અથવા પરજા ઉપર હરેક ધરમીનો ઉપકાર થાએઓ હોએ તેહનો અવેજ તેવો એજ રીતે જાહેરદારીથી વાલીને પોતાની ફરજ અદા કરે.

જાહેર ખબર.

ચાબુકનાં બનાવનાર.

અધીપતી શાહેબં—

હમો હેઠલ શહી કરનાંરા તથા બીજા શ્રી શોલાપોરનીં આશપાશનાં ગામોના જરથોશતી રેહેવાશીઓ ઉપર ધરંમ આતમા શેઠ વીકાજી તથા પેશતંનજી મેહેરજી તારાપોરવાલા શાહેબોએ બેહદ અને અનીત કરપા કીધીચ કે

જેહની વખાંણ હમો હમારી જુબાંનથી કરી નહી શખતા તે શાહેબોનાં ઉપકાર તથા ગુણ તથા ધરમનો બદલો દેશાવરોમો પંકાએલાં અને ગાંમડી વરતમાંનપતરોમો વખણાંએલાં ચાબુકનીં મારફતે હમારી નાંકેશ જુબાંનથી બની આવે તાંહાં શુધી નહી કરીએ તો હમો બંધો જાંહાંનમો ઠપકો વાંચીએ તેથી તહમોને તજદી આપીએચ કે આએ હમારી જાહેર ખબર તહમારાં પતરમો છાપી જે કાંઇ હેનો ખરચ થાએ તે હમારી તરફથી ભાઇ ડોસાભાઇ શોરાબજી ખડીખાઉ પાશેથી મુજરે લેજો.

વીનંનતી વીશેશ—આએ જાહેર ખબર છપાવાની હમારી પેહેલી મતલબ એ છે જે બીજા દેશાવરોનાં જરથોશતી ફીરકાનાં લોકો ઉપર એ ધુંનધી અને માંન પાંમેલા ટોલાનાં જે જે નાંમવર ગીરહશથોનો ઉપકાર થાએઓચ અને હવે પછે થાશે તેહનો બદલો જો હમારી પડે જાહેરદારીથી વાલેઆમો આવશે તો તેથી ધરમીઓને વધારે ધરંમ કરવાની તથા જેવો ઉપર નેવજેશ થાશે તેવોનો ઉપકારનો બદલો વાલવાનો મારગ વધારે મોકલો થાશે.

શ્રી શોહોલાપોરમો આજે આશરે ૨૫) વરશ થાએઆં ઘણાંજ થોડા જરથોશતીઓની વશતી કાંએમ છે. પણ અતરે દરેમેહેર તથા દોખમું હતું નહી તેથી જારે કોઇવાર રવાંન થાતું તારે તે રવાંનની કીરીઆ કરંમ માજદીઅશાની દીનનાં કાંનુન મુજબ થાતી તી નહી તેહનાં શબબથી હમો ઘણી મુદત શુધી બેજાર અને ઇનતેજાર હતા—પણ ચાહાવું ખોદાતું થાઇઉં તેથી ઇશવી શને ૧૮૩૮ નાં વરશમો નેકનાંમ દશતુરજી શાહેબ જામાંશપજી એદલજી શ્રી પુણાંનાં દશતુર શ્રી હેદરાબાદ શીધારવા શારૂં અતરે શોલાપુરને રશતે રવાંને થાએઆ તે વેલાએ હમો શોલાપોરના જરથોશતી રેહેવાશીઓએ તે દશતુરજી શાહેબની મારફતે નેકનાંમ શાદત નીશાંન મોટા ધરમી શેઠ વીકાજી તથા પેશતનજી મેહેરજીભાઇને એક દોખમું તથા દરેમેહેર બાંધી આપવાને અરજ કરાવી—તે અરજ એ શખી તબેહનાં શાહેબોએ દશતુરજીનીં ફરમાંશ અને શુફારશથી કબુલ કીધી. અને તેવોનાં શકમાઇનાં ખાશ ખજાંનાંમેથી ઇશવી શને ૧૮૪૨ નાં વરશમો એક દોખમું બંધાવીને માજદીઅશની દીનનાં કાંનુન મુજબ ઇજાવી આપીઉં—તાર પછે ઇશવી શને ૧૮૪૪ નાં વરશમો એજ ધરમી શેઠીઆવોએ એક ખાશ દરેમેહેર બંધાવાનો હોકંમ આપેઓ—તે દરેમેહેર પાક દાદાર હોરમજદની મદદથી તથા તેહનાં મોકલેલા અશો પેગંમબર હજરત જરથોશત અશફંતમાંન અનોશેહેરવાંનની બરકતથી રોજ ૯ મો અને માહા ૫ મો શને ૧૨૧૪ ઇઅજદેજરદી તારીખ ૩ જી ફેબરવારી ૧૮૪૫ ને દીને દશતુર નોશેરવાંનજી જામાંશપજી શ્રી હેદરાબાદથી અતરે શોલાપોર આવીને માજદીઅશની દીનનાં હોકંમ મુજબ જશન કરી એ દરેમેહેરને ઈજી હમો જરથોશતીઓનાં વાપરવાને વાશતે ઉઘાડી કરી આપી—અને દરેમેહેરની જાલવણી તથા રખેવાલી કરવા શારૂં મોબેદોની એક જોડ રાખીને હમો ઘણાં વરશ થાએઆં છતી દીનદારીએ અંધારાંમો ગોતાં ખાતાતા તેવો શેઠ વીકાજી તથા શેઠ પેશતંનજી તથા દશતુર જામાંશપજીની મોટી બખશેશ અને ફેજે કરંમથી અજવાલાંમો આવેઆ—અને હમારાં રવાંનો ઉપર ઇજા અને તજદી ગુજરતી હતી તેહમોથી મોકલા થાએઆ—તેથી હમો તથા હમારાં ફરજંદાંન ફરજંદો જાંહાં શુધી શુરીઅતું તેજ છે તાંહાં શુધી એ શખી વજુદ શાહેબોનાં તથા એ દીન ચાશીદાર દશતુરજીનાં તથા એવોનાં ફરજંદાંન ફરજંદોનાં ઉપકારનો બદલો મંનથી મેલશું તથા હઇડાંથી ભુલશું નહીં.—હમારા ઉપર શેઠ વીકાજીનો તથા શેઠ પેશતનજીનો બેહદ ઉપકાર થાએઓચ તેહની વખાંણ અને તારીફ કરવાને હમોને શબદો મલતા નથી તેથી હમો લાચાર છેઇએ તે શાથે એ શાહેબોનાં ઉપકારનો બદલો બીજી રીતે પણ વાલવાને હમો અશખતીવાંન છેઇએ તેથી હમો ગરીબ જરથોશતીઓને રશતા ખેજનાં ગુનાહામેથી મોકલા કીધા તેનો બદલો પાખ પરવરદેગાર જે આએ જાંહાંનમો દોલત તથા હોરમતની વરધીનો કરનાર અને તે જાંહાંનમો બેહશતનો બખશનાર છે તે દાદારની દરઘાહામો હમો અંતકરંણથી અરજ ગુજારીએચ કે હમારી વીતી શેઠ વીકાજી તથા પેશતંનજી તથા એવોનાં બાલગોપાલનીં દોલતનીં જીઆદતી તથા હોરમતનીં વરધી કરે—અને જે જાવેદાંનનાં બેહેશતનો તોશો કીધોચ તેહનો અવેજ ઘટતે વખતે આપે. મુમબઇ અને બીજાં દેશાવરોમોનાં ઘણાં દોલતવાંન શેઠીઆવોએ ઘણાં ઘણાં ધરમનાં કાંમો કીધાંચ પણ જેહવાં ઘટતાં અને જોઇતાં તથા અગતનાં ધરંમનાં કાંમો તથા મકાંનો શેઠ વીકાજી તથા શેઠ પેશતંનજી મેહરજીએ કીધાંચ તેહવાં ઘટતાં—જોઇતાં—અને અગતનાં કાંમો પારશીનાં ફીરકાનાં કોઇ ધરમી શાહેબોએ

નથી કીધાં તેહની ટીપ જો ટીકા શ.થે નોધી-એ તો ઘણી લાંબી થાએચ પણ તે કરવાની કાંઈ જરૂર નથી કાંજે દખણ કોકણ અને ગુજરાતનો કોઇ લટો અથવા કોઇ શેહેર એ ધરમીઓનાં ધરમીનાં નાંમ તથા ધરંમનાં કાંમ તથા મકાંનોથી ખાલી નથી એ શાહેદી બશ છે.

આએ હમારૂં ટુકું પણ અંતકરણ અને માએઆ તથા મોહોબતથી લખેલું માંનપતર (જે શેઠ વીકાજી તથા પેશતનજીને હાથો હાથ પોહોંચાડવાને ઠેકાંણે જાહેરદારીમો છપાવીઉંચ) તે બંધ કરવાની આગમચ એક શખુન હમોને વધારે લખવાની રજા લેવા દેવો— અને તે શખુન એ જે—શ્રી પુણાંવાલા શેઠ શોરાબજી રતંનજી પરેલે પારશીઓનો ધરંમ જાલવવાનું પેહેલુ બીજ શ્રી દખણમો રોપીઉં— અને પુણાંમો દોખમું તથા દરેમેહેર બાંધીને દખણી પારશીઓને દીનદાર કીધા તેહનું શીતલ ફલ આખાં દખણનાં જરથોશતીઓમો ફેલાઇઉં અને ચખાઇઉં તે પરેલ શાહેબનો ઉપકારબી હમો આ વેલાએ જાહેર કરવાને ભુલીએ તો એઇમાંન ઠરીએ–તેથી હમો આ શારી જોગવાઇ જોઇને એ ધરમી શેઠનો ઉપકારનો બદલો બી આજે જાહેરદારીમાં વાલીએચ-અને તેજ પરમાંણે શઘલા ધરમા શાહેબો જેવો દેશાવરોના ગરીબ અને લાચાર જરથોશતીઓ ઉપર ઘાહા બ ઘાહા અનેજારે અગત પડે તારે ધરંમનાં કાંમો તથા મકાંનોની નવાજેશ કરેચ તે શઘલા શાહેબોનો ઉપકાર આખી હીનદોશતાંનનાં જરથોશતીઓ ઉપર મોટો છે તે શાહેબોનાં હકમો બી શોકર ગુજારી કરવાને હમો આ વખત ચુકતા નથી. —જે કોઇ ગરીબોનાં કાંમને તથા વાપરપાનાં મકાંનોનો ધરંમ કરેચ તેહનો બદલો તથા અવેજ વાલનાંર તે દાદગર દાદાર હોરમજદ વગર બીજો કોઇ નથી તેથી હમો શેવતે કેહીજીએચ કે હમોને દીનદારીનો લેબાશ આપનાંર શેઠ વીકાજી તથા શેઠ પેશતંનજી મેહેરજી અને બીજા શઘલા ધરમી દાતાઓનું કરજ તે શાહેબોનો શાહેબ પાખ પરવરદેગાર વાલે.—આંમીન.—રોજ ૨૨ મો ને માહા ૫ મો શને ૧૨૧૪ ઇઅજદેજરદી—તારીખ ૧૬ મી ફેબરવારી ૧૮૪૫ ઇશવી.

(શહીઓ)

પારશી ડોશાભાઇ શોરાબજી ખડીખાઉ.
પારશી મંનચેરજી પાલણજી લાલકાકાનાં.
લા૦ પા૦ દોરાબજી લીમજીભાઈ.
પારશી દાદાભાઇ પેશતંનજી.
લા૦ પારશી કુવરજી કાવશજી ભંણશાલીની અરજ બંદગી કબુલ કરજો.
લા૦ પારશી કાવશજી કુંવરજીની દોવા બંદગી કબુલ કરજો.
લા૦ શેવક પારશી ગુશતાદજી કુંવરજીની આદાબ અરજ કબુલ કરજો.
લા૦ પારશી લીમજીભાઇ એદલજી.
લા૦ પારશી અશપંનદીઆરજી ડોશાભાઈ
લા૦ પારશી એદલજી ડોશાભાઇ.

*** એ દરેમેહર જુની થવાથી તે ફરી અંજુમનના ઉઘરાતથી બંધાવી તા૦ ૨૪ મી આગશટ ૧૮૭૯ ને દીને પરઠાવી હતી.

## ચોપાતીનાં શેઠ ફરદુનજી શોરાબજી પારખવાલી ધરમશાલા ખોલ્લી મુકાએઆનો અહેવાલ.

મુંબઇના શમાચાર, તા૦ ૧૩ મીં આપરેલ ૧૮૪૫ ને વાર રવેઉ.

પારશી ગનેઆતમોનાં હાંથલા પાંગલાઓને રેહવાનાં કારણશર શેઠ ખરશેદજી કાવશજીની ડુંગરવાડીમો શવરગવાશી ફરદુનજી શોરાબજી પારખના ભાએગશારી છોકરાવો નાંમે ખરશેદજી તથા જમશેદજીએ એક ધરંમશરાહ બાંધવા માંડી હતી તે બંધાઇને તઇઆર થાએઆ ઉપરથી તેહમો પારશી ધરમની રીતી પરમાંણેની કીરીઆ ગએઆ ભરેશપતવારે થાઇ છે. એ કીરીઆમો પારશીની પંનચાએતનાં અકાબરો તથા કેટલાએક બીજા શાહેબો શાંમેલ થાએઆ હતા અને એ કીરીઆનું કાંમ પુરૂં થાએઆ પછે પારશીની પંનચાએતની તરફથી શેઠ ખરશેદજી માંણેકજીએ એ ધરંમનું કાંમ કરનારાવોને ઉનચી કીમતનો એક શેઆલ જોડો હોરાડેઓ છે. એ કીરીઆની મીજલશમો પંનચાએતના મેહતા અરદેશર દાદાભાઇએ એક પતર વાંચી શંભલાવેઓચ તેહની નકલ કુરપાથી હમોને મલીચ તે હમોએ હમારા પારશી ભાઇબંધોને વાકેફ થાવા શારૂં હેઠલ પરગટ કરી છે તે ઉપરથી જોએઆમો આવશે કે હવેથી એ ધરંમશરાહ પારશીની પંનચાએતના શવાધીનમો આપી છે. ધરંમશરાહ વખાંણવાજોગ બાંધણીથી બાંધેલી છે વાશતે ધારેઆ પરમાંણે એ ઇમારત ઉપર આશરે ૨૦ હજાર રૂપીઆથી ઓછી એેઠક નહી થાઇ હશે. હમો હમારે તરફથી એટલુંજ કહીજીએચ કે શઘલા દરવવાંન માણશોને પરમેશવર હેવી રૂડી ખુશી આપે કે જેથી નેક કાંમો કરતા રેહ.

### ફીરીઆની મીજલશમો પતર વંચાએઓ તે.

જરથોશતી ફેરકાની અનજુમંનની ખેદમતમો ફરદુનજી શોરાબજી પારખના છોકરાઓ શેવક ખરશેદજી તથા જમશેદજી ફરદુનજી અરજ કરેચ કે આપડા ટોલાનાં હાંધલા પાંગલા તથા ગરીબ નાંવારશોને શારૂં એક ધરંમશલા બાંધવાની જરૂર હતી તે બાબે પંનચાતનાં શાહેબોની રજા લેઇને શેઠ ખરશેદજી કાવશજી બનાજીવાલી ડુંગરવાડી મધે નવી ધરંમશલા ૧) બાંધી આપવાની તંનદરોશતી ભણાંવી હતી તે પારખ જમશેદજી ફરદુનજીનીં ધરીઆંણી પીરોજબાઇની નઇએતે રોજ ૧૫ મો માહા ૭ મો શેહેનશાહી શને ૧૨૧૩ ઇઆજદજરદી તારીખ ૧૦ મી એપરેલ ૧૮૪૪ ને દંને તે પાક પરવરદેગારની મદદથી બંધાવીને તઇઆર કરી છે. તે આજ દંને દીજાવી જશંન કરીને પંનચાતના હવાલામો આપી છે. હવેથી એ ધરમશલા પંનચાતનાં શાહેબો પોતાનાં શવાધીનમો લઇને તેહની મરામતનો જે કાંઇ ખરચ થાએ તે પંનચાતનાં ફંનડ મધેથી કરવો. અને એ હાંધલાં પાગલાનાં ફંનડ મધે રૂ. ૫૦૦) આપતા કરેઆ છે. બીજુ આજ દને તમો પંનચાતનાં અકાબર શાહેબો તથા બીજા શાહેબોએ તશદી લેઇને એ જશંનમો શાંમેલ થાએઆ છો તેથી હમો ગરીબ શેવકો ઉપર શરવે શાહેબોનો મોટો ઉપકાર થાએઓ છે. એજ અરજ. રોજ ૧૫ મો માહા ૭ મો શેહેનશાહી શને ૧૨૧૪ ઇઅદેજરદી તારીખ ૧૦ મી એપરેલ ૧૮૪૫ અંગરેજી.

*Gentleman's Gazette,*
*Tuesday 15th April 1845.*

A Dhurmsalla for the Lame and Blind of the Parsee community, was opened on Thursday last. It is a large and convenient building, erected in the extensive gardens of Cursetjee Cowasjee Esq. in Dungerwaddee near Chowpatty, which gardens were made over Yesterday by the Proprietor to the Punchaet, for the purpose. It was erected by Cursetjee and Jamsetjee Furdoonjee, sons of the late Furdoonjee Sorabjee Parruck, formerly a partner in the Firm of Sir Jamsetjee Jeejeebhoy Sons and Co. The expence amounted to 25,000 Rupees. It contains two compartments, one for males and the other for females, in which 50 of each sex can be accommodated. The number of present occupents is 35 males. The Parsee Punchaet presented a pair of splendid Shawls to the two Founders of this most useful charity.

The ceremony of opening this excellent institution was attended by Sir Jamsetjee Jeejeebhoy, Nowrojee Jamsetjee, Bomanjee Hormasjee, Cursetjee Maneckjee, Cursetjee Jamsetjee, Jeejeebhoy Dadabhoy, Viccajee Meerjee and all the other leading members of their community. This Dhurmsalla, erected on the side of an old decayed builfding formerly adapted for the poor, has been assigned over to the care of the Punchaet, by whom the funds for the support of its inmates will be guaranteed. A fund has been established for the purposes of the Institution, to which the two founders presented on that occasion 500 Rupees

These facts speak volumes in favour of the benevolent feelings of the Parsees towards the poor of their community.

*** આ ધર્મશાલાપર ઇ૦ સ૦ ૧૮૬૪ માં શેઠ ખરશેદજી ફરદુનજી પારખે રૂ. ૧૩૦૦૦) ને ખરચે એક માલ બંધાવી આપ્યો હતો. એ ધરમશાલાના દરવાજાપર નીચલી તખ્તી મારેલી છે: —

"શ્રી દાદર હોરમજદની મદદ છે.
"આએ ધરમશલાની ઇમારત બેહેશતન
"બાઈ પીરોજબાઇ તે શેઠ જમશેદજી
"ફરદુનજી પારખની ધનીઆંણીનાં પુનને
"શારૂં આંધલાં પાંગલાં તથા જઇફ લાચાર
"જરતોશતીઓને રાખવાનાં કારણશર બેહેશતનશીન શેઠ ફરદુનજી શોરાબજી પારખનાં સાહેબજાદાઓએ પોતાના ખરચથી
"સને ૧૨૧૪ ઇઅજદજરદીનાં સાલમાં
"બંનધાવીને પારસી પંચાએતના તરસટી
"સાહેઓના સવાધીનમાં આપી હતી.

"તીહાર પછે
"એ ધરમશાલાની ઇમારત મધે સને ૧૨૩૩
"ઇઅજદજરદીનાં સાલમાં ભાઈ ખરશેદજી
"ફરદુનજી પારએ પોતાને ખરચે માલ
"બંનધાવી કેટલાએક ફેરફાર કરાવી
"આપેઓ છે. મુકાંમ મુંબઈ. સને ૧૨૩૩
"ઇઅજદજરદી. સને ૧૮૬૪ ઇસવી."

## કોટની બનાજી લીમજીની દરેમેહેર ફરી સમારી પરહાવી તેનો અહેવાલ.

મુંબઇના શમાચાર. તા૦ ૧૭મી આપરેલ ૧૮૪૫ ને વાર ગરેઉ.

બનાંજીવાલી દરેમેહેર ઘણી પુરાંણી થાઇ હતી તેથી શેઠ ફરાંમજી કાવશજીએ તથા બનાંજીની ઓલાદના બીજા શાહેઓએ તે દરેમેહર ભાંજીને તેજ જગો ઉપર નવી દરેમેહેર બાંધવા માંડી હતી તે તઇઆર થાએઆથી તેહને ઇજાએઆનું જશંન ગએઆ મંગલવારે થાઇઉં છે. એ જશંનની મીજલશમો પારશીની પંચાએતનાં લગભગ શઘલા શેઠીઆઓ અને બીજા ઘણાએક લોકો બીરાજેઆ હતા. એ જશંનની મીઅજદનું કાંમ આશરે ૧૦ કલાકને અંમલે શરૂ થાઇઉ તે ૧૧ કલાકે પુરૂં થાએઆ પછે શેઠ ફરાંમજી કાવશજીએ હોરમજજી રતંનજી બનાંજીનાંને એક શેઆલ હોરાઠી એ દરેમેહરનો મુતવલી ઠરાવેઓ. અને તેઆરબાદ પારશીની પંનચાએતની તરફથી વાડીઆજી શેઠ નવરોજજી જમશેદજીએ શેઠ ફરાંમજીને ઉનચી કીમતનો એક શેઆલ જોરો હોરાડેઓ. એ જશનની મીજલશમો જેજે દશતુર મોબેદો હાજર થાએઆ હતા તેવોને રૂપાં નાંણાંની દખશણાં આપી અને તાર પછે એ મીજલશ બરખશત થાઈ.

*** એ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલી છે:—

"પાક દાદર અહુરમજદની મદદ હોજો.
"બનાજી લીમજીનાં આતશ આદરાંન
"આ પુરાતમ દરેમેહેર મરહુમ શેઠ બનાજી
"લીમજીએ રોજ ૯ મો માહ ૯ મો શેહેન-
"શાહી સને ૧૦૭૮ યજદજરદી તા૦ ૨૫ મી
"જુન ૧૭૦૯ ઇસવી ને દીને પરઠાવી હતી;
"પણ તે બોસમાર હાલતમાં આવવાથી મર-
"હુમ શેઠ બનાજીનાં કુટુંબના કેટલાક સાહે-
"બોએ પોતપોતામાં ફંડ ઉભું કરીને નવેસ-
"રથી બંધાવીને તેમાં રોજ ૨૦ મો માહ
"૭ મો શેહેનશાહી સને ૧૨૧૪ યજદજરદી
"તા૦ ૧૫ મી એપરેલ ૧૮૪૫ ઇસવીને દીને
"જુના આદરાંન સાહેબ પાછા તખ્તનશીન
"કીધા છે.

## સુરતનીં નાનપરાની મરહુમ શેઠ માણેકજી એદલજી અરમાંનીના દલાલવાલી જુની દરેમેહર પાછી બંધાવી પરઠાવા.

તા૦ ૧૨ મી મેએ ૧૮૪૫.
રોજ ૧૭ માહ ૯ (કo) ૧૨૧૪ યજદજરદી.

આજ દીને સુરત મધે નાહનપરાના ચોકી મોહલામાં મરહુમ શેઠ માણેકજી એદલજી અરમાનીના દલાલે બંધાવેલી એક પુરાતમ દરેમેહર ઘણી જુની થવાથી તેમના એક વારસ શેઠ કાવશજી જમશેદજી માકી દલાલનાએ તે પાછી નવેસરથી બંધાવી તેમાં નવા આતશ આદરાંન પરઠાવ્યા હતા.

[આ દરેમેહરપર તખ્તી મારેલી નથી, પણ તેના નવેસરથી બંધાવવા તથા પરઠાવવા માટે શેઠ કાવશજીનાં શંવત ૧૯૦૧ નાં દફતરમાં નીચલી નોધ કરેલી હમોએ તેમના વારસ શેઠ ખરશેદજી કાવશજી માકી દલાલના પાસે જોઇ છે :—

૧૩૯પા શી ખરચ ખાતે બાબત નાહનપરા મધે ચોકી મોહલામાં દરેમેહર આપણા બુજરગોની બનાવેલી હતી તે હાલમાં ઘણી ભાગી હતી તેને તમાંમ ઉખેડી નાખીને જમીન દેખાડીને ફરતી ઉનચી પુરનીની કરીને નવેશરથી બનાવી છે ને અશલમાં દેવાલ નહીં હતી તે બંધે તરફની છાપરી સુધીની દેવાલ પણ બનાવી છે ને અગીઆરી તઈઆર કરીઆ પછે ને આદરાંન શાહેબ પણ નવેશરથી બનાવીઆ છે ને અગીઆરી પણ ઇજાવી છે બાવા જમશેદજીના તથા નવાજબાઇની તથા મેહેરબાઇની તંણુકેની નઈયતે તંન જોડથી ઇજાવી છે. વઇશાખ શુદ ૭ વા૦ શોમે.

એ દરેમેહર એક સદી કરતાં પણ વધારે મુદતની બંધાવેલી હતી એવું જણાએ છે, કેમકે તા૦ ૧૮ મી અકટોબર ૧૭૭૧ ને દીને એની ઉત્તર દશાનું એક ઘર શેઠ ખરશેદજી ભીખાજી માકી દલાલનાએ બાઇ નાનુબાઇ તે પા૦ વીકજી ગઇહારશાની વીધવા પાસેથી વેચાતું લીધું હતું, તેનું અસલ ખત મોજુદ છે, તેમાં લખે છે કે—"પા૦ માનેકજી એદલજી દલાલે શ્રી નાનપરા મધે ચોકી મોહલામાં આદરીઆંન બનાવીને જરથોશતી પંચાતને બખશેલું છે તે આદરીઆંનને લગતું ઉત્તર દશાનું ઘર."

એ દરેમેહરની પછવાડે તે તરફના જરથોસ્તીઓને સર અવસરે વાપડવાને એક ઓટલો શેઠ મેહરવાંનજી હોરમજજી ફરેજરનાએ બંધાવી આપ્યો હતો. ]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૪૫૩.]

## મુંબઈનાં બાહેરકોટ ખાતેની મરહુમ શેઠ પાલણજી દોરાબજી મેહરજીવાલી ધર્મશાલા.

તા૦ ૫ મી જુન ૧૮૪૫.

રોજ ૧૧ માહ ૧૦ (કા૦) ૧૨૧૪ યજદજરદી.

આજ દીને મુંબઈના બાહેરકોટ અગીઆરી મોહલામાં શેઠ પાલનજી દોરાબજી મેહરજીએ તે તરફના જરથોસ્તીઓને સર અવસરે વાપરવા માટે એક ધર્મશાલા બંધાવી ખોલ્લી મુકી હતી.

[ આ ધર્મશાલાએ એ દીને જશન કરી ખોલ્લી મુકી હતી એવું તા૦ ૧૯ મી જુલાઈ ૧૮૪૯ નાં મુંબઈના શમાચારમાં છપાયલા પંચાતના ફંડના હીસાબ ઉપરથી માલમ પડે છે, શબબ એ દીને શેઠ પાલનજીએ એ મકાંન ખોલવાની ખુશાલીમાં પંચાતનાં ફંડમાં કાંઈ નાણું ભરયું હતું. ]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૪૫૬.]

## સુરતનીં મરહુમ શેઠ કાવશજી રૂસતમજી તમનાવાલી ધરમશાલા શેઠ મેહરવાંનજી હોરમજી ફરેજરે ફરી સમરાવી ખોલી મુકી.

મુંબઇના શમાચાર, તા૦ ૧૪ મીં આગશટ ૧૮૪૫ ને વાર ગરૈઉ.

શ્રી શુરતનો ચાલતા મહીનાંની તારીખ ૮ મી નો લખેલો (એક પારશી હેવાં નામની શાહીનો) એક પતર હમોને મલેઓ છે તેહમોથી હેઠલ લખેલી બીના ઉતારી લીધી છે.

“ શુરતનાં નાંહાંનપુરામો શેઠ પાલંણજી કાવશજી તમણાંની બંધાવેલી ધરંમશરાહ ઘણી પુરાંણી થાઇ હતી તેહને નાંહાંનપુરામોનાં પારશી રેહવાશીઓનાં માંગેઆ ઉપરથી શેઠ મેહરવાંનજી હોરમજજી ફરેજરનાંએ ફરી નવેશરથી બંધાવી આપી છે અને તે શાથે એક મોટી ચાલી પણ બંધાવી છે કે જેથી નાંહાંનપુરામોનાં પારશી રેહવાશીઓને ઉઠમણાંની મીજલેશ અને જમંણવાર કરવાને શુતર પડે. એ ધરંમશરાહનું જશંન ચાલતા મહીનાંની તારીખ ૭ મીંએ થાએઉં તે વખતે એ મકાનનાં અશલ ખત પતરો શવરગવાશી પાલંણજી તમણાંનાં વારેશોએ નાંહાંનપુરાનીં પારશી અંનજુમંનને હવાલે કરેઆં છે. હરેક જગોથી આવનાર પારશી મુશાફરોને ઉતરવાને શારૂં પણ એ ધરંમશરાહ ઉઘાડી રાખવાની ગોઠવણ કરી છે. રૂશતમપુરામો જે જગોએ પારશીની આખી ગનેઆતનું જમંન થાતું હતું તાંહાં જગોની કાંઇએક તંગી હતી તેથી શેઠ મેહરવાંનજી હોરમજીએ તે જગોને લગતાં બેચાર નાંધલાં ધર તથા ખોલલી જગો વેચાતી લઇને પારશી અંનજુમંનમો આપી છે અને તેહનાં ખત પતરો પારશીની પંનચાએતને હવાલે કરેઆં છે. હેવાં કેટલાંએક નેક અને ધરંમનાં કાંમો કરેઆથી શેઠ મેહરવાંનજીની શખાવતનો દાખલો મલે છે.”

## દખણ હેદરાબાદની શેઠો વીકાજી તથા પેશતનજી મેહરજીવાલી નવી દરેમેહરમાં આતશ આદરાંન પરઠાયા.

તા૦ ૧૨ મી સપટેમબર ૧૮૪૫.

રોજ ૨૦ માહ ૧૨ (શે૦) ૧૨૧૪ યજદજરદી.

આજ દીને દખણ હેદરાબાદમાં શેઠો વીકાજી તથા પેશતનજી મેહરજીએ ઇ૦ સ૦ ૧૮૩૯ માં પોતાની બંધાવેલી દરેમેહરની પાસે મોટી જગા લઇ એક નવી દરેમેહર બંધાવી તેમાં આતશ આદરાંન તખ્તનશીન કીધા હતા.

[ એ દરેમેહરનાં મકાનમાં બે આરસીના તખ્તાઓ ટાંગેલા છે, અને તેમાં કેટલાંક ફારસી બેતો લખેલાં છે. તેમાંના એક તખ્તામાંનાં બેતો પુણાંના હાલના ખાંનબાહદુર દસ્તુર નોશરવાંનજી જામાસપજી જામાસ્પ આશાનાનાં, તથા બીજામાંનાં રાએ ગીરધારી પ્રસાદ નામના કાએચ જાતના એક માતબર ગ્રહસ્થનાં જોડેલાં છે; તે ઉપરથી એ દરેમેહરને લગતો દાહડોવાર, વગેરે માલમ પડે છે. એ દરેમેહર પરઠવાને લગતી ક્રિઆ દસ્તુર નોશરવાંનજી જામાસપજી જામાસ્પ આશાનાએ કીધી હતી.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૪૬૧.]

## મુંબઈની મજગાંમનીં શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલનીં દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઇના શમાચાર, તા૦ ૯ મી નવેમબર ૧૮૪૫ ને રવેઉ.

ગએઆ શુકરવારને દીને આપણી ટાપુમોનાં શેઠ ફરાંમજી નશરવાંનજીએ પોતાનાં પુનને શારૂં અને વડાઓનાં નામ લેહણાંને વાશતે મજગાંમમોની વાડીમોનાં પોતાને રેહવાનાં

બંગલાની પછવાડે આતશ આદરાંન શાહેબને તખતનશીન કરવાને વાશતે એક દરેમેહેર બાંધી છે તેહને ઈજાએઆનું જશંન થાઈઉ. એ જશંનની ક્રીઆમો શાંમેલ થવાને શારૂં શેઠ ફરાંમજીએ અતરેનાં ઘણાંએક જરતોશતીઓને એક દીવશ આગમચથી નોતરાં મોકલેઆં હતાં તે પરમાંણે ઠેડવેલે વખતે પારશી ગણેઆતનાં ઘણાંએક શાહેબો તે જગોએ હાજર [illegible] તેહમો પારશીની પંનચાએતના અકાબર શાહેબો પણ બીરાજેઆ હતા તેથી એક શોભકતી મીજલેશ બની હતી. આતશ આદરાંન શાહેબને તખતનશીન કરવાનો વખત પેહેલા પોહોરનાં નવ કલાકનો મુકરર કરેઓ હતો તે પરમાંણે નવ કલાકનો અંમલ થાએઆ પછે આતશ આદરાંન શાહેબને તખતનશીન કરેઆની ક્રીઆ થાઈ અને તાર પછે એ દરેમેહેરને ઈજાએઆનાં જશંનનું કાંમ શરૂ થાઈઉં તે આશરે ૯॥ કલાકને અંમલે પુરૂં થાઈઉં. તાર પછે શેઠ ફરાંમજી નશરવાંનજીની તરફથી એક અંનજુમંન પતર પંનચાએતનાં મેહતા અરદેશર દાદાભાઈએ તે મીજલેશમો વાંચી શંભલાવીઉં અને તાર બાદ પારશીની અંનજુમંનની તરફથી એક ઉચી કીમતનો શેઆલ જોડો નાંમોચા અને ધરમાઉ ખાંનદાંનના શેઠ ફરાંમજી કાવશજી બનાંજીનાંએ ઉપર કહેલા શેઠ ફરાંમજીને હોરાડી એ ધરંમનાં કાંમ કરવાની બુજોરગી આપી. તાર પછે શેઠ ફરાંમજી નશરવાંનજી એ દશતુર રૂશતંમજી કેકોબાદજીને તથા પોતાને ઘરના મોબેદ ડોશાદાર ફરાંમદારૂને શેઆલ આપી અને એ જશંનમો આવેલા બીજા દશતુર મોબેદોને તેવોનાં દરજા પરમાંણે રૂપાં નાણાંની દખશણાં આપી. તાર પછે એ મીજલેશ બરખાશત થાઈ. પણ એ મીજલેશ બરખાશત થવાની આગમચ આપણી ટાપુમોનાં જગત મીતર શેઠ જીજીભાઈ દાદાભાઈએ શેઠ ફરાંમજી નોશરવાંનજીને એ ધરમનાં કાંમ કરવાની મુબારકબાદી આપી અને કહીઉં કે તહમોને તથા તહમારાં ફરજંદોને હકતાલા આબાદી શાથે રાખે કે જેથી તહમો હેવાં નેક કાંમ હમેશાં કરતા રેહો. એ શબદોનો ઘટતો ઉતર શેઠ ફરાંમજીએ વાલેઓ અને તાર પછે તે જગોએ અવાનવારા જરતોશતીઓને શારૂં જે જગોએ શુતરૂં ભોજન તઈઆર કરેઉ હતું તે જગોએ શઘલા લોકો ગએઆ અને તાંહાં ખાણું ખાધા પછે એ નેક કાંમ કરનારા શેઠીઆને આશીરવાદ દેતા શરવ કોઈ *પોતપોતાને ઠેકાંણે ગએઆ.*

એ દરેમેહર હેવી શારી જગો ઉપર બાંધી છે કે તેથી કરીને તે જગોએ જાનારા જરતોશતીઓને આતશ આદરાંનનો અને અરદુઈશુરનો શેજદો કરવાને બની આવે. કેમકે એ દરેમેહરનાં આગલી તરફનાં ઓટલા ઉપરથી શમુદર પણ દેખાય છે. એ દરેમેહરની બાંધણી ઘણી શારી અને મજબુત લીધેલી છે કે તેથી કરીને ઘણું શુધી કાએમ રેહ. એ દરેમેહેરની પછવાડે એક નાંઘલી ચાલી બાંધી છે કે તે મોબેદ લોકોને બરશનુમ લેવાને તથા નાંઘલી શરખી જમનવાર કરવાને બની આવે. એ દરેમહેરની બાંધણી પરમાંણે ફકત ઈમારત ઉપર બાર હજાર રૂપીઆથા ઓછો ખરચ નહી થાએઓ હશે. આએ બીનાં બંધ કરતાંમો હમો હમારી તરફથી એટલુંજ કહીજીએચ અને ચાહીએચ કે શરવ કોઈને હેવીજ બુધી શુહજ પડે કે પોતાનાં હલાલ મેહનતથી પેદા કરેલાં નાણાં હેવાં નેક કાંમ કરવામો ખરચ કરે કે જેથી ધરંમદાંનનાં કાંમ થાએ અને આએ જગતમો નાંમ અને માંન થાએ અને આશમાંનો આલમમાં શવરગ હાંશલ થાએ. એ કરતાંને બીજું વધારે શું મલવાની આએ ફનાં થનારી દુનીઆંમો માંણુશોએ આશા રાખવી જોઈએ.

### જશનની મીજલેશમો વાંચેલા અંનજુમંન પતરની નકલ.

શ્રી દાદાર હોરમજદની મદદ છે.

શ્રી મુમબઈની જરથોશતી ફરકાની અનજુમનની ખેદમતમાં કમતરીન શેવક ફરાંમજી નશરવાંનજી નમનતાઈથી અરજ કરૂંચ કે હમોએ હમારા બેહશની બપાવા દાદાભાઈ જમશેદજી ગાંમડીઆની નઈએતે શ્રી મજગાંમની હમારી વાડી મધે એક દરેમેહેર બંધાવી તે મધે આતશ આદરીઆંન શાહેબને તખતનશીન કરવા શારૂં જે મુરાદ ધારી હતી તે દાદગર દાદાર હોરમજદ જે નેક કાંમની ઈઆરીએ પોહોંચનાર છે તે શાહેબની મદદથી અને હજરત જરથોશત અશપંનતમાંન અનોશેહરવાંનની દીનની બરકતથી દરેમેહર બંધાઈ તઈઆર કરી છે. અને એ આદરીઆંન ઈંજવાનું કાંમ રોજ ૧ લો માહા ૩ જો કદીમી શને ૧૨૧૫ ઈઅજદેજરદીથી જારી કરેઉં હતું તે કાંમ પાક પરવરદેગારની મેહરબાંનગીથી શરંનજાંમ પોહોંતું અને આજ દંને પાક આતશ આદરીઆંન શાહેબને તખતનશીન કરીને જશંન કરેઉં છે. અને આજથી એ આતશ આદરીઆંન શાહેબની દરેમેહર જરથોશતીઓને દીન ધરંમનાં કાંમમાં વાપર-

વા આપી છે. અને એ દરેમેહરનાં વાલી મુતવલી હમો પોતે તથા હમારા વારેશો છે.

આએ જશંનમાં શરવે શાહેબો તશદી લઇને શાંમેલ થાએઆ છેઓ તેથી ગરીબ શેવક ઉપર તમો શાહેબોનો મોહોટો ઉબાર થાએઆ છે. એજ અરજ. રોજ ૧૧ માહ ૩ જો કદમી શને ૧૨૧૫ ઇઅજદેજરદી તા૦ ૭ મી નવેમબર શને ૧૮૪૫ અંગરેજી.

**લા૦ શેવક ફેરાંમજી નશરવાંનજીની દુવા શલાંમ વાંચજો.**

૨૦૧) પંનચાતનાં ફંડ મધે રૂ. ૨૦૧) અંકે બશોને એક આપતા કરેઆ છે.

૩૦૧) હાંધલા તથા પાંગલાનાં ફંડ મધે રૂ. ૩૦૧) અંકે તરણુશેને એક આપતા કરેઆ છે.

એ દરેમેહરમો ખરચ પોંહચતો થવાને શારૂં રૂ. ૭૦૦૦) ની નોટ લઇને રાખેલી છે તેહનો વજીફો મલેથી લેઇ રાખશું.

લા૦ ફ્રા૦ ના૦.

*** આ દરેમેહરમાં નીચલી તખ્તી આરેલી છેઃ—

"આએ દરેમેહેર મરહુમ શેઠ દાદાભાઇ
"જમશેદજી પટેલની નઇએતે તેવણુના
"નબીરા બેહેદીન ફરાંમજી નશરવાંનજી
"પટેલે રોજ ૧૧ મો ખોરશેદ માહા ૩
"જો ખોરદાદ કદમી, માહા ૨ જો અરદી-
"બેહેશત શેહેનશાહી શને ૧૨૧૫ ઇઅ-
"જદજરદી, તા૦ ૭ મી નવેમબર ૧૮૪૫
"ઇશવી, શવંત ૧૯૦૨ નાં કારતક શુદ
"૮ ને વાર શુકરેને દીને કુલે જરથોશ-
"તીઓને વાપરવા શારૂં મજગામ મધે
"બંધાવી છે."

**મુંબઈનાં મરહુમ શેઠ કાવશજી બેહરાંમજી બનાજીવાલાં આતશબેહરાંમ પરઠાએઆનો અહેવાલ.**

મુંબઇનાં શમાચાર, તા૦ ૨૭ મીં નવેમબર ૧૮૪૫ ને ગરેઉ.

ખબર.

શેઠ ફરાંમજી કાવશજી તથા ખરશેદજી કાવશજી તથા રૂશતંમજી કાવશજી તથા દાદાભાઇ રૂશતંમજી શરવે ઇઅરોપીઆંન તથા ગાંમઠી લોકોને જણુંવવા માંગેચ કે ગીરગાંમમો એણુંવોએ હવડાંજ બાંધેલું આતશબેહરાંમ આવતા ડીજેમબર મહીનાંની ૧૩ મી તારીખને શંનવારને દીને ઇંજાશે એટલે જે કીરીઆ પરમાંણુ પવીતર કીધાઓ આવશે. વાશતે એ ઇમારત શરવે લોકોને જોવા શારૂં તારીખ ૨૬ મી નવેમબરને બુધવારથી તે તારીખ ૫ મી ડીજેમબરને શુકરવાર શુધી ઉઘાડી મેલેઆમો આવશે. અને તારીખ ૫ મી ડીજેમબર પછેથી માતર પારશી લોકોનેજ એ આતશબેહરાંમમો પેશવા દીધામો આવશે. એ આતશબેહરાંબ શરકારી ઘોડાને વાશતેનાં તબેલાની પછવાડે અને ચોપાટી આગલનાં શમુદરનાં મોહડાંની શાંમણે છે. શ્રી મુમબઇની તારીખ ૨૨ મી નવેમબર ૧૮૪૫.

મુંબઇનાં શમાચાર, તા૦ ૩૦ મી નવેમબર ૧૮૪૫ ને રવેઉ.

જાહેર ખબર.

મુમબઇ બંદરનાં વશનારા તથા શ્રી હીનદોશતાંનનાં શંગલા રેહવાશી પાક જરતોશતી ફેરકાનાં માજદીઅશની દીનનાં દશતુરો તથા મોબેદો તથા બેહેદીનોની ખીજમતમો કંમતરીન ખાકશાર દીને બેહ માજદીઅશનીનાં તાબેદાર બેહેદીન ફરાંમજી તથા ખુરશેદજી તથા રૂશતમજી કાવશજી બનાંજીનાં તથા દાદાભાઇ રૂશતંમજી શ્રી મુમબઇનાં રેહવાશી ઘણીએક નમંનતાઇથી અરજ કરે છે જે એ ખાકશારોએ શ્રી મુમબઇ મધે પોતાનાં બાવાજી કાવશજી બેહરાંમજી તથા પોતાની માતાજીની નઈએતે આતશબેહરાંમ શાહેબ કરવા ધારેઆ તે પાક પરવરદેગારે પોતાની મદતથી તઇઆર કીધા છે તથા તે આતશબેહરાંમ શાહેબ તખતનશીન કરવાનું મકાંન શ્રી ગીરગાંમ મધે ફરડવાડીની શાંમે બંધાઇને તઇઆર થાઉં છે તેવા રોજ ૧૭ મો શરોશ ને માહ ૪ થો તીર કદમી શને ૧૨૧૫ ઇઅજદેજરદી તારીખ ૧૩ મી ડીજેમબર શને ૧૮૪૫ ઈશવી વાર શનેઉને દીને બેહ માજદીઅશનીનાં હોકંમ મુજબ આતશબેહરાંમ શાહેબ તખતનશીન કરવાને ધારીઉં છે તે મુરાદ ખોદાતાલા પોતાની બખશેશથી બર લાવે તેનું જશંન કરશે. વાશતે ઉપર કહેલા પાક જરતોશતી ફેરકાનાં શરવે શાહેબોની શેવામો અરજ એ છે જે એ દીને શાહવારનાં ૭ કલાકને અંમલે શરવે શાહેબો તશદી લઈને તે જશંનનાં અંમબેહેરામો અંનજુમંનમો શાંમેલ થાવું શજાવાર છે ને તે જગોએ ચાશની કરીને પછે શીધારવું. તેથી શરવે શાહેબોએ એ જગોએ તશદી લીધાથી કંમતરીનો ઉપર ઘણીજ શેફકત થાશે. તારીખ ૨૯ મી નવેમબર ૧૮૪૫.

મુંબઈના શમાચાર, તા૦ ૧૪ મી ડીજેમબર ૧૮૪૫ ને રવેઉ.

શ્રી મુમબઇનાં પારશી શેઠીઆઓ ફરાંમજી કાવશજી તથા ખરશેદજી કાવશજી તથા રૂશ-

તંમજી કાવશજીનાં શવરગવાશી બાવા અને શેઠ દાદાભાઈ રશતંમજીનાં બપાવા કાવશજી બેરાંમજીને નાંમે તથા તે મરનાર શવરગવાશીનાં પુણ્યને વાશતે મુમબઈનાં બાહેરકોટ ચોપાટીનીં આગલનાં શમુદરનાં મોહોડાંની શાંમણે અને કહડેલવાડીની પડોશમાં જરતોશતી લોકોના નવા પાદશાહા આતશબેહરાંમનાં મુકાંમને વાશતે જે મોહોટી અને શોભઈતી ઇમારત બાંધેઆમો આવી છે તેહેમાં એ પાદશાહ ગેઈ કાલ દીને તખતે બેઠા છે. એ પાદશાહની શવારી મુકાંમ ઉપર આવતી વખતે પાદશાહને નમશકાર કરવા શારૂં તથા તેવણુની તાબેદારી કબુલ રાખવાને થકી શહવારનાં પહરોડીઆંથી જરથોશતીઆંન ભાઈઓ તે ઇમારતમાં તથા તેહની આશપાશ બાંધેલા માંડવામો ભેલા થાએઆ હતા અને પાદશાહનાં દરશણ કરવાની ઉમેદમાં બેઠા હતા. એટલાંમો શવારી નીકલવાની તઈઆરી આશરે શાડાઆઠ કલાકે જોવામો આવી તેહેવાજ શરવે લોકો ઉઠી ઉભા થાએઆ. પછે હરઘે કલાકે શવારી દરબાર આગલ આવી એટલે પરજાએ નમશકાર કીધો અને તે વખતે જોવામો આવેઉં કે શવારીની આગલ બે મોબેદ શંમશેહર બરદાર અને તેવોની વચે એક ગુરજ બરદાર અને તેવોની પાછલ ચમચ બરદારો ચાલતા હતા. અને તેવોની પછે પાદશાહ પોતે શવાર હતા પાદશાહ પોતે રૂપાનાં મોહોટાં ધુપદાંનમો બેઠા હતા અને તે ધુપદાંનને માંથે પોશ હતો અને તે ઉપર રૂપાનું એક છતર હતું. તે ઉપર એક મોબેદ છતરધારે રેશંમની છતરી ધરી હતી અને તે ધુપદાંન પાંચ ખીદમતગારો ઉંચકી ચાલતા હતા અને પાદશાહની પાછલ તેહેનાં ઘણુંએક શેવકો જાંમો પેહરી તથા શાલ દોશાલા હોડીને મોહોટા દબદબાથી અને માંનથી ધીરે કદમે ચાલતા હતા. પાદશાહ તખત ઉપર બેઠા પછે ફુલનાં તોરા તથા પાંણુ ગોલાબ આપેઆમો આવેઓ અને પરજાએ બેઠકની નજદીક જાઈને જરથોશતીઓનાં બોલવા પરમાંણે શેજદો કીધો એટલે પગે પડેઆ અને રખશા લીધી. તાર પછે તેવો તેજ જગોએ તઈઆર કરેલું પકવાંન જમેઆ અને મોહોટા હરખ પાંમીને પોતપોતાને ઘેર ગએઆ. એ વખતે મલેલો મેલો શહવારથી ને શાંઝાંજ શુધી રહેઓ હતો. બેએ માંડવામો જમંણ ચાલીઉં હતું તેહમાંની પંગતમાંનાં .ંણુશો ગણુવાને હમોને બની આવેઉં નહી. પણુ શાંભલેઆમો આવીઉંચ કે છોકરાં શીવાએ નાંહાંણું મોહોટાં આશરે શોલ હજાર માંણુશોએ પરશાદ લીધો છે. એ પાદશાહને વાશતેની ઇમારત બાંધનારાઓએ જાંણેઆ મેશે હાલ મોજુદ દોહોડ લાખ રૂપીઆનો ખરચ કીધો છે અને તે શીવાએ દરબારનાં ખરચની જાગીરને વાશતે બીજી એક મોહોટી રકમ ધારેલી છે તેહેની ચોકશ વીગત હમારા શાંભલેઆમો આવી નથી પણુ તે વીશે હમારા જાંણુઆમો આવેઆથી હમો હમારા વાંચનારાઓને જાહેર કરવાને ચુકશું નહી. આએ ખબર આપતી વખતે શેવટે એટલું જણાવવું જોઈએ છે કે જરથોશતી લોકો પોતાનાં પાદશાહ આતશબેહેરાંમની મોહોટી તાબેદારી કરે છે અને તેહેને વાશતે મોહોટી ભગતી અને ભાવના રાખે છે. વાશતે તેવો પરજા દાખલ શવારીમો હાજેર થાએઆથી તેવોએ કોટમાંનાં તથા કોટ બાહેરનાં પોતાનાં દુકાંનો બંધ રાખેઆં હતાં તેથી ગેઈ કાલ દીને એ બંધે જગાની વેપારની હાલ ચાલ નરમ હતી તથા વશતી ઉંજડ હતી.

*Bombay Courier, Tuesday 25th November* 1845.

A CARD.

Messrs. Framjee, Cursetjee, and Rustomjee Cowasjee, and Dadabhoy Rustomjee beg to intimate to the European and Native Community, that the New Church, lately erected by them in Girgaum, and called "Atush Bahiram" will be consecrated, on Saturday, the 13th December, and that from Wednesday, the 26th Instant, until Friday, the 5th December, the building will be kept open for the inspection of the Public.

After the latter date, Parsees only will be permitted to enter the Church.

The Church is situated behind the remount stables and faces Back Bay.

*Bombay Courier, Friday 5th December* 1845.

NOTICE.

Saturday, the 13th Instant, being the day appointed for the consecration of the New Church erected by them, Messrs. Framjee, Cursetjee, and Rustomjee Cowasjee, and Dadabhoy Rustomjee, would respectfully solicit the favour of the European and Native Gentlemen granting leave to their Parsee Clerks and Servants on that day, in order to permit of their attendance at the ceremony.

*Bombay, 2nd December*, 1845.

*** આએ આતશબેહરાંમ સાહેબનાં મકાંનમાં નીચલી તખ્તી મારેલી છે :—

"પાક દાદગર દાદાર હોરમજદની મદદ હોજો.
"કાવસજી બેહેરાંમજીના આતશવહેરરાંમ.
"આએ મુબારક મકાનમાં બેહશતનશીન
"મરહુમ શેઠ કાવસજી બેહેરાંમજી બનાજી
"લીમજી તથા એવનની ધણીઆંણી બાઇ
"જાઇબાઇ પેસતનજી એવોનની નઇએતે
"તથા એવનનાં પુનને વાસતે એવોનાં
"ફરજંદો.
"ફરાંમજી તથા ખોરસેદજી તથા નબીરા
"દાદાભાઇ રૂસતંમજી હમશરીક થઇને
"મુંબઇ શેહેરમાં
"કુલેજરતોશતી ફીરકાના લોકોને ખોદાતા-
"લાની બંદગી કરવા સારૂં માજદીસની
"દીનનાં ફરમાંન મુજબ નુરાંની પાક
"પાદશાહને તખતનશીન કીધા છે.
"રોજ ૧૭ મો સરૂશ ઇઅજદ માહ ૪
"થો તીરઇઅજદ કદીમ સને ૧૨૧૫ ઇઅ-
"જદેજરદી સંવત ૧૯૦૨ ના માગસર શુદ
"૧૫ ને વાર શનેઉ તા૦ ૧૩ મી ડીસે-
"મબર સને ૧૮૪૫ ઈસવી."

## નાધલી દમણ મધે બાઇ રતનબાઈ તે મરહુમ શેઠ હોરમજજી મનચેરજી કામાજીનાં વીધવાએ બંધાવેલું સર અવશરે વાપડવાનું મકાંન.

નાધલી દમણ મધે બાઇ રતનબાઇ તે મરહુમ શેઠ હોરમજજી મનચેરજી કામાજીનાં વીધવાએ જરથોશ્તીઓને સર અવસરે વાપડવાને થકી બંધાવેલી ચાહલીનું મકાન તૈયાર થવાથી તે આએ વર્ષનીં આખરીએ ખોલ્લું મુકયું હતું.

[એ ચાહલીનું મકાંન નાધલી દમણ મધે શેઠ મેહરવાંનજી નવરોજજી માણેકજી જુજે ફરાંસીસનાએ બંધાવેલી દરેમેહરની પડોસમાં છે, અને તે પર નીચલી તખ્તી મારેલી છે :—

"શ્રી પાક ઇઅજદાંનની મદદથી. આએ
"ચેહલીનું મકાંન શ્રી મુમબઇવાલાં બાઈ
"રતનબાઈ તે બેહશતી હોરમજજી મન-
"ચેરજી કામાજીની ધરીઆંણીએ બંધા-
"વીને જરતોશતી લોકોને વાપરવા શારૂ
"ધરમખાતે આપીઉં છે શને ૧૨૧૪
"ઇઅજદજરદીમો."

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૪૬૮.]

## ઇ૦ સ૦ ૧૮૪૬.

## કરંજની મરહુમ શેઠ હોરમજજી શાપુરજી પસતાકીઆવાલી દરેમેહર.

તા૦ ૨૨ મી જાનેવારી ૧૮૪૬.
રોજ ૨૭ માહ ૪ (શે૦) ૧૨૧૫ યજદજરદી.

આજ દીને સુરત જીલ્લાને લગતાં કરંજ ગામમાં મુંબઇવાલા શેઠો પેશતનજી, હીરજીભાઈ અને પીરોજશાહ હોરમજજી પસતાકીઆએ પોતાના બાવા મરહુમ શેઠ હોરમજજી શાપુરજી પસતાકીઆની નઇએતે એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[આ દરેમેહરના દરવાજાપર નીચલી તખ્તી મારેલી છે :—

"શંવત ૧૯૦૨ નાં પોશ વદ ૧૦ ને વાર
"ગરેઉ તા૦ ૨૨ જાનેવારી ૧૮૪૬ અંગ-
"રેજી પારશી શને ઇઅજદજરદી ૧૨૧૫
"રોજ ૨૭ શને ૧૩૬૭ શાલીવાંન તા૦ ૨૩
"મોહોરમ શને ૧૨૬૦ મુશલમાંની પારશી
"હોરમજી શાપુરજીની નઈએતે અગીઆરી
"બંધાવી છે પારશી પેશતંનજી હોરમજી
"પશતાગીઆ તથા ભાઇ હીરજી તથા
"ભાઇ પીરશા જણુ ૩ મલીને બંધાવી છે.
"રેવાશી મંમાઇના ઠેકાંણું મારકીટ મધે
"અગીઆરી માણેકજી શેઠની શામે
"રેવાશી."

[પારશી પ્રકાશ, દફતર પેહલું સફે ૪૬૯.]

### વરોડરાની શેહરમાંની દરેમેહર પરઠાઇ તેનો અહેવાલ.

મુંબઇનાં શમાચાર, તા૦ ૧૨ મી ફેબરવારી ૧૮૪૬ ને ગરેઉ.

શ્રી વરોડરેથી હમારા એક બાઇબંધ ઉપર આવેલા કાગજોથી હેઠલ ટાંકેલો ફકરો ઉતારી લીધો છે.

"અતરે શ્રી વરોડરા મધેનાં પારશી જરતોશતીઓને વાપરવા શારૂં એક અગીઆરીની ઘણી અગત હતી તે મુમબઇવાલા મરનાર પારશી દાદાભાઈ ભીમજી ઉમરીગરની ધણીઆંની બાઇ ધનબાઇજી તથા તેવોનાં છોકરા રૂશતંમજીએ પોતાનાં પઈશાથી બંધાવી આપી તેહેને ધ્હાએઆનું જશંન રોજ ૭ મો માહ ૬ ઠો કદમી ને દીને થાઈઉં તે વખતે વરોડરાઓનાં શંઘલા જરતોશતીઓ એ જશંનમો શાંમેલ થાએઆ હતા તેથી એક શારી મીજલેશ બની હતી. વરોડરાના પારશી રેહવાશીઓ ઉપર એ બાઇનો મોટો ઉપકાર થાએઓ છે કેમકે અગીઆરીની મોટી અડચંણુ હતી તે એ બાઈની શખાવતથી દુર થાઇછે. એ દરેમેહરનાં ચાકરનો ખરચ આપવા શારૂં એ બાઇએ રૂ. ૫૦૦) આપેઆ છે કે તેહનાં વીઆજમોથી પગાર આપેઆમો આવે."

### ભેશાંનની શેઠો દાદાભાઇ તથા મનચેરજી પેશતનજી વાડીઆવાલી દરેમેહર.

તા૦ ૫ મી ફેબરવારી ૧૮૪૬.

રોજ ૧૧ માહ ૫ (શે૦) ૧૨૧૫ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં ભેશાંન ગામમાં મુંબઈવાલા શેઠો દાદાભાઇ તથા મનચેરજી પેશતનજી વાડીઆએ પોતાના બંઘેવી મરહુમ શેઠ શોરાબજી ફરાંમજી વાડીઆની નઇએતે એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[ આ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલી હતી:—

"શા૦ ૧૯૦૨ નાં વરખે. અંગરેજી શા૦
"૧૮૪૬. શા૦ ૧૨૧૫ એજદેજરદી રોજ
"૧૧ માહા ૫ રશમી. એ દરેમેહર શી
"મોજે ભેએશાંન તથા બીજાં લગતાં
"ગાંમ મધેના પારશીના ટોલાની વશ-
"તીના વાપરવાને શારૂં વાડીઆજી શોહો-
"રાબજી ફરાંમજીની નઇઅતે વાડીઆજી
"પેશતનજી બહમનજીનાં વારશ વાડીઆ
"દાદાભાઈ તથા મનચેરજી પેશતનજીએ
"બંધાવી છે."

એ દરેમેહર પારસીઓની વસ્તીથી દુર પાડવાથી મરહુમ શેઠ શોરાબજીનાં વીધવા બાઇ બચુબાઇએ કેટલોક ખરચ કરી પારસીઓની વસ્તીની નજદીકમાં એક બીજી દરેમેહર બંધાવી તે તા૦ ૬ થી જુન ૧૮૭૭ ને દીને પરઠાવી હતી, જેથી એ દરેમેહરવાલી જગો પડત પડી છે. ]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૪૭૦ ]

### મઉની અંનજુમનના ઉધરાતની દરેમેહરમાં આદરાંન પરઠાયા.

તા૦ ૫ મી મારચ ૧૮૪૬

રોજ ૯ માહ ૬ (શે૦) ૧૨૧૫ યજદજરદી.

આજ દીને મઉ મધે અંજુમનના ઉધરાતથી ત્યાંની દરેમેહરમાં આદરાંન પરઠાવામાં આવ્યા હતા. તેની ક્રિઆ દસ્તુર હોરમજજી જામાસપજી જામાસ્પ આશાનાનાં ઉપરીપણાં હેઠલ થાઇ હતી.

[ આ દરેમેહર ઉપર કસ્સી તખ્તી મારેલી નથી, પણ ઉપલો તેમાં આદરાંન પરઠાવાનો દાહડોવાર પુણાંવાલા ખાંનબાહદુર દસ્તુર પ્રોફેસર હોશંગજી જામાસપજી જામાસ્પ આશાનાએ મોકલી આપ્યો છે. એની આગમજ એ જગોપર ઇ૦ સ૦ ૧૮૪૦ માં જ્યારે મઉમાં દોખમું બંધાયું તે બારીમાં આતશદાદગાહની એક દરેમેહર અંજુમનનાં ઉધરાતથી બાંધેલી હતી. તેમાં મુખ્ય મદદ શેઠો પેશતનજી મેરવાંનજી ડોટીવાલા, જીવણજી એદલજી અપુ અને મેહરવાંનજી રૂસતમજી મસાલાવાલાની હતી. જે જગોપર એ દરેમેહર બાંધી છે તે આગલ "પંચાતની વાડી" ને નામે ઓળખાતી હતી, અને ત્યાં જરથોસ્તી મુસાફરો ઉતારો લેતા હતા. એજ દરેમેહરના કંપાઉંડમાં શેઠ હોરમજજી શાપુરજી જાલભાઇ નામના એક પારસી ગ્રહસ્થે એક કુવો બંધાવી ધર્મ ખાતે આપ્યો છે. ]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૪૭૧ ]

### માહલક્ષમીની મરહુમ શેઠ હોરમજજી દાદાભાઈ શાએરની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઇના શમાચાર તા૦ ૧૫ મી મારચ ૧૮૪૬ ને રવેઉ.

આપણી ટાપુમોનાં શેઠ માંણેકજી દાદાભાઇ શાએરે પોતાનાં શવરગવાશી બાઇ હોરમજી શાએરની નઇઅતે અને તેવોનું નામ ચંદરોકાલ શુધી કાએમ રેહવાને શારૂં માહલખશમીમોની પોતાની વાડીમો એક દરેમેહર બાંધીને તેહમો આતશ આદરાંન શાહેબને ગએઆ શુકરવારે તખતનશીન કરેઆ છે. એ દરેમેહ-

રને ઉજાએઆનાં જશંનની કીરીઆમો શાંમેલ થવા શારૂં તે જગોએ હાજર રેહવાનાં કારંણુ-શર આએ ટાર્ફુમોનાં ઘણુંએક લોકોને એક દીવશ આગમચથી ઈજંન મેલેઆમો આવેઆં હતાં તે પરમાંણે વખતશર શંઘલા જરતોશ-તીઓ હાજર થાએઆ પછે આશરે ૯॥ કલાકને અંમલે આતશઆદરાંન શાહેબને તખતનશીન કરેઆ. અને તાર પછે જશંનની કીરીઆનું કાંમ શરૂ થાઈઉં તે આશરે ૧૦॥ કલાકે પુરૂં થાઈઉં. તેઆર બાદ શેઠ માંણેકજીએ દશતુર રૂશતમજી કેકોબાદજીને શેઆલ હોસડી અને બીજા દશતુર મોબેદોને તેવોનાં દરજા પરમાંણે રૂપાં નાણુંની દખશણું આપી. એ ધરંમનાં કાંમની શેઠ માંણેકજીને બુજરગી આપવા શારૂં પારશીની પંનચાએતની તરફથી શેઠ જીજીભાઈ દાદાભાઈએ એક ઉનચી કીમ-તનો શેઆલ જોડો હોરાડેઓ. પણુ તે શાંભ-લેઆ પરમાંણે નમંનતાઈ ભરેલી અરજ શાથે પાછો આપેઆમો આવેઓ છે. એ જશંનની મીજલેશમો પંનચાએતનાં મેહતા અરદેશર દાદાભાઈએ એક અંનજુમંન પતર વાંચેઓ. તેહની નકલ હમોએ હમરા વાંચનારાવોને વાશતે હેઠલ પરગટ કરી છે. એ દરેમેહર ઘણી મજબુત અને રોનકદાર બાંધી છે અને તેહનાં ફકત બાંધકામ ઉપર કેહવામો આવેઆ પરમાંણે આશરે ૧૩૦૦૦ રૂપીઆ ખરચ થાએઓ છે.

અંનજુમંન પતર.

દાદાર હોરમજદની મદદ છે.

શ્રી મુમબઈની જરતોશતી ફીરકાની અંન-જુમનની તથા આએ મીજલશમો બીરાજનારા શાહેબોની ખીદમતમો કમતરીન શેવક માણે-કજી દાદાભાઈ શાએરનાં નમંનતાઈથી અરજ કરૂં છેઉં કે હમારા બેહશતી ભાઈ હોરમજજી દાદાભાઈ શાએરનાં વશીઅત મુજબ તેવોની નાઅતે હમોએ માહલખશમીમોની હમારી વાડી મધે એક દરેમેહર બંધાવી તેહમો આતશઆદરાંન શાહેબ તખતનશીન કરવાની ઉમેદ ધારી હતી તે ઉમેદ પાક પરવરદેગારની મેહરબાંની ભરેલી મદદથી તથા હજરત જરતોશત અશપંનતમાંનની નેક રેહનોમાઈથી બર આવી છે કે એ ધારેલી દરેમેહર બંધાવીને તઈઆર કરી છે અને તેહમો આદરાંન શાહેબને ઈજવાનું કાંમ રોજ જપો માહા ૭ મો કદીમીથી જારી કરીઉં હતું તે દાદાર હોરમજદની મદદથી શરંનજામ પોહતું વાશતે આજ દીને આદરાંન શાહેબને તખતનશીન કરીને જશંન કરીઉં છે અને આજથી એ દરેમેહર શઘલા જરતોશતીઓને ધરમનાં કાંમશર વાપરવાને ઉઘાડી રાખીછે. પણુ એ દરેમેહર ઉપર શંઘલી પોતીએ વાલી તથા મુતવલીપણુંનો હક હમારો તથા હમારા વારેશોનો રેહશે. એ દરેમેહરનાં ચાલુ ખરચ ને વાશતે કોઈ શારી ઉપજનો વજીફો લેવાને ધારેલું છે કે તેહની ઉપજમોથી એ દરેમેહરનો ખરચ હમેશાં કરેઆમો આવે વાશતે તે કારંણુ શર હાલમો રૂ. ૧૧૦૦૦) કાહડી રા-ખેઆ છે.

આએ જશંનમો બીરાજનારા શાહેબો—તહમોએ મેહરબાંની કરીને જશંનની કીરી-આમો હમારી શાથે શાંમેલ થાએઆ છેઓ તેથી ગરીબ શેવક ઉપર તહમારો મોહટો ઉપકાર થાએઓ છે. એજ અરજ. રોજ ૧૭ મો માહા ૭ મો કદીમી શને ૧૨૧૫ ઈઅ-જદજરદી. તારીખ ૧૩મી મારચ શને ૧૮૪૬.

*** આ દરેમેહરમાં નીચલી તખ્તી મા-રેલી છે:—

"બનામે ઈજદે મેહેરબાંન—પાક દાદગર
"દાદાર હોરમજદ કે જે બંધે જેહાંનની
"પેદાએશને પેદાનો કરનાર છે તે શાહેબની
"ઈઆરી અને મેહેરબાની ભરેલી મદદથી
"તથા હજરત જરતોશત અશપંતમાંન
"અનોશેહરવાંનની નેક રેહનોમાઈથી
"આએ દરેમેહેર બાંધીને તેહમો આતશ
"આદરાંન શાહેબને તખતનશીન કરેઆ
"છે. એ દરેમેહર શવરગવાશી પારશી
"હોરમજજી દાદાભાઈ શાએરનાં પોતાનાં
"પઈશાથી તેવોનાં પુનને શારૂં તથા
"તેવોનું ચંદરોકાલ શુધી નાંમ લેણું
"રેહવાને વાશતે તેવોનાં ભાઈ માણેકજી
"દાદાભાઈએ બંધાવી છે. એ દરેમેહેર
"તઈઆર થાએઆથી હેને ઈજાએઆનું
"તથા આતશ આદરાંન શાહેબને તખત-
"નશીન કરવાનું જશન રોજ ૧૭ મો
"માહા ૭ મો કદીમી શને ૧૨૧૫ એજ-
"દેજરદીને દીને થાએઉં છે. એ દરેમેહેર
"પારશી જરતોશતીઓને વાપરવાને તથા
"દીન ધરમની કીરીઆ કરાવાને શારૂં
"ઉઘાડી રાખી છે. એજ અરજ."

## ખજોદ ગામની શેઠ બેહરાંમજી હીરાજી કોહલાવાલી દરેમેહર.

તા૦ ૧૨ મી જુન ૧૮૪૬.

રોજ ૧૮ માહ ૯ (શે૦) ૧૨૧૫ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં ખજોદ ગામમાં મુંબઈવાલા શેઠ બેહરાંમજી હીરાજી કોહલાએ પોતાના બાવા મરહુમ શેઠ હીરાજી કાઉભાઈ

કાહલાની નઇએતે એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[ આ દરેમેહરમાં નીચે પ્રમાણેની તખ્તી મારેલી છે:—

" આએ દરેમેહેર મોજે ખજોદનાં રેહેવા-
" શીઓ તથા શરવે જરતોશતીઆંન કોમ-
" વાલાને શારૂં મુંબાઇવારા પારશી બેરાં-
" મજી હીરાજી કોલાએ પોતાનાં બાપ
" હીરાજી કોલાજીની નઇએતે બંધાવી છે.
" રોજ ૧૮ રશ્નના માહા ૯ મો આદર
" શને ૧૨૧૫ શેનશાહી ઈઅજદજરદી.
" મારફતે પેશતનજી બરજોરજી વાંણીઆ.
" ઉપરી પારશી રેવાશી રસતંમપરાના
" મેરનોંસજી મોટાભાઈ ડોટીવાલા. તા૦
" ૧૨ જુન શને ૧૮૪૬ શવંત ૧૯૦૨
" જેઠ વદ ૩ વાર શુકર. એજ અગીઆ-
" રીની પાશે મોબેદને રેવાનું ઘર બેરાંમજી
" હીરાજીએજ બંધાવી આપીઉં છે."

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૪૭૫.]

## અમદાવાદની શેઠ ખરશેદજી બેહરાંમજી નાણાંવતી વાલી દરેમેહર.

તા૦ ૧૭ મી જુલાઇ ૧૮૪૬.

રોજ ૨૩ માહ ૧૦ (શે૦) ૧૨૧૫ યજદજરદી.

આજ દીને અમદાવાદ મધે ત્યાં વાલા શેઠ ખરશેદજી બેહરાંમજી નાણાંવતીએ એક દરેમેહર પોતાના બાવા મરહુમ શેઠ બેહરાંમજી દાદાભાઇ નાણાંવતીની નઇએતે બંધાવી પરઠાવી હતી.

[ આ દરેમેહરપર કરસી તખ્તી મારેલી ન હતી, પણ તેના પરઠાયાનો ઉપલો દાહડોવાર એ દરેમેહરમાં મોબેદો વગેરેના દરમાયાનો બંદોબસ્ત કરવાને તા૦ ૬ થી આગશટ ૧૮૪૬ નાં મુંબઇનાં શમાચારમાં અમદાવાદથી એક જરથોશતીએ લખેલા નીચલા પત્ર ઉપરથી માલમ પડે છે:—

મુંબઇનાં શમાચાર, તા૦ ૬ થી આગશટ ૧૮૪૬ ને વાર ગરેહ.

શ્રી અમદાવાદથી લખેલો એક પતર હમોને પોશટમોથી મલેઓમ તે હમોએ હમારા પારશી બાઇબંધોનું ધેઆંન પોંહચાડવા શારૂં હેહલ પરગટ કરેઓ છે.

શ્રી દાદારની મદદથી

શમાચાર પતરના હધીપતીની ખીદમતમો

જાહેર કરવાનું એ છે જે તમારાં નામીચાં અને પનકાએલાં બેમુલાં પતરની મારફતથી શેંકડો તો શું પણ હજારો દીનઆઇનનાં કાંમ શુધરાં ને શુધરે છે તેની ઉમેદ ઉપર આએ જરૂરીઆત દીનનું કાંમ છે, તે વીશેની અરજ શ્રી મુમબઈ તથા પુનાંનાં ધરમાતું નામીચા શાહેબોને કાંને પડવા શારૂં અરજ ગુજારી છે ને પુરતી આશા છે કે પરવરદેગારની કીરપાથી હરકોઇ શાહેબે બાલ એ ધરમનું કામ કરવાનું બીરૂં જરફશે. માટે અધીપતી શાહેબ આ પતર તમારે તમારા હોધાની મદત શાથે પરગટ કરવું જરૂર છે ને તેવું કરવાથી ફકત હુંજ નહીં પણ આ શેહરનાં તમાંમ જરતોશતીઓ તમારાં હેશાંનનાં અંદર શુકર ગુજાર થાશે.

આ શેહેરનાં અંદર શને ૧૮૩૦ અંગરેજીનાં વરશની આગમચ ટુક પાંચશાત પારશીઓ વશતા હતા. તાર પછે ઉપર લખેલાં શાલથી અતરેની વશતીમાં વધારો થતો ગઓ તેના શબબથી પારશીઓમો રૂવાંન થાતાં તે વેલાએ ઘણીએક અડચણ પરતી તેની કીરીઆ મારગ વીશે તથા રૂવાંનોને અવલમનજલ પોચારવા શમનદી તે આલમો ઇજદાંને જુલ જલાલનાં નેઆએત કરમો ફજલથી મુશકેલ તરી છે ને અતરે આ ૪ વરશના અરશામો એક નાનું શરખું દાદગા અતરેની જરતોશતી વશતીનાં ઉગરાંનાંથી બનેલ છે અને એક અગીઆરી ગયા દેપદીન રોજને દીવશે તારીખ ૧૭ મી માહે જુલાઇ શને ૧૮૪૬ ને વાર શુકરેને રોજે શેઠ ખરશેદજી બેરાંમજીએ પોતાનાં ખરચથી બનાવી ઇજાવી તઇઆર કરી છે મગર અતરે મોબેદ બરશનુમ શાતનાં જણ ૨) છે તેવોને અતરેના પારશીઓ ઉગરાંનું કરી ને આજ આશારે વરશ ૪ થયાં રાખેઆ છે મગર તે મધેથા કેટલાએક શખસોથી તે મોબેદનાં કુતનો બોજો ઉપારી શકાતો નથી અને જે કોઇ જરારતી શકતા છે તેવોનાં દીલ બઉ તંગ છે. તે વાશતે કોઇબી શખી પુરશ મુમબાઇ શરકી તાબુ મધેથી અથવા પુનાં શરકા શેહેરમોથી નીકરી આવે ને એ મોબેદો તથા ૧ દોખમાં આગલ ચોકીદાર છે તેના પગાર પોંચાડવાનો બંનદોબશત કરી આપે. અગર તો તે ખરચ દર મહીને મોકલાવે ઇઆતો કંઈ તેનું ફન કરી આપે કે તેમોથી તે લોકોને મલો જાએ. એવું કરી આપનાર શકશને ખોદાતાલાની મદતથી હમેશાં ફતેમનદી બેઉ જાંનમો પોંચવા વના રેશે નહીં ને એવાં કામને ઉપાડી લેનાર શાહેઓ મુમબઇ અથવા પુનાં વીનાં બીજાં શેહરમો હું જોતો નથી. તે શબબથી આ તમને આજેજી શાથે લખું છેઉં જે એ વાતનો ખોલાશો કરવો તમારે હાત છે ને એકીન છે કે તમારાં પતરમો પરગટ થવાથી કોઇ ને કોઇ નેક બખતનો ધણી એ કાંમ

કરવાને નીકરી આવશે. જે શાહેબનાં મંનમો ખોદા ઉતરે ને એ મોબેદો વીગરેનો ખરચ પુરો કરવાનો શવાબ હાંશલ કરવાને ખાએશ રાખે તે ધણીને હેવું નહીં વીચારવું જે અતરે અમદાવાદની વશતી ફકત અંગરેજનાં લશકરથીજ છે શાથી જે અતરે કેટલાએક પારશીઓ વેપારી વીગરે કંઇ મુદતથી વતની થઇ પરેલા છે તે કોઇ કાલે અતરેથી ખીશનાર નથી. મગર આ વશતીમો મેં શારી તરે તપાશી જોઉં કે હેવો કોઈ માતબર શખશ અથવા શખી નર નથી જે આ શવાબનો બોજો ઉંચકી શકે. તેટલાંજ કારણુશર તમોને તશદી આપી છે વાશતે તમારે એ પોતાનાં ધરમનો પાઓ આ ગુજરાત શેહેરમો ચલાવાની ખાહેશ કરીને તમારી નેક નજરમો રૂડું દીશે તેવો તમારો વીચાર આપી ને અતરેનાં મોબેદોનાં ખરચ મુમબઇનાં ઇઆ પુનાંના દરીઆદીલી શાહેબોથી કરાવી અપાવો જોઇએચ. એ શરવે અતરેનો ખરચ આશરે દર માંશે રૂ ૩૦) ઇઆ ૩૫) થી વધારે ચાશે નહીં.

ઉપર લખેલા શવાબનું કાંમ જે શાહેબને ઉંચકી લેવાને ખાએશ હોએ તે શાહેબની ખીદમતમો અરજ એ છે કે એ બંનદોબશત વીશે પુછાવું હોએ તો અતરેનાં કદીમ વતની સેઠ મનચેરજી શોરાબજી કેકોબાદનાં (જેની મોટી જાતી મદદથી હાલ જે દોખમું તથા અગીઆરીનું કાંમ બનેઉં છે મગર દલગીર છેઉં કે અતરેના ગમાર પારશીઓએ તેવોને ભર અંનજુમનમો ૧ માંનપતર શરકું નહી આપેઉ) તથા પેશતનજી ફરાંમજી વકીલ ઇઆ આદરજી વઇદ ઇઆ નશરવાંનજી માણેકજી કોપર ઇઆ શોરાબજી મગોલ ઈઆ પેશતનજી એદલજી પટેલ એવોને પુછાવી તજવીજ કરી બંનદોબશત કરી આપવો. શાથી કે કોઈ શાહેબ ચમાચાર ઈઆ બીજાં પતરની મારફતે આ પતરનો જવાબ વાલવાને ચાશો તો અતરે કોઇ પારશીઓમો ગાંમઠી પતર આવતાં નથી તેથી તેવોને ખબર પરશે નહીં.

આ પતર શમાંપત કરતી વેલાએ અધીપતી શાહેબ પાશે અરજ કરૂંચ કે જે ઉપર લખેલા ખરચની અરજ કરી છે તે મોટાંમો મોટી અગતની અરજ છે. માટે કાંઇ બી પરકારે તમારે જાતી અકલ તથા દીલોજાંણુની મેહનત લઇને શખી તબેનાં શાહેબોનાં દીલમો ઉતરે તે રીતે છાપી પરગટ કરવી કે તેથી માહરી ઉમેદ બર આવે ને કોઇ તરેહથી આ અરજ અપરમાંન નહીં જાએ. આંમીન આંમીન. શી અમદાવાદની તા૦ ૨૧ મી જુલાઇ શને ૧૮૪૬ અંગરેજી. રોજ આશમાંન માહા દેએ શને ૧૨૧૫ ઇઅજદજરદી.

હું છેઉં અધીપતી શાહેબ તમારો શદાનો શેવક અને કુલ જરતુશતીનું ભલું ઇછનાર એક પારશી અંમદાવાદ શેરનો પુરાતંમ રેવાશી.

એ દરેમેહર ઇ૦ સ૦ ૧૮૭૭ થી ત્યાંની અંજુમંનના સ્વાધીનમાં આપી હતી. એ પછી અમદાવાદમાં જરથોસ્તીઓની વસ્તી વધવાથી એક મોટી દરેમેહરની જરૂર જણાયાથી મજકુર શેઠ ખરશેદજી બેહરાંમજી નાણાંવતીના રજાથી એજ જગાપર શેઠો નવરોજજી અને જાંહગીરજી પેશતનજી વકીલે એક કુશાદે દરેમેહર બંધાવી તે તા૦ ૧૧ મી આપરેલ ૧૮૮૪ ને દીને પરહાવી હતી.]

[એ દરેમેહરની પડોસમાં શેઠ મનચેરજી શોરાબજી કારંજાવાલાએ પોતાની જગા ઉપર ત્યાંના જરથોસ્તીઓના સર અવસરના વપડાસને માટે એક ધર્મશાલા બંધાવી તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૪૯ ને દીને ખોલ્લી મુકી હતી, પણ તે ઇ૦ સ૦ ૧૮૭૫ ના સપટેમબર માસની અમદાવાદની મોટી રેલની વખતે પાણીના જોસથી પડી ગઈ હતી.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૫૧૭.]

## સીંધ હેદરાબાદની જરથોસ્તી રવાંનોને ભુમીદા કરવાનીં જગો.

મુંબઈનાં ચાબુક, તા૦ ૮ મી નવેમબર ૧૮૪૬ ને વાર રવેઉ.

શ્રી શીંધ અંગરેજી શરકારે ફતેહ કીધું તારથી તે ધરતી પર પારશીઓની વશતી દર દીવસ વધતી જાએચ અને ગીઆ થોડાએક મહીનાંમો શીંધનાં હેદરાબાદમો ચાર રવાંનો થાએઆં તેમોનાં તરણ રવાંનોને એકજ જગોએ અવલમંજલ પોંહચાડેઆં છે અને તે જગો શંવારી આરાશતે કરે ને જે એજ કામને શારૂં રાખી છે—અને જાંહાં શુધી એક નાધલું શરખું દોખમું બાંધવાની જોગવાઇ તથા મગદુર થાએ તાંહાં શુધી શીંધનાં હેદરાબાદના પારશીઓનો હેવો મનશુબો છે કે એ જગાની આશપાશ ૬ ફુટ ઉનચી અને બે ફુટ પોહોરી તથા આશરે ૩૦૦ ફુટ ગોલ—જેહનું શગલું મલીને ૩૬૦૦૦ કીઉબીક ફુટ કાંમ થાશે તેહવી એક ગોલ દેવાલ બાંધી લેવી. તે કારણુશર શીંધનાં હેદરાબાદમોનાં પારશીઓએ તેહમો અગત કરીને શેઠ બેહરાંમજી ફરાંમજી પાંડેએ મેહેનત કરીને ઉધરાંતું કીધું છે તે ઉધરાંણું-

મો જે જે સાહેબોએ નાણું ભરીઉંચ તેહની ટીપ હમારા એક મીતરે કુરપા કરીને હમારાં પવરમો છાપવા મોકલીચ તે હમો મોટી ખુશીથી હેઠલ પરગટ કરીએસ.

શ્રી શીંધના હેદરાબાદમો પારશીનાં રૂવાંનો મેલવાની ધરમખાતાંની જગોની આશપાશ શેઠ બેહેરાંમજી ફરાંમજી પાંડેનાં ઉપરીપણાં હેઠલ એક ફરતી દેવાલ બાંધવાની છે તે વીશેની ઉભરાંણાંની ટીપ શીંધનાં હેદરાબાદનાં પારશીઓએ ભરીચ તેહની નકલ.

- ૫૧) શેઠ પેશતનજી ફરાંમજીની કંપની હેદરાબાદ ખાતેથી.
- ૪૧) શેઠ બેરાંમજી ફરાંમજી ઉપલી કંપનીના ભાઈ.
- ૫૧) શેઠ જાંગીરજી તથા નશરવાંનજીની કંપની હેદરાબાદથી આ૦ આ. લી.
- ૫૧) શેઠ માંણેકજી બરજોરજીનાંની દુકાંનથી.
- ૫૫) શેઠ હોરમજજી દાદાભાઈ ગલીઆલી તથા કંનતરાકટર.
- ૩૫) શેઠ દાદાભાઈ રૂશતમજી ગલીઆલી.
- ૨૫) શેઠ માંણેકજી શોરાબજી તે કલેકટરનાં રાઈટર.
- ૧૫) ધંનજીભાઈ મેરવાંનજી ડાકટર ૧૪ મી રીજમીટનો.
- ૧૫) શેઠ બરજોરજી નાનાભાઈ કાબુલી તે કોટરીનાં મરચંટ.
- ૧૫) શેઠ મેરવાંનજી ફરદુનજી રાઈટર ૧૪ મી રીજમીટનો.
- ૨૧) શેઠ ફરાંમજી કુવરજી મોદી
- ૧૫) એદલજી બરજોરજી શેઠનાં
- ૨૫) મંનચેરજી બમનજી કોપર તથા મરચંનત
- ૨૫) શેઠ માંણેકજી લીમજીભાઈ શરાફ
- ૨૧) શેઠ દીનશા પીરોજશા મીનવાલા
- ૧૫) મેહતા બમનજી નશરવાંનજી તે શેઠ બેરાંમજીનાં
- ૧૧) શેઠ બરજોરજી કાવશજી ફ. કે.
- ૭) શેઠ કાવશજી મનચેરજી દલાલ બોરાનાં
- ૫) શેઠ કુવરજી દાદાભાઈ
- ૧૧) શેઠ દોરાબજી પીરોજશા મીનવાલા
- ૧૧) શેઠ પેશતંનજી બમનજી વાછા
- ૫) જમશેદજી અરદાનીઆરજી મેહતા જીજી કાકાના
- ૨૧) શેવક નવરોજી મંનચેરજી તે ક. મે.
- ૫) દોશાભાઈ ખરશેદજી
- ૫) શોરાબજી નશરવાંનજી તે શેઠ બે. ફ.
- ૧૧) મેરવાંનજી એદલજી પંનદોલાનાં
- ૧૧) શોરાબજી તેમુલજી
- ૧૧) ફરાંમજી તેમુલજી
- ૧૫) શેઠ જાંગીરજી મેરવાંનજી કોતવાલ
- ૫) જમશેદજી જાંગીરજી પો૦
- ૫) રૂશતમજી શાપુરજી ગાશવાલા
- ૫) જમશેદજી ખરશેદજી ક. મે.
- ૫) ખરશેદજી રૂશતમજી પેતીગરા
- ૫) બરજોરજી નશરવાંનજી પીથાંવાલા
- ૫) પેશતનજી બમનજી તે શેઠ બે. ફ.
- ૫) એદલજી દાજીભાઈ
- ૫) દાદાબુર ફરદુનજી બેરાંમજી
- ૫) ડોશાભાઈ નવરોજી કોએલ
- ૭) આદરજી રતનજી શાંમ ગમીરના
- ૩) રતનજી રૂશતમજી શેઠના
- ૫) આદરજી તે બરજોરજી કાબુલીનો
- ૫૦) બેરાંમજી ઓલ કોપર તે કેમેશરીનો તેને પોતાનો આખો પગાર ભરેઓ
- ૫) રતંનશા શાપુરજી મેશમેન
- ૩) જમશેદજી બમનજી કોપર
- ૧૧) મેરવાંનજી એદલજી પંનદોલ
- ૭ા બેજંનજી મોદીખાંનાંનો તોલાત
- ૧) ફરાંમજી તોલાત
- ૧) ડોશાભાઈ મોદી

**મોટી દમણ મધે બાઈ રતનબાઈ તે મરહુમ શેઠ હોરમજજી મનચેરજી કામાજીનાં વીધવાએ બંધાવેલી દરેમેહર તથા ધર્મશાળા.**

મોટી દમણ મધે બાઈ રતનબાઈ તે મરહુમ શેઠ હોરમજજી મનચેરજી કામાજીનાં વીધવાએ બંધાવવા માડેલી દરેમેહર તથા ધર્મશાલાનું મકાંન તૈયાર થવાથી તે આએ વર્ષમાં ખોલ્લું મુકયું હતું.

[ આ મકાંન ઉપર નીચલી તખ્તી મારેલી છેઃ—

"શ્રી પાક યઝદાંનની મદદથી આએ
"દરેમેહર તથા તેહને લગતું ધરમશાળનું
"ઘર શ્રી મુંબઈવાલી બાઈ રતનબાઈ
"તે બેહેશ્તી હોરમજજી મનચેરજી કામા-
"જીની ધરીઆંણીએ બંધાવીને જરતોશતી
"લોકોને વાપરવા શારૂ ધરમખાતે આપી
"છે. સને ૧૨૧૫ યઝદજરદીમો."

મોટી દમણ મધે બે પુરાતન દોખમાં છે, પણ તેમના પરદાખાના દાદગાહનો પટો મળી શકતો નથી. એઓવંઉ એક શાંગત

છે, અને તે ઇ૦ સ૦ ૧૬૫૭ માં ઉતારાનાં જુનાં દોખઆંની સાથે બંધાયું હશે એવું અટકલવામાં આવે છે, તથા બીજું પડી ગએલું છે, અને તે ઉપલાં કરતાં એક સદી પુરાતન હશે એવું ધારવામાં આવે છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૪૮૨.]

**કોલંબોની જરથોશ્તી રવાંનોને સુપિદા કરવાની જગા.**

સીલાંન મધે કોલંબો ખાતે જરથોશ્તી રવાંનોને સુપિદા કરવાને ત્યાંવાળા શેઠ કાવશજી એદલજી કોલંબેવાલાએ આએ વર્ષમાં એક એલાહેદી જગા કાઢી તેની આસપાસ ફરતી દેવાલ બંધાવી હતી.

[પારસી પ્રકાશ, દફતર પેહલું, સફે ૫૧૦.]

## ઇ૦ સ૦ ૧૮૪૭.

## ભીડી બજારની કાંહાવાલા મોહલામાંની શેઠ નશરવાંનજી હીરજીભાઈ કસાંણીની દરેમેહર પરઠાએઆનો આહેવાલ.

મુંબઇના શમાચાર, તા૦ ૧૮ મી મારચ ૧૮૪૭ ને વાર ગરેઉ.

હમોએ હમારાં તારીખ ૪ થી મારચનાં શમાચાર પતરમો ખબર આપેઆ પરમાંણે મુમબઇનાં બાહેર કોટ કાંહાવાલાના મોહોલામો પારશી નશરવાંનજી હીરજીભાઇ હોડી દલાલે બંધાવેલી દરેમેહેરને ઇંજાએઆનું જશન ગએઆ મગલવારને દીને થાઇઉં છે. એ જશનની મીજલેશમો જરતોશતીઓને હાજર થવા શારૂં નશરવાંનજીએ તરંણ ચાર દીવશ આગમચથી નમંનતાઇ ભરેલી રીતે નોતરાં મેલેઆં હતાં. તે પરમાંણે ઉપર કહેલે દાહડે શહવારનાં ૭ વાગાથી એ દરેમેહરની જગોએ લોકોએ આવવા માંડીઉં તે આશરે ૯ કલાક શુધીમો શઘલા જરતોશતીઓ આવી રહેઆ અને જારે આઇને જરતોશતીમો ફરમાવેલા કુબલા આતશઆદરાંન શાહેબને તખતનશીન કરવાનો વખત નજદીક પોંહોંચેઓ તારે પેશવાએ જરતોશતીઆંન દશતુર એદલજી દારાબજી શંનજાંણાએ આતશ આદરાંનને તખતનશીન કરવાની કીરીઆ કરવાને તઇઆર રહેલા મોબેદોને ઠેડવેલી ઇશારત કીધી તેથી તે મોબેદોએ આતશનું પાતરૂં જે જગોએ મેલેલુંહતું તાંહાંથી એક બીજા શાથે પેવંદ વલગીને ઉઠાવીઉં. અને એ દરેમેહરને અંદરને મારગેથી એ કીબલાને અશથાપનાં કરવાને તઇઆર કરાવેલા ગુંમબજમો દાખલ થાઇ આતશઆદરાંનને તખતનશીન કરવાની કીરીઆ કીધી. એ કીરીઆ પુરી થાએઆ પછે તે મોબેદોએ અને તેમજ તે જગોએ હાજર થાએલા દશતુરોએ અને બીજા જરતોશતીઓએ બંધે જાંહાંનને પેદાકરનાર દાદગર દાદારની નીઆએશ—શેતાએશ અને બંદગી કીધી. અને તાર પછે જશનની કીરીઆનું કામ દશતુર મોઘુંએ જારી રખીઉં તે આશરે ૧૧ કલાકે પુરૂં થાએઆ પછે એ નશરવાંનજીની તરફથી એક અનજુમંન પતર પંનચાએતનાં મેહતા અરદેશર દાદાભાઇએ વાંચી શંભળાવેઓ કે જેહની નકલ હમોએ આએ બીનાંની હેઠલ જોડેલી છે. તે પતર વંચાઇ રહેઆ પછે પારશીની પંનચાએતની તરફથી હોરમત ભરેલાં મુબારક ખાંનદાંનના વાડીઆજી શેઠ બહમનજી હોરમજજીએ ઉઠીને નશરવાંનજીને એક ઉનચી કીમતની શેઆલ હોરાડી એ નેક કાંમ કીધાની મુબારકી આપી અને તેમજ ગરીબોની દાદને પોહોચનારા શેઠ જીજીભાઇ દાદાભાઇએ અને બીજાઓએ એ બાએગવંતા નશરવાંનજીને શેઆલો હોરાડી માંન આપીઉં. તાર પછે એક મોબેદ કે જેહને પેઆંનમો આવેલી કોઇ તકશીર ઉપરથી પારશી અંનજુમન દરેમેહરનાં કામકાજથી અટકાવેઓ હતો તે મોબેદ મીજલશમો પંનચાએતનાં અકાબરોની શાંમણે આવી ઉભો અને અદબ બજાલાવી પોતાની તકશીરની માફી મેલવવાની અરજ કીધી તે ઉપરથી તેહની તકશીર માફ કરી તેહનાં વીશે જે અટકાવ નાંખેઆમો આવેઓતો તે કાહાડી નાંખેઆમો આવેઓ. તારબાદ નશરવાંનજીએ દશતુર એદલજી દારાબજી શંનજાંણાને શેઆલ હોરાડી અને તે મીજલેશમો આવેલા બીજા દશતુર મોબેદોને તેવોનાં દરજા પરમાંણે એકથી તે પાંચ રૂપીઆ શુધી રૂપાંનાણાંની દખશણાં આપી. તાર પછે મીજલશ બરખાશત થાઇ. મીજલેશમોથી લોકો ફારેગ થાએઆ પછે નશરવાંનજીએ જે ભોજંન તઇઆર કરીઉં હતું તે જમીને શરવે કોઈ એ નેક કાંમ કરનારા ધણીનાં હકમો આશીરવાદ દેતા પોતપોતાને ઠેકાંણે ગએઆ. એ જશનની મીજલેશમો નશરવાંનજીના નોતરેલા શઘલા લોકો અને પારશીની પંનચાએતનાં અકબર શાહેબો આવેઆ હતા તેથી એ દરેમેહરની જગોએ ભારે ઠઠ અને મોટી રચનાં બની હતી. પરમેશવર શરવ કોઇને

નેક ખુશી બખશે કે જેથી તેવો આએ નાશ પાંમનારી આલંમમો નેકનાંમી મેલવે.

શ્રી દાદાર હોરમજદની મદદ છે.

આએ જશંનની મીજલેશમો તશદી લેનારા પંનચાએતના અકાબર શાહેબોની અને બીજા જરતોશતીઓની ખીદમતમો કંમતરીન બંનદેગાંન પારશી નશરવાંનજી હીરજીભાઇ મોહોટી નમંનતાઈ શાથે અરજ ગુજારૂંચ કે આએ દરેમેહર તમારા શેવકે પોતાની બેહેશતી થાએલી છોકરીવોનાં પુનને શારૂં બંનધાવીને તેહમો ઇઅજદાં પરશતી દીનના કેબલા આતશ આદરાંન શાહેબને તહમારી હજુર આજદીઅશની દીનમો ફૂરમાવેલી કીરીઆથી તખતનશીન કરેઆ છે. આએ દરેમેહર શઘલા આદરા હંમદીન જરથોશતી ભાઇઓને રોઆંનોની અને બીજી કીરીઆ કરાવાનાં કારંણુ શર ઉંઘાડી રાખી છે. મગર એ દરેમેહર ઉપર મુતવલીપણાંનો હક શેવકનો અને તેહનાં વારેશ વકીલોનો રેહશે. આતશ આદરાંનના ચાલુ ખરચને વાશતે શેવકે પોતાને પઇશે ધોબીતલાવ ઉપર જે ઘરનાં ગાલા ૫ ની ચાલી વેચાતી લીધીચ તે ચાલી તથા તેહની ઉપજ આપતી કીધી છે.—માહારા નાંમદાર શાહેબો આએ જશંનની મીજલશમો તહમો શાહેબોએ આવી ગરીબ શેવકને માંન આપવાની કરમ બખશેશ કીધીચ તેથી હું તહમો શાહેબોનો મોટો આભારી થાએઓ છેઉ. એજ અરજ.—રોજ ૨૦ મો માહા ૬ ઠો શેહેનશાહી શને ૧૨૧૬ ઇઅજદેજરદી—શંવત ૧૯૦૩ નાં ફાગણુ વદ ૦)) વાર ભોમે—તારીખ ૧૬ મી મારચ શને ૧૮૪૭ અંગરેજી.

૩૫૧) ધરંમ ખાતે રૂ. ૩૫૧) નીં તંનદરોશતી બનાવી છે.

- ૩૦૧) પંનચાએતનાં આંધલાં પાંગલાંનાં ફંનડમો.
- ૨૫) બાહેરકોટનાં મુકતાદનાં ફંનડમો.
- ૨૫) નોશારીનાં ગહંમબારમો.

---

૩૫૧

---

લા૦ શેવક નશરવાંનજી હીરજી દલાલ.

*,* આ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલી છે:—

"બનાંમે ઇજદ.

"પાખ દાદાર હોરમજદ જે બંધે જેહાંનનો પેદા કરનારો છે તેહની મદદથી
"અને તે શાહેબે પોતાના પશંદ કરેલા
"પેગંમબર હજરત જરતોશત અશપંતમાંનની મારફતે મોકલેલી આજદીઅશની
"દીનની નેક રેહનોમાઇથી પારશી નશરવાંનજી હીરજીભાઇ હોડી દલાલે પોતાની
"શવરગવાશી છોકરીઓ નામે બીખાઇજી
"તથા આવાંબાઈના પુનને શારૂં અને
"પોતાનું નામ કાએમ રેહવાને વાશતે
"આએ દરેમેહર બંધાવી તેહમો પારશી
"જરતોશતીઓના કેબલા આતશઆદરાંન
"શાહેબને તખતનશીન કરેઆ છે. આએ
"દરેમેહર બંધાઈને તઇઆર થાએઆ
"પછે નેઆએશ સેતાએશ કરવાનાં કારણુશર
"પવીતર થાવાને વાશતે હેને ઇજવાની
"કીરીઆનું કામ તથા આતશઆદરાંન
"શાહેબની કીરીઆનું કામ રોજ ૧૭ મો
"સરોશ ઇજદ માહા ૬ ઠો શેહરીવર અમશાશપંદ શેહેનશાહી શને ૧૨૧૬ ઇઅજદજરદીને દીને શામપુરણુ થાઈઉં. તેથી
"એ મુબારક રોજે જશનની મીજલેશ
"કરીને ઘણુાએક જરતોશતીઓની હજુર
"આતશ આદરાંન શાહેબને તખતનશીન
"કરેઆ છે. આએ દરેમેહેર માજદીઅશની
"દીનને આધીન રેહનારા જરતોશતીઓને
"દીન ધરમનાં કામની કીરીઆ કરાવાને
"વાશતે છે મગર એ દરેમેહેર ઉપર
"મુતવલીપણાંનો હક બેહેદીન નશરવાંનજી હીરજીભાઇએ પોતે તથા પોતાના
"વારેશોના હાથમાં રાખેઓ છે. એજ
"અરજ. શંવત ૧૯૦૩ નાં ફાગણુ વદ ૧૧
"વાર શનેઉ તથા શાલીવાહાન શાકે ૧૭૬૨
"નાં તારીખ ૨૫ મી માહે રબીઓલ
"અવલ શને ૧૨૬૩ હીજરીના તારીખ
"૧૩ મી મારચ ૧૮૪૭ ઇશવી.

"ઉપલી તારીખ ફેરવીને

"રોજ ૨૦ મો માહ ૬ શ૦ ૧૨૧૬
"ઇઅજદેજરદી. શ૦ ૧૯૦૩ નાં ફાગણુ
"વદ ૦)) વાર ભોમે શાકે ૧૭૬૮ નાં
"તા૦ ૧૬ મી મારચ શને ૧૮૪૭ ઇશવી
"એ દીને આતશ આદરાંન શાહેબને
"તખતનશીન કરા છે."

એ દરેમેહેર જે જગાપર આવેલી છે તેને લગતી જમીન અસલમાં શેઠ હોરમજજી ફરાંમજી મીસતરી અથવા આહારમખાઉની હતી, તે તેવણુનાં મરણુ પછી તેમનાં વીધવા બાઇ રતનબાઇએ તા૦ ૨૯ મી આપરેલ ૧૮૪૭ ને દીને એક લખત કરી તથા તા૦ ૫ મી મેએ ૧૮૪૩ નાં મુંબઇ ચાબુકમાં જાહેર ખબર છપાવી કાંદાવાલા મોહલામાં દરેમેહર અથવા

બીજી કાંઇ ધર્મની જગા બાંધવા માટે તે મોહલાના રેહવાસીઓ શેઠો એદલજી કાવશજી આંમદીઆ નશરવાંનજી મેહરવાંનજી ઇલીઅટના, નવરોજજી કાવશજી બાટલીવાલા, ફરાંમજી નવરોજજી બારીઆ, અને હોરમજજી માણેકજી શીંગારા, એઓને તરસ્ટીઓ ઠેડવી ધર્મ ખાતે આપી હતી, તે તેઓએ શેઠ નશરવાંનજીને સપુરદ કીધી હતી.

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૪૮૫]

## વલસાડનું અંજુમનના ઉવરાતથી બંધાયલું દોખમું પરઠાયું.

મુંબઇના શમાચાર, તા૦ ૭ મીં મારચ ૧૮૪૭ ને વાર રવેઉ.

જાહેર ખબર.

શ્રી મુમબઇ તથા દેશાવરોનાં કુલે જરથોશતી ફેરકાની અંનજુમંનને શ્રી મુમબઇની પંનચાએતનાં અકાબરો જાહેર કરેચ કે અંનજુમનના ઉઘરાવેલા પઈશાથી શ્રી વલશાડ મધે નવું દોખમું ૧ બંધાવાનું કાંમ બાઇ જીવનજી રતનજી બીલીમોરીઆની મારફતે શોંપીઉં હતું તે દોખમું પાક પરવરદેગારની મદદથી બંધાઇને તઈઆર થાઇઉં છે તેથી રોજ ૨૯ મો માહ ૬ ઠો શેહેનશાહી તથા માહ ૭ મો કદીમી શને ૧૨૧૬ ઇઅજદજરદી તારીખ ૨૫ મી મારચ ૧૮૪૭ ઇશવી વાર ગરેઉને દીને દીન બેહ માજદીઅશનીના હોકંમ મુજબ ઇજાએઆનું જશંન ચાશે વાશતે ઉપર લખેલી તેરીખે તે જગોએ જશંનની કીરીઆમો શાંમેલ થવાને શરવે શાહેઓએ પધારવું અને શવાબનો બેહરો હાંશલ કરવો. રોજ ૮ મો અને માહ ૬ ઠો શેહેનશાહી શને ૧૨૧૬ ઇઅજદેજરદી શંવત ૧૯૦૩ નાં ફાગણ વદ ૨ ને વાર ગરેઉ તારીખ ૪ થી મારચ શને ૧૮૪૭ અંગરેજી.

*_** એ દોખમાંના દરવાજા ઉપર નીચલી તખ્તી મારેલી છે :—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે. આએ "દોખમું શ્રી મુંબઇની પારશી અંનજુમને "બંધાવી વલશાડની અનજુમનને હવાલે "કીધું. રોજ ૨૯ માહ ૬ શને ૧૨૧૬ "ઇઅજદેજરદી. શવંત ૧૯૦૩ નાં ચૈત્ર "શુદ ૯ ને વાર ગરેઉ. તારીખ ૨૫ મી "મારચ શને ૧૮૪૭ અંગરેજી."

એ દોખમાંની સાથે એક શગડી પણ બંધાવી હતી, લેકીન તે નાખલી પડવાથી ઇ૦ સ૦ ૧૮૬૬ માં શેઠ ખરશેદજી ફરદુનજી પારખે વલસાડની અંજુમનને રૂ. ૧૦૦૦૦) આપી તેમાંથી એક મોટી શગડી તથા દોખમાંની જમીનની આસપાસ એક ફરતી દેવાલ બંધાવી આપી હતી.

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૪૮૭.]

## એડનનું શેઠ મેહરવાંનજી શોરાબજી ખરેઘાતનું દોખમું પરઠાએઆનો અહેવાલ.

મુંબઇનાં ચાબુક, તા૦ ૯ મીં મેએ ૧૮૪૭ ને વાર રવેઉ.

શ્રી એડંન તારીખ ૧૩ મી આપરેલ ૧૮૪૭.

ચાબુકનાં બનાંવનાર—

પેઆરા શાહેબ—

જેહુનનો દરીઆવ જાંહાં આપણા નેઆગાંનોની પેહેલી પેદાશ અને આપણાં બુજેરગોની બોહોલી વશતી—અને ઇઅમેન જાંહાં આપણા પેગંમબર હજરત જરથોશતે એકવાર પોતાની દીનદારીનો ફતેહમંદ જુહનડો ઉરાડેઓ હતો અને અરબશતાંન જાંહાંની મીતીમેઃ આપણા કએઆંનીઓની હજારો બલકે લાખો લાશ મલી ગેઇચ—અને આપણું ઇઆરતંન કે જાંહાં એકવાર હજારો દોખમાં બંધાઇને બીશમાર થાઇ ગીઆંચ પણ જેહેની મજબુત દેવારો હજુર ઉશતવારીથી ઉભેલી છે—તેહની થોડીએક વેગલાઇમો ઇઆને એડનમો એક નવું દોખમું ઇઅજદેજરદી શને ૧૨૧૬ નાં વરશમો એક હીનદોશતાંનના એક બુજેરગ બેહેદીને બંધાવી તઇઆર કરીને માજદીઅશની દીનની કીરીઆ પરમાંણે ઇજાવી આપીઉં તે વીશેની ખુશખબર લખવાને મહને આજ રોજે હુવી તો ખુશી પેદા થાઇચ કે ગોએઆ પારશીઓનાં હાથમો ઇરાંનનું લેખત નવેશરથી આવીઉં હોએ અને પારશીઓ મધંણુ થાએ તેહવો મધંણુ હું આએ ખબર લખતાં થાએઓચ.

અતરે એક નેકબખત અને દીનચાશીદાર પારશી નાંમે મેહેરવાંનજી શોહોરાબજી ખરેગાટવાલા કરીને છે—ખોદા તેહનાં તંનની તંનદરોશતી અને જાંનની દરાજી અને રોજીની કુશાદી કરે તે ખરા દીનદાર મરદે પોતાની ખરા પશીનાથી મેલવેલી ખાશ પણ ટુક પુંજીમોથી મોટી રકમ ખરચ કરીને શ્રી એડંન અને તેહની આશપાશનાં જરથોશતી રેહેવાશીઓને વાપરવાને વાશતે એક મજબુત પાએઆનું અને ફોલાદને જેહવું મુશતકીમ બાંધણીનું રોણકદાર દોખમું તથા બાગે એરંમની મીશાલની વારીમો એક ઘણીજ પાએદાર અને ખોશનોમાહ તથા જીનતદાર દરેમેહેર તથા

તેહને લગતી આશરે શોથી તે શવાશો માણુશ જમે તેહવી મોટી એક ચાલી તમાંમ જરથો-શતીઓને શારે રૂડે વાપરવા શારૂ બંધાવીને તેહની અંદર શઘલો કંમપલીટ શાંમાંન અશ-બાબ શુધાં તઇઆર કરીને ઇનાવી આપી આએ જાંહાનમો જાવેદાંનીનું નેકનાંમ રોજે કએઆંમત શુધી હાંશેલ કીધું—કે જે હનાં શવાબથી શેંહકડો જરથોશતીઓનાં ગુના તો-બશ અને રૂવાંનની પોશતી થાઇ શખશે એ દોખમાંનો તાંબો રોજ ૧૮ મે અને માહા ૧૦ મે શને ૧૨૧૫ ઇઅજદજરદીએ પુરા-એઓ હતો અને રોજ ૭ મે અને માહા ૭ મે શને ૧૨૧૬ ઇઅજદજરદીને દીને હાવંન શેહેમો અતરેનાં દશતુર એરચજી કાવશજી તથા બીજા મોબેદોએ માજદીઅશની દીનનાં હોકંમ બ મુજબ કીરીઆ કરીને ઇજીઉં. એ મુબારક જશંનમો અતરેના તમાંમ જરથો-શતીઓ બાંમદાદથી એકઠા મલેઆ હતા તેથી એક મોટી રચનાં અને બારે ખુશાલી હાંશેલ થાઇતી. અને એ ઇબાદગારી ભરેલાં નેક કાંમ કીધાથી શરવે કોઇએ શેઠ મેહેરવાંનજી શોહો-રાબજીનાં હકમો દોવા માંગીને શોકર ગુજારી બજાવી હતી. એ જશંનની કીરીઆ શંમ-પુરણ થાએઆ પછે શ્રી એડંનની અંનજુમને એક ઉનચી શાલનો જોડો એ શખી શેઠ મેહેરવાંનજીને તાંહાંની અંનજુમંનને નાંમે મોટાં આદરમાંન અને બારે હોરમત શાથે હોરાડેઓ. અને તેજ અંનજુમનનાં લોકોએ બીજી એક ઉનચી શાલ દશતુર એરચજી કાવશજીને હોરાડી. તાર પછે શેઠ મેહેરવાંન-જીએ બીજી એક શાલ તથા કીનખાબની ડેલીમો શવાશો રૂપીઆ રોકડા મેલીને દશતુર એરચજી કાવશજીને મોટી ઇજત શાથે આશો-દાદ આપી. વલી તેજ રીતે અતરેનાં શઘલા પારશીઓનાં ચાકરોને પાંચે કપરાં શાથે વાગો તથા તરણ તરણ રૂપીઆ રોકડા આપેઆ. એ જશંનની મીજલશ બરખાશત થાએઆ બાદ તરેહવાર અંગરેજી શરાબ તથા ગોશત પલાવ મલીદા શુધાંનું શુતરૂં ભોજણ શઘ-લાવોએ જમી એ નેક કાંમ કરનાર શેઠ મેહરવાંનજીનાં હકમો હજારો હજાર દુવા માંગીને છેક શાંહાંજનાં શરવે કોઇ પોતપોતાંને મકાંને શીધારેઆ.

એ દોખમાંની આશપાશ બીજી એક ફરતી દેવાલ પાકી બાંધણીની બાંધી લેઇને વધારે ઉશતવારી કીધી છે.

એ દોખમાં ઉપર તખતી જડેલી છે તે ઉપર જે બીનાં કોતરીચ તે બોલે બોલ નીચે ઉતારી લીધી છે.

"પનાંમે ઇજદાંન

"પાક પરવરદેગાર બેહુ જેહાંનના શાહે-
"બનાં નાંમની બરકતથી અને હજરત
"જરતોશતની રેહનોમાઇથી માજદીઅ-
"શની જરથુશતની દીનનો તાબેદાર બેહ-
"દીન મેહરવાંનજી શોહરાબજી બીન
"મેહેરવાંનજી ખરેગાતે પોતે પોતાની ખાશ
"પુંજીના પઇશા ખરચીને આએ દખમું
"બંધાવેઉં છે શરવે જરથુશતીઓને દીનનાં
"હોકમ મુજબ વાપરવાને વાશતે. એ
"દખમું અને વારી તથા હેને લગતી
"શરવે ઇશકેઆંમત હમારી બાંધેલી
"ધરમની છે તે શરવેનાં મુતવલી હમો
"છેજીએ અને હમારે બાદ હમારાં ફરજં-
"દાંન ફરજંદ અથવા હમારા ખેશીનો
"મુતવલી છે શહી. શને ૧૨૧૬ એજદે-
"જરદી શેહેનશાહીનાં રોજ ૭ મો અમેર
"દાદ માહા ૭ મો મેહેર તા૦ ૨ જી
"આપરેલ શને ૧૮૪૭ શવંત ૧૯૦૩ નાં
"ચઇતર વદી ૧ ને વાર શુકરે."

## કરાંચીનાં શેઠ હોરમજજી દાદાભાઈ ધડીઆલીવાલાં દોખમાંનો તાંબો પુરાએઆનો આહેવાલ.

મુંબઇનાં ચાબુક, તા૦ ૨ જી મેએ ૧૮૪૭ ને વાર રવેઉ.

શ્રી કરાંચીની તારીખ ૨૫ મી એપરેલ ૧૮૪૭ શ્રી મુમબઇનાં ચાબુકનાં બનાવનાર હધી-પતી શાહેબ

જોગ શ્રી મુમબઇ.

હું બેહદ ખુશી શાતે અને મજેહદાર ઉલ-તથી તમોને તથા પરજાને જાંણ કરવા વીશે આએ ચરચા લખવાને તમોથી રજા ચાહુંચ વાશતે જો એ માહારૂં ચરચા તમારાં પતરમાં એક વખત રોકાંન પણ કરે તોબી મેહરબાં-ની કરીને હેને જગો આપવી એ તમારો ખરો હક છે. ગેઇ પરમ દીને એટલે તારીખ ૨૨ મી આપરેલ ૧૮૪૭ ઇશવી રોજ ૨૭ મો આશમાંન માહા ૭ મો મેહેર ઇઅજદેજરદી શને ૧૨૧૬ ને દીને અતરે એક નાહાનું દોખમું બાંધવાની ગોઠવણ ઉપરથી તે દોખ-માંનો તાંનો પુરાએઓ છે. એ નેક કાંમ શંમપુરણ કરવાનો એતેફાક શેઠ હોરમજી દાદાભાઇ ધલીઆરીએ રાખેઓ છે. એ માહા-ભારત કાંમ એ ટુક પુંજીવાલા શેઠ હોરમજી-એ પોતીકે માથે લીધું છે તેની કીરતી વીશે હું હાલમાં લખવાને ચાહતો નથી મગર તે શઘલું તમારાં નાખીચાં અને અમલદારી અજીપરાએથી શાંભલવાને હું બેનેહાએત ખુશી ધરાઉં છેઉં.

શેઠ ફીરતીવાંન શેઠ હોરમજીએ ઉપલી તેરીખે તાંનો પુરવાની વખતે હાજર થાવાને તમામ અતરેના જરતોશતીઓને ઈજંન કીધાથી શરવે નેકબખતોને એ પાકીજે કારંજુશર તે જગા ઉપર મજલેશમાં હંમરા થાવાને બની આવેઉં હતું તે તાંને તમારો શેવક પણ તાંહાં હાજર હતો ને તે મેજલશને જોઆથી હેવો તો બેનેહાઇએ ખુશી થાએઓ હતો કે તેનું બેઆંન માહારેથી કોઇ રીતે હાલમાં નથી થાતું. હું એ મારૂં વતન છોડેઆ પછી હેવી મીજલશ આ દેશમાં મારે શપને પણ જોવાને નહી ધારેલી હતી શબબે ઘણોજ ખુશી થાએઓ છેઉં ને ઉમેદ પણ રાખુંચ કે મારી મોઆફક બીજાવો પણ એ નેક બખતની ખબર શાંભલીને મધંન થાએ. એ મીજલશમાં નહી હોશે તોબી હદીશેથી પણ જેઆદા જરથોશતીઓ એખટા થાઆ હશે. હમો શંધલા શહવારનાં કલાક ૮) ની અંદર જમા થઆ બાદ તાંનો પુરવાની કીરીઆનું કાંમ શુરૂ કીધું ઈઅજદાંની મદતથી જાહારે શીરશતા પરમાંણે તાંણાની કીરીઆથી ફરાકત થાઆ એટલે ડુંગર ઉપરથી શરવે જન મકાંન ઉપર જાંહા તંબુ તથા માંડવ નાંખેઆ હતા તાંહાં આવેઆ. દશતુર તથા મોબેદોએ દીનની કાંનુન પરમાંણે મીઅજદ તથા આફ્રરગાંનનું કાંમ શરૂ કીધું—જશંનની હંમરાહો એબાદતને વાશતે મશગુલ થાઆ. હેવું જોવામાં આવેઆથી તે મજલેશના શરવે નેક લોકોને ઘણીજ ખુશી ઉપજી છે. દશતુર તથા મોબેદો જાહારે આફ્રરંગાંન આફ્રીનનાં કાંમથી ફરાગત થાએઆ બાદ શેઠ હોરમજી પોતે ઉઠીને ૨) શીઆલ તે મધેથી ૧) દશતુરને તથા બીજી મુખીઅ મોબેદને તે મજલેશની હજુરમાં હોરાડી. તેઆર બાદ બીજા ફાલતુ મોબેદો તથા બીજે હલકે વાંધેનાંઓને તેઓની લાએક મોજેબ આશીર્વાદ વેંહચી કે જેથી તેવો શરવે ખુશી થાએઆ. એ કાંમ શઘલું ઇઅજદાંની વાશે જગરીથી શંમપુરણ થાઆ પછે શરવે લોક જંમવાને બેઠા અને મોટી ખુશી ખુરમીથી તે મજલેશમાં શરવે નેક બખતોએ પોતાના જીવ ખુશી કરીને તનદરોશત થાએઆ અને બપોર પછે નજદીક કલાક તરંન શુધી શરવે કોઇ પોતપોતાનાં મકાંન ઉપર રખશીદ થાએઆ.

તમારો નમંનતાઇ ભરેલો શેવક

પોતાનાં ફીરકાનું ભલુંનો ચાહાનાર એક

જરતોશતી મુશાફર.

## છાપોરની શેઠ કાવશજી ધનજીભાઈ પાંઉવાલાની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઇનાં જાંમે જમશેદ, તા૦ ૯ મી મેએ ૧૮૪૭ ને વાર રવેઉ.

શ્રી શુરતનો ચાલતા મેએ મહીનાંની તારીખ ૫ મીનો હમારા આડતીઆનો લખેમો કાગજ ગેઇ કાલ દીને ટપાલમોથા હમોને મલેઓ છે તે આખો કાગજ મોહોટી ખુશીથી હમો હેઠલ ઉતારી લેઇજીએચ. એ ઉપરથી હમારા વાંચનારાઓનાં જોએઆમે આવશે કે આપણાં મુમબઇવાલા પારશી વેપારી કાવશજી ધંનજીભાઇ પાંઉવાલાએ પોતાનાં અશલ વતન શ્રી છાપોરમો મજબુત બાંધણીની એક મોહોટી અગીઆરી બાંધી આપવાનું મોટું પુન પોતાની હએઆતીમો હાથ કરા લીધું છે.

"લખવાને ખુશાલી લાગેચ કે તમારી તરફનાં પારશી કાવશજી ધનજીભાઇ પાંઉવાલાએ પોતાનાં જુનાં વતંન શ્રી શુરત તાબેનાં ગાંમ છાપોર મધે પોતાના બેહેશતી બાપ ધંનજીભાઈ તથા માતાજી ધનાંબાઇનાં શવાબને શારૂં એક શારી પાકી બાંધણીની અગીઆરી બંધાવી છે. એ મોજે ગાંમ છાપોરમાં મુકતાદ વગેરેનાં નેક બદ દાહડાઓમાં મોબેદોને કાંમ કરવાને ઘણી તશદી હતી તે તશદી એ શાખી તબેનાં કાવશજીએ બાંજી અને એક અગીઆરીનો પલાંન લેઇને તમાંમ શામાંન શુરતમો એક પારશી શોહોરાબજી માંણેકજી લાહેવાલાએ તથા નવરોજજી જમશેદજી ઉમરીગરે કરાવીને ગાંમ લેઇ જાઇને થોડા દાહડામો એ અગીઆરી તઈઆર કીધી. એ અગીઆરીની બાંધણી ઘણીજ મજબુત અને પાકી છે અને શરવે બેઠક તથા મોબેદોનું કાંમ કરવાની તથા આતશદાદગાંહની જગો જુદી કરી છે. અને એ અગીઆરી એક શારી મધમો આવેલી જગો ઉપર બાંધેઆમો આવી છે. એ અગીઆરીનું કાંમ કરવા શારૂં શ્રી શુરતનાં મોટા દશતુરજી શાહેબ કેખશરોજીએ પાંચ દાહડા અગાઉથી છાપોર જાઇને પોતે ઉપર રહીને મોબેદો પાશે કાંમ કરાવેઉં અને રોજ ૫ મો અને માહા ૮ મો શેહેનશાહી શાને ૧૨૧૬ યઅજદજરદીને મોબારક દંને એ અગીઆરી ઇંજાવી. એ અગીઆરી ઇંજાએઆની એક દાહાડો આગમચથી શેહેરમોનાં ઘણાએક લોકો ઉપલી જગેહ ઉપર ગએઆ હતા અને વલી છાપોરને લગતાં આજુબાજુનાં ઘણાંએક લોકો બી તે

જગો ઉપર હતા તેથી તે જગોએ એક મોહોટી ઠઠ મલી હતી. અને એ મીજલશમો જશંન થાએઆ પછે ઇછાપોર ગાંમના બેએ પટેલ નાંમે મંનચેરજી મેહેરવાંનજી તથા કાવશજી રતનજીને તથા શેહરના મોટા દશતુરજી કુખશરોજીને શાલ શાતેનાં કપડાં આપીને માંન દીધું અને એ અગીઆરીનાં મોબેદ મંનચેરજી રતંનજીને બી શાલ શાથેનો વાગો આપીને એ નવી અગીઆરીનાં પંથકી કરેઆ છે. અને એ મીજલશમો આવનારા શઘલા મોબેદોને રૂપાં નાણાંની આશોદાદ આપી શુતરં ભોજંન જમાડીને રવાંના કરેઆ. એ અગીઆરીનાં શઘલાં કાંમકાજની શાતા ઉપર કહેલા કાવશજી ધંનજીભાઇએ પોતે પોતાનાં હાથમો રાખી છે. એ શખી તબેના કાવશજીએ પોતાની હએઆતીમો એ કાંમ ઘણું શારૂં કરેઉં છે કે પોતાનાં અશલ વતનને આએ વખતે આબાદ કરીને ગરીબો ઉપરની ઇજાને બરતરફ કરી છે તેથી શઘલા લોકો એ ધરમાતુ પારશીને રૂડા આશારવાદ દીએ છે. ”

*** એ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલી છે :—

" બનામે ઇજદ

" પાક દાદાર હોરમજદ જે બંધે જેહાંનનો
" પેદા કરનારો છે તેની મદદથી અને તે
" શાહેબે પોતાના પશંદ કરેલા પેગંબર
" હજરત જરતોસત અશપંતમાંનની માર•
" ફતે મોકલેલી મજદીઅશની દીનની નેક
" રેહેનોમાઇથી પારશી કાવશજી ધનજી-
" ભાઇ તથા મરનાર પાલણજી ધનજીભાઇનાં
" છોકરાઓ ઇછાપોરવાલાએ પોતાના શવર-
" ગવાશી માએ બાપનાં પુનને શારૂં આએ
" દરેમેર બંધાવી છે ને એ દરેમેર બંધા-
" ઇને તઇઆર થઆ પછે હેને ઇજવાની
" કીરીઆનું કાંમ રોજ ૫ મો અશપંદાદ
" અમશાશપંદ માહા ૮ મો આંવાં અરદી-
" શુર શેહેનશાહી શને ૧૨૧૬ ઇઅજદ-
" જરદીને દીને શંમપુરન થાએઉં. તેથી
" એ મુબારક રોજે જશન કરીને આએ
" દરેમેર માજદીઅશની દીનને આધીન
" રેહેનારા જરતોશતીઓને દીન ધરમનાં
" કાંમની કીરીઆ કરવાને વાશતે છે. મગર
" એ દરેગેર ઉપર મુતવલીપણાંનો હક
" બેહેદીન કાવશજી ધનજીભાઇએ પોતે
" તથા પોતાના વારેશોના હાથમાં રાખેઓ
" છે, એજ અરજ. શંવત ૧૯૦૩ નાં
" વઇશાખ શુદી ૧૫• વાર શુકરે તથા
" શાહલીવાંન શાકે ૧૭૬૯ તારીખ ૧૪ મી
" માહે જમાદીએ અવલ શને ૧૨૬૩
" હીજરી. તારીખ ૩૦ મી એપરેલ
" ૧૮૪૭ ઇશવી."

## અહમદનગરની શેઠ જમશેદજી પેશતનજી પલાંનટીનની દરેમેહર.

મુંબઇના શમાચાર, તા૦ ૧૫ મી આપરેલ ૧૮૪૭ ને વાર ગરેહ.

જાહેર ખબર.

શ્રી મુમબાઇ તથા દેશાવરોનાં કુલે જરથોશતી ફીરકાની અંનજુમંનની ખીજમતમો શેવક જમશેદજી પેશતનજી પલાંનતીન ઘણી નમંનતાઇથી અરજ કરેચ કે શ્રી નગર મધે નવી દરેમેહેર ઇઆને આતશ આદરીઆંન શાહેબ બાંધવાનું કામ શરૂ કીધું હતું ને પાક પરવરદેગારની મદતથી બંનધાઇને તઇઆર થાઇઉં છે તેથી રોજ ૯ મો આદર ઇજદ માહા ૮ મો આંવાં ઇજદ શેહેનશાહી માહા ૯ મો કદીમી શને ૧૨૧૬ એજદેજરદી તારીખ ૪ થી મેએ શને ૧૮૪૭ ને વાર સોમેને દીને એ મુબારક કાંમ દીન બેહે માંજદીઅશનીના હોકંમ મુજબ ઇજાએઆનું જશંન થાશે વાશતે ઉપલી તારીખે તે જગોએ જશંનની કીરીઆમો શાંમેલ થાવાને શરવે શાહેબોએ તજદી લેવી અને શવાબનો બેહેરો હાંશલ કરવો.

*** એ દરેમેહરમાં જરથોસ્તીઓને સર-અવસરે વાપડવા માટે વાસણ કુસણ તથા ફરફરનીચર વગેરે શેઠ જમશેદજીએ પોવાને ખરચે મુકાવ્યું હતું, તથા એ દરેમેહરના ચાલુ ખરચને માટે રૂ. ૮૦૦૦) ની રકમ ઇ૦ સ૦ ૧૮૪૮ માં મુંબઇની પારસી પંચાતના તરસ્ટી સાહેબોના સ્વાધીનમાં આપી હતી.

[પારશી પ્રકાશ, દફતર પેહલું સફે ૪૯૦]

## સીકંદરાબાદની શેઠો વીકાજી તથા પેશતનજી મેહરજીની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઇનાં શમાચાર, તા૦ ૧૪ મી અકટોબર ૧૮૪૭ ને વાર ગરેહ.

લખાઇ આવેલી બીનાં

શ્રી મુમબઇનાં શમાચારનાં અધીપતી શાહેબની ખીજમતમો શ્રી દખણનાં હેદરાબાદની નજદીક શ્રી શીકનદરાબાદનાં લશકરથી જરથોશતી શેવકની અરજ એ જે આપણાં ટોલાનાં વખણાંએલા તથા માંન પાંમેલા તથા બુલંદ હીમત તથા શખાવત ભરેલા નાંમદાર શેઠ

વીકાજી મેહેરજી તથા શેઠ પેસતંનજી મેહેરજીએ પોતાનાં ખાશ દરવથી હાલમો અતરે મોટી રોનક ભરેલી આલીશાંન દરેમેહેર બંધાવીને તે મધે જરથોશતી દીનઆઇનનાં જારી રેવાજ મુંજબ જમાનાંના આલેમ તથા ફાજેલ દશતુરાંન દશતુર જાંમાંશપ આશાનાં ખાંનદાંનનાં—દશતુર શાહેબ નોશેરવાંનજી બેહેશત મુકાંમ દશતુર જામાશપજીના મુબારક હાતથી કીરીઆ કરાવી રોજ ૨૦ મો બેહેરાંમ ઇઅજદ ફીરોજગરને માહા ૧૨ મો શપંનદારમદ અમશાશફંનદ શને ૧૨૧૬ શેહેનશાહી ઈઅજદજરદીને દીને શ્રી આતશ આદરાંન શાહેબને તખતનશીન કીધા ને તે વેલા મોહોટી જાહોજલાલીથી જશંન શરવે જરથોશતીઓ એકઠા મલી ખુશી ખુરમીથી કીધું તેહેની રચનાં તથા જેબાએશ હેવી હતી કે, તેહનું બએઆંન લખતાં એક મોટું દફતર થાએ. એ મુબારક જશંનની મીજલશમો શેઠ વીકાજી તથા શેઠ પેશતંનજીએ પોતાની તરફથી એક પતર વાંચી શંભલાવેઉં તથા શરવે અંનજુમને એ શાહેબોને એક માંનપતર આપેઉં તથા તેહનો જવાબ એણાંવોએ વાલેઓ તેહનો ટુકમો ખોલાશો નીચે લખેઓ છે તેહને આએ ચીઠી શુધાં તહમો પોતાનાં મુલ ભરેલાં પતરમો છાપીને પરગટ કરશો તો હમારી ઉપર મોહોટો આભાર થાશે. અધીપતી શાહેબ એ વખાણાંએલા બંનધે શાહેઓની નેકનાંમી તથા નેકી ભરેલાં કાંમોનો શોહોરો કોકન વગરે તાંહાંની પરાંતમો આફતાબની મીશાલે શરવેને રોશંન છે. લેકીન આએ દખંણનાં મુલકમો ઘણી લાંમબી મુદતથી જરતોશતીઓની વશતી પોતાનાં ધંનધા રોજગાર શર શીકંનદરાબાદ—એલચપુર—ઓરંગાબાદ—હીનગોલી અને શોલાપુર વગરે ઠેકાંણાં છે તેહનાંને દીનઆઇનના રીવાજ મુજબ કશી કીરીઆ કરવાને બની નહી આવતું હતું તે હવે પાક એજદાંની રેહમથી એ શાહેબોનાં આએ મુલકમો આવેઆથી તથા હરેક જગોએ દરેમેહરો દખમાં બંધાવેઆથી તમાંમ જરથોશતીઓને પોતાનાં ધરમની કીરીઆ કરવાને ઘણું આશાનીથી બની આવેચ. હકતાલા એ બુલંદ હીમતના તથા શખાવત ભરેલા શાહેઓને પોતાના ફજલો કરંમથી પનાહમો શલાંમત રાખે ને હેનાંની મુરાદ દીન તથા દુનીઆંનાં કાંમોમો હંમેશ બર લાવે. એજ હમો ગરીઓની દુવા છે તે ખુદાતાલાની જનાબમો આમીન હોજો.

શેઠ વીકાજી મેહેરજી તથા શેઠ પેશતંનજી મેહેરજીએ એ જશંનની મજલેશમો પોતાની ખાશ શહીઓ શુધાંનું એક પતર વાંચી શંભલાવીઉં તેહેનો ખોલાશો.

શ્રી દખંણ હેદરાબાદ તથા શીકંનદરાબાદનાં જરથોશતી અંનજુમંનની ખીદમતમો શેવક વીકાજી મેહેરજી તથા પેશતંનજી મેહેરજી જાહેર કરે છે જે શ્રી હેદરાબાદ મધે જરથોશતીઓની અંનજુમનને શારૂં દખમું તથા દરેમેહર બનાવી. તાર બાદ કરનલ હાપકીનશવારો બંગલો તથા તેહને લગતી બાગની જમીન પાદરી ગેકવીઇ પાશેથી ખરીદ કરીને તાંહાં નવી દરેમેહેર બાંધી તે મધે આજ રોજે આતશ આદરાંન શાહેબને તખતનશીન કીધા છે. તેહેનો ખરચ હમેશે ચાલુ રહેઓ જોઇએ વાશતે ઉપર લખેલા બંગલાનું ભાડું તથા તેહને લગતી બાગની જમીનની ઉપજ તથા નવી દરેમેહરનાં લગતી બાગની જમીનની ઉપજ થાએ તે આદરાંન શાહેબ તથા દરેમેહરનાં ખરચમાં ધરમખાતે આપીઉં છે. પણ એ બંગલો તથા બાગની ઉપજ તથા દરેમેહર વગેરેનાં મુતવલી હમો તથા હમારા વારેશ તથા હમારી તરફના વકીલો મુખતેઆર છે. એ શરવે ઉપજ એજ કાંમનાં ખરચમો આપવામાં આવશે. રોજ ૨૦ મો બેહરાંમ ઇઅજદ માહા ૧૨ મો શફંનદારમદ અમશાશપંદ શને ૧૨૧૬ શેહેનશાહી ઈઅજદજરદી.

જરથોશતી અંનજુમંનનાં શાહેમોએ પોતાની શહીઓ શુધાંનું માંનપતર શેઠ વીકાજી મેહેરજી તથા પેશતંનજી મેહેરજીને આપેઉં તેહેનો ખોલાશો.

ગરીબપરવર અંનજુમંન શરવર શરદારે શરફરાજ શરતાજ કદરદાંન આલીશાંન ફેજબખશ ફેજરશાંન મમબએ જુદોશખા માદને હેશાનેઅતા શેઠજી શાહેબ શ્રી ૫ શેઠ વીકાજી શાહેબ તથા શેઠ શાહેબ શેઠ પેશતંનજી મેહેરજીની જનાબ ફેજમાબમેશી ફરખુનદા બુનીઆદ હેદરાબાદની અંનજુમંન દશત બશતા થાઇને અરજ ગુજારેચ કે—ત્રણાં વરશથી જરથોશતીઓની ટુક વસતી અતરે હતી પણ જેવારે કે કજરવીએ દારાંથી કોઇને નેક બદ થાતું તે વેલાએ ઘણીએક તકલીફ પડતી હતી તેથી આઇનનાં ફરમાંન મુજબ કીરીઆ કશી બની નહી શકતી હતી, પણ તમારૂં બોજોરગ અને પાક તથા મુબારક કદમ અતરે આવેઆથી જરથોશતી ટોલામો આફતાબે આલંમતાબની મીસાલે રોશની પેદા થાઇ ને તમો શાહેબોએ જીનત મકાંની ફીરદોશ આશતાંની દશતુરાંને દશતુર જાંમાશપજીને તથા તેનાંવોનાં શાહેબજાદાઓને તથા મોબેદોને અતરે બો-

લાવેઆ ને દખમુ તથા દરેમેહેર બંધાવેઆ બાદ એક મોટી શાદદે શકનદરના જેહવી મજબુત આલીશાન દરેમેહેર બંધાવી ને હાલમો આતશ આદરાંન શાહેબને તખતનશીન કરેઆ. એ રીતે તહમોએ પોતાને ખાશ દરવ ખરચીને દીનઆઇનનાં ફરમાંન મુજબ નેકી બરેલાં કાંમો કીધાં તેથી હમો ગરીબ અંનજુમંનને શેઆદીનાં તથા રવાંનોનાં કાંમો તથા ગહંમબાર શાહેબ તથા બેહેરાંમ ઇજદ પીરોજગરનાં જશનો વગરે કરવાને બની આવેઉં. અગરચે તહમો શાહેબોની ખુબી તો ઘણી છે ને લખવામાં તેહનો છેડો નથી લેકીન અંનજુમંનને એક શંકથી રાખેઆ ને તે શાથે દરેમેહેર તથા દખમુ શીકંનદરાબાદમાં જાંહાં જરથોશતીઓ રેહે છે તે તહમારાં દોલતખાંનાંથી પાંચ માઇલની દુરી ઉપર છે. એબી એક મોટુ અંનજુમંન ઉપર હેશાંન કીધું છે ને એ હેશાંનનો બદલો હમારીથા કધી વલી શકે નહી. તહમો શાહેબોએ કોકંનથી તે દખંન સુધી ધરમશરાઓ— દખમાંઓ તથા દરેમેહેરો હરએક જગોએ જરૂરીઆત પરમાંણે બંધાવેઆં છે તેહેતું બએઆંન લખતાં એક મોહોટું દાશતાંન થાએ. હવે હમારી દુવા એ છે જે હકતાલાની ઈનાએતથી હમેશાં તહમો શાહેબો એહેવાં નેક કાંમ કરતા રેહે ને તહમારાં ફરજંદો બી તહમારી ગીશાબે નેકનાંમી હાંશીલ કરે. આંમીન બરબઉલ આલમીન.

(અતરે આશરે જરથોશતીઓની ૪૦ શહીઓ હતી.)

ઉપલું માંનપતર વાંચી શંભલાવેઆ પછે શેઠ શાહેબ શેઠ પેશતંનજી મેહેરજીભાઇએ તેહેનો ઉતર વાલેઓ તે એ છે.

તહમો મજલેશનાં શરવે શાહેબોએ મેહેરબાંની કરી માંનપતર હમોને વાંચી શંભલાવેઉં તેહેનાં હમો તમારા ઘણા આભારી થાએઆ છઇએ. પણ તે મુજબ હમારેથી બનીઉં નથી. જે કાંઇ દીન આંઇનનાં કાંમો શરંનજાંમ પોંહચે તે ફકત પાક ઇઅજદાંની હેદાએત તથા અશો પેગમબર જરથોશત અશફંનતમાંન અનોશેહેરવાંનનાં રૂહની બરકતથી તથા અંનજુમંનનાં એકબાલની ઇઆવરીથી બંનેઆં છે તે બાબે શરવે શાહેબોને લાજેમ છે જે હકતાલાની જનાબે અકદશમાં શુકરાંનાંનો શીજદો બજા લાવવો.

| | |
|---|---|
| શ્રી શીકંનદરાબાદની તારીખ ૩ જી અકટોબર ૧૮૪૭. | લા૦ શેવક દીન બેહે માજદીઅશાતીનો તાબેદાર. |

પા૦ ફરાંમજી શોરાબજી.

## ઈ૦ સ૦ ૧૮૪૮.

## કરાંચીનું શેઠ હોરમજજી દાદાભાઈ ઘડીઆલીવાલું દોખમું પરઠાયાનો અહેવાલ.

મુંબઈનાં ચાબુક, તા૦ ૩૦ મી ડીશેમબર ૧૮૪૭ ને વાર ગરેઉ.

જરથોશતી ફીરકાનાં ખાશ—વઆંમ ને વાશતે જાહેર ખબર.

શ્રી કરાંચીનાં નવાં દોખમાંને ઇજવાનું જશન.

હેટલ શહી કરનાર કંમતરીન ખાકશાર જરેએ મેકદાર બેહેદીન હોરમજજી દાદાભાઈ ઘડીઆલી હાલ શ્રી શીંધનાં હેદરાબાદનો રેહવાશી શ્રી શીંધનાં હેદરાબાદ તથા શકર તથા બીજા લગતાં દેશાવરોનાં તથા મુમબઇ તથા નોશારી તથા શુરત તથા ભરૂચ તથા ગોદાવરાં વગેરે તમામ હીનદોશતાંનના રેહેવાશી જરથોશતી ફીરકાનાં ખાશોઆંમ અધીકારીઓની જનાબમો મોટી નમંનતાઇ અને ભારે આજુજીથી અરજ ગુજારૂંચ કે કંમતરીને શ્રી શીંધનાં કરાંચી દેશમો ગીએ વરશે માજદીઅશાની દીનનાં તાબેદારોને વાપરવા શારૂં એક દોખમું બાંધવાનું કામ જારી કીધું હતું તે દોખમું પાક એજદાંની ઇઆરીથી અને હજરત જરથોશત અશફંતમાંન અનોશેહરવાંનની બરકતથી અને કંમતરીનની નાકેશ કોશેશથી બંધાઇને તઇઆર થાઇઉં છે–તે દોખમું ઇજાવાનું જશન રોજ રાહાનુમા–૩૦મો અનેરાં–અને માહા મુબારક ૪ થો તીર–તારીખ ૨૫ જાનેવારી શને ૧૮૪૮ ઇશવી–શવંત ૧૯૦૪ નાં પોશ વદ ૫ ને વાર ભોમે ને દીને હાવંનગેહમો દીને બેહ માદીઅશનીનાં હોકમ બમુજબ (જો ખોદાનો હોકંમ હોશેતો) ફરવાને ઠેરવીઉં છે–વાશતે જરથોશતી ફીરકાનાં તમાંમ શેહેરોનાં અને તમાંમ વશતીનાં દીનદાર દશતુર–મોબેદ હેરબદ–દાવર-અને બેહેદીનોની જનાંબમો જાંણ કરવામો આવેચ કે-એ મુબારક દહાડાની ઓછાંમો ઓછો એક દાહાડો આગમચ એ નેક અને મુબારક જશંનમો શામેલ થાઇને શવાબનો હંમબેહરો હાંશેલ કરવા શારૂં તજદી લેશે તો તેથી કમતરીન ઉપર નાંહાંત એહેશાંન અને મોટી કરંમ બખશેશ થાશે—એખલું એજ નહી પણ એ જશનમો શામેલ થાનારાવો આએ જાંહાંનમો ઇજતમંદ અને જાવેદાંની જાંહાંનમો રોજે કેઆંમત બેહેશત બેહરે થાશે.

બીજું કુંમતરીને પોતાનાં મેહેમાંનોને વાશતે વશવા વાપરવા શારૂં પાકીજે જગાવો અને આરેશતે મકાંનો પોતાની કુદરત અને મગદુર પરમાંણું તઇઆર કીધાં છે કે તેથી દેશાવરોથી આવેલા મુશાફરોને તખલીફ અને અડચંણ પડે નહી.

તાજે કલંમ—શ્રી કરાંચી અને બીજાં દેશાવરનાં ઇઅરોપીઆંન તથા ગાંમઠી શરદારો તથા અમલદારોની શેવામો નમનતાઇથી જાહેર કીધામો આવેચ કે તેવોની ચાકરીમો જે જે જરથોશતીઓ હોએ અને તેવોને એ દોખમું ઇજવાનાં જશનમો શાંમેલ થાવાની ખાહેશ હોએ તેવોને મેહેરબાંનીની રાહે રજા આપે કે તેથી મજ કંમતરીન ઉપર તે શરદાર અને અમલદારોનો મોટો ઉપકાર થાશે.

(શહી)

**પારશી હોરમજી દાદાભાઈ વડીઆલી**

શ્રી કરાંચીની તા૦ ૨૫ મી ડીજેમબર ૧૮૪૭.

મુંબઇનાં ચાબુક, તા૦ ૩ જી ફેબરવારી ૧૮૪૮ ને વાર ગરેઉ.

શ્રી કરાંચીમો નેકનાંમ પારશી શેઠ હોરમજી દાદાભાઇએ એક નવું દોખમું બંધાવીને તારીખ ૨૫ મી જાનેવારીએ ઇજાવીઉં તે કીરીઆની વીગતવારે ખબર હમોને ગેઇ કાલ દીને મલીચ તે હમારા વાંચનારાવોને વાશતે હેઠલ પરગટ કરીએચ. અને આવતાં ચાબુકમો એ બાબદમો હમારો અભીપરાએ છાપીને જાહેર કરશું. હમારા દેશીઓને બીજી એક ખુશ ખબરી આપવાને હમોને ખુશાલી ઉપજેચ કે કરાંચીમો આતશ આદરાંન શાહેબની એક દરેમેહર બંધાવાની તંદરેશતી તાંહાંના એક બીજા નેકનાંમ પારશી હીરજીકાકાએ પહદાવીચ. અને છેલી ખુશી બરેલી ખબર એ છે જે કરાંચીના દશતુર ફરદુનજી બેહરાંમજીને તાંહાંની અંનજુમને આજથી પોતાની અંનજુમનનો દશતુર ઠેરવીને મીજલશમો એક શાલ જોડા હોરાડીને માંન આપીઉં. એ શઘલી ખબર હેઠલ છાપેલાં પતરથી માલુંમ પડશે.

શ્રી મુમબઈનાં ચાબુકનાં બનાવંનાર—
પેઆરા હધીપતી શાહેબ—

નીહાએત ખુશી શાથે હું આએ પતર લખી તમારી શેવામાં અરજ કરંચ કે એ પતરને બા મેહરબાંની તમારાં વખનાએલાં ચાબુક પતરમો જગો આપશો તો માહરે ઉપર તમારૂં એશાંન થાશે.

રોજ ૩૦ મો માહા ૪ થો ઇજદેગર શેહેરીઆર શને ૧૨૧૭ તારીખ ૨૫ મી જાનેવારી ૧૮૪૮ અંગરેજી એ દીને અતરે જે દોખમું શેઠ હોરમજી વીા૦ દાદાભાઈ વલીઆલીએ બંધાવીઉ હતું તેહેને દીનઆઇનનાં કાંણુન બા મુજબ ઇજાવીને અતરેની જરથોશતી પંચ ખાતે આપીઉં છે એ ખુશ ખબર શાંભલેઆથી ખશુશંન શરવે કોઈ અને તેહેમાં અગત કરીને દીન દોશતો બારે ખુશી અને ઘણાં મઘંન થાશે. હધીપતી શાહેબ એ દીનદારીનું કાંમ બાહુરમત શાથે શંમપુરણ થાઇઉં તેથી હું ઘણોજ મઘણ છેઉં અને તેજ હરખમાં આએ પતર લખવાની હુંએ તમોથી રજા ચાહીચ તો જોકે હેમાં કાંઇ અશુધ અને અધુરૂં લખાએ તો મને માફ કરી તમારી મોબારક કલંમથી તેહેને શુધારવું એ હું તમોને શોપુંચ.

એ દોખમાંનું અને હેને લગતી શગરીનું કામ શઘલી તહરે દરોબશત જોવામો આવેચ અને એ કાંમની મજબુતાઈ વીશે કોઇને કશી રીતે કેહેવામાં નહી આવશે કે તેહેમાં કશી કશુર છે. એ દોખમું તથા શગરી ઘણીજ શારી અને મુશતકીન બાંધનીથી બાંધીચ હેવું શરવ કોઇ કહી શખશે. એ દોખમું ઇજવાની કીરીઆને વાશતે બરશનંમ વાલા મોબેદો તરણ ચાર દહાડા આગમચથીજ તાંહાં જાઇને પોતીકું કામ જારી રાખીઉં હતું અને જે રચનાં ઉપર કહેલી તેરીખે તાંહાં મચી હતી તેહનું થોડુંએક બેઆંન મુખતેશર કરી હું નીચે નોધુંચ.

શ્રી કરાંચીની કાંપથી આશરે બે માઇલની વેગલાઇપર—
શેઠ હોરમજીએ દોખમાને ઇજવાનાં કામશર.
મીજલશ મેલવી હતી એક નીહાએત ખુશ—
તમાંમોએ તે તાંને શામેલ થાવા મેલવી હતી ફરશુત.
માંડવ તંમબુ બંધાવેઆ હતા કુંમરની કડન ઉપર—
હવા આવતી હતી તે વખતે ઘણી શુંદર.
અકશર બહેદીનો હતા મશગુલ—
મોબાદ જેમ બનદગી કરેચ બુલબુલ.
કરતા હતા પોતાની દરજીઆત અદા—
જેમ હતા રેહેમ [illegible] હજુર પેઆદા.

બાજે મીજલશ આરાશતા કરવાને મશગુલ હતા—
બાજે નેક હેદાએત બેગા ગોફતેહગોહ કરતા હતા.
શરવેઓનાં દેલમાં હતો પાકીજે લેબાશ—
હતો તમાંમોનો તે વખતે મજેદાર ખવાશ.
બા અદબ એક બીજાની ભેટ લેતા હતા—
શરવેનો એકશપ જોઇ દેલ ખુશી કરતા હતા.
એક તરફથી મહજેદાર ખાંણાંનો ધુવો મચી રેહોય—
બીજી તરફથી એબાદત કરનારાવોનો આવાજ ધમ ધમી રેહોય.
એનીગમ જોશોતો મચી રહીય ગાડી ઘોડાવોની ઠઠ—
દુર જોઇએય તો હમારાહાવોનું આવયું છે જારી બા રગબત
કોઇ ઘોડા અને કોઈ ગારી ઉપર—
કોઇ પગે અને કોઇ શાંધની ઉપર.
તે મીજલશ દેખાતી હતી હેવી—
જાંણે ગોએઆ બેહશતને જેહવી.

અધીપતી જેહેવારે દશતુર તથા મોબેદો આફ્રંગાંન આફ્રીનનાં કાંમથી જાહરે મોકલા થાએઆ તે વખતે તમાંમ મીજલશની હજુરમાં આએ નીચે નોધેલું પતર તે મીજલશમાં વંચાએઆમાં આવેઉં હતું અને તે વાંચતાંજ શેઠ હોરમજી દાદાભાઇને શેઆલનો જોડો ૧) અંનજુમંનની તરફથી અતરેના કેટલાએક નેકબખત જરતોશતીઓએ એ શેઠ હોરમજીનાં નેકી ભરેલાં કાંમની મુબારકબાદીમો હધીઆ દાખલ નજર કીધો છે—અને જોકે એ હધીઓ શેઠ હોરમજજીનાં હેવાં નેકનાંમી ભરેલાં કાંમની વજને જોઇએ તો કાંઇ નથી તોબી એ શરવે કોઈથી કેહેવાને બની આવશે કે અતરેના વેપારી જરથોશતીઓએ એ ઘણું બેહતર અને અકશર લાએકી ભરેલું કામ કીધુંય કે જેથી શરવે અંનજુમંન નીહાએત ખુશી થાઇય.

(શેઆલનાં જોડા સાથે નજર કીધેલાં કાગજની નકલ.)

અતરેનાં રેહવાશી અનજુમંનની તરફથી હમો નીચે શહી કરનારાવો પોતાનો હક અદા કરવાને આએ વખત અમતનો શંમજી શેઠ હોરમજી વી૦ દાદાભાઈ ઘડીઆલીનાં નીચે લખેલાં દીનદારીનાં કાંમની બાબદ શંમંદી અરજ ગુજારી કરી આએ પતર લખવાની હમોએ રજા લીધીય તે અલબંતાં વાજબી અને ઘટારત ભરેલી જોવામો આવશે.

શ્રી કરાંચી ખાતે જરથોશતી રેહેવાશીઓની વશતી ઘણી થાઇય અને દંનપરદંન વધેય. એ કારંણુશર શેઠ હોરમજજીએ પોતાના બાવા દાદાભાઇનાં શવાબમાં હુમેશે કરવા વકી અતરે એક દોખમું બંધાવીઉં છે. એથી આપણાં અતરેનાં રેહેવાશીઓના બાબમાં ઘણુંજ બેહેતર અને અકશર ફાએદે-મંદ કાંમ થાઇઉંય તે હેવાં નેક કાંમોને શેવટે પોહોંચારવું અકશર થોડાજ ભાએગવંનોથી બની આવેય—એ દીનદારી ભરેલાં શેઠ હોરમજજીનાં કાંમ કીધાને લીધે આપણાં જરથોશતી ફીરકામાં ઘણી ખુશી ઉપજી છે ને તેજ ઉલટમાં આજ રોજે શેઠ હોરમજજીની એ નેકીનાં અવેજમાં આએ પતરની શાથે હમો શેવકો શેઆલનો જોડો એક એવંનને અંનજુમનની હજુરમાં નજર કરીએય તે કુરપા કરી એવંનને કબુલ રાખવો. એજ અરજ. તા૦ ૨૫ મીં જાંનેવારી ૧૮૪૮.

બાદજ હધીપતીજી શાહેબ મીજલશ બરખાશત થાઇ શરવે અંનજુમંન શેહજદો કરવા દોખમાંમાં આવેઆ—તેહાર પછે મજેદાર ખાંણું તેહવીજ લેહજતનાં શરાબ શાથે ખાઇ પીઇ તંનદરોશતી શાથે મધંણુ થાતા જેમ જેમ તેવોએ ખુશી ચાહી તે રીતે પોતાનાં મકાંન ઉપર શરવે લોક વદા થઆ. એ મીજલશ શાહવારનાં ૬) કલાકથી બેગી થાતી હતી તે કલાક ૧૦) શુધી થાઈ અને કલાક ૧૨) થી બરખાશત થવા માંડી હતી તે રાતનાં ૯) વાગે શુધી.

અધીપતી શાહેબ એ મીજલશ વચે દશતુરજી ફરદુનજી મેરાંમજીને બાહુરમત શેઆલ હોરાડીને અંનજુમને પોતાનાં માથાં ઉપર દશતુરજી ઠેરવેઆ છે તથા એક શખી દેલનાં જરથોશતી નાંમે હીરજીબાઈ જંમશેદજીએ એ મીજલશ વચે અતરે એક અગીઆરી બંધાવાની કબુલાત કરી પોતાનાં નાંમની તંનદરોશતી પઢાવીય. એ બંધે કાંમો ઘણાંજ ફાએદેમંદ અને લાએકનાં થાઆં છે. એ વીશે હાલ એટલુંજ બશ કરી રાખુંય અને બીજા [illegible] ઉપર [illegible] બનશે તો

તમોને એ વીશેનીં ખુશ ખબરીથી વાકેફ કરશું. એજ અરજ.

હું છેઉ હધીપતી શાહેબ—શદા તમારો ઉપકારી.

એક જરથોશતી પોતીકા પીરકાનું ભલુંનો ઇછનાર.

*** એ દોખમાંના દરવાજાપર નીચલી તખ્તી મારેલી છે :—

"Sacred Cemetry
Tower of Silence;
*erected by*
Parsee Hormasjee Dadabhoy
Watch—Maker,
*Inhabitant of Surat—A. D. 1847*"

"આએ દુખમું
"પારશી હોરમજજી દાદાભાઇ ઘડીઆલી
"સુરતવાશીએ પોતાના મુરબી દાદાભાઈ
"હોરમજી——બંધાવીઉં છે."

એ દોખમાંથી આસરે અરધો મૈલ દુર એક એલાહેદી જગો છે, ત્યાં એ દોખમું બંધાયા આગમજ જરથોસ્તી રવાંનોને ભુમીદા કરતા હતા, અને એવાં આસરે આઠ રવાંનો એ જગામાં ભુમીદા કરેલાં છે. એ જગોની આસપાસ એક ફરતી દેવાલ ત્યાં વાલા મરહુમ શેઠ ખરશેદજી મનચેરજી ગોરવાલાનાં પુનને માટે તેવણુનાં ફરજંદોએ બંધાવી છે.

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૫૦૧ ]

## મુંબઇની ગોલવારની શેઠ મનચેરજી ખરશેદજી લંગડાનો દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઇનાં ચાબુક, તા૦ ૨૨ મી મારચ ૧૭૪૫ ને વાર શનેઉ.

હમોને ખબર આપવાને બેહદ ખુશાલી ઉપજેચ કે શેઠ મંનચેરજી ખરશેદજી ખશી લંગડાનાં જેહને હશંન અબદલલાનાં મંનચેરજી કરીને કહેચ તે શખી તબેહનાં શેઠે પોતાનાં જીનતગુજીન છોકરાની નઈઅતે કોટમો ગોલવારની શેરીમો જાંહાં એક દરેમેહેરની ઘણી અગત હતી તે મોહોલ્લામો એક મોહું આતશ આદરાંન બાંધવા માંદીઉંચ—એ મુબારક એમારતનું ખાત મુહુરતે ગેઇ કાલ દીને કીધું તેથી હમો બરોશો રાખીએચ જે થોડાએક મહીનામો એ નેક અને પાકીજે મુકાંમને ઇજાઇને વપરાતું જોઇએ.—એ ધંન છે ખશી લંગડાના મંનચેરજી કે પોતાની થોડી મુંજીઓમાંથી આટલી બારે કીમત વપરાવીચ.

મુંબઇનાં ચાબુક, તા૦ ૬થી આપરેલ ૧૮૪૮ ને વાર ગરેઉ.

હમોને ખબર આપવાને હદથી જીઆદે ખુશહાલી ઉપજેચ કે ઘણાં દાહાડા થાએઆ અતરેનાં એક નાંમવર અને શખી તબેનાં શેઠ મંનચેરજી ખરશેદજી ખશી લંગડાનાએ પોતાંના બેહેશતનશીબ દીકરા ખોરશેદજીની નઇએતે આતશઆદરાંન શાહેબની એક દરેમેહેર મુમબઇની કોટમો ગોલવારની શેરીમો એ શેઠનાં ઘેરની પડોશમો બાંધવાને તંનદરોશતી બક્ષાવી હતી તે દરેમેહેરનું કાંમ પાક એજદાંની ઈઆરી અને અશો જરથોશતની બરકતથી શરંનજાંમ પોહોંચીઉંચ તેથી એ દરેમેહેરને રોજ ૧૫ મો ને માહા ૭ મો રશમી શને ૧૨૧૭ એજદેજરદી—તારીખ ૯ મી આપરેલ ૧૮૪૮ ને આવતા રવીવાર ને દીને શહવારનાં માજદીઅશની દીનનાં કાંણુંન બ મુજબ ઇજવાનું જશંણુ થાનાર છે. જો પણ હમોને આગલ એ દરમેહેરની બાબદમો એકુ બે વાર કાંઇએક શકતીથી બોલવું પડીઉંતું અને તે માતરે દાહાડા વધારે બાગા તેથી બોલવાની જરૂર પડી હતી—પણ હમો આએ વેલાએ એ દરેમેહેરનાં મુતવલીને ધંન આપવાને મુકતા નથી—કે ગમે તેહવું ધીરૂં પણ ઘણુંજ મજબુત અને પાએદાર તથા રોણુકદાર પાકીજે મકાંન એ મરદે આદમીએ પોતાની જાતે અને તનથી મેહેનત લેઇને શરંનજાંમ પોહોંચાડીઉં તે એ શખી તબેનાં શેઠને તથા હેનીં અંનજુમંનનાં અધીકારીઓને મુબારક અને ફ્લદરૂપ હોજો.

## ઘોબીતલાવનીં શેઠ ફ્રસતમજી શોરાબજી ભરૂચા અથવા ઇડાંવાલાનીં દરેમેહરમાં આતશ આદરાંન પરઠાએઆનો અહેવાલ.

મુંબઇનાં ચાબુક, તા૦ ૧૩ મી આગશટ ૧૮૪૮ ને વાર રવેઉ.

હમોને ખબર આપવાને ખુશાલી લાગેચ કે ઠરાવ પરમાંણે રોજ ૨૦ મો અને માહા ૧૧ મો રશમી તારીખ ૧૨ મી આગશટ ૧૮૪૮ ને શનેઉ એટલે જે ગઇ કાલ દીને ઘોબીતલાવ ઉપર પારશીઓની બારે વશતીમો આતશદાદગાંની એક દરેમેહેર હતી તેજ દરેમેહેરમો આતશ આદરાંન શાહેબને માજદીઅશની દીનનાં કાંણુન બ મુજબ તખતનશીન કીધા.

એ આતશ આદરાંન શાહેબને તખતનશીન કરવાનો શઘલો ખરચ એક શખી મરદ અને દીન આશીદાર બેહેદીન પારશી રસ્તમજી

જીવણજી પોહોંચખાંનાંવાલાએ કીધો— અને એ આતશ આદરાંન શાહેબની દરેમેહરમો તેલ કાઠી વગરે બીજો જાથુકનો ખરચ જાવેદાંદરો શુધી કરવાને નેકનાંમ બાઇ શાહેબ બાઈ આવાંબાઈ તે શવરગવાશી વાડીઆજી શાહેબ નવરોજજી નશરવાંનજીની દીકરી અથવા વાડીઆજી શાહેબ અરદેશરજી ખોરશેદજીની ધણીઆંનીએ પોંહોંચતો પાડવાની તંનદરશતી ભણ્યાંવી—અને હમારા જાંણવામો આવીહચ કે એ જાથુકનાં ખરચનાં કારણશાર એ નેકનાંમ બાઇ શાહેબ બાઇ આવાંબાઇએ એક ઘેર જેહનું ભાડું મહીને દાહડે ૧૫ થી વધારે રૂપીઆ ઉપજેચ તે ઘેર એબાહેદું કાહાડી આપીઉંચ અને તેહનો વહીવત ઉપર કહેલા નેક મરદ રૂશતંમજી પોંહોંચખાંનાંવાલાને હશતેક શોપેઓચ.

એ નેક અને પાકીજે કાંમની કીરીઆ કરતી વેલાએ મીજલશમો ઘોબીતલાવના તમાંમ રેહેવાશીઓ તથા દશતુર એદલજી દારાબજી જામાશપજી આશાવાલા તથા બીજા કેટલાએક દશતુરો તથા મોબેદો તથા બેહેદીનો શવાબનો હંમબેરો લેવાને હાજેર થાએઆ હતા—પણ હમોને ખબર આપવાને બેહદ નાંખુશી પેદા થાઇચ કે હેવાં નેક કાંમમાં જો પણ પંચાતનાં શઘલા અકાબરો તથા તમાંમ દશતુરોને ઇજંણ હતાં તોપણ એખલા એક શેઠ બેહેરાંમજી જીજીભાઇ વગરે બીજા કોઇ અકાબરો અથવા તેવોનાં શાહેબજાદાવો અથવા દશતુર બેહરાંમજી શંજાણા અથવા દશતુર રૂશતંમજી કેકોબાદજી વગરે બીજા શાહેબો કે જેવોને હેરાં નેક અને પાકીજે કાંમમો શામેલ થવાનો હક અને ફરજ છે તેવો નજર આવેઆતા નહી.

## બીલીમોરાનાં દોખમાં આગલ ધર્મક્રિયા કરવાનું મકાંન.

આએ વર્ષમાં બીલીમોરાનાં દોખમાં આગલ જશન વગેરે ધર્મની ક્રિઆ કરવા માટે એક નાધશો બંગલો રૂ૦ ૧૫૦૦ ) ને ખરચે મુંબઇવાલા શેઠ મેહરવાંનજી માણેકશાહની નઇએતે તેમના પેશી શેઠ મોટાભાઇ જમશેદજીએ બંધાવી ત્યાંની અંજુમનને હવાલે કીધો હતો.

[ એ મકાંનનાં દરવાજા ઉપર નીચલી તખ્તી મારેલી છે: —

"શ્રી દાદાર હોરમજદની મદદ
"મેહરવાંનજી માંનકશાની નઇએતે બાંધે-
"ઓ છે. શને ૧૨૧૭ ઇઅજદેજરદી. શા૦
"૧૫૦૪ મોટાભાઇ જમશેદજીએ બંધા-
"વેઓ છે."

[ પારશી પ્રકાશ, દફતર પેહલું સફે ૫૧૬.]

## ઈ૦ સ૦ ૧૮૪૫.

## કરાંચીનીં શેઠ હીરજીભાઈ જમશેદજી બેહરાનાનીં દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઇનાં ચાબુક, તા૦ ૧૦ માં મેએ
૧૮૪૫ ને વાર ગરેઉ.

શ્રી કરાંચીની અંનજુમન શારૂં નેક મનશની અને ખરી દેઆંનત દીનદાર દીન આશીદાર એક અશો ખશલત પારશી હીજી કાકાએ તે જગોએ એક દરેમેહેર બંનધાવી અને તેહને ઈજવાનો દાહાડો રોજ ૪ થો માહા ૮ મો રશમી તા. ૨૮ મી એપરેલ ૧૮૪૫ અને વાર શાની મુકરર કીધો. એ દીને એ દરેમેહેરમો કરાંચીની કુલે અંનજુમંન એકથી થાઇ હતી અને દીનનાં કાંણુન મુજબ કીરીઆ થાએઆ પછે શરવે લોકોએ અશોઈભરેલી જાવેદાંનીની દોલત એખતીઆર કરનારનાં હકમો દોઆ કરી પોતપોતાંને મકાંને ગએઉ.

શ્રી કરાંચીની તારીખ ૫ મી મેએ ૧૮૪૫.

તારીખ ૩ જી મેએ ૧૮૪૫ રોજ ૫ મો માહા ૪ થો રશમી વાર બરેશપતને દીને એ પાકીજે જગીઆને ઇજાવાની તથા આતશ આદરીઆંન શાહેબને તખતનીશીન કરવાની કીરીઆ દીનઆઇનનાં કાએદા મુજબ કરવા થકી એ ઉપર લખેલા શેઠ હીરજી કાકાએ એક મીજલશ આરાશતા કીધી હતી. એ મીજલશમો તે વખતે શરવે કોઇ બાખુશીથી બીરાજેઆ હતા. એ મીજલશની પાકીજે આરાશતગી વીશે માહારે લંમબાંન બએઆંન કરવું હતું મગર તેહવું કરવાને વખત પોંહોંચતો નથી શબબ કે બંદો દલગીર છે અને આએ થોડું એક બએઆંન કરૂંચ કે તે મજલેશ બાકી તરેહ જેબ દેતી હતી એક તરફ મોબેદો અવશતાવાંણી પહડતા હતા બીજી તરફથી બેહેદીનો પોતાની ફરજીઆત ગુજારતા હતા. બાહેરની બાજુ અંગરેજી વાજાંનાં શુરથી [illegible] દીલ [illegible] હતાં અને તે શાથે ગોખડી શુરથા [illegible] આ-વાજથી [illegible] મીજલશ [illegible] હતી. અને

તે શાથે ઓરતો નવી દરેમેહરને આરાધવા અને મીજલશ મલતી થાઈ હતી તેથી અને શેઠીઆવોનાં એકબીજા શાથે નરમી નમનતાઇ અને તાજીમ શાથે જે શખુન જહડી કરતા હતા તેથી તે મીજલશ ગોએઆ બેહશતનાં બાગ જેહવી શરવે કોઇનાં જોવામાં આવી—શુકર—બેશુમાર શુકર તે પેદા કરનાર પરવરદેગારની હજુરમા હું માગુંચ એ નેકબખત પારશી હીજી કાકાના હકમાં દુવા માગુંચ કે ખોદાતાલા હેનાં મનની નેક મુરાદ હેને બખશે ને હેનાં ધારેલાં નેકકાંમો આશાંનીથી બર આવે–આમીન. હધીપતી શાહેબ કરાંચીમો આજ મુદત થાઇ દરેમેહરની ઘણીજ અગત હતી. એ નેક કાંમ શરઅંનજાંમ ખોદાતાલાની બખશેશથી પોંહોંતું તેથા હું બેશુમાર મધંન છેઉં. ખોદા શરવે કોઇને હેવીજ તો ફીક બખશે ને હીજી કાકાનાં જેહેવાં નેક કાંમ કરતા રેહે.

*** આ દરેમેહર જુની થવાથી તે ફરી એમની પુંજીમાંથી એમનાં વીધવા બાઇ મેહરબાઇએ બંધાવી: તા૦ ૨૭ મી આપરેલ ૧૮૭૫ ને દીને નવેસરથી પરહાવી ખોલ્લી મુકી હતી.

## ગંદેવીની શેઠ નવરોજજી જમશેદજી વાડીઆવાલી ધર્મશાલા.

તા૦ ૩૧ મી મેએ ૧૮૪૯.

રોજ ૭ માહ ૯ (શે૦) ૧૨૧૮ યજદજરદી.

આજ દીને ગંદેવી ગામ મધે શેઠ નવરોજજી જમશેદજી વાડીઆએ પોતાના દીકરા મરહુમ શેઠ બહમનજીની નાઇએતે એક ધર્મશાલા બંધાવી જરથોસ્તી મુસાફરોના ઉતારાને તથા ત્યાંના જરથોસ્તીઓના સરઅવલરના વપડાસને માટે ખોલ્લી મુકી હતી.

[આ ધર્મશાલા ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શરવે કોઇને જાહેર થાએજે શ્રી
"ગણદેવીમાં મુસાફરી લોકોને તથા ગામનાં
"જરથોસ્તીઓને સારૂં એ ધરમશરા શ્રી
"મુંબઇનાં રેહવાશી વાડીઆજી નવરોજી
"ગુ૦ વાડીઆજી જમશેદજીએ પોતાનાં
"છોકરા બેશતી બમનજીને નાંમે સવાબને
"સારૂં બાંધી છે. શા૦ ૧૯૦૫ વરખે જેઠ
"સુદ ૯ વાર ગરેઉ તા૦ ૩૧ મી મેએ
"શને ૧૮૪૯ ઇંગરેજી રોજ ૭ માહ ૯
"રશમી માહ ૧૦ કદમી તા૦ ૮ રજબ
"શા૦ ૧૨૬૫ હીજરી ઘ૦"

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૫૨૯.]

## મુંબઇનું બાહેરકોટનું શેઠ કાવશજી રૂસતમજી પટેલવાલું નશાખાંનું.

તા૦ ૨૭ મી અકટોબર ૧૮૪૯.

રોજ ૧ માહ ૩ (ક૦) ૧૨૧૯ યજદેજરદી.

મરહુમ શેઠ કાવશજી રૂસતમજી પટેલે ઇ. સ. ૧૭૯૦ માં મુંબઇ મધે બાહેરકોટ અગીઆરી મોહલામાં એક નશાખાંનું બંધાવી જરથોસ્તીઓને વાપડવાને ખોલ્લું મુકયું હતું તે મકાંન જુનું થઇ બીશમાર હાલતમાં આવ્યાથી તેમના નબીરા શેઠ દાદાભાઇ રૂસતમજી પટેલે પોતાના બાવા મરહુમ શેઠ રૂસતમજી કાવશજી પટેલની નાઇએતે તે ફરી નવેસરથી બંધાવી આજ દીને ખોલ્લું મુકયું હતું.

[આ નશાખાંનાંમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદત છે.
"આએ નશાખાનું અશલ પારશી કાવ-
"શજી રૂશતમજી પટેલે પોતે બાંધેલું હતું
"તે પુરાણું થાઇઉં વાશતે ફરીથી પારશી
"દાદાભાઇ રૂશતમજી પટેલે પોતાના મુરબી
"બેહેશતનશીન રૂશતમજી કાવશજી પટેલની
"નાઇએતે નવેશરથી જરતોશતી અંનજુ-
"મનને વાપરવા શારૂં બાંધીઉ છે. રોજ
"૧ લો માહ ૩ જો કદમી માહ ૨ જો
"શેનશાહી શને ૧૨૧૯ ઇઅજદેજરદી
"તારીખ ૨૭ મી અકટોબર શને ૧૮૪૯
"ઇશવી ને વાર શનેઉ."

આ નશાખાનું શેઠ દાદાભાઇનાં મરણ પછી તેવણના વકીલો શેઠો બેહરાંમજી હોરમજજી પટેલ અને બરજોરજી દોરાબજી પટેલે તા૦ ૫ મી આપરેલ ૧૮૭૩ ને દીને મુંબઇની જરથોસ્તી અંજુમનનાં ધરમખાતાંના તરસ્ટીઓને એકલેખ કરી સપુરદ કીધું હતું.

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૫૩૫.]

## શીગનપોરની શેઠ નવરોજજી જમશેદજી વાડીઆવાલી દરેમેહર.

મુંબઇનાં શમાચાર, તા૦ ૨૫ મી નવેમબર ૧૮૪૯ ને વાર રવેહ.

હમોને હમારા શ્રી શુરતનાં આડતીઆનો પતર મલીઓ છે તે હેઠલ ઉતારી લીધો છે:—

સુરતની તા૦ ૨૧ મી નવેમબર ૧૮૪૯.

..................બીજું ગાંમ શીગંનપોર મધે ફકત અગીઆરી હતી ને સુરત શેહેરમાંથી અંધેઆર આવીને કીરીઆ મારવનું કાંમ કરી જાતા હતા. પણ હાલમો નીરનજીવી શેઠ નવરોજજી જમશેદજી વાડીઆએ

એક મોબેદની જોડ તથા આતશને શારૂં કાથી તથા દીવેલ દીન ૧૦ થઆ જારી કીધું છે વાશતે મોહોટું ધરંમનું કાંમ અને મોહોટો આશરો શીગનપોરની ગરીબ પરજાને આપેઓ છે.

[આ દરેમેહર ઉપર નીચે પ્રમાણે તખ્તી કાતરેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.
"શંવત ૧૯૦૫ નાં વરખે શને ૧૮૪૯
"અંગરેજી શને ૧૨૧૮ એજદેજરદી મધે.
"એ દરેમેહેર અસલ બાંધેલી હતી તે ધણી
"પુરાંની થઇ હતી વાશતે શ્રી શીગનપોર
"મુરબીજી લવજી વાડીઆનું અશલ રેહથાંન
"જાણી વાડીઆ નવરોજજી જમશેદજીએ
"પોતાના છોકરા બમનજી નવરોજજીના
"શવાબને શારૂં પોતાના ખરચથી એ દરે-
"મેહેર દરૂશ કરાવી છે ને દરેમેહેરના
"મોબેદના મુશારા શારૂં નેકનાંમ લવજી
"વાડીઆનાં કતંબીઓએ આપવાને
"બનદોબશત કરેઓ છે."

એની આગમજ એજ જગોપર અસલમાં મરહુમ શેઠ લવજી નશરવાંનજી વાડીઆએ પોતાના ખરચથી એક દરેમેહેર બંધાવેલી હતી, પણ તે ઘણી પુરાંની થવાથી આએ દરેમેહર પાછી નવેસરથી બંધાબ્યામાં આવી હતી.

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૫૩૬.]

## કરાંચીનું શેઠ બેહરાંમજી મેહરવાંનજી કોટવાલવાલું નશાખાંનું.

આએ વર્ષમાં કરાંચીની કાંપમાં શેઠ બેહરાંમજી મેહરવાંનજી કોટવાલે એક કુશાદે કમપાઉંડવાલી જગા લઈ પારસીઓને માટે એક નશાખાનું બંધાવ્યું હતું.

[એ મકાંન પાછલથી ભારે વરસાદમાં પડી જવાથી ઇ. સ. ૧૮૬૬ માં શેઠો શાપુરજી હોરમજજી સોપારીવાલા અને હોરમજજી પેશતનજી દુબાશે મલી નવેસરથી પાકું બંધાવી આપ્યું હતું. એ નશાખાનાંવાલા કમપાઉંડમાં ઇ. સ. ૧૮૭૭ ના જાનેવારી માસમાં શેઠ જાંહગીરજી હોરમજજી કોથારીએ પોતાના બાવા મરહુમ શેઠ હોરમજજી શોરાબજી કોથારીનાં પુનને માટે એક કુવો બંધાવી આપ્યો છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૬૧૧.]

# ઈ૦ સ૦ ૧૮૫૦

## કુંડીઆંણાંગામની શેઠો મનચેરજી કુવરજી ભાઠેનાં તથા હોરમજજી માંણેકજી પોંહચખાંનાંવાલાની દરેમેહર.

તા૦ ૧ લી આપરેલ ૧૮૫૦.
રોજ ૭ માહ ૭ (શે૦) ૧૨૧૯ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં કુંદીઆંણાં ગામમાં શેઠો મનચેરજી કુવરજી ભાઠેનાં તથા હોરમજજી માણેકજી કુદીઆંણાવાલા (પોંહચખાંનાવાલા) એ એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[આ દરેમેહરપર નીચલી તખ્તી મારેલી છે:—

"શ્રી પાક પરવરદેગારની મદદથી—આએ
"દરેમેહર શવંત ૧૯૦૬ નાં રોજ ૭
"અમેરદાદ અમશાશપંદ માહા ૭ મેહેરઇજદ
"શને ૧૨૧૯ એજદેજરદી. એ દીને
"પારશી મનોચેરજી કુવરજીની બેહેન
"બાઇ શુબાઇજીની નહીએતે બંધાવી છે.
"એ દરેમેહેર બંધાવવાનો ખરચ જણ
"બેનો છે તે મધે મનચેરજી કુવરજી-
"નો રૂ૦ll પોણો તથા હોરમજજી માંણેકજી
"નો રૂ૦ા પા મલી એ દરેમેહર ગાંમ કુદી-
"આંણા મધે બંધાવી છે."

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૫૪૩.]

## રાંદેલનાં અંજુમનનાં ઉબરાતથી બંધાયલાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

મુંબઇનાં શમાચાર, તા૦ ૪ થી આપરેલ ૧૮૫૦ ને વાર ગરેઉ.

### જાહેર ખબર.

શરવે જરથોશતી શાહેબોને રોશંન થાએજે શ્રી રાંદેલ મધે દોખમું બાંધવાની ઘણીજ જરૂર હતી અને તે વીશે શરવે જરથોશતીઓમો ઉબરાંણાંનું લીશટ કરેઉં હતું તે દોખમાંના પાએઆનું મુહુરત રોજ ૧ લો માહા ૭ મો શેહેનશાહીને દીને શરૂ કરીને તે જગો ઇજાવી છે અને આવતો રોજ ૨૬ મો આશતાદ માહા ૭ મો મેહેર શેહેનશાહી શને ૧૨૧૯ ઇઅજદજરદી તારીખ ૨૦ મી એપરેલ વાર શનેઉને દીને દીનનાં હોકમ મુજબ તાંણો પુરવાની કીરીઆ થાશે. વાશતે એ પુનનાં કામમો શાંમેલ થાવા શારૂં શરવે કોઇ જરથોશતીઓએ મેહેરબાંની કરી એ જગોએ શીધારે-

આથી ભારે શવાબ હાંશેલ કરવો. એજ અરજ શ્રી મુમબઇની તારીખ ૩૧ મી મારચ શને ૧૮૫૦.

## નવસારીના સર જમશેદજી જીજીભાઇ નાઇટવાલો જમશેદ બાગ.

તા૦ ૧ લી મેએ ૧૮૫૦.

રોજ ૭ માહ ૮ (શે૦) ૧૨૧૯ યજદજરદી.

સર જમશેદજી જીજીભાઇ નાઇટ પોતાના કબીલા સાથે ગઇ તા૦ ૨૦ મી ફેબરવારીને દીને અતરેથી નવસારી ખાતે ગયા હતા. તેવણે આજ દીને મલેસર ફલીઆમાં પોતાની તુરતની બંધાવેલી "જમશેદ બાગ" નામની જરથોસ્તી મુસાફરોને ઉતારો લેવાની તથા નવસારીના જરથોસ્તીઓને સરઅવસરે વાપડવાની ધર્મશાલામાં આજ દીને એક જાહેર જશન કીધું હતું. આ વેળાએ નવસારીના સર્વે દસ્તુરો, દેશાઇઓ તથા તમાંમ અંજુમન હાજર થયું હતું.

[આ ધર્મશાલાપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.
"આએ ધરમશાલા કે જેહને જમશેદ
"બાગ કરીને નામ આપેઆમો આવીઉં
"છે શ્રી મુમબઇવાથી શર જમશેદજી
"જીજીભાઇ નાઇટે શ્રી નોશારીના જરતો-
"શતી રેહેવાશીઓને વાપરવાને વાશતે
"બનધાવી છે. મુકામ શ્રી નોશારી શને
"૧૨૧૯ ઇઅજદજરદી શને ૧૮૪૯
"ઇશવી."

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૫૪૫.]

## અમદાવાદનું સર જમશેદજી જીજીભાઇ નાઇટનાં ખરચથી બંધાયલું દોખમું.

તા૦ ૧૭ મી મેએ ૧૮૫૦.

રોજ ૨૩ માહ ૮ (શે.) ૧૨૧૯ યજદજરદી.

આજ દીને અમદાવાદ મધે સર જમશેદજી જીજીભાઇ નાઇટના ખરચથી એક નાધલું દોખમું બંધાવી પરઠાવ્યામાં આવ્યું હતું.

[સર જમશેદજીના વડા બેટા શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઇ ઇ. સ. ૧૮૪૭ માં અમદાવાદવાલા નગરશેઠ હથેસીંગ કેસરીસીંગવાલું દેહરૂં બંધાયું તે જેવાને ગયા હતા, તે વખતે ત્યાંની પારસી અંજુમનના આગેવાનોના સ્વાધીનમાં રૂ. ૧૨૦૦) ની રકમ આપી એવી એલતેમાસ કીધી હતી કે તે જરથોસ્તીઓને લગતાં કાંઈ ધર્મનાં કારણુસર વાપડવી. આ રકમમાંથી ઉપલું દોખમું બાંધ્યું હતું, અને તેમાં બાહેરગાંમથી આવતાં રવાંનોને નાખવાનો બંદોબસ્ત કીધો હતો.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૫૪૭]

## વલસાડની મરહુમ શેઠ મોટાભાઈ શાપુરજી વાલી દરેમેહર.

તા૦ ૯ મી જુન ૧૮૫૦.

રોજ ૧૬ માહ ૯ (શે૦) ૧૨૧૯ યજદજરદી.

આજ દીને વલસાડ મધે મરહુમ શેઠ મોટાભાઇ શાપુરજીએ બંધાવવા માંડેલી આદરાંનની દરેમેહર તથા ધર્મશાલા તૈયાર થવાથી તે એવણુના માસીસાને દીને પરઠાવી હતી.

[આ મકાંન ઉપર નીચલી તખ્તી મારેલીછેઃ—

"શ્રી દાદાર હોરમજદ. શેઠ મોટાભાઇ
"શાપુરજી બીન ધનજીભાઇનો કરેલો શવાબ.
"દરેમેહર—આદરીઆંન શાહેબ શાથે તથા
"ધરમશરાનું કામ પુરું ન થતાં
"બેહસ્તી થઆ તથા તેવણુનો વારશ
"શાપુરજી દાદાભાઇ શગીર છે તેથી તેવ-
"ણુની પેહડીના ચલાવનાર દાદાભાઇ ફરાં-
"મજી તથા બાઇ રતનબાઇ તે મોટાભાઇ
"ની ધણીઆણી વીગરેએ પુરૂં કરી શવંત
"૧૯૦૬ નાં કુતી વઇશાખ વદ ૧૪ વાર
"રવેઉ રોજ ૧૬ માહ ૯ શને ૧૨૧૯
"ઇઅજદેજરદીને દીને ઇજાવી પંચાએતને
"શવાધીન કીધી છે."

એની આગમજ એજ મોહલામાં કેહ છે કે આ૦ શાપુર રાંણાની એક જુની દરેમેહર આરરો વર્ષની પુરાંની હતી.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૫૪૯.]

## શુરતની રૂસતમપરાની શેઠ પેશતનજી નશરવાંનજી બાતલીવાલાએ બંધાવેલી દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઇનાં શમાચાર, તા૦ ૧૯ મી સપટેમબર ૧૮૫૦ ને ગરેઉ.

શ્રી શુરતના હમારા આદતીઆનો મલેલો પતર—

સુરત, તા૦ ૧૬ મી સપટેમબર ૧૮૫૦

.................ચાલતા મહીનાંની તા૦ ૧૩ મીનો રોજ રૂશતમપરાના મોટા મોલામે કલાક. ૯ ને આશરે મરનાર શેઠ ફરાંમરોજ નશરવાંનજી બાટલીવાલાનાં નામથી અગીઆરી ઇજાઇ તે જશનની મીજલશ એક મોટી મલી હતી ને શેહેરના શરવે શેઠીઆવો તાંહાં મીજલશમો આયા હતા નેતાંહાં દશ્તુ-

રોને તથા મોબેદોને શઉશઉના દરજા મુજબ આશોદાદ આપીને તે અગીઆરી મધે આતશ રોશન રાખવાને શારૂં બોએના દેનાર મોબેદોનો મશીઆરો તથા આતશની કાઠી તથા દીવેલ તથા હમેશ ચાલુ દરાંણુ તથા અફ્રગાંન તથા એક ચાકર જારૂનો કારનાર એ શરવેનો ખરચને કીજે એક મોતી રકમની પુંજી એ મરનારના ભાઈએ આપણી મુમબઈની પંનચાતનાં ફંનમે મોતી રકમની પુજી આપવા કહી છે ને તેનું હર શાલ વેઆજ ઉપજે તે અતરેની પંનચાતનાં તરશટી ઉપર વાલેઆમો આવશે અને શરવે ખરચ થશે એવી રીતેનો બંદોબશત કીધો છે કે જેથી કોઈ દારે એ કાંમને ખલલ પોંચે નહી.

*** એ દરેમેહર અસલમાં ઇ૦ સ૦ ૧૮૨૩ માં ઉમરેવાલા પેટેલ મેહરજીભાઈ તથા નાનપુરાવાળી શેઠ રતનજી છીબરાજીએ બંધાવી તા૦ ૨૨ મી સપટેંબરે પરઠાવી હતી. (જુવો આ પુસ્તકને સફે ૩૩–૩૪.)

### વડોદરામાં બાહેરગામનાં રવાનોને માટેનું દોખમું.

સર જમશેદજી જીજીભાઈ નાઈટે વડોદરા મધે બાહેરગાંમથી આવતાં રવાંનોને માટે આએ વર્ષમાં એક નાવલું દોખમું ગરકાના જેવું બંધાવી પરઠાવ્યું હતું.

[ એ બાબે સર જમશેદજીએ આએજ શાલની તા૦ ૧ લી મેએ નવસારી મધે કરેલાં જાહેર જશનમાં તંદરોસ્તી પઢાવી હતી.]

[ પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૬૧૩.]

## ઈ૦ સ૦ ૧૮૫૧.

### મુંબઈની ભીંડી બજારનીં શેઠ બહમનજી મેહરવાંનજી મેવાવાળાની દરેમેહર.

તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૫૧.

રોજ ૧૭ માહ ૪ (શે૦) ૧૨૨૦ યજદજરદી.

આજ દીને મુંબઈ મધે બીડી બજારના રસ્તા ઉપર શેઠ બહમનજી મેહરવાંનજી મેવા-વાળાએ પોતાના દીકરા મરહુમ શેઠ શોરાબ-જીનાં પુનને માટે આફ્રરાંનની એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[એ શેઠ શોરાબજી બહમનજી મેવાવાલા તા૦ ૧૨ મી ડીજેમબર ૧૮૫૦ ને દીને મરણ પામ્યા હતા, અને મજકુર દરેમેહર તેમના માસીસાને દીને ઇજાઇ હતી.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૫૫૯]

### નવસારીનીં વડી દરેમેહરની ઈમારત બાઇ મોટલાંબાઇ જાંગીરજી વાડીઆએ ફરી બંધાવી આપી તેને પરઠાએઆનો અહેવાલ.

મુંબઈનાં શમાચાર, તા૦ ૨૫ મી મેએ ૧૮૫૧ ને વાર રવેઉ.

શવરગવાશી વાડીઆજી જાંહાંગીરજી નશર-વાંનજીની છોકરી મોટલીબાઈએ શ્રી નોશારીની વડી દરેમેહેર બંધાવી આપી તેની બીના હમોએ આગલાં પતરમો જણાવી છે તાર પછે હમોને જણાવવાને બની આવેચ જે એ દરેમેહેર તા૦ ૨૦ મી મેએ મંગલવાર અને આસતાદ રોજને દીને ઇજાઇ છે તે વખતે કુલ જરતોશતીઓની મોટી મીજલશ મલી હતી. તે મધે કેટલાએક જરતોશતીઓ શુરત તથા બીજાં ગાંમમોથી આવેઆ હતા તથા મુંબઈથી કેટલાએક જરતોશતીઓ ગએલા છે તેઓ પણ એ મીજલમો હાજર થાઆં હતા. તે વખતે બાઈ મોટલીબાઈની તરફથી દશતુર કેકોબાદજી રૂશતમજી તથા દેસાઇ ખોરશેદજી રૂશતમજી તથા દેશાઈ તેમુલજી જાંમાશજી ને શીઆલો આપેઆમો આવી છે ને શાથે કુલ મોબેદો તથા ગરીબ બેહ-દીનોને રૂ. ૨) થી રૂ. ૦ાા શુધીની દખશણા આપી છે. અને શરવે જરતોશતીઓને શુતરૂં જમન આપું છે. તે શીવાએ દશતુર કેકોબાદ-જીએ એ કાંમની મેહનત લીધી તેના અવેજમો એક રકમ આવેઆમો આવી છે પણ હમોને કાગજ લખનારે લખીઉં નથી જે કેટલા રૂપીઆ આપા છે. શ્રી નોશારીની અંનજુમનની તરફથી શવરગવાશી શેઠ માંણેકજીનાં છોકરા-વોને વાશતે શીઆલો આવી છે તે આપે-આમોં આવશે. એ મીજલશમો એવું જાહેર થાઈઉં છે જે એ દરેમેહરનો કેટલોએક જાથુકનો ખરચ જારી રાખવાને એક જાગીર ખરીદ કરીને આપેઆમો આવશે જે તેની ઉપજમાંથી એ દરેમેહરમો કાઢી તેલ તથા અંક માણશનો મુશારો જાથુક ચાલુ રેહે તેવું કરવાની તંનદરોશતી જાણાવા. એ ધરમનાં કાંમમો શવરવાશી જાંગીરજી તથા નવરોજી નશરવાંનજીનું નામ મુકરર કરેલું છે. એ કાંમ ઉપર કુલ ખરચ રૂ. ૨૦૦૦૦) થી રૂ.૨૨૦૦૦) નો થાશે. તેથી શવરગવાશી વાડીઆજી જાંગી-રજી તથા નવરોજી નશરવાંનજીનું તથા બાઈ મોટલીબાઇનું નાંમ લાંમબી મુદત શુધી કાએમ રહી જાશે. અને નોશારી જેહવાં પુરાતમ પંથકનાં રેહેવાશીઓ એ બાઈને ઘણી દવા દેશે.

## ઈ૦ સ૦ ૧૮૫૨.

### રાંદેરનું અંજુમનના ઉધરાતથી બંધાયલું દોખમું પરથાયું.

મુંબઈના સમાચાર, તા૦ ૧૧ મીં મારચ ૧૮૫૨ ને વાર ગરેહ.

શ્રી રાંદેર ગાંમ મધે નવું દોખમું ઇજાવવાનાં જશનની બાબતમાં.

શ્રી હીંદુસથાંનના જરતોસતી ફીરકાના શાહેબોને મોહોટી નમંનતાઇથી જાહેર કીધાંમો આવેચ કે શ્રી શુરતની પાસેનાં રાંદેર ગાંમ મધે વશનારા જરતોશતીઓને વાપરવાનાં કારણુશર એક નવું દોખમુ બાંધવાનું કાંમ માંડીઉં હતું તે પાક પરવરદેગારની મદદથી અને તેહના અશો પેગમબર હજરત જરતોસતનાં પાક રૂહુની રેહનુમાઇથી હાલમાં બંધાઇને તઇઆર થાઇઉં છે માટે તે દોખમાંને માજદીઅશની ધરમની કીરીઆ કરીને ઇંજવાનું કાંમ રોજ ૨૬ મો આશતાદ ઇજદ માહ ૬ ઠો શેહરેવર અમશાસપંદ શેહેનશાહી—માહ ૭ મો કદમી સને ૧૨૨૧ ઇઅજદજરદી તારીખ ૨૦ મીં મારચ ૧૮૫૨ ઇશવી ને વાર શનેઉને દીનેથી શરૂ કરવાનો ઠેડાવ કીધો છે વાશતે એ નવું દોખમું ઇજાએઆનું જશન રોજ ૨૯ મો માહા ૬ ઠો શેહનશાહી તથા માહ ૭ મો કદમી સને ૧૨૨૧ ઇઅજજરદી—તારીખ ૨૩ મીં મારચ સને ૧૮૫૨ ને વાર બોમેને દીને શહવારનાં ૧૦ કલાકને અમલે થાશે માટે તે જશંનની કીરીઆમાં શામેલ થાઇ શવાબનો બેહેરો હાંશલ કરવા શારૂં શરવે જરતોસતીઓએ તે જશનની મીજલસમાં બીરાજવું મુનાશબ છે.

મુમબઇની તારીખ ૫ મી મારચ ૧૮૫૨.

મુંબઇનાં સમાચાર, તા૦ ૨૮ મીં મારચ ૧૮૫૨ ને વાર રવેઉ.

સુરતની તા૦ ૨૪ મી મારચ ૧૮૫૨.

જત ગેઇ કાલે રાંદેરનાં દોખમાંની જશનની કીરીઆ કલાક ૧૦ ને અમલે થાઇ હતી વાંહાં જશનની મીજલશમાં શેહેરના તમામ રેવાશીઓ તથા શેહેરની આશપાશનાં ગામના તમામ પારશીઓ તથા બાહાર દેશાવરથી આવેલા પારશી તમામ જશનની કીરીઆમે શામેલ થવાને આવેઆ હતા તેથી એક મોટી મીજલશ જેવું થઇ પરૂં હતું તેને શારૂં બારાંની ગાડીઓ રાંદેરનાં બંદર ઉપર રાખેલી હતી તેથી લોકોને જાવાને કશી અરચન હતી નહી અને પાછા આવતી દાની બી ભાડાંની ગાડીમાં બેશીને લોકો આવેઆ છે. એ ગાડીઓ પનચાતવાલા શાહેબોએ ભાડે રાખી હતી. બીજું એ જશનની કીરીઆ થાઇ રહેઆ પછી આપણી પનચાતની તરફથી શેઆલો દસ્તુરોને ઓરાદેઆમો આવી હતી તે મધે શેહનશાહીના દસ્તુરને તથા રૂશતમપરાના દસ્તુરને તથા કદમીના દસ્તુરને તથા ભરચવાલા દસ્તુરને શરવે મલીને શેઆલ શાત આઠને આશરે ઓરાડેઆમો આવી છે. બીજું એ ગામના મોબેદોએ પોતાની તરફથી શેઠ નશરવાંનજી પેશતનજી વકીલને એક શેઆલ ઓરાડી તથા એ દખમાં ઉપરના ઉપરી અરદેશરજી ટંકારીઆવાલાને શેઆલ ઓરાડેઆમો આવી છે. બીજું એ દખમાં આગલ લોકોને જમાતું ખાંનું હતું જે પરમાંણે અશલ જમાતું હતું તે પરમાંણે જમાઇઉં છે. બીજું જમનવારાનાં કામમો જેવી શેઠ મેહરવાંનજી હોરમજજી ખબરદારી અને ચોકશાઇ રાખેચ તેવી ચોકશાઇ થોરાજ શાહેબ રાખશે. બીજું ગાંમ અમરોલીવાલા લોકોએ અમરોલીમો એક દોખમું બાંધવા વીશે પંનચાતના શાહેબોને અરજ કીધી હતી તે અરજી અંનજુમનનાં દેખતાં શેઠીઆવોને દેખારેઆમે આવી હતી પણ તાંહાં ઘણી ગરબર થઆથી અરજી વાંચેઆ વગરની રહી ગઇ છે પણ આશા છે કે એ અરજી ઉપર અતરેના અકાબરો ધેઆંન પોંહચાડશે.

*** એ દોખમાંની સાંમેની શગડી પર નીચે મુંજબની તખ્તી મારે છે :—

"શ્રી દાદાર હોરમજદની મદત છે. પાખ
"પરવરદેગાર બંધે જેહાંનનો પેદાનો કરનાર
"છે તેઓની મેહેરબાંનીથી શ્રી માજદી-
"અશની દીનના રેહનુમાએ જરથોશત
"સપંતમાંનનાં ફરમાંન મુંજબ શેહેર રાંનેર
"વગેરે ગોદાવરાં ગામોના જરતોશતીઓનાં
"રવાંનોને શારૂં મોજે ઓખા પરગણે
"ઓરપાડમો જે દુખમું પરથમ એક બના-
"વેલું હતું તે પુરાનું થવા આવીઉં તથા
"ટેશાંનું પરવાના શબથી તે જગે શ્રી
"મુંબઇ તથા શ્રી શુરતની પાખ જરતો-
"શતી અંજુમનના શાહેબોએ ધરમખાતે
"એ નવું દુખમું બનાવી આપવાની ટીપ
"ઉભી કરીને એ દુખમું બનાવાને શ્રી
"મુંબઇના તરશટી શાહેબોને શ્રી શુરતનાં
"ધરમનાં કાંમ ચલાવનારા તરશટી શાહેબો-

"એ સપુરદ કરૂં તેથી એ દુખમું બના-
"વાને શારૂં તાંનો રોજ ૨૬ મો આશતાદ
"માહા ૭ મો મેહેર શેહનશાહી ને માહા
"૮ મો આંવાં કદમી શને ૧૨૧૯ ઇઅજ-
"દેજરદી તા० ૨૦ મી એપરેલ શને ૧૮૫૦
"શવંત ૧૯૦૬ નાં પરથમ વઇશાખ શુદ
"૯ વાર શનેઉએ પુરાઓ ને શરવે કામ
"પાખ જરતોશતી મજહબનાં દીનનાં ફર-
"માંન મુજબ શરવે ક્રીરીઆની શાથે એ
"દુખમું તથા એ દુખમાં આગલ નવું
"બેઠકનું મકાંન બનાવીઉં તે શાથે રોજ
"૨૯ મો મારેશપંદ ગંમબાર ૪ થો ને
"માહા ૬ થો શરેવર શેહનશાહી ને માહા
"૭ મો મેહેર કદમી શને ૧૨૨૧ ઇઅજ-
"દેજરદી તારીખ ૨૩ મી મારચ શને
"૧૮૫૨ અંગરેજી શવંત ૧૯૦૮ નાં
"ચઇતર શુદ ૩ વાર શોમે ને દીવસે
"ઇજાઇ તઇઆર થઆં તથા જુની શગડી
"વગેરેની મરામત પણ એજ તારીખ શુધી
"પુરી થાઇ છે તે પાખ ખોદાતાલાની મેહ-
"રબાંનીથી એ ધરમનાં મકાંન ઉપર કોઇ
"તરેહની ખલલ ન પોંહચે તથા શરવે
"જરતોશતીઓનાં રવાંનનાં કામમાં કાએમ
"રેહજો."

આ તખ્તી શગડીની બાહેરની દેવાલ પર એટલી તો ઉંચચે તથા જીના દસખતે કોતરેલી છે કે તે ઉકલાવવાને એ તરફના એક ધરાંની બાગબાંનની ખાંધ ઉપર ચઢી અમોને પા કલાક સુધી ઉભું રેહવું પડયું હતું.

[પારશી પ્રકાશ, દફતર પેહલું સફે ૫૯૨]

## હાંગકાંગની પારસી રવાંનોને ભુમીદા કરવાની જગા.

આએ વર્ષમાં ચીન મધે હાંગકાંગ ખાતે જરથોસ્તીઓનાં રવાંનોને ભુમીદા કરવાની એક એલાહેદી જગા ત્યાંની અંજુમનના ખરચથી લઇને આસપાસ ફરતી દેવાલ બંધાવી હતી.

[આ દેવાલની બાહેર નીચલી તખ્તી કોતરેલી છે :—

"This Cemetry has been prep-
"ared for burying the remains
"of the Zoroastrians only, in
"the year of Yezdezird 1222
"and of Christ 1852."

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૬૧૦.]

# ઈ० સ० ૧૮૫૩.

## નવસારીનીં સર જમશેદજી જીજીભાઇ નાઇટવાલી મલેસર ફલીઆનીં દરેમેહર, તથા ખોરશેદવાડીનીં જમનશાલા, તથા દાખમાંને ફરતી દેવાલ, તથા શગડી.

તા० ૧૪ મી મારચ ૧૮૫૩.
રોજ ૨૦ માહ ૬ (શે०) ૧૨૨૨ યજદજરદી.

આજ દીને નવસારી મધે મલેસર ફલીઆમાં સર જમશેદજી જીજીભાઇ નાઇટે બંધાવવા માંડેલી આદરાંનની દરેમેહર તેયાર થવાથી તેને પરઠવાની ક્રિઆ કરવામાં આવી હતી. એ ક્રિઆમાં શામેલ થવાને મુંબઇથી શેઠો ખરશેદજી અને રૂસતમજી જમશેદજી જીજીભાઈ પણ નવસારી ગયા હતા, અને મોટી રકમનું નાણું ગરીબોમાં વેંહચ્યું હતું.

[આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.
"આએ આતશ આદરીઆંન શાહેબની
"દરેમેહર શ્રી નોશારીનાં મલેશર ફલીઆના
"રેહવાશી જરતોશતીઓને વાશતે શ્રી
"મુમબઇવાશી શર જમશેદજી જીજીભાઇ
"નાઇટે પોતાના મુરબી બેહેશતી શેઠ
"ફરાંમજી નશરવાંનજીનાં શવાબને શારૂં
"બંધાવીને તે મધે રોજ ૨૦ માહ ૬
"શેહનશાહી શને ૧૨૨૨ ઇઅજદેજરદીને
"દીને આતશ આદરીઆંન શાહેબને ત-
"ખતનશીન કરેઆ છે. મુકાંમ શ્રી નોશારી
"શને ૧૨૨૨ ઇઅજદજરદી શને ૧૮૫૩
"ઇશાવી."

એજ મુજબ સર જમશેદજી ઇ. સ. ૧૮૫૦ માં નવસારી ગયા તે વેળાએ તા० ૧ લી મેએને દીને જશનમાં તંદરોસ્તી પઢાવેલાં નીચલાં મકાંનો પણ આએજ વખતે બંધાઇ તૈયાર થયાં હતાં, અને તે સઘળાં ઉપર નીચે પ્રમાણેની તખ્તીઓ મારવામાં આવી હતી.

[ખોરશેદવાડીની જમનશાલા પરની તખ્તી:—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.
"આએ ખોરશેદવાડી મધેની જમણશાલા
"શ્રી મુમબઇવાશી શર જમશેદજી જીજી-

"બાઇ નાઇટે પોતાના બેહેશતી મુરબીજી
"બાવાજી જીજીભાઇ ચાંનજીભાઇનાં પુનને
"શારૂં શ્રી નોશારીના જરતોશતી રેહેવા-
"શીઓને વાશતે પોતાના ખરચથી
"બંધાવી છે. મુકામ શ્રી નોશારી. શને
"૧૨૨૨ ઇઅજદેજરદી શને ૧૮૫૩
"ઇશવી."]

[દોખમાંની ફરતી દેવાલના દરવાજા પરની તખ્તી :—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.
"આએ દોખમાંને ફરતી દેવાલ નહી
"હતી તેથી શ્રી મુમબઇવાશી શર જમ-
"શેદજી જીજીભાઇ નાઇટે પોતાની બેહશ-
"તન માશી બાઈ નવાજબાઇ તે મુરબી
"ફરાંમજી નશરવાંનજીની ધરીઆંણીનાં
"શવાબને વાશતે આએ ફરતી દેવાલ
"પોતાના ખરચથી બંનધાવી છે. મુકામ
"શ્રી નોશારી. શને ૧૨૨૨ ઇઅજદેજરદી
"શને ૧૮૫૩ ઈશવી."]

[શગડીની અંદર મારેલી તખ્તી :—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.
"આએ દોખમાં આગલ મીઅજદ આફ્-
"રંગાંન કરવા શારૂં શગડી નહી હતી
"તથા પાણીનો કુવો નહી હતો તેથી
"અતરેના રેહવાશીઓને ઘણી અડચણ
"પડતી હતી તે અડચણ ટાલવા શારૂ
"શ્રી મુમબઇવાશી
"શર જમશેદજી જીજીભાઇ નાઇટે
"પોતાનાં બેહેશતન માતાજી બાઇ જીવણ
"બાઇનાં શવાબને શારૂં આએ શગડી
"બાંધી છે તથા આએ દોખમાંની દેવાલની
"બાહેર ઉગમણ દશા તરફ એક મોહોટો
"કુવો બાંધેઓ છે. મુકાંમ શ્રી નોશારી.
"શને ૧૨૨૨ ઇઅજદેજરદી શને ૧૮૫૩
"ઇશવી."]

*** આ શગડી પછવાડેથી પડી ભાગાથી એવણની પુંજીમાંથી પાછી તે નવેસરથી બંધાવી ઇ. સ. ૧૮૭૮ માં એમના વડા દીકરા મરહુમ સર જમશેદજી જીજીભાઇ (બીજા) બારોનેટ, સી. એસ. આઇ. ની વરસીને દાહડે ઇજાવી હતી.

[પારશી પ્રકાશ, દફતર પેહલું સફે. ૬૧૫-૬૧૬]

## ચોપાતીનીં મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠવાલી ઇરાંનીઓનીં ધરમશાલા પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૧ મીં આગશટ ૧૮૫૩ ને વાર રવેઉ.

શ્રી ઇરાંન દેશથી અતરે આવનારા ગરીબ લાચાર ઇરાંની જરતોશતીઓને ઠરી ઠાંમ રાખવાને કીજે એક ધરમશાલાની અતરે ઘણી અગત હતી તે હાજત પુરી પાડવાને કીજે ઇરાંની જરતોશતીઓનાં ધરમનાં ફંડના તરશટી સાહેબોએ કેટલુંએકપર હેવી એક ધરમશાલા બંધાવવા વીશેની અગત જણાવી હતી. તે ઉપરથી ઇઅજદજરદી ૧૨૨૦ નાં વરશમાં બેહેશતી શેઠ ખરશેદજી અરદેશરજી દાદીશેઠનાં ધરમાલુ પુતરોએ પોતાના બાવાનાં પુનને વાશતે તેવણનાં ઉઠીઆંણાંની મીજલશમાં અતરેનાં કોટ બાહેર ચોપાતી મધેની એક જગા કે જે ઇરાંની ફંનડના તરશટી શાહેબોએ આશરે રૂ. ૪૫૦૦) વાશતે ખરીદ કીધી હતી કે જેહેમાં આપણા નામીચા અને શખી વજુદ અકાબર શાહેબ શર જમશેદજી જીજીભાઇ નાઇટે પોતાની ખાશ પુંજી મધેથી રૂ. ૨૦૦૦) ધરમખાતે આપીઆ હતા તે જગા એ ઉપર કહેલા ગરીબ લાચાર ઇરાનીઓને રાખવાને કીજે એક ધરમશાલાની ઇમારત બંધાવી આપવાની તંદરોશતી ભણાવી હતી—તે ઇમારતનું શગલું કાંમ પુરૂં થાએઆથી ગેઇ કાલ દીને તે ધરમશાલાની ઇમારત મધે જશનની કીરીઆ કીધામાં આવી હતી— તે વેલાએ પારશીના અકાબર શાહેબો અને બીજા કેટલાએક ધરહશથો તે ઇમારત મધે બીરાજેઆ હતા. આશરે ૯ા કલાકને અમલે દશતુરજી શાહેબ મુલાં રૂશતમજી કેકોબાદજીએ જશનની કીરીઆનું કામ કરવાને શરૂ કીધું હતું તે કાંમથી ફારેગ થાએઆ પછે બેહેશતી શેઠ ખરશેદજીના શાહેબજાદાઓની તરફથી એક અંજુમન પતર બાઇ પેશતનજી માણેકજીએ તે મીજલશની હજુરમાં વાંચી શંભલાવીઓ હતો કે જેહની નકલ હમોએ હમારા વાંચનારાઓને કીજે આ બીનાની નીચે પરગટ કરી છે. એ અંજુમન પતર વાંચી શંભલાવેઆ પછે પારશીની પંચાએતના એક બુજરોગ અકાબર વાડીઆજી શેઠ નવરોજજી જમશેદજીએ પારશીની અંજુમનની તરફથી એક શીઆલ શેઠ અરદેશરજી ખરશેદજીને અને તેજ પરમાણે ઇરાંની જરતોશતીઓનાં

ફંડના તરશટીઓની તરફથી શેઠ માણેકજી નશરવાંનજીએ એક શેઆલ હોરાડી હતી. આ ધરમશાલાનું કાંમ શંપુરણ થાએઆની ખુશાલીને કીજે બેહેશતી શેઠ ખરશેદજી અરદેશરજીના શાહેબજાદાઓએ પારશી પંચાએતના જનરલ ધરમનાં ફનડ મધે રૂ. ૧૦૦) તથા ઈરાંની જરતોશતીઓનાં ફંનડમો રૂ. ૧૦૦) મલીને જુમલે રૂ. ૨૦૦) ધરમખાતે આપવાની તંદરોશતી ભણાવી હતી. એ પછે આપણી ટાપુ માહેલા નામીચા વેપારી શેઠ કાવશજી જાંહાંગીરજી રેડીમનીનાએ રૂ. ૧૦૦૦) ની રકમ ઈરાની જરતોશતીઓનાં ધરમનાં ફનડ ખાતે આપી છે અને તેહેનું ખાતું જુદું પાડીને તે રૂપીઆનું વેઆજ માતરે ખરચવાની ભલામણ કીધી છે.

જશનની કીરીઆ મધે શાંમેલ થાએલા દશતુર મોબેદોને રૂપાંનાણાંની દખશણા દીધી હતી અને પારશી અકાબરો તથા બીજા ધરહશથોને દરૂન મીઅજદની ચાશણી કરાવી આબાદ પાંન ગુલાબ અને તુરરાઓની વેંહચણી કીધી હતી અને તે પછે મીજલશ બરખાશત થાઇ હતી.

આ ધરમશાલામાં દાખલ થાતાં દરવાજાને માથે ફારશી-ઈંગરેજી અને ગુજરાતી હરફે કોતરી કાહડેલી જે તખતી દાખલ કીધામાં આવી છે તે તખતી મધેની ગુજરાતી એબારત હમો હમારા વાંચનારાઓને કીજે અતરે પરગટ કરીએચ.

"શ્રી પાક ઇઅજદાંનાં નાંમથી
"શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠનાની
"ધરમશહરા—તરશટમાં આપી છે ગરીબ
"જરતોશતી ઇરાનીઓને વાશતે—ઈઅજ-
"દજરદી શને ૧૨૨૨—ઈંગરેજી શને
"૧૮૫૩—ગુજરાતી શને ૧૯૦૯ વીકર
"માજીત.

શેઠ ખરશેદજી અરદેશરજી દાદીશેઠના શાહેબજાદાઓની તરફથી વંચાએલો અંજુમન પતર.

"શ્રી પાક ઈઅજદાંનનાં નામથી

"આએ ધરંમશલાનાં જશન કીરીઆની મીજલશમો શામેલ થએલા જરતોશતી અંજુમંનના શાહેબોની શેવામો શેવકો અરદેશર-નશરવાંનજી-તથા હોમજી ખરશેદજીની અરજ એ છે જે હમારા બાવા ખરશેદજી અરદેશરજી દાદીશેઠનાં રોજ ૨૯ મો માહ ૧૨ મો કદીમી શને ૧૨૨૦ ઇઅજદેજરદી તારીખ ૨૧ મી આગશટ ૧૮૫૧ ને રોજે બેહેશતી થાઆ તે વેલા ગરીબ પરદેશી ઇરાંની જરતોશતીઓને ઉતારો તથા રેવાને કીજે એક અમારતની જરૂરીઆત ઇરાંની ફંદના ટરશટી શાહેબો તથા બીજા શાહેબોથી જાંણીઆમો આવેઆથી તે અંમલો હમારા બેહેશતી બાવાની નઇએતે ધરંમ ખાતેબાંધી આપવાની તંનદરોશતી તેવંનનાં ઉઠીઆંનાંની મીજલેશમો ભનાંવી હતી તે શરવે તેને લગતાં બબરચીખાતું -કુવો-દુર બેશવાની તથા બીજી અમારતો શરવે શુધાં કંમપલીટ-પાકી બાંધનીથી હેમોએ બંધાવી તઇઆર કીધી છે. અને તેનું નામ "ખરશેદજી અરદેશર દાદીશેઠની ધરંમશલા ગરીબ તથા નાંચાર ઇરાંની જરથોશતી પરદેશીઓને રેવાને વાશતે-" એવું નામ રાખું છે-જેમો હવડાં તમો અંનજુમંનના શાહેબો એ ધરંમશલાનાં જશનની કીરીઆમો શામેલ થઆ છેવો-આજ દીનેથી એ ધરંમશલા તથા એને લગતા ઉપર કએઆ પરમાંણેના શરવે અંમલાવો ઉપર કહેલા ઇરાંની જરથોશતી પરદેશી ગરીબ નાંચાર બેચાર તથા આંધરા લંગરા મરદો તથા ઓરતો તથા બચાંવોને ઉતારો આપવાનાં તથા રેવામો વાપરવાનાં કારણ શારૂં ઇરાંની ફંડના ટરશટી શાહેબોનાં શવાધીનમાં કુલ અખતીઆર શાથે શોંપી છે. તે અંગરેજી ધારા પરમાંણે ટરશટ દીડ બનાવેઉં છે તેની શરતો પરમાંણે એ ટરશટ દીડનીં નકલ આવતા ઈરાંની ફંડના હીશાબની ચોપડીમો તે ફંડના ટરશટી શાહેબો છપાવીને જાહેર કરશે. અંનજુમનને વાકેબ થવા શારૂં-એજ વીનંતી-રોજ ૨૮ મો માહા ૧૨ મો કદમી તથા માહા ૧૧ મો શેહનશાહી શને ૧૨૨૨ ઇઅજદેજરદી-તથા ૨૦ મી આગશટ શને ૧૮૫૩ અંગરેજી. વાર શનેઉ.

લા૦ અરદેશર ખરશેદજી
લા૦ નશરવાંનજી ખરશેદજી
લા૦ હોમજી ખરશેદજી

## ઈ૦ સ૦ ૧૮૫૪.

### થાંણાની શેઠ દાદાભાઈ રૂસતમજી પટેલ વાલી શગડી.

તા૦ ૧૨ મી આપરેલ ૧૮૫૪.
રોજ ૧૯ માહ ૭ (શે૦) ૧૨૨૩ યજદજરદી.

આજ દીને થાંણા મધે મરહુમ શેઠ રૂસતમજી કાવશજી પટેલે બંધાવેલાં દોખમાંની સાંમે એક ગુંબજ સાથની મોટી શગડી તેમના દીકરા શેઠ દાદાભાઇ રૂસતમજી પટેલે બંધાવી પરઠાવી હતી. આ વેળાએ શેઠ

દાદાભાઈની તરફથી નીચલો અંજુમન પત્ર વંચાવવામાં આવ્યો હતો—

શ્રી દાદાર હોરમજદની મદત છે.

શ્રી થાંણા મધે જરતોશતી અનજુમનના શાહેબોની શેવામો અરજ એ છે જે આએ થાણાં ગામ મધે જરતોશતી અનજુમનને વાપરવાને કીજે હમારા મુરબીજી બેહશતન-શીન રૂશતમજી કાવશજી પટેલે નવું દોખમું બંધાવીને શને ૧૮૪૩ ઇશવીનાં શાલમો ઈજા-વીને જરતોશતીવોને વાપરવાને શારૂં મેલીઉં છે તે દોખમાંની પાશે શગરી પંન બંધાવી હતી પણ તે શગરીનું મકાન ઉગાડું હતું તેથી તરકાં તથા વરસાદમો તે જગો ઉપર બેશનારા શાહેબોને ગની ઇજા હતી તે ઉપરથી શેવકે તે શગરીને નવેશરથી બંધાવીને તે ઉપર ગુમજ કરાવી તઇઆર કરીને દીનઆઇનની કીરીઆ પરમાંણે હંમારા મુરબી બેહેશતી રૂશતમજી કાવશજી પટેલની નઇએતે ઈજાવ-વાનું જશન આજ દીને અતરે શ્રી થાણાં મધે કીધું છે. તે મધે અતરેના તથા શ્રી મુંબાઇના જરતોશતી શાહેબો આવીને એ જશનની કીરીઆમાં શામેલ થયાથી શેવક ઉપર મોહોટો ઉપકાર થઓ છે અને આજ દીનેથી એ શગરી કુલે જરતોશતી અનજુમ-નને વાપરવાને શારૂં ઉગાડી રાખી છે પણ એ જગાનાં મુતવલી અમો પોતે તથા હમારા વારસ વકીલો છે. એજ અરજ. રોજ ૧૯ મો ફ્રવરદીન માહ ૮ મો કદમી તથા માહ ૭ મો શેહેનશાહી શને ૧૨૨૩ એજદેજરદી તા૦ ૧૨ મી આપરેલ શને ૧૮૫૪ ઇશવી.

૧૦૧) બીજું એ શગરીનું કામ ખોદાતા-લાની મેહેરબાંનીથી શરનજામ પોહોંચેઉં તેની ખુશાલીમો શેવકે શ્રી થાંણાની જરતોશતી અંજુમનનાં ફંડ મધે રૂ. ૧૦૧) આપાછે.

**શેવક દાદાભાઇ રૂશતમજી પટેલ.**

---

## મુંબઈનું ચરનીવાડીનું પંચાતનું નશાખાનું.

તા૦ ૧૭ મી સપટેમબર ૧૮૫૪.

રોજ ૨૭ માહ ૧૨ (શે૦) ૧૨૨૩ યજદજરદી.

શેઠ પેશતનજી શોરાબજી શેઠનાએ પોતાના ભાઈ મરહુમ શેઠ હોરમજજી રૂસતમજી શેઠનાનાં ઉઠમણાંમાં તા૦ ૨૨ મી જુલાઇ ૧૮૫૨ ને દીને "ચરનીવાડી મધે આ૦ માણેકજી મનચેરજી મેહતાના તબેલાની પડો-શમાંની પોતાની બાપીકી ખાલી જમીનનો કટકો ૧) ઇઝાગીરવાર ૨૭૭) નો પારસીની પંચાએતનાં તરશટી શાહેબોનાં હવાલામો ધરમખાતે" આપ્યો હતો, તેના ઉપર તરસ્ટી સાહેબોએ તે લટાના રેહવાસીઓના વપડાસને માટે પંચાતનાં ફંડ મધેથી રૂ. ૪૬૭૭॥ાાાા૭ ખરચી એક નશાખાંનું બંધા-વી તે આજ દીને ખોલ્લુ મુક્યું હતું.

[મુંબઇની પારસી પંચાતનાં ફંડના સવંત ૧૯૦૪ ના હીસાબની ચોપડી સફે ૩૫]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૫૯૭.]

## એડનની શેઠ કાવશજી દીનશાહજી એડન-વાલાએ બંધાવેલી પેહલી દરેમેહર.

તા૦ ૨૦ મી સપટેમબર ૧૮૫૪.

રોજ ૩૦ માહ ૧૨ (શે૦) ૧૨૨૩ યજદજરદી.

એડન મધે મરહુમ શેઠ મેહરવાંનજી શોરા-બજી ખરેઘાતે બંધાવેલી દરેમેહરનું મકાન બીસમાર હાલતમાં આવવાથી તે ફરી નવેસ-રથી ત્યાંવાલા શેઠ કાવશજી દીનશાહજી એડન-વાલાએ પોતાનાં પેહલાં ધણીઆંની મરહુમ બાઇ બાઇઆઇનાં પુનને માટે બંધાવી આજ દીને પરઠાવ્યું હતું.

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૬૪૮]

*** એ દરેમેહર મજકુર શેઠ કાવશજી દીનશાહજીએ ફરી નવેસરથી રોણુકદાર બંધાવી તેમાં તા૦ ૮ મી અકટોબર ૧૮૮૩ ને દીને આતશ આદરાંન પરઠાવ્યા હતા.

## સુરતની રૂસતમપરા મધેની સર જમ-શેદજી જીજીભાઈ નાઇટ વાલી દરેમેહર તથા એલાહીબાગ પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૪ મી નવેમબર ૧૮૫૪.

આપણા પારશી ટોલાના માંનવંત અને શખી તબે અકાબર શાહેબ શર જમશેદજી જીજીભાઇ નાઇટે શ્રી શુરતના રૂશતમપરા મધે બંધાવેલી દરેમેહેરનું જશન ચાલતા મહીનાની તારીખ ૧૧ મીને દીને થાઇડું કે જે વીશેની ખબર હમોએ હમારા ગએઆ રવીવારનાં પતરમાં આપી છે અને તે વખતે આપેલી કમુલાત મુજબ હમારા શુરતના લખનારથી તે દરેમેહેરનાં જશનની ઉપજ નીપજનો તથા તે દરેમેહરની બાંધણીનો અહેવાલ હમોને મલીઓ છે તે હમારા વાંચનારાઓને કીજે હમો અતરે પરગટ કરીએચ.

"શર જમશેદજી જીજીભાઇ નાઇટ રૂશતમ-પરા મધે બંધાવેલી નવી દરેમેહર ઇજવાનું જશન આજ દીને થાઇઉં છે તે જશનની

મીજલશમાં શાંમેલ થાવા શારૂં શુરતની આશપાશનાં ગામોમાંથી શેંકડો લોકો આવીઆ હતા અને શુરતમાં વશનારા નાંધલાથી તે મોટા અને તવંગરથી તે ગરીબ એ શઘલા લોકો હાજર થાએઆ હતા.

એ દરેમેહેર ઇજવાતું કાંમ આજ ચાર દીવશ થાએઆ જારી થાઇઉં હતું તે દીવશથી દર રોજ રાતનાં હાંડી જુંહમરની રોશની કીધામાં આવતી હતી તે વખતે એ દરેમેહેર ઘણીજ શોહવાંમની દીશતી હતી. નોતરાં દીધા પરમાંણે એ જશંનની કીરીઆમાં શાંમેલ થાવાને શારૂં શેઠ અરદેશરજી ધંનજીશાહજી ખાંનશાહેબ બાહદુર અને તેમજ શુરતના બીજા શાહેબો હાજર થાએઆ હતા. શઘલા લોકો આવી રહેઆ પછે આગલી રાતથી એલાહીબાગના ગોડાઉંનમાં આતશ આદરાંન શાહેબને મેલેઆમાં આવેલા હતા તાંહાંથી આ મોટી અનજુમનની મીજલશની શાથે આદરાંન શાહેબને લાવીને ગુમબજની અંદર તખતનશીન કરેઆ અને તે પછે આશરે શાહાડા નવ કલાકને અમલે જશનની કીરીઆનું કામ શહરૂ કીધામાં આવીઉં તે આશરે શાહડા દશ કલાકે પુરૂં થાએઉં અને તે કામ શમપુરણ થાએઆ પછે શર જમશેદજીની તરફનો એક અનજુમન પતર મુમબઈથી આવેલા પારશી પંચાએતના શેક્રેટરી પેશતનજી માણેકજીએ વાંચી શંભલાવેઓ કે જે પતર આએ અહેવાલની હેઠલ જોડેલો છે— તે પતર વાંચીઆ બાદ શ્રી નવશારીથી આવેલા દશતુર કેકોબાદજીને તથા દેશાઇ ખોરશેદજી રૂશતમજીના શાહેબજાદાને અને બીજા આઠ દશતુર મોબેદોને શર જમશેદજી જીજીભાઇ નાઇટની તરફથી આપવાને શારૂં આવેલી શાલો શેઠ અરદેશર ખાંનશાહેબે હોરાડી હતી અને તે પછે મીજલશમાં બેઠેલા દશતુર મોબેદોને રૂપાંનાંણાંની દખશણાં આપીઆમાં આવી હતી અને તે પછે મીઅજદની ચાશણી કીધા બાદ મીજલશ બરખાશત થાઇ—અને એજ દરેમેહેરની અંદર ગાંમના મોબેદોને દખશણાં આપેઆમાં આવી અને શઘલા લોકો જશનની કીરીઆ મધેથી ફારગ થાએઆ પછે એલાહીબાગમાં નેઆતનું જે શુતરૂં ભોજન તઇઆર કરેલું હતું તે ભોજન જમીને આપણા પર ઉપકારી શાહેબ શર જમશેદજી જીજીભાઇ નાઇટનાં હકમાં દુઆ ગુજારતા પોતપોતાને ઠેકાંણે ગએઆ.

એ દરેમેહેરનાં જશનની કીરીઆની વેલાએ હાજર થાએલા જરથોશતીઓની હજુરમાં વાંચી શંભલાવેલો

અનજુમન પતર.

શ્રી દાદાર હોરમજદની મદદ છે.

"શ્રી શુરતનાં રૂશતમપરાની શમશત જરતોશતી અનજુમનની ખીદમતમો મુમબઇવાશી શેવક જમશેદજી જીજીભાઈ નમનતાઇથી અરજ કરંચ કે હમોએ શ્રી રૂશતમપરાનાં જરતોશતી રેહેવાશીઓને દીન ધરમનાં કાંમમાં વાપરવાનાં કારણશર પરથમમાં શવંત ૧૮૭૯ નાં શાલમાં એક નવી દરેમેહેર બંધાવી હતી અને તે મધે આતશ આદરીઆંન શાહેબને તખતનશીન કરેઆ હતા અને તે દરેમેહેરનું બાંધકાંમ ઘણું નાઘલું અને પુરાંણું થાઇઉં હતું માટે તે જુની દરેમેહેર ઉખેડી નાંખીને બીજી નવી અને મોહોટી દરેમેહેર બાંધવાનું કાંમ શુરતવાલા શાહેબોની મારફતે ગએ વરશે જારી કરાવીઉં હતું અને તે મધે આતશઆદરીઆંન શાહેબને પાછા તખતનશીન કરવા શારૂં જે મુરાદ ધારી હતી તે મુજબ એ દરેમેહેરનું કાંમ બંધે જેહાંનને પેદા કરનાર પાક પરવરદેગારની મદદથી અને તેહનાં મોકલેલા બરહક પેગંમબર હજરત જરતોશત અશફંતમાંન અનોશહરવાંનનાં પાક રૂહની બરકતથી શરનજામ પોંહોંતું છે— અને એ નવી દરેમેહેર હમારા બેહશતી મુરબીજી શેઠ જીજીભાઇ ચાંનજીભાઇની નઈએને ઈજવાનું કાંમ બેહશતી મોબેદ મનચેર હોમજીની શાથવાલા મોબેદોની મારફતે રોજ ૧૩ મો તેશતર તીર ઇજદ માહા બીજો અરદીબેહેશત અમેશાશપંદ શેનશાહી શને ૧૨૨૪ ઇઅજદેજરદીને દીનેથી જારી કરીઉં હતું તે કાંમ ખોદાએતાલાની મેહરબાંનીથી શરનજાંમ પોહતું અને આજ દીને પાક આતશઆદરીઆંન શાહેબને પાછા તખતનશીન કરીને તમો અનજુમનની હજુરમો આએ જશન કરીઉં છે. બીજું—આએ ટાંકણે હમો પોતે તમારી તરફ આવનાર હતા પણ કેટલાએક શબબોને લીધે હમારેથી આવવાને બનીઉં નથી. હમોએ આજથી એ આતશ આદરીઆંન શાહેબની દરેમેહર શ્રી શુરતનાં રૂશતમપરાના રેહેવાશી જરતોશતીઓને દીન ધરમની કીરીઆનાં કામ કરવાને શારૂં રૂશતમપરાની અનજુમનના હવાલામો આપી છે અને એ દરેમેહરનાં વાલી મુતવલી હમો પોતે તથા હમારા વારેશો છે—તથા એ દરેમેહર બાબેનાં દરેક કાંમમો હમારી તથા હમારા વારેશોની શલા છે. આએ જશંનની

બીજલશએ શ્રી શુરતવાલા તથા નવશારીવાલા તથા રૂશતમપરા મધેનાં શરવે દશતુર શાહેબો તથા મોબેદ શાહેબો અને બેહેદીન શાહેબો આવીને શાંમેલ થાએઆ છેઓ તેથી શેવક તમારો મોટો આભારી થાએઓ છે.

૨ જું—આજ લાંમબી મુદત થાઇ શુરત શેહરની અનજુમનનું નેઆતનું ખાણું રૂશતમપરા મધે થાતું આવીઉંચ પણ એ કારણશર અનજુમનને કાંમ આવે તેહેવી કોઇ મોટી ઈમારત બાંધિઆમો આવી નહી હતી તેથી હર વખતે નેઆતનાં જમણને ટેકાંણે રૂ. ૬૦) થી તે રૂ. ૭૫) શુધી ખરચીને માંડવ કરવો પડતો હતો—તે અડચણ ટાલી નાંખવાને વાશતે અને શેહેર તથા પરાંનાં લોકોને વાપરવાને બની આવવા શારૂં હમોએ રૂશતમપરા મધે જમણવારની એક મોટી ચાલી બંધાવી છે અને તે ચાલી રોજ ૨૬ માહા ૭ મો શેહનશાહી શને ૧૨૨૩ ઇઅજદજરદી–તારીખ ૧૯ મી એપરેલ શને ૧૮૫૪ ને દીનેથી જશન કરીને જરતોશતીઓને વાપરવાને આપેલી છે અને ઉપર કહેલી નવી દરેમેહેર તથા એ નવી ચાલી બાંધવાનાં કારણશર શ્રી શુરતવાલા શાહેબોએ ઘણી તશદી ખેંચી છે તેથી હમો તે શાહેબોના મોટા આભારી થાએઆ છેઇએ. એજ અરજ—શ્રી મુમબઇ રોજ ૧૭ મો માહ ૨ જો શેહેનશાહી શને ૧૨૨૪ ઇઅજદજરદી—તારીખ ૧૧ મી નવેમબર શને ૧૮૫૪ અંગરેજી ને વાર શનેઉ.

લા૦ શેવક જમશેદજી જીજીભાઈ
ની સલામ વાંચજો.

*** આ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલી છે:—

"આએ દરેમેહર શ્રી મુમબઇવાશી શર
"જમશેદજી જીજીભાઇએ નવેસરથી ફરીને
"પોતાને ખરચે બંધાવીને પોતાના બેહેશતી
"મુરબીજી જીજીભાઇ ચાંનજીભાઇની નઇ-
"એતે ઇજાવીને તથા આજ દને અનજુ-
"મંન મેલવી માજદીઅશની દીનના હોકમ
"મુજબ જશન કરીને આતશ આદરાંન
"શાહેબને પાછા તખતનશીન કરેઆ છે—
"અને શ્રી શુરતના રૂશતમપરાના રેહેવાશી
"તથા બીજા જરથોશતીઓને વાપરવાનાં
"કારણશર એ દરેમેહેર જરથોશતી અંન-
"જુમનના હવાલામો આપી છે. રોજ
"૧૭ માહ ૨ જો શેહેનશાહી શને ૧૨૨૪
"ઇઅજદજરદી તા૦ ૧૧ નવેમબર શને
"૧૮૫૪ શવંત ૧૯૧૧ નાં કારતક વદ
"૬ ને વાર રવેઉ."

એની આગમજ એ દરેમેહરવાલી જગોપર અસલમાં શેઠો બેહરાંમજી ખરશેદજી મેહેતા અને બેહરાંમજી માણેકજી દલાલ નામનાં રૂરતમપરાના બેહદીનોએ પોતાનાં બે ઘેરો આપી એકમાં હીંધોલા તથા બીજાંમાં આદરાંન પરઠાબ્યાં હતાં. તે પછી ઈ૦ સ૦ ૧૮૦૮ માં સર જમશેદજીના સસરા મરહુમ શેઠ ફરાંમજી નશરવાંનજી બાટલીવાલાએ એ બંધે ઈમારતોને એક કરી નવી ઇમારત બંધાવી હતી. એ બાદ પાછી તે ઇમારત ઈ૦ સ૦ ૧૮૨૩ માં સર જમશેદજીએ પોતાને ખરચે બંધાવી હતી, પણ તે નાઘલી પડવાથી પાછી ઉખેડી આએ શાલ નવેસરથી મોટા પાયા ઉપર મજકુર દરેમેહેર બંધાવી હતી.

## ઈ૦ સ૦ ૧૮૫૫.

### ભરૂચનાં કોટની ધનજી ચણાંની ખડકી આગલની દરેમેહર.

તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૫૫.

રોજ ૫ માહ ૫ (શે૦) ૧૨૨૪ યજદજરદી.

આજ દીને ભરૂચનાં કોટ મધે ધંનજી ચણાંની ખડકી આગલ મોબેદ હીરાજી ઉકાજી જલાલાનાંએ પોતાના ભેશીઓને મોબેદીનું કાંમ જુદું વાપડવા સારૂં મુંબઇનાં જરથોસ્તીઓમાં ઉઘરાંણું કરી એક દરેમેહેર બંધાવી પરઠાવી હતી.

[આ દરેમેહર માટેનાં ઉઘરાંણાંમાં મુંબઇનાં જરથોસ્તીઓએ રૂ. ૧૪૨૧) તથા ભરૂચ અને દીવાની બાંજના જરથોસ્તીઓએ રૂ. ૪૦૧) મલી રૂ. ૧૮૨૨) ભરયા હતા. એ દરેમેહર બાંધવા માટે મોબેદ હીરાજી ઉકાજીએ પોતાનાં બે ઘેર તથા શેઠ ફરદુનજી બહમનજી લીખુવાલા નામના ભરૂચના એક બેહદીને પોતાનું એક ઘર ધરમખાતે આપ્યું હતું.]
[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૬૬૯.]

### દવીહરની મરહુમ શેઠ નશરવાંનજી ફકીરજી ગાંધપારીઆ (પાદરી બરશાના) વાલી દરેમેહર.

તા૦ ૨૬ મી મેએ ૧૮૫૫.

રોજ ૩ માહ ૬ (શે૦) ૧૨૨૪ યજદજરદી.

આજ દીને દવીહર ગાંમ મધે બાઇ નવા-

જબાઇ તે શેઠ જાંગીરજી નવરોજજી ઘાસયાનાં વીધવાએ પોતાના બાવા મરહુમ શેઠ નશરવાંનજી ફકીરજી રૂસતમજી ગોઇપોરીઆ (પાદરી બરશના) ના પુનને માટે પોતાનાં મામા શેઠ ફરાંમજી હીરાજી મહેતાની મારફતે એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

આ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલી છેઃ-

" શ્રી દાદાર હોરમજદની મદદ
" આએ દરેમેહર શ્રી મુંબઇવાલાં બાઇ
" નવાજબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી
" ફકીરજી રૂશતમજી ગોઇપોરીઆની બેટી-
" એ પોતાના બાવાનાં પુનને માટે શ્રી
" મુંબઇવાલા પોતાના મામા શેઠ ફરાંમજી
" હીરાજી મેહતાની મારફતે બંધાવી રોજ
" ૩ માહ ૮ શેહનશાહી માહ ૧૦ કદમી
" શને ૧૨૨૪ ઇઅજદેજરદી. તા૦ ૨૬
" મી મેએ ૧૮૫૫ ને દીને ઇજાવી શ્રી
" દવીહર તથા તેની આશપાશનાં ગામોના
"જરતોશતીઓને વાપડવાને ખોલી મુકીછે."]

[પારશી પ્રકાશ, દફતર પેહલું સફે ૬૭૫]

## ઈ૦ સ૦ ૧૮૫૬.

## અમરોલી ઉતરાંણ મધે અંજુમનના ઉધરાતથી બંધાએલાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

બમે જમશેદ, તા૦ ૧ લી મેએ ૧૮૫૬.

શ્રી શુરતનો ગએઆ મહીનાંની તારીખ ૨૬ મીનો લખેલો એક કાગજ એક મીતરે હમારી ઉપર મોકલેઓ છે તે ઉપરથી ખબર આપવાને હમોને ખુશાલી લાગેચ કે શ્રી અમરોલી ઉતરાંણ ખાતે એક નવું દોખમું બાંધવાને વાશતે ઉગરાંનાંની એક ટીપ ઉભી કરેઆમો આવી હતી તે ટીપમો મુમબઇના રેહવાશી પારશી ધરમશાથોએ પોતાની શખાવત ભરેલી આદત પરમાંણે શારી પઠે આશરો આપેઓ હતો તે ઉપરથી એ નવાં દોખમાંનો તાંણો રોજ ૩૦ મો માહા ૭ મો શેહેનશાહી શને ૧૨૨૫ ઇઅજદેજરદી—તારીખ ૨૨ મી એપરેલ શને ૧૮૫૬ ને દીને પુરાએઓ હતો. અને એ તાંણો પુરવાની કીરીઆનાં કાંમમાં શ્રી શુમાલી તથા રાંદેલ તથા ઇછાપોર ખાતેનાં ચાર મોબેદો શાંમેલ થાએઆ હતા—એ વાત જાંણેઆથી હમોને બેવડો હરખ ઉપજેઓ છે કાંએજે ઇછાપોરવાલા મોબેદો શાથે બીજા ગોદાવરાવાલા મોબેદો આજ લાંમબી મુદત થાઇ કાંઈ એક ગેરશમજુતીને લીધે દીનઆઇનાં કાંમમો શાંમેલ થાતા નહી તે આએ વખતે શાંમેલ થાએલા જાંણેઆથી એ ફેશાદ ભાંજી નાખવાને વાશતે જે જે ગરહસથોએ મેહનત લીધી છે તેવોને મોટું માંન પોચે છે અને એ રીતનો ભાંજી નાખવાને વાશતે શ્રી બાડેવાલા દસતુર સોરાબજી પેશીજી કે જેવો મુમબઇની પારશીની પંનચાએતની દરેમેહરના વડા કેહેવાએચ તેઓએ અતી ઘણી મેહેનત લીધી હતી તેથી હમોએ ગુજરચ મોબેદનો મોટો ઉપકાર માંનીએચ. એ તાંણો પુરતી વેલાએ એ નવાં દોખમાંની જગો આગલ જરથોશતીઓની એક મોહોટી ઠઠ મલી હતી અને તે જગોએ આવનારા લોકોને વાશતે ઘણીજ ઓતંમ ગોઠવણ કરેઆમો આવી હતી જેમ કે રશતા પુરાવેઆમો આવેઆ હતા તથા ગાડાં તથા હોડીઓ ભાડે રાખેઆમાં આવી હતી કે જેહને ગમે તે વગર ખરચે બેશીને આવ જાવ કરે તથા શુરતને પાર તથા અમરોલીને પાર શીપાઇ તથા માંણશો રાખેઆમો આવેઆં હતાં તથા અમરોલીને કીનારે મોહટાં પાણીનાં કુંડાં ભરાવી રાખેઆં હતાં તથા દોખમાંની જગો આગલ દુકાનો મંડાવેઆમાં આવી હતી. આએ ધરમનું કામ શારી રીતે પાર પાડવાને વાશતે શુરતવાલા શેઠ શોહરાબજી માણેકજી લાહેવાલા અતી ઘણી મેહનત લીએચ તેથી શઘલા જરથોશતીઓની તરફથી એક જાહેર વરતમાંન પતરના બનાવનાર દાખલ એ મહરશથનો હમો મોહટો ઉપકાર માંનીએચ.

## નવસારીનીં કાહરવારની બાઇ નવાજબાઇ તે શેઠ કુવરજી હોરમજી ભાભા નાં ધણીઆંની વાલી ધરમશાલા.

તા૦ ૨૩ મી મેએ ૧૮૫૬.
રોજ ૧ માહ ૯ (શે૦) ૧૨૨૫ યજદજરદી.

બાઇ નવાજબાઇ તે શેઠ કુવરજી હોરમજી ભાભાનાં ધણીઆંનાએ નવસારી મધે કાહરવારમાં બજારની સામે જરથોસ્તી મુસાફરોનાં ઉતારા તથા લોકોને સર અવસરે વાપડવા માટે એક ધરમશાલા [illegible] આજ દીને ખોલી મુકી હતી.

[એ ધર્મ શાલામાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદારજીની મદદથી સવંત ૧૯૧૨
"નાં રોજ ૧ માહ ૯ શને ૧૨૨૫ ઇઅ-
"જદેજરદી બાઈ નવાજબાઇ તે શેઠ શાહે-
"બ કુંવરજી હોરમજજી ભાભાની ધણી-
"આંની તથા શેઠ ફરામજી પેશતનજી
"દીવેચાની છોકરીએ પોતાનાં બેહતર સ-
"વાબને વાસતે એ બંગલો બંધાવી
"આપીઓછે શહી."]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૯૧૬]

## ઈ૦ સ૦ ૧૮૫૭.

## સેતારાનું અંજુમનનાં ઉધરાતથી બંધાયલું દોખમું પરઠાયું.

જમે જમશેદ, તા૦ ૨૮ મી મારચ ૧૮૫૭.

શ્રી દાદાર હોરમજદની મદદ છે.

શરવે જરથોશતીઓને ખબર.

શ્રી મુમબઇ તથા કુલે દેશાવરો ખાતેની જરથોશતી અંજુમનને હું શેવક માણેકજી નશરવાંનજી નમનતાઈથી જાહેર કરૂંચ કે હમારાં ઉપરીપણાં હેઠલ શ્રી શેતારા મધે જરતોશતીઓનાં કારણશર એક નવું દોખમું બાંધવાનું કામ પરવરદેગારની મદદથી શરૂ કરેઉં હતું તે કાંમ ખોદા શાહેબની મેહેરબાં-નીથી બંધાઇ ને તઇઆર થાએઉં છે.—અને તેહને ઈજાવવાનો મુબારક દાહાડો રોજ ૨૦ મો બેહરાંમ ઇજદ માહ ૭ મો મેહેર ઇજદ શેહનશાહી શને ૧૨૨૬ ઇઅજદજરદી-તારીખ ૧૨ મી એપરેલ શને ૧૮૫૭ ઇંગરેજીને દીને કરાવેઓ છે, વાશતે શરવે જરતોશતીઓએ એ જગોએ એ જશનની મીજલશમાં એ દીને શામેલ થાઇ ને શવાબનો હંમએરો હાંશલ કરવો. એજ વીનનતી—શ્રી મુમબઇ રોજ ૪ થો માહ ૭ મો શેહેનશાહી શને ૧૨૨૬ ઈઅજદજરદી—તારીખ ૨૭ મી મારચ શને ૧૮૫૭ ઇંગરેજી

લી૦ શેવક માંણેકજી નશરવાંનજી

*** એ દોખમાંના દરવાજા ઉપર નીચલી તખ્તી કાચા પથ્થર ઉપર કોતરેલી છે:—

"શ્રી દાદર હોરમજદની મદત હોજો.
"આએ દખમું હજરત જરતોશત સપેંતે-
"માંન અનોશેહરવાંનની બરહક ને બેશક
"પાક દીનના જરતોશતી શાહેબો શ્રી
"મુંબઇના તથા સીતારેના અનજુમનની
"જનાબમાં નેકનાંમ મરહુમ પારશી શાપુ-
"રજી હોરમજજી હાથીખાઉએ એલતેમાશ
"કરીઆ ઉપરથી રૂપીઆનું હુંગરાંનું કરીઉં.
"તેને બુલંદ ઈછનારા શ્રી મુંબઇના જરથોશતી
"શાહેબોએ મોટો આસરો આપીઓ ને
"નેકનાંમ પારશી માણેકજી નોશરવાંનજી
"પીતીએ એ કામ પોતાને માથે લેઇને
"નેકનાંમ પારશી કાવશજી શાપુરજી હાથી
"ખાઉને સોંપીઉં હતું તે ખોદા સાહેબની
"બખશેશથી તઇઆર થયું ને અશો રવાં
"નોની આશાએશને તથા બુજરોગ સવા-
"બને વાસતે શને ૧૨૨૬ ઇઅજદેજરદી
"ને શંવત ૧૯૧૩ વીકરમાજીત તે ૧૮૫૭
"ઈશાવી શાલમાં ઇજાવીને શ્રી સેતારેની
"અનજુમનના સવાધીનમાં આપીઉં છે."

## સુરતનાં લકરકોટ આગલનાં ગોટીનાં આદરાંનની ઇમારત ફરી બંધાવી પરઠાવી.

તા૦ ૧૨ મી મેએ ૧૮૫૭.

રોજ ૨૦ માહ ૮ (શે૦) ૧૨૨૬ યજદજરદી.

સુરત મધે લકરકોટ આગલનાં ગોટીનાં આદરાંનની ઇમારત ઘણી પુરાંણી થાઇ હતી તે મુંબઇવાલાં બાઇ હીરાંબાઇ તે મરહુમ શેઠ જાંગીરજી માણેકજી પંચકીનાં વીધવાએ પોતાના ખાવંદની નઇએતે ફરી નવેસરથી બંધાવી તેમાં આજ દીને જુના આદરાંન પરઠાવ્યા હતા.

[એ ગોટીનું આદરાંન સુરત મધે ઘણું પુરાતમ વખતનું કેહવાય છે. તે બાંધનાર પ્રથમ ગોટીની અટકનો કોઇ ખંબાતી મોબેદ હતો. તેને મરહુમ શેઠ શોરાબજી કાવશજી નેક સાઅતખાંનના ખાલી જમીનપર એ બંધાવ્યું હતું. પછવાડેથી મરહુમ શેઠ નશરવાંનજી કોયાજીએ એ મકાંન ફરી મોટું બંધાવી આપ્યું હતું. એ મકાંનની દેવાલ ઉપર એક આરસીનો તખ્તો મારેલો છે, તેમાં નાચે મુજબ ફારસી તથા ગુજ-રાતીમાં લખેલું છે:—

"જેહાંનના પેદા કરનાર પાક પરવરદેગાર
"કે જે સાહેબે પોતાની અજીમ ખુદરતથી
"દુનીઆં પેદા કીધી ને તેમાં આશમાન
"જમીન સીતારા તથા ખુરજો પેદા કીધા
"ને આ ખલકને રોજીની બખશી તે
"સાહેબની સેતાએશ કરૂં છું કે જેની
"બોજોરગીની તારીફ કરવાને બંદાની

"જુબાન તાકાત ધરાવતી નથી. બેશુમાર
"રેહેમત તથા અનુશેહરવાંની પાક જાત
"જરતોશત ઇશ્ફ તેમાંન અનુશેહરવાંનનાં
"પાક રૂહ ઉપર હોજો કે જે સાહેબે
"પાક દાદારનાં ફરમાંનથી બેહતર માજ-
"દીઅશની દીન જાહેર કીધી અને દુની-
"આમાં નેકીનો પાયો બેના કીધો તથા
"હરેક શેહરોમાં આતશવરહરાંમ બનાવી
"ફરમાવર્યું કે પેહલું નામ પાક દાદારનું
"લેવું ઇઆને તે સાહેબની બંદગી તથા
"સેતાએશ કરવી કે જે સાહેબે પોતાની
"અજમતથી જમીન જમાનો શીતારા
"તથા બુરજો પેદા કીધા ને આફતાબ
"તથા માહતાબથી રાત અને દાહડાને
"રોશની બખશી. રોજ ૧ લો હોરમજદ
"ને માહ ૭ મો મેહર શેહનશાહી શને
"૧૧૯૫ ઇઅજદેજરદી.

એ લેખ ઉપર મારેલો રોજ માહ તા૦ ૭ મી આપરેલ ૧૭૯૬ ની મુકાએલ છે, પણ તેમાં એના બંધાવનાર ઇયા ફરી સમરાવનારનું નામ લખેલું નથી. એ મકાંનની મરામત એકવાર સર જમશેદજી જીજીભાઇ નાઇટે શેઠ દાદાભાઇ પેશતનજી આલપાઇવાલાની મારફતે, તે પછી શેઠ મેહરવાંનજી હોરમજજી ફરેજરે, અને ત્યારબાદ શેઠ નશરવાંનજી બહમનજી ભાવનગરીએ કરાવી હતી, તથા છેલ્લું મજકુર બાઇ હીરાંબાઇએ તે નવેસરથી બંધાવી આપ્યું હતું. એના ખરચને માટે ઇ. સ. ૧૮૪૧ માં શેઠ રૂસતમજી મનચેરજી ફલી પટવીવાલાએ દીલ્લી દરવાજાના રસ્તા ઉપર આવેલાં પોતાનાં ચાર કોહડાંઓની આમદાની આપી હતી. એ પછી તેમાં કેટલોક વધારો તથા બીજાં બે નવાં કોહડાં ઇ. સ. ૧૮૫૩ માં શેઠ ડોશાભાઇ કાવશજી વાસણવાલાએ બંધાવ્યાં હતાં, અને તેવણુ લાંબી મુદત સુધી એ મકાંનમો વહીવટ ચલાવતા હતા, તથા હાલ તેમના વારસ શેઠ નશરવાંનજી ફરાંમજી વાસણવાલા એનો વહીવટ ચલાવે છે.

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૭૨૮]

## ભરૂચની શેઠ શોરાબજી ધનજીભાઈ ખંબાતાવાલી દરેમેહર.

તા૦ ૨૭ મી અકટોબર ૧૮૫૭.

રોજ ૩ માહ ૨ (શે૦) ૧૨૨૭ યજદજરદી.

આજ દીને ભરૂચ મધે શેઠ શોરાબજી ધનજીભાઇ ખંબાતાએ આદરાંનની એક દરેમેહર બંધાવી પરહાવી હતી. એ વેલાએ જશનની ક્રીઆ પુરી થવા પછે એ મકાંન શેઠ શોરાબજીએ ભરૂચની પંચાતને બખશીંદા કરી તેની મરામત વીગેરેનો ખરચ ત્યાંની અંજુમનનાં ફંડમાંથી કરવાને જણાવ્યું હતું.

[આ આદરાન અસલમાં ભરૂચ મધે આ૦ જીવાદારૂ ફરદુનજી નામના માબેદનાં રેહવાનાં ઘરના એક ઓરડા મધે અંધારી તગ જગામાં કદીમથી ઘણું પુરાંનું હતું, તેથી શેઠ શોરાબજીએ તે ઘરની પાસે પોતાના પૈસાથી આએ નવું મકાન બંધાવી તેમાં જુનાં આદરાંનને તખ્તનશીન કીધા હતા.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૭૪૩]

## મુંબઈની બાહેર કોટની શેઠ શાપુરજી શોરાબજી કપાવાલાની દરેમેહર.

તા૦ ૧૦ મી નવેમબર ૧૮૫૭.

રોજ ૧૭ માહ ૨ (શે૦) ૧૨૨૭ યજદજરદી.

આજ દીને મરહુમ શેઠ શાપુરજી શોરાબજી કપાવાલાની પુંજીમાંથી તેમનાં દીકરી બાઈ માણેકબાઈ તે શેઠ માણેકજી જમશેદજી ઉમરીગરનાં ધણીઆંનીએ બાહેર કોટ મોટા મોહલામાં આદરાંનની એક દરેમેહેર બંધાવી પરહાવી હતી. એ દરેમેહરના ચાલુ ખરચ તથા તે વગરે બીજો રવાંનનો અને જશનનો ખરચ કરવા માટે મરહુમ શેઠ શાપુરજીની મીલકત મધેથી બાહેર કોટ મુંબાદેવી ઉપર વખાર ૧) ગાલા ૬ ની નંબર ૮ માં વાલી એક તરસ્ટ ડીડ કરી પાંચ તરસ્ટીઓના સ્વાધીનમાં આપવાની તંદરોસ્તી પઢાવી હતી.

[એ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલી છેઃ—

"પાક પરવરદેગારની મદતગારીથી આએ
"દરેમેહર મધે આતશ આદરીઆંન શાહેબ
"જરથોશતી ભલી દીનનો કેબલો છે તેહને
"મુંબાઈ બંદર મધે પારશી શાપુરજી
"શોરાબજી કોઆનાં કપાવાલાએ પોતાની
"હઇઆતી મધે પોતાની પુંજીથી એ કાંમ
"કરવાને શારૂં પોતાની છોકરી બાઇ
"માણેકબાઇ તથા એરવદ બેજનજી શાપુ-
"રજી કાતરકને આએ દરેમેહેર તથા
"આદરીઆંન શાહેબ કરવાનો અખતીઆર
"આપી ગીઆ હતા તે અખતીઆર
"ઉપરથી એ બેઉ જને દીનનાં હોકમ
"મુજબ આએ દરેમેહરનું તમાંમ કામ
"શમપુરણ કરીને જરથોશતી કુલ અંન-
"જુમનનું જશન કરીને આતશ આદરીઆંન
"શાહેબને તખતનશીન કીધા છે. રોજ ૧૭

"માહ ૨ શને ૧૨૨૭ એજદેજરદી. તા० ૧૦
"નવેમબર શને ૧૮૫૭, કારતક વદ ૯
"વાર ભોમે શંવત ૧૯૧૪ નાં."

રાસ્ત ગોફતાર, તા० ૪ થી નવેમબર ૧૮૯૦ ને વાર રવેહ.

જાહેર ખબર.

જાહેર કરવામો આવે છે જે બેશતનશીન શાપુરજી શોરાબજી કપાવાલા પોતાનાં વશીએતનામાં મધે પોતાની દીકરી નામે માંણેકબાઇને એકજીક્યુટરીકશ તથા બેજનજી શાપુરજી કાતરકને એકજીક્યુટર ઠેરવીને પોતાનો વહીવટ ચલાવાનો તથા એક અગેઆરી બાંધવાને મુકતેઆરી આપી હતી તે મરનારનાં વશીએતનામાં પરમાણે બારકોટ મોટા મોલામો ૧) અગેઆરી બાંધી અને અગેઆરી ઈજાવી. તે દીને બાઈ માણેકબાઇએ અગેઆરીના ખરચ ચલાવા વીશેનું તરશટીડનું લખત જન ૫) ને નામતું કરીને એ અગેઆરીનો કુલે ચાલુ ખરચ તથા તે વગરે બીજો રૂવાંનનો ખરચ તથા જશનનો ખરચ કરવા વીશે એક વખાર મામાદેવી ઉપર ગાલા ૬ ની નંબર ૮) મો તે શાપુરજી શોરાબજી કપાવાલાનાં નામ ઉપર છે તે ધરંમખાતે તરશટીડના લખતના લખેઆ મુજબ તરશટીઓને શવાધીન કીધી છે અને તા० ૩૦ મી અકટોબર ૧૮૯૦ ને દીને બેજનજી શાપુરજીને અને બાઈ માણેકબાઈને કુલે ઇબરાંમ દાવાની ફારગતી વકીલ મી० રેમીતંન તથા કેલીની મારફતથી થાઈ છે. અને બાકીનું જે કાંઈ શાપુરજી શેરાબજી કપાવાલાનું ઇશટેટ હતું તે બાઇ માણેકબાઇને અશકતમો થાઉં છે જે આજ દીન પછે શાપુરજી શેરાબજી કપાવાલાનું લેનું દેવું બાઇ માણેકબાઇને અશતક થાઉં છે.

તા० ૩ જી નવેમબર ૧૮૯૦.

લા० **બાઈ માણેકબાઇ તે મરનાર શાપુરજી શેરાબજી કપાવાલાની છોકરી.**
લા० **બેજંનજી શાપુરજી કાતરકની શાહી.**

---

## કરાંચીનીં શેઠ શાપુરજી હોરમજજી સોપારીવાલાનીં શગડી.

આએ વર્ષમાં કરાંચી મધે દોખમાંની સાંમે શેઠશાપુરજી હોરમજજી સોપારીવાલાએ છાપરાં સાથની એક શગડી બંધાવી પરઠાવી હતી.

[એ શગડીપર તખ્તી મારેલી નથી, પણ તેના પરઠાયાનું ઉપલું શાલ કરાંચીવાલા શેઠ પેશતનજી બેહરાંમજી કોટવાલે મેલવી આપ્યું છે.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે. ૯૧૭]

# ઈ० સ० ૧૮૫૮.

## ચોપાતીનીં મરહુમ શેઠ શેરાબજી વાછાગાંધી વાલી દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઇનાં જામે જમશેદ, તા० ૯ મીં ફેબરવારી ૧૮૫૮ ને વાર ભોમે.

આપણી ટાપુમોનાં શવરગવાશી શેઠ મોદી શોહોરાબજી વાછાગાંધીનું નામ ચંદરેકાલ શુધી કાએમ રેહેવાને શારૂં તેવણુની નઇએતે એવણુનાં ભાએગવંત છોકરાવો ભાઈ રૂશતમજી તથા ભાઇ માણેકજી તથા ભાઇ ખરશેદજીએ તરણુડે ભાઇઓએ ચોપાટીનાં રશતા ઉપરની પંનચાએતની ડુંગરવાડીની પડોશમાંની પોતાની જગો ઉપર એક દરેમેહર બાંધીને તેહમો આતશઆદરીઆંન શાહેબને ગઈ કાલ દીને તખતનશીન કરેઆ છે—એ દરેમેહરને ઈજાએઆનાં જશંનની કીરીઆમો શાંમેલ થવા શારૂં આએ ટાપુમોનાં ઘણાંએક લોકોને આગમચથી ઇજન મેલેઆમાં આવેઆં હતાં તે પરમાંણે વખતશર શંખલા જરથોશતીઓ હાજર થાએઆ પછે આશરે ૯॥ કલાકને અમલે આતશઆદરાંન શાહેબને તખતનશીન કરેઆ અને તાર પછે જશંનની કીરીઆનું કાંમ શરૂ થાએઉં. તે આશરે ૧૦॥ કલાકે પુરૂં થાએઉં. તેબાર બાદ ભાઇ માંણેકજી શેરાબજીએ દશતુર અરદેશરજી રૂશતંમજીને શેઆલ હોરાડી અને બીજા દશતુર મોબેદોને તેવોનાં દરજજા પરમાંણે રૂપાંનાંણાંની દખણાં આપી. એ જશંનની મીજલશમો એક અંનજુમંન પતર વાંચેઆમાં આવેઓ હતો તેહેની નકલ હમોએ હમારા વાંચનારાવોને વાશતે હેઠલ પરગટ કરી છે—એ દરેમેહર ઘણી મજબુત અને રોનકદાર બાંધેઆમો આવી છે.

અંનજુમંનમાં વનચાએલો પતર-

શ્રી દાદાર હોરમજદની મદદ છે.

અંનજુમનના શાહેબોને બેહશતી મોદી શોહરાબજી ગુ० વાછાધાંધીના વારશો મોદી રૂશતમજી તથા માંણેકજી તથા ખરશેદજી ગુ० શોહરાબજી અરજ કરીએ છેઇએ જે આએ દરેમેહર હમારા બેહશતી બાવા શોહરાબજી ગુ० વાછાઘાંધીની નઇએતે પાખ પરવરદેગારની મદદથી

બાંધી તઇઆર કરી છે તે આજ દીનથી કુલ જરતોશતી ફીરકાના કદમીઓ તથા શેહનશાહી લોકોને વાપરવા શારૂં આપી છે. એ દરેમેહરના મુતવલી તથા કુલ અખતેઆરના ધણી હમો ઉપર લખેલા જણ તરણ પોતે છેઇએ તથા હમારી કજા પછી હમારા વારશો પેહડી દર પેહડીમાં હોએ તેઓ મુખતેઆર છે.—બીજું—અનજુમંનનાં શાહેબોને જાહેર કરીએ છીએ જે એ દરેમેહરનો ચાલુ ખરચ જારી રેહવાને વાશતે રૂ. ૧૮૦૦૦) અંકે અઢાર હજારની શરકારી નોટ ટકા ૫) નાં વીઆજની જુદી કાહડી છે. તેહનો વહીવટ ચલાવવા શારૂં તરશટ ડીડ તથા તરશટીઓ હવે પછે હમો ઠરાવીશું તે શરવે જરતોશતીઓને જાહેર થાશે. રોજ ૧૭ મો શરોશ માહા ૬ ઠો શેહરેવર કદમી તથા માહ ૫ મો શેહેનશાહી શને ૧૨૨૭ ઇઅજદેજરદી—શવંત ૧૯૧૪ નાં માહા વદ ૧૦ વાર શોમ—તારીખ ૮ મી ફેબરવારી શંન ૧૮૫૮ ઇશવી.

*** એ દરેમેહરના દરવાજાપર નીચલી તખતી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદથી
"આએ દરેમેહેર બેહેશતી મોદી શોરાબજી ગુ૦ વાછા ગાંધીજીએ પોતાની હએ-
"આતી મધે બાંધવાને શરૂ કરી હતી
"પણ પુરી તઇઆર થઆ અગાઉ શંમત
"૧૯૧૩ નાં શાવણ શુદિ ૧૫ ને વાર બુધ
"તા૦ ૫ મી આગશટ શને ૧૮૫૭ રોજ
"૧૫ મો માહ ૧૨ મો કદમી શને ૧૨૨૬
"ઇઅજદજરદીને દીને પોતે ગુજરી ગીઆ.
"તે પછે એવોના વારેશો મોદી રૂશતંમજી
"તથા માંણેકજી તથા ખરશેદજી શોરાબજી
"એ આએ દરેમેહર સરવે તઇઆર કરી
"તે મધે આતશઆદરીઆંન તખતેનશીન
"કરી આજ દીને શંમત ૧૯૧૪ નાં માહા
"વદિ ૯ ને વાર શોમે તા૦ ૮ મી ફેબર-
"વારી શને ૧૮૫૮ રોજ ૧૭ મો શરોશ
"ને માહા ૬ ઠો શેરેવર કદમી તથા માહ
"૫ મો શેહેનશાહી સને ૧૨૨૭ એજદે-
"જરદીને દીને કુલે જરથોશતી ફીરકાનાં
"લોકોને વાપરવા સારૂં તંનદરોશતી પ-
"રાવી છે."

**અમરોલી ઉતરાંણનાં નવાં દોખમાંની સાંમેની શેઠ કાવશજી માણેકશાહ દરબારીવાલી શગડી.**

તા૦ ૧૯ મી મારચ ૧૮૫૮.
રોજ ૨૬ માહ ૬ (શે.) ૧૨૨૭ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં ગામ અમરોલી ઉતરાંણ મધે અંજુમનનાં દોખમાંની સામે શેઠ કાવશજી માણેકશાહજી દરબારીએ પોતાના બાવા મરહુમ શેઠ માણેકશાહજી ડોશાભાઇ દરબારીની નઈએતે એક શગડી બંધાવી પરઠાવી હતી.

[આ શગડીપર નીચે પ્રમાણે તખતી મારેલી છે:—

"પાખ ખોદાતાલાની મદદથી તથા પાખ
"જરતોશત પેગંબર શાહેબનાં ફરમાંનથી
"મોજે અમરોલી ઉતરાંણ મધે અંજુમ-
"નનાં દુખમાંને લગતી શગરી બેહશતી
"માંણેકશાજી ડોશાભાઈ દરબારીની નઈ-
"એતે તેવણના છોકરા કાવશજીએ પોતાનાં
"બાવાજીનાં શવાબને વાશતે પોતાનાં ખાશ
"રૂપીઆ ખરચીને અંજુમનને બંધાવી
"આપી છે. તે શગરીમાં આતશ રોશન
"તથા ચેરાગ રોશંન રેહે તથા ભેજ વીગેરે
"ભણવાનું કામ જાવચંદરોકાલ લગી
"રેહેશે. તે શવાબનો હંબેરો બેહેશતી
"માંણેકશાહજીને લાગશે. રોજ ૨૬ માહ
"૬ શને ૧૨૨૭ શવંત ૧૯૧૪ નાં ચૈત્ર
"શુદ ૪ વાર શુકર તા૦ ૧૯ મી મારચ
"શને ૧૮૫૮."]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૭૫ ૩.]

**અમરોલી ઉતરાંણનું અંજુમનના ઉઘરાતનું દોખમું પરઠાએઆનો અહેવાલ.**

મુંબઇનાં ચાબુક, તા૦ ૧૬ મીં માંરચ ૧૮૫૮
ને વાર ભોમે.

આપણી ટાપુમાં પરખેઆત થાએલા બહેરશથ શેઠ માણેકજી નશરવાંનજીનાં મારફતે જે શ્રી અમરોલી ઉતરાંન મધે દોખમું બંધાતું હતું—તે દોખમું હમોને ખબર આપવાને ખુશાલી પેદા થાએચ કે એ શેઠની ભારે મેહેનત અને મોટી કોશેશથી હાલમો બનઘાઇને તઈઆર થાએઉં છે—અને તેહેને આપણી દીનનાં કાનુન મુજબ ઈજવાની કીરીઆ કરવાનો દીવશ રોજ ૩૦ મો અનેરાંન માહા છઠો શેહરેવર શેહેનશાહી માહા ૭ મો મેહેર કદમી શને ૧૨૨૭ એજદેજરદી—તારીખ ૨૩ મી મારચ શને ૧૮૫૮ અને આવતો મંગલવાર ઠેઠવેઓ છે—વાશતે એ નેક કાંમમાં શાંમેલ થાઇ શવાબનો હંબેરો હાંશેલ કરવાની હમો હમારા જાતભાઇઓને મજબુત ભલાંમણ કરીએચ કેમકે હેવી જોગવાઇ તેઓને વારે ઘડીએ મલનાર નથી.

આ દોખમું જલદીથી બનઘાઇ તઇઆર થાતે—પણ મુમબઈ—વરોડરા—અને મધીઅ હીનદુશથાંનની રેલવેની કમપનીનો શાંમાંન લાવવા લેઇ જાવામો તે તરફનાં તમાંમ ગાંમડી

બારકશી રોકાઇ પડેઆને લીધે અતરેથી પથર અને હેવોજ બીજે શાંમાંન પોંહચતો કરવામો વારે ઘડીએ અડચણો પડેઆને લીધે એ કાંમમાં કાંઇ એક ઢીલ થાઇ હતી—તોપણુ તેહવી હરકતો ધેઆંનમો લેતાં એ કાંમ ઘણુંજ ઉતાવલેથી થાએઉં છે હેવું કેહવાને કશી હરકત નથી.

એ દોખમું બનધાએઆથી તે તરફના જરથોશતીઓ ઉપરનાં એક જનંમનાં દુખનું નીવારણુ થાએઉં છે—તેટલા માટે એ કામ પછવાડે કોશેશ કરનારાઓનો તેહમાં અગત કરીને શેઠ માંણેકજી કે જે ઘહરશથે એ ભલાં કાંમ પછવાડે જર ખરચવા ઉપરાંત અતીઘણી મેહનત કરી છે તે માટે તેમનો એક જાહેર લખનાર તરીકે હમો હમારા ટોલાની તરફથી ઉપકાર માંનેઆ વીના આ બાબદ શમાપત કરી શકતા નથી.

મુંબઈનાં જામે જમશેદ, તા૦ ૨૫ મી મારચ ૧૮૫૮ ને વાર ગરેઉ.

જરતોશતીઓનું નવું દોખમું.

શુરતની પડોશમોનાં અમરોલી નાંમનાં જે ગાંમમાં પારશીઓની છેહલી આશાએશને માટે જે મકાંન બંધાવેઆમાં આવેઓ છે તેહની ક્રીરીઆ ગેઇ પરમ દીને કીધામાં આવી છે. ગેઇ કાલનાં મુમબઇ શમાચારમાં તેહના શુરતના એક લખનારની શતા ઉપરથી એ પુરાંણો ભાઇબંધ જણાવેચ કે—ઉપર જણાંવેલાં દોખમાંની ક્રીરીઆ ચાલતા મહીનાંની તારીખ ૨૮ મી અને રવીવારને દીને કીધામાં આવનાર છે. આએ બીના પરગટ થાએઆથી પારશીઓમાં મોટો ઘભરાત થાએઓ હતો. પણ ગેઇ કાલે શાંજનાં આવેલી ઇશટીમર એલફીનશટન શાથે એક મીતરની કુરપાથી જે દશતાવેજો હમોને મલીઆ છે તે ઉપરથી હમારા હમજાતીઓમાં ઉપજેલો ઘભરાત દુર કરવાને હમોને બની આવીઉં છે.

ઉપલી બીના શંબંધી પરથમમાં શુરતથી ચાલતા મહીનાંની તારીખ ૨૦ મીનો એક લખનારનો કાગલ મલેઓ હતો તે હેઠલ પરગટ કરીએચ.

એ લખનાર જણાવેચ કે—"હું અને માહરી સાથે મુમબઈથી આવેલા માહરા મીતરો અમરોલીનું દોખમું જોવાને ગઆ હતા તે ઉપરથી કેહવાને ખુશાલી લાગેચ કે એ દોખમાંનું કાંમ ઘણુંજ મુશતકીમ લીધામાં આવીઉં છે. આશપાશનાં ગાંમો અને બીજા દેશાવરખાતેના જરતોશતીઓ—હીનદુ અને મુશલમાંન મલીને ઘણા લોકો એ દોખમું જોવાને આવેચ જેથી દોખમાંની આશપાશ મોટી રચના થાઇચ. દોખમાંનાં કાંમ ઉપર ઉપરીપણું ચલાવનાર શોરાબજી લાહેવાલા નામે કોઈ પારસી છે, અને તે જગોએ આવનારા લોકોને માટે તેણે જે શારી ગોઠવણુ કીધીચ તે જોવાથી શરવે કોઇ મઘન થાએ છે. તાપી મધેથી આવજાવ કરનારા લોકોને માટે પંદર દીવશ થાએઆ મછવા રાખેઆમાં આવેઆ છે અને લોકોને કીનારેથી દોખમાંની જગેઆ શુધી પોંહોચાડવાને માટે કેટલાંએક ગારાંઓ રાખેલાં છે. દોખમાંની પડોશમાંની એક વાડીમાં લોકોનીં આશાએશને માટે જગો કરી છે અને તેઓની શંભાલને માટે પોલીશનાં શીપાઇ અને તીર કામઠાં સાથના ભીલોની ચોકી રાખી છે. દોખમું ઇજવાનાં કાંમને માટે જે મોબેદોને બરશનુમ આપેઆં હતાં તેઓ વરીઆવને રશતે અતરે આવી પુંગાચ."

એ પછે ગેઇ પરમદીને થાએલી એ દોખમાંની ક્રીરીઆનો હેવાલ હમોને મલેઓચ તે ઉપરથી જોવામાં આવેચ કેઃ—ઉપલાં દોખમાંનાં જશનની ક્રીરીઆમાં શાંમેલ થાઇ ચાશણી કરવાને માટે શેઠ માણેકજી નશરવાંનજી પીટીને નાંમે શગલા જરતોશતીઓને નોતરેઆમાં આવેઆ હતા અને તે નોતરાંને માંન આપીને શુરતના શગલા શેઠીઆઓ અને બીજા જરતોશતીઓ તે ભલાં કાંમમાં શાંમેલ થાએઆ હતા. જશનની ક્રીરીઆનું કાંમ ગોદાવરાઓના દશતુર શોહરાબજી પેશુજીએ શહવારનાં આઠ કલાકે શહરૂ કરીઉં હતું અને નવ કલાકે તે પુરૂં કરવામાં આવીઉં હતું અને તે પછે ગોદાવરાઓની અનજુમનની તરફથી દશતુર શોહરાબજીને એક શાલ હોરાવેઆમાં આવી અને તે પછે શેઠ માંણેકજી નશરવાંનજીની તરફથી શુરતવાલા દશતુર કેખશરોને અને પારશી શોહરાબજી લાહેવાલાને અને અમરોલી ગાંમના પટેલને શાલ આપેઆમાં આવી હતી અને બીજા દશતુર મોબેદોને બેએથી તે એક રૂપીઆ શુધી દખશણા આપેઆમાં આવી હતી.

ઉપલાં જશનની ક્રીરીઆ પુરી થાએઆ પછે અનજુમનની હજુરમાં જે પતર વાંચેઆમાં આવેઓ હતો તે હેઠલ પરગટ કરીએચ.

(અનજુમન પતર.)

શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

અનજુમનના શાહેઓની જનાબમાં હમત-

રીન પારશી માંણેકજી નશરવાંનજી પીટી શ્રી મુમબઈના રેહવાશી અરજ ગુજારેચ કે હમોથી તમારી મીજલશમો •હરખતને લીધે શાંમેલ થવાને બનીઉં નહી તેથી હમો ઘણા દલગીર છઇએ. તે વીશે હમોતમારી પાસે માંફ માંગીએચ તે માંફ કરવી તેથી આએ કાગજ હમોએ હમારા ભાઈ ધનજીભાઈ નવરોજજી તુશબાઇ ઉપર બીડીઉં છે તે તમો શાહેબોને જશનની મીજલશમાં વાંચી શંભલાવશો.

૧ લું—એજે પારશી કુંવરજી શોરાબજી શ્રી અમરોલી ઉતરાંનના રેહવાશીએ એક અરજી શ્રી અમરોલી ઉતરાંનના થોડાએક જરતોશતીની શહીની અતરેના જરતોશતીઓને કરીજે હમારાં ગાંમમાં દોખમું નથી ને રૂવાંન શ્રી શુરત લેઇ જાવાને મોહોટી હલાકી પરે છે ને ખચીત કરી ચોમાંશાંમાં મોટી ઇજા છે તેથી તાંહ જો દોખમું બંધાએ તો શ્રી અમરોલી ઉતરાંન તથા તેહને લગતાં ગાંમોને કાંમ લાગે. તેથા તે અરજી ઉપરથી અતરેનાં તથા શ્રી શુરત તથા ચીન તથા બંગાલાના બુલંદ હીમતના જરતોશતીઓમાં ઉઘરાંણું કરવાનો કાગજ કરેઓ ને એ પારશી કુંવરજી શોરાબજીએ મોટી મેહનત લઈ લોકો પાશે નાંણું બરાવીઉં ને એ કાંમ હમોએ માંથે લીધું ને રૂપીઆની મોટી રકમની બરતી થાએઆથી એ કાંમ શાહર કરીઉં.

૨ જું—એ જે એ દોખમાંની જમીન વીશે શ્રી મુમબઇનાં ઇંગરેજ શરકારને અરજી કરી હતી તે અરજી શ્રી શુરતના અમલદાર ઉપર મોકલી હતી તે વીશેનું કાંમ શ્રી શુરતમાં હમોએ નેકનાંમ શેઠ એદલજી માંણેકજી વખારીઆને શોંપીઉં હતું તે કાંમ તેવણે વધારે તશદી લેઇ પાર પાડેઉં ને ઇંગરેજ શરકારથી જમીન અપાવી તે વીશેનો તેવણુને શવાબ છે તથા તેણાનો ઉપકાર શેવક ગણેચ.

૩ જું—એ જે એ નેક કાંમ હમોએ પારશી શોરાબજી માણેકજી લાહેવાલાને તથા દશતુરજી કેખશરો દાદાબાઇને શોંપીઉં હતું તે કાંમ એ શાહેબોએ મોટી મેહનત કરી બારે હકતાલાની બખશેશથી ને તેહના પશંદ કીધેલા જરતોશતની ઇઆરીથી પાર પાડીઉં તે વીશેનો એ શાહેબોનો મોટો ઉપકાર હમો ગણીએચ ને એ શાહેબોને પણ શવાબનો મોટો હંમબેરો થાએઓ છે.

૪ થું—એ જે પારશી કુંવરજી શોરાબજીએ શ્રી મુમબઇમાં પથરોનું શરવે કાંમ કરીઉં ને તે વીશે એ ધણીએ મોટી મેહનત કરી તેહનો ઉપકાર પણ હમો માંનીએચ ને એ ધણીને પણ શવાબનો હંમબેરો થાએઓ છે.

૫ મું—એ જે આએ ધરમનાં કાંમને કીજે કુવો જોઇતો હતો તે કુવો બાઇ જીવણબાઇ તે મરનાર બેહશતનશીન બમનજી મનચેરજી ભાવનગરીઆની ધરીઆંણીએ પોતાને પઇશે બંધાવેઓ છે તે વીશેનો ધરમ તેવણુને છે ને તેણાંનો ઉપકાર હમો ઉપર તથા શ્રી અમરોલી ઉતરાંનના જરતોશતીઓ ઉપર થાએઓ છે.

૬ ઠું—એ જે એ દોખમાંની શગરી શેઠ કાવશજી માંણેકજી દરબારીએ પોતાને પઇશે બંધાવી છે તે વીશેનો ધરમ તેવણુને છે ને તેવણુનો ઉંપકાર હમો ઉપર તથા શ્રી અમરોલી ઉતરાંનના જરતોશતીઓ ઉપર થાએઓ છે.

૭ મું—એ જે બારે હકતાલાની બખશેશથી ને તેહના પશંદ કીધેલા જરતોશતની ઇઆરીથી એ કાંમ તઇઆર થાએઉં ને રોજ ૩૦ મો ને માહ ૬ ઠો શેહનશાહી તથા માહ ૭મો કદમી શંને ૧૨૨૭ ઇઅજદજરદીને દીને કુલ જરતોશતી અનજુમનની વતી ઇંજાવીને શ્રી અમરોલી ઉતરાંનના જરતોશતીઓ તથા તેહને લગતાં ગાંમો તથા હરએક જરતોશતી ધરમ પાલનારાઓને ધરમખાતે આપીઉં છે.

૮ મું—એ જે એ દોખમાંની ચોકશાઇ ને કીજે હમોએ એ ગાંમના શંગલા જરતોશતીઓને ઠેરવેઆ છે માટે તેઓએ એ દોખમાંની જરતોશતી ધરમની શરીઅત પરમાંણે તપાશ રાખવી. શ્રી મુમબઇ—રોજ ૨૩ મો ને માહ ૬ થો શેહનશાહી માહ ૭ મો કદમી શને ૧૨૨૭ ઇઅજદજરદી. તારીખ ૧૬ મી મારચ ૧૮૫૮ ઇશવી.

લા૦ **શેવક માંણેકજી નશરવાંનજી નો શલાંમ મીજલશના શાહેબોને પોંહચે.**

*** આ દોખમાંપર નીચે મુજબની તખ્તી મારેલી છે:—

"શી અમરોલી ઉતરાંનની અનજુમંને શી
"મુંબાઇ તા૦ શી શુરત તા૦ શી બંગાલા
"તા૦ શી ચીનનાં જરથોશતીઓને એલ-
"તેમાંશ કરી કે હમારાં ગામમાં દખમાં
"વગર ગની હરકત છે. તેથા તેનું ઉગરાનું
"કરીઉં ને બોલંદ ઇમતના જરથોશતી-
"ઓએ મોટી રકમનાં નાણાં ભરીને શેઠ
"માનેકજી નશરવાંનજી પાતીતે શી મુંબા-
"ઇના રેહવાશીએ પોતાને માથે લઇને
"શી શુરતનાં દશતુરજી કેખશરોજી દશતુર

" દાદાભાઇ તા૦ શી અમરેલીનાં પારશી
" કુવરજી તા૦ બમનજી તે શોરાબજી પતે-
" લનાં તા૦ શી શુરતનાં પારશી શોરાબજી
" માંનેકજી લાએવાલાને એ કાંમ શોંપીઉં
" તે બારે હકતાલાની બખશેશથી એ દખમું
" તઇઆર થાઇને રોજ ૩૦ માહા ૬ શને
" ૧૨૨૭ ઇઅજદજરદી શાલમાં ઈજાની શી
" અમરેલી તથા તેને લગતાં ગાંમોના
" જરથોશતી ધરમના પાલનારાઓને વાપ-
" રવાને ધરમખાતે આપીઉં છે. તા૦ ૨૩
" મી મારચ શન ૧૮૫૮ ઇશવી શવંત
" ૧૯૧૪ નાં ચઇતર શુદ ૯ ને વાર ભોમે."

## ઈ૦ સ૦ ૧૮૫૯.

### ભગવા ગામનીં શેઠ જમશેદજી શોરાબજી ભગવાગરવાલો દરેમેહર.

તા૦ ૨૫ મી મેએ ૧૮૫૯.
રોજ ૩ માહ ૯ (શે૦) ૧૨૨૮ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં ભગવા ગામમાં ત્યાંના એક રેહવાસી શેઠ જમશેદજી શોરાબજી ભગવાગરે પોતાના પૈસાથી એક દરેમેહર બંધાવી પરહાવી હતી.

[આ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલી છે :—

" પારશી જમશેદજી શોરાબજી ભગવાગ-
" ગરની નઇએતે આએ અગીઆરી બંધાવી
" છે પોતાનાં પુનને શારૂં પોતાના પઇશાથી.
" રોજ ૩ માહ ૯ શને ૧૨૨૮ એજદેજરદી
" શેનશાહી તા૦ ૨૨ મેએ શને ૧૮૫૯
" અંગરેજી શવંત ૧૯૧૫નાં બંધાવી છે."

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૭૯૪.]

### વાલકેશરનીં શેઠ શોરાબજી ખરશેદજી થુઠીનીં દરેમેહર પરહાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૩૧ મીં મેએ ૧૮૫૯ ને વાર ગરેઊ.

મરનાર આ૦ શોરાબજી ખુરશેદજી થુંથીનાં પુનને કીજે તેવનની વીધવાએ વાલકેશરમો બંધાવેલી અગીઆરી ઈજાવતી વખતે નીચે જનાવેલો પતર વંચાએઓ હતો.

" અનજુમંનના શાહેબો—તમારી જનાબમાં હું કમતરીન મારા ખાવંદ જીનતગુજીન આ૦ શોરાબજી ખુરશેદજી થુંથીની દરેમેહરનો ખોલાશો કરવાની રજા લેઉંચ.

બેહેશતનશીન આ૦ શોરાબજી ખુરશેદજી થુંથી રોજ ૭ ગો માહ ૯ મો શેહનશાહી માહા ૧૦ મો કદમી શને ૧૨૨૭ ઇઅજદે-જરદીને દીને હક થાએઆ તેવનનાં પુનને શારૂં હું તેવંનની વીધવા ધણીઆંની કુવરબાઇ તે આ૦ નવરોજજી ફરદુનજી વાછાની બેટી માહારા મરનાર ખાવંદના ફંનડ મધેથી વાલકેશર મધે મારા ખાવંદની જગોમાં તેવંનની ખાહેશ મુજબ આએ દરેમેહર બંન-ધાવીને આપણાં પાકીજે માજદીઅશની દીનનાં ફરમાંન મુજબ આજે રોજ ૭ મો માહા ૯ મો શેહેનશાહી માહા ૧૦ મો કદમી શને ૧૨૨૮ ઇઅજદેજરદીને દીને ઇજાવીને આજ દીનથી એ પાકીજે દરેમેહેરની પરશતેશ મારા જીનતગુજીન ખાવંનદનાં પુનને કીજે ધરંમનું કાંમ રોજ ઇજશને આફરંગાંન તથા બાજ જારી કીધી છે. એ ઉપલાં ધરમખાતાંનાં ખરચને શારૂં રૂ. ૧૨૦૦૦) બાર હજારની શરકારી લોન લઇ અનામત રાખીને તેહેનાં વીઆજ મધેથી તથા એ દરેમેહેરની પડોશ-માંનાં બંગલા ૨ મારા મરનાર ખાવંનદે બંનધાવેલા છે તે તથા એને લગતી બીજી જગો એ શરવેની ઉપજ મધેથી જાથુક ખરચ કરવો ને એ પવીતર કાંમની મુખતીઆરી હમો પોતે હમારી છેલલી હઇઆતી શુધી ચલાવશું ને એ જાથુક ધરંમખાતાંનો વઇવત ચલાવવાને ચોકશ બંનદોબશત કરશું.

બીજું એ દરેમેહેરમાં આજ દીનથી માજદીઅશની દીનને આધીન રેહેનારા શરવે જરથોશતીઓને આપણાં ધરંમની કીરીઆને કીજે વાપરવાની છુટ આપેઆમાં આવી છે તે શાથે એ દરેમેહરની પડોશમાં જમંનને કીજે ઓતલો તથા તેના ઉપર માર બંનધાવીને શરવે જરથોશતીઓને શારેરદે વાપરવાને કીજે આપેઆમાં આવશે.

*** આ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલી છે :—

" પાક દાદાર હોરમજદની મદદગારીથી
" અને તેહના મોકલેલા હજરત અશો-
" જરતોશતની નેક રેહનુમાઇથી આએ
" દરેમેહરની પવીતર જગા પાક ખોદાતા-
" લાની બંદગી કરવાને તથા તે દાદારની
" ખુશનુદીને કીજે તમામ ઇજદ અમશા-
" શપંદો તથા અગારવાંનોની આરાધના
" કરવાને શરવે જરતોશતીઓને વાપરવાને
" વાશતે શ્રી મુંબઇના આએ વાલકેસર મધે
" બનાવી છે. એ બનાવનાર બાઇ કુંવરબાઇ
" તે મરહુમ મોબેદ નવરોજજી ફરદુનજી

"વાછાની બેટીએ પોતાના ખાવંદ જનન-
"તનશીન મોબેદ નેક આપ્રન શેઠ સોહરા-
"બજી ખુરશેદજી શુંઠીની નઇએતે તે
"પાક રવાંનને હમેશે ખશનુદ રાખવાને
"વાસતે રોજ ૭ મો માહ ૯ મો શેહેન-
"શાહી સને ૧૨૨૮ ઇઅજદજરદીને દને
"ભલી દીનનાં કાનુન મુજબ એ દરેમેહેર
"બજાવી છે. સવંત ૧૯૧૫ વઇશાખ
"વદ ૧૨ ને રવેઉ. તારીખ ૨૯ મી
"મેએ ૧૮૫૯ ઇસવી."

## સુરતનાં ભરથાંણાં આગલનાં દોખમાંની સાંમેની શેઠો કાવશજી પાલણજી વાલાઓએ બંધાવેલી શગડી પરઠાએઆનો અહેવાલ.

મુંબઇનાં જામે જમશેદ, તા૦ ૨૨ મીં જુન ૧૮૫૯ ને વાર બુધે.

શુરતથી ચાલતા મહીનાંની તારીખ ૧૯ મીંનો લખેલો હમારા એક મીતરનો પતર હમોને મલેઓ છે તે હમારા જરતોશતી વાંચનારાઓને માટે અગતનો જાંણી હેઠલ પરગટ કરીએચ. એ મીતર જણાવેચ કે—

"ચાર પાંચ દીવશ થાએઆ અતરે વરશાદ જારી છે, જેથી ખેડુત લોકો પોતાનાં કાંમમાં મશગુલ થાએઆ છે."

"ભરથાંણાં નાંમનાં ગાંમ આગલ રૂશતમપરાના જરતોશતીઓને છેહલી આશાએશ પાંમવાને માટે બાંધેલાં દુખમાં આગલ તેઓને વાપરવાનાં કારણશર આજ શુધી શગડીનું કોઇ મોટું મકાંન બાંધેઆમાં આવેલું નહીં, જેથી તાંહાંનાં જરથોશતીઓને દર ફરવરદીન રોજે, અને એ વીનાએ બીજી હેવીજ વેલાએ ઘણી અડચણ ભોગવવી પડતી હતી તે અડચણ ટાલવાને માટે મુંબઇ માંહેલા શેઠ ખરશેદજી બમનજી અને કાવશજી પાલણજી દારાબ શેઠવાલાઓએ શગડીનું એક મોટું અને રોનકદાર મકાંન બંધાવીઉં છે, અને તે તઇઆર થાએઆથી આજ દીને તેહની કીરીઆનું કાંમ શગલા જરતોશતીઓની હજુરમાં કીધામાં આવીઉં છે. ગેઇ કાલ દીને શુરત શેહેર મધે વશનારા શગલા જરતોશતીઓને નોતરાં દીધા પરમાણે આજ દીને મોટો વરસાદ હોવા છતાં બી ઘણાએક જરતોશતીઓ ઉપલાં મકાંન આગલ હાજર થાએઆ હતા. શહવારનાં દશ કલાકે જશનની કીરીઆ શરૂ કીધી હતી તે બપોરનાં બાર કલાકે શંપુરણ થાએઆ પછે ઉપર કહેલા શેઠીઆઓની તરફથી હેઠલ જણાવેલો એક પતર અંજુમનની હજુર વાંચી શંભલાવેઓ હતો.

### અંજુમન પતર.

શ્રી દાદાર હોરમજદની મદદ.

શુરતના રૂશતમપરાની જરતોશતી અંજુમનના શાહેબો જોગ, લા૦ શેવક ફરાંમજી કાવશજી, કાવશજી પાલણજી, ખરશેદજી બમનજી અને કુવરજી બમનજી, જત તમારી તરફનાં દુખમાં આગલ ફરવરદીઆંન તથા ચોમાશાંને શારૂ મુકાંમ બંધાવવાની અગત હતી તે હમારા મુરબી પેશતનજી કાવશજી દારાબ શેઠનાની નઇઅતે શરવે જરતોશતીઓને વાપરવા શારૂ બંધાવીઉં છે તે શ્રી પાક પરવરદેગારની મેહરબાંનીથી બંધાઇ તઇઆર થાએઉં છે, તે આજ દીને ઇંજાવીને તહમારી અંજુમનની નેગેહબાંનીમાં આપેઉં છે. રોજ ૨૪ મો માહ ૯ મો શેહનશાહી શને ૧૨૨૮ ઇઅજદજરદી—તારીખ ૧૫ મી જુન શને ૧૮૫૯ અંગરેજી."

એ પછે રૂશતમપરાનાં જરતોશતીઓની તરફથી ઉપર જણાવેલા શેઠીઆઓનો ઉપકાર માંનવા બાબે હેઠલ જણાવેલો એક પતર વાંચેઓ હતો.

### ઉપકાર પતર.

અંજુમનનાં શાહેબો,

આપણાં લોકોને દર ફરવરદીઆંનને દાહાડે, અને બીજી અગતની વેલાએ ભરથાંણા તથા પીપલોડનાં દુખમાં આગલ શગડીનું કોઇ હેવું મકાન નહીં હતું કે જેમાં મીઅજદ, આફરગાંન, અને બીજા અવશતા નીરાંતથી બેશીને પઢેઆમાં આવે; તેહેને લીધે રૂશતમપરા મધેની આપણી અંજુમનને મોટી પીડા ખમવી પડતી હતી. તે પીડા ટાલવાને માટે આપણા રૂશતમપરાના અશલ રેહેવાશી શવરગવાશી શેઠ પેશતનજી કાવશજીના બાઇ તથા બતરીજા શેઠ ફરાંમજી કાવશજી, શેઠ કાવશજી પાલણજી, શેઠ ખરશેદજી બમનજી, અને શેઠ કુવરજી બમનજીએ પોતાનાં ખરચથી દુખમાંવાલી અંજુમનની જમીન ઉપર શગડીનું એક મોટું મકાંન બંધાવીને જરતોશતી ટોલાનાં રેવાજ પરમાંણે કીરીઆ કરાવી આજ દીનેથી અંજુમનનાં હવાલામાં આપીઉં છે તેથી ચોમાશાંની અને બીજી રૂતુમાં ખુલલાં મેદાંનમાં આપણા લોકોને મોટી અડચણ ભોગવીને ધરમ કીરીઆ કરવી પડતી હતી તે અડચણ ઉપર જણાવેલા શેઠીઆઓની મેહેરબાંની ભરેલી શખાવતથી ટલી ગેઇ છે, જેથી આપણી ગરીબ અંજુમન ઉપર એ શેઠીઆઓનો મોટો ઉપકાર થાએઓ છે તે ઉપકાર જાહેર-

હારીમાં વાલવો અને કેહી જણાવવો જોઈએ તે પરમાંણે આએ બીજલશ મધે શુરતનાં રૂશતમપરાની જરતોશતી અંજુમનની તરફથી એ શેઠીઆઓનો મોટો ઉપકાર માંની તે જાહેરદારીમાં કેહી જણાવેઆમાં આવે છે. રોજ ૨૪ મો ને માહા ૯ મો શેહેનશાહી શને ૧૨૨૮ ઇઅજદજરદી—તા૦ ૧૫ મી જુન શને ૧૮૫૯.

એ પછે ચાર દશતુરોને શેંઆલ હોરાડેઆ બાદ દશતુર મોબેદોને પાંચથી તે અરધા રૂપીઆ શુધી દખશણા આપી હતી.

*_** આ શગડી ઉપર નીચે પ્રમાણે તખ્તી મારેલી છે :—

"શ્રી દાદાર હોરમજદની મદદ.
"આએ મુકાંમ પેશતનજી કાવશજી દારાબ
"શેઠનાની નઇએતે શરવે જરતોશતીઆેને
"વાપરવા શારૂં બંધાવીઉં છે. શને ૧૨૨૮
"એજદેજરદી. શને ૧૮૫૯ ઇશવી."

## ઈછાપોરનીં શેઠ કાવશજી ધનજીભાઈ પાંઉવાલાની ધર્મશાલા.

આએ વર્ષમાં સુરતની પાસેનાં ઈછાપોર ગામ મધે મુંબઇવાલા શેઠ કાવશજી ધનજીભાઇ પાંઉવાલાએ ધર્મશાલા બંધાવી ત્યાંના જરથોસ્તીઓના સર અવસરના વપડાસને માટે ખોલ્લી મુકી હતી.

[આ ધર્મશાલા ઉપર કાંઈ તખ્તી મારેલી નથી, પણ તેના બંધાવાનું આ શાલ તે તરફના એક જઇફ મોબેદ સાહેબ તરફથી એ પ્રમાણેની યાદદાસ્તે મલ્યું છે કે ઇછાપોરમાં બરજોરજી દાદાભાઇ શોલીનાંએ કુવો બંધાવ્યો તેજ શાલમાં એ ધર્મશાલા પણ બંધાઈ હતી.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૮૦૬.]

## ઈ૦ સ૦ ૧૮૬૦.

## મંદરોઇ ગામનીં અંજુમનના ઉઘરાતનીં દરેમેહર.

તા૦ ૪ થી જાનેવારી ૧૮૬૦.
રોજ ૧૨ માહ ૪ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

આજ દીને સુરતનીં પાસેનાં મંદરોઇ ગામમાં અંજુમનના ઉઘરાતથી એક દરેમેહર બંધાવી પરહાવ્યામાં આવી હતી. એ દરેમેહરને લગતું ઉઘરાંણું મરહુમ શેઠ માણેકજી નશરવાંનજી પીટીટના હસ્તકમાં થયું હતુ, અને તેની સઘળી મેનીજ ત્યાંવાલા શેઠો આદરજી તથા કુવરજી દોરાબજી પટેલે કીધી હતી.

[આ દરેમેહરના દરવાજા ઉપર નીચલી તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદથી આએ
"અગીઆરી શી મુંબાઈનાં તથા બીજા
"દેશાવરોનાં જરથોશતીઓમો અતરેવાલા
"પારશી આદરજી દોરાબજી પટેલ તથા
"પા૦ કુવરજી દોરાબજી પટેલે ઉગરાંણું
"કરી શી મુંબાઇવાલા નેકનાંમ જીનત-
"ગુજીન બેશતનશીન શેઠ માંણેકજી નોશ-
"રવાંનજી પીટીનાં અસતકથી બંધાવી
"આપી છે ને રોજ ૧૨ મો મોહોર
"માહા ૪ થો તીર શેહનશાહી સને ૧૨૨૯
"એજદેજરદી તા૦ ૪ જાનેવારી શને ૧૮૬૦
"અંગરેજીને દીને ઇજાવીને શ્રી મંદરોઇ
"ગાંમના તથા હરએક જરથોશતી ધરંમના
"પાલનારાઓને ધરંમખાતે વાપરવા
"આપી છે." ]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૮૦૭.]

*_** એ દરેમેહરની મરામત કરાવી બાઇ બીખાઇજી તે મરહુમ શેઠ શોરાબજી પેશતનજી હાંડીસનનાં વીધવાએ તે પાછી તા૦ ૨૯ મી મારચ ૧૮૯૧ ને દીને પરઠાવી હતી, તથા તેના ચાલુ ખરચને માટે રૂ. ૫૦૦૦) ની રકમ એલાહેદી કાઢી હતી.

## વલસાડનું દસ્તુરજીના મોહલામાંનું નશાખાંનું.

તા૦ ૨૯ મી મારચ ૧૮૬૦.
રોજ ૭ માહ ૭ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

આજ દીને વલસાડ મધે દસ્તુરજીના મોહલામાં બાઇ નવાજબાઇ તે મરહુમ મોબેદ નશરવાંનજી જામાસપજી સંજાણાની બેટી તથા આ૦ જમશેદજી નશરવાંનજી ઉદવારેવાલાનાં ધણીઆંનીએ એક નશાખાંનું બંધાવી અંજુમનને વાપડવાને ખોલ્લું મુકયું હતું.

[આ નશાખાંનાંમાં નીચે મુજબની તખ્તી મારેલી છે:—

"બાઇ નવાજબાઇ તે બેહેશતનશીન
"મોબેદ નશરવાંનજી જામાશપજીની છોક-
"રીએ પોતાની ગીરોથી આએ નશાખાંનું
"બંધાવીને દશતુરજીને મોલેનાં મોબેદ
"તથા બેહદીનોને શવાધીન કીધું. શંવત
"૧૯૧૬ નાં રોજ ૭ માહ ૭ શને ૧૨૨૯
"ઈઅજદેજરદી." ]

[પારસી પ્રકાશ, દફતર પેહલું સફે ૮૧૨.]

## મુંબઈની કોટની ગોદાવરા મોબેદોની દરેમેહર ફેરી મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટની પુંજીમાંથી બંધાવી તેને પરઠાએઆનો અહેવાલ.

મુંબઇનાં જામે જમશેદ, તા૦ ૧૪ મી આપરેલ ૧૮૯૦ ને વાર શનેઉ.

મુંબઇના કોટ માંહેલી ગોદાવરા મોબેદોની દરેમેહર, જે ઘણીજ બીશમાર હાલતમાં હતી તેહને નવેશરથી બાંધવા માટે આપણા હીંદુશથાંનના નેકનાંમ ઉમરાવ મરહુમ શર જમશેદજી જીજીભાઇ બેરોનેટે પોતાની ઇછા બતલાવી હતી, પણ તે શાહેબની ઉમરે વફાદારી નહી કીધાથી તે નેકનાંમ ઉમરાવની ઇછા તેવણુના શાહેબજાદાઓએ પાછલથી પાર પાડી છે, અને તે દરેમેહર નવેશરથી બાંધીને ગેઈ કાલ દીને તે મધે આતશઆદરાંન શાહેબને પાછા તખતનશીન કીધા છે. એ દરેમેહરનાં જશનની કીરીઆની વેલા આપણી ટાપુ માંહેલા દશતુરો, દાવરો, અને કેટલાએક જરતોશતી અકાબર શાહેબો હાજર થાએઆ હતા. જશનનું કાંમ પુરૂં થાએઆ પછે એ દરેમેહરના દશતુર શોહરાબજી પેશુજીને શર જમશેદજી જીજીભાઇ બારોનેટના શાહેબજાદાઓની તરફથી એક શાલ હોરાડેઆમાં આવી, અને તે પછે ગોદાવરા મોબેદો અને તે તરફના બેહેદીનોની તરફથી જુદી જુદી શાલ એજ દશતુરને હોરાડી હતી. અને તે પછે જશનની કારીઆમાં શાંમેલ થાએલા શગલા દશતુરો મધેથી દરએક દશતુરને રૂ. ૧૦) અને બીજા મોબેદોને એકથી તે પાંચ રૂપીઆ શુધી દખશણાં આપેઆમાં આવી હતી.

જશનની કીરીઆનું કાંમ પુરૂં થાએઆ પછે નામદાર ઉમરાવ શર જમશેદજી જીજીભાઇ બારોનેટના શાહેબજાદાઓની તરફથી જે અંજુમન પતર શેઠ શોરાબજી જમશેદજીએ વાંચી શંભલાવેઓ તેહની નકલ જે હમોને મલી આવીચ તે હમારા જરતોશતી વાંચનારાઓને માટે હેઠલ ટાંકીએચ.

અંજુમનના શાહેબો,

શને ૧૧૯૫ ઇઅજદજરદીનાં શાલમાં શ્રી મુંબઇના જરતોશતી ટોલાના શાહેબોએ ઉઘરાંણાની ટીપ કરીને ગોદાવરાના આપણા હમજાતીઓને દીનમજહબનું કાંમ કરવાને વાશતે આતશ આદરાંન શાહેબનું મકાંન બંધાવીને કુલ જરતોશતી ફીરકાને માટે ખુલલું મુકીઉં હતું. એ પવીતર મકાંનની ઇમારત ઘણીજ પુરાંણી તથા ટંગ હોવાને લીધે હમારા નાંમવર મુરબીજી શાહેબ બેહશત બેહરે શર જમશેદજી જીજીભાઈ બેરોનેટે પોતાની હઇઆતીમાં હેવી ખાહેશ રાખી હતી કે એ દરેમેહરની પડોશમાંની પોતાની ખરીદેલી જગોને એ આદરીઆંન શાહેબનાં મકાંન શાથે મેલવીને નવેશરથી એક કુશાદે અમલો બાંધી તેહમાં આપણા *નુરાંની કેબલાને પાછા તખતનશીન કરવા, લેકીન તે શાહેબે ફીરદોશ આશીઆંનીની ઉમેદ તેવણુની જીંદેહગાંનીમાં બર આવી નહી તે વીશે હમો બારે દલગીર છેઇએ; તોએપણ હમારા બુજોરગ મુરબીજીની ધારેલી મોરાદ તે સાહેબે પાકનાં નાંમની બરકતથી હમોએ બર લાવવાનો જે એરાદો કરેઓ હતો તે આએ શમે પાર પડેલો જોઇ હમો તે ખાલેક બેનીઆજની બારગાહમાં શુકર ગુજારીનું શર નમાંવીને આજ રોજે તમો શગલા શાહેબોની રૂબરૂ આતશઆદરાંન શાહેબોને ફરીથી આપણી માજદીઅશની દીનના બરહક કાંનુન મુજબ તખતનશીન કરીને કુલ જરતોશતી ટોલાના શાહેબોને દીન આઇનની કારીઆ કરવાને માટે એ મકાંન શાપુરદ કરીએ છેઇએ.

અતરે વેલા મજલેશમાં બીરાજનારા કેટલાએક શાહેબોનો હેવો એરાદો હતો કે આ ગોદાવરાની અગીઆરી, જે હમો તરણે ભાઇઓએ હમારા મુરબીજી શાહેબની પોતાની ધારણા મુજબ બંધાવી આજ રોજે તઇઆર કરીચ તેહને "શર જમશેદજી જીજીભાઇ બેરોનેટની અગીઆરી" હેવું નાંમ આપવું, અને આજ મુદતે મદીદ થાઈ જે નાંમથી એ અગીઆરી મશહુર થાઇ છે તે કાહાડી નાખવું, લેકીન હમારી તરફથી તેહવા શાહેબોનો આએ જોગવાઇ એ ઉપકાર માંનીને જાહેર કરવાની રજા લીજીએચ કે એ અગીઆરી અશલ જે નાંમથી ઓલખાતી આવીચ તેજ નાંમ કાએમ રાખવું, અને હમારા મુરબીજી શાહેબનું નાંમ તે શાથે જોડાવવા દેવું હમો મુનાશેબ જાણુતા નથી.

એ અગીઆરીનો ખરચ જાશુક ચાલુ રાખવાને કોજે હમોએ હેવો બંદોબશત કરેઓ છે કે આપડી અંજુમનના "જનરલ ફંનડ" ના તરશટી શાહેબોને દર વરશે રૂ. ૭૫૦) અંકે શાહડી શાતશો સુધી હમારા જીનતગુજીન મુરબીજી શાહેબનાં "ચેરીટી ફનડ" ના તરશટીઓ આપે, અને તે રકમ મધેથી નીચે જણાવેઆ મુજબ ખરચ ચાલુ રાખવો.

વરશ દાહડે બોએ દેનાર મોબેદને તથા આએ અગીઆરીનું મકાંન શાફશુફ રાખનાર જરતોશતીને "જનરલ ફનડ" ના તરશટી શાહેબો જે કાંઇ મુનાશેબ ધારે તે આપે અને શુખડ, લોબાંન, કાઠી, તથા દીવાબતીનું તેલ વીગરે જે જરૂરીઆત ખરચ હોએ તે શગલો ઉપર લખેલી રૂપીઆ શાહડી શાતશોની રકમ શુધી કરવો.

રોજ ૨૨ મો ગોઆદ ઇજદ માહ ૭ મો મેહર ઇજદ શને ૧૨૨૯ ઇઅજદજરદી, તા૦ ૧૩ મી આપરેલ શને ૧૮૯૦ અંગરેજી.

**લા૦ શેવક ખરશેદજી જમશેદજી જીજીભાઈ શાહી.**

**લા૦ શેવક રૂશતમજી જમશેદજી શાહી.**

**લા૦ શેવક શોરાબજી જમશેદજી જીજીભાઇ શાહી.**

*** એ દરેમેહરના દરવાજા ઉપર નીચલી તખતી મારેલી છે:—

"આએ આતશઆદરીઆંન શાહેબનું
"પવીતર મકાંન શને ૧૧૯૫ ઇઅજદજ-
"રદીનાં શાલમાં શ્રી મુંબઇના જરથોશતી
"ટોલાના શાહેબોએ પોતપોતામો એક હુ-
"ધરાંણુંની ટીપ કરીને ગોદાવરાંના બાશીંદા-
"ઓને વાશતે બનધાવીઉં હતું. અને
"રોજ ૩ જો માહા ૫ મો શેહેનશાહી
"શને ૧૧૯૫ ઈઅજદરદીનાં શાલમાં આદ-
"રીઆંન શાહેબને પરહાવીને કુલ જરથો-
"શતી આલમને એબાદત કરવાને માટે
"ખુલું રાખવામાં આવેઉં હતું. એ એ-
"મારતની જગા તથા બાંધકાંમ પછવાડે
"કુલ રૂ ૧૦૦૬૪ા અંકે દશહજાર ને
"શવાચોંશટનો ખરચ થાએઓ હતો.
"એ પવાતર મકાંનની જગા તંગ તથા
"પુરાતંમ હોઆને લીધે જરથોશતી ટો-
"લાનાં નાંમવર બુજેરગ અકાબર મરહુમ
"શર જમશેદજી જીજીભાઇ બેરોનેટે પો-
"તાની હએઆતીમાં હેવો એરાદો રાખે-
"ઓ હતો કે એ અગીઆરીની પડોશની
"પોતાની જગા શાથે એ મકાંનને ફરીથી
"કોશાદેથી બાંધી આપવું. લેકીન તે
"ખાલેકની મરજી કંઇ જુદીજ હતી વા-
"શતે એ અગીઆરીનું બાંધકાંમ બેહેશત
"બેહેરે શર જમશેદજી જીજીભાઇના અઇ-
"આંમાં શરૂ થાઇઉં નહીં તેથી તે
"શાહેબે ફીરદોશ આશીઆંનીના તરણુ
"છોકરાઓ ખરશેદજી—રૂશતમજી તથા
"શોહેરાબજી જમશેદજીએ આએ મકાં-
"નને તેવણુના મુરબ્બીજી શાહેબની ધારેલી
"ધારણા મુજબ બંધાવીને આજ રોજે
"મુંબઇની અંજુમનના શાહેબોની હજુ-
"રમાં આતશઆદરીઆંન શાહેબને ફરીથી
"તખતનશીન કરીને શ્રી મુંબઇની પારશી-
"ની અંજુમનને વાપરવાનાં કારણશર
"ખુલું મુકવામાં આવેઉં છે. રોજ ૨૨ મો
"માહા ૭ મો શેહેનશાહી શને ૧૨૨૯
"ઇઅજદજરદી."

## વેઆરા સુનવડનાં અંજુમનનાં ઉધરાતનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

મુંબઈનાં જાંમે જમશેદ, તા૦ ૨૯ મીં મેએ ૧૮૯૦ ને વાર લામે.

નવશારીનાં એક જરતોશતીનો ચાલતા મ-હીનાંની તારીખ ૨૪ મીનો લખેલો એક પતર હમોને મલેઓચ તે મધેની બીના અગત જોગ જાંણી વાંચનારને માટે હેઠલ પરગટ કરીએચ. એ લખનાર જણાંવેચ કે:—

"શાહેબ, તમારા આગલા એક આંક મધે નવશારીના કોઇ લખનારની શતા ઉપરથી તમોએ વીઆરા શુંહુધડનાં દોખમાંનો તાંણો પુરાવા વીશે એક બીનાં લખી હતી, તે તાંણો (તા૦ ૨૦ મી મેએ ૧૮૯૦ રોજ ૨૯ માહ ૮ શેહનશાહી ૧૨૨૯ યજદજરદીને દીને) પુરવાનું કાંમ ખોદાનાં હોકમથી શંમપુરણ થાએઉં છે. એ ક્રીરીઆમાં શાંમેલ થવા માટે નવશારી, શુરત અને તેહની આશપાશના જરતોશતીઓ હાજર થાએઆ હતા, જેઓએ ક્રીરીઆનાં કાંમથી ફારેગ થાઇ ચાશણી કીધી હતી. એ ધરમ ક્રીરીઆમાં આશપાશનાં શઘલાં ગામો મલીને આશરે ૩૫૦ માંણશો ભેલાં થાએઆં હતાં, જેઓ એ કાંમ પુરૂં થાએઆ પછે બીજે દીને તાંહથી રવાંના થાએઆં હતાં.

## ભાવનગરનો જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનો ગરકો.

તા૦ ૩૦ મી ડીશેમબર ૧૮૯૦.
રોજ ૮ માહ ૪ (શે૦) ૧૨૩૦ યજદજરદી.

ભાવનગર મધે જરથોસ્તીઓનાં રવાંનોને અવલમંજલ પોંહચાડવાને ત્યાંવાલા શેઠ દારાંજી કઇઓજી મીરજાંએ ડુંગરની ઉંચી જગાપર આએ વર્ષમાં એક ગરકો બંધાવ્યો હતો.

[ એ ગરકાની અંદરની દેવાલમાં નીચે પ્રમાણેની તખ્તી ચણી લીધી છે:—

“પાક દાદાર હોરમજદની મદદથી આ “મકાન અરધેઆરૂ દારાજી ફૈઓજી મીર-“જાંએ પોતાને ખરચે જરથોસ્તીઓને “માટે બંધાવીઉં છે. સને ૧૨૨૯ “ઇજદજરદી.”

એ ગરકાની આસપાસ ઇ. સ. ૧૮૭૪ ના મારચ માસમાં ભાવનગરના જરથોસ્તીઓએ પોત પોતામાં ઉઘરાણું કરી રૂ. ૫૫૨) ને ખરચે એક ફરતી દેવાલ બંધાવી હતી.]

[પારસી પ્રકાશ, દફતર પેહલું. સફે ૮૩૬]

## ઇ૦ સ૦ ૧૮૬૧.

## લંડનની જરથોશ્તી રવાંનોની જગા.

તા૦ ૩૧ મી અકટોબર ૧૮૬૧.

ઇંગલાંડ મધે જરથોસ્તીઓની સંખીઆ વધવાથી ત્યાં એક ધર્મનું ફંડ કરવાની જરૂર જણાયા ઉપરથી આજ દીને લંડન મધે શેઠ મનચેરજી હોરમજજી કામાજીનાં ડેવનશાયરનાં ઘરમાં જરથોસ્તીઓની એક સભા મલી હતી. ત્યાં “યુરોપના જરથોસ્તીઓનું ધર્મનું ફંડ” એવાં નામથી એક ફંડ સ્થાપવા તથા તેને લગતા કાયદાઓ નકી કરી પેહલાં વર્ષનો વહીવટ ચલાવવા માટે એક કારોબાર મંડલી નેમી હતી.

[કારોબાર મંડલીએ પેહલવેહલું કામ એ કીધું કે ઇંગલાંડ મધે જો કોઇ જરથોસ્તીની કજા થાય તો તેને અવલમંજલ પોંહચાડવા માટે “ધી લંડન નીકરોપોલીસ એંડ નેશનલ મોસલેમ કુંપની” પાસેથી તેમની લંડનથી આસરે બાવીશ મૈલ દુર “સરે” નાં પ્રગણાંમાં આવેલી “વોકીંગ” ગામની મુરદાં દાટવાની જગામાંની ખ્રિસ્તી મજહબ પ્રમાણે ઇજાયા વગરની (unconsecrated) ૨૫૦૦ ચોરસ વાર એલાહેદી જગા ચોકસ બંદોબસ્તોથી કબજામાં લીધી હતી, અને તે બાબેનું કાએદાસરનું એક લખત એ કુંપની સાથે આએ ફંડના તરસ્ટીઓ શેઠો બહમનજી પેશતનજી માસટર, કાવશશાહ ખરશેદજી ગુમલા અને ફરાંમજી શાપુરજી મોવડાંવાલાએ તા૦ ૧૧ મી ડીજેમબર ૧૮૬૩ ને દીને કીધું હતું, જેમાં એવી સરતો નાખી હતી કે (૧) ઉપલી ખ્રીસ્તી મજહબ પ્રમાણે ઇજાયા વગરની ૨૫૦૦ ચોરસ વાર જમીન એ કુંપનીએ એલાહેદી રાખવી, અને તેમાં કોઈ નહિં પણ જરથોસ્તી મજહબ પાલનારા પારસીઓનાં રવાંનોને તેમની ઘટતી ક્રીઆ સાથે જેમ આએ ફંડના તરસ્ટીઓ ઠેડવે તેમ ભુમિડા કરવા દેવાં, અને તેની સરેશતા પ્રમાણેની ફીઇ લેવી. (૨) ઉપલી કુંપનીએ એ જગોને જરથોસ્તીઓનાં આએ ફંડને ખરચે લોહડાંની રેલીંગથી ઘેરી લેવા, તથા આસપાસ સોભિતાં ઝાડ અને વેળાઓ રોપવા તથા એક મોટો દરવાજો મુકવા દેવો. (૩) ઉપલી જગાપર કાંઈ બી જાતનાં રવાંનોને લગતાં બાંધકામો, કબરો, સ્થંભો, વગેરે ઉભાં કરવાને તથા તે પર લેખો કોતરવાને આએ ફંડના તરસ્ટીઓ મુખતીઆર છે. (૪) ઉપલી કુંપનીએ પોતાની દાટવાની જગાને લગતાં મકાંનનો એક સગવડ પડતો ઓરડો જ્યારે બી કોઇ જરથોસ્તીનાં રવાંનને ભુમિડા કરવામાં આવે ત્યારે તેની જરથોસ્તી મજહબ પ્રમાણેની ક્રિયા કરવા સારૂં વાપડવા આપવો, અને ત્યાં તે વખતે જરથોસ્તી સિવાય બીજા કોઇને દાખલ થવા દેવો નહિં. (૫) ઉપલી જગામાં રવાંનને દાટવાની ફીઇ તથા કબર, સ્થંભ, લેખ, વગેરેનો ખરચ કુંપની પોતાના વખતે વખતના ઠેડવેલા દર પ્રમાણે લેશે, અને એ જગા ઉપર સર્વે પ્રકારનો પોતાનો કાબુ પાર્લામેંટના એ કુંપની માટે સને ૧૮૫૨ માં બાંધી આપેલા કાએદા પ્રમાણે રાખશે. (૬) જ્યાં સુધી બંધે બાજુ રાજી ખુશીથી બંધ કરે નહિ ત્યાં સુધી આ લખત અમલમાં આવશે. (૭) બંધે બાજુ વચ્ચે કાંઇ વરવાંધો પડે તો તેનો ચુકાદો નામદાર માહરાંણીના શેક્રેટરી ઑફ સ્ટેટ ફોર હોમ ડીપારટમેંટની મુનસફીપર રેહશે. (૮) આએ ફંડના હવે પછી જેબી તરસ્ટીઓ નેમાય તે આએ લખતમાં જણાવેલા તરસ્ટીઓ તરીકે ગણાશે.

એ મુજબનું લખત કરી ઉપલી જગા પોતાને સ્વાધીન લઈ તરસ્ટીઓએ તે સાફ સુફ કરાવી તેમાં રવાંનોની ઘેહ સારવા માટે આસરે ૨૦) ચોરસ ફીટનું એક નાહનું મકાંન હાથ મોઢું ધોવાની એક નાહની ઓરડી સાથે ઇ૦ સ૦ ૧૮૬૮ માં ૨૬૫) પોંડને ખરચે બંધાવ્યું, તથા આસપાસ ફરતાં ઝાડો રોપાવ્યાં અને દરવાજા પર ગ્રેનેટ પથરના ૧૦) ફીટ ઉચા મીસર

દેશના વખણાયલા "કલીઓપેટરા નીડલ" ના આકારના બે થાંભલા ઉભા કરાવી તેમાંના એકપર ઈંગ્રેજીમાં અને બીજાપર ગુજરાતીમાં નીચે મુજબ સોનેરી અક્ષરોથી લેખ કોતરાવ્યા છે :—

"The Parsee Burial Ground 1862"

"જરથોશતીઓનાં રવાંનની આએ જગા છે. ઇઅજદજરદી શને ૧૨૩૨."

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૧૯-૨૦].

*** એ પછી એ જગોપર પારસી ગુજરેલાંઓને અવલમંજલ પોંહચાડતી વખતે ધર્મ ક્રિઆ કરવાને લગતું એક મકાંન પર્સીપોલીસની ઢપ ઉપર મરહુમ શેઠ નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઇ. ઇ. નાં નામથી તેમનાં વીધવા બાઇ જરબાઇએ બંધાવી આપ્યું હતું, તથા ભુમિડાની જગોમાં દાખલ થવાનો એક સુંદર દરવાજો મરહુમ શેઠ મેહરવાંનજી રૂસતમજી દલાલનાં નામે તેમનાં વીધવા બાઇ શીરીનબાઈએ બંધાવી આપી તે બંધે તા૦ ૨૬ મી જુન ૧૯૦૧ ને દીને ખોલ્લાં મુકયાં હતાં.

## ઇ૦ સ૦ ૧૮૬૨.

## તવરી ગામનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

મુંબઇનો જામે જમશેદ, તા૦ ૧ લી ફેબરવારી ૧૮૬૨ ને વાર શનેઉ.

મોજે તવરીમાં નવું દોખમું.

શ્રી નવશારી કશબાની પડોશમાં આવેલાં મોજે તવરી ગાંમ મધે પારશીઓની શેવટની આશાએશને માટે એકુ જગો નહી હતી, જેથી તે ગાંમના લોકોને મોટી આપડા ભોગવવી પડતી હતી. માટે તે આપડા તાલવા શારૂં મુંબાઇના શખી જરતોશતીઓના આશરાથી જરતોશતી અનજુમનને નામે એક દોખમું બાંધવાનો હોકમ થાએઓ છે. એ દોખમું બાંધવાની પરથમ કીરીઆ, જેહને "તાંનો" કરીને કેહે છે તે કાંમ રોજ ૪ થો શેહરેવર અને માહા ૬ થો શેહરેવર શને ૧૨૩૧ ઈઅજદજરદીને કીધામાં આવશે. તેટલા વાશતે કુલે જરતોશતીઓને તે કીરીઆનાં કાંમમાં શામેલ થાવા શારૂં મોટી નમનતાઇથી અરજ કીધામાં આવે છે. એજ અરજ. મુંબઇની તારીખ ૧ લી ફેબરવારી ૧૮૬૨.

લા૦ પારશી માંણેકજી બેરાંમજી તવરીઆ, તે શેઠ મેરવાંનજી જીજીભાઈનો ગુમાશતો.

મુમબઇ શમાચાર, તા૦ ૧ લી મારચ ૧૮૬૨ ને વાર શનેઉ.

ચરચા પતર.

નવશારી, તા૦ ૨૫ મી ફેબરવારી.

મુમબઇ શમાચારનાં પેઆરા અધીપતી શાહેબ—

જત તમો શાહેબને તશદી આપવા જરૂર એ છે જે આએ નીચે લખેલી થોડીએક શતરોને તમારાં મુબદાર અને બોહાલો ફેલાવો પામેલાં પતરનાં એક ખુનાંમાં જગો આપશો તો આખા નવશારી કશબાની અને તેની આશપાશનાં ગામડાંઓમાં અને તેમાં અગત કરીને તવડી ગાંમનાં રેહેવાશીઓ ઉપર તમારો મોહોટો ઉપકાર થાશે.

અધીપતી શાહેબ ગઇ કાલે એટલે તા૦ ૨૪ મી ફેબરવારી શને ૧૮૬૨ અને વાર શોમેને દીને શહવારનાં બરાબર નવ કલાકને અમલે નવશારી કશબાની પડોશમાં આવેલાં તવડી ગામમાં પારશીઓને માટે શેવટની આશાએશને માટે જે જગા કરવાનો ઠેડાવ આજ તરણ વરશ થાએઆં કરેઓ છે તેનો તાંણો પુરવાની કીરીઆ કરવામાં આવી હતી જે વીશેનો થોડોએક વીગતવાર હેવાલ તમો ઉપર લખી મોકલેઓ છે જે ધારેઆ મેશે વાંચવા લાએક થઇ પડશે હેવી શેવક આશા રાખેચ.

અધીપતી શાહેબ એ કીરીઆનું કામ ઉપલે દીવશે બરાબર શહવારનાં ૯ કલાકને અમલે નવશારીનાં દશતુરજી કેકોબાદજી રૂશતમજી, દશતુરજીનાં શાહેબજાદા મેહેરજી રાંણા અને તેઓના ભાઇએ શરૂ કીધી હતી. એ વેલાએ ઘણું કરીને ગુજરાત પરાંતનાં શઘલાં ગામના આબરૂદાર અને વગવાલા ઘહરશથો, દશતુરો તથા નવશારી કશબાના દેશાઈજીઓ વગેરે એ મીજલશમાં શામેલ થાએઆ હતા. ગાએકુવાડ શરકારના દીવાંન શેઠ મનચેરજી, જેઓની મેહનતથી એ દોખમાંને માટે નામદાર ગાએકુવાડ શરકાર પાશેથી પાંચ વીગાં જમીન મલી છે જે વીશે જેટલો ઉપકાર આપણે માંનીએ તેટલો થોડો છે, તેઓ પણ તે વેલાએ અને જગીઆએ બીરાજીને તવડા ગાંમનાં ગરીબ પણ આબરૂદાર જરતોશતીઓને માંન આપેલ હતું.

બીજું અધીપતી શાહેબ આએ વેલાએ તવડી ગાંમનાં મુખીઆ આગેવાંન ધહરશથો જેઓનાં મેનેજમેનટ હેઠલ એ દોખમાંનું કામ ચાલેચ તેઓએ બાહાર ગાંમથી આવનારાં આદમીઓની શગવડને માટે જે ગોઠવણ કીધી હતી તે તારીફ લાએક હતી. તેઓએ આગમચથી અતરેનાં રેલવેનાં આગેવાંન પાશે જાઇને શુરતથી તથા નવશારીથી શશતે ભાવે ઉતારૂઓને દોખમાં આગલ લાવવા લેઇ જવાની ગોઠવણ કીધી હતી જેથી દુર ગાંમના રેહેવાશીઓને પણ થોડે ખરચે આવાં ધરમનાં શુભ કામમાં શામેલ થવાની જોગવાઇ બની આવી હતી. એ વેલાએ ઓછાંમાં ઓછા પાંચ હજાર જરતોશતીઓનો મેલાવરો થાએઓ હતો. હેવો મેલાવરો તાંણો પુરવાની કીરીઆની વખતે ગુજરાત પરાંતનાં કોઇબી ગામમાં નહી થાએઓ હતો એવો અતરેનાં ગુજરેગ તથા ઉમરે પુગેલાં માંણુશોનો વીચાર છે. હવડાં ગામના પારશી પટેલોએ પણ આવા મોટા મેલામાં લોકોની શહલાશંપજ શાચવવાને માટે આવી મેહેનત કીધી હતી અને ખોદાની મેહરબાંનીથી એ કીરીઆનું કાંમ મનમાનતું પાર ઉતરીઉં હતું.

બીજું અધીપતી શાહેબ મારા શાંભલેઆમાં એવું આવીઉંચ કે એ કીરીઆની વખતે જે દોખમાંના ખાડામાં રૂપીઆ તથા પઇશા જે લોકો શવાબનું કામ શમજીને નાંખેચ જેની ઉપર તાંણો પુરનાર દશતુરજીનો હક લાગેચ પણ આ વેલાએ જે પડત પડી હતી તે નવશારીનાં કેકોબાદજી રૂશતમજી દશતુરજીએ ન લેતાં શઘલું જે હતું તે આએ દોખમાંનાં ફંનડમાં આપેઉં છે. અલબતાં આવા દાખલા ઉપરથી ઉપલા દશતુરજીનું મોટું મન—દાહાપણ—અને પોતાનાં ગરીબ હમજાતીઓને જે અડચન નડતી હતી તે ટાલવાનો અછો ગુણ માલમ પડી આવેઓ છે. અને તે વીશે નવશારીમાં તેમજ બીજાં ગામોમાં દશતુરજીની ઘટતી તારીફ શાથે નાંમ લેવાએચ. ધરમનાં કામો તો એવાંજ જોઇએ જે પોતે પઇશા ઉપર નજર ન રાખતાં પોતાનાં હમજાતીઓનું દરદ દીલમાં ધરી જેમ તેઓથી મદદ થઇ શકે તે પરમાંણે કરે ! આફરીન હોજો એવાં મોટાં મનના દશતુરો ઉપર !

## નવસારીની મીનોચેહર હોમજી વાલી દરેમેહર મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના છોકરાઓએ પાછી સમરાવી તેના પરઠાએઆનો અહેવાલ.

મુંબઇનાં જામે જમશેદ, તા૦ ૧૫ માં મેએ ૧૮૬૨ ને વાર ગરેઉ.

નવશારીની તા૦ ૧૦ મી મેએ ૧૮૬૨. અતરે મીનોચેર હોમજીવાલી દરેમેહરને નવેશરથી શેઠ અરદેશરજી તથા શેઠ નશરવાંનજી તથા શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠનાઓએ શમરાવી આપી તેનું આજ દીને જશન કરીઆમાં આવીઉં છે તે વીશેનો થોડોએક હેવાલ તમો ઉપર લખી મોકલું છું તેને મેહરબાંની કરીને તમારાં પતરમાં દાખલ કરજો.

મીનોચેર હોમજીવાલા મોબેદોની દરેમેહર આજ આશરે પોણીબશો વરશની વાત ઉપર નવશારી મધે રેહેનારા બેહેદીનોએ મોબેદ મીનોચેર હોમજીને બનાવી આપી હતી. તીઆર બાદ મુમબઇ મધે રેહેનારા કેટલાએક વગવાલા ધહરશથોને મીનોચેર હોમજી શાથના મોબેદોએ અરજ કીધાથી મરહુમ વાડીઆજી માણેકજી નવરોજજી તથા જાંહગીરજી નશરવાંનજીએ શંવત ૧૮૪૪ શને ૧૮૭૨ ના શાલમાં કેટલોએક ફેરફાર કરી શમરાવી આપી હતી. તારબાદ કંઇ જાણુવાજોગ ફેરફાર થાએઓ હતો નહી.

આજ પાંચ છ માશ થાએઆ એ દરેમેહેરમાં ઘટતો ફેરફાર કરીને શમરાવવા માટે મીનોચેર હોમજીના મલતીઆ શાથના મોબેદોએ ઉપર જણાવેલા દાદીશેઠનાં ખાંનદાંનવાલા શાહેઓને અરજ કરી હતી. તે અરજ બાહાલ રાખી મજકુર શેઠીઆઓએ ઉપલી દરેમેહેરમાં ઘણોક ફેરફાર કરી શમરાવી આપી છે. આજ દીને એટલે ફરવરદીન રોજે અને આવાં માંહે એ દરેમેહરનું જશન કરીઆમાં આવીઉં હતું. એ જશનની કીરીઆમાં નવશારીની તમામ અનજુમન ભેગી થાઇ હતી. કીરીઆનું કાંમ પુરૂં થાએઆ પછે મીનોચેર હોમજીવાલા મોબેદ બરજોરજી બમનજીને શાલ એક તથા અતરેના દશતુરજી કેકોબાદજીને શાલ એક તથા દેશાઇજી બરજોરજી નવરોજીને શાલ એક તથા જામાશજી રૂશતમજી ગારદાજીને શાલ એક આપીઆમાં આવી હતી. પછે દશતુર દેશાઇઓ

તથા મોબેદો વીગરેને આશોદાદ આપી હતી. એ વેલાએ એક પતર વાંચીઆમાં આવીઉં હતું તેના શારાંઉશને લગતી કેટલીએક બીના ઉપર જણાવી છે. બીજું તે પતર ઉપરથી એવું માલમ પડે છે કે મજકુર શેઠીઆઓએ પોતાનાં બેહેશતનશીન માતાજી ભીખાઇજીનાં પુનને વાશતે તેવણનાં ફંડ મધેથી ઉપલું ધરમનું નેક કાંમ કરીઉં છે.

## ઈ૦ સ૦ ૧૮૬૩.

### વ્યારા સુનધડનું અંજુમનના ઉઘરાતનું દોખમું પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૬૩ ને વાર શોમે.

જરતોશતીઓને ખબર.

જરથોશતી શીરકાનાં ખાશોઆંમને હમો વીઆરા અને શુનગઢની અંનજુમનની વતી નીચે શહી કરનાર જાંન કરીએચ કે વીઆરા શુનગઢને લગતા જરથોશતીઓનાં રૂવાંનોને અવલમનજલ પોંચાડવાને કીજે અંનજુમનની તરફથી મુંબઇવાલા નામદાર શેઠજી ખુરશેદજી નોશરવાંનજી કાંમાંજીની આગેવાંનીથી એક દોખમું બંધાઇ તઇઆર થાએઉંચ તે પાક પરવરદેગારની મદદથી તેની કીરીઆ માજદીઅશની દીનનાં ફરમાંન મુજબ રોજ ૧૨ મો માહા ૫ મો શેહેનશાહી તથા માહ ૬ ઠો કદમીને દીને શહરૂ કીધામો આવશે અને રોજ ૧૫ માહા ૫ મો શેહેનશાહી તથા માહા ૬ ઠો કદમી, તારીખ ૫ મી ફેબરવારી ૧૮૬૩ ને દીને ઇજાશે અને જશન થાશે તેથી શરવે દેશાવરના આપના હંમદીન જરથોશતીઓને અરજ કીધામો આવેચ કે એ નેક જશનઘાહની કીરીઆમો શામેલ થાઇ શવાબનો હંમએરો લેવો, એજ અરજ. રોજ ૧૯ મો માહ ૫ મો શેહેનશાહી માહ ૬ ઠો કદમી શાલે ૧૨૩૨ ઇઅજદેજરદી.

લા૦ વીઆરેવાલા **આ૦ બેમનજી જીવણજી લશકરી શઈ.**

લા૦ શુનગઢવાલા દેશમુખ **શોરાબજી કાવશજી શઈ.**

જામે જમશેદ, તા૦ ૧૬ મી ફેબરવારી ૧૮૬૩ ને વાર શોમે.

ચરચા પતર.

જામે જમશેદના બનાવનાર જોગ.

શાહેબ—વીઆરા અને શુનધડનાં દોખમાંને ઇજાવાની જે કીરીઆ ચાલતા મહીનાની તારીખ ૫ મીને દીને કીધામાં આવી, તે મધે શામેલ થાવા માટે અમદાવાદ, વડોદરા, ભરૂચ, શુરત, નવશારી, ગનદેવી, બીલીમોરા અને વલશાડના જરતોશતીઓ ચાલતા મહીનાની તારીખ ૩ જીને દીને તે તરફ નીકલીઆ હતા. તે તરફ જાતાં રશતા મધે બાજીપોરા કરીને એક ગાંમ આવે છે. એ ગાંમ મધે હાતેમ દીલનો એક પારશી પીઠાંદાર શીવાએ બીજા કોઇ બી જરતોશતીની વશતી નથી. કેહચ કે એ પારશીનું પીઠું આશરે ૩૫ વરશથી એ ગાંમ મધે ચાલે છે. એ પારશી પીઠાંવાલાનું નામ નવરોજજી ફરાંમજી બાજીપોરાવાલા કરીને ચાલેછે નવરોજજી મરણ પાંમેલા છે, પણ હાલમાં તેવણના તરણ છોકરાએ હઈઆત છે. એ મધેથી આશરે વીશ વરશની વએનો એક છોકરો મેહરવાંનજી ઉપલાં ગામ મધેનું પીઠું ચલાવે છે. એ પારશી નવશારી કશબાના મલેશર ફરીઆ મધેનો રેહવાશી શંભલાએ છે, અને કેહચ કે તેના બાપ છતાં તે પારશીની ચાલચલણ હેવી હતી અને હવડાં તેહેવી ચાલ એ છોકરાનાં બી છે. તે પોતાનાં ગામમાં દાખલ થાએલા કોઇબી પારશીને પોતાને તાંહાં ઉતારો આપેઆ શીવાએ જાવા દેતો નથી, અને જે જરતોશતીને તે પોતાને તાંહ ઉતારો આપેચ તેહને ફકત ખાવાપીવાનુંજ આપીને બેશતો નથી, પણ તે પરોનાં શંગાથે ગમે એટલો મોટો ચાકર નફર વીગરે બલદ, અથવા ગાડી ઘોડાનો જે ખટલો હોએ, તે શગલાંને ખાંનાંપીનાં વીગરેની તે પીઠાંવાલો પારશી બરદાશત કરેછે. એખલું એજ નહી પણ તે પરોનો જો મોબેદ હોએચ તો તેહને આશોદાદ આપે છે.

હેવી શખાવત ભરેલી ખશલતના પારશીએ હમો વીઆરા શુનધડનું દોખમું જોવા જાનારા લગભગ ૮૦૦ થી વધારે જરતોશતીઓ, તથા હમોને લગતી ગાડીના બલદો, અને તેહનાં માલેકોની જે બરદાશત અને ચાકરી કીધી છે, તે ઘણીજ વખાંણવા જોગ અને અચરત શરીખી છે. લગભગ ૮૦૦ માણુસોને એ પારશીએ પોતાને તાંહ ઉતારો આપેઓ હતો, અને વલી તે હેવી રીતે કે એ પારશી ગોએઆ કોઇ રીતે હમારો ઓશીઆલો હોએ તેમ...

બાજીપોરેથી હમો જારે વીઆરા ખાતે ગએઆ તારે તાંહનાં રેહવાશીઓની તરફથી બી હમોને કાંઈ થોડું માન મલીઉં નહી.

હમારી શંગાથે નવશારીના દેશાઇ અને દશ-તુરજી હતા, તેઓને એશતેકબાલ લેવા શારૂં તાંહના જરતોશતીઓ અને તાંહનાં થાંના માંહેલા શગલા અમલદારો આવેઆ હતા. તારીખ ૫ મીને દીને દોખમાંનાં જશનની કીરીઆમાં શામેલ થાઇ જારે હમો પાછા બાજીપોરે આવેઆ તારે ઉપલા ધરમાતુ પારશીએ પોતનાં માંણશો મોકલીને દરએક ગાડીને પોતાનાં મકાંન તરફ મંગાવી લીધી હતી, અને પેહલાંનાં કરતાં શરશ બરદાશત કીધી હતી, જેથી હમો પરદેશીઓ ધણુંજે આનંદ પાંમીઆ હતા.

શુરત, તારીખ ૮ મી ફેબરવારી ૧૮૬૩

શાહેબ,

હું છેઉં તમારો નમનતાઈ ભરેલો

**ડોશાભાઇ પાલણજી જોશી.**

રાસ્ત ગોફતાર, તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૬૩ ને વાર રવેઉ.

વીઆરા શુંનધડની તા૦ ૫ મી ફેબરવારી ૧૮૬૩.

જણાવવાને ખુશી ઉપજેચ કે અતરે એક દોખમું શેઠજી ખુરશેદજી નોશરવાંનજી કામાજીની આગેવાનીથી બંધાઇઉંચ, તે ઇજાવાની કીરીઆ આજ રોજે થાઇચ તેથી આપણા જરથોશતીઓનાં રાબેતા મુજબ ગુજરાત તાલુકાનાં અને બીજાં ગામોના જરથોશતીઓ ગેઈ કાલથી અતરે આવેઆ, અને આજ આશરે બે હજાર માણુશોની ભારે ઠઠ મલી. જશનની કીરીઆ પુરી થઆથી નોશારીવાલા વડા દશદુરજી કેકોબાદજીને અનજુમનની તરફથી શેઆલ ૧ હોદારી, અને વીઆરાની અનજુમનની તરફની શેઆલ ૧ તથા શુંનગડની અનજુમનની તરફથી શેઆલ ૧ હોદારી, અને નોશારીવાલા દેશાઇ જામાશજીને તથા એ દોખમાંનું કાંમ કરનાર મોદી એરચજીને શેઆલ હોદારી, અને શધલા મોબેદોને દખશણા આપી. પછી આગમચથી શરવે જરથોશતીઓએ ઠેરાવ કરીને મુંબઈવાલા શેઠજી ખુરશેદજી નોશેરવાંનજી કામાજીને માનપતર આપવાને ઠેરાવ કીધો હતો તે મીજલશમાં વાંચીને ઉપર મીજલશમાં શરવે જરથોશતીઓએ શહી કીધી, અને ચાશની કરીને પોતપોતાને મુકાંમ ખુશી ખુશાલી સાથે રખશુદ લીધી. અને માંનપતરની નકલ નીચે જણાવેઆ મુજબ છે.

શેઠજી ખુરશેદજી નોશરવાંનજી કાંમાજીને મલેલું માનપતર.

નેક નાંમદાર, દીનદોશત મેહેરબાંન, શદા હીતકારી, પરોપકારી, શરફરાજ અને ઉમર દરાજ બાદ શેઠજી શાહેબ ખુરશેદજી નોશરવાંનજી કામાજી જોગ—

શાહેબ,

અમો નીચે લખી જણાવેલા માજદીઅશની દીનને આધીન રેહેનારા શરવે જરથોશતીઓ આ જોગવાઇએ તમો દાંનેશમંદ શાહેબને મોબારકબાદી આપવાની રજા લેજીએચ કે વીઆરા શુનગદને લગતાં બીજાં ગાંમોમાં આપણાં હમદીન જરથોશતીઓની ધણી વશતી હોવા છતાં અશોરૂવાંનોને અવલમંજલ પોચાડવાને કીજે લાંમબી મુદત થાઇ એક દોખમાંની ધણી અગત હતી, પણ તે નહી હોવાથી અશો રૂવાંનોને દુર દરાજ લેઇ જતાં મોહટો આજાબ પોચતો હતો. તે વખતે અતરેનાં જરથોશતીઓમાં એવડું દુખ ઉપજતું હતું. તે દુખ મટાડવાને તમો અકાબર શાહેબને અરજ કરવાથી દીન દોશતીની રાહે મન ઉપર લેઇને એ પુનનાં કાંમમાં બીજા જરથોશતીઓને શાંમેલ કરી અશોરૂવાંનોને કીજે એક દોખમું બંધાવી આપેઉંચ તેથી એ નેક કાંમમો મદદ કરનારા આપણાં હંમશરીકોને આફરીન કરીએચ.

આએ જોગવાઇએ આજે આએ નેક કામની કીરીઆનાં જશનગાહાના શવાબના હંમબેરામો શામેલ થાવાને કીજે હમો ગુજરાત તાલુકાનાં અને કુકનને લગતા શરવે જરથોશતીઓ ભેગા થાએઆચ, તે તમો નાંમદાર શાહેબની નેકનાંમી અતી અંનત શાંભલીએચ, તેથા એ ફાંની દુનીઆંમે તમારેથા ધણા દુર હોવા છતાં હમારે હાત જોગવાઈ મલીચ તે વખત નહીં જવા દેતાં પાક પરવરદેગારની શુકરગુજારી કરીએચ કે તે શરવ શકતીમાંન શાહેબે તમોને જે ભલી બુધી અને બખશેશ કીધીચ તેને હંમેશ નેક મારગે વાપડોચ અને તમારો અમુલીખ વખત રોકીને શરવેનું ભલું ચાહાવાને કીજે હમેશ ભલાં કાંમો કરતા રેહવોચ તેમાં પાક પરવરદેગાર તમારો મદદગાર હોજો.

આપણો અશો પેગંમબર હજરત જરથોશત કે જેનાં રૂહ ઉપર શદ હજાર દરૂદ અને શલાંમ હોજો કે તે નુરે ખોદાની હજુરથી ભલી દીન માજદીઅશની લાવેઆ તેનાં પાક અવશતાવાંનીનાં કલાંમમાં નીતી ભરેલાં ફરમાંનો કીધાંચ, તેમાં હુમત, હુખત અને હુઅરેશત કે જેથી આપણાં પવીતર ધરમની નીતી પરકારોચ કે નેક વમાશવું, નેક બોલવું અને નેક કાંમો કરવાં,

એ ખોદાનાં ફરમાંન મુજબ નેક વમાશવું. તે કીરતારે તમોને જે મનશકતી અને દુર અંનદેશ નેક આગાઇ બખશીચ તેથી શરવેનું ભલું ચાહવાને કીજે તમો જે જે ભલાં ઉપીઓગી કાંમો અગંમચેતીથી કરોચ કે આએનદે તેનાં પરીનાંમ શારાં નીપજેચ. નેક બોલવું તમો રાશતીને શદા ચાહોચ અને શચાઇનાં શદા શાથી થાવોચ અને તમારા નેક શખુનોથી બીજાવોને રૂડાં કાંમો કરવામો ઉતેજન મલેચ. નેક કાંમો કરવાં તમો શદા ઉપીઓગી નેકી ભરેલાં કાંમો કરતા રેવોચ. શુધારાનાં કાંમમો અને કેલવની પાંમેલાં ઇનશાંનો જે શુખ ભોગવેચ અને તેવોથી શારાં પરીનાંમ નીપજેચ. તે કેલવણી ખાતાંના ગોએઆ શદા તમો હીમાતી છેવો. નાચારોની પરવશી કરવામો અને દુખીઓનાં દુખ નીવારન કરવામો શદા તમે મદદગાર છેવો. તેથી તમારી કીરતી જે પરથવીના ભાગમો પરકાશેચ તેનું વરણન કરવાનું કાંમ મોટા ગરથકારોનું છે, કે તેવોથી તવારીખના શફાઓનું મોહું પુશતક ભરાએ. તેમાં તમારી નેકનાંમી ભરેલું નાંમ અમરગ રેહે. પણ આ એ ટુક વખતમો તમારા નેકનાંમીની ઇધાંની તરીકે અમો મુખોરારમાં શમરાને અનગુમનની તરફથી ખરાં દીલથી મોબારકબાદી ભરેલું આએ માંનપતર મોટાં માંન સાથે તમોને અરપન કરીએચ તે દીન દોસતીની રાહે તમો કબુલ કરશો.

આપણું પુરાતમ વતન ઇરાંન સરજમીનમાં જેવારે આપણી પાદશાહી હતી અને આપણા બુજોરગ નેઆગાંનો મોટી જાહોજલાલી ભોગવતા હતા, પણ જમાનાની ગીરદશતથી માઠાં ભાએગે જેવારથી આપણી પાદશાહી ગુમ થાઇ અને દીન દુશમનોનો જોર વધવાથી આપણા નેઆગાંનો હાદેશાના મારેઆ હીનદોશતાંનની શરજમીનમાં આવી વાશો કીધોચ તેવારથી હાલ આપણો ટોલો અદલ ઇનમાફનાં છાએઆ તલે શુખચેન ભોગવેચ, પણ જે આપણા હંમશરીક જરથોશતીઓ હાલ આપણી ઇરાંન શરજમીનના તાલુકામો છે તેવો કેટલા માંઠી હાલતમાં છે. તેવો આપણાથી દુરદરાજ હોવાછતાં તેવોની હાલત શુધારવામાં અને ઘટતી મદદ કીધામો શદા તમો ખંતી છેવો. તે અજીમ કુદરતનાં ખાવંદથી તમારાં જીગરમો કેઆંની લોહીનો પરશેવ ઉતરેલો છે તેથી ભલાં અને નેકી ભરેલા કામો શદા કરતા રેહવોછ.

હાલ જમાંને તમારાં નાંમીચાં ખાંનદાંનનું નાંમ પરથવીનાં ભાગમો કીરતીમરેલું પરકાશેચ, તેમાં તમો નાંમદાર પરોપકારીપણાંથી દરાજી કરતા રેહવોચ તેથી આએ માંનપતર શમાપત કરતાં પાક પરવરદેગારથી બખશેશ ચાહીએચ કે તે કીરતાર હંમેશ તમારો મદદગાર થાએ અને તમોને તમારાં જનફરજંદાંન આ ફરજંદો સાથે ખુશી ખુરમીથી અમને ચમન રાખે અને તમોને તંનદરોસતીનાં શમદ ચાહીએચ તે આંમીન હોજો.—તંનદરૂસ્તી દેરજી વશની આવાં ઇઅદ બારેઅંગદ અશઇદાર દાદાર હરવેશપહાગાહ શાદી વગાંમશની આશાંની ફરોખી નેકી રશાંનાં બુજરગી કરે ખોદાઇ હ પાદશાહી બાદ એદુન બાદ. આંમીન બાદ.

રોજ ૧૫ મો માહા ૫ મો શેહેનશાહી માહા ૬ ઠો કદીમ શાલે ૧૨૩૨ ઇઅજદજરદી.

## મુંબઇનાં કોટ મધેનીં પાઠાંવાલા મોહલામાંની મરહુમ શેઠ જાંહગીરજી નશરવાંનજી વાડીઆવાલી દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુમબઇનાં ચાબુક, તા૦ ૧૩ માં જુન ૧૮૬૩ ને વાર શનેઉ.

એક નવું આતશ આંદરાંન.

ગીઆ બુધવારને દીવશે શવરગવાશી નેકનામ નામદાર શેઠ જાંહાંગીરજી નશરવાંનજીનાં પુણને શારૂં બાંધેલાં નવાં આતશઆદરાંનને તખતનશીન કરવામાં આવેઆ હતા. એ વેલા વાહાડીઆજીનાં ખાનદાનના લગભગ શઘલા ગરશથો તથા આપણા દશતુર શાહેબો તથા બીજા ઘણાએક મોબેદો આ પવીતર કીરીઆમાં શાંમેલ થએઆ હતા કીરીઆ તમામ થાએઆ બાદ અથોરનાંનોને તેઓના દરજા મુજબ શારી આશોદાદ આપેઆમાં આવી હતી અને તેજ વેલા આ પાક મકાન બનાવવાની મુબારકબાદીમાં વાહાડીઆજીનાં ખાંનદાનના શાહેબોની તરફથી એક શેઆલ મરહુમ જાંહાંગીરજીના નબીરાને હોરાડેઆમાં આવી હતી.

## પરેલનીં શેઠો નશરવાંનજી અને બરજોરજી મનચેરજી વાડીઆવાલી દરેમહર.

તા૦ ૯ મી આગશટ ૧૮૬૩.

રોજ ૨૦ મો હ. ૧૧ (શો) ૧૨૩૨ યઈદજરદી

આજ દીને પરેલ મધે શેઠો નશરવાંનજી અને બરજોરજી મનચેરજી વાડીઆએ પોતાના

બાવા મરહુમ શેઠ મનચેરજી જમશેદજી વાડીઆએ બંધાવવા માંડેલી દરેમેહર તૈયાર થવાથી તેમાં ઇ. સ ૧૮૩૪ માં લાલબાગ મધે શેઠો દાદાભાઇ તથા મનચેરજી પેશતનજી વાડીઆએ પરહાવેલા આતશઆદરાંન લાવી ઘટતી ક્રિઆ સાથે તખ્તનશીન કીધાં હતાં.

[ મુબઇનો બાહાર, સફે ૫૮૦

એ દરેમેહર પર કરસી તખ્તી મારેલી નથી, અને આદરાનનો કેબલો કેટલુંક સુધી મરહુમ શેઠ હુરમજજી બહમનજી વાડીઆ-વાલાં આતશબહરાંમમાં એલાહેદો રાખવામાં આવ્યો હતો. ]

[ પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૭૨ ]

## સુરતનાં રૂસ્તમપરામાં દેસાઇજીનીં દરેમેહર મરહુમ શેઠ એદલજી દાદાભાઇ સુખીઆનીં પુંજીમાંથી પાછી પરહાવીં.

તા૦ ૩૦ મી અકટોબર ૧૮૬૩.
રોજ ૭ માહ ૨ (શે.) ૧૨૩૩ યજદજરદી.

મરહુમ શેઠ એદલજી દાદાભાઇ સુખીઆના દીકરાઓ શેઠો હોરમજજી, પેશતનજી, અરદેશર, ધનજીભાઈ અને રૂસતમજી એદલજી સુખીઆએ પોતાના બાવાની પુંજી મધેથી તેમની નઇઅતે સુરત મધે રૂસ્તમપરામાં દેસાઇજીની દરેમેહરને લગતું એક મકાંન ત્યાંના જરથોશતીઓને સરઅવસરે વાપડવા માટે બંધાવી આજ દીને જશન કરી ખોલ્લું મુક્યું હતુ.

[ આ મકાંનના દરવાજા પર નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"દાદાર પાક
"એદલજી દાદાભાઇ સુખીઆની ધરમશરા
"પાક દાદાર અહોરમજદની મદદથી
"આએ દરેમેહરને લગતો મકાંન મુબંઇ-
"વાસી શેઠ એદલજી દાદાભાઇ સુખીઆના
"છોકરાઓએ નવેશરથી ફરીને પાતાનાં
"બાવાના પૈસાથી બંધાવીને આજ રોજે
"પોતાના બાવા બેહેશતી એદલજી દાદા-
"ભાઈ સુખીઆની નઇએતે ઇજાવીને
"નોશારીઆ ભગરીઆ તથા બીજા જર
"તોશતીઓને વાપરવાનાં કારણશર
"રૂશતમપરાના નોશારીઆ ભગરીઆ
"મોબેદોના અંજુમનના હવાલામાં શોંપુ
"છે, શવંત ૧૯૧૯ નાં આશો વદ ૪ વાર
"શુકરે રોજ ૭ માહ ૨ જો શને ૧૨૩૩
"એજદેજરદી."

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે. ૭૪.]

## વરોડરાનાં દોખમાંની સાંમેની શેઠ એદલજી ફરાંમજી આલબલેસે બંધાવેલી શગડી ઇજાએઆનો અહેવાલ.

મુમબઇનાં ચાબુક, તા૦ ૨૧ મીં નવેમબર ૧૮૬૩ ને વાર શનેઉ.

વડોદરા.

વડોદરાના જરતોશતી રેહવાશીઓ, જેઓની છેહલી આશાએશને શારૂં દોખમાં શરીખું એક મકાંન તાંહ બાંધવાને આશરે વીશ વરશ થાઓઆં છે. પણ તે દોખમાંને લગતી જરતોશતી રવાંનોને શારૂં ધરમકારીઆ કરવા માટે એક શગડીની તેઓને જે ઘણી અગત હતી તે હવડાં સુધી કોઇબી જરતોશતીએ પુરી પાડીતી નહી, જેથી તાંહના પારશી રેહવાશીઓને દર વખતે મોટી આપદા ખમવી પડતી હતી. વડોદરાના જરતોશતીઓની આ મોટી અગતનું કામ શેઠ એદલજી ફરાંમજી આલબરશે કરી આપીઉં છે, જેથી એ શેઠને મોટી શાબાશી ઘટે છે. એ નેક ખસલતના શેઠીઆના દીકરા ભાઇ ધનજીભાઇનો દીકરો ફરાંમજી, જેઓ ઇઅજદજરદી શને ૧૨૩૧ ના મેહર મહીનાને ૨૧ મે રોજે બેહશતનશીન થાએઆ હતા, તેઓની નઇઅતે ઉપલું પુનનું કામ કરવાની તે મરનારનાં ઉઠીઆંણાંમાં તંદરૂશતી ભણાવી હતી. અને ત પરમાંણે ઉપલી જગોએ એક સુંદર રોનકની શગડી અને દેશાવર ખાતેથી રવાન લેઇને આવનારા જરતોશતીઓને આશરો આપવા શારૂં એક એલાહેદું મકાંન બંધાવીને તઇઆર કીધું હતું, જેહના ધરમકારીઆ, જરતોશતી મહજબના કાનુન પરમાંણે, ચાલતા મહીનાની તારીખ ૧૩ મી—રોજ ૨૧ મો અને માહ બાજી શેહનશાહી શને ૧૨૩૩ ઇઅજદજરદીને દીને કીધામાં આવી છે. એ મકાંનોનું કારીઆ કામ કીધા પછે તે બંધે ઇમારતો વડોદરાની જરતોશતી અંનજુમનને વાપડવાનાં ખાશ કારણશર તેઓના શવાધાનમા આપેઆમાં આવી છે. એ વખતે વડોદરાના કુલે રેહવાશીઓ અને દેશાવર ખાતેથી એ કારીઆમાં શામેલ થાવા શારૂં ગએલા જરતોશતીઓનું જમન કીધું હતું, અને દશતુર મોબેદાને રૂપાંનાણાંની આશોદાદ આપી હતી. આ નેક કાંમના બદલામા વડોદરાના જરતોશતીઓ શેઠ એદલજી ઉપર એક માંનપતર મોકલનાર છે.

*** આ શગડીપર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"શ્રી પાક દાદાર હોરમજદની મદત હોજો.
"આએ મકાંન શી વડોદરાનાં જરથોશતી
"રૂવાંનોની પાદસે આવનાર સાહેબોને
"વરસાદ તથા તરકાંની વખતે આસરો
"લેવાને તથા રવાંનોની ક્રીઆ કરવાને
"કાજે પારશી એદલજી ફરામજી કરાંનીએ
"એશતી ફરાંમજી ધનજીભાઇનાં પુનને
"સારૂં બંધાવીઉં છે. રોજ ૨૧ મો માહ ૭
"મો શેહનશાહી સને ૧૨૩૨ ઇઅજદે-
"જરદી તથા શને ૧૮૬૩ અંગરેજી.

તખ્તીમાં જે દાહડોવાર કોતરેલો છે તે મરહુમ શેઠ ફરાંમજીની વરસીનો છે, પણ જશન તો ઉપર જણાવેલે દિવસેજ કરવામાં આવ્યું હતું.

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૯૬]

## ઈ૦ સ૦ ૧૮૬૪.

## તવરી ગામનાં દોખમાંની સાંમે મરહુમ શેઠ પેશતનજી મેહરવાંનજી ઇરાંનીનાં પુનને માટે બંધાયલી શગડી.

તા૦ ૨૪ મી જાનેવારી ૧૮૬૪.
રોજ ૩ માહ ૬ (કદમી) ૧૨૩૩ યજદેજરદી.

આજ દીને બાઇ જરબાઇ તે મરહુમ શેઠ પેશતનજી મેહરવાંનજી ઇરાંનીનાં વીધવાએ પોતાના ખાવંદનાં પુનને માટે નવસારીની પાસેનાં તવરી ગામમાં નવાં બંધાતાં દોખમાંની સાંમે એક શગડી તથા કુવો બંધાવી ત્યાંની અંજુમનના વપડાસને માટે ખોલ્લો મુકયો હતો.

[આ શગડી ઉપર નીચે પ્રમાણે તખ્તી કોતરેલી છે :—

"બાઇ જરબાઇ તે પેશતનજી મેહેરવાં-
"નજી ઇરાંનીની વીધવાએ પોતાના ખાવંદ
"પેશતનજી મેહેરવાંનજી ઇરાંનીનાં પુનને
"શારૂં આએ શગરી તથા કુવો બંનધા-
"વેઓ છે. રોજ ૩ જો અરદીબેહેશત
"માહા ૬ થો શરેવર કદમી શને ૧૨૩૩
"ઇઅજદેજરદી જરથોશતી. તારીખ ૨૪
"મી જાનેવારી શને ૧૮૬૪ અંગરેજી."]

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૯૩]

## તવરી ગામનું અંજુમનના ઉઘરાતનું દોખમું પરહાએઆનો અહેવાલ.

મુમબઇનાં ચાબુક, તા૦ ૨૭ મી આપરેલ ૧૮૬૪ ને વાર બુધે.

તવરીનાં દોખમાની મહીમા

રોજ ૨૯ મો મારેશપંદ માહા ૭ મો મેહેર, તા૦ ૧૯ મી એપરેલ શને ૧૮૬૪ ને વાર ભોમેએ તવરી ગાંમનાં દોખમાંની જશનની ક્રીઆ કરવામાં આવી હતી તે વીશેનો ટુંક હેવાલ હમારા અશરાફ વાંચનારાવો કાજે અતરે પરગટ કરીએચ—

એ દીને શહવારથી જરથોશતી અનન્જુમનનો મેલાવરો થવા લાગો ને ૮ કલાકે શુરતથી શેઠ શોરાબજી જમશેદજીએ પોતાને ખરચે મુફ્ત મેલાવેલી શપેશીઅલ ટરેન આવી પુગાથી નજદીક પાંચ હજાર માણુશો એકઠાં થાએઆં હતાં. દોખમાંની શાંમેની બેરદુ ઉપર એક મોહટો માંડવ બેઠકને માટે નાંખીઓ હતો જાંહાં શઘલા એકઠા મલીઆ. જશનની ક્રીઆ ૧૦) વાગે શરૂ કીધી તેહની આગમચ બીજી શપેશીઅલ ટરેનો આવી પુગાથી તથા તારબાદ શેઠ શોરાબજી જમશેદજીએ પોતાને માટે નવશારીથી મેલાવેલી ટરેનમાં મુફ્ત પેશેજ આપીઆથી નજદીક ૮ હજાર માણુશો હાજર થઆં હતાં. શેઠ શોરાબજી જમશેદજી તેઓનાં ખેશી તથા મીતરો શાથે આવી પોચીઆથી નોશારીના વડા દશતુર કેકોબાદજીની હજુરમાં જશનની ક્રીઆ દોખમાંની શાંમના માંડવમાં શરૂ થાઇ પણ તાંહા માણશોની ગીરદી ભારી થવાથી ગરદીને લીધે શેઠ શોરાબજી તેઓને વાશતે આરાશતે કીધેલી બીજી બેઠકમાં પધારેઆ. જશનની ક્રીઆ પુરી થયા બાદ શેઠ શોરાબજીની તરફથી જશનનાં કામમાં શામેલ થનારા દશતુરોને આશીદાદ વેહચી હતી તથા અનન્જુમનની તરફથી દશતુરજી કેકોબાદજીને એક શીઆલ આપીઆમાં આવી હતી.

દોખમાંની ઉતર તરફ એક મોહલી શપાત જમીન ઉપર જમનને માટે મોહટો માંડવ નાંખવામાં આવીઓ હતો. તાંહાં જશનમાંથી ફારેગ થવા બાદ શેઠ શોરાબજીએ મોટી ઉદારતાથી ખરચ આપી ખાણુ તઇઆર કરાવીઉં હતું જાંહાં શરવે જમવાને ગીઆ. જમન શાદું પરતુ શારૂં લેહજતદાર હતું તેમજ તાંહાં જમવા આવનારાઓની મેનીજ પણ ઘણી શારી થતી હતી અને શરવે લોકો એ હાતમ દીલના શખી શેઠને હજારો દોવા કરતા હતા.

બપોરનાં ૨ કલાકને અમલે શેઠ શેરાબજી ને નવશારી લઇ જવાને ટરેન પાછી આવી હતી. તાદબાદ બીજી બે ટરેનો નવશારી તથા વલશાડ તરફ તથા એક શુરત તરફ લોકોને પાછાં લેઇ ગેઇ હતી. એ દીને શપેશીઅલ ટરેનો મેલવાથી તેમજ એ દોખમાંની નજદીકમાં એ દીને શટેશન કીધાથી એ જશનમાં શામેલ થવાની આરજુ રાખનારાઓને ઘણું શવલ થાઇઉં હતું.

આએ દોખમું એ ગામની વશતીને બરતું મુમબઇની તથા દેશાવરોની અનજુમનનાં ફંડમાંથી બાંધાઆમાં આવીઉં છે. તેહની તે વીશ મોહટી તથા બાર નાંહાલી મલીને પાંતરીશ પાએરીએ કરવામાં આવી છે. એ દોખમું બાંધતાં આશરે પચીશ હજાર રૂપીઆ લાગા છે, પણ એટલી રકમ એ ફંડમાં હજુર સુધી ભરાઇ ચુકી નથી તેથી તેહનો હીશાબ છપાવીઆથી જરથોશતી અનજુમનને તે વીશેની જાણ થાશે.

શેઠ શેરાબજી જમશેદજીએ મોહટાં ઉદાર દીલથી એ જશનને દીનેનો ખરચ આપીઆથી તેમજ મુમબઇની એક શખી બાઇએ શગડી તથા નશાખાંનું બાંધવાનો ખરચ આપવાને કબુલ થવાથી એ નેક કામ પાર પાડાઉં છે— કેમકે હાવા મોહટી મદદ વગર એ ગામની અનજુમન અતાઆર સુધી પણ એ કામ પાર પાડી શકતે નહી હેવું વાચારવું વેઅરથ નથી. હમો શેઠ શેરાબજીને હાવાં નેક કામો કરતા જોઇ અતીશે મધન થઇએચ.

*** આ દોખમાંપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"આએ દોખમું શરવે જરથોશતી અનજુમનનાં પઇશાનું બાંધાઉં છે. રોજ ૨૬ મો આશતાદ માહા ૬ થો શરેવર શેનશાહી શને ૧૨૩૩ ઇઅજદેજરદી તા૦ ૧૬ મી ફેબરવારી શને ૧૮૬૪ અંગરેજી."

તખ્તીમાં જણાવેલે દાહડે કાંઇક અડચણને લીધે એ દોખમું ન પરઠાતાં આએ દીવસે (રોજ ૨૯ માહ ૭ શને ૧૨૩૩ યજદજરદી, તા૦ ૧૯ મી આપરેલ ૧૮૬૪) પરઠાયું છે. એ દોખમાંનું ઉથરાંનું મુંબઇમાં કરવાની આગેવાની શેઠ ડોશાભાઇ મેહરવાંનજી વાડીઆએ કીધી હતી, તથા તેની સર્વે મેનીજ શેઠો માણેકજી બેહરાંમજી તવરીઆ અને જીવણજી નવરોજજી તવરીઆએ કીધી હતી. એ દોખમાંનાં ફંડમાં બંધાયલી રૂ ૧૯૩૫૭)≈ ભરાયા હતા, અને દોખમું બાંધવાપર રૂ. ૧૪૯૭૮॥ ખરચ થાયો હતો, તથા બાકી વધેલા રૂ.૪૩૭૮॥≈ દોખમાંની જગાની આસપાસ ફરતી દેવાલ બાંધવામાં કામે લગાડયા હતા.

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૧૧૩].

એ દોખમાં તરફ જવાનો એક પાકો રસ્તો બાઇ આવાંબાઇ તે શેઠ કાવશજી બેજનજી કરાંની અથવા આલબલેસનાં ધણીઆંનીએ રૂ ૧૨૦૦) ને ખરચે બંધાવી તે તા૦ ૩૦ મી આપરેલ ૧૮૭૧ ને દીને ખોલ્લો મુકયો હતો.

## પેશાવરની જરથોસ્તી રવાંનોની જગા.

તા૦ ૩ જી આગશટ ૧૮૬૪.

પેશાવર મધે જરથોસ્તી રવાંનોને ભુમિડા કરવાને ત્યાંનાં સદર બજારની પછવાડે એક એલાહેદી જગા જરથોસ્તીઓએ આજ દીને મેલવી હતી.

[પેશાવર મધે એ વર્ષમાં બાઇ આઇમાએ શેઠ હોરમજજી કાવશજી મારકરનાં ધણીઆંનીનું મરણ તા૦ ૩ જી આગશટ ૧૮૬૪ ને દીને નીપજવાથી ત્યાંના બે જરથોસ્તીઓ શેઠો ડોશાભાઇ ધનજીભાઇ મેહતા અને મેહરવાંનજી માણેકજી સરાફ (ગામવાલા) કેનટોનમેંટ માજીસ્ટ્રેટ કરનલ માલવીન પાસેથી ઘણી મેહનતે ઉપલી જગો મેલવી હતી. એ જગાને ફરતી દેવાલ મજકુર શેઠ હોરમજજી કાવશજી મારકરે પોતાને ખરચે બંધાવી હતી. એ દેવાલ ભાગી પડવાથી પાછી ઇ૦ સ૦ ૧૮૮૧ માં સેઠ રતનજી ખરશેદજી બાટલી બોઇએ પોતાને ખરચે મજબુત કરાવી હતી, તથા ઇ. સ. ૧૮૮૯ ના ફેબરવારી માસમાં તેમના દીકરા શેઠ બહમનજી રતનજી બાટલીબોઈએ તે નવેસરથી પાછી બંધાવી, તથા માંહે બંદગી તથા ક્રિઆ કરવાને એક ઓરડો પણ બંધાવી આપ્યો હતો. હિયાં આસરે ૨૦) જરથોસ્તી રવાંનોને ભુમિડા કરેલાં છે.]

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૧૨૩.]

# ઈ૦ સ૦ ૧૮૬૫.

## તારદેવ મધેનીં મરહુમ શેઠ બેહરાંમજી કાવશજી બાટલીવાલાની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૯ મીં જાનેવારી ૧૮૬૫ ને વાર ભરેસપત.

મરહુમ શેઠ બેહરાંમજી કાવશજી બાટલીવાલાનાં ધણીઆંણી બાઇ ચાંદનબાઇએ પોતાના ખાવંદનાં પુનને વાશતે કોટ બાહેર તારદેવ મધેની પોતાની વાડી મધે એક દરેમેહેર બંધાવીને તે મધે આતશઆદરાંન શાહેબ તખતનશીન કીધા છે. એ દરેમેહેર ઈજવાનાં જશનની કીરીઆ ચાલતા મહીનાની તારીખ ૧૦ મીને દીને કીધી હતી, તે વેલાએ મુંબઇના જરતોશતીઓની જે મીજલસ મલી હતી તેહની હજુર વાંચી શંભલાવેલો અનજુમન પતર વાંચનારને માટે હેઠલ પરગટ કરીએચ—

અનજુમનના શાહેઓ,

રોજ ૨૦ મો માહ ૪ થો શેહેનશાહી, માહ ૫ મો કદમી શને ૧૨૩૪ ઈઅજદજરદીને દીને બાઇ ચાંદનબાઇ તે મરહુમ શેઠ બેહરાંમજી કાવશજી બાટલીવાલાનાં વીધવા અરજ કરેચ કે માહરા ખાવંદ બેહશતનશીન બેહરાંમજી કાવશજીનીં નઇઅતે આજ રોજે અતરે દરેમેહર બંધાવીને કુલે જરતોશતી ફીરકાને એબાદત કરવાને તથા દીનઆઇનની કીરીઆ કરવાને ખુલલી રાખી છે. એ દરેમેહેર મેં તરશટીઓના શવાધીનમાં કીધી છે. હેના ખરચને શારૂં રૂ. ૩૨૦૦૦) અંકે બતરીશ હજાર રૂપીઆની પાા ટકાની પરાંમીશરી નોટો આપી છે તથા બીજા શ્રી મુંબઇ બેંકના શૅર ૧૦ દશ રૂ. ૧૦૦૦૦) દશ હજારના આપવા ઠેડવેઆ છે. એ દરેમેહેર બાંધી આતશઆદરાંન શાહેબને તખતનશીન કીધા તેહની ખુશાલીમાં પંચાએતનાં જનરલ ફંડમાં રૂ. ૫૦૦) અંકે પાંચશો આપેઆ છે. એ વખતે એઓનાં ખેશીઓએ ૧૩૫૦) રૂપીઆ એજ ધરમ ખાતાંમાં આપેઆ છે.

*** આએ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.
"આએ દરેમેહરનું પવીત્ર મુકામ બાઇ
"ચાંદનબાઇ તે શેઠ બેરાંમજી કાવશજી
"બાટલીવાલાની વીધવાએ પોતાના ખાવંદ
"બેહેશતનશીન શેઠ બેરાંમજી કાવશજી
"બાટલીવાલાનાં પુનને સારૂં તેવણુની
"નઇઅતે બંધાવીઉં છે અને દીનની શરતે
"કીરીઆ કરાવીને આજ દીને આતશ-
"આદરાંન શાહેબને પરઠાવીઆછે—ને
"એ પવીતર મુકાંમ શઘલા જરતોશતીઓને
"બંદગી તથા દીનઆઇનનું કાંમ કરવાને
"શારૂં ખોલ્લું મુંકેલું છે. રોજ ૨૦ માહ ૪
"શેહેનશાહી શને ૧૨૩૪ ઇઅજદજરદી
"તારીખ ૧૦ મી જાનેવારી શને ૧૮૬૫
"ઇશવી."

## તારાપોરનાં અંજુમનના ઉધરાતનાં દોખમાંનો તાંણો પુરાયો.

ગુજરાત મીતર, તા૦ ૩૦ મી આપરેલ ૧૮૬૫.

તારાપોર, તા૦ ૨૬ મી આપરેલ ૧૮૬૫.

દખમાંનો તાંનો તારીખ ૨૦ મી એપરેલ ને દીને પુરવામો આવીઓ હતો તે વખતે થાએલી કીરીઆ જોવાને પારશીઓનાં બઇરાં છોકરાં મલીને એકંદર અનજુમન આશરે એક હજાર મલી હતી. એ વીશે વરતમાંન પતરોમાં ખબર છપાવી હોતે તો ઘણાં લોકોની ઠઠ થાત. કેહ છે કે જુનાં દખમાંની શીકશતે હાલત વીશે કોઇ શખશે આશરે મહીના છ ઉપર શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીને પતર લખેઓ હતો તેથી એ દીનદાર ગરહશથે તજવીજ કરીને એ પુનનાં કાંમમો લોકોને શામેલ કરવાને એક ઉઘરાંણુંની ટીપ મુંબઇમાં ફેરવી અને એ દખમું ઘણી મજબુત રીતે બાંધવાને વાશતે ઉઘરાંણુંમાં જેટલા રૂપીઆ થાએ તે કરતાં જે વધારે ખરચ થાએ તે પોતે આપવો. એવી હાતમ દીલની ખાએશ એ શાહેબે બતલાવી છે.

*Times of India, 6th May 1865.*

About a thousand Zoroastrians, male and female, assembled at Tarapore, on the 20th ulto, to witness the inauguration ceremony of a Tower of Silence there The Parsee residents of the village are indebted to our townsman Mr. Cursetjee Nusserwanjee Cama, for defraying a portion of the expenses for building the Tower.

## ગીરગાંમનીં અસલાજીવાલી દરેમેહેર પાછી પરહાએઆનો અહેવાલ.

મુમબઇનાં ચાબુક, તા૦ ૬ થી સપટેમબર ૧૮૬૫ ને વાર બુધે.

જરથોશતીઓને ખબર.

વાંચનારી આલમને, તેહેમાં ખશુશ કરીને જરથોશતી શાહેબોને ઇઆદ હશે કે મુમબઈની ગીરગાંમ મધે અશલાજી બીખાજીએ પોતાની વાડીમાં આજ કેટલીએક મુદતની વાતપર એક દરેમેહેર બંધાવીને પરહાવી હતી, તારબાદ કેટલાંએક ખાંનગી કારણોશર તે દરેમેહેર તે અશલાજીએ કાહાડી નાખી હતી, તારબાદ તે દરેમેહેરને લાએકનું બંધાવેલું મકાંન રદ થઇ પડેઉં હતું, અને તે વખતે હેવું પણ ધારવામાં આવતું હતું કે તે જીલલામાં જરથોશતીઓની ઘણી વશતી નહી હોવાને લીધે તેવાં એક મકાંનની કાંઇ તે વખતે વીશેશ જરૂર નહીં હતી, અને તારબાદ અશલાજી ગુજરવા પછે તે વાડી શદાબડી પા૦ જાંગીરજી એજનજીને વેચેઆમાં આવી છે, અને હાલમાં તે આગલા વખત કરતાં તે જીલલામાં ઘણો ફેરફાર થાએઆને લીધે અને જરથોશતીઓની વશતી તે તરફ ઓહોલી વધી ગએઆને લીધે હેવાં એક મકાંનની હાલી જરૂરીઆત છે, હેવું શહમજીને ઉપલા જાહાંગીરજી એજનજીએ પોતાના મરનાર દીકરા પેશતનજી જાહાંગીરજીની નઇઅતે ઉપલાં મકાંનમાં એક દાદગાં આવતી કાલ રોજથી ચાલુ કરવાને આરંભેલું છે, અને તે દાદગાંનો જરૂરીઆત ખરચ બાબે મરનાર અશલાજીનાં વખતની મીશાલે ખલલ નહીં પડે, તેહેવી રીતે એ ઉપલા જાહાંગીરજીએ ધેઆંન પોંહોંચાડી ઘટતા બંદોબશત કરતાંમાં પોતાની થાવર મીલકતનો એક પુરનો હીશો એ ભલાં કાંમ શારૂં અલાહેદો કાહાડેઓ છે, જેથી કરીને તે કાંમને કાંઇબી પરકારથી ધોકો પોંહોંચે નહીં, ને તે મીલકતની ઉપજ મધેથી તે પાકીજે જગાનો ખરચ પણ ચાલુ રેહે. એ દીને શરવે જરથોશતીઓને આએ ભલાં કાંમમાં શાંમેલ થવાની અરજ ગુજારવામાં આવે છે.

## કોલાબાનો મેહરવાંન બાગ અથવા પારસી સેનીટરીઅમ ખોલ્લુ મુકાયાનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨ જી ડીજેમબર ૧૮૬૫ ને વાર શનેઉ.

જરતોશતી અંજુમંનને અરજ.

આપણાં જરતોશતીઓને હવા ફેર બદલ કરવાને વાપડવા શારૂં હમોએ વચલા કોલાબા મધે જે મકાંન બંધાવેઉં છે તેનું મુહુરત રોજ ૧૩ મો માહા ૪ થો કદીમ તથા માહા ૩ જો શેહેનશાહી શંને ૧૨૩૫ ઇઅજદેજરદી—તા૦ ૪ થી ડીશેમંબર શંને ૧૮૬૫ ને વાર શોમેને દીને કરવાનો, અને આએ વેલાની હમારી ઘહંબારની નેઆતનું જમંન એજ મકાંનમાં કરવાનું ઠેડાવેઉં છે, વાશને કુલ જરતોશતી શાહેબોને અરજ કરવામાં આવેચ જે મેહેરબાંની કરીને તે દંને શહવારનાં ૯ કલાકને અમલે એ જશંન તથા ચાશની કરવાનાં શવાબનાં કાંમમાં શાંમેલ થાઇ શેવકને માન આપવુંજી, એજ અરજ.

**લા૦ શેવક મેરવાંનજી ફરાંમજી પાંડે.**

આપણાં ગાંમઠી વેપારી તથા શેઠ શાઉકારોને અરજ.

પારશીઓની માંદગી હાલતમાં હવા ફેર બદલ કરવાને વાપરવા શારૂં હમોએ વચલા કોલાબા મધે જે મકાંન બંધાવેઉં છે તેનું મુહુરત ચાલતા માશની તા૦ ૪ થી ને વાર શોમેને દંને થનાર છે તે ક્રીઆમો શાંમેલ થવાને શરવે પારશીઓને બની આવે તેટલા શારૂં આંપણાં ગાંમઠી વેપારીઓ તથા શેઠ શાઉકારો તથા વગરેને અરજ કરેઆમો આવેચ જે તેઓની ચાકરી માંહેલા પારશીઓને તે દંને મેહેરબાંની કરી રજા આપવી કે જેથી શેવક ઉપર ઉપકાર થાએલો શમજશું, એજ વીનંનતી.

**લા૦ શેવક મેરવાંનજી ફરાંમજી પાંડે.**

*Times of India, Saturday 2nd December 1865.*

Opening of the Parsee Sanitarium, Colaba—This Institution will be inaugurated on Monday next, the 4th instant, with appropriate ceremonies, and as many of the Parsee Community will be desirous of being present on so interesting an occasion, the undersigned takes this opportunity of requesting from Heads of Official Departments, Bankers, Merchants and others employing Parsees in their establishments, the favour of their granting leave to their Parsee employes on that day to admit of their being

present at the opening ceremony at the Sanitarium.

MERWANJEE FRAMJEE PANDAY.

Bombay, 2nd December 1865.

*Times of India, Monday 4th December 1865.*

Owing to the ceremony of inaugurating the opening of the Parsee Sanitarium at Colaba this morning, we have been requested to state that all the Parsee shops in the English bazar will be closed for the day. The share brokers also take a holiday on the same account.

જામે જમશેદ, તા૦ ૫ મીં ડીશેમબર ૧૮૬૫ ને વાર શોમે.

મેહરવાંન બાગ.

મુંબઇ શેહરમાં વશનારા જરતોશતીઓને માટે માંદગીની વેલાએ વાપરવા શારૂં વચલા કોલાબા મધે શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડેએ નાણાંની એક મોહલી થાપન ખરચીને એક ઘણુંજ શુંદર વખાંણવાજોગ, અને તારીફ લાએક મકાંન બંધાવીઉં છે, તેહની ક્રીરીઆ ગેઇ કાલ દીને કીધામાં આવી હતી. આ ક્રીરીઆની મીજલશમાં મુંબઇની જરતોશેતી વશતી માંહેલા ઘણાખરા એકેએક શેઠીઆઓ શામેલ થાએઆ હતા: તેમજ વચલે અને છેહલે વાઘેના પારશીઓની એક મોટી ઠઠ મલી હતી. તાંહના દેખાવ ઉપરથી હમો ધારીએચ કે એ મેલાવડામાં લગભગ ૫૦૦૦ પારશીઓ શાંમેલ થાએઆ હશે. દશતુર મોબેદોને બેશવા માટે એક એલાહેદી જગા કીધી હતી, અને શેઠીઆઓ તથા પારશી બાનુઓને વાશતે જુદા જુદા રૂમો મધે ખુરશીઓ અને કોચો ગોઠવીઆમાં આવીઆ હતા, જાંહ તેઓ બીરાજીઆં હતાં. શહવારે ૯ કલાકે જશનની ક્રીરીઆ શહરૂ કીધી તે ૧૦॥ કલાકે પુરી કીધામાં આવી હતી. આ જશનની ક્રીરીઆ પુરી કીધામાં આવીઆ પછે શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડેની તરફથી એક અંજુમન પતર વાંચી શંભલાવીઆમાં આવીઓ હતો તે વાંચનારને માટે હેઠલ પરગટ કરીએચ:—

શભા પતર.

શ્રી દાદગર દાદાર હોરમજદની મદદ હોજો
શમશત જરતોશતી અંજુમન જોગ—

શાહેબો,

આપણા જરતોશતી ભાઇબંધોની માંદગી હાલતમાં તેઓને હવાપાણી ફેરફાર કરી પોતાની તંદરોશતી પાછી મેલવવા શારૂં તેહવું કોઈ જાહેર મકાંન નહીં હોવાને લીધે તેઓને, તેહમાં અગતકરીને ગરીબ જરતોશતીઓ, જેઓ ગીચ વશતીમાં અને શાંકલી જગેઆમાં રેહે છે તેઓને અગવડ ભોગવવી પડતી હતી, તે ટાલવાના ઇરાદાથી, મેં એક મકાંન બંધાવવાનો ઠેરાવ કરી તેની લાગટ શારૂં રૂપીઆ ૩,૦૦,૦૦૦ અંકે રૂપીઆ તરણ લાખ તારીખ ૩ જી જાનેવારી શને ૧૮૬૩ ને દીને માહરાં જુદાં ધરમખાતાંના તરશટીઓ શેઠ દીનશાહજી માંણેકજી પીટીટ, શેઠ શાપુરજી અરદેશર પાંડે તથા ભાઇ દોરાબજી ફરાંમજી પાંડેના શવાધીનમાં કરેઆ હતા, અને એ તરશટી શાહેબોની મેહરબાંનીભરેલી શલાહ તથા મદદથી વચલા કોલાબા મધેનું આએ મકાંન જેમાં તમો શાહેબો એકઠા મલીને આજે મહને શોભા તથા માંન આપીઉ છે તે ખોદાતાલાની મેહરબાંની તથા શત જરતોશત અશફંતમાંન અનોશેહરવાંનની રેહનુમાઇ ॥ બરકતથી શરનજાંમ પોંહતું, ઇઆને તઇઆર થાઇઉં છે.

આએ મકાંન જે મેં જરતોશતી અંજુમનના શાહેબોની શુખાકારી શારૂ બંધાવીઉં છે તેહતું નામ "મેહરવાન બાગ" કરી રાખીને તે આજ દીનથી મેં માહરી રાજી ખુશીથી માહરાં ધરમખાતાંના ફંનડના મજકુર તરશટી શાહેબોને હવાલે કરીઉં છે, ને તે વીશેનું તરશટડીડ તથા એ મકાંનનો વહીવટ ચલાવવાના કાએદા હવે પછેથી કરેઆમાં આવશે કે જેઓના અશાંકથી કાએદા મુજબ આપણાં જરતોશતીઓને વાપરવાને રજા આપેઆમાં આવશે.

આ મકાંન પુરૂં કરવામાં ઉપર જણાવેલા પેહલા ધારેલા રૂપીઆ તરણ લાખ કરતે ઘણાં વધારે લાગેલા છે; પણ તેહનો હીશાબ શઘલો નકી થાએઓ નથી તેથી ખરી અને પુરી લાગટ હાલ હું તમારી શેવામાં જણાવી શકતો નથી; પણ હવે પછેથી જારે માહરાં બીજાં ધરમખાતાઓના હીશાબ છપાવીઆમાં આવશે તારે આએ મકાંનનો હીશાબ તથા તરશટડીડની નકલ શુધા છપાવીને જાહેર કરેઆમાં આવશે.

આએ શભા પતર પુરૂં કીધા અગાઉ આપણાં પેદા કરનાર ખાવંદથી એટલી મુરાદ ચાહુંચ કે તે કીરતાર તમો શમશત અંજુમનના શાહેબો, જેઓએ આએ જગોએ તશદી લેઇને માંન તથા શોહભા આપી છે તેઓની ખરાં દેલની દુઆ જે મતલબ અને

મોરાદથી મેં આએ મકાંન બંધાવીઉં છે તે આપણા જાતભાઇઓના લાભમાં ગુણગારૂં તથા ફાએદેમંદ થાએ.

માહરા તરફથી શાહેબોએ આએ મકાંનનું કાંમ શરંજામ પોંહચાડવામાં મહને ઘણી મદદ કરી છે તે વાશે તેઓનો, તથા આજ દીને તમો અંજુમનના શાહેબોએ અતરે તજદી લેઈ મહને શોહબા આપી છે તે બાબે તહમો શાહેબોનો માહરા ઉપર ઉપકાર તથા અહેશાંન થાઈઉં છે, તેહની મેહરબાંની માંનીને આએ શભા પતર હું પુરૂં કરવાની રજા લેઉં છેઉ—એજ અરજ.

રોજ ૧૩ મો તેશતર તીર ઇજદ માહ ૪ તેશતર તીર ઇજદ કદમી, માહ ૩ જો ખોરદાદ અમશાશપંદ શેહનશાહી, ઇઅજદજરદી શને ૧૨૩૫—અંગરેજી તારીખ ૪ થી ડીજેમબર શને ૧૮૬૫ દાશવીને વાર શોમે.

લા૦ શેવક મેરવાંનજી ફરાંમજી પાંડેનાનો દુવા વાંચજો.

આ મકાંનની બાંધણી ઘણીજ શુંદર અને વખાંણવાજોગ ગોઠવણથી કીધામાં આવી છે. ચારે બોરદુએ ફરતી વલાંણ લેઇને જુદા જુદા ૭૬ ઓરડાઓ બનાવેઆમાં આવેઆ છે અને દરએક ઓરડા દીઠ એક એક બબરચીખાંણું અને એક એક પાંણી વાપરવાનું મકાંન બાંધેલું છે. જાજરૂખાંનાની ગોઠવણની શગલાઓની શગવડને માટે શારી કીધામાં આવી છે, અને તેહની ગંધકીના અશર અંદરના કોઇ બી ભાગમાં પેશ નહીં થાએ તેહવું બાંધકામ લીધેલું છે. દરએક ઓરડામાં ઘણીજ શરશ રીતે હવા પેવશ થાવાના ખુલલા મારગો રાખેલા છે, અને દરએક ઓરડાને બએ બાજુએથી બારણાં બારીઓ મેલેલી છે, જેથી દર એક જગોએ ખુલલી હવાની શાથે શારો ઉજાશ પડે છે, ચાલીની પાછલી બાજુએ તરણ તરફથી શમુદર કીનારો છેક નજદીક આવેલો છે એ મકાંનની આગલી તેમજ પાછલી બોરદુએ જાહડ પાંનની વખાંણવાજોગ ગોઠવણ કીધેલી છે, અને પાછલી બોરદુએ ૫૦ કદમને છેટે વીઆરના નલ ગોઠવેલા છે. આગલી તરફ મધીઅ ભાગમાં અંગરેજ બજારનાં દેવલના આકારનું ચાર બારદુની પલેટનું અને શુંદર અવાજનું એક મોટું ઘડીઆલ ગોઠવેઆમાં આવેઉં છે, અને તેહની ચારે બોરદુએ ચાલીનાં ચાર ખુણાંઓમાં ચાર ફુવારા ઉભા કીધેલા છે, અને તેહની આશપાશ બાગ બગીચાનાં રોનકદાર જાહડથી કીઆરા બનાવેલા છે.

આ મકાંન જોવાથી દરએક જરતોશતીનું દીલ મગન થાઇઉં હતું, અને તેહના બનધાવનારના પઇશાની શારી વખાંણ કીધામાં આવતી હતી.

આ મકાંન મધે જરતોશતી ધરમની કીરીઆ કરવા શારૂં એક ઓરડો કાહડેલોછે, તેમજ શારે માઠે વાપરવા સારૂં જુદા જુદા બે મોટા હાલ કીધેલા છે, આ મકાંનની બાંધનીની ગોઠવણ જોઇને કોઇબી શખશે ખાંમી કાહડી હોએ હેવું હમો તે જગોએ શાંભલી શકેઆતા નહીં.

આએ મકાંન બાંધવાનાં માંનની દાખાંણી દાખલ શેઠ મેહરવાંનજીને જુદા જુદા ધણીઓની તરફથી ૭ શાલ હોરાડેઆમાં આવી હતી.

*Times of India, Tuesday 5th December 1865.*

*Inauguration of the Parsee Sanitarium at Colaba.*

THE ceremony of inaugurating a public Sanitariam for the benefit of the poor members of the Parsee Community which has been built close by the sea at middle Colaba by Merwanjee Framjee Panday Esqr., broker to Messrs. Campbell, Mitchell, and Co., took place Yesterday Morning, in the presence of nearly the whole Parsee community of Bombay. This charity will doubtless prove a great benefit to the Parsees, the poorer and middle classes of whom residing generally as they do in close and thickly crowded localities, will find it a boon when impaired health renders necessary a change of scene and air. In January 1863, Mr. Merwanjee, the benevolent douor of the institution, set apart a sum of three lacs of rupees for the ground and buildings, which amount was placed at the disposal of three gentlemen who were appointed trustees for the charity. The buildings have now been completed, at an estimated cost of about six lacs of rupees, the excess of cost being mainly due to the

great rise in the price of materials. They extend over on area of 60, 306 square feet, and are enclosed on the west and north by a broad sea-wall The original plans and designs were submited to Drs. Peet and Ballingall, who, we are told, pro nunced them well adapted for the purposes of a sanitarium. The institution comprises five extensive blocks of buildings lying contiguous to each other; with spacious verandas all round, and open space on either side. It contains seventy-six rooms of a tolerably large size, with a corresponding number of cook-rooms and bath-rooms. Vehar water has been laid on in the premises. In the open space in front of the blocks of buildings is erected a magnificent clock tower, in the midst of a tasteful little garden.

The religious ceremonies were performed by a large number of Parsee priests and high priests, and after appropriate prayers had been offered, the following letter from Mr. Merwanjee Framjee was read to the assembly :—

"To the Zoroastrian Community,

"Gentlemen,—To supply the long felt want of a public sanitarium among our Zoroastrian brethren especially for the comfort of the poorer classes among us who, living as they do in badly ventilated and thickly crowded localities, have not the means nor the opportuniy of regaining health and vigour after a period of illness,—I proposed to build a sanitarium, and accordingly on the 3rd January 1863, made over a sum of rupees three lacs (Rs. 3, 00, 000) to Messrs. Dinshaw Manockjee Petit, Shapoorjee Ardasir Panday, and Dorabjee Framjee Panday, the trustees of my other and separate charities. With the ready assistance and valuable advice of those gentlemen, an extensive piece of ground was purchased, on which, under the grace of God and the guardianship of the true prophet Zoroaster, has been erected the building in which you have done me the honor to assemble to-day. This sanitarium which I have built for the health and comfort of my Zoroastrian brethren, I make over and assign from this day to the trustees of my charitable funds, with a request that it may henceforth be known as the Merwan Baug. The trust deed, as well as the regulations for the management of the sanitarium, will be prepared hereafter. The cost of completing the buildings greatly exceeds the sum of three lacs of rupees above referred to, the detailed particulars of which are not ready, but will be published with the trust deed and with the accounts and estimates of my other charities. Before concluding this letter, I would add the expression of my most fervent hope that, under the blessing of God and by the prayers of those assembled here to day, this building mayprove to be of advantage and comfort to those for whom it is intended. I beg to be permitted here to tender my most sincere thanks to the trustees of this charity for their valuable assistance, and to you all, assembled here, for the honor you have done me by your presence.

yours &c.

MERWANJEE FRAMJEE PANDAY.

On the conclusion of the opening ceremonies, the persons present inspected the different portions of the institution, and dispersed after partaking of refreshments provided by the manificent donor.

## ઈ૦ સ૦ ૧૮૬૬.

### અમદાવાદની શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઈવાલી જરતોશતી ધર્મશાલા ખોલ્લી મુકાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૯ મી ફેબરવારી ૧૮૬૬ ને વાર શુકર.

અમદાવાદ, તા૦ ૩જી ફેબરવારી ૧૮૬૬.

મુંબઈ જામે જમશેદના અધીપતી—

શાહેબ,

મુંબઈ તથા બીજાં શેહેરોમાં શર જમશેદજી જીજીભાઈ બારોનેટની નેકનાંમીથી ધરમનાં કામો થએઆં છે તેમ અમદાવાદમાં બારોનેટની ફેમેલીનું નાંમ જાવેદાંન શુધી ઈઆદગારીમાં રેહે એવી એક ધરમશાલા પારશી મુશાફરોના ઉતારા શારૂ શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇની તરફથી ગઇ કાલે ઉઘાડવામાં આવી છે. એ ધરમશાલાનું મકાંન ઘણું મોટું ને શારૂં છે કે જેમાં એ તરણ ચાર ફેમેલીનો શમાશ થાઇ શકે. શેઠ શોરાબજી જમશેદજીનું ઉદારપણું અમદાવાદના જરથોશતીઓ ભુલનાર નથી અને તેવો ઉપર એ શેઠનો ભારી ઉપકાર થએઓ છે એ શાહેબે જે એ ધરમશાલાના તરશટીઓ શેઠ પેશતનજી ફરાંમજી, શેઠ ખરશેદજી બેહરાંમજી તથા શેઠ મેરવાંનજી કાવશજી ને નીમેલા છે તેઓએ પોતાનો હોદો બહુ ચાલાકીથી બજાવેઓ છે,

એ ધરમશાલામાં ગેઇ કાલે શહવારનાં જશન કરવામાં આવેઉ હતું અને આપણી પાક દીનના શીરશતા મુજબ બાજ આફરગાંન કરી એ મકાંન ઇજાવામાં આવીઉં છે. તે વખતે અમદાવાદના બધા જરતોશતીઓ એકઠા મલેઆ હતા તેમાં અતરેના મુખીઅ શેઠ મનચેરજી શોરાબજી પણ પધારા હતા. શાંજનાં શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇની તરફથી આશરે બશો જરતોશતીઓની નાત જમાડી હતી. તે વખતે એ નેકનાંમદાર શેઠની શલાંમતી ખુશાલી શાથે લેવાઇ હતી.

અમદાવાદનો રેહવાશી.

*Bombay Gazette, 8th February 1866.*

The Dhurumsalla, which was erected at Ahmedabad at the expense of Sorabjee Jamsetjee Jeejeebhoy Esqr, for the Parsee travellers was opened on the 2nd instant.

⁂ આ ધર્મશાલાની બાહેરના દરવાજા ઉપર નીચલી તખ્તી મારેલી છે :—

"શ્રી મુંબાઇવાશી પારશી શોરાબજી
"જમશેદજી જીજીભાઇએ આએ ધરમ-
"શરાહ પોતાનાં ફરજંદે દીલબંદ બેહન
"ગુલબાજીની નઇએતે ઇજવીને શ્રી અમ-
"દાવાદની કુલ જરતોશતી અનજુમનને
"પોતાની કોમનાં મુસાફરોનાં વાપરવાનાં
"કારણશર શપુરદ કરી છે. રોજ ૧૩ મો
"માહ ૬ થો* શને ૧૨૩૫ ઇઅજદજરદી
"તારીખ ૨ જી ફેબરવારી ૧૮૬૬ અંગ્રેજી."

* એ જગોએ માહ ૫ માને બદલે ૬ કો ભુલથી કોતરાયો છે.

એ ધર્મશાલાનું મકાંન ઇ. સ. ૧૮૭૫ ની અમદાવાદની રેલ વખતે બીસમાર થઈ આસ્તે આસ્તે પડી ભાગવાથી એ જગોપર એક નવી કુશાદે ધર્મશાલા ત્યાંવાલા ખાંનબાહદુર નવરોજજી પેશતનજી વકીલે પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ બચુબાઇનાં પુનને માટે રૂ ૩૫૫૦૦) ને ખરચે બંધાવી તા૦ ૨૨ મી ડીસેમબર ૧૮૯૩ ને દીને જરથોસ્તી મુસાફરોના ઉતારાને માટે ખોલ્લી મુકી હતી.

[ પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૧૭૭ ]

### શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડેવાલી કરેલવાડીની ધર્મશાલા ખોલ્લી મુકાએઆનો અહેવાલ.

મુંબઈ ચાબુક, તા૦ ૧૦ મી મારચ ૧૮૬૬ ને વાર શનેઉ.

શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડેવાલી ધરમશાલા ઉઘાડવાની ક્રીઆ.

આગમચથી ઠેહાવ કરેઆ મુજબ ગએઆ બુધવારે ઉપલી ધરમશાલાની થાએલી ક્રીઆની વેલાએ ઘણાંક જરથોશતીઓનો તે જગોએ મેલાવરો થાએઓ હતો. જશનની ક્રીઆ થાવા પછે, કદમી ટોલાનાં દશતુરજી શોહરાબજી રૂશતમજીએ જરતોશતી મજહબમાં ધરમશાલા બાંધવાનાં ફરમાંનો સંબધી એક બીના વાંચી શંભલાવી હતી. જે પછે શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડેની તરફથી જરતોશતી અંજુમનના મોબેદ ભીખાજીએ નીચલું અંજુમન પતર વાંચી શંભલાવેઉં—

શભા પતર.

શ્રી દાદગર દાદાર અહુરમજદની મદદ હોજો.

મજલેશનાં શાહેબો

બીજાં ગામોમાં વશનારા જરતોશતીઓનાં

ઉતારા શારૂં અતરે મુંબઈ માં તેહવી કોઈ ધરમશરા નહી હોવાને શબબે તેહવા મુશાફરોને અગવડ પડતી હતી તે અગવડ કેટલેક દરજે ટાલવાની મુરાદથી મેં એક મુશાફરખાંનું બાંધવાને આરંભીઉં અને તે મકાંન બાંધવાના ખરચ શારૂં રૂ. ૭૫૦૦૦) પરભાડે ઠેકાંણે જમે કરાવીને તેની રશીદ માહારાં ધરમ ફંનડનાં તરશટીવો શેઠ દીનશાજી માણેકજી પીટી તથા શેઠ શાપુરજી અરદેશર પાંડે તથા ભાઈ દોરાબજી ફરાંમજી પાંડેને તારીખ ૧૫ મી મારચ ૧૮૬૪ ને દીને એક પતર લખીને બીડી મોકલી હતી.

આ માહારી ધારણાં શરંનજામ પોહોચાડવા માટે એટલી રકમ બશ નહી થઇ વાશતે અને મજકુર તરશટી શાહેબોને એ મુશાફરખાંણાં શારૂં ગીરગાંમનો લતો પશંદ આવીઓ તેથી મેં બીજા રૂ. ૨૫૦૦૦) તથા જે જગા ઉપર આએ ધરમશરા બંધાઈ છે તે માહારી જગા વાર ૧૩૫૦ આશરે રૂ. ૩૬૦૦૦, ની કીમતની મલીને પણ મેં માહારા તરશટીઓને આપીઉં હતું.

દાદાર અહુરમજદ જે ભલાં કાંમનો મદદગાર છે તે ખાવંદની મેહેરબાંની તથા શત જરતોશત અશપંતમાંન અનોશેહરવાંનની રાહનુમાઇથી આ ધરમશરાનું મકાંન બંધાઈ ને તઇઆર થાએઉં છે તેનું નાંમ "પાંડેની ધરમશરા" એવું આપીને તથા તેનાં વાશ મુહુરતનું જશન આજ દીને કરીને એ મકાંન મેં માહારાં મેહરબાંન માતાજી મરહુંમ ગુલેશતાંન બાંનુનાં શવાબ તથા પુનને કીજે પરદેશી જરતોશતીવોનાં ઉતારાના વાવરવાશને કારણે માહારા મજકુર તરશટી શાહેબોનાં અખતીઆર તથા શવાધીનમાં શોંપીઉં છે.

આએ "પાંડેની ધરમશરા" નું તરશટડીડ તથા એ મકાંનને લગતા ઘટતા કાએદા તથા તેની મરામત તથા બાલવણીનાં ખરચ બાબેનાં ઘટતા બંદોબશત હવે પછેથી કરેઆમાં આવશે.

આ અનજુમન પતર શમાપત કીધા આગમજ હું જણાવવાને વાજબી જાણું છેઉં કે માહારાં ધરંમ ફંનડનાં મજકુર તરશટી શાહેબોએ આએ મકાંન બાબે પણ મહને જોઇતી મદદ તથા ઉપીઓગી શલાહ આપી છે જે વાશે તે શાહેબોને તેમજ તમો શાહેબોએ આજની જશનની કીરીઆમાં શામેલ થઇને મહને માંન તથા શોભા આપી છે તે બાબે તમો શાહેબનો હું ઉપકારી થએઓ છેઉં. એજ અરજ— રોજ ૧૬ મો મેહેર ઇઅજદ માહા ૭ મો મેહેર ઇઅજદ કદમી તથા માહા ૬ ઠો શેહરીવર અમશાશપંદ શેહેનશાહી શને ૧૨૩૫ ઇઅજદજરદી—તારીખ ૭ મી માર્ચ શંને ૧૮૬૬ ઇશવી ને વાર બુધે.

દશતુર શાહેબ શોરાબજીએ કરેલાં ભાશાંણુની નકલ.

માહરા હંમદીન ભાઇઓ,

આજ રોજે હું તમો શાહેબો આગલ થોડુંએક બોલવાની રજા માગું છું કે આ જગો ઉપર આપણે એકઠા થાઇને આપણી દીનનાં કાંનુન મુજબ જશનની કીરીઆ કીધી તેહનો શબબ તમો શાહેબોને ખોલ્લો જાહેર છે કે નેકનાંમ શેઠ મેહેરવાંનજી ફરાંમજી પાંડેનાએ આ શેહેર મધે એક ધરમશરાહ આપણા જરથોશતીઓને વાશતે બંધાવી એ નેક કાંમની ખુશાલીમાં આજ રોજે અતરે આપણે ભેગા થાઇને જશનનીં કીરીઆમાં શામેલ થએઆ છઇએ.

એ કાંમ ખરેખર ઘણુંજ વાજબી અને ઘટતું તથા વખતશર જોઇતું અને વલી એ નેકનાંમ ધહરશથે એક ખરા જરથોશતી તરીકે પોતા ઉપરની ફરજ પોતાના હમદીન મુશાફર જરથોશતી ભાઇઓને વાશતે અદા કરેઆ જેહેવું કરેઉં—

વલી અતરે જે મીશાલે બીજા દેશાવરોમાં ધરમશરાહો છે તેહેવું એકુ મકાંન અતરે આપણા હમદીન જરતોશતી મુશાફરોને વાશતે નહી હોવાના શબબથી એ ખુટ એક તરફથી જોતાં શેઠ મેહેરવાંનજી ફરાંમજી પાંડેનાએ પુરી છે તેથી એવણને શવાબનો મોહોટો હમબેહેરો હાંશલ થાએઓ છે એટલુંજ નહીં પણ બીજી તરફથી નેગાહ પોંહચાડતાં ગોએઆ દાદાર હોરમજદનાં ફરમાંનને ઘટતું શહમજીને પોતા ઉપરની ખરા જરતોશતી તરીકેની ફરજ આએ દુનીઆંમાં નેકનાંમ શેઠે બજાવી છે.

(અતરે દશતુરજીએ કેટલીક ધરમપુસતકોની શાહદતો તાંકી હતી.)

આએ શેહેર મધે એક ખરેખરી ફરજ નેકનાંમ શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડેનાએ આજ રોજે પુરી પાડીને આએ મુશાફરખાંનાંનું ધારવેલું કાંમ શરનજાંમ પોહોચાડેઉં છે તેથી હું ચાહું છું કે માહારી શાથે આએ મલેલી અનજુમન પણ એક દીલથી શામેલ થાઇને એ શેઠનો ઉપકાર માંનશે,

માહારા ભાઇઓ માહારી તરફથી એ નેકનાંમ શેઠ મેહરવાંનજી ઉપર દોઆ કરૂંછું કે એવણને હમેશાં તે પાક પરવરદેગાર પોતાના ખજાનાએ ગેબથી બખશેશ કરે—અને લાંબી જીનદગી શુધી હેવાં હેવાં નેક કાંમો કરવાને

વધારે શકતી આપે—અને પોતાના જાતભાઇઓમો નેકનાંમી મેલવીને હમેશાં તનની તનદરોશતી, પઇશાની વરધી અને કુટબનાં શુખ શાથે બાહારમતથી રાખે— આમીન.

આ માહારી માંગેલી દોઆમો હું આશા રાખુંછું કે અતરે મલેલા શરવે ભાઇઓ શામેલ થાશે.

એટલું કેહીને બેશતી વેલાએ હું ઉમેદ રાખુંછું કે આગે મીજલશના શરવે ભાઇઓ એ નેકનાંમ શેઠ મેહરવાંનજીનાં નાંમની તનદરોશતી પદ્દીી.

એ પછે શેઠ ડોશાભાઇ ફરાંમજી કરાકાએ નીચે ટાંકેલું એક અશરકારક ભાશાંણુ કરી શાંભલાવેઉં હતું—

પારસી મંડલીના આગેવાંન અકાબરો તથા આજ દીને હાજર થાએલા ધર શથોએ જરતોશતી કોમ તરફથી શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડેનો ઉપકાર વાલવાને ખાએશ બતલાવી છે કે જે ધરશતે માહેલા પરાંતોથી આવતા પારસી મુશાફરોને આશાએશ અને ઉતારાને માટે આ કુશાદે ઇમારત બંધાવી તેની કીરીઆ આજ દીને કરીઆમાં આવી છે ઈશપીટાલો, કાલેજો, ડીશપેનશરીઓ, અને સખાવતનાં બીજાં ખાતાંઓ ઉભાં કરવાને પારસીઓ જે જાન ફેશાંની કરે છે, તેની તારીફ ગતાને આ પરશંગે તેવણ ઘટતું વીચારતા નથી, પણ જેઆરે મેહરવાંન બાગ શરીખી ઇમારત અને આ મુશાફરખાંનું એક પછી એક તઈઆર થાએલાં જોઇએચ તીઆરે આપણું ભલું ઇછનાર દેશી ભાઇ શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડેની રૂડી ઇછાની તારીફ કરીઆ વીના ચાલતું નથી. કોલાબા ખાતે જે શેનીટેરીયમ આ ઉદાર દીલના ધરશથે બાંધીઉંચ તે ઉપર છ લાખ કરતાં વધારે ખરચ બેઠો છે. અગર એક પણ મરદ, ઓરત, ઇઆ બાલકનો જીવ એ શેનીટેરીઅમમાં રેહી બચતો હોએ તો તેટલુંજ શેઠ મેહરવાંનજી ને મલતો જશ છે. હાલ થાએલા મોટા મેલાવરાની હજુર આ ખાતાં વીશે મારે બે શખુન બોલવા છે, રેલવેની લાઇનો ખુલીઆ બાદ તેમાં ખશુશ કરી બરોડા રેલવેની લાઇન ખુલીઆ પછી પારસીઓનું અતરે આવવું વધારે થાઇઉં છે જેવોને માટે જો આશાએશની ગોઠવણ કરીઆમાં નહીં આવે તો તેવોને મોટું શંકત સોશવું પડે. આ ઉપીઓગી કાંમ શેઠ મેહરવાંનજીએ ઉઠાવી લીધું જેની આજ આપણ તારીફ કરીએ છેઇએ. આ કારણુસર તેવણે નાણાંની મોટી રકમ કાહાડી તરણ આબરૂદાર પારશી ધરશથોના શવાધીનમાં આપી છે. મુમબઇમાં દોલતનું વેહવું થવાથી બાહેર ગામના પારશીઓને મુમબઇ તરફ આવવું થઇઉં હતું, પણ જેઆરે તેવોના જોવામાં આવશે કે આ શખી તાલેના ધરશથે હવાવાલી અને મધીઅ જગોએ પારશી ટરાવેલર બંગલો બાંધીઓ છે તો તેવોને મુમબઇની ભેટ લેવાને વધારે ઉલટ છુટશે. આ ખાતાંના ફાએદા દેખાઇતા છે માટે હું લંબાવવા માંગતો નથી. ફરીને આ ધરશથનો ઉપકાર માંનીઆમાં આવેચ કે જરતોશતીઓ ઉપર આ ઇમારતો ઉભી કરી મોટી બખશેશ કરી છે.

મી० ડોશાભાઈનાં ભાશાંણુને શર જમશેદજી જીજીભાઇ બારોનેટે ટેકો આપીઓ હતો.

તેહાર બાદ હાજર રહેલા જરતોશતીઓને પાંન ગોલાબ આપવામાં આવેઆં અને શુંદર વજનતરોનાં અવાજ નીકલેઆ પછે, એ ધરમ શાહરાની કીરીઆ તમાંમ કરી મીજલશ બરખાશત થાઇ હતી.

*Times of India, Thursday 8th March 1866.*

*The Merwanjee Framjee Panday* Dhurmsalla for Zoroastrians.

A very large gathering of the Parsee Community took place yesterday forenoon in Girgaum, near the Framjee Cowasjee fire-temple, at the inauguration of a dhurmsalla built by Merwanjee Framjee Panday, Esqr, for the use of Zoroastrian sojourners at Bombay, at a cost of Rs 1,36,000. The heads of the Parsee community, including the members of the Punchayet, were present, Sir Jamsetjee Jeejeebhoy, Bart., being the chief among them. The Dhurmsalla is a splendid building in gothic style, built chiefly of Porebunder stone. It has an open veranda on all sides, decorated with iron pillars specially ordered from England. The principal Dustoors and a number of priests having gone through the religious ceremonies suitable to the occasion, and handsome presents of money having been distributed among them.

Dustoor Sorabjee Rustomjee Moolla Feroze addressed the assembly at considerable length, remarking that, according to their religion, they had finished the ceremonies of inaugurating the dhurmsalla, which useful institution had been established by Mr. Merwanjee Framjee Panday, for the accommodation of Zoroastrians travelling to this city. In so doing, said the Dustoor, he had performed a religious and pious duty. [In support of this view, the learned Dustoor quoted several passages from the Vendidad and other sacred books ] He then called upon his hearers to join him in offering up prayers to the Almighty to bestow health, wealth, and prosperity on Mr. Merwanjee Framjee Panday for this and other Charities established by him.

The following letter addressed to the Parsee community by Mr Merwanjee Framjee Panday, was then read to the meeting:—Gentlemen,—With the view to supply, in some measure, the great want of a dhurmsalla for Zoroastrians who visit Bombay, and to alleviate the discomfort occassioned to many who have no friends or relations here, I resolved to build such an institution. Having deposited the sum of Rs. 75,000 to my credit with a firm, I enclosed the receipt for it in a letter which I addressed, on the 15th March 1864 to the Trustees of my various Charitable funds, Messrs Dinshaw Manockjee Petit, Shapoorjee Ardasir Panday, and Dorabjee Framjee Panday. These gentlemen having selected a site in Girgaum, and the above amount being found insufficient for the purposes in view, I added a sum of Rs. 25,000 thereto, and at the same time made over to them, free of costs, the land on which the dhurmsalla has been built, being 1,390 square yards, of the value of Rs. 36,000. Through the grace of God, and the favour of the prophet Zoroaster, the building for the dhuramsalla is now ready; and in respect to the memory of my deceased mother, Goolestan Banoo, I make it over today, after the performance of appropriate religious ceremonies, to the above named trustees It is named the "Panday dhurmsalla," and is intended for the use and residence of Zoroastrian sojourners in Bombay. The regulations for the management of the "Panday Dhurmassalla," its trust deed and arrangements for the necessary repairs will be provided for hereafter. Before concluding I would acknowledge my obligations to the trustees for the assistance which they have at all times rendered, and the valuable counsel which they have ever been ready to give me in respect to this institution. I must also express my heartfelt thanks to the gentlemen who have honoured me with their presence here today.

Mr. Dossabhoy Framji, Magistrate of Police then rose and said:—Gentlemen—I have been requested by several of the leading members of the Parsee community, and other gentlemen present on this occasion to offer their best thanks, on behalf of the Parsee community generally, to Mr. Merwanjee Framjee Panday for the large and commodious building which has just been inaugurated for the reception and accomodation of Parsee travellers from upcountry. It does not befit me, at the present moment, to laud the Parsees for their hospitals, colleges,

dispensaries, charitable asylums, and other similar institutions, but when we find such buildings as the "Merwan Baug" at Colaba and this "Pandey Dhurmasalla" springing up one after another, it behoves us to express our gratification at the very laudable motives which have prompted our worthy townsman, Mr Merwanji Framji Pandey, to establish them. You all remember that the sanitarium at Colaba for the use of the Parsees cost the the doner upwards of six lacs of rupees; and supposing that the life of even one man, or one woman, or one child should be saved by a change of air in that place, Mr. Merwanjee will be amply repaid by the blessings resulting therefrom. Let me now briefly allude to the institution this day inaugurated in the presence of such a large and respectable gathering as I see before me. We all know that, since the opening of the railway lines, more especially the Bombay and Baroda line, the influx of Parsees from all parts of Guzerat into Bombay has been great; and it was felt that unless some provision be made for their accommodation, they would suffer great hardships. It was then left for Mr. Merwanjee to design and execute a purpose, the utility of which we now so much admire. He set apart a large sum of money for this purpose, and gave it in trust to three respectable Parsee gentlemen, and moreover purchased a plot of land at a further outlay. The flow of wealth into Bombay naturally attracted a large number of Parsee visitors from out-stations; and now when they learn that a public-spirited gentleman has erected a "Travellers Bungalow" for them in a healthy and central locality, the inducement to visit Bombay will increase. The advantages of such an institution as this are apparent, and I shall not detain you any longer. Allow me then, gentlemen, once more, to offer our best thanks to Mr. Merwanjee Framjee Panday for this very handsome and useful building which he has devoted to the use of the members of our own community travelling this city (Applause)

Sir Jamsetjee Jeejeebhoy, Bart., seconded this resolution, which was carried unanimously.

Nosegays and rose-water were distributed, and the assembly then separated.

## અહમદનગરનાં અંજુમનનાં ઉઘરાતનાં દોખમાંને પરઠાએઆનો અહેવાલ.

બેહેમે જમશેદ, તા૦ ૩૧ મી મારચ ૧૮૬૬
ને વાર શનેઉ.
ખબર પતર.

શ્રી અમદનગર મધે જરતોશતીઓને અન-લગંજલ પોહોંચાડવા શારૂં તાંહાંની અનજુમને પોત પોતામાં એક ફંડ ઉભુ કરીને એક નવું દોખમું બંધાવી તારીખ ૮ મી મારચને દીને ઈજાવીઉં હતું પણ એ બાબેની વીગત આજ સુધી કોઇ પતરમાં જોવામાં આવી નથી માટે આ થોડીએક બીનાં તમારાં પતરને વાશતે લખી મોકલી છે.

ઉપલે દીને નગર મધે આશરે ૫૦૦ જરતોશતીઓ એ કારીઆની મજલશમાં ભેગા થાએઆ હતા. શવારના પેહલા પોહોરનાં કારીઆનું કાંમ શમપુરણ થાઇ રહેઆ પછી નગરવાલા શેઠ નશરવાંનજી ખરશેદજી ગોદપોરીઆએ નીચે લખેલો પતર વાંચી શંભલાવીઆ બાદ એક શીઆલ શાથનો વાગો શર જ. જી. બારોનેટની દરેમેહરના પંથકી મોબેદ ટેમુલદાર હોજદારને આપેઓ તથા મોબેદોને આશોદાદ વેંહચી આપી. તે પછે નગરની અનજુમનની તરફથી મજકુર શેઠ નશરવાંનજીએ ખાંનબાહાદુર પદમજી પેશતનજીનો કેટલોએક ઉપકાર અનજુમન ઉપર થાએલો માનીને એક શેઆલ જોટો તેવણના શાહેબજાદાઓ જેઓ તે મીજલશમાં બોરાજેલા હતા તેઓને ઓઢાડેઓ, તે પછે શેઠ દીનશાજી માનેકજી પીટીટ તથા

શેઠ જમશેદજી હોરમજજી બાટલીવાલાએ શેઠ નશરવાંનજી ખરશેદજી કે જેવોએ એ દુખમાંનાં કાંમમાં ઘણી મેહેનત લીધી હતી તેઓને એક શેઆલ જેટો ઓઢાડેઓ હતો. તારબાદ શરવે જરતોશતીઓ તે જગાએ ખાંતું ખાઇને પોતપોતાંને મકાંને શીધારીઆ હતા :—

મીજલશમાં વાંચેલો પતર.

"પાક પરવરદેગાર જે બંને જેહાંનનો ને તમાંમ પેદાએશનો ખાવીંદ છે તેની પીરોજગરી ને બખશેશથી આએ જગા ઉપર આપણા પાક શત જરતોશતનાં ફરમાંન મુજબ અશો રવાંનોને મેલવાનું મકાંન બંધાઇ તઈઆર થઇઉં છે તે બદલ પરથમ તે પેદા કરનાર માલેક આગલ હજારો કુનશ શાથે શુકર માગીને આએ મીજલશના શાહેબો જે આજ રોજે એ મકાંનને પવીતર કરવાની કીરીઆમાં શાંમેલ થએઆ છે તે શાહેબોની ખીદમતમાં એ દોખમાં બાબે થોડો ખુલાશો વાંચી શંભલાવવાની રજા લેઉં છેઉં.

"શ્રી અમદનગરનું આગલું દોખમું શીકશતે થાએલાથી નવું દોખમું બંધાવાની જરૂર પડી. શબબ એ નવાં દોખમાંનો પાએઓ અંજુમન તરફથી રોજ ૧૩ મો માહા ૮ મો શને ૧૨૩૩ ઇઅજદેજરદી—તા૦ ૩ જી મેએ શને ૧૮૬૪ અંગરેજીને દીને ઇજાએઓ ને આજ રોજ પાક ઇઅજદાંની મદદથી એ કાંમ પુરૂં થાઇઉં. એ મકાંન બાંધવાના ખરચમો હમારા હમેશાંના મેહરબાંન ખાંન બાહાદુર શેઠ પદમજી પેશતનજી પુણેવાલાએ પોતાની ખુશીથી રૂ. ૨૫૦૦ ની મોટી રકમની મદદ આપી તે શીવાએ અતરેની ગરીબ અંજુમને શુમારે રૂ. ૩૯૦૦ ભરીઆ છે તેની ટીપ હેઠલ લખી છે. એ રકમ મધ્યે નગરની દરેમેહેર જે મરહુમ બેહેશતનશીન જમશેદજી પેશતનજી પલાનટીન મુંબઇવાલાએ પોતાને પઇશે બંધાવી છે તેવણના શાહેબજાદાઓએ પણ હમારી અનજુમનમો શાંમેલ થાઈ રૂ. ૨૦૦ ની રકમ આપેલી છે.

"એ મકાંન તઇઆર કરવાનાં કાંમમાં ખરચ શુમારે રૂ ૫૮૦૦ થશે તે બાદ જતાં બાંકી શીલક રૂ. ૬૦૦ રેહશે તેનો ઘટતો ઉપીઓગ અતરેની અનજુમનની મરજી પરમાણે હવે પછી કરવામાં આવશે.

"હેવાં ધરમનાં જેટલાં કામો આ શેહેરમાં થાએલાં છે તેહમો હમારા મેહરબાંન ખાંનબાહદુર મરહુમ શેઠ પેશતનજી તથા તેવણના શાહેબજાદા ખાંનબાહદુર શેઠ પદમજી હમેશાં મેહનત લઇ નગરની અનજુમનને મદદ આપતા આવેલા છે તેવણનો ઉપકાર અતરેની અંજુમન કદી વીશરનાર નથી.

"બીજું આએ શેહેરમો જે આપણા ધરમનાં કાંમની કીરીઆ થાએલી છે તે શરવે હમારા મેહેરબાંન દશતુરજી ટેમુલજી મનોચેહરજી હોજદાર પુણાંમો નેકનામદર શર જમશેદજી જીજીભાઇ બારોનેટ શાહેબની દરે મેહેરનાં પંથકીને હાથે થાએલી છે ને આએ નેક કાંમ પણ તેવણને હાથે પુરૂં થાએલું જોઇ અતરેની અંજુમન તેવણનો ઘણો આભાર માનીએ છે.

"બીજું એ દોખમું બંધાવવા તથા ઇજાવવાનાં કામમાં હમોને અતરેના ઘણા શાહેબોએ અતી ઘણી તશદી લઈ એ કામ પાછલ મદદ આપી છે તે શરવે શાહેબોનો ઉપકાર માનીએ છે.

"છેલું—આએ મીજલશમાં શામેલ થનાર શાહેબોએ જે અની ઘણી તશદી લઇ લાંબી મંજલો કરી હમો ગરીબ અંજુમનને આબરૂ આપી શામેલ થાએઆ છે તે શાહેબોની ઘણી મેહેરબાંનગીને ઉપકાર માનીએ છે—એજ અરજ—રોજ ૧૮ મો માહા ૬ ઠો શને ૧૨૩૫, તા૦ ૯ મી મારચ શને ૧૮૬૬.

શ્રી નગરનાં નવાં દોખમાંનાં ફંડમાં જેઓએ નાણું ભરીઉં તેઓનાં નાંમની વીગત.

૨૫૦૦) ખાંનબાહાદુર શેઠ પદમજી પેશતનજી.
૨૫૦૦) શેઠ નોશરવાંનજી ખોરશેદજી ગોઇપોરીઆ.
૨૦૦) મરહુમ શેઠ જમશેદજી પેશતનજી પલાનટીનનાં છોકરાવો.
૩૭૫) શેઠ બરજોરજી ભીખાજી શઇઆર.
૧૫૧) શેઠ ખરશેદજી નશરવાનજી ફોજદાર.
૭૫) શેઠ બમનજી શોરાબજી શેઠનાં.
૧૦૧) શેઠ આદરજી બરજોરજી ગેઆરા.
૫૧) શેઠ ફરાંમજી અરદેશરજી ખડકીવાલા.
૫૧) આ૦ શેઠ માંણેકજી ખરશેદજી ગાંડા.
૫૧) શેઠ નવરોજજી રૂશતમજી કોપર.
૪૧) શેઠ દોરાબજી રૂશતમજી ભરૂચા.
૪૧) શેઠ ઉકરજી ફરાંમજી મોતીવાલા.
૪૧) શેઠ દીનશાજી બમનજી ગોઇપોરીઆ.
૪૧) શેઠ જમશેદજી પુંજીઆજી ભરૂચા.
૪૧) શેઠ ડોશાભાઇ હોરમજજી અડુગર.
૪૧) શેઠ ફરાંમજી પેશતનજી ભમગરા.
૪૧) શેઠ નવરોજજી બમનજી મોરેના.
૩૧) શેઠ માણેકજી પેશતનજી ચેરમેન.
૨૫) શેઠ પાલણજી પેશતનજી કોપર.
૨૫) શેઠ ધનજીભાઇ ઉકરજી.

૧૫) આ૦ શેઠ ખરશેદજી કેરશાશજી નરીમાંન.

૧૫) શેઠ કાવશજી મનચેરજી ઇછાપોરીઆ.

૧૦) શેઠ શેરાબજી જમશેદજી મશીદીઆ.

---

૬૪૬૩

---

## તારાપોરનું અંજુમનના ઉઘરાતનું દોખમું પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૮ મીં મારચ ૧૮૬૬ ને વાર ગરેઉ.

જરતોશતીઓને ખબર.

શ્રી તારાપોર મધે નવાં દોખમાંની અતી ઘણી જરૂર લાગાને લીધે ઉઘરાંણું કરી એક નવું દોખમું નાંમદાર શેઠજી ખુરશેદજી નોશરવાંનજી કામાજીની આગેવાંનીથી તઇઆર કરીઉં છે તે રોજ ૨૭ મો આશમાંન માહા ૬ થો શહરેવર શેહનશાહી તથા માહા ૭ મો મેહેર કદમી શને ૧૨૩૫ ઇઅજદજરદી તારીખ ૧૮ મી મારચ શને ૧૮૬૬ ઇશવી ને વાર રવેઉને દીને માજદીઅશના દીનનાં ફરમાંન પરમાંણે ઇંજાશે તેથી નીચે શહી કરનારા તારાપોરનાં નવાં દોખમાંના મેનેજરો મોટી નમંનતાઇથી જરતોશતી ફીરકાનાં ખાશોઆંમને અરજ કરેચ કે તે દાને આપણા પાક અને પવીતર ધરમનાં હોકમ મુજબ જશંનની કીરીઆમાં શામેલ થવાને તશદી લેવી જેથી શવાબનો એહેરો હાંશલ થાશે. તારાપોર ખાતે જાવા શારૂં વડોદરા રેલવેનું બાઇશર નામનું ઇશટેશન શવલ પડશે એજ અરજ—રોજ ૧૫ મો માહા ૬ ઠો શેહેનશાહી માહા ૭ મો કદમી શને ૧૨૩૫ તા૦ ૬ ઠી મારચ શને ૧૮૬૬ ને વાર ભોમે.

લા૦ શેવક દારાબજી ભીખાજી.
લા૦ શેવક રૂશતમજી શાપુરજી.
લા૦ શેવક રતનજી કુવરજી.

મુંબઇ ચાબુક, તા૦ ૨૧ મીં મારચ ૧૮૬૬ ને વાર બુધે.

## તારાપોરનું દોખમું ઇજાવાની કીરીઆનો હેવાલ.

આગમજથી જણાંવેઆ મુજબ ચાલતા મહીનાંની તા૦ ૧૮ મી ને ગએઆ રવીવારને દીને તારાપોર ખાતે પારશીઓનાં રવાંનોને અવલમંજલ પોંહોચાડવાને માટે બંધાએલાં નવાં દોખમાંને ઇજવાની કીરીઆ કરવામાં આવી હતી. આ કીરીઆમાં શામેલ થવાને મુંબઈ, શુરત, વગેરે ઠેકાંણેથી આવેલા જરતોશતીઓની શંખેઆમાં અતીશે વધારો થાઈ ગએઓ હતો અને રેલવે વગેરેની શગવડ મલવાને લીધે લગભગ શાત હજાર માંણુશો જમાવ થાએઆં હતાં શાંભલેઆ મુજબ આટલી મોટી શંખેઆનાં ગએલાં માંણુશો ઉપર રેહવા, ખાવાં વીગરેની ભારે વીતમણાં પડી હતી—લોકોની ગીરદી ધારવા, કરતાં વધુ થાઇ પડવાથી જગોની પણ અતીશે તંગાશ પડી ગેઈ હતી અને રેલવે ઇશટેશનથી ગાંમમો જવાને પુરતી ગાડીઓ નહી મલી આવેઆથી લોકોને અતીશે રખડવું પડેઉં હતું. શઘલા હાજર થનારાઓએ જો કે દોખમાંની શાંમે જમાડવાનાં બાંધેલા માંડવોમાં આશરો લીધો હતો, તોપણ તેવો પોતા શાથે કાંઇ પણ બીછાંનાં વીગેરે નહી લેઇ આવેઆથી તેમને ભારે હેરાંનગતી ભોગવવી પડી હતી. પારશીઓ શાથે તેમની લગભગ હજારેકને આશરે ઓરતો અને બચાં છોકરાં પણ આવેઆં હતાં જેવોને ઉપલી રીતથી ઘણું વેઠવું પડેઉં હતું. કીરીઆને દીવશે શહવારનાં પોણા નવ કલાકને અમલે જશનની કીરીઆ શરૂ કરવામાં આવી હતી. જે પુરૂં થયા બાદ અતરેથી રવાંના થાએલા દશતુરજી શાહેબ જામાશપજી મીનોચેરજી જામાશપઆશાનાએ જરતોશતી મહજબમાં દોખમાં બાંધવા ને લગતી એક ટુંક બીનાં તે જગોએ હાજર થાએલા જરતોશતીઓની હજુર વાંચી શંભલાવી હતી—તે બાદ શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી જેવોએ આ દુખમું બંધાવવાના મામમાં આગેવાંની લેઇ શારી મેહેનત અને કોશેશ કરી હતી તેવોનાં થાએલા ઉપકારમાં તારાપોરની અનજુમન તરફથી તાંહાંના તરશદીઓએ એક માંનપત્ર વાંચી શંભલાવેઉં હતું. તે બાદ તાંહાંના અશલી નાંમીચાં વતની શેઠ વીકાજીનાં ખાંનદાંનવાલાઓને તેમનાં આભાર અને તેમની આગલી જાહોજલાલી તથા કીરતી વીશે એક લંબાંણુ પતર વાંચી શંભલાવવામાં આવીઉં હતું. દશતુર શાહેબ જામાશપજી પોતાની દુખમાં વીશેની ટુંકી પણ અશરકારક વાએજ વાંચી રહેઆ પછે, તે વીશે તેમનો એક પારશી ઘરહશથે ઉપકાર માનેઓ કે દશતુર શાહેબ આટલે દુરવેર આવીને પોતાનાં જરતોશતી ટોલાનાં જજમાંનોને હાવો ઉપદેશ કરે છે, તથા એવો વારેવાર હાલમાં વાએજો કરી શંભલાવે છે, તે વીશે એવોને ભારે શાબાશી ઘટે છે—એ શાથે તારાપોરવાલા શેઠ દાદાભાઇ પટેલે તાંહાંની

અનજુમનની તરફથી પણ મજકુર દશતુર શાહેબનો ઉપકાર માંનેઓ, જેનો ઉતર વાલતાં દશતુરજીએ જણાવેઉં કે તેવો માતર પોતાની ફરજ મુજબ આટલું કરે છે તેમાં તેવોએ ઉપકાર જોગ કાંઇ કીધું નથી. એ પછે ઉદવારેવાલા બે વડા દશતુરજીઓને તથા એક તારાપોરનાં અકાબર શેઠ દાદાભાઈને તાંહાંની અનજુમનની તરફથી શેઆલો ભેટ આપવામાં આવી—અને દશતુરજી જામાશપજીને શેઆલ બદલે રોકડ રૂ. ૨૫) ની અને બીજા હાજર થાએલા દશતુર મોબેદોને પરચુટન આશોદાદ આપીને એ કીરીઆનું કાંમ શમાપત કરવામાં આવેઉં હતું. હાજર થાએલા જરતોશતીઓને માટે શરેશતા મુજબ કરેલી ગોઠવણુથી નેઆતનું જમન જમાડેઆમાં આવેઉં હતું, અને તે બાદ લોકો તે તરફથી વદેઆગીરી લેવા લાગા હતા.

*** એ દોખમાંની સાંમેની શગડીપર નીચલી તખ્તી મારેલી છે:—

"શ્રી પાક અહુરમજદની મદદથી આએ
"દોખમું તથા હેને લગતી શગડી તથા
"કુવો શ્રી તારાપોર મધે જરતોશતીઓને
"વાશતે શ્રી મુમબઇ તથા બીજાં ગામોની
"જરતોશતી અનજુમને ઉચરાંણું કરી
"ઇંગરેજ શરકારનાં રાજમાં બંધાવીઉં છે.
"રોજ ૨૭ આશમાંન માહા ૬ શેહેનશાહી
"તથા માહા ૭ મેહેર કદમી શને ૧૨૩૫
"ઇઅજદજરદી તારીખ ૧૮ મારચ શને
"૧૮૬૬ શંવત ૧૯૨૨ નાં ચઇતર શુદ
"૨ વાર રવેઉ."

## ગંદેવીનાં અંજુમનનાં ઉઘરાતનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

મુંબઇ ચાબુક, તા૦ ૩૧ મીં મારચ ૧૮૬૬ ને વાર શનેઉ.

ગનદેવીનાં દોખમાંનો તાંણો પુરવાની કીરીઆનો વીગતવાર હેવાલ.

ઠેડાવ મુજબ ચાલતા મેહેર મહીનાંનાં શેહરેવર રોજે ગનદેવી મધે દોખમાંનો તાંણો પુરવાની કીરીઆ થાઇ હતી. આગમચથી ખબર ફેલાવવાને શબબે તેમજ રેલવેથી આવજાવ કરવાનું શવલ પડવાથી ઉપલે દીવશે જરથોશતીઓનો મેલાવરો એ જગોએ વખાંણવાજોગ થાએઓ હતો—તેમજ અશતરીઓ અને છોકરાંવોની તાંહાં એક ખાશ રચનાં રચાઇ હતી. શુરતથી, મુમબઈથી, નવશારીથી, ગનદેવીથી, શનજાંનથી, અને ટુકાંમાં ઓરપાડને લગતાં ઘણાંએક ગાંમોમાંથી જરથોશતીઓ અને તેમની સુંદર અબલાવો પોતાનાં પરીવાર શહીત એ કીરીઆમાં શામેલ થાઇ શવાબનો હંમએરો હાંશલ કરવાને ખરચ કરી તથા ખટપટ ખમી એ ગાએકવાડનાં ગાંમમાં જમાવ થાએઆં હતાં—અને એ દીવશનો ગનદેવીનો દેખાવ કાંઇ નહી પણ રલીઆંમણો થાઇ લાગો હતો, અને જો બીજી રીતે લખીએ તો ગાએકવાડનાં એ ગાંમડાંમાં તે દીવશે જરથોશતી નર, નારો, અને બાલગોપાલો એકાએક ઉગી નીકલેઆં હતાં જેથી ગાએકવાડી શર જમીન હરખમાં આવી તે દીવશની પોતાની મરોડ ઉપર ગુમાંન લાવનારી થાઇ હતી. શુંમારે ૭ હજારથી વધારે પારશીઓની શંખેઆ એ જગોએ ભેગી થાઇ હતી જેહેમાં એક હજારથી વધારે અબલાવો બીરાજી હતી. દોખમાંની મેનેજીંગ કમેટીએ અમલશારનાં ઇશટેશંન ઉપર પાંણીની શારી મેનીજ રખાવી હતી, તેમજ આવનારાંઓને ગાડીની અડચણ નહી પડવાનો બંદોબશત કરેઓ હતો. અમલશારનાં ઇશટેશન ઉપર એક દીવશ આગમચ એકશોથી વધારે ગાડીઓ ભાડાં કરવા માટે તઇઆર કરી રાખી હતી, અને ગનદેવીની ધરમશાલામાં પણ આવનારાવોની શગવડને માટે આઇતું પાણી, બીછાવવાને ગાંમડી શાદરી, અને અજવાલું મલવા માટે આઇતી બતીઓ કરાવી હતી. મુશાફરોને આએ મદત થોડી નહી થાઇ પડી હતી તોપણ તેમાં લગાર કશુર એ રહી હતી કે કાંટા ખુતે હેવી શાદરીપર ઘણાંવોને રાત ગુજારવી પડી હતી। વાશતે જો તેહેને બદલે શારી શેતરંજીએ, બીછાવી હતે અથવા તો ચીનાઇ શાદરી રાખતે, ઇઆતો તેજ શાદરીપરથી ખુટટા કાંટા કાપી કાહાડેઆ હતે તો બેહેતર થાઈ પડતે. ધરંમશરામો બીજી કશુર વાશંણની હતી, અને તરીજી કશુર લગરીક ધરમશાલાવાલાનાં શવભાવની હતી પણ એ શઘલી કશુર દરગુજર કરવા જોગ હતી. બીલીમોરામાં પણ ધરમશહરાની મેનીજ કરેલી હતી અને એ ધરમશહરાવાલાનાં શારાગુણુથી તે વધારે દીપી નીકલી હતી. એ શવાએ દોખમાંની પડોશમાં માંડવ વગેરેની શારી ગોઠવણુ હતી—જેમાં એકાદ બે હોટલો પણ નીકલેઆં હતાં, અને વલી તે શાથે તેહેનાં ખાંણાંનો દર પણ શરવેને પરવડે હેવો હતો.

શહરેવર રોજની બાંમદાદ થતાંજ શંઘલી જગોએથી ગંનદેવીનાં જંગલમાં જાવાને લોકોની હાર હેવી તો છુટી હતી કે કોઇ અન-

જાણેઓ કબી એમ વીચાર લાવે કે પારશીઓ બીજી જગો છોડી ગનદેવીનાં જંગલમાં વશવા જાએ છે, અથવા તે ઉજદ ખેડાને તેમની રાજધાની કરવા માંગે છે તો તેહેનો તે વીચાર ઘડીભર વજનદાર થાઈ લાગે. જરથોશતીઓની હાવી ઠઠ મલવા બાદ શાત કલાકથી એ અશો મુબેદો ભંડારમાં ઉતરેઆ અને કુશતી પાદીઆબ કીધા બાદ બાજ ધરી. એ પછે નોશારીવાલા દશતુર કેકોબાદજીએ તાંણો પુરાવાની કીરીઆનું કામ શહરૂ કરાવેઉં. પરથંમમાં ભંડારના વચમાં લોહડાંનો એક અમર ખંબ ડારેઓ, અને પછે ઇશાંન ખુણેથી ચેહારો દશાએ ચાર લોહોડાંનાં થાંમ ઉભા કીધા, જે દરએક ને ઉભા કરતાં મુબેદોએ અજમતી હથોડીઓ હાથમાં ધરી પાખીજગીના ઘાંણુ મારવા માંડેઆ, અને અશોઇનાં કલાંમોનો પમરાટ થાઇ રહેઓ. ચેહારે દશાવો પાખીજગીથી મજબુત કરવા બાદ ખીલાવોની રોપણી શહરૂ થાઇ, અને તે ગણુતરી મુજબનાં પોતપોતાની જગોએ ઉગી નીકલી પોતાનાં શર આકાશ તરફ ઉંચાં કરી શુકર બજાવા લાગાકે ઓ બારે હકતાલા હમો તાહારી કારીગીરીથી જમીનની માંહે ખાંડને આકારે ઉગી નીકલી આજે એ અમર આશાએશનાં મુકાંમમાં બુજરગીભરેલા મરતબા શાથે હજારો દીનદારોની શનમુખ તાહારી દરઘાહામાં કુનશ બજાવી ઉભા રેહેવાને શાંમરથવાંન થાએઆચ, અને વલી વધુ દીવશ ન થતાં પાછા હમો હમારી કદરદાંન માતા (જમીન) નાં પેટમાં આશાએશથી શમાઇશું. ખીલાવોની ખાશ ફોજ ઉશતવારીથી ઉભી થાવા બાદ કાચાં શુતરનો એક મોટો દડો ચોગાંનમાં આવી કુનશ બજાવવા લાગો અને ખોદાઇ મહજબનાં નર નારીઓને જણાંવવા લાગો કે ઓ દીનદારો જે મીશાલે હું કાચાં શુતરનો દડો છેઉં, તેમજ તહમે બી કાચાં શુતરનાં દડાની મીશાલે છેઓ, અને જેમ મહને ટુટટાં વીલમ લાગતો નથી તેમજ તહમોનેબી ટુટવાને (મરવાને) વીલંમ લાગનાર નથી, અને જ્યારે તમારી કાચાં શુતરની દડી ટુટશે અને જીવની ઇઆરી છુટશે તેહારે તમારી રૂનાં દડીને આશાએશથી મેલવા માટે જે એક પાદશાહી મુકાંમની અગત પડશે તે મુકાંમ આએજ છે—વાશતે ઓ મનુશીઅ પરાંણીઓ તમારી કાચી દડી ઉપર મુંશતાક નહી રેહેતાં તવાનાંથી આ કીરીઆને જોવું કરો અને ધંભીરતાથી ધારો કે જે હમે આજે હઇઆત છઇએ તે આખરે શરૂનાં થાનારાં છઇએ, વાશતે જે ટુક જીંદગી તે કરીમો રહીમે બખશેલી છે તેહેમાં નેક અને ભલાં કાંમો કરી લઇજીએ અને પાપ તથા ગુનાંહનાં કાંમનો પશતાવો તથા તોબા કરીએ.

કાચાં શુતરનાં દડાએ હાવી સુચનાં કરવા બાદ પેલા અશો મોબેદોને હાથે ઇશાંન ખુણેનાં હાંમ શાથે પોતાનું લપેટવું કીધું જે પછી તેણે બીજી તરણે દશાવોને ઘેરી લીધી અને એજ મુજબ પેલા ચેહારે દશાનાં ચેહારો ઠાંમો જે દર એકને તરંણ તરંણ વેહે કરેલા હતા તેમાંથી તે પેલા અશો મુબેદોને હાથે પેહેલેથી પોવાઇ છેહેલે તક બાહેર પડેઓ, જે દર પલે અને અશેમનો નીશાર થવા લાગો અને દરએક વેહેમાંથી બધું શુતર તાંણી કાહાડવા બાદ પેલી મુવેદોની જોડ તેહેને બે થાલીઓમાં લેઇ હેરફેર અથવા ઉંચે નીચે, ઈઆ ઉથલપાથલ કરી બાર વખતે મલી બાર વેહેને શુતર શંણુગારી કરી મેલેઆ. પેલો શુતરનો તાર દરએક વેહેમાંથી નીકલી ઉથલ પાથલ અથવા ઉંચે નીચે થાઇ જોનાંરાંવોને જણાવતો હતો કે જમાંનાંનો દોર હમેશાં ઉથલપાથલ થાતો આવેઓચ, અને શદાકાલ તે એક શરખી રીતે બરકરાર રહેઓ નથી—તેમજ કોઇ શદા ઉનચો ઈઆ નીચો રહેઓ નથી, પણ આએ માહારી મીશાલે શઉ કોઈ ઉંલટ પાલટ થાતું આવેઉંચ, વાશતે આ જગોએ હાજર થાએલા ઉંચ લોકો ઇઆને માતબરો તમો તમારી દોલતનાં બલ ઉપર અભેમાંન રાખતા ના. કાંએકે ફરતો વખત તમોને કોણ જાણે નીચે પાડનાર હશે. ગરીબો અને શાધારંણ શકતીનાં લોકોને આએ નીરજીવ શુતરનો તાર બીજીજ રીતની શહમજ પાડતો હતો—તે જણાંવતો હતો કે ઓ ગાએ ગરીબો તમો મોટાવોને જોઇને નાંઉમેદ અથવા નાંશબર થાતા ના, કે શદા તમો એજ શથીતીમો રેહેશો—વખત ફરતો છે માટે ધારજો કે જેમ હું નીચેથા ઉંચે પાશે આવેઉં છઉં તેમ તહમો બી શેહેજમાં આવી શકશો, કેમકે જેમ માતબરી રેહેતી નથી, તેમજ ગરીબી બી રેહેનાર નથી.

ચેહારો ખુંણે શુતરનાં તારો ઘેરાવો લીધા બાદ આશપાશ ઉગી નીકલેલા ખીલાવો જેવો ગરીબી હાલતમાં ખુલ્લે તને પણ ગંભીરતા અને શબુરી શાથે બેઠા હતા તેવો ઉપર પોતાંની પરછાએઆ ફેલાવી અને શેહેજ વીલંમ નહી થાતાં તેમની શંગાથે પોતાનો શંબંધ જોડેઓ. આએ શુતરનો તાર જે પેલા મોબેદોની પાખીજે કીરીઆ કરંમથી રૂપાંની મીશાલે

ચમકાટ ભરેલો થાએઓ હતો તે પેલા ખીલાવો પર વીટલાવવા લાગો અને એક કલાકના દરમેઆંનમાં તેણે પેલા હાંમો મલતા શઘલા ખીલાવોને પોતાની બાંહેશ્વરીમાં લપેટી લીધા, અથવા તેવો પર વશતરનું ઢાંકણુ કીધું. ખીલાવો ઉપર આએ ફરતાં શુતરે જોનારાંવોને હેવી નીશીએત દીધી જે જેમ આએ ખીલાવો કાચાં શુતરનાં બંધાણથી બંધાએઆ છે તેમ તહમો શંનશારમાં એક બીજાં શાથે જોડાએલાં રેહુજો કે તેહમાં તમોને લાભજ થશે—વલી બીજી નશીઅત એ દીધી હતી કે જેમ કાચાં શુતરથી આએ પોલાદી ધાતુ લપેટાઇય જેનાં બલ શાથે શુતરનું કઉવત કશાં વજનનું નથી તેમ તમો શબલ દુરબલનો ફરક ન રાખતાં ભેલાએલાં રેહુજો અને કાચા શખુનોએ પણુ આપેલી કબુલાતોને પાર પાડજો અને પાકાં લખાંણનો અથવા કબુલાતોનો વાંધો લાવતાં નાં, કાંએજે હમેશાં કાચાંમાંથીજ પાકું થાતું આવેઉચ, વાશતે કાચાં બોલેલાંને પાકુંજ કરી ગણુજો કે હેમાં તામરાં ઈનશાંનોની શોભા છે. હાવી રીતે ચોખુંટ શુતર વીટલાએઆથી અને પોતાનાં ભેદભરેલા કલાંમો શમજાવેઆથી તેહની ઉપર આફરીનનો વરશાદ વરશાવા લાગો, અને પેલા કીરીઆ કરંમના કરનારા અશો મુવેદો ભંડારમાંથી નહી બાહેર નીકલે તેટલાં તેવો પર જરનો નીશાર થાવા માંડેઓ, અને શેહેજ વારમાં ભંડારની જગો તરાંમાં, રૂપાં, અને બીજી ધાતુવોથી શોભાએમાંન થાઇ બીરાજવા લાગી અને શરવે કોઈએ તે શરવદાનાં મુકાંમને શેજદો તથા કુનશ બજાવતાં હેવી વમાશણ કરી કે એ અમર મુકાંમમાં મોડે ઈઆ વેહેલે વાશો કીધા વનાં કોઇને બી ચાલવાનું નથી, વાશતે હેવાં અમર મુકાંમનો પાએઓ શરવે કોઈએ પોતાની શકતી મુજબ નાંખવો અથવા બીજા શબદોમાં તેનો તાંણો પુરવો માહા પુનનું કાંમ છે.

તાંણો પુરવાની કીરીઆ આએ પરમાંણે પુરી થાવા બાદ શરવે કોઇ પોતપોતાની મરજી મુજબને મુકાંમે રવાંને થાઇઉં હતું—કોઇ તુરત વેલા નીકલી ગએઉં હતું અને કોઇએ માડવોમાં અને આશપાશનાં ગાંમોમાં વાશો કીધો હતો.

તાંણુાની કીરીઆ જોવા માટે અશતરી પુરૂશોને મહલાજાશર ઉભું રેહવાને બની આવે તેવી કોશેશ કરી હતી ખરી તોપણુ તે અપાર અડચણભરેલી હતી જેનુ કારણુ એજ કે જગાના ઘેરાવા કરતાં મેલાવરો મોટો હતો. હાવાં કાંમોની મેનેજ કરનારાવોએ હવે પછે ચહડતી ઉતરતી નાટકશાલાની પડે બેઠકો કરવાની અગત વીચારવી જોઇએચ કે જેથી શરવે કોઇનું આવેલું પરમાંણુ થાએ અને ગંભીરતાથી શરવે કોઈને જોવાને બની આવે. બાકી હાવી અધુરી ગોઠવણથી જગા માટે એક એકશે બખેડો થાવાથી અથવા ગરબડ મચવાથી ગંભીરતાને બદલે એ જગો ફીશાદનાં ઘર શરીખી થાઇ લાગેચ.

મુમબઇનાં પારશીઓ જેવો અરદીએહશાન રોજને દીવશે બપોરની ટરેનમાં બેઠા હતા તેવો રેલવેનાં એનજીનનાં બગડવાથી છેક શાત કલાકે અમલશાર આવી લાગા હતા અને તેથી તેવોએ તાંણુાની કીરીઆ થોડીજ જોઇ હતી. શુરતનાં પારશીઓ જેવો શેરેવર રોજની ગાડીમાં નીકલેઆ હતા તેવો કીરીઆનું કાંમ શમપુરણુ થાવા પછે મોડેથી આવી લાગા હતા, તેમજ ઘણીએક ગરીબરી પારશણો આશપાશથી ધરમની કીરીઆમાં શામેલ થવા માટે ચાલતીઓ આવી હતી તે બીચારીઓ બી વખત બાદ આવી હતી. અમલશારનાં ઇશટેશન ઉપરથી મુંબઇની શરેવર રોજની શહવારની ઉપડેલી ગાડીમાં જે શુરતવાશીઓ પાછા શીધારેઆ હતા તેવો ને સેકંડ કલાશ અથવા બીજા વરગની પેઆશેંજ આપવી પડી હતી જે નહી બનેઆથી કેટલાએક ગરીબો રાતની ટરેનને માટે થોભીઆ હતા કે તરીજા વરગમાં જાએ.

અમલશારનાં ઇશટેશન ઉપર શહવારની મુમબઇવાલા ગાડી ઉભી રેહતી નથી, પણુ જો મુમબઇવાલા શેઠીઆવોએ એકાદ બે દીવશ તાંહાં થોબાવવાને વગ લગાડેઓ હતે તો અલબતે તે બની શકતે.

જે ગરીબ પારશીઓ અને તેમની નારો ધરમને કાજે પગે ચાલી તાંહાં ગએઆં હતાં તેવોનાં અંતકરણુ ધરમ ઉપર કેહવાં લાગેલાં હશે વાંરૂ ! ખચીત ધરમ એક મોતેબર વશત છે. ! ! !

## બીલીમોરાનાં દોખમાંની ફરતી દેવાલ

તા૦ ૨૩ મી મેએ ૧૮૬૬.

બીલીમોરાનાં દોખમાંની ઉગમન દશાએ રેલવેનું સ્ટેશન નજદીક આવેલું હોવાથી ત્યાંના જરથોસ્તીઓની અરજ ઉપરથી શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ પોતાના બાવા મરહુમ સર જમશેદજી જીજીભાઇ

પેહલા બારોનેટનાં પુનને સારૂં રૂ ૫૦૦૦) ખરચી દોખમાંની આસપાસ ફરતી દેવાલ બંધાવી આપી હતી.

[આ દેવાલની મધ્ય બાજુપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદત હોજો
"આએ જગા ઉપર શ્રી બીલીમોરાનાં
"દોખમાંને ફરતી દેવાલ નહી હતી, શબબ
"શ્રી મુંબઇવાશી રૂશતમજી જમશેદજી
"જીજીભાઇએ પોતાનાં ખરચથી પોતાનાં
"મરહુમ પીતા મુરબી શાહેબ શર જમશેદ-
"જી જીજીભાઇ પેહલાબારોનેટનાં પુનને
"શારૂં ફરતી દેવાલ બંધાવી છે. શને ૧૨૩૫
"યઅજદેજરદી શને ૧૮૬૬ અંગરેજી
"શંવત ૧૯૨૨ વીકરમાજીત."]

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૧૯૭]

## સુરતની ગોપીપુરાની શેઠ દોરાબજી નશરવાંનજી મીશતરીવાલી દરેમેહર ઇજાએ-આનો અહેવાલ.

ગુજરાત મિત્ર, તા૦ ૨૨ મી જુલાઇ ૧૮૬૬ ને વાર રવેઉ.

મી૦ દોરાબજી નોશરવાંનજી મીસતરી નામના પારસી રેહેવાસીએ એ લતામાં રેહેનારા પોતાના હમજાતીઓના ફાએદાને માટે અગીઆરી, ધરમશાલા અને ઇસકુલનાં જુદાં જુદાં મકાંનો બંધાવી એ મકાંનોને ગયા બુધવારની સહવારે જરતોશતી અનજુમનની હજુરમાં જશનની ક્રીઆ કરાવી ખોલેઆં હતાં. નીશાલમાં જંદ અવસતા અને ગુજરાતી બાશા, લાએક શીકશકો રાખી શીખવવામાં આવશે, ઇસકુલની બાંધણી જો કે નાહાની છે તોપણ તેની સાદી રોનક અને જે સંભાલથી તેમાં સામાન વાપરવામાં આવેઓ છે અને જે તકેદારીથી બાંધણીનું કામ થએલું દીસે છે તે આવી સખાવત કરનારાઓને ધેઆંનમાં લેવાજોગ છે એવું કહીએ તો ચાલે, કેમકે એવા દાખલા બનેલા આપણા જાણવામાં છે કે આપણા લોકો સખાવતમાં પઇસા આપે છે પણ તેના ઘટતા ઉપીઓગ પર ઘણુંકરીને બેદરકાર રેહે છે. આ મીસતરીએ નજદીક પંદરથી તે વીશ હજાર રૂપીઆ આવા સારા મારગમાં વાપરેઆ હશે તેથી ગોપીપરાના લોકોમાં તેની ઇઆદગારી જલવાશે અને બીજા તેના જેવાઓને તેની નકલ કરવાને ઉતેજન છુટશે.

*** આ મકાનમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"પાક દાદાર હોરમજદની મદદ
"આએ મકાન સુરત મધે ગોપીપુરાના
"જરથોસ્તીઓને ધર્મની ક્રીયા કરવા સારૂ
"મુંબઇવાસી શેઠ દોરાબજી નશરવાંનજી
"મીશતરીએ પોતાની અસલ જમીન ઉપર
"બંધાવી આપયું છે. રોજ ૨૯ મો
"માહા ૧૦ મો શેહનશાહી શને ૧૨૩૫
"યઝદેજરદી તા૦ ૧૮ મી જુલાઇ સને
"૧૮૬૬ ઇશવી."

## એડનનું અંજુમનના ઉધરાતનું દોખમું.

તા૦ ૩૧ મી આગશટ ૧૮૬૬.
રોજ ૧૩ માહ ૧૨ (શે૦) ૧૨૩૫ યજદજરદી.

એડન મધે અંજુમનના ઉધરાતથી એ૦ એરચજી કાવશજી ગારાની આગેવાંની હેઠલ પાહડ ઉપર એક દોખમું બંધાવી આજ દીને પરઠાવ્યું હતું.

[એ દોખમાંપર નીચલી તખ્તી મારેલી છે:—

"પાક દાદાર હોરમજદ જે મીનોઇ ઇઆને
"ગેટીનો સાહેબ તેનાં મુબારક નામથી
"અશો જરથોશત અસપંનતેમાન અનો
"શેહરવાંનની રાસ્ત અને નેક રેહનો
"માહથી આએ દોખમું તથા સગડી તથા
"ફરતી દેવાલ સરવે શ્રી એદંનના જરથો-
"શતી અંજુમનના ખરચથી અને કંઇ
"એક શ્રી મુંબઇના જરથોશતીઓની
"મદદથી એ૦ શેઠ એરચજી કાવશજી ગારાનાં
"ઉપરીપનાંથી બાંધીઉં છે. એ મકાન
"આજ દીનથી જરતોશતી કાયદા મુજબ
"વાપરવાને અંજુમનને અરતક કીધું છે.
"રોજ ૧૩ મો તેસતર તીર માહા ૧૨ મો
"અસપંદારમદ સને ૧૨૩૫ ઇઅજદેજરદી.
"તારીખ ૩૧ મી આગશટ ૧૮૬૬ ઇશવી.
"સવંત ૧૯૨૨ શ્રાવન વદ ૬ ને
"વાર શુકરે."

એ દોખમાંનાં ફંડમાં શેઠ મનચેરજી હોરમજજી કામાજીએ ઇ. સ. ૧૮૬૪ ના આપરેલ માસમાં ઇંગલાંડથી મુંબઈ પાછા ફરતી વખતે રૂ ૧૦૦૦) ની રકમ ભરી હતી.

એ દોખમાંને લગતી શગડી તથા કુવો તથા પાહડ ઉપર જવાનો રસ્તો એડનવાલા શેઠ એદલજી માણેકજી કોલાબેવાલાએ બંધાવી અંજુમનને હરતક કીધો હતો.]

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૨૦૬]

## મુંબઇની ખેતવાડીની શેઠ એદલજી રૂસતમજી સુનાંવાલાની વાડી.

જમે જમશેદ, તા૦ ૧૭ મી ડીસેમબર ૧૮૬૬ ને વાર શોમે.

### અનજુમનપતર.

અનજુમંનના શાહેબોની જનાંબમો કંમતરીન શેવક એદલજી રૂશતમજી શુનાંવારા, આજ રોજ ૨૫ મો માહા ૪ થો કદીમી તથા માહા ૩ જો શેહેનશાહી શને ૧૨૩૬ ઇઅજદેજરદી વાર રવેઉ તા૦ ૧૬ મી ડીસેમબર શને ૧૮૬૬ ને દીને પોતાંના છોકરા તથા છોકરાવોનાં છોકરાવોના શેહાદાની નવજોદની મીજલશમો ભેગા થાએલા અંજુમનનાં શાહેબોની હજુરમાં જાહેર કરીએચ કે ખેતવાડીમોનાં હમારા રેહવાના બંગલાને લગતી જે પાશેની જગો જે હમે ખરીદ કરેઆય છ જરથોશતીઓનાં લગન, શેહાદીએ વાપરવાની રજા આપતા આવેઆ છેઇએ અને તે જગાને માંઠે હમારે ખરચે મોહોટી રકમ ખરચીને અમલો, મકાંન બાંધેઉ છે, તે નવું મકાંન સુધાં ટરશટમો આપવાને ઠેડાવ આજ રોજે કરેઓ છે. તે એ રીતે જે નીચેની જગો જરથોશતીઓને શેહાડી રાંમશની લગન તથા તેવાંજ કારણમો વાપરવાને જાથુક આપેઆમો આવી શખે અને એ મકાંનને શદા શારી હાલતમો રાખવા તથા મરાંમત કરવાના ખરચમો વાપરવા થકી એ જગાની ઉપર હમે નવું બાંધેલું મકાંનની જે પેદાશ ભાડું ઉપજે તે એનાં ખરચમો ટરશટીઓએ વાપડવું, શરત એકે જાંહાં શુધી હમે તથા હમારા વારશ હમારા પોતાના તથા હમારા વારશનાં વાપરવામો એ ઉપરનું મકાંન રાખીએ તાંહાં શુધી તેની ઠેડવેલી રકમ મુજબનું ભાડું હમો તથા હમારા વારશો, ટરશટીને આપીએ. અને જો તેમ હમે કે હમારા વારશ ભાડે નહીં રાખીએ કે ભાડું નહીં આપીએ તો એ મકાંન ટરશટીઓએ હરેક બીજા જરથોશતીને ભાડે આપી ઉપજ કરવી પણ જરથોશતી શવાએ બીજી કોઇ બી કોમને એ ઉપરનું મકાંન ટરશટીઓ ભાડે આપી શખે નહીં, એવો ઠેડાવ કરેઓ છે.

*** એ મકાનનું કાએદાસરનું એક તરસ્ટડીડ શેઠ એદલજીએ તા૦૮ મી મારચ ૧૮૭૧ ને દીને કરાવ્યું હતું. પણ તે પછી ખેતવાડી મધે એજ કારણસર બીજા બાગો તથા વાડીઓ થવાને લીધે એનો ઝાઝો ખપ ન થવાથી શેઠ એદલજીએ તે ઇ. સ. ૧૮૭૧ થી ખેતવાડીની સર કાવશજી જાંહગીરજી રેડીમનીવાલી પારસી છોકરીઓની નિશાલને વગર ભાડે વાપડવાને આપી હતી, જ્યાં તે નિશાલ ૩૦ વર્ષ સુધી રહયા બાદ બીજાં ભાડેનાં ઘરમાં ખાલી કરવામાં આવી છે. એ ઉપરાંત એ વાડીના કંપાઉંડમાં ખેતવાડી ખાતે ઉભી થયલી કસરતશાળા પણ ઈ. સ. ૧૮૭૪ ના ડીસેમબર માસથી તે ૧૮૯૧ના સપટેમબર માસ સુધી મુફત રાખવામાં આવી હતી. હાલમાં એ વાડી તથા તેને લગતી જમીન મુંબઇમાં સરકારે નવાં ઉભાં કરેલાં ઇમપૃવમેંટ તરસ્ટે પ્રજાનાં કારણસર રસ્તો મોકલો કરવા માટે વેચાતી લીધી છે, અને તેનાં ઉપજેલાં નાણાં તરસ્ટીઓ શામાં વાપડશે તે નકી નથી.

## ઈ૦ સ૦ ૧૮૬૭.

## મજગાંમની મરહુમ બાઈ રતનબાઇ કાવશજી જાંહગીરજી રેડીમનીવાલી દરેમેહર પરહાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૭ મીં મેએ ૧૮૬૭ ને વાર શુકરે.

મજગાંમ મધે એક નવી અગીઆરી બંધાઇ તઇઆર થએઆથી ચાલતા મહીનાની તા૦ ૪ થીને દીને શરવે જરતોશતીઓને માટે કીરીઆ કરી તેનું કામ ચાલુ કરીઆમાં આવેઉં છે. એ અગીઆરી બેહેશતનશીન નાંનાંભાઇ જમશેદજી ગજદરની નઇઅતે બંધાવેઆમાં આવી છે. તેની કીરીઆની વખતે હેઠલ જણાવેલું અનજુમન પતર વાંચવામાં આવેઉં હતું :—

શ્રી દાદાર હોરમજદની મદત હોજો.

અનજુમંનનાં શાહેબો—લા૦ શેવક શોરાબજી તથા રૂશતમજી નાંનાંભાઇ ગજદર અરજ કરેચ જે, હમારા મુરબી બાવા મરહુમ નાંનાંભાઈ જમશેદજી ગજદરે પોતાનાં વીલ મધે હોકમ કરેઓ હતો તે મુજબ આએ આતશઆદરાંનની દરગાહ શરવે જરતોશતીઓનાં વાપરવા શારૂં તઇઆર કરી આજ દીને તેહેનાં જશનની કીરીઆ કરવાને તે પેદાનાં કરનારની મદતથી બની આવેઉં છે તે આજ દીનથી શરવે જરતોશતી રીરકાની આલંમ શારૂં ઉગારવામો આવી છે અને એ દરેમેહરનો જાથુક ખરચ પુરો પારવા શારૂં અતરે ચાલી અંક બાંધવાનો હમારા મુરબીએ પોતાનાં

વીલમો હોકમ કરેઓ છે, તે ચાલી તઇઆર નથી થાઇ તેટલાં એ નેકકાંમ ઉપર થાતો શરવે ખરચ હમો હમારા મુરબ્બીનાં ફનમોથી આપીશું. તે ચાલી તઇઆર થઆથી તે ઉપર તરશટીઓ વીગરે ઠરાવવા શારૂં વીલનાં હોકમ મુજબ થરાવવામો આવશે—એજ અરજ. રોજ ૧૪ મો માહ ૮ મો શેહનશાઇ શને ૧૨૩૬ ઇઅજદેજરદી તા૦ ૪ થી મેએ ૧૮૬૭ અંગરેજી.

*,* એ દરેમેહર શેઠ નાનાભાઇએ પોતાનાં એહન મરહુમ બાઈ રતનબાઇ તે શેઠ કાવશજી જાંહગીરજી રેડીમનીનાં ધણીઆંનીની પુંજી-માંથી બંધાવી હતી, અને ઉપલા અંજુમન પત્રમાં જણાવ્યા મુજબની ચાલી ન બંધાવાથી એ દરેમેહરનો સર્વે વહીવટ ઇ. સ. ૧૮૭૭ માં સર કાવશજી જાંહગીરજી રેડીમની નાઇટ, સી. એસ. આઈ. એ પોતાને સ્વાધીન લીધો, તથા તેના નીભાવને માટેનો બંદોબસ્ત કરનાર હતા, તેટલાં તેવણ મરણ પામવાથી તેવણના એકઝીકયુટરોએ તેમની પુંજીમાંથી રૂ ૨૩૦૦૦) ની રકમ એ દરેમેહરના જાશુકના ખરચને માટે એલાહેદી કાઢી તેનું તા૦ ૯ મી અકટોબર ૧૮૮૦ ને દીને એક જુદું તરસ્ટ ડીડ કરી તે એવણના બેટા શેઠ જાંહગીરજી કાવશજી જાંહગીરજીને તરસ્ટી તરીકે સોંપી હતી.

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૨૨૫]

## ઈ૦ સ૦ ૧૮૯૮.

## સુમાલી ગામનીં શેઠ રૂસતમજી શાપુરજી મુકાદમવાલી દરેમેહર.

તા૦ ૧૦ મી જાનેવારી ૧૮૯૮.
રોજ ૨૦ માહ ૪ (શે૦) ૧૨૩૭ યજદજરદી.

સુરતનીં પાસેનાં સુમાલી ગામમાં ઇ૦ સ૦ ૧૮૨૨ માં મરહુમ શેઠ કુવરજી માણેકજી મુકાદમે જે આદરાંનની દરેમેહર બંધાવી હતી તે રેતીના રૂઢામાં દટાઇ જવાની તૈયારીમાં હોવાથી તેમના ભત્રિજા શેઠ રૂસતમજી શાપુરજી મુકા-દમે બીજી જગા લઇ ત્યાં દરેમેહર બંધાવી નવેસરથી આદરાંન બનાવી આજ દીને પોતાના મજકુર કાકાની નઇએતે પરઠાવ્યા હતા.

[આ દરેમેહર ઉપર નીચલી તખ્તી મારેલી છે:—

"પાખ દાદાર હોરમજદની મદદ છે.
"પાખ આદરીઆંન શાહેબ અસલમાં
"શુમાલી ગામ મધે એહશતનશીન પારશી
"કુમરજી માણેકજી મુકાદમે બંધાવેલું હતું.
"પણ રેતીના રૂધાથી તે આદરીઆંન
"ડટાઇ જવા આવયાથી નવા પાઆથી
"મરહુમ કુમરજી માણેકજી મુકાદમની
"નઇએતે તેવણનાં ભતરીજા રૂશતમજી
"શાપુરજી મુકાદમે ફરીને નવા પાઆથી
"બંધાવયું છે. રોજ ૨૦ બેહરાંમ માહ ૪
"તીર શને ૧૨૩૭ એજદેજરદી. તા૦ ૧૦
"મી જાનેવારી સને ૧૮૯૮ અંગરેજી.
"શવંત ૧૯૨૪ નાં પોશ વદ ૧ વાર
"શુક્રે."

એ દરેમેહર પણ બીશમાર થવાથી ત્યાં બીજી જગાપર શેઠો દાદાભાઇ અને કાવશજી પાલણજી ચવનાએ પોતાના બાવા મરહુમ શેઠ પાલણજી દાદાભાઇ ચવનાની નઇએતે નવી દરેમેહેર બંધાવી તે તા૦ ૧૨ મી આપરેલ ૧૮૮૭ ને દીને પરઠાવી હતી.]

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૨૪૨]

## નવસારી મધે એ૦ કાવશજી શોરાબજી ભેદવારે બંધાવેલો "શોરાબ બાગ" ખોલ્લો મેલાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૬૮ ને વાર શોમે.

નવસારી.

ચાલુ માસની તા૦ ૩, ૪ તથા ૫ મીના દીવસ અતરે પારસીઓમાં નોંધ લેવા લાએક રીતે પસાર થઇ ગયા છે. આસરે વરસ એકની વાતઉપર એક ધરમશાલા બંધાવા વીશેની અતરેથી ખબર લખી હતી; એ ધરમશાલાનું કામ પુરૂં થવાથી તેનાં મુરતને લગતી ધામધુમ ઉપલા તરણ દીવસોપર થઇ હતી. એ ધરમ-શાલા બંધાવનાર આ૦ કાવશજી શોરાબજી ભેદવાર નામે એક મુંબઇનો રેહેવાશી જવન મોબેદ છે. એ ધરમશાલાનું નામ "શોરાબ બાગ" આપવામાં આવીઉં છે, અને તે પારસીવારમાં ઘણી લાયક જગે સારા આકારથી મુંબઇના એક લાયક મીશતરીના હાથે બંધાઇ છે. તા૦ ૩ જીએ એ મકાનનું મુરત થયું તારે તે જગાએ એક મોટું જશન તથા આખાં ગામનું વેંહચાણ કરવામાં આવીઉં હતું. એ જશનની કારીઆ થઇ રહેઆ પછે એ મકાનને લગતો દસતાવેજ વાંચી સંભલાવવામાં આવીઓ હતો. તેની મતલબ એવી છે કે

એ મકાન અતરેના લોકોએ શરઅત્રશરે વાપડવો, તેમજ જરથોશતી મુસાફરોએ પણ તેનો લાભ તરણ દીવસ સુધી લેવો, તેથી વધુ દીવસ રેહવાની જરૂર હોય તો તેનાં મેનેજરની પરવાનગી લઇ તેમ કરવું. એ મકાન તેનાં માલેકે પોતાનાં મમાઇનાં પુણને ખાતર બંધાવીઉં છે. અને તેની મરામતને માટે રૂ. ૨૦૦૦) એલાહેદા કાહાડીઆ છે, તેનાં વીઆજમાંથી તેને સમરાવા મુકવાનો ખરચ કરવામાં આવશે. એ મકાનના માલેક તરીકે તેઓ (કાવશજી) તથા તેમના વારેસો ગણાશે. એ પછી અતરેના આગેવાંનો તરફથી તેમને શાલો ઓઢાવી બરખાસત થયું હતું. એની બાહારવણે મરદોની તથા તરીજે દીવશે ઓરતોની નીઆત જમાડવામાં આવી હતી. એ સઘલું મલી નજદીક અરધા લાખ સુધીનો ખરચ ખાતરીભરેલી રીતે શાંભલવામાં આવીઓ છે. એ કાંમ માટે તેના બંધાવનારને માન તથા શાબાશી ઘટે છે, અને તે વધારે એટલા માટે ઘટે છે કે તે એક સાધારણ મોબેદનું ફરજંદ છે. તેઓ મુંબઇથી દુર કંટરાકટનો ધંધો ચલાવે છે. ખુદાએ પઇસો આપીઓ તેને આવી રીતે હીંમતથી વાપડી જાણે છે એ તેમને શોભા આપનારી વાત છે. મજકુર તરણ દીવસો કોઇ મોટો તેહવાર હોય તેવી રીતે પસાર થયા હતા અને શરવે તરફ એ કામ બજાવનારની વખાંણનાં ગીત ગવાય છે.

એ ધરમશાલા બંધાવનાર મોબેદ ઘણો સાદો, લાયકીવાલો, તથા નમનતાઇ ભરેલો છે. તેણે મજકુર કામ બજાવતાં કાંઇબી વડાઇ પોતે ન લેતાં તે પોતાના વડાને નામે સઉ કીધું છે.

⁂ એ મકાનમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.
"આએ મોકાનનું નામ શોરાબ બાગ
"કરીને રાખીઉં છે. તે મુમબાઇના રેવાશી
"આ૦ કાવસજી શોરાબજી ભેદવારે પોતાનાં
"મમાઇ કુવરબાઇ તે આ૦ દાદાભાઇ
"નશરવાંનજી ભેદવારનાં ધનીઆનીનાં પુનને
"શારૂં શ્રી નોશારી કશબા મધે શરવે
"જરથોશતીઓને વાપરવા શારૂં બનધા-
"વેઓ છે. રોજ ૧૪ મો ગોશ ઇજદ
"માહા ૫ મો અમરદાદ અમશાશપંદ
"શેહનશાઇ, માહ ૬ થો શરેવર અમશા-
"શપંદ કદમી શને ૧૨૩૭ એજદેજરદી
"તા૦ ૩ જી ફેબરવારી શને ૧૮૬૮
"ઇંગરેજી શવંત ૧૯૨૪ ના માહ શુદ ૧૦
"ને વાર શોમે."

## ગ્રાંટરોડનીં એમ૦ શોરાબજી હોરમજજી રાંનજીવાલી દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઈ ચાબુક, તા૦ ૨૫ મી આપરેલ ૧૮૬૮ ને વાર શનેઉ.

ગયાં પત્રમાં જણાંવેઆ પ્રમાણે ગયા બુધવારે ગ્રાંટરોડ ઉપર બંધાએલી નવી દરેમેહેરનું મુહુરત કરવામાં આવેઉં હતું. એ જગોએ શવારનાં ૯ કલાકને અમલે જરથોશતી અનજુમનનો મેલાવરો થાએઓ હતો જેમાં આપણાં ટોલાનાં બંધે શેનશાઇ, અને કદમી દશતુરો તથા બીજા દશતુર મોબેદો અને બેહદીન શાહેબો એકઠા મલેઆ હતા. પારશી અકાબરોમાં નાંમવર શર જમશેદજી જીજીભાઇ બારોનેટ, શેઠ મેરવાંનજી ફરાંમજી પાંડે, શેઠ બેરાંમજી અને શેઠ બમનજી જીજીભાઇ, શેઠ નશરવાંનજી માણેકજી પીટીટ અને એ વીગેરે બીજા ઘણાંક શાહેબો હાજર થાએઆ હતા. પરથમમાં ગોઠવેલાં પાક આતશઆદરાંનનાં પાતરાંની શનમુખ ઉભા રહી શરવે જરથોશતીઓએ ફરજીઆત ગુજારવા પછે જશનની કીરીયા કરવામાં આવી હતી—તે પછે મજકુર દરેમેહર બાંધનાર એરવદ શોરાબજી હોરમજજી રાંનજીની તરફથી એક અનજુમન પત્ર વાંચવામાં આવેઓ, જેમાં જણાંવેઉ હતું કે એ એરવદ શોરાબજીએ પોતાના મરહુમ પીતાની નઇએતે આ દરેમેહેર બંધાવી છે અને તે હવેથી શરવે જરથોશતી કોમને માટે શઘલાં ધરમદીનનાં કાંમકાંજોને શર ખુશી મેલી છે. દરેમેહરનાં બાથુકના ખરચને માટે એની પડોશમાં એજ ધણીએ એક બાંધેલો બંગલો ધરમખાતે આપેઓ છે કે તેનું ઉપજતું બાડું તેનાં ખરચમાં વપરાએ. એ કારણશર તરશટીઓ નેમીને તેમને અશતક તે મકાંનો શોંપી તેનું તરશટદીડ કરવામાં આવશે. આ અનજુમન પતર વંચાઇ રેહવા પછે એ ધરમનું કામ બનાવનાર એરવદ શાહેબને મીજલશની શનમુખ જુદા જુદા ધણીઓ તરફથી શઘલી મલી ચેઆર શેઆલ પેહરાવવામાં આવી હતી જે શઘલી અયોરનાનો તરફનીજ હતી.

⁂ એ દરેમેહરમાં કાંઇ તખ્તી મારેલી નથી. તે બનાયા પછી એમ૦ શોરાબજી ૮

મહીને મરણ પામવાથી ઉપલા અંજુમન પત્રમાં જણાવેલા એ દરેમેહરના નીભાવને માટે ધર્મખાતે કાઢેલા બંગલાનો કસ્સો બંદોબસ્ત થાયો નહિં.

## નવસારીના એ૦ નશરવાંનજી ખરશેદજી કાંગાએ બંધાવેલા "નોશરવાંન બાગ" ને ખોલ્લો મુકાએઆનો અહેવાલ.

રાસ્તગોફતાર, તા૦ ૨૪ મીં મેએ ૧૮૬૮

નોશારી ખાતે એ૦ નોશરવાંનજી ખોરશેદજી કાંગાએ નવી ધરમશાલા બંધાવી છે તેનું જશન ગઈ તા૦ ૨૦ મીએ થયું હતું. એ મુકામતું નામ નોશરવાંન બાગ કરી રાખયું છે તથા તેનીં મરામત માટે રૂપીઆ ૨૦૦૦ ની સરકારી લોન અનામત કાહાડી છે જેનાં વયાજમાંથી ખરચ કરવામાં આવશે.

*** એ મકાનમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર અહુરમજ્દની મદદ. આએ
"મુકાંમ મુંબઈના રેહેવાસી એ૦ નોશેર-
"વાંનજી ખુરશેદજી કાંગાએ કુલે જરતોશ-
"તીઓને વાપરવા સારૂં બંધાવેઓ છે.
"રોજ ૨૯ મો માહ ૮ મો શેહેનશાહી
"સને ૧૨૩૭ ઇઅજદજરદી સવંત ૧૯૨૪
"ના વઇસાખ વદ ૧૧ વાર શોમે તા૦ ૧૮
"મી મેએ સને ૧૮૬૮ ઇસવી."

## ઉદવાડાનીં ડાવેજર લેડી આવાંબાઈ જમશેદજી જીજીભાઇ વાલી ધર્મશાલા.

તા૦ ૧૫ મી આગસટ ૧૮૬૮.

બાઇ સાહેબ ડાવેજર લેડી આવાંબાઇ તે મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટનાં વીધવાએ ઉદવાડા મધે જરથોસ્તીઓને ઉતારો લેવા તથા ગામના જરથોસ્તીઓને સરઅવસરે વાપડવાને માટે એક કુશાદે ધર્મશાલા રૂ. ૪૭૫૦૦) ને ખરચે બંધાવી ખોલ્લી મુકી હતી.

[ આ ધર્મશાલામાં નીચે મુજબ તખ્તી મારેલી છે : —

"શ્રી દાદાર હોરમજદની મદદથી
"આએ મકાંન શ્રી મુંબઇવાલાં
"બાઈ શાહેબ લેડી આવાંબાઇ તે
"મરહુમ શર જમશેદજી જીજીભાઇ
"પેહેલા બારોનેટનાં ધણીઆંણીએ પોતાના
"ખરચથી દેશાવરથી આવનારા જરતોશતી
"કોમનાં લોકોનેજ ઉતરવાનાં શુખને શારૂ
"તથા જશન મીજલશ વીગરે શરઅવ-
"શરે ગાંમના જરતોશતીઓને વાપરવા
"બંધાવીઉં. શને ૧૨૩૭ ઇઅજદેજરદી
"શેહેનશાહી—શને ૧૮૬૮ ઇશવી. શવંત
"૧૯૨૪ વીકરમાજીત. એ મકાંનપર એકંદર
"ખરચ રૂ. ૪૭૫૦૦ થએાે છે."

એ ધર્મશાલા તા૦ ૧૫ મી મારચ ૧૮૬૭થી વપડાસમાં આવી હતી. ]

પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૨૫૮]

## મરહુમ શેઠ એદલજી ફરાંમજી આલબલેસનીં પુંજીમાંથી બંધાયલો "આલબલેસ બાગ" ખોલ્લો મુકાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૪ મીં અકટોબર ૧૮૬૮
ને વાર બુધે.

શ્રી પાક દાદાર હોરમજદ શાહેબની
મદદ હોજો.

મીજલશના શાહેબો—

જત રોજ ૨૨ મો ગુવાદ ઇઅજદ માહ ૯ મો આદર ઇઅજદ શને ૧૨૩૪ ઇઅજદેજરદી—તા૦ ૧૧ મી જુન શને ૧૮૬૫ ને વાર રવેઉને દીને હમારા મુરબીજી બાવાજી એદલજી ફરાંમજી કરાંની બેહેશતનશીન થએઆ તેવણ મચકુરે પોતાનાં છેલાં વીલ અને વશીએતનામાં મધે બાબ ૯ મા મધે મચકુર પોતાની પુંજી મધેથી રૂપીઆ એક લાખ કારીને ધરમતું કાંમ કરવાને ફરમાવેઉં છે તે મુજબ એ મચકુર મુરબીજીનાં ઉડીઆંણુંની મીજલશ મધે એવણુના દીકરાવોએ શરવે જરથોશતી શાહેબોને જાહેર કરીને શરવે જરથોશતી શાહેબોને શારે ઇઆ રૂરે વાપરવાને શારૂં મુકાંમ કરી આપવાની તંનદરોશતી ભણુાંની આપી હતી તે હાલ ખોદાતાલાની બખશેશથી શ્રી મુંબઇની ગીરગાંમ મધે જગા એક રૂપીઆ પંચાવન હજાર વાશતે વેચાતી લઇને તે ઉપર મુકાંમ બે જુદાં જુદાં ભાઇ હીરજીભાઇ રતનજી મીશતરી હશતકથી બાંધીને તથા તે મધે ઘટતો ખરચનો શર શાંમન વાશંન વગરે મુકીને આશરે લાગત રૂપીઆ એક લાખ પાંતરીશ હજારની થઇ છે તે આજ દીનથી શરવે જરથોશતી શાહેબોને વાપરવાને શારૂં ખોલલો મુકેઓ છે. તેનો બંદોબશત તથા તરશટદીડ શેઠ પેશતનજી દીનશાજી વકીલ હશતકથી કરવા આપેઉં છે અને તેના ચાલુ

ખરચ શારૂં નોટ ટકા ૫) વાલી રૂ. ૧૫૦૦૦) અંકે પંદર હજારની તરશટદીડની શાથે તરશટીઓના શવાધીનમો આપવાનું ઠેડવેઉં છે ને એ મીલકતનું નાંમ "આલબરેશ બાગ" રાખેઉં છે. એજ અરજ રોજ ૨૨ મો ગુવાદ ઇઅજદ માહા ૧ લો ફ્રોખ ફ્રવરદીન ઇઅજદ શને ૧૨૩૮ ઇઅજદૈજરદી—તા૦ ૧૩ મી અકટોબર ૧૮૬૮.

**લા૦ શેવક માણેકજી એદલજીની શહી.**
**લા૦ શેવક ધનજીભાઇ એદલજીની શહી.**
**લા૦ શેવક બહુમનજી એદલજીની શહી.**
**લા૦ શેવક દાદાભાઇ એદલજીની શહી.**
**લા૦ શેવક હોરમજજી એદલજીની શહી.**

જામે જમશેદ. તા૦ ૧૫ મી અકટોબર ૧૮૬૮ ને વાર ગરેઉ.

આલબરશ બાગ.

જરતોશતીઓને લગનની અને એવીજ બીજી શારી અવશરની વેલાએ વાપડવા શારૂં શારાં અને શોહાંમનાં મકાંનની ઘણી જરૂર હતી, અને તેને લીધે વારે ઘડીએ ઘણીજ અડચણ ભોગવેઆમાં આવતી હતી. મુંબઈ મધે એવી રીતે વાપડવાનાં કેટલાંએક મકાંનો છે, અને તેઓમાં એકુએ મકાંન શારાં બી છે, તોપણ તે મકાંનોમાં કુશાદે અને જેહવી જોઇએ તેવી શગવડ નથી, એખલું એજ નહીં પણ તે શાથે મકાંનો શારી હવાની જગાએ નથી, માટે જરતોશતીઓ કોઈ શારી અને દબદબાભરી મીજલેશની વેલાએ મોટી અડચણ ભોગવતા હતા. આ અડચણ હાલમાં કેટલેએક દરજજે ટાલીઆમાં આવી છે, અને એક શારો વખાંણવાજોગ મકાંન ગીરગાંમ મધે મરહુમ શેઠ એદલજી ફ્રાંમજી આલબરેશનાં પુનને શારૂં તેઓનાં ધરમનાં ફનડ મધેથી તેઓનાં પુતરોએ બંધાવીઉં છે. આ મકાંનની કીરીઆ ગેઈ પરમ દીને કીધામાં આવી હતી, અને તે વેલાએ મુંબઇ માંહેલા દશ્તુર, મોબેદો, અને પારશી શેઠીઆઓની મોટી અને દબદબાભરેલી એક મીજલેશ મલી હતી. આ કીરીઆની વેલાએ મરનાર શેઠ એદલજી ફ્રાંમજીનાં પુતરોની તરફથી એક અંજુમન પતર વાંચી શંભલાવીઓ હતો, અને તે વેલાએ એ મકાંન જરતોશતીઓને શારે રૂડે વખતે વાપડવાને જાહેર કીધું છે, માટે અમો આશા રાખીએ છે કે ઘણીવાર આપણા જરતોશતીઓને જાહેર મીજલશો ભરવાની જે અડચણ પડે છે, તે હવેથી મટી જાશે. આ મકાંનના જુદા જુદા બે ભાગ કીધેલા છે, જેથી લગનની વેલાએ બંધે બેરદુવાલાઓને એકજ ઠેકાંણે શગવડથી પોતાનું કામ કરવાને બની આવશે. આ મકાંનની ઉપર એક લાખને પાંતરીશ હજાર રૂપીઆની મોટી દોલત ખરચીઆમાં આવી છે, અને તે મધે શરઅવશરે વાપડવાજોગ જોઈતો અને ઘટતો શામાંન મેલીઆમાં આવીઓ છે, જેથી તાં જાનારાઓને કોઇબી રીતથી અડચણ પડે એવું નથી. જોકે હાલનો શમો ઘણો બારીકીભરેલો છે એવું ચો તરફથી કેવામાં આવે છે, તોપણ પારશીઓ પોતાની હમેશની તમે પરમાંણે મોટી દોલત ખરચીને શખાવત અને ધરમનાં કાંમ કરેઆ જાએ છે જે જોવાથી અમો મગન થાઇએ છે. આ શેઠીઆઓએ એથી બી વધારે સરશ મકાંન બાંધવાને શારૂં ખેતવાડી મધેની એક મોટી જમીન ખરીદવાને વેતરણ કીધી હતી, પણ તેને શારૂં ઘણી મોટી રકમ આપવાને જણાવીઆ છતાં તેના માલેકે તેમાં વાંધો લીધો હતો એવું જાંણેઆમાં આવીઉં છે. પણ અમો આ મકાંનને ઘણોજ પશંદ કરીએ છે, કારણ કે તે શારી હવા અને રચના ભરેલે ઠેકાંણે આવીઉં છે, જેથી તે બાંધનારના શકમાઇના પઇશા ગવાઇ નીકલશે.

*Times of India, Wednesday 14 th October 1868.*

*Albless Baug*—An institution of considerable utility to the Parsee community was publicly opened yesterday, in the presence of a large and influential gathering of the Parsees. Mr. Eduljee Framjee, a wealthy Parsee merchant, died about two years ago, and by his will directed his sons to erect a suitable building for the use of the zoroastrian community on occasions of marriage and other ceremonies–great inconvenience having been felt by the poorer classes of the community from the want of such a building. This laudable intention of the deceased gentleman has been carried out by his four sons, at a cost of a lac and thirty-five thousand rupees. The building is erected

at Girgaum, in the form of a quadrangle, with large compouud in the centre. It is named ALBLESS BAUG, from the surname of the deceased. On occasions of marriage and other festivities it will easily contain three thousand people.

Ceremony of opening the institution was short, but imposing. A JASAN or religion ceremony was performed by about fifty Parsee priests, headed by their dustoors or bishops. This was commenced at 9 A. M., and lasted till half-past ten. A paper signed by the four sons of the deceased was then read, by which the building was handed over in trust for the use of the Parsee community, and in which it was stated that, 15,000 had been additionally invested in five per cent Govermment securities, from the interest of which the expenses incidental to the building will be defryed.

After this was done, Mr. Dossabhoy Framjee, on behalf of the Parsee community, thanked, in suitable terms, the gentlemen who had so worthily carried out the landable desire of their parent, and provided the Parsees with a building which had been felt as a great want by this increasing community, Mr. Dossabhoy laid considerable streets upon the unostentatious manner in which the founders of this charitable building had performed their part.

At about 11 o' clock all joined in a sumptuous feast, and about 1 o' clock the guests dispersed.

*** એ મકાનના કંપાઉંડના વચલા ભાગમાં નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"શ્રી પાખ દાદાર હોરમજદની મદદ હોજો.
"આએ મુકાંમ બેહેશતનશીન મરહુમ
"એદલજી ફરાંમજી કરાંણીની નધઅતે
"એનાંની ઇઆદગારીને કીજે એનાંની
"પુંજી મધેથી શરવે જરથોશતીઓને શર-
"અવશરે વાપરવાને શારૂં એનાંના દીક-
"રાઓએ બંનધાવીઉં છે. રોજ ૨૨ મો
"માહ ૧ લો શેહેનશાઇ માહ ૨ જો
"કદમી શને ૧૨૩૮ ઇઅજદેજરદી,
"તા૦ ૧૩ મી અકટોબર શને ૧૮૬૮
"અંગરેજી, શવંત ૧૯૨૪ નાં આશો
"વદ ૧૨ ને વાર ભોમે."

એ મકાંન મધે બંધે દરવાજા આગલના પરણુનાર છોકરા તથા છોકરીને ઉતારાના બંગલાઓ તથા કંપાઉંડ મધે ઇ. સ. ૧૮૮૯ માં રૂ. ૭૫૦૦૦) ને ખરચે મોટો ફેરફાર કરાવી તે કુશાદે કરવામાં આવ્યા છે.

એ મકાંન જરથોશતીઓને શેઆદી રામશની વગેરેને માટે ઘણું કામનું અને કુશાદે તથા તેનો ઉપ્યોગ ઘણોખરો દરરોજનો થાઈ પડવાથી અતરેના જરથોસ્તીઓમા મરહુમ શેઠ એદલજી ફરાંમજી આલબલેસ તરફ માનની લાગણી ઉશ્કેરાઇ, અને તે તકનો લાભ લઇ ખાંનબાહદુર મનચેરજી કાવશજી મરજબાંન, સી. આઈ. ઈ. એ જરથોસ્તીઓ વચ્ચે નાની રકમનાં ઉઘરાંણાંથી રૂ ૪૨૫૧) એકઠા કરી તેવણનું એક બસ્ટ અથવા અર્ધ બાવલું તૈયાર કરાવી તે તા૦ ૨૧ મી મારચ ૧૮૯૪ ને દીને એ મકાંનના કંપાઉંડમાં ખોલ્લું મુકયું છે.

## વડોદરાનીં કાંપમાંની શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઇ વાલી ધર્મશાલા તથા દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

રાસ્તગોફતાર, તા૦ ૧૫ મીં નવેમબર ૧૮૬૮ ને વાર રવેઉ.

વડોડરામાં નવી અગીઆરી અને ધરમશાલા

વડોડરા, તા૦ ૧૧ મી નવેમબર ૧૮૬૮

વડોડરાની કાંપમાં વસનારા જરથોશતીઓને ધરમની કીરીઆ કરવાને દરેહમેહર વગર ઘણી અડચણુ પડતી હતી તેમજ સારે માઠે વાપરવાને સારૂં એક ધરમશાલા નહીં હોવાથી અતીસર તંગી પડતી હતી અને મુંબઇ વગેરેના મુસાફરોને વડોડરા જેવાં રલીઆંમણાં શેહેરમાં આવવાને એક ધરમશાલા નહીં હોવાથી ઘણીજ અડચણુ ભોગવવી પડતી હતી, તેથી અતરેનાં વસનારા જરથોશતીઓએ એક ધરમશાલા બાંધવા-

ના ઇરાદાથી એક લીસ્ટ ઉભું કારયું હતું, પણ તે કામમાં પુરતી મદદ નહીં મલવાના સબબથી એ કામ જેમનું તેમ રહ્યું હતું, પણ મુંબઇવાલા એક સખી ધરસથ મી૦ બેરાંમજી નશરવાંનજી સીરવાઈ ને અરજ કરવાથી આએ પુનનું કામ તેવો સાહેબે પોતાને માથે લઇ, એક દરેહમેહર તમામ પોતાના ખરચથી તઇઆર કરી આપી છે, અને ધરમશાલાનાં લીસટમાં એક મોહોટી રકમ ખરચી બંધાવી આપી છે, એ પરમાંણે આ કામ પાછલ એ ગરહસથને રૂ. ૧૬૦૦૦ ) નો ખરચ થયો છે, તેમાં રૂ. ૧૪૦૦૦ ) બાંધકામના તથા રૂ. ૨૦૦૦ ) વાસણ અને સામાણનાં થયા છે. તે સઘલું તઇઆર થવાથી તેહેની જશનની કીરી-આ ચાલતા માસની તા૦ ૧૦ મીની સહવારનાં મોહોટી ખુશી તથા ધામધુમથી થઈ છે.

ઉપલાં જશનની વખતે મુંબઈ, સુરત, ભરૂચ, અમદાવાદ, તથા નવસારીનાં ઘણાંએક જરથોશતીઓ તથા વદોડરાના તમાંમ જરથોશતીઓ એકઠા થઆ હતા અને તેથી એક મોટી મીજલશ ભેગી મલી હતી. જશનનાં આફ્રગાંન વીગરેની કીરીઆ પુરી થવા બાદ મુંબઇવાલા મેહેરજી રાંણાવાલા દસતુર એરચજી શોહોરાબજીએ દરેમેહેર તથા ધરમશાલા બાંધવાનાં જરથોશતી ધરમનાં ફરમાંન વીશે તથા સખાવત કરવાનાં ફાયદા વીશે એક ટુક રશીલું અને અસરકારક બાશાંણ કરયું હતું. તારબાદ શેઠ બેહેરાંમજી નશરવાંનજી સીરવાઇના તરપથી એક પતર વાંચી સંભલાવવામાં આવીઉં હતું તેની મતલબ એ હતી કે,

"અતરેના જરથોશતી સાહેબોએ હમુને ખાહેશ બતલાવવાથી અતરે એક ધરમશાલા બાંધવાની જરૂર જોવામાં આવી; અને તે કારણસર તમો સાહેબોએ હુધરાણાનું જે લીસટ ઉભું કરયું હતું તે મધે એટલી રકમ ભરાએલી નહી હતી કે જેથી એ કામ સરઅંનજામ પોંહોચી શકે, તે ઉપરથી પાક પરવરદેગારની બકસેશથી એ ધરમશાલાનું કાંમ મનમાનતી રીતે સરઅનજાંમ પોંહચે, એટલી રકમની મદદ કરીને એ કાંમ પુરૂં કરયું છે. ઉપલી ધરમશાલાનાં મકાંન મધે દીનઆઇનનું કામ કરવાને સારૂં બે હીડોલાની જગો એલાહેદી હમોએ હમારે ખરચે કરી આપી છે, તેની સાથે કીરીઆ કામને વાસતે વાશણોની જરૂર હતી તે સઘલાં હમોએ હમારે ખરચે કરી આપયાં છે, અને તે શાથે એ ધરમશાલામાં આવી ઉતરનારા જરથોશતીઓને વાપરવા સારૂં સઘલી જાતનાં વાશણો તથા ફરનીચર પણ હમોએ અમારા ખરચે મેલીઉં છે. એ ધરમશાલા તથા અગીઆરી તથા વાશણો તથા ફરનીચરની તપાસ તથા જાલવની કરવા સારૂં તમો સાહેબો મધેથી જણ ચારને નીમીશું. એ મકાંન મધે મરામતના તથા બીજા ખરચ સારૂં રૂ. ૨૦૦૦ ) બે હજારની સરકારી પરામીસરી નોટ ટકા ૫ ) લેખેનાં વીઆજની શેઠ બેહરાંમજીએ જુદી કાહાડી છે.

ઉપલું પતર વાંચી રહા બાદ જે વાશનો તથા ફરનીચર એ મકાંન મધે શેઠ બેહરાંમજીનાં ખરચે મેલવામાં આવ્યું છે, તેહની ટીપ વાંચી સંભલાવી, તારબાદ વદોડરાની જરથોશતી અનજુમનનાં તરફથી એક માનપતર વાંચી સંભલાવવામો આવયું જે જગાની કોતાઇને લીધે હીઆં દાખલ કરવાને બનતું નથી.

ઉપલું માન પતર વાંચી તે પતરની નીચે મીશીઅરશ બેહેરાંમજી રૂસતમજી તથા અસપંદીઆરજી રૂસતમજી વીગેરે વદોડરાના ઘણાએક જરથોશતીઓની શહીઓ હતી તે નાંમવાર વાંચી સંભલાવી. તારબાદ માન પતરમાં લખેલી વદોડરાની અનજુમન તરફની શીઆલ મી૦ અસપંદીઆરજી રૂસતમજીએ શેઠ બેહરાંમજીને હોઢાડી. તેમ થવા બાદ સુરતના રૂસતમપુરાના દસતુર ખુરશેદજી બરજોરજીએ શેઠ બેહરાંમજીએ રૂસતમપુરામાં સખાવત તથા એ તરફનાં લોક ઉપર ઉપકાર કરેલા તે ઉપકાર માંની રૂસતમપુરાની ભગર સાથની અનજુમન તરફથી એક શીઆલ શેઠ બેહેરાંમજીને મીજલસમાં હોઢાડી. તારપછે શેઠ બેહેરાંમજીના ભાગીઆઓ તથા દોસતો તથા આડતીઆઓએ વલી સુમારે ૧૨) શીઆલો એવો સાહેબને હોઢાડી, અને મોટી ખુશી સાથે તથા પાક પરવરદેગારનાં શુકર બજા લાવી એ માહાભારત જશનની મીજલસ જેવી કે આગલ કોઇ પણ વખત થઇ નહી હતી તે મીજલસ બરખાસત થઇ.

શેવક અશપંદીઆરજી રૂશતમજી દશતુર.

*** આ દરેમેહર તથા ધર્મશાલા ઉપર નીચે પ્રમાણે તખ્તીઓ મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.

"પાક પેદાના કરનાર ખોદાની બખશેશથી
"વરોદરાની કાંપ મધે આએ દરેમેહર
"મુંબઇના રેહવાશી આ૦ બેરાંમજી નશર-
"વાનજી શીરવાઇએ પોતાના ખરચે દરે-
"બસત તઇઆર કરી બરહક માજદીઅસની

"દીનને લગતું કામ કરવા શરૂ કુલે
"જરથોશતીઓને વાપરવા આપી છે,
"રોજ ૯ મો આદર ઇજદ માહા ૯ મો
"આદર ઈજદ શને ૧૨૩૭ ઇઅજદજરદી.
" તા૦ ૨૮ મી મેએ ૧૮૬૮ ઇશવી."

"શ્રી પાક દાદાર હોરમજ્દની મદદથી."

"આએ વરોદરાની કાંપ મધેની ધરમ-
" શાલાનું નામ " એરાંમજી નશરવાંનજી
" શીરવાઈ રાખું છે" શબબ કે એઓ સાહે-
" બે અવલથી આખર સુધી મોટી રૂપીઆ-
" ઓની રકમો આપીઆથી તથા બીજી
" જોઇતી વખતે પુરતી મદદ કરવાથી એ
" ધરમશાલા બંધાઈ તઇઆર થઇછે.
" બીજું શરૂઆતમાં ઉધરાંણાંની ટીપ ઉભી
" કરવામાં આવી હતી તે વખતે વરોદરાની
" કાંપમાના થોડાક ગરીબ જરથોશતીઓએ
" તથા દેશાવર ખાતાંના જરથોશતીઓએ
" નાણાંની મદદ કરી હતી. રોજ ૯ મો
" આદર ઈજદ માહા ૯ મો આદર ઇજદ
" શને ૧૨૩૭ ઈઅજદેજરદી તા૦ ૨૮ મી
" મેએ ૧૮૬૮ ઇશવી."

ઉપર તખ્તીમાં લખેલા દીવસે એ મકાંન પરહાવવાનું હતું, પણ તે દીને તે તૈયાર ન થવાથી ઉપલે દીને પરહાવ્યું હતું.

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૨૬૬]

*** ઉપલા અંજુમન પત્રમાં જણાવેલી રૂ. ૨૦૦૦ ) ની સરકારી નોટમાં એવણે તા૦ ૩ જી ફેબરવારી ૧૮૭૦ ને દીને મુંબઇ મધે મજગાંમમાં પોતાના બંગલામાં દરેમેહર પરહાવી તે દીને બીજી રૂ. ૩૦૦૦ ) ની નોટ ઉમેરીને રૂ. ૫૦૦૦ ) ની કીધી હતી, અને તેનું વ્યાજ કેટલાંક વર્ષો સુધી ત્યાં ખરચ કરવાને મોકલયું હતું, પણ તે પછી એ દરેમેહર તથા ધર્મશાલાના વહીવટ બાબે વરોડરાના જરથોસ્તીઓ તથા એવણ વચ્ચે વાંધો પડયો હતો, અને તેનો મુકદમો ચાર પાંચ વર્ષો સુધી ત્યાંની અદાલતોમાં ચાલ્યા બાદ હરીશટ કોરટ તરફથી એ મકાંનોના વહીવટ કરનારાઓ તરીકે ત્યાંના ચાર આગેવાંન જરથોસ્તીઓને નેમી તેમનાં નામ ઉપર તે નોટો ચઢાવવાનો હોકમ થયો હતો, પણ તેમ કાંઈ કરવામાં આવ્યું નહિં, અને એ દરેમેહર વાલી જગા હાલ પડત પડેલી છે.

## ચોપાતીનાં દોખમાંઓવાલા ડુંગરની પડોસનો "સર જમશેદજી રોડ."

તા૦ ૧૯ મી ડીસેમબર ૧૮૬૮.

મુંબઇ મધે ચોપાતીનાં પારસીઓનાં દોખમાંઓવાલા ડુંગરની પડોસના મરહુમ બાઈ બચુબાઇ તે મરહુમ શેઠ અરદેશર દાદીભાઇનાં વીધવાવાળા ડુંગર પરના કેટલાક લાટોની જગા જે આપણાં દોખમાંઓને લગતી હતી, તે મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટે પોતાની હૈયાતીમાં ખરીદ કરી મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટી સાહેબોના સ્વાધીનમાં આપવા ધારી હતી કે આએનદે કોઇબી જુદ દીનનો પગ પેસારો તે તરફ થાય નહિં; તથા ઉપર ડુંગર પર જવાનો ગાડી ઘોડાનો રસ્તો ન હોવાથી તે પણ બંધાવવાને ધાર્યો હતો કે જઈફ તથા નાતવાંન જરથોસ્તીઓને પણ ફરવરદીઆંનનો સેજદો કરવાને બની આવે, પણ તેટલામાં તે નામદારનું મરણ નીપજવાથી તેમનાં ઉઠમણાંમાં તેમના સાહેબજાદાઓએ એ બંધે કામો સંપુરણ કરી આપવાની તંદરોસ્તી પઢાવી હતી. તે મુજબ એ ઉપલા જમીનના લાટો ખરીદ કીધા, તથા ઉપર છેક ડુંગર સુધી ગાડી ઘોડા જવાનો રસ્તો એ નામદારના સાહેબજાદાઓ સર જમશેદજી જીજીભાઈ ( બીજા ) બારોનેટ તથા શેઠો રૂસતમજી અને શોરાબજી જમશેદજી જીજીભાઈએ બંધાવી "સર જમશેદજી રોડ" ને નામે પારસીઓનાજ ઉપયોગને સારૂં મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટી સાહેબોને આજ દીનથી સ્વાધીન કીધો, તથા સાથે એ રસ્તાની તુરત વેળાની બીજી ઘટતી મરામત કરવાને રૂ ૨૦૦૦) ની રકમ ભેટ મોકલી તથા એવો બંદોબસ્ત કીધો હતો કે ઉપલા જમીનના લાટોની દરશાલ જે ઉપજ થાય તે મધેથી એ રસ્તાની સદા મરામત કરાવવી.

[એ રસ્તાની ઉત્તરે નાકાં પર પેશતાંજ કમાંન રોકું એક મોટું આરકું મારી તેને દરવાજા મુકી બંધે છેડે નીચે મુજબ ઇંગ્રેજી તથા ગુજરાતીમાં તખ્તીઓ મારેલીછેઃ—

“*Sir Jamsetjee Road.*
*This Road*
Leading to the Parsee Towers of
Silence was constructed
In memory of the Late
Sir Jamsetjee jejeebhoy, The First
Baronet
By his Sons,
And has by them been given in
charge of the
Trustees of the Parsee Punchayet
Fund
For the use of Parsees only.
*19th December 1868* A. C. —*1238*
*Yezdezerdi.*”

“સર જમશેદજી રોડ

“દોખમાં વાલા ડુંગર ઉપર જવાનો આ-
“એ રશતો બેહશ્તનશીન નામદાર સર
“જમશેદજી જીજી ભાઈ પેહલા બારોનેટની
“ઈઆદગારીને શારૂં એવણનાં સાહેબ-
“જાદાઓએ બંધાવીને ફકત પારસીઓ-
“નાજ ઉપીઓગને શારૂં મુંબઈની પાર-
“સીની પંનચાએતનાં ફંડના તરસટી સા-
“હેબોને સવાધીન કીધો છે. તારીખ ૧૯
“મી ડીસેમબર ૧૮૬૮. સને ૧૨૩૮ ઇ
“ઇઅજદજરદી.”

## ઈ. સ. ૧૮૬૯.

### કરાંચીની મરહુમ શેઠ ડોશાભાઈ મેહરવાનજી વાડીઆવાલી દરેમેહર.

તા૦ ૨૮ મી મેએ ૧૮૬૯.

રોજ ૯ મો માહ ૯ (શે.) ૧૨૩૮ યજદજરદી.

કરાંચી મધે મરહુમ શેઠ ડોશાભાઇ મેહર-વાંનજી વાડીઆની યાદગારી રાખવા તેવણના ભત્રીજા શેઠ શોરાબજી ધનજીભાઇ વાડીઆએ ગામ મધે ગાડીખાતાંમાં પારસી બાળકો સારૂં એક સ્કુલનું મકાન બધાવ્યું હતું, તે મકાંન જોઈએ તે કરતાં મોટું હોવાથી અને ત્યાં દરેમેહરની જરૂર જણાયાથી તેના માલેકની બાહલાથી તેમાં ઘટતો ફેરફાર કરી દરેમેહર બનાવી તે આજ દીને પરઠાવી હતી.

[ એ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે : —

“શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.
“આએ મકાંન.

“મરહુમ શેઠ ડોશાભાઇ મેરવાંનજી વાડી-
“આજીની ઇઆદગારી માટે એવોનાં
“ખેશીઓએ બંધાવીઉં હતું પાછલથી એ
“મકાંન દરેમેહર તથા નીશાલ શારૂં કરાંચી
“જરથોશતી અનજુમનને શવાધીન કીધું
“છે.

“એ દરેમેહેર ને લગતી જોઇતી ઇમા-
“રત બંધાવવાનો ખરચ તથા ચાલુ ખર-
“ચ કરાંચી તથા મુંબાઇ વગેરે બીજા
“દેશાવર ખાતેના સખી જરથોશતીઓએ
“કરાંચીની અગીઆરી ફંડમાં બખશેશ
“કીધેલાં નાણાંથી કરવામાં આવે છે.

“એ દરમેહેરનાં જશનની મુબારક કીરી-
“આજ દીને થાઇ. રોજ ૯ મો આદર
“માહા ૯ મો આદર શેહેનશાહી તથા
“માહા ૧૦ મો દેએ કદમી શને ૧૨૩૮
“ઈઅજદેજરદી. તા૦ ૨૮ મી મેએ ૧૮૬૯
“ઇશવી.”

[ પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૨૮૯ ].

### ખેતવાડી મધે શેઠ પાલનજી ખરશેદજી કામાનો કામા બાગ તથા તેને લગતી આદરાંનની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઈનાં જામે જમશેદ, તા૦ ૭ મીં જુન ૧૮૬૯ ને વાર શોમે.

**પાલણજી કામા બાગ**—શેઠ પાલણજી ખરશેદજી કામાએ ખેતવાડી મધે જુના ફતેહ-બાગ વાલી જગોએ એક દરેમેહર બંધાવી છે, અને તેના કમપાઊનડ મધે જરતોશતીઓને શારે રૂડે શમે વાપડવા માટે એક બંગલો, અને એક જગનશાલાનો ઓટલો બંધાવેઓ છે. આ દરેમેહર શંબંધી કીરીઆ ગએઆ શનીવારને દીને કીધામાં આવી હતી, અને તે મધે શામેલ થવા માટે શગલે વાંગેના જરતોશતીઓનો મોટો મેલાવરો થાએઓ હતો. શહવારે નવ કલાકને શુમારે “આતશઆદરાંન શાહેબને તખતનશીંન” કીધામાં આવીઆ હતા, અને તે પછે જશનની કીરીઆનું કાંમ દશતુરજી શાહેબ જામાશપજી મીનોચેરજીએ કીધું હતું. જશનની કીરીઆ શમાપત થાએઆ પછે,

પારશી પંચાએતનાં મોબેદ ભીખાજીએ નીચે જણાવેલો પતર જરતોશતી અંજુમનની હજુર વાંચી શંભલાવીઓ હતો.:—

અંજુમન પતર

શ્રી પાક દાદાર હોરમજદની મદદ છે.

કુલે અંજુમનના શાહેબો જોગ—

જત આ મોકામની જગો અમોએ અમારા ખરચથી બાંધીને આતશઆદરાંન શાહેબને આજ દીને તખતનશીન કીધા તે કુલે જર-તોશતી આલમને શારે રૂરે વાપરવાને કીજે તે તથા તેને લગતો બંગલો એક તથા ઓટલો એક બીજો છે તેનાં નામ નીચે લખેઆ મુજબ રાખેઆં છે. ઓટલો મોટો એક તથા તેને લગતો બંગલો એક છે તેનું નાંમ "પાલણજી કામા બાગ" રાખીઉં છે, અને અગીઆરીનાં મારનો ઓટલો, તથા અગીઆરીનું નાંમ "પાલણજી કામાની અગીઆરી" રાખીઉં છે. એ જગા ઉપર કુલે ખરચ વાશણ તથા ફર-નીચર મલીને આશરે એક લાખ રૂપીઆ થાએઆ છે તથા એ ઉપલી અગીઆરીનાં ખરચને શારૂં બીજા રૂપીઆ ૪૦૦૦૦) ચા-લીશ હજારની નોટ ટકા ૪ ચારની કારી છે, તેનું આજ દીને "તરશટડીડ" કરીને તર-શટીઓને શવાધીન કીધું છે. તે ઉપર અમારો તથા અમારા વારેશોનો કશો અલાખો નથી. એજ અરજ.

આજ દીને આતશઆદરાંન શાહેબ તખ-તનશીન થાએઆ તેની ખુશાલીમાં નીચે જણા-વેલાં ફંનડ મધે બરેલા રૂપીઆની વીગત:—

૭૦૦) કુલે જરતોશતી રવાંનોને અવલમંજલ પોંચાડવાનાં ફંનડમાં.
૧૦૦) શર જમશેદજી જીજીભાઇ પેહલા બારો-નેટની યાદગારી શારૂં ઉભી થાએલી જરતોશતી મદરેશામાં.
૧૦૦) શેહેનશાહીનાં ગહમબારમાં.
૧૦૦) મુંબઇનાં આંધલા પાંગલા જરતોશતી-ઓનાં ફંનડમાં.

રોજ ૧૭ મો માહા ૯ મો શેહેનશાહી, માહા ૧૦ મો કદમી શને ૧૨૩૮ યઅજદ-જરદી—તારીખ ૫ મી જુન ૧૮૬૯ ને વાર શનેઉ.

**લા૦ શેવક પાલણજી ખરશેદજી કામા.**

એ પછે બાઇ પેશતનજી દીનશાહ વકીલે આ ધરમખાતાં ને લગતું જે "ડીડ" અંગ-રેજીમાં કરાવેઉં છે તેનો ગુજરાતી તરજુમો કરી શંભલાવેઓ હતો, અને તે પુછે દશતુરજી શાહેબ જામાશપજી મીનોચેહરજી જામાશપ આશાજી વાલાએ આતશબેહરાંમને લગતું એક શુંદર ભાશાંણ કરી શંભલાવેઉં હતું, અને તે મધે કેબલો કરી બંદગી કીધાથી, બંદગી કરનારનાં મન ઉપર કેવી અશર થાએ છે તે વીશેનો ખુલાશો કરેઓ હતો. એ પછે ડોશા-ભાઇ ફરાંમજી કરાકાએ આ ધરમખાતું ઉભું કરનારા શેઠ પાલણજીનો ઉપકાર શગલા જરતોશતીઓની તરફથી માનીઓ હતો, અને શેઠ પાલણજીએ ધરમનું જે કાંમ કીધું તેથી કેવા અને કેટલા ફાએદા હાંશલ થાએ તે વીશે જણાવેઉં કે દશતુરજી શાહેબ જામાશપજી-એ હવડાં આપણને કહી જણાવેરૂં છે, અને એ બાબતમાં કોઇ ધરમ ગુરૂ આપણને જેટ-લું કહી જણાવે તે કરતાં વધારે કોઇ બેહદીન શાહેબથી કેહવાશે નહીં, અને જારે એવું એક પુનનું કાંમ શેઠ પાલણજીએ પોતાના જરતો-શતી ભાઈબંધોને માટે કરીરૂં છે તારે શરવે જરતોશતીઓની તરફથી તેઓનો ઉપકાર માં-નેઆમાં આવે છે. શેઠ ડોશાભાઈના આ શખુ-નો શાથે શગલી અનજુમન શામેલ થાઇ હતી, અને પોતાની તરફની તેઓએ ખુશાલી જણા-વી હતી. એ પછે દશતુર મોબેદોને રૂપાંનાણાંની દખશણા આપેઆ પછે આ કારોઆ કરવાનું કાંમ શમાપત કરેઆમાં આવેઉં હતું.

*Times of India, Mouday 7 th June 1869.*

On Saturday last, a fire-temple, built at Khetwady by Mr Pallonjee Cursetjee Cama for the general use of his co-religioists, was consecrated in the presence of a large gathering of Parsee priests and laymen. The fire-temple has a bungalow and a large verandah adjoining it, intended for general use on marriage and other festive occasions. The owner has invested 40,000 in Government paper for the current expenses of the establishment. After certain religious ceremonies had been performed, a memorandum was read declaring that the premises were made over to trustees for the special benifit of the Parsee community. Mr. Dossabhoy Framjee

thanked Mr. Pallonjee Cursetjee in the name of Parsee community for his charitable endowments.

[ બીજે દીને એટલે તા૦ ૯ થી જુન ૧૮૯૯ ને દીને રવીવાર હોવાથી શેઠ પાલણજીએ એ મકાંન ખોલ્લું મુકવાની યાદગારીમાં મરહુમ સર જમશેદજીવાલા એલાહી બાગમાં પારસી અંજુમનની નયાતનું એક જમન કીધું હતું.

એ દરેમેહર તથા બાગમાં કસ્સી તખ્તી મારેલી નથી. ]

## તવરીનીં અંજુમનના ઉધરાતથી બંધાયલી દરેમેહર.

મુંબઇ સમાચાર, તા૦ ૨૫ મી જુન ૧૮૯૯ ને વાર શુકરે.

તવડી, તા૦ ૨૩ મી જુન.

જત અતરે એકને ઠેકાંણે બે અગીઆરીઓ થઇ છે. અતરેની આગલી દરેમેહેર તોડીને તેને ફરીથી સારા પાયાપર બંધાવાનું કામ મુંબઇના એક પારસી ધરહસથે માથે લીધું હતું, પણ પાછળથી, થોડુંક કામ ચાલેઆ પછે તવડીઆઓ સાથ તે બંધાવનારને વાંધો પડીઆથી તે બંધ પાડીયામાં આવીઉં હતું, વાંધો પડવાનો શબબ દરેમેહરની કાચી બાંધણી હતી. બંધાવનારને એવી અરજ કરવામાં આવી હતી કે લાંબી મુદત સુધી જવાબ દીએ તેવી બાંધણી લેવી, પણ એ અરજ બાહલ ન રાખતાં, બંધાવનાર પોતાનાજ બોલને વલગી રહ્યો હતો. વલી રાખવા પરમાંણે ચોમાસાંમાં એ દરેમેહરનો બંધાયલો એક ભાગ તુટી પડીઓ, અને એ મશે કામ બંધ પડી ગયું. એમ થવાથી અતરેના લોકો એકસંપ થઇ એક ઉધરાંણું કીધું, અને મુંબઇથી તે ઉધરાંણું ઠીક ભરાઈ આવવાથી, બીજી દરેમેહરનું કામ આગળ ચાલયું.

એક તરફથી બીજી દરેમેહરનું કામ શરૂ થયું કે તુરતજ અતરેના દાવરે આગલી દરેમેહરનું કામ બનતી ઉતાવળથી ચલાવી ટુક મુદતમાં પુરૂં કીધું, અને ચાલુ સાલના રોજ ૬ માહ ૬ ઠે તે દરેમેહર ઇજાવી. દરેમેહર પેલા મુંબઇવાળા પારસીને નામે ઇજાવામાં આવી હતી, પણ માલમ નથી પડતું કે તેનો ખરચ કોણે કીધો. દાવરે કીધો અથવા પેલા મુંબઇવાળા પારસીએ કીધો, તે પુછવા છતાં દાવર સાહેબ જણાવતા નથી, એ ઘણી અજાએબીની વાત છે.

એ પછી બીજી અથવા "નવી દરેમેહર" "તઇઆર થાઈ અને તે ઇંજાવાનીં ક્રીઆ ચાલુ સાલના રોજ ૨૦ મો માહ ૯ મે થઇ હતી. એ દરેમેહર અંજુમનને નામે ઇજાઇ છે, અને એનેજ અતરેના લોકો ખાસ દરેમેહર દાખલ ગણે છે. એ દીવશે તથા આગલી દરેમેહર ઇજાવાને દીવસે અતરે સારી ધામધુમ થઇ રહી હતી. નોસારીથી દેશાઇઓ દશતુરો વગેરે બીજું ઘણું લોક આવીઉં હતું. અને આ અતી નાહનું ગામ એક મેળાભરી જગા જેવું લાગતું હતું. નવી દરેમેહર બંધાવાની આગેવાંનીમાં મુખીય ભાગ અતરેના પારશી માણેકજી બેરાંમજી તવડીઆએ લીધો હતો, અને તેમની દીલસોજી ભરી કોશેશ તથા મેહનત માટે તેમને માન ઘટે છે. અતરેના પટેલ નાનાભાઇ શાપુરજીએ પણ એ કામ પાછળ સારી દીલભરી બતાવી હતી.

પેહલી દરેમેહર મધે તરણ હીંડોળા છે તથા અગતની વેળાએ કામ લાગવા માટે બીજા બે હીંડોળા ગોઠવાય એવી ગોઠવણ રાખી છે, અને નવી દરેમેહર મધે ૪ હીંડોળા છે. પેહેલી એક માળ સાથેની છે, અને બીજી માળ વીનાની બેઠી બાંધણીની પણ વધારે શોભીતી છે. તવડીના ઘણું કરીને સઘળા પારસીઓ પોતાને તાંહાંની ક્રીઆ નવી અગીઆરીમાં કરાવે છે, અને માતર આસરે છ કે સાત ઘરની ક્રીઆ આગલી અગીઆરીમાં થાય છે. આવાં નાહનાં ગામમાં બે દરેમેહર છે એ ખુશી થવા જેવું લાગે છે, પણ જયારે એ બેહુના સંબંધમાં અતરે ચરસ પડવા જેવું લાગે છે તેઆરે ગમગીની પેદા થાય છે. હું દાવર રૂસતમજી જીવણજીને નમંનતાઈથી ભલાંમણ કરૂં છું કે તેઓએ પોતાની સદાની નમંતાઇ તથા દહાપણનો ઉપયોગ કરી, આંગળીપર ગણી શકાય એટલી આ ગામની વસતીમાં ચરસ વધતો અટકાવવો, તેમજ તેઓએ આગેવાંન રહી ઇજાવેલી દરેમેહરના ખરચને લગતો ખુલાસો જાહેર કરી અતરેના લોકોનાં દીલમાંનો વેહેમ કહાડી નાખવો.

## દેવલાલી મધેના જરથોશ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનો શેઠ બેહરાંમજી નાનાભાઈ મીસતરીવાલો ગરકો.

તા૦ ૨૨ મી સપટેમબર ૧૮૯૯.

રોજ ૧ માહ ૧ (શે૦) ૧૨૬૯ યજદેજરદી.

નાશકની પાસે આવેલાં દેવલાલી મધે જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવા

માટે શેઠ મેહેરાંમજી નાનાભાઇ મીસતરીએ એક ગરકો બંધાવ્યો હતો.

[ આ ગરકાના દરવાજાપર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

“ શ્રી પાક શરેશ ઇજદ શાહેબની મદદ હોજો.
“ આએ મુકામ પારશી મેરાંમજી નાનાભાઈ
“ અરાજન મીશતરીએ બંધાવેઉ છે. રોજ
“ ૧ માહ ૧ સને ૧૨૩૯ ઇજદેજરદી.
“ Parsee's Burial Ground
“ पारसी लोकाची सोनापुराची जागा. ”

## પુણાંની શેઠ હોરમજજી શેરાબજી તાડીવાલાનીં ધર્મશાલા ખોલ્લી મુકાએઆનો અહેવાલ.

મુંબઇનાં જામે જમશેદ, તા૦ ૩૦ મીં સપટેમબર ૧૮૬૯ ને વાર ગરેઉ.

જાહેર ખબર.

પુણાંમાં જરતોશતી ધરંમશાલા

મુંબઇનાં તથા કુલે દેશાવરોનાં જરતોશતીઓની શેવામાં પુણાંનાં રેહેવાશી પારશી હોરમજજી શેરાબજી કોલાબેવાલા મોહટી નમનતાઇથી અરજ કરે છે કે પુણાંમાં રેલવેનાં પુલની આગલ તથા હાંનરેબલ અબદુલલા દાઉદ શાશુન, શી. એશ. આઇ. ના બંગલાનીં શાંમણે હમોએ એક ધરંમશાલા કુલ જરતોશતીઓનાં ઉતારાને શારૂં તઇઆર કરી છે જે રોજ ૧૯ મો માહા ૧ લો શેહનશાહી તથા ૨ જો કદમી શને ૧૨૩૯ ઇઅજદજરદી, તારીખ ૧૦ મી અકટોબર ૧૮૬૯ ને આતવારને દીને જશંન તથા કીરીઆ કરી તે પછી પુણાંની મુશાફરી કરનારા શરવે જરતોશતીઓનાં ઉપીઓગને માટે ખોલલી મુકવામાં આવશે, જેમાં એક પારશી પગારદાર તેમજ જોઈતાં વાશંન વગેરેનો બંદોબશત કરીઓ છે અને મીઠાં પાંણીનો કુઓ પણ એજ જગો પર તઇઆર છે માંટે શરવે જરતોશતી શાહેબોએ ઉતારા લેવાને ઉપલી ધરમશાલામાં તશદી લેવીજી. એજ અરજ.

પુણાં, તા૦ ૨૮ મી શપટેમબર ૧૮૬૯.

**લા૦ શેવક હોરમજી શોહરાબજી કોલાબેવાલા.**

મુંબઇનાં જામે જમશેદ, તા૦ ૧૫ મીં અકટોબર ૧૮૬૯ ને વાર શુકરે.

પુણાંમાં કુલલે દેશાવરોથી મુશાફરી કરનારા જરતોશતી મુશાફરોના ઉતારા તથા પુણાંના જરતોશતીઓને શારે રૂડે વાપરવા શારૂં અશલ કોલાબાના રેહવાશી શેઠ હોરમજજી શેરાબજી તારીવાલાએ બંધાવેલી ધરમશાલા ખોલવાની કીરીઆનો હેવાલ.

(જામે જમશેદને માટે ખાસ રીપોરટ)

આગમચથી ઠેડાવ પરમાંણે ચાલતા મહીનાંની ૧૦ મી તારીખ અને આદીતવારને દીને પુણાં મધે બંડ રોડ પર બંધાવેલી નવી ધરમશાલામાં જરતોશતી ટોલાનો એક અછો મેલાવડો ભેગો મલેઓ હતો. શવારનાં ૮ કલાકથી શંગલે વાધેનાં પારશીઓ ભેગાથવા લાગેઆ તે જેમ જશનનો વખત નજદીક આવતો ગએઓ તેમ જરતોશતીઓની શંખીઆમાં વધારો થવા લાગીઓ, વાજાં વજંતરના ઘોંઘાતથી માર ધુમ મચી રહી હતી, ધરમશાલાનાં મોટા કંપાઉંડમાં લીલાં લેહેર શરીખો અતીશે ઉતમ દેખાવનો એક માંડવ ઉભો કરેઓ હતો, બીજી તરફથી શુંદર પકવાંન તઇઆર કરવાને માર જડફથી કાંમ ચાલેઉં હતું. ધરમશાલામાં જાથુક રાખવાનાં ફરનીચરથી ખુબ રોનકદાર શીંગારથી શીંગાર આપેલો નજરે પડતો હતો. એજ ધરમશાલામાં એક અગીઆરીનું મકાંન બનાવેઉં છે જેમાં આપણી દીનને લગતી ધરમ કીરીઆનું કાંમ જારી હતું, જાંહાં આપણા મોબેદ શાહેબો પુરતી ઉલટથી ગાથાવાંણીના શરૂદ ગાતા હતા, દરેક જરતોશતી બાલકો તરાંહ તરાંહના પોશાક તથા શુનેરી ને જવાહેરનાં દાગીનાં શીંગારેલાં તરાંહ તરાંહની ગમત લેતાં હતાં.

બરાબર ૧૦ કલાકે ખાંનબાહદુર દશતુરજી શાહેબ નોશરવાંનજી જામાશપજી, સુરતવાલા મોદીજી શાહેબ, શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડે, શેઠ પેશતનજી હોરમજજી કામાજી, દસતુર હોશંગજી જામાશપજી, શેઠ દીનશાહજી રતનજી તથા શોહરાબજી જાંગીરજી વગેરે ધણાં મુંબઇ તથા પુણાંના શેઠીઆવોની એક મજલેશ એજ ધરમશાલાનાં માલપરના હાલમાં આરાશતા થાઇ હતી. બીજા કુલલે જરતોશતીઓ ગેઆલરી તથા આજુબાજુનાં રૂમોમાં બીરાજેઆ હતા. ધણાં લોકોએ ઉલટથી ધારેઉં હતું કે ખાંનબાહદુર દશતુરજી શાહેબ ખાંન બહાદુરીનો ચાંન લટકાવી મીજલશમાં

બેરાજથી, તે ધારનારા બીચારા નીશફલ થાએઆ હતા.

તારબાદ અતરેનાં વડા દશતુરજી શાહેબ (ખાંનબાહદુર) નોશરવાંનજી જામાશપજીએ જશનની કીરીઆનું કાંમ આરંભીઉં. આ વેલા એ દશતુરજીનીં ધંભીરાઈ ને પવીતરાઇ દેખાવથી જરતોશતીઓ તેવો પર ફેદા થતા જણાએઆ હતા. પાકીજગીથી ધરંમ કીરીઆનું કાંમ ખાંનબાહદુર દશતુરજીએ બજાવત કરેઉં એટલે બીજી તરફથી પેલા જાંણીતા મહુવાલા દશતુર શાહેબ હોશંગજી જામાશપજીએ એક ઉતમ વાએજ આલુ કરી હતી.

તે પછે ધરમશાલા બંધાવનાર શેઠ હોરમજજી શોરાબજી તારાવાલાની તરફથી નીચલું અનજુમન પતર વાંચેઆમાં આવેઉં હતું :—

અનજુમન પતર

શ્રી પાક દાદગર દાદાર અહોરમજદની મદદ

નેકનાંમ દશતુરાંન દશતુરજી શાહેબ ખાંનબાહદુર નોશરવાંનજી જામાશપજી તથા પુણાંની શમશત નાંધલી મોહટી અંનજુમનનાં શાહેબો.

શને ૧૨૩૩ એજદજરદી રોજ ૨ જો માહ ૮ મો શેહનશાહી માહ ૯ મો કદમીને દીને હમારાં ધરીઆંણી ધનબાઇજી હક થાએઆં તેવોનાં પુણને માટે, અતરેનાં કુલે જરથોશતી શાહેબોને શારે રૂડે વાપરવા તથા શગવડ કરી આપવા, તેમજ શરવે દેશાવર ખાતેનાં મુશાફર જરથોશતી શાહેબોનાં ઉતારા માટે એક "ધરમશાલા" બાંધી આપવાને શેવકે ધારણાં રાખી હતી જે હાલમો પાક પરવરદેગારની બખશેશથી તથા શત જરથોશત એશફંનતમાંનનાં અશો ફરોહરની રેહનુમાઈથી આજ દીને પાર પડી છે.

આએ ધરમશાલાનું મકાંન દેશાવર ખાતેનાં કુલે જરથોશતી મુશાફરોને ઉતારા શારૂં તથા અતરેનાં શરવે જરથોશતીઓને શારે રૂડે વાપરવા શારૂ આજ દીનેથી ખુલલી મુકી છે અને તે મધે માંણુશો, ચેરાગ બતી વગેરેનાં ચાલુ ખરચને માટે હાલ તુરત શેવકે રૂ. ૩૦૦૦) અંકે તરણ હજારની સરકારી લોન ટકા ૫।। ની લેઇને આજદીનેથી અલાહેદી કાઢી છે. આએ ધરમશાલાનાં તરશટી શાહેબો નેકનાંમ દશતુરજી શાહેબ ખાંનબાહદુર નોશરવાંનજી જામાશપજી, પરમુખ (પરેશીડેનટ) તથા શેઠ દીનશાહજી રતનજી ભરૂચા તથા શેઠ શોહોરાબજી જાંગીરજી ચીનાઇ તથા હમારા છોકરા બાઇ શાપુરજી હોરમજીને નાંમે ચઢાવી આપી છે.



શરવે અનજુમન જરથોશતી શાહેબોને શેવક નમનતાઇથી જાહેર કરે છે કે આજ દીનેથી આએ ધરમનાં મકાંનની શરવે દેખરેખ તથા તે મધે કુલે જરથોશતી મુશાફરો તથા બીજા જરથોશતી શાહેબોની શગવડને લગતો શઘલો ફેરફાર વધધત કરવાનો એખતીઆર ઉપર જણાવેલા તરણે તરશટીઓ તથા તેવોનાં પરમુખ મલી જણ ચાર શાહેબોને, આપીને કરી હમોએ હમારો પોતાનો એખતીઆર તે ઉપરથી છોડેઓછે શહી

આ ધરમશાલાનાં મકાંન મધે એક એલાહેદી જગો દરેમેહરનાં ઇધોલાની કાઢી આપી છે જે જરથોશતી શાહેબોને કાંઈબી તેવી નેક અને આપણાં ધરમને લગતી કીરીઆ કરાવવાને બની આવે, અને એ ઇધોલાની એલાહેદી જગો ઉપર કુલે મુખતેઆરી ફકત અતરેનાં વડા દશતુરજી શાહેબ ખાંનબાહદુર નોશરવાંનજી જામાશપજીને શોંપી છે. તે ઉપર બીજા તરશટી શાહેબોનો એખતેઆર નથી.

આએ ધરમશાલા મધે જાથુક એક જરથોશતી લોકોની ખેદમત કરવા માટે રાખવાનો બંદોબશત કરેઓ છે. તેજ પરમાંણે શરવે કીશમનાં જરૂરીઆત વાશણ કુશણ તથા બીછાંનાં પલંગ વગેરે શેવકની શકતી પરમાણે હાલ તુરત મુકેલું છે, અને તે મધે જરૂર અને ખપ અને વધારા પરમાણે હવે પછી વધારો કરવાને મોહટી ખુશી સાથે શેવક આરજુ રાખે છે, અને ઉમેદ રાખે છે કે આએ મકાન અતરેના તેમજ દેશાવર ખાતેનાં બાહરા નેક હમજાતી શાહેબોન ઉપીઓગી થાઇ પડશે. એજ અરજ

હું છું અનજુમનનાં જરથોશતી શાહેબોનો
નમનતાઈ ભરેલો આધીન શેવક

**( શહી ) હોરમજજી શોરાબજી.**

પુણાં, રોજ ૧૯ મો માહ ૧ લો શેહનશાહી શને ૧૨૩૮ એજદજરદી, તા૦ ૧૦ મી અકટોબર ૧૮૬૯ ઇશવી.

એ પછે જરથોશતી અનજુમન તરફથી શેઠ દીનશાહજી રતનજી ભરૂચાએ શેઠ હોરમજજીને એક શાલની જોડી હોઢાડી હતી. તેમજ શેઠ હોરમજજીની તરફથી એક શાલની જોડીની ભેટ ખાંનબાહદુર દશતુરજીને તથા બીજી શાલ દશતુરજી હોશંગજીને ભેટ કરી હતી.

તેમ થવા પછે ખુરશેદજી જમશેદજી દશતુર જામાશપ આશાવાલાએ એક ટુક પણ ઘણું અશરકારક ભાશાંણ કરીઉં. અને

જરતોશતી અંનજુમન તરફથી શેઠ હોરમજજીને શાબાશી આપી એટલે બજલેશ બરખાશત થાઇ કે માલપર ઉતરતાં એક બાજુએ ધરમશાલાનાં ધારાનો તખતો તરશટીઓનોં તરફથી મુકવામાં આવીઓ છે તેની પર નજર પડતાં એક નાહનો શરીખો મેલાવડો તે તખતાની જાતરા કરતો જણાએઓ હતો. તે તખતામાં શંગલા બંદોબશત કરતે એક બંદોબશત ઘણો લાએકી તથા ધરમ શાચવવા જોગ છે. અને તે એ છે કે પારશી ઉતારૂઓને ધરમશાલાનું આદમી પારશી પારશીને હાતનુંજ પાંણી વાપડવાની તાકીદ લખેલી છે પછે શુરીઆંણું ખાંનું લેઇ, પાંન ગોલાબ લેઇ મેલાવડો વીખડાઇ ગઇઓ.

*Times of India, Monday 18th October 1869.*

Dhuramsalla for Parsees—a new dhuramsalla has been built on the Bund road in Poona for the accommodation and use of Parsees by Mr. Hormusjee Sorabjee Tarreevala, formerly a resident of Bombay There is already one building of the kind in Poona, known as Shett Pudumjee's Dhuramsalla; but the new one is said to be more commodious and better suited for the purpose of a traveller's bungalow A small fire-temple is also attached to it for the performance of religious ceremonies. A large concourse of Parsees met at the consecration ceremony of the new dhuramsalla, which was performed on the 10th instant by Khan Bahadoor Dustoor Nashirwanjee Jamaspjee in the presence of some of principal shetts of Bombay and Poona. A temporary canopy had been raised in the compound, to which the large party adjourned, on the conclusion of the religious ceremonies, a dinner provided at the expense of the founder of the dhuramsalla. Furniture, cooking utensils &c, have been provided for the use of those sojourning at the bungalow.

*** એ ધર્મશાલાના દરવાજા પર નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"બનામે ઇઅજદ

"સને ૧૨૩૯ ઇઅજદેજરદી રોજ ૧૯
"માહા ૧લાને દીને બેહદીન હોરમજજી
"શોરાબજી તારીવાલા કોલાબાના રેવાસીએ
"પોતાની ધનીઆતી બેહેશતન ધંનબાઇ-
"જીનાં પુંણુને માટે કુલે દેશાવરના જર-
"તોશતી મુશાફરોનો ઉતારો તથા પુણાંના
"જરતોશતીઓને વાપરવા સારૂં આ ધરમ-
"શાલા બંધાવી ધરમખાતે મુકી છે.
"તા૦ ૧૦ અકટોબર ૧૮૬૯ ઇશવી વાર
"રવેઉ સવંત ૧૯૨૫."

## આકોલાની મરહુમ બાઇ બચીઆઇજી દસ્તુર જામાસપજી એદલજી જામાસ્પ આશાનાં વીધવાવાલી દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઇનાં જામે જમશેદ, તા. ૨૦મી નવેમબર ૧૮૬૯ ને વાર શનેઉ.

બીરાર જીલામાં આકોલા શરીખાં સદર ઇશટેશનમાં જરતોશતીઓનાં ધરમનાં મકાંનની કીરીઆની ઉપજ નીપજનો હેવાલ.

(જામે જમશેદને ખાટે ખાશ રીપોરટ.)

ચાલતા મહીનાંની ૧૪ મી તારીખનો દીવશ તવારીખમાં નોધવાજોગ થઇ પડીઓ છે. હીનદોશથાંનના વશનારા કુલે પારશી જરતોશતી ભાઇઓ વખત જતે ધરમ શંબધી પોતાના મોહબામાં વધારો કરતા ચાલીઆ છે એ ખરેખર આ ખુશી ભરેલો નાખલો છે. મુગલાઇ તથા ગનીમાઇ રાજો કરતાં બરીટીશ સરકારની આદેલ સલતનતમાં ધરમ સાચવવાને તથા ધરમનો ફેલાવો કરવાને પુરતા મગરૂર થાઇ બેઠા છે.

આકોલાના આશીશટંનટ કમીશનર દશતુર બેહમનજી જામાશપજી (જે પુણેવાલા ખાંન બાહદુર દશતુરજી નોશરવાંનજીનાં ભાઇ થાએ છે) તેવોએ પોતાનાં માટોશરી બચીઆઇજીનાં ફંડમાંથી એક અગીઆરી બંધાવી છે જે બીરાર, ભુશાવલ, અને નાગપુર ઇતીઆદીના વશનારા જરતોશતીઓને અતીઘણી ઉપીઓગી થાઇ પડી છે. એ અગીઆરી ઇજાવાની કીરીઆ ઉપલી ૧૪ મી તારીખે અને આદીતવારને દીને કરી કુલે પારશીઓને માટે ખોલલી મુકી છે. આ પરશંગે બીરાર

ખાંનદેશ, મુમબઈ અને નવશારી વગેરે કેટલા એક મુકામના પારશીઓનો એક અછછો મેલાવડો ભેગો મલીઓ હતો. બારમી તારીખથી પરદેશી પારશીઓ આકોલાનાં રેલવે ઇશટેશનની મુલાકાત લેતા જણાએઆ હતા. પુણેવાલા ખાંનબાહદુર દશતુરજીએ તથા તેમના ભાઈ આશીશટંનટ કમીશનર દશતુર બેહમનજી આએ પરાંતના તેમજ મુમબઇ તથા શુરતનાં ફ્રશટ કલાશનાં શેઠીઆવોને ઉપલી કીરીઆમાં (મીતરાચારીને શંબંધી) શાંમેલ થવાને નોતરાં દીધાં હતાં. તથા તેવા શાહેબોને માટે બંગલા તથા તંમબુઓમાં અજાએબ શરીખી રચણાંથી શીનગાર કરેઓ હતો. પારશીઓ મોહટી ઉલટમાં આવી અજાએબ ધુમ મચાવતા હતા.

મુશાફર પારશીઓ અગીઆરીની બાંધણીથી ખરેજ મધન થતા હતા. તેમજ અગીઆરી પણ ઘણીજ મોખરાપર આવેલી છે. અગીઆરીની ઉતરે શરકારી બંધાતો ટાઉન હાલ આવેલો છે, પશચીમે તે હશીલદારની કચેરીનું કામ ચાલે છે, આ કચેરી અને ટાઉન હાલ વચ્ચે ગાંમનું બજાર ઉથેલપાથેલ ચલાવે છે, દખશીણે અતરેનાં કમીશનર શાહેબની કચેરીમાં ધુમધામ ચાલે છે, પુરવની તરફ જુડીશીયલ કમીશનરની કચેરી રોનક આપે છે. આ અગીઆરીની આશપાશપર દરએક કલાકે કલાક વાગે છે તો ૫-૬ ગાંટનાં પોકારથી એકદમ ધોધાત મચી રેહછે. આ શુંદર મકાંનને આપણાં પવીતર ધરંમની રૂએ કીરીઆ કરી દીન રોજને મુબારક દીવશે દરેમેહરનાં મરતબાપર લાવીઆ છે. બરાબર ૧૦ કલાકે જશનનું કાંમ મુમબઇવાલા દશતુરજી શાહેબ જામાશપજી મીનોચેરજી દશતુર જામાશપ આશાવાલાએ શરૂ કરીઉં હતું. આએ જીલાની ટુક વશતી પરમાંણે મજલેશનો દેખાવ ટુક (આશરે ૧૯૫ ઘરશથોની શંખીઆ હતી) પણ ગંભીર દબદબાભરેલો દેખાવ નજરે પડતો હતો. કીરીઆનું કાંમ શમાપત થવા પછે આશીશટંન કમીશનર દશતુર બેહમનજીએ પુણેવાલા ખાંનબાહદુર દશતુરજી નોશરવાંનજીની ફરમાશથી નીચલું અનજુમન પતર વાંચી શંભળાવીઉં હતું.

બનાંમે દાદાર અહોરમજદ અશો.

શમશત અનજુમનના શાહેબો,

હમારાં નેકનાંમ મુરબી માતાજી શાહેબ બચીઆઇજી રોજ. ૨૪ મો માહા ૧૨મો શેહેનશાહી શને ૧૨૩૭, તથા રોજ. ૧૯મો માહ. ૧લો કદમી શને ૧૨૩૮ ઇઅજદજરદી, તા૦ ૧૦ મી શપટેમબર શને ૧૮૬૮ ઈશવીને દીને શવરગવાશી થએઆં તેમનાં ઉથેમણાંમાં તે મરહુમનાં ફંડમાંથી એક દરેમેહર આએ બીરાર પરાંતમાં આકોલા મધે બંધાવાની હમેદ છુહઓ ભાઇઓએ તનદરોશતી ભણાવી હતી. તેનું કારણ એકે હમારા ભાઇ બેહમનજીએ નીચે લખવા મુજબ હમો ભાઇઓને દરખાશત કરી હતી કે "પાક પરવરદેગારની બખશેશથી, આપણા જરતોશતીઓની વશતી નાંમદાર દોલતમદાર અંગરેજ શરકારનાં મુબારક કદમ બીરાર જીલામાં બીરાજવાથી વધતી જાએ છે, અને આગલ ચાલતાં વધારો થવાનો શંભવ છે, તે શાથે એ જીલો રૂઉના વેપારનું એક મથક છે. વલી બીરાર જીલામાં આકોલા, આંકોત, ઉમરાવતી, એલચપુર, નાગપુર અને ખામગામ, ભુશાવલ વગેરે જગો જગોએ ઘણાએક જરતોશતી શાહેબો પોતાનાં બાલબચાં શાથે વશે છે, માટે શરવે શાહેબોને મધીઅમ જગોએ, જરૂર કરીને આકોલામાં એક દરેમેહરની અગત છે, તે શાથે વલી નેકનાંમ મરહુમ શેઠજી શાહેબ શેઠ વીકાજી તથા પેશતનજી મેહરજી (નાં ધરમનાં કાંમોના અવાજની નેકનાંમી આએ જીલામાં, તેમજ દખણ તથા કોકણમાં જગો જગોએ શોહરે આફાક થઇ પડી છે તે શાહેબો) આગલ એ પરાંતની હકુમત ભોગવતા હતા, તેવારે બાલાપુર મધે એક દખમું બંધાવેઉં હતું, તે પણ આકોલાથી નજદીક મધીઅ જગોએ હોવાથી આએ જગોપર એક દરેમેહરનું મકાંન ઘણું અગતનું છે."

એ ઉપલી દરખાશત વાજબી જણાઆથી પુરતી ઉમેદ શાથે કબુલ કરી હતી, જે તુરત વેલા પાક પરવરદેગારની રેહમતથી પાર પડી છે, અને આએ દરેમેહરનું મકાંન આપણાં પાક મહજબનાં ફરમાંન મુજબ ઇજાઈ તઇઆર થાઇઉં છે, અને તે બીરારને લગતા તથા અતરાફનાં વશનારા જરતોશતી શમશત અંનજુમનના શાહેબોનાં ઉપીઓગ માટે ખોલલી મુકી છે, અને એ દરેમેહરનો મુતવલીપણાંને લગતો કુલ અખતીઆર હમારા ભાઇ બહમનજી તથા રતંનજીને શોંપીઓ છે. આએ દરેમેહેર તથા તેને લગતા મોબેદ વગેરે હમેશે શુધી પુણાંની હમારા નેકનાંમ મુરબી શેઠ શોહરાબજી રતંનજી પટેલની દરેમેહેરને તાએબે દરએક ધરમને લગતી બાબદમાં શદા રેહે, એવા ઠેરાવ શાથે ઉમેદે કવી તે શાહેબોનાં શાહેબ, દાદાર હોરમજદથી રાખીએચ કે એ પવીતર મકાંન આપણાં જરતોશતી ભાઇઓને

ધારેલા ઉપીઓગમાં આવે, અને હમેશાં આબાદ રેહે. એજ અરજ.

રોજ ૨૪ મો માહા ૨ જો શેહેનશાહી. માહા ૩ જો કદમી શને ૧૨૩૯ ઇઅજદજરદી, તારીખ ૧૪ મી નવેમબર શને ૧૮૬૯ ઇશવી.

લા૦ દા૦ નોશરવાંનજી દશ્તુર જામાશપજી

એ પછી અગીઆરીનાં માલેકની તરફથી દશતુરોને તથા લાગતાવલગતાઓને શાલ જોડાઓનીં ભેટ ચાલી હતી. આ કામ પુરૂ થાએઆ પછે, એલચપુરનાં આશીશટંનટ કમીશનર મી૦ દીનશાહ શોહરાબજીએ એક માંનપતર વાંચી શંભળાવીઉં, જે માંનપતરમાં બીરારનાં તથા તેને લગતા પરાંતના વશનારા પરશીઓ તરફથી મેહેરબાં ખાંનબાહદુર દશતુરજીની કારકીરદીને લગતા કેટલાક કીમતી વીચારો જાહેર કરેઆ હતા, અને પોતાના ધરમગુરૂ દાખલ તેનાં એહેશાંનોએ શેવા બજાવી હોએ હેવા હેતુથી દશતુરજીની લગાર શના શેફત ગાઇ હતી. આ માંનપતર વંચાઇ રહેઉં કે બીરારના જરતોશતીઓ તરફથી એક નાદર શાલ જોડો મજકુર આશીશટંનટ કમીશનર મી૦ દીનશાહજીએ હોઢાડીઓ. આ માંનપતર તથા શાલ જોડો કબુલ રાખતાં ખાંનબાહદુરે એક ટુક ભાશાંન કરીને ઘટતા શબદોથી ઉપલી અંનજુમનને શરફરાજ કરી હતી, તેઆર બાદ મુંબઇવાશી દશતુર જામાશપજીએ એક નાહનાં ભાશાંણુમાં પોતાનાં કુટુંબીઓમાં ખાંનબાહદુર દશતુરજી વરીલપણાનો હક ભોગવે છે તે ખુશાહલીનો જોશો પાડીઓ તથા અરશપરશ શાલોની ભેટ ચાલી.

આ કામ કરી શંગલા ઠેકાંણે લાગા કે એક તરફથી દશતુર જામાશપ આશાનાં મી૦ ખુરશેદજી જમશેદજી દશતુરે એક લમબાંન ભાશાંન કરેઉં.

*_* એ દરેમેહરનું મકાન બીસમાર થવાથી તે ફરી નવેસરથી એજ સાહેબોએ બંધાવી તા૦ ૯ મી નવેમબર ૧૮૯૧ ને દીને પરઠાવ્યું હતું.

## એલાવનીં શેઠ જમશેદજી બરજોરજી મીસતરીનીં દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૩૦ મી ડીસેમબર ૧૮૬૯ ને વાર ગરેઉ.

એલાવ ગામમાં ઉઘડેલી અગીઆરી.

એલાવ, તા૦ ૨૭મીં ડીસેમબર ૧૮૬૯. શુરતથી બરોબર બાર કોશની મનજલપર આવેલાં એલાવ ગામમાં શેઠ જમશેદજી બરજોરજી મીસતરીએ બંધાવેલી દરેમેહેર રોજ ૭ મો અમરદાદ ને માહા ૪ થો તીર શેહેનશાહી તથા માહા ૫ મો કદમી શને ૧૨૩૯ ઇઅજદજરદી—તારીખ ૨૭ મીં ડીસેમબર ૧૮૬૯ ને દીને ઇજાવામાં આવી હતી. આ નવાં ધરમનાં મકાંનને માટે આગમચથી શારી ધાંમધુમ ચાલી રહી હતી. મુંબઇવાલા શેહેનશાહી ટોલાનાં પરખેઆત દશતુરજી શાહેબ જામાશપજી મીનોચેરજીને આ કીરીઆ કરવાને અતરેનાં તમાંમ જરતોશતીઓની ખાહેશથી બોલાવામાં આવેઆ હતા. તેમ મુંબાઇવાલા શેઠ બેરાંમજી જીજીભાઇ, શેઠ દીનશાજી માણેકજી પીટીટ, શેઠ મેરવાંનજી ફરાંમજી પાંડે, અને કેટલાક શેઠોનાં શાહેબજાદાઓ વીગરે મુંબઇ, શુરત ઇતીઆદી જગોનાં પુશકલ જરથોશતીઓ એલાવ ખાતે ઉતરી પડેઆ હતા. એલાવ ગામમાં જરથોશતીઓનાં લગભગ ૧૦૦ ઘરની વશતી છે અને તેઆં કીમ ખાતેનાં ઇશટેશનપરથી જવાએ છે, જેતો રશતો નજદીક પાંચ ગાઉનો છે, અને તે રશતાપર શેઠીઆઓ પાલખીમાં પશાર થાએઆ હતા. જેમ દશતુર શાહેબ જામાશપજીને તેમ મજકુર શેઠીઆઓને પણ એલાવમાં આવતી વખતે એલાવનાં જરથોશતીઓ વીગરે શાંમબા લેવા ગઆ હતા.

દશતુરજી શાહેબ પેહેલવેહલા રોજ ૨૯ મો માહા ૩જાને દીને ઇલાવ ગાંમમાં બા આબરૂ શાથે આવી ઉતરેઆ પછે દરરોજ દશતુર શાહેબે આ ગાંમનાં લોકોને થોડોઘણો ધરમબોધ આપવાનું શહરૂ રાખેઉં હતું. તે એમ કે, પેહેલે દીવશે એટલે રોજ ૩૦ માંને દીનેથી દરેમેહેરને લગતાં ધરમ કીરીઆનાં કાંમની શરૂઆત થાઇ હતી. એ પછે બીજે દીવશે એટલે રોજ ૧ લો માહ ૪થાને દીને શહવારે દશ કલાકે આ નવી દરેમેહેરને લગતાં બાંધેલાં એક જમણવારના ઓટલાને ઇજાવાનું જશંન થએઉં હતું, અને તે વખતે એલાવ ગાંમના પંથકીઓએ દશતુર શાહેબને ભાર મીજલશમાં ફરમાશ કરી કે તમો શાહેબેજ જશનની કીરીઆ શહરૂ કરવી—એ ઉપરથી દશતુરજી શાહેબે જવાબ દીધો કે એ હક તમારાં પંથકનો તમારો પોતાનો છે, વાશતે તમો શાહેબોએ આ જશનની કીરીઆ કરવી—પણ પાછી પંથકીઓએ તો દશતુર શાહેબનેજ ફરમાશ કીધી કે તમો શાહેબેજ કાંમ ચલાવવું, એ ઉપરથી દશતુર શાહેબે આ કીરીઆ કીધી,

તે એક કલાકમાં પુરી થવા પછે દશતુર શાહેબે "શુધરેહ કુશતીનું પુરાતમપણું અને શુધરેહ કુશતી એ શું ચીજ છે, તથા શુધરેહ કુશતી જરથોશતી મહજબનો શું ભેદ ધરાવેચ" તે બાબદ ઉપર એક વાઆજ કહી શંભલાવી હતી. એ પછે તરીજે દીવશે એટલે રોજ ૨ જાને દીને શાંહાંજે કલાક ૪ને અમલે એલાવ ગાંમના કેટલાક શાહેબોની ખાશ મરજીથી આ દશતુર શાહેબે "અશપંદાદ મહીનો ગાથાના દીવશો પર પઢવો જોઇએ કે નહી તે બાબદમાં" એક વાઆજ કરી શંભલાવી હતી. એ બાદ વલી અરદીબેહશત રોજને દાહડે દરેમેહેરનું મકાંન બંધાઇને તઇઆર થવાથી તેનું જશન શાહવારે નવ કલાકે કરવામાં આવેઉં—એ જશન થવા બાદ દશતુર શાહેબે "દરેમેહેર બનાવવાનું કારણ તથા દરેમેહર વીશે આપણાં ધરમમાં શું ફરમાવેલું છે અને દરેમેહર બંધાવનારાઓ કીઆં પુનને લાએકનાં છે" તે બાબદ ઉપર એક વાઆજ કરી શંભલાવી હતી. એ પછે એને બીજે દીવશે એટલે શેરેવર રોજને દીવશે એલાવ ગાંમની તમાંમ જરથોશતી ઓરતોને દરેમેહરવાલાં મકાંનમાં બોલાવીઆમાં આવી હતી, અને તેમની હજુરમાં દશતુર શાહેબે પેહલે દીનેની "શુદરેહ કુશતી વાલી" વાઆજ તેમનીં ખાહેશ પુછીને કહી શંભલાવી હતી—જે તેણીઓએ ઘણાં શારાં ધેઆંન અને હોંશથી શાંભલી હતી તથા તેવોએ પોતાની જાતે કેટલાક ખુલાશાઓ દશતુર શાહેબને પુછેઆ હતા—જે જાંણીને તેણીઓ ઘણી ખુશી થાએલી દીશતી હતી.

આ શંઘલા આગલા દીવશોનાં હેવાલ ઉપરથી જોવામાં આવશે કે મજકુર દશતુર શાહેબે શઘલા દીવશો નકાંમાં કાહાડેઆ નથી, પણ ગાંમના લોકોને અછો ધરમબોધ કરેઓ છે. એ પછે આજ રોજે રોજ ૭ મો ને માહ ૪ થાને દીને આ આદરીઆંન શાહેબને તખતનશીન કરવાની કીરીઆ થાઇ હતી. પરથમમાં શાહવારે નવ કલાકે જશનનું કાંમ શરૂ થાએઉં—તે વેલાએ પણ એલાવના પંથકવાલા અથોરનાંનોએ દશતુર શાહેબને ફરમાશ કરીને જશન તેમની શોડે મંડાવેઉં. આ જશનને માટે અતરે કાંઇક ખુલાશો જણાવવો જોઇએચ કે મજકુર દશતુર શાહેબને આ દરેમેહેરની કીરીઆ કરવાને બોલાવવામાં આવેઆથી કેટલાક લોકોએ ઉશકેરણી કરીને થોડાક ગોહાવરાનાં ભાગને ઉશકેરેઓ હતો કે એમ કરવા દીધાથી તમારૂં માંન રેહેશે નહીં, અને તે ખટપટની ભાંજઘડ બે ચાર દીવશવેર અતરે તથા શુરત અને મુંબઇમાં વગીક ચાલેઆ કીધી હતી; પણ અંતે શંઘલાઓની એકામતી રાજી ખુશીથી ઠેડવવામાં આવેઉં હતું કે આ દશતુર શાહેબને હાથેંજ જશન મંડાવવું—અને તેને માટે તો હાવી ભાંજઘડ ઉઠેલી જોઇને એલાવ ગાંમનાં અથોરનાંનોએ પોતાની તરફથી તથા વલી બેહદીનોએ એક બીજું પોતાની તરફથી ખાશ પતરો લખીને દશતુર શાહેબને આપેઆં અને તેમો અરજ કરી કે તમો શાહેબે તમારે મુબારક હાથે આ નેક કાંમની કીરીઆ કરવી, અને તેમ થએલું જોઇને હમો ઘણાં ખુશી થાઇશું. આ રીતનાં બે પતરો દશતુર શાહેબને મલવાથી અંતે આ કીરીઆ દશતુરજી જામાશપજીએ કીધી. આ ઉપરથી માલમ પડેચ કે એલાવનાં તમાંમ જરથોશતીઓ આ નવી દરેમેહેરની કીરીઆ મજકુર દશતુરજી શોડેજ કરાવવાને ઘણાં ખુશી અને તતપર હતા.

જશનની કીરીઆ તમાંમ થાવા પછે આ અગીઆરીના માલેક શેઠ જમશેદજી બરજોરજી તરફનું અનજુમન પતર વંચાવામાં આવેઉં હતું—જેની નકલ નીચે મુજબ છે:—

### અનજુમન પતરની નકલ.

પાક દાદગર દાદાર હોરમજદ શાહેબ જે આએ જેહાંનનો પેદા કરનાર અને આફતાબ તથા માહાતાબ અને આંતશને નુરનો બખશનાર અને ખાકી બંદાઓની નેક મુરાદ બંર લાવનાર છે તેનાં હજારો હજાર શુગરાંના કરી તે પેદા કરનારની ઇઆરીથી તથા માંજદીઅશની દીનના રાશત અને બરહક પેગમબર હજરત જરથોશત અશફંતમાંન અનોશેહેરવાંનની નેક રેહેનુમાઇથી કમતરીન ખાકશાર દીન બેહે માંજદીઅશનાંનો તાબેદાર બેહેદીન જમશેદજી બરજોરજી મીશતરી આએ ભલી માંજદીઅશની દીનની અનજુમન આગલ જાહેર કરૂંચ કે શેવકે એક શેહેનશાહી દરેમેહેર હમારા બેહેશતી બાવાજી બરજોરજી નશરવાંનજીનાં પુનને શારૂં ગાંમ ઇલાવમો તઇઆર કરાવી તેને લગતી હેદક્ષ જણાવેલી ગોઠવણો કરી આજ રોજે આપણી પાક દીન આઇનની કીરીઆ કરી ઇજાવી આતશ આદરીઆંન શાહેબને તખતનશીન કરી કુલે જરથોશતીઓને ધરમનાં કાંમો કરવા તથા ઇઓજદાથરેગરીનાં કાંમો કરાવા તથા કરવાને વાશતે તથા બંદગી કરવાને વાશતે વાપરવા શારૂં એ મકાંન ઉઘાડું મેલેઉ છે. એ મકાંનનું નાંમ જમ-

શેઠજી બરજોરજી મીશતરીની અગીઆરી કરી રાખેલું છે.

આ પાક મકાંન ઉપર આતશઆદરીઆંનમો બોએ દેવા શારૂં તથા દીનઆઇનને લગતું કામકાજ માહરી તરફથી ચલાવવા સારૂં મોબેદોની જોર ૧) રાખી છે, તથા આ મકાંન ઉપર દીવાબતી કરવા, શાફશુફ રાખવા. તથા શામાંન શાચવવા વીગરેનું કામકાજ કરવાને બીજું એક માંણુશ રાખેલું છે.

આદરીઆંન શાહેબ તથા દાદગાહ શાહેબને વાશતે કાહીનો તથા દીવા બતીનો ખરચ કરવાને માટે તથા મોબેદોની જોડના દર માશના ખરચને શારૂં તથા એ પાક મકાંનની મરામત કરવાને વાશતે જે રકમ ખરચવી જોઇએ તે શારૂં રૂ. ૨૫,૦૦૦) અંકે પચીશ હજારની શરકારી નોટ ટકા ૪ નાં વેઆજની આપી છે, ને તેહનું ટરશટડીડ કરીઉં છે તેમાં તરશટી હમો પોતે, શેઠ કાવશજી ફરદુનજી મીસતરી, શેઠ શોરાબજી પાલનજી દોલી મેરજીનાંને ઠેહરાવેઆ છે. તે રૂપીઆનાં વીઆજની ઉપજમાંથી ટરશટડીડમાં વીગતે જણાવેઆ મુજબ ખરચ કરવામાં આવશે.

હમોએ જુદાં પાડેલાં ફંડના તરશટી શાહેબો મુંબઇ મધે વશનારા હોવાથી તેવો શાહેબોને અતરેની ખબરઅંતર આપવાને તથા અતરે આ મકાંન ઉપર દેખરેખ રાખવાને તથા શરઅવશરે તથા બીજો અગતનો કારોબાર ચલાવવાને તથા લોકોને વાપડવા શારૂં રજા આપવાને ઈલાવ ગાંમના રેહેવાશી શેઠ જીવણજી બીખાજી પટેલ, શેઠ હોરમજજી ખરશેદજી પટેલ, શેઠ નશરવાંનજી મનચેરજી પટેલ, તથા મોબેદ નોશરવાંનજી ફરાંમજી એવોને મેનેજર ઠેહરાવેઆ છે.

આ જશનની ક્રીઆ કરવા તથા કરાવાને દશતુરજી શાહેબ જામાશપજી મીનોચેરજી જામાશપ આશાનાએ તશદી લીધી છે તેવણુનો તથા મુંબઈના શેઠીઆઓએ છેક મુંબઇ વેરથી આ જશનની ક્રીઆમાં શામેલ થવાને તશદી લઇ માહરી ઉપર કરમ બખશેશ કીધી છે તે માટે તે શાહેબોનો હું મોટો ઉપકાર માનું છેઉં. એજ અરજ.—રોજ. ૭ મો અમરદાદ અમશાશપંદ, માહા. ૪ થો તેશતર તીર ઇઅજદ શેહેનશાહી; માહા. ૫ મો અમરદાદ અમશાશપંદ કદમી શને ૧૨૩૯ ઇઅજદજરદી. તારીખ ૨૭મી ડીશેમબર શને ૧૮૬૯ અંગરેજી.

લા૦ શેવક.

**જમશેદજી બરજોરજી મીશાતરી.**

અનજુમન પતર વંચાએઆ બાદ દશતુર શાહેબ જામાશપજીએ "આતશના કેબલા" બાબદ એક વાઆજ કરી શંભલાવી હતી. એ બાદ શેઠ જમશેદજીએ પોતાની તરફનું અથોરનાંનોને બખશેશ આપવાનું કામ ચલાવેઉં હતું, જેમાં તેવોએ એક શેઆલ દશતુર શાહેબ જામાશપજીને હોરાડી હતી તથા બીજી કેટલીક શીઆલ તેવોએ પોતાનાં અને બીજા પંઠકીઓને પેહરાવી હતી. એ બાદ પાછી એલાવની પારથી અનજુમન તરફથી તરણ શીઆલો જુદાં જુદાં માંનપતરો શાથ પેહરાવામાં આવી, તેમાં એ ગાંમના પટેલ શેઠ જીવણજી ભીખાજીએ પોતાની અનજુમનની તરફથી એક શેઆલ પેહલવેહલાં દશતુર શાહેબ જામાશપજીને પેહડાવી અને તેમને એક માંનપતર વાંચી શંભલાવીને આ દશતુર શાહેબે મુંબઇ વેરથી આવીને માંન આપેઉં તે માટે, તથા તેવોએ એ ગાંમના ગરીબ લોકોને વાઆજ઼ે કરી શંભલાવી તે માટે તેમનો ઉપકાર માંની પોતાની મોટી ખુશી જણાવી હતી. બીજી શેઆલ એલાવની અનજુમને શેઠ બેહેરાંમજી જીજીભાઇને પેહડાવી અને તેમને પણ એક માંનપતર વાંચી શંભલાવેઉં, કેમકે આ શેઠે પોતાના ખરચથી કેટલુંક થાઇઉં ઇલાવ ગામમાં જરથોશતી છોકરાંઓને જંદ અવશતા શીખાવવાને એક ઇશકુલ ઉંઘાડી છે, તથા આ ગામનાં ગહંમબારના ટરશટી ઠેઆ છે તેને માટે આ વખતે આ માંનપતરમાં એ શેઠનો ઉપકારમાંનીને એક શેઆલ હોરાડી હતી. અને એક તીજી શેઆલ એલાવની અંનજુમને શેઠ જમશેદજી બરજોરજી મીશતરીએ આ દરેમેહર બંધાવી આપી, તથા તેહનાં ખરચને માટે પચીશ હજાર રૂપીઆની રકમ એલાહેદી કાહાડી, તથા એક મોબેદની જોર જાથુકને માટે ઠેહરાવી આપી તે શરવેને માટે ઉપકાર માંની માંનપતર શાથે હોરાડી હતી. એ બાદ વલી એક બીજી શેઆલ એલાવ ગાંમના પંનઠકીઓ તથા આ દરેમેહરના મોબેદ શાહેબોએ મલીને દશતુરજી શાહેબ જામાશપજીને હોરાડી હતી અને કહી શંભલાવેઉં કે તમો શાહેબે હમો ગરીબોનાં લખવાને માંન આપી, આટલી દુરદહરાજ શુધી તશદી લીધી તે માટે તમો શાહેબનો હમારા ઉપર મોટો ઉપકાર થાએઓચ. એ બાદ મુંબાઇવાલા શેઠીઆઓ તરફથી પણ કેટલીક આશીદાદ આપવામાં આવી હતી.

એ પછે બપોરનો વખત થએઆથી શેઠ જમશેદજીનાં તરફથી ગાંમનાં લોકોનું અને

બાહાર ગાંમના આવનારા જરથોશતીઓને ખાંણું ખવાડવાનું શહરૂ થાએઉં હતું—જેમાં નજદીક એક હજાર માણશોનો આશરો હાજર થાએઓ હતો. શેઠ જમશેદજીને આ નવી દરેમેહર અને તેને લગતા તમાંમ ખરચ ઉપર શંધલો મલી હેંશી હજાર શુધીનો ખરચ થાએલો શંભલાએચ.

જામે જમશેદ, તા૦ ૬ થી જાનેવારી ૧૮૭૦ ને વાર ગરેઉ.

ઉપલી અગીઆરી ઉંઘાડવાને લગતો હેવાલ આગલ છપાઇ ચુકોચ તેમાં જણાવેલાં અંનજુમન પતરમાં શેઠ જમશેદજી બરજોરજી મીશતરી તરફથી એ અગીઆરીને લગતા હેલાએદા ઓટલાને માટે નીચે મુજબ જણાવામાં આવેઉં હતું :—

"એ પાક મકાંનની બાજુ ઉપર એક નાંહાંનો બંગલો તથા એક ઓટલો તથા શામાંન મેલવાને જુદી ઓરડીઓ તઇઆર કરાવેઆં છે—તે કુલ જરથોશતીઓને શારૂં શરઅવશરે વાપરવા શારૂં ઉંઘાડું મેલેઉં છે. એ મકાંન હમારા બેહેશતી છોકરા રૂશતમજીનાં પુનને શારૂં બાંધેઉં છે. એ મકાંનનું નાંમ "રૂશતમ બાગ" કરી રાખેઉં છે."

*** આ દરેમેહરના દરવાજા ઉપર નીચલી તખ્તી મારેલી છે :—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"આએ દરેમેહેર કે જે મધે પાક જર-
"થોશતી ધરંમનાં કાંનુન મુજબ આતશ-
"આદરાંન શાહેબનો કેબલો તખતેનશીન
"કરવામાં આવેલો છે તે આએ ગાંમ શ્રી
"એલાવનાં જરથોશતી રેહેવાસીઓને બં-
"દગી કરવા તથા દીનને લગતી કીરીઆ
"કરવાને વાશતે પારશી જમશેદજી બર-
"જોરજી મીશતરીએ પોતાના મરહુમ પીતા
"બરજોરજી નોશરવાંનજીની નઇએતે બં-
"ધાવી છે. તથા એ દરેમેહરને લગતો
"અમલો પણ તેઓએ એ ગામના જર-
"થોશતી રેહેવાશીઓને શર અવશરે વાપ-
"રવાને વાશતે પોતાનાં એ બેહેશતી
"બાવાની નઇએતે ધરમખાતે મેલેઓ છે.
"રોજ ૭ અમરદાદ ઇજદ માહ ૪ તશતર
"તીર ઇજદ શેનશાહી શાલ ૧૨૩૯
"એજદેજરદી મુતાબેકે તારીખ ૨૭ મી
"ડીશંબર શને ૧૮૬૯ અંગરેજી મુતાબેકે
"શવંત ૧૯૨૬ નાં માગશર વદ ૯
"વાર શોમે."

## ઇ૦ સ૦ ૧૮૭૦.

## મજગાંમની શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઇવાલી દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૪ થી ફેબરવારી ૧૮૭૦ ને વાર શુકરે.

મી૦ બેરાંમજી નશરવાંનજી શીરવાઇએ મજગાંમની પોતાની વારી મધે દરેમેહર બંધાવીને રોજ ૧૫ મો માહ ૫ મો શેહેનશાહી શને ૧૨૩૯ને દીને ઇજાવી તે વેલાએ જે અનજુમનપતર વાંચવામાં આવેઉં હતું તે હમો નીચે ઉતારી લઇજીએચ:—

જરથોશતી અનજુમનનાં શાહેબો.

નેક કામ કરનાર આદમીને પાક પેદા કરનાર દાદાર અહુરમજદની મદદ અને બખશેશ હમેશાં હોજો—

હું નીચે શહી કરનાર આ૦ બેહરાંમજી નોશરવાંનજી શીરવાઇ તમો શાહેબોને જણાવવાની રજા લઉંચ કે હમોએ મજગાંમ મધે હમારી રેહેવાની વારીમાં આએ દરેમેહરનો પવીતર મકાંન બાંધી તેહને પાક મજદીઅશની દીનનાં ફરમાંન મુજબ ઇજાવીને તેનું જશન આજ રોજે હઆને રોજ ૧૫ મો દેપમેહેર દાદાર માહ ૫ મો અમરદાદ અમેશાશપંદ શેહનશાહી શાલે ૧૨૩૯ ઇઅજદજરદીને દીને કરીઉં છે—

આએ દરેમેહર હમોએ હમારાં પોતાનાં પુણનાં કાંમ ચલાવવાને વાશતે બંધાવી છે અને તેહેમાં જાથુક ધરમની કીરીઆ અને કાંમો કરવા શારૂં મોબેદોની એક જોર હમેશાં જાથુક રાખવાનો થેરાવ કરેઓ છે કે તે મોબેદ દરરોજ જાથુક ઇઅજશને દરૂન અને આફરંગાંન વગેરે પુણનું કાંમ મજદીઅશની દીનનાં ફરમાંન પરમાંણે કરેઆ જાએ. તે શવાબનાં કાંમો હમેશ શુધી ચાલુ રાખવાની મતલબથી તથા એ દરેમેહરમાં જાથુક આતશ દાદગાહ રાખવા તેમજ જાથુક ચેરાગો મુકવા શારૂં તથા દર વરશે એ દરેમેહરની મરામત કરવાનાં ખરચ ઈતીઆદીને શારૂં હમોએ ઇઅજદાંની બખશેશથી રૂપીઆ વીશ હજારની શરકારી ચાર ટકાની લોન જુદી હેલાએદી કાહાડી છે તેહેનાં વીઆજમાંથી શધલો ઉપર જણાંવેલો ખરચ હમેશાં ખોદાની મેહેરબાનીથી

જારી રાખવા શારૂં એ રૂપીઆનું તરશટંદીડ હમોએ કરવાને ઠેરાવ કરેઓ છે તે તુરત બનતી જોગવાઈએ હમો કરીશું—એજ અરજ.

રોજ ૧૫ મો દેપમેહેર દાદાર માહા ૫ મો અમરદાદ અમેશાહાપંદ શેહેનશાહી શાલે ૧૨૩૯ ઇઅજદજરદી.

## લા૦ શેવક આ૦ બેહરાંમજી નોશરવાંનજી શીરવાઇ.

જરથોશતી અનજુમનના શાહેબો.

હું આ૦ બેહરાંમજી નોશરવાંનજી શીરવાઇ તમો શાહેબોને જણાવાની રજા લેઉંચ કે હમોએ વરોદરાની કાંપમો એક દરેમેહર બંધાવી છે જેહેની જશનની કીરીઆ રોજ ૨૦ મો બેહરાંમ ઇજદ માહ ૨ જો અરદીબેહશત અમશાશપંદ શેહેનશાહી શાલે ૧૨૩૮ ઇઅજદજરદીને દીને કરવામાં આવી હતી તે દીને એ ઉપલી દરેમેહરને લગતા ખરચને શારૂં હમોએ રૂ. ૨૦૦૦) ની શરકારી લોન ટકા પાંચની ધરમખાતે આપી તનદરોશતી ભણાવી હતી તે રૂપીઆ ૨૦૦૦) ની લોન હમારે પાશે અનામત રાખેલી છે અને તેનું જે વીઆજ આવે છે તે દર વરશે હમો ઉપલી દરેમેહરનાં ખરચને શારૂં તાંહાંનાં તરશટીઓ ઉપર મોકલેઆ જાઈએ છે, પણ આજ દીને આ દરેમેહર બંધાવી જશનની કીરીઆ કીધી છે તેહેની ખુશાલીમાં વરોદરાની દરેમેહરમાં ધરમનું નેક કાંમ કરવા તથા તે દરેમેહરને લગતો ખરચ કરવાને શારૂં રૂ. ૩૦૦૦) ની બીજી શરકારી લોન ટકા પાંચની ધરમખાતે આપી છે અને તે વીશે હેવો થરાવ કરેઓ છે કે રૂ. ૨૦૦૦) ની આગલી લોન અને રૂ. ૩૦૦૦) ની હમણાંની લોન મલી જુમલે ૫૦૦૦) ની શરકારી લોન ટકા પાંચની કાહાડી છે અને એનું જે વીઆજ આવે તે દર વરશે હમારા ઠેરાવેલા વરોદરાનાં તરશટી શાહેબો ઉપર મોકલવું અને તે શાહેબો હમારા શવાબને શારૂં નીચે જણાવેઆ પરમાંણે ખરચ કરે તેહેની વીગતઃ—

૮૪ દર વરશે દર મહીનાંનાં બાહારે જશનો તથા દર વરશનાં છહે ગાહંમબારનાં જશનો કરેઆ જવું તેહેની વીગતે ઇજશને, દરૂન અને આફરંગાંનની કીરીઆ કરવી તેનાં રૂ. ૮૪) કમપની.

૮૪ તે દરેમેહરમાં શાફશુફ વગેરે કાંમને શારૂં જાશુક એક પારશી માંણશ રાખવું તેહેનાં દર વરશનાં પગારના રૂ. ૮૪) કમપની.

૪૦ તે દરેમેહરમાં જાશુક ચેરાગ ૨ મુકવા તેહેનાં ખરચનાં દર વરશે રૂ. ૪૦) કમપની.

૪૨ તે દરેમેહરને દર વરશે મરામત કરવાનાં ખરચને શારૂં રૂ. ૪૨) કમપની.

ઉપર લખેલા વરોદરાનાં તરશટી શાહેબો દર વરશનો ઉપર લખેઆ પરમાંણે ખરચ કરીને તેહેનો હીશાબ હમારે ઉપર મોકલશે તે હમો છપાવી જાહેર કરીશું.

જરથોશતી અનજુમનના શાહેબો

હું આ૦ બેહરાંમજી નોશરવાંનજી શીરવાઇએ મજગાંમ મધે પોતાની રેહવાની વારીમાં દરેમેહેર બંધાવી તેહેનાં જશનની કીરીઆ આજ રોજ ૧૫મો દેપમેહેર દાદાર માહ ૫મો અમરદાદ અમેશાશપંદ શેહનશાહી શને ૧૨૩૯ ઇઅજદજરદીને દીને કીધી તેહેની ખુશાલીમાં નીચે લખેલાં ધરમખાતાંઓમાં રૂપીઆ ૨૦૦૦) ની શરકારી ટકા પાંચની લોન નીચે લખી જણાવેલાં ચારો જુદાં જુદાં ધરમખાતાંઓમાં આપી છે તે હેવી શરતથી કે મજકુર ખાતાંઓની અંદર તે રકમ હમારે નાંમે જમે પારેઆમો આવે અને તેહેનું વીઆજ દર વરશે ઉપજે તે તે ખાતાંઓમાં વપરાએ અને મુદલ રૂપીઆ ખરચવા નહી તેહેની વીગતઃ—

૫૦૦ શર જમશેદજી જીજીભાઇ પારશી બેનેવોલેનટ ઇનશટીટીઉશનનાં ફંડ મધે રૂ૫૦૦) ની શરકારી ટકા પાંચની લોન આપી છે.

૫૦૦ કુસે જરથોશતી રવાંનોને અવલમનજલ પોંહોંચાડવાનાં ફંડ મધે રૂ. ૫૦૦) ની શરકારી ટકા પાંચની લોન આપી છે.

૫૦૦ નોશારી કાવશજી જાંહાંગીર મદરેશાનાં ફંડ મધે રૂ. ૫૦૦)ની શરકારી ટકા પાંચની લોન આપી છે.

૫૦૦ નવશારીનાં ભગર શાથનાં મોબેદોનાં ગહંમબારનાં ફંડમો રૂ. ૫૦૦)ની શરકારી ટકા પાંચની લોન આપી છે.

*Times of India, Tuesday 22nd February 1870.*

We learn from Guzeratee papers that Mr. Byramjee Nusserwanjee Sirvai, the railway carting agent, has lately built at great cost a fire-temple at Mazagon, for the use of the Zoroastrian community in general, and has invested the sum of Rs 20,000 in Government securities to provide for the perpetual maintenance of the same. The

consecration ceremonies were performed with great pomp on the 3rd instant, in the presence of a large concourse of Parsees, at the conclusion of which the usual presents of shawls and money were made to the Dustoors and Mobeds in attendance. It was also announced that in addition to the sum of Rs. 2000 formerly invested by Mr. Byramjee Nusserwanjee to defray the annual expenses of a fire-temple built at his expense at Baroda, he had now set apart Rs. 3000 more for the same purpose; and further, that he had just devoted the sum of Rs. 2000 to the furtherance of charitable objects, as follows:—Rs. 500 to Sir Jamsetjee Jeejeebhoy's Parsee Benevolent Institution; Rs. 500 to the Zoroastrian Funeral Fund; Rs. 500 to the Cowasjee Jehanghirjee School at Nowsaree; and Rs. 500 to the Nowsaree Bhagarsat mobed's Ghambar Fund.

*** એ દરેમેહરમાં હિંદોલાની જગાની સાંમે મુક્તાદ માડવાની જગો પર નીચલો લેખ કોતરેલો છે:—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો. આ૦
"બેરાંમજીનો૦ સીરવાઈએ પોતાનાં ધની-
"આની બાઇ માણેકબાઇનાં પુનને વાશતે
"દરેમેહર બંધાવી છે. શેનશાઇ રોજ ૧૫
"માહ ૫ મો શને ૧૨૩૮ ઇઅજદેજરદી
"તા૦ ૩જી ફેબરવારી ૧૮૭૦."

ઉપર અંજુમનપત્રમાં જણાવેલી રૂ ૨૦૦૦૦) નીં રકમ તથા દરેમેહરનાં મકાનનું એક પાકું તરસ્ટદીડ શેઠ બેહરાંમજીએ તા૦ ૧૭ મી જુલાઇ ૧૮૫૫ ને દીને કરાવ્યું હતું. છતાં દરેમેહર ત્યાંથી ઉંચકી નાખી તે મકાન રેહઠાંણુ તરીકે ભાડે આપ્યું છે.



**ગનદેવીનું અંજુમનના ઉધરાતનું દોખમું તથા શેઠ હોરમજજી બરજોરજી કપતાંન વાલી શગડી પરઠાએઆનો અહેવાલ.**

જામે જમશેદ, તા૦ ૧૬ મી માંરચ ૧૮૭૦
ને વાર બુધે.

ગનદેવીનું નવું દોખમું ઇંજાવા વીશેની
જાહેર ખબર.

મુંબઇના તથા બીજા દેશાવરોના કુલે જરતોશતી શાહેઓને જાંણ કરીએચ કે—ગનદેવી ગામનું નવું દખમું બંધાઇ તઇઆર થાએઉં છે, માટે એ દખમાંને ઈજવાનું જશન રોજ ૨૦ મો માહ ૭ મો શેહનશાહી શને ૧૨૩૯ ઇઅજદેજરદી—શવંત ૧૯૨૬ નાં ચઇતર શુદ ૮ ને વાર શનેઉ—તારીખ ૯ મી આપરેલ શને ૧૮૭૦ ને દીને કરવાનો ઠેડાવ કરેઓ છે અને તે દીને નેઆતનું જમણ કરવામાં આવશે માટે મેરબાંની કરીને શરવે જરતોશતી શાહેબોએ એ જશંનમાં શાંમેલ થાઇ શવાબનો હંમએહેરો હાંશલ કરવા માટે ઉપલાં ગાંમમાં તશદી લેવી. રેલવેમાં આવનારા શાહેઓએ અમલશારનાં ઇશટેશન ઉપર ઉતરવું. જાંહાં પીવાનું પાણી, બેશવાની ગાડી, અને ખાવા માટેનાં પોહચખાંનાં વીગરેનો બદોબશત કરેઓ છે. એ દીવશો ઉપર રશતા વીગરે નદીનાં પાંણીની કશી હરખત નડનાર નથી.

શરવે ગનેઆતના શેઠ શાહેબો અને વેપાઓને નમનતાઇથી અરજ કરવામાં આવેચ કે તેઓએ મેરબાંની કરીને ઉપલા દીવશે ગનદેવીમાં આવવા માટે પોતાનાં પારશી માણશોને છુટી આપવાથી મોટો ઉપકાર થાશે.

તારીખ ૧૫ મી મારચ ૧૮૭૦.

**પેશતનજી કાવશજી.**

**જીવનજી હોરમજી ગજદર.**

તે ગામ ગનદેવીનાં દખમાંના તરશટીઓ.

જામે જમશેદ, તા૦ ૧૯ મી આપરેલ ૧૮૭૦
ને વાર સોમે.

ગનદેવીનાં દોખમાંની ક્રીઆ વખતે વંચાએલા જુદા જુદા દશતાવેજોની નકલો.

શ્રી ગણદેવી તા૦ ૧૪ મી એપરેલ ૧૮૭૦

શેઠજી શાહેબ જાંમે જમશેદનાં અધીપતી શાહેબ જોગ શ્રી મુંબઇ. લા૦ શ્રી ગણદેવીની અનજુમનની દોવા વાંચવી. જત લખવા અરજ એ છે જે હમારાં ગામમાં નવું દખમું બંધાવેઉં તથા શગડી શેઠ હોરમજજી બરજોરજી કપતાંને બંધાવી છે તે શગડીનું જશન

તા૦ ૬ ઠી આપરેલ શને ૧૮૭૦ ને દીને કીધું છે તે વખત અતરેનાં તથા બાહર-ગાંમના આવેલા જરથોશતી માટીડા બઇરાંનું જમણુ કીધું હતું.

તા૦ ૯ મી આપરેલ ૧૮૭૦ રે દખમું ફ્જાઉં છે તે વખત દખમાંના ખરચથીજ નેઆત કરવામાં આવી હતી. તે મેલામાં આશરે આઠ હજાર માંણુશોનો મેલાવરો થઓ હતો.

જશનની કીરીઆ કરતી વેલાએ જેટલાં પતરો વાંચેઆમાં આવેઆં હતાં તેની નકલ અતરેનાં કાગજ લગત બીડી છે તે નકલ પરમાંણે તમારાં માંન પાંમેલાં વરતમાંન પત-રમાં ધરમનું કાંમ જાણી દાખલ કરશો તો અતરેની અનજુમનપર મોટો ઉપકાર થાશેજી.

તે કીરીઆ વખતે અનજુમન તરફથી શાલ નંગ ૮ આઠ દશતુર દેશાઇ વીગરેને આપેઆમાં આવી હતી તથા શેઠ હોરમજજી બરજોરજી કપટાંન તરફથી શાલ નંગ. ૭ શાત દશતુર દેશાઇ વીગરેને આપેઆમાં આવી હતી.

પાક દાદાર હોરમજદ તમો શાહેબો ઉપર મદદગાર હોજો.

અનજુમન શાહેબો—હું ઘણી નમનતાઇથી અરજ કરૂં છું જે આજ રોજે આએ જગા ઉપર મુંબઇ વગેરે દેશાવરોનાં શગલા જરતો-શતી શાહેબો મોટી તશદી લઇ માહા પુન અને પાકીજે મકાનનાં જશનમાં શામેલ થઇ મોટો શવાબનો હુએરો હાંશલ કરવા શારૂં લાંબે વેરથી બીરાજેઆ છો ને આજ રોજે તમો શાહેબોએ તશદી લીધી છે તેથી આજનો દીવશ ગણદેવીમાં મોટો તેહવાર જેવો ગણ-વામાં આવે છે.

શુકર છે પાક ઈઅજદાંના કે કોઈ નેક ચોગડીએ નવું દખમું બાંધવાને વાશતે કુલ જરથોશતી અનજુમનને જાહેર કરવા શારૂં વરતમાંનપતરની મારફતે જાહેર કરવામાં આવેઉં હતું જે ઉપરથી શખી દાતાર શાહે-બોએ રૂપીઆ એકથી તે દશ હજાર શુધીની રકમો આપી. આ ચંદરોકાલ શુધીનાં પુનમાં શામેલ થઇ શદાનાં શવાબમાં ઉમેરો કીધો છે ને હવે પછી પણુ હેવાં નેક ધરમનાં કાંમોમાં શદા મદદ કરતાજ રેહશો.

આએ દખમાંની જમીન શ્રીમંત શરકાર રોના ખાશ ખેલ શમશેર બાહાદુર ગાએકવાડ માહારાજા શાહેબે ગણદેવીની જરથોશતી અનજુમનની કરેલી અરજી ધેઆંનમાં લઇ ધરમનું કાંમ ગણી આ મઆલુ શરકારે જમીન વીંગાા ૬ાા શાદા છ ધરમાદા આપી છે જેથી આ નામદાર શરકારનો આપણા જરથોશતી ટોલા ઉપર મોટો ઉપકાર થયો છે.

શદરહુ દખમાંનું કાંમ શરૂ થઆ પછી અવલથી તે આખર શુધી ઇઆને ચાલતા મહીનાની તારીખ ૩જી સુધી ખરચનાં રૂપીઆ ૪૩૫૮૦ા) ા નો અરશતો થઓ છે જે થએલા ખરચનાં હીશાબનાં ચોપડા તમો શાહેબોને જાંણુવા માટે આએ મીજલશમાં મુકવામાં આવેઆ છે તે જેવો શાહેબોને તપાશવાની ખાહેશ હોએ તેવો શાહેબોએ તપાશવા એટલે થએલા ખરચનો અરશતો માલમ પડશે. એ શીવાએ અતીઆર પછી પણ કેટલાએક લોકોનાં હીશાબ શમજવાના છે જે હીશાબો શમજેઆ પછી શંમપુરણુ થઆ બાદ કુલ હીશાબનાં ખરચની ચોપડીઓ છપાવી જાહેર કરવામાં આવશે.

નામદાર શેઠ દોરાબજી નશરવાંજી મીશતરી મુંબઇવાલાએ શરૂઆતથી તે આજ દીન શુધી પોતે આવજાવ કરીને પુરતી રીતે દખમાંની ચોકાશી કીધી છે તેથી તેઓ શાહેબનો ઉપકાર માંનું છું.

શદરહુ દોખમાંની મેનીજ મારા શવાધીનમાં હતી જેથી દોખમું શંમપુરન કરીને એની કીરીઆ આપણી માજદીઅશની દીનના હક મુજબ આજ દીને ઇઆને રોજ ૨૦ મો માહા ૭મો શને ૧૨૩૯ ઇઅજદજરદી તા૦ ૯ મી એપરેલ ૧૮૭૦ ને શાલ ૧૯૨૬ નાં ચઇતર શુદ ૮ વાર શનેઉને રોજે કરીને ગણદેવીની અનજુમન શાહેબોનાં શવાધીનમાં કરવામાં આવેઉં છે. એજ અરજ.

**લા૦ શેવક હોરમજજી દાદાભાઇ ગજદર શહી.**

---

પાક દાદાર હોરમજદ તમો શાહેબ ઉપર મદદગાર હોજો.

શ્રી ગણદેવીની જરથુશતી અનજુમન શમ-શત લા૦ શેવક હોરમજજી બરજોરજી કપતાં-નની દુવા બંદગી વાંચવી. જત લખવા અરજ એ છે જે હમોએ હમારા મરહુમ મુરબીઆ જમશેદજી ફરાંમજી કાતરક તથા બરજોરજી ફરાંમજી કાતરક તથા ખરશેદજી ફરાંમજી કાતરક તથા કાવશજી શાપુરજી કપતાંન તથા મેરવાંનજી કાવશજી કપતાંન તથા હમારાં માતાજી બેહશતનશીન રતનબાઇનાં પુનને શારૂં તમારાં ગા મમાં દુખમાં આગલ શગડી

તથા તેને લગતો હાલ જશન કરવાનો બાંધવા માટે તા૦ ૬ ઠી આગશટ શને ૧૮૬૫ ને રોજે તંદરોશતી ભણાવી હતી તે મુકાંમ પાક ઇઅજદાંના હોકમથી તેઆર થઆથી તેની ક્રીઆ આપણી માજદીઅશની દીનના હક પરમાંણે રોજ ૧૭ માહ ૭ મો શને ૧૨૩૯ ઇઅજદેજરદી તારીખ ૬ ઠી એપરેલ શને ૧૮૭૦ ને રોજે કીધી છે ને શઘડીમાં આતશ દાદગાહ પણ મુકવામાં આવીઓ છે ને એ શગડી તમો અનજુમન શાહેબનાં શવાધીનમાં હમોએ આજ દીને આપી છે.

૧ હમોએ તા૦ ૨૦ મી જુન શને ૧૮૬૫ ને રોજે હમારાં પુનને શારૂં રૂ ૧૫૦૦૦) પંદર હજારની તંદરોશતી ભણાવી હતી બાબદ કે અતરે વરશ એકના ગાહંમબાર શાહેબો ના૦ ૬ કરવાની તથા દરેમેહરમાં મુકતાદના દીવશમાં લાઇટ તથા રોજ દીનનો ચરાખ ના૦ ૨ કરવા, તથા રશતાનો ચરાખ રોજ દીનનો તથા કુતરાંની ખીચડી તથા પશુ જાણવરોને પાણી પીવાનો અવાડો તથા શગડીમાં દાદગાહની કાઠી અને શુખડ લોબાંન તથા દુખમાં આગલ દર મહીને ફરવરદીગાંનનું જશન કરવામાં આવે છે તે તથા શ્રી નોશારી ખાતે આતશબેહરાંમ શાહેબમાં દરરોજના ચરાખ ના૦ ૨ તથા દર હમકરિ તથા હોરમજદ રોજે તથા મુકતાદના દીવશમાં લાઇટ કરવામાં આવે છે તે તથા પાણી પીવાનું પરબ એ શરવે ધરમખાતાંના ખરચમાં રૂ. ૧૫૦૦૦)ની તંદરોશતી ભણાવી હતી તે એજ મુજબ તે દીવશથી તે આજ દંન સુધી શરવે ધરમનાં કાંમો ચાલુજ છે. પણ એટલા રૂપીઆની રકમનાં વીઆજમાં ઉપર મુજબનો ખરચ બશ થતો નથી તે શબબ આજ દીને રૂ. ૧૦૦૦૦) ની રકમ હુંએ કાહાડી છે જુમલે રૂ. ૨૫૦૦૦) પચીશ હજાર થઆ છે—એની શરકારી લોન ટકા ૪ નાં વીઆજની મુંબઇની પારશી પંચાએતનાં તરશટીઓનાં શવાધીનમાં કીધામાં આવશે ને શદરહુ લોનનાં રૂપીઆ અનાંમત રેહશે ને એનાં વીઆજનાં રૂપીઆ તમો અનજુમન શાહેબનાં તરશટીઓ ઉપર મોકલવામાં આવશે ને પરથમ તારીખ ૨૦ મી જુન શને ૧૮૬૫ નાં મારાં લખાંણ મુજબ તમો તરશટીઓએ કામ કરવું.

૨ શેવક આશા રાખે છે કે હેવાં નેક કાંમ ઉપર તમો દીલોજાંનથી મદદ કરશો.

૩ આએ નેક કાંમમાં વડા દશતુરજી શાહેબ કેકોબાદજી તથા દેશાઇજી શાહેબો વીગેરે મુંબઇવાલા શેઠીઆઓ બીરાજેલા છે તેવંણ શાહેબોનો હું મોટો ઉપકાર માનું છું.

૪ શઘડી બાંધવાની મેનીજ શેઠ હોરમજજી દાદાભાઇ ગજદરે ઘણી શારી રીતે કરી છે જેથી બેઉ શાહેબનો મોટો ઉપકાર માનું છું.

એજ અરજ રોજ ૨૦ મો માહા ૭ શને ૧૨૩૯ ઇઅજદજરદી તારીખ ૯ મી એપરેલ શને ૧૮૭૦ શને ૧૯૨૬ ના વરખે ચઇતર શુદ. ૮ ને વાર શનેઉ.

૧ લા૦ શેવક હોરમજજી બરજોરજી કપતાંનની દુવા બંદગી વાંચજોજી.

---

પાક દાદાર હોરમજદની મદત હોજો.

શ્રી ગણદેવીની જરથોશતી અનજુમન શમશત. લા૦ શેવક હોરમજજી બરજોરજી કપતાંનની દુવા બંદગી વાંચવી. જત લખવા અરજ એ છે જે આએ કશબામાં જરથોશતી રવાનને અવલમનજલ પોંહચાડવાને માટે દુખમાં આગલ રવાંનને લેઇ જતાં ચોમાશાનાં દીવશમાં મોટી અડચણ પડે છે તેથી ગામમાંથી તે દુખમાં શુધીનો રશતો બાંધવા શારૂં હમારાં ફુઇજી કુવરબાઇ તે કાવશજી શાપુરજી કપતાંનની ધણીઆંની તથા હમારી ધણીઆંણી રતનબાઇનાં પુણને શારૂં રૂ. ૫૦૦૦) પાંચ હજાર કાહડેઆ છે તે તમો અનજુમન શાહેબોની શલાહ પરમાંણે એ રશતો હમો બાંધી આપીશું.

એ રશતો બાંધેઆ પછી દર વરશ એની મરાંમત કરવાને માંટે તથા હમોએ બંધાવેલા કુવાઓની તથા અરદીશુર આગલ હમારી બંધાવેલી બંગલીની તથા શગડીની મરામત કરવા શારૂં રૂ. ૧૫૦૦) અંકે પંદરશોની લોન તમોને આપેઆમાં આવશે. તે લોન તમો અનજુમનનાં દફતરમાં હમારે નાંમે જમે રાખવી ને મુદ્દલમાંથી ખરચવા નહી ને વેઆજના રૂપીઆમાંથી ઉપર મુજબ લખેલા મુકામોની મરામત કરવી.

ઉપર લખેલા મુકામોની મરામત કરવા માટે ખોદા ન કરેને કોઇ મકાંનને મરાંમત કરતાં વીઆજનાં રૂપીઆ ખરચ કરતાં વધારે ખરચ થાએ તો તે તમો શરવે અનજુમન મલી ખરચ કરવો. કદાચ અંનજુમન મરામત નહી કરશો તો હમો તથા હમારા વારશો તમો અનજુમન પાશે મરામત કરાવી શકીએ. તેમ પણ નહી કરશો તો હમો તથા હમારા વારશો ખરચ કરી તે ખરચના રૂપીઆ તમો અનજુમન પાશેથી લેવા મુખતેઆર છેઇએ,

એજ અરજ. રોજ ૨૦ મો માહા ૭ મો શને ૧૨૩૯ ઇઅજદઝરદી, તા૦ ૯ મી એપરેલ ૧૮૭૦ શાલ ૧૯૨૬નાં ચઇતર શુદ ૮ ને વાર શનેઊ.

લા૦ શેવક,

**હોરમજજી બરજોરજી કપતાંન-**

ની દુવા બંદગી વાંચજોજી.

---

પાક દાદાર હોરમજદ તમારા ઉપર મદદગાર હોજો.

નેક નામદાર શેઠ હોરમજજી દાદાભાઇ ગજધર લા૦ ગનદેવીની જરથોશતી અનજુમન શમશત હમો નીચે શહીના કરનારાઓની દુવા બંદગી કબુલ કરવી. જત તમોને હમોએ ગનદેવીની અનજુમન તથા મુંબઇ ખાતે રેહનારા ગનદેવીનાં શાહેબો મલી ગનદેવીનું નવું દખમું બંધાવા વીગરેનો તમામ અખતેઆર આપેઓ હતો ને એ દખમું બંધાવા વાશેનો જગાને માટે તમો વરોદરા ખાતે મોહોટી મેહેનત લઇ ગાએકવાડ શરકાર તરફથી ધરમાદા જમીન વીંગા ૧ા શાદા ૭ લાવી એ નેક કાંમ નેક નીશટાથી શરનજામ પોંહોચાડેઉં છે જેથી હમો તમારો મોહોટો ઉપકાર માનીએ છઇએ.

તમો શાહેબે એ દખમાં પુઠે ઘણા દીવશ સુધી શારી રીતે દીલોજાંનથી મેહેનત બજાવી જેથી તમારો ઉપકાર હમો તથા હમારાં ફરજેંદાંન ફરજંદ જાવેદાંન શુધી ભુલનાર નથી ને તમારી મેહેનતનો બદલો તમોને તથા તમારાં ફરજંદાંન ફરજંદોને પાક ઇઅજદાં આપે એ હમારી દુવા તમોને આમીન હોજો.

એ દખમાંની કીરીઆ આપણી માજદીઅશની દીનના હક મુજબ આજ દીને એટલે રોજ ૨૦ મો માહ ૭ મો શને ૧૨૩૯ ઇઅજદેજરદી તા૦ ૯ મી એપરેલ ૧૮૭૦ ને શાલ ૧૯૨૬ નાં ચઇતર શુદ ૮ ને વાર શનેઊને રોજે કરી છે તેથી હમો શરવ અનજુમને આ માનપતર તથા એનો સાથે શાલ જોડો ૧ તમોને ભેટ કરેઓ છે તે તમો શાહેબે મોહોતાં માન સાથે મેહરબાંનીની રાહે કબુલ રાખવો.

---

પાક દાદાર હોરમજદ તમુ શાહેબ ઉપર મદદગાર હોજો.

નાંમદાર શેઠ શાહેબ હોરમજજી બરજોરજી કપતાંન—લા૦ શ્રી ગણદેવીની જરથુશતી અનજુમન શમશ—નીચે શહી કરનારાની અરજ બંદગી કબુલ કરવી. જત તમો નાંમદાર શાહેબે તમારી શખી કમાઇના પઇશામાંથી તમારા બુજરોગ મુરબીઓનાં પુંનને શારૂં તથા તમો પોતાનાં પુનને શારૂં હમારાં ગામમાં મોહોટી રકમ ધરમાદા કાહાડી છે તે નીચે મુજબ—

૧ તા૦ ૨૦ મી જુન ૧૮૬૫ નાં તમારાં લખાંણા શાથે રૂ૦ ૧૫૦૦૦ ) પંદર હજારની રકમ ગંભાર શાહેબ વીગરે ધરમનાં કાંમો કરવા માટે કાહાડેલી તે.

૨ હાલ ચાલતા માશની તા૦ ૯ મીનાં તમારાં લખાંણ સાથે રૂ૦ ૧૦૦૦૦ ) દશ હજારની રકમ કાહાડવા લખો છે તે—કારણકે ઉપર લખેલા રૂ૦ ૧૫૦૦૦) ની રકમનાં વીઆજમાંથી ગંભાર શાહેબ વીગરે ધરમનાં કાંમોનો ખરચ બશ થતો નથી માટે શદરહુ રૂ૦ ૧૦૦૦૦)ની શાથે એકુન રૂ૦ ૨૫૦૦૦) ની મોટી રકમ તમો શાહેબે કાહાડવા કબુલ કરી છે ને એ રૂ૦ ૨૫૦૦૦) શરકારી લોન ટકા ૪ નાં વીઆજની મુંબઇની પારશી પંચાએતના તરશટી શાહેબોના શવાધીનમાં આપે આમાં આવશે ને તેનાં વીઆજનાં રૂપીઆ અતરેની અનજુમનના તરશટીઓને પોંહોંચાડવા તેમાંથી ઉપર લખેલાં ધરમનાં કામો તા૦ ૨૦ મી જુન શને ૧૮૬૫નાં લખાંણ મુજબ કાહાડેઆ તે.

૩ તમો શાહેબે દુખમાં આગલ શગડી તથા તેને લગતો હાલ બંધાવેઓ છે તથા એનાં અંદર આપણી માજદીઅશની દીનના હક મુજબ આતશદાદગાહ મુકવામાં આવેઓ છે, તેનો ખરચ કાડી વીગરે જે થાશે તે તમો શાહેબે કબુલ રાખેઓ છે ને શગડીની કીરીઆ રોજ ૧૭ મો માહ ૭ મો શને ૧૨૩૯ ને દીને કરીને હમો અનજુમનનાં શવાધીનમો તમોએ આપીછે.

૪ રૂવાંનોને અવલમંજલ પોંહોંચાડવાને માટે ચોમાશાંનાં દીવશમાં ઘણીએક અડચણ પડે છે, જેથી દખમાંથી તે ગાંમ શુધીનો રશતો બાંધવા શારૂ તમારાં ફુઇજી કુંવરબાઇ તે કાવશજી શાપુરજી કપતાંનનાં ધણીઆંની, તથા તમારાં ધણીઆંની બાઇ રતનબાઇનાં પુનને શારૂ રૂ૦ ૫૦૦૦) કાહાડેઆ છે ને તે રશતો હમો અનજુમનની શલાહ પરમાણે તમોએ બાંધવા કબુલ કરેઓ છે તે.

૫ કલમ બીજીમાં લખેઆ પરમાણે તા૦ ૯ મીનાં તમારાં લખાંણ શાથે રૂપીઆ પંદરશોની શરકારી લોન ટકા ૪ વાલીનાં વેઆજની કાહાડીને અતરેની અનજુમનના તરશટીઓના શવાધીનમાં શોંફવા કબુલ કરી છે ને એ રકમનાં વેઆજમાંથી ધરમનાં મકાંનો બંધાવેલાં છે તેની મરાંમત કરવા માટે.

૬ શદરહુ મુજબ તમો શખી શાહેબે હમારાં ગાંમ પછવાડે મોટી રકમ ખરચી જાવેદાંન શુધીનાં પુનનો મોહોટો લાભ તમો શાહેબે લીધો છે ને હમો જરથુશતીઓ ઉપર તમો શાહેબે મોટો ઉપકાર કીધો છે જેથી હમો ઘણાં માંન શાથે કબુલ રાખીએ છે ને તમો શાહેબે તમાંમ ધરમનાં કાંમ વીશે જે જે પરમાંણે હમારા ઉપર લખાંણ કરેઉં છે તે મુજબ હમો દીલોજાંનથી કરવાને કબુલ રાખીએ છઇએ.

૭ તમો શાહેબ અતરે ગણદેવી આવેઆ પછી હમારાં ગામમાં ધરમનાં કાંમો વીગરે બીજાં કાંમોમો મોહોટો શુધારો કરેઓ છે જેથી તમારો આભાર હમો તથા હમારાં ફરજંદાંન ફરજંદો જાવેદાંન શુધી ભુલનાર નથી ને હેવાં નેક કાંમ હમેશાં કરતા રેહેશો ને તમારાં ધારેલાં નેક કાંમોનો બદલો તમુને તથા તમારી વશતીવારીને પાક ઇઅજદાં બખશે એવી હમારી દુવા તમો શાહેબને આમીન હોજો.

૮ આએ માંનપતરની શાથે શાલ જોડો ૧ તમુ શાહેબને ભેટ કરવામાં આવેઓ છે તે તમુ શાહેબ મેહરબાંનીની રાહે કબુલ રાખશોજી.

રોજ ૨૦ મો માહ ૭ મો શને ૧૨૩૯ ઇઅજદેજરદી તા૦ ૯ મી એપરેલ ૧૮૭૦ શવંત ૧૯૨૬ નાં ચઇતર શુદ ૮ ને વાર શનેઉ.

(અતરે શહીઓ છે.)

---

પાક દાદાર હોરમજદ તમો શાહેબ ઉપર મદદગાર હોજો.

નેક નાંમદાર દોરાબજી નશરવાંનજી મીશતરી મુંબઇવાલા. લા૦ ગણદેવીની જરથોશતી અનજુમન શમશ નીચે શહી કરનારાવોની દુવા બંદગી વાંચવી. જત લખવા અરજ એ છે જે હમારાં ગાંમમાં નવું દુખમું બંધાવેઉં છે તે ઉપર તમો શાહેબે શહરૂથી તે શંમપુરણ થતાં શારી આવજાવ કરી તમોએ શારી તપાશ કરી કાંમ ઘણી મજબુતાઇથી કરાવેઉ છે જેથી હમો તમારો મોટો ઉપકાર માનીએ છઇએ. હમો અનજુમન તરફથી તમો શાહેબને શાલ ભેટ કરવામાં આવી છે તે મેહરબાંની કરી કબુલ રાખશોજી. એજ અરજ. રોજ ૨૦ મો માહ ૭ મો શને ૧૨૩૯ ઇઅજદેજરદી તારીખ ૯ મી એપરેલ ૧૮૭૦

શહીઓ છે.

---

પાક દાદાર હોરમજદની તમો શાહેબ ઉપર મદદ હોજો.

ગણદેવીની જરથોશતી અનજુમન શમશ લા૦ શેવક દોરાબજી નશરવાંનજી મીશતરીની દુવા બંદગી વાંચવી. જત તમારાં ગામમાં નવું દોખમું બાંધેઉં છે જેની મેનીજ શેઠ હોરમજજી દાદાભાઇ ગજધરે શારી રીતે બજાવી એ દુખમું શમપુરણ કરેઉં છે. એ દુખમાંની તપાશને માટે શરૂથી તે શંમપુરણ થતાં શુધી હમો તમારાં ગાંમમાં આવજાવ કરી તપાશ કીધી છે ને એ દુખમાંનું કાંમ ઘણી મજબુતી શાથે થએલું છે તેની હું તારીફ લખી શકતો નથી. એ દુખમાં વીશે જે અવલમાં ચરચા ચાલી હતી કે એનાં ખરચનો અરશટો રૂ. ૨૮ થી તે ૩૦ હજાર શુધીનો આવવો જોઇએ તે જગોએ ગણી મોટી રકમનો ખરચ થએલો છે હેવી ચરચા ચાલી હતી પણ તે ખરૂં છે. તે વખત એ દુખમું ૪૫ પાવીનુ બાંધવા ધારેલું હતુ ને હાલ એજ દુખમુ ૧૦૮ પાવીનું બનાવી ઘણું મોટું કીધું છે ને તેના ઉપર ખરચનો અરશટો રૂ. ૪૩૫૦૦) ને આશરે જણાએ છે. એ ખરચ ઘણોજ ઓછો થએલો જણાએ છે તે શેઠ હોરમજજી દાદાભાઈની ઘણી મેહનતથી થાએલું છે. માટે તમો અનજુમને શેઠ હોરમજજી દાદાભાઇનો મોટો ઉપકાર માંનવો જોઇએ.

તમો અંનજુમન શાહેબે હમોને શાલ ભેટ કરી છે તેથી હું તમારો ઉપકાર માનું છેઉં. એજ અરજ. રોજ ૨૦મો માહ ૭મો શને ૧૨૩૯ ઇઅજદજરદી તા૦ ૯મી એપરેલ શને ૧૮૭૦.

લા૦ તમારો શેવક,

**દોરાબજી નશરવાંનજી મીશતરીની**

દુવા બંદગી વાંચવી.

---

શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

નેકનાંમ શેઠજી શાહેબ હોરમજજી બરજોરજી કપતાંન લા૦ નીચે શઇ કરનાર મોબેદ બેહરાંમદારનાં ખાંનદાંનની દુવા બંદગી વાંચજોજી. જત લખવા અરજ એ છે જે તમો શાહેબે અમારાં ગાંમમો આવવાથી ઘણીએક રીતનો મોટો ધરમ કીધો તેથી હમોને મોટી શોભા મલી, તથા હમો ઉપર પણ તમોએ શારી મદત કરી છે તેથી અમો તમારો મોટો ઉપકાર માંનીએ છે. બીજું આએ પતર શાથે શાલ ભેટ કીધી છે તે મેહરબાંનીની રાહે કબુલ કરવી. મોટો તમારો ઉપકાર

થાશે—એજ અરજ. રોજ ૨૦ મો માહ ૭મો શને ૧૨૩૯ ઇઅજદેજરદી. તારીખ ૯ મી એપરેલ શને ૧૮૭૦.

**૧ શેવક નવરોજજી દાદાભાઈ કારતકની શલાંમ વાંચજો.**

**૧ શેવક દીનશાજી દાદાભાઇ કારતકની શલાંમ વાંચજો.**

**૧ શેવક જામાશજી ડોશાભાઈ કારતકની શલાંમ વાંચજો.**

**૧ શેવક મનચેરજી નશરવાંનજી કારતકની શલાંમ વાંચજો.**

**૧ શેવક જમશેદજી ખરશેદજી કારતકની શલાંમ વાંચજો.**

---

નેક નામદાર શેઠ નાહનાભાઇ માણકજી ગજધર લા૦ શ્રી ગણદેવીની જરતોશતી અનજુમન નીચે શહીના કરનારાવોની દુવા બંદગી વાંચવી. જત તમો શાહેબે આએ નવાં દુખમાંનાં ફંડમાં રૂ. ૧૦૦૦૦) દશ હજારની મોટી રકમ તમારાં શખી દીલથી આપી હતી તે વીશે તમારો મોટો ઉપકાર માનીએ છે. અનજુમન શાહેબોના તરફથી આએ શાલ તમોને ભેટ કરીએ છઇએ તે મેહેરબાંની કરી કબુલ રાખશો. એજ અરજ. રોજ ૨૦ મો માહા ૭મો શને ૧૨૩૯ ઇઅજદજરદી તા૦ ૯મી એપરેલ શને ૧૮૭૦.

(અતરે શહીઓ છે.)

---

*** ઉપલી શેઠ હોરમજજી બરજોરજી કપટાંનવાલી શગડીપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.
"આએ સગડી હોરમજજી બરજોરજી
"કપતાંન તથા કાતરકનાએ પોતાના મર-
"હુમ મુરબીઓ જમશેદજી તથા બરજોરજી
"તથા ખરશેદજી ફરાંમજી કાતરક તથા
"કાવશજી શાપુરજી કપતાંન તથા મેરવાંનજી
"કાવશજી કપતાંન તથા હમારાં માતાજી
"બેહેશતનશીન રતનબાઇનાં પુનને સારૂં
"બંધાવીને જરથોશતી અનજુમનનાં સવા-
"ધીનમાં આપી છે. શા૦ ૧૯૨૬ નાં શાલ-
"માં રોજ ૨૦ માહ ૬ શેનશાહી શને
"૧૨૩૯ ઇઅજદેજરદી તા૦ ૮ મી એપ-
"રેલ ૧૮૭૦."

ઉપલાં અંનજુમનનાં દોખમાંપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.
"શ્રી ગણદેવી ગામમાં દખમું શ્રી મુંબઇ
"વીગેરે સરવે જરથોશતી મલી બાંધીઉં છે.
"એ દખમાંનું કાંમ દીનનાં હુકમ મુજબ
"શાલ ૧૯૨૨ નાં ચૈતર શુદ ૯ વાર રવેઉ
"રોજ ૪ માહા ૭ સને ૧૨૩૫ ઇઅજ-
"દેજરદી તા૦ ૨૫ મારચ સને ૧૮૬૬
"ને રોજે સરવે જરથોશતી ભેગા થઇ
"તાણાની ક્રીરીઆ કીધી છે તે સાલ
"૧૯૨૬ નાં ચૈતર શુદ ૮ વાર શનેઉ રોજ
"૨૦ માહા ૭ સને ૧૨૩૯ ઇઅજદેજરદી
"તા૦ ૯ મી એપરેલ સને ૧૮૭૦ રે
"સંપુરણ પુરૂં થઉં છે. એ જમીન રેહેજ
"ગામમાં ગાએકવાડ ખંડેરાવ માહારાજાએ
"ફેરા ત્રણ મલી વીંગા ૬॥ સાડા ૭ ઘર-
"માદા આપી છે. એ જમીનનું કીરાઉ
"માફ કીધું છે."

## સુરતની નાનપરાની એ૦ જમશેદજી માણેકજી ઉનવાલાની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૮મી મેએ ૧૮૭૦ ને વાર બુધે ખબર પતર.

શુરત, તા૦ ૧૬મી મેએ ૧૮૭૦.

લખવાને ખુશાલી લાગેચ કે શુરતનાં નાહનપરાનાં શબાવારાના મોલામો આ૦ જમશેદજી માણેકજી ઉનવાલાએ પોતાનાં શવાબને વાશતે પરથમ ધરમશલા બાંધી હતી ને પછે તેજ ધરમશલામાં શારે માથે મોબેદીનાં કાંમ શારૂં એક વગરે અગીઆરીનો કરી તેમાં મોબેદોને કાંમનાં ઇધોલા વગેરે કરૂં ને તેને માજદીઅશતી ધરમનાં હોકમ મુજબ નોશારીવાલા વડા દશતુરજી શાહેબનાં આશરા હેઠે ગેઇ કાલ દીને તેનું ઇજતું કરૂં. એ વખતે અગીઆરીવાલાં મકાંનમો એ પરાંના તથા રૂશતમપરાના દશતુરો તથા મોબેદો તથા બેહેદીનો વીગેરે હતા. ઘણાં શાહેબો નોશારીથી આઇઆ હતા. તેમાં નોશારીવાલા મોટા દશતુરજી શાહેબ તથા તેવોની શાથવાલા ઘણા શાહેબો હતા. એ અગીઆરીની કારીઆ કરી રહેઆ પછે આ૦ જમશેદજીની તરફથી તે મીજલશમો ધતારત મુજબ દશતુરજી વગેરેને શાલ આપી. વલી આ૦ જમશેદજીને તેવોનાં બેશાવંદ મુનશફ કાવશજી એદલજીની તરફથી શાલ આપી માન આપેઉં. તારપછે મીજલશીઓને

મુકામના ગોતા પાનબીરાં ગોલાબ આપેઆ પછે તે મીજલશ માંહેલા દશતુરજીઓને તથા મોબેદો વીગરેને રૂપાંનાનાંથી આશોદાદ આપી.

આ અગીંઆરી મજકુરે કરી તારે આ૦ જમશેદજીને અતરેનાં મોદી રૂશતમજી તથા દશતુરજી નોશરવાંનજીની તરફથી મનાં થાઇ હતી તથા એજ અગીઆરી બાબે અતરેથી એજ ઉપલા ધણીઓએ નોશારીનાં વડા દશતુરજીને પણ એ અગીઆરી ન કરવા બાબે લખાંન કરૂં હતું તથા એ નાનપરાનાં બીજા પંડકવાલા મોબેદોએ પણ મેજર કરી મનાં કરવા બાબે દશતાવેજ મોકલો હતો પણ તે કશું ચાલું નહી ને અગીઆરીનું ઇજીતું થએઆ પછે નોશારીવાલા મોટા દશતુરજી પાશે એક બીજા પંડકનાં અધોનાં રકબાઓ બાબે લાંબી મુદતપર માજી રાજનાં વખતમો શેરમાંના જરતોશતી શાતે દશતાવેજ થાએઓ છે તે દશતાવેજ ફારશીમાં આ મીજલશમો રૂશતમપરાવાલા દશતુરજી ખરશેદજી બરજોરજીએ વાંચી શભલાવેઓ*

* એ તથા બીજા એવા કેટલાક સુરતના નવાબો તથા સુબાઓ તરફથી નવસારીને લગતા મોબેદોને મલેલા અસલ ફારસી દસ્તાવેજો તેના ગુજરાતીમાં તરજુમાં સાથે એ૦ રૂસતમજી બહમનજી ઉનવાલાએ ૧૮૭૧ ના જુલાઇ માસમાં "નેજાઅ શેકન" નામનું એક ચોપાનયું છપાવી તેમાં બાહેર પાડયા હતા.

*** એ દરેમેહરના દરવાજાપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"રોજ ૧ માહ ૧૨ મો શને ૧૨૩૮
"એ દીને મોબેદ જમશેદજી માણેકજી
"રૂશતમજી ઉનવાલાએ પોતાના બજરો-
"ગોનાં રવાંનોનાં શવાબને વાશતે ધરમની
"જગો બંધાવી જરતોશતીઓને વાપરવાને
"વાશતે ને ઇઓજદાથરેનાં કામને વાશતે
"ઇંધોરા ઇજાવેઆ છે. તે નોશારીની વડી
"દરેમેહેરને તાબેના અંજુમનના શાહેબોને
"નેક કામ કરવા વીશે બંધાવી શવાધીન
"એ જગો કીધી છે."

ઉપલી તખ્તી મધે જે રોજ માહ જણાવ્યો છે તે દીને એ મકાંન જરથોસ્તીઓને સર-અવસરે વાપડવાને ધર્મશાલા તરીકે પરઠાવ્યું હતું, અને તે પછી તેમાં હિંધોલા બનાવી તે આજે પ્રમાણે આજ રોજે દરેમેહર તરીકે ઇજાવ્યું હતું.

[ પારસી પ્રકાશ, દફતર બીજું સફે. ૩૩૨ ]

## ઈ૦ સ૦ ૧૮૭૧.

## જાલનાં મધે અંજુમનના ઉધરાતથી બંધાયલાં દોખમાંને પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૫ મી મેએ ૧૮૭૧
ને વાર શુકરે.

ખબર પતર.

(જામે જમશેદને માટે ખાસ રીપોરટ)

જાલણા તથા તેની આશપાશ વશનારા જરથોશતીઓની શગવડને માટે એક નવું દખમું બંધાઇ તઇઆર થઇઉં તે દખમાંનું મુકામ આપણાં જરથોશતી ધરમનાં ફરમાંન મુજબ ઇજાવી રોજ. ૪ થો માહ ૮ મો શેહનશાહી તથા માહા ૯ મો કદમી શને ૧૨૪૦ ઇઅજદજરદીને દીને જશન કરીને જરથોશતીઓનાં ઉપીઓગને શારૂં ખોલલું મુકવામાં આવીઉં છે.

એ નવું દખમું હાલ બંધાવાની કેરીઅત એમ છે કે જાલણા ખાતે શુમારે ૭૫ વરશ થઆં પારશીઓનાં રેહઠાંણથી આશરે ૮ માઇલને છેટે દુર તે બી એક બીકટ ડુંગરપર (રવાંન લેઇ ડુંગરપર ચહડતાં બહુ હલાકી પોંહચતી હતી) એક ઘણુંજ નાહનું દખમું માત્ર ૩–૪ પાવીનુંજ શતરગવાશી શેઠ મેરવાંનજી માણેકજી જાલણેવાલાનાં ખરચથી બનાવવામાં આવીઉં હતું. તીઆરબાદ કેટલીક મુદતે તેજ જગોપર બીજું દખમુ આશરે ૧૫ પાવીનું શુમારે ૫૦ વરશ થઆં મજકુર શેઠ મેહરવાંનજીનાં ખરચથી બનાવીઆમાં આવીઉં હતું. હવે ૭૫ વરશની મુદતે જાલણાંને લગતી જરથોશતી વશતી શાથ સરખાવતાં આએ જોગવાઈએ તરીજું દખમું બનાવવાની વાંચનારને અગત નહી જણાશે પણ તેનાં એ કારણ છે.

તેમાંનું પેહેલું કારણુ એકે જાલણુાંની કાંપ ઉઠી જવાથી ધંધોરોજગાર તથા ચાકરીને લગતું કામ પડી ભાગું એટલે પારશી વશ્તીનો મોટો ભાગ આએ જગા (જાલણુાં) છોડી ગએઓ અને બાકી રહેલી ટુક વશતીમાં કોઇ કાલે માઠાં ભાએગે કજા બનતી તો લાશ દફનાંવવાને પુરતાં માંણુશો મલી આવવાં મુશકેલ પડે તે બી વલી અતીઘણાં દુરનાં શબબથી જો કબુ દીશનાં પાછલા ભાગમાં જો રવાંન થઇઉં તો ૧૮ કલાક શુધી રવાંન ઘેરમાં રાખવું પડતું જેથી અતરેના કેટલાક જરથોશતીઓ નાખુશ થતા હતા અને રવાંન લેઇને ચાલનારાઓ ૪ કોશ લગે ચાલીને થાકે એટલે પેલો ડુંગરનો બીકટ રસ્તો કાપવો પડે એ શું થોડી જેહમતનું કાંમ છે!

બીજું કારણુ એ કે પાછલથી બનાવેલું પેલું આશરે ૫૦ વરશની મુદતપર બંધાએલું દખમું ટુક મુદતમાં જમીનદોશ થઈઉં. એટલે કશો ઉપાએ રેહેઓજ નહીં.

આએ મોહટી અડચણુ મટાડવાને આજ લાંબી મુદતથી શેઠ પેશતનજી મેરવાંનજી જાલણુવાલા ખંતી હતા. એટલુંજ નહીં પણ ૩ વરશ લગે પોતે આએ કામ પાછલ ખરાં દેલથી મેહનત લીધી અને શેવટે આએ નેક કાંમ પાર પાડી આપીઉં છે. એથી બનીઉં એમ કે પારશી વશતી શંગલી કાદરાબાદ (શેહર)માં છે અને તેની ચોતરફ બરીટીશ સરકારની હદ છે તે દખમું બનાવવાને શારૂં બરીટીશ શરકારે જગા આપવાને ના પાડી અને એ શરકારી જગા શેવાએ કોઇ બીજી લાએક જગો નહી હતી તો તે વીશે ૩ વરશ લગે મજકુર પેશતનજીએ પોતાનો વગ ચલાવી મેહનત કીધી. એક તરફથી જગા મેલવવાની શરકાર શાથ તજવીજ ચલાવી ને બીજી તરફથી દખમું બનાવાનો શંગલો શામાંન તઇઆર કરવાને ચાલુ કરીઓ. એમ કરતે એક તરફથી શરકારી હોકમ મલીઓ કે બીજી તરફથી તાંણો પુરાવી લાગલું કાંમ ચલાવી ૪ માશમાં નવું દખમું તઇઆર કરીઉં.

આએ નવું દખમું પારશી વશતીથી ૧ માએલને છેટે એક શેહલા ડુંગર ઉપર ૧૫ પાવી મોહટી તથા ૧૦ પાવી નાંહનીનું બનાંવીઉં છે. એ દખમાંનાં ખરચમાં અતરેના કેટલાક જરથોશતીઓએ રૂ. ૧૦૦૦ની રકમ ભરી જેથી એ દખમું જાલણાંની જરથોશતી અંજુમન તરફથી બનાવેલું કેહેવાએ છે. એ દખમું ઈજવા તથા જશંનની કીરીઆ કરવાને શારૂં પુણેવાલા ખાંનબાહદુર દસ્તુરજી શાહેબ નોશરવાંનજી જામાશપજીના હોકંમથી ખુરશેદજી જમશેદજી દશતુર જામાશપઆશાના પુણેથી આવેઆ હતા. પારશીઓનાં રેવાજ પ્રમાણે દખમાં આગલ અત્રેના શંગલા પારશીઓએ ધુમ મચાવી હતી. જશનની કીરીઆમાં અતરેના શંગલા પારશીઓ શામેલ થએઆ હતા. જશંનની કીરીઆ શમાપત થવાબાદ ખુરશેદજી જંમશેદજી દશતુરે એક રેશાલો વાંચી દખમું આપણાં મજહબની રૂહે કેટલું ઉપીએ[illegible]ી છે તે વીશેના અવશતા જંદના દાખલાથી શમજાવીઉં હતું. જેથી મજલેશીઓને શારી અશર ધરમ શંબંધી થાઇ હતી. તે પછે ચાશની કરી મીજલશ બરખાશત થાઈ હતી.

## ચીકલી ગામનાં અનજુમનનાં ઉઘરાતનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૩ મી ડીજેમબર ૧૮૭૧ ને વાર શનેહ.

ચીકલી ગાંમનાં નવાં દોખમાંનો ટાંણો પુરવા માટેની જરથોશતીઓને ખબર.

શ્રી ચીકલી ગાંમની જરથોશતી અનજુમન તરફથી મુમબઇનાં તથા બીજાં દેશાવરોનાં રેહેવાશી શરવે જરથોશતી ટોલાને નમનતાઇથી અરજ કરવામાં આવે છે જે ચીકલી ગાંમ મધે દોખમું બાંધાવાનો તાંણો પુરવાની કીરીઆ કરવાનો દીવશ રોજ ૧૧ મો ખુરશેદ ઈઅજદ માહા ૪ થો તેશતર તીર ઇઅજદ શેહેનશાહી તથા માહા ૫ મો અમરદાદ કદમી શને ૧૨૪૧ તા૦ ૩૧ મી ડીજેમબર શને ૧૮૭૧ ને વાર રવેહનો થેરવીઓ છે તે દીને એ નેક કાંમનાં જશનની કીરીઆમાં શાંમેલ થવા શરવે જરથોશતી ટોલાનાં શાહેબોએ મેહરબાંની કરી જરૂર તજદી લેવી.

બીજું શરવે શાહેબોને જાણવા ખુલાશો કરીએચ જે બીલીમોરેથી એ ગાંમ ૫) માઇલને આશરે દુર છે અને બીલીમોરેથી ચીકલી જવા સારૂં ભારાંની બેલની ગાડી મલી આવશે અને ચીકલી ગાંમ લોકોના ઉતારા શારૂં માંહવ બાંધેલા છે તથા લોકોને વાપરવા કીજે પાંણી ભરાવી રાખવામાં આવશે. તે ઉપરાંત બીજી બાબદોનો બંદોબશત આવનાર શાહેબોએ પોતપોતામાં રાખવો.

બીજું જણાવવાને રજા લેઇજીએચ જે એ

ફીરીઆંનાં તાંકનાં ઉપર આશપાશન ગાંમના રેહેવાશીઓ શાથે તરતરકારી અનાંજ તથા બીજો ખાધખોરાકીનો શાંમાંન વેચવાની દુકાંનો માંદવાની તજવીજ કરેલી છે તથા થોરાંએક હોટેલો પણ ઉગારવાનો બંદોબશત કરેલો છે.

જામે જમશેદ, તા૦ ૩ જી જાનેવારી ૧૮૭૨
ને વાર બુધે.

(જામે જમશેદને માટે લખાએલો ખાશ હેવાલ)

ચીખલી, તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૨.

શરવે જરથોશતી શાહેબોને શારી પેઠે રોશન હશે કે ચીકલી ગામનાં તથા તેની આશપાશ આવેલા બીજા કશબાઓનાં રેહેનાર જરથોશતીઓમો થાતાં રવાંનોને અવલમંજલ પોહોંચાડવા ખાતર છેલલી આરામગાહનું મથક દુઆને એક દોખમું બાંધવાને આજ બે તરણ વરશ થાએઆં મુમબઇનાં તથા બીજા દેશાવર ખાતેનાં જરથોશતીઓ વચે એક હુગરાંણાની ટીપ ફરતી કરી હતી તથા કેટલાક શાહેબોએ આ કામ શરનજાંમ પોંહોચાડવા માટે મેહેનત કરવા માંડી હતી તે કાંમ તે કીરપાલુ કરીમે કારશાજની કરમબખશેશથી ફતેમંદી શાથ આરંભીઆમાં આવીઉં છે. ચીકલી ગાંમ, બીલીમોરા અને ગંદેવી ગામથી શુમારે શાત આઠ માઇલ છેતે આવીઉં છે. આ ગામની આશપાશ બીજાં કેટલાંક ગામડાંઓ લાગાં છે, જેવાં કે ફરવેલ, કરીઆરી, કનજાઇ, અગાશી, રૂમલું, ખેરગાંમ, શાદરવેલ, વાંદરવેલ, બામનવેલ, રાનદવેરી, દેગામ, કુકેરી, ઈતીઆદી ઇતીઆદી. આ અને તેની આશપાશ આવેલાં બીજાં ગામો મધે જરથોશતીઓની છુટી છવાઇ વશતી નજર આવે છે. આ મધે કેટલાએકો પોતાના વડીલોના વંશ વેલા દાખલ રેહેતા આવીઆ છે તથા બીજાઓ પોતાના ધંધારોજગારને અરથે તીઆં જાઇ વશીઆ છે. આ જરથોશતીઓમાં જેઆરે બી કોઇ ગુજરી જાએ છે તીઆરે તેઓને મોટી ઈજા તથા વીપતી ખેંચવી પડે છે તેમાં ખશુશ કરી ચોમાશાંની મોશમમાં તેઓ ઉપર મોટા શેતમ તથા અજાબ ગુજરે છે. જે શાહેબોએ માંહેલાં મુલકોમાં મુશાફરી કરી છે તેઓ તે લતાનાં રશતાઓની માંઠી હાલતથી શારી પેઠે વાકેફગાર હશે. એવા રશતાઓ પરથી દશ દશ બાર બાર માઈલ શુધી રવાંનોને એક ગાંમથી બીજે ગાંમ લેઇ જાવા તેમાં વલી આડે આવેલાં પાણીનાં નાલાંઓ ઓલંગવાં એ કેવું બીકટ અને દુખ ઉપજાવનારૂં છે તે જરથોશથી શાહેબોને શારી પેઠે રોશન હશે. અકશર કરી ચોમાશાંમાં રવાંનોને અવલમંજલ પોંહચાડવાં બાજે વખત તરણ તરણ દીવશ ગુજરે છે રવાંનોને નાલાંઓમાં તેરવી લાવવા તથા તરણ તરણ દીવશે છેલી આરામગાહની જગાએ પોંહચાડવાં એ દુખ અને શનતાપ ઉપજાવનારૂં છે તે હમારા હમદીન જરથોશતી ભાઇઓથી અનજાણીઉં નહીં હશે. મરનારનાં ખેશાવંદોને તથા દોશતઆશનાઓને જેટલી ગમગીની મોહોતથી નીપજે છે તેટલી બલકે તેથી વધુ તેને આવા બીકટ વખતમાં છેલી આશાએશની જગાએ પોંહચાડવાને પડતી જફા માટે ઉપજે છે. આવી શક્ત માંહેથી મ હેલાં પરાંતોમાં વશનાર જરથોશતી ભાઇઓને છોડવવા એ માહા પુણ અને શવાબનું કાંમ છે. જે શાહેબોએ આ ધરમાતુ કામ ઉઠાવી લીધું છે તથા જે શાહેબોએ આ માહા પાએઆ શવાબનાં કામમાં જરની મદદ કરી છે તે શાહેબોને જશ મલે તથા આ ધરમાતુ કામ જેવી ફતેહમંદી સાથ આરંભીઉં છે તેવી ફતેહમદીથી સરનજામ ઉતરે એવી અરજ તે પરતી પાલન કીરતારની જનાબમાં ગુજારીએ છેઇએ, આમીન.

ચીકલી ગામનાં દખમાંનો તાંનો પુરવાની કીરીઆ, આગમજથી ખબર આપીઆ મુજબ રોજ ૧૧ મો ખુરશેદ ઇજદ માહા ૪ થો તેશતર તીર ઈજદ શેહેનશાહી તથા માહા ૫ મો અમરદાદ કદમી શને ૧૨૪૧ તા૦ ૩૧મી ડીશેમબર શને ૧૮૭૧ ને વાર રવેઉને દીને કરીઆમાં આવી છે. આ દોખમું બાંધવાને જે જગીઆ પશંદ રાખવામાં આવીચ તે જગીઆ ચીકલી ગામથી આશરે એક માઇલને વેગલાઇએ એક ઉનચાન ટેકડીવાલા મથકેછે, આ ટેકડી કે જાંહાં ઢોર ચરાવનાર ભરવાડ તથા જુફડાંમાં રેહનાંર દુબરા શીવાએ બીજાઓનો આવજાવ કવચીતજ દીશતો હતો તે ટેકડી, આ મહીમાંથી બે દીવશ તુલાગ એવી તો રલીઆંમણી અને ગુલજાર બની હતી કે તીઆંના બુધા વતની અજબ થાઈ કેહ છે કે આવી ખુશબખતી અને જરથોશતીઓનો મેલાવરો કોઇ કાલેબી ચીકલી ગામમાં થાએઓ હોએ એવું તેઓનાં વદીલોથી તેઓએ સાંભલીઉ નથી, દોખમાંવાલાં મથકની પડોશમાં બાંધેલાં માંડવોમાં જરથોશતી મરદ તથા બાણુવોનું આવવું તા૦ ૩૦ મી ડીજેમબર અને શનીવારથી શહરૂ થાઇઉં હતું અને આશપાશનાં ગામો તરફનાં રેહેનારાંઓ, તાનો પુરવાનાં દીવશે બામદાદમાં આ મથકે આવી પુગાં હતાં. વારતાઓનાં પુશતકોમાં એવું લખીઆમાં

આવેચ કે પરીઆંવોએ એક શેહેજ-વારમાં જંગલને ગુલજાર બનાવી દીધું તે મુજબનો આ મહીમાં બનીઆચ એવું તીઆંના વતનીઓ અજબ થઈ બોલે છે. બે દીવશ આગમજ જાંહાં એક બતી બી જલતી નહીં હતી તથા જાંહાં ગીચ ઝાડીઓના અંદર કોહોલાં કુતરાં ભશતાં હતાં તથા બાંધેલા માહવો પોતનાં પેતામાં પોતાનાં બાલકોને શમાવાને માહા વકાશી શાહા જોતા હતા તેનો મહીમા શનાવારન દીને ઓરજ થાઇ પડીઓ. એક તરફથી તીરીઆંનની ગોલાબી થડી લેહેર મારતી હતી, બીજી તરફથી માંહવમાંહર કનીરોનાં લંકાએ ટેકડીને ગુલજાર બનાવી હતી, તરીજી તરફથી માહામોખતાર, શુનેરી શાહાજવાલાં લશકર શાથ જહાવદાર તખત ઉપર બારાજી આ મહીમા જોવા મોહી રોશ-ણીનાં ઝારણા ફેંકતો પુર દમામથી બાહેર પડીઓ હતો, ચોથી તરફથી પોંહોચખાંના-ઓમાં ધમાલ ચાલતી હતી, પાંચમી તરફથી શુરતનો, નોશાખરીઓ, ગનહેલીઅનો, બીલી-મોરીઅનો ઇતીઆદી પોત પોતાનાં ગામનાં પાણીની હરીફાઈ બતલાવવા માટે એવી શુરમાં આવી હતી કે ગરબાની તાલીઓથી તથા કોમલ મધુર રાગથી આખી ટેકડીને થનથનાવી નાખી હતી અને પતાલમાંથી પણ એવો અવાજ નીકલતો હતો કે ધન છે જરથોશતી બાણુઓ કે બાણુ ગોશશપ જવા કેઆંનો બાહદુર અબલાનું લોહી હજુર તેઓની રગમાં દોડે છે, છઠી તરફથી દફ શારંગીના અવાજો નીકલતા હતા, શાતમી તરફથી ઘોલીઓએ ગાંમઠી વજનતરેથી દીલખુશ કરીઆં હતાં ઇતીઆદી ઇતીઆદી. ટુંકમાં આ શરવે શન-જોગથી એવો ખુશ રંગ દેખાવ થાઇ પડીઓ હતો કે જેઆએ આ મહીમાં જોએઓ છે તેઓનાં દેમાગમાંથી આ ગુલજાર ચીતાર જલદી ખીશવો મુશકેલ છે.

ચીકલી ગાંમનાં દોખમાંનો તાંનો ઉપર જણાવેલા દીવશે શવારનાં શાત કલાકે પુરવાની કીરીઆ શરૂ થાઇ અગીઆર કલાકને શુમારે શમાપત થાઈ હતી. આ કારીઆનું કાંમ ચલાવવાને નોશારીવાલા દશતુરજી શાહેબ માહી-આરજી કેકોબાદજી આવનાર હતા મગર તેવણને નોશારી ખાતેજ જરૂરીઆતનું કાંમ હોવાથી તેવણનાં ભાઇ દશતુરજી શાહેબ રૂશતમજી કેકોબાદજીએ એ કીરીઆ જશનનું કાંમ ચલાવીઉં હતું. એ જશનની કીરીઆમાં શેઠ દીનશાજી માણેકજી પીતીત, દશતુરજી શાહેબ રૂશતમજી કેકોબાદજી, શેઠ અરદેશર ડોશાભાઇ મુનશી, શેઠ હોરમજજી મરજોરજી કપતાંન, શેઠ દોરાબજી હોરમજજી ગજદર, શેઠ ફરાંમજી બરજોરજી કપતાંન, શેઠ ફરાંમજી ખરશેદજી, ડાકટર કાવશજી હોરમજજી, શેઠ કાવશજી ફરાંમજી શેઠના, શેઠ નાનાભાઇ હોર-મજજી હારડા, શેઠ પાલનજી ખરશેદજી શેઠના, શેઠ કાવશજી નશરવાંનજી કલબવારા, શેઠ ધનજીભાઈ ખરશેદજી શેઠના, શેઠ પેશતનજી શાપુરજી ગજદર, શેઠ દાદાભાઇ દાજીભાઇ ઇતાલીઆ, શેઠ ખરસેદજી શોરાબજી નાદરશા, શેઠ ધનજીભાઇ મનચેરજી શેપર વગેરે મરદ ઓરત મળી શુમારે બે હજાર આશાંમીઓ શામેલ થાએઆં હતાં. આ મેલાવરામાં બા થાંને વધુ ભાગ જરથોશતી બાણુઓ હતી જેઓ પોતાના ખુશનુમાં અને બેરંગી પોશાકોમાં બીરાજીઆ મહીમાને વધારે જેબદાર કરીઓ હતો. આ ખુશાલીભરી બીના છે કે આવાં શવાબનાં અને પુનનાં કામમાં જરથોશતી બાનુઓ ઉલટ-ભેર જીગરથી શાંમેલ થઇ હતી તથા બાંમદાદથી કીરીઆ કરવાની જગીઆએ બીરાજીઓ હતી. જશનનું કાંમ પુરૂં થાવા બાદ તીઆં આવેલા દશતુર મોબેદાને એકેક રૂપીઓ શેઠ દીનશાજી માણેકજી પીટીટ તરફથી વેંહેંચીઆમાં આવીઓ હતો. જેઆર પછી ગાંમેગાંમથી આવેલા આશાંમીઓએ પોતપોતાની ગારીઓમાં શવાર થાઇ ચાલુ થુઆઉં હતું. કીરીઆ પુરી થતાં બેગાં થએલાં મરદ તથા બાનુઓએ ભંડારમાં રૂપાંનાણું તથા તરાંબાંનાણું પોતાની શખતી મુજબ નાંખવા માંડેઉં હતું. આ વખતથી તે શાંહાંજ સુધામાં બનદાર મધે રૂ૦ ૪૭૧) નો અવેજ પડેઓ હોએ એવો શુમાર કાહાડીઆમાં આવીઓ છે.

ચીકલીનાં દખમાંનું બાંધકાંમ પુરૂં કરતાં જેટલી નાણાંની રકમ જોઇએ એટલી રકમ ભરાઇ નથી. જરથોશતી ભાઇઓ જેઓ આ માહા પાએઆ એહેશતનું કાંમ પીછાણે છે તેવોએ જરૂર કરી આ ધરમાઉ કામને પોતાની શખતી મુજબ મદદ કરવી તથા આ નેક આરંભેલું કાંમ ફતેહમંદી શાથ પાર ઉતરે તે ખાતર આ પુનનાં કામમાં શામેલ થાવું. આવાજ હેતુથી જશનનાં કાંમથી ફારેગ થાવા બાદ તીઆં બીરાજેલા જરતોશતી મરદ તથા બાણુંઓ વચે એક લીશટ ફેરવીઆમાં આવીઉં હતું જે મધે રૂ. ૧૧૩૩) ભરાએઆ છે તથા રૂ. ૨૦૩ાા રોકરા આવીઆ છે. આ મધે મુખીઅ

રકમો હેઠલ જણાવીઆ પરમાંણે ભરાઇ છે :—

શેઠ હોરમજજી બરજોરજી કપતાંન—રૂ. ૫૦૦
શેઠ ફરાંમજી તથા દીનશાહજી ભીખા-
જીખાંન—... ... ... ... રૂ. ૧૨૫
શેઠ ખરશેદજી શોરાબજી નાદરશા—રૂ. ૧૦૧
શેઠ નવરોજી નશરવાંનજી ગજદર અ-
શતક શેઠ બેરાંમજી ગજદર— ...રૂ. ૧૦૧

આ પરમાંણે ચીકલી ગાંમનાં દખમાંનો તાંનો પુરવાનું કાંમ ફતેહમંદી શાથ પાર ઉ-તરીઉં છે. આ કીરીઆમાં શામેલ થવાને આવનારા જરથોશતીઓને માટે અછી પરકા-રની મેનીજ કરેલી નજર આવતી હતી. ગા-ડીઓનો ભાવ દર ગાડી દીઠ બાર આંના અશટેશન ઉપરથી ગાંમ શુધી પોંહોચાડવાને ઠેહરીઓ હતો, તેમજ ગાડીઓની પુરતી શં-ખીઆ રાખી હતી. માંદવો કુશાદે બાંધવામાં આવીઆ હતા તથા જોઇએ એટલી ચતાઇઓ પુરી પારીઆમાં આવી હતી. પાંણી નદીમાંથી લાવવાને આખી રાત ગાડાંઓની અલંગાર લાગી હતી. આ પરકારની શરવે તરાંની મન માંગતી મેનીજ કરવામાં શેઠ દોરાબજી હોરમ-જજી ગજદરે મુખીએ મેહેનત લીધી હતી. શેઠ દોરાબજી પોતાનાં જર અને મેહેનતથી આ મુજબ ગામરે રેહેનાર જરતોશતીઓને મદદ કરેચ માટે તેવો ઉપર મોટો ઉપકાર થાએઓ છે.

જરથોશતી ટોલાના માનવંતા અકાબર શેઠ દીનશાજી માંણેકજી પીતીએ આ તાંકણે પોતા-નું બખતાવર કદમ ચીકલી ગામમાં મેલીઉં તેમાં તે ગાંમના તથા આશપાશનાં ગાંમડાંના શંગલી વરણના રેહેવાશીઓનો નશીબો ખુલેલો હમો શમજીઅચ. પુરથવીના ચોખુંદ ભાગમાં જરથોશતીઓની શખાવતનો અવાજ ગુમગમી રહેઓ છે. આ શખાવતનો પોહાર એટલો તો મશુર છે કે આવા શખી નરોનાં આવવાની જેઆરેબી વકી હોએ તીઆરે તે ગામનાં લોકોને મોટો હરખ ઉપજે છે. આ બીનાં શરવે જરથોશતીઓને ખુશી ઉપજાવી-આ વીનાં રેહનાર નથા. શેઠ દીનશાજી તારીખ ૨૮ મી ડીજેમબર અને બેશપતવારને દને બીલીમોરા ખાતે આવી શેઠ ડોશાભાઇ બીલી-મોરીઆના બંગલામાં ઉતારો લીધો હતો. શનીવારને દને શહવારનાં નવ કલાકને શુમારે આ નામવર શેઠ પોતાના રેશાલા શહીત ચીકલી આવવાને બીલીમોરેથી નીકલેલા અ-ગીઆર કલાકે આ ગામ મધે આવી પુગા હતા. ચીકલી ગામના જરથોશતીઓ શેઠ દીનશાજીને એશતેકબાલ લેવાને ગામની શરહદ ઉપર ગીઆ હતા અને તીઆંથી બા આબરૂ શાથ લાવીને નદી આગલનાં મુકાંમમાં ઉતારો આપીઓ હતો. રવીવારને દને આ નામવર શેઠની મુલાકાત લેવા માટે બપોરનાં એક કલાકે આ મુકાંમમાં કચેરી ભરીઆમાં આવી હતી, જે વેલાએ ચીકલી ગાંમના તથા મુંબઇથી ગએલા કેટલાક જરથોશતી ધરશથો તથા એ ગામના મામલતદાર, શીરેશતેદાર, ફોજદાર, દેશાઇઓ વગેરે બીરાજીઆ હતા. અરશપરશ ખેર આફીઅતની ગોફતેગો કરીઆ બાદ ચીકલી ગાંમના મામલતદારે એ શેહેરનાં રેહે-વાશીઓ તરફથી નામવર શેઠ દીનશાજીને કેટલીક અરજ કરી હતી તેમાં મુખીઅ કરી એક દવાખાંણું બંધાવા વીશેની હતી. આ એક અગતની ખુટ હોવાથી તીઆંનાં અને આશપાશનાં ગામવાલાઓને દવાદારૂ વીનાં ઘણીક તરેહની અડચણો નડે છે. બીજી અરજ મીઠાં પાણીના કુવાઓ બંધાવી આપવા વીશેની હતી. વશતી મુજબ કુવાઓની પુરતી શંખીઆ નહી હોવાથી લોકોને પાંણીને વાશને છેક નદી શુધી જાવું પડે છે. આ બંધે અરજો ઉપર ધીઆંન પુગાડી શેઠ દીનશાજીએ એક ડીશ-પેનશરી સારૂં મુકામ બાંધી આપવવાને રૂ. ૪૦૦૦) ની રકમ ખરચવા કબુલ કરીઉં છે તે એ પરકારે કે ડીશપેનશરી ચાલુ રાખવાને ખરચ શરકારે કરવો મીઠાં પાણીની ખુટની બાબદમાં શેઠ દીનશાજીએ પોતાના ખરચથી કુવા બે તથા શેઠ અરદેશર ડોશાભાઇ મુનશીએ કુવો એક તથા શેઠ ફરાં-મજી ભીખાજી ખાંને કુવો એક મલી ચાર કુવા બાંધવાનો હોકમ આપીઓ છે. એજ દને પાછલા પોહોરના ચાર કલાકે શેઠ દીન-શાજી પોતાના રેશાલા શહીત થાના મધે બીરાજીઆ હતા જાંહાં મામલતદારે કચેરી ભરી આ નામવર શેઠને માન આપીઉં હતું. આ વેલાએ ચીકલી ગામનાં મુશલમાંનોના કાજી-એ શેઠ દીનશાજીના આવવાની મુબારકબાદીમાં તથા ચીકલી ગાંમમાં એક ધરમનું કાંમ આ-રંભીઉં તે કાંમ ફતેમંદી શાથ પાર ઉતરે તેની ખુશાલીમાં ફારશી ભાશામાં કેટલીએક બેતો જોરી હતી તે વાંચી સંભલાવી. તીઆર બાદ એક બીજાની મુલાકત કરી કચેરી બર-ખાશત કરી. શેઠ દીનશાજી વલશાડ થઇ શોમાવારે મુંબઇ શીધારેઆ છે.

*_* એ દોખમાંનાં "લાભનો પથર" બેસાડવાની કિઆ તા૦ ૮ મી ડીજેમબર ૧૮૭૨ ને દીને સર્વે જરથોસ્તીઓની હજુ-

રમો કરવામાં આવી હતી. "એક શીશામાં ચાલુ શાલના શીકાઓ તથા ગુજરાતમાં આગલ ચાલતા શીકાઓ ભરી કેટલાંક ગુજરાતી અને ઇંગ્રેજી પતરો સાથ આ પથર હેઠલ મેલીઆમાં આવીઉચ. આ મધે એક રૂપાંની તકતી બનાવી તે ઉપર ઇંગ્રેજી તથા ગુજરાતી શાલનો લેખ કોતરીઆમાં આવીઓચ અને તે આ શીશા શાથ હેઠલ મેલીઆમાં આવીચ."

(જામે જમશેદ, તા૦ ૧૩ મી ડીસેમબર ૧૮૭૨.)

## ઈ૦ સ૦ ૧૮૭૨.

### શીગનપોરની શેઠ માણેકજી રતનજી શીગનપોરીઆવાલી ધર્મશાલા.

તા૦ ૧૭ મી આગશટ ૧૮૭૨.
રોજ ૧ માહ ૧૨ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને સુરતની પાસેનાં શીગનપોર ગામમાં ત્યાંના એક વતની શેઠ માણેકજી રતનજી શીગનપોરીઆએ એ ગામના જરથોસ્તીઓના સરઅવસરના વપડાસને માટે એક ધર્મશાલા બંધાવી ખોલ્લી મુકી હતી.

[એ ધર્મશાલામાં નીચે મુજબની તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદથી
"આએ ધરમશાલા જરથોસતીઓને સારે
"રૂડે વાપરવાને કાજે પારશી માણેકજી
"રતનજી સીગનપોરીઆએ પોતાના ખરચે
"બંધાવી છે. રોજ ૧ લો માહ ૧૨ મો
"શને ૧૨૪૧ એજદેજરદી. તા૦ ૧૭ મી
"આગશટ શને ૧૮૭૨ ઇશવી."
"શેઠે જરથોશતીવોનાં વપરાશ સારૂં બંન-
"ધાવ્યું છે. યજદજરદી શને ૧૨૪૧
"શવંત ૧૯૨૮." ]

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૪૨૧-૪૨૨]

### નવસારીનું શેઠ મેહરવાંનજી માણેકજી શેઠનાવાલું નશાખાંનું.

તા૦ ૬ થી સપટેમબર ૧૮૭૨.
રોજ ૨૧ માહ ૧૨ (શે.) ૧૨૪૧ યજદજરદી

આજ દીને નવસારી મધે શેઠ મેહરવાંનજી માણેકજી શેઠનાએ એક નશાખાંનું બંધાવી ત્યાંની અનજુમનને વાપડવાને સપુરદ કીધું હતું.

[એ નશાખાંનાં ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"પાક દાદાર અહુરમજદની મદદ હોજો.
"આ નશાખાંનું શેઠ મેરવાંનજી માણેકજી

### લખનોરનાં પારસી આરામગાહની જગો આગલનો હોરમજદ બાગ.

તા૦ ૨૬ મી સપટેમબર ૧૮૭૨

લખનોર મધે પારસીઓની સેવટની આરામગાહની જગો આગલ ત્યાંવાલા શેઠ હોરમજજી શાપુરજી બુક-બાંઇડર અથવા કોચ બીલડરે જરથોસ્તીઓના સરઅવસરના વપડાસને માટે એક મકાંન "હોરમજદ બાગ"નાં નામથી બંધાવી ખોલ્લું મુકયું હતું.

"[એ મકાંન ઉપર નીચે મુજબ ઇંગ્રેજીમાં તખ્તી મારેલી છે:—

The Parsi Harmuzd Bagh,
Erected 1872.
By Sate Faramji Shapurji
Coach—Builder.

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૪૨૪]

*** એ મકાનનું છત્ર બીસમાર હાલતમાં હતું તે કાનપોરવાલા શેઠ એહરાંમજી નવરોજજી જવેરીએ ઇ. સ. ૧૯૦૧ માં પાકું બંધાવી આપ્યું હતું, તથા એમાં શેઠ બીલીમોરીઆનાં ધણીઆંનીએ રૂ૦ ૨૭૦૦)ને ખરચે એક ફરતી દેવાલ બંધાવી આપી છે.

## ઈ૦ સ૦ ૧૮૭૩.

### માંડવીની અંજુમનના ઉઘરાતની દરેમેહર.

તા૦ ૨૧ મી મેએ ૧૮૭૩.
રોજ ૩ માહ ૯ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

આજ દીને માંડવી ગામમાં ત્યાંના જરથોસ્તીઓ તેમજ મુંબઈ તથા સુરતની અંજુમનનાં ઉઘરાતથી એક દરેમેહર બંધાવી પરઠાવ્યામાં આવી હતી.

[એ દરેમેહર ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"પાક પરવરદેગારની મદત છે
"શંવત ૧૯૨૯ નાં ફાગણ શુદ ૮ ને
"વાર ગરેઉ રોજ ૧૭ માહ ૬ શને ૧૨૪૨
"અગીઆરીનું કામ શરૂ થઉં છે ને
"વઇશાખ વદ ૧૦ ને વાર બુધ રોજ ૩
"જો માહ ૯ મે પરઠેઉં છે. શરવે
"અંજુમને બંધાવી છે."

એ દરેમેહરનો સર્વે ખરચ ઇ૦ સ૦ ૧૮૯૧ સુધી જરથોસ્તીઓ વચ્ચે ઉઘરાણું કરી ચલાવ્યો હતો. જે બાદ ઇ૦ સ૦ ૧૮૯૧ થી શેઠ નશરવાંનજી માણેકજી પીટીટ અને તેમનાં પછી તેમનાં વીધવા બાઈ દીનબાઇ તરફથી તે ચલાવ્યામાં આવે છે, અને તે માટે બાઇ દીનબાઈએ તા૦ ૨૩ મી મારચ ૧૮૯૮ ને દીને ધી નશરવાંનજી માણેકજી પીટીટ ચારીટી ફંડના તરસ્ટીઓને રૂ ૮૦૦૦) ની સરકારી નોટ સ્વાધીન કીધી છે કે તેનાં બ્યાજમાંથી એનો ખરચ પુરો પાડે.

એની આગમજ હિયાં ઇ૦ સ૦ ૧૮૩૦ માં દોખમું પરઠાયું તેવારેજ એક દરેમેહર પરઠાઇ હતી, પણ તે આગમાં બળી જવાથી પાછી નવેસરથી આ દરેમેહર પરઠાવી હતી.
[ પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૪૪૭. ]

## અલીબાગની શેઠ હીરાજી હોરમજજી બારીઆની ધર્મશાલા.

તા૦ ૬ થી આગશટ ૧૮૭૩.
રોજ ૨૦ માહ ૧૧ (શે૦) ૧૨૪૨ યજદજરદી

મુંબઇની પાસેના કોલાબા જીલ્લામાં અલીબાગ ખાતે જરથોસ્તી મુસાફરોના ઉતારાને માટે શેઠ હીરાજી હોરમજજી બારીઆએ એક ધર્મશાલા બંધાવી આજ દીને ખોલ્લી મુકી હતી.

[ આ ધર્મશાલામાં નીચે મુજબની તખ્તી મારેલી છે :—

"દાદાર હોરમજદની મદદ હોજો.
"આ ધરમશાલા પારશીઓના વપરાસ
"શારૂં હીરાજી હોરમજજી બારીઆએ
"પોતાના મુરબી હોરમજજી માણેકજી
"બારીઆની ઇઆદગારીમાં બંધાવી છે.
"શને ૧૨૪૨ ઇઅજદજરદી. ઇશવી શને
"૧૮૭૩. શવંત ૧૯૨૯."]
[ પારસી પ્રકાશ, દફતર બીજુ સફે. ૪૫૨ ]

## ચોપાતીના ડુંગર ઉપરની શેઠ દીનશાજી માણેકજી પીટીટ તથા મરહુમ શેઠ શોરાબજી વાછાગાંધીના વારસો વાલી શગડીઓ પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૪ થી અકટોબર ૧૮૭૩ ને વાર શનેઉ

જરતોશતીઓને ખબર.

જરતોશતી ફીરકાના શરવે ખાસ વ આમની સેવામાં મોટી નમનતાઇ સાથે અરજ કરવામાં આવેચ કે અમોએ અમારા બેહેશતનશીન મુરબીજી શેઠ માણેકજી નોશરવાંનજી પીટીટનાં પુનને સારૂં ચોપાતીનાં દોખમાંવાલા ડુંગર ઉપર જરતોશતી અનજુમનને વાપરવા સારૂં શગડી બંધાવી તઇઆર કરી છે તેનું જશન રોજ ૧૭ મો સરોશ ઇજદ અને માહા ૧ લો ફરરોખ ફરવરદીન શેહેનશાહી તથા માહા ૨ જો અરદીબેહેશત અમશાશફંદ કદમી શને ૧૨૪૩ એજદેજરદી, તા૦ ૭ મી અકટોબર ૧૮૭૩ ને વાર મંગલ ને દીને શવારનાં કલાક ૮ ને અમલે કરવામાં આવશે. તે વખતે શરવે દશતુરો—મોબેદો—અને બેહદીન શાહેબોએ મેહેરબાંની કરી એ જશનની કીરીઆમાં શામેલ થાઇ શવાબનો હંબેરો હાશેલ કરવો. એજ અરજ.

લા૦ શેવક દીનશા માણેકજી પીટીટ
મુંબઈની તા૦ ૪ થી અકટોબર ૧૮૭૩.

જામે જમશેદ, તા૦ ૮ મી અકટોબર ૧૮૭૩ ને વાર બુધે.

જરતોશતીઓનો મેલાવડો.

આપણી ટાપુના પરખેઆત વેપારી અને શખી તખે જાણીતા અકાબર શાહેબ શેઠ દીનશાહજી માંણેકજી પીટીટે ચોપાટીની ડુંગરવાડી ઉપર પોતાના મરહુમ પીતા શેઠ માણેકજી નશરવાનજીનાં પુનને થકી જે નવી શગડી બંધાવી છે તેનાં જશનની કીરીઆ ગેઇ કાલ દીને કીધામાં આવી હતી. આગમચથી વરનમાન પતરોની મારફતે ખબર આપેઆ પરમાંણે, જરતોશતીઓએ શહવારના શાહડા છ કલાકથી ડુંગર વાડી ઉપર રવાના થાવા માંડીઉં હતું, અને નવ કલાકને અમલે તે નવી શગડીનું મકાંન, તથા તેની આશપાશની જગા જરતોશતીઓની ભીડથી ચીકાર

થાઇ હતી. એ મેલાવડા મધે શગલે વાંધેના જરતોશતીઓની મોટી શંખીઆ શાંમેલ થાઇ હતી. આ શગડીનું મકાંન ઘણુંજ મજબુત, અને રોનકદાર બાંધીઆમાં આવીઉ છે, અને તે તાહાં બનાવેલા શુંદર બગીચાને જેબ આપતું માલમ પડે છે. આ શગડી મધે દાખલ થાતાં ડાબવા હાથ ઉપર એક મોટો હાલ કાહડેલો છે અને જમની બાજુએ એક જુદો ઓરડો કાડીને તેની અંદર આતશ દાદગાહ તખતનશીન કીધામાં આવેલા છે. જશંનની કીરીઆ સંપુરણ કીધા પછે, દશતુર મોબેદોને રૂપાં નાણાંની અશોદાદ આપેઆમાં આવી હતી, અને તે પછે, એ શગડીને લગતા દશતાવેજો અંજુમનની આગલ વાંચી શંભલાવેઆ હતાં. એ દશતાવેજો આવતી કાલ દીને વાંચનારની આગલ મેલેઆમા આવશે.

આ શગડીનાં મકાંનનો દેખાવ ઘણો શુંદર છે, અને તેનાં બાંધકામની ગોઠવણ ઘણી શારી કીધામાં આવેલી છે, જેથી તાંહ બંદેગી કરવા જનારા જરતોશતીઓને ઘણી શગવડ થાઇ પડશે. એ શગડીનું બાંધકાંમ કરનારા કંટરાકટર મોબેદ શાહેબ કાવશજી શોહરાબજી બેદવાર અને તેઓના હાથ નીચેના મીશતરી બાઇ દીનશાહજીને તેઓની શારી મેહેનતની દંઆદગારીમાં શેઠ દીનશાહજી માણેકજી પીટીટે એક એક શાલ આપી હતી.

શેઠ દીનશાહજીએ જરતોશતી અંજુમનને માટે આ ધરમનું જે કાંમ કીધું છે તે વખાંણવા જોગ, અને તારીફ લાએક છે, અને તેટલા માટે જરતોશતીઓની તરફથી હમો તેઓનો ઉપકાર માનીએ છે.

બામે જમશેદ, તા૦ ૯ મી અકટોબર ૧૮૭૩ને

વાર ગરેઉ.

આપણી ટાપુના જાણીતા વેપારી અને જરતોશતી આલમનાં અકાબાર શેઠ દીનશાહજી માણેકજી પીટીટે પારશી પંચાએતની ડુંગરવાડી મધે પોતાના મરહુમ પીતાનાં પુનને વાશતે જે નવી શગડી બાંધી છે, તેનાં જશનની મીજલશમાં જે દશતાવેજો વાંચી સંભલાવીઆમાં આવીઆ હતા તેની નકલ વાંચનારને શાર નીચે પરગટ કરીએચ:—

પાક દાદગર દાદાર હોરમજદની મદદ છે.
અંનજુમંનના શાહેબો—

તમો શાહેબોની શેવામાં કમતરીન શેવક જણાવાની રજા માંગેચ કે પાક પરવરદેગારની કરેમ બખશેશથી આપણાં ટોલાંની વશતીમાં હાલ વધારો થવાનાં શબબને લીધે મોહોટાં જશંનોનાં તથા તેવા બીજા દીવશો ઉપર વાપરવાને કીજે જે શગડીઓ ચોપાતીનાં દોખમાંવાલા ડુંગર ઉપર છે તેમાં દીન ધરમની કીરીઆ કરવા તથા લોકોને બેશી બંદગી કરવાને અગવર પરવા લાગી તેથી બીજી શગડી બાંધવાની જરૂર જાંણી શેવકે અંનજુમંનનાં તરશટી શાહેબોની પરવાંનગી માંગી તે બાંધવા તે શાહેબોએ રજા આપી તેનો આએ જોગવાઇએ તે શાહેબોનો ઉપકાર માનીને તે શગડી હમારા મુરબીજી બેહેશતનશીન શેઠ માણેકજી નશરવાનજીનાં પુનને શારૂ જરથોશતી અંનજુમનનાં ખાશો આંમને વાપરવા કીજે બાંધી છે તેનાં જશંનની કીરીઆ એ મકાંનમાં આજ દીને કરી છે તેમાં તમો શાહેબોએ મેહેરબાંની કરી શાંમેલ થવાની તજદી લીધી છે પથી હું તમારો આભારી થાએઓ છેઉ.

બીજું એ શગડી બાંધવાની બાબદમાં અંનજુમનનાં તરશટી શાહેબો પાશેથી હમો એ પરવાંનગી માંગી તે બાંધવા તે શાહેબોએ રજા આપી તે વીશેનાં તથા એ શગડી બાંધી તઇઆર કરી તે શાહેબોને શવાધીન આપીએચ તેને લગતા દશતાવેજો તમો શાહેબો હજુર વાંચી શંભલાવા રજા માંગુચ—(એ દશતાવેજો પાછલ છાપીઆ છે.)

બીજું તમારી શેવામા જણાવાને રજા માંગુચ જે આએ શગડીમાં જાથુક ચેરાગ રોશન રાખવા તથા એ શગડીને લગતી આતશ દાદગાહની શગડીમાં બીજો એક ચેરાગ રોશન રાખવાનાં તેલનાં તથા આતશ રોશન રાખવાની કાથીનાં ખરચને શારૂ તથા એજ મકાંનની ઘટતી મરાંમત કરવા શારૂ રૂ. ૫૦૦૦) અંકે રૂપીઆ પાંચ હજારની શરકારી નોટ ટકા ૪) ના વીઆજની અંનજુમંનનાં તરશટી શાહેબોનાં શવાધીનમાં આપીએચ તે વીશેનો વધારે ખોલાશો અંનજુમંનનાં તરશટી શાહેબો જોગનો કાગજ વાંચી શંભલાવીઆમાં આવશે તે ઉપરથી થાશે.

બીજું આએ જોગવાઇએ તમો શાહેબોને જણાવાની શેવક રજા માગેચ જે આએ શગડીનુ મકાંન હમોએ બાંધવા શરૂ કરેઆ પછે શેઠો માણેકજી તથા ખરશેદજી શોરાબજી વાછા ગાંધી તથા શેઠ નશરવાંનજી કાવશજી વાછા ગાંધીએ હમોને જણાવીઉંજે જે શગડી તમો બાંધોચ તેને લગતી જમીન પાશે દાદગા તથા ચેરાગ રાખવાની એક જુની નાંખલી

શગડી છે ને જે મધે અનજુમનનાં ખરચથી આતશ તથા ચેરાગ રેશન રાખવામો આવેચ તે મકાંન તેવોનાં વડીલ બેહેશતનશીન શેઠ હીરજીભાઈ વાછાએ બાંધેલુ કેહેવાએ છે વાશતે તેટલો ભાગ અનામત રેવા દેવો પણ તે વીશે હમોએ તે સાહેબોને ખોલાસો કરેઓ જે હાલ મોટી તથા વધતી જતી વશતી પરમાણે જગા ઘણી નાંધની છે તથા અનજુમનને વાપરવાને ઘણી અગવર પરે છે ને એ કરતાં વધારે મોહોટાં મકાનની જરૂર છે તે ઉપરથી તે શાહેબોએ દરખાસ્ત કીધી જે એટલો ભાગ શગડીનો તેવંનના ખરચે બાંધવો. તે દરખાશત હમોએ તેવંનનાં વડીલોની ઇઆદગારી કાએમ રાખવા શારૂ મોટી ખુશી સાથે અનજુમનના ફંડનાં તરશટી શાહેબોની પરવાંનગી મેલવી કબુલ રાખેલી છે, અને તેનાં ખરચનાં રૂપીઆ જે થાએઆ તે મોટી શેરાબજી વાછાગાંધીનાં ઉપર જણાવેલા વારસોએ હમોને મજરે આપેલા છે ને તેટલો ભાગ તેવનનાં વડીલોની ઇઆદગારી રાખવા બાંધેલો છે.—એજ અરજ.

મુંબઇ, રોજ ૧૭ મો માહા ૧લો શેહેનશાહી તથા માહા ૨ જો કદમી શને ૧૨૪૩ ઇઅઝદજરદી-તારીખ ૭ મી અકતોબર શને ૧૮૭૩ ઇશવી.

**લા૦ શેવક દીનશાજી માંણેકજી પીટીટ**

એ પછે શેઠ બરજોરજી રૂસતમજી મોદીએ કહી સંભલાવ્યું કે—

મીજલશનાં શાહેબો—

આપણી અનજુમનનાં માનવંનતા શેઠ દીનશાજી માંણેકજી પીટીટનાં શાહેબજાદા શેઠ ફરામજી દીનશાજી પીટીટે તમોને કેટલાએક ખોલાશા પતરો વાંચી સંભલાવેઆ છે તે ઉપરથી તમો જાણીતા થાઆ છેઓ કે આએ આપણી અનજુમનનાં પવીતર મુકાંમ ઉપર એક પુરાતમ નાંખલી શગડી હતી તે શાન ૧૬૭૦ માં હમારા મુરબી મહરૂમ શોહેરાબજી વાછાગાંધીનાં વડીલ મહરૂમ શેઠ હીરજીભાઇ વાછાગાંધીએ બાંધેલી કેહેવાતી હતી પણ તેને લાંબી મુદત વરશ ૨૦૦) ઉપર થાએઆં છે તે અરશામાં આપણી અનજુમનની શંખીઆ વધી પડેબાથી આએ કુશાદે મુકાંમ આજ રોજે શેઠ દીનશાજી માંણેકજી પાટીટે મુબારક કીધું છે તેથી તમો શાહેબો ખુશી થાએઆ છેવો, પણ એ પુરાતમ શગડીની ઇઆદગારી કાએમ રાખવા શારૂ શેઠ દીનશાજી માંણેકજી પીટીટે તથા આપણી અનજુમનના ફંડના ટરશટી શાહેબોએ જે એલાજો લીધા છે તેથી અને એ કામમાં હમારી ફેમેલી સાથ શેઠ દીનશાજીએ જે દીલશોજી બતાવી છે તેનો ઉપકાર આએ મુબારક ટાંકને માનવાની તમો પાશે પરવાંનગી માગુંચ અને એ પરશંગે આપણા અનજુમનનાં ફંડના ટરશટી શાહેબો જોગ પતર ૧ મરહુમ શોરાબજી વાછાગાંધીના વારશોએ લખી તઇઆર કીધો છે, તે તમારી હજુરમાં વાંચવાની રજા માંગુચ.

"સાહેબો,

"તમો શાહેબોની શેવામાં જણાવાની રજા માગીએ છે જે મુંબઇના ચોપાટીવાલા દુખમાએેાના ડુંગર ઉપર એક નવી શગદી બાંધવા શારૂ શેઠ દીનશાજી માંણેકજી પીટીટે તા૦ ૩૧ મી અકટોબર શને ૧૮૭૧ ને દીને કાગજ લખી તમો શાહેબો પાશે રજા માગી હતી અને તે બાંધવા તમોએ તા૦ ૧૧ મી નવેમબર શને ૧૮૭૧ ને દીને કાગજ લખી પરવાંનગી આપી, તે ઉપરથી હમોએ શેઠ દીનશાજી માંણેકજી પીટીટને ફરમાશ કીધી જે તે શગદી બાંધવા ધારેલી જગાને લગતી પુરાતમ વખતની એક નાખલી શગદી આતશદાદગા તથા ચેરાગ રાખવા શારૂ છે તે હમારા વડીલ બેહેશતનશીન હીરજી વાછાગાંધીએ બાંધેલી કેવાએ છે તે શગદીનું મકાંન હમારા વડીલોની યાદગારી શારૂ કાએમ રાખવું. તે ઉપરથી તેવણે ખોલાશો કરી બલામણ કરી જે હાલના આપણાં જરતોશતી ટોલાની વશતીમો વધારો થાવાના શબબને લીધે મોહટાં મુકાંમની ઘણી જરૂર છે તે ઉપરથી હમોએ તેટલો ભાગ એ પુરાતમ હમારા વડીલોના મુકાંમની યાદગારી રાખવા હમારે ખરચે બાંધવા શારૂ તેવણને એલતેમાશ કરી. તે હમારી ખાએશ બાહેલ રાખવાથી તેટલા ભાગના બાંધવાનો ખરચ હમોએ તેવણને આપયો છે તે મુજબ એ ભાગના મુકાંમ ઉપર તે હમારા વડીલોની યાદગારી કાએમ રાખવા તે સંબંધી ઘટતી તખતી હમારે ખરચે મુકીઆમાં આવશે અને તે મકાન જરતોશતી અનજુમનને વાપરવા દીજે આજદીનથી હમો એ તમારે શવાધીન આપીએ છઇએ તે મેહેરબાની કરીને તમો શાહેબો તમારે શવાધીન લઈ તમારા હસતકમો જરતોશતી ધરમને લાગતાં બીજાં મકાનો છે તેમ રાખવું ને તેની ઘટતી મરામત તથા દેખરેખ રાખવાની તશદી લેવી ને એ મકાંન ઉપર હવે પછે હમારો તથા હમારા વારશ વંશાલોનો કશી પરકારનો દરદાવો નથી.

મુંબઇ, રોજ ૧૭ મો માહા ૧ લો શેનશાહી, માહા ૨ જો કદમી શને ૧૨૪૩

એન્ટીજરદી. તા૦ ૭ મી અકટોબર શને ૧૮૭૩ ઇશવી,

**લા૦ માણેકજી શોહરાબજી વાછાગાંધી.**

**લા૦ ખરશેદજી શોહરાબજી વાછાગાંધી.**

**લા૦ નશરવાનજી કાવશજી રૂશતમજી વાછાગાંધી,**

તે મરહુમ મોદી શોહરાબજી વાછા ગાંધી ના વારશોનો શલાંમ વાંચજોજી.

અંનજુમંનના ફંડના તરશટી શાહેબોની તરફથી શેઠ હીરજીભાઇ હોરમજજી શેઠનાંએ વ ચેલો પતર.

મીજલશનાં શાહેબો—

પાક ખોદાતાલાની મેહેરબાંનગીથી આપણી કોંમની વશતીમાં દનપરદન વધારો થતો જાએ છે તેહેવા વખતમાં દોખમાંવાલા ડુંગર ઉપરની બે શગડીઓનાં મુકાંમો લોકોનાં વપરાશને માટે પુરતાં નહી હોવાથી શેઠ દીનશાજી માણેકજી પીટીટે આએ કોશાદે શગડીનું મુશતકીમ મુકાંમ બાંધીને જરતોશતીઓની એક અગતની ખુટ પુરી પાડીને તેઓને શગવડ કરી આપી છે—તથા એ શગડીમાં આતશ દાદગાહ તથા ચેરાગ રોશન રાખવાના ખરચ શારૂં તથા એ મુકાંમની મરામત કરવા માટે રૂ ૫૦૦૦) ની શરકારી નોટો ટકા ૪) નાં વીઆજની ધરમખાતે આપી છે તેથી જરતોશતી અંનજુમન ઉપર એવણ શાહેબનો ઉપકાર થાએઓ છે અને એવણનાં આએ તારીફ લાયક ધરમનાં કાંમને માટે પંચાએતનાં ફંડનાં તરશટી શાહેબોની તરફથી હમો આએ જોગવાઇએ એવણને મોટી શાબાશી આપીએચ.

બીજુ—આએ શગડીનાં મુકાંમને લગતો એક ભાગ જેમા આતશ દાદગાહ તથા ચેરાગ રોશન રાખવામાં આવે છે તે ભાગનાં બાંધકામનાં ફાલાનાં રૂપીઆ મોદી શોરાબજી વાછાગાંધીના વારેશો શેઠ માણેકજી તથા શેઠ ખરશેદજી શોરાબજી મોદી તથા શેઠ નશરવાંનજી કાવશજી મોદીએ પોતાનાં વડીલોની ઇંઆદગારીને માટે શેઠ દીનશાહજી માણેકજી પીટીટને આપીઆ છે અને એ રીતે એ શાહેબોએ ધરમનુ કાંમ કીધું છે તેથી એ શાહેબોનો ઘટતો ઉપકાર તરશટી શાહેબોની તરફથી હમો અતરે માનીએ છીએ.

*Times of India, Wednesday 8th October 1873.*

*The New Suggree*—Yesterday morning, at about 8 o'clock, a large number of Parsees assembled at the Towers of Silence at the invitation of Mr. Dinshaw Maneckjee Petit to be present at the ceremony of formally opening the new *Suggree*, or the building where the sacred fire is kept. There were about one thousand people present, including Parsees, Mobeds, and a large number of blind and lame men of the community. We also noticed Dustoor Peshutonjee Byramjee Sanjana, Dustoor Jamaspjee Jamaspassana, Messrs. Sorabjee Jamsetjee Jeejeebhoy, Heerjibhoy Hormusjee Sethna, Cursetjee Furdoonjee, Dinshaw and Nusserwanjee Maneckjee Petit, Sorabjee Shapurjee Bengali, Dossabhoy Framjee, Nanabhoy Byramjee Jeejeebhoy, Sorabjee Pestonjee Framjee, Merwanjee Framjee Panday, Homjee Cursetjee Dady, and a large number of representatives of all the well known Parsee families of Bombay. The Jusson ceremony commenced exactly at 8, after which a letter was read by Mr. Framjee Dinshaw Petit, in which the young gentleman, after thanking, on behalf of his father, all those who had taken the trouble to attend, declared the building opened. A loan of Rs. 5000 was then handed over to the trustees for repairs &c. The building was originally built by the late Heerjee Vacha Gandhee, and the new building was substituted for the old by Mr. Dinshaw M. Petit in memory of his late father. Correspondence between the Trustees and Mr. Dinshaw and the descendants

the Vacha Gandhee family were then read. After which Mr. Heerjeebhoy Hormusjee Sethna thanked Mr. Dinshaw Petit on beha of the trustees and the Parsee community. Mr. Dinshaw then distributed alms among the poor and presented shawls to Mr. Kavasjee Sorabjee Bhedwar, the contractor, and Mr. Dinshaw Dorabjee Mistry, the superintendent, after which the ceremony terminated.

*** એ બંધે શગડીઓ ઉપર નીચે મુજબ તખ્તીઓ મારેલી છે :—

"પાક દાદર હોરમંજદની મદદ.
"આએ શગડી શેઠ દીનશાહા માણેકજી
"પીતીતે પોતાના બેહશતનશીન મુરબી
"શેઠ માણેકજી નશરવાંનજી પીતીતનાં
"પુનને સારૂં બંનધાવી જરતોશતી અન-
"જુમનને વાપરવાને આપી છે. રોજ ૧૭
"મો શરોશ ઇજદ માહા ૧ લો ફ્રૂઅરદીન
"શેહનશાહી માહા ૨ જો અરદીબેશત
"કદમી સને ૧૨૪૩ ઇઅજદેજરદી.
"શવંત ૧૯૨૯ આસો વદ ૨ ને વાર ભોમ
"તા૦ ૭ મી અક્ટોબર ૧૮૭૩ ઇસવી."

"પાક દાદર હોરમજદની મદદ છે.
"આએ મુકાંમ ઉપર શને ૧૦૩૯ ઇઅ-
"જદેજરદી ને મુકાબલે ઈશવી શને ૧૬૬૯
"માં મરહુમ મોદી હીરજીભાઇ વાછાગાંધી-
"એ પોતાના ખરચથી એક નાધલી શ-
"ગડી બંધાવેલી કેહેવાતી હતી જે મધે
"અંનજુમનના ખરચથી ચેરાગ તથા
"આતશદાદગાં રાખીઆમાં આવતા હતા.
"પણ હાલને શમે આપણી જરથોશતી
"ટોલાની વશતીમાં વધારો થાઆથી મો-
"હોટાં મકાંનની જરૂર જાંણી અનજુમનનાં
"તરશટી શાહેબોની પરવાંનગી મેલવીને
"તેજ પુરાતમ મુકાંમની જગા ઉપર આએ
"નવી શગડીનો તરીજે બાગ મરહુમ
"મોદી શોરાબજી વાછાગાંધીના વારશો
"માંણેકજી શોરાબજી વાછાગાંધી તથા
"ખરશેદજી શોરાબજી વાછાગાંધી તથા
"નશરવાંનજી કાવશજી રૂશતમજી વાછા
"ગાંધીએ પોતાના વડીલ મોદી હીરજીભાઇ
"વાછાગાંધીની ઇઆદગારી કાએમ રા-
"ખવા શારૂં તેવંનનાં પુનને માટે પોતાના
"ખરચથી બંધાવીને જરથોશતી અનજુ-
"મનને વાપરવા શારૂં આપી છે. રોજ
"૧૭ મો શરોશ ઇઅજદ માહા ૧ લો
"ફ્રરવરદીન શેહનશાહી માહા ૨ જો અ-
"રદીબેશત કદમી શને ૧૨૪૩ ઇઅજદ
"જરદી શવંત ૧૯૨૯ નાં આશોવદ ૨ ને
"વાર ભોમે તા૦ ૭ મી અકટોબર સને
"૧૮૭૩ ઇસવી."

## ઈ૦ સ૦ ૧૮૭૪.

## કરાંચીનાં અનજુમનનાં ઉધરાતનાં દાખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૫ મી ડીસેમબર
૧૮૭૩ ને વાર શોમે
કરાંચીનાં નવાં દોખમાંનો તાંનો
પુરવાની ક્રીરીઆ.

કરાંચી ખાતે નવાં દોખમાંનો તાંનો પુરવાની ક્રીરીઆ રોજ ૧૩ મો તીર શેહનશાહી સને ૧૨૪૩ ને દીને કરવામાં આવશે. એને લગતું એક શરક્યુલર એ દોખમાંના જાઇનટ શેક્રેતરીઓએ હમારા ઉપર પરગટ કરવા મોકલીઉંચ જેની જગા મોટી ખુશી સાથ નીચે કરીએછ:—

શ્રી મુંબઇ, શુરત તથા દેશાવર ખાતેનાં શરવે જરતોશતીઓને અતરેથી ખબર આપવામો આવેચ કે શ્રી કરાંચીના નવાં દોખમાંનો તાંનો પુરવાની ક્રીરીઆ રોજ ૧૩ મો તીર માહા ૪ થો તીર શેહેનશાહી તથા માહા ૫ મો અમરદાદ કદમી શને ૧૨૪૩ ઇઅજદજરદી તથા તા૦ ૧ લી જાનેવારી શને ૧૮૭૪ ને ગુરૂને દીને કરવામો આવશે. દેશાવર ખાતાંનાં શરવે જરતોશતી શાહેબોને જેઓથી અતરે આવવાને બની આવે, તેઓને ઘણી નમનતાઇ શાથે અરજ કરીએચ કે એ ધરમનાં નેક કાંમની ક્રીરીઆમાં શામેલ થવાથી અતરેની જરતોશતી અનજુમન પર ભારે ઉપકાર થાશે. તથા શવાબનો હંમેશ હાંશલ થાશે.

આએ તકે શ્રી મુંબઇ શુરત તથા દેશાવર ખાતાંના શરવે શખી વજુદનાં જરતોશતી શાહેબોને અરજ કરવામો આવેચ કે એ નવાં દોખમાંનાં ફંડમાં (જે હજુર પુરતું નથી) નાણુંની મદદ કરવી; જેથી એ ધારેલું નેક કાંમ પાર પડે.

લા૦ તમારા શેવકો
અરદેશર ખરશેદજી રાજકોટવાલા
તથા જમશેદજી ફ્રરાંમજી

નવાં દોખમાંનાં ફંડનાં જાંઇનટ શેક્રેટરીઓ કરાંચી, તા૦ ૨૭ મી નવેમબર શને ૧૮૭૩.

રાસ્ત ગોફતાર, તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૭૪ ને વાર રવેઉ.

**કરાંચીમાં દખમાંનો તાંણો પુરવાની કીરીઆ**—કરાંચીમાં આ કીરીઆ ચાલતા માસની તા૦ ૧ લીએ થાઇ હતી જે વેલા કરાંચીની સઘલી પારસીની વસતી તેમાં સ્ત્રીઓ તથા છોકરાં સઘલાં ભેગાં થયાં હતાં. કીરીઆ થાઇ રેહવા પછી બાઇ વીરબાઇજી નીશાલના માસટર મી૦ જમશેદજી ફરાંમજીએ એક ભાશાણ કરી કેટલાક માતબર ઘરહસથો ઠેલી ખોલતા નથી તે બાબે સખત ટીકા કીધા. સઘલું પુરું થવા પછી ફંડમાંથી તઇઆર કરેલાં ખાનાં ઉપર સઘલાઓ બીરાજયા હતા. આ દોખમાં ઉપર રૂ. ૫૦૦૦૦)નો ખરચ થાશે જેમાંથી આશરે ૨૦ હજાર રૂપીઆ કરાંચીમાં ભરાયા છે.

*Times of India, Friday, 9th January 1874.*

The ceremony of laying the foundation stone of the new Tower of Silence took place on Thursday morning, the 1st instant, near the site of the present one. Nearly the whole of the Parsees in Kurrachee, with a large sprinkling of Parsee ladies and their children were present on the occasion. After the recital of the usual prayers, Mr. Jamsetjee Framjee, the master of the Parsee Verbaijee school, addressed the congregation on the subject of the new sepulchre, and, in the course of his stirring oration, made some rather unpleasant observations anent the want of liberality on the part of some of the Parsee gentlemen who were blessed with riches. Their contributions were ridiculously small in proportion to the wealth they possessed. Of course, those to whom the bitter remark applied did not quite relish the compliment paid them. On the conclusion of the ceremony, the assembly set down to a good dinner, provided by general subscription. The cost of the new Tower will be about Rs. 50,000, two-fifths of which have been subscribed for in Kurrachee. We believe that about Rs. 225 in small sums were contributed by those who were present at the ceremony to be applied to the Tower of Silence fund. We must not omit to mention the admirable arrangements made by Mr. Manockjee Framjee Colabawala, for the due performance of the ceremony; the thanks of the Parsee community are due to him for the same.—*Sindian, January, 3.*

**ચીકલી ગામનું અંજુમનના ઉધરાતનું દોખમું પરહાયાનો અહેવાલ.**

જામે જમશેદ, તા૦ ૧૨ મી ફેબરવારી ૧૮૭૪ ને વાર ગરેઉ.

ચીકલી ગાંમનું દોખમું ઇજનવા માટેની જાહેર ખબર.

જરથોશતી શીરકાનાં શરવે ખાશ વ આંમને નમંનતાઇ સાથે જાહેર કરવામો આવેચ જે જરથોશતી અનજુમન તરફથી હમારે હશતક ચીકલી ગાંમમાં દોખમું બાંધવામો આવીઉં છે તે ઇજાવા શારૂં જશનની કીરીઆ રોજ. ૧૩ મો તેશતર તીર ઇજદ માહા ૬ ઠો શહરેવર અમશાશપંદ શેહેનશાહી તથા માહા ૭ મો મેહેર ઇજદ કદમી શને ૧૨૪૩ ઇઅજ-દેજરદી, તારીખ ૨ જી મારચ શને ૧૮૭૪ અંગરેજી ને વાર શોમેને દીને શહવારનાં કલાક ૯ ને અમલે કરવામો આવશે તે કીરી-આમો શામેલ થાઇ શવાબનો હંમબેરો હાંશલ કરવો. એજ વીનંતી.

**શેવક દીનશાજી માંણેકજી પીતીત.**
**શેવક દોરાબજી હોરમજી ગજધર.**

જરથોશ્તી ટોલાનાં ખાશ વ આંમને ખબર.

ચીકલી ગાંમતું દોખમું ઇજનવાનાં દીવસો ઉપર તે ગાંમમો ઉતારો લેવા સારૂં માદવે બંનચાવેઆ છે તથા વાપરવા જાજરે પાં ણીન તજવીજ રાખી છે તથા ખાધ ખોરાકી વેચવા શારૂં દુકાંનો તથા પોહોંચખાનાંવો મનદાવવા

બંનદોબશત કરેઓ છે—તથા બીલીમોરેથી એ ગાંમ જવા ભારેની ગારીઓ પણ મલી શકશે.

**શેવક દોરાબજી હોરમજી ગજધર.**

જામે જમશેદ, તા૦ ૬ થી મારચ ૧૮૭૪
ને વાર શુક્રર.

ચીકલીનું દોખમું ઇજાવાનો કીરીઆનો હેવાલ.
(જામે જમશેદના ખાસ આડતીઆએ મોકલેલો)

ચીકલી, તા૦ ૨ જી મારચ ૧૮૭૪

ગઇ કાલે એક ઇશપેશીઅલ મુમબઇથી તથા બીજી ઇશપેશીઅલ તરેન ભરૂચ તરફથી જરતોશતીઓને લઇ બીલીમોરે આવી હતી, એ બંધે તરેનો મલી સુમારે બે હજાર જરથોશતીઓ આવીયા હતા. મુમબઇની ઇશપેશીઅલ તરેન પેહલી આવવાથી તે મધે આવેલા જરથોશતીઓને ચીકલી જવા ગાડીઓ ભાડે મલી હતી પણ તે ગાડીઓ પાછી બીલીમોરે મોકલવાની અથવા બીજી ગાડીઓ તઇયાર રાખવાની બરોબર મેનોજ નહી થવાથી ભરૂચથી ઇશપેશીઅલ તરેન આવી તેમાંના ઘણાઓને પગ રશતે ચાલીને ચીકલી જવું પડીઉં હતું જેથી ભારે કકલાત થઇ રહેઓ હતો. ચીકલીમાં માંદવાઓ તથા ખાવાપીવાની મેનીજ શારી ગોઠવણથી કરી હતી તે છતાં માંદવાઓમાં જગીઆ નહી મલવાથી કેટલાએકોને ખુલ્લાં મેદાનમાં પડી રહેવું પડીઉં હતું.

દુખમું ઇજાવાની કીરીઆ તથા જશન આજ શહવારે ૧૦ કલાકે પુરૂં થાવા બાદ શેઠ દીનશાજી માણેકજી પીટીએ અનજુમન રૂબરૂમા એક કાગજ વાંચી શંભલાવેઓ તેમાં દુખમુ ઇજાવાની કીરીઆનાં જશનમાં જે જરથોશતી શાહેબો ચીકલીમા આવેઆ તેવોનો તથા મી૦ દોરાબજી ગજધર જેવોએ કે મજકુર દુખમુ બાંધવાની મેનેજ કરવામાં તથા હુધરાનુ કરાવવામાં અથાગ મેહેનત લીધેલી તેવોનો તથા એ મજકુર દુખમુ અનજુમનનાં ઉધરાનાથી બંધાએઉ છે તે ઉધરાંનાની ટીપમાં નાણાંની મદદ કરનારાઓનો ઉપકાર માનવા બાદ હેવી શોચનાં કરી હતી કે એ મજકુર દુખમુ બંધાવવાનાં ઉઘરાંણાની ટીપમાં રૂ. ૯૦૦૦ ભરાએઆ છે અને તેના વેઆજનાં રૂ ૧૦૦૦ ઉપજેઆ છે તે મલી રૂપીઆ દશ હજાર થએઆ છે અને એ દુખમુ તઇયાર કરાવતાં રૂપીઆ બાર હજારનો ખરચ થએઓ છે. જેથી રૂ ૨૦૦૦)ની હજી ખુટ છે તે જરથોશતી અનજુમને પુરા કરી આપવી જોઇએ. તાર બાદ મી૦ દોરાબજી ગજધરે એક લામબો કાગજ મીજલશમાં ધ્રુજતી જુબાનથી વાંચી શંભલાવેઓ તેમાં પરથમ ચીકલી ગામમાં દુખમુ નહી હોવાથી ચીકલી તથા આસપાસનાં બીજા ગાંમોનાં જરથોશતીઓને ભારે શંકત અને દુખ ખમવું પડતું હતું તે લમબાનથી વાંચી શંભલાવેઆં તથા એક બે ઘણાજ કમકમાતભરેલા દાખલાઓ જાહેર કરીઆ બાદ એ દુખમું બંધાવવાની બાબતમાં નેકનામ શેઠ દીનશાજી માણેકજી પીટીટ જે પોતાનાં હમેશાની શખાવત ભરેલાં દીલથી મોહોટી મદદ કરેલી તેવોની વાજબી રીતે વખાણ કરી હતી તથા તેવોનો તથા નવશારીના દશતુરજી શાહેબ જેવોએ કે એ દુખમુ બંધાવાની બાબતમાં આગલથી મદદ કરેલી તેવોનો તથા જે જરથોશતી શાહેબોએ ઉઘરાણાની ટીપમાં નાણું ભરેલું તેવોનો તથા જરથોશતી અનજુમન જે આજ રોજે ભેગી થઇ તેવોનો ઉપકાર માનેઓ હતો, તારબાદ ચીકલીની જરથોશતી અનજુમન તરફથી રૂશતમજી જામાશજી નામના મોબેદે એક કાગજ મીજલશમાં વાંચી શંભલાવેઓ હતો તેમાં મી૦ દોરાબજી ગજધર તથા તેવોના ભાઇએ પોતાના ખરચથી ચીકલી ગામમાં એક અગીઆરી બંધાવી આપી તથા દુખમાની આગલ એક શગરી તથા નશાખાનુ બંધાવી આપીઉં, તથા એ દુખમુ બાંધવાની મેનીજ શારી રીતે કરી હતી તે માટે એ બેઉ ભાઇઓનો તથા નેક નામ શેઠ દીનશાજી પીટીટ શાહેબનો ઉપકાર માનીઓ હતો. તારબાદ અતાઆર સુધી ચીકલીની જરથોશતી અનજુમનને માથે કોઇ તરશટીઓ નહી હોવાથી મજકુર ગામનાં ચાર ઘરશથોને તરશટીઓ નેમવામાં આવેઆ છે જેવો કે, એ દુખમુ તથા અગીયારી વીગેરેનો વહીવત ચલાવશે. તારબાદ ચીકલીની જરથોશતી અનજુમનના તરફથી એક શીઆલ નવશારીના દશતુરજી શાહેબને તથા એક શીઆલ શેઠ દીનશાજી પીતીત શાહેબને તથા એક શીઆલ મી૦ દોરાબજી ગજધરને આપવામાં આવી હતી. તારબાદ નેકનામ શેઠ દીનશાજી પીતીતે પોતાના તરફથી એક શીઆલ મી૦ દોરાબજી ગજધરને અરપણ કરી હતી જે પછી મીજલશ બરખાશત થઇ.

*** એ દોખમું તથા તેને લગતી શગડી પર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"પાક દાદાર હોરમજદનો મદદ છે.
"આએ દોખમું તા૦ શગડી ચીખલી ગાંમનાં
"તા૦ તેની આસપાસનાં તથા બીજા જર-
"થોશતીઓને વાપરવાને કાજે જરથોશતી

"ટાલામાંના દીનશાજી માણેકજી પીટીટ તથા
"ફ્રરાંમજી તથા દોરાબજી હોરમજજી ગજદર
"હસતક ઉગરાંતું કરી ફ્રરાંમજી તથા દો-
"રાબજી હોરમજજી ગજદરે માંથે લેઇ બાંધી
"ઉ છે. રોજ ૧૩ મો તીર ઇજદ માહ ૬ થો
"સરેવર અમશાશપંદ સને ૧૨૪૩ ઈઅજદે
"જરદી.૧૮૭૪ ઇસવી તા૦ ૨ મારચ. ૧૯૩૦
"વીકરમાજીત ફાગન શુદ ૧૪ વાર શોમે."

## ચીકલી ગામની શેઠો ફ્રરાંમજી તથા દોરાબજી હોરમજજી ગજદરવાલી દરેમેહર.

તા૦ ૬ ઠી મારચ ૧૮૭૪.
રોજ ૧૭ માહ ૬ (શે.) ૧૨૪૩ યજદજરદી.

બીલીમોરાની પાસે આવેલાં ચીકલી ગામમાં આજ દીને શેઠો ફ્રરાંમજી તથા દોરાબજી હોરમજજી ગજદરે પોતાનાં માતાજી મરહુમ બાઈ નાલીબાઇ તે મરહુમ શેઠ હોરમજજી કુવરજી ગજધરનાં વીધવાનાં પુનને માટે એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"પાક દાદાર હોરમજદની મદદ છે.
"આ અગીઆરી ચીખલી કસબાના તથા
"બીજાં પાડોસનાં ગામોના રહેનાર જર-
"થોશતી લોકોનાં ધરંમનાં કાંમની કીઆ
"કરવાને સારૂં બાઇ નાલીબાઈ તે ભીખાજી
"નવરોજજી ઇટાલીઆની દીકરીનાં પુનને
"સારૂં તેમના પુત્રો પારશી ફ્રરાંમજી તથા
"દોરાબજી હોરમજજી ગજદરે પોતાનાં
"ખરચથી બંનધાવી છે. સને ૧૨૪૩
"ઇઅદેજરદી. ૧૮૭૪ ઇસવી. રોજ ૧૭
"માહ ૬."]

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૪૮૧]

## મુંબઇની મરીનલાઇનસની શેઠ જમશેદજી દાદાભાઇ આમરીઆવાલી દરેમેહર.

આમે જમશેદ, તા૦ ૧૭ મી નવેમબર ૧૮૭૪ ને વાર ભોમે.

ખબર.

શરવે જરથોશતી સાહેબોને શેવક નમનતાઇથી અરજ કરે છે જે હમારો દરેમેહર દરીઆ કીનારા આગલ મરીન લાઇનશનાં ઇશટેશનની શાંમે બાંધવામો આવેલી છે તેની આજ રોજે જશનની કીરીઆમો શવારના ૯) નવ કલાકે શરવે હમદીન સાહેબોને મેરબાંની કરી શામેલ થાવુંજી. રોજ ૨૮ મો જમીઆદ ઇજદ માહ ૨ જો શેનશાઇ માહ ૩ જો કદીમી શને ૧૨૪૪ ઇઅજદજરદી. તા૦ ૧૭ મી નવેમબર ૧૮૭૪ ને વાર ભોમે.

## લા૦ શેવક જમશેદજી દાદાભાઇ આમરીઆની દુવા શલાંમ વાંચજો.

*** એ દરેમેહરમાં માલપર જવાના દાદરની હેઠે નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદત.
"આએ દરેમેહરનું મકાંન ખોદાની બખ-
"શેશથી પા૦ જમશેદજી દાદાભાઈ આમ-
"રીઆ અથવા સોડાવાટરવાલાએ પોતાને
"ખરચે બંધાવીને રોજ ૨૮ મો માહ ૨
"જો શેહનશાહી શને ૧૨૪૪ ઇઅજદજરદી
"તા૦ ૧૭ મી નવેમબર ૧૮૭૪ ને દીને
"ઇજાવીને કુલ જરતોશતી અંજુમનને
"ચોકસ કાયેદાઓ પરમાણે વાપરવાને
"ધરમખાતે આપીને ઉપલે દીને ખોલું
"મુકીઉં છે અને એ દરેમેહરના ખરચને
"માટે આએ મુકામની પડોસમાંનું મજકુર
"પા૦ જમશેદજીનું પોતાનું બંધાવેલું
"ઘર ૧) ઉપલે દીનેથી જુદું કાહાડીઉં છે
"જેનાં ભાડાં મધેથી એ ઘેરની ફરજંદારી
"તથા છાપા વીગેરેનો બીજો જરૂર જોગ
"ખરચ બાદ કરીને બાકીના રૂપીઆ રેહે
"તે મધેથી આએ મુકામનાં રીપેરકામ
"તથા ફરજંદારી તથા તેલ કાડી વીગેરેનો
"ખરચ કરવો—એ દરેમેહરનો સઘલો
"વહીવટ મજકુર પા૦ જમશેદજી દાદાભાઇ
"પોતાની હયવાતી સુધી મુતવલી તથા
"મેનેજીંગ તરશટી તરીકે ચલાવે શહી અને
"તીયાર પછે તેવોએ મુકરર કીધેલા
"તરશટીઓ તરશટદીડની સરતો પરમાણે
"ચલાવે શહી."

*** એ દરેમેહર મધે તા૦ ૯ થી અકટોબર ૧૮૮૪ને દીને મજકુર શેઠ જમશેદજી એજ આતશ આદરાંન પરઠાવ્યા હતા.

## ઇ૦ સ૦ ૧૮૭૫.

## કુરાંચીની મરહુમ શેઠ હીરજીભાઇ જમશેદજી બેહરાનાની દરેમેહર ફરી પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૩ મી મેએ ૧૮૭૫ ને વાર ગરેઉ.

**કુરાંચી ખાતે એક અગીઆરી ઉગાડવાની કીરીઆ**—ગએઆ માસની તા૦ ૨૭ મીને દીને કુરાંચી ખાતે શદર બજારમાં મી૦ હીરજીભાઇ જમશેદજી બેહરાનાની બંધાએલી અગીઆરી ઉઘાડવાની કીરીઆ થઇ હતી. તરશટીઓનાં નોતરાંને માન આપી જશનમાં પારશીઓની મોટી સંખીઆ આવી હતી. ૯ વાગતામાં લોકોની ઠઠથી અગીઆરી ભરાઇ ગઇ હતી. જશનનું કામ દશતુર દીનશાદારૂએ શરૂ કરીઉં હતું. જશનનું કામ પુરૂં થએઆ પછે સભાપતીની ખુરશીએ મી૦ બેરાંમજી મેરવાંનજી કોટવાલ બીરાજીઆ હતા. એ પછે તરશટીઓનો રીપોરટ મી૦ જમશેદજીએ વાંચીઓ હતો, જે ઉપરથી જણાએઉં હતું કે આ અગીઆરી પારશી પનચાએતનાં સવાધાનમાં આપી હતી, અને તેના ખરચને માટે તરણ અથવા ચાર ઇમારત આપી હતી. અને અગીઆરીને તેના બાંધનારનું નામ આપીઉં હતું. અગીઆરીની ઇમારત ઉપર રૂપીઆ ૧૨૦૦૦ અને જગા ઉપર રૂ. ૩૦૦૦ બેઠા હતા. અગીઆરીની ઇમારત ઘણી સારી હતી અને હાલને શારી રીતે શનગારીઓ હતો. અગીઆરીને બરનો કેટલોએક શામન મી૦ જમશેદજી રૂશતમજી નામના દુકાનદારની ધણીઆંનીએ ભેટ કરીઓ હતો, એક શંગેમરમરનો રૂ. ૧૫૦ ની કીમતનો કડકો મી૦ હોરમજી દાદાભાઇ ઘડીઆલીએ ભેટ કીધો હતો અને બાહારની દેવાલ અને દરવાજો બાંધવાનો ખરચ મી૦ હોરમજી શેરાબજી કોહારીએ કરવા જણાવીઉં હતું. આતશની બાબદ ઉપર શકુર બાશતર મી૦ જમશેદજી ફરાંમજીએ એક બાશાન કરીઉં હતું અને તે બાદ છોકરીઓએ ખુશ સરોદથી ગરબો ગાએઓ હતો. પેહલા પોહોરે જશન ખલાશ થાએઉં હતું.

**એ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

"શ્રી કુરાંચી મધે.

"શેઠ હીરજીભાઇ જમશેદજી બેહરાનાએ
"સને ૧૨૧૮ યજદેઝરદીનાં સાલમાં આ-
"તશ આદરાંન બંધાવયું હતું તેને આજ
"દીને વરસ શતાવંશમું બેઠું છે.

"એ દરેમેહર જુની થવાથી એ શેઠના
"બેહશતનશીન થવા પછે તેવણુનાં વશી-
"એત પ્રમાણે એ શેઠની વીધવા બાઇ
"મેહેરબાઇએ આ નવી દરેમેહેર તથા
"એના ચાલુ ખરચને માટે કેટલીએક
"મીલકતો પાંચ તરસટીઓના સવાધીનમાં
"આપીને આજ દીને આતશઆદરાંન
"સાહેબને ફરીથી પરેઠીને આ નવાં મકાનમાં
"તખતનશીન કરી પારસી અનજુમનને
"અરપણ કીધી છે.

"રોજ ૯ મો આદર માહા ૮ મો આવાં
"શેહનશાહી માહા ૯ મો કદમી સને
"૧૨૪૪ યજદેઝરદી. તા૦ ૨૭ મા એપરેલ
"સને ૧૮૭૫ ઇશવી."

"A. D. 1875."

## રાજકોટનીં અંજુમનના ઉધરાતનીં દરેમેહેર પરઠાએઆનો અહેવાલ.

રાસ્ત ગોફતાર, તા૦ ૬ થી જુન ૧૮૭૫ ને વાર રવેઉ.

રાજકોટમાં જરથોશતીઓના એક આતશકદેહનું સ્થાપન થાપું.

(રાસ્ત ગોફતારને માટે રાજકોટથી લખાઇ આવેલું.)

આ રાજકોટ કાંપમાં જરથોશતીઓનાં વીસ ઘેર છે. આ ઠેકાંણે સદરહુ મકાનની ખુટને લીધે આંહીના ગરીબ જરથોશતીઓએ પોતાનાં બાલકોને શદરો પેહેરાવવા તથા લગન કરવા સંબંધીમાં ઘણીજ તરાંહની હરકત પોંહચતાં ખરચ ખાઇ શુરત, મુંબઈ શુધી જવું પડતું હતું તે ખુટ અહીઆંનાજ જરથોશતીઓએ પોતાના માંહોમાંહે એક ફંડ ઉભું કરી આ જરૂરીઆત પવીતર કેબલાની ખુટ ઘણે વરશે પુરી પાડી છે. આ ફંડમાં આસરે રૂ. ૧૮૦૦) નું ભરણું થયું હતું તે સાંભલવા મેલે ઘણીજ થોડી મદદ મુંબઇના શેઠીઆઓ તરફથી આવાં અગતનાં ધરમનાં કામમાં મલી આવી છે જે જોતાં આસરે રૂ. ૨૫૦૦) સુધીનો જમાવ આ ફંડમાં થયો છે તેમ તેથી જાદે આસરે તરણશો ચારશો ઉપરનો ખરચ

થયો છે, એટલે સરવે મલી આસરે અઠાવીસ, ઓગણતીશશે રૂપીઆનો આ પવીતર મકાન ઉપર ખરચ થઇ ચુકો છે. આ પવીતર મકાન તઇઆર કરાવવામા આંહીના શેઠ માણેકજી પેશતનજી (દનરી)એ ઘણીજ મેહેનત તથા રંજ પોતા ઉપર ખેંચા લઇ બનતાં સુધી જલદીથી તઇઆર કરાવવું છે.

આ પવીતર કેબલામાં પધરાવવા સારૂ આતશ દેહ શુરત વેરથી આંહીના મોબેદ બરજોરદાર (એ૦ બરજોરજી ખરશેદજી ચાવાશીઆ)ને પગ રસ્તે મોકલી મંગાવવામાં આવયા હતા. બાદ મકાંન તઇઆર થવેથી આજ રોજે સરવે જરથોશતી સાહેબોની અનજુમન ભરી તે પાક પરવરદેગારની દરગાહમાં શુકરગુજારી ઘણી ધામધુમની સાથે આ પારસીઓના ઝલકતા નુરની પધરામણી તેમના હમેશાંના પવીતર જગયામાં કાયમ કરવામાં આવી હતી. અનજુમનમાં આશરે પચાસેક જરથોશતીઓ ભેગા થયા હતા, તેમાં કેટલાએક ગરહસથો ઘણા દુર વેરથી આવી કડકતી ધુપમાં રંજ ખેંચી આ કારણશર પધારયા હતા. આંહીના કમીશરીએટ એજંટ મી૦ નવરોજજી નશરવાંનજીએ અહીંઆંની સાતમી રેજીમેંટનું બેંડ જે કે તેના કમાડીંગ સાહેબે ઘણી ખુશીના સાથે આવા અવશય ઉપર આપવા કબુલ કીધું હતું તે લાવી હાજર રાખયુ હતું જે પાતાના હમેશાંના મધુર રાગે સરવે ભેગા થયેલા લોકોનાં દીલખુશ કરી રહયું હતું, તથા એક તરફ કયાંની જુહુનડો જે આ ખાસ કારણને વાસતે નવો બનાવવામાં આવયો હતો તે પવનના ઝપાટાનીં અંદર થરથરાટ કરી પોતાનાં સુરજરૂપી કીરણોના તેજથી ઝલેહ પમાડી રહયુ હતું. બુચાલફંગાઓનો આ પવીતર મકાંનની આસપાસ અટકાવ કરવા સારૂં પોલીસનો બંદોબસત અહીઆંના ધુંધી માજીસટરેટ મી૦ ધનજીશાહ હોરમસજી (કરાકા) તરફથી કરવામાં આવયો હતો, તથા એક મોતીનું ભરેલું શુશોભીત તોરણ પાતાના 'બેમુલા' લટકણીઆ સાથે આ ધુંધી માજીસટરેટ તરફથી આ મકાનને ભેટ કરવામાં આવ્યું હતું.

ધરમ સંબંધી કીરીઆ સહવારનાં સાત કલાકથી શરૂ થાતાં દશ વાગા શુધીમાં આખર થઇ રહી હતી. બાદ અંજુમન તરફથી મી૦ ધનજીશાહ હોરમશજીએ એક અછી શાલ અહીંના મોબેદ બરજોરદારને પેહેરાવી હતી તથા બીજા ઓબેદોને થોડી થોડી આશીદાદ આપવામાં આવી હતી. આ તરફના પરખયાત પલીડર મી૦ કુંવરજી કોયાજીએ પોતા તરફથી ચીનાઇ મોટું અફરગાંનીઉ તથા ચમચો, ચીપીઓ વીગરે પોતાના બેહેશતી ભાઇ શાપુરજી કોયાજીનાં નામે ભેટ કીધું હતું બાદ એક શબસકરીપશના લીસટ ફેરવી આ પવીતર કેબલાનો હમેશાંનો ચાલુ ખરચ પુરો પાડવા સારૂં દર મહીનાનું ઉઘરાંણું કરવામાં આવ્યું હતું જેમાં આસરે રૂ. ૨૨)ની ચાલુ મહીનાની રકમની ટીપો ભરાઇ હતી. આ સરવે ખલાસ થઇ રહયા બાદ મોબેદ બરજોરદારૂએ સરવે ગરહસથોનો ઉપકાર માની બેંડની સલામતી સાથે તથા પાક પરવરદેગાર આ પવીતર કેબલાને દુશમનોના પંજામાંથી બચાવી રાખી સલાંમત રાખયાના ખુશીના પુકારો સાથ અંનજુમન ઉઠીને શેઠ નવરોજજી નશરવાંનજી કમેશરીવાલાને તાંહાં ગઇ હતી. જાંહાં એ સખી દીલ ગરહસથના ભાણેજ નાનાભાઇનાં લગન આવતી કાલે ઘણી ધામધુમની સાથે આ તરફ પેહલવેહલાં થનાર છે. તાંહાં જઇ પાનસોપારી લઇ ઘણી ખુશીના સાથે બરખાશત થાઇ હતી. ખોદાએતાલા એ જોડાને હમેશાં કાયમ રાખે તથા ખુશી ખુશાલીમો પોતાના દીવશ ગુજરે. આમીન—આમીન—આમાન. તા૦ ૨૧ મા મેએ ૧૮૭૫ વાર શુકર રોજ ૩ જે માહ ૯ મા શાલ ૧૨૪૪ યજદેજરદી. રાજકોટ.

લા૦ એક જરથોશતી.

## નવસારીનાં દોખમાંપર જવાનો શેઠ હોરમજજી બરજોરજી કપટાંને બંધાવેલો પૂલ ખોલ્લો મેલાએઆનો અહેવાલ.

જામે જમશેદ તા૦ ૨ જી જુન ૧૮૭૫ ને વાર બુધે.

નોશારી, તા૦ ૨૯ મી મેએ ૧૮૭૫.

અતરેનાં દોખમાં તરફ જવાના પુલને ખુલલો મુકવાનીં કીરીઆ જે આજ દીને થઇ છે તેને લગતો ટુક હેવાલ આપમને જાણુને માટે અતરે આપું છું.

આજ દીને શેઠ હોરમશજી બરજોરજી કપતાંને પુલને ખુલ્લો મુકવા શારૂં ખરશેદવારીમાં એક જશન કીધું હતું. જશનને લગતાં તેમજ મરદ ઓરતોનાં ગામનાં જમનશરાને લગતાં એજણો આજ દીને શહવારનાં થાએઆં હતાં. મરદ ઓરતોનું ગાંમનું ખાવાનું આજ દીને રાતનાં ખુરશેદવારીમાં થનાર છે. એની અગાઉ આજ દીને શહવારનાં જશનની

પવીતર કીરીઆ કીધી હતી. શહવારનાં કલાક આઠને શુમારેથી લોકો જશનમાં શાંમેલ થવા લાગ્યું. લોકોના સંખીઆ પાંનશોથી વધુ હતી. આવી મોટી ગંજાવર મીજલશ શાદીને લગતાં કાંમમાં અતરે કોઇ વખત મલી નહીં હોએ એવું હું ધારૂં છું. જશનની કીરીઆ દશતુર શાહેબ રૂશતમજી કેકોબાદજીએ કલાક પોનાનવને શુમારે શરૂ કાધી હતી. જશનને લગતી ક્રીરીઆ થવા બાદ શેઠ હોરમજજી બરજોરજી કપતાંનની તરફથી એરવદ રૂશતમજી જામાસપજી દશતુરે એક પતર વાંચી શંભાલાવીઓ જેમાં એ સખી શેઠે પુલ તેમજ રસતા ઉપરથી પોતાનો દરહાવો ઉઠાડી લઇ અનજુમનને સવાધીન બધું કીધું હતું તે બાબદ વીસતારીને લખી હતી, તેમજ એ પુલની અને રસતાની દર વરસની મરામતને સારૂં એ શેઠ જવાબદાર નથી તે પણ જાહેર કીધું હતુ. તીઆર બાદ અતરેની તેમજ અનજુમન તરફથી એક માંનપત્ર એ શેઠને આપવામાં આવીઉં હતું જે દશતુર શાહેબનાં તેમજ અનજુમનનાં હુકમથી એરવદ રૂશતમજીએ વાંચીઉં હતું. માંનપતર વંચાઇ રહેઆ પછી દશતુરજી શાહેબ દારાબજીએ એક શીઆલ એ શેઠને અનજુમન તરફથી પોતાને હાથે ઓઢાડી હતી અને તેની સાથે માંનપતર પણ આપીઉં હતું. એ પછી બીજી ચાર પાંચ શીઆલો એ શેઠને જુદા જુદા ગરહશથો તરફથી ઓઢાડવામાં આવી હતી. શેઠ હોરમશજીએ દશતુરજી સાહેબ દારાબજીને અને બીજા કેટલાક લાગતાવલગતાઓ મલી આઠ દશ શીઆલો ઓઢાડી હતી. એ પછી માંનપતરનો જવાબ એ શેઠે શલેટ ઉપર લખીને એરવદ રૂશતમજીને અનજુમન હજુર વાંચી શંભલાવાને જણાવીઉં જેમાંથી જણાતું હતું કે એ શેઠ પોતાને માંનને લાએક નથી એવું કહી પોતાની લાઅકી જણાવી હતી. તેજ જવાબમાં એ સખી શેઠે વલી એવું પણ અનજુમનને જાહેર કીધું હતું કે "માહારા શહમજવા મુજબ અતરે એક દોખમાંની અને શઘડીની ઘણી જરૂર છે તેથી અનજુમન શાહેબો જો એ વીશે એકદીલ થાએ તો તે બાબદ વીશે આપણે એક લીશટ બનાવીએ અને નાણાં ભરાવીએ જેમાં મારી શકતી મુજબ હું પણ ભરવાને મુકશ નહીં, અતરે હું થોડા દાહડા રેહેવાનો છઉ તેથી જો તેટલા વખતમાં તમો અનજુમન શાહેબો એકદીલ થાવો તો આપણે ઘટતો બંદોબશત કરીએ." આએ શેઠના હાવા કેહવાથી અનજુમનનો જીવ ખુશ થએઓ અને અનજુમનના હોકમથી એરવદ રૂશતમજીએ એ શેઠને કહી શંભલાવીઉં કે અનજુમન આવાં એક અગતજોગ કામને શારૂં ઘણી ખંતી છે અને તેવું કામ તમો જેવા શાહેબોની આગેવાની તલે પાર પડવું જોઇએ તેથી અનજુમન એ વીશે તમો શાહેબને એ તરણ દીવશમાં જવાબ દેશે.

એ થવા બાદ અથોરનાન ટોલાને રૂપાંનાણાંની આશોદાદ આપવામાં આવી હતી. મીજલશ બરખાશત થવાની આગમચ દશતુર શાહેબ રૂશતમજીએ મીજલશમાં નીચે મુજબ કહી શંભલાવીઉં:—

મીજલસના શાહેબો—"—શેઠજી હોરમશજી કપતાંનની એવી ખાહેસ છે કે દોખમા તરફ જવાના રસતાનો દરવાજો ખુલલો મુકવા શારૂ અતરેથી બધું અનજુમન તે જગો ઉપર જાએ અને અતરેના દશતુરજી સાહેબ દારાબજી પોતાને હાથે તે દરવાજો ખુલલો કરે." દશતુર શાહેબ રૂશતમજીના બોલવાને ત્રણ સાહેબોએ ઉલટથી ટેકો આપીઓ. એ મુજબ બધું અનજુમન તે તરફ રવાના થઇઉ. દશતુરી ગાદીને શોભા આપનારી આએ બીલતી કલીએ પોતાના હાથમાં દરવાજાનાં કુલબની ચાવી લીધી અને પાક ઇઅજદાંનનું નામ લેઇ પોતાને હાથે દરવાજો ખોલીને પેહલવેહલું પોતાનુ મુબારક કદમ અંદર મુકીઉં. એ મુજબ પુલના છેક પાછલા છેડા શુધી દશતુર શાહેબ અને બધું અનજુમન પધારીઉં તાંહાંથી અનજુમન પાછું ફરીઉં અને પોતપોતાનાં મુકામ તરફ શઉ રવાંના થાએઆ.

શેઠ હોરમશજી કપતાંનને નોસારીની અનજુમને ઘણું સારૂં માન આપીઉંચ એમાં તો કશો શક નથી. ખરો ભાએગશાલી એ નર કેહેવાવો જોઇએ. હમો આશા રાખીએ કે દોખમાંની બાબદમાં એ શેઠ કાંઇપણ બંદોબશત કરશે.

*** એ પુલના દરવાજા પર નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"દાદાર હોરમજદની મદદ હોજો."

"આએ રશતો તથા પુલ હોરમજજી બરજોરજી કંપતાંનએ પોતાનાં ફુઇ કુવરબાઇ
"તે કાવશજી કપતાંનનાં ધરીઆણી તથા
"પોતાનાં ધરીઆંણી રતનબાઇનાં પુનને
"સારૂ બંધાવીને અનજુમન શાહેબોને
"શવાધીન કીધો છે. શને ૧૨૪૪ ઇઅજદેજરદી. શને ૧૮૭૫ અંગરેજી. શવંત
"૧૯૩૧."

## કરાંચીનું અંજુમનના ઉધરાતનું દોખમું પરઠાએઆનો અહેવાલ.

રાસ્ત ગોફતાર, તા૦ ૨૩ મી મેએ ૧૮૭૫
ને વાર રવેઉ.

જાહેર ખબર.

શ્રી મુંબઇ તથા દેશાવર ખાતેની જરતોશતી અનજુમનને જાહેર કરવામાં આવે છે જે કરાંચીનું નવું દોખમું તઇઆર થાઉ છે જેને ઇજવાની કીરીઆ રોજ. ૧૯ મો ને માહ ૯ મો શેહેનશાહી તથા માહ ૧૦ મો કદમી, તારીખ ૬ ઠી જુન ૧૮૭૫ ને દીને કરવામો આવશે. જે વખતે જે શાહેબોને બની આવે તેઓના સાંમેલ થવાથી અતરેની અનજુમન ઉપર મોટો ઉપકાર થાશે.

કરાંચી, તા૦ ૧૪ મી મેએ ૧૮૭૫.

**અરદેશર ખરશેદજી રાજકોટવાલા.**
**જમશેદજી ફરાંમજી.**

નવાં દોખમાંનાં ફંડના સેકરેટરીઓ.

જામે જમશેદ, તા૦ ૨૧ મી જુન ૧૮૭૫
ને વાર શોમે.

**કરાંચીનું દોખમું**—આ દોખમું ઉગારવાની કીરીઆ ચાલતા માસની તા૦ ૬ ઠીને દીને થઇ હતી. શવારના આઠ કલાકને અમલે શઘલા જરતોશતીઓએ જશનમાં બીરાજવું હેવું તેઓના ઉપર તરશટીઓએ નોતરૂં ફેરવીઉ હતુ. જશન થએઆ પછે વીરબાઇજી શકુલના માશતર મી૦ જમશેદજી ફરાંમજીએ એક રીપોરટ વાંચી શંભલાવેઓ, જેમાં આ મકાંન બાંધવાના ખરચનો સઘલો હશાબ અને પાએઓ નાખીઆ પછે કારોબાર મંડલીએ કરેલાં શઘલાં કામોનો હેવાલ આપીઓ હતો. રીપોરટ વનચાએઆ પછે મી૦ આર. બી. આગાએ દરખાશત કરી અને એ દરખાશતને મી૦ પેશતનજી જાહાંગીરજી રતનજી કેરાંવાલાએ ટેકો આપીઓ કે દોખમાંનાં ફંડમાં નાણું ભરાવા માટે મી૦ અરદેશર ગુશતાદજીએ જે મેહનત કરી તે માટે તેમનો ઉપકાર માનવો. તેવણે એટલુંજ કરીઉ એમ નહીં પણ કમીટીની મરજી મુજબ શઘલું કરવા માટે તેવણે શંભાલ લીધી હતી. મી૦ અરદેશર ગુશતાદજીએ શેકરેટરી અને તરેજરઅર એ બંધે કાંમો પારશી અનજુમનની મનપતીજ થાએ હેવી રીતે કરેઆં હતાં. દોખમાંનાં ફંડને માટે જોઇતાં નાંણાંનો અરધો અરધ થાને વધારે ભાગ થોડાએક પારશી ધરશથોએ ભરીઓ હતો અને બાકીનો ભાગ વચલે અને હેલલે વરગનાઓએ ભરીઓ હતો. મીશીઅરશ કાવશજી માણેકજી, જમશેદજી પેશતનજી બેકરીવાલા અને માણેકજી ફરાંમજી (કોલાબેવાલા) એવોએ દોખમું બાંધવા ૫ છલ મોટી મેહનત લીધી તે માટે તેઓનો ઉપકાર પણ અનજુમને માનીઓ હતો. મી૦ આર. બી. આગાએ એક શુબાખીત બાશાન કરીઉ હતું. શભાપતીનો ઉપકાર માની શાંજના ચાર કલાકે અનંજુમન પોતાને ઠેકાંને પાછું ફરીઉં હતું.

*Times of In lia, Saturday 19th June 1875.*

*Opening of the Parsee new Tower of Silence at Kurrachee.* On Saturday, the 6th instant, the consecration of the newly built Tower of Silence took place. Inivitations from the Trustees were sent round to all the Parsee community to be present at 8 O'clock on the morning in question The jusan or prayers being ended, Mr. Jamsetjee Framjee, Master of the Parsee Verbaijee School, read a report in which he plainly showed all the accounts of the building, as well as other transactions which were carried out by the managing committee since the foundation stone was laid. After the report was read Mr. R. B. Aga proposed and Mr. Pestonjee Jehangirjee Ruttonjee Kerawala seconded, that Mr. Ardaseer Goostadjee deserved great credit for his labours in encouraging the wealthy Parsee community to subscribe a sum towards the Tower of Silence. Not only did he do this but he took great care to see that every thing was done in accordance with the wishes of the committee. Mr. Ardaseer Goostadjee was secretary and Treasurer, and he carried out both these duties to the perfect satisfaction of the Parsee community.

More than half of the amount subscribed for the Tower was given by a few Parsee gentlemen and the rest was made up by the middle and poorer classes of the Parsees

The thanks of the Parsee community are due to Messrs. Cowasjee Manockjee, Jamsetjee Pestonjee Bakerywalla, and Manockjee Framjee, for the active interest they took in the construction of the Tower.

Several resolutions were then moved on the occasion, Mr. R. B. Aga making an excellent speech. The proceedings terminated about 4. P. M. after a vote of thanks to the chairman, Mr. Ardaseer Goostadjee.—*Sind News.*

*** એ દોખમાંના દરવાજાપર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"આએ દોખમું જરથોશતી અનજુમનના
"ખરચથી બાંધીઉં છે, જેનો તાંનો રોજ
"૧૩ મો તીર માહ ૪ થો તીર શને ૧૨૪૩
"ઇઅજદેજરદી. અને રોજ ૧૯ મો ફરોખ
"ફરવરદીન માહ ૯ મો આદર શેહનશાઈને
"દીને ઇજવાની કીરીઆ કીધી હતી.
"કરાંચી તા૦ ૬ થી જુન ૧૮૭૫.
"Kurrachee, 6th June 1875."

એ દોખમાંનાં ફંડમાં બધા મલી રૂ. ૧૯૬૮૪) ભરાયા હતા, તથા બ્યાજ વગેરેની બીજી કેટલીક ઉપજ મલી રૂ ૨૦૨૯૨) થયા હતા, અને દોખમું બાંધવા પાછલ ખરચ રૂ ૨૦૩૧૮॥। થયો હતો. ફંડમાં ભરાયલી મુખ્ય રકમ કરાંચીના જરથોસ્તીઓ તરફનીજ હતી.

## પુણાંની શેઠ બેહરાંમજી માણેકજી તાલુકદારવાલી શગડી.

તા૦ ૭ મી અકટોબર ૧૮૭૫.

રોજ ૧૯ માહ ૧ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

પુણાં મધે મરહુમ શેઠ શોરાબજી રતનજી પટેલનાં દોખમાંની સાંમે આજ દીને હેદરાબાદવાલા શેઠ બેહરાંમજી માણેકજી તાલુકદારે



પોતાનાં પેહલાં ધણીઆંની બાઇ હીરાંબાઇનાં પુનને માટે રૂ. ૨૧૦૦) ને ખરચે એક શગડી બંધાવી પરઠાવી હતી.

[ આ શગડી ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"બાઇ હીરાંબાઇ તે ગુ૦ આ૦ જીજીબાઇ
"મેહરવાંનજી વેલાતીનાં બેતી રોજ ૨૭
"માહ ૬ સને ૧૨૪૪ ને દને હક થાએઆં
"તેવોનાં પુણુને કીજે તેમના ખાવંદ
"આ૦ બેહરાંમજી માણેકજી તાલુકદારે
"આએ સગડા બંધાવી અનજુમનને
"ધરમખાતે આપી છે. રોજ ૧૯ માહ ૧
"સને ૧૨૪૫ ઇઅજદેજરદી તારીખ ૯
"મી અકટોબર સને ૧૮૭૫ ઇસવી."

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે. ૫૪૩]

## બેલગાંમનું શેઠો એદલજી ખરશેદજી બાઇસ તથા ખરશેદજી મેહરવાંનજી બાઇસનાં નામનું જરથોશતી રવાંનોની ક્રિઆ કરવાનું મકાંન.

તા૦ ૧૩ મી ડીજેમબર ૧૮૭૫

રોજ ૨૪ માહ ૩ (શે૦) ૧૨૪૫ યજદજરદી.

બેલગાંમ મધે જરથોસ્તી રવાંનોને ભુમીદા કરવાની જગોની પાસે રવાંનોની ક્રિઆ કરવા માટે એક પાકી બાંધણીનું મકાંન મરહુમ શેઠો એદલજી ખરશેદજી બાઇસ તથા ખરશેદજી મેહરવાંનજી બાઇસનાં પુનને માટે તેઓના ખેશીઓએ બંધાવી ખોલ્લું મુકયું હતું.

[ એ મકાંન ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"આએ મકાંન બેહેશતનશીન શેઠ એદલજી
"ખરશેદજી બાઇશનાં રોજ ૨૪ મો દીન
"માહા ૪ થો તીર શેહેનશાહી સને ૧૨૪૪
"ઇઅજદજરદી તા૦ ૧૩ મી ડીજેમબર
"૧૮૭૪ ને દીને અતરે હક થઆ તથા
"શેઠ ખરશેદજી મેરવાંનજી બાઇશનાં રોજ
"૧૦ મો આવાં માહા ૫ મો અમરદાદ
"શને ૧૨૪૪ ઇઅજદેજરદી તા૦ ૨૮ મી
"જાનેવારી ૧૮૭૫ ને દીને હક થઆ તેનાં
"પુનને સારૂં તેવોનાં ખેશાવો તથા દોશતોએ
"બંધાવીને શી બેલગાંમની જરથોશતી
"અનજુમનને વપરાશને શારૂં શપુરદ કીધું છે."

[ પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૫૫૦ ]

## ઈ૦ સ૦ ૧૮૭૬.

### ઇછાપોર ગામની બાઈ પીરોજબાઇ દાદાભાઇ વાછાએ બંધાવેલી ધર્મશાલા.

તા૦ ૨૬ મી મારચ ૧૮૭૬.
રોજ ૮ માહ ૭ (શે૦) ૧૨૪૫ યજદેજરદી.

આજ દીને સુરતની પાસેનાં ઇછાપોર ગામમાં મુંબઇવાલાં બાઇ પીરોજબાઇ તે મરહુમ શેઠ દાદાભાઈ માણેકજી વાછાનાં વીધવાએ પોતાના ખાવંદનાં પુનને માટે ત્યાંના જરથોસ્તીઓના સરઅવસરના વપડાસ તથા મુસાફરોના ઉતારાને માટે એક ધર્મશાલા બંધાવી ખોલ્લી મુકી હતી.

[આ ધર્મશાલામાં નીચે મુજબની તખ્તી મારેલી છેઃ—

"પાક પરવરદેગાર જે બંધે જેહાંનનો "પેદા કરનાર કે જેણે શ્રી પેગંબર જર"તોશત અશપતમાંન અનોશેરવાંનની "મારફતથી ભલી માજદીઅશની દીનના "લોકોને પોતાની નેમાજ તથા બંદગી "તથા નેઆએશ તથા શીતાએશ કરવાનો "હોકમ કીધો છે તે શાહેબનાં નાંમથી "અને તેનાં અશો અને દાનાં પેગંબર "શાહેબની હેદાએતથી શવંત ૧૯૩૨ "ચૈત્ર શુદ ૧ વાર રવેઉએ પારશી શને "૧૨૪૫ રોજ ૮ દેપાદર માહ ૬ શરેવર "શેનશાહી ઇઅજદેજરદી ખરીશટી ૧૮૭૬ "તા૦ ૨૬ મી મારચ ઇશવી એ દીને "પારશણ બાઇ પીરોજબાઇ તે દાદાભાઇ "માણેકજી વાછાની વીધવા ધરીઆંણીએ "પોતાનાં ખાવંદનાં બેહેશ મુકાંમનાં પુન "શવાબને વાશતે બંધાવી છે. તે ગાંમના "જરતોશતી લોકોને વાપરવાને શારૂ તથા "પરગાંમ લોકોનાં જરતોશતીઓનાંવા પરવાને "શારૂં એ બાઇએ પોતાનાં પૈશાથી પોતા"નાં ખાવંદનાં પુન શવાબને વાશતે "બંધાવી છે. એ ધરમશરામાં શીઆદી "તથા રાંમશનીને શારૂં તથા જરથોશતી "પરદેશીના ઉતારાને શારૂં એ બાઇએ "ગાંમ ઇછાપોર મધે બંધાવી છે.

*** ઉપલી તખ્તીમાં પારશી માહ ૬ શેહનશાહી લખેલો છે તે ભુલ છે. માહ ૭ મો શેહનશાહી જોઇએ બીજી બધી તથી તથા વાર બરાબર છે.

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે. ૫૫૯]

## ઈ૦ સ૦ ૧૮૭૭.

### લાહોરની જરથોશતીઓની આરામગાહની જગાની પાસેનું શેઠ એદલજી બરજોરજી શેઠનાવાલું ગુલબાગનું મકાંન.

તા૦ ૬ થી જાનેવારી ૧૮૭૭
રોજ ૧૯ માહ ૪ (શે.) ૧૨૪૬ યજદેજરદી

લાહોર મધે જરથોસ્તીઓની આરામગાહની જગાની પાસે શેઠ એદલજી બરજોરજી શેઠનાએ "ગુલબાગ" નામે એક શગડીનું મકાંન બંધાવી ત્યાંની અંજુમનને સપુરદ કીધું હતું.

"[ગુલબાગવાલો એ બાગ ઘણો મોટો છે, "અને તેના એક ભાગ તરફ જરથોસ્તી "રવાંનોને ભુમિડા કરવાની જગોછે. આગલ "બીજગી તરફ રવાંનોને ભુમિડા કરવામાં "આવતાં હતાં, જ્યાં ૧૩ રવાંનોને ભુમિડા "કરેલાંછે. એ જગા ૧૮૫૫ થી ૧૮૬૪ "સુધી વપડાસમાં હતી, અને ૧૮૬૪ પછી "રવાંનોને હિયાં ભુમિડા કરેલાં છે.]

[પારસી પ્રકાશ, દફતર બીજું સફે ૫૭૯—૮૦]

### નવસારીનાં શેઠ નશરવાંનજી રતનજી તાતાવાલાં દોખમાંનો પાયો ખોડવાની ક્રિઆ.

મુંબઇ સમાચાર, તા૦ ૧૪ મી ફેબરવારી ૧૮૭૭ ને વાર બુધે.
નવશારીની ખબરો.

**નવાં દોખમાંનો પાયો ખોદવાની કીરીઆ**—આજ રોજે સહવારનાં ૮) કલાકે દોખમાં આગલની જગામાં અતરેના પારસીઓનું અનજુમન મલીઉં હતું, જેમાં આસરે ૫૦૦) માણુસો ભેગાં થયાં હતાં. જરથોસતી ધરમની શરીએત પરમાંણે કોઇબી ભલું અને પરજા ઉપીઓગી કામ આરંભતી વખતે સરવ શકતીવાંન ખોદાતાલાની જનાબમાં શુકરગુજારી કરી આરંભેલાં કામમાં તેની મદદ ચાહાવી જોઇએ તેમ કરવા માટે સરવે ભેગા થયલાઓની એક મીજલેસ કરી જશનની કીરીઆ

સાથેની બંદગી તે ઠેકાંણે કરવામાં આવી હતી. આ કીરીઆનું કામ આસરે બે કલાકમાં પુરૂં થયું હતું. એ પછે અતરેનાં વડા દસતુર દારાબજી માહીઆરજીએ ઉઠીને નશારવાંનજી તાતા, જેઓ આ મીજલસમાં શામેલ હતા અને જેઓએ એ માહાભારત યાદગારી ભરેલું કામ પોતાને માથે લઇ અતરેના પારસીઓ ઉપર જે સદાનો ઉપકાર કીધો છે, તેઓનો અનજુમન તરફથી ઉપકાર માનતાં આએ કામની ફતેહ ઇછી હતી. એના જવાબમાં શેઠ નશારવાંનજીએ પોતાની હમેશની લાયકી પરમાંણે અંજુમનનો ઉપકાર માની, આએ કામમાં તેઓની દીલસોજી ભહરેલી મદદને માટે પોતાનો સંતોશ જણાવી, એ કામ સર નજામ પોંહચાડવા સારૂં એવીજ દીલસોજીની મદદ ચાહી હતી એ પછે સરવે એ દોખમું બાંધવા માટે ઠરાવેલી જગો આગલ જઇ જર યોસતી ધરમનાં કાહાનુન પરમાંણે તે જગોને પવીતર કરવા સારૂં મોબેદ ખરશેદજી બેહરાંમજી સહીઆર તાંઆં કીરીઆ કરતા હતા તેમની પાસે પાયો ખોદાવવા માટે કોદારીથી થોડી એક જગા ખોદાવી આએ કામની શહરૂઆત જણાવી હતી, અને તેની ફતેહ ઇછવા સરવે કોઇએ એક અવાજે બંદગી કીધા હતી. એ પછે સરવે ભેગા થયલાઓને શેઠ નશારવાંનજીએ માન આપી વીદાય કીધા હતા.

## નવસારી મધે ખુરશેદવાડીમાં મરહુમ શેઠ કાવશજી માણેકજી તાતાના છોકરાઓએ બંધાવેલો કાઉશબાગ ખોલ્લો મુકાએઆની ક્રિઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૭૭ ને વાર ભોમે.

નવસારી, તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૭૭

**ટાટાની ધરમશાલાનું વાસતું**—આજ રોજે પેહલા પોહરનાં ૯ કલાકે શેઠ કાવશજી માણેકજી ટાટાના વાસોએ "ખરશેદવાડી" માં બંધાવેલી ધરમશાલાનું વાસતું કરવામાં આવીઉ હતું. એ વેલાએ દસતુર મોબેદો અને બીજા જાણીતા ગરહસથો મલી આસરે ૨૨૫) માણસોને ઇજન કરી એ કામમાં સામેલ થાવાને બોલાવીઆ હતા. સરવે કોઇને એક મીજલશ કરી બેસાડીઆ પછે, દસતુર મોબેદોએ જશનની કીરીઆ સાથની બંદગી કીધી હતી, તે ખલાસ થવા પછે શેઠ શોરાબજી કાવશજી ટાટા તરફથી એક અનજુમન પતર વાંચી સહમજાવવામાં આવેઓ હતો, જે મધે એવું જણાવીઉં હતું કે ઉપલું મકાંન બંધાવવાને પરથમ તેઓના બાવા શેઠ કાવશજીની મતલબ હતી પણ તેઓની હઈઆતાએ દગો દેવાથી, પછેવાડેથી તેઓનું એ ધારેલું કામ પોતાના ભાઇ મરહુમ શેઠ દાદાભાઇ સાથે મલી પાર પાડવાની ગોઠવણ કરતાં, પરથમ ફકત જમણુસહરાના ઓટલા કરવા ધારીઆ હતા; તેમાં ઉમેરો કરી તે ઉપર એક માલ પરદેશી લોકોને ઉતારાની ધરમશાલા સાથે કરવાનો વીચાર કીધો હતો, પણ તેટલામાં તેઓની ઉમરે પણ વફાદારી નહીં કીધાથી એ ધારેલું કામ શેઠ શોરાબજીએ પાર પાડીઉં છે. એ કામની માલેકી અને વહીવટ તેઓએ પોતા હસતક રાખેલો છે અને એ મકાંનની મરામતના ખરચ સારૂં રૂ ૧૦૦૦) અનામત કાહાડી તેનાં લાયક તરસટીઓ ઠેરવવામાં આવશે, અને આજ પછેથી એ મકાંન જરથોશતીઓના વપરાસ માટે અનજુમનને સવાધીન કરવામાં આવીઉં છે. ઉપલી મતલબનું કહી સંભલાવીઆ બાદ દસતુર દારાબજી માહીઆરજીએ નવશારીની અનજુમન તરફથી શેઠ સોહરાબજીને એક શીઆલ હોરાડી તેઓએ અનજુમનના ઉપીઓગને વાસતે એ મકાંન બાંધી સગવડ કરી આપી તેનો ઉપકાર માનેઓ હતો, અને એક બીજી શેઆલ તેઓએ પોતાનાં બપાવા મરહુમ દસતુર કેકોબાદજીનાં વારેસો તરફથી તેમને હોરાડી હતી. એજ રીતે શેઠ નશારવાંનજી ટાટાએ બી એક શીઆલ શેઠ શોરાબજીને હોરાડી હતી. એટલું થવા પછે શેઠ શોરાબજીએ અનજુમનના વડા દસતુર દારાબજીને પોતા તરફથી એક શીઆલ હોરાડી હતી. તે બાદ દસતુર ખરશેદજી જમશેદજી જામાસપ આશાનાએ એક ભાશણ વાંચી સહમજાવીઉં જેમાં આવાં કામ કરવાથી કેહવી યાદગારી રહે છે તે જણાંવતાં વંદીદાદની ૧૯ મી પરગરદમાંથી ફકરા ૩૦–૩૧–૩૨ માંની મતલબો કહી હતી, કે માણસો પોતાના ભાઈબંધોના ફાયદા કીજે જે ભલાં કામો કરે છે તેથી ખોદાતાલા પોતે ખુશી થાય છે, તેમજ એક ફારસી સાહેરનાં બેતથી જણાવીઉં કે, કુવા તલાવ, પુલો, અને ધરમશાલાઓ બંધાવાથી તે બંધાવનારનું નામ હમેશ કાયમ રેહે છે. એ પછે દસતુર મોબેદોને રૂપાંનાણું આપવા બાદ મીજલસ બરખાસત થઇ હતી.

આ મકાનનું બાંધકામ તથા લાકડકામ ઘણું મજબુત લીધેલું જણાય છે. એનો પલાન અતરેના "સોરાબ બાગ" ને કંઇક મલતો

જણાય છે. એ મકાન આસરે ૮૦ ફીટ લાંબુ અને ૨૫) ફીટ પોહોલું છે. જેમાં આસરે ૨૫) ફીટ સમચોરસ હાલ કરવામાં આવેલો છે. એ હાલ મધે આસરે ૨૫) ફીટ લાંબો અને ૮) ફીટ પોહોલો એક આગલો હાલ કરવામાં આવશે. બાકીની જગામાં સરખે ભાગે તરણ જુદા જુદા ઓરડા થાશે. એજ રીતે નીચેની જગામાં આસરે ૨૫) ફીટની અંદર એક બબરચીખાંનું અને બે જુદાં જુદાં ગોડાઉનના ઓરડા રાખવામાં આવેલા છે, એ મકાનનું કામ હજુ ઘણું અધુરું છે, પણ આજ રોજે મરહુમ શેઠ દાદાભાઇ ટાટાને ગુજરવાની વરસીનો દીવસ હોવાથી તેનું વાસતું કરીઉ હતું. આ મકાંન બંધાઆથી ખરશેદ-વાડીમાં જે જમણવારો થાય છે. તે વખતે, ચોમાસાંનાં દીવસો વતરોગે ઘણી વખતે ચોકમાં બેસાડી લોકોને જમાડવામાં આવે છે, પણ ચોમાસાંનાં દીવસોમાં તેમ બનતું નહીં હતું, તેથી કેટલીક અડચણ પડતી હતી તે હવે તલી જશે.

*** આ મકાનમાં નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે."

"આએ ખોરશેદવાડી મધે જમનશાલા
"તથા તે ઉપરનો માર નોશારીવાશી આ૦
"કાવશજી માણેકજી તાતાના વારેશોએ
"પોતાના બાવા બેહેશતનશીન મુરબી આ૦
"કાવશજી માણેકજી તાતાનાં પુનને શારું
"શ્રી નોશારીના શરવે જરથોશતી રેહવાશી-
"ઓને વાસતે પોતાના ખરચથી બંધાવી-
"ઓ છે. રોજ ૮ મો દેપાદર દાદાર હોર-
"મજદ માહ ૬ થો શેરેવર અમશાસપંદ
"શાલે ૧૨૪૬ એજદેજરદી. તા૦ ૨૪ મી
"ફેબરવારી શને ૧૮૭૭ ઈશવી. શવંત
"૧૮૩૩."

## નવસારીનાં શેઠ નશરવાંનજી રતનજી તાતાવાલાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૯ મી ફેબરવારી ૧૮૭૭ ને વાર શુકરે.

નોશારીમાંનાં નવાં દોખમાંના ટાંણા વીશેની જાહેરખબર.

કુલે જરતોશતી આલમનાં દીનદાર ખાસો આમ સાહેબોને શ્રી નવશારીની અનજુમનના તરફથી જાહેરખબર આપવામાં આવેચ કે અતરે નવસારી કસબા મધે એક નવું દુખમું શેઠ નશરવાંનજી રતનજી ટાટા બનધાવી આપે છે, તે દુખમાંનો તાંણો પુરવાની કીરીઆ રોજ ૨૦ મો બેહેરાંમ ઇજદ માહ ૬ થો શેહરેવર અમશાશપંદ શાલે ૧૨૪૬ એજદેજરદી તા૦ ૮ મી મારચ શને ૧૮૭૭ ને દીને થનાર છે. તેથી શરવે જરતોશતી શાહેબોની જાન કીજે જાહેર કરવામાં આવેચ.

શ્રી નોશારીનો રોજ ૨૧ મો ને માહ ૫ મો શાલ ૧૨૪૬ એજદેજરદી.

શ્રી નવશારીની અનજુમનની વતી
લી૦ દુઆગો દારાબજી દશતુર માહીઆરજી

રાસ્તગોફતાર, તા૦ ૧૧ મી મારચ ૧૮૭૭ ને વાર રવેઉ

## નવસારીના નવાં દુખમાના "તાના" ની કીરીઆ.

THE TOWER OF SILENCE CEREMONY AT NOWSARY.

( રાસત ગોફતાર માટે ખાસ હેવાલ. )

**નવસારી,** તા૦ ૮ મી મારચ શને ૧૮૭૭.

આજનો દીવસ અતરે આગલ કદી નહી થયલી એવી રચના અને મેલાવડા સાથ ગુજરીઓ છે, અને તેની સાથે અતરે બાંધવા ધારેલાં નવાં દોખમાંનો પાયો નાખવાની "તાના"ની કીરીઆ જેને માટે આજ નજદીક છ માસ થયાં બોલાતું અને લખાતું હતું, તે પુરી થઇ છે. "તાના" ની કીરીઆ માટે જરથોશતીઓ જે માન અને પવીતરાઇ ધરાવે છે તે જોતાં તથા નવસારીનો કસબો પારસીઓની ધરમ સંબધી બાબતમાં તથા વસતીના વધારામાં જે અગત ધરાવે છે તે ધીઆનમાં લેતાં આ ટાંકણે અતરે બીજાં ગામો તથા શેહરોના લોકોનો ભારે મેલાવડો થવાની અને તેનાં પરમાણમાં જાણવાજોગ રચના થવાની વકી હતી, જે પુરતી રીતે પાર પડી છે. આજથી માસ એક થયો મુંબઈ અને બીજાં શેહરોથી અતરે છુટાં છવાયાં પારસી કુટંબો આવવાં માડયાં હતાં, જેમના ભરતીમાં ચાલુ અઠવાડયાંથી ભારે વધારો થઈ પડયો હતો, તેમાં છેલા ચાર દીવસોમાં આવેલાં પારસી કુટંબોની સંખ્યા દરરોજ હજારથી દોઢ હજાર સુધીની અટકલવામાં આવી છે. જરથોશતીઓની આવજાવના એવા વધારાને લીધે રેલવે ટરેનોમા અને અતરેના સટેશનના પલાટ ફારમ ઉપર લોકોની જે ગરદી અને ભચડાભચડી થતી તે અજાયબી તેમજ દલગીરી ઉપજાવનાર હતી. સઉથી વધારે લોકો ગઇ કાલની મીકસડ અને સપેશયલ ટરેનોમાં

આવીઆં હતાં; એમાં મીકસડ ટરેનની ગાડીઓ એટલી તો ચીકાર થઇ હતી કે તેમાં માણસોને બેસવાને તો શું પણ ઉભું રેહવાને પણ જગા મલી ન હતી, અને તે છતાં સટેશનો પર રેલવેવાલાઓ વધારે માણસોને માંહે ચાંપવા માગતા તીઆરે ઉતારૂઓને તેમને ધકા મારીને બાહેર કહાડવાની ફરજ પડી હતી, અને તેનું પરીણામ એ નીપજીઉં કે એ ટરેનમાં બીલી-મોરા અને અમલસાડનાં સટેશનો ઉપરના ઉતારૂઓને મુદલ લેવામાં આવીઆં નહી, જેમની સંખીઆ સેંકડોની હતી; અને આ રહી ગયલાં ઉતારૂઓને લાવવાને માટે, સુરત ભાગમાંની એક લોકલ ટરેન તુરત તાર કરીને મુકાવવી પડી હતી. એજ દીને રાતે સપેશીયલ ટરેન મુંબઇથી ઉપડવાની હોવાથી મેલ ટરેનમાં નવસારી માટેના પારસી ઉતારૂઓ લેવામાં આવીઆં ન હતાં અને તેથી સપેશીયલ ટરેન પારસી ઉતારૂઓથી ભરચક આવી હતી, પણ તેમાં મીકસડ ટરેનનાં જેટલી ભચડાકચડી જણાઇ ન હતી. આ સપેશીયલ ટરેનમાં એક પેહલો, બે બીજા અને ૧૬ તરીજા વરગની ગાડીઓ હતી; અને એ ટરેન મુબઈ સીવાએ વચેનાં બીજાં સટેશનોપર ઉભી ન રેહતાં પાધરી નવસારી સટેશનપર આવનાર હતી, તે છતાં રહી ગયલા વધુ ઉતારૂઓને લેવા માટે તેને અમલસાડનું સટેશન કરાવવું પડયું હતું જીઆંથી તેમાં આસરે ૩૦૦ ઉતારૂઓ બેઠેલાં જણાયાં છે. સઘલાં મલી અતરે સાતથી આઠ હજાર માણસ બાહેરથી આવેલાં અટકલવામાં આવે છે.

આ રીતે બકરાંની માફક ટરેનોમાં ભરાઇ આવતાં પારસી ઉતારૂઓને નવસારીનાં સટેશન ઉપરથી ગામમાં લાવવાને માટે સાહુચેતી રાખીને મી૦ નશરવાનજી રતનજી તાતા, જેઓ પોતાના એકલાના ખરચેજ મજકુર નવું દુખમું બંધાવનાર છે તેમની તરફથી ઘટતી ગોઠવણ કરવામાં આવી હતી. નવસારીમાં ફરતી સઘલી ભાડુતી ગાડીઓ તથા આસ-પાસનાં ગામો અને કસબાઓમાંની ગાડીઓ મલીને આસરે ૨૦૦ ગાડીઓ તઇઆર રાખવામાં આવી હતી, અને તેમના ગાડીવાલાઓ સાથે એવો બંદોબસત કરીઓ હતો કે, દરએક ઉતારૂ દીઠ આંના બે પરમાણે દરેક ગાડીમાં ચાર ઉતારૂઓને હીસાબે એક ફેરાનો અરધો રૂપીઓ લેવો; અને એ બંદોબસત અમલમાં આવે છે કે તેની તપાસ માટે માણસો રાખ-વામાં આવેલાં હતાં. નવસારીમાં દાખલ થયા પછી ઉતારૂઓને ઉતરવા માટે અતરેની મોટા દેસાઈજીવાલી પરખયાત "ખુરશેદવાડી"માં જુદા જુદા તરણ માંડવાઓ નાખવામાં આવીઆ છે. જેમાંનો મોટો માંડવો લંબાઇમાં ૧૫૦ ફીટ અને પોહલાઇમાં ૯૦ ફીટને આસરેછે. અને બાકીના બે એ કરતાં પોણો ભાગ જેટલી લંબાઈ પૈહલાઈના છે. આ માંડવામાંના બે ખુરશેદવાડીના છેક પુરવ તરફના ભાગમાનાં રલીઆમણા ખેતરોની વચે અને એક ઉતર પશચીમ ભાગમાં જીઆં "હમકારસાથ" જમાય છે તીઆં નાખવામાં આવેલા છે. તેઓમાં ઉતરનારા જરથોશતીઓને પાણી, લાકડાં અને સાદરીઓ મજકુર મી૦ ટાટાના ખરચથી પુરાં પાડવામાં આવે છે. તેમજ એજ ગરહસથે ગઇ રાતે તીઆં રોશની કરાવી હતી, અને આજ રાતે પણ તેમ કરવામાં આવનાર છે. માંડવામાં ઉતારો લેનારાઓની સગવડ માટે તેમજ બીજા લોકોના ઉપયોગ માટે એજ વાડીમાં ચાર હાટેલો અને બીજી કેટલીક પર-ચુટણ જીનસોની દુકાનો ઉંઘાડવામાં આવેલી છે, અને એ હાટેલોમા ખાવા પીવા ઉપરાંત નાહવા ધોવા વગેરેની સગવડ મળે એવો પણ બંદોબસત છે. આ સઘલી રચનાથી ખુરશેદ વાડીનો દેખાવ અને દમામ તદન નવીજ તરાંહનો લાગે છે.

ખુરશેદવાડીને સેહજ છેટેથી દુખમે જવાનો નવો બંધાયલો રસતો શરૂ થાય છે, અને તે આખા રસતા ઉપર બંને હારમા છેક દુખમાની આસપાસની દેવાલસુધી રંગબેરંગી વાવટાઓની લાકડીઓ ઉભી કરવામાં આવેલી છે, જેનો દેખાવ આસપાસનાં રલીઆમણાં ખેતરો વચે ઘણો ખુશનુમાં લાગે છે. ખુદ દુખમાની દીવાલના દરવાજા આગલ પણ કેટલીક દુકાનો મંડાઇ છે. ખુરશેદવાડીમાંની મજકુર રચના જોવાને તેમજ દુખમાઓ આગલ "તાનો" પુરવા માટે ખણીને તઇઆર કીધેલી જગા જોવા માટે કેટલાક દીવસ આગમજથી લોકોના ટોલાં તે તરફ જવા લાગાં હતાં. તેમને જવાનો વખત ઘણુંકરીને સાંહાંજના તરણ કલાકથી શરૂ થતો હતો, અને એ ખુશનુમા વખતે આસપાસના ખેતરો વચેથી પસાર થતા મરદો ઓરતો અને બચાંઓનો ચાલુ દેખાવ ઘણો રમણીઅ થઇ પડતો હતો. ઘણુંકરીને દરેક મરદો પછી શું આ કસબાના કે બીજાં શેહરોના પોતાને ઘરના બઇરાં છોકરાં સાથે આ સેલ કરતા હતા, અને તે દેખાવ, આ કસબાના લોકોમાં ઓરતો મરદો સાથ કરવાની છીટના રવઈઆ તરફ જોતાં, નવાઇ સરખો

અને ઘણે દરજજે મુંબઇની સુધરેલી રીતભાતને મલતો લાગતો હતો.

એવી રચના વચે "તાના"નો ઇંતેજારી-ભરેલો દીવસ આજે શરૂ થયો, અને હજુતો તે શરૂ થાય તેની આગમજથી એટલે ગઇ પાછલી રાતે કલાક ચારને અમલથી છુટાં છવાયાં લોકોએ દુખમા તરફ ચાલવા માડયું હતું. સહવાર પડતાંમાં તો તેમનાં ટોલેટોલાં એ રસતાપર ચાલુ થયાં અને કલાક આઠના અમલ સુધીમાં એક હાથપર એ રસતો અને બીજા હાથપર "તાના"ની જગાની આસપાસથી દુખમાવાલો આખો કંપાઉંડ લોકોથી ચીકાર બની રહયો. "તાના" વાલી જગાની આસ-પાસ ગોલ કુંડાલાંના આકારમાં ફરતી વાંસોની આડ ભરી લીધી હતી, અને તેની પાછલથી લોકો કીરીઆ જોવાને ઉભાં હતાં, અને તેમની પાછલ બીજી તરણ ચાર હારમાં લોકો બાસતીઓં ઉપર ઉભાં થઇને તે જોવાને ડોક તાણુતા હતાં. કીરીયાનું શરૂઆતનું કામ જેને "પાંચ તાએની ખુબ" કેહવામાં આવે છે, તે સહવારે છ વાગેથી શરૂ થયું હતું, અને તે પછી "તાનો" પુરવા માટેના ખીલા ઠોકવાનું કામ આસરે પોણાસાત વાગે ચાલુ થયું હતું. ખુદ "તાનો" પુરવાની કીરીઆ પોણાઆઠ વાગે શરૂ થઇ, અને કલાક સવાનવને અમલે તે પુરી થઇ હતી, એ કીરીઆ કરનારા, દસતુર રસતમજી કૈકોબાદજી મેહરજી રાણા અને દસતુર નવરોજજી રતનજી કુટાર એઓ હતા, અને તેમની ઉપર દેખરેખનું કામ અતરેના વડા દસતુર દારાબજી માહીઆરજીએ ચલાવીઉ હતું. "તાનો" પુરાઇ રહયા બાદ શરેશતા મુજબ લોકો તરફથી તેમાં રૂપીઆ, પઇસા વગેરે નાખવામાં આવીઆ હતા, અને તે પછી લોકોએ પાછું ફરવા માડયાથી તેમની ઓટ શરૂ થઇ હતી. જે લગભગ કલાક બાર સુધી ચાલુ રહી હતી. તાણો પુરવાની કીરીઆ પુરી થવા પછે સાંહાંજ લગનમાં કીરીઆવાળા ખાડામાં ૱૮૦૦ થી ૨૦૦૦ ની પડત પડેલી કેહેવાય છે. એ રકમ ઉપર વડા દસતુરનો હક પોંહોંચતો કેહેવાય છે હું જાણુતો નથી કે એમ કાંય હશે ? લોકો જે નાણું ખાડામાં નાખે છે તે ધરમના કામને માટે નાખે છે, તારે તે રકમ દસતુરના ખીસામાં શાની જાય ? કીરીયાને વખતે બાલીમોરાનાં દોખમાંનાં ફંડને માટે લીસટ ફરતું હતું તેમાં તથા સુબાએ એક નવો બાગ બનાવવા માટે ફેરવેલાં લીસટમાં સારી રકમ ભરાઇ હતી.

જે નવાં દુખમાંનો આ "તાનો" પુરાયો છે તે દુખમું, અતરેનાં બીજા સઘળાં દુખમાં કરતાં મોટા ઘેરાવાનું થશે. એનો ઘેરાવો ૨૧૦ ફીટનો છે, અને એનો ડાયમેટર અતરેનાં સઉથી મોટાં દુખમાં કરતાં દશ ફીટ વધારે છે. એની પાવી ૧૯૫ થશે, જે જોકે આગલાં દુખમાંના જેટલીજ છે, તોપણ તેમની પાવીઓ કરતાં મોટા ઘેરાવાની થશે; અને એનો ભંડાર પણ આગલાંથી લગાર મોટો થશે. આગલાં દુખમાંઓની અંદરની જમીનપરની બાંધણી પથરની કરવામાં આવી હતી, પણ તે તકવામાં નબલી માલુમ પડયાથી આ નવાં દુખમાંમાં પથરને બદલે એ કામ "કોંકરીટ" ( ખડી અને ચુનાની મેલવણી ) થી લેવામાં આવનાર છે. એ દુખમું બાંધવાનું કામ હવે જલદી શરૂ થાય એમ લાગે છે, કેમકે તેને માટેનો કેટલોક સામન વટીક આવી પડયો છે, અને ચુનો પકવવાની ભઠીઓ તઈઆર થાય છે. આગલાં તરણ દુખમાં મધેનાં બીજાં અથવા વચેનાં દુખમાંની પુરવ બાજુએ સેહજ ઉતર દીશા તરફ આ નવું દુખમું બંધાશે અને તેની બાંધણી પાછલ તથા બીજો પરચુરણ ખરચ મલી જુમલે રૂ ૬૫૦૦૦ નો અડસટો હાલ તુરત કરવામાં આવીઓ છે.

જેમ ખુરશેદવાડીમાં માડવાઓ નાખવામાં આવીઆ છે, તેમ દુખમાની દીવાલના કંપા-ઉડમાં પણ નાખવામાં આવેલા છે. દુખમે જનારાં લોકોનો મોટો ભાગ જોકે નવાં બંધાયલાં રસતા ઉપરથી આવજાવ કરે છે, તોપણ બીજા ઘણાંક લોકો અને તેમાં મુખીઅકરી ઓરતો ગાડીમાં બેસીને તીઆં જાય છે. તેઓને એ રસતાની પડોસમાંની ગઢેરમાંથી જવું પડે છે; અને એ ગઢેર તદન ધુલથી ભરેલી હોવાથી દરરોજ તીઆં પાણીનો છંટકાવ કરવામાં આવે છે. એ છંટકાવ કરવાનું કામ, તેમજ અતરે આવેલાં હજારો લોકોના જાન માલનો બચાવ કરવા માટે પોલીસ સીપાઇઓ અને સવારો ફરતા રાખવાનું કામ અતરેના સુબાની મેહર-બાનીથી બનીઉં છે, જેઓએ આ અગતના ટાંકણા ઉપર સરવે પરકારની પોતાથી બનતી મદદ આપી છે. મુંબઈ અને બીજાં શેહરોથી આવતા મુસાફરો માટે જોકે ખાસ માડવાઓ નાખવામાં આવીઆ છે, તોપણ તેનો લાભ ઘણા થોડાઓએ અને તેબી ગઇ કાલનીજ મીકસડ અને સપેશયલ ટરેનમાં આવેલાઓએ લીધો છે; બાકી લોકોનો લગભગ સઘલો ભાગ પોતપોતાના દરદોસતો અને ઓલખીઆશનાઓના ઘરમા ઉતરીઓ છે, અને તેથી સઘલા મોહોલાઓ અને ગલીઓ ભરચક થઈ ગયાં છે. તમારી

તરફના એક અંગરેજી રોજીંદાં પતર "ગેજેટ" વાલાએ તો પોતાનો રીપોરટર વકીક મોકલીઓ છે. વળી મુંબઇથી બેફોટોગરાફરો આવીઆ છે, જેઓ જુદે જુદે ઠેકાણે ફોટોગરાફ પાડવાનું કામ ચલાવે છે. અને તેઓ મધેના એક મેસરસ પરવેજજી અને ફરામજીએ તો "તાના" ની ક્રીઆને વખતના મેલાવડાના જુદા જુદા બે તરણ ફોટોગરાફ વકીક લીધા છે. "તાના" ના આગલા દીવસે અને રાતે તરઉતાના ચકલામાં ઢોલ, વાવટા તથા રોશનીથી રચના કરવામાં આવી હતી, અને આજ દીને ખુરશેદ વાડીમાં ઢોલ વગેરેથી ધામધુમ મચી રહી છે. આ અવસરની ધામધુમને લીધે અતરે કામ કરનારાં માણસો વગેરેની એટલી તંગી પડી છે કે, તેથી એકાદ બે હોટેલવાલાઓને તો છેક ઉડવારે વેરથી માણસો બોલાવવાં પડયાં છે. લોકોની બેશુમાર ભરતી થવાથી અતરે વેચાતી ખાવા પીવા વગેરેની વસતુની મોઘવારી થવાની ફીકર હતી, પણ તેમ બનીઉં નથી, અને મોજ શોખની ચોકસ વસતુઓના ભાવમાં માતર થોડોઘણો વધારો થયો છે. દુખમાના કંપાઉંડમાં "તાના"વાલી જગા અને આગલાં દુખમાઓની જગા વચે વાંસોથી આડ ભરી લેવામાં આવી છે, કારણ કે નહીતો બાહેરના અંજાણા લોકો તે દુખમાઓ આગલ ચાલી જાય; અને એ બે ભાગમાંના "તાના"ની જગાવાલા ભાગમાંના સઘલા બાવલો કાપીને તથા જગા ખોદી ખણીને સફાઇદાર ચોક બનાવવામાં આવીઓ છે.

*Bombay Gazette, 10th March 1877*

*The Tower of Silence ceremony at Nowsari*

*(From our special correspondent)*

*Nowsari, 8th March*

This morning between 6 and 10 o'clock the inaugural ceremony connected with the foundation work of a new Tower of Silence at Nowsari was performed, in accordance with the ancient rites of Zoroastrianism, in the presence of an assemblage of about five thousand Parsees. The preparations that were in progress during nearly a month past; the supplies that were being laid in store for the masses of people who were expected to pour into the city; the repairs that were being made to the road leading to the Towers of Silence; the unusual activity with which the Parsee residents were putting their houses in order etc, had invested the coming event with an interest far exceeding its real importance to the general community. The result, however, as far as it manifested itself to-day, has been one of great magnitude; and it would tend, I believe, to make the event memorable in the annals of Nowsari for a long time to come.

Of the immense gathering, about one-half came from Ahmedabad, Surat, Broach, Anklesur, and other places in Gujerat; more than one-fourth from Bombay; while the remaining portion might be placed to the credit of Nowsari and adjacent villages. During the last five days and more, about 700 persons came in by the B. B. and C. I. Railway in small instalments. Yesterday (Wednesday), however, a larger influx of visitors was recorded by the railway authorities:—A mixed train from Surat brought 224 Parsees; the mail train from Ahmedabad brought 200; and the mixed and the mail trains from Bombay brought 650 and 400 persons respectively. In the course of last night, many persons had been travelling from their villages in bullock carts and arrived in Nowsari early this morning. About the same time a special train which came in from Surat, helped, to swell the number of Zoroastrian visitors to the city. Mr. Duxbury, the Traffic Manager, personally Superintended the working of the

mail train which left Bombay last night and arrived here at 3-30 a. m. this morning. The arrangements, even in the minutest particulars, were, I am told, made with a special aim to promote the comfort and convenience of all, and with that precision and considerateness which have made Mr. Duxbury so very popular with railway travellers in general.

About an hour after the departure of the mail train from Bombay last night, started a special accelerated train with a mixed crowd of passangers. It consisted of fourteen third-class, two second-class, and one first-class carriages, with two brakes—in all nineteen carriages. It left Churchgate Station at 10 P. M. in charge of Mr. Tudball, traffic Superintendent, who travelled with it a part of the way to Nowsari. Shortly before the special started, the platform of the station was more densely crowded than it has ever been known to have been in the recollection of the oldest railway traveller. There were Parsee mammas with babes hanging to their breasts, and young Parsee ladies by their sides, who had been taught by their family priests to regard attendance at the performance of ceremonies connected with a Tower of Silence as an act of exemplary piety;—there was the old orthodox Parsee, with a growing dimness in his eyes, with a faltering voice and a tottering Step, leaning heavily on his crutch, who looked upon attendance at the ceremony as a talisman which would help to open the gates of paradise to him;-there was the gaily dressed young Parsee of the period, who entertained at the best an equivocal sense of the piety or value attaching to the ceremony;—and there were little Parsee boy and girls, who cared little for, and understood less of either its piety or efficacy. As the train was about to start, I heard a European gentleman make a remark upon a peculiar feature of it, which did not strike me before. He said it was "a purely Parsee train." And so it was; for the driver was a Parsee; the guard was a Parsee; and the whole of the passengers were Parsees. There was not among them a single member of another sect; for what business could he have to go by the special to the "city of the Ceremony" ? As the special was winding itself out of the Station, those who were present to see friends and relations off gave three cheers, which were soon re-echoed by persons who were waiting for the special at the Marine Lines Station. Indeed, until the train whistled out of Bandora Station, cheers-hearty, ringing cheers which filled the air seemed to form the watch-word and reply. The special was not intended to stop long at any station beyond Bandora until it reached Nowsari; but on the way thither, we had to pick up numbers of passengers, who were waiting at some of the minor stations for the arrival of the special. Two of the carriages were occupied by Parsee females. And how did the younger portion of the 600 or 700 male and female passengers, whom the special carried, while away their time during the journey ? The women sang favourite gurbees (ditties) in chorus, while the young men amused themselves by singing Hindustani and other songs. The falling voices of a set of singers in one carriage were oft

and anon taken up by fresh sets of singers in other carriages, at distances from each other, t-one set trying to outvie and other in respect of the relative powers of their lungs ;-and in this way, from midnight until the train steamed into Nowsari station at 4-50 a. m. the male singers managed between them to disturb the slumbers of their fellow passengers and made the very jungles ring hideous with their cries !

Leaving the station as quickly as they could, the passengers made desperate efforts to get into bullock hackeries, a large number of which were ready to receive them. The bulk of them were accommodated; but many were left behind without a hockery to take them into the city. The gentleman at whose expense the Tower of Silence is to be built. Mr. Nusserwanjee Ruttonjee Tatta, had engaged from 300 to 400 carts for driving the visitors from the station into the city, a distance of about two miles, at two annas per head. But numbers of these carts had taken away the passengers who arrived by the mail train half an hour or so before the special, and have not had time to return to the station. A booth for the sale of refreshments had been erected near the station where many of those who were unavoidably left behind had to drawn their vexation in the cups of tea and coffee which were freely offered for their relaxation from the fatigue of the journey. In the city Mr. Nusserwanjee Tatta had made every practicable arrangement for the convenience of the visitors. In Nowsari nearly all the Parsee residents possess houses of their own and all these, numbering about 1,800 afforded accommodated to the friends and acquaintances of the owners. To provide boared and lodging for the rest, several temporary hotels had been improvised in prominent parts of the city. Chief among these were four hotels opened in Khurshed-Varree, where long Mandaws had been put up and where meals were served at fixed rates. Through the good offices of Rao Bahadoor Luxmonrao Jugonnath, the sooba of Nowsari. Mr. Nusserwanjee Tatta had entered into arrangements with the provision-dealers of the city, which restrained them effectually from raising the prices of articles of food. The arrangements were highly to be commended; for a combination among the tradespeople to raise prices in general would have told disastrously upon the permanent residents of the city and become a heavy tax upon the pockets of the congregation of visitors. Khursed Varree presented a novel spectacle. The approach to it had been decorated with str nges of paper bannerets while a company of native musical instrument beaters' who were stationed in the entrance, were meant to remind the people that the day was sacred to risting and public rejoicing. Entering the gate you saw busy crowds of holiday makers men, women and children-making purchases at confectionery and other shops. A long pass-age-decorated on each side with pillars covered with evergreens, and supporting coloured lenterns-led you to the spacious, well-protected mandaw, which were kept cool with festoons of leav es and flowers. Here on the ground, covered with matting, were seated

detachments of men, women, and children, forming, as it were, so many distinct families, some of whome were simply lounging and talking, while others were engaged with their meals, which were ser ved on fresh plantain leaves spread upon the ground. Some of the principal Parsee streets in the city were decorated with flags and bannerets, stretching from one end to the other, which contributed their share to the public rejoicing crowds of sight-seers and tomtom beaters wandered from place to place, and their presence in the streets added to the general liveliness of the occasion.

Thanks to the pubic spirit and good sense of the Sooba, the roads leading to the Towers of Silence had been watered and otherwise fitted for the unusual strain to which they were to be put during the day. From 6 O'clock in the morning, the carts, which had carried the visitors from the station on the city, were again put into requisition to take them to the high ground on which the Towers of Silence are situated near the village of Veravur, about two miles from Nowsari and four from the railway station. Veravur lies to the north-east of Nowsari, from which two roads lead to the Towers one a raised footpath for the use of and accessible to Parsees only, the other a public road full of ruts and hollows and a deed coating of dust. The private road is raised on masonary arches in places which, in the monsoon, are filled with large sheets of water which rendered access to the Towers impossible except by boats, in which the dead bodies had formerly to be carried. The public road is, notwithstanding the efforts of Mr. Tatta and the Sooba, in an execrable condition, and the carts were at times involved in clouds of dust which rendered them invisible from a distance. Outside the enclosure wall of the Towers, several booths had been erected for the sale of sweetmeats and refreshments, while on one side of the gateway is a room containing chatties filled with drinking water for the use of Parsees. Here also the pious Zoroastrian washes his hands, feet and face before he enters the conclosure and commences to say his prayers for the dead. Close to the gate, inside the enclosure wall, were put up two large mandaws for affording shelter to the visitors from the Sun, the ground being covered with matting. There are already three Towers of Silence built within the enclosure, which is about 30, 000 square yards in extent, one of which is said to be 350 years old, having been built at the expense of one Men echersha, who was a Dewan to a King of Delhi. Only one of the three is in use at present; and the fact was pretty clearly evidenced by a number of vultures which had perched ov er the top of the wall.

The foundations for the Tower to be built at Mr. Tatta's expense have been laid in a high piece of ground within the enclosure, at a distance of about 70 feet from and in a straight iine lith, the outer gateway. The building of the Tower is likely to occupy year & a half, and its estimated cost amounts to Rs. 70,000. A circular mandaw had been erected over the mouth of the circular hollow dug for the foundations of the Tower. Benches had

been placed in the mandaw for the accommodation of the visitors, who were proteced from accidents by a bamboo railing fixed over the hollow. A portion of the mandaw had been turned into a compartment for the use of females, of whom about 700, were present. No raised seats had been provided, and the visitors instead of sitting on the benches, chose to stand upon them in order to have a look at the performance of the ceremony at the foundation. The result was a general rush and crush, causing some dissatisfaction and not a little discomfort to the visitors, all of whome, except a few priests and half a dozen Parsee gentlemen, had to be up on their legs for more than three hours.

The Tower is to be $70\frac{1}{2}$ feet in diameter, the width of the surrounding wall being $4\frac{1}{4}$ feet. The inner diameter will be $61\frac{1}{2}$ feet. In the middle of the Tower a well, 20 feet in diameter, in the north-east, south-east, north-west, and south-west, corners of which are cut four outlets or passages, each $4\frac{1}{4}$ feet wide, which will communicate with four wells to be dug at equal distances from the Tower. The four outlets divide the inner space into four oblong blocks, which stand at each corner of the well, and are intended to contain slabs for the exposure of dead bodies. Matter issuing from dead bodies trickles down into the well, and is carried by the outlets into the four wells, which are covered up. Looking at the outlets of the Tower to-day, you saw the surface of the four blocks three feet lower than the surface of the ground, the bottom of the well three feet lower than the surface of the blocks; and the four outlets sloping from the bottom of the well down to the foundations the wall, which are $7\frac{1}{2}$ feet deep from the surface of the ground. The two priests, who officiated to-day, got on the top of one of the blocks, then got down into the well, and by means of one of the outlets or passages, got finally to the foundations of the outer wall. They then fixed in the groun four huge iron nails, each about a maund in weight, facing each of the four outlets or passages; and a similar nail in the centre of the well. In the foundations of the outer wall, they then fixed thirty-six smaller nails, cross-ways, at a short distance from each other, there thus being nine nails to each of the four blocks. They next fixed a large nail in the entrance of each of the outlets from the well; also sixty-four nails on both sides of each outlet that is thirty-two on each side, making in all 301 nails, large and small. With a large bundle of yarn, the priests went the round of the nails three times, and interwove a warp round the nails, giving three threads to each nail. A communication was thus established by means of the yarn between all the 301 nails and the ceremony concluded about 9-15. a. m. when the priests got out. The spectators, each according to his means, then threw silver and copper coins into the well-an example which was followed by the females. Among the Bombay Parsees present at the ceremony were observed Messers. Nusserwanjee Ruttonjee Tatta, Byramjee Jeejeebhoy, C. S. I. Dinshaw Manockjee Petit, Nanabhoy Byramjee Jeejeebhoy, Jehangir Hormusjee, Ardasir Cursetjee Furdoonjee, A-

rdasir Framjee Moos, Hormusjee N. Saklatwalla, Jamsetjee N. Tatta, Nanabhoy R. Ranina, Sorabjee N. Cooper, D. M. Kapadia, Dhunjeesha M. Karaka, Palonjee Framjee Mehta, Perozsha M. Jeejeebhoy, Cowasjee Dinsha Petit, Ardasir Nusserwanjee Mody, Ardasir Dosabhoy Moonshee, Dr. Cowasjee Hormusjee, and others.

Mr. Byramjee Jejeebhoy, C. S. I. addressing Mr. Nusserwanjee Tatta, wished success to the pious work which had boen begun that day. He felt sure it would be a memorable day in the annals of the city. Mr. Tatta deserved the thanks of the Zoroastrian community for having taken upon himself the expense and trouble of building a Tower—a work in the successful completion of which, even when assisted by the subscriptions of the entire community, many obstacles had to be encountered. Mr. Byramjee wished every success to the work and prayed for God's blessing upon it, and that it might be brought to a successful close. And when its completion was secured, he wished that the people of Nowsari might increase in numbers and prosperity, and that the building might be used as little as possible.

Dustoor Cursetjee Jamasjee Jamasp-Assana, in the name of the Parsee community of Nowsari, thanked Mr. Tatta for the benevolent and pious work he had undertaken at considerable expense, assuring him that his name would be blessed by future generations of the Parsee inhabitants. He had placed them under deep obligations by his exertions on behalf of the people of the city, who wished him every success, prosperity, an long life.

Mr. Nusserwanjee Tatta, in acknowledging thanks, said he had only do ne his duty towards town, which he felt a pleasure in calling the place of his birth.

The vast congregation then dispersed. Mr. Tatta declined to receive Shawls which had been brought by some of the Dustoors, Patels, Desais, and Shettias for presentation to him. In the evening many of the houses and streets were partially lighted in honour of the event of the day.

## નીમચનું અંનજુમનના ઉધરાતનું દોખમું.

રાસ્ત ગોફ્તાર તા૦ ૨૨ મી એપરેલ ૧૮૭૭ ને વાર રવેઉ.

શ્રી નીમચનું "દુખમું" બનધાઇને સરવે તઇયાર થાઇ ગીઉંચ અને હવે ઇજવાની કીરીઆ રોજ ૧૦ મો આવાં તથા માહ ૮ મો આવાં શેહેનશાહી તથા માહ ૯ મો કદીમી સને ૧૨૪૬ ઈઅઝદઝરદી, તા૦ ૨૭ મી એપરેલ સને ૧૮૭૭ ને વાર શુકરને દીને મુકરર ઠેરવીચુંછે, તેથી સરવે દેશાવરોવાલા જરથોશતી સાહેબોને અરજ કરયામો આવેચ કે જે સાહેબો અતરે તકલીફ લઇને આવશે તેવણ્ સાહેબોને વરે અતરે સરવે બંદોબસત કરયામો આવશે.

લા૦ સેવક કાવશજી જીવનજી

ગવરમેંટ કનટરાકટર,

શ્રી નીમચની જરથોસતી અનજુમન તરફથી

*** એ દોખમાં પર કસ્સી તખ્તી અથવા લેખ કોતરેલો નથી, પણ તેની સાંમેની શગડી ઉપર એક તખ્તી મારી તેમાં ફક્ત નીચે મુજબ લખેલું છે:—

"૧૮૭૭, 1877, પારસી આદરજી
"ભીખાજી એરાવા, હેદ કલારક મેવાર
"પોલીતીકલ એજંશી ૧૨૪૭."

## ભેશાંણ ગામની શેઠો દાદાભાઇ તથા મનચેરજી પેશતનજી વાડીઆવાલી દરેમેહર તેમનાં બેહન બાઇ બચુબાઈએ ફરી નવેસરથી બંધાવી પરઠાવી.

જામે જમશેદ, તા૦ ૧૪ મી જુન ૧૮૭૭ ને વાર ગરેઉ.

શ્રી મોજે ભેશાંન ગામની નવી દરેમેહરનું ઇજાવું.

સુરતની પાસેનાં મોજે ભેશાંન ગામમાં ઇ. સ. ૧૮૪૬ નાં વરશમાં એક દરેમેહર વાડીઆજી શેઠ દાદાભાઇ તથા શેઠ મનચેરજી પેશતનજીએ બંધાવી હતી તે દરેમેહર ઘણી જુની થવાથી તથા વશતીથી દુર હોવાથી હાલમાં શેઠો દાદાભાઇ તથા મનચેરજી વાડીઆનાં બેહેન બાઇ બચુબાઇ તે મરહુમ વાડીઆજી શેઠ શોરાબજી ફરાંમજીનાં વીધવાએ પોતાને ખરચે નવેશરથી અને પારશીઓની વશતીવાલી જગામાં બંધાવીછે. તે નવી દરેમેહરને પરઠવાની ક્રીઆ ગઇ તા૦ ૬ થી જુન ૧૮૭૭ ને વાર બુધેને દીને ભેશાંન ગામમાં થઇ હતી. તે વેલાએ ગામના શરવે જરથોશતીઓ તથા મુંબઇથી કેટલાક શાહેબો જશનની ક્રીઆમાં બીરાજીઆ હતા. જશનની ક્રીઆ પુરી થવા પછી આ નવી દરેમેહરના મુતવલીઓ તરફથી નીચલો અંજુમન પતર વંચાએઓ હતો—

### શ્રી દાદાર હોરમજદની મદદ છે.

### અનજુમન પતર.

અનજુમનનાં શાહેબો,

જત આએ મોજે ભેશાંન તથા તેને લગતાં બીજાં ગામો મધેનાં જરથોશતી અનજુમનનાં વાપરવાને ક્રીજે મુરબીજી વાડીઆજી શેઠ દાદાભાઇ તથા મનચેરજી પેશતનજીએ પોતાનાં બંધેવી અમારા મરહુમ મુરબીજી વાડીઆજી શોહરાબજી ફરાંમજીની નઇએતે ઈશવી શને ૧૮૪૬ નાં શાલમો આતશ દાદગાહની દરેમેહર બંધાવી પરઠાવી હતી. તે જુની થવાથી તથા વશતીથી દુર હોવાને લીધે આ જગોએ અમારાં માતાજી બાઇ બચુબાઇ તથા બીજા અતરેનાં તથા મુંબઇનાં જરથોશતી શાહેબોએ શાથે મલી અમારાં મરહુમ બેહન બાઇ ગુલબાઇની ઇઆદગારીમાં નવેશરથી બંધાવી અમારા બાવા મરહુમ વાડીઆજી શોહરાબજી ફરાંમજીની નઇએતે આજ રોજે ઇજાવી શરવે જરથોશતીઓને વાપરવા શારૂં આની છે.

આએ નેક કાંમમાં તમારા ગામવાલા પારશી શેઠ બેહરાંમજી હીરજીભાઇ તથા બીજા કેટલાએક શાહેબોએ બીન શવારથે તશદી લેઇને શરનજામ પોંહચારીઊ તે વાશે હમાર મુરબીજી માતાજીની ફરમાંશથી એવોનો આએ જોગવાઇએ હમો આભાર માંનીએચ.

રોજ ૨૦ મો માહા ૯ મો શેહનશાહી તથા માહા ૧૦ મો કદમી શને ૧૨૪૬ ઇઅજદેજરદી, તા૦ ૬ ઠી જુન શને ૧૮૭૭ ને વાર બુધે.

ઉપલો અનજુમન પતર વંચાએઆ પછી મોજે ભેશાંનની જરથોશતી અનજુમન તરફથી નીચલું માનપતર એ દરમેહરના મુતવલીઓને આપવામાં આવેઊં હતું.

### અનજુમન પતર.

અનજુમનનાં શાહેબો,

નેકનામ શખીવજુદ શેઠજી દાદાભાઇ પેશતનજી તથા મનચેરજી પેશતનજી વાહાડીઆજી તથા નેકનાંમ બાઇ બચુબાઈ તથા શેઠ માણેકજી તથા શેઠ ખરશેદજી શોહોરાબજી વાહાડી અજી જોગ—

શાહેબ, હમો ભેશાંણ ગામની જરથોશતી અનજુમનને આપ શાહેબની, બોહોલી શખાવતની પીછાંણ કરવાને બહુજ શનતોશ ઉપજે છે કે હમારા ગરીબ ટોલાને અશલથીજ આશરો આપતા આવીઆ છે, કે આગલા વખતમાં તમારાં નેકનાંમ બેહશતનશીન માતાજી શુનાબાઇએ એક માહાભારત કુવો બંધાવી આપીઓ હતો, જે હાલમાં મોજુદછે કે જેહનો લાભ દરેક ગણીઆતના લોકોને તથા ગોશપંદોને મલેછે તેહની આશાએશથી હજારો હજાર દુવા કરેછે. તારબાદ ગરીબ જરથોશતી ટોલાના દીન ધરમ તથા રૂવાનની પવીતર ક્રીઆ કરવા શારૂં એક દરેમેહર બંધાવી આપી હતી, એટલુંજ નહી પણ અનજુમનમાં કેટલાંએક વાશણની ખુટ હતી તે ખુટ પણ તમો શખી શાહેબોથીજ પુરી પડીછે તથા હાલમાં જુની અગીઆરીથી જે શંકટ ગરીબ જરથોશતીઓને ખમવી પડતી હતી તે આએ શમે તમો શાહેબે બીજે ઠેકાણે નવી દરેમેહર બંધાવીઆથી દુર થઇ છે. એ મધે શેહજ આશરો હમોએ બાહારથી મેલવેઓછે, બાકી એ શરવે પુનનુ કાંમ તમો શાહેબનુ છે અને એ દરેમેહરના કામનો ચાલુ મુશારો પણ તમો શાહેબથીજ પુરતો મલે છે. એ શરવે ઉપકાર

તમો શાહેબનો હમારી ઉપર થએઓછે તે વીશે હમો ભેશાંણુનાં જરથોશતી અનજુમન તમો શાહેબોને આશીરવાદ દીજીએછે કે તમો શાહેબે પોતાની દોલત ખરચી હમો ગરીબ જરથોશતીઓનું શંકત ટાલેઉં તેનો બદલો હમો ગરીબની દુવાથી તે શરવ શકતીવાંન શાહેબ બખશેશ કરે અને તમોને તથા તમારા ફરજંદોને તથા તમારી હવે પછીની ઓલાદને તે શરવ શકતીવાન શાહેબ દોલત તથા જીંદગી શુખી શાથે ભરપુર રાખે એવી દુવા હમો ગરીબ જરથોશતીઓ, તે પેદાના કરનાર શાહેબની જનાબમાં માંગીએછે તે તમો શાહેબને તથા તમારાં ફરજંદોને આમીન થાએ. તમો શાહેબ આએ દરેમેહરની જશનની કીરીઆમાં દુર દેશથી આવી શામેલ થએઆ છે તે વીશે તમો શાહેબનો મોટો ઉપકાર માનાએ છઇએ. છેલે તમો શાહેબનાં આ ગરીબ ગામમાં નેક કદમ જોવાથી મોટી ખુશી અને શનતોશ ઉપજે છે.

એ દરેમેહરની કીરીઆનું જશન રોજ ૨૦ મો બેહરામ ઇજદ ને માહ ૯ મો આદર ઇજદ શને ૧૨૪૬ ઇઅજદેજરદી, અંગરેજી તા૦ ૬ ઠી જુન શને ૧૮૭૭ ઇશવીને રોજે થએઉ છે.

(અતરે ભેશાંન ગાંમના શરવે જરથોશતીઓની શહીઓ છે.)

*** આ દરેમેહર પર નીચલી તખ્તી મારેલી છે :—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.
"આએ ગાંમમાં અસલમાં આતશ દાદગાંહની દરેમેહેર શ્રી મોજે ભેશાંણુ તથા
"તેને લગતાં બીજાં ગામો મધેનાં જર-
"થોશતીઓના વપરાશને માટે મરહુમ
"વાડીઆજી પેશતનજી બહમનજીનાં વારે-
"શો વાડીઆજી દાદાભાઇ તથા મનચેરજી
"પેશતનજીએ પોતાના મરહુમ બંધેવી
"વાડીઆજી શોરાબજી ફરાંમજીની નઇ-
"એતે રોજ ૧૧ માહ ૫ શેહનશાહી
"તથા માહ ૬ કદમી શને ૧૨૧૫ એજ-
"દેજરદી તા૦ ૫ ફેબરવારી શને ૧૮૪૬
"ને દીને બંધાવી પરઠાવી હતી તે જુની
"થવાથી તથા વશતીથી દુર હોવાથી
"આએ જગોએ મરહુમ મજકુર વાડી-
"આજી શોરાબજી ફરાંમજીની વીધવા
"બાઇ બચુબાઇએ પોતાની મરહુમ દીક-
"રી બાઇ ગુલબાઇની યાદગારીમાં નવે-
"શરથી બંધાવી પોતાના ખાવંદ વાડી-
"આજી શોરાબજી ફરાંમજીની નઇએતે
"રોજ ૨૦ માહ ૯ શેહનશાહી તથા માહ
"૧૦ કદમી શને ૧૨૪૬ ઇઅજદેજરદી
"તા૦ ૬ થી જુન શને ૧૮૭૭ ને દીને
"પરઠાવી છે."

## શ્રી પુણાંની મરહુમ શેઠ શોરાબજી રતનજી પટેલવાલી દરેમેહર ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજીએ ફરી બંધાવી પરઠાવી તેનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૩ મી જુન ૧૮૭૭ ને વાર બુધે.

મરહુમ શેઠ શોરાબજી રતનજી પટેલની દરેમેહરનાં નવાં મકાંનની કીરીઆ તથા એ કદીમ દરેમેહરની શાલગરેનું જશન.

( જામે જમશેદને માટે ખાસ હેવાલ. )

પુણાં, તા૦ ૮ મી જુન ૧૮૭૭.

મરહુમ શેઠ શોરાંબજી રતનજી પટેલની દરેમેહરનું નવું મકાંન જે અતરેવાલા દશતુરજી સાહેબ ખાંનબહાદુર નોશરવાંનજી જામાસપજીએ હાલ બાંધીઉ છે તેની જશનની કીરીઆ એ કદીમ દરેમેહરની શાલગરેને દીવશે એટલે રોજ ૨૦ મો ને માહ ૯ મેને દીને થઇ હતી. એ દીવશ અતરેના જરતોશતીઓમો ભારે ખુશબખતી ભરેલો વીતો છે. દરેક હાફીશોમાં જે જરતોશતીઓ નોકરીએ છે તે શંગલે ઠેકાંણેની હાફીશોમાં દશતુરજી સાહેબે એ દીવસને માટે ખાસ રજા કહડાવી તે શગલા જરતોશતીઓને જશનમાં આવી શકાએ હેવી જોગવાઇ કરી આપી હતી. આ જશનને વખતે જરતોશતીઓની સંખીઆ લગભગ ૧૦૦ થી વધારે હતી તેઓમાં મુંબઇવાલા શેઠ ખરશેદજી ફરદુનજી પારખ, શેઠ કાવશજી ખરશેદજી જમશેદજી જીજીભાઇ તથા શેઠ માણેકજી ખરશેદજી જમશેદજી જીજીભાઇ, શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજી જીજીભાઇ તથા શેઠ ધનજીશાહ જમશેદજી અકલેસરીઆ, શેઠ દાદાભાઇ દુબાશ, શેઠ અરદેશર બમનજી કાકા, શેઠ એદલજી જીવાજી, શેઠ શોરાબજી જીવાજી શેઠ રતનજી દીનશાજી, શેઠ માણેકજી રતનજી ઘડીઆલી, શેઠ કાવશજી બરજોરજી લીચમોરના તથા શેઠ પેશતનજી રૂશતમજી કાંગા, શેઠ આદરજી તથા શેઠ ફરાંમજી દોરાબજી ઘાસવાલા, ખાંનસાહેબ શેઠ ફરદુનજી પેશતજી, શેઠ માણેકજી હોરમજજી હેડ કલારક, શેઠ ટેમુલજી દાદાભાઇ મોદી,

શેઠ રૂશતમજી દાદાભાઇ મોદી, શેઠ જાંહાંગીરજી માણેકજી ચીનાઇ, શેઠ શોહરાબજી જાંહગીરજી ચીનાઇ, શેઠ હોરમજજી પેશતનજી ચાહેવાલા વગેરે પુણાંના લગભગ શગલા જરતોશતીઓ આ પવીતર ક્રીરીઆમાં ભાગ લેવાને હાજર થએઆ હતા. જશનની કીરીઆ દશતુરજી સાહેબે બરોબર ૧૦ કલાકે શરૂ કીધી હતી જે શવાઅગીઆર વાગે પુરી થાઇ હતી.

તીઆરબાદ દશતુરજી સાહેબે એક અનજુમનપતર વાંચવા માટે પરોફેસર દશતુર હોશંગજીને આપીઓ હતો. આ અનજુમનપતરમાં આ દરેમેહરના શગલા વહીવટનો અવલથી તે હમણાં સુધીનો શઘલો હેવાલ ખોલાસે વાર આપીઆ બાદ મરહુમ દશતુરજી જામાસપજી જેઓ સાહેબને મુંબઇની તે વેળાની પારશીની પંચાએત તરફથી દખણની દશતુરીનો તથા આખાં દખણ પરાંતનાં પંથકનો હક આપી અતરે મોકલાવીઆં હતાં અને તીઆરથી દખણના વશનારા જરતોશતીઓમાં દીન ધરમનો એતેકાદ વધીઓ તથા જગો જગોએ દુખમાં તથા દરેમેહર બંધાઇ જેથી પરદેશવાસી જરતોશતીઓને પોતાના ધરમપર પુર એતેકાદથી રેહવાને જાણે એથી નવો મારગ ખોલલો થએઓ હતો. એ વગેરે બીજો ઘણો જાણવાજોગ હેવાલ આ અનજુમન પતરમાં શમાવીઓ છે જે હું જોગવાઇ મલવે લખી મોકલશ.

અનજુમન પતર વંચાઇ રેહવા બાદ પ્રોફેશર દશતુરજી હોશંગજીએ આતશકદેહ બાંધવા માટે તથા તે બંધાવનાર ધણીને તે પાક ઇઅજદાંન આએ તથા પેલી મીનોઇ જાહાંનમાં કેવું મોટું સુખ બખશે છે તે વીશે અવસતાની શાહદતોથી ઘણા ખાતરીપુરવક શબદો આપ્યા હતા તથા હેવાં પવીતર મકાનમાં બેશી તે પાક ખુદરતના ખાવીંદની બંદગી અને સેતાએશ કરવાથી તે દાદગર દાદાર હોરમજદ કેટલો ખુશી થાઇ પોતાના બંદાઓની દાદખાહી કરે છે તે વીશે આપણા પાક કલામોથી તેમજ ફારસીની મોતેબર કેતાબોના દાખલાઓથી સાંભલનારાઓનાં દીલ ઉપર આ ચંચલ દશતુરજીએ ઘણી રૂડી અશર કરી હતી. ટુકામાં એટલુંજ કેહવું બસ થાશે કે આ દશતુરજીનું ભાશાણ ખરેખર આ સુધરેલા વખતને જેબ આપે તથા શાંભલનારાઓની ઉલટ તથા એતેકાદમાં વધારો કરે હેવું હતું.

ભાશાણ પુરૂં થવા બાદ અનજુમન તરફથી ઠેહવેલા ૭ ગરશથો શેઠ ધંનજીશાજી જમશેદજી, શેઠ શોરાબજી જાંહગીરજી, શેઠ એદલજી જીવાજી, ખાંનસાહેબ શેઠ ફરદુનજી પેશતનજી, શેઠ રતનજી દીનશાજી, શેઠ માણેકજી હોરમજજી તથા હોરમજજી પેશતનજીએ ધરહશથોનું એક ડેપયુટેશન ખાંનબાહદુર દશતુરજીની આગલ આવી ઉભા રેહા તથા શેઠ ધનજીશા જમશેદજીએ દશતુરજીને કહી શંભલાવીઉં કે તમો સાહેબે આજ લાંબી મુદતથી હમારી પુણાંની તેમજ આખાં દખણની દશતુરીનો નામીચો તેમજ જોખમ ભરેલો ઓધો ઘણીજ લાએકી, અશોઇ અને પરેજગારીથી ચલાવેઓ છે તેમજ તમારા બીજા હેવા ભલા ગુણોથી અતરેની અનજુમનને ઘણી શોભા અને માન મલે છે અને તે વીશેનો તમારો ઉપકાર જાહેર કરવાને તથા તમો સાહેબને જાહેરમાં માન આપવાને હમારી પુણાંની અનજુમન તરફથી એક જાહેર સભા રોજ ૧૭ મો માહ ૯ મો ૧૨૪૬ ને દીને મલી હતી તેમાં હેવો ઠેરાવ થએઓ હતો કે પુણાંની શમશત અનજુમનનાં તમો સાહેબની તરફનાં માન અને મમતાની ઇધાની દાખલ એક શાલ જોડો ભેટ આપવો તે મુજબ આ જાહેર અનજુમનમાં તે કામ બજાવવાને હમોને ઘણો સંતોશ ઉપજે છે. એટલું કહીને એ અશો દશરતુરજીને શેઠ ધનજીશાહે પોતાને હાથે એક કીમતી શાલ જોડો હોધારીઓ હતો તેમજ એક બીજી શાલ શેઠ ધનજીશાહે પોતાની તરફથી જુદી હોધારી હતી. તે પછે શેઠ દાદાભાઈ દુબાશ તરફથી એક શાલ હોધારવામાં આવી હતી. એ વતરોગે બીજા શાહેબો તરફથી પણ શાલની પેહરાંમણી દશતુર શાહેબને થઇ હતી. અનજુમન તરફની શાલ જોડી જે વેલાએ ભેટ કીધી તે વખતે આખી માજલસ ઘણી ખુશીમાં આવી ખુશાલીની તાલીઓ વગાડી દશતુરજીને માન અને મુબારકબાદી આપી હતી. તેઆરબાદ દશતુરજીએ અનજુમનનો ઘટતા શબદોમાં ઉપકાર માની તેઓ તરફની સારી સોચનાને માટે પોતાનો સંતોશ જાહેર કીધો હતો.

એ કીરીઆ પુરી થવા બાદ શેઠ દાદાભાઇ દોરાબજી પટેલની નજદીક ઉપલાંજ ડેપીટેશનના સાહેબો જઇ ઉભા રહેઆ તથા શેઠ ધનજીશાહુ શેઠ દાદાભાઇને આ પરમાંણે કહી એક કીમતી શાલ ભેટ કરી હતી. શેઠ દાદાભાઇ, તમારા નેકનાંમ બુજોરગવાર મરહુમ શેઠ શોરાબજી રતનજી પટેલ સાહબે જે નેક ધરમનાં કામોનો પાએઓ નાખી અતરેની અન-

જુમન ઉપર ઉપકાર કરીઓ છે તેનાં અતરેની અનજુમનનાં માનની ઇધાંણી દાખલ આ શાલ તમારા નેક પીતા શેઠ દોરાબજી માટે ભેટ આપી છે તે કબલ રાખી પોંહચાડવાની તશદી લેજોજી. આ શાલ શેઠ દાદાભાઇએ લેતી વખતે અનજુમનનો ઉપકાર માનીઓ હતો.

આ નવી દરેમેહરનો દેખાવ ઘણો શુનદર અને એક જાહેર ઇમારતમાં લેખાએ એવો છે. આગલી વરંદા પચાશ ફીટ લાંબી તથા પંદર ફીટ પોહલાઇમાં છે. તે ઉપર એક શુંદર અગાશી આવી છે. અગાશીની અગની-કોન તરફ આદરીઆંનના ઘુંબજને લગતી બંગલી આવી છે. આ વરંદાની દખશીણ ઉતર તરફ બે મોટા દરવાજા મેલવામાં આવીઆ છે, જીઆંથી દરેમેહરનાં દીવાનખાંનાં-માં દાખલ થવાએ છે. આ દીવાંનખાનું પચાશ ફીટ લાંબું તથા બાવીશ ફીટ પોહલું છે તેમજ તેની ઉનચાઇ ૧૮ થી ૨૦ ફીટની રાખવામાં આવી છે. તેને ફરતી ૭ બારીઓ તથા ચાર દરવાજા જોઇતાં પરમાંનમાં મુકેલા છે તેમાં જે દરવાજો દીવાંનખાંનાંની નઇરૂત દીશામાં આવેલો છે તેમાંથી એબાદતધાહ-ને લગતાં દીવાનખાંનાંમાં દાખલ થઇ શકાએ છે, જીઆં જતાંજ આદરીઆંન શાહેબને શેજદો થઇ શકે છે.

આએ એબાદતધાનું શુંદર દીવાંનખાંનું તરીશ ચોરશવાર ફીટનાં પરમાંનમાં છે જે ઘણું રોનકદાર કરવામાં આવીઉં છે. ખુદ આદરીઆંનનાં તખતની જગીઆ પણ ઘણી શારી સગવડભરેલી બનાવી છે તેમાં જે શંગેમરમરનું તખત બનાવીઉં છે તે ઘણુંજ કીમતી અને શુંદર છે. ટુકામાં આ દરેમેહેરની બાંધની શરવે રીતે ઇઓગીઅ છે અને તે શરવે ઇઓગીઅતાનું માન મુંબઇવાલા શેઠ પેશતનજી રૂશતમજી કાંગાને ઘટે છે, કેમકે એ શેઠે પોતાનો કીમતી વખત રોકી આ કામ પાછલ ખરી કાલજી રાખી ટુક મુદતમાં શગલી સંપુરણ હાલતમાં લાવી મુકીઉં છે.

*** એ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"આએ દરેમેહરનું પવીત્ર મકાંન પ્રથમ
"મરહુમ મુરબી શેઠજી સાહેબ સોહરાબજી
"રતનજી પટેલે સને ૧૧૯૩ ઇઅજદજરદી
"રોજ ૮ માહ ૧૧ ને દીને એક સંગીન
"ગુંમબજ સુધાં બંધાવી ઇજાવી હતી.
"તેહારબાદ તેજ દરેમેહરનાં મકાંનને
"કાંઇએક ફેરફાર કરી સને ૧૨૧૨
"ઇઅજદેજરદી રોજ ૨૦ માહ ૯ ને
"દીને તે મધે આદરાંન શાહેબને તખત-
"નશીન કીધા હતા. પણ તે દરેમેહરનું
"મકાંન અસલ જરથોશતીઓની વસતી
"મુવાફેક હતું અને તે ઘણી પુરાંની
"હાલતમોભી આવેઆથી એ દરેમેહરનો
"અશલ સંગીન ગુમબજ હતો તે કાએમ
"રાખી નવેસરથી મોહકમ પાએઆ
"ઉપર આએ દરેમેહર તઇઆર કરાવી
"મરહુમ શેઠ સાહેબ સોહરાબજી રતંનજી
"પટેલની નઇએતે ઇજાવી સને ૧૨૪૬
"ઇઅજદેજરદી રોજ ૨૦ માહ ૯ ને દીને
"જરથોશતી અંજુમનને વાપરવા સારૂ
"ખોલ્લી મુકી છે, તથા એજ દરેમેહરને
"લગતા કંપાઉંડમો સારે રૂડે જરથોશતી-
"ઓને વાપરવા સારૂં એક મકાંન એ-
"લાહેદો બાંધી તેહનું નાંમ 'પટેલ હાલ'
"કરી આપીઉં છે. સને ૧૨૪૬ ઇઅજ-
"દેજરદી રોજ ૨૦ માહ ૯ તા૦ ૬ જુંન
"૧૮૭૭ ઇસ્વી. વાર બુધે.

"લા૦ કમતરીન
**નોશેરવાંન દસ્તુર જામાસપજી**
**દસ્તુર જામાસ્પ આશાના."**

## ઈ૦ સ૦ ૧૮૭૮.

## નવસારીનાં દોખમાંઓની સાંમે શેઠ દીનશાહજી માણેકજી પીટીટે બંધાવેલી શગડી ઇજાએઆનો અહેવાલ.

સુરત ગોફતાર તા૦ ૧૦ મી મારચ ૧૮૭૮ ને વાર રવેઉ.

નવસારી, તા૦ ૮ મી મારચ ૧૮૭૮.
નવી સગડીની કીરીયા.

એની બાહારવને ઇયાને સરોશ રોજે અતરેનાં દોખમાંઓ આગલ બંધાયલી નવી સગડી ઇજીને ખુલી મેલવાની કીરીઆ થઇ હતી. એ સગડી શેઠ દીનશા માણેકજી પીટીટે પોતાનાં બેહશતનશીન માતાજી હમાંબાઇની નઇએતે બંધાવી છે. ગયે સાલ "તાના" ને ટાંકણે તેઓ અતરે આવીઆ તે વેલા અહીંની અનજુમને તે બાંધવાને તેમને અરજ કરી, જે તુરત બાહલ રાખવામાં આવી હતી. એને લગતું જશન એ દીને સહવારે સાડા

નવ વાગા પછી દખમાં આગલ એજ કારણુ સર આસરે ૨૭૫ ફીટ લંબાઇ અને ૯૦ ફીટ પોહોલાઇને આસરેનો જે ઓહોલો માંડવ નાખવામાં આવીઓ છે તેમાં થયું હતું. આસરે ૨૦૦૦ જરથોશતીઓ આ ક્રીઆમાં શામેલ થયા હતા. જશન તમામ થયા બાદ શેઠ દીનશાહજીએ ઉઠીને આ સગડી જરથોશતીઓ માટે ધરમખાતે આપેલી જાહેર કરી હતી, અને તે જોડે તેઓએ નવસારીનાં ફંડોના તરસટીઓ જોગ લખેલા પતરની નકલ વાંચી સંભલાવી હતી. તેમાં તેઓએ આ સગડી ધરમખાતે મેલીને તેમની દેખરેખ હેઠલ સોંપી છે, અને તેની ચાલુ મરામત તથા તેમાં આતશ અને ચેરાગ રોશન રાખવા માટે રૂ. ૩૦૦૦ હજાર કાહાડીને તેની સરકારી જામીનગીરીની ચાર ટકાનાં વીઆજની નોટો લઇ આપી છે, જેનાં વીઆજમાંથી એ ખરચ પુરો પાડીને જે બાકી વધતી જાય તે અસલ થાપણુમાં ઉમેરતા જવા જણાવીયું છે. એ પછી અતરેના જરથોશઓ તરફનું શેઠ દીનશાહજીને આપવાને સોનેરી હરફે તઇઆર કરેલું માનપતર દસતુર હોશંગજી જામાસપજીનાં સાહેબજાદા દસતુરજી પીરોજશાહજી, એમ. એ. એ વાંચી સંભલાવીઉં. તયારબાદ શાલોની પેહેરાંમણીઓ અરસપરસ કીધા પછી અથોરનાંનોને તેમના દરજ્જા પરમાણે રૂ. ૧ થી ૫ સુધીની "આશોદાદ" વેહેચી હતી. સેવટે "ચાશની" કરીને, બપોરી મધયાન વખતે આ મેલાવડો બરખાસત થયો હતો.

મજકુર સગડી ઘણી શોભાયમાન અને મજબુત બાંધવામાં આવી છે. તેનો ઘાટ તથા ગોઠવણુ મુંબઇની સગડીને કેટલેક દરજે મલતાં છે. તેની લંબાઇ દીવાલ બાદ કરતાં ૪૩ ફીટ, પાહલાઇ ૫૧ ફીટ અને ઉંચાઇ ૧૫ ફીટ છે. તેની પોહલાઇને તરણુ ભાગોમાં વેહચીને ઉતર તથા દક્ષીણુ બાજુએ લોકોની બેઠક માટે હાલ કરવા છે, અને વચે ફીટનો ખુલો ચોક રાખીઓ છે. મજકુર બંને હાલો દર એક ૧૨॥ ફીટના છે, જેમાંના દક્ષીણુ બાજુના ભાગમાં આતશદાદગાહ રાખવામાં આવે છે. વચે પુરવ અને પશચીમ તરફ તેના દરવાજા રાખીઆ છે અને બેઠકો મુખીય કરી આસપાસ મોટા મેહરાબો કાહડી તેની વચે કરવામાં આવી છે.

*_* એ સગડીમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"પાક દાદાર હોરમજદની મદદ.
"આએ સગડી શેઠ દીનશાહા માંણેકજી
"પીતીતે પોતાનાં બેહશતનશીન માતાજી
"હમાંબાઈ જીજીભાઇ સુગાનાં પુનને શારૂં
"બનધાવી જરથોશતી અનજુમનને વાપ-
"રવાને આપી છે. રોજ ૧૭ મો સરોશ
"ઇઅજદ માહા ૬ થો શરેવર અમશા-
"પંદ શેનશાહી, માહા ૭ મો મેહર ઇજદ
"કદમી શને ૧૨૪૭ ઇઅજદેજરદી. શંવત
"૧૯૩૪ ના ફાગણુ શુદ ૧ ને વાર ભોમે
"તા૦ ૫ મી મારચ ૧૮૭૮ ઇશવી."

## શેઠ નશરવાંનજી રતનજી તાતાવાલું નવસારીનું દોખમું પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૭૮ ને વાર બુધે.

શ્રી નોશારીનાં દોખમાંનીજાહેરખબર.

શરવે ખાશોઆમ જરથોશતી શાહેબોને જાહેર કરવામાં આવે છે કે શ્રી નોશારી કશબા ખાતે (શેઠ નોશરવાંનજી રતનજી ટાટા) એ એક નવું દોખમું બંધાવી તઇઆર કરીઉં છે તેની ક્રીઆ રોજ ૨૦ મો બેહેરાંમ ઇજદ મહા ૬ ઠો શેહેરેવર અમશાશપંદ શને ૧૨૪૭ એજદેજરદી, તા૦ ૮ મી મારચ શને ૧૮૭૮ અને શવંત ૧૯૩૪ ના ફાગણુ શુદ ૪ ને વાર શુકરને મુબારક દીને થનાર છે તેના અંદર શામેલ થાઇ શવાબનો હંમએરો હાંશલ કરવાને શ્રી મુંબઈનાં તથા બીજા શવલા દેશાવરો ખાતેના કુલે ખાશોઆમ જરથોશતી સાહેબોને એલતેમાસ કરીએ છીએ—એજ અરજ.

નવશારીની અંનજુમનની વટી

લા૦ દુઆગો દારાબજી દશતુર માહીઆરજી.

શ્રી નોશારીનાં દોખમાંની જાહેરખબર.

હું નીચે શહી કરનાર આ૦ નોશેરવાંનજી રતનજી ટાટા શરવે ખાશોઆંમ જરથોશતી સાહેબોને જાહેર કરૂં છું કે શ્રી નોશારી કશબા ખાતે મેં એક નવું દોખમું બંધાવી તઇઆર કરાવીઉ છે. તેની ક્રીઆ રોજ ૨૦ મો બેહેરાંમ ઇજદ માહા ૬ થો શેહેરેવર અમશાંશપંદ સને ૧૨૪૭ એજદજરદી તા૦ ૮ મી મારચ શને ૧૮૭૮ અને શવંત ૧૯૩૪ નાં ફાગણુ શુદ. ૪ વાર શુકરને મુબારક દીને થનાર છે. તે શંબંધી શ્રી નોશારીની અનજુમન તરફથી દશતુરજી શાહેબ દારાબજી માહીઆરજીએ એક જાહેરખબર છપાવી છે. તે

નેક કીરીઆમાં શામેલ થાઇ શવાબનો હીસ્સો હાંશલ કરવાને શ્રી મુંબઇના તથા બીજા શઘલા દેશાવરો ખાતેના કુલે ખાંશોઆંમ જરતોશતી શાહેબોને નમનતાઇ સાથે એલતેમાસ કરૂં છું—એજ અરજ.

લા૦ શેવક નશરવાંનજી રતનજી ટાટા.

રાસ્ત ગોફતાર, તા૦ ૧૦ મી મારચ ૧૮૭૮ ને વાર રવેઉ.

નવસારી, તા૦ ૮ મી મારચ ૧૮૭૮

પણ મજકુર સઘલા મેલાવડાને ઝાંખા પાડનાર મેલાવડો આજ સહવારે દખમાં આગલ છેલી કીરીઆને વખતે થયો હતો. મુંબઇથી ઉપડેલી ખાસ ટરેનમાં તરણ હજારથી વધુ પારસી ઉતારૂઓ આવીઆ હતા. એ ટરેનમાં સઘળી મલી ૩૫ ગાડીઓ ખાચોખીચ ભરાઇ હતી. મેલ ટરેનમાં સરેશતા કરતાં નવ ગાડી વધુ જોડવા છતાં તે પણ ખીચોખીચ ભરાઇ ગઇ હતી. આજ સહવારે વલસાડ અને સુરતથી ઉપડેલી ટરેનોમાં પણ લગભગ એટલીજ ગાડીઓ તથા એથી સેહજ ઓછા ઉતારૂ હતા. આ રીતે આજે આવેલાં એકંદર ઉતારૂઓની સંખીઆ હું સાત હજાર સુધીની ધારૂં છું અને તેમાં અતરે આગલથી આવી રહેલાં લોકોની સંખીઆ ઉમેરતાં એકંદર લોકો બાર હજાર એકઠાં થયલાં હોવાં જોઇએ. પોતાના પરોણાઓને જેઓ લેવા ગયા હતા તેમને તેઓ ભાયગેજ મલી શકતા, અને જો કોઇ પોતાના સાથીઓથી છુટો પડતો, તો તેને મલવાની થોડીજ આશા રેહતી, ચચાર દરવાજે ટીકીટો લેવાયા છતાં લોકનો થાગ લાગતો ન હતો. સહવાર પડયા પછી તો નવસારી ગોયા લોકોથી ભરાઇને ઉભરાઇ જવા લાગું હતું.

આમાંથી અરધો ઉપર ભાગ, યાને લગભગ છ હજાર મરદો દખમાંની કીરયાના મેલાવડામાં જમાવ થયા હતા. એક હાથ પર મીજલસની આસપાસ કીરીઆ જોવાને ડોકાં તાણતાં હજારો ઇનતેજાર લોકોની ભચડા કચડી મનને બેચેન કરતી હતી; અને બીજા હાથપર દખમું જોવાને તેની અંદર જતાં લોકોની ધસારા કરતી ફોજ અને તે જોઇ અંદરથી બાહેર પાછા નીકલતા લોકોની તેમના સાથની અઠડાઅઠડી અને તેથા સીડીપરથી ટુટી પડતા લોકોની હાલત જોઇ રમુજ તેમ દયા છુટતી હતી.

મજલેસમાં આગલ જણાવેલા સરવે દસતુર દાવરો અને મોટા મોટીઆરો હાજર હતા. જશનનાં આફરીગાંનની કીરયા દસતુર રૂસતમજી કેકોબાદજીએ માડી હતી, અને આતર વક્ષી મોબેદ નવરોજજી રતનજી કુટાર ( શેઠ તાતાને લેરના પંચકી ) એ કરી હતી. જશન ૮।। વાગે શરૂ થઇને ૯।।। વાગે પુરૂં થયું હતું. જે પછી શેઠ નશરવાંનજી તાતાએ પોતાનાં મરહુમ માતાજી કુવરબાઇનાં પુનને કીજે બંધાવેલું આ દખમું જરતોશતી અનજુમનને હવાલે કરયા વીશેનો લેખ વાંચી સંભલાવીઓ. આ જોડે અતરેનાં દખમાંન કમપાઉંડની બાહેર ઉતર બાજુએ આવેલી પાંચ વીંઘા જગા, જે પદમરશટ માહરાજા મહલારરાવે દખમું બાંધવાનાં કારણુ સરજ શેઠ તાતાને આપી હતી, તે પણ તેવણે અનજુમનની સવાધીન કરી છે. એ પછી અતરેના દસતુર દારાબજીએ ઉભા થઇને શેઠ તાતાએ કાધેલાં આ પુણનાં કામની સતુતી કરી તેમનો ઉપકાર માનવા સાથ દખમાંની અગત વીશે કેટલાક વીચારો વાંચી સંભલાવીઆ હતા; અને તીઆરબાદ એ દસતુરે પોતેજ એક માનપતર, જે શેઠ તાતાને આપવ ને અતરેની અનજુમને, સોનેરી હરફ તથા રૂપેરી નલા સાથે તઇઆર કરાવીઉં હતું તે વાંચી સંભલાવીઉં હતુ. આ સઘલાં લખાંણ વંચાયાં તે, લોકોની બેશુમાર ગડબડને લીધે ભાયગેજ પચીસ પચાસ માણુસો સમજી શકયા હશે; તે છતાં હજારો લોકોએ તાલીઓ તથા "હુરરે" થી ગોયા મુવેલાં રવાંનો વટીકને જાગરૂત કરી મેલીઆં હતાં !

છેલે શાલોના ગાંસડાઓ આવીઆ, અને છુટે હાથે શાલો અપાવા લાગી. અતરેની અનજુમન તથા દશતુરો તથા શેઠીયાઓ તરફની મલી જુમલે સતર શાલો શેઠ તાતાને થઇ હતી. તે પછી શેઠ તાતાએ પોતા તરફથી કેટલાક દસતુરોને, ચાર દેશાઇઓને, પોતાને તયાંના પંથકીઓ, કારભારીઓ, માસટરો, ઇજનેરો તથા મીસતરીઓ વગેરેને મલી જુમલે ૩૩ શાલો હોરાડી હતી. છેલે બરાબર દશ કલાકે આ યાદગારી ભરયે મેલાવડો ખલાસ થયો હતો.

આ પછી પણ નજદીક આખો દીવસ દખમાં આગલ લોકોની બીડ જારી રહી હતી. દખમાંમાં લોકો તરફથી પુશકળ પડત પડી છે. તેમજ આએજ માસ દોઢ થયો દરરોજ રૂ ૨૫ ની આવરેજ પડત પડતી આવી છે. એ સઘલી પડતના એકંદર રૂપીઆ પાંચ

હજાર ધારવામાં આવે છે. જે આ તરેના દસતુર દારાબજીને મલશે.

આ નવું દખમું અતરેનાં સઘલા દખમાં કરતાં મોટું, મજબુત અને શોભાયમાન છે. તે દખમાંના કંપાઉંડમાં ઉતર ભાગમાં છેલાં જુનાં દખમાંની પુરવ બાજુએ આવીઉં છે. તેની ઉંચાઈ તરણ ફીટની ભારણી સાથે ૧૮ ફીટ છે. તેનો ઘેરાવો છેક ઉપરથી ૧૮૫ ફીટ છે. પાવીની સપાટીથી તેનો ઘેરાવો ૨૧૦ ફીટ છે, અને તેનો ડાયમીટર ૭૦ ફીટ છે. તેમાં તરણુ તબકકે મરદો, ઓરતો અને બાલકોની લાશ માટે જુદી જુદી ૬૫ પાવીઓ છે. તે ઉપર ચહડવાને ૨૨ સીડીઓ મેલી છે અને બારણાંનો ગાલો કુશાદે છે. બારણાંને મથાલે મેહરાબશેકો આકાર કરી તેની વચે સંગેમરમરના પથરની મોટી તખતીમાં પેહલવી, ગુજરાતી અને અંગરેજી ભાશામાં એ દખમાંની તારીખવાર તથા નામનીશાન કોતરેલાં છે. આ સંગેમરમરનો પથર વજનમાં બંગાલી ૩૦ મણનો છે, જે મુંબઇથી મંગાવવામાં આવીઆ હતો.

*Times of India, Monday 11th March 1878.*

*The New Tower of Silence at Nowsaree*

*(From our own Correspondent)*

*Nowsaree, March 8*

This morning about three thousand visitors arrived by the ordinary mail and special trains from Bombay and Surat, and the railway Station for a long time presented a very animated appearance. Confusion and inconvenience, however, were scarcely perceptible, so admirable were the arrangements made by the railway officials; the same remark applying to the journey hither, and it is only due to Mr. J. R. Duxbury, the Traffic Manager, to notice exertions in this respect. The centre of attraction in the town is a spacious compound attached to a bungalow known by the name of Khurshedwadi. Here a pavillion has been erected large enough to accommodate a thousand visitors. Among Yesterday's arrivals were Messrs. Cursetjee Rustomjee, (Chief Justice of Baroda,) Manockjee. P. Tuback, (comissioner of the Baroda Police,) Dinshaw Talyarkhan, (Municipal Commissioner of Baroda,) Byramjee Nusserwanjee Sirvai, and several other well-known Baroda officials. During the last fortnight, no less than 10,000 Parsees visited the tower, and have since returned to their homes. At daybreak this morning persons carrying pieces of sandalwood began to pour into the enclosure which contains the new tower, the roads leading to the spot being for some time full of pedestrains and carriages. By 8 o'clock the enclosure was completely filled, and so great was the rush of persons entering the tower, that several were thrown off the steps, but fortunately were not injured. Within the enclosure there were booths, at which toys and sweetmeats were sold as at afair, and a song-composed by a Parsee for the occasion was printed and sold. The jussan, or consecration ceremony, began at half-past 8, and was attended, among others, by Mr. Byramjee Jeejeebhoy, C. S. I, the Hon' ble Dosabhoy Framjee C. S. I, Dustoors Dorabjee Mehiarjee (of Nowsaree), Jamaspjee Muncherjee (of Bombay), Nusserwanjee Jamaspjee (of Poona,) Messrs. Dinshaw and Nusserwanjee Manockjee Petit, Nanabhoy Byramjee Jeejeebhoy, Jamsetjee Nusserwanjee Tata, Cursetjee Rustomjee Thanawalla, Chief Justice of Baroda, Nusserwanjee Chandabhoy, Khan Bahadoor Hosungjee Jamaspjee Dustoor, K. R. Kama, Nowrojee Furdoonjee, Cursetjee Manockjee Setna, Hormusjee Nowrojee Saklat-

walla, Cowasjee Hormusjee, G. G. M. C; Dadabhoy Eduljee Albless, Cowasjee Dinshaw Petit, Rustomjee N. B. Jeejeebhoy, Hormusjee Byramjee Moos, Jamsetjee Nusserwanjee Petit, Byramjee Nusser, wanjee Sirvai, Dinshaw Pestonjee Kanga, Rustomjee Pestonjee Billi moria, Jehangeer DossabhoyFram jee, Jamaspjee and Burjorjee Gard- Jehangeer Hormusjee Wacha, Ardeshir Dosabhoy Moonshee, Manockjee Pestonjee Tuback Dinshaw Ardeshir Talyarkhan, and Sorabjee Nowrojee Cooper· Two rows of priests were formed, and befoer the high-priest were placed trays of fruits, flowers' and glasses of syrup, toddy and liquor. A silver censer was also kept burning before the high-priest. The usual Afringhan ceremony was then gone through. About three hundred priests recited prayers, during which the two priests who performed the Afringhan, exchanged greetings. The prayers lasted an hour and-a-half. By the time the Jussan or consecration ceremony took place in the pavilion, the ceremonies within the tower had ceased. For three days and nights previously six priests, in regular turms, recited prayers on a marble altar in the centre hole of the tower. The Parsees who inspected the tower during this period threw into the hole copper or silver coins, which by custom become the property of Mr. Tata, but it is understood he will hand over the entire sum to the local high-priest. The Afringhan ceremony being over, *Mr. Nusserwanjee Ruttonjee* Tata addressed the high priest and the Parsees assembled, He spoke of the necessity that had existed of a new tower being erected and expressed pleasure that his undertaking had that day been crowned with success. The tower was constructed on a plan suggested to him, in accordance with the latest improvements of modern science by Messrs. Nusserwanjee Chandabhoy and Bezonjee Muncherjee, two well-known Parsee Engineers of Bombay. The tower, Mr. Tata said, was built with the double object of serving the Parsee inhabitants of Nowsaree, as well as to perpetuate the memory of his late mother, Cooverbai, in whose name it was dedicated that day. He delivered the possession of the tower to the Parsee Anjuman (community) of Nowsaree from that day without laying any future claim for its posssession by himself or his heirs and successors. He also on that auspicious occasion presented to the Parsee Anjuman of Nowsaree a piece of ground attached to the tower-of-silence enclosure presented to him by Mulharao, the late Gaekwar of Baroda. In conclusion he hoped that the Anjuman would take such care of the new tower as was prescribed by the rules of the Zoroastrian religion. When Mr. Tata resumed his seat he was loudly cheered, and there were cries of "success and prosperity to Sett Tata."

Dustoor Dorabjee Mehiarjee, the high priest of Nowsaree, in presenting an address and a richly carved silver casket to Mr. Tata, observed that the worthy donor, by the performance of that religious and charitable act, deserved well of the community and had paved his way to the path of *Heaven. The most* solemn and important thought which struck a man after the death

of his dearest and nearest relation was to dispose of his body in a manner strictly enjoined by the precepts of religion, and the means of thus disposing of the dead was supplied by the munificence of Mr. Tata. The speaker concluded by wishing health and prosperity to Mr. Tata and his progeny, and by hoping that the worthy donor might continue in the performance of such other religious acts out of the profuse riches he was blessed with by the bountiful hand of Providence.

The address stated that it was a source of pride to the inhabitants of Nowsaree that a native born and bred in that place should have undertaken the task of erecting a new tower. It was a matter of congratulation that they could secure the services of such a distinguished architect and engineer as Mr. Nusserwanjee Chandabhoy, under whose suprintendence the tower was erected. The poor population of Nowsaree were unable to repay the kindness of the donor in a better manner than to wish health and prosperity to Mr, Tata, his son and grand children, and all his descendants.

A very rich and valuable Cashmere shawl was then presented by the high-priest on behalf of the Anjuman, together with the address, in a silver casket. The latter is about a foot and a half in length, and richly carved. In the front is an effigy of Zoroaster and a censer emitting flames; on the other side, in Guzerati letters, there is a suitable inscription. Messrs. Byramjee Jeejeebhoy, C. S. I, Dinshaw Manockjee Petit, Hormasjee Nowrojee Saklatwalla, Dustoor Nusserwanjee Jamaspjee (of Poona), and about ten other gentelmen then congratulated Mr. Tata on the success of his undertaking, and each presented him with a shawl. Professor Hosungjee of Poona congratulated Mr. Tata in a lengthy speech on behalf of his brother the high priest of Poona. Mr. Tata presented shawls to Dustoor Dorabjee (high priest of Nowsaree) Dustoor Jamaspjee Minocherjee (one of the high priests of Bombay) and the high priests of Surat, Poona, Oodwara and the Desais of Nowsaree. Mr. Nusserwanjee Chandabhoy, the architect, was also presented with a shawl.

The proceedings, which lasted for about an hour and a half, terminated with the distribution of fruit and other edibles. The tower was visited throughout the day by about 7,000 persons.

At night Tata Street and Khurshedwadi were brilliantly illuminated, and people thronged the Streets till a very late hour. Parsee ladies, in companies of six and Seven, were to be seen singing songs composed for the occasion by a Parsee priest, and in a loud voice uttering the words Tata ne jeha (Tata's success). In accordance with a superstition among the Parsees, the tower will be first used in case of the death of an elderly person or of a child of a very tender age. At one of Mr. K. R. Kama's lectures on religious topics the thanks of the audience were conveyed to the learned Oriental by a Parsee lady in a speech of some length.

*** એ દોખમાંના દરવાજા પર નીચલી તખ્તી મારેલી છેઃ—

“શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.
“આ દોખમું આ નોસારી કશબાના વતની
“એરવદ નોશરવાંનજી રતનજી તાતાએ

"પોતાનાં મરહુમ માતાજી કુવરબાઇનાં "પુનને શારૂં બંધાવેઉ છે. રોજ ૨૦ મો બેહરાંમ ઇઅજદ માહ ૬ થો શેહરેવર "અમશાશપંદ સને ૧૨૪૭ ઇઅજદેજરદી. "સંવત ૧૯૩૪નાં ફાગણ શુદ ૪ ને વાર "શુકરે."

## ભીંડીબજારની મરહુમ શેઠ મેહરવાંનજી માંણેકજી પટેલવાલી દરેમેહર બાઈ દીનબાઈ નશરવાંનજી પીટીટે ફેરી બંધાવી પરઠાવી તેનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૪ થી જુન ૧૮૭૮ ને વાર સોમ.

ગઇ કાલે ભીંડીબજાર મધેની શેઠ મેહરવાંનજી માણેકજી પટેલની અગીઆરીને નવેસરથી બંધાવીને પરઠવાની કીરીઆ કરવામાં આવી હતી. તેને લગતી કેટલીક હકીકત તે વખતે શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે અંનજુમન આગલ કીધેલા ખોલાસા ઉપરથી જણાય છે, અને તે ખોલાસો તે શેઠના પોતાના શબ્દોમાં હેઠલ આપીએ છે.

દસતુરજી સાહેબો તથા મીજલસના સાહેબો, જત આ આતશ આદરીઆંન મરહુમ શેઠ મેરવાંનજી માણેકજી પટેલે સને ૧૧૭૯ ઇઅજદેજરદીનાં શાલમાં પરથેઆ હતા, જેને આજ આસરે વરસ ૬૮ થયાં છે; પણ એ આતશ આદરીઆંનનું મકાન પુરાનું થઈ ગયું હતું તેથી મરનાર શેઠ મેહેરવાંનજી માણેકજી પટેલનાં ધણીઆંની બાઇ સુનાબાઇ બેહેસતનશીન થયાં તયારે તેવણનાં ઉઠમણાંમાં રૂ. ૮૫૦૦ ભરાયા હતા જેમાં એ બાઇનાં પોતાનાં ફંડમાંથી રૂ. ૫૦૦૦ તથા ખેથીઓએ રૂ. ૩૫૦૦ ભરેઆ હતા જેમાંથી એ આતશ આદરીઆનનું મકાંન દરસત કરવું અથવા નવા પાયાથી બાંધવું તથા તેનો ખરચ નીભે તેવી ગોઠવણ કરવી; પણ તેટલી નાની રકમ-માંથી આદરીઆંનનું મકાંન બંધાઇ નહીં શકાએ તેથી હમોએ મરનાર શેઠ મેહરવાંનજી માણેકજી પટેલના હઇઆત વારસો તથા એ આતશ આદરીઆંનના મુતવલી શેઠ માણેકજી ખરશેદજી પટેલ તથા શેઠ દોરાબજી ખરશેદજી પટેલની પરવાંનગી લઇને હમે હમારા ખરચથી હમારી ધણીઆંનીને નામે પાછું નવેસરથી એ મકાન બાંધીઉં છે, અને એ પુરાતન આતશ આદરીઆંન આજ દીને પાછા તખત નશીન કરેઆ છે તેની જશનની કીરીઆમાં તમો સાહેબો હમારાં ઈજનને માન આપી આ સુભ કીરીઆમાં તસદી લઇ સામેલ થયાછો તેનો તમારો ઉપકાર માનયે છઇયે.

બીજું એ જે હમોએ સરકારી ટકા ૪નાં વીઆજની નોટ રૂ ૩૦૦૦ અંકે તરણ હજાર ની એ આતશઆદરીઆંનનાં ફંડના હાલ જે તરસતી સાહેબો છે તેઓને અથવા હવે પછી જે તરસતીઓ ઠરે તેવોનાં સવાધીનમાં આપવા ઠરાવ્યું છે કે એ રૂ. ૩૦૦૦નો હસાબ હમારાં નામનો એ તરસતીઓએ જુદો હસાબ રાખવો અને મુદલ રૂપીઆ અનામત રાખી દર વરસે વીઆજના રૂ. ૧૨૦ ઉપજે તેમાંથી એ આતશ આદરીઆંનની ઇમારતની દર વરસે મરામત કરવી, અને તે મરામતનો ખરચ કરતાં વધે તે એ રૂ. ૩૦૦૦ ની નોટની સાથે રાખે અને કોઈ વરસમાં મરામત કરવાને રૂ. ૧૨૦ થી વધારે ખરચ કરવો પડે તો તે વધેલા રૂપીઆમાંથી લઇને કરે. મુંબઇ રોજ ૧૭ મો સરોશ ઇજદ માહ ૯ મો આદર ઇજદ શેહનશાહી સને ૧૨૪૭ ઈઅજદે-જરદી તા૦ ૩ જી જુન સને ૧૮૭૮ અંગરેજી અને વાર સોમે.

લા૦ **નશરવાંનજી માણેકજી પીતીત.**

*** એ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલી છે :—

" પાક દાદાર હોરમજદની મદદ છે.
"આએ આતશ આદરીઆંન મરહુમ
" શેઠ મેહરવાંનજી માણેકજી પટેલે રોજ
" ૨૨ મો ગોવાદ ઇજદ, માહ ૧૨ મો
" અસપંદારમદ અમશાસપંદ શેહનશાહી
" સને ૧૧૭૭ યજદેજરદી, તા૦ ૨૩ મી
" સપટેમબર સને ૧૮૦૮ અંગ્રેજીને દીને
" તખનશીન કર્યા હતાં; પણ એ આતશ
" આદરીઆંનનું મકાંન પુરાણું થાઇ ગવાથી
" એવનની બેહશતન દીકરી મીથીબાઇ-
" ની દીકરી બાઇ દીનબાઇ તે
" શેઠ નશરવાંનજી માણેકજી પીતીતની
" ધરીઆણીએ નવેસરથી પાછું બાંધી,
" અસલ આતશ આદરીઆંન રોજ ૧૭ મો
" સરોશ ઇજદ, માહ ૯ મો આદર ઇજદ
" શેહનશાહી, સને ૧૨૪૭ યજદેજરદી,
" તા૦ ૩ જી જુન સને ૧૮૭૮ અંગ્રેજી,
" સવંત ૧૯૩૪ નો જેઠ શુદ ૨ વાર સોમેને
" દીને પાછાં તખતનશીન કરીઆં છે."

## નવસારીનીં સર જમશેદજી જીજીભાઇ બારોનેટવાલી શગડી પાછી બંધાવી પરઠાવી.

તા૦ ૧૧ મી જુલાઇ ૧૮૭૮.
રોજ ૨૫ માહ ૧૦ (શે.) ૧૨૪૭ યજદજરદી.

નવસારી મધે મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટે ઇ. સ. ૧૮૫૩ માં બંધાવેલી શગડી પડી ભાગાથી તે એવણનાં ધરમનાં ફંડ મધેંથી પાછી નવેસરથી બંધાવી આજ દીને એવણના વડા દીકરા મરહુમ સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટ, સી. એસ. આઇ. ની વરસીને રોજે ઇજાવી હતી.

[આ નવી શગડીપર ઇ. સ. ૧૮૫૩ વાલી જુની શગડી પરની તખ્તી પાછી જડાવી તેનીં હેઠલ નીચલી નવી તખ્તી મારેલી છે:—

"પાક દાદાર હોરમજદની મદદ છે.
"ઉપલા તકતી મધે જણાવેલી શગડી
"બીશમાર થઇને ભાગી ગીઆના શબબથી
"શખી વજુદ અકાબર શાહેબ શર જમશેદજી
"જીજીભાઇ પેહેલા બારોનેટનાં ધરમનાં ફંડ
"મધેથી એવણ શાહેબનાં માતાજી બાઈ
"જીવણબાઇનાં પુનને શારૂં આએ શગડી
"અશલ જગો ઉપર નવેશરથી બંધાવીને
"તથા એવણ શાહેબના વડા પૂતર મરહુમ
"શેઠ ખરશેદજી જમશેદજી તે શર જમ-
"શેદજી જીજીભાઈ બીજા બારોનેટ, શી.
"એશ. આઇ. ની વરશીને રોજે ઇજાવીને
"જરતોશતી અનજુમનને વાપરવા આપી
"છે. શ્રી નોશારી રોજ ૨૫ મો માહ
"૧૦ મો શેહનશાહી શને ૧૨૪૭ ઇઅ-
"જદજરદી તા૦ ૧૧ મી જુલાઇ ૧૮૭૮
"ઇશવી."

## પુણાંનાં શેઠ શેરાબજી રતનજી પટેલ-વાલાં દોખમાપર જવાનો શેઠ હોર-મજજી શેરાબજી તાડીવાલાએ બંધાવેલો રસ્તો.

મુંબઇ સમાચાર, તા૦ ૧૨મી અકટોબર ૧૮૭૮ ને વાર શનેઉ.

પુણાં, તા૦ ૯મી અકટોબર ૧૮૭૮.

**દુખમાંનો નવો રસ્તો અને તેનો દેખાવ**—આગલ ઘણી વાર ફરીઆદ ચાલીઆ બાદ આખેરે અતરે દુખમાંપર જવાનો એક નવો રસતો અતરેના શેઠ હોરમજજી શેરાબજી તાડીવાલાએ પોતાને ખાસ ખરચે જરતોસ્તીઓને બંધાવી આપીઓ છે. આ રસતાની લંબાઇ લગભગ અરધા માઇલની ઉપર છે; અને તે ચહડાણપર બાંધેલો છે. એ રસતા માટે બે ઠેકાણે વલાણ લેવામાં આવી છે. આ કામ ઘણી પાકા બાંધણીનું તથા શેભાઇતું લેવામાં આવીઉં છે, તથા રસતાની આજુબાજુ-માં જુદાં જુદાં જાહડો રોપવાથી તે અતી-આરથીજ ઘણો રોનકદાર લાગે છે, જે ઠેઠ દુખમાંના ડુંગર ઉપર પોંહતા પછે તેનો દેખાવ ઘણોજ રલીઆંમણો દેખાય છે. આ એક અગતનું કામ પાર ઉતરવાથી અતરેના પારસીઓને મોટો સંતોસ ઉપજયો છે. અને એવો સંતોશ ઉપજાવનાર મજકુર શેઠ હોરમજજી છે.

## મુંબઇની કોટની મરહુમ માણેકજી શેઠવાલી વાડીના ઓટલા.

મરહુમ શેઠ માણેકજી નવરોજજી શેઠનાની કોટ મધેની જરથોસ્તીઓને સરઅવસરે વાપડવાની વાડીના જુના ઓટલા આએ વર્ષ તેમનાં ધર્મખાતાંના હીસાબમાંથી તેના મુતવલી શેઠ અરદેશર મેહરવાંનજી શેઠનાએ ઉખેડાવી તે જગોએ બે બંગલા તથા બે મોટા ઓટલા નવેસરથી જરથોસ્તીઓના ઉપ્યોગને માટે બંધાવી ખોલ્લા મુક્યા હતા.

[આ બંધે ઓટલાઓ પર જુની ૧૮૪૩ ની તખ્તીઓ કાયમ રાખી તેની હેઠલ નીચે મુ-જબ નવી તખ્તીઓ મારેલી છે:—

"આ ઓટલાની ઇમારત.
"મરહુંમ શેઠ આ૦ માણેકજી નવરોજજીનાં
"ધરમખાતાંનાં મુતવલી
"**અરદેશર મેરવાંનજી** શેઠે
"મજકુર ધરમખાતાંનાં હીસાબમાંથી નવે-
"સરથી બંધાવી છે. સને ૧૨૪૭ યજદેઝરદી,
"શવંત ૧૯૩૪, તથા સને ૧૮૭૮ ઇસવી."]

# ઇ૦ સ૦ ૧૮૭૯.

## બીલીમોરાનાં અંજુમનનાં ઉધરાતનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૨ મી ફેબરવારી ૧૮૭૯ ને વાર બુધે.

બીલીમોરા ગાંમ મધે દોખમું બાંધવાનો તાંણો પુરવાની ક્રીઆ.

હમો નીચે શહી કરનારાવો જરથોશતી ટોલાનાં ખાશો વ આંમની શેવામો અરજ કરીએ છેઇએ જે બીલીમોરા ગાંમ મધે જરથોશતી અંનજુમનના ખરચથી દોખમું બાંધવા ઠેરવીઉં છે તેનો તાંણો પુરવાની ક્રીઆનું કામ

રોજ ૨૦ મો બેહરાંમ યજદ માહ ૬ ઠો શેહરેવર અમશાશપંદ શને ૧૨૪૮ યઅજદે-જરદી, તારીખ ૮ મી મારચ શને ૧૮૭૯, ફાગણ શુદ ૧૫ ને વાર શનેઉને દીને શહવારનાં કલાક ૯ ને અમલે કરવા ઠેરવીઉં છે તે દીને ક્રીઆમાં જરથોશતી શાહેબોએ શાંમેલ થવાને મેહેરબાંની કરવી ને શવાબનો ફંમબેરો હાંશલ કરવો.

તારીખ ૧૧ મી ફેબરવારી ૧૮૭૯

**શેવક દીનશાજી માંણેકજી પીટીટ.**
**શેવક રૂશતમજી ભીમજીભાઇ શાહી.**
**શેવક રૂશતમજી કોલાભાઇ શાહી.**
**શેવક ભીમજી હોરમજજી શાહી.**
**શેવક બેરાંમજી ફેરાંમજી શાહી.**

જામે જમશેદ, તા૦ ૧૦ મી મારચ ૧૮૭૯ ને વાર શોમે.

**દોખમાંના તાંણાની કીરીઆ**—બીલી-મોરા ખાતે દોખમું બાંધવા માટે તાંણો પુરવાની ક્રીઆ, જે ગએઆ શનીવારને દીને કીધામાં આવી હતી તે મેલાવડામાં ઘણા જરતોશતીઓ શામેલ થાએઆ હતા, અને તેઓની શંખીઆ આશરે ચાર હજાર માણ-શોની જણાવે છે. એજ પરમાંણે મુંબઇથી ગએલા જરતોશતીઓમાં શેઠ દીનશાહજી માંણેકજી પીટીટ, આનરેબલ શેઠ ડોશાભાઇ ફરાંમજી, સી. એસ. આઇ, અને શેઠ નવરો-જજી ફરદુનજી વાગરેનાં નામ જોવામાં આવે છે. એ કારીઆ પુરી થાએઆ પછે, જરતો-શતીઓનો મોટો ભાગ મુંબઇ, અને સુરત તરફ પાછો ફરેઓ હતો.

*Times of India, 4th March 1879*

*Billimora Tower of Silence*

*Special Train.*

All Zoroastrians are invited to be present to witness the ceremony of laying the Foundation of the Tower of Silence at Billimora, which will be performed at that place on Saturday next, the 8th inst. at 9 A. M.

The Traffic Manager of the B. B. and C. I. R Company has kindly consented to run a special train at single mail train fare for the return journey. The train will leave Bombay on Friday, the 7th instant, at 9-30 P.M., arriving at Billimora on Saturday the 8th instant at 6 A. M. and will start back from Billimora on Saturday the 8th instant at 8-30 P. M., arriving at Bombay on Sunday the 9th instant at 5 A. M.

DINSHAW MANOCKJEE PETIT

for self and other Members of the Committee of Management.

*Bombay March 3, 1879.*

*Times of India, Monday, 10th March 1879.*

*New Tower of Silence*

The laying the foundation stone of the new Tower of Silence at Billimora took place on Saturday last in the presence of about 2,000 Parsees. The Tower hitherto used at Billimora has so far deteroirated that the Punchayet of the village set a subscription list on foot, to which Mr. Dinshaw Manockjee Petit and others of Bombay contributed, about Rs. 15000 in all being raised. The new structure is to cost Rs. 20,000. The ceremony, which was of a devotional character, was performed by local dustoors and others specially invited from Nowsaree. Alms were distributed among the infirm and the indigent. Rare occassions such as these are made much of by orthodox Parsees, who believe that any one who has the good fortune to witness the commencement of seven such undertaking paves his way to heaven. It is expected that the new tower will be finished within a year.

**ઇંડારની શેઠ હોરમજજી માણેકજી ભમ-ગરાવાલી દરેમેહર પરઠાએઆનો અહેવાલ.**

જામે જમશેદ, તા૦ ૬ થી મે ૧૮૭૯ ને વાર બોમે.

શ્રી ઇનદોર મધે એક પારસીની ખરી સખાવત.

તા૦ ૨૭ મી એપરેલને દીને ઈનદોર મધે

પારશી હોરમજજી માણેકજી ભમગરાએ પોતાના પઈશાથી પોતીકા જાતભાઈઓને ધરમનાં કામ સારૂં તથા સારેરૂડે વાપરવાને શારૂં હોરમજદ બાગ નામે દરેમેહર બાંધી પોતાના હંમજાતીઓના ઉતારાને શારૂં બી સગવડ કરી આપી છે. એ દીને પુનેવાલા દશતુરજી હોશંગજી જામાશજી ખાંનબાહદુરે પુણેથી આવીને દાદગાહની જશનની કીરીઆ મોટી ધામધુમથી કીધી છે. તે જશનની કીરીઆમો ઘણા દુર દુરના જરથોશતી ભાઈઓએ ભાગ લીધો હનો. ઉજન, રતલાંમ, ધાર, મઉ તથા ખનદવાવેરથી પારશીઓ આવીને ઈનદોરમો મોટી શંખીઆબંધ લોકો એકથું થાઈઉં હતું. અને તે જશનની કીરીઆ થાએઆ બાદ દશતુરજી હોશંગજીએ ધરમ સંબધી એક સુંદર ભાશાણ કરી સરવે ભાઈઓનાં દીલ તાજાં ને રલીઆમણાં કીધાં હતાં. તારબાદ અનજુમનપતર વાંચી અનજુમનને શવાધીન હોરમજદ બાગ કીધે. તીઆર પછી અનજુમન તરફથી માંન સાથે શેઠ હોરમજજી ભમગરાને એક કીમતી દોશાલો ભેટ આપીઓ. તીઆરબાદ શેઠ કાવશજી પેશતનજી પારશી પંચના પરેશીડનટે પોતાની તરફથી એક ઉમદા કીમતી શાલ આપીઆ પછી શેઠ હોરમજજી નવરોજજી ઉજનનાં ઓપીઅમ એજંટે એક ભારી શુનેરી કોર પાલવની શાલ આપી હતી. શ્રી પુણેવાલા દશતુરજી હોશંગજીનાં આવેઆથી શેઠ હોરમજજી માણેકજીને મોટું માન મલીઉં છે ને એવણુના શરવે ખરચેલા પઈશાની વાખવાખી થાઈ છે ને તે દીને મોટી ધામધુમથી રોશનીને ખાનું કીધું છે તે જોઇ શરવે જરથોશતીઓ ઘણાજ ખુશી સાથે પાછા શીધારેઆ છે. એ શખી મરદે થોડી પુંજીમો ઘણું કરી અતરેના જરથોશતીઓને શોભા દીધી છે. પોતાનાં કારખાંનાંનાં માણુસો આસરે પચાસ જણુને પાગરી દુપેતા આપીને બીજે દીને શોમવારે તે લોકોને મીથાઈનું ધામધુમથી ભોજન જમારી હજારો દુવા દેઈને તે ગરીબો સીધારેઆ છે. અનજુમન પતર તથા માન પતરની નકલો નીચે મુજબ છે:—

પાક ખોદા શાહેબની મદદ હોજો.

શ્રી ઈંડોરની શમશત અનજુમનનાં શરવ ખાશવઆમ જરથોશતીઓની શેવામાં હું નીચે શહી કરનાર પારશી હોરમજજી માણેકજી ભમગરા નમનતાઈ સાથે અરજ કરવાને રજા લેઉં છું કે આએ ઈંડોરમાં જરથોશતીઓની વશતી રોજબરોજ હકતાલાની બખશેશથી વધતી જાએ છે ને હજુર વધશે એવી ઉમેદ છે



પણ આપણા પેગમબર શાહેબ અશો જરથોશતનાં ફરમાંન મુજબ આપણું ધરમકીરીઆ કરવા લાએકની પાક દરેમેહરનું લાએક અને કોશાદેહ મકાનની અતરે અડચણ હોવાથી અતરેનાં જરથોશતીઓને તંગી પડતી હતી. એ અડચણ તાલવાને શેવકનો એરાદો થાવા મુજબ તે બારે હકતાલાની મદદથી તથા હજરત જરથોશતનાં અશોફરોહરની બરકતથી આજ દીને આ દરેમેહરનું પાક મકાંન આપણી દીનનાં ફરમાંન મુજબ શેવકની શકતી તથા જુરઅત મુજબ બંધાવીને હમારાં મોહરદાર ધણીઆંણી મરહુમ નવાજબાઈનાં નામથી ધજાવીને શમશત અનજુમનને શવાધીન કરી આપું છું. તેહેની સરતો નીચે મુજબ:—

પેહેલું—આ દરેમેહરનું પાક મકાંન જે આજ દીને હમોએ અનજુમનને શવાધીન આપીઉં છે, તેનું માપ લાંબું ફીત ૪૬ પોહોલું ફીત ૩૮ નું એકજ મકાંન છે, તેની શાંબે એક કુવો છે અને તેની પાસે એક નાધલું બબરચીખાંનું છે. એની પછવાડે જે અમો મકાંન બંધાવાને શારૂં જમીનથી ઉંચો પાએઓ ફીત ૩ નો ઈંટ તથા પથરનો નાખેઓ છે તેની લંબાઈ ફીત ૩૫, પોહોલાઈ ફીત ૩૮ નું છે. દરેમેહરનાં મકાંનની પુરવે ફીત ૩૩ ની ગલી છોડીને જે હમારૂં મકાંન બાંધેલું છે તે મધેથી ચશમા ૩ લાંમબું ફીત દખશીણ ઉતરે ૩૪॥ પોહોલું, પુરવ પશચમે ફીત ૩૩॥ દખશીણ દશા તરફ ખાલી જગો ૪ ફીત શુધાં આજ દીને તમારી અનજુમનને શવાધીન આપું છેઉં. એવી શરતથી કે એ મકાંન બી ઉપલાં દરેમેહરનાં મકાંન સાથેજ સંબંધ રેહ, જે મધે મોબેદ શાહેબો પોતાન બાલબચાં સાથે રેહે. એ દરેમેહેર તથા મકાંનનો કમપાઉંડ બીજી શરવે રીતે લગત રહી પારપડોશનો તે મધે આવજાવ નહીં રેહ તે મતલબથી હમોએ હેતું ઠેડવીઉં છે કે એ મકાનની પુરવે જે મકાન છે તેહનો તેમજ દખશીણ તરફ જે જે મકાન છે તેહનો હાથો કંપાઉંડ વાલ ફાતકના પીલરથી અલગ કરી આપું. એ શહી જે દરેમેહેર તથા તેહને લગતાં મકાંનોના કંમપાઉંડને તેહની પાશ પુરવે દશાએ તથા શાંબે દખશીણ દશાએ આવેલ હમારાં ઘેરો તથા જગા સાથે કશો એલાકો ઈઆ શંબંધ રેહ નહીં તેથી દરેમેહેર સાથે આપેઓ છે અનજુમનની દરખાસતથી તા૦ ૧૯ મી એપરેલ ૧૮૭૯ ને દીને કીધ થી. એ શરવે અમલા તથા મકાંન ઉપરથી હમારો પોતાનો ને ફરજંદાન ફરજંદોનો હમારા વાર-

શ વકીલોનો મુખતીઆરી શંબંધી દાવો અથવા હક રદ બાતલ કરીને અતરેની અનજુમનને શવાધીન આપું છું. આજ દીનેથી હમો અથવા હમારા વારશ વકીલો અથવા હમારાં ફરજદાંન ફરજંદોમાંથી કોઇ બી એ મકાંન ઉપર દાવો કરે તો આએ લખતની સતાથી રદ બાતલ ગણાશે.

બીજું—એ દરેમેહરનાં મકાંનની શાલ દર શાલ મરામત નરીઆં ચરાંન તથા દાદગા વગેરેનો ખરચ હવે પછીનો તા૦ ૧લી મેએ ૧૮૭૯ થી અનજુમન શાહેબે ચલાવવાને કબુલાત આપી છે. એ વીશે તા૦ ૧૯ મી એપરેલ ૧૮૭૯ ની મીટીંગમો કબુલ કીધું છે. એ દરેમેહરની આશપાશનાં મકાંનો હમારાં પોતાનાં છે. તે દરેમેહરનાં મકાંન સાથે કશો સંબંધ કે હક એલાકો નહીં. તેના માલેક હમો તથા હમારા વારેશ વકીલો છે ને તેહનો હમારી મરજી મુજબ ઉપીઓગ કરવાને હમો મુખતીઆર છેઇએ.

ત્રીજું—અનજુમન શાહેબને એવી વીનંતી છે કે આએ દરેમેહરતું મકાંન કોઇ બી કારણ પ્રઆ શબબથી રદ બાતલ નહીં કરવું, તેમજ હેને બીજાં કશાં કારણમો વાપરવામો લે નહીં તથા કોઇને ભાડે બી નહીં આપવું, અને કોઇ કાલે બી તે વેચી શખાએ નહીં. દરેમેહેર તથા જરથોશતીઓના ઉતારા શીવાએ કશાં બીજાં કારણમો વાપરવા લેવાઈ શકાએ નહીં એ અરજ શેવકની છે.

ચોથું—હું છેલ્લે તમારી અનજુમનને નમનતાઇથી અરજ કરંચ જે હમારા ગુજરીઆ બાદ અતરે થતી જશનની વગેરે જાહેર કીરીઆઓમાં મારં નામ શામેલ કરવાને અનજુમન તથા દશતુર શાહેબ ઠેડાવ કીધાથી શેવકને આએ જેહાંન તેમજ તે જેહાંનમો શરફરાજી છે. એજ અરજ. રોજ દશમો માહ નવમો કદમી—માહ આઠમો શેહનશાહી ૧૨૪૮—તા૦ ૨૭ મી એપરેલ ૧૮૭૯ ને વાર રવેઉ.

**લા૦ હોરમજજી માંણેકજી ભંમગરાની શહી**

શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.

ભાઇ શાહેબ શેઠ હોરમજજી માંણેકજી ભમગરા જોગ—

છાવની ઈનદોર.

જત તમોએ આજ દીને શ્રી ઈનદોરની અમજુમનને શારેફડે વાપરવા તથા તેમના મોબેદ શાહેબ વીગેરેને રેહેવા એક દરેમેહેર તથા તેની પાસે લગતાં મકાંનો તથા ખાલી જગાઓ સુંધાં એક અનજુમન પતર મધે કેટલીએક સરતો સાથે લખી શ્રી ઈનદોરની જરથોશતી અનજુમનને શવાધીન આપી તમારો તથા તમારા વારસ વકીલોનો શરવે હક તથા એ મકાંન ઉપરથી દાવો ઉઠાવી લઈને શરવેને શમશત અનજુનના શવાધીનમાં આપીઆં છે તે શરવે તમારી ઉપલા અનજુમનપતરમો લખેલી સરતો મુજબ અતરેની અનજુમન મોટાંમાન સાથે કબુલ રાખે છે અને દાદાર હોરમજદ સાહેબની તોરીકથી તમોએ પાક જરથોશતી મજદબનાં હમદીનોની સગવડ માટે જે એ પવીતર મકાંનો તમારી ખાસ પુંજીથી બનાવીને અનજુમનને સપુરદ કીધાં છે તે વીશે અનજુમન તમારી નેક નઈએત તથા શવાબકારી નીશતો ઉપર હજારો દરદ તથા આફરીન કરે છે ને એવી દુવા ચાહેચ કે એ નેક કાંમનો બદલો તે સાહેબ પોતાના ખાસ ખજાંનાથી તમોને આએ તથા તે જેહાંનમાં બખશે.

હમારી ગરીબ અનજુમન તરફથી તમોને આએ નેક કાંમ સરનજાંમ પુગું તેની મુબારકબાદીમો એક દોશાલો ભેટ આપીએ છીએ તે કબુલ રાખશો એવી આશા રાખીએ છઇએ.

શ્રી ઈંદોર રોજ ૧૦ મો માહ ૮ મો શને ૧૨૪૮ એજદેજરદી—તારીખ ૨૭ મી એપરેલ ૧૮૭૯ ઇશવીને વાર રવેઉ.

શ્રી ઇનદોરની છાવણીની શમશત જરથોશતી અનજુમનનાં અનુમતથી.

**કાંવશજી પેશતનજીની શહી.**

પરેશીડંટની સલાંમ વાંચજોજી.

** આએ દરેમેહરના દરવાજા ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

શ્રી પાક દાદાર હોરમજદની મદદથી

"આએ દરેમેહેરતુ પાક મકાંન પારશી
"હોરમજજી માકાશાહા ભંમગરાએ પોતાનાં
"ગોહરદાર મરહુમ નવાજબાઇનાં પુનને માટે
"જરથોશતી ધરમની કીરીયા કામને સારં
"તા૦ જરથોશતીઓના ઉતારાને શારં રોજ
"૧૦ મો માહા ૯ મો કદમી તા૦ માહા
"૮ મો શેહનશાહી શને ૧૨૪૮ યજદેજરદી
"તા૦ ૨૭ મી એપરેલ ૧૮૭૯ ઇશવી વાર
"રવેઉને દીને ખુલું મુકેયું છે."

## ઇછાપોરનું શેઠ જાંહગીરજી કાવશજી જાંહગીરજી રેડીમનીવાલું નશાખાંનું.

તા૦ ૧૯ મી જુલાઈ ૧૮૭૯.
રોજ ૩ માહ ૧૧ (શે૦) ૧૨૪૮ યજદજરદી.

આજ દીને સુરતનીં પાસેનાં ઇછાપોર ગામમાં મુંબઇવાલા શેઠ જાંહગીરજી કાવશજી રેડીમનીએ પોતાના બાવા મરહુમ સર કાવશજી જાંહગીરજી રેડીમની નાઈટ, સી. એસ. આઇ. નાં પુણને માટે એક નશાખાંનું બંધાવીં આપ્યું હતું.

[ આ નશાખાંનાં પર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.
"આએ નશાખાંનું શેઠ જાંહગીરજી કાવ-
"શજી જાંહગીરજીરેડીમનીએ પોતાના બેહે-
"શતનશીન મુરબીજી બાવાજી સર કાવશજી
"જાંહાંગીરજી રેડીમની, શી. એશ. આઇ.
"નાં પુણને શારૂં બંધાવયું છે. રોજ ૩ જો
"માહ ૧૧ મો શને ૧૨૪૮ ઇઅજદેજરદી.
"તા૦ ૧૯ મી જુલાઇ શને ૧૮૭૯ ઈ-
"સવી. સવંત ૧૯૩૫ નાં આખાડ વદ
"૩૦ ને વાર સનેઉ." ]

## શોલાપોરની મરહુમ શેઠો વીકાજી તથા પેશતનજી મેહરજીવાલી દરેમેહર અંજુમનના ઉઘરાતથી ફરી બંધાઇ પરઠાએએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧ લી સપટેમબર ૧૮૭૯ ને વાર શોમે.

ખબર પતર.

(જામે જમશેદ[illegible])

શોલાપોરની ન[illegible]સારી.

ગએઆ આદીતવાર [illegible] બારક આદર માહ અશપંદારમદનો દી[illegible]આએ જગોએ ઘણોજ રલીઆંમણો અને ખુશી ભરેલો ગુજરેઓ છે. મરહુમ શેઠ વીકાજી મેહરજી તથા પેશતનજી મેહરજીની બંધાવેલી જે દરેમેહર અતરે હતી તે લાંબી મુદત થાએઆનાં શબબથી બેશમાર હાલતમો આવી હતી. અને અતરેની ટુંક અંનજુમનમોનાં કોઈ જરથોશતીઓમો હેવી તાકાત નહીં જે એ મકાંન પોતે બાંધે તેથી અંજુમનના પઇશાથી એ પાક મકાંન તઇઆર થાએઉં છે જે ઘણુંજ મુશતકીમ ને શારા પાએઆપર બાંધવામો આવીઉં છે. શોલાપુરનું પંથક દખનના દશતુર ખાંનબાહાદુર નોશેરવાંનજી પુણેવાલાનું છે તેથી એ બુજોરગ અને કાબેલ દશતુરજી પોતે દરેમેહરની કીરીઆ કરાવવા આવીઆ હતા. એ દશતુર સાહેબનો દોરદમાંમ બુજોરગ ચેહેરો અને અવાજ એક અજબ ચમતકાર ભરલો છે જે જોતાંજ શું જરથોશતી કે શું જુદદીનોને એક તરાંહની ખુશાલી ઉપજે છે અને ચાપણા ગવનર શાહેબે જેહારે પુણાંમો નામદાર શેઠ બેહરાંમજી જીજીભાઈની મેડીકલ સકુલ ઉંઘાડવાની કીરીઆ કીધી તાંહ જાહેર રીતે કેહી શંભલાવીઉં કે "આએ દશતુરનો ચેહેરો અજબ તરાંહાંની અસર કરે છે. તેહની બુજોરગી અને દેશ હીતકારીપણું ચેહેરાપર કોતરાઇ રહેલું છે." તેમજ એ દશતુર શાહેબનો નેક ચેહેરો બેશક છે. અતરેનાં જડજ તથા કલેકટર વગેરે શાહેબ લોકો તેઓને જોઇને ઘણુંજ મઘન થાએઆ હતા. આદીતવારે કલાક દશને અમલે એ દશતુરજી શાહેબે જશનની કીરીઆ શરૂ કીધી હતી જે કલાક ૧૧॥ સાડા અગીઆરે સંપુરણ થાઈ હતી. તે પછી દશતુરજીનાં ભતરીજા મેહરજીભાઇ હોશંગજીએ એક ઘણીજ અસરકારક વાએજ "દરેમેહર" ઉપર વાંચી શંભલાવી હતી. જેહની નકલ છુટાં ચોપાંણીઆના આકારમો છપાવવાને અતરેના શાહેઓનો વીચાર છે, ખરેખર એ વાએજ ઘણીજ ખુબી તથા અસર બરેલી હતી. વાએજ થાઇ રહેઆ પછે અતરેનાં ડીપુટી શાહેબ શેઠ દારાશાહ ડોશાભાઇએ એક સુભાખીત ભાશાંણુ કરી નાણું ભરનારા સાહેઓનો તેમાં ખશુશ શેઠજી શાહેબ દીનશાહજી માંણેકજી પીટીટ તથા મહુવાલા સખી નર ખાંનબાહાદુર શેઠ એદલજી પેશતનજીનો તથા બીજાવોનો ઉપકાર માંનીઓ હતો. એ પછે દશતુર શાહેબને અંનજુમન તરફથી એક કીમતી શાલ જોડો ઓરાદેઆમો આવેઓ હતો. આશરે ૨૦૦ દેશાવરના જરથોશતીઓ ભેગા મલેઆ હતા. એ દાહડો તેહવાર તરીકે અતરે ગુજારવામાં આવેઓ હતો. એ પછે પાછલા પોહરે અતરેનાં મેહતાજીએ નીચલી કવીતા એક મજલેશ બનાવી વાંચી સંભલાવી હતી. જે પછી

તેમને ખાંનબાહદુર દશતુરજીએ તથા શેઠ દારાશાહ ડોશાભાઇ ડીપુટીએ પાગડીનાં ઇનાંમ આપેઆં હતાં. ખરેખર એ દાહડો ઘણી મુદત શુધી લોકોની ઇઆદદાશતમો રેહી જવાનો. એ પછી દીન ૨ શુધી અતરે નવજોદ હતી તાંહ બેહુ ઠેકાંણે સારી રચના ધાંમધુમ હતી. એ દશતુર શાહેબને બા ઇજતથી અનજુંમન ઇશટેશન સુધી જાઇ રવાંના કરી આવી હતી.

અતરે હવા ખુશનુમાં છે. પાકની શારી આશા બંધાએ છે. એજ અરજ.

લા૦ એક જરતોશતી.

ધનીઅ ધનીઅ ધનીઅ ખુદા, તારી ખુબી ગાવું;
મંદીર અગીઆરી કેરૂં, જોઇ અતી હરખાવું. ધનીઅ. ૧
ખુબીના ખાવંદને છોડી, કોણે શરણે જાવું;
અદભુત તારી લીલા જોઇ, ઇઅજદાં પરશત થાવું. ધનીઅ. ૨
પાક જરતોશત કેરા, તીરથમાં હું નહાવું;
દશતુર નોશરવાંન તણા, ચરણા વીદ ચાહવું. ધનીઅ. ૩
નમી નમી દીલજાનથી, શરણુ તારે આવું;
પુશપ વરશતી પરેમની, પરભુ પદે વધાવું. ધનીઅ. ૪
પારશી ગરહશથ કેરૂં મંડલ, મલીઉં હેતે હીંઆજે;
હરખી નીરખી ભેગું થઉં, પાક હોરમજને કાજે. ધનીઅ. ૫
અગની ગરહ સથલ કેરૂં, કએઆં પશદરે છાજે;
ઉગમણી દીશા ભણી, એ તો ધણું બીરાજે. ધનીઅ. ૬
માએઆ, મોહ, ગરવ તજી, પાક બંદો થાજે;
શંશાર રૂપી જાલથી, શુકરત ફલ પાજે. ધનીઅ. ૭
પારશી માહ અશપંદાદ, વલી આદર નવરોજે;
૧૨૪૮ ઇઅઝદજરદી, પુરણ રવી દીન જોજે. ધનીઅ. ૮
જન શરવે વીશમએ પામી, ઇશવરની લીલા બોજે;
ખરા જીગરથી પાક થાઇ, જમા શુતનાં ધરણુ ધોજે. ધનીઅ. ૯
ખુબી દારાશાહ તણી, આ ભુ મંડલે ગાજે;
રંક છબીલ ઉલલાશી, શુભ દીન લેવા ધાજે. ધનીઅ. ૧૦

શાહ છબીલદાશ વી૦ બાલમુકુંદદાશ મેહતા
સરકારી ગુજરાતી સકુલ માસતર, શોલાપુર

*_*_* એ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"આએ દરેમેહર ઇજદજરદી સને ૧૨૧૩ "નાં શાલમાં દખણવાલા બેહેશતનશીન "શેઠ વીકાજી મેહરજીએ બંધાવી શી "શોલાપુરની જરતોશતી અનજુમનને હવાલે "કરી હતી. પણ તે બીશમાર હાલતમાં "આવીઆથી અશલ બંધાવનારના વારેશોની "પરવાંનગી લેઇ અતરેના ખાંનબાહાધર "દારાશા ડોશાભાઇ ડેપ્યુટી કલેકટરની "મેહેનત તથા દીલશોજીથી દેશપરદેશના "કુલે જરથોશતીઓમાં એક જાહેર ઉગરાનું "કરી રૂ ૬૦૦૦)ના ખરચે ફરીથી નવેશર "બંધાવી તથા આજ દીને ઇજાથી કુલ "જરથોશતીઓ માટે ખુલી મુકી છે. રોજ "૯ મો અર્તા ઇઅઝદ માહા ૧૨ મો "અશપંદાર ને ૧૨૪૮ ઇઅજદજરદી "તા૦ ૨ આગશટ શને ૧૮૭૯ "ઈશવી. વા[illegible]."

## ઈ૦ સ૦ ૧૮૮૦.

## વલસાડનો શેઠ નવરોજજી પેશુતનજી કાપડીઆવાલો નવરોજજી બાગ.

તા૦ ૧૩ મી જાનેવરી ૧૮૮૦.
રોજ ૨૫ માહ ૪ (શે૦) ૧૨૪૯ યજદજરદી.

વલસાડ મધે ત્યાંના જરથોસ્તીઓને સર-અવસરે વાપડવાને તથા પારસી મુસાફરોને ઉતારો લેવાને દસ્તુરજીના મોહલ્લામાં મુંબઇવાલા શેઠ નવરોજજી પેશુતનજી કાપડીઆએ "નવરોજ બાગ" નાં નામથી એક મકાન બંધાવી ખોલ્લું મુકયું હતું.

[ એ મકાંનમાં નીચલી તખ્તી મારેલી છે:—
"શ્રી દાદાર હોરમજદની મદદ છે.
"આએ મકાન એજ મોહલાના આ૦
"નવરોજજી પેશુતનજી કાપડીઆએ પો-
"તાનાં માએ બાઇ વીરબાઇજી તથા બાવા
"આ૦ પેશુતનજી હોરમજજીનાં પુનને
"માટે બંધાવી સરવે જરથોશતીઓને
"સર અવસરે વાપરવા સારૂં પોતાના
"કબજા વહીવટમાં રાખી ખોલું મુકીઉં
"છે. શ્રી વલસાડ રોજ ૨૫ મો માહા
"૪ થો શેહેનશાહી સને ૧૨૪૫ ઇઅજ-
"દેજરદી તા૦ ૧૩ મી જાનેવારી સને
"૧૮૮૦ ઇસવીને વાર ભોમે."]

## બીલીમોરાનું અંજુમનના ઉધરાતનું દોખમું પરઠાયાનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૮ મી ફેબરવારી ૧૮૮૦ ને વાર બુધે.

બીલીમોરા ગાંમ મધે દોખમું ઈજવાની કીરીઆ.

હમો નીચે શહી કરનારાઓ જરથોશતી ટોલાના ખાશોવઆમની સેવામો અરજ કરીએ છઇએ જે બીલીમોરા ગામ મધે જરથોશતી અનજુમનના ખરચથી દોખમું બંનધાઇ તઈઆર થાયું છે તે ઇજવાની કીરીઆનો દીવસ રોજ ૯ મો આદર ઇજદ માહ ૭ મો મેહેર ઇજદ શેહનશાહી તથા માહા ૮ મો આવાં ઇજદ કદમી શને ૧૨૪૯ ઇઅજદેજરદી, તા૦ ૨૬ મી મારચ શને ૧૮૮૦—ફાગન શુદ ૧૫ ને વાર શુકરેને દને સહવારનાં કલાક ૮ ને અમલે કરવા ઘેરવેઓ છે તે દને સરવે જરથોશતી સાહેબોએ શાંમેલ થવાને મેહેરબાંની કરવી ને સવાબનો હંમબેરો હાંશલ કરવો.

મુંબઇની તા૦ ૧૬ મી ફેબરવારી ૧૮૮૦.

સેવક દીનશાજી માંણેકજી પીટીટ
સેવક રૂસતમજી ભીમજીભાઈ
સેવક રૂસતમજી કેલાભાઇ
સેવક ભીમજીભાઇ હોરમજજી
સેવક બેરાંમજી ફરાંમજી
સેવક રૂસતમજી મોટાભાઇ

જામે જમશેદ, તા૦ ૨૯ મી મારચ ૧૮૮૦ ને વાર શોમે.

**બીલીમોરાનું દોખમું ઇજવાની કીરયાનો હેવાલ.**

બીલીમોરા, તા૦ ૨૬ મી મારચ ૧૮૮૦.

તમારી તરફથી ગઇ પરમ દીને રાતનાં મરીનલાઇનસ સટેશન ઉપરથી મેલ ટરેનમાં હું રેવાંના થયો હતો. સટેશન ઉપર મોટી ગીરદી હતી અને લોકોને ટીકીટ મળવી ઘણી મુશકેલ પડતી હતી, અને તે મેલવવા માટે લોકોને મોટી કચદાકચદીમાં નજદીક અરધો કલાક વેર ઉભું રેહવું પડયું હતું. પાશેનજરોની જેવારે મોટી રવાંનગી તેવારે રેલવેન સતાવાલાઓને લાજમ છે કે તીકીટ ઉતારૂઓને વગર પીડા ખમવે મેલવી શકાય એવો બંદોબસત કરવો.

ઉતારૂઓની ગીચાગીચ જબરી હતી, અને ગાડીમાં લોકોને એટલા તો ઠેંસીને બેશાડવામાં આવતા હતા કે તેઓને હાલવા ચાલવાની પણ જગા હતી નહીં, અને આખો વખત ટરેનમાં ઉતારૂઓને સંકરાસમાં બેશી રેહવું પડયું હતું. ખરી વાત છે કે રેલવેવાલાઓએ રાતનાં એક સપેશીયલ ટરેન મુકી હતી, પણ ઉરારૂઓની ધમાલ જોઇ એકથી વધારે ટરેન મુકવી હતી અથવા તો ઉતારૂઓ સગવડથી બેશી શકે એટલી ગાડી ટરેનમાં જોડવી હતી. ઉતારૂઓનાં સુખનાં ઉપર ધયાંન આપવાને રેલવે બંધાયલી છે, અને તેના ઉપર આ કકડતી ગરમીની મોસમ ઉપર તેને વધારે ધયાંન આપવું જોઇયે છે. સાંભલયા પરમાણે ગુજરાતના પેલીગમના ભાગ ઉપરથી આવતી ટરેનો પણ ખીચોખીચ ભરી હતી.

મરીનલાઇનનું સટેશન છોડતાં વાદલનો ગેહરો ચાલયો હતો અને ચકાચીક વીજલી પડતી હતી, તે લામબે રસતે ચાલુજ હતું, અને વસઇનું સટેશન મુકયા પછે માતીનો સોરંમ આવતો હતો તે ઉપરથી છાંતા પડેલા સમજવામાં આવયા હતા. રસતાના મોટા ભાગ ઉપર સખત ગરમી પડી હતી, અને દલગીરીની વાત છે કે, એક પણ સટેશન ઉપર પીવાનું પાણી મલયું હતું નહીં અને ઉતારૂઓ તરલી પાણીને માટે પોકાર મારતા હતા. હાવી મુશકેલયતમાં ઉતારૂઓ બીલીમોરે પોહચયા, જેઓને વધારે કંટાલો મેલ ટરેન મોડી પોંહચવાથી લાગયો હતો.

બીલીમોરા ખાતે આવનારાઓના ઉતારા માટે માદવ નાખયા હતા, તેમજ શેહરમાં લોકોનાં ઘરમાં બેસુમાર પરોણા ઉતરયા હતા. માણસોના વધારાથી બીલીમોરાને અજબ કીસમની ચનચલાઇ મલી હતી—જયાં તયાં પારસી મરદો તથા ઓરતોનાં ટોલેટોલાં નજર આવતાં હતાં. નાખેલા માંદવ મધે પારશી મરદો, ઓરતો, અને બાલકો મરીઆહાથી રેહલાં હતાં, અને તેઓના સંબંધમાં કાંઇ પણ ફરયાદ કરવાજોગ નજર આવતું હતું

નહીં. આશરે માંડવામાં બે હજાર તથા સેહેરમાં પંદરેશો લોક ઉતરયાં હતાં, તેઓની શ-ણુકભારી ચાલ શંતોશ આપનારી હતી. મુંબઇની પારશીઓની માફક બીલીમોરા તથા ગુજરાત પરાંતની બાજી જગાની આવેલી કાંઇક ઓરતોમાં ઇતરાજ દાખલ થયલો માલમ પડતો હતો. પગમાં મોજાં, અને પોલકા ઉપર તરેહ ફીસમના બુટા મુકેલા નજર આવતા હતા, માંડવામાં કેટલીક દુકાનો તથા હાટલ હતાં અને તેથી આવેલા લોકોની હાજતો સારી કાની સચવાતી હતી. આથી માંડવ આગલ એક નાનો સરખો મેલો થયો હતો, અને તે જોવાને નીકલેલી ભીડમાં ઓરતોના વીગીતર પોશાગ અને જલેદ આપતાં જરયાંનથી ઘણો રલીઆમણો દેખાવ નજર આવતો હતો. લોકોની ખાતર આજ દીને સાંજનાં નોસારી જવાની હોવાથી એક ખાસ ટરેન તે તરફ મુકવાને માટે રેલ્વેના આડતયા પર મુંબઇ તાર કરયો હતો.

નવું દોખમું સારી રોનકનું મુંબઇના શીવરીના પથરથી બાંધેલું છે. તેના ઉપર રૂ. ૨૦૦૦૦ લાગયા છે. શેઠ દીનશાહ માણેકજી પીટીટે એક સારી રકમ એ દોખમાંના ફંડમાં ભરી હતી, અને બાજાઓ પાસ ભરાવા મેહનત લીધી હતી. જરતોશતીઓ દોખમાં બંધાવા પછવાડે મોટી ઉલટ બતાવે છે અને તે માટેનાં ફંડમાં સારૂં નાણું ભરે છે જે જોઇને બારદોલી અને નારગોલના જરતોશતીઓએ તેઓની જગાએ દોખમું બાંધવા માટે ઉઘરાંણાંનાં લીશટ ફરતાં કરયાં હતાં. એ માટેનો આસરો લેવા તેઓ શેઠ દીનશાહજીને અરજ કરનાર હતા.

નવાં દોખમાંની કીરયાને લગતું જશન નોશારીવાલા દશતુર દારાબજી માહીઆરજી તરફથી તેમના કાકા રૂશતમજીએ આશરે ૮॥ કલાકને અમલે શરૂ કરયું હતું. જશનની કીરયા પુરી થવા પછે શેઠ દીનશાહ માણેકજીએ આ દોખમાને લગતી હકીકત જાહેર કરી અને તેમાં જણાવયું કે, રૂ ૧૮૦૦૦ ઉઘરાંનાના ભરાયા છે અને બાકી રૂ. ૨૦૦૦ જોઇએ છે તે કોઇ સખી ઘરહશથે પુરા કરી આપવા. શેઠ દીનશાહજીને અનજુમન તરફથી તેવણે લીધેલા મેહનત માટે એક એડરેશ આપયો હતો. તે બાદ દોખમાંના કનટરાકટરો ફરાંમજી તથા દોરાબજી હોરમજજી ગજધર એવોને એક એડરેશ તેવણે કરેલાં સારાં કામો અને એક શગડી મુફત બાંધી આપવા માટે આપયો હતો. એ પછે દશતુરજીને તથા બીજાઓને શીપાલો ઓચારી હતી.

શેઠ દીનશાહજીએ અનજુમન આગલ વાંચેલો પતર નીચે આપયે છઇએ.

અંનજુમનના સાહેબો—આએ જેગવાઇએ તમો સાહેબોની સેવામો જણાવવાની રજા માંગુચ જે બીલીમોરા ગાંમ મધે હાલ જે દોખમું વાપરવામો આવે છે તે બેહશતનશીન મોબેદ રૂશતમજી બમનજી બાટલીવાલા કાવશ બમનાંનાં તે બરજોર બચાજીનાં ભાનેજના પઇશાથી નેવણુની ભણીઆંનીએ બંધાવી શા૦ ૧૮૫૮ વીકરમાજીત શાલમાં રોજ ૬ ઠે ખોરદાદ અમશાશપંદ માહ ૩ જે ખોરદાદ અમશાશપંદ શને ૧૧૭૦ ઇઅજદેજરદીને દીને ઇજનતી વાપરવા આપયું છે તે દોખમું હાલ ઘણી ખરી હાલતમાં આવેલું છે ને તે મધે બે તરફથી ફાટ પરેલી છે ને લાંબી મુદત સુધી નીભે તેમ નથી તેવાં કારણોનાં લીધે એક બીજું નવું દોખમું બાંધવાની ઘણી જરૂર જણાઇ તે સારૂં બીલીમોરાની અંનજુમનના સાહેબો શેઠ રૂશતંમજી લીમજી-ભાઇ, રૂશતમજી શેલાભાઇ, લીમજીભાઇ હોરમજજી, મેહરાંમજી ફરાંમજી, રૂશતમજી મોટાભાઇએ મને ફરમાસ કરી જે તેવો સાથે એ કામ કરવા સારૂ શામેલ થાવુ તે ઉપરથી તે બાંધવાનાં કારણુસર એ તરસટી સાહેબો સાથે શામેલ થાઇ જરથોશતી ટોલામો ઉગરાંનું કરવામાં આવયુંછે ને દોખમું બાંધવાનું કનતરાકટ ભાઇઓ ફરાંમજી તથા દોરાબજી હોરમજજી ગજધરને આપવામો આવયું છે ને તે દોખમું બાંધવાના તાંનાની કીરીઆ રોજ ૨૦ મો બેહેરાંમ ઇજદ માહ ૬ ઠો શેહરેવર અમશાશપંદ શેહેનશાહી સને ૧૨૪૮ ઇઅજદેજરદી, તા૦ ૮ મી મારચ સને ૧૮૭૯ ને વાર શનેશ્ચ ને દીને કરવામાં આવી હતી. તાર પછે તે દોખમું બાંધવાનું કામ ઉપલા તરશટી સાહેબોની દેખરેખથી શરૂ કરવામાં આવયું જે વીશે જણાવવાને ખુશી છઇએ જે તે હાલ બંધાઇ તઇયાર થયું છે તે વાપરવા સારૂં ઇજાવાની જશનની કીરીઆ આજા દીને કરવામાં આવી છે તે સવાબનાં કાંમમાં તમો સાહેબોએ મેહરબાંની કરી શામેલ થવા તજદી લીધી છે તે વીશેનો તમો સાહેબોનો ઉપકાર માંનીએચ.

એ દોખમું બાંધવા પછવારે ઉપલા કનતરાકટરો ભાઇઓ ફરાંમજી તથા દોરાબજી હોરમજજી ગજધરે સારી મેહેનત લીધી છે એટલુંજ નહીં પણ તે વતરોગે પોતાના ખર-

ચથી એક શગડી તથા કુવો બંધાવી આપયો છે તથા તે સાથે જમીનનો કટકો ૧ લેઇ આપયો છે ને બીજું કેટલુંએક કામ કરવું છે તે વીશેનો આએ જોગતાઇએ તેવોનો ઉપકાર માનીએચ.

એ દોખમું બાંધવાનાં કારણુસર ઉગરાંણાં-ની ટીપમાં આજ દીન સુધી રૂ. ૧૮૦૦૦ ભરાયા છે. બાકીના રૂપીઆની જે ઘટ પડીય પુરી કરવા જરથોશતી ટોલાના સખી મહરસયોએ મેહરબાની કરી મદદ કરવી.

ઉપલું દોખમું બાંધવાનાં કામની દેખરેખ ઉપલા તરસટી સાહેબોએ સારી રીતે મેહેનત લેઇ કરી છે એટલુંજ નહીં પણ ઉગરાંણાંની ટીપમાં નાણું ભરાવવા ઘણી મેહનત કરી છે તે બાબે તવોનો પણ આએ જોગતાઇએ ઉપકાર માનીએચ.

*** એ દોખમાં પર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"આ દોખમું બીલીમોરા ગામના જર-
"થોશતી તથા દેશાવરોના કુલે જરથોશતી
"ટોળામાં ઉઘરાણું કરી કુલે જરથોશતી
"ધરમ પાલનારાઓના વપરાસને સારૂં
"બંધાવીઉં છે. રોજ ૯ મો માહ ૭ મો
"શને ૧૨૪૯ યજદેજરદી. તા૦ ૨૬ મી
"મારચ શને ૧૮૮૦ ઇશવી, સવંત ૧૯૩૬
"ના ફાગણુ શુદ ૧૫ ને વાર શુકર."

## પારડીનાં અંજુમનનાં ઉઘરાતનાં દોખમાંનો તાણો પુરાએઓ.

જામે જમશેદ, તા૦ ૩ જી મેએ ૧૮૮૦ ને વાર સોમે.

પારડી ગામ મધેનું નવું દોખમું બાંધવાનો તાણો પુરાવાની કીરીઆ.

હમો નીચે શહી કરનારાઓ, જરથોશતી ટોલાનાં ખાશો વ આમની સેવામો નમનતાઇથી અરજ કરીએ છે કે પારડી ગામનાં જરથોશતી અનજુમનનાં ખરચથી એક દોખમું બાંધવા ઠેરવયું છે તેનો તાણો પુરાવાની કીરીઆનું કાંમ, રોજ ૨૩ મો દેપદીન માહ ૮ મો આવાં યજદ શને ૧૨૪૯ યજદજરદી શેહેન-શાહી—તારીખ ૯ મી મેએ શને ૧૮૮૦ ને વાર રવેઉને દીને સવારનાં કલાક ૮ ને અમલે, થવાનું છે તે દીને કીરીઆમાં સરવે જરથોશતી સાહેબોએ સાંમેલ થવાને મેહરબાંની કરવી અને સવાબનાં કાંમનો હંબેરો હાંશેલ કરવો. એજ અરજ.

શ્રી પારડી, તારીખ ૩૦ મી એપરેલ ૧૮૮૦.

(શહી) શેવક હોરમજજી ગાંડાભાઇ
,, શેવક જીણાંભાઇ પેશતનજી
,, શેવક જમશેદજી ફરાંમજી
,, શેવક દોરાબજી શોરાબજી
,, શેવક ટેમુલજી દોરાબજી

ઉપલાં કાંમના નેમાયલા મેનીજરો

જામે જમશેદ, તા૦ ૧૮ મી મેએ ૧૮૮૦ ને વાર સોમે

**દોખમાંનો પુરાયલો તાંણો**—પારડીનાં દોખમાંનો તાંણો ગયા રવીવારે થોડીક ધામ-ધુમથી કીરીયા સાથે પુરાયો છે.

## સરોંડાની શેઠ ખરશેદજી ફરદુનજી પારખવાલી દરેમેહર.

રાસ્ત ગોફતાર, તા૦ ૧૫ મી આગશટ ૧૮૮૦ ને વાર રવેઉ.

ખબરપત્ર.

શરોંડાની તા૦ ૮ મી આગશટ ૧૮૮૦.

હમારાં ગાંમ શરોડા મધે શેઠ ખરશેદજી ફરદુનજી પારખ સાહેબ મુંબઇવાલાએ એક દરેમેહેરનું મકાંન લોકોની અરજ ઉપરથી બાંધવાનું કાંમ રૂ ૫૫૦૦) આપી અતરેના રેહેનાર પારસી ભીમજીભાઇ શાપુરજીની માર-ફતે કાંમ ચલાવેઉં હતું તે કાંમ અધુરૂં રહેઉ તારે ભીમજીભાઇએ પોતાની તરફથી રૂપીઆ ત્રણ હજારને આશરે ખરચેઆ હતા, તોબી મકાંન અધુરૂં ઘણાં વરશ પડી રીહ્યું હતું તે કીરતારની બખશેશથી ઉપર લખેલા પારસી ભીમજીભાઇ શાપુરજીના છોકરા માંણેકજી ભીમજી ભાઇએ પુરૂં કરી ગઇ તા૦ ૨ જી જુલાઇ સને ૧૮૮૦ ને દીને કીરીઆ કાંમ કરાવી ઘટતો સામાણ વાશણ સુધાં અંદર આપી એ મકાંન ધરમખાતે શરોંડાની પંચાએતને શવાધીન કરેઉં છે. એ મકાંન ઉપર કુલે રૂ ૧૦૨૦૦) થયા છે. અગીઆરી ઇજવાની કીરીઆ ઉદવાડેના મોબેદ જણુ ૨ આવી ત્રણ દીવશ આગમચથી કરી હતા અને કીરીયામાં તથા જશનમાં શેઠ ખરશેદજી પારખ તથા શેઠ ભીમજીભાઇ બેઉ જણુનાં નામધરણ લેવાઆં હતાં. જશન થવા પછે અગીઆરી તથા તેની અંદરના શરવે શામાંનની ટીપ વીગેરે અનજુમનને વાંચી શંભલાવી શરોંડાની પંચાએતને શવાધીન કરેઉં છે. એજ વખતે પંચાએત તરફથી એક માનપતર તથા એક શાલ માંણેકજીને મલી છે. જશનને દાહાડે ધ્રહમબાર હોવાથી તથા જશનની મીજલશમાં દમણુ, નારગોલ, તડગામ તથા ગાંમના જર-

થોસતી આવેલા હતા. શબબે આવેલા લોકોને માંણેકજી તરફનું ખાંણુ આપેઉ હતું. કીરીયાની શુરૂવાત થતાંથી તે કામ પાર ઉતરેઉં તાંહાં શુધી વરશાતનો એટલો પડતો હતો કે ઘણાં શાહેબો જશનમો આવતાં મેઘરાજાના જુલમાતથી અટકી પડેઆ હતા. એજ દરેમેહેર ઉપર તકતી શંગેમરમરનાં પથર ઉપર કોતરી મારેલી છે તે મધે શેઠ ખરશૈદજીએ કામની શુરૂવાત કીધી તેનો સને તથા આપેલાં નાણાંનો આંકડો કાએમ રાખી—પુરૂં કરનારે એકંદર ખરચ રૂ ૧૦૨૦૦ જણાવી પોતાનું નામ લખી એ મકાંન તેના બાવા ભીમજીભાઇનાં પુનને વાશતે ધરમખાતે આપેઉં છે એમ લખેલું છે. જશનની મીંજલશમાંજ શરોંડાની અગીઆરીની દેખરેખ બદલ તજવીજ ચાલી મચકુર ગાંમનાં પંચકીઓ શાથે ઠરાવ કીધો જે રોજના એક મોબેદનો પગાર પંચાએતે આપવો.

*⁎* એ દરેમેહરમાં હાલમાં નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"દાદાર હોરમજદની મદદ હોજો.
"આએ અગીઆરીનું મકાન પરથંમ
"સને ૧૨૩૩ ઇઅજદેજરદીનાં સાલમાં
મુંબઇવાલા શેઠ ખરશેદજી ફરદુનજી પારખે
"પોતાનાં ખરચે બંધાવવા સારૂ શેઠ ભીમજી
"ભાઇ શાપુરજી શોરંનડેવાલાને શોંપીઉ
"હતું તે ઉપર રૂ. ૫૫૦૦ અંકે પંન-
"ચાવનસો તેરન તરફથી ખરચવામો
"આવેલા છે. તે હધુંર હતું તે શેઠ
"ભીમજીભાઇ શાપુરજી શોરંનડેવાલાએ
"રૂ. ૪૯૦૦ અંકે સુડતાલીસો પોતાની
"તરફથી ખરચ કરી પુરૂં કરીઉછે ને તે
"મકાન જરથોસ્તી તોલાને વાપરવા કીજે
"સને ૧૨૫૧ નાં સાલમાં સોરનડાની
"જરથોરતી અનજુમનને સવાધીન કાધું છે."

## કલીઆંણીની દરેમેહૃમાં આતશ આદરાંન પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૦ મી નવેમબર ૧૮૮૦ ને વાર બુધ.

ખબર પતર

કલીઆંણી ગામમાં પેહલવેલું આદરાંન.

કલીઆંણી. તા૦ ૬ ઠી નવેમબર ૧૮૮૦.

આએ ગામમાં પારસીઓની વસતી ઘણી પુરાતમ છે. અહીઆં આતશ દાદગાહની એક દરેમેહેર મુંબઇવાલા શેઠ એદલજી બેહરાંમજી મોદીની બંધાવેલી હતી, અને જેનો આજ સુધા શઘલો ખરચ તથા વહીવટ તીઆંની અંજુમન ચલાવતી હતી તે દરેમેહેરમાં તીઆંવાલા ચાર પારસી ગરહસથો શેઠો ભીખાજી જીજીભાઇ શેઠના, ડોશાભાઇ હોરમજજી ભીમડીવાલા, ફરદુનજી મેહરવાંનજી સરાફ. અને હોરમસજી માણેકજી ભીમડીવાલા એએ એ પોતાને ખરચે ઘટતો ફેરફાર કરાવી તેમાં આતશ આદરાંન પરઠાવીઆ હતા. અને તેને તખતનશીન કરવાની કીરીઆ ગયા બરેસપતવારે એટલે સરોશ રોજે કરવામાં આવી હતી. આ વેલાએ કલીઆંણી, ભીમરડી, થાંણા, મુંબઇ વગેરે ઠેકાંણાઓમાંથી મલી ૫૦૦ થી વધારે જરતોશતીઓ ભેગા મલીઆ હતા. જેઓમાં મુંબઇવાલા દસતુર જામાસપજી મીનોચેહરજી જામાસપ આશાના, કલીઆંણીવાલા દશતુર રૂશતમજી બેહરાંમજી સંજાણા, થાંણાવલા દસતુર ખુરશેદજી મીનોચેહજી પંથકી, શેઠો પેશતનજી રૂશતમજી કાંગા, બેહરાંમજી હોરમસજી પટેલ, ડોશાભાઇ જીવણજી ડુંગરીવાલા, ફરાંમજી નવરોજજી બાલાભાઇ, શાગરજી નશરવાંનજી નાલીએરવાલા, ફરાંમજી હોરમસજી ભીમરડીવાલા, નવરોજજી જાંગીરજી શેઠના, નવરોજજી રૂશતમજી, રૂશતમજી દાદાભાઇ, રતનજી બેજનજી દાવર, બેહરાંમજી દીનશાજી કુકની, અરદેશર કુવરજી વાંદરેવાલા, ખરશેદજી માણેકજી સરાફ થાંણેવાલા, નશરવાંનજી બહમનજી આંતીઆ, ડાકટર પેશતનજી બહમનજી તે કલીઆંણીની ડીસપેનસરીના શરજન, પારસી પરકાશના બનાવનાર બહમનજી બેહરાંમજી પટેલ, એ૦ નશરવાંનજી ખુરશેદજી વાછા, એ૦ માણેકજી ફરદુનજી વાછા, એ૦ દારાબશાહ રૂથતમજી સંજાણા, વગેરે વગેરે. જશનની કીરીઆ કલીઆંણીવાલા દસતુર રૂસતમજી બેહરાંમજી સંજાણાના વડા સાહેબજાદા એ૦ દારાબજી રૂશતમજી સંજાણાએ કીધી હતી. જે પુરી થવા બાદ નીચલો અંજુમન પતર શેઠ ડોશાભાઇ હોરમજજી ભીમરડીવાલાએ વાંચી સંભલાવીઓ હતો—

અંજુમણુ પતર.

શ્રી દાદાર અહુરમજદની મદદ.

પાક પરવરદેગાર કે જે બંધે જેહાનનો પેદાનો કરનાર તથા હરવીસપ આગાહીનો ધણી તથા સરવે શકતીવાન સાહેબ છે તેનાં બુલંદ નામની યારીથી અને તેના મોકલેલા બરહક વખસુરાન વખસુર હજરત જરતોસત અસપંતમાનની રેહનુમાઇથી હમો નીચે સઇ કરનાર કમતરીન ખાકસાર બેહદીન ભીખાજી જીજીભાઇ સેઠના, ડોસાભાઈ હોરમજજી સેઠના

બીમરડીવાલા, ફરદુનજી મેરવાંનજી સરાફ અને હોરમજજી માણેકજી બીમરડીવાલા સરવે અનજુમણની ખીજમતમાં જાહેર કરીએ છીએ કે આએ શ્રી કલીઆંણી ગામ મધે અસલ એક ઘણી પુરાની દરેમેહેર હતી પણ તે બીસમાર હાલતમા આવયાથી તેજ મકાન ઉપર ઇશવી સને ૧૭૮૮ માં એક દરેમેહેર મુંબાઇવાલા મરહુમ સેઠ એદલજી બેરામજી મોદીએ બંધાવી અતરેની અનજુમણને સવાધીન કીધી હતી. તે દરેમેહેરમાં આતસઆદરાન સાહેબ નહી હોવાથી હમો નીચે સઇ કરનારાઓએ હમારા પોતાને ખરચે આએ જુની દરેમેહેરમાં ઘટતો ફેરફાર કરી દીનની કીરીયા મુજબ આદરાન સાહેબ પરઠાવીઆ છે તથા તેમો સરવે ઘટતો સરશામાન વાસણ કુસણ વગેરે હમોએ મેલયાં છે. એ આદરાન સાહેબને તખતનસીન કરવા જસનની આજની મીજલસમા તમો સાહેબ તસદી લઇ સામેલ થાયા તેથી સેવકો ઉપર તમારૂં મોટુ એહસાન થયુ છે.

એ દરેમેહેરમાં કાઠી, સુખડ, તેલ, તથા બોએ, વગેરે તથા ચાલુ ખરચને માટે હમો નીચે સહી કરનારાઓએ ૭૦૦૦) સાત હજાર જુદા કાઢીઆ છે અને તેનું ઈંગરેજી કાયદા પરમાણે એક ધટતું તરસદીડ કરાવી તે પુજી તરસટીઓને સપુરદ કરીસું. હાલ એજ અરજ.

રોજ ૧૭ મો માહ ૨ જો સેહેનસાહી સને ૧૨૫૦ ઇઅજદેજરદી તા૦ ૪ થી નવેમબર સને ૧૮૮૦ ઇંગરેજીને વાર ગરેઉ.

બીખાજી જીજીભાઇ શેઠના.
ડોશાભાઇ હોરમજજી બીમડીવાલા.
ફરદુનજી મેરવાંનજી શરાફ.
હોરમજજી માણેકજી બીમડીવાલા.

ઉપલો અંજુમન પતર વંચાયાબાદ શેઠ બીખાજી જીજીભાઇ શેઠનાએ ઉઠી કલીઆંણીવાલા દસતુર રૂસતમજી બેહરામજી સંજાણાને, તથા મુંબાઇવાલા દસતુર જામાસપજી મીનોચેહરજી જાપાસપઆશાનાને, તથા થાણાંવાલા દસતુર ખુરશેદજી મીનોચેહરજી પંથકીને, તથા એ૦ દારાબજી રૂશતમજી સંજાણાને, તેમજ એ દરેમેહેર સમારનાર મીસતરી શેઠ પાલણજીને એકકી શેઆલ હોરાડી માંન આપયું હતું. એ પછી એ આદરાંન પરઠાવનારા સાહેબોની તરફથી નેઆતનું જમન કરવામાં આવયું હતું તે જમી સરવે લોક વદાય થયું હતું, અને કલીઆંણી ગામમાં એ દીવસ એક તેહવાર દાખલ સરવે જરથોસતીઓએ પાલીઓ હતો, તથા મજકુર દરેમેહરમાં રાતને સમે રોશની કરવામાં આવી હતી.

બીજુ અધીપતી શાહેબ એ આદરાંન પરઠાવનારા સાહેબોને અતરેની સમશત અંજુમને રોજ ૨૬ મો માહા ૬ ઠો શેહેનશાહી સને ૧૨૪૯ યજદજરદીને દીને એક લેખ કરી આપયો છે તેની નોંધ સનદ તરીકે તમારાં પતરમાં છાપવાને આ નીચે નકલ મોકલી છે.

**શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.**

મેહેરબાંન શેઠજી શાહેબો શેઠ બીખાજી જીજીભાઇ તથા શેઠ ડોશાભાઇ હોરમજજી તથા શેઠ ફરદુનજી મેહરવાંનજી તથા શેઠ હોરમજજી માણેકજી—જોગ નીચે સહી કરનાર શ્રી કલીઆંણીની શમસત અનજુમનની દુવા સલાંમ કબુલ બાદ. જત તમારો અરજ પતર ૧) રોજ ૨૬ મો માહા ૬ ઠો સને ૧૨૪૯ યજદજરદીનાં દીનનો આવયો તે વાંચી વાકેફ થયા છઇએ.

તમો શાહેબોએ અતરેની દરેમેહેર મધે પાક આતશ આદરાંન સાહેબ તખતનશીન કરવાનો તથા તે પાક આતશનો ચાલુ ખરચ હમેશ સુધી પુરતી રીતે ચલાવાને જે સુભ વીચાર જણાવયો છે તે વીશે હમો શરવે શમશત અનજુમન ખુશી સાથે કબુલ છઇએ. એ વીશે મને કાંઇ અડચણ નથી. વાસતે તમોએ એ નેક કાંમ ખુશી શાથે કરવું. નીચલી બાબદ હમો તમો સાહેબોને જણાવીએ છઇએ તે પરમાણે તમોએ અમલ કરવો.

ઠરાવ ૧ લો—તમો સાહેબો એ આતશ આદરાંન સાહેબના હમેશાંના ચાલુ ખરચ સારૂં જે રકમ રાખશો તો તે પુરતી તથા સરકારી જામીનગીરી સાથની રાખવી.

ઠરાવ ૨ જો—અનજુમન સાહેબોની પરવાંનગી શીવાય એ આતશ આદરાંન શાહેબનો સેજદો કરવા કોઇને અટકાવવો નહીં. એ આતશ આદરાંન શાહેબ ઉપર અનજુમનની સતા રેહેશે. કીરીઆ તથા બોએ હરએક વખતે તમો શાહેબોનાં નાંમ લીધામાં આવશે.

એજ વીનંતી, રોજ ૨૬ આશતાદ ઇજદ માહા ૬ ઠો શેહરેવર અમશાશપંદ સને ૧૨૪૯ ઇઅજદેજરદી.

(અતરે શહીઓ છે.)

*** આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો
"આએ કલયાની ગામમાં પારસીઓની
"વસ્તી ઘણી પુરાતમ છે. આહાંઆ આતશ
"દાદગાહની એક દરેમેહેર મુંબઈવાલા
"શેઠ એદલજી બેરામજી મોદીની બંધા-
"વેલી હતી અને જેનો આજ સુધી
"સઘળો ખરચ તથા વહીવત હીંઆની
"અંજુમંન ચલાવતી હતી ને દરેમેહરમાં
"હીઆંવાળા ચાર પારસી ગ્રહસ્થો શેઠો
"ભીખાજી જીજીભાઈ શેઠનાં, ડોસાભાઈ
"હોરમસજી ભીમરડીવાળા, ફરેદુનજી મેર-
"વાંનજી શરાફ અને હોરમસજી માણેકજી
"ભીમરડીવાળા એવોએ પોતાને ખરચે
"ઘતતો ફેરફાર કરાવી તેમાં આતશ આદ-
"રાંન પરથાવીઆં છે. તેને તખતનશીન
"કરવાની ક્રીયા રોજ ૧૭ મો શરેશ
"હજદ માહ ૨ જો અરદીબેહેસ્ત અંમશા-
"શપંદ શને ૧૨૫૦ ઇઆજદેજરદી. ઈંગ્રેજી
"તા૦ ૪ થી નવેમબર ૧૮૮૦ ને વાર
"ગરેહનાં દીને કરવામાં આવી હતી.
"એ દરેમેહેરમાં કાહી, સુખડ તેલ તથા
"બાય વગેરે તથા ચાલુ ખરચને માટે
"ઉપર જણાવેલા ચાર સાહેબોએ
"રૂપીઆ ૭૦૦૦) અંકે સાત હજાર
"જુદા કારીઆ છે અને તેનું ઈંગ્રેજી કાયદા
"પરમાણે એક ઘટતું તરસદીડ કરાવી.
"તે પુંજી તરસતીઓને સપુરત કરી છે.
"રોજ ૧૭ મો માહ ૨ જો શેહેનશાહી
"શને ૧૨૫૦ યજદેજરદી તારીખ તા૦ ૪
"થી નવેમબર સને ૧૮૮૦ ઈંગ્રેજી વાર
"ગરેહ"

## ઇંડાર મધે શેઠ હોરમજજી માણેકજી ભમગરાએ બંધાવેલો "કુવર હાલ."

*** એ મકાંન પર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"આએ મકાંન જરથોશતી હોરમજજી
"માકાશાહા ભમગરાએ પોતાનાં માતાજી
"મરહુંમ બાઇ કુંવરબાઇના પુનને શારૂ
"બંધાવીલું છે અને શરવે જરથોશતીઓના
"ઉતારાને શારૂ તા. શારે રૂડે વાપરવાને
"શારૂ ખુલ્લું મુકાઉ છે. દરેમેહેર અને
"મોબેદને રેહેવાને શારૂ જુદું ઘેર અને
"બવરચીખાનુ કુવો, કુવર હાલ મલીને
"આજ દીન શુધી કુલ્લે રૂપીઆ ૭૧૨૫
"ખરચ થઆ છે. રોજ ૨૭ મો માહા
"૧૨ કદમી અને માહા ૧૧ શેહેનશાહી
"૧૨૪૯ ઇઆજદેજરદી તા૦ ૧૦ મી
"આગસ્ટ ૧૮૮૦ ઈશવી.—"

## ઈ૦ સ૦ ૧૮૮૧.

## ભરૂચનો મેહરવાંન બાગ.

તા૦ ૧૭ મી આપરેલ ૧૮૮૧.

રોજ ૧ માહ ૮ (શે.) ૧૨૫૦ યજદજરદી.

ભરૂચ મધે સુરતવાલા મરહુમ શેઠ મેહર-વાંનજી હોરમજજી ફ્રેજરે ત્યાંના જરથોસ્તી-ઓને સર અવસરે વાપડવાને એક મકાંન ધર્મખાતે આપેલું હતું તે બીશમાર થવાથી તેમના દીકરા ખાંનબાહદુર બરજોરજી મેહરવાં-નજી ફ્રેજરે તે દરૂસ્ત કરાવી આજ દીને પરદાવ્યું હતું.

[આ મકાંન ઉપર નીચલી તખ્તી મારેલી છે :—

"એ ધરમશાલા શી સુરતવાસી મરહુમ
"બેહેસતનશીન મેહેરવાંનજી હોરમજજીએ
"પોતાનાં પુનને માટે ભરૂચનાં જરતોસતી
"રેહવાસીઓને સારે માથે વાપરવા સારૂં
"બંધાવી આપેલી તે દરસત કરાવીને એ
"મરહુમના પુતર ખાંનબાહાદુર બરજોરજી
"મેહેરવાંનજીએ આજ દીને અનજુમન
"મેલવી બાજદીયસની દીનના હોકમ મુ-
"જબ જશન કરીને ભરૂચના પારસી જ-
"રતોશતીઓને વાપરવાનાં કારણસર અ-
"નજુમનના હવાલામાં આપી છે. રોજ ૧
"લો મા. ૮ મો સને ૧૨૫૦ ઇઆજદે
"જરદી તા૦ ૧૭ મી એપરેલ સને ૧૮૮૧
"ઇસવી."

## મુંબઈની કોટે કોટની બાઈ પીરોજબાઇ તે મરહુમ શેઠ દાદાભાઇ માણેકજી વાછાનાં વીધવાની દરેમેહેર.

તા૦ ૧૯ મી મેએ ૧૮૮૧.

રોજ ૩ માહ ૯ (શે૦) ૧૨૫૦ યજદજરદી.

આજ દીને મુંબઇ મધે કોટે કોટ બાઇ પીરોજબાઇ તે મરહુમ શેઠ દાદાભાઇ માણેકજી વાછાનાં વીધવાએ આદરાંનની એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

[આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"પાક દાદાર હોરમજદની મદદ.
"આએ પાક દરેમેહર બાઇ પીરોજબાઇ
"તે બેહસ્તનશીન શેઠ દાદાભાઈ માણેકજી
"વાછાની વીધવા અને બેહસ્તનશીન શેઠ
"કુવરજી હોરમજજી ભાભાની છોકરીએ
"પોતાના ખરચથી બંધાવી કુલ જરથોસ્તી
"આલમના વપરાસને સારૂ આજ દીને
"ખુલી મુકી છે. આ મકાંન પારસી
"દીનશાહા દોરાબજી મીસતરીના પલાન
"તથા દેખરેખથી બંધાવી છે. રોજ ૩
"જો અરદીબેહસ્ત માહા ૯ મો આદર
"શેહનશાહી માહા ૧૦ મો દેહ કદમી શને
"૧૨૫૦ યઅજદેજરદી. તા૦ ૧૯ મી મે
"શને ૧૮૮૧ ઇસવી સંવત ૧૯૩૭ ના
"વઇશાખ વદ ૬ ને વાર ગરેરૂ."

## બેરગાંમનાં બાઇ મોટીબાઈ બહમનજી જમશેદજી મુલ્લાંનાં દાખમાંનો તાંણો.

મુંબઇ સમાચાર, તા૦ ૨૩ મી મેએ ૧૮૮૧ ને વાર શોમ.

બેરગામનાં દખમાંના તાનાની કીરયા.

બેરગાંમ, તા૦ ૨૧ મી મેએ.

આ ગામ મધે જે નવું દખમું બંધાવાનું છે, તેનો તાનો પુરવાની કીરયા આજ દીને થઇ છે. એ વેલા દેશાવરથી જે પારસી આવે તેમની સગવડ માટે, ઠરાવ પરમાણે વલસાડનાં સટેશન પર ગાડીઓનો બંદોબસત સારો રાખેલો હતો. મુંબઇ, સુરત, નવસારી તથા બીજાં ગામોના મલી આસરે ૫૦૦ માણુસોની સંખયા ભેગી મલી હતી. હોટેલ તથા પાણી વગેરેનો સારો બંદોબસત કરવામાં આવયો હતો. કીરીયા સહવારે ૭ ને અમલે શરૂ થઇ હતી, જે વખતે નોસારીવાલા દસતુર દારાબજી માહીયારજી તથા આ નવું દખમું બંધાવનાર બાઇ મોટીબાઇ અને તેણીના તરસટી વગેરે હાજર હતાં. એ કીરયા સાડા આઠ કલાકે પુરી થઇ હતી. કીરયા કરનાર મોબેદો ભગર સાથના હતા, જેની સામે ઉડવારેનાં પંથક-વાલાઓએ વાંધો લીધેલો તમો જાણો છો. આ કીરયામાં પારડી, ઉડવારા, દમન, સનજાન, નારગોર, અને શરોદ વગેરેના કોઇ પણ પારસી યા મોબેદો જોવામાં આવયા ન હતા, અને તેનું કારણ પણ એજ ધારી શકાય છે. વલસાડનાં આસર ૧૫ માણુસો હતાં. કીરયાનું કામ સારી રીતે ખલાસ થયું હતું.

## પારડીની શેઠ હોરમજજી ગાંડાભાઇએ બંધાવેલી દરેમેહર તથા ધરમશાલા પરઠાએઆનો અહેવાલ.

મુંબઈનાં જામે જમશેદ, તા૦ ૯ મી અને ૧૦ મી જુન ૧૮૮૧ ને વાર ભરેસપત તથા શુકર.

શ્રી પારડી તા૦ ૬ ઠી જુન ૧૮૮૧.

સુરત જીલ્લામાં આવેલો પારડીનો આ નાહનો કશબો આજ કાલ વધુ ઓલખાણમાં આવવાનું કારણ અતરે બંધાએલાં પેહેલવેહેલાં પણ મોટા પાયા ઉપરનાં પારસીઓનાં ધરમના મકાનોને લીધે છે. અતરે આસરે ૧૭ જરથોસતી ઘર ઘણી જુની અને સારી તંદરોસતી ભોગવનારાં હોવાથી નાહાનાં મોટાં આસરે ૧૦૦ માણુસોની વસતી છે અને ખરા ઉદયોગી એકમારગી અને સાલેસાઇભરેલી જીંદગી ભોગવે છે. આ જગોમાં અગીઆરી અને તે વીગરે જરથોસતીઓનાં ધરમના મકાનો નહી હોવાથી વડા પંથક ઉદવાડામાં શઘલું દીન ધરમનું કાંમ અશલથી થતું આવતું તેમજ ચોમાશાનાં દીવશોમાં રોઆંનને અવલમંજલ પોંહોંચાડવાને લાંબી મંજલથી ઉડવાડે જવું પડતું તેથી ભારે ઇજા પડતી હતી. આ અડચણો દુર કરવાનાં ઉમગથી અને સાબાસી લાએક દાખલો આપનાર અતરેના લાએકી-વાલા નગરશેઠ હોરમજી ગાંડાભાઇ છે. જેઓએ પોતાનાં ગામની અરચણ દુર કરવાનું માથે લઇ એક દરેમેહેર તથા એક ધરમશાલા બંધા-વાનું પોતાને માથે લીધું અને દમણના પર-ખયાત શેઠ માણેકજી કાવશજીની ભલી અને પુખત શલાહ મુજબ તે બેહુ મકાનો એક-એકની પાશે પોતાના ખાશ ખરચથી બંધાવી તયાર કરેઆં. એ મકાનો ઇજાતી ઉદવાડાની વડી અંજુમનની મારફતે પારડી અંજુમનને સપુરદ કરવાની કીરયા ગઇ તા૦ ૨ જીએ હતી. તે વખતે આ ટુંક વસતીનાં કશબામાં થાયલી પેહેલવેહેલીજ ભારે રચનાં ઘણો લાંબો વખત સુધી શરવેના મનમાં તાજી રેહેશે. ઉદવાડાની આખી અંજુમન તેમજ તારાપુ-રથી ભરૂચ સુધીનાં પંથકોનાં ઘણાક જરથોસ્તી સાહેબોની ભેગી મીજલસમાં શેઠ હોરમજીએ ઉપલાં મકાંનો ઇજાવી અગીઆરી મધે પાક આતશ દાદગાહ શાહેબ પરઠાવેઆ છે, તેની સઘલી કીરયા ઉદવાડાના દસતુરજી સાહેબોએ આસરે ૪૦૦ જરથોસતી સાહેબોની દબદબા-ભરેલી મીજલસમાં કરી હતી. આ ધરમનાં કામોમાં બીનગરજ રીતે મદદ આપનાર અને ઉદવાડા અને તે તાબેના પંથકોનાં વડા ગણાતા

શેઠ માણેકજી દમણવાલા ખાસ પધારેઆ હતા. ઉપલી ઉજવવાની કીરયા ગયા મોહર રોજે દરાવેલી છતાં શેઠ મોસુફને ધરમપુર દરબારની કુવરીનાં ગોંદલમાં થયલાં લગન કામમાં તયાં રોકાણ થવાથી મકાંન સથાપનાર શેઠે પંથકોનાં ઉપરી શેઠને બોલાવાની ખાસ ઉલટથી પોતાની ખુસીથી દીવસ ફરવી સરોસ રોજ ઠેરવેઓ હતો જે ધારણા સંપુરણ રીતે પાર પડી છે. એ મીજલસમાં સાંમેલ રેહેનારા વડા પંથક ઉદવાડાના બેહુ દસતુરો શીવાએ શેઠ માંણેકજી અવશજી દમણવાલા, તથા શેઠ શોહરાબજી માંણેકજી દમણવાલા, શેઠ પેસતનજી ઇજદીઆરજી ભરડા તે ઉદવાડા પંચાતના તરીજા અકાબર, શેઠ ધનજીભાઇ ભુરાભાઇ વલસાડવાલા તથા શેઠ શોરાબજી મનચેરજી ધરમપુર કુવેરાનાં મુનશીશાહેબ, રતનજી હોરમજી ઇનસપેકટર, બેહરાંમજી ખુરસેદજી ભરડા, બેહરાંમજી પેસતનજી ભરડા, ભીખાજી દોરાબજી ભરડા, મો૦ જમસેદજી નવરોજી દમણના પંથકી, તથા શેઠ હોરમજજી દોરાબજી દવીએરવાલા વીગેરે ઘણા આબરૂદાર શાહેબો બીરાજીઆ હતા. અગીઆરી ઉજવવાની અને તેમાં દાદઘાહ શાહેબને વખતનસીન કરવાની કીરયા પુરી થઇ પછી તથા ધરમશાલાનું મકાન જરથોસતી લોકોનાં વપરાશને માટે ખુલ્લુ મુંકેલું જાહેર કરવા પછે, શેઠ હોરમજજી તરફથી એક અનજુમન પત્ર વાંચવામાં આવ્યો તથા તેનો પારડી અનજુમન તરફથી જવાબ વંચાયો તે પછે ઉદવાડાની અનજુમન તરફનો પત્ર વંચાયા બાદ શેઠ હોરમજીનાં ખેશાવંદો તરફનો શેઠ હોરમજીને એક મોબારકબાદી પત્ર વાંચવામાં આવ્યો. આ સગલાં પતરો દરેકની ફરમાશથી મી૦ બેરામજી પેસતનજી ભરડાએ બોલંદ અવાજથી વાંગી સંભલાવેઆં હતાં. જે સઘલાં પતરો આ સાથે સાંમેલ રાખી નીચે ટાંકેઆં છે. એ પતરોમાં શેઠ માણેકજી તરફની મલેલી અમુંલય સલાહ વીશે જે સતુતી કરી ઉપકાર માંનયો છે તેનો શેઠ માંણેકજીએ એક સુભાખીત ભાશાણમાં જવાબ વાલતાં જણાવ્યું કે દરએક જરથોસતીની ફરજ મુજબ તેઓએ પોતાથી બનતી શારી સલાહની મદદ આપી છે તેમાં કશું પણ ઉપકારનું કામ કરીઉ નથી અને તે શલાહ માંનય કરી પારડીનાં સાહેબોએ શવીકારી તે વીશે તેમનો ઉપકાર થયલો શેઠ પોતે સમજે છે ઇતયાદી અસરકારક બોલોમાં પોતાનું ભાશણ પુર કરતાં એ કામની ફતેહને માટે શેઠ હોરમજી અને તેમના બાવાને મોબારકબાદી ચાહી ભાશાણ સમાપત કરીઉ. તે પછી ઉદવાડાનાં મીરજાં દસતુરજીએ ધરમનાં કામો કરનારને કેવો સવાબ હાંશલ થાએ છે ને અવસતાની શાહદતો સાથેના દાખલાથી એક બાશાંણ કરી ધરમના મકાનો સથાપનારને દોઆ ચાહી; તે બાદ શેઠ હોરમજજીએ ઉદવાડાનાં બેહુ દસતુરો અને અકાબર શેઠ પેસતનજી ભરડાને તેમજ પોતાનાં પંથકીને એક એકી કીમતી શાલ ઓઢાવી. તેમજ પારડીની અનજુમન તરફથી શેઠ હોરમજી અને તેમના બાવા શેઠ ગાંડાભાઇને તેગજ શેઠ માંણેકજીને એક ભારે કીંમતની શાલ ભેટ કરી તે કબુલ કરીને શેઠ માંણેકજીએ પોતાને મલેલી શાલ પાછી પારડી અનજુમનને પોતાનાં તરફથી ઓઢાવી હતી. કીરયા પુરી થયા બાદ સગલાઓને માટે શેઠ હોરમજીએ તઇયાર કરાવેલું ખાણું ખાઇ સગલા જુદા પડેઆ. અગીઆરી અને ધરમશાલાનાં મકાનો ઘણાં દબદબા અને ફુલોના સીણગારથી સીણગારવામાં આવયાં હતાં, અને રાતે પુશકલ રોશની કરી હતી. અને શેઠ હોરમજીની મેહમાંનદારીથી સઘલા બહુ ખુસી થઇ સંતોશ પામેઆ હતા, ઉપલા બેહુ મકાંનો ઉપર શેઠ હોરમજીએ ૩૨૦ હજારનો મોટો ખરચ કરેલો ધારવામાં આવે છે.

શેઠ હોરમજજી ગાંડાભાઇ તરફથી વંચાવવામાં આવેલો અંજુમન પતર.

શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

મેહેરબાંન મુરબી ગાંડાભાઇ બમનજી તથા બાઇ શાહેબ જીણાબાઇ પેશતનજી વીગેરે પારડી કશબાના રેહવાશી શમશત જરથોસતી અનજુમનના શાહેબો.

આ પવીતર દરેમેહરનું મકાન જે મધે આપણી પાક દીનનાં ફરમાંન મુજબ આપણાં જરથોસતીઓને તાંહાંનું ધરમનું કામ તથા યોજદાથરેગરી કીરયા થવા અરથે તથા એ પવીતર મકાંન પાશેનું આપણા પારડી જરથોસતીઓને શરઅવશરે વાપરવા તથા દેશાવરથી આવતા દીનદાર જરથોસતી શાહેબોને વીશામો આપવા થકી બંધાવેલું ધરમશાલાનું મકાન એ બંધે ધરમના મકાંનો ખોદાતાલાની બખસેશથી હમોએ હમારા મેહરબાંન પીતા મુરબી ગાંડાભાઇ બમનજી જેઓ આ મીજલશમાં હાજર છે તેઓની યાદગારી કાયમ રાખવા તથા હમારા મરહુમ કાકા બેસતી એદલજી બમનજીનાં પુનને શારૂં બંધાવી તઇઆર કરાવી એ મધે જોઇતા શરનજામ શાથે આજ દીને પાક દરેમેહરનું મકાન આપણા પવીતર જરથોસતી ધરમ ફરમાન મુજબ

ઇજાવાની કીરયા શ્રી ઉદવાડા વડાં પંથક તાબે કરાવી છે તથા એજ ટાંકણે આપણા જરથોસતીઓને પાક ખોદાતાલાની બંદગી અરથે એ દરેમેહેરમાં પાક દાદધાહા શાહેબનો કેબલો તખતનશીન કરયો છે.

એ પવીતર દરેમેહરનું મકાંન તથા એ પાશેનુ જરથોસતી ધરમશાલાનું મકાંન મજકુરે શ્રી ઉદવાડાની વડી અનજુમનનાં હાલનાં અને હવે પછી થતા મુખ્ય અવીકારીની દેખરેખ તલે શ્રી પારડીની જરથોસની અનજુમન તથા હવે પછી તેઓની થતી આલેઓલાદને હંમેશાં શુધી હવાલે કરયું છે.

શદર બેઉ મકાનોની હવે પછીની મરામત વીગેરે તથા રોશની અને દાદધાહા શાહેબની કાફી ખરચ અરથે તથા દરેમેહર મજકુરમા આપણ જરથોસતીઓને તાંહનુ બોજદાથરેગીરી વીગેરે ધરમનું કીરયા કામ થવા શકી મોબેદ એક ૧ ના જણુ એ ઉદવાડા અનજુમનની મારફતે રાખયાછ તેનો પગાર ખરચ તથા આપણા પારડી ગામ મજકુરનાં પંથકી જણ એક જેહને તેહના પંથકપણા શંબંધી બાંધી આપેલા યોજના ધારા પરમાણે તથા શારી ચાલથી ચાલે ત્યાં શુધી તેના અગર તેની જગ્યાએ આપણને બીજો નેમવો ઘટે તો તેનો ખરચ તથા આપણા જરથોસતી ભાઇઓનાં બાલકોને જંદઅવસ્તા શીખાડવા તથા ધરમ શંબંધી જરૂરી કેલવણી આપવાની નીશાલ એક સ્થાપી છે એ શરવેનો કુલ ખરચ હમેશાં શુધી જાશુક નીભાવા થકી શરકારી ચાર ટકાની વ્યાજુકી નોટનાં કકડા તણ એકંદર રૂ ૧૧૦૦૦ની શને ૧૮૬૫-૧૮૭૨-૧૮૭૯ ના શાલની નંબર ૧૨૧૨૪૨ નંબર એ ૦૦૫૨૫૬ નંબર ૦૫૫૭૮૭ની તા૦ ૧૬ મી નવેમબર-તા૦ ૧૬ મી જાનેવારી શને ૧૮૭૯ થી ચડતા વ્યાજની એલાહેદી કાહાડીને દમણવાલા શેઠ માણેકજી કાવશજીને ત્યાં હાલ અનામત મુકી છે. જે રકમ મધે હમારા તરફથી રૂ ૨૦૦૦ આપવામાં આવયા છે ને બાકી રૂપીઆ આપણ પારડી અનજુમન મલીને આપ્યા છે ને એ રકમનું ફંડ કરયું છે. માટે હવે પછી આપણ પારડી અમજુમન તરફથી હરેક શરઅવશરે જે કંઇ ધરમખાતે આપવામાં આવે તે તથા આપણા પારડી અનજુમન તરફથી હરેક તરેહનો ધરમાઉ લાગો આપીએ તે શરવે રકમ ઉપલાં ફંડમાં શામેલ કરતા જવું.

ઉપલાં ફંડ અને તે લગતી હવે પછીની ઉપર મુજબ ભરાતી રકમ એ શરવેના વ્યાજમાંથી ઉપલાં ધરમ ખાતાઓનો ચાલુ ખરચ તેમજ નવાં બાંધેલાં દોખમાની શગડી અને ધીહાન ખાતાનો મરામત તથા ચેરાગ ખરચ હંમેશ શુધી ચાલુ રાખવો ને મુદલ રકમમાંથી કંઇ પણ ખરચ કરવો નહીં.

ઉપલાં ફંડને શારૂં આપણ પારડી અનજુમનના જરથોશતીઓ માહેથી અનજુમનનાં એ કામ તે જણ ચારને શેઠ માણેકજી કાવસજી દમણવાલા ઠરાવી આપે તેમને ટરશટીઓ ઠરાવવા મુકરર કરયું છે— જેનાં નામ ઉપર— ઉપલા ધરમખાતાંનાં ફંડનું શરકારી ધારેલું ટરશટ ડીડ હમારા ખરચથી કરાવીશું. તે મધે હમો અને હમારા વંશવારશો માહેથી ઓછામાં-ઓછા એક જણને જાશુક ટરશટી નેમવાનો હક રાખવામાં આવશે ને તેવા હક શીવાએ એ ધરમખાતાંની મીલકતો તથા નાણા ઉપર હમારો તથા હમારા વંશ વારશોનો કશો દરદાવો રાખયો નથી ને યાવતચંદર દીવાકર શ્રી પારડીની જરથોસતી અનજુમનને શોંપી આજ દીને કુલે જરથોસતીઓને ધરમ ઉપાઓગને માટે તથા વીશામાં અરથે એ મકાન ખુલવામાં આવયાં છે.

હવે છેલે આ અનજુમન આગલ અરજ કરૂં છઉં કે આ દરેમેહર અને ધરમશાલાનું મકાન તથા એના ચાલુ ખરચનું ફંડ જે થયું તે પરથમ પેહલા આપણા મેહરબાંન મુરબીજી શાહેબ દમણવાલા શેઠ માણેકજી કાવશજીના નેક વીચાર અને શુચનાંથી થયું છે, એટલુંજ નહીં પણ તેવણ શાહેબે એ કામને માટે હમોને ઉલટ અને છેવટ શુધી મદત આપી શરનજામ ઉતારયું છે, તેથી એ મેહરબાંન શેઠનો આ અનજુમનમાં હું મોટો ઉપકાર માનું છેઉં અને પાક ખોદાતાલાની જનાબમાં એઓ શાહેબની તથા એવણનાં ફરજંદોની ઉમર દરાજી તનદુરશતી ખુશી ખુશાલી મારાં અંતકરણથી હું ચાઉ છેઉં તે તેવણ શાહેબને અને એઓનાં ફરજંદોને આમીન થાઓ. તેમજ આ ધરમનાં કામમાં આજ દીને ઉદવાડા પંથકનાં દશતુરજી વીગેરે અકાબર શાહેબોએ બેગી અનજુમન શાથે તેમજ વલશાડ વીગેરે લગતાં ગામો અને દેશાવરના જરથોશતી શાહેબો આ મીજલશમાં તશદી લઇ મને જે માન આપયું છે તે શંબંધી તેઓ શરવેનો ભારે ઉપકાર માની આ લખનું શમાપત કરવાની રજા લઇ આ લખત અનજુમન આગલ રજુ કરૂં છઉં. રોજ મુબારક શરોશ ઇજદ—માહ મુબારક આદર ઇજદ શેહનશાહી માહ મુબારક દે દાદાર કદમી શને

૧૫૨૦ ઇજદજરદી મુતાબેક તા૦ ૨ જી જુન શને ૧૮૮૧ ઇશવી–વીકરમાજીત શવંત ૧૯૩૭ વરશે જેઠ શુદ ૭ વારે ગરેઉ.

લા૦ શેવક.

**હોરમજી ગાંડાભાઈ શહી દા૦ પોતે.**

નેકનામ શેઠ ગાંડાભાઈ બમનજી તથા શેઠ હોરમજી ગાંડાભાઇ.

આજ દીને તમારી શખાવતથી બંધાવી તઇયાર કરાવી પરહાવેલી દરેમેહેર અને ધરમશાલા કુલ જરથોસતીઓના વાપરવાશને માટે ખુલી મુકી તેને માટે અને એ નેક કામ પાક પરવરદેગારની મદદથી આજ દીને તમારી બલી મનશાની પરમાણે શરંનજામ પોહોંચયું અને તમારા તેમજ તમારા વડવાઓના પુનમા મોટો શવાબનો હંમેશે કરીયો તેને માટે શ્રી ઉદવાડાની શમસત અનજુમંન તરફથી હમો જાહેરમા અંતકરણથી ખુશી બતાવી તમોને મુબારકબાદી આપીએ છઇએ અને તે પાક પરવરદેગારથી દુવા ચાહીએ છઈએ કે—તમો તમારાં કુટુંબ શહીત હમેશાં ખુશીભરયા રહો અને એવાં ધરમનાં રૂડાં કામ કરતાં રહો.

તમારી નેક મુરાદ મુઆફક આ દરેમેહેરમા શ્રી ઉદવાડા પંથક તાબા તલેનાં મોબેદો હંમેશાં યોજદાથરેગીરીનું કામ ચલાવશે. એમ હોવાથી ઉદવાડાની કુલ અંજુમંન ખુશી અને મગરૂર રેહે છે કે હંમારા પંથક તલે આ એક દરેમેહેરનાં પાક મકાંનનો વધારો થયો છે. અને તેને માટે તમો શાહેબોને હંમેશા નેક દુઆ હાંશલ થશે.

પારડીની અંનજુમંનનાં શાહેબો તરફની ચએલી એલતેમાશ મુજબ મરહુમ શેઠ એદલજી બમંનજીનુ તેમજ તમો શેઠ ગાંડાભાઇ બમનજીનું નામ પારડીમાં તેની બણતર કરીયામાં શામેલ બણવા હમો તથા હમારી અંનજુમન હંમેશને શારૂ કબુલ રાખીએ છઇએ. એટલુંજ નહી, પણ એ ઉપરાંત તમારી બંધાવલી દરેમેહેરમાં જાયુક પગારદાર નીમાએલા યોજદાથરેગીરી કરનારા હમારા મોબેદો દર માશના હોરમજદ રોજે તમો શેઠ ગાંડાભાઇને નામની ઇજશને ૧ કરશે તથા બીજી મરહુંમ શેઠ એદલજીની નઇએતે દર ફરવરદીન રોજે કરસે. અને ઉપર લખેલી ઇજશને એ હંમેશ શુધી ચાલુ રેહેશે એમ જણાવી આ હમારી દુઆ શમાપત કરીએ છઇએ. રોજ મુબારક શરોશ ઇજદ માહા મુબારક આદર ઇજદ શેનશાહી માહા મુબારક દે દાદાર કદમી શને ૧૨૫૦ ઇજદજરદી મુતાબેક તા૦ ૨ જી જુન શને ૧૮૮૧ ઇશવી વીકરમાજીત શંવત ૧૯૩૭ નાં માહા શુદ ૬ ને વાર ગરેઉ.

**લા૦ ખરશેદજી દ૦ મીનોચેરજીની દુવા વાંચજોજી.**

**લા૦ દુઆગો પેશુતનજી દ૦ બરજો-રજી મોબેદ્‌જાંની દુઆ વાંચજોજી.**

---

નેકનામ શેઠ ગાંડાભાઈ બમનજી તથા બાઇ શાહેબ હોરમજજી ગાંડાભાઇ.

જત તમોએ આજને મુબારક દીવસે દરેમેહેર પરહાવી તેની શાથે ધરમશાલાનું કુશાદે મકાન પારડી કશબાનાં કુલ જરથોસતીઓના વપરાશ તથા ઉપયોગને માટે આગાંડા મુકીને હેશાન અતરેના જરથોસતી લોકોપર કીધું છે. તે આ ટાંકણે જાહેરમાં પારડી અનજુમન તરફથી કબુલ કરવાને હમો હમારી ફરજ સમજીએ છીએ. આ કસબાનાં જરથોસતીઓમાં યોજદાથરેગરી વીગેરે દીનઆહનનાં કામ બાબે અગીઆરીની જે ઘણી મોટી અને અગતની અડચણ હતી તે તમોએ તમારી શખાવતથી પુરી પાડી છે. એટલુંજ નહી પણ હવે પછેની હમારી થતી ઓલાદ ઉપર તમારૂં વધારે મોટું હેશાન થયું છે અને તે જરથોસતી બાલકોને ધરમની કેલવણી આપવા માટે ઉઘાડેલી નીશાલો છે. આ સરવે ધરમના કામો સથાપવાના તમોએ તમારૂં મોટું દીલ અને મન દેખાડયું છે, તેને માટે જાહેરમાં હમો તમારો ઉપકાર માનીએ છઇયે. વલી ઉપલી તમારી ધરમી શખાવત ઉપરાંત એ તેમજ પારડીનાં બીજાં ધરમનાં કામો હમેશગી સુધી ચાલુ રાખવાને તથા કાએમ રાખવાના ખરચનાં ફંડમાં તમોએ રૂપીઆ ૨૦૦૦ ની કીમતી મદદ પારડી અનજુમનને આપી છે, તે મોટાં માંન સાથે કબુલ રાખતાં તે પાક યજદાંનથી એવું ચાહીએ છઇએ કે એ તમારાં કરેલાં સવાબ ખાતાનો બદલો ખોદાતાલા પોતાનાં ગેબી ખજાનાથી તમોને સઘલાં શુખની શાથે બખશે અને પારડીની જરથોશતી બાઇઓની હવે પછેની ઓલાદ તમારા તેમજ તમારા નેક પીતાજીને પગલે ચાલી તમારો ભલો દાખલો લીએ આમીન.

વલી એ ધરમખાતાંની દેખરેખ રાખવા સારૂં નેમાતા ટરશટીઓમાં તમો બાઇનાં વંશમાંથી ઓછામાં ઓછા એક જણને હંમેશ શુધી નેમવાની જે માંગણી તમો કરો છો તે હમો મોટી ખુશી શાથે કબુલ રાખીએ છઇએ.

આ દરેમેહેર, ધરમશાલા અને તેને લગતાં મકાનો તમોએ શ્રી ઉદવાડાનાં અશલ અને વડાં પંથક તાબે હમારા હસતક સોંપયાં છે તે કબુલ રાખતાં આ તકે શ્રી ઉદવાડાનાં દસ્તુરજી શાહેબો વગેરે અકાબરો અને અનજુમનનાં શરવે અથોરનાન શાહેબોને હમારી નમનતાઇપુરવક એલતેમાશ છે કે આ મોટી અને પારડીમાં પેહેલવેહેલી ધરમનાં કામ કરનારની યાદગારી હંમેશ શુધી કાયમ રેહવા સારૂં તેઓના મરહુમ કાકા શેઠ એદલજી બમનજીનું નામ પારડી ખાતે થતી ધરમ કાંમની કીરીઆના ભણતર કાંમમાં શામેલ રાખવું તેમજ શેઠ ગાંડાભાઇ બહમનજી જેઓની જીંદગી ખોદાતાલા લાંબી બખશે એમ તે કીરતારને પરારથના કરી જણાવીએ છઇએ કે ફાની દુનીઆના રેવાજ મુજબ એઓની હઇઆતી બાદ એઓનું નામ પણ ભણતર કીરીઆમાં એમના ભાઇની શાથે હમેશાં શુધી શામેલ રાખશો, અને હમોને આશા છે કે આ હમારી અંતકરણની ખાએશ શ્રી ઉદવાડાની અનજુમન તેમજ ઉપલાં ધરમનાં કાંમ કરનાર સાહેબો કબુલ રાખશે. રોજ મુબારક શરોશ યજદ, માહા મુબારક આદર ઇજદ શેહેનશાહી, માહા મુબારક દએ દાદાર કદમી સને ૧૨૫૦ યજદજરદી. મુતાબેક તા૦ ૨ જી જુન સને ૧૮૮૧ ઇશવી. વીકરમાજીત શંવત ૧૯૩૭ ના જેઠ શુદ ૬ ને વાર ગરેઉ.

( અંહીયાં શાહીઓ છે. )

## પારડીનું અંજુમનના ઉઘરાતથી બંધાયલું દોખમું પરઠાએઆનો અહેવાલ.

મુંબઈના જામે જમશેદ, તા૦ ૧૦મી જુન ૧૮૮૧ ને વાર શુકરે.

શેઠ હોરમજીની સખાવતનો સારો દાખલો લઇને દોખમાંને માટેની પોતાને ભારે અડચન ટાલવાને અતરેની સગલી અનજુમને ઉલટ પકડી એક દોખમું બંધાવવાનું નકી કરીઉ હતું. અને એ સઘલાં ધરમનાં કાંમો શેઠ માંણેકજી દમણવાલાની શલાહથી બંધાવવાનાં નકી થતાં એકજ વખતે તે સગલાનો ઠરાવ કરવામાં આવેલો. દોખમાંને માટે બીજા દેશાવરોની માફક બાહાર ગાંમ લીસટ ફરતું નહી કરતાં પોતપોતમાંજ ઉઘરાણું કરી એકજ એટકે મોટી રકમ જમાવ કરી અને તેમાંથી એક દોખમું તથા તેને લગતી એક શગડી એક કુવો અને એક ગેઆંનઆંનું બાંધવાને ગણદેવીવાલા માહીતગાર કંટરાકટર શેઠ ફરાંમજી હોરમજજી ગજદરને રૂ. ૧૧૦૦૦ બદલ કંટરાકટ આપવામાં આવ્યું હતું તે મુજબ તેઓએ બાંધી તઇયાર કરેઆં તેને ઈજાવાની કીરીઆ ગઇ કાલે થઈ હતી. અને કુલે દેશાવરનાં ખાશોઆંમનો ભારે મોટો આસરે બે હજાર માંણશોનો ઘંભીર અને ગમયતા ભરેલો મેલાવડો થયો હતો. ઉદવાડાનાં દસતુર શાહેબોએ જસનની કીરીયા કરી હતી ને તે વખતે જે ઘંભીરાઇ સાથની દબદબાભરેલી મીજલસ મલી હતી તે દેખાવ પારડીને ઘણી લાંબી મુદત સુધી ઇઆદ રેહેશે. લોકોની સગવડને માટે નાંખેલા ગંજાવર માંડવાઓમાં મરદ તથા બાનુઓને માટે બેશવાને જુદી જુદી સવલતાઓ કરેલી ઉપરાંત જશનની મીજલસને માટે એક ગંજાવર માંડવો નાંખેલો હતો. હાલ કેટલેક ઠેકાણે હેવે ટાંણે વાજટા અને વાજંગાજનાં ભપકાભરેલા ધુમ ધડાકાઓ કરવામાં આવે છે તેમ ન કરતાં હવી કીરયાને છાજતી ઘંભીરાઇ અને શફાઇથી આસપાશનો શીણગાર કરેલો જોવામાં આવયાથી વખતને સગલું અનુશરતું કરેલું દેખાતું હતું અને તેથી આગેવાનોની સારી સમજનો તે અહીં દાખલો હતો. જસનની કીરીયા પુરી થવા બાદ પારડી અંજુમન તરફથી એક અનજુમન પતર મુખીઓની ફરમાશથી શેઠ બેરાંમજી પેસતનજી ભરડાએ ઘણે બુલંદ અવાજથી વાંચી સંભલાવેઓ જે આ શાથે સદાબરો ટાંકેઓ છે. તે પછે દોખમું બાંધનાર કંટરાકટર શેઠ ફરાંમજીએ પોતાને શેઠ માણેકજી દમણવાલાની મારફતે કંટરાકટ મલીઉ અને તે સરંજામ ઉતરતાં સુધી તેઓની મદદ દરેક કામમાં મલી તે વીશે તેમનો તેમજ પારડી અંનજુમનનો ઉપકાર માની દોખમાંનાં બાંધકાંમને લગતી કેટલીક હકીકત વાંચી સંભલાવયા બાદ ઉદવાડાનાં બીજા દસતુર પેસાતનજીએ દોખમું બાંધવાનાં કારણો અને અગત વીશે અવસતાની સાહાદતો સાથનો એક ઘણો અશરકારક અને સમપુરણ રેશાલો વાંચી સંભલાવી સેવટે શેઠ માણેકજી બીનગરજ રીતે ઉલટથી મદદ આપે છે તેમનો ઉપકાર માની સરવેને દોઆ ચાહીને પોતાની જગાએ બીરાજેઆ. ઉપલા વંચાયલા પતરોમાં શેઠ માણેકજીની કરેલી સતુતીનો તેઓએ થોડા બોલોમાં પણ અસરકારક રીતે સરવેની ખુશાલીની તાલીઓ વચે મીજલસને જવાબ આપી ઉપકાર માનવા બાદ ઉદવાડાના બેહુ દસતુરો તથા અકાબર શેઠ પેશતનજી ભરડા તથા કંટરાકટર શેઠ ફરાંમજી અને કામોની દેખરેખ

રાખનાર મોબેદ મનચેરજી બેહેરામજી દસતુરને પારડી અનજુમન તરફથી એકએક કીમતી સુફેદ શાલો ઓરાઢવામાં આવી અને સરવે અનજુમન ઘણી ગંભીરાઇથી નવા દોખમાંનો સેજદો કરવા ગયું. આ દેખાવ ઘણોજ અ-સરકારક અને જરથોસતીઓને પોતાના મઝ-હબ ઉપરના મજબુત એતેકાદનો ખરો ચી-તાર આપનાર હતો—જરથોસતી ધરમના ફરમાન મુજબ દોખમું ઇજીવાની કીરયા ૪ દીવસ આગમચથી સરૂ થાય છે તેમ ઉદવાડાના મોબેદોએ સરૂ કરી હતી અને તેટલા દીવસમાં દોખમામાં પડતી પડતની પોતાની મલતર ગાહીને પણ પવીતરાઇ જાલવવા સારૂ કોઇને પણ દાખલ થવા દેતા નથી એમ જાણતાં બાહારના આવનારાઓ જરા ગેરવાજબીપણે બડબડવા બેઠા હતા, પણ માણેકજી શેઠે તે વીશે ઘણી સંભાલથી પુરતો ખોલાશો આપતાં સઘલું સમાધાન થયું અને ઇજીવાની કીરયા પુરી થતાં દોખમાંને સેજદો કરી જોવાની સરૂઆતમાં દોખમાંના દરવાજે ખુલતાં મેલા-વડાની ગીરદી પરમાણે જરા ધમાલ સરૂ થઇ. દોખમાંની અંદર જરથોસતી શાહેબોએ નાખે-લી પડતના આસરે સાતસો રૂપયા થયલા સંભલાએ છે. જે ઉદવાડા અનજુમનનો હક હોવાથી તેઓને પોહોચાડવામાં આવશે.

ઉપલી કીરીઆઓમાં સાંમેલ થવાને દેશા-વરથી આવનારા જરથોસતીઓને માંટેની સવલતા તરફ ખાસ ધેઆંન અપાએલું માલમ પડતું હતું. સારા છાયાના કોશાદે માંડવા કરેલા ઉપરાંત પારડીનાં કેટલાક જરથોસતી શાહેબોએ પોતાનાં મકાનો ઉતારા સારૂ ખાશ આવનારાઓ માટે સપુરદ કરેઆં હતાં. રેલવે સટેશનથી ગામમાં આવવાને દસ દસ કોશ ઉપરની બની આવે તેટલી ગાડીઓ હાજર રાખી હતી અને સટેશનથી કશબા સુધી જાણે ફાણુસની લાંગર લાગી રેહી હોય એમ સેંકડો બતીઓ સલગાવી રોશનીની તજવીજ અછી કરી સવલતામાં ઉમેરો કરેઓ હતો, અને ગઇ કાલે થએલી રોશનીનો દેખાવ એકંદર-પણે ખરેજ વીચીત્ર અને પારડીમાં પેહેલોજ બનેઓ છે. પીવાનાં પાણીની તાણની ફરીયાદ થતાંજ નહીં માલમ પડે એટલા વખતમાં હાથોહાથ તે ખુટ પુરી પાડવામાં આવી, અને મોટી ભીડ છતાં સઘળું સંપુરણ સમાધાની અને સંતોશકારક પરીણાંમ આવયું તેને માટે આગેવાનો ભારે શાબાશીને લાયક છે.

ઉપલું નવું ઇજાયલું દોખમું આવતી તારીખ ૧૫ મી સુધી આમને જોવા માટે ખુલ્લું રાખવા-માં આવશે. તે પછે પવીતર કરશે જે પછી કોઇથી જોવા અંદર જવાશે નહીં.

જશનમાં વંચાયસો અંજુમન પતર.

શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

શ્રી ઉદવાડાનાં મેહેરબાન દશતુરજી શાહેબ તથા આ મીજલશમાં ભેગા થએલા કુલે જરથોશતી શાહેબોની શેવામાં શ્રી પારડી કશબાની રેહવાશી જરથોશતી અંનજુમન નમનતાઇ સાથે જણાવવાની રજા લીએ છીએ કે—

આ ગામમાં હમો જરથોશતીઓની વસ-તીને આજ લગભગ ૧૫૦ વરશની લાંબી મુદત થઇ છે તેમાં આજના જેવો હમારા જરથોશતી ભાઇઓનો શુભ મેળાવડો પેહેલ વેહેલોજ છે એમ કેહેવાને હમોને કશી આચકી લાગતી નથી.

આ ગામમાં બંધાયલું નવું દોખમું જે તઇઆર થયું છે તેને ઇજવાની કીરીઆનો આજનો મુબારક દીવશ છે અને એ કીરીઆ આપણા જરથોશતી પવીતર દીનનાં ફરમાન મુજબ ખોદાતાલાની બખશેશથી હમારા વડા પંથકી શ્રી ઉદવાડાનાં દશતુરજી વીગેરે ઉદ-વાડા અંજુમન હસતક હમણાજ પુરી થઇ તે તકનો લાભ લઇ આ કામનો ટુંક હેવાલ કુલે જરથોસતી શાહેબોની જાણમા લાવવા દુરશત જાણીએ છીયે.

પરથમ તો આ મીજલશમાં દુરદરાજ શેહેરોથી ને આશપાશના કશબા અને ગામોથી તશદી લઇ આવનાર જરથોશતી શાહેબોએ હમો અનજુમનનાં ઇજનને માન આપી શામેલ થઇ શવાબનો હંએરો હાંશલ કરયો તેને સારૂ મીજલશના શરવે શાહેબોનો હમો હમારા અંતકરણથી ભારે ઉપકાર માનીએ છીએ.

આ ગામમા લાંબી મુદત થઆ દખમુ નહી હોવાથી કજા એલાહી વખતે તેમાં ખશુશ કરી બારેશનાં દીવશોમાં હેવા બનાવ શંબંધી જે અડચણો અને નદી નાલાની ભારે જોહેમત શ્રી ઉદવાડાને દોખમે રોઆનોને લઇ જવામાં પડતી હતી તે અડચણનું બેઆંન આપવા કરતાં શહમજુ જરથોશતીઓ પોતેજ શહમજી લેશે. તેમજ આ દોખમું બનધાવી તેહવી હમારી અડચણ ટલેથી જાણુતા દરેક શમજુ જરથોશતી ભાઇઓ ખોદાનાં શુકર કરવા વીના રેહેશે નહી.

ખોદાની બખશેશથી હમારી વશતીના વધારો થવાથી અને એ વશતી સંબંધમાં ઉપલી અડચણ મટાડવા આ ગામમા એક

દુખમાની જરૂર લાંબી મુદત થઆ જોતા આવયા હતા કે જેના ખરચનું જોઇતું નાણું હમો પારડીના રેહેવાશીઓએ માહો માહે ઉઘરાટથી પુરૂ કરવાને ઠરાવયાની જાણ હમારા વતન પડોશી વલશાદના રેહેવાશી શેઠ ધનજીભાઈ ભુરાભાઇને થવાથી તેઓએ પોતાની ખાએશથી રૂ ૨૦૦૦ ની મોટી રકમ આ કામનાં ઉઘરાટમા પોતાની તરફથી આપી છે જે તેઓના ભારે ઉપકાર ને માનશાથે કબુલ રાખી બાકી કુલ ખરચ હમો લોકોએ માહો માહે ઉઘરાટ કરી પુરો કરયો છે જેની નામવર યાદી નીચે મુજબ છે.

ખોદાની બખશેશથી ઉપર પરમાણે માહો માહે ઉઘરાટથી જોઇતી રકમ પુરી થતાં આ દુખમાનુ અને તેને લગતી શગડી અને પાણીના કુઆનું બાંધકામ જાણીતા અને પરમાણીક કંટરાકટરો શેઠ ફરામજી તથા દોરાબજી હોરમજી ગજદરને રૂ. ૧૧૦૦૦ અદલ શોપવામાં આવ્યું અને તેના તાંણાની કીરીઆ રોજ ૨૩મો માહ ૮મો શેહેનશાહી તથા માહા ૯મો કદમી શને ૧૨૪૯ યઝદેજરદીને દીન કરવામાં આવી હતી જે તઇયાર કરી આજ દીને તેને ઇજાવાની જશન કીરીઆ શંપુરણ થતાં તેનો ટુંક હેવાલ આ મીજલશમા શામેલ થએલા જરથોશતી શાહેઓની શેવામાં રજુ કરવાને ખુશી ઉપજે છે. તેમજ ઉપલા જાણીતા કંટરાકટરોએ પુરતી શંભાલ અને મનમાનતી રીતે પોતાની હમેશની પરમાણીક વુરતીથી આ ધરમનુ કામ ઠરાવેલી રકમમાં પુરૂ કરી આપયું છે જે વીશે આ તકે કંટરાકટરો શેઠ ફરામજી તથા દોરાબજીનો જાહેર ઉપકાર માનવાને હમારી ફરજ શમજીએ છીએ.

આ બંધાઇ તઇયાર થએલાં દોખમામાં નાહાની મોટી કુલલે પાવીઓ ૩૫ છે અને તેનો ભંડાર ફીટ ૯ પોહોલો તથા ઉંડા ફીટ ૭ છે તથા એકંદર બાહેરની ગોલઇનો વીશતાર આશરે ફીટ શો છે અને એ કામ અરથે આપણી માયાલુ અને નામદાર ઇંગ્રેજ શરકારે કુલલે જમાન એકંદર એકર બારને શુમારે વગર દરથી ધરમખાતે મફત આપી છે જેને શારૂ આપણા જરથોશતી અનજુમન નામદાર શરકારનાં આભારી છઇએ.

આ દોખમું તથા તેને લગતાં બાંધકાંમ ઉપર થએલા ખરચનાં રૂ ૧૧૦૦૦ તથા તેનો તાંણો પુરવાની કીરીઆના ખરચ ઉપરાંત આ ગામમાં હમો મધેના ભાઇ શાહેબ શેઠ હોરમજજી ગાંડાભાઇએ પોતાના મુરબીઓની ઇઆદગારી અને પુનને માટે પોતાના ખાશ ખરચથી બંધાવેલી નવી દરેમેહેર તથા જરથોશતીઓના ઉપીઓગને માટે નવી ધરમશાલાનાં મકાનોને લગતા તથા જરથોશતી બાલકોને માટે જંદ અવશતા શીખાડવાની નીશાલ ખરચ તથા દુખમાની શગડીનાં ચેરાગ ખરચ વીગરે ચાલુ ખરચ હમેશગી શુધી નીભાવવા કાજે રૂ ૧૧૦૦૦ ની ચાર ટકાની શરકારી નોટ ઇલાહેદી કાડીછે જેનાં વયાજમાંથી ઉપલા શરવે ખરચો હંમેશ શુધી નીભાવવા ઠરાવયુંછે.

શેવટે હમારે આટલું પણ જણાવવાની ખરી ફરજ શમજીએ છઇએ કે પારડી ખાતેનાં સથાપેલાં ઉપલાં ધરમખાતાઓને શારૂ મેહેરબાન શેઠજી માણેકજી કાવશજી દમણવાલાએ હમોને આપેલી શારી શલાહ વીશે તેમજ શીરૂથી આજ દીન શુધી આ ધરમનાં કામો લગતી લીધેલી તશદીથી નીપજેલાં આ શારાં પરીણામ શંબંધી હમો તેઓનો જાહેરમાં ભારે ઉપકાર માની હમારી અનજુમન આ હેવાલ શમાપત કરે છે.

રોજ મોબારક બેહેરામ ઇઅજદ માહ મોબારક આદર ઇઅજદ શેહનશાહી તથા દેએ દાદાર કદમી શને ૧૨૫૦ યજદજરદી—મોતાબેક તારીખ ૫ મી જુન ૧૮૮૧ ઇશવી —વીકરમાજીત ૧૯૩૭ નાં જેઠ શુદ ૯ વાર રવેઉ. લા૦ શેવક

**ગાંડાભાઇ બહુમનજી શહી.**

**હોરમજજી ગાંડાભાઇ શહી દ. પોતે**

(અને બાજી ૨૩ સહીઓ છે)

ઉઘરાણાનાં લીશટમો નાણાં ભરનારાઓનાં નામની ટીપ નીચે આપી છે.

૨૦૦૦ શેઠ ગાંડાભાઇ બહુમનજી.
૨૦૦૧ શેઠ ધનજીભાઇ ભુરાભાઇ.
૩૬૨૬ શેઠ ફરામજી કુવરજી તથા મેહેરવાનજી ફ૦ અને બેહેરામશા ફરા૦ ના વારેશો.
૧૬૨૫ દોરાબજી તથા રૂશતમજી તથા ભીખાજી શોહોરાબજી.
૧૬૨૫ દોરાબજી જમશેદજી.
૧૬૭૫ જીજીભાઇ પેશતનજી તથા મેરવાનજી પેશતનજી.
૪૭૫ બમનજી મનચેરજી અને માણેકજી મનચેરજી પેશી.
૨૦૦ ટેમુલજી જીવણજી પાટીવાલા.
૧૧૫ જમશેદજી રૂશતમજી વેશુવાલા.
૧૧૨૫ શોરાબજી પીરોજશાહ.
૧૧૫ દીનશા પેશતનજી.
૨૫૦ રૂશતમજી હોરમજજી.
૧૧૫૦ નાનાભાઇ મુંગાજી.

૮૭૫ એદલજી પાલણજી.
૨૫૦ કુવરજી પીરોશા.
૨૫ બાઈ હીરાંબાઇ તે શેઠ ધનજીભાઇ ભુરાભાઇનાં ધણીઆણી.
૨૫ બાઇ રતનબાઇ તે પીરૂશા ફરાંમજીનાં ધણીઆણી.
૨૫ શે૦ દાદાભાઇ પાલણજીનાં પુનને શારૂ બાઇ માણેકબાઇએ ભરેઆ.
૨૫ બીલરબાઇ તે પેશતનજી બરજોરજી વાચ્છમારની ધણીઆણી.
૫૦૦ શેઠ હોરમજજી મોટાભાઇ.
૫૦૧૮ તથા હમારા માંહો માંહેમાં આગલ એકઠા કરેલા આપા છે.

---

૨૨૦૨૫ કુલશે રૂપીઆ બાવીશ હજાર શાત શોને પચીશ.

પારડી અનજુમન તરફથી ઉપલી લીશટ રજુ થઇ છે તે શીવાએ શેઠ હોરમજજીને નવી અગીઆરી તથા મુશાફરખાનું બંધાવવા પાછલ થએલા આશરે ૨૨૦ હજાર જુદા ગણવામાં આવે છે તે સાથે એકંદર તેંતાલીશ હજાર રૂપીઆની ગંજાવર રકમનું ધરમખાતું અતરે શથાપાઇલ છે એમાં ફકત ૩૨૦૦૦ ની રકમ વલશાડવાલા શેઠ ધનજીભાઇ ભુરાભાઇએ પોતાની ખાશ ખાહેશથી આપી છે એટલીજ રકમ બાહારની જણાએ છે.

આ કશબાનાં શરકારી શીનગારમાં એક મામલતદારની કચેરી, એક ફોજદારી ખાતું એક શેકન કલાશ ડીશપેનશરી અને ગુજરાતી નીશાલ એટલાં છે અને હાલના ધુનધી અને લાએક મામલતદાર તથા ફોજદારની ચાલાકી અને રહએત ઉપરની શારી નેગાહને માટે અતરે શવલા આણંદગી શાથે તેઓનાં વખાણ કરે છે.

*** એ દોખમાંપર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"બનામે ખોદા.
"આ દોખમું શ્રી પારડીની જરથોસ્તી
"અંજુમનના ખરચથી બાંધીઉં.
"પારસી શને ૧૨૫૦ હઅજદેજરદી
"ઈંગરેજી શને ૧૮૮૧ વીક્રમાજીત સંવત
"૧૯૩૭."

## ઈ૦ સ૦ ૧૮૮૨.

### ગંદેવીનાં દોખમાં તરફ જવાનો શેઠ નાનાભાઈ માણેકજી ગજધરે બંધાવેલો પાકો રસ્તો.

ગુજરાત મિત્ર, તા૦ ૫ મી ફેબરવારી ૧૮૮૨ ને વાર રવેઉ.

**ગણદેવીથી દોખમે જવાનો રસ્તો—** ગણદેવીથી દોખમે જવાનો રસ્તો શેઠ નાનાભાઇ માણેકજી ગજદરે બંધાવીને તયાંની અનજુમનના તાબામાં ગઇ તા૦ ૩૧ મીને દીને સોપગો છે. વલી એ રસ્તાની નજુકની મરામતને વાસતે ટરીચર કંપનીનો રૂ ૯૦૦ નો શેર ખરીદીને તથા રૂપીઆ ૩૦૦ રોકડા આપયા છે. એ શેરનાં તથા રૂપીઆનાં વીઆજમાંથી દર વરસે એ રસતાની મરામત કરવામાં આવશે. મી૦ ગજદરે લોકોની સગવડતાને વાસતે જે કામ કીધું તેના બદલામાં તયાંની અનજુમને તેમને એક કસબી શાલ તથા માનપતર આપચું હતું. તેવણે એ શાલ એજ ગામના દસતુર મોતાભાઇને બક્ષીસ કરી દીધી હતી.

*** આ રસ્તાપર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"શ્રી. દાદાર હોરમજદની મદદ છે.
"ગણદેવી ગામના જરથોસ્તી રૂવાનોને
"અવલમંજલ પોંહોંચાડવાનો રસ્તો વરસા-
"દમાં ગનો અડચન ભરેલો હોવાથી આ
"નવો રસ્તો પારશી નાનાભાઇ માણેકજી
"કુવરજી ગજદરે પોતાના બેહેશતનશીન
"માતાજી બાઇઆઇનાં પુનને શારૂ બંધાવી
"શ્રી ગણદેવીની જરથોસ્તી અંજુમનને
"ધરમખાતે વાપરવા આપીઓ છે. રોજ
"૧૫ માહા ૫ શહેનશાહી શને ૧૨૫૧
"તા૦ ૩૧ માહે જાનેવારી શને ૧૮૮૨
"શંવત ૧૯૩૮ ના માહા શુદ વાર સોમે."

### ખેરગાંમની બાઈ મોટીબાઈ બહમનજી જમશેદજી મુલ્લાંએ બંધાવેલી દરેમેહર તથા દોખમું પરઠાએઆનો અહેવાલ.

મુંબઇનાં જામે જમશેદ, તા૦ ૨૩ મી મેએ ૧૮૮૨ ને વાર સોમે.

ખેરગાંમનું દુખમુ બંધાવાનો હેવાલ.

---

ખેરગાંમ નામનું એક નાહનું ગામ વલશાડ, બીલીમોરા, ગંદેવી, નવશારી વગરે કશબાઓની વચે આવેલું છે—વલશાડથી ૧૦ માઇલ, બીલીમોરેથી ૧૨ માઇલ, નવશારીથી

નજદીક ૨૦ માઇલને છેટે આવેલું છે. ખેરગામમાં પારસીનાં ઘેર માતર ૮ થી ૧૦ છે, અને બીજી વશતી મલીને તરણુ હજાર ઉપર માણુશની વશતી એ ગામમાં વશે છે. ખુદ ખેરગામમાં એ માફક પચાશેક પારસીની વશતી છે, પણુ તે છતાં એ નાહાના ગામમાં એક ખાસ દુખમુ બાંધવાનો શબબ એ કે ખેરગામની આશપાશના બીજાં ગામો જેવાં કે અડગામ, કલવારા, પીઠા, બેહજ, રામનગરનો આતર તરફનો મોટો ભાગ, વાંશદાનો કેટલોક ભાગ વીગેરેના જરથોશતીઓને કજા હેલાઇની વખતે જરથોશતી રૂવાંનોને અવલમંજલ પોંહોચાડવા દુરવેર ગંદેવી, વલશાર, ચીકલી, વીગરેના દુખમાવાલી જગોપર લઇ જાવામાં બારે મેહેનત પડતી હતી. એ શબબ શર આ દુખમાની અગત વધારે ગણાઇ છે અને તે બંધાવાથી તે બંધાવનાર બાઇને ખેરગામ મલતાં મજકુર ગામની જરથોસતી અનજુમને આપેલાં માનપતરમાં એ અગત સારી પેઠે શુચવેલી છે તે ઉપરથી પણુ એ દુખમું બંધાવાની અગત માલમ પડી આવે છે. અને તેવી અગતની જગોએ એક દુખમાનો વધારો કરનાર બાઇએ ખરેખર પુણનું કામ કરેલું છે. એ દુખમાનો તાણો ગએ વરસે એજ રોજે કે જે દીને એ બાઇના મરનાર ખાવંદને ગુજરવાનો દીવસ છે તે દીને પુરાઓ હતો તે પછે તે બંધાવા માંડેલું તઇઆર થાવાથી ગયા સપંદાદ રોજે એટલે તા૦ ૨૬મી મેએ ૧૮૮૨ ને દીને તેને ઇજવાની કીરીઆ કરવામાં આવી હતી. આ કીરીઆ કીઆ પંઠકના મોબેદો એ કરવી તે વીશે આગલથી વાંધો પડઓ હતો—અને ઉદવારેવાલા દસતુર મોબેદોએ નવશારીવાલા દસતુર મોબેદોની શાંમએ ફરયાદી વટીક કોરટમાં માંડી હતી કે ખેરગામનું ગામ હમારા પંઠકને તાબે છે, માટે નવશારીવાલાઓથી એ કીરીઆ થાઇ શકે નહી. એ ફરયાદીનો ફડચો લંબાણુ વખતપર ગયલો હોવાથી, ધરમકીરીઆનુ કામ અટકે નહી તે માટે કોરટે તો હાલ તુરત એ કીરીઆ કરવાની રજા નવશારીઆ પંઠકને આપી હતી—તે ઉપરથી ઉપલો દીવશ મુકરર કરીઓ હતો. પણુ કોરટની રજા મલીઆ છતાં ઉદવારેનાં પંઠકવાલાઓએ નવશારીના પંઠકવાલાઓને તથા એ દુખમું બંધાવનાર બાઇને નોટીશ આપી હતી કે એ કીરીઆ કામનો હક હમારો છે, તેથી નોશારીવાલા કરશે તથા તેવો શોરે કીરીઆ કરાવશે તો તેને જોખમ તથા રૂ ૫૦૦૦નું નુકશાંન તેમને શીર છે. હાવી નોટીશને નહી ગણકાવતાં નવશારીના દશતુર—મોબેદો આ કીરીઆ કરી ગએઆ છે. નવશારીના વડા દશતુર દારાબજી માહીઆરજી તથા સુરતવાલા દશતુર દારાબજી ખુરશેદજી મીજલસમાં હાજર હતા. અને જશનનું આફ્રરગાન નવશારીના દશતુર ખાંનદાનનાં દશતુર હોરમજી જમશેદજીએ માંડીલું હતું. કીરીઆની વખતે ખેરગામની આશપાશના ગામોના જરથોશતીઓનો મોટો ભાગ આવેઓ હતો તથા મુંબઇ—સુરત વીગરેના લોકો મલી નજદીક એક હજાર માણુસની સંખેઆ એકઠી મલી હતી. એ લોકોની એકઠી મલેલી શંખેઆમાં આ એક વાત જાણવા જેવી જણાઈ છે—તે એ કે એવું કેહે છે કે ઉદવારેનાં દશતુર મોબેદોએ પોતાને તાબેનાં કેટલાંક ગામો ખેરગામ—વલશાડ વીગેરેના જરથોશતીઓ ઉપર હેવી ચીઠી લખી હતી કે એ કીરીઆમાં શામેલ થાવું નહી—પણુ વલશાડ વીગરેનું લોક તો એ મેલાવડામાં શામેલ થાએલું દીસતું હતું. આ દુખમું બાઇ મોતીબાઇ તે મરહુમ આ૦ બમનજી જમશેદજી મુલ્લાંની વીધવાએ પોતાના તથા પોતાના મરહુમ ખાવંદનાં પુણને અરથે બંધાવેલું છે. અને તે દુખમુ તથા એજ ગામમાં એક નવી દરેમેહર એ બાઇએ બંધાવી—તથા એક નશાખાનું બંધાવેલું અને અગીઆરીમાં એક તથા એક દુખમાંની શામએ મલી બે નવા કુવા ખેરગામમાં બંધાવેઆ તથા અગીઆરીની પાશે મોબેદની એક તેર જાથુક રેહવા સારૂ એક ઘેર બાંધી આપીઉં તથા દુખમાની શામે એક શગરી બાંધી. એ શરવે મકાનોપર કુલે ખરચ એ બાઇને નજદીક ૧૧ થી ૧૨ હજારનો થાઓ છે, જેમાં મજકુર મકાનો બંધાવાનું કંટરાક્ટ આ૦ કેકોબાદ ખરશેદજી મોદી, આ૦ આદરજી એદલજી નરીમાન અને આ૦ રૂશતમજી પાલનજી માંડગુની કંપનીને આઠ હજારે આપેઉં હતું અને બાકી પરચુરણુ ખરચ કીરીઆ કામ આશોદાદ વીગરેનો થાયો છે. અગીઆરીના જાથુક નીભાવશને માટે બાઇએ શું બંદોબશત કરેઓ છે તે ચોકશ જાહેર કરવામાં આવેઉં નથી પણુ શાંભલવા મુજબ મજકુર બાઇ એક જાથુકની મીલકત એ ખરચ સારૂ હલાયદી કાહાડનાર છે. આ દુખમું ખેરગામની નાહાની વશતીના પરમાણુ મુજબનુ નાહનુજ છે, અને હવડાં છેલાં બંધાયલાં જુદાં જુદાં ગામોના દુખમાઓમાં શઉથી નાહાનું એજ દુખમું માલમ પડે છે. એની પાએરી મોટાં

માણશોની ૧૫, વચલી ૪, અને નાહાના બચાંઓની ૮) મલીને કુલે ૨૭ છે. એ દુખમાના ગોલ ઘેરાવા વગેની પોહલાઇ ૨૫) ફુટની છે જે હીશાબે કુલે ફરતો ઘેરાવો નજ-દીક ૮૦) ફુટનો થાવા ગીઓ છે. એ દુખમું બાંધવાની જગો અંગરેજ શરકારે મેહરબાનીની રાહે આશરે ૭) એકરની મુફત આપી છે, જેમાં દુખમું-શગડી, કુવો વીગરે ફરતો કમ-પાઉનડ રાખેલો છે—દુખમાની જગોની ભરણી કરી છે તે ગામની વશતી કરતાં ૧૦ ફુટ ઉંચાણ લાગે છે અને ખેરગામથી બરાબર ૧ માઈલને અંતરે આવેલી છે. એ રશતો પણ વરશાદના દીવશોમાં ખેરગામથી શેહલથી અવાએ હેવો છે. અગીઆરીનાં જશનની કારીઆ શહવારના શાત કલાકે શહરૂ કરી હતી—તે પછે દુખમાનાં જશનની કારીઆ શહવારના નવ વાગે શહરૂ કરેલી અગીઆર કલાકે પુરી થાઇ હતી. કારીઆની શેવટે મજકુર બાઇની તરફથી કુલે પાંચ શેઆલોની પેરાંમણી થાતી હતી તેમાં એક નોશારીના વડા દશતુરને, બીજી એ કાંમનાં મેનેજર આ૦ રૂસતમજી એદલજી બાંમજીને, અને તરણ શેઆલો, એ કાંમનાં કંટરાકટરોને પેહ-ડાવી હતી—તેમ ખેરગામ અને બીજાં ગામની અનજુમન મલીને એક શેઆલ મજ-કુર બાઇને એક માનપતર સાથ પેહડાવી, ને શેઆલ મીજલસમાં એજ ગાંમનાં ઈનાંમી પારસી શેઠ ભીખાજી મેહેરજીને હારાઘવામાં આવી હતી કે તેવાએ આ બધાં ધરમનાં કાંમોમાં સારી આગેવાની કરી હતી.

ઉપલા હેવાલમાં જણાવેલાં ધરમનાં મકા-નોને લગતા જે દસતાવેજો અનજુમનમાં વંચાયા હતા તેની નકલો નીચે મુજબ છે:—

ખેરગાંમની દરેમેહરને લગતું અનજુમન પતર.

શ્રી દાદાર હોરમજદની મદદ છે.

હું નીચે સહી કરનાર બાઇ મોટીબાઇ તે મરહુમ એરવદ બમનજી જમશેદજી મુલ્લાંનાં ધણીઆંણી સરવે જરથોસતી અનજુમનને જાહેર કરેચ કે, હમોએ શ્રી ખેરગાંમ મધે દરેમેહેર એક હમારાં તથા હમારા ખાવંદના પુંનને સારૂં બંધાવી આજ રોજે નોસારીનાં ભગર સાથનાં મોબેદો પાસે ઇજાવી છે, એ દરેમેહેરમાં નોસારીનાં ભગર સાથનાં મોબેદો કાંમ કરે સહી.

એ દરેમેહેર હમારી હઇઆતી લગી હમારા અખતીઆરમાં રાખીએ, તેને લગતો તમામ ખરચ હમો કરીએ શહી. હમારી હઇઆતી બાદ એ દરેમેહેર હમારા વસીએત મુજબ હમારા ઠેરવેલા તરસટીઓ પોતાના શવાધીનમાં લેઇને તેનો વહીવટ કરે સહી.

કોઇ પણ જરથોસતી એ દરેમેહેરમાં કીરીઆ કાંમ કરાવે તો નોસારીનાં ભગર સાથના મોબેદો પાસે કરાવે સહી. બીજા કોઇ પણ પંથકના મોબેદોને એ દરેમેહેરમાં કીરીઆ કાંમ કરવાનો કાંઇ હક નથી.

ઉપલી દરેમેહેરમાં કુવો તથા મોબેદોને રેહેવાને માટે મકાન પણ હમારા ખરચથી બંધાવી આપેઆં છે.

રોજ ૫ મો અસપંદાદમદ અમસાસપંદ માહા ૯ મો આદર ઇઅજદ સને ૧૨૫૧ યજદેજરદી—તા૦ ૨૧ મી મે સને ૧૮૮૨ ઇસવી—શવંત ૧૯૩૮ ના જેઠ સુદ ૪ ને વાર રવેઉ.

દરેમેહર ઉપરની તખતીની નકલ.

“ શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.
“ આએ દરેમેહેર મુંબાઇવાશી બાઇ
“ મોટીબાઇએ પોતાનાં તથા પોતાના ખા-
“ વંદ મરહુમ એરવદ બમનજી જમશેદજી
“ મુલ્લાં ને નોશારીના ભગરીઆના પુનને
“ સારૂં શ્રી ખેરગામમાં બંધાવી છે. રોજ
“ ૫ મો માહા ૯ મો આદર ઇઅજદ સને
“ ૧૨૫૧ યજદેજરદી—સંવત ૧૯૩૮ નાં
“ જેઠ સુદ ૪ ને વાર રવેઉ—તા૦ ૨૧ મી
“ મે સને ૧૮૮૨.”

ખેરગાંમના દુખમાંને લગતું અનજુમન પતર.

શ્રી દાદાર હોરમજદની મદદ છે.

હું નીચે સહી કરનાર બાઇ મોટીબાઇ તે મરહુમ એરવદ બમનજી જમશેદજી મુલ્લાંની ધણીઆંણી સરવે જરથોસતી અનજુમનને જાહેર કરેચ કે, હમોએ હમારાં તથા હમારા ખાવંદના સવાબને માટે શ્રી ખેરગામમાં એક દોખમું બંધાવી, આજ દીને નવસારીના ભગર સાથના મોબેદો પાસે ઇજાવી જરથોસતી રવાં-નોને અવલમંજલ પોહોંચાડવાને સારૂં ખુલું મુકયું છે.

એ દોખમાં મધે રવાંનોને અવલમંજલ પોહોચાડવાનો ઠરાવ શ્રી નવસારીના પંથકના ચાલતા રેવાજ મુજબ રાખયો છે સહી.

એ દોખમાં સાંમે સગરી તથા કુવો પણ હમારા ખરચથી બંધાવી આપેઆ છે.

રોજ ૫ મો માહા ૯ મો સને ૧૨૫૧ યજદેજરદી—તા૦ ૨૧ મી મે ૧૮૮૨—શવંત ૧૯૩૮ ના જેઠ સુદ ૪ ને વાર રવેઉ.

દુખમાં ઉપરની તખતીની નકલ.

" શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.
" આએ દોખમું મુંબઇવાસી બાઈ મોટી-
" બાઇએ પોતાનાં તથા પોતના ખાવંદ
" એરવદ બમનજી જમશેદજી મુલ્લાં તે
" ભગર સાથના પુનને શારૂ ખેરગામ મધે
" બંધાવીઉ છે. રોજ ૫ મો શપંદાદમદ
" અમસાસપંદ માહ ૯ મો આદર ઇજદ
" સને ૧૨૫૧ યજદેજરદી—સવંત ૧૯૩૮
" ના જેઠ સુદ ૪ ને વાર રવેઉ— તા૦ ૨૧
" મી મે શને ૧૮૮૨."

શગડી ઉપરની તખતીની નકલ.

" શ્રી દાદાર હોરમંજદની મદદ હોજો.
" આએ દુખમું તથા શગરી મુંબાઇ-
" વાશી બાઇ મોટીબાઇએ પોતાનાં તથા
" પોતાના ખાવંદ મરહુમ એરવદ બમનજી
" જમશેદજી મુલ્લાં તે નોશારીના ભગરી-
" આના પુનને શારૂ શ્રી ખેરગામમાં બંધા-
" વીઉં છે. રોજ ૫ મો અશપંદાદમદ અમ-
" શાશપંદમદ માહા ૯ મો આદર ઇજદ
" શને ૧૨૫૧ યજદેજરદી—શવંત ૧૯૩૮
" ના જેઠ સુદ ૪ ને વાર રવેઉ—તા૦
" ૨૧ મી મે શને ૧૮૮૨."

ખેરગાંમ તથા બીજાં તેની આશપાશનાં ગાંમનાં જરથોશતીઓએ બાઇ મોતીબાઇને આપેલું માંનપતર.

શ્રી પાક દાદાર અહુરમજદની મદદ છે.

નેકનાંમ મુરબી સાહેબ બાઈ મોટી-બાઇ તે મરહુમ એરવદ બહમનજી જમશેદજી મુલ્લાંના ધણીઆની જોગ સાહેબ—

જત હમો ખેરગાંમના તથા તેની આજુ-બાજુના ગામના જરથોસતી રહેવાસીઓની અરજ એ છે જે—તમોએ શ્રી ખેરગાંમમાં એક દખમું તથા દરેમેહેર તમારાં તથા તમારા ખાવંદના પુંનને સારૂં બંધાવી આજ દીને આપેઆં છે, તેથી તમો નેકનાંમનો હમારા ઉપર તથા હમારાં હવે પછીની આવતી ઓલાદ ઉપર મોટો ઉપકાર થયો છે.

આજ લગીન આએ લતાના રેહેનાર જરથોસતીઓને છેલ્લી આશાએશની જગા ઇઆને દોખમું ન હોવાથી રવાંનોને અવલમંજલ પોંહચાડવા સારૂં ગણુદેવી, તથા નવસારી અને વલસાદ લેઇ જવું પડતું હતું. તેમાં ચોમાસાના દહાડાપર કેટલીક મુસીબત, રવાંનોને, તથા રવાંનને અવલમંજલ પોંચાડનાર માણુસોને ખંમવી પડતી હતી તેનુ બેઆંન હમોથી થઇ શકતું નથી.

પણ હવે તમોએ બંધાવી આપેલાં દોખમાંથી, હમારા લોકોપર પડતી ઇજા દુર થઇ છે, જેથી તમારા હકમાં હમો તથા હવે પછેની હમારી આવતી ઓલાદ હમેશા દુઆ ચાહીશું.

રવાંનો વીગેરેનું ધરંમ સંબંધી કાંમ, ગણુદેવી તથા નવશારી કરાવવું પડતું હતું તે હવેથી તમારી બંધાવેલી દરેમેહેરમાં દીનના હુકમ મુજબ "ઇઓજદાથરેગર" ના કમ થાશે, તેનો શવાબનો ઉબેરો થાશે.

ઉપલાં બંને ધરમનાં મકાંનો બંધાવી આપેઆથી મરહુંમ મુરબી બમનજીનું રૂઉ ગુરોથમાંન બેહેસતમાં ખુશી થાશે. અને તમે મેહેરબાંન જીંદેગાની તંદરોસતી સાથ ભોગવો. તેમજ કીધેલી સખાવતનો પુરતો બદલો તમો નેકનાંમને પાક કીરતાર બખશે. એવી હમો કંમતરીંનોની દુવા આમીંન હોજો.

રોજ ૫ મો સપદાદમદ અમશાશપંદ માહા ૯ મો આદર ઇઅજદ શને ૧૨૫૧ યજદેજરદી—તારીખ ૨૧ મી મે ૧૮૮૨ ઇશવી—શવંત ૧૯૩૮ ના જેઠ શુદ ૫ ને વાર રવેઉ.

## ઇનડોરની શેઠ હોરમજજી માણેકજી ભમગરાનીં દરેમેહરમાં આતશાદાદગાહ પરઠાએઆનો અહેવાલ.

મુંબઈનાં જામે જમશેદ, તા૦ ૨૬ મી જુન ૧૮૮૨ ને વાર શોમે.

ઇનડોર, તા૦ ૧૯ મી જુન ૧૮૮૨.

ગયાં અઠવાડયાંમાં અતરેના પારસીઓને માટેનો મોટો અગતનો બનાવ બનાયો છે તેની નોધ તમારાં અમુલ્ય પતરમો જરતોશતી ભાઇઓની વાકેફીને માટે લખવાની રજા લેઉંચ.

આજ લગભગ બે ત્રણ વરશ થયા અતરેના જાણીતા તથા સખીતબે શેઠ હોરમજજી માણેકજી ભમગરાજીએ એક સુનદર દરેમેહેરનું મકાંન તથા તેને લગતી ધરમશાલા જરતોશતીઓને વાપડવા શારૂં બંધાવી અતરેના લોકોને મોટી શગવડ કરી આપી હતી. હાલમો તેજ નેક મરદે પોતાના સકમાઇના પઈસાથી તેજ દરેમેહરનાં મકાંનમો "પાક દાદગાહ" ના કેબલાને રોજ ૨૬ મો અને માહ ૯ ને દીને ભલી દીનની શરતે તખતનશીન કરાવી પરહાવેઆ છે. ઉપલે મુબારક દીવસે દાદગાહ પરઠવાનું જશન થાઇઉં હતું. એ દીને ઇનડોરમો ઘણો સારો મેલાવડો થાએઓ હતો. મહુના સઘલા શેઠીઆવો તથા અકાબરોબી શામેલ થાએઆ હતા. મહુવાલા દસતુર ખુરશેદજી જમશેદજી જામાસ્પ આશાનાએ

૯ કલાકને અમલે જશન કીધું. તે પછી એક ઘણીજ અસરકારક વાએજ "દાદગાહ" ઉપર કીધી હતી. તે પછી શેઠ હોરમજજી તરફથી અનજુમનપત્ર વનચાએઓ હતો. દશતુર ખુરશદજીને શીઆલ તથા બીજા અથોરનાન શાહેબોને રૂપાંનાણાંની દખશણા શેઠ હોરમજી તરફથી આપવામો આવી હતી—એ પછે મહુવાલા પર ખેઆત ખાંનબાહાદોર શેઠ એદલજી પેશતનજીએ દરખાસત કીધી કે "શેઠ હોરમજજીના મરહુમ પીતા મકાશાહા બમગરાનું નામ ઇનડોરની અનજુમનનાં દરએક જાહેર પઠણાંમો બીજા અકબરોનાં નામો ભેગે લેવાનું આજથી શુરૂ કરવું." જે દરખાસત શવ્રલાઓને એકમતે પસાર થાઇ. એ પછી દરેમેહરના બંધાવનાર તથા દાદગાહ પરહાવનાર શેઠ હોરમજજીને ઇનડોરની અનજુમન તરફથી એક સુંદર શાલજોડો ભેટ આપયો, તેમજ ખાનબાહાદુર એદલજી તથા બીજા બે શેઠીઆવો તરફથી શાલોની ભેટ થાઇ હતી. તે પછી શેઠ હોરમજજી બમગરાએ એક કીમતી શાલજોડો પોતાની તરફથી પુણાંના ખાંનબાહદુર દસતુર હોશંગજીને માટે ભેટ કીધો હતો. બપોર તથા રાતનાં સુતરાં જમણો સરવે મહુ તથા ઇનડોરની અનજુમનને માટે શેઠ હોરમજજી બમગરાના ખરચથી તઇઆર થાએઆં હતાં તેથી સરવે અનજુમન મેહજુજ થાઇ પોતપોતાને મકાને વીસરજન થાઇ હતી. અને એ દીવસ એક તેહવારના સરખો ખુશી ખુશહાલી ભરેઓ ગુજરેઓ હતો અને સરવે કોઇ શેઠ હોરમજજીની જાહેર હીમત તથા સખાવતી દેલગુરદા ઉપર તથા ધરમનીશટા ઉપર દોઆ આફરીન કીધી હતી.

ખરેખર શેઠ હોરમજજી જોકે મોટી પુંજીવાલા દોલતમંદ નથી તોપણ પોતાની શકતી મુજબ ઘણીજ સારી તથા વખાણવાજોગ સખાવત કીધી છે જેથી એવોનું નેકનામ સદા રોશન રેહશે. અને ઇનડોરની અનજુમન ઉપર એક મોટો ઉપકાક રેહી જાશે.

અનજુમન પતરની નકલ.

શ્રી પાક દાદાર અહોરમજદની મદદ હોજો.

દસતુર સાહેબ તથા અનજુમનનાં સાહેબો—

આએ દરેમેહરનો પવીતર મકાંન તઇઆર થાએઓ તે દીનેથી તેનો જાથુક ખરચ ઇનદોરની માનવંત અનજુમન ચલાવે છે, પણ એ મકાનમો આપણા જરથોશતીઓને બંદગી કરતી વખતે કેબલાને લાએક દીનદારી ફરમાંન મુજબ તખતનશીન કરેલા 'આતશ' નહી હોવાથી તે વીશે આપણા જરથોસતી બાઇઓ તરફથી અગત જણાવેઆમો આવી હતી. એ બાએ માહરા ખેરખાહ સીતરોની સલાહથી આએજ દરેમેહરનાં મકાનમાં પાક આતશદાદગાહ સાહેબને ઘટતી કીરીઆથી પરહી તખતનશીન કરવાને સારૂં શેવકે નમનતાઇ શાથે ઇનદોરની અનજુમનને અરજ કરીને માગી લીધું, જે બલી અનજુમને એ નેક કાંમ કરવાની શેવકને પરવાંનગી આપી છે, માટે એ વીશે અનજુમનનો ઉપકાર માનતાં શેવકને સંતોશ ઉપજે છે.

આએ મીજલસને શેવક જાહેર કરવાની રજા લીએચ કે મારા મુરબી બાવાજી સાહેબ મરહુમ માકાશાહ રૂસતમજી બમગરાની નઇએતે પાક આતશદાદગાહ પરહીને તખતનશીન કરાવેઆ છે જેની દર 'ગેહ' ની બોએ તેલ કાઠી વગરેનો જાથુકનો ખરચ કરવાને ઇનદોરની બલી અનજુમને મેહરબાંની કરી માથે લીધું છે માટે ફરીને શેવક અનજુમનનો ઉપકાર માંને છે.

રોજ ૨૬ મો માહ ૯ મો શેહનશાહી માહા ૧૦ મો કદમી, તા૦ ૧૧ મી જુન ૧૮૮૨ રવેઉ.

લા૦ સેવક

હોરમજજી માણેકજી બમગરા સહી.

## નારગોલની દરેમેહરમાં દાદગાહ પરઠાએઆનો અહેલાલ.

મુંબઇનાં જામે જમશેદ, તા૦ ૧૪ મીં જુલાઈ ૧૮૮૨ ને વાર શુકરે.

ખબર પતર.

(જામે જમશેદ માટે.)

શ્રી નારગોરની અગીઆરીમાં થએલું જશંન.

શ્રી નારગોર મધે એક પુરાંતી અગીઆરી મુંબઇવાલાં બાઇ ધંનબાઇજી તે મરહુમ શેઠ નવરોજજી નશરવાંનજી વાડીઆના બેટીના વડવાઓની બંધાવેલી અતરેની અંજુમનને ધરમ ખાતે શોપેલી છે. મજકુર અગીઆરીમાં આજ શુધી બંદગી કરતી વખતે દીનનાં ફરમાન મુજબ કીરીઆ કરી શ્રી આતશનો પાક કેબલો તખતનશીન કરેલો નથી જેથી દર વખતે દીનદાર જરતોશતીઓ તરફથી તેની અગત જણાવેઆમાં આવતી હતી પણ શદરહુ ગાંમડાંની હાલત મુજબ હમેશ શુધી એવો કેબલો જાલવી રાખવાના ખરચની શકતી નહી હોવાને લીધે આજ શુધી કામ ધીલમા રહેઉં હતું જે ઉપરથી અતરેવાલા બેહેદીનો માણેકજી રૂશતમજી તથા તેવંણુનાં ભાઇઓએ પોતાનાં બેહેશતનશીન માતાજી માંણેકબાઇનાં

પુનને શારૂં તેવંણુની નઇઅતે પાક આતશ-
દાદગાહ શાહેબ પરઠવાનો નીશચે કરી બાઇ
ધનબાઇજી તે મરહુમ વાડીઆ નવરોજજી નશ-
રવાંનજીની બેટીની મજકુર દરેમેરમાં દાદગાહ
પરઠવાની તથા તેનો વહીવટ ચલાવાની લખી
પરવાંનગી માંગી, જે મજકુર ધરમી દીલનાં
બાઇએ દશતાવેજ લખી પરવાંનગી આપી
તેમજ શ્રી નારગોરની અંજુમન તથા
શ્રી ઉદવાડાની અંજુમન જોગા મચકુર રજાના
કાગજો લખી આપેઆં.

ગયો રોજ ૧૧ મો ખોરશેદ ઇજદ માહા
૧૦ મો દે દાદાર શને ૧૨૫૧ યઅજદજરદી—
તા૦ ૨૬ મી જુન શને ૧૮૮૨ ને દીને એ-
ટલે એ જરતોશતી પેગંમબરના દીશાને દંને
તથા દાદગાહ પરઠનાર બેહેદીન માણેકજીનાં
બેહેશતનશીન માતાજી માણેકબાઇના અગી-
આરમા માશના રોજગારને દંને અતરેની
અગીઆરીમાં શ્રી નારગોર શરોડા વીગેરેની
અંજુમન એકદીલથી ભેગુ મલેઉં હતું.
શરવે અંજુમન જશનમાં એકદીલથી શા-
મેલ થઈ આતશ દાદગાહ શાહેબને ઘટતી
ક્રીઆ શાથે કલાક અગીઆરને અંમલે
તખનનશીન કરેઆ છે, તેઆર બાદ એવાં
નેક કાંમ કરનારાવોને ઉતેજંન આપવું જોઇ-
એ તેથી દાદગાહ પરઠનાર બેહેદીન માણેકજી
રૂશતમજીના માતાજીના નઇઅતે ઓએ દીએ
છે તેમજ શ્રી નારગોર મધે ધરમ ક્રીઆ
કરતી વખતે એવંણુના બાવાનું નામ શાંમેલ
કરવા ઠેરવેઉં તે શ્રી નારગોરની અંજુમને
કબુલ રાખેઉં છે પણ શ્રી ઉદવાડાની અંજુ-
મનને જણાવી તેનાવોની રજા લેઇ પછે તેમ
કરવાને અંજુમને ઠેરવેઉં છે તેઆર બાદ
અંજુમન પતર વાંચી શંભલાવામાં આવેઓ
જેની નકલ એ શાથે જોડી છે. તારબાદ અં-
જુમન તરફથી બેહેદીન માંણેકજી રૂશતમજીને
એક શાલ જોડો ભેટ કરેઓ છે. તેઆર બાદ
બેહેદીમ માંણેકજી તથા તેવંણુના ભાઇઓનો
તેમજ કાંમમાં મદદ તથા મેનેજ કરનાર ને-
કનાંમ શેઠો રતનજી ભીમજીભાઇ પટેલ તથા
ભીખાજી ફ્રામજી પટેલ એવણુનો ઉપકાર
ખુશીના પોકારો શાથે શરવેએ માનીઆં
બાદ શરવે મીજલશને બપોરનું ખાણું બેહે-
દીન માણેકજી રૂશતમજી તરફથી આપવામાં
આવેઉ છે એ નેક ધરમના કાંમનો શરવે
ખરચ બેહેદીન માંણેકજી રૂશતમજી તથા
તેવંણુના ભાઇઓએ કરેઓ છે. તેમજ શ્રી
દાદગાહ શાહેબનો હંમેશ શુધીના જાથુક ખ-
રચના બંદોબશત એજ શાહેઓએ કરેઓ છે.

અંજુમન પતરની નકલ.

મીજલશનાં શાહેઓ,

આએ શ્રી નારગોરની દરેમેહરનો પવીતર
મકાન બંધાઆને ઘણા વરશ થઆં તે શ્રી
નારગોર શરોડા તથા તડગામની અંજુમન
માટે ધરમખાતે વપરાશને શારૂ ખુલો મુક-
વામાં આવેઓ છે. અને તેમાં ઇઓજદાથરે-
ગરીના કામ ચાલે છે તથા બાજે ઇજાએ છે.
પણ એ મકાનમાં આજ શુધી આપણી દી-
નના ફરમાન મુજબ બંદગી કરવા શારૂ
ક્રીઆ કરી તખતનશીન કરેલા આતશ નહી
હોવાથી તેની શરવે તરફથી મોટી અગત
જણાવવામાં આવતી હતી.

ગીઆ શન ૧૨૫૦ યઅજદજરદી શાલમાં
રોજ ૧૧ મો માહા ૧૧ મોને દંન હમારા
નેકનાંમ ધરમી દીલના માતાજી માણેકબાઇ
બેહેશતનશીન થાએઆં હતાં જેવણુની નઇ-
અતે એક જાથુકનું ધરમખાતું કાઢવાની હમારી
ખાહેશ થઈ જે. ઉપરથી હમારા ખેરખાહ
મીતરોએ તેમજ અતરેની અજુમનનાં મેમબર
શાહેઓએ આએ ગામમાં ઉપલા દાદગાહના
કેબલાની પહેલી અગત જણાવી એ કામની
એલતેમાશ કરી જેથી એ કાંમ હમોએ માથે
લીધું અને પરચમ આતશને હંમેશ શુધી
જાલવવાના ખરચ બદલ રૂ. ૩૦૦૦ તરણ
હજારની એલાએદી કાહાડી કે જેના વીઆ-
જમાંથી હમેશ શુધી ખરચ ચાલેઓ જાએ
અને મુદત થાપન કાએમ રહે. તાર બાદ
મજકુર અગીઆરીનું મકાન બંધાવનારના
હાલના વારેશ બાઇ ધનબાઇજી તે મરહુંમ
શેઠ નવરોજી નશરવાંનજી વાડીઆના બેટી
મુંબઇવાલાની પરવાનગી માંગી જેથી મજકુર
ધરમી દીલના બાઇએ પોતાના શરવે શગાં
તથા કુટુંબીઓની શલાહ લઇ હમોને ખુશીથી
રજા આપી દશતાવેજ કરી આપેઓ તેમજ
નારગોર તથા ઉદવાડાની અંજુમન જોગ
કાગજો રજાના લખી આપેઆ તાર બાદ હમો-
એ શ્રી નારગોર તથા ઉદવાડાની અંનજુમન
ને અરજ કરી જેથી સરવે અંનજુમન
આજ રોજે એકઠી થઇ ઉપલું પવીતર
ધરમનું કાંમ આજ રોજે શરનજામ પોંહોં-
ચાડી હમારા બેહેશતનશીન માતાજી માંણેક-
બાઇની નઇઅતે દાદઘાહ શાહેબને તખતનશીન
કરેઆમાં આવેઆ છે જેથી અંજુમનનો
ઉપકાર માનતાં શેવકોને શંતોશ ઉપજે છે.

આએ મીજલશના શાહેબોને તથા શરવે
અંજુમનને શેવકો જાહેર કરે છે કે આએ
દાદગાહનો હમેશ શુધી નીભાવના ખરચ બદલ

શ્રી ઉદવાડા તથા નારગોરની અંજુમનના હોકમ મુજબ રૂ ૩૦૦૦ તરણ હજારની રકમ કાહાડી તેની શરકારી પરામીશરી લોન ટકા ૪ ના વીઆજની લીધી છે જેના વીઆજ-માંથી દાદગાહ શાહેબની કાઠી તથા શુકડ તથા ચેરાગનું એરડીઊં તથા દાદગાહ સાહેબની બોઈ દેનારા તથા જાલવણી કરનારા મોબેદોનો ઉપલાં કામ બદલ તથા દર ઘેહે નીઆએશ કરવા વીગેરેના કાંમ બદલનો પગાર મલી આપવું. હવે એ થાપણના બંદોબશતને જોખમ નહી પોંહોચે તે રીતે શ્રી નારગોર તથા ઉદવાડાની અંનજુમનની શલાહ મુજબ કરી આપવામો આવશે. પણ શેવકો જાહેર કરે છે કે હવેથી ઉપલા દાદધાહના પવીતર કેબલાને હમેશ શુધી જાલવવાનો તથા દેખરેખ રાખવાનો જોખમ શરવે અંજુમને પોતાને શર રાખેઓ છે અને કોઇબી બારીક શમેમાં શદરહુ પાક કેબલાને કશી હરખત નહી પોંહોચે તેની શંભાલ રાખવાને તથા જાલવી રાખવાને અંજુમને કબુલ કરેઊ છે જેથી ફરીને શેવકો અંજુમનનો ઉપકાર માને છે.

રોજ ૧૧ મો માહા ૧૦ મો શને ૧૨૫૧ યઅજદેજરદી.

**લા૦ શેવક માંણેકજી રૂશતમજી.**
**લા૦ શેવક મેરવાંનજી રૂશતમજી.**
**લા૦ શેવક નવરોજી રૂશતમજી.**
**લા૦ શેવક દાજીભાઇ રૂશતમજી.**
**લા૦ શેવક ફરાંમજી રૂશતમજી.**

## પુણાંનાં મરહુમ શેઠ શેરાબજી રતનજી પટેલવાલાં દોખમાંના કંપાઉંડને ફરતી દેવાલ.

જામે જમશેદ, તારીખ ૧૨ મી અકટોબર ૧૮૮૨ ને વાર ગંરુ.

પુણાં, તા૦ ૮ મી અકટોબર ૧૮૮૨. ગઇ કાલ દીને ફરવરદીઆંનતું જશન હોવાથી અતરેના જરથોશતીઓનો અછો મેલાવડો મરહુમ શેઠ સોરાબજી પટેલે બંધાવેલાં દુખમાંના ડુંગર ઉપર થયો હતો જાંહાં આશરે ૧૫૦ થી ૨૦૦ જરથોશતીઓ ભેગા મલેઆ હતા. જશનની કીરીઆ અતરેના વડા દસતુરજી સાહેબ નોશેરવાંનજીએ કીધા પછી એમનાં બાઇ દસતુર હોશંગજીએ ટુક વાએજ અશોફરોહર વીશેના ખુલાસા તથા આપણી તેવો તરફ શું ફરજીઆત છે તે બાબે કીધી હતી. એ પછી શેઠ હોરમજજી સોહરાબજી કોલાબેવાલા અથવા તાડીવાલા તરફથી નીચલું અંજુમન પતર વંચાયું હતું:—

પુણાં રોજ ૧૯ મો માહા ૧ લો સને ૧૨૫૨ યઅજદજરદી—તા૦ ૭ મી અકટોબર ૧૮૮૨ ઇંગરેજી ઇસવી.

શ્રી પાક દાદાર અહોરમજદની મદદ.

અંનજુમન પતર.

નેકનાંમ ખાંનબાહદુર દસતુરાન દસતુર નોશેરવાંનજી મરહુમ દસતુર જામાસ્પજી દસ્તુર જામાસ્પઆશાનાં તથા અંનજુમનના સાહેબો,

હમો હેઠલ શહી કરનાર પારશી હોરમજજી શોહરાબજી કોલાબેવાલા આએ પરસંગે નમનતાઇથી જણાવવાની રજા લેઉંએચ કે મરહુમ શેઠ સોહરાબજી રતનજી પટેલ સાહેબે બંધાવેલાં "દુખમાં" ઉપર જવાનો રસતો સડક નહીં હોવાથી તેમજ એ મરહુમ શેઠીઆનાં બંધાવેલાં "દુખમાં" તથા "સગડી" ની ચોતરફ દીવાલ નહીં હોવાથી પટેલ સાહેબવાલા ડુંગર ઉપર જવા આવવાને સારેમાટે તકલીફ થાતી હતી તેમજ દીવાલ નહીં હોવાથી "દુખમાં" નો મુલાહેજો તથા જુદદીનોનાં આવજાવનો અટકાવ રહી શકતો નહીં હતો તેથી સેવકે મરહુમ શેઠ સોહરાબજી પટેલ સાહેબનાં ધરમખાતાંના મુતવલી તથા કુલ મુખતીઆર ખાંનબાહદુર દસતુરજી સાહેબ નોશેરવાંનજી જામાસ્પજીની રજા મેલવી કેટલીએક જમીન સડક માટે ખરીદી લઇને પાકો રસતો સડક તથા આએ "દુખમાં"ની ચોતરફ પાકી દીવાલ હમારાં મરહુમ માતોશ્રી વીરબાઇજી તથા હમારા છોકરા બેહશતી નોશેરવાંનજીનાં પુનને માટે બંધાવી અંનજુમનના વપરાશ માટે નેકનાંમ દસતુરજી સાહેબ ખાંનબાહદુર નોશેરવાંનજીના શવાધીનમો કુલ અખતીઆર સાથે આજ દીને આપી છે સહી. હેની દેખરેખ મરામત સરવે હવેથી દસતુરજી સાહેબ જેમ મુનાસેબ નજર આવે તેમ પોતે તથા તેવોના વારેસ જાએનશીન કરેઆ જાએ સહી. એજ અરજ. સંવત ૧૯૩૮ ના ભાદરવા વદ ૧૧ ને વાર શનેઉ.

લા૦—**હોરમજી શોરાબજીની દુવા બંદગી વાંચજોજી.**

અંનજુમન પતર વંચાઇ રહેઆ પછે દસતુરજી સાહેબ તરફથી તેનો જવાબ તેમના બાઇ દસતુર ખાંનબાહદુર હોશંગજીએ નીચે મુજબ વાલીઓ હતો—

"શેઠ હોરમજજી સોહરાબજી તાડીવાલા તથા અંનજુમનના સાહેબો,

હમારા નેકનાંમ મુરબીજી સાહેબની ફરમાએશથી હવડાં વંચાએલાં અંજુમનપતરના જવાબમો બે બોલ બોલવાની રજા લેઉંચ.

આપણાં જરથોશતીઓનાં સેવટનાં આરાંમગાહની જગો ઉપર આવવાને પાકો સડકનો રસતો નહીં હોવાથી સરઅવસરે અતરે આવનારાઓને ભારે કષ્ટ થાતી હતી તેમજ આએ આપણા " દાદગાહ " (હઆને દોખમાં) ને ફરતી દીવાલ નહીં હોવાથી તે વગર મુલાહેજાનું નજર આવતું હતું. જે બેહુ ઘણી અગતની ખુટ સખી નર શેઠ હોરમજજીએ ઘણીજ અછી રીતે પુરી પાડી છે. સખાવત હરેક રીતે સરવટમ છે અને આપણા પેદા કરનાર અહુરમજદનાં ઘણાંએક સેફતી નામો મધે એક નામ " સખી " છે. અને એટલા માટે તે સાહેબનાં સખાવતના ગુણને માન આપનાર સખી મરદ છે. અને તેથી સખી મરદોને દરજો અતી બુલંદ ફરમાવેલો છે. પણ વદીદાદની ૧૮ મી પરગરદમો ફરમાવેઆ મુજબ એક હુક શકતીવાલો ધણી પોતાની કુદરત કમી હોવા છતાં સખાવત કરે તેહનો દરજાને ઘણોજ બરતર ગણેલો છે અને શેઠ હોરમજજી એક માફકસર શકતીવાલા ગરહસથ હોવા છતાં આએ ભલી સખાવત ન કોઇને દેખાડવા કે—ન નામ હઆ માન મેલવવા—પણ પોતાના ખરા સખી દીલ ગુરદાથી કીધી છે. એવોને ધનય છે. અને આપણી અંજુમન ઉપર એ ભાઇએ એક મોટો ઉપકાર કરેઓ છે, જેથી એવોનું નામ સદા આએ ઠેકાણે રોશન રેહશે. અને બખશેશના સાહેબ પાક અહુરમજદ પોતાના ખજાનાથી એ નેક, ઘટતી અને જરૂરતની સખાવત એમને પોતાના ખાસ ખજાનાથી બખશશે એમાં સંધે નથી અને જેહારેબી વખત આવશે તેઆરે આપણી અનજુમન તરફની જેબી જાહેર કીરીઆ થાશે તે મધે બીજા દીનદાર અકાબરોનાં નાંમો જોડે આપણા સખી નર શેઠ હોરમજજીનું નામબી જારી રેહશે. એવું દસ્તુરજી સાહેબે જાહેર કરવાની આએ જાહેર તક હાથ ધરી છે તથા એવી નોધ તેમનાં દરેમેહરનાં દફતરમો કીધા છે."

એ પછી આશની કરેઆ પછી શરવે ખુશી સાથે શેઠ હોરમજજી ઉપર આફરીન કરતા પોત પોતાને મકાને સધારેઆ હતા. આએ દીવાલ તથા સડકનું કાંમ ઘણું મુસતકીમ અને સારૂં કરવામો આવયું છે, અને એથી "દુખમાં" ને મોટી શોભા થાઇ છે.

## સુરતનાં રૂસ્તમપરાનાં ભગરીઆઓનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૨૧ માં ડીસેમબર ૧૮૮૨.

જરતોશતીઓને ખબર.

જરતોશતી બસતે કુસતીઆન સાહેબોને ખબર આપવામાં આવે છે કે, સુરતના ભગરસાથ, નોસારીની વડી દરેમેહેરને તાબેનાઓની અનજુમનનું નવું દુખમું બાંધવા માંડે છે; તેની તાંણો પુરવાની કીરીઆ રોજ ૧૧ મો માહા ૪ થો સને ૧૨૫૨ તારીખ ૨૮ મી ડીસેમબર સને ૧૮૮૨ ને દને કરવાની છે. તે દીને સરવે જરતોશતી સાહેબોએ મેહેરબાની કરીને એ નેક કામમાં સામેલ થવું.

સુરતની ભગરસાથની અનજુમનની વતી

**દસતુર દારાબજી ખરશેદજી.**

મુંબઈના જામે જમશેદ, તા૦ ૧ લી જાનેવારી ૧૮૮૩ ને વાર શોમે.

સુરતના ભગરીઆઓના દુખમાનો તાણો પુરાવાની કીરીઆ.

(જામે જમશેદને માટે ખાસ હેવાલ.)

સુરતની અંદર નોસારીને તાબેના બગર સાથના મોબેદોનુ હાલનું દુખમું જે આસરે વરસ ૧૫૦ પર નવસારીવાલા બાઇઓએ બંધાવયું હતું તે ઘણીજ બીસમાર હાલતમાં આવવાથી આજ કેટલાંક વરશ થયાં એક નવું દુખમું બાંધવાની હીલચાલ ચાલેઆ કરતી હતી અને એ ટોળાના આગેવાનોએ મોહામાહે એક ઉઘરાંણું કરયું હતું પણ તે પુરતું નહી માલમ પડવાથી એ કામ તુરત વેલા અટકી પડયું હતું. એ ટોલા માહેલા એક ગરહસથ શેઠ શોરાબજી રૂશતમજી ફટાકીઆ જેઓ ચીન ખાતે વેપાર કરે છે તેઓએ ઉગરાણું કરીને ચીન ખાતેથી આશરે રૂ. ૨૦૦૦ મોકલી આપયા હતા. તે રકમ પણ પુરતી નહી માલમ પડવાથી એજ ગરહસથે બીજા રૂપયા પાંચ હજાર આપવાની કબુલાત આપવાથી લાગતાવલગતાઓએ એ કામ ઉઠાવી લીધું અને તેનો તાણો પુરવાની કીરીઆ તા૦ ૨૮ મી ડીસેમબર સને ૧૮૮૨ ને રોજ ઘણી ભપકા ભરેલા રીતે થઇ હતી. એ તાણો પુરવાની કીરીઆ કરવાને માટે નોસારીથી મોબેદો આવયા હતા કેમકે તેઓનાં પંથકની એ કીરીયા કરવાની હતી. એ દુખમું બાંધવાની જગયા સુરતવાલા દસતુર દારાબજી ખુરશેદજીની છે અને તેઓએ દુખમું બાંધવાને માટે એ જગયા મુફત અનજુમનને

બખશીસ આપી છે. સુરતના જાફરઅલીનો દરવાજો જેને હરમાનનો પણ દરવાજો કહે છે તેની બાહાર કોટથી એક માઇલ દુર એ જગા આવેલી છે.

તાણો પુરવાની કીરયા સહવારના ૭ વાગે શરૂ થઇ હતી અને તે આસરે નવ વાગે પુરી થઇ હતી. સુરત એક મોટું શેહેર છે અને મુસાફરોને ઉતરવાને માટે ધરમશાલા અને હોટેલો વીગરેની સગવડ છે તે છતાં પણ એ કામના મેનેજરોએ માંડવા વીગેરેનો ઘણોજ સરસ બંદોબસત રાખયો હતો અને તેની સાથે પાણી વીગરેની પણ અછી મેનીજ રાખી હતી. ચાહ, કાફી, આઇસ, સોડા વીગરેનું એક હોટેલ ઉઘાડવામાં આવયું હતું. કરીસટમસના તેહેવારને લીધે મુસાફરોની સંખયા સંખયાબંધ ઉતરી પડી હતી તેથી ગાડીવાલાઓને સજડ તડાકો પડયો હતો. સર જમશેદજીનો ધંમબાર હોવાથી લોકો તાણાની કીરયા પુરી થઇ રહયા પછી જથાબંધ જમવાને માટે રૂસતમપરામાં સર જમશેદજીના હલાઇબાગમાં ઉતરી પડયા હતા અને એ ધંબારના સુરતના મેનેજરોએ અગાડીથી ડાહાપણ વાપરી ખોરાક પુશકલ રાખયો હતો. સુરતવાલા દસતુર દોરાબજી ખુરસેદજીએ જે પરમાણે પોતાની જમીન મુફત બખશીસ આપી છે તેજ પરમાણે શેઠ માણેકજી હોરમજી પરબેજે પોતાને ખરચે સગડી બાંધી આપવાને કબુલ કરીને તેની તેઓએ તંદરોસતી ભણાવી હતી. ભગર સાથના ટોલાંની સંખયા સુરતમાં ઘણી થોડી હોવાથી તેઓની વસતીનાં પરમાણમાં આ દુખમું ઘણા નાહના પાયાપર બાંધવામાં આવનાર છે. મોહટી ૨૫ અને નાહની ૧૦ મલીને ૩૫ પાવીનું દુખમું બાંધવામાં આવશે. અને એનું કંટરાકટ જાણીતા કંટરાકટર શેઠ ફરામજી ગજદરને ઘણું કરીને આપવામાં આવશે. એ દુખમું બંધવાની આગેવાનીમાં શેઠ શોરાબજી રૂશતમજી ફટાકીઆએ પોતાની ટુંક પુંજી છતાં ઘણી સારી બખશીસ આપી છે. અને પાંચ હજાર રૂપયા ઉપરાંત છેલલે ઘટ પડે તે પણ ઉમેરી આપવા કબુલ કીધું છે.

## ઈ૦ સ૦ ૧૮૮૩.

### એડનનીં શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાની દરેમેહરની ઈમારતનો પાયો નાખવાનીં ક્રિઆનો અહેવાલ.

રાસ્ત ગોફતાર, તા૦ ૧૮ મી ફેબરવારી ૧૮૮૩ ને વાર રવેઉ.

એડન, તા૦ ૯ ઠી ફેબરવારી ૧૮૮૩.

એડનનાં જરથોશતીઓના વડા અને એડનનાં પરમુખ શેઠીયા શેઠ કાવશજી દીનશાજી એડનવાલાએ પોતાનાં મરનાર દીકરા બાઇ દીનશાજી તથા તેવણુનાં માતા, પીતા અને મરનાર પેહેલાં ધરીઆંનીનાં પુનને શારૂં અતરેનાં જરથોશતીઓનાં સુખને શારૂં આતશઆદરીઆંન બાંધી આપવાનું તથા તેને લગતો ખરચ જાથુક ચાલુ રાખવાનું કબુલ કરીને આજ દીને એ શુભ કામનું મુહુરત ઠેરવીને એક જશન કીધું હતું. એ જશનની કીરીઆમો દરએક મુખય જરથોશતીઓ સાંમેલ થયા હતા. જશનની કીરીઆ નવ વાગતે પુરી થવા બાદ અતરેની અનજુમનના વડા મોબેદ ફરદુનજી નરીમાને ધરમ કરવાની બાબદો ઉપર એક લંબાંન ભાશણ વાંચી સંભલાવ્યું. તેઆર પછે અતરેની અનજુમનના આનરરી શેકરેટરી શેઠ મનચેરજી રૂસતમજી ઘોલુ (કે જેઓ એડનના માજીસટરેટ અને જડજ છે) શેઠ કાવશજી દીનશાજી તથા દરએક ભેગા મલેલા જરતોશતીઓને પાયાવાલી જગો ઉપર લઇ ગીઆ. શેઠ મનચેરજીએ નવાં બાંધવા ધારેલાં આતશઆદરીઆંનના લેખની નકલ તથા તખતી વાંચી સંભલાવેઆ પછે શેઠ કાવશજીએ પોતાને હાથે પાયાનું મુરત કીધું અને એક રૂપાંની થાપીથા ચુનો લઇને પાયા ઉપર નાખી પાયાનો પથર કીરીયા અને ખુશાલીના અ જોવ શહીત બેશાડયો.

શેકરેટરી શેઠ મનચેરજી થોડું બોલેયા તેનો શાર એ છે જે આપરા જરથોશતીઓ અસલ વતન ઇરાંન છોડી હીનદમો આ વેઆ પછે નવેશરથી નવા આતશ બનાવયા હતા. તયારથી તે આજ સુધી એવો દાખલો બનેઓ નથી. પણ તેજ કીરીયા પરમાંણે બીજી મરતબે નવા આતશ બનાવી આપવાને શેઠ કાવશજી દીનશાજીએ માથે લીધું છે. એમ બીજી મરતબે આતશ બનાવવાનું કારણ એવું જણાવયું કે હીનદુશતાંન અને એડન વચે પગ રશતો નહીં હોવાથી અને જો હોય તો તે લાંમબી મનજલનો, બીકટ, અને જોખમભરેલો હોવાથી, એ કામ પાર પડી શકે નહીં. એટલા શારૂ એ ધરમનું કામ માથે લઇ અતરેના મોટા નાઘલા જરતોશતીઓને એકશારખી રીતે ધરમનું સુખ કરી આપયું છે. કે જે

સુખ હાલના જમાનામો પેહલવેહલું કહીએ તો કોઇ પણ જરતોશતીનાં પાડશે નહીં. દાખલા તરીકે લેવો કે હાંગકાંગ, શીંગપુર, લનડન, જંગબાર વીગરે એડન જેવા બીકટ મુલકો છે કે જેઓના જરથોશતીઓ પોતાની અનજુમનમો મોટું ફંડ ધરાવવા છુતાં આજ કાલ એવાં કામમો પછાડી પરેઆ છે તેવોએ શેઠ કાવશજીનાં વીચાર માફક રહીને પોતાનો શું ધરમ છે તે તપાશ કરીને એવનનાં દાખલા ઉપર ચાલવું.

પાયાનું મુરત થાઇ રેહેવા પછે શેઠ કાવશજી દીનશાજી, દરએક હાજર થાએલા જરથોશતીઓ શાથે મલતા થાઇને શેકરેટરી શેઠ મનચેરજીનો એ કાંમમો શહલ્લા અને મદત આપવાને શારૂં ઉપકાર માંનવા પછે મીજલશ પાંન ગોલાબ લઇને બરખાશત થઇ.

શેઠ કાવશજીનાં નોત્રાંથી દરએક હાજર રહેલા ગરશથોએ આખો દાહાડો તીઆંજ ખુશાલીમો ગુજારેઓ હતો. બાદ ખુશી શાથે શરવે પોતપોતાને ઘેરે વધેઆ.

## એડનનું રવાંનને સંજોગવાનું એલાહેદું મકાંન.

રાસ્ત ગોફતાર, તા૦ ૧૮ મી મારચ ૧૮૮૩ ને વાર રવેઉ.

એડન, તા૦ ૭ મી મારચ ૧૮૮૩.

એડનના જરથોશતીઓમાં જેઆરે પણ રૂવાંન થાતું તેઆરે તે રૂવાંનને તુરત અતરેનાં મેરવાંન બાગના બંગલામો લઇ જાઇને મુકતા હતા. એ બંગલો મોહોટો તેમજ ખુલ્લો છે, પણ તેમાં જુદા જુદા ઓરડાઓ ન હોવાથી ઓરતોને એલાએદું બેશવાની જગા મહલાજા શરની નહી થાઇ શકતી હતી. એ અરચન દુર કરવા શારૂં અતરેના શેઠ માણેકજી રતનજી પટેલ શીગનપોરીઆએ મેરવાંન બાગના બંગલાની બાજુમો અને શેઠ કાવશજી દીનશાજીની અગીઆરીની પડોશમો એક એલાએદું મકાંન બંધાવી આપેચું છે. એ શુભ કાંમનું મુરત આજ દીને હોવાથી શેઠ માણેકજી પટેલે ઇજન કીધાથી આજ દીને પાછલા પોહોરનાં તરણુ વાગતા પછે શરવે જરથોશતીઓ જશનમાં બીરાજમાન થયા હતા. જશનનું કામ શારા પાંચ વાગતે પુરૂં થવા પછે અતરેની અનજુમનનાં ઓનરરી સેકરેટરી શેઠ મનચેરજી રૂસતમજી ધોલુએ એક કાગજ વાંચી સંભલાવેઓ. એ કાગજ શેઠ માણેકજી પટેલનો અતરેની જરથોશતી અનજુમનના અકાબરો તથા શેકરેટરી જોગનો હતો. એ કાગજની મુલ મતલબ એ છે જે શેઠ માણેકજી પટેલે અતરેની અનજુમનના વપરાશને શારૂં પોતાના ખરચે એક મોબેદને વધારી આપેઓ છે અને તેને શારૂં રૂપીઆ આઠ હજારની ટકા સારાચાર વાલી લોનો લઇને શ્રી મુંબઇની પંચાએતમો પોતાને નામનું જુદું ખાતું પડાવીને આપવી કબુલ કરી છે. એ લોનોનું વીઆજ મુંબઇની પંચાએત અતરેની અનજુમન ઉપર દર છ છ મહીને મોકલશે, જે રકમ મોબેદને પગાર આપવાને કાંમમો આવશે. સેકરેટરી શેઠ મનચેરજી ધોલુ થોડુંક બોલેઆ પછે મીજલસ ખલાસ થઇ, દરએક જનાઓ ચાશની કરીને ખુશાલીનો વખત મેરવાંન બાગમોજ કાહાડી રાતરે જમીને પોતપોતાને મકાને શીધારેઆ હતા.

*** એ મકાનમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"પારશી માંનેકજી રતનજી પટેલ શીગનપોર-
"વાલાએ શી એદનની જરથોશતી અનજુ-
"મનના વાપરવાશને માટે આએ મકાન
"પોતાને ખરચે બંધાવીઓ છે. અને શી
"એદનની જરથોશતી અનજુમનને ધરમ
"શબંધી કાંમો કરવાને જોગવાઈ કરી
"આપવાની મતલબથી રૂપીઆ ૧૦૦૦૦)
"અંકે દશ હજાર શી મુમબાઇની પારશી
"પનચાએતનાં તરશતીઓને શવાધીન કીધા
"છે જે રકમના વીઆજમાંથી દર વરશે
"રૂ. ૩૬૦ શી એદનની જરથોશતી અન-
"જુમનનાં તરશતીઓને હવાલે કરે જેઓ એ
"રકમમાંથી દરમાશે રૂ. ૩૦ નાં દરમાઆનો
"એક મોબેદ શી એદન મધે રાખે શને
"૧૨૫૩ ઇઅજદેજરદી ૧૮૮૩ ઇશવી"

તખ્તીમાં રૂ. ૧૦૦૦૦) મુંબઇની પારસી પંચાતમાં આપવાનું લખ્યું છે, પણ તેમ ન કરતાં તે એડનની પારસી પંચાઅતને સ્વાધીન કર્યા છે.

## ભરૂચના "જમશેદબાગ" ને પરદાએઆનો અહેવાલ.

સતીઅમીતર, તા૦ ૧ લી આપરેલ ૧૮૮૩ ને વાર રવેઉ.

ભરૂચ ખાતે એક પારસી કુટંબની મોટી સખાવતથી બંધાયલી નવી દરેમેહર તથા શરઅવસરે વાપડવા, તથા પરદેશી જરથોશતીઓનાં ઉતારા કીજે બંધાયલું મકાંન.

ભરૂચ શહેરમાં જરથોશતીઓને માટે વાપડવાની ઘણી દરેમેહેરો અશલની બંધાયલી છે

પણુ તે લોકોનાં વાપડવાશનાં ઘેરોની જગાઓમાં આવેલી હોવાથી અને બીજી રીતે બોશમાર થઇ ગયલી હોવાથી એકબી તેવા મોતેબર દરેમેહર અને શુંદર બંદગીનું મકાંન તે તરફ જરથોશતીઓને માટે હતું નહી. તે મોટી અને અગતની ખુટ હાલ પુરી પાડવામાં આવી છે તે જોવાથી બહુ ખુશાલી હાંશલ થાય છે. ભરૂચ ખાતે તેની સારા પાયાપર એક નવી દરેમેહર બંધાઇ તઇઆર થાઇ જરથોશતી અનજુમનની ખાતર ખુલલી મેલાઇ છે—અને તે દરેમેહરની શાથે વલી શરઅવશરે એટલે લગન શેહાદીમાં—તથાં ઉઠીઆંણા વીગેરેની મોજલશોમાં વાપરવા તથા પરદેશી જરથોશતીઓને ઉતારા કાજેનું એક મકાંન પણ બાંધવામાં આવેલું છે. આ બંધે મકાંનો તે તરફનાં એક દોલતવંત પણ શખી દીલશુરદાનાં માંનવંત કુટંબ તરફથી બાંધવામાં આવેઆં છે અને તેની પાછલ શબલો મલી પચીશથી તીશ હજારનો ખરચ કરવામાં આવેઓ છે. ભરૂચ જેવાં નાહાનાં શેહેરમાંથી આટલી મોટી રકમનો ખરચ કરનારૂં એક ધણીનું કુટંબ નીકલી આવે એ તે કુટંબને થોડું માંન લાયક નથી. તે તરફનાં બેહશતનશીન શેઠ જમશેદજી હોરમજી લાકડાંવાલાએ પરથમ પોતાની હઇઆતીમાંજ એ કારણશર રૂ ૫,૦૦૦ ) પોતે આપેઆ હતા પણ ગાહાં ભાયગે તેટલાંમાં તેવો સવરગવાસી થાઆથી તેમનાં ખેશીઓએ તેમનાં મરણુ વખતે બીજા રૂ૫,૫૫૦ ) ની બીજી રકમ ઊપલા કાંમમાં આપી હતી. એ રકમ શાથે મરહુમના ભાઇ સેઠ શોરાબજી હોરમજી લાકડાંવાલાએ વલી પોતાની ગીરોનાં બીજા રૂ ૧૪,૦૦૦ ) ઉમેરીને ઉપર કહેલું કામ હવડાં હાર પાડી આપેલું છે.

"શદરહુ મકાનો બંધાઇ તઇયાર થવા આવયા હતાં માટે તે ભરૂચની પારશી પંચાએતના સવાધીનમાં સોંપવાના છે, માટે શેહનસાહી પારશીઓનો રોજ ૨૭મો આસમાન ઇજદ માહ ૬ ઠો શેહેરેવર અમસાસપંદ સને ૧૨૫૨ યજદેઝરદીને રોજે મરહુમ જમશેદજી હોરમસજી લાકડાંવાળાની ચાર વરસની બાજ હોવાથી; એ દીવસે એમના ભાઈ શેઠ શોરાબજી હોરમજી લાકડાંવાળાએ સહવારના કલાક નવના અમલે જશનનો મેલાવડો કરી; ધરમને લગતી ઘટતી કારીયા કરી રહેવા પછી; નીચે પરમાણેનો દશતાવેજ વાંચી સંભળાવીને પારશી અનજુમનના સવાધીનમાં બંગલો તથા અગીઆરીનાં મકાનો સોંપવામાં આવયાં હતાં.

અનજુમન પતર.

"શ્રી પાખ દાદાર હોરમજદની મદદ હોજો:
"શ્રી ભરૂચની જરથોસતી અનજુમનના દશતુરજી સાહેબ તથા તરશટી શાહેબો તથા મોજલશના સાહેબો,

હમારા બેહશતનશીન ભાઇ જમશેદજીની હઆતીમાં તેવણે અતરેના જરથોસતીઓને શર અવશરે વાપરવાને શારૂં તથા પરદેશના જરથોસતીઓને ઉતરવાને શારૂં એક તેવું મકાન કરવાનુ તેમજ તે મકાનને લગતું જરથોસતી ધરમની કીરીઆ કામ થાએ તેવી એક દરેમેહર કરવાનો વીચાર કરી તેને સારૂં એક લીસટ દરતું કરી તેમો પોતાના નામથી રૂ૫૦૦૦) આપવાનું કબુલયું હતું. તે કબુલાત પુરી પાડવાના ઇરાદાથી પોતાના વસીએતનામાંમાં પણુ તેટલી રકમ જુદી કાડી હતી. તે રકમ તેવણની હઆતી બાદ તેવણનાં એકસીકયુટરોએ અનજુમનનાં તરશટી શાહેબોને સવાધીન કીધી હતી.

ઉપર મુજબની ગોઠવણો કરવાને માટે જે મકાન લેવાનો હમારા મરહુમ ભાઇનો વીચાર હતો, તે મકાન લેવાનો જોગ નહી બનવાથી કેટલોક વખત ગીઆ બાદ એ ધારેલાં કાંમને સારૂં ભરૂચ શેહેરમાં મેહેરવાનબાગની ઉગમણે કાચવાલા બંગલાના નામે ઓળખાતી વોહોરા લોકોનાં મુલાંજીની મીલકત રૂ. ૧૧૪૯૯) સારૂં હમો શોરાબજી હોરમજી વખારીઆ તથા નશરવાંનજી રૂશતમજી દલાલનાં નામથી ખરીદ કરી; તેમાં ઉપર જણાવેલા હમારા મરહુમ ભાઈના એકઝીકયુટરોએ આપેલા રૂ. ૫૦૦૦) તથા હમારા મરહુમ ભાઇનાં ઉઠમણામાં તનદરોસતી ભણાવીને હમે શોરાબજી હોરમજી વખારીઆએ આપેલા રૂ. ૩૦૦૦) હજાર તથા હમારા ભાઇ રૂશતમજી હોરમજીએ આપેલા રૂ. ૧૦૦૦) તથા હમારા ભાઇ ધનજીશાહ હોરમજીએ આપેલા રૂ. ૧૦૦) હમારાં માતાજી બાઇ દીનબાઇએ આપેલા રૂ ૫૦૦) જે તમો તરશટી શાહેબોને શવાધીનમાં આપેલા હતા. તથા એ રૂપીઆના ઉપજેલા વીઆજના રૂ. ૨૦૦) મલી કુલે રૂ. ૧૦,૭૦૦) વાપરતાં બાકી રૂ. ૭૯૯) હમે હમારી ગીરોથી ઉમેરી ઉપર જણાવીઆ મુજબ એ મીલકત ખરીદ કીધી છે.

મજકુર મકાન મધે દરેમેહરને શારૂ પુરતી જગયા નહી હોવાથી હમે હમારી ગીરોથી બીજા આસરે રૂ. ૯૫૦૦) ખરચ કરી કેટ-

લીક જમીન સરકાર પાસેથી ખરીદ કરી એ મીલકતને લગતા કમપાઉંડમાં એક નવી દરેમેહેર બાંધી છે. તથા શદરહુ ખરીદ કરેલી મીલકતની મરામત કરી તેને હાલની હાલતમાં લાવીને એ મીલકત તથા દરેમેહેર તથા તેઓને લગતો કેટલોક ફરનીચર તથા વાશન તથા કીરીઆ કામને લગતો શામન આજ રોજે અમારા મરહુમ ભાઇ જમશેદજી હોરમજીની ચાર વરશની બાજને દીવશે આપણા જરથોસતી ધરમના ફરમાન મુજબ જશનની કીરીઆ કરીને એ મીલકતો સંબંધી અમો હવે પછી તરસતદીદ કરનાર છઇએ તેમાં જણાવેલી સરતોથી અમે જરથોસતી અનજુમનના ઉપીઓગને માટે ખુલાં મેલ્યાં છે. અને મજકુર દરેમેહરના જશનની કીરીઆ હવે તે મધે અરદીબેશત પરથાવેઆ પછી કરવામો આવશે.

ઉપર મુજબ ભરૂચના જરથોસતી સાહેબોને સરઅવશરે વાપરવાને શારૂં તથા બાહારગામના જરથોસતી સાહેબોને ઉતરવા શારૂં જે મકાન મુકરર કરયાં છે. તેનું નામ "જમશેદ બાગ" આપ્યું છે. અને દરેમેહરનું નામ "હોરમજી બેહરાંમજી વખારીઆની દરેમેહર કરી આપ્યું છે. તે મુજબ એ બંધે મકાનો એજ નામોથી હવે પછી હમેશાં ઓલખાતાં રહેશે.

ઉપર જણાવેલા "જમશેદબાગ" તથા "હોરમજી બેહરાંમજી વખારીઆની દરેમેહેર" ની દેખરેખ રાખવાને તથા તેને લગતો વહીવત અને ખરચ કરવાને શારૂં અમે હવે પછી જે ટરશટદીદ બનાવનાર છઇએ તેમાં નેમેલા ટરસટીઓ ટરશટદીદમાં ઠરાવેલા તે અમોને અનુશરીને શવલો વહીવટ કરશે.

શદરહુ "જમશેદબાગ" તથા "હોરમજી બેહરાંમજી વખારીઆની દરેમેહેર"ના ખરચને શારૂં આજ દીને અમોએ તથા અમારા કુટુંબ મધેથી બીજા શાહેબોએ રૂ ૮૦૦૦) અંકે આઠ હજાર નીચે મુજબ તમો તરશટી શાહેબોને શવાધીન કરયા છે:--

૩૦૦૦) શોરાબજી હોરમજી.

૧૦૦૦) હમારાં માતાજી દીનબાઇ.

૧૦૦૦) હમારાં ધણીઆણી રતનબાઇ.

૧૦૦૦) મરહુમ જમશેદજીનાં ધણીઆણી બાઇ રતનબાઇ.

૨૦૦૦) ભાઇ રૂશતમજી હોરમજી.

(એ શીવાએના રૂ ૫૦ પાંજરાપોલના ઢોરના ધરમખાતાંમાં હમે પોતે આપીશું.)

સદરહુ રૂ ૮૦૦૦) અનજુમનના દફતરમાં અમારા તથા તેઓ દરએકનાં નામનાં જુદાં જુદાં ખાતાં પાડીને જમે કરવા અને તે રૂપીઆની તમો તરશટી શાહેબોની નજરમાં દુરશત આવે તે રીતે શરકારી વીઆજુકી નોટ લઇ રાખવી અને તેનું જે વીઆજ ઉપજે તે દરેકને ખાતે જમે કરવું અને દર શાલ આશોવદ ૦) ને દીને તે વીઆજના રૂપીઆ તે જુદે જુદે ખાતે ઉધારી વાલીને "જમશેદબાગ" તથા "હોરમજી બેહેરાંમજી વખારીઆની દરેમેહેરના ફંડ ખાતું" એવા નામનું એક ખાતું પાડીને તે ખાતે જમે કરતા રેવું. અને મુદલ રા. ઉપર જણાવેલા જુદે જુદે ખાતે બાકી દેતા કાહાડતા રેહેવું.

ઉપર લખેલા રૂ ૮૦૦૦) નું વીઆજના જે રૂપીઆ જમે આવે તે અનજુમનના ટરશટી શાહેબોએ ઉપલાં મકાનોના તરશટીઓને એ મકાંનોને લગતો ખરચ કરવાને શારૂ આપવા એમ કરતાં કોઇ વાર ખરચ કરતાં કંઇ વધારો પડે તો; તે તથા આયંનદે હમારા કુટુંબમાંથી અથવા બીજી રીતે કંઇ સરઅવસરનાં ટાંકના ઉપર મજકુર જમશેદબાગ તથા હોરમજી બેહેરાંમજી વખારીઆની દરેમેહેરના ફંડમાં રૂપીઆ ભરી એ ખાતે જમે કરાવે તે શાથે બાકી દેવા કાહડતા રહેવું અને એ ખાતે જેમ જેમ વધારો પડતો જાય તેમ તેમ અનજુમનના ટરશટી શાહેબોના વીચાર મુજબ તેની સરકારી વીઆજુકી નોટ એ ખાતાના હીશાબથી ખરીદ કરવી.

શદરહુ જમશેદબાગ તથા હોરમજી બેહેરાંમજી વખારીઆની દરેમેહેરના મકાનોનો વહીવટ કરવાને શારૂં અમે એક ટરશટદીદ બનાવી જુદા તરશટી નીમીશું. તોપણ શદરહુ મકાન ઉપર તથા ઉપર જણાવવા પરમાણે જે જુદાં જુદાં નામથી ખાતાં પડાવી રૂપીઆ જમે થયલા હોએ ને હવે પછી થાય તે ઉપર અમારો યા અમારા કે કોઇના પણ વારશ વકીલોનો કંઇપણ હક કે દર દાવો નથી. એ મુકામના માલીક શ્રી ભરૂચની જરથોસતી અનજુમન છે. માટે હવે પછી જરૂર પડે તયારે અનજુમનના ટરસટી શાહેબોએ એ મકાનોની ઘટતી મરામત કરી હમેશાં શારી હાલતમાં રાખવાં.

એવી રીતે અમોએ શદરહુ મીલકત આજના શુભ રોજે જરથોશતી અનજુમનના ઉપીઓગને માટે ખુલી મેલી છે. એજ અરજ રોજ ૨૭મો આશમાન માહા ૬ઠો શેહેરેવર શહેનશાહી શને ૧૨૫૨ યજદેઝરદી તા૦ ૧૪ મી

મારચ શને ૧૮૮૩ ઈશવી શંવત. ૧૯૩૯ના વરશે ફાગણ સુદ ૫ ને વાર બુધે,"

ઉપલો દસતાવેજ શેઠ સોરાબજીના સાહેબજાદા મી૦ મનચેરસાએ વાંચી સંભળાવ્યો, તે પછી દશતુરજી સાહેબ દીનશાજી પેસુતનજીએ ટુકામાં ભાષણ કરીને વંચાએલા દશતાવેજમાં જણાવવા પરમાણે બંગલાનું નામ "જમશેદ બાગ" તથા અગીઆરીનું નામ શેઠ "હોરમજી બેરાંમજી વખારીઆની દરેમેહેર" રાખવા માટે કબુલ રાખી તેના ઉપર મોબેદો પાસે તનદરસ્તી ભણાવી હતી. તયારબાદ શેઠ એદલજી મનચેરજીએ એક ભાષણ કરીને ઘટતા શબદોમાં શેઠ સોરાબજીની વખાણ કરી જણાવ્યું હતું કે, વખારીઆ કુટુંબમાંથી જે અગતની ખુટ પુરી પાડવામો આવે છે તેના પાછળ ખરચેલા રૂપયા ભરૂચ જેવાં ગરીબ શેહેરના એક આબરૂદાર ને શેઠીઆમાં ખપતા પારશીની પુજીનો મોટો ભાગ ગણાય છે. સખાવત કરવામાં સખી દીલગુરદાની જરૂર છે. એમ મી૦ એદલજીએ કબુલ કરતાં સખાવત કરવાના જુદા જુદા તરણ રસતા બતાવી તે ઉપર લંબાંણથી વયાખયાન આપ્યું હતું. જોકે કેટલાએક સખાવત કરનારાઓ પઈસા આપીને વેગલા બેસે છે, પણ પઇસા આપવા જોડે ઘટતી તકેદારીથી તે કોમ માંથે લઇ બજાવી આપતું એ ઘણીજ મુસકેલ વાત છે. છેલ્લે મી૦ એદલજીએ જણાવ્યું કે શેઠ સોરાબજીએ ધંધારોજગારના કોમમાં બએ વરસો સુધી રોકાન વેઠી એ કામ પાર પાડ્યું છે, તેનો દાખલો બીજા પઇસાદાર શેઠીઆઓએ પકડવો.

એ પછે પારશી અનજુમન તરફથી ઉપકાર સહીત એક સાલ જોડો દશતુરજી દીનશાજી પેશુતનજીએ શેઠ શોરાબજી હોરમજીને ભેટ આપી ઓઢારેઓ હતો. તેમજ શેઠ પીરોજસાજી રૂસતમજી દલાલે (પોતા તરફનો પોતાનાજ હાથે) એક સાલ જોડો શેઠ શોરાબજીને ઓધારવા પછી શેઠ સોરાબજી તરફથી દશતુરજી દીનશાજી પેશુતનજી, દશતુરજી ધનજીસા સોરાબજી, કેખશરૂ પેશતનજી શીક્ષાગુરૂ, તથા પેલી વનશાવલીમાં લખાતા દશતુર ફરેદુન, દશતુર બીજન, વીગરેઓને સાલ જોડાઓ તથા બીજા કેટલાકોને જામદાનીનાં થાંનો ભેગા રૂપયા આસોદાદમાં વેંહેચવા બાદ આ મુબારક મેળાવડામાં ભેગા મળેલા સાહેબો નવી અગીઆરીમાંથી ઉઠી ભોજન લેવા માટે આથમણા દરવાજેથી મેરવાનબાગમાં શીધારયા હતા. કેમકે તયાં મરનાર જમશેદજીની પુંજીમાંથી અમુક રૂપયાની રકમ, જુદી કાહાડી તેમાંથી વારશીક એક ગહંબાર કરવામાં આવે છે, તે મુજબ મરનારનો ચોથા વરસનો ગહંબાર એ દીવસે મેરવાનબાગમાં થયો હતો.

## ભગવાડાંડીનું મરહુમ શેઠ બહુમનજી એદલજી આલબલેસવાલું નશાખાંનું

તા૦ ૨૯ મી મેએ ૧૮૮૩
રોજ ૧૩ માહ ૯ (શે.) ૧૨૫૨ યજદજરદી

મરહુમ શેઠ બહુમનજી એદલજી આલબલેસની પુંજીમાંથી સુરતની પાસેનાં ભગવાદાંડી ગામમાં ચુનાનું એક નશાખાંનું બંધાવી આજ દીને ઇજાવ્યું હતું.

** એ નશાખાંનાંમાં નીચે મુજબ તપતી મારેલી છે:—

"શ્રી પાખ દાદાર હોરમજદની મદદ હોજો
"આએ મકાંન બેહેશતનશીન મરહુમ
"બમનજી એદલજી આલબલેશની નઇએને
"એઓની યાદગારીને કાજે એઓની
"પુંજી મધેથી શરવે જરથોશતીઓને
"વાપડવાને શારૂં એનાંઓનાં ભાઇઓ
"એ બંધાવીઉં છે. રોજ ૧૩ માહ ૯ મો
"શેનશાહી માહ ૧૦ મો કદમી શને
"૧૨૫૨ ઇઅજદેજરદી તા૦ ૨૯ મી
"મેહ શને ૧૮૮૩ ઇંગરેજી શવંત ૧૯૩૯
"નાં વૈશાખ વદ ૮ ને વાર ભોંમ."

## કવેટાની પારશી દરેમેહર

મુંબઇ સમાચાર, તા૦ ૫ મી જુન ૧૮૮૩ ને વાર ભોમે

કુવેટા, તા૦ ૪ થી જુન ૧૮૮૩

કુવેટાના પારસીઓએ એ જગાને પોતાથી બને તેવી રીતે સુધારવાનો ઠેરાવ કરેલો દીશે છે. તેઓએ અહીં પોતાની એક અગીયારી ગયા શનીવારે ઉઘાડી છે. એ કીરયા વેલા અગીયારી કમીટીના પરમુખ ખાંનબાહદુર બેજનજી સોરાબજી સરનશીન તરીકે બીરાજયા હતા. તેમને એ ટાંકને પારસીઓ તરફથી બે શાલ હોરાડવામાં આવી હતી. અગીયારીમાં તરણ મોબેદોએ જશનની કીરયા કરી હતી.

## શેઠ હોરમસજી માણેકજી ભમગરાવાલા ઇંડોરના "કુવરહાલ"ને પરઠાએ-આનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૧૮ મી આગશટ ૧૮૮૩ ને વાર શનેઉ.

જરતોશતી મુસાફરોના ઉતારાને માટે ઇંદોરમાં બંધાયલી "કુવર હાલ" નામે ધરમશાલાને ખોલી મુકવાની કીરીયા.

ઇંદોર, તારીખ ૧૪ મીં આગશટ.

પાક પરવરદીગારની મેહેરબાનીથી વેપાર-રોજગાર તેમજ બીજા સબબોને લીધે, ઇંદોરમાં પારસી મુસાફરોની આવજાવ વધી છે તથા દીન પ્રતીદીન વધતી જાય છે; પણ તેઓને તેમની મરજી મુજબ આરામ લેવાને ઉતારાનું આજ પરયંત કોઇ પણ એલાહેદું મકાન નહીં હોવાથી વારંવાર એ બાબતની ઘણી અગત જણાતી હતી. આ ઉપરથી અતરેના જાણીતા શેઠ હોરમસજી માણેકજી ભમગરાજીએ એ અડચણ દુર કરવા માટે "કુવર હાલ" નામની એક ધરમશાલા બંધાવીને ચાલતા માસની તા૦ ૧૧ મીને શનીવારે કીરીયા કરી ખોલી મુકી છે.

પારસીઓની અગીયારીના પાછલા ભાગમાં એ કુવર હાલ આવેલો છે, અને એ મકાન માલ સાથે બાંધેલું છે. તેના પેહેલા દરવાજાને માથે મોટે અક્ષરે "પારસી મુસાફરના ઉતારાને માટે બંધાવેલો કુવર હાલ" એ પ્રમાણે સડકપરથી દરેક મુસાફર વાંચી શકે એવી રીતે લખેલું છે. એ મકાનમાં ઉતરનાર મુસાફરને જરૂરજોગ સામાન વાપરવાને સારૂ મલશે. દરેક મુસાફરને આ મકાનમાં ત્રણ દીવસ સુધી રહેવાની છુટ આપવામાં આવે છે અને મુસાફરને વધુ વખત સુધી રહેવા દેવો કે નહીં તે અખતીયાર શેઠ હોરમસજીએ પોતેજ રાખેલો છે. એમ કરવાનું કારણ એકે કુંવર હાલનું મકાન તથા તેમાં રાખેલો સામાન પુરો પડી શકે તે કરતાં જો મુસાફરોની સંખ્યા વધી પડે તો પાછલથી આવનારાઓને ઉતરવાની અગવડ પડે.

તા૦ ૧૧ મી આગસટ ૧૮૮૩ ને દીવસે ધરમશાલા ઉઘાડી હતી. એ દીવસે ધરમશાલા ઉઘાડતાં કીધેલી જશનની કીરીયામાં ઇંદોરના તેમજ મઉના કેટલાક પારસી ગરહસથો હાજર થયા હતા. મઉથી દસતુરજી સાહેબ ખુરશેદજી જમશેદજી જામાસ્પ આશાના જશનની કીરીયા કરવાને આ મીજલસમાં પધારયા હતા. કીરીયા સમાપત થવા પછી શેઠ હોરમસજીનાં ભલાં કામને માટે અનજુમન તરફથી મજકુર દસતુરજીએ તેવણને સાબાશી આપી હતી, તથા એજ વીષય પર એક વાયાજ કરી સંભલાવી હતી.

શેઠ હોરમસજીએ તે રાતરે ખાણાની ટેબલ પર સરવ જરતોસતીઓને નોતરયા હતા જે મેલાવડો સંતોષકારક રીતે રાતરે દશ વાગ્યાને શુમારે વીશરજન થયો હતો.

શેઠ હોરમસજી તરફથી વંચાએલા અનજુમન પતરનો સાર નીચે મુજબ છેઃ—

મીજલસના સાહેબો,—ઇંદોર તરફ મુસાફરી કરનાર જરતોસતી મુસાફરને માટે ખાસ એક એલાહેદો ઉતારો લેવાને સારૂ કોઇ પણ મકાન અતરે નહીં હોવાથી આપણા પારસી ભાઇઓને, ઘણી અડચણ જણાતી હતી, તેથી શેવકને આ બાબે લાંબી મુદત થયાં કાલજી હતી; આ કાલજી પરીપુરણ કરવાને વાસતે મજકુર "કુંવર હાલ"નું મકાન બાંધવાને મને જરૂર પડી છે.

આ મકાનનું નામ "કુવર હાલ" પાડયું છે તેનું કારણ એ કે, તા૦ ૧૦ મી આગસટ સને ૧૮૭૯ ને દીને મુંબઇ મુકામે હમારાં મરહુમ માતાજી સાહેબ કુંવરબાઇ હક થયાં, તેમનું ઉઠમણું અતરે કરીને તેજ મીજલસમાં હમોએ હમારાં માતાજી સાહેબના પુણને ખાતર એક મકાન બંધાવીને તે જરતોસતી મુસાફરોના ઉતારાને સારૂ આપવું. એમ જાહેર કરી અનજુમનમાં તંદરોસતી ભણાવી હતી. આ ઉપરથી મારા ઠરાવ પ્રમાણે મજકુર મકાન એક માલ સહીત બંધાવી જરૂરજોગ સામાન સાથે ધરમખાતે આપેલું જાહેર કરૂં છું. એ મકાન તેમાંના સામાન સહીત મારી મીલકતથી છુટું પાડું છું અને તે કદી બી વેચવાનો મને યા મારા વારસોને હક રેહશે નહીં. હમારા માંગનારાઓનો પણ તે પર દરદાવો પુગશે નહીં. એ મકાન હંમેશા જરથોસતી મુસાફરોને ઉતારા માટે ખુલ્લું રહેશે. મકાનની તકેદારી અને દેખરેખ મારા હાથમાં અને મારી કજારજા બાદ મારા વારસોના હાથમાં રહેશે.

એ પતર વંચાઇ રેહવા બાદ મીજલશ બરખાસત થઇ હતી.

*** એ મકાંનપર નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"આએ મકાંન જરથોશતી હોરમજજી
"મકાશાહા ભાંમગરાએ પોતાનાં માતાજી
"મરહુમ બાઇ કુંવરબાઇનાં પુનને શારં
"બંધાવીયું છે અને શરવે જરથોશતીઓના

"ઉતારાને શારૂં તા૦ શારે રૂડે વાપરવાને "શારૂં ખુલ્લું મુકાઉં છે. દરેમેહેર અને "મોબેદને રેહેવાને શારૂં જુદું ઘેર અને "અવરચીખાનું કુવો, કુવર હાલ મલીને "આજ દીન શુધી કુલ્લે રૂપીઆ ૭૧૨૫ "ખરચ થઆ છે. રોજ ૨૭ મો માહા ૧૨ "કદમી અને માહા ૧૧ શેહેનશાહી ૧૨૫૨ "ઇઆજદેજરદી તા૦ ૧૧ મી આગશટ "૧૮૮૩ ઇશવી.—"

## મહુનીં અંજુમનના ઉઘરાતની દરેમેહર ફરી પરતાએઆનો અહેવાલ.

મુંબઈનાં જામે જમશેદ, તા૦ ૫ મી સપટેમબર ૧૮૮૩ ને વાર બુધે.

મહુની છાવણીમાં જરથોસતીઓની અગીઆરી ઇજાવાની કીરયા તથા જશંનને લગતો હેવાલ.

મહુ તા૦ ૩ જી સપટેમબર.

ચાલતા મહીનાની તા૦ ૨૧ મી અને રોજ ૧૯ મો માહ ૧૨ મો શેહનશાહી, એ દીવસ પારસીઓના ધરમ સંબંધી લખાતી તવારીખમાં ઉમેરાયો છે. કહે છે કે મહુની અગીયારી તથા તેને લગતી આસપાસની જગયા (કોઇ એક ધનીની નહી પણ) પારસી અંજુમંનની છે; અને એ અગીઆરી જો કે, આસરે ૨૫ વરસની વાત પર બંધાઇ હતી, પણ તેટલી ટુક મુદતમાં અગીયારીનું મકાન ઘણી નબલી હાલતમાં આવી પડયાથી ગયા અકટોબર મહીનાંમાં દસતુરજી સાહેબ ખુરશેદજી જમસેદજી જામાસપ આસાનાંએ એકથી વધારે વાર અંજુમંન મેલવીને અગીયારીનું. મકાંન જે નબલા હાલતમાં છે તેને ફરીને બંધાવાને અંજુમંનને દરખાસત કરી હતી. જે ઉપરથી અંજુમને એકમતે ગોઠવણ કરીને એક કારોબાર મંડલી ઉભી કરીને શેઠ દીનશાહજી નાહના ભાઈ મશાલાવાલાને શરનશીન તથા શેઠ ધનજીશાહજી કુવરજી દાટીવાલાને સેકરેટરી ઠેરવયા, અને અગીયારીને ઘટતું બાંધકામ કરવાની સતા આપી. એ ઉપરથી અંજુમંનમાં ઉઘરાણાંનું લીસટ ફરતું કીધું, જેમાં ફકત મહુની કાંપનાં વસનારા પારસીઓએજ નાણું ભરેલુ સમજાય છે. અગીઆરીનું જે જુણું મકાન હતું તેમાં ઘણો ફેરફાર કરેલો જોવામાં આવે છે. તથા પારસી ટોલાંનાં ધરંમની મોહટાઇને છાજતો આ નવી અગીઆરીનો ભપકાદાર દેખાવ છે. જે અતરેના પરનાતીલા ભાઇઓ પારસી ટોલાને બહુ વખાને છે. આ પારસીના ધરંમનાં મુકાંમને (તયાર થવા પછે) અતરેનાં પરનાતીલાભાઇઓ ઘણાં દીવસો લગેન જોવાને આવયા હતા. મારી જાણ પરમાણે દસતુર ખુરશેદજીએ આપણી ધરંમકીરયાની રાહરીતીયોની કેટલીક સમજ આપતા હતા કે જેથી હીંદુભાઇઓ જાણીને પારસીઓની પાકી શાખી વીશે સારૂં મત ધરાવતા માલમ પડે છે.

અતરે એવું બોલાય છે કે ફરતા કરેલાં ઉઘરાંણાંનાં લીશટમાં રૂ. ૧૫૦૦ થી ઓછી રકંમ ભરાઈ છે અને ખરચ આસરે ૩૦૦૦ થી વધારે થાએઓ છે જે જોઇતી રકમ મજકુર સરનસીન તથા સેકરેટરી તરફથી પુરી પડવામાં આવશે. (એ બાબદ પાછલથી ખરી બીનાની તજવીજ કરીને લખીશ) કાંઇબી હોય પણ અગીયારીનું મકાંન મજબુત તથા સોભાયમાં થયું છે. એ તો અતરેનાં નાંનાં મોહટાં સરવ એક અવાજે કબુલ કરે છે.

એ અગીઆરી ઇજાવવાનાં ૨ દીવસ આગમચથી દસતુર ખુરશેદજી તરફથી મહુ તથા ઇંદોરનાં પારસીઓમાં ખબર આપી કે અગીઆરી ઇજાવાની કીરયા કામ ચાલે તે જોવાને સરવ જરથોશતીઓએ અગીયારીમાં આવવું, તેથી ભરેસપતવાર તા૦ ૩૦ મી આગશટથી વખત દરવખત કેટલાક પારસી મરદો તથા બાનુઓ અગીયારીમાં આવજાવ કરતાં તથા ભણતાં ગણતાં માલંમ પડતાં હતાં. ઉપર લખવા પરમાણે તા૦ ૨ જીએ સવારનાં ૧૦ કલાકે આખી અનજુમંન ભેગી મલી હતી. જ્યાં દસતુર ખુરશેદજીએ જશંનની બંદગી શરૂ કરતાં પરથંમ સરવ જરથોશતીઓને બંદગીમાં શામેલ થવાને જણાવીઉ તથા જશનની કીરયા ચાલુ કરી જે કીરીયા ૧૧॥ કલાકે સમાપત કરી પછી દસતુર સાહેબે " દરેમેહરના પવીતર મુકાંમનીં બુજોરગી" વીશે એક લંબાંણ વાઅજ રીને જંનવસતા ભણી તેનાં અરથ કરી તથા કેતાબોનાં દાખલા દલીલથી ખોલાશો સંમજાવા માંડયો જે સાંભલનારાવોને કીમતી અસર થયલી જણાતી હતી. વાયજ સમાપત થયા પછી એક ગરહસથે ઉઠીને અંજુમનમાં બે શાલો આપી જેમાંની એક શાલ પુણેવાલા ખાંનબાહદુર દસતુરજી નશરવાનજીને તથા બીજી તેમના ભાઇ હોશંગજી દશતુરજીને પુગાડવાને જણાવી દશતુર ખરશેદજીને સપુરંદ કરી તે પછી તરીજી શાલ દશતુરજી ખુરશેદજીને આપી હતી. આ છેહલી શાલ આપતી વખતે એ ગરહસથે ભાશાંણ કરીને અગીઆરી દરસત કરાવવાને માટે દસતુરજી ખુરશેદજીની મેહનત તથા ઉલટની વખાંણ કરી હતી જેને દર વખતે

દસતુરજી જવાબ આપતા હતા. એ પછે શુમારે બપોરના એક વાગે મીજલશ બરખાસત થાઇ હતી. અગયારીમાં આખી રાત ભપકાદાર ફુલ લાઇટ કરી હતી જે જોવાને કાંપનાં લોકોના ટોલેટોલાં રાતે ભેગાં થયાં હતાં.

## એડનનાં શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાનાં આદરાંન પરઠાએઆનો અહેવાલ.

રાસ્ત ગોફતાર, તા૦ ૨૧ મીં અકટોબર ૧૮૮૩ ને રવેઉ.

શ્રી એડનમાં એક આતશઆદરાંન.

શ્રી એડનની તા૦ ૧૧ મી અકટોબર ૧૮૮૩.
(રાસ્ત ગોફતારને માટે લખાઈ આવેલો હેવાલ.)

એડન બંદર જ્યારથી અંગરેજ સરકારની હકુમતમો ગયું તે દાહાડાથી જરતોશતીઓની વસતી દીનપર દીન વધવા લાગી પણ તેઓને બંદગી કરવાનું કશું મકાન નહી હતું તેથી સને ૧૨૨૩ ઇઅજદજરદીમાં અતરેની મેરવાન બાગ નામની જગામો શેઠ કાવશજી દીનશાજીએ તે વખતને અનુશરતી એક દરેમેહેર બંધાવી હતી, પણ ખોદાતાલાની મેહેરથી વેપાર અને ચાકરીને અરથે જરથોશતીઓનો વધારો થતો ગયો છે તેથી તેઓનાં બચાંને શુદરો કુશતી પેહેરાવા તથા લગનનો પવીતર ગાંઠ બાંધવા શેંકડો માઇલની મુશાફરીની જંજાલ સાથ મોહોટો ખરચ કરવો પડતો હતો તેમજ કફનને વખતે ટેલીગરાફથી સંધેસા મોકલી ક્રીરીઆકામ કરાવવાની ફરજ પડતી હતી. જ્યાં મુસાફરીમો ખુશકીનો રસતો નહી હોય તાંહાં બરશનુમવાલા મોબેદથી બરશનુમ જલવાય નહી તેમજ નીરંગદીન અને બીજો આલાતબી લઇ જવાઈ શકાય નહી તે સબબને લીધે અતરે બનતું ન હતું તેથી અતરે સરવે ચીજો નવેશરથી તઇઆર કરાવામો મોહોટા ખરચની અગત હતી તે અગત શેઠજી કાવશજી દીનશાજીના શખી દીલથી મટી ગેઇ છે. એ શેઠે મોટો ખરચ કરી દરેમેહેરના નામને છાજે તેવું કુશાદે મકાન બંધાવી શરવે ઘટતા ફરનીચર સાથે સીંગારેઉં છે. તે સાથે શેઠ કાવશજીએ પોતાની તથા પોતાના બેહસ્તી બેટાની તસવીરના "ફુલ સાઇજનો" ફોટોગરાફ તથા સત જરતોશત સપેંતમાન પેગામબર સાહેબની તખતી તથા અશો ગુસતાસપ પાદશાહાની તખતી તથા સરવે દરેમેહેરને લગતાં વાશણો, એક શુંદર મોટું ઘડીઆલ વગરે એ શેઠજીએ સરવે પોતાના ખરચથી મુકેલ છે.

આ આતશઆદરાંન સાહેબને તખતનશીન કરવાની ક્રીરીયા ગઇ તા૦ ૮ મી અકટોબરે થઈ છે. સહવારે છઅ વાગાથી લોક ભેગું થવા લાગું તે આઠ વાગાની અંદર શરવે જરતોશતીઓ દરેમેહેરમો ભેગા થઆ હતા. એ દીને વેપારીઓની પેહેડીઓનાં તથા સરકારી ખાતાંના દરએક જરતોશતીઓને જાહેર તેહેવાર તરીકે રજા મલી હતી, અને મરદ, ઓરત તથા બચાં મળીને આસરે ૨૦૦ થી વધુ જરતોશતીઓનો મેળાવડો થયો હતો. આસરે કલાક ૮। ને અમલે આતશઆદરાંન સાહેબને તખતનશીન કરેઆ પછી સરવે બંદગીમો મશગુલ થઆ બાદ કલાક ૯। ને અમલે જસનની ક્રીરીઆ શરૂ થાઇ તે સમપુરણ થયા બાદ શેઠ કાવશજી દીનશાજીએ એક અનજુમન પત્ર વાંચી દરેમેહેર કુલ જરતોશતીઓના વપરાશને શારૂ ખુલી મુકી ને દરેમેહેરના દસતુર તરીકે અતરેના મોબેદ ફરાંમજી રૂસતમજી કોટવાલને નેમીઆ, તે સાથે એક શીઆલ, એક સુનાનું ઘડીઆલ સુનાના છેડા સાથેનું તથા એક હીરાની વીંટી એ નવા દસતુરને ભેટ કરી. તેનો લાએક અને માનભરેલો જવાબ દસતુર ફરાંમજીએ આપેઆ બાદ શેઠ કાવશજીને અતરેની અંજુમન તરફથી એક માનપતર અંજુમનનાં સેકરેટરી શેઠ મનચેરજી રૂસતમજી ઘીલુએ વાંચી શમજાવેઉં કે જે માન પતરની બુકને સારી રીતે શણુગારેલી હતી, તે સાથે એક કીમતી શીઆલ અને વેલાતથી ખાશ ફરમાશનું રૂપાનું ફુલદાન બનાવી મંગાવેલું ભેટ કીધું, જેનો લાએક જવાબ શેઠ કાવશજીએ વાંચી શમજાવેઓ. તેમો લખેલું છે જે એ દરેમેહરનાં ચાલુ ખરચને માટે પોતાની જાતીકી મીલકતમાંથી તરણ મીલકતો જુદી કાહડી છે કે જે મીલકતો અતરેની સરકારને ભાડે આપેલીઓ છે. તેનું ભાડું દર માશે સરાસરી રૂ૨૦૩) ઉપજે છે તથા એ દરેમેહેરનો માલકીપણાનો હક શેઠ કાવશજીનો તથા વારશ દર વારશોનો છે. અંજુમનના શેકરેટરી શેઠ મનચેરજીની બાહોશી અને ચંચલાઇ વીશે તારીફના શબ્દો કહીને શેઠ કાવશજીએ પોતાનો ફોટોગરાફ અરપણ કીધો. તેઆર બાદ એજ શેઠ કાવશજી દીનશાજી તથા ભાઇઓની પેહેડીઓનાં ચાલીશથી વધુ પારશી નોકરો તરફનું એક સારૂં શોભાએમાન માનપતર વાંચી સંભલાવીને એક શોભાએમાન દાબડીમાં એક કીમતી શીઆલ સાથે ભેટ આપયું અને એજ માણશો તરફથી દરેમેહેરમો

મુકવા સારૂં રૂપાંનાં પતરાં ઉપર "એમબોશ" કરેલી પેગામબર શત જરતોશત શપીતમાંન સાહેબની શબી તથા તેવીજ બીજી રૂપાંનાં પતરાં ઉપર શેઠ કાવશજી દીનશાજીની એમબોશ કીધેલી શબી આદરાંન સાહેબનાં દરવાજા ઉપર મુકવાને ભેટ કીધી છે (જે વેલાતથી હજુર આવી નથી) તેનો જવાબનો ઉપકાર પત્ર શેઠ કા. દી. એ વાંચીઓ. એ પછી મુંબઇવાલા દસતુરજી જામાશપજી તરફથી એક બેતોમાં લખેલો તખતો તથા શીઆલ, તથા મુંબઇવાલા શબી શેઠ નશરવાંનજી માણેકજી પીતીત તરફની એક તથા શેઠ એદલજી ખરશેદજી વાછાની તરફથી તથા શેઠ કાવસજીના ભાઇઓ અને બીજા દોસતો તરફથી આવેલી શીયાલો અને બીજી કીમતી ભેટો એવણને આપવામાં આવી. અતરેની અંજુમન તરફથી મુંબઇવાલા દશતુરજી જામાશપજીને એક માનપત્ર અને એક શીઆલ વડા દશતુર તરીકે ભેટ મોકલવાને અતરેનાં દસતુર ફરાંમજીને આપી છે તેમજ અનજુમનના દસતુર દાખલ એક શીઆલ ભેટ આપી છે.

એ શરવે મુબારકબાદીઓ ખલાશ થયા પછે બીજા અતરેના તરણ મોબેદોને એકકી શીઆલ અને ગીનીઓની આશોદાદ શેઠ કાવશજીએ ભેટ કીધી છે તથા પરચુટણ દરેમેહેરનાં બાંધકાંમના મીશતરી તથા માણશોને સરોપાવ તથા રોકડ નાણાની ભેટ કીધી છે.

આખો દીવશ મેરવાનબાગમો આખી અનજુમને મોજમહજા તથા ખાંણીપીણામો ગુજરેઓ હતો. અતરેની ૨૨ મી નેટીવ રીજમીટનું બેંડ પાછલાપોહરથી આવયું હતું. એ દીનેનો શરવે ખરચ શેઠ કાવશજી દીનશાજીની તરફથી થયો હતો.

*** આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"અએ અહુરમજદ! તરને આને મનશની
"ગવશની કોનશનીથી તુને નમુચ.

"આએ પાક દરેમેહેર પારશી કાવશજી
" દીનશાજી દરજીનાંએ પોતાના બેહશતીઓ
" ફરજંદ દીનશાજી, બાવા દીનશાજી,
" માનાજી દીનબાઇ, અને ધનેઆંણી બાઇ
" આઇનાં પુનને કીજે શ્રી એદન મધે
" શદંતર નવા આલાત અને નવા બરશનુમ
" કરીને આજ દીને આદરાંન સાહેબને
" તખતનશીન કરીને કુલે જરથુશતીઓનાં
" બંદગી તથા કીરીઆ કાંમના વપરાશને
" માટે ખોલી મુકી છે.

" રોજ ૨૦ મો બેહરાંમ એજદ માહ ૧
" લો ફરોખ ફરવરદીન શેહનશાહી શને
" ૧૨૫૩ એજદજરદી, તા૦ ૮ મી અકતોબર
" શને ૧૮૮૩ ઇશવી, શંવંત ૧૯૩૯ નાં
" આશો શુદ ૭ ને વાર શોમે."

## ઇ૦ સ૦ ૧૮૮૪.

## વાંદરાની શેઠ નશરવાંનજી રતનજી ટાટાન દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

વાંદરા ખાતે એક આતશઆદરાંન સથાપવાની કીરયા.

વાંદરા ખાતે શેઠ નશરવાનજી રતનજી તાતાએ પોતાનાં ધણીઆણીના નામથી એક દરેમેહર બંધાવી છે, જેમાં આતશઆદરાંન સથાપવાની પવીતર કીરીઆ ગઇ કાલ દીને થઇ હતી. એ કીરયામાં ભાગ લેવાને દસતુરજી સાહેબ જામાસપજી મીનોચેરજી, દસતુર સાહેબ ખુરશેદજી પીરોજજી, દસતુર સાહેબ ખુરશેદજી બેજનજી તથા દસતુરો દારાબજી ખુરશેદજી, કાવસજી નસરવાનજી, તેમુલજી મનચેરજી હોજદાર, નવરોજી દારાબજી, કેકોબાદ બેહેરાંમજી, એરચજી સોરાબજી, એરવદ ફરદુનજી માણેકજી કાંગા બી. એ. એલ. એલ. બી. આનરેબલ સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, શેઠો બેહેરાંમજી જીજીભાઇ સી. એસ. આઇ. દીનશાહ માણેકજી પીતીત, નશરવાનજી માણેકજી પીતીત, નાનાભાઇ બેહેરાંમજી જીજીભાઇ, નવરોજી ફરદુનજી, દોરાબજી દાદાભાઇ ભુતી, નશરવાનજી બચાજી શીરવાઇ, ખરસેદજી નસરવાનજી સીરવાઈ, જમશેદજી નશરવાનજી પીતીત, જમશેદજી નશરવાનજી તાતા, રૂશતમજી નાનાભાઇ બેહેરાંમજી, અરદેશર દોશાભાઇ મુનસી, હીરજી અરદેશર દાદી, રતનજી બહમનજી દુબાશ, સોરાબજી રૂસતમજી બનશા, નવરોજજી ભીખાજી દાંતરા, દેશાઇ પેસતનજી ખરસેદજી, દેશાઇ દોશાભાઇ બહમનજી, પાલનજી બરજોરજી દેશાઇ, કાવસજી દાદાભાઇ અખબારે સોદાગરવાલા, ફરાંમજી બહમનજી માસતર, ફરાંમજી હોરમજી ગજદર માણેકજી ખરશેદજી જડજ, હોરમસજી એદલજી આલબલેસ, અને બીજા સુમારે પાંચસો ગરહસથો હાજર થયા હતા.

સુમારે દશને અમલે બાર મોબેદો એક

બીજાના જામા સાથે પોતાના જામાને ગાંઠ-વાલી હાથમાં તરવાર, ગુર્ઝ, તથા ચમચો લઇને દસતુરજી જામાસપજીના ફરમાવયા મુજબ "હુમત, હુખત અને હવરસત" શબદો બોલી નવા આદરયાંન ઉપર શુખડ મેલયું અને પછી તરણ જણે તેને હાથમાં ઉંચકી પાછલે દરવાજેથી બાહાર પડયા અને શઘલા મોબેદો તથા બેહુદીનોનાં શરઘશ સાથે આગલે દરવાજેથી અંદર ભરાઇ ઠરાવેલા રૂમમાં આદરયાંનને તખતનશીન કરયાં, જે વખતે જરથોસતીઓ જે મોટી આતુરતા શાથે એ નવા કેબલાને શેજદો કરતા હતા તે દેખાવ ઘણો ગંભીર અને અસરકારક હતો.

એ પછી સઘલા દસતુર સાહેબો તથા મોબેદો જશનની કીરયામાં સામેલ થયા હતા, જે કીરયા કલાક સાડાઅગીયારને સુમારે પુરી થવા પછી શેઠ જમશેદજી નશરવાંનજી તાતાએ પોતાના ગીતા તરફથી નીચલો પતર વાંચી સંભલાવયો હતોઃ—

અનજુમનના સાહેબો,-છાસટી જીલાનાં આ વાંદરા ગામમાં આપણા જરથોસતીઓની દીન પરદીન વસતી વધતી જવાથી આપણા પાક મહજબની કીરયાઓ માટે એ ગામમાં એક દરેમેહેરની અગત વધારે અને વધારે જણાવવા લાગી અને તે પરમાણે તેવી એક દરેમેહેર અતરે બંધાવવા માટે ઘણી તરફથી એલતેમાશ થવાથી આ દરેમેહેર બાંધવાનું નેક કામ મેં માથે લીધું અને પરવરદેગારની મેહેરબાંનીથી તે કામ તમામ થયું છે, તે માટે તે સાહેબના શુગરાના કરૂં છું. મારાં બેહેસત-નશીન ઘણીયાણી બાઇ જીવનબાઇના પુણને માટે આ દરેમેહેર તથા આદરાંન સાહેબને આજના મુબારક રોજે તખતનશીન કીધા છે. એ દરેમેહેનું મકાંન તમામ જરથોસતીઓના વપરાશ માટે આજ દીને ખુલું મેલવામાં આવયું છે અને એવાં મકાંનાનો ધરમનાં કામો માટે જેવી રીતે ઉપયોગ થાય છે તેવી રીતે આ મકાનનો ઉપયોગ થશે. આ મકાનના ચાલુ ખરચ વીગેરે માટે તેમજ તેના તમામ કારો-બાર અને વહીવટ માટે કાયદાસરનું તરસત-દીડ થવાથી તેમાં કીધેલા બંદોબસત પરમાણે તેની તમામ વયવસથા કરવામાં આવશે. રોજ ૨૦મો માહા ૬ઠો સને ૧૨૫૩ યજદેજરદી, તા૦ ૬ ઠી મારચ સને ૧૮૮૪ ઇસવી, સવંત ૧૯૪૦નાં ફાગન સુદ ૧૦ ને વાર ગરેઊ.

દસતુર એરચજી સોરાબજીએ એ બાદ આદરયાંનો તથા આતસબેહેરાંમો બાંધવાની જરૂરયાત વીશે એક ટુંક વાએજ કરી, જેમાં વાંદરા જેવાં ગામમાં એક દરેમેહેર તથા આદર-યાંનની ખુટ હતી તે શેઠ નશરવાંનજી તાતાએ પુરી પાડી તે માટે સઘલા જરથોસતીઓ તરફથી આભાર માની જણાવયું કે, જર-થોસતી ધરમ મુજબ જયાં દશબી ઘર હોય તયાં એક દરેમેહેર તથા આદરયાંન બાંધવાની જરૂર છે. વંદીદાદની આઠમી પરગરદનાં એક ફકરાને આધારે દસતુર એરચજીએ સમજાવયું કે, આતશબેહેરાંમ તથા આદરયાંનોમાં શુખડ તથા બોયની ખુશબો મેલાવાથી આસપાસની ઝેરી હવાનો નાસ થઇ તનદરોસતીને ફાયદો થાય છે. ગમે એવાં સખત દીલને અને ધરમ ઉપર થોડોજ એતેકાદ ધરાવનાર પણ આવાં પાક મકાનમાં આવવાથી ધરમ તરફ લાગણી બતાવવા વીના રહે નહી. વંદીદાદની ૩જી પરગરદને આધારે વાએજ કરનારે જણાવયું કે, જે જમીન ઉપર યોજદાથરેગરીનું કામ થાય છે તે જમીન ઘણી ખુશાલ રહે છે. દીનકરદને આધારે તેવણે જણાવયું કે, જયાં આતશબેહેરાંમ તથા આદર-યાંન હોય છે તયાં દીવસમાં તરણ વાર ઇજદ અમશાસપંદોનું આવવું થાય છે. આતશ નયા-એશતને આધારે તેવણે જણાવયું કે, જે કોઇ આતશને શુખડ બોય વગેરેથી ખુશાલ કરે છે તેને ફરજંદોની તથા ગાયઢોરની એટલે દોલતની વરૂધી થાય તેથી તે સુખી જીંદગીમાં રહે એવી દુવા આતશ તેને માટે કરે છે. ઇરાંનમાં આતશની સેતાએશ પેશદાદયન વંશના પાદશાહ હુશંગથી ચાલતી આવી છે. કહે છે કે, એક દીવસ તેના ઉપર એક સાપ હુમલો કરવા આવયો તયારે તેણે તેને છુટો પથર મારયો જે તે સાપને ન લાગતાં એક બીજા પથર જોડે ઘસાઇને આતસ સલગયો અને તેથી ઘાસ વગેરે સલગી ઉઠયું જેમાં તે સાપ બલી મુવો હતો. પાદશાહ હુશંગે સઘલા જરથોસતીઓને બોલાવી તે આતશની સેતાએશ કરવા જણાવયું પણ તેઓએ તે માટે શક બતાવવાથી પાદશાહે તેમણે જણાવયું કે, આતશને તેઓએ પુછવું કે તેની બંદગી થઇ શકે કે નહી અને જો તેમાંથી જવાબ મલે તો બંદગી કરવી. જરથોસતીઓએ એ પરમાણે તેને સવાલ કરયો જેનો જવાબ આતશે હાનો વાલવાથી તે દીવસથી તેની સેતાએશ ચાલુ થઇ હતી. એક મુસલમાન ગરંથકારના જણા-વવા મુજબ ઇરાંનમાં સઘલા મલી ૨૪૦૦૦ આતશબેહેરામો જુદા જુદા ભાગોમાં હતાં, જેમાં પારસ તથા આદર વઇજાંન ખાતેના આતશબેહેરામો મુખય હતાં. કે જેઓમાં તરણ તરણ હજાર મોબેદો રેહેતા હતા. સેવટે દસતુર એરચજીએ જણાવયું કે, માતબર લોકો

આદરયાનો કે આતશબેહેરાંમો બંધવે તેમાં નવાઇ નહી, પણ સઘલા વચલે વાંધેના અને બીજાઓએ બેગા મલી ઉઘરાણું કરવું અને તેમાંથી જે કામ થાય તે વધુ સવાબ-કારી છે. ઇરાંનથી આપણે મોટી ઝેમત કરી હીંદુસતાન આવવા નીકલયા તયારે રસતામાં મોતું તોફાંન નડયું હતું જે વેલા જરથોસતીઓએ ખોદા પાસે દુવા ચાહી હતી કે જો તેઓ સલાંમત હીંદુસતાન પોહોચશે તો તેઓ તયાં એક આતશબેહેરાંમ ઉભું કરશે. એ મુજબ તેઓએ સનજનમાં એક આતશબેહેરાંમ કરયું હતું, જે હાલ ઉદવાડા ખાતે છે.

દસતુર એરચજીએ પોતાની વાએજ ખતમ કરવા પછી વાંદરાના જરથોસતીઓ તરફથી નીચલું માનપતર શેઠ નશરવાંનજી તાતાને અરપણ કરવામાં આવયું હતું :—

ખોદાઇ બખસેશથી તમો સાહેબનો બરતઓ આલા હોજો. હમારા મેહેરબાન સણી દીલના શેઠજી સાહેબ નશરવાનજી બેહેશત મુકામ રતનજી બીન દોરાબજી ટાટા જોગ. માનવંતા સાહેબ, વાંદરેની શમશત અનજુમનના હમો નીચે સહી કરનારા દુઆગો તમો શાહેબને જણાવવાને રજા લેહઇએ છીએ કે તમો શાહેબે વાંદરા મધે જરથોસતીઓને માટે એક દરેમેહેર બંધાવીને તે આજ રોજે તખતનશીન કરીને હમારા ઉપર ઉપકાર કરીઓ છે તેનો આભાર માનવાની આએ શુભ તકનો લાભ હમો તમો સાહેબ પાશથી માંગીએ છીએ. વાંદરા મધે એક આતશઆદરાન સાહેબની ઘણી જરૂર હતી અને એ ખુટ કેમ પુરી પાડવી તેનો વીચાર કરતાં તમારા દુવાગીરો રાત દીન મોટી ફીકરમાં હતા કારણકે એ કામને માટે એક પાદશાહી ખરચની જરૂર હતી અને તે રકમ અતરે ઉઘરાટ કરીને જોઇતી મદદ મલી શકે એવો વીચાર હમોને નહી લાગવાથી તમારા દુવાગીરોને હેવું લાગીઉં કે એ આપણા આંતશઆદરીઆંનની ખબર તમો સાહેબને જણાવવાથી તમો શાહેબે આએ નેક કામ પાર પાડવાથી હમો શરવે જરથો-સતીઓ તમો સાહેબનો મોટો ઉપકાર માનીએ છીએ. મેહેરબાન શાહેબ, તમો શાહેબની આએ બખશીશ એટલી તો કીમતી અને ઉપ-યોગી છે કે તેને માટે વાંદરેના શરવે જરથોશ-તીઓ આભારી રેહેશે. એટલી બધી કીમતી અને ઉપયોગી બખશીશનો આભાર માનવાને આએ તમારા દુવાગીરો તદન અશકત છે. એને માટે તમો નામદાર શાહેબની જેટલી બી તારીફ કરીએ એટલી થોડી છે. મેહેરબાંન સાહેબ, હમો તમારા આટલા બધા ઉપકારનો બદલો વાલવાને તદન અશકત હોઇએ, તોપણ પાક ખોદાતાલા આગલ હમો હમારાં ખરાં જીગરથી એવી દુઆ ચાહીએચ કે તે શાહેબ તમોને તમારા જંદ ફરજંદોની સાથે તંનદ-રોશતી, ઉમરની દરાજી, ફરજંદોની વરધી અને પુરતાં સુખવાલી દોલત એથી બી વધારે બખશીને તમારાં નામને હમેશાં કાએમ રાખે. માનવંતા સાહેબ, આએ બાબદ ખતમ કરતી વખતે તમારા દુવાગીરો એક નજીવો હદીઓ કે જે એક શીઆલ છે તે આએ નેક કામની ઇચાંની દાખલ તમો સાહેબ આગલ ધરવાને શરફરાજી શમજીએચ કે જે તમો સાહેબ મેહેરબાની રાએ બાહાલ રાખશો એવી ઉમેદ છે. એજ અરજ. વાંદરા રોજ ૨૦ મો બેહે-રામ ઇજદ માહા ૬ ઠો શેહેરેવર અમશાશપંદ શને ૧૨૫૩ ઇઆજદેજરદી તા૦ ૬ ઠી મારચ ૧૮૮૪ ઇસવી. સવંત ૧૯૪૦નાં ફાગન સુદ ૧૦ને વાર ગરેઉ.

માનવંતા સાહેબ હમો છેઇએ
તમારા નેક દુવાગો
દાદાભાઇ બહમનજી મુકાદમ.
મેહેરવાંનજી શાપુરજી વાંદરેવાલા
અને બીજા.

ઉપલું માનપતર વંચાઇ રેહેવા બાદ, નવસારીના વડા દસતુર દારાબજી માહીયારજી સુરતવાલા દસતુર દારાબજી, દસતુર એરચજી, વાંદરાની તથા નવસારીની અનજુમનો, શેઠો બેહરાંમજી જીજીભાઇ સી. એસ. આઇ., દીનશાહ માણેકજી પીતીત, નવસારીના ચાર દેશાઇઓ તથા બીજા બે ત્રણ સાહેબોએ શેઠ નશરવાંનજી રતનજી તાતાને શયાલો ઓ-ઢાડી હતી.

શેઠ નશરવાંનજીએ એક શયાલ પોતાના કનટરાકટર શેઠ ફરાંમજી હોરમજજી ગજદરને ઓઢાડી હતી.

એ બાદ સઘલો મેલાવડો વીસરજન થયો હતો.

***આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

“ શ્રી દાદાર હોરમજદની મદદ છે.
“ આએ દરેમેહર શ્રી છાસઠીનાં વાંદરા
“ ગામમાં એરવદ નોશરવાંનજી રતનજી
“ ટાટાએ પોતાનાં ઘણીઆંની બેહેસતન-
“ શીન બાઇ જીવણબાઇનાં પુનને કાજે
“ તે મરનારની પુંજીમાંથી બંધાવી તેમાં
“ આતશઆદરાંન સાહેબને તખતનશીન
“ કીધા છે. એ દરેમેહરને હમેશ ચાલુ

"રાખવાના ખરચની ગોઠવણ મજકુર
"બાઇના ખાવંદ એરવદ નોશરવાંનજી
"રતનજી ટાટાએ પોતાની પુંજીમાંથી
"કરીને તે કુલે જરથોશતીઓની એ-
"બાદત તથા કીરીઆકામ માટે આજ
"દીને ખુલી મુકી છે. રોજ ૨૦ મો
"બેહરાંમ ઈજદ માહ ૬ ઠો શેહરેવર
"અમશાશપંદ શેહનશાહી શને ૧૨૫૩
"યજદેજરદી. તા૦ ૬ ઠી મારચ શને
"૧૮૮૪ ઈશવી. શવંત ૧૯૪૦ નાં ફા-
"ગણ શુદ ૧૦ને વાર ગરેઉ."

## સુરતનાં રૂસ્તમપુરાનું ભગરીઆ મોબેદોનું દોખમું તથા આ૦ માણેકજી હોરમજજી પરવેજવાલી શગડી પરઠાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૮૪ ને વાર ભોમે.

સરવે જરથોસ્તીઓને ખબર.

જરતોશતી બશતેકુશતીઆન શાહેબોને ખબર આપવામાં આવે છે કે, સુરતનાં ભગર સાથ નવસારીની વડી દહરેમેહેરને તાબેનાંઓની અનજુમનનું દુખમું બંધાઇ તઇઆર થયું છે, તેની ઇજનવાની કીરીઆ રોજ ૨૬ માહા ૬ શન ૧૨૫૩ તા૦ ૧૨ મી મારચ શન ૧૮૮૪ કરવાની છે તે દીને શરવે જરતોશતી શાહેબોએ મેહેરબાની કરીને એ નેક કામમાં શાંમેલ થવું

સુરતની ભગર શાથની અનજુમનની વતી.

**દશતુર દારાબજી ખુરશેદજી.**

મુંબઇ સમાચાર તા૦ ૭મી મારચ ૧૮૮૪ ને વાર શુકર.

જાહેર ખબર.

જરથોસતી બસતેકુસતીઆન સાહેબોને ખબર આપવામાં આવે છે કે, સુરતના ભગર સાથ નવસારીની વડી દહરેમેહેરને તાબેનાઓની અનજુમનને વાપરવાને વાસતે સગડી એક મુંબઇવાલા આ૦ માણેકજી હોરમજજી પરવેજે બંધાવી છે. તેને ઈજવાની કીરીઆ રોજ ૨૬ માહા ૬ શન ૧૨૫૩ને રોજે સહવારે ૭ કલાકે કરવાની છે. તે દીને શરવે જરતોસતી સાહેબોએ મેહેરબાની કરીને એ નેક કામમાં સામેલ થવું.

સુરતની ભગરસાથની અનજુમનની વતી.

**દસતુર દારાબજી ખુરશેદજી સહી.**

જામે જમશેદ, તા૦ ૧૪ મીં મારચ ૧૮૮૪ ને વાર શુકર.

સુરત, તા૦ ૧૨ મી મારચ.

નવસારીની વડી દરેમેહેરને તાબેના સુરતના ભગર સાથનાં મોબેદો તથા એ પંઠકના બેહદીનોની અંનજુમનનું દોખમું જે અથવા ગાંમ આગલ ભરથાનાં ગામ મધે આવેલું છે તે દોખમું ઘણી બીશમાર હાલતમાં આવેલું હોવાથી એક નવું બાંધવાનો વીચાર ભગર સાથવાલા રૂસતમપુરાના દસતુર દારાબજી ખુરશેદજી વગેરેને થયો હતો. તે ઉપરથી આસરે બે વરસ ઉપર મજકુર દસતુર દારાબજીની આગેવાંની તલે એક નવું દોખમું બાંધવા માટે હુલરાણું થયું હતું, જેમાં ચીન ખાતે વસતા જરતોસતીઓ તરફથી રૂ૨૧૦૦ ની રકમ ભરાઇ આવવા સાથે કુલે રૂ૫૦૦૦ ભરાયા હતા. આટલી નાંની રકમમાં બનાવવા ધારેલું દોખમું નહી બંધાઇ શકાય એવું હતું, પણ રૂસતમપરે ફરાંમપરામાં રેહેનાર આ૦ સોરાબજી રૂશતમજી ફટાકીઆએ ઊગરાણાના તમાંમ (૫૦૦૦) રૂપયા પોતાને હશતક લઇ એ નવું દોખમું બાંધી આપવાને માંથે લીધું હતું. આ નવું દોખમું રૂસતંમપુરા આગલના ઉધનાનાં દરવાજાથી એક માઇલ દુર મજુરા ગામમાં બાંધયું છે. રૂશતંમપુરાનાં દસતુરે એને માટે પોતાની જગા મુફત આપી છે. આ દોખમાંનો ટાંણો પુરવાની કીરયાં ગયા સને ૧૮૮૨ ના ડીસેમબર મહીનામ- થઇ હતી. આજ દીને આ નવું દોખમું ઈજવાની કીરયા થઇ હતી. જેમાં ભાગ લેવા માટે મુંબઇ, વલસાડ, નવસારી વગેરે ગાંમોનાં જરથોસતીઓ પુશકલ આવયા હતા. જેની સંખયા આશરે ૧૦૦૦ ની ધારી શકાય છે. લોકોને બેસવા વગેરેને માટે માંડવાઓ બાંધયા હતા તથા રીફ્રેશમેંટ વગેરેનો પણ બંદોબસત સારો હતો. આ નવાં દોખમાની સાંમે એક સઘડી જે મુંબઇવાસી આ૦ માણેકજી હોરમશજી પરવેજે પોતાની માતા વીલરબાઇનાં પુણને માટે દસતુર દારાબજીની દેખરેખ તલે બંધાવી છે. તેની પણ ઈજવાની કીરયા આજ દીને થઇ હતી. જોકે આ સઘડીની બાહરની બાજુએ હજુ કેટલુંક વાહીતવાસ કરવાનુ કાંમ બાકી છે તે છતાં આ નવી સઘડી ઘણી મજબુત બાંધણીની છે. એની પાછલ આસરે રૂ૫૦૦૦ નો ખરચ થયો છે. આ સગડીનાં પેહેલાં જસનની કીરીઆ કરવા પછી માંડવામાં અંનજુમંનને નાંમની (દોખમાને માટે) જસનની કીરયા કરવામાં આવી હતી. જે

વખતે નીચલા દસતુરો હાજર હતાઃ—નવસારીનાં દસતુર દારાબજી માહીઆરજી, સુરતનાં સેહેનશાહીનાં દસતુર રૂશતમજી જંમસેદજી, સુરત રૂસતમપરાના દસતુર દારાબજી ખુરશેદજી, મઢનાં દસતુર ખુરશેદજી, સુરતનાં કદમીનાં દસતુર રૂશતમજી નવરોજજી વગેરે. જસનની કીરીઆ પુરી થયા પછી નવસારીવાલા દસતુરે આ૦ શેરાબજી રૂશતમજી ફટાકીઆને એક સેઆલ ઓઢાડી હતી તેમજ પરવેજજી વગેરેને અવાર નવાર સાલો ઓઢાડવામાં આવી હતી. આ નવું દોખમું વીસ મોટી અને પંદર નાહની મલા પાંતરીશ પાએરીનું છે. એની પાછલ ૩૧૧ હજારનો ખરચ થયલો કેહેવાય છે. અતરે વસતા હીંદુ મુસલમાન વગેરે. કોંમનાં પુસકલ લોકો આજથી એક અઠવાડયાંપર એ દોખમું જોવા માટે આવતા હતા.

*** ઉપલાં દોખમાં પર કસ્સી તખ્તી મારેલી નથી, પણ શગડીપર નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"આએ શગડી મુંબાઇવાસી આ૦
"માંનેકજી હોરમજી પરવેજે શુરતનાં મ-
"જુરા ગાંમ મધે બંધાવી પોતાનાં
"માંતાજી બેહસતનસીન વીલરબાઇની
"નઇએતે હન્નવી શ્રી નવશારીની વડી
"દહરે મેહરને તાબેનાં શ્રી શુરતનાં ભગરીઆ
"સાથની અંનજુંમનને સપોરદ કરી.
"રોજ ર૬ માહ ૬ શને ૧૨૫૩ એઝદેજરદી.
"તા૦ ૧૨ મી માંરચ શને ૧૮૮૪ શં-
"વત ૧૯૪૦ ફાગન વદ ૧ વાર બુધ."

## ભરૂચ મધે જમશેદબાગને લગતી હોરમજજી બેહરાંમજી વખારીઆ દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઈનાં જામેજમશેદ, તા૦ ૧૫મી મારચ ૧૮૮૪ ને વાર શનેઉ.

ભરૂચ, તા૦ ૧૩ મી મારચ.

**દરેમેહર ઈજવાની કીરયા**—ગયાં ખબર પતરમાં લખયા પ્રમાણે આજ દીને શેઠ સેરાબજી હોરમજી વખારીઆએ જમશેદબાગને લગતી બંધાવેલી દરેમેહેરમાં આતસ આદરીઆનને તખતનશીન કરવાની કીરયા ઘણી ધામધુમ સાથે જસનનો મેલાવડો કરી કરવામાં આવી હતી, કીરયા થઇ રહયા પછી એ શેઠને અતરેની સમશત જરથોસતી અંજુમનની તરફથી એક માન પતર કે જેનો ખરડો અતરેના મયુનીસીપાલ સેકરેટરી મી૦ સોરાબજી પાલનજીએ ઘડી કાઢીયો હતો તે ખરડો પંચાતનાં તરસટીઓ તરફથી શેઠ મનચેરશા ડોસાભાઇ વકીલે વાંચી સંભલાવયો હતો, જે નીચે મુજબ છેઃ—

મેહેરબાન સખી દીલનાં શેઠજી
સાહેબ શેરાબજી હોરમસજી
વખારીઆ જોગ—

માનવંતા સાહેબ,

ભરૂચની અંજુમનના હમો નીચે સહીઓ કરનાર દુઆગો તમો સાહેબે જે તમારા ઉદાર દીલથી આ શેહેરની જરથોસતી ટોલાની બીજી એક અગતની ખુટ પુરી પાડવાનાં હેતુથી જરથોસતી કોમના ઉપયોગને માટે ખુલા મુકેલા "જમશેદબાગ" નામે ઓલખાતા મકાનમાં તેને લગતી દરેમેહેર બંધાવી તે મધે આજ રોજે આતસ આદરાન સાહેબને તખનશીન કરીને હમારા ઉપર ઉપકાર કરયો છે, તે વીશે તેમજ જમશેદ બાગનું મકાનબી આપે ખુલુ મુકી દેલે જરથોસતીઓને જે સુખ કરી આપયું છે તે વીશેનો તમારો આભાર માનવાનો આએ શુભ અવસરનો લાભ હમો તમો સાહેબની રજાથી લઇએ છઇએ.

ભરૂચ શેહેર મધે જરથોસતી ટોલાને સરઅવસર વાપરવા સારૂ તેમજ પરદેશી જરથોસતીઓને ઉતારો લેવા સારૂ એક કુસાદે ખુલાં મકાનની તેમજ દરેમેહેરની ઘણીજ જરૂર હતી અને એ ખુટ પુરી પાડવાને માટે કેટલીક વખતે વીચારો કરવામાં તથા ઉઘરાંનાની ટીપો ફેરવવામાં આવેલી પણ પુરતો આસરો નહી મલવાથી તે કામ માંડી વાલવાની જરૂર પડેલી અને એ કામ કેમ પાર ઉતારવું તેનાં અંદેશામાં તેના હીમાયતીઓ હતા તેવામાં તે કામ ઉઠાવી લેવાને જે તમારા કુટુંબ તરફથી અને તેમાં અકસર કરી તમો પોતા તરફથી લાગની અને દીલસોજી દેખાડી પોતાના તનથી અને ધનથી કબટી ખેંચી આ કામ પાર ઉતારવામાં આવયું છે તેથી હમો સરવે જરથોસતીઓ તમો સાહેબના ઘણા આભારી છઇયે.

એ પરોપકારક કામ વીશે હમો સરવે ઉપર તમો સાહેબનો ઘણો મોટો ઉપકાર અને હેસાંન થયું છે અને આ મોટી બખશેસને માટે તમારેઃ તથા તમારા કુટંબીઓનો આભાર માનવાને હમો તદન અશકત છઇયે અને એના માટે તમારી જેટલી તારીફ કરીયે તેટલી થોડી છે.

મેહેરબાન સાહેબ, આ બાબત ખતમ કરતી વખતે તમો તરફથી થયલા ઉપકારના બદલામાં હમો તે પાક કીરતાર આગલ ખરા જીગરથી એવી દુઆ ચાહીયે છઇયે કે તે માલેક તમુને તમારા કુટુંબ પરીવાર અને જંદ ફરજંદો સાથે ઘણું સુખ અને લાંબી

હઇયાતી બખશે. તમો સરવેની તંદરોસતી ઉમર દરાજી ફરજંદોની વરધી અને પુરતાં સુખવાલી દોલત એથીબી વધારે બક્ષીને તે સાહેબ તમારા નામને હમેસાં કાયમ રાખે. રોજ ૨૯ મો આસમાન માહ ૬ ઠો સહરેવર સને ૧૨૫૩ યજદેજરદી—તા૦ ૧૩ મી મારચ સને ૧૮૮૪.

માનવંતા સાહેબ હમો છઇયે
તમારા નેક દુવાગો,
ઇતીયાદી ઇતીયાદી.

એ માન પતરનો શેઠ સોરાબજી તરફથી ટુંકમાં જવાબ આપયા બાદ એઓ શેઠને કેટલીક શાલો ભેટ આપવામાં આવી હતી. એઓ શેઠ તરફથી દસતુરજીને એક શાલ આપવામાં આવી હતી. જસન પુરૂં થયા પછી સરવે સાહેબો ચાસની કરી પોતાને મુકામે પધારયા હતા.

## ભેશાંનનીં બાઇ આવાંબાઇ કાવશજી એજનજી આલબેલસવાલી ધરમ શાલા ખુલી મેલાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૧૭ મીં મારચ ૧૮૮૪
સુરત તા૦ ૧૫ મી મારચ.

એક નવી ધરમશાલા-રાંદેરથી બે માઇલ દુર આવેલાં ભેશાંણ ગામમાં જરથોસતીઓને માટે એક ધરમશાલાની ખુટ હતી. એ ગામમાં તથા તેની આજુબાજુનાં બીજાં ગામોમાં જરથોસતીઓની વશતી વધતી જાય છે તેથી મુંબઇવાલા મી૦ કાવશજી એજનજી આલબલેશવાલાની ધણીઆંણી અને શેઠ એદલજી આલબલેશની છોકરી બાઈ આવાંબાઇએ પોતાની બેટી બાઈ જીવણુંબાઇના પુનને થકી ભેશાંણમાં સાત હજાર રૂપયાના ખરચે એક કુસાદે ધરમશાલા બાંધવામાં આવી છે, તેને ખુલી મુકવાની કીરયા ગઇ કાલે શહવારે મજકુર ગામમાં કરવામાં આવી હતી. એ વેલાએ ઇછાપોર વગેરે ગામોના ઘણાક પારશીઓ હાજર હતા. જશનની કીરયા થઈ રહેવા પછી ધરમશાલા બાંધવાની તકેદારી રાખનારા પારશી બેહેરામજી વગેરે ત્રણ સખસોને બાઇ આવાંબાઇ તરફથી શેઆલો આપવાબાદ બપોરનું જમણ લઇ લોકો જુદાં પડયાં હતાં. આ ધરમશાલાની મરાંમતને સારૂં બે હજાર રૂપીઆની રકમ હેલાયદી કાહાડવામાં આવી છે.

*,* આ ધર્મશાલા પર નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"શી દાદાર અહુરમજદની મદદ હોજો.
"આય મુકામ બાઇ આવાંબાઇ તે કા-
"વશજી એજનજી કરાંણીના ધરીઆંનીએ
"પોતાનાં પુનને વાસતે ગામ ભેશાનના
"તથા આસપાસના કુલે જરથોસતીએને
"શર અવશરે વપરાસને માટે પોતના
"પૈસાથી બંધાવી આપીયું છે. રોજ ૨૮
"મો માહા ૬ થો સાલ ૧૨૫૩ તા૦૧૪
"૩-૮૪."

## બારદોલીનાં અંજુમનનાં ઉધરાતનાં દોખમાના તાણા પુરાએઓ

મુંબઇ સમાચાર તા૦ ૭ મીં મારચ ૧૮૮૪
બારદોલીમાં દોખમાંનો તાંણો પુરાવાની કીરીઆ.

જરથોસતી તોલાના સરવે ખાશો આમની સેવામાં નમનતાઇ સાથે અરજ કરવામાં આવે છે જે બારદોલી ગામનાં દોખમાંનો તાણો પુરવાની કીરીઆ રોજ ૩૦ મો મીનો-અંનદેરાંમ ઇજદ માહા ૬ ઠો સેહરેવર અમશાશપંદ શેહેનશાહી શને ૧૨૫૩ ઇઅજ-દેજરદી તા૦ ૧૬ મી મારચ શને ૧૮૮૪ ને વાર રવેઉને દને કરવામાં આવશે; તે દને શરવે જરથોશતી તોલાનાં ખાસોઆમે એ ધરમની કીરીઆમાં સામેલ થાઇ સવાબનો હમબેરો હાંશલ કરવા તજદી લેવી.

(સહી) લા૦ સેવક
**દીનશાજી માણેકજી પીતીત,**
તથા
લા૦ **બારદોલીની અનજુમન.**
૧૪

## FOUNDATION CEREMONV
OF THE
TOWER OF SILENCE
AT
BARDOLEE

MR. DINHAW MANOCKJEE PET T. requests the presence of the Zoroastrian Community of Bombay and elsewhere to witness the Foundation Ceremony of the Tower of silence at Bardolee, near Nowsare:, on sunday, the 10th instant, at 9 a. m.

## અમદાવાદમાં શેઠો નવરોજી તથા જાંહગીરજી પેશતનજી વકીલની દરેમેહેર પરહાએઆનો અહેવાલ.

બમે જમશેદ, તા૦ ૧૪મી આપરેલ ૧૮૮૪ ને વાર સોમે.

અમદાવાદ તા૦ ૧૨ મી એપરેલ.

અમારા જાણીતા શાહશીક શેહેરી શેઠ

નવરોજજી પેશતનજી વકીલ તથા તેવનના લાયકીવાલા ભાઇ શેઠ જાંહાંગીરજી પેસતનજી વકીલની રૂ૨૦૦૦૦ ની માનપુરવક સખાવતથી જે દરેમેહેરનું સુંદર મકાન બંધાતું હતું તે ગઇ કાલે પારસી કીરીયા પરમાણે ઇજી અનજુમનને એ શેઠો તરફથી ભેટ આપ્યું હતું.

કીરીયામાં અતી મોટો મેલાવડો હાજર થયો હતો અને આ ગુજરાતની રાજધાનીમાં પારસીઓનું આવું સોભાયમાન ધરંમનું મઠક આખરે તઇયાર થવા માટે સઘલા જરથોસ્તીઓના હઇડાં હરખાતાં હતાં. કીરીયા ભરૂચવાલા દસતુરજી દીનશાહજી પેશુતનજીએ ભરૂચથી ખાશ આવી કીધી હતી. દસતુરજી તરફથી એક ટુંક ભાશાણ થવા બાદ શેઠ જાંહાંગીરજી પેશતનજી વકીલે આ મકાન અનજુમનને ભેટ આપવા માટે નીચલું અનજુમન પતર વાંચી સંભલાવયું હતું:—

અમદાવાદની જરથોસતી અનજુમનના
સાહેબો

તમો સાહેબોની પરવાનગીથી અમદાવાદ મધે એક નવી આતશ દાદગાંહાં તથા સાહદી રામસની ગહંમબારો વીગેરે ધરમનાં કામો કરવા માટે એક ચેહેલી તથા તેને લગતાં સરસામન મુકવા તથા નાહવા ધોવા વીગેરે સારૂં મકાનો તથા બબરચીખાનું તથા એ સરવે મકાનોને ફરતો કોટ કરવાનું હમો નવરોજજી તથા જાંહાંગીરજી પેસતનજી વકીલે પોતાને ખરચે બાંધી આપવા કબુલ કીધું હતું તે પાક દાદાર હોરમજદની મદદથી પુરૂ થયું છે અને હમો આજ રોજે એ તમામ મકાનો અતરેનાં કુલે જરથોસતીઓનાં ધરમના તથા તેને લગતા વપરાસનાં કામોને માટે તમો અમદાવાદની અનજુમનનાં સાહેબોને સવાધીન કરીએ છીયે.

આ આતશ દાદગાહામાં કીરીયા કરવાની જગો મેડાબંધ કરેલી છે તથા એક નવો કુવો છોબન કરેલો છે. નાહન નવડાવવાને સારૂ બે જુદા જુદા ઓરડાઓ કરયાછે. અગીયારીમાં તરણ હીંડોરા મુકેલા છે. આ હીંડોરાઓ તથા અગીયારીને લગતું પથર કામ તથા કોપરબરાસનો સામન મુંબઇથી બનાવી મંગાવેલો છે. આતશનું પાતરૂં મુકવાનો પથર પણ ત્યાંથીજ આવેલોછે આતશગાહા ઉપર પાકો ગુમબજ કરવામાં આવેલોછે અને આતશ દાદગાની તમામ જમીનને ધડેલા પથરની ફરસબંધી કરવામાં આવેલી છે તથા વરંડા ઉપરની અગાસી નકસીદાર પથરના થંબો ઉપર કરવામાં આવી છે. કંપાઉડને ફરતો કોટ કરવામાં આવેલો છે. અને આતશ દાદગાની તથા કંપાઉડની સીડીયો પથરની કરવામાં આવેલીછે. એ સરવે મકાનો તથા ફરતો કોટ પાકી ઇંટ ચુનાથી બનાવેલા છે. તમામ લાકડકામ મોલમીન સાગનું વાપરેલુ છે તેથી આસા રાખીયે છૈઇયે કે કંઇ મુદત સુધી તમો સાહેબોને એ મકાનોની મરામત કરાવવાની જરૂર પડશે નહીં. પણ આઇનદે જયારેબી મરામત કરવી પડે તયારે અમદાવાદની જરથોસતી પંચાયત પોતાનાં ખરચથી કરે તથા આતશ રોસન રાખવા વીગેરે જે ખરચ થાય તે પણ ચાલુ સરેસતા મુજબ પંચાયત પોતાનાં પદરથી કરશે, એવી રીતે અમારો હવે પછી અલાકો નહી રાખતા જાવેદાનને માટે અનજુમનને આપી છે.

આ મકાનો ઉપર હમોને ખરચ નીચે મુજબ થયો છે:—

| | રૂ. આ. પ. |
|---|---|
| જમીન સરકાર પાસેથી તથા મોબેદ પાસેથી લીધી તેનાં ................ | ૬૧૫-૧૪-૧૦ |
| બાંધકામ ઉપર ખરચ... | ૨૦૦૫૧- ૯- ૯ |
| કીરીયાનો શામાન, પથરકાંમ તથા કોપરબરાસનાં વાસણ વીગેરે ........... | ૨૯૬-૧૮-૬ |
| વાલસેડ હાંડીઓ, બાજટ તથા સેતરંજી વીગરેના. | ૩૯૫-૧૮-૦ |
| મોબેદના ઘર સારૂ...... | ૬૦૦- ૦-૦ |
| | ૨૧૯૬૦-૫-૧ |

એવી રીતે એકવીશ હજાર નવસો સાઠ પાંચ આંના એક પાઈ થયા છે.

આ મકાનો હમોએ અમારા મરહુમ પીતાજી શેઠ પેશતનજી ફરાંમજી વકીલ તથા માતાજી બચુબાઇનાં પુનને માટે બાંધેઆ છે.

આ મકાનો બંધાય તે પહેલાં અમદાવાદમાં જે અગીયારી હતી તે સેઠ ખરસેદજી બેહેરામજી નાનાવટીએ બાંધેલી હતી. અને તે અગીયારીમાં આતશ રોશન રાખવાનો ખરચ તેઓ સાહેબે ઘણાએક વરસ સુધી પોતાના પદરથી ચલાવેલો હતો. બાદ તે અગીયારીનું મકાન તથા તેને લગતું મોબેદોને રહેવાનું ઘર તથા તેને લગતી જમીન સુધાં તેઓએ અતરેની પારસી અનજુમનને બખસેસ આપયું હતું. પણ ખોદાના મહેરબાંનીથી અમદાવાદમાં જરતોસથીઓની વસતી વધતી ગઇ તેમ તેમ મોટી દાદગાની જરૂર વધારે પડતી ગઇ તે

કારણને લીધે એ લાયકીવાલા શેઠને અરજ કરવામાં આવેલી કે તેઓ સાહેબની અગીઆરીની જગોએ બીજી આતશદાદગા બાંધવા દેવી. એ અરજ તેઓ સાહેબે ખુસી સાથે કબુલ કરયાથી તથા તમો અનજુમનના સાહેબોએ આ નેક ઇરાદો પસંદ કરયાથી આ નવી આતશદાદગાં બંધાઇ શકાઈ છે. આ પરવાનગી માટે હમો એ નામદાર શેઠના તથા તમો અનજુમનના સાહેબોના ઘણા આભારી થયા છઇયે.

ઉપર જણાવેલી ચેહેલી તથા તેને લગતાં મકાનો શેઠ કાવસજી મનચેરજી કારંજાવાલાએ પોતાના મરહુમ પીતાજી સેઠ મનચેરજી સોરાબજીનાં પુનને માટે જે જમીન અતરેની જરથોસતી અનજુમનને બખસીસ આપી છે તે જમીન ઉપર બાંધવામાં આવેલી છે તે માટે તેઓ સાહેબનો મોટો ઉપકાર અતરેની જરથોસતી અનજુમન ઉપર તેમજ હમારા ઉપર થયો છે.

આપણા લોકોમાં એક કહેવત સાધારણ થઇ ગયલી છે કે "બાહેર ગામના જરથોસતીઓમાં એક બીજામાં સંપમેલ હોતો નથી" પણ ઉપર કેહેલી બીનાઓ ધયાનમાં લીધાથી કોઇ પણ સખસ સહેલાઇથી જાણી શકેશે કે એ કહેવત આ શેહેરના જરથોસતીઓને લાગુ પડી શકતી નથી. જે મકાનો ખુલ્લાં મુકવાના જસનમાં ભાગ લેવા તમો સાહેબો આજ દને બીરાજેલા છો તે મકાનો પુરા સંપમેલ ગર આ શેહેરમાં કદી પણ બાંધી શકાતે નહી એ દેખાઇતું છે. શેઠ ખરસેદજી બહેરામજી નાણાવટીએ પોતાની આગલી અગીઆરીની જે જગયા ઉપર હમોને આ નવી આતશદાદગા બાંધવા દીધી તેમાં એઓ સાહેબે કંઇ થોડી લાયકી કરી નથી તેમજ શેઠ કાવસજી મનચેરજી કારંજવાલાએ ચેહેલી તથા તેને લગતાં મકાનો બાંધવા સારૂ જમીન અતરેની જરથોસતી અનજુમનને ભેટ આપી છે તેમા તેઓ સાહેબે પણ કાંઇ થોડી ઉદારતા બતાવી નથી. આપણે સરવેએ આસા રાખવી જોઇયે કે આવો સંપમેલ અમદાવાદના જરથોસતી ભાઈઓમાં હમેસ કાયમ રહે અને એકબીજાની મદદથી ધરમને લગતાં બીજાં કામો તથા ફંડની ખોટ છે તે રફતે રફતે દુર થાય.

આ મકાનોનો નકસો રાવસાહેબ હરીચંદર ગોપાલજીએ કરયો હતો. તમાંમ મકાન તેઓ સાહેબની દેખરેખ તલેજ કરવાંમાં આવેલુ છે. આ મકાનની બાંધણી ગાથીક તથા સારાસીનીકની મેલવણીની કરેલી છે અને તેની ખુબસુરતી એ રાવસાહેબની કલમ તથા હુસીયારીની સાહાદત સંમપુરણ રીતે પુરે છે. આ મકાનો બાંધવામાં અમોને રાવસાહેબ તરફથી ઘણી મદદ મલી છે તે માટે તેઓનો આભાર હમે આ ટકે માનવાની રજા લઇયે છીયે.

અતરેના મોબેદ સાહેબ મનચેરજી ટેમુલજીએ પણ પોતાના લાંબા તથા પાકા અનુભવનો લાભ આ કામમાં હમોને અપયો છે તેથી એઓ સાહેબનો પણ હમારા ઉપર ઉપકાર થયો છે, અને દસતુરજી સાહેબ દીનસાજી પેશુતનજી ભરૂચવેરથી તસદી લઇ આ આજ રોજનાં પાક જસનની કીરીયા કરવા પધારીયા છે તેથી તેઓ સાહેબનો પણ ઉપકાર હમારા ઉપર થયો છે.

આ તમામ બાંધકામનો કંટરાકટ કંટરાકટર રહીમ ખાનમમદ તથા ધનશા હીરાચંદને આપવામાં આવેલો હતો અને હમો જણાવવાને ઘણા ખુશી છીએ કે તેઓએ તમામ કાંમ ઇમાનદારીથી તથા ખાતરીપુરવક રીતે કરેલું છે.

ખોદા તમો સરવે સાહેબોને તથા તમારી પેહડી દર પેહડીને આ મકાનો સુખેથી વાપરવા તથા તેનો ઉપયોગ કરવા માટે આબાદ રાખે એવી હમારી દુવા છે તે તમો સરવે જરથોસતી સાહેબોને આમીન થાય.

**નવરોજી પેશતનજી.**
**જાંગીરજી પેશતનજી.**

આ અનજુમન પતરનો જવાબ વતરોગે જગાની કોતાઇને લીધે આવતા અંક વેર દલગીરી સાથ મુલતવી રાખવો પડયો છે.

જમેજમશેદ, તા૦ ૧૬ મીં આપરેલ ૧૮૮૪ને વાર બુધે.

**અમદાવાદમાં નવી દરેમેહેર ઊગાડવાની કીરીયા.**

(ગઇ પરમના પતરથી સાધણ પુરં)

અમદાવાદ, તા૦ ૧૨ મી એપરેલ.

ગઇ પરમ દીને પરગટ કરેલાં અનજુમનપતરનો નીચલો જવાબ ખાંનસાહેબ કાવસજી મનચેરજી કારંજવાલાની દરખાસતથી ખાનબાહદુર એદલજી ડોશાભાઇ ડેપયુટી કલેકટરે વાંચી સંભલાવયો હતો:—

નેકનામ શેઠ નવરોજજી પેસતનજી તથા શેઠ જાંહાંગીરજી પેસતનજી વકીલ.

પયારા સાહેબો,

૧ આજ રોજે મલેલી અમદાવાદના જરથોસતી અનજુમનની મીજલસમાં તમો સાહે-

ઓએ જે મુબારક પતર વાંચી સંભલાવીઓ તે માનય સાથે અમોએ કબુલ રાખીઓ છે.

૨ તમો સાહેબોના મરહુમ પીતાજી શેઠ પેસતનજી ફરામજી વકીલ તથા માતાજી બચુબાઇના પુનને કાજે અગીઆરીનું શુંદર મકાન તથા ખાવા જમવા વીગરેના કામ સારૂ એક ચેહેલી અને તેને લગતાં બીજાં મકાનો તથા કંપાઉડને ફરતો કોટ તમો સાહેબોએ બંધાવીને આ સુભ પરસંગે અમદાવાદની જરથોસતી અનજુમનને બખસેસ આપયુ છે તે માટે અતરેની અનજુમનના ઉપર તમો સાહેબનો ભારે ઉપકાર થયોછે.

૩ શેઠ ખરસેદજી બેહેરામજી નાણાવટીએ પોતાના ખરચથી એક અગીઆરી બંધાવી આપી હતી. અને તેમાં આતશ રોશન રાખવાનો ખરચ ઘણાં વરસ સુધી પોતાના પદરથી ચલાવયો હતો. અને તે અગીઆરી તથા મોબેદોને રેહેવાનું ઘર પાછલથી અતરેની અનજુમનને ભેટ આપી અનજુમનને સવાધીન કરયું હતું. પણ અમદાવાદમાં જરથોસતીઓની વસતી વધતી જવાને લીધે તેથી મોટી અગયારીની જરૂર પડવાથી તે જુની અગયારીને ઠેકાણે અને તેજ જગો ઉપર આ નવી અગીઆરી બાંધવા સારૂ જે નેક ઇરાદાને એ સાહેબે ઉતેજન આપયું છે તે વીશે અંનજુમન તેઓનો પણ ઉપકાર માનેછે.

ચેહેલી તથા તેને લગતાં બીજાં મકાનો બાંધવા માટે મરહુમ શેઠ મંચેરજી સોરાબજી કારંજાવાલાનાં પુનને સારૂ શેઠ કાવસજી મંચેરજી કારંજાવાલાએ અનજુમનને કીમતી જગીઆ બક્ષીસ આપી છે વાસતે એ સાહેબનો પણ અનજુમન ઉપર મોટો ઉપકાર થયો છે.

દસતુરજી સાહેબ દીનસાજી પેશુતનજી તસદી લેઇ નવી અગીઆરી ઇજવાની કીરીઆમાં ભરૂચ વેરથી આવી સામેલ થયા તે વીશે અનજુમન ઉપર તેઓનો આભાર થયો છે.

તમો સાહેબો તરફ અમારા પયારની ઇષાની તરીકે અનજુમનની પરફથી સાલ જોડી બે ભેટ કરીએ છીએ તે કબુલ રાખશો.

સમાપત કરતી વખતે અંતકરણથી ઇચછીયે છીયે કે ધરમનાં નેક કામોમાં ઉદાર દીલથી મદદ કરનારા સાહેબો ઘણાં લાંબા વરસ જીવો અને આ દુનીઆમાં પાક પરવરદીગારની બખસેસથી હેરમત તથા માન સાથે સુખ ભોગવો એ અનજુમનની દુવા આમીન થશે.

કાવશજી મનચેરજી
ફરામજી પેસતનજી
એદલજી ડોશાભાઈ
અસપંદીયારજી રતનજી
વીગેરે વીગેરે.

ઉપલા જવાબમા જણાવેલી શાલ શેઠ કાવસજીએ અનજુમન તરફથી આ સખી ગરહસથોને લાયક બોલોમાં હોધાડયા પછી સાબરમતી, ભરૂચ, સુરત, મુંબઈ વતરેગેના જરથોસતીઓ તરફથી પણ કેટલીક શાલો તેઓને અરપણ કરવામાં આવી હતી.

આ કામ પુરૂં થયા બાદ શેઠ દોરાબજી રૂસતમજીએ એક નાનું ભાશણ કરી રવાંનોને અવલમંજલ પોહોંચાડવાના તથા બીજા જરથોસતી ધરમનાં ફંડોની અગત દરશાવી તયાંના તથા દેશાવરના જરથોસતીઓને સરઅવસરે નાણું ભરવાની અરજ કરી હતી.

શેઠ નવરોજજી વકીલે પોતાને મલેલાં માનનો જવાબ આપતાં જણાવયું કે તેવણ અને તેવનના ભાઇએ અમદાવાદના જુનાં રેહેવાશીઓની ફરજ ઉપરાંત બીજું કાંઇબી વધુ કરયું નથી. તેઓની જે સતુતી કરવામાં આવી હતી, તે તેવણના મત પરમાણે, હદ બાહેર હતી પણ તેથી એવાં શુભ કામો કરવાની તેઓની વધુ હોંશ થશે એ સ્વભાવીક છે.

દસતુર મોબેદોને શાલ તથા આશીરવાદ વતરેગે આપવા બાદ કીરયા ખતમ થઇ હતી અને રાતના સઘલાંઓ—બાલગોપાલ સુધાં—એજ ગરહસથોની પરોણાગત ચાખવા હાજર થયા હતા.

*Times of India, 26th April 1884*

Ahmedabad Notes.—our Ahmedabad correspondent writes on the 21st inst:- The ceremony of consecrating a new Parsee Fire-Temple (Agiary) was performed by Dustoor Dinshawjee, the high priest of Broach, assisted by ten priests, on the 11th inst. Such an occasion being rare among Parsees on this side of Guzerat, great preparations were made for the ceremony, and invitations were issued to the leading Parsees of Bombay, Surat, Broach, &c. The day was ob-

served as a holiday by the Parsees here. After the religious ceremony was finished, Dustoor Dinshawjee addressed the assembly briefly and thanked Messrs. Nowrojee and Jehangirjee Vakeel for their liberal donation of Rs. 21,960-5-1(and not Rs. 2,160 as erroneously signalled in my telegram of 11th inst.) Mr. Jehangirjee on behalf of himself and his brother Mr. Nowrozjee, read a letter of presentation before the "Anjooman," and thanked Shett Cursetjee Byramjee Nanawatee for allowing them to build on his old "agiary" and Mr. Cowasjee M. Karanjawalla for the present of land upon which Messrs. Nowrosjee and Jehangirjee have built a chawl along with the "agiary." In entrusting the buildings to the "Punchayet" Mr. Jehangirjee said that in rebuilding good materials were used, so that there would be no need of repairs for some years; but when repairs were required the cost would be defrayed from the Parsee Punchayet's fund as usual, and the expenses of keeping up the sacred fire would also be paid from the same fund. On behalf of the Parsee Punchayet, Khan Bahadoor Eduljee, district deputy collector, read an address and presented shawls to the donors for their liberality. Another address was also presented to the donors. Mr. Nowrosjee thanked the community for the kind terms in which they had referred to him in their address. Shawls and money were presented by the donors to Dustoor Dinshawjee of Brotach and 'mobed' Muncherjee of Ahmedabad for their zeal and trouble, and the other priests were also presented with clothes and money. In the evening the donors entertained a large party of Parsees including Parsee ladies and children, at a dinner

*** આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"આ આતશદાદગા તથા પાસેની ચેહલી
"તથા તેને લગતાં મકાનો અને તે બધાંને
"લગતી ફરતી દીવાલ તેઓના પીતાજી મર-
"હુમશેઠ પેસતનજી ફરાંમજી વકીલ તથા મા-
"તાજી બચુબાઇનાં પુનને માટે તેઓના
"દીકરાઓ નવરોજી તથા જાંહગીરજીએ
"પોતાના ખરચે પારસી પંચાએતની
"જમીન ઉપર બાંધીને શ્રી અમદાવાદની
"જરથોશતી અનજુમનને પારસીઓનાં
"ધરમનાં કામોને માટે સવાધીન આપેઆં
"છે. એ મકાનોને બાંધતાં રૂ૦ ૨૦૯૭૫
"થયા છે. રોજ ૨૬મો માહ ૭મો મેહર
"શેહનશાહી, રોજ ૨૬મો માહ ૮મો
"આવાં કદમી સને ૧૨૫૩ ઇયજદેજરદી.
"તા૦ ૧૧ મી એપરેલ ૧૮૮૪ ઇસવી.
"સંવત ૧૯૪૦ ચઇતર વદ ૧ને વાર શુકર.

"ઉપર લખેલી ચેહલી તથા તેને તાબેનાં
"મકાંનો શેઠ કાવશજી મંચેરજી કારંજા-
"વાલાએ તેઓના પીતાજી મરહુમ શેઠ
"મંચેરજી શોરાબજીનાં પુનને સારૂં પા-
"રસી પંચાએતને આપેલી જમીન ઉપર
"બાંધવામાં આવેલાં છે તથા ઉપર લખેલી
"આતશદાદગા જે જગા ઉપર શેઠ ખરશે-
"દજી બેરાંમજી નાણાંવટીવાલી અગીઆરી
"હતી અને જે જગો તેઓ સાહેબે પંચા-
"તને બખશી દીધેલી તેજ જગો ઉપર
"બાંધવામાં આવી છે."

## ઇગતપુરાનાં અંજુમનનાં ઉધરાતનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૪મી આપરેલ ૧૮૮૪ ને વાર ગરેઉ.

શ્રી ઇગતપુરાના દોખમાંનો તાંણો પુરવાની કીરીઆ.

ઉપલાં દોખમાંનો તાંણો પુરવાની કીરીયા રોજે ફરવરદીન માહે આવાં સને ૧૨૫૩ ઇય ઝદેઝરદી તારીખ ૪થી મે સને ૧૮૮૪ ઇસવી ને રવીવારને દીને સવારે કલાક ૮ને અમલે કરવામાં આવશે તેમાં સામેલ થાઇ શવાબનો હંમએરો હાંશીલ કરવા શ્રી મુંબઇનાં તથા બીજા દેશાવર ખાતેનાં જરતોસતી સાહેબોને નમનતાઇથી અરજ કરવામાં આવે છે.

જેમ ખંડાલા બોરગાટને મહાલે આવયું છે તેમ ઇગતપુરા ઠલગાટને મહાલે જી. આઇ. પી. રેલવેને કલકતાની લાઇનપર શ્રી મુંબઇથી આસરે ૮૫ માઇલને છેતે આવયું છે. ઇગતપુરાની આબો હવા ઘણીજ ખુશનુમા છે તથા તેના ઘાટોનો દેખાવ બહુજ મનોરંજક છે વાસતે સરવે જરતોસતી સાહેબોએ જરૂર કરી મજકુર ક્રીઆમાં સામેલ થાવું જેથી શ્રી ઇગતપુરાની જરતોસતી અનજુમનને ભારે માન તથા સોભા મલશે.

શ્રી બોરીબંદરનાં સટેશન પરથી શ્રી ઇગતપુરા ખાતે નીચલી તરેનો ઉપડે છે:—

સવારનાં ૬ કલાકે ઉપડેલી બપોરે બાર કલાકે પુગે છે.

બપોરે એક કલાકે ઉપડેલી સાંજનાં ૬ કલાકે પુગે છે.

અને સાંજનાં ૬ કલાકે ઉપડેલી રાતનાં ૧૦॥ કલાકે પુગે છે.

| | રૂ. | આ. | પા. | |
|---|---|---|---|---|
| ફરસટ કલાસનું ભારૂં. | ૫ | ૫ | ૦ | |
| સેકંડ કલાસનું ભારૂં. | ૨ | ૧૧ | ૦ | અને |
| થરડ કલાસનું ભારૂં. | ૧ | ૫ | ૦ | |

ક્રીઆમાં સાંમેલ થનારા સાહેબોને માટે માંદવાની તથા પાંણીની ગોઠવણ બરોબર કરવામાં આવશે તથા તયાં ખાવા માટેની ગોઠવણ પાલંણુજી શોરાબજી કનફેકશનર (જુની ફ્રારબસની આફીસની નીચેની દુકાનવાલા) તથા દીનશા જમશેદજીની સાથે રાખવામાં આવી છે અને ખાવાનાં ભાવ વીશે તેવો સાથે બંદોબસત કીધો છે.

શ્રી ઇગતપુરાની તા૦ ૨૩મી એપરેલ ૧૮૮૪.

ઇગતપુરાની જરથોસતી અંજુમનની વતી,

**દીનશા માંણેકજી પીટીટ.**
**નાનાંભાઇ ફરાંમજી મેશમેન.**
**ધનજીભાઇ બેરાંમજી પટેલ.**
**હોરમજી બરજોરજી ઇછાપોરીયા.**

જામેજમશેદ, તા૦ ૬ થી મેએ ૧૮૮૪ ને વાર સોમે.

ઇગતપુરા ખાતેનાં દખમાંનો તાંણો પુરવાની ક્રીયા ગયા રવીવારે સરદાર બાહાદુર દશતુર નોશેરવાનજીની આગેવાની હેઠલ થઇ હતી જેમાં આનરેબલ સર જમશેદજી જીજીભાઇ, મેસરસ દીનશાહ માણેકજી પીટીટ, બહમનજી દીનશાહ પીટીટ, એસ. એન. વાહાડયા, એચ. એમ. કામા, એન. એ. ડી. વાડીઆ, ડાકટર કાવસજી હોરમસજી, મેશરશ રતનજી બહમનજી દુબાશ, એદલજી બી. વાછા, સોરાબજી ડી. બગુરવાલા, એદલજી રૂસતમજી રીપોરટર, ખરશેદજી પાલણુજી પાંઉવાલા, મનચેરજી અને ખરશેદજી દાદાભાઇ ભાવનગરી, રૂસતમજી બી. પટેલ અને બીજા સુમારે મુંબઇના ૫૦૦ પારશી મરદો તથા બાનુઓ હાજર હતાં. દખમું રેલવે સટેશનથી એક માઇલ દુર ટેકડી ઉપર બાંધવાનું છે. મુંબઇવાલા મી૦ પાલનજી સોરાબજીએ શઘલું રીફરેશમેંત પુરૂં પાડયું હતું. ક્રીયા ઘણી દબદબાભરી થઇ હતી. દસતુરજીએ દખમાનો પાયો નાખયો હતો. ઇગતપુરામાં ૨૦૦ પારશીઓ વશે છે. જી. આઇ. પી. લાઇન ઉપર કેટલાક રીફરેશમેટ રૂમો રાખનાર મી૦ નાહાનાભાઇ ફરાંમજીએ સર જમશેદજી, મી૦ દીનશાહ માણેકજી પીટીટ અને મુંબઇના મુખ્ય મુસાફરોને શનીવારે એક શરસ ખાનુ તથા રવીવારે નાસતો આપયો હતો.

*Times of India, 6th May 1884.*

A TOWER OF SILENCE FOR EGUTPOORA.

A correspondent writes:—As previously advertised in the local papers, the foundation ceremony of the Tower of Silence at Egutpoora was held on Sunday, the 4th instant, when Sir Jamsetjee Jeejeebhoy, Baronet, Sirdar Khan Bahadoor Dustoor Nossherwanjee Jamasjee, high priest of Parsees, Mr. Dinshaw Maneckjee Petit, and about one thousand Zoroastrians, including ladies, were present. The ceremony, which was commenced at about 7 a. m. and finished at about 10, was performed by two competent Parsee priests under the immediate supervision of Dustoor Nossherwanjee. After the ceremony was over a large sum of money in silver coins was thrown into the foundations by the Parsees present. The money which is thrown into the foundation invariably goes to the high priest, but the fund to erect the Egutpoora Tower being small, Dustoor Nossherwanjee very kindly gave up

his right to the money and presented the same to the tower fund. A very large number of Parsee males and females went from Bombay to Egutpoora on Sunday to witness the above ceremony, and ample accommodation for the guests was provided under the supervision and direction of our worthy citizen, Mr. Dinshaw Maneckjeo Petit, who had greatly assisted the Parsee community of Egutpoora in building their Tower of Silence. Mr. Dinshaw about two months ago, accompanied by Sir Jamsetjee, went to Egutpoora, and at the request of the Parsees there promised that he would have a tower built for them, which promise he carried out to the great satisfaction and gratitude of his brethren at Egutpoora. Mr. Dinshaw having given previous notice to the Traffic Manager of the G. I. P. Railway that a large number of persons would probably attend the ceremony, the arrangements were very satisfactory.

## સુરત મધે દોખમાંઓનીં સાંમે બાઈ મીઠીબાઈ તે મરહુમ ડોસાભાઈ એદલજી કીલાવાલાનીં વીધવાએ બંધાવેલાં એબાદતખાંનાંને પરઠાએઆનો અહેવાલ.

કયસરે હિન્દ, તા૦ ૧ લી જુન ૧૮૮૪ ને વાર રવેઉ.

જાહેર ખબર.

સરવે જરથોસ્તી લોકોને ખબર આપવામાં આવે છે કે સુરતના શરાના દરવાજા બાહાર પારસી પંચાએતની જમીનમાં દખમાનાં કંમપાઉંડમાં જે નવું એબાદતખાનું ઇઆને (બંદગી કરવાની જગા) તમામ જરથોસ્તીઓના ઉપીઓગને માટે બનાવીઉ છે, તે રોજ ૨૭ મો માહા ૯ મો શેનશાહી શને ૧૨૫૩ યજદેજરદી તા૦ ૧૧ મી જુન શને ૧૮૮૪ ને બુધવારના શવારના કલાક ૬ને અમલે ઇજાવવાનું છે તેના જશનની કીરીઆમાં શામેલ થવાને શરવે જરથોસ્તી શાહેબોએ મેહેરબાની કરી પધારવું.

મીઠીબાઇ તે દોસાભાઈ એદલજીની વીધવા સહી

સુરત, તા૦ ૨૮મી મે શને ૧૮૮૪.

મુંબઈ સમાચાર, તા૦ ૧૩ મીં જુન ૧૮૮૪ ને વાર શુકર.

સુરત, તા૦ ૧૧ મી જુન.

### નવું એબાદતખાનું ઈજવાની કીરયાનો હેવાલ.

અતરેના બક્ષીની મરણ પામેલી ફાતમાં બેગમના માજી કારભારી મરનાર ડોસાભાઇ એદલજી કીલાવાલાના છોકરા મી૦ રૂસતમજી ડોસાભાઇ જેઓ આજથી ત્રણ વરસ ઉપર આ જના દીવસે ગુજરી ગયા હતા, તેમનાં પુનને વાસતે તેમની મા બાઇ મીઠીબાઇએ, દોખમાં વાલી જગાના કંમપાઊંડમાં અતરેની મયુનીસીપાલીટીના માજી કંટરાકટર મી૦ કુવરજી ધનજી ભાઇને હસતક પંદર હજાર રૂપીયાના ખરચથી એક મજબુત અને શોભીતા ઘાટની સગડી બંધાવી છે. પણ એ સગડીને લગતો પાકો કુવો, નવો દરવાજો તથા જુના દરવાજાથી નવો રસતો બાંધવાની બાબતમાં મજકુર બાઇ અને પંચાયતના મેનેજરો વચ્ચે વાંધો પડયો છે, તેનો નીકાલ હજી આવયો નથી, જેથી તે કામો હાલ તુરત અધુરાં રાખીને, એ એબાદતખાનું ઈજવાની આજ દીને સહવારે કીરયા કરવામાં બાવી છે. જરથોસતી દીનનાં ફરમાન મુજબ, જે સગડીમાંથી દોખમાંઓમાં દીવાનો ઓજબ (ઓલો) પડે, તેનેજ સગડી કેહેવાય; પણ આ નવી સગડીમાં હંમેશ ચેરાગ રોશન રેહેવા છતાં, દોખમાંગોમાં તેનો ઓલો નહીં પડવાથી, એ મકાન સગડી દાખલ ગણાય નહીં, તેથીજ એ મકાનને સગડીને બદલે એબાદતખાનું ઠરાવ્યું છે.

કીરીયાનો વખત ૭ કલાકનો ઠરાવવાથી સહવારમાં મોબેદો તથા બેહેદીન જરથોસતીઓનાં ટોલાં દોખમાંવાલા કંમપાઉંડમાં એ નવાં મકાનની નજદીક નાખવામાં આવેલા માંડવામાં એકઠાં મલયાં, જે સઘલાં આશરે તરણસેં લોકો હશે. એઓમાં દસતુરો નોશરવાંનજી કેખશરો, રૂસતમજી જમશેદજી, રૂસતમજી નવરોજી, અશપનીઆરજી ફરામજી હતા, અને પંચાયતના મેનેજરોમાં એક ફકત મી૦ સોરાબજી એદલજી હાજર હતા, પણ બીજા મેનેજરો તથા શેઠીઆઓ કોઇ હાજર હતા નહીં, જેથી હાજર રહેલા લોકોમાં લગાર

નાસીપારસી જેવું દેખાતું હતું. આશરે સાડા સાત કલાકે ભણવાની કીરીયા મોબેદ તથા દસતુરોએ પુરી કીધા પછી, મી૦ જમશેદજી મેહેરવાનજી સુનાંવાલાએ, બાઇ મીઠીબાઇની તરફથી અનજુમન જોગનો એક પત્ર વાંગી સંભલાવયો તેની મતલબ નીચે મુજબ હતી.

"શેઠ રૂસતમજી કીલાવાલા રોજ ૨૭ મો માહા ૯ મો આદર સને ૧૨૫૦ ઈયજદેજરદીને દીને હક થયા, તેમનાં પુનને સારૂં આ એબાદતખાનું કુલે જરથોસતી અનજુમનના સાહેબોના ઉપયોગને માટે બનાવયું છે તથા તેને લગતાં બધાં કામો સહીત આજથી અનજુમનને સવાધીન કીધું છે. આ મકાનને લગતાં બીજાં અધુરાં કામો જેવાં કે નવો દરવાજો, પાકો મોટો કુવો, તથા જુના દરવાજાથી નવાં મકાંન સુધીનો રસતો તથા મોબેદને રેહેવાનું મકાન તથા રવાનોને સેજદો કરવાની જગા વગેરે કેટલીક હરકતોને લીધે થઇ શકયું નથી; પણ તે બનાવી આપવામાં આવશે. એ મકાનમાં હંમેશાં આતશ રોશન રાખી એક મોબેદ જાથુક રાખવા, તથા હંમેશાં ચેરાગ રોશન રાખવા વગેરેના ખરચોને સારૂં છ હજાર પાંચસો રૂપીઆની ચાર ટકા વાલી સરકારી પ્રામીસરી લોન, પંચાયતના મેનેજરોના હવાલામાં આપી છે, કે જેનાં વયાજમાંથી એ સઘળો ખરચ નીભાવવો. મકાનની મરામતને સારૂં બસેં રૂપીઆ તથા બાગ બનાવવા એકસો મલી ત્રણસો રૂપીઆની રકમ, તેમાં બીજા જરથોસતીઓ ઉમેરો કરી શકે, એવી રીતે આપવામાં આવી છે. વલી પાયદસતે જનારા લોકોનાં શરીર પાક કરવા જોઇતાં વાસણો તથા બંદગી કરવાની ચોપડીઓ વગેરે મુકવામાં આવયું છે. જે સાહેબોએ તસદી લઇ ભાગ લીધો તેમનો ઉપકાર માનવામાં આવે છે."

આ પત્ર વંચાઇ રેહેવા પછી સઘલા લોકો ચાશણી કરી છુટા પડયા હતા.

** આએ મકાંન પર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"દાદાર હોરમજદની મદદ
"તમામ ઇઅજદાં પરસતી કુલ જરથોશતી સાહેબોને આબાદ કર. રૂશતમજી
"ડોશાભાઇ કીલ્લાવાલા રોજ ૨૭ મો
"માહ ૯ મો શેહનશાહી શને ૧૨૫૦
"ઇઅજદેજરદી તા૦ ૧૨ મી જુન સને
"૧૮૮૧ ને વાર રવેઉને રોજે વરસ ૩૨
"ની ટુંક ઉમરમાં આ ફાંની દુનીઆં તજીને
"હંમેશગીનો વાસો કીધો તેવોનાં પુનને
"માટે મરનારનાં માતાજી મીઠીબાઇ તે
"બેહશતનશીન શેઠ ડોશાભાઇ એદલજી
"કીલ્લાવાલાનાં વીધવાએ તમામ માજદી-
"અશની ફીરકાના સાહેબોનાં એબાદતનાં
"ઉપયોગને સારૂં આ એબાદત કરવાનું
"મકાન તેને લગતાં બીજાં કામો શાથે
"બનાવ્યાં છે.
"કીમત રૂપીઆ ૧૫૦૦૧
"રોજ ૨૭ મો માહ ૯ મો શને ૧૨૫૩
"યજદેજરદી તા૦ ૧૧ મી જુન ૧૮૮૪
"ને રોજે જશનની કીરીઆ કરી
"ખાશ એબાદતનાં ઉપયોગ શારૂં ખુલ્લાં
"મુકીઆં છે. એ એબાદતખાંનાંમાં હંમેશ
"આતશ રોશન રાખવાનાં તમામ ખરચને
"માટે રૂ ૬૫૦૦) ની અંગરેજ સરકારની
"પ્રોમીસરી લોનો પારસી પંચાયતનાં
"ધરમનાં ફંડના મેનેજરોનાં ત્રસ્ટમાં
"આપી છે."

## ચંદનવાડી ખાતે ભગર સાથના મોબેદોની આતશદાદગાની દરેમેહરને પરઠાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા. ૧૬ મી જુન ૧૮૮૪ ને વાર શોમે.

અતરેનાં બહાડયાજીવાલાં આતશબેહરામ મધેથી ભગરયા મોબેદો છુટા પડયા પછી, તેમના તરફથી એક નવી અગયારી એજ લતા ઉપર કરવાની જે હીલચાલ થતી હતી, તે પાર પડી છે. ઉપલાં આતશબેહરામની પડોસમાંજ મી૦ મનચેરજી ચીજગરનું ઘર ભાડે લઇ, તેમાં એ નવી અગયારી કરવામાં આવી છે, અને તેને ખુલ્લી મેલવાની તથા તેમાં "આતશ દાદગાહ" પરથવાની કીરયા ગઇ કાલ દીને સહવારે થઇ હતી.

એ પ્રસંગે તયાં દોઢડસો કરતાં વધુ મોબેદો તેમજ પચાસેક બેહેદીનો હાજર થયા હતા. એ કીરયા થાય તે આગમજથી એ મકાનની જગામાં નવેસરથી કેટલોક ફેરફાર કરવામાં આવયો હતો. જશનનું કામ સહવારે સવા નવ વાગે શુરૂ થયું હતું, જે અગીયાર વાગા પછી ખલાસ થયું હતું. જશનની કીરીઆ મોબેદ અસપંદીયારજી તેમુલજી બજાંએ કરી હતી, અને તેમાં ભાગ લેનારાઓમાં દસતુર જામાસજી માનોચેહેરજી, દસતુર ખરશેદજી મુલાંફીરોઝ, તથા દસતુર એરચજી શોરબજી વગેરે હતા. જશનનું કામ પુરૂં થયા પછી દસતુર એરચજીએ એક નાનું જેવું ભાષણ કરી, ભગર સાથની અનજુમનના મોબેદોએ પોતાના સંબંધમાં

વીટેલા બનાવમાં જે શાંતી દેખાડી તે માટે પોતાનો સંતોષ જાહેર કરયો હતો, અને એવીજ શાંતી તથા સલાહથી વરતવાને તેઓને ભલામણ કરી હતી. આ બાબતમાં મોબેદોજ નહીં, પણ ભગર સાથની અનજુમન સાથે તાલુકો રાખનારા બીજા જે અથોરનાનો મોબેદીનો ધંધો છોડી બેઠા છે, તેઓબી ભાગ લેછે, તે માટે તેવણે ખુશાલી દેખાડી હતી. કેટલાકોએ આ અનજુમનના લોકોને, ફીતુરી, જહનુંની, અગ્નાન વગેરે શબદો વાપડયા હતા. તેની સામે પોતાની નાપસંદગી બતલાવી તેવણે જણાવયું કે, સુધરેલા દેશોના લોકોનોબી એવો રવઇયો છે કે, પોતાનાં વતન, પોતાના ધરમ અને પોતાના ટેક માટે પોતાથી બને તેટલું કરવું. લારડ રીપન રોમન કેઠલીક પંથનો હોવાથી, તેની નેમણુક હીદુસ્તાનના ગવરનર જેનરલના ઓધા ઉપર થતાંજ, વેલાતના લોકોએ જે શોર કરી મેલયો હતો તેની યાદ આપી તેવણે જણાવયું કે, જેવા સંપથી તમો આજ સુધી વરતયા છો તેવાજ સંપથી જો તમો વરતશો તો, આવતે વરસ આપણે મોટી દરેમેહેર ઉંધાડવાને શકતીવાન થઇશું.

મોબેદ એદલજી આદર હોમજીએ દસતુર એરચજીને મલતા કેટલાક વીચારો જણાવયા અને આ નવાં મકાનના વપરાસ માટે વાસણો, ગલીચાઓ, સેતરંજીઓ, હાંડીઓ, બાસતીઓ, ખુરશીઓ વગેરે જેઓએ આપીયાં છે તેઓનાં નામની ટીપ વાંચી સંભલાવી. તેવણે વલી જણાવયું કે, એરવદ જમશેદજી શોરાબજી કુકાદારૂની મારફતે રૂપયા એક હજાર આ અગયારીના ફંડમાં ભરાયા છે. શેવટે તેવણે સરવજનને યાદ આપી કે, આ મકાનનો વહીવટ મોબેદ માણેકજી પાવરી કરશે. એ પછી મોબેદ રૂસતમજી એદલજી બામજીએ, ભગર સાથની અનજુમનના મોબેદોને પોતાના મકાનમાં રાખી શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠે આપેલા આશરા માટે તેવણનો ઉપકાર માનયા બાદ, તયાં હાજર રહેલા મોબેદો વગેરેમાં વેંહેંચાણ અને ચાસની કરી એ મેલાવડો ખલાસ થયો હતો.

### મરીનલાઇનસની શેઠ જમશેદજી દાદાભાઈ આમરીઆની દરેમેહરમાં આતશ આદરાંન પરઠાએઆનો અહેવાલ.

મુંબઇનાં જામે જમશેદ, તા. ૭ મી અકટોબર ૧૮૮૪ ને વાર ભોમે.

એક નવાં અતશ આદરયાંન તખતનશીન કરવાની કીરયા ગઈ સવારે શેઠ જમશેદજી દાદાભાઇ આમરયા અથવા સોદાવાટરવાલાની ધોબીતળાવ ખાતેની દરેમેહેરમાં એ દરેમેહેરના પંથકી એવરદ શાપુરજી મનચેરજી છાછાપોરીયાની આગેવાંની હેઠલ થઇ હતી. આદરયાંન સાહેબને ધટતી કીરયાથી તખતનશીન કરવા પછી સુમારે દશ વાગે ઠરાવયા મુંજબ જસનની કીરયા ઉપલાજ મોબેદ સાહેબે સરૂ કરી હતી જેમાં દસતુરો એદલજી પેસતનજી બેહેરાંમજી સંજાના, ખુરસેદજી બેજનજી, ખુરસેદજી પીરોજજી, બહમનજી રૂસતમજી, એરચજી સોરાબજી, કાવશજી નસરવાનજી તથા મોબેદ સાહેબો દારાબજી માણેકજી આદરયાંનવાલા, ફ્રરદુનજી બરજોરજી વાછા, ખરસેદજી મનચેરજી પંથકી અને બીજા કેટલાક ભગરયા તથા ગામડયા મોબેદ સાહેબો તેમજ આનરેબલ સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ સી. એસ. આઇ., શેઠો દીનશાહ માણેકજી પીતીત, નશરવાંનજી માણેકજી પીતીત. અરદેસર દોસાભાઇ મુનશી, માણેકજી ખરસેદજી જડજ, નશરવાનજી બેહેરાંમજી સેક્રેટરી, ફ્રરાંમજી દીનશાહ પીતીત, જમસેદજી નશરવાનજી પીતીત, બહમનજી દીનશાહ પીતીત, બહમનજી બેહરાંમજી પટેલ, મનચેરજી હોશંગજી જાગોસ, ફ્રરાંમજી દાદાભાઇ કરાકા, કુવરજી બહમનજી શેઠ, ખરસેદજી પાલનજી પાઉવાલા, સોરાબજી પાલનજી દોલી મેહેરજી, મેહેરવાનજી દાદાભાઈ નવસારીવાલા, ધનજીશાહ મેહેરવાનજી કરાકા અને બીજા ધણાક જરથોસતી સાહેબો સામેલ થયા હતા. જસનની કીરયા પુરી થવા પછી દરેહમેહેરના માલેક તરફથી જરથોસતી અનજુમન ઉપર લખાયલો નીચલો પતર વાંચી સંભલાવવામાં આવયો હતો.

"પાક દાદાર હોરમજદ"ની મદદ છે.

"અનજુમનના સાહેબો, આ દરેમેહેર અમોએ પાક ખોદાતાલાની રેહેમથી અમારે પોતાને ખરચે બંધાવીને તે મધે આતશદાદગાહ પરથાવવાની કીરયા રોજ ૨૮ મો માહા ૨જો શેહેનશાહી સને ૧૨૪૪ યજદેજરદી તા૦ ૧૭ મી નવેમબર સને ૧૮૭૪ ને દીને આ મુકામમાં કીધી હતી. તે વેલાએ હમારી તરફથી જે અનજુમન પતર વાંચી સંભલાવવામાં આવ્યો હતો તેમાં અમોએ જાહેર કીધું હતું કે, એ દરેમેહેરનું મુકાંમ કુલ જરથોસતી અનજુમનને ચોકસ કાયદાઓ પરમાણે મુતવલી તથા તરસતીઓની સતા હેઠલ સરઅવસરે વાપરવા માટે ઉપલે દીનેથી ખુલ્લુ મુકયું છે, તથા એજ દરેમેહેરની પડોશમાંનું મારૂં પોતાનું બંધાવેલુ ચાર મજલાનું

ઘેર ૧ એ દરેમેહેરના ખરચને માટે ઉપલે દીનેથી અલાહેદું કાહાડયું હતું, પણ એ દરે મેહેર તથા મજકુર ઘરતું તરસટદીડ પાછલથી તા૦ ૨ જી નવેમબર સને ૧૮૮૨ ઇસવીને દીને અમોએ કીધું છે તથા એ તરસતદીડ મુંબઇના રેજીસતરારની આફીસમાં તા૦ ૨૭ મી નવેમબર સને ૧૮૮૨ ને દીને રેજીસતર કરાવ્યું છે.

"એ દરેમેહેર મધે કેટલોએક ઘટતો ફેરફાર અમોએ હાલ કીધો છે અને પાક પરવરદેગારની કરમ બખશેસથી એજ મુકામમાં આતશ આદરયાંન સાહેબને આજ મુબારક રોજે તખતનશીન કરવાને અમે શકતીવાંન થયા છીયે તે વીશે તે કીરતારની જનાબમાં હમે સર નમાવીને શુકરગુજારી કરયે છીયે.

"એ દરેમેહેર આગલનીજ માફક કુલ જરથોસતી અનજુમનને સરઅવશરે ચોકસ કાયદાઓ પરમાણે વાપરવા માટે ખુલી મુકી છે તથા સરવે બેહેદીનોને પોતપોતાને તયાંનું ગોજદાથરેગરીનું કામ હરેક મોબેદ અથવા દસતુરની મારફતે કરાવવાને હમોએ છુટ આપી છે.

"એ દરેમેહેરનું મુકામ તથા તેની પડોશમાનું હમોએ ધરમખાતે કાહાડેલું મજકુર ઘર શેઠજી સાહેબ બેહેરાંમજી જીજીભાઈ સી. એસ. આઇ. ના તરસટી ખાતાને લગતી ફરજનદારી જગા ઉપર બંધાવેલાં છે તે બંને મુકામોનું ફરજનદારી ભાડું તથા છાપાઓ તથા બીજો જરૂર જોગ ખરચ ઉપર જણાવેલાં ધરમખાતે કાહાડેલાં ઘરના ભાડાં મધેથી કરવાને ઘટતો બંદોબસત મજકુર તરસટદીડમાં અમે કીધો છે તે ઉપરાંત ખોદાનું ચાહાવું હશે તો તે કીરતારની કરમ બક્ષેસથી એ દરેમેહેરને માટે દર વરસે હમારી ગુંજાસ પરમાણે અમુક રકમ ધરમખાતે કાહાડીને એ દરેમેહેરનાં ફંડમાં વધારો કરતા જઇશું.

"મેનેજીંગ તરસટી તરીકે અમો પોતે હમારી હઇયાતી સુધી મજકુર ઘર તથા દરેમેહેરનો સરવે પરકારનો કારોબાર ચલાવવાને તથા એ દરેમેહેરનાં મોબેદો તથા માણુસોને રાખવાને તથા એ દરેમેહેરને લગતા કાયદાઓ બાંધવાને તથા તેમાં વખતે વખત ફેરફારો તથા વધઘટ કરવાને મજકુર તરસટદીડની સરતો પરમાણે હમો પરતી રીતે મુખતયાર છીયે અને હમારી હઇયાતી બાદ મજકુર તરસટદીડ મધે જણાવેલા તરસટીઓ તેમાં લખેલા બંદોબસ્ત પરમાણે એ સરવે કામ તથા સતા ચલાવશે શહી.

"તમો સાહેબો ગરીબ શેવકનાં ઇજનને માન આપીને આજ રોજે અતરે હાજર થયા છો તે બાબે તમો સર્વે સાહેબોનું ઘટતું હેસાંન ઘણી નમનતાઈ સાથે હું માનું છું, એજ વીનંતી.

"મુંબઇ રોજ ૧૯ મો માહા ૧ લો શેહેનશાહી સને ૧૨૫૪ યજદેજરદી, તા૦ ૬ ઠી અકટોબર સને ૧૮૮૪ ઇસવી.

"કુલ જરથોસતી અનજુમનનો તાબેદાર સેવક.

**જમશેદજી દાદાભાઇ આમરયા અથવા સોડાવાટરવાલા.**

ઉપલો પતર વંચાયા પછી દરેમેહેરના માલેક શેઠ જમશેદજીએ પોતાના પંથકી મોબેદ શાપુરજીને એક શયાલ ઓઢાડી હતી. જે બાદ શેઠ જમશેદજીને પોતાને દરેમેહેરના તરસટીઓએ એક તથા કાપડયાઓની અનજુમને એક શયાલ ઓઢાડી હતી.

એ બાદ ફુલ તથા પાન બીડાં લઇ સરવે જરથોશતીઓ વીદાય થયા હતા.

## કલીઆણીનાં શેઠ નવરોજજી બાલાભાઇવાલાં દોખમાંનો તાંણો પુરવાનીં કીરીઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા. ૧૭ મીં નવેમબર ૧૮૮૪ ને વાર શોમે.

શ્રી કલેઆણીનાં દોખમાંનો તાણો પુરવાની કીરીઆ.

ઉપલાં દોખમાંનો તાંણો પુરવાની કીરીઆ રોજે અમરદાદ માહે ખોરદાદ સને ૧૨૫૪ યજદેજરદી, તા. ૨૩મી નેવેમબર સને ૧૮૮૪ ને વાર રવેઉને દીને સહવારનાં કલાક ૯) ને અમલે કરવામો આલશે, તેમાં સામેલ થાઇ સવાબનો હમબેરો હાંસીલ કરવા શ્રી મુંબઇનાં તથા બીજા દેશાવરો ખાતેના જરતોસતી સાહેબોને નમનતાઇથી અરજ કરવામાં આવે છે, માટે સરવે જરતોશતી સાહેબોએ જરૂર કરી મજકુર કીરીઆમાં સાંમેલ થાવું જેથી મુજ શેવકને ભારે માન તથા શોભા મલશે.

કલીઆંણી ગામ બરોબર રીતે બોલતાં પેહલવેહલું પારસીઓથી વસેલું પુરાતન અને મુંબઇ શેહરથી રેલવેની મદદથી ઘણુંજ નજદીકમાં વસી ગયલું ગામ છે અને રેલવે ભાડું જવા-આવવાનું સરવે ગરીબ તવંગરોથી બની શકે એમ છે. માટે ઉમેદ છે કે, આવી જરૂર જોગી તક કોઇબી જરતોશતી ગરહસથ હાથથી જવા દેશે નહીં.

કલયાણી ખાતે સાધારણ રીતે દરરોજ ૧૦ ટરેન મુંબઇથી જાય છે પણ આ ટાંકણાને અવસરે ત્રણ વધુ ટરેનો મુકવાની ગોઠવણ કરવામાં આવી છે. એમાં શનીવાર તારીખ ૨૨મીને દીને એક ટરેન ભાયખલેથી સાંજના મધરાજ ટાઇમના પાંચ કલાકે તથા બીજી તરેન બોરીબંદર ઊપરથી સાંજના મધરાજ ટાઇમના છ વાગે ઊપડશે; આદીતવારે ખાસ તરેન મધરાજના સાત કલાકે સહવારે બોરીબંદર ઊપરથી ઊપડશે; આ છેલી તરેન બોરીબંદર, મસજીદ બંદર, ભાંયખલા, દાદર થાણા અને કલાણીના સટેશનનો માતર કરશે.

કલયાણીથી મુંબઇ આવવા માટે આદીતવારે સાંજે મધરાજ ટાઇમના પાંચ કલાકે એક ખાસ તરેન ઉપાડવાની ગોઠવણ કીધી છે.

કલયાણી સુધીની રીટરન તીકીટનું ભાડું નીચે મુજબ છે—

પેહલા વરગનાં સુમારે રૂ ૩|
બીજા ,, ,, રૂ ૧||=
ત્રીજા ,, ,, ०|≈

કીરીઆમાં સામેલ થનારા સાહેબોને માટે માંડવાની તથા પાણીની ગોઠવણ બરાબર કરવામાં આવશે તથા તયાં ખાવા માટેની ગોઠવણ પાલણજી સોરાબજી કનફેકશનર (જુની ફારબસની આફીસની હેઠેની દુકાનવાલા) તથા દીનશા જમશેદજીની સાથે રાખવામાં આવી છે અને ખાવાના ભાવ વીશે તેવો સાથે બંદોબસત કીધો છે.

**લા૦ શેવક નવરોજજી બાલાભાઇ કલીઆણીવાલા.**

મુંબઇ સમાચાર, તા૦ ૨૪ મી નવેમબર ૧૮૮૪ ને વાર શોમે.

કલયાણીનાં નવાં દોખમાંનો તાણો પુરવાની થયલી કીરયા.

આજ બે દીવસ થયા કલયાણીનું નાનું ગામ પારસીઓથી તદન ચીકાર થઇ ગયું હતું. મુંબઇનાં વરતમાન પતરોમાં, કલયાણીનાં નવાં દોખમાંનો તાણો પુરવાને લગતી જાહેર ખબરો આવયાથી, અને કલયાણી ગામ મુંબઇની નજદીકમાં આવેલું હોવાથી, અને વલી આતવારની રજાનો દીવસ હોવાથી મલેલી સેહલાઇનો લાભ લઇ સંખયાબંધ પારસીઓ તયાં ઉતરી પડયા હતા. એ દખમું કલયાણીવાલા મી૦ નવરોજી બાલાભાઇએ પોતાનાં મરનાર બીજાં ધણીઆણીનાં પુન માટે બાંધવા ધારયું છે. કલયાણીમાં તરણ દુખમાંઓ જોવામાં આવે છે, પણ તેમાંનું ફકત એકજ વાપરી શકાય એવી હાલતમાં છે. એ દખમું ગામથી લગાર છેટે હોવાથી, વરસાદના દહાડામાં મુશકલ અડચણ પડતી હતી. એ અડચણ મટાડવા માટે મી૦ નવરોજીએ એ હાલનું નવું દખમું બાંધવા ધારયું છે, અને તે પાછલ રૂપયા સાહડ હજારનો ખરચ ગણવામા આવેલો છે. કલયાણીમાં બીસમાર હાલતમાં પડેલાં બે દખમાંઓ ઘણાં લાંબા વખતનાં કહેવામાં આવે છે. તેમાંનું એક છેક પાહડની ટોંચ ઉપર આવેલું છે, અને તે ઇંટનું બાંધેલું છે. એ દખમાંને ફરતી કસી દેવાલ નથી, પણ તેનો ગોલ આકાર તેમજ તેની પાવીઓ ઉપરથી માલમ પડે છે કે એ દખમું હોવું જોઇયે. બીજું પડી ભાગેલું દખમું મોદીનાં દખમાંને નામે ઓલખાય છે, અને તે આસરે દોહડસો વરસની વાત ઉપર બાંધવામાં આવેલું કહેવાય છે.

મુંબઇથી જનાર લોકોની સગવડ માટે મી૦ નવરોજીએ જી. આઇ. પી. રેલવે કમપનીના સતાવાલાઓ સાથે તરેનો ફરતી કરવાની ખાસ ગોઠવણો કરી હતી. એ ગોઠવણો લગાર ખામી ભરેલી માલમ પડી હતી. ગઇ પરમ દીને સાંજે મુંબઇથી કલયાણી માટે બે ખાશ ટરેનો મુકાવી હતી, પણ તેમાં તરણસો ઉતારૂઓથી વધુ ગયા નહીં હતા. લોકોનો મોટો મારો ગઇ કાલ દીને બોરીબંદરના સટેશન ઉપર પડયો હતો. એ દીને છેક પાછલી રાતથી પારસીઓ પોતાનાં બઇરાં છોકરાંઓ સાથે બોરીબંદરના સટેશન ઉપર જમાવ થવા લાગયાં હતાં. રેલવે કમપનીએ ઉતારૂઓની સગવડ તરફ કસું ધયાન આપેલું જણાતું ન હતું. હંમેશ માફક ટીકીટો આપવાની બે આફીસોમાંથી, ટરેન ઉપડવાના સેજ વખત અગાઉ ઊતારૂઓને ટીકીટો આપવા માંડી હતી. સટેશન ઉતારૂઓથી તદન ચીકાર થઇ ગયું હતું. ગઇ કાલ દીને સવારે સાડા પાંચ વાગે ઉપડતી ટરેનમાં ધારા કરતાં વધુ ગાડીઓ જોડવા છતાં તેમાં જમાવ થયલા સઘલા ઊતારૂઓ સમાઇ શકયા નહી હતા. ઉતારૂઓના આટલા જમાવ છતાં તેમને ટીકીટો આપવા રેલવે સતાવાલાઓ તરફથી સરેસતા કરતાં ખાસ વધુ આફીસો ઉઘાડેલી નહીં હતી. એનું પરીણામ એ નીપજયું કે એ ટરેનમાં ઉપડી ગયલા ઉતારૂઓમાના અરધા અરધ ગાડીમાં ટીકીટ વગર બેશી ગયા હતા. એ ટરેનમાં કુલે શતાવીશ ગાડીઓ જોડવામાં આવી હતી, અને એકેકી ગાડીમાં પચાસથી ઓછા ઉતારૂઓ બેઠા નહીં હતા. એ પછી એક કલાકે, કલયાણી માટેની એક ખાસ ટરેન બોરીબંદરના સટેશન ઊ-

પરથી ઉપડી હતી. એ ટરેનમાં પણ લોકોની ગરદીનો કશો સુમાર નહીં હતો. તે તદન ચીકાર થઇ જવા છતાં, સેંકડો ઉતારૂઓ બોરીબંદરનાં શટેશન ઉપર રહી ગયાં હતાં એ ટરેન ભાયખલે આવી પોંહચતાં, તેમાં કંઇબી જગા નહીં હોવાથી, એ રેલવેનો ટરાફીક સુપરીનટેનડંટ મી૦ રાઇટે પાંચ નવી ગાડીઓ તયાં જોડી હતી. એ ગાડીઓબી એ સટેશન ઉપરના ઉતારૂઓ માટે પુરતી નહીં હોવાથી, ઘણા જન તયાં રહી ગયા હતા. એટરેન માટે મી૦ રાઇટે એવી ગોઠવણ કરી હતી કે તે ભાયખલેથી ઉપડેલી પાધરી કલયાણી જાય. એમ કરતાં એ ટરેનને એક મોટો અકસમાત થતાં સેજમાં બંચી ગયો હતો. નાસકની જાતરાને લીધે તેમજ પારસીઓના એ તાંકણાંને લીધે ખાસ ટરેનો દોરવા માટે રેલવે સતાવાલાઓ પાસે જોઇયે તેટલી ફાલતુ ગાડીઓ નહીં હતી. એથી કોઇબી વરગની જે બી ગાડીઓ મલી આવી તે ટરેનમાં જોડી દેવામાં આવી હતી. સાડા છ વાગે ઉપડેલી ખાસ ટરેનમાં બીજા વરગની એક ગાડી જોડવામાં આવી હતી. તે ઉપર "સીક" કરીને ટીકીટ મારેલી છતાં તે તેમાં જોડવામાં આવી હતી. એ ટરેન ભાંયખલેથી ઉપડેલી ભાંડુપનાં સટેશન આગલ જઇ પોંહચતાં તે સલગી ઉઠી હતી. એથી તેમાં બેઠેલા મરદો ઓરતો તથા છોકરાંઓમાં પુશકલ ગભરાટ થઇ રહયો હતો. તુરત તે ટરેન તે સટેશન ઉપર થોભાવી, સલગેલી ગાડીમાંથી ઉતારૂઓને ઉતારી પાડી તેને ટરેનમાંથી છોડી નાંખી હતી. એમ કરવા પછી તેની ધડી વગેરે જે તપી ગઈ હતી, તે નરમ પાડવામાં આવી હતી. એ પછી તે ટરેન પાધરી કલયાણી ગઇ હતી. ઉતારૂઓને કલયાણીનાં શટેશન ઉપરથી દખમાની જગા આગલ લઇ જવા માટે બલદની ગાડીઓની ગોઠવણુ ઘણી હાલહવાલ હતી. ઉતારૂઓ માટે જોઇતી ગાડીઓ મલી નહી શકવાથી ઘણાઓ ચાલતા નીકલી પડયા હતા, અને ઘણા જણુ તો સટેશનપર પડાવ નાખી પડયા હતા. એ પછી બોરીબંદરના સટેશન ઉપરથી ઉપડેલી બીજી એક ખાસ ટરેન નવ વાગાને સુમારે કલયાણી આવી પુગી હતી. એમાંના ઉતારૂઓની સંખયાનો કશો પાર નહીં હતો. એકેકી ટરેનમાં સતાવીસ ગાડીઓ જોડેલી હોવા છતાં ઉતારૂઓ માટે પુરતી જગા નહીં હતી. એવી રીતે બે ટરેનો કલયાણી ખાતે આવી પોંહચવાથી લોકોને દખમા આગલની જગા પર લઇ જવાંની ગાડીઓ મુદલ મલી શકી નહીં હતી. એ બંને ગાડીઓમાં ઘણા ઉતારૂઓ ટીકીટ વગર બેઠા હતા, અને તે માટે તેઓ એવું બોલતા સંભલાતા હતા કે, બોરીબંદરના સટેશન માસટરે તેઓને એવું જણાવયું કે, કલયાણીની સરવ ટીકીટો ખપી ગઇ છે, તેથી ટીકીટ વગરજ ગાડીમાં બેસવું. એવી રીતે હારમાર થતા પારસીઓ પોતાનાં બઈરાં છોકરાંઓ સાથે કલયાણી આવી પોંહોંચયા પછી તયાં બલદની ગાડીઓની તાણને લીધે તેઓ ઘણા નીરાશ થઇ ગયાં હતાં. જેઓને જેમ લાગ ફાવયો તેમ તેઓ દખમાની જગા આગલ જવા માટે નીકલી પડયાં હતાં.

પણ તેઓની હાડમારીનો છેડો એટલામાંજ આવયો નહીં. દખમાની જગા આગલ તેઓ માટે કરેલી જગા ઘણી નાની અને સગવડ વગરની હતી. તયાં બાંધેલા માંડવમાં પાંચસો માણસો ભાયગે બેસે એટલી જગા હતી, તો તયાં મલેલા ચાર હજાર કરતાં વધુ માણસોનો સમાસ તો કદી થાય નહીં. વલી જે જગા પર દખમાનો તાણો પુરવામાં આવયો હતો, તયાં થતી ક્રીરયા જોવા માટે ઘણા જન બેનસીબ રહયા હતા. મરદો તથા ઓરતો માટે ખાસ માંડવો ઉભા કરયા હતા પણ તેઓ માટેની જગા ઘણી નાની હતી. પાણી માટેની કસી ગોઠવણો થયલી જોવામાં આવતી નહીં હતી.

તાંણાની ક્રીરયાનું કામ શુરૂ કરવાનો વખત સવારના નવ વાગેનો ઠરાવેલો હતો, પણ તે કામ છેક સવારના સાડા સાત વાગેથી ચાલુ કરવામાં આવયું હતું. એથીબી ઘણા જણ તે જોવા માટે બેનશીબ રહી ગયા હતા. એ ક્રીરયા નવસારીવાલા દસતુર નવરોજી રતનજી કુતાર, અને કલયાણીના દસતુર દારાબશાહ રૂસતમજી બેરામજી શનજાણાએ કરી હતી. એ ક્રીરયા કરતાં છેક દસ વાગા હતા. એ દખમું કુલે છતરીસ પાયરીનું છે, જેમાં વીસ મોટી અને સોલ નાની થશે. એ દખમું બાંધવાનું કંટરાકટ મુંબઇના જાણીતા કંટરાકટર આ૦ કાવસજી સોરાબજી ભેદવારને આપવામાં આવયું છે. એને લગતું કામ આવતાં ચોમાસાં આગમચ પુરૂં થવાની વકી રાખવામાં આવે છે.

*Times of India, Tuesday 25th November 1884.*

A NEW TOWER-OF-SILENCE AT KALLIAN.—The ceremony of laying the foundation of a new tower-of-

silence for the use of the Parsee community at Kallian was performed on Sunday morning last on a piece of ground situated at a distance of about eight miles from the railway station. About five thousand Parsees from Bombay and adjoining places were present to witness the ceremony, which was performed by Dustoor Darasha Rustomjee Sanjana, the high-priest at Kallian The construction of the tower has been undertaken by Mr. Nowrojee Balabhoy, a wealthy Parsee gentleman of the place, at an estimated cost of about R 25,000. The usual ceremony of driving iron pegs into the ground and winding loose yarn round them was eagerly and attentively watched by the superstitious spectators, who believe that the witnessing of seven such ceremonies in one's life-time paves their way to heaven. After the ceremony had been gone through and prayers said, cheers were given for Mr. Nowrojee Balabhoy for his munificent gift. The party having engaged in various amusements during the day, separated at a late hour in the evening.

## નારગોલનાં અંજુમનના ઉધરાતનાં દાખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા. ૧૯મી ડીજેમબર ૧૮૮૪ ને વાર શુકર.

જાહેર ખબર.

નારગોલ મધે દાખમાંનો તાંણો પુરવાની ક્રીરીઆ.

જરથોશતી તોલાનાં ખાશોઆંમની શેવામાં અરજ કરવામાં આવે છે જે જરથોશતી તોલામાં ઉગરાતું કરી શ્રી નારગોર તથા શેરંનદા તથા તરગાંમને લગતું દાખમું બાંધવા ઠેરાવીજ છે, તેનો તાંણો પુરવાની ક્રીઆ રોજ ૧૧ મો ખોરશેદ ઇજદ માહા ૪ થો તેશતર તીર ઇજદ શને ૧૨૫૪ ઇઅજદેજરદી તા૦ ૨૭ મી દીજેમબર શને ૧૮૮૪ ને વાર શનેઉને દીને સવારનાં કલાક ૮) ને અમલે કરવામાં આવશે. તે વખતે જરથોશતી તોલાનાં ખાંશોઆંમે મીજલશમાં શામેલ થાઇ શવાબનો હંમબેરો હાંશલ કરવા મેહેરબાની કરી તજદી લેવી.

એ કારનસર આવનારા સાહેબોએ એક દીવસ આગમજથી એટલે તા૦ ૨૬મી અથવા તેની આગમજ મુંબઇથી તથા બીજા દેશાવરોથી શનજાનનાં ઇસટેશન ઉપર આવવું. તહાંથી દાખમાંની જગા ઉપર જવા સારૂ ભાડેની ગાડીઓ રાખેલી છે જેનું ભાડું રૂ ૧ લેવા ગાડીવાલાઓ સાથે ઠેરાવ કરયો છે. તે ગાડીમાં ૧ થી ૪) માણસ સુધીની બેસાડવાની સરત કરેલી છે.

દાખમાંની જગા ઉપર માંડવો બાંધી તઇઆર રાખેલો છે તથા પાણી પણ ભરાવી તઇયાર રાખેલું છે.

ખાનાં સારૂ હોતેલ મંડાવેલું છે ને તેની સાથે એક વેલાના જમવાના મોટા માણસના આનાં આઠ તથા બાર વરસની અંદરના છોકરાના આના ચાર લેખે લેવા ઠેરાવયું છે.

ઉપલાં કારણસર જવા સારૂ બરોડા રેલવેની ગાડી મુંબઇનાં ચરચગેટ ઇસટેશનથી સહવારના કલાક ૭) નાં અમલે ઉપડશે તે સનજાન બપોરના એક વાગે પોહોંચશે તથ બીજી ગાડી બપોરના ચરચગેટ સટેશનથી એક વાગે મુંબઇથી ઉપડશે તે સાંજના કલાક ૭॥ શનજાંન પુગશે. તથા મેલ તરેન રાતનાં મુંબઇના ચરચગેટના ઇસટેશન ઉપરથી કલાક ૭॥ વાગે ઉપડશે તે રાતનાં કલાક ૧૧॥ વાગે શનજાંન પુગશે.

શેવક દીનશાજી માણેકજી પીટીટ.
શેવક રતનજી ભીમજીભાઈ,
શેવક ભીખાજી ફરાંમજી,
શેવક પાલનજી વીકાજી,
શેવક શાપુરજી શોરાબજી,
શેવક ફરદુનજી ઇજીઆરજી

નારગોર તથા શેરનડાની
અનજુમન તરફથી.

મુંબઇનાં જામે જમશેદ, તા૦ ૨૯ મી ડીજેમબર ૧૮૮૪ ને વાર શોમે.

નાગગોર ગાંમ મધે દાખમાંનો તાંણો પુરાવાનો હેવાલ.

(અમારા ખાસ ખબરપતરી તરફથી.)

નારગોર ગાંમ કે જે સંજાણની પડોશમાં આવેલું છે અને જયાંની વસતી ઘણી પુરાતમ છે, તથા પારસીઓનાં આસરે ૧૫૦

ધરો છે તથા તેની પડોશમાં સરોંડા, તડગાંમ, વગેરે પારસીઓની વસતીવાલાં ગાંમો આવેલાં છે, તયાં એક જુનું દોખમું આસરે ૧૪૦ વરસનું બંધાયલું છે. તે દોખમું ઘણું પુરાતમ થયાને સબબે એક નવું દોખમું બાંધવાને શેઠ દીનશાહજી માંણેકજી પીટીટની આગેવાંની હેઠલ એક ઉઘરાંણું કરવામાં આવયું હતું, જેમાં રૂ ૧૮૦૦૦ ને આસરેની રકમ ભરાઇ હતી. તે મધેથી એ દોખમું બાંધવાનું કામ હાલમાં ચાલુ કરવામાં આવયું છે, અને તેનો તાંણો પુરવાની કીરીયા ગયા સનીવાર અને ખોરશેદ રોજે કરવામાં આવી હતી. આ વેલાએ નારગોલ, સરોંડા, તડગાંમ, દવીહર, તારાપોર, દમણ, ઊદવારા, મુંબઇ, વગેરે ઠેકાણાંઓથી પારસીઓની મોટી સંખયા હાજર થઇ હતી, જેઓમાં નીચલા જાણીતા ગરહસથો જોવામાં આવતા હતા.

દસતુર ખરસેદજી મનચેરજી ઉદવારેવાલા, દસતુર પેસતનજી બરજોરજી મીરજાં, એ૦ સોરાબજી નવરોજજી દસતુર ઉદવારેના, શેઠો દીનશાહજી માંણેકજી પીટીટ, નાનાભાઇ બેહેરાંમજી જીજીભાઇ, નશરવાંનજી બેહરામજી સેક્રેટરી, કેરબાદજી હોરમજજી ભરૂચા, પાલણજી ફરાંમજી મેહતા, બહમનજી બેહરાંમજી પટેલ, અરદેશર સોરાબજી દસતુર કામદીનના, માંણેકજી તથા પેસતનજી કાવસજી પીટીટ, રતનાગર માંણેકજી દલાલ, ફરાંમજી કાવસજી ડાકટર, શાપુરજી ભીમજીભાઇ તારાપોરવાલા, ફરાંમજી હોરમજજી ગજદર કંતરાકટર, ઉકરજી ફકીરજી પલીડર વગેરે; તેમજ નારગોલવાલા શેઠો રતનજી ભીમજીભાઇ પટેલ, ભીખાજી ફરાંમજી પટેલ, જીવનજી જમશેદજી પટેલ, મેરવાંનજી ભીમજીભાઇ પટેલ, પીરોશાહ રતનજી પટેલ, શાપુરજી સોરાબજી સીધવા, નવરોજજી દાદાભાઇ ફતાકીઆ, માંણેકજી રૂસતમજી ખંડારીઆ, ફરાંમજી હોરમજજી ગોવારીઆ; સરોંડાવાલા શેઠો પાલનજી વીકાજી ભીલાડીઆ, શાપુરજી સોરાબજી પસતાકીઆ, ભીમજીભાઇ શાપુરજી પસતાકીઆ, મોબેદ ફરદુનજી હીજીઆરજી, શેઠો જીવનજી જમશેદજી ભુરા, દારાબજી નાનજીભાઇ પટેલ; તડગાંમવાલા શેઠો બેહરાંમજી કાંનજીભાઇ પટેલ, નાનાભાઇ બેહરાંમજી પટેલ, ભીખાજી બેહરાંમજી પટેલ હવેવાલા શેઠો બહમનજી કુવરજી પટેલ, લીમજીભાઇ રૂસતમજી માસતર; દવીહરવાલા શેઠો હોરમજજી દારાબજી, અરદેશર દારાબજી, મેહરજીભાઇ તથા જીવનજી બરજોરજી પટેલ, મેહરવાંનજી દોરાબજી વાડીઆ, જીવનજી બહમનજી વલસાડા; જાંહવાલા શેઠો રૂસતમજી ભીમજીભાઇ, કુવરજી એદલજી, બહમનજી શાપુરજી; બોરડીવાલા શેઠો સોરાબજી શાપુરજી અને જીવનજી કાનજીભાઇ પટેલ; ગોલવડવાલા શેઠ પેસતનજી રતનજી; દેહણુવાલા શેઠો રતનજી જીવનજી વકીલ અને એદલજી બરજોરજી; તારાપોરવાલા શેઠો જાંગીરજી દાદાભાઇ, સોરાબજી શાપુરજી. અરદેશર દોરાબજી, ફરાંમરોજ દીનશાહજી, ફરદુનજી કુવરજી ઇજનેર; દમણવાલા શેઠો હોરમજજી જીવણજી દાદરેવાલા, અરદેશર રતનજી, નવરોજજી દોરાબજી વાડીઆ, ફકીરજી દાદાભાઈ વાડીઆ, પારડીવાલા શેઠ ખરસેદજી બહમનજી, અને વલસાડવાલા શેઠો ધનજીભાઇ ભુરાભાઇ, તથા હોરમજજી મોટાભાઇ, વગેરે વગેરે.

તાંણો પુરવાની કીરઆનું કામ ઉદવાડેથી આવેલા ચાર મોબેદોએ દસતુરજીઓનાં ઉપરીપણાં હેઠલ કીધું હતુ જે આસરે ૧૧ કલાકે પુરૂં થવા બાદ નારગોર, સરોંડા વગેરેનાં અંજુમન તરફથી શેઠ રતનજી ભીમજીભાઇ પટેલે નીચલો અંજુમન પતર વાંચી સંભલાવયો હતો:—

પાક દાદાર હોરમજદની મદદ છે.

જરથોસતી અનજુમનના અતરે ભેગા થયલા સાહેબો.

જત આ જોગવાઇએ તમો સાહેબો મને બે બોલ વાંચી સંભલાવવાની રજા આપશો.

આ લતા તરફ હાલનું પુરાંનું દખમું ઘણી બીશમાર હાલતમાં આવી જવાથી અતરેના જરથોસતીઓને બીજુ દખમું બાંધવાની ખાશ અગત માલમ પડી તે ઉપરથી આ જગાની આજુબાજુના લતાઓ તરફનાં આગેવાન જરથોસતીઓએ ભેગા મલી ને ઉઘરાંણાંની ટુક ટીપ ઉભી કીધી હતી અને મુંબઇના જાણીતા નેકનામ શખી વજુદ શેઠ દીનશાજી માણેકજી પાટીટને તે સંબંધી સરૂઆતમાં મલીને અરજ કરવામાં આવી હતી, જેઓએ પોતાના હમેશનાં સખી દીલગુરદા પરમાણે તે ટીપમાં પોતાની તરફથી તથા પોતાના ખેશઆશનાવો પાસે સારી રકમો ભરી હતી તથા ભરાવી આપવાની મેહેરબાની કીધી હતી, એટલુંજ નહી પણ એ નેક કામ સરનજામ પોંહોંચાડવા સારૂ ઘણી તથા વખાણવા લાએક ગોઠવણો એવણ સાહેબની આગેવાનીથી થઈ છે. આ કામ કાંઇ એવણથી

પહેલવેહેલું ઉચકી લીધામાં આવયું નથી, પણ આપણા અનુભવ ઉપરથી આપણ કેહેવાને શક્તીવાન છઇયે કે એવને એવી રીતનાં અનેક કાંમો ફતેહ ભરેલી રીતે સરનજામ ઉતારીયાં છે, અને આજે આપણે ભેગા મલી આ દખમાંનો તાંણો પુરવાની કીરીયા જોવાને શક્તીવાન થયા છઇએ તે પણ એવણ સાહેબની દીલસોજી તથા મેહેનતનું પરીનાંમ છે. માટે મારા તરફથી તથા આ લતા તરફનાં બીજા જરતોસતીઓ તરફથી એવણ સાહેબનો મોટો ઉપકાર માનવાની રજા લેઉ છું તેમાં તમો સાહેબો એક અવાજે સામેલ થશો એવો મને પકો ભરુસો છે. એ નેક કામ સરનજામ પોંચાડવા સારૂ જે સખી જરથોસતીઓએ ઉધરાણાની ટીપમાં નાણું ભરવાની મેરબાની કીધી છે તે સરવે સાહેબોનું ઘટતું હેસાન આ જોગવાઇએ આ લતાના જરતોસતી રેહેવાસીઓની તરફથી કબુલ રાખવામાં આવે છે.

તમો સાહેબોને જણાવવાને ઘણી ખુશી ઉપજે છે કે આ દખમું ૭૨ પાયરીનું બાંધવામાં આવશે અને બાંધી આપવાનું કંટરાકટ તે કામમાં જાણીતા થએલા શેઠ ફરામજી હોરમજી ગજદરને આપેલું છે અને એ કામ ઘણી પાકી ખાતરીથી પુરૂ કરવામાં આવશે તે વીશે ખુદ એ નામજ જામીનગીરી છે, અને જયારે આએ દખમું ઇજાવતી વખતે જયારે આપણ બીજી વખત પાછા ભેગા મલીશું તયારે આપણ ખચીતજ ખુશી થયા વગર રહીશું નહી એવી ખાતરી એ મજકુર કંનટરાકટરનાં આગલા કામથી આપણને થાય છે, અને તમો સાહેબોએ જે આએ ભલાં અને નેકકામમાં હાજર થવાની તસદી લીધી છે તેઓનો ઉપકાર પણ હમારી અનજુમન તરફથી માનવામાં આવે છે. એજ અરજ.

તા૦ ૨૭મી ડીસેમબર ૧૮૮૪.

હું છું તમારો નમનતાઈ ભરેલો શેવક,

**રતનજી ભીમજીભાઈ પટેલ.**

એ પછી ખુશાલીના પોકારો કરી તયાં હાજર રહેલા ગરહસથો, બાનુંઓ, અને બાલકોએ પોતાની ગુંજાસ માફક પરત નાખી હતી. એ જગાપર સરવે જાતનાં ખાણાં, તથા ઉતારાનાં માડવ, બીછાણાં પાણી વગેરેની સરવે મેનીજ એ કામના મેનેજરોએ રાખી હતી.

શેઠ દીનશાહજી માણેકજી પીટીટને નારગોર મધે આવતાં તથા જતાં તયાંના જરતોસતીઓએ ઘણો સારો આવકાર દીધો હતો, તથા નારગોર મધે શેઠ ભીખાજી ફરામજી પટેલે અને સરોંડા મધે શેઠ પાલનજી વીકાજીએ એવણ શેઠને પોતાને તીયાં ખાસ મીજલસ કરી બોલાવી પાનગોલાબ સાથે માંન આપયું હતું.

*Times of India, 23rd December 1884.*

TOWERS OF SILENCE AT NARGORE.

*Mr. Dinshaw Manockjee Petit* begs to request the **members** of the Zoroastrian Community to be good enough to be present at Nargore on SATURDAY, the 27th tns-tant, at 9 a. m., to witness the ceremony of LAYING the FOUNDATION of the TOWERS OF SILENCE.

A Special Train will start from Church Gate Station at 10 a. m. on the 26th instant, arriving at Sanjan at 2 p. m., and will start back from Sanjan on the 28th instant at 4 p. m.

Bombay, December 22, 1884.

*Times of India, 29th December 1884.*

*Laying the foundation stone of a Tower of Silence.*

(FROM OUR SPECIAL CORRESPONDENT.)

NARGORE, DECEMBER 27.

The Parsees of this town, which is about twelve miles distant from the B. B. & C. I. Railway Station of Sunjan, and about a hundred miles to the north of Bombay, have long felt the want of a suitable resting-place for the dead of their community, and they have subscribed among themselves about fifteen thousand rupees for the purpose of supplying this need. Mr. Dinshaw Manockjee Petit, of Bombay, materially aided his co-religionists with substantial assistance, and, as he has done in the case of many other similar structures, undertakes the care and

management of the sacred edifice. There is strong belief amongst the orthodox Parsees that any one who witnesses seven *tana*, or foundation ceremony, thereby paves his way to heaven. The construction of a *dokhma* or tower-of-silence was in former days such a rare event that it was almost impossible for any man, even were he to live a century, to witness seven such ceremonies, and thus, according to the orthodox belief, so easily secure his admission to heaven. But with the increasing population and their spread of the community in all parts of this Presidency the necessity for *dokhmas* has been proportionately felt, and many such edifices have had, therefore, to be constructed of late, so that if the orthodox Parrees have any faith in their belief, they have had excellent opportunities of carrying out a most important item in their creed. A brief history of Sunjan, near where the present tower-of-silence is to be built, will not be out of place here, as it has for about eleven hundred years played an important part in the history of the Parsee community. When the Mahomedans conquered and coerced the Parsees into accepting their faith in Persia, the latter fled to the mountainous districts of Khorassan, and subsequently, under further pressure, to island of Ormuz, at the mouth of the Persian Gulf. The persecution of the Mahomedans even reached this small island and the Parsees accordingly had to relinquish for ever the land of their forefathers, and to remove to a country where they might hope to live in tranquillity and in the enjoyment of their social and religious rights. They accordingly sought an asylum in India, and eventually landed at Diu, an island in the Gulf of Cambay, which is at present a Portuguese settlement. After about fifteen year's sojourn at Diu, the Parsees came to Sunjan, which was then under the rule of an able and liberal-minded chief named Jadao Rana, about the year A. D. 717. It was here that the Parsees settlep themselves; but they gradually emigrated to Surat, Broach, and other places in Guzerat, making their influence felt wherever they went. It was this historical interest in the place that drew a large concourse of Parsees to Sunjan and Nargore. Hundreds of people flocked here from all parts of Guzerat and Bombay on Friday, so as to be in time to witness the ceremony on the following morning. As such a large number of persons could not be accommodated in the village an extensive *marquee* was constructed near the site of the tower, which is on an open plain near the sea, where people rested for the night as best they could. Early in the morning hundreds of females squatted themselves on mats near the pit that had been dug out for the purpose of laying the foundation of the *dokhma* walls, and sang songs, making appeals to relentless "Death" to be merciful towards the inhabitants of the locality. The Dustoors, or high priests, then took possession of the pit and chaunted prayers, winding cotton twist round large iron nails planted on the sides of the pit. The prayers and other ceremonies of a formal character lasted upwards of an hour, and the foundation was then declared by the high priest to have been duly laid. The tower is estimated to cost about Rs.

150,000 and will take about a year to build. After the ceremony the visitors abjourned to a breakfast, and subsequently separated for their various homes. Profiting by the experience which the community had recently obtained on a similar occasion at Callian, the arrangements for the supply o food and water tothe visitors were made, and proved on the whole satisfactory.

## ઇ૦ સ૦ ૧૮૮૫.

### સીકંદરાબાદનાં દોખમાંને નવી સીહડીઓ.

મુંબઇના જામે જમશેદ, તા. ૬થી જાનેવારી ૧૮૮૫ ને વાર ભોમે.

સીકંદરાબાદ, તા૦ ૨જી જાનેવારી ૧૮૮૫

અતરેનાં દોખમાં પર જવાની શીડી ઘણીજ કઢંગી હાલતમાં બાંધેલી હતી કે જયારે રવાંનને દોખમાંમાં મેલવું હોય તયારે તે શીડી પરથી ધીઆંન ઉંચકીને અંદર જતાં નશેશાલારોને વારંવાર ખત થાય તેવો સંભવ રેહતો હતો તેમાં ચોમાસાંમાં તો ઘણી ફીકર રેહતી હતી. પણ તે સઘલી ધાસતી એક ધરમી પારગી શેઠ અરદેશર રતનજી સકલાટવાલા (પીલચર) ની સખાવત અને કોશેશથી તલી ગઇ છે. એ ગરહસથે એ દોખમાંને ઘણી સગવડ ભરેલી રીતે હાલ નવી શીડીઓ બાંધી છે, જે બાંધકાંમ એટલું તો મુસતકીમ છે કે સરવે તેની વખાંણ કરે છે. એ કામ પાછલ રૂ ૫૦૦) થી વધુનો ખરચ થયેલો છે. પણ ઘણી નવાઇની વાત એ છે કે આએ ગરહસથ અતરેના ફ્રીમેશન લાઉજનો એક ચુસત એરાદર છે તોપણ બીજાં છાલકાં મગજો સાથ સરખાવતાં તેઓ ઘણાં ઉતમ ખાસીએતનાં તથા ધરમી દીલના જણાયા છે.

### ઇગતપુરાનું અંજુમનના ઉઘરાતનું દોખમું પરઠાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા. ૧૮ મીં મેએ ૧૮૮૫ ને વાર શોમે.

શ્રી ઇગતપુરાનું દોખમું ઇજવાની કીરીઆ.

જરથોસતી ટોલાના ખાશોઆંમની સેવામાં નમનતાઇ સાથે અરજ કરવામાં આવે છે જે ઉપલું દોખમું ઇજવાની કીરયા રોજે મેહેર માહ આદર સને ૧૨૫૪ યઝદેજરદી તારીખ ૩૧મી મે શને ૧૮૮૫ ઇસવી ને રવીવારને દીને શહવારે કલાક ૮ ને અમલે કરવામાં આવશે તેમાં શામેલ થઇ શવાબનો હંમબરો હાંસીલ કરવા શ્રી મુંબઇના તથા બીજા દેશાવર ખાતેનાં જરથોશતી સાહેબોને નમનતાઇથી અરજ કરવામાં આવે છે.

ઇગતપુરાની આબો હવા ઘણીજ ખુશનુમાં છે, તથા તેના ઘાટોનો દેખાવ બહુજ મનોરંજક છે. વાસતે સરવે જરથોસતી સાહેબોએ જરૂર કરી મજકુર કીરયામાં સામેલ થવું જેથી શ્રી ઇગતપુરાની જરથોસતી અનજુમનને ભારે માન તથા શોભા મલશે.

કીરયામાં સામેલ થનારા સાહેબોને માટે માંદવાની તથા પાણીની ગોઠવણ બરાબ કરવામાં આવશે. તથા તયાં ખાવા તથા દારૂ વીગેરે રીફ્રેશમેંટ માટેની ગોઠવણ પુરતી રાખવામાં આવી છે.

શ્રી ઇગતપુરાની તા૦ ૧૬માં મે ૧૮૮૫.

**દીનશાજી માણેકજી પીટીટ**

**તથા**

ઇગતપુરાની જરથોસતી અનજુમનની વતી

**ધનજીભાઇ બેરામજી પટેલ.**

**હોરમજજી બરજોરજી ઇછાપોરીઆ.**

જામે જમશેદ, તા૦ ૨ જી જુન ૧૮૮૫ ને વાર ભોમે.

ઇગતપુરા મધે બંધાએલું નવું દોખમું ઇજાયાનો હેવાલ.

(અમારા ખબર પતરી તરફથી.)

ઇગતપુરા મધે અંજુમનનાં ઉઘરાતથી બંધાવેલું નવું દોખમું ઇજવાની કીરયા ગયા રવીવારે સવારનાં કરવામાં આવી હતી. જશનની કીરયા વેલાએ લગભગ ૧૫૦૦ જરતોસતીઓ માડવામાં તથા તેની આસપાસ ભેગા મલયા હતા. જે મધે દસતુરો હોસંગજી જામાસપજી, કેકોબાદજી નશરવાનજી, સોરાબજી કાવશજી મેહરજીરાંણાં, ખરસેદજી જમશેદજી મઉવાલા, પેશતનજી રૂસતમજી કાંગા, વગેરે તથા શેઠો દીનશાહજી માણેકજી પીટીટ, ફરાંમજી દીનશાહજી પીટીટ, જમશેદજી નશરવાનજી પીટીટ, દાદી નશરવાંનજી દાદી. પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇ, ફરાંમજી દોરાબજી પાંડે, ડાકટર કાવશજી હોરમસજી, ડાકટર અરદેસર પેશતનજી કામા, એદલજી રૂસતમજી રીપોરટર, ખરશેદજી પા-

ભનજી પાંઉવાલા, બહમનજી બેહરાંમજી પટેલ, હોરમજજી મનચેરજી કામાજી, ફેરબાદજી હોરમજજી ભરૂચા, નશરવાનજી બેહરાંમજી ફ્રારબસ, ફરાંમજી હોરમજજી ગજધર, સોરાબજી ફરાંમજી ગજધર, મનચેરજી દાદાભાઇ બાવનગરી, ધનજીભાઇ કાવશજી પટેલ, બેહરાંમજી દીનશાહ પાંડે, નાનાભાઇ ફરાંમજી મેસમેન, ધનજીભાઇ બેહરાંમજી પટેલ, હોરમજજી બરજોરજી ઇછાપોરીઆ, પેશતનજી જીવણજી મીસતરી, વગેરે હતા. જશનની કીરીઆ સરદાર ખાનબાહાદુર દસતુર હોશંગજી જામાસપજીએ પુરી કીધા પછી તેવણ સાહેબેજ દુ:ખમું બંધાવવાની અગત વીશે બુલંદ અવાજે એક વાયજી કરી સંભલાવી. ને પછી ઇગતપુરાની જરતોસતી અંજુમન તરફથી નીચલો અંજુમન પતર વાંચી સંભલાવવામાં આવયો હતો:—

"ગરહસથો, તમો દુરદરાજથી તસદી લઇ અતરેનું દોખમું પ્રજવાની ગંભીર કારયામાં સામેલ થઇ અતરેની ગરીબ અનજુમનને માન આપયું છે તે માટે એ અનજુમન તમારો ઉપકાર માને છે. ગરેટ ઇનડીયન પેનીનસુલા રેલવે કંપનીના થલઘાટમાં રેલવે થવાથી ઇગટપુરા ખાતે કંપનીનું કારખાનું વધવાથી અતરેના જરથોસતીઓ જેઓ ઘણાખરા મજકુર કંપનીની નોકરીમાં છે તેઓની વસતીમાં રફતે રફતે વધારો થયો છે અને થવા માંડે છે. અતરે જરથોસતીઓના કુટુંબની સંખયા નજદીક ૩૫ ઘરની છે તથા તેઓની સઘલી વસતી છોકરાં બચાં સાથે નજદીક ૨૦૦ ની છે. અતરે જરથોસતીઓ માટે છેલ્લી આરામગાની જગયા નહીં હોવાથી જયારે તેમનામાં રવાન થતાં હતાં તયારે તેવણને અવલમંજલ પોંહોંચાડવા માટે જેહમત તથા હાડમારી ખમવી પડતી હતી અને તેટલું કરતાં બી આપણા ભલા પાકીજેહ મજહબ પરમાણે રવાનને ઠેકાણે પાડી શકાતું ન હતું. ગયાં બે સાલમાં અતરે નજદીક અરઘો દજન રવાંન થયાં હતાં જેઓને એક સીવાય અતરે આપણા ધરમની વીરૂધ જુમીદા કરવાની ફરજ પડી હતી અને એક રવાનના બેશી શકતીવાન હોવાથી તેને મુંબઈ લઇ જવામાં આવયું હતું. એ પરમાણે જરથોસતીઓપર સંકત પડયાથી તેઓએ એક દોખમું બાંધવાના હેતુથી સરકાર પાસેથી જગયા ખરીદી પોતપોતામાં એક નાનું ઉઘરાણું કીધું અને ગયે સાલ જયારે અતરે નામદાર સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ તથા નેકનામ શેઠજી દીનશાજી માણેકજી પીટીટ અતરેની અગીયારીને માટે જગયા જોવા આવયા હતા તે વખતે તેઓ સાહેબને દોખમું બાંધવાના કામમાં મદદ કરવાને અરજ કીધી હતી. જે ઉપરથી શેઠજી દીનશાજી માણેકજી પીટીટે એ કામ પોતાની દેખરેખ હેઠલ કરી આપવા કબુલ કીધું હતું. બધા મલી આસરે રૂ૫૦૦૦ ભરાયા. મુંબઇ તથા બાહેરગામનાં જરથોસતીઓનાં આસરે રૂ ૩૨૦૦ ભરાયા હતા. તથા અતરેના જરથોસ્તીઓના આસરે રૂ ૧૮૦૦ ભરાયા હતા. દોખમું બાંધવાનું કનટરાકટરે શેઠ ફરાંમજી હોરમસજી ગઝદરને આપવામાં આવયું હતું. એ કનટરાકટરે ઘણા દોખમાં બાંધયાં છે તે કારણસર તેવણની અજમાયસનો આ કામમાં સારો લાભ થયો છે અને તમો સાહેબો આ દોખમું નજરો નજર જોઇ તાપસી અમારાં મતને મલતા થશો કે એ દોખમું સારી રીતે મજબુત બાંધેલું છે. એ દોખમું કેવી રીતે બાંધેલું છે તે માટે સરકારી "પબલીક વરકસ ડીપારટમેનટ" નાં એક અજમાયસવાલા ગરહસથનું મત લેવામાં આવયું છે જેવણે એ દોખમું મજબુત અને સારી રીતે બાંધેલુ છે એવું મત આપયું છે. એ દોખમું બાંધવા માટે એ કનટરાકટરને રૂ ૫૦૦૦ આપયા છે, જે બીજાં દોખમાં સાથે સરખાવતાં એ દોખમાનાં કામ પરમાણે આપેલી રકમ નાની છે. એ દોંખમાં સામેની સગડી મુંબઇના શેઠ પેશતનજી જીવણજી મીશતરી તથા સુમારીવાલાની ધણીઆંણીએ પોતાના બાવા મરહુમ બેરાંમજી પેશતનજી પટેલ (અતરેનાં રેહેવાશી) નાં પુનને સારૂ બાંધી જરતોસતી અનજુમનનાં વપરાશને સારૂ સપુરદ કીધી છે. એ સગદી શેઠ પેશતનજીએ પોતાને હાથે પોતાની દેખરેખ હેઠલ બાંધી છે જે પાછલ તેવણને રૂ૧૦૦૦ નો ખરચ થયો છે અને એ સગડીમાં આતશનું પાતરૂ તથા બીજાં ધરમની કીરીયાને લગતાં વાશણોબી એવણે પોતાને ખરચે મુકાવયાં છે જે માટે આએ ગરીબ અનજુમન તેવણનો મોટો ઉપકાર માને છે. દોખમાંની આસપાસની દેવાલ જે હજુર તઇયાર થઇ નથી તે અતરેનાં બેહેશતનશીન મજકુર બેહેરાંમજી પેશતનજી પટેલનાં એક બેશી થાંણેવાંલા મરહુમ બાઈ ભીખાઇજી તે કુવરજી શેરાબજી પટેલ તથા દુંગરીવાલાની છોકરીએ પોતાનાં પુનને સારૂં બંધાવી જરતોશતી અનજુમનને શપુરદ કીધી છે. એ દીવાલ તથા તેના દરવાજા પાછલ રૂ ૧૫૦૦નો ખરચ થશે. દુખમાંની નીચે જે કુવો છે અને

જે તઇયાર થયો નથી તે દુખમાંના એક મેનેજર શેઠ હોરમજજી બરજોરજી ઇછાપો-રીઆનાં મુંબઇના એક ખેશી શેઠ કાવશજી ખરશેદજી કંટરાકટર તથા અરાજનીયાએ પોતાનાં માય બેહેસતનશીન હીરાંબાઇનાં પુનને સારૂ બંધાવી જરતોશતી અજુમનનાં વપરાશ માટે શપુરદ કીધો છે, એ કુવા પાછલ ખરચ રૂ૫૦૦નો થયો છે. આએ દુખમાંનો તાંણો પુરતી વખતે જે કીરયા માટે સુતર તથા ખીલાઓની ભેટ એક ભલા જરતો-શતી ગરહસથે કીધી હતી જે માટે તે સા-હેબનો ઉપકાર માનીયે છઇયે. બેહેસતનશીન દખણના સરદાર દસ્તુરજી સાહેબ નોશરવાં-નજી જામાસપજી જામાસપઆસાનાંએ તાણો પુરવાની કીરયા વખતે દોખમામાં જે પડત પડી હતી અને જે પડતપર તેવણનો પોતાનો હક હતો તે હક છોડી દઇ ને પડત આએ દોખમાંનાં ફંડમાં શપુરદ કીધી હતી તે માટે એ બેહેસતી દસતુરજીના વારેસોનો હમો આ પરશંગે મોટો ઉપકાર માનીયે છીયે. તેજ પરમાણે આજની કીરયાની વેલાએ તથા હવે પછી જે પડત આએ દોખમામાં નાખવામાં આવશે તે પડતવર આપણા ભલા દખણના સરદાર દસ્તુરજી સાહેબ દસતુર હોશંગ જામા-સપનો હક છે પણ તે હક તેવણ છોડી દઇ તે પડતનાં નાણાં આએ ફંડમાં એવણ સાહેએ આપવાની ખાહેશ જણાવી છે જે માટે તથા આએ દોખમું ઇજવાની કીરીયા આએ ભલા દસતુર સાહેએ પોતાની દેખરેખ હેઠલ ઘણીજ મેહનત અને ચાલાકીથી કરાવી છે તે માટે આએ ગરીબ અનજુમન તેવણના ભારે હેશાંન-મંદ છે. તાણાની વખતે "મુંબઇ સમાચાર" પતરના માલેકે જાહેર ખબર મફત છાપી હતી તે માટે હમો તેવણનો ઉપકાર માનીયે છઇયે. દોખમાંનાં મેનેજરો શેઠો ધનજીભાઇ બેહેરાંમજી પટેલ તથા હોરમજજી બરજોરજી ઇછાપોરીઆએ જે મેહેનત કીધી છે તે માટે આએ અનજુમન એવણનો મોટો ઉપકાર માને છે.

સાહેબો તે ગરહસથ આપણા લાયકીવાલા ભલા બુજોરગ અકાબેર શેઠ દીનશાજી માંણેકજી પીટીટ છે જેવનની મેહેરબાંનીના બદલામાં આએ ગરીબ અજુમન એક યાદગારી દાખલ ચંદનનો એક દાબદો માનપતર સાથ ભેટ આપે છે. જે નજીવી ભેટ એવન સાહેબ કબુલ કરી એવન તેઓ ઉપર ઉપકારમાં ઉમેરો કરશે એવી હમારી આશા છે. ગરહસથો ! તમોએ આએ ધરમના કામમાં જે જરની બક્ષેશ કીધી છે તે માટે આએ અનજુમન તમારો મોટો ઉપકાર માનેછે—અને આશા છે કે અતરેની અગીઆરીનાં ફંડમાં થોડી ઘણી ખુત છે તે તમો સાહેબો તમારાં સખી દીલથી પુરી કરી આપશો."

ઉપલો અંજુમન પતર વંચાયા બાદ ઇગતપુરાની જરતોશતી અંજુમન તરફથી શેઠ નશરવાંનજી બેહરાંમજી ફારબસે ઉઠી એક માનપતર શેઠ દીનશાહજી માણેકજી પીટીટને વાંચી સંભલાવી તે સુખડના નકસીદાર એક બાકસમાં મુકી ભેટ આપયું હતું. જેનો શેઠ દીનશાહજીએ થોડાક ઘટતા શબદોમાં ઉતર વાલયો હતો. એ બાદ ઇગતપુરાની અંજુમન તરફથી શેઠ દીનશાહજીએ ઉઠી દસતુર હોશં-ગજીને, નાયબ દસતુર કેકોબાદને, મઉવાલા દસતુર ખુરશેદજીને, તથા દોખમું બાંધનાર કંતરાકતર મી૦ ફરાંમજી હોરમશજી ગજધરને એકેકી શીયાલ હોરાડી હતી, જે પછી મેલાવડો બરખાસત થયો હતો.

એ દોખમાં પર જે તખતી મારવામાં આવી છે તેમાં દોખમું ઇજાવાનો રોજ માહ સવા મહીનો આગલનો લખેલો છે, માટે તે કોઇ પારસી કારીગર પાસે સુધરાવી ઇજાવાનો ખરો રોજ માહ કોતરાવવાની અમો એ કામના મેનેજરોને સુચના કરીએ છીયે.

*Bombay Gazette, 3rd June 1885.*
*The Igutpuri Tower of Silence.*

The ceremony of consecrating the newly-built Tower of Silence at Igutpuri took place on Sunday morning, in the presence of a large concourse of Parsees, both male and female. Sirdar Bahadoor Dustoor Hoshungjee, of Poona, the high-priest of the Deccan, his nephew, and the Dustoor of Mhow officiated on the occasion. The saying of prayers, the preaching of a solemn, eloquent, and impressive sermon by the high-priest, the presentation of an address to Mr. Dinshaw Maneckjee Petit for his hearty co-operation in the sacred cause of erecting a Tower of Silence in this growing town, occupied nearly three hours. After the ceremony, the assembly broke

up, and most of the visitors inspected the Tower, into which, according to custom, some silver and copper coins were thrown as an offertory, to which the high-priest was entitled, but which he generously made over to the fund raised or the construction of the Tower. Last year a subscription was set on foot, and by the exertions of Mr. D. M. Petit and the leading Parsees of Igutpuri a sufficient sum was collected to defray the necessary expenses in connection with the Tower. The contract for building it was given to Mr. Framjee H. Guzdar, who executed the work with economy and despatch. For the accommodation of visitors several temporary sheds were erected, where food and drink were provided for them. There were nearly 1,500 people present, chiefly from Bombay, Tanna, and Kalyan. Amongst them were noticed Mr. and Mrs. Dinshaw M. Petit and their daughters, Mr. Framjee D. M. Petit, Mr. Dady N. Dadysett, Dr. Cowasjee Hormusjee, Dr. Ardesir Pestonjee Kama, Messrs. Jamsetjee Nusserwanjee Petit, Pherozsha Merwanjee Jeejeebhoy, Eduljee Rustomjee Reporter, Muncherjee Dadabhoy Bhownuggree, Sorabjee Dosabhoy Framjee, Jamsetjee B. Kanga, LL. B., Dinshaw Nariman, L. C. E., Burjorjee Kuverjee, Muncherjee Tanawala, B. B. Patel, H. M. Kama, Rustomjee Patel, &c., &c. A number of shawls were presented to the chief and other priests. An address in Guzerati, inscribed on vellum, was read and presented to Mr. D. M. Petit, on behalf of the Parsee community of Igutpuri. It was placed in a handsomely carved sandalwood box. Most of the visitors returned to Bombay by the afternoon train, and the rest on the following day.

*** એ દોખમાં પર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ
"આએ દોખમું જરથોસ્તી ટોલામાં ઉ-
"ગરાનું કરી જરથોસ્તી ધરમ પાલનારાઓને
"વાપરવા સારૂં શેઠ દીનશાજી માણેકજી
"પીટીટ તથા ઇગતપુરાની જરથોસ્તી
"અંજુમનની દેખરેખ હેથે પા૦ ફ.
"હોરમજી ગજધરે ઇજારેદાર બાંધયું છે.
"એ ઉપર લાગત રૂ ૫૦૦૦. રોજ ૧૧ મો
"માહા ૮ મો ૧૨૫૪"

તખ્તીમાં જણાવેલા દીવસ પછી ૩૫, દીવસે એ દોખમું ઇજાયું હતું.

*** શગડી પર મારેલી તખ્તીની નકલ નીચે મુજબ છે:

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"બાઇ ખરશેદબાઇ તે પેશતનજી જીવનજી
"મીશતરી તથા સુમારીવાલાનાં ધણીઆં-
"નીએ પોતાના પીતા મરહુમ શેઠ એરાં-
"મજી પેશતનજી પટેલ તથા ઇગતપુરાવા-
"લાનાં પુનને સારૂં આએ સગદી બાંધી
"આપી ઇગતપુરાની જરથોસ્તી અંનજુમ-
"નને વપરાસ માટે સવાધીન કીધી છે.
"રોજ ૧૧ મો માહા ૮ મો ૧૨૫૪
"યજદેજરદી."

*** દોખમાંના કંપાઉંડની ભીત પર મારેલી તખ્તી:—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"આએ દોખમાંના કંપાઉંડની ભીત તથા
"દરવાજો થાનેવાલાં બાઇ ભીખાઇજી તે
"કુવરજી શેરાબજી પટેલ ડુંગરીવારાની
"એટીએ પોતાનાં પુનને સારૂં પોતાને
"ખરચે બંધાવીને શ્રી ઇગતપુરાની જર-
"થોસ્તી અંનજુમનને સ્વાધીન કીધી છે.
"રોજ ૧૫ મો માહા ૮ મો સને ૧૨૫૪
"યજદેજરદી તારીખ ૩૦ મી મે સને
"૧૮૮૫ ઇસવી."

### બારડોલીની શેઠ [illegible]લજી નવરોજજી મેહતા વાલી દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

જમે જમશેદ, તા૦ ૨૮ મી ડીસેમબર ૧૮૮૫ ને વાર શોમે.

બારડોલી, તા૦ ૨૬ મી ડીસેમબર.

ઉપલાં ગાંમની પારસી વસતીને દરેમેહર વગર [illegible] વગેરે [illegible]ની જે મુશ્કી-

બત વેઠવી પડતી હતી તથા પઇસાનો ખરચ થતો હતો તે આબદામાંથી દુર કરવા ગયે સાલ દખમાંના તાણાની કીરયા વખતે આવેલા નવસારીવાશી શેઠ એદલજી નવરોજી મેહેતાએ બંધાવી આપવાતું જાહેર કીધું હતું, જે પરમાણે તે મકાંન તઇયાર થવાથી ગઇ કાલે તે બારડોલી અંજુમનને સવાધીન કરવાની કીરયા થઇ હતી, જે વખતે નવસારીના દસતુર તથા શેઠો દીનશાજી માણેકજી પીટીટ, ફરામજી દીનશાહ પીટીટ, જમશેદજી નશરવાનજી પીટીટ, પેસતનજી કાવશજી પીટીટ, નાનાભાઈ બેરાંમજી જીજીભાઇ, કાવશજી દીનશા એદનવાલા, પારસી પંચાયતના સેકરેટરી નોશેરવાનજી બેહેરામજી, ડાકતર અરદેસર કામા તેમજ બારડોલી, નવસારી તથા આસપાસનાં ગાંમોનાં જરતોસતીઓ હાજર થયા હતા. ગામમાં ન થયલી ધામધુમ ચાલુ રહેતાં પરકોમમાં પણુ મેલાની આતુરતા જણાતી હતી. જશનની કીરયા પુરી થતાં બારડોલીની અંજુમન તરફથી નવસારીના દસતુરે નીચે પરમાણે વાંચી સંભલાવયું હતુંઃ—

"રોજ ૯ મો આદર ઇજદ માહા ૪ થો તેસતર તીર ઇજદ સને ૧૨૫૫ યઝદેજરદી. તા૦ ૨૫ મી ડીસેમબર સને ૧૮૮૫ ને વાર સુકરે,

નેકનાંમ શેઠજી સાહેબ, શેઠ એદલજી નવરોજજી મેહેતા જોગ બારડોલી.

હમો નીચે સહી કરનાર શ્રી બારડોલીની જરથોસતી અંજુમન નમનતાઇ સાથે તમો સાહેબની શેવામાં જણુવે છે જે અતરે પહેલવેહેલું બાંધેલું દોખમું આવતી કાલે ઇજાવવાનું છે, તે ટકનો લાભ લઈ જણાવવાને રજા લઇએ છીયે કે એ દોખમું બાંધવાનો તાનો પુરવાની કીરયા રોજ ૩૦ મીનો અનેરાન માહ ૬ ઠો સહરેવર અમસાસપંદ શેહેનસાહી સને ૧૨૫૩ યઝદેજરદી તા૦ ૧૬ મી મારચ સને ૧૮૮૪ ઈસવી ને વાર રવેઉને દીને થઇ હતી, તે વેલા તમો નેકનાંમ શેઠજી સાહેબ, શેઠ દીનશાજી માંણેકજી પીટીટ તથા શેઠ નસરવાંનજી રતનજી તાતાની સાથે હમારાં ગરીબ ગામમાં પધારયા હતા ને હમો ગરીબ બારડોલી અંજુમનને માંન આપયું હતું, તે બાબે તમારો ઉપકાર માનીએ છીયે, ને તે વેલાએ તમો સાહેબે હમો અતરેના જરતોસતીઓની અરજ ઉપર મેરબાની કરી ધયાંન આપી જે હમારા ગામમાં દીનઆઇનું સઘલી રીતનું કાંમ કરવાને મકાંન ન હોવાથી હરકત પડતી હતી ને નવસારી સુરત લાવી કરાવવું પડતું હતું, અને તેથી કરાવવા સારૂં જે માણુસ મોકલતા હતા તે બરાબર વખતસર ન પોહોંચવાને સબબે કીરીયા કામ નહી થતું હતું, તે હમારી હાજત અને અગત પુરી પાડવાને હરકત પડતી હતી તે તાલવા એક દરેમેહેરનું મકાંન તમારા બેહેસતનશીન મુરબીજી બાવાજી નવરોજી ચાનજીભાઇ મેહેતાની નઇએતે બાંધી આપવા સારૂં તે વખતે તંદરૂસતી ભણાવી હતી. તે મકાંન બંધાવી તઇયાર કરી આજ દીને તમારી વતી એ દરેમેહેર બાંધી આપવાનું કામ કરવાની દેખરેખ રાખનાર એટલે મેનેજ કરનાર શેઠીયાઓ સોરાબજી કાવશજી તાતા તથા પેસતનજી બરજોરજી મેહેતાએ ઇજાવીને જરતોસતી ધરમ પાલનારને વાપરવા કીજે બારડોલીની અંજુમનને સવાધીન કીધું છે, તે વીશેનાં તથા એ દરેમેહેર મધે અગતજોગ વાપરવા કેટલાંએક વાશણો, સેતરંજી વીગેરેનો સામન આપયો છે ને બીજો મોકલવાના છેવો તે વીશે પણ તમો સાહેબનો ઉપકાર માનીયે છીયે.

બીજું—શેઠયાઓ સોરાબજી કાવશજી તાતા તથા પેસતનજી બરજોરજી મેહેતાએ આ મકાન તમારી વતી બાંધી આપવાની ઘણી મેહેનત લીધી છે, ને તે કારણુસર કેટલીક વખત પોતાનો અમુલય વખત રોકી બારડોલી આવવાને તસદી લીધી છે તેઓ સાહેબનો પણુ આ જોગવાઈએ ઉપકાર માનીયે છીયે.

હમો છીએ શેઠજી સાહેબ તમારા નમનતાઈ ભરયા સેવકો શ્રી બારડોલીની જરતોસતી અંજુમનના અકાબરો.

ઉપલો પતર વાંચવા પછી અગીઆરી બંધાવનાર શેઠ ચીન હોવાથી તેવણુના એક સગાને બારડોલી અનજુમન તરફથી સાલ આપી હતી, જે પછી તે શેઠ તરફથી તેવણુના એક સગાએ એક પતર બારડોલીની અંજુમન જોગ દરેહમેહેર સપુરદ કરવાનો વાંચયો હતો.

એ પછી નવસારીના દસતુરે તે દરેહમેહેર બારડોલી અંજુમનને સવાધીન કરવાનું બોલી સંભળાવતાં આ કામકાજ કરાવવા વીગેરે ઉપર સહલા આપી હતી. એ થવા બાદ ઉપલી દરેહમેહેરનાં નીભાવેશ માટે હાજર જરથોસતી શેઠો વીગેરેની મદદ માંગવાનું નવસારીના એક પારસીએ વાંચી સંભલાવ્યું હતું પણ તેની મતલબ આગલ આપેલા દસતાવેજથી ઉલટી માલમ પડવાથી હાજર શેઠોની ફરમાશથી તે ભુલ સુધારતાં એક લીસટ ફરતું થયું છે જેમાં બારડોલીના એક

પારસીએ મોબેદોને રહેવા માટેનાં ઘરની રકમ ભરી છે તથા સાંભળવાં પરમાણે નવસારીના એક પારસી નસાખાનું બાંધનાર છે. બારડોલી ગામનાં પારસીઓને તેઓમાંથી એકઠા કીધેલા ફકત રૂ. ૨૦૦ ઉપરથી પારકા શેઠોએ દખમું તથા અગીઆરી બનાવી આપી તથા રે તે અગીઆરી જેવાં મકાંનને પણ નીભાવવાની કાલજી ન રાખતાં તેઓ તે પણ પારકે હાથે કરાવા માંગે એ દરૂસત નથી. તેઓએ પોતાનાં ધરમખાતાંને કેમ નીભાવવાં તે શીખવું જોઇએ છે.

*** આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.
"આએ દરેમેહર શ્રી બારડોલી ગામમાં
"શ્રી નવસારીનાં રેહવાશી પારસી એદલજી
"નવરોજી મેહતાએ પોતાના મરહુમ બાવા
"નવરોજી આનજીભાઇનાં પુનને સારૂં
"પોતાના પૈસાથી બંધાવીને કુલે જરથો-
"શતીઓને ધરમની કીરીઆકામ કરવા
"વાસતે આપી છે. રોજ ૯ મો આદર-
"ઇજદ માહા ૪ થો તેશતર તીર ઇજદ
"શને ૧૨૫૫ યજદેજરદી તા૦ ૨૫ મી
"ડાશેમબર શને ૧૮૮૬ સંવત ૧૯૪૨
"નાં માગશર વદ ૪ ને વાર શુકર. એ
"મકાંન ઉપર રૂ૫૦૦૦) થયા છે."

### બારડોલીનું અંજુમનના ઉધરાતનું દાખમું તથા શેઠ શોરાબજી ફેરાંમજી ગજધરે બંધાવેલી શગડી પરઠાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૧૭ મી ડીસેમબર ૧૮૮૫.

દાખમું બારડોલીનું ઈજાવાની કીરીઆ.

જરથોશતી તોલાના ખાસોઆમની સેવામાં જણાવવા રજા લેઇએચ જે બારદોલી ગામનું દાખમુ ઇજવાની કીરીઆ રોજ ૧૦ મો આવાં ઇજદ માહા ૪ થો તેશતર તીરઇજદ શેહેનશાહી સને ૧૨૫૫ ઇઅજદેજરદી તા૦ ૨૬ મી ચાલતા માસની ને વાર શનેઉને દીને કલાક ૯ ને અમલે કરવામાં આવશે તેની જશનની કીરીઆમાં શામેલ થાઇ ને શવાબનો હંમબેરો હાંશેલ કરવા મેહેરબાની કરી તસદી લેવી.

મુંબઇ તા૦ ૧૫ મી દીજેમબર સને ૧૮૮૫.

સેવક દીનશાજી માણેકજી પીટીટ.

તથા

બારદોલીની અનજુમનની વતી,

સેવક કાવસજી જીવાજી પટેલ,

કાવસજી ફકીરજી ફેકીરમોતાના.

*Times of India, 18th December 1885*

*Towers of Silence at Bardoli.*

OPENING CEREMONY.

Members of the zoroastrian community are informed that the opening ceremony of the towers of silence will take place at Bardoli on saturday, the 26th instant, at 9 o'clock in the morning.

DINSHAW MANOCKJEE PETIT.

Bombay, December 17, 1885.

જામે જમશેદ, તા૦ ૨૯ મીં ડીસેમબર ૧૮૮૫ ને વાર ભોમે

બારડોલી, તા૦ ૨૭ મી ડીસેમબર.

ઉપલું આસરે દોઢસો માણસની જરતોસતી વસતીનું ગામ કે જેમાં દખમું ન હોવાથી કોઇ ગુજરનારને અવલમંજલ પોંહોચાડવાને તેઓને મોટી મુશીબત ગુજરતી હતી, કે જે વીશે હું બોલું તે કરતાં ઉપલાં ગામના જરતોસતીઓએ શેઠ દીનશાજી પીટીટને જે માનપતર આપ્યું છે અને જે હું નીચે આપું છું તેજ સાફ બતાવી આપશે. આ નવું દાખમું અંદરથી સંગેમરમરની છતરીસ પાવીનું તથા ઉપરના ઘેરાવામાં ફરતું આસરે ૧૦૩ ફીટ છે અને જે એક નજદીકની જગો ઉપર અને ઉંચી જગામાં આવયું છે. જેની ઇજાવાની કીરીયા કાલ રોજે થઇ હતી, જે વેલા આસરે એક હજાર જરથોસતીઓએ ભાગ લીધો હતો. જશનની કીરીયા થવા પછી શેઠ દીનશાજીને બારડોલીની અંજુમન તરફથી એક માનપતર આપયું હતું જે પછવાડે આપયું છે તથા એક શાલ આપી હતી. શેઠ દીનશાજી એ પોતાની લાયકી પરમાણેનો જવાબ આપયો હતો. એક બીજું માનપતર સગડી તથા કુવો પોતાને ખરચે બાંધી આપનાર તથા દાખમું બાંધનાર શેઠ ફરામજી હોરમસજી ગજદરને આપવામાં આવયું હતું જે પણ પછવાડે આપવામાં આવયું છે. આબકારી ઇજારદાર શેઠ દાદાભાઇ હોરમસજી દુબાસે વાસણો વીગેરે સામાન આપવાથી તથા નવસારીના પારસી શેઠ વાંદરીવાલા નસાખાંનું બાંધનાર હોવાથી તેઓનાં માનપતરો વાંચી તેઓના લાગતા વલગતાને સોંપવામાં આવયાં હતાં. નવસારીના દસતુરજી, દેસાઇજી, બારડોલીના અકાબર, દખમું બાંધનાર તથા ઉધરાનાંની મેનેજ કરનાર નેબારડોલી અંજુમન તરફથી શાલ આપવામાં આવી હતી. એજ મીજ-

લસમાં માંડવીનાં પારસીઓએ તેઓ તરફનાં બીસમાર દોખમાને સમારવાની અરજ કીધી હતી કે જે ઉપર આસરે હજાર રૂપયા થશે તે અરજ તુરત ઉંચકી લીધી હતી. બારડોલીમાં બાંધવામાં આવેલી અગીઆરીને નીભાવવાનું લીસટ ફરતાં શેઠ પીટીટ તથા તેવણુની સાથવાલાઓએ મલી રૂ૮૦૦ તુરત ભરાયા હતા અને આશા છે કે જો એ લીસટ ખોલું મુકવામાં એટલે જાહેર પતરોમાં તે અગીઆરીનું ફંડ ઉભું કરવામાં આવશે તો પારસી સખાવતના દીલગુરદાથી મોટી રકમ જમા થશે. બારડોલીમાં દખમું ઇજાવાની કીરીયામાં સામેલ થનારા માટે દખમાના કમપાઉનડમાં સારી ગોઠવણુ રાખી હતી તથા જાતજાતની મીઠાઇ મેવાની દુકાન તથા હોટલ મંડાતાં પાણીની પણ પુરતી સગવડ હતી. સામટી રીતે લેતાં આ નેક કામ ઘણાં સંતોસ અને ઉલટ તથા સમાધાંની સાથ પાર પડયું છે, અને બારડોલીના જરતોસતીઓ શેઠ પીટીટના કેટલા આભારી થયા છે તે મેં નજરે જોયું છે પણ નીચલું માનપતર પોતેજ બોલે છે:—

નેકનામ સખી વજુદ બુજરગ અકાબર
સાહેબ શેઠ દીનશાજી માણેકજી પીટીટ

માનવંત અકાબર સાહેબ. હમો શ્રી બારડોલીની જરતોસતી અંજુમન તમો સાહેબની હજુરમાં નમંતાઇ સાથે આ માનપતર ધરીએ છીએ અને ઉમેદ રાખીએ છીએ કે તમો સાહેબે હમો ઉપર કેટલાએક ઉપકાર કીધા છે તેમાં વધુ ઉપકાર કરી આ માનપતર મેહેરબાંનીની રાહે કબુલ રાખશો.

આદમજાતની સઉથી મોટામાં મોટી ઉમેદ પોતાની સેવટની આરામગાહની ગોઠવણુ અગાઉથી કરી રાખવાની છે તેવી આરામગાહની જગા આએ નાનાં ગામડામાં ગરીબ જરતોસતીઓને માટે તયાર કરાવી આજ રોજે ઇજાવામાં આવી છે તે તમો સાહેબની કદરદાની તથા મેહેનતથી થઇ છે, જે માટે અતરેની ગરીબ અંજુમન તમો સાહેબનું ભારે હેસાંન માને છે.

અતરે એક દોખમું નહીં હોવાને સબબે અતરેના જરતોસતીઓમાં કોઇ ગુજરી જતું હતું તો તે રૂવાંનને અવલમંજલ પોંહોંચાડવા મહુવા ગાંમ લઇ જવું પડતું હતું, જે ગામ આએ ગામથી નજદીકમાં નજદીક છે પણુ તે અતરેથી દશ માઇલ જેટલું દુર છે. મહુવા ગાંમ પહોંચતાં બે મોટી નદીઓ તથા તરણુ નાની નદીઓ ઓલંગવી પડતી હતી તથા કેટલીએક વેલા અતરેના રવાંનોને ચોવીસ માઇલને છેટે શ્રી નવસારી અથવા સુરત લઇ જવાં પડતાં હતાં, જેમ કરવાને બે મોટી નદીઓ ઓલંગવી પડતી હતી. એ પરમાણે રવાંનોને અવલમંજલ પોંહોંચાડવા ભારે રંજ તથા હલાકી ખમવી પડતી હતી પણુ જયારે રવાંનોને ચોમાસામાં અવલમંજલ પોંહોંચાડવા જેહેમત તથા દુ:ખ ખમવું પડતું હતું તેનો તો કાંઇ પારજ નહી, કેમકે વરસાદમાં નદીઓમાં પુર આવતી અને પાણીના રોહોનું જોર એટલું જબરૂ કે નદી પાર રવાંનોને લઇ જવા ચારથી છ જરતોસતીઓને નદીમાં ઉતરવું પડતું હતું અને કેટલીએક વખત તો તેઓને પાણીનો રોહ રૂવાન સાથે એક માઇલ દુર તાણી જતો હનો તેથી મુવેલાંને ઠેકાંણે પહોંચાડતાં જીવતાંના પ્યારા જાનો જોખમમાં આવી પડતા હતા. એવી એવી હલાકી હમોને ખમવી પડતી હતી તે તમો સાહેબની જાણમાં લાવ્યાથી તમો શેઠે હમો ઉપર કદરદાંની કરી હમારી મુશકેલીઓ તાલવાનું કામ માથે લીધું અને તમારી આગેવાંની હેઠલ એક સારૂ મજબુત દોખમુ જરતોસતી ટોલામાં ઉઘરાણું કરાવી તથા તમો પોતેબી નાણાંની એક સારી રકમ આપી મદદ કરી બંધાવી આપ્યું, જે માટે આએ જરતોસતી અંજુમન તમો સાહેબની સદાની આભારી થઇ છે.

સરવે ઠેકાણે જરતોસતીઓમાં સારી રીતે મશહુર છે કે તમો સાહેબ એવાં પુન તથા ધરમનાં કામો હંમેશાં કરતા આવીયા છો અને તમો શેઠની બાંહેધરી વગર એવાં કામ પાર પડતાં નથી. હમારા બાબમાં તો તે ખરેજ બનયું છે.

પેહેલવેહેલુ દોખમું તથા દરેહમેહેર બાંધવા માટે ઘટતી જમીન જોઇ તમારી ખાતરી કરી ખરીદી કરવા રજા આપવા તથા એ દુખમાંનો તાંણો પુરાયો તે વેલા તથા આજ રોજની ઇજાવાની કીરીયા કરાવા માટે તમો સાહેબ એ પરમાણે તરણુ મરતબે શ્રી નવસારીથી ચોવીસ માઇલના બીકટ રસતા ઉપર આવ્યા. આએ ગાંમડાંમાં તમારો અમુલીઅ વખત ખોહી કામકાજ છોડી તમો બુજરગ શેઠની નાજુક તંદરોસતીની દરકાર ન કરતાં ગાડાંઓની સખત ઇજા ખમી અતરે પધારીઆ એ ખરેજ દેખડાવી આપે છે કે તમારો જરતોસતી પાક મહજબનાં પાલનારા ઉપર અતીશે ચાહ છે, અને તમો સાહેબનો દાખલો દરેક જરતોસતીને નકલ કરવાજોગ છે.

જરતોસતી ટોલા તરફ તમો જે દીલસોજી બતાવો છો ને એ ટોલાના ગરીબોને ચાકરી ધંધે લગાડી તથા છુપી નાણાની મદદો કરી આબરૂદાર શેહેરીઓ બનાવવાની તમો જે કાલજી રાખો છો અને ધરમનાં દરેક કામમાં તમારી કોઠલીનું મોહું ખોલું મેલી દીલોજાનથી તનમન અને ધનથી જે મદદ કરો છો અને બુલંદ જરતોસતી મજહબ તરપ્ તમો જે અંનત પ્યાર રાખી એક ચુસ્ત જરતોસતી તરીકેની તમો જે સઘલી ફરજો અદા કરો છો તે ખરેખર તમોને તેમજ આખી પારસી કોમને ભારે જેબ આપે છે, અને જેમ એક બાગમાં ગુલાબનું ફુલ શોભા આપે છે તથા ખુશબો પાંથરે છે તે પરમાણે જરતોસતી બાગમાં તમો એક ગુલાબ જેવા છો અને ચોમેર તમારો પમરાત ફેલાવો છો.

તમો સાહેબ જાહેર માનની જરાએ ભુખ ન રાખતાં તમારા પેદા કનાર તરફ જોઈને ગરીબનાં દુઃખનું નીવારણ કરવા તથા ગરીબને કેલવણી આપવા જરતોસતીઓમાં શું કે કોઈબી કોમમાં જાત ન્યાતનો ફરક ન રાખતાં છુપી સખાવત કરો છો અને કોઈબી દયાનાં તથા દુઃખનીવારણ કરવાનાં ફંડો એવાં નહી હશે કે જેમાં તમો સાહેબે તમારો મુબારક દસત લંબાવીયો નહીં હોય. સાહેબ, તમોએ સખાવતમાં તથા ધરમનાં કામો છુપાં તથા જાહેર એટલાં બધાં કીધાં છે કે તેનું બયાન કરવું તથા તેની વખાણ ગાવી એ હમારી નાકેસ શકતીની ઉપરાંત છે.

સાહેબ શ્રી હીંદુસ્થાન તેમજ શ્રી ઇરાંનનાં જરથોસતીઓ ઉપર તમોએ ભારે હેશાંનો કીધાં છે અને કરો છો અને તમે જેવા જરથોસતીઓને ચાહવોછો તેજ પ્રમાણે જો દર એક જરતોસતી એ પરમાણે કરે તો જરતોસતી ટોલો સરવે કોમમાં સરસાઇ કરયા વગર રહે નહીં.

તમો શેઠજીએ અતરેના જરતોસતીઓ ઉપર એવો મોટો ઉપકાર કીધો છે કે તેઓ તથા હવે પછીના તેઓના વંશજો તમો સાહેબના સદાના આભારી રહેશે, એટલુંજ નહી પણ તમારૂ મુબારક નામ તેઓની જુબાન ઉપરથી હરગેજ ભુલાશે નહી અને તેઓ હમેશાં પોતાની બંદગીમાં પરેમ કૃપાલુ ખાવીંદ પાસે દુવા ગુજારશે કે તમો સાહેબ તમારાં ભલાં કુટુંબ પરીવાર તથા બાલગોપાલ સાથે સદા હસીખુશી જાહોજલાલી તથા આબાદી સાથે રહો અને જરતોસતીઓનું ભલ કરવા લાંબી જીંદગી ભોગવો આમીન! આમીન! રોજ ૧૦ મો આવાં ઇજદ માહા ૪ થો તેસતર તીર ઇજદ સને ૧૨૫૫ યઝદેજરદી તા૦ ૨૬ મી ડીસેમબર સને ૧૮૮૫ ને વાર સનેઉ.

ઉપલાં માનપતરના જવાબમા શેઠ દીનશાહજી પીટીટે જણાવ્યું કેઃ—

"આએ વેલા તમો સાહેબોએ મને જે માનપતર આપી સરફરાજ કીધો છે તે માટે હું તમો સાહેબોનો ઉપકાર માનુ છું.

બારડોલીનું દખમું મારી આગેવાનીથી બાંધી આપવા વીશે તમો સાહેબોએ મને આપેલાં માનપતરમાં જે બીનાં જણાવી છે તે બાબે હું જણાવવાને રજા લઉં છું જે એક જરતોસતી તરીકે અમારો ફરજ સમજીને જરતોસતી ટોલાનું ભલું ઇછવાના હેતુવી એ કામ કરી આપવા માંથે લીધું હતું તે કામ તે દાદાર હોરમજદની મેહેરબાનીથી પાર પડેલું જોઇ જેમ તમો સાહેબોને તેમજ હમોને પણ ખુશી હાંસલ થાય છે.

એ કામ સારૂ નાણું ભેગું કરવા તથા દોખમું બાંધવાનાં કામની તજવીજ રાખવા તમારી અનજુમન તરફથા જે મેહેનત કરવામાં આવી છે તે વીશેનો તથા જે જે સાહેબોએ એ દોખમું બાંધવાનાં ઉધરાનામાં નાણું ભરી મદદ આપી છે તેઓનો પણ આ જોગવાઇએ ઉપકાર માનું છું.

બીજું, આએ દોખમાનું બાંધકામ કરવાનું કામ ભાઈ ફરામજી હોરમજજી ગજધરને રૂ ૭૦૦૦) એ આપવામાં આવીયું છે તે કામ સારી રીતે કરેલું જોઇ હમોને ખુશી હાંસલ થઇ છે તે વીશે આએ જોગવાઇએ એ ભાઇનો હું ઉપકાર માનું છું.

બીજું, બારડોલી ગામમાં દીનઆઇનનું કામ કરવા ધરમનું મકાન નહી હોવાને લીધે ઘણીએક અડચણ પડતી હતી એટલુંજ નહી પણ ધરમનું નવસારી અને બીજાં ગામમાં કામ કરવાથી ઘણો ખરચ થતો હતો અને પોતાની નજર આગલ નહી થવાથી નારાજી ઉપજતી હતી તે સઘલી અગવડ તાલવા સારૂ નેકનામ શેઠ એદલજી નવરોજી મેહેતાએ જે અગીયારીનું મકાન બંધાવી ગઇ કાલે સપુરદ કરીયું છે તેવણુનો પણ ઉપકાર માનું છું."

ઉપલા જવાબ પછી દખમાનાં કંતરાકતર શેઠ ફરામજી ગજધરને બારડોલી અંજુમન તરફથી નીચલો પત્ર વાંચી સંભલાવીયો હતો—

શેઠજી સાહેબ,

ફ્રામજી હોરમજી ગજદર.

જત હમો નીચે સહી કરનારાઓ શ્રી બારડોલીની જરતોસતી અનજુમનના કારો. બારીઓ તમો સાહેબની સેવામાં આ જોગવાઇએ જનાવવાની રજા લેઇયે છીયે જે હમારી અનજુમને જરતોસતી તોલામાં ઉઘરાણુ કરી આપણા તોલાના અકાબર સાહેબ નેકનામ શેઠ દીનશાહજી માણેકજી પીટીટની આગેવાંનીથી તમોને કંટરાકત આપી જે દોખમું બંધાવીયું છે જેને ઇજાવાની કીરીયા આજ રોજે કરવામાં આવી છે જે દોખમું બાંધવા પછવાડે તમોએ સારી રીતે મેહેનત લઈને તજવીજ રાખી બંધાવીયું છે તે વીશેની તમોને શાબાશી આપીએ છીએ.

બીજું ઉપલાં દોખમાને લગતી સગડી ૧ તથા કુવો ૧ તમોએ તમારી રાજી ખુશીથી તમારા પઇસા ખરચી બંધાવી અને જરતોસતી તોલાને વાપડવા કીજે બારડોલીની જરતોસતી અનજુમનને સવાધીન કીધાં છે તેનો આ જોગવાઇએ તમારો ઉપકાર માનીએ છીએ. રોજ ૧૦ મો આવાંઇજદ માહા ૪ થો તેસતર તીરઇજદ સને ૧૨૫૫ ઇયઝદેજરદી, તા૦ ૨૬ મી ડીસેમબર સને ૧૮૮૫ ને વાર સનેઉ.

તે પછી એક સાલ અંજુમને દસતુરજીને તથા એક સાલ શેઠ દીનશાજી પીટીટે આપી હતી. વલી દોખમુ બાંધનાર કનતરાકટર મી૦ ફ્રામજી હોરમજી ગજદરને તથા શેઠ દાદાભાઇ હોરમશજી દુબાશ કે જેવણે તે અજુમનના ઊપયોગ માટે કેટલાંક વાસણો બખશેસ આપયાં હતાં તથા દખમાને લગતી કેટલીક જમીન ખરીદી આપવાની ઇચછા જણાવી હતી તેમને તથા શેઠ રતનજી દાદાભાઇ વાંદરીવાલાના છોકરાઓ કે જેવણે નશાખાંનુ બંધાવા ૨૫૦ રૂપયા આપયા હતા તેમને જુદાં જુદાં માનપતરો આપયાં હતાં. પછી મી૦ નશરવાનજી રતનજી સઠા કે જેઓએ બારડોલીની અંજુમન તરફથી દખમાનુ ઉઘરાણું તેમજ તેને લગતી સઘલી મેનેજ વગેરે માટે સારી મેહેનત કરવા માટે તેમને તથા ગામના પંઠકી મોબેદને અકેકી શાલ આપવામાં આવી હતી. મોબેદોને આસોદાદ અને શેઠોને પાનગોલાબ વેહેચાઇ મીજલસ ખલાસ થઇ હતી. દખમાની પાવી મોટી ૨૦, નાની ૧૦, અને વચલી ૫ મલી ૩૫ છે. પાવીની અંદરનો પથર સંગેમરમરનો છે. બાકી સઘલું કામ કાલા પથરનું છે, જેની કુલ કીમત રૂ ૭૦૦૦ની અંકાઇ છે. સગડી તથા કુવો શેઠ ફ્રામજી ગજદરે પોતાના ખરચે બાંધાવયો છે.

બારડોલી ગામના દોખમાને લગતું કામ કરવાને આગેવાની કરનાર તયાંના શેઠો ભીખાજી કુવરજી મોટા, કાવસજી ફકીરજી, બમનજી નશરવાનજી, પેસતનજી નવરોજજી અને કાવસજી જીવાજી હતા, જેમાં પેહેલા ગરહસથની મેહેનત, ઉલટ અને કાલજીથી લોકો તેની તારીફ બોલતા હતા.

*Times of India, 29th December 1885.*

Nowsaree, December 28. A Tower of Silence erected at Bardolee by public subscription was consecrated with great solemnity on Saturday morning in the presence of a large congregation of Parsees, numbering over fifteen hundred, who had specially come from Bombay, Surat, Nowsaree, and adjacent towns and villages. The visitors included Mr. Dinshaw Maneckjee Petit and his son, Mr. Framjee, Messrs. Nanabhoy Byramjee Jeejeebhoy, Jamsetjee Nusserwanjee Petit, Cowasjee Dinshaw Adenwalla, Dr. Ardeseer Kama, Mr. Nusserwanjee Byramjee, Secretary, Parsee Punchayet, and others. Excellent arrangements were made for the accommodation and comfort of visitors. A spacious *marquee* was erected for the performance of the religious ceremonies. Dustoor Dorabjee, the high priest of Nowsaree assisted by several other Dustoors and Mobeds, commenced the *jusun* at 9 a.m. After the ceremonies were over the Dustoor on behalf of the Parsee residents of Bardolee presented an address to Mr. Dinshaw Petit, expressing in very complimentary terms their obligaions, not only for the lar-

ge contribution he made, but also for the laudable zeal and interest he evinced in making due arrangements for the erection of the Tower. The address after having been read out was handed to Mr. Dinshaw with a costly shawl amidst deafening cheers. Mr. Dinshaw in a few but appropriate words replied to the address, and presented shawls to two or three leading townsmen for their zealous and warm cooperation.

*** એ દોખમાંપર નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.
"આએ દોખમું જરથોસ્તી ટોલામાં
"ઉઘરાણું કરીને જરથોસ્તી ધરમ પાલ-
"નારાઓને વાપરવા કીજે શેઠ દીનશાજી
"માંણેકજી પીટીટ તથા બારડોલીનાં
"જરથોસ્તી અંનજુમનના દેખરેખ હેઠે
"પારસી ફરાંમજી હોરમજી ગજદરે ઇજારેદાર
"બાંધ્યું છે. એ ઉપર લાગત રૂ ૭૦૦૦
"થયા છેઃ રોજ ૨૦ માહા ૮ મો ૧૨૫૪
"યઝદેજરદી શને ૧૮૮૫"

*** શગડી પર નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"શ્રી દાદાર હોરમજદનાં હોકમથી આએ
"કુવો તથા શગડી બાઇ માનકબાઇનાં
"પુનને સારૂં એવણનાં પુતર શોરાબજી
"ફરાંમજી ગજદરે બારડોલી ગામમાં કુલે
"જરથોશતી ટોલાને વાપરવા સારૂં બં-
"ધાવી આપ્યાં છે. રોજ ૨૦ માહ ૧૦
"મો ૧૨૫૪ યઝદેજરદી શને ૧૮૮૫."

તખ્તીમાં જણાવેલે દીવસે દોખમું તથા શગડી ન ઇજાતાં આઠ મહીને આ દીવસે ઇજાયાં છે.

## મહુવાના અંજુમનનાં ઉઘરાતનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૧૭ મીં ડીશેમબર ૧૮૮૫.

દોખમું મવા ગામ મધે બાંધવાનો તાણો પુરવાની કીરીઆ.

જરથોશતી તોલાનાં ખાસોઆમની શેવામાં અરજ કરવામાં આવેચ જે મવા ગામમાં દોખમું બાંધવાનો તાણો પુરવાની કીરીઆ રોજ ૧૧ મો ખોરશેદ ઈજદ માહા ૪ થો તેશતર તીર ઇજદ શેહેનશાહી શને ૧૨૫૫ ઇઅજદેજરદી તા૦ ૨૭ મી ચાલતા માશની ને વાર રવેઉને દીને કલાક ૯ ને અમલે કરવામાં આવશે તેમાં શામેલ થવા મેહેરબાની કરી તસદી લેવી.

મુંબઈ તા૦ ૧૫ મી દીજેમબર શને ૧૮૮૫.

**સેવક દીનશાજી માણેકજી પીટીટ,**

તથા

મવા ગામની અનજુમનની વતી

**શેવક નશરવાનજી દારબજી બજીવાલા.**

*Times of India, 18th December 1885.*

TOWERS OF SILENCE AT MUVA. LAYING OF THE FOUNDATION STONE.

Members of the zoroastrian Community are informed that the ceremony of laying the foundation stone of the Towers of Silence will take place at Muva, on Sunday, the 27th instant, at 9 o'clock in the morning.

DINSHAW MANOCKJEE PETIT.
Bombay, December 17, 1885.

જામે જમશેદ, તા૦ ૨૯ મી ડીશેમબર ૧૮૮૫ ને વાર ભોમે.

મહુવાનાં દખમાંનો તાણો પુરવાની કીરીયા.

મહુવા, તા૦ ૨૮ ડીસેમબર ૧૮૮૫.

ઉપલું ગામ કે જેમાં આસરે ૩૦૦ પારસીઓની વસતી છે તે જગોનું દખમું બીસમાર હાલતમાં હોવાથી તયાંનાં લોકોએ એકઠાં કીધેલાં તથા ઉઘરાવેલાં નાણાંને શેઠ દીનશાજી પીટીટની તેવણની હંમેશની ધરમી ઉદારતાનો ટેકો મલવાથી તેઓ આજ રોજે એક નવું દખમું બંધાવાને તાણો પુરવાની કીરીઆ જોવાને નશીબવાંન થયા છે. જે કામ પાર પાડવાને શેઠ દીનશાજી કાલ રોજે પાછલા પોહોરે બારડોલીથી આવી પહોંચતાં તેવણના આવકાર સારૂં પારસી તેમજ હીંદુ, મુસલમીન વીગેરે સેંકડો લોક એકઠું થયું હતું, જેઓએ ખુશાલીનો પોકાર મારી પોતાનો હરખ બતાવીયો હતો તથા તેવણના આવકારની ઉલટની સાખેતીનો એક દાખલો નોધવાજોગ છે કે ઉતારાના મકાંન ઉપર બે પારસી બાઇઓ ફુલતોરા તથા કંકુ નારીએલ સાથ ઉપલા નામદાર શેઠને વધાવી લેવા ઉભી હતી.

આજ રોજે તાણો પુરવાની કીરીઆ થઇ હતી જે વખતે પણ સારો જમાવ થયો હતો. તાણાની કીરીઆમાં સામેલ થનારાની સગવડ સાચવવા મહુવા ગામના પારસીઓએ પોતપોતામાં બંદોબસત કરી તાડી, ઘાસ, લાકડાં મુફ્ત પહોંચાડવાની તજવીજ રાખી હતી અને તેઓની નમનતાઇ તથા પરોણાગત તારીફલાયક હતી.

જામે જમશેદ, તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૮૫.

મહુવા ગામ જે બારડોલીથી આસરે ૧૨ માઇલને છેટે છે તયાંના દખમાંનો તાણો પુરાવાની કીરયા બીજે દીવસે એટલે તા૦ ૨૭ મીએ થઇ હતી. તાણાની કીરયા નવસારીના દસતુર દારાબજી માહીયારજી તથા નશરવાનજી રતનજી કુતારની દેખરેખ હેઠલ કલાક ૮ ને અમલે થઇ હતી. કીરયાકામ કરનાર મોબેદો ફરામજી દસતુર કેકોબાદજી, તથા મોબેદ મેરવાનજી ફરદુનજી કુતાર હતા. આ ઠેકાણે પણ ઉપર જણાવેલા સઘલા શેઠયાઓ ઉપરાંત આસરે બીજા ૬૦૦ માણસો હતા સરેસતા પ્રમાણે તાણો પુરવાનું કામ લાક ૧૧ ને સુમારે પુરૂં થયું હતું. હાજર રહેલા ગ્રહસથોનો મહુવાની અંજુમને ઉપકાર માન્યો હતો.

*Times of India 29th December 1885.*

On Sunday morning the *tana* ceremony in connection with laying the foundation of another new Tower at Mhowa, a town ten miles distant from Bardolee, was also performed by the same high priest in the presence of a large concourse of Parsees, including Mr. Dinshaw Petit and the Bombay gentlemen named above. Here also an address was presented to Mr. Dinshaw Petit, thanking him for his readily complying with the request of the Parsee residents of this town to undertake the management relating to the erection of a new Tower which had been a long-felt want. The reception accorded to Mr. Dinshaw and his party was warm, cordial and enthusiastic, both at Bardolee and Mhowa. The large gathering at Bardolee was the first of its kind, and the police arrangements made by the Fouzdar, Nowrojee Hormusjee Patel, were in every respect perfect.

## ઈ૦ સ૦ ૧૮૮૬.

## કલીઆંણીનું શેઠ નવરોજજી બાલાભાઈ વાલું દોખમું પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૯ મીં મારચ ૧૮૮૬ ને વાર શુકરે.

શ્રી કલીઆંણીનું દોખમું ઇજાવાની કીરીયા.

ઉપલાં દોખમાંને ઇજવાની કીરીયા રોજ ૧૫મો દપમેહર દાદાર માહા ૭ મો મેહેરઇજદ સને ૧૨૫૫ યઝદેજરદી તા૦ ૩૧ મી મારચ સને ૧૮૮૬ને વાર બુધને દીને સહવારના કલાક સાડાઆઠને અમલે કરવામાં આવશે માટે મુંબઇ તેમજ બાહેર દેસાવરના સરવે જરથોસતીઓને નમનતાઇથી અરજ કરવામાં આવે છે કે મજકુર દીવસે એ કીરીયામાં સામેલ થાઇ સવાબનો હંબેરો હાંસીલ કરવો તેમજ કીરીયા ખલાસ થયા પછે તયાં નાખવામાં આવેલા માંડવમાં નયાતની ચાસની કરવી. એમ કરયાથી નીચે સહી કરનારને શોભા મલશે.

કીરીયામાં સામેલ થનારા સાહેબોને માટે માંડવા વગેરેની સરવે ઘટતી ગોઠવણ રાખી છે.

લા૦ સેવક,

**નવરોજજી બાલાભાઈ**

**કલીઆણીવાલા.**

જામે જમશેદ, તા૦ ૧ લી આપરેલ ૧૮૮૬ ને વાર ભરેસપત.

કલીયાણીનું દખમું ઇજવાની ગઇ કાલની કીરીયા.

ઘણા દીવસ આગમચથી ઘરમાતુ તથા ઉલટમંદ જરતોસતીઓમાં ઉલટ સાથ રાહ જોવામાં આવતી આ કીરીયા ગઇ કાલે કલીયાણી ગામમાં થઈ હતી, અને ઘણા દીવસ આગમચથી તેને માટે મોટા પાયાની તઇયા-

રીઓ તયાં કરી રાખી હતી. જરતોસતીઓનાં નાનાં મોટાં ટોલાં કેટલાક દીવસ આગમચથી એ નવું દોખમું સગવડ સાથ જોવાની આશાથી જતાં હતાં અને છેલ્લાં પખવાડયામાં તયાંના ગરીબોની ઠીક રોજી જાગેલી જણાવામાં આવે છે. ખાણાંપીણાના દુકાનદારો કેટલાક દીવસ આગમચથી તયાં મથક કરી પડયા હતા અને જે રીતે તેઓનો ગઇ કાલે લાભ લેવાતો હતો તે ઉપરથી કેહેવાઇ શકાય છે કે તેઓ જે આશા ઉપર તયાં ગયા હતા તે પાર પાડી હશે. દોખમાંની પડોશમાંજ મોટા માંડવાઓ મેહેમાનો માટે બાંધયા હતા અને તેઓને તયાં સગવડ મલે એવી એક ગામડામાં બની શકે એવી ગોઠવણ કરી હતી. મંગલવારે સાંઝથી લોકોએ જવા માંડયું હતું અને તે રાતની સપેશીયલ ટરેન ચીકાર ભરાઇ ગઇ હતી. ગઇ સવારનાં ૫ કલાકે પણ બોરીબંદરથી એક ખાશ ટરેન ઉપડી હતી, જે પણ પુંજારીઓથી ખીચોખીચ ભરેલી હતી. એક નવાં દોખમાંને શેજદો કરવા તથા તેની કીરીયામાં ભાગ લેવાની ઉલટમાં કંગાલ ગાડાંઓ તથા કંગાલ ગઢેરના રસતાની જંજાલીયતો પુજારીઓને અડચણ કરતી ન હતી. આ પુજારીઓમાં અબલાઓની પણ સારી સંખ્યા હતી અને કેટલીક બાઇઓ તો પોતાના કુમલાં બાલકોને પણ સાથે લાવવાને અચકી ન હતી! નજદીક ૬૦૦૦ પારસી ગઇ કાલે કલીયાણીમાં ભેગા થયા હશે એવી આશાનીથી અટકલ થઇ શકે છે. સઘલાઓની ઉલટ દખમું અંદરથી જોવાની હતી, માટે એ નવાં દખમાંની સીડીઓ ઉપર કલાકો સુધી એટલી તો ભીડ હતી કે એક પુજારીને પોતાની આ ઉલટ પુરી પાડતાં યાને દોખમું જોઇ બાહેર નીકલતાં નજદીક અરધો કલાક થતો હતો. આ ગંભીર કીરયાને કેટલાકોએ એક જાતની જાતરાનું રૂપ આપયું છે. મીઠાઇ મેવાની દુકાનો ઉપરાંત પુંજારીઓને ઠંડા રાખવા માટે આઇસ સોડાની ઘણીક દુકાનો માંડી હતી. વધારે જાણવાજોગ (!) એ છે કે ઢોલીઓ બેસાડયા હતા! એક ગમથી જસનની કીરીયા ચાલતી હતી અને બીજી ગમથી આ ઢોલીઓ કેટલાકોને રીઝવતા હતા, જયારે બીજા કેટલાકો મુબઇના એક જાણીતા ગવઇયાનાં ચવાઇ ગયલાં ગીતો અને તેના વાજીંતરની લેહેઝત ચાખવામાં મશગુલ થયલા હતા! ટુંકમાં જ્યારે કેટલાકો ગંભીર કીરીયામાં સામેલ થયા હતા, ગંભીર મકાનની ગંભીરતા ધયાનમાં રાખતા હતા, તયારે બીજા ઘણાકો જાતરાની જાણે મોજમજાહ અને રમતગમત મેલવવા આવયા હોય એવું લાગતું હતું! એક ગમથી જસનની કીરયા પુરી થઇ કે બીજી ગમથી કેટલાક સાહેબો ચટાઇ ઉપર પાનાં રમવા બેસી ગયા હતા!

કલયાણી અસલનાં વખતમાં એક ઘણું પરખયાત શેહેર હતું અને તયાંના ભુવડ નામે રાજાએ ભાટચારણોને મોહેડે ચાવડા રાજાઓના મુલક ગુજરાતની બહુ વખાણ સાંભલયાંથી તેણે તે વેલાના ચાવડા રાજા જયશીખરી ઉપર હુમલો કરી ૫૨) દીવસ સુધી લડીને આખરે જયશીખરીનો મુલક હાથ કરયો હતો. આ રીતે જે શેહેર આગલ એક રાજાનું પાયતખત ગણાતું હતું તે આજે એક નાના ગામ તરીકે—અગનીરથના એક મોટા સાંધાને લીધે થોડીબી અગત સાથ—લેખાય છે. એ ગાંમમાં પારસીઓની નજદીક ૩૫૦ માણસની વસતી છે, જેમનો મુખય ધંધો ખેતી કરવાનો અથવા દારૂ ગાલવાનો છે. ગુજરાતમાં વસતા પારસીઓ ગુજરાતીઓ સાથે વસવાથી તેમની ભાશા જેમ ગુજરાતી થઇ પડી છે તેમ કલયાણીના પારસીઓ મરાઠાઓ સાથે ઘણા સંબંધમાં હોવાથી તેમની સાધારણ ભાશા મરાઠી થઇ પડી છે, જેઓ સાધારણ રીતે પોતાના કુટુંબમાં મરાઠી ભાશાજ વાપડે છે, પણ મુંબઇના કે બીજે ઠેકાણેના લોકો તેમને તયાં જાય છે તયારે તેઓ તેમની સાથે ગુજરાતીમાં પણ વાત કરે છે. કલયાણીમાં પારસીઓ સુમારે સાતસો ઉપર વરસ અગાઉ આવી વસેલા કહેવાય છે અને તેમના વખતનું એક જુનું દખમું બતાવવામાં આવે છે, જે લગભગ સપાટ જગા જેવું હાલ દીસે છે પણ તેના આકાર અને આસપાસના બનાવોથી અટકલી શકાય છે કે, તે અસલના વખતનું એક દખમું છે. કલયાણીનાં સટેશનથી સુમારે તરણ માઇલ દુર એક ટેકડી ઉપર આ દખમું આવેલું છે. એ બાદ તેની નજદીકમાં એક બીજું દખમું આસરે ૨૫૦ વરસ ઉપર બંધાયલું જણાવયામાં આવે છે અને તે પણ બહુ બીસમાર હાલતમાં માલુમ પડે છે. એ પછી સુમારે ૯૫ વરસ અગાઉ મોદીજી નામના એક પારસી ગરહસથે એક બીજું દખમું પોતાના હમજાતીઓને માટે બાંધયું હતું. આ દખમું પણ કેટલેક દરજે બીસમાર હાલતમાં આવી ગયું છે અને ગામથી તે ઘણું છેટે આવેલું હોવાથી નજદીકમાં એક

સારૂં દખમું બાંધવાને આજ કેટલોક વખત થયો ચરચા ચાલતી હવી અને સેવટે કલયાણીના આપ મેહેનતથી વધેલા જાણીતા પારસી વેપારી મી૦ નવરોજજી બાલાભાઇ કલીયાણીવાલા નામે એક ગરહસથે એ કામ ઉંચકી લીધું. જેનો પાયો નાંખવાની અથવા તાંણો પુરવાની કીરીયા જરથોસતીઓની ગંજાવર ભીડ વચે રવીવાર તા૦ ૨૦ મી નવેમબર ૧૮૮૪ ને દીને થઈ હતી. આ નવાં દખમાં માટેની જગા સટેશનથી સુમારે ૨ માઇલને તફાવતે એક ખુલલાં મેદાંનમાં પસંદ કરવામાં આવી છે.

ગઇ કાલે જસનની કીરીયા આસરે આઠ કલાકે સરૂ થઇ હતી, જે વેલાએ કલીયાંણીવાલા દસતુર દારાબજી રૂસતમજી સંજાણા, દસતુર દારાશાહ રૂસતમજી સંજાણા, થાંણેવાલા દસતુર ખુરસેદજી મીનોચેરજી પંથકી, કલીયાંણીવાલા શેઠો ફરાંમજી નવરોજજી બાલાભાઇ, બીખાજી જીજીભાઇ શેઠના, ફરદુનજી મેહરવાનજી, નવરોજજી રૂસતમજી દાદાભાઈ, રૂસતમજી શાગરજી બેહરાંમજી, નવરોજજી જાંગીરજી શેઠના, રતનજી બેજનજી દાવર, હીરજીભાઇ દાદાભાઇ મગોલભાઇ; થાણેવાલા શેઠો ડોસાભાઈ જીવણજી ડુંગરીવાલા, દોરાબજી જમશેદજી શરાફ, નસરવાંનજી બહમનજી આંતીઆ; મુંબઇવાલા શેઠો પેસતનજી રૂસતમજી કાંગા, એદલજી આદરજી હોમજી, સોરાબજી પાલણજી દોલીમેહેરજીના, બહમનજી બેહેરાંમજી પટેલ, હોરમજજી મનચેરજી કામાજી, ખરસેદજી પાલણજી પાંઉવાલા, પાલણજી ફરાંમજી મેહેતા, ડાકટર મેહેરજીભાઇ રૂસતમજી શેઠના, શેઠ બેજનજી ધનજીભાઈ ઘડીઆલી વગેરે પુશકલ જરતોસતીઓ બીરાજયા હતા. જસનની કીરીયા પુરી થવા બાદ દસતુર દારાશાહ રૂસતમજી સંજાણાએ ઉઠી જરતોસતી મહજબ પરમાણે દોખમાં બાંધવાની અગત અને તે બંધાવનારને કેટલું પુન થાય છે તે વીશે એક ટુક પણ અસરકારક વાએજી કરી સંભલાવી હતી. એ પછી શેઠ નવરોજજી બાલાભાઇની તરફથી નીચે મુજબનો અનજુમન પતર વાંચી સંભલાવવામાં આવયો હતો:—

"પાક દાદાર હોરમજદ સાહેબની મદદ હોજો.

"અંજુમન પતર.

"પાક દાદાર હોરમજદ કે જે બંધે જહાંનનો પેદાનો કરનાર તથા ગેથી અને મીનોનો સાહેબ છે, તેનાં મોબારક નામની યારીથી, અને તેના મોકલેલા બરહક પેગમબર સત જરથોસત અસપેનતમાનની રાહાનુમાઇથી હું નીચે સહી કરનાર પારસી નવરોજજી બાલાભાઈ કલીયાણીવાલા આએ લખવાથી શ્રી કલીયાણીની સમસત જરથોસતી અંજુમનની સેવામાં જણાવવાની રજા લઉં છું કે:—

"આએ કલીયાણી ગામમાં જરતોસતીઓની વસતી આસરે ચારસો વરસ ઉપરની છે, અને એટલા અરસામાં અતરે તરણ દોખમાં થયાં છે, તેમાંનું પેહેલું દોખમું ઘણુંજ પુરાંણું છે કે જે હાલમાં તદન નાબુદ થયું છે, તેના પાયાનો ઘેરાવો દોખમાવાલા ડુંગરના મથાલાં ઉપર દીઠામાં આવે છે; બીજું દોખમું ઘણીજ બીસમાર હાલતમાં છે કે જે વપડાસમાં આવતું નથી. તરીજું દોખમું જે હાલમાં વપડાય છે તે આસરે ૧૦૦ વરસ ઉપર મુંબઇવાલાં બેહેસતનશીન બાઇ નવાજબાઇ તે મરહુમ શેઠ નસરવાનજી દાદાભાઈ મોદીનાં ધણીઆણીએ બંધાવેલું છે. તે દોખમું પણ બીસમાર હાલતમાં આવયાથી અને ગામથી ઘણું દુર હોવાથી એક નવાં દોખમાંની જરૂર જણાઇ હતી, તે ઉપરથી આસરે પચીશ વરસ ઉપર અતરેના જરતોસતીઓએ એક નવું દોખમું બાંધવા સારૂં ઘણી કોશેસ કીધી હતી પણ તેમાં તે સાહેબો નીશફલ થયા હતા, તોપણ નવાં દોખમાં વીશેની કોશેસ જારીજ હતી અને તે બાબે ફરીથી વીચાર કરવાને રોજ ૨૯ મો માહા ૭ મો શેહેનશાહી સને ૧૨૫૩ યજદેજરદીના દને દસતુર દોરાબજી રૂસતમજી સંજાણાની આગેવાની હેઠલ અતરેની દરેમેહેરમાં અંજુમન ભેગી થઇ હતી, અને તયાં નવાં દોખમાંની અગત્ય સરવે સાહેબોએ એકમતે કબુલ કરી નવું દોખમું બાંધવા વીશે સેવકને એલતેમાસ કરવાથી અમોએ અમારા ખરચથી અમારાં મરહુમ ધણીઆણી બાઇ ગુલબાઇની નઇયતે એક દોખમું બંધાવી અંજુમનને સવાધીન કરવાને કબુલ કીધું હતું અને તેજ મીજલસમાં તંદરોસતી પઢાવી. એ દોખમાંની કોહાડી મારવાની કીરીયા રોજ ૨૯ મો માહા ૨ જો સને ૧૨૫૪ યજદેજરદીના દને કીધી હતી, અને તાણાની કીરીયા રોજ ૭ મો માહા ૩ જો સને ૧૨૫૪ ના દને કીધી હતી, અને આજના મોબારક રોજે આએ દોખમાંને ઇજવાની કીરીયા જરતોસતી ધરમનાં ફરમાન પ્રમાણે કીધી છે અને એ દોખમું, સગડી, ચોતરો તથા તેને લગતો

કમપાંઉંડ બંધાવી તઇયાર કરી તમો નામવર અંજુમનને સવાધીન કરૂંછું. હવેથી એ ધરમનાં મકાનોની સરવે પ્રકારની દેખરેખ તથા સંભાલ તમો અંજુમને રાખવી.

"એ ધરમનાં મકાનોની મરામત વગેરેના ખરચ સારૂં રૂ ૧૫૦૦ અંકે પંદરસોના ગવરનમેંટ ઓવ ઇંડિયાની ચાર ટકાની પરોમીસરી લોન તમો અંજુમનને સ્વાધીન કરૂંછુ તેની સરત નીચે પરમાણે:—

"એ પરોમીસરી લોન અસલ ઠાપણુમાં કાયમ રાખવી અને તેના વયાજમાંથી એ ધરમનાં મકાનોની મરામત કરવી તથા દર સાલ ચુનો ધોલાવવો તથા દરરોજ સગડીમાં બતી (ચેરાગ) હંમેશ રોશાણુ રાખવી. એ સરવે ખરચ કરતાં વ્યાજની રકમમાંથી બાકી જે કાંઇ રકમ રહે તે અસલ ઠાપણુમાં ઉમેરતા જવું અને એ વ્યાજમાંની વધેલી રકમ ઘણાંજ અગતયનાં કામસર એ ધરમનાં મકાનો સારૂં અથવા બીજાં દોખમા સારૂં ખરચવી.

"અંજુમનના દફતરમાં એ રકમનું ખાતું નીચે પરમાણે પાડવું "શેઠ નવરોજજી બાલાભાઇએ પોતાનાં ધણીઆંણી બાઇ ગુલબાઇનાં પુનને વાસતે બંધાવેલાં દોખમાં વગેરેનું ખાતું."

"આપણી અંજુમનના હાલ જે ટરસટીઓ છે, તેઓ કાયદાસર મુકરર થાય તયાં સુધી મજકુર જણાવેલી પરોમીસરી લોન શેઠ માણેકજી બરજોરજી બતીવાલા, શેઠ હોરમશજી માણેકજી ભીમડીવાલા તથા શેઠ નવરોજજી રૂશતમજી કલીયાણીવાલાને સપુરદ કરૂં છું.

"તમો નામવર અંજુમન પાસે વીનંતી કરૂંછું જે એ દોખમાં મધે તેમજ ચોતરા ઉપર રૂવાંનોને અવલમંજલ પોહોંચાડવા વીશે ધરમના હોકમ મુજબ ધટતો બંદોબસ્ત કરી ઉપયોગમાં લેવા.

"આ નવું દોખમું તથા તેને લગતાં મકાનો બાંધવા સારૂ તમો અંજુમન સાહેબે તમારી જગો આપી તે વીશે તમારી અંજુમનનો તેમજ આ નેક કામમાં જે જે સાહેબોએ અંતઃકરણથી અમને સલાહ આપી પુરતી મદદ કીધી છે તેઓનો તથા દોખમાના કંટરાકટરો મરહુમ શેઠ કાવસજી શોરાબજી ભેદવાર (કે જેઓનાં કવખતનાં મરણુથી અમો ઘણાજ દલગીર છીયે) તેઓનો તથા ભાઇ બેજનજી માણેકજી ખોરી, એ બેઉ સાહેબોએ દોખમાનું કામ ઘણુંજ સફાઇદાર વખાણવા લાયક દીલસોજીથી કીધું તેઓનો તેમજ તમો નામવર મજલેશના સાહેબો દુરદરાજ શેહેરથી અમારાં ઇજનને માન આપી આ નેક કામમાં સામેલ થઇ અમને શરફરાજ કીધા તે સરવે સાહેબોનો તથા બાનુઓનો ઉપકાર માનુંછું. રોજ ૧૫ મો માહ ૭ મો શહેનશાહી સને ૧૨૫૫ યજદેજરદી તા૦ ૩૧ મી મારચ સને ૧૮૮૬ ઇસવીને વાર બુધે."

ઉપલો અનજુમન પતર વંચાયા બાદ કલીયાંણીની જરતોસતી અંજુમન તરફથી શેઠ નવરોજજીને નીચે મુજબનું એક માનપતર વાંચી સંભલાવી તે રૂપાંના નલામાં મુકી ભેટ કરવામાં આવ્યું હતું.

"નામવર અકાબર દીનદાર શેઠજી સાહેબ,
"શેઠ નવરોજજી બાલાભાઇ કલીયાણીવાલા
જોગ.

'સાહેબ,

"અમો નીચે સહી કરનાર શ્રી કલીયાંણીની સમસત જરતોસતી અંજુમન આજરોજે તમો સાહેબના ખરચથી અતરે જે દોખમું, સગડી, ચોતરો તથા તેને લગતો કંપાઉંડ બંધાઇ તઇયાર થયાં છે, અને તે આપણી પાક દીનની સરીઅત મુજબ આજના મુબારક રોજે ઇજાવી સમસત અંજુમનને વાપડવા સારૂં ખુલ્લાં મુકયાંછે, તે માટે તમો સાહેબને મુબારકબાદી આપી તમારૂં હેશાંન માનવાની રજા લઇજીયે છીયે.

"અતરેનું હાલનું વપરાતું દોખમું કે જે ઘણી બીસમાર હાલતમાં આવ્યું છે. તથા તે ગામથી ઘણું દુર હોવાને લીધે બાહેર ગામોમાં થતાં રૂવાનોને અતરે લાવી ઘેરેઘેરના ખાંધીઆ થઇ અવલમંજલ પોંહોંચાડતાં જે મુસીબતો વેહવી પડતી હતી, તથા ચોમાસાના દીવસોમાં તો આપણા ગામના રૂવાનોને અવલમંજન પોંહોંચાડવાને પણ ઘણી હલાકી પડતી હતી, તે ઉપરથી આપણી અંજુમને અતરે એક નવું દોખમું બાંધવાની વારંવાર કોશેસ કીધી હતી, પણ માઠાં ભાયગે તે કોશેસ વીયરથ ગઇ હતી. પણ તમો સાહેબે પોતાનાં સખી દીલથી અમારી ગરીબ અંજુમનની દાદ ચાહી આએ નેક કામ સરંજામ પોંહોંચાડવાનું માથે લઇ તે પાર પાડી આપયું, તથા અંજુમનને હમેશની સગવડ કરી આપી તેથી અમારી અંજુમન આએ તકે તમારૂં મોટું હેશાંન માની તમારા તથા તમારાં ફરજંદાન ફરજંદોનાં હકમાં શોકરગુજારી કરી દોઆ ચાહે છે,

જે તે પેદાનો કરનાર સાહેબ તમારી તથા તમારાં ફરજંદાન ફરજંદોની ઉમર દરાજ કરે, અને અમારી ગરીબ અંજુમનને માથે તમો લાંબી મુદત સુધી જીંદગી ભોગવી એવાં નેક કામો કરતા રહો.

"આએ જોગવાઇએ અમો નીચે સહી કરનારાઓ તમારા સાહેબજાદા નેક નામદાર શેઠ ફરાંમજી નવરોજજી બાલાભાઇનું પણ તમારી સાથે હેશાંન માનયે છીયે, કેમકે તેવણે આએ નેક કામ સરંજામ પોંહોંચાડવા પાછલ આજ સવા વરસ થયું તન મનથી સઘલો વખત જેહેમત ખેંચીછે અને આશા છે કે એ અમારા ઉધરતા અકાબર સાહેબ પણ અમારી ગરીબ અંજુમનને એવીજ રીતે ઉપયોગી થઇ પડશે.

"સેવટે આએ નેક કામ પાર પાડવાની મુબારકબાદીમાં અમારી ગરીબ અંજુમન તરફનાં માનની એક જુજ નીશાની દાખલ આએ સાલ જોડો તમો સાહેબ ખીદમતમાં કબુલ રાખશોજી. એજ અરજ.

"રોજ ૧૫ મો માહા ૭ મો શોહેનશાહી સને ૧૨૫૫ યજદેજરદી. તારીખ ૩૧ મી મારચ સને ૧૮૮૬ ઇસવી ને વાર બુધે."

ઉપલું માનપતર વંચાયા બાદ શેઠ નવરોજજીના વતી તેમના બેટા શેઠ ફરામજીને કલીયાંણીના અનજુમન તરફથી તેમજ કલીયાંણીના બીજા કેટલાક ગરહસથો તરફથી શાલો ઓરાડવામાં આવી હતી, તથા એકકી શાલ દસતુર દારાશાહ અને દસતુર દોરાબજી રૂસતમજી સંજાણાને ઓરાડવામાં આવી હતી. એ ઉપરાંત મરનાર આ૦ કાવસજી સોરાબજી ભેદવારના બેટાને મરનાર તરફનાં માન તરીકે અને કનટરાકટર તરીકે એક શાલ ઓરાડવામાં આવી હતી.

સઘલા પુંજારીઓને મી૦ નવરોજજી બાલાભાઇએ નાતનું જમણ જમાડ્યું હતું અને ત્યાંની ધમાલનું પુછવું શું ? સવારના ૯ કલાકથી લોકોએ જમવા માંડ્યુ હતું ને છેક બપોર પછી પણ ચાલુ રહ્યું હતું. અબલાઓ માટે જમવાની અલાહેદી ગોઠવણ કરી હતી. આગલી તાંણો પુરવાની કીરયા કરતાં આ વખતે વધારે સારી ગોઠવણ થયલી લાગતી હતી અને પુંજારીઓ પુરતા સંતોશ સાથ પાછા ફરતા લાગતા હતા. બપોરના ૧૨ા કલાકે એક ખાશ તરેન સેંકડો પુંજારીઓને મુંબઈ ખાતે પાછા લાવી હતી અને તયારબાદ બાકીનું લોક જુદી જુદી તરેનોમાં પાછું ફરયું હતું. કલીયાણીમાં ગઇ કાલના જેવો મોટો તેહેવાર જવલેજ થયો હશે. હજી કેટલાક પુંજારીઓ તયાં રહી પડયા છે જેઓ આજે પાછા ફરશે. આ નવું દખમું પેહેલી જોગવાઇએ ઉપયોગમાં લાવવામાં આવનાર છે પણ હજી ઘણાક દીવસ વેર તે જરતોસતી પુંજારીઓ માટે ખુલ્લું રાખવામાં આવનાર છે, અને કુટુંબોની મોટી સંખયા છુટી છવાઇ તે જોવા જવાની વકી રખાય છે.

*Times of India, 1st April 1886.*

A New Tower of Silence.—Yesterday morning a new Tower of Silence was consecrated at Callian in the presence of from 5,000 to 6,000 Parsees, men women and children. The ceremony was performed by Dustoor Dorabjee Rustomjee Sunjana, of Callian, assisted by his brother Dustoor Darabshah Rustomjee Sunjana and Dustoor Khoorshedjee Minocherjee, of Tanna. The "jusson" or thanksgiving ceremony, which commenced at 8 a.m., lasted two hours. Mr. Nowrojee Ballabhai, of Callian, who has built the Tower at his own expense of about Rs. 25,000, in memory of his deceased wife, addressed the assembled Zoroastrians and declared the tower for the use of the Parsee community of Callian. An address and a shawl were presented to him on behalf of the Parsees of Callian; and shawls were also presented to the two dustoors, and to the son of the late Mr. Cowasjee Sorabjee Bhedwar, contractor, who built the tower. Mr. Ballabhai gave a feast yesterday to all the Zoroastrians present at the ceremony.

*** એ દોખમાંપર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

"આએ દોખમું, સગરી, ચોતરો અને

"તેને લગતી કંપાઉંડની દેવાલ શેઠ નવરોજી

"બાલાભાઇએ પોતાનાં મરહુમ ધનીઆની "ગુલબાઇનાં પુનને સારૂ બંધાવીયુ છે. "રોજ ૧૫મો માહા૭મો શેહેનશાહી સને "૧૨૫૫ યજદેજરદી તા૦ ૩૧મી મારચ "સને ૧૮૮૬ ઇસવી ને વાર બુધ."

## ચંદનવાડી ખાતે અંજુમનના ઉવરાતના આતશકદેહનીં ઇમારતના પાયાની સ્થાપણાનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૨૨મીં મેએ ૧૮૮૬ને વાર સનેઉ.

જરથોશતી અનજુમનનાં નવા અતશકદેહની ઇમારતના પાયાની સથાપનાં.

શેહેનશાહી જરથોશતી અનજુમનના મુંબઇ માહેલા ચરનીવાડીના નવા આતશકદેહની ઇમારતનાં પાયાના સથાપનાની કારીયા રોજ ૮મો માહ ૯મો શેહેનશાહી, માહ ૧૦મો કદમી, સને ૧૨૫૫ યજદેજરદી ( તા૦ ૨૩મી મેએ સને ૧૮૮૬ ઇસવી ) અને વાર રવેઉને દીને પાછલા પોહોરનાં બરોબર પાંચ કલાકે કીધામાં આવશે, જે વેલાએ હમો આશા રાખીએચ કે સરવે જરથોશતી સાહેબો એમાં સામેલ થઇ સવાબનો હમબેરો હાંસલ કરશે.

**ખરશેદજી નસરવાનજી સીરવાઈ,**
**સોહોરાબજી રૂસતમજી બનશાહ,**
નવા આતશકદેહનાં હાનરેરી સેકરેટરીઓ.

રોજ ૫ મો માહ ૯ મો શેહેનશાહી, માહ ૧૦ મો કદમી, સને ૧૨૫૫ યજદેજરદી.

મુંબઇ સમાચાર, તા. ૨૪મીં ૧૮૮૬ ને વાર શોમે.

ભગરયા મોબેદો માટેનાં "ચરનીવાડીના નવા આતશકદેહની ઇમારતના પાયાની સથાપનાની કીરયા" નો હેવાલ.

ભગરયા મોબેદોને મુંબઇમાં એક દરેમેહેર બાંધી આપવા અને બને તો અનજુમનનાં આતશબેહેરાંમ બાંધવાને કેટલાક અથીરનાન અહસથોની એક કમીટી ઉભી થઇ હતી. તે કમીટીએ મુંબઇ અને બીજાં શેહેરોનાં જરથોશતીઓમાં ઉઘરાણું કરી એક ફંડ ઉભું કીધું હતું, અને તે ફંડમાંથી ભગરયાઓ માટે એક આતશકદેહ બાંધવાને તેઓએ ચંદનવાડીના લાત ઉપર વાડયાજીનાં આતશબેહરામથી થોડાંક પગલાં દુર એક જગા વેચાતી લીધી છે. આ જગા ઉપર આતશકદેહની ઇમારત બાંધવાનું કામ શરૂ કરવા આગમજ, તેનો પાયો નાખવાની કીરયા ગઇ કાલ દીને સાંજનાં પાંચ કલાકે કરવામાં આવી હતી. તેમાં સામેલ થવાને એ નવાં આતશકદેહના આનરેરી સેક્રેટરીઓ મેશરસ ખરશેદજી નસરવાનજી સીરવાઇ અને સોરાબજી રૂશતમજી બનશાહની સહીનાં નોત્રાંનાં કારડો જરથોસતીઓમાં વેંહેચવામાં આવયા હતા, તથા વરતમાન પત્રોમાં જાહેર ખબરો છપાવીને જરતોસતીઓને તેમાં સામેલ થવાને એ સેક્રેટરીઓએ જણાવયું હતું. તેમનાં એ નોત્રાંને માન આપીને, ગઇ કાલ દને આસરે પાનસો પારસીઓનો એક મેલાવડો ચંદનવાડી ખાતે નવાં આતશકદેહની ઇમારત બાંધવાની જગા ઉપર હાજર થયો હતો. તેમની સગવડ માટે સઘલી ખોલલી જગા ઉપર માંડવ બાંધવામાં આવયો હતો, અને તેમાં ખુરસીઓ અને બાંકો ગોઠવવામાં આવયા હતા. આસરે ચાર વાગતેથી પારસીઓએ તયાં આવવા માંડયું હતું, અને પાંચ વાગતા આગમજ તો સઘલો માંડવ અથોરનાનો અને બેહદીનોથી ચીકાર ભરાઇ ગયો હતો.

શરૂઆતમાં દસતુર જામાસપજી મીનોચેરજી જામાસઆસા અને આસરે બીજા પચીસ મોબેદોએ આતશનાં પાતરાં હજુર ઉભા રહી બંદગી કરી હતી, જે પછી મી૦ સોરાબજી રૂસતમજી બનશાહની દરખાસત ઉપરથી, મી૦ જાલભાઇ અરદેશર શેઠની ગેરહાજરીમાં સરનશીનની ખુરશી મી૦ પેસતનજી રૂસતમજી કાંગાએ લીધી હતી.

સરનશીને ખુરશી લેવા બાદ, નવસારીના દસતુર દારાબજી માહીયારજી તરફથી દસતુર જામાસપજી ઉપર આવેલો તારનો એક સંદેસો મી૦ સોરાબજી રૂસતમજી બનશાએ વાંચી સંભલાવયો હતો. જેમાં દસતુર દારાબજીએ જણાવયું હતું કે, "હું અને નવસારીની આખી પારસી કોમ મુંબઇ મધેનાં નવાં આતશકદેહના પાયાની શુભ કીરયા માટે તમોને મુબારકબાદી ઇછીયે છીયે."

તારનો સંદેસો વંચાઈ રેહવા પછી સરનશીન મી૦ પેસતનજી રૂસતમજી કાંગાએ દસતુર જામાસપજી મીનોચેરજી જામાસજી આસાને પાયો નાખવાની કીરયા કરવાને અરજ કરતાં જણાવયું કે,

મીજલસના સાહેબો,–તે પાક પરવરદેગારની કરમ બક્ષેસથી અને વખશુરે વખશુરાન અશો જરથોસત સપેંતમાન અનોશેહરવાનનાં રૂહની બરકતથી, જે પાક મકાનનો આજ રોજે આરંભ કરવાને આપણે સામરથવાન થયા છઇએ, તેનો પાયો નાખવાની કીરીયા કરવા આપણા નેક દસતુરજી સાહેબ દસતુર જામાસપજી

મીનોચેરજીને, એ મકાનની કમીટી તરફથી એલતેમાસ કરવાનું મને સોંપવામાં આવયું છે; અને તેમ કરતાં કમીટીની ફરમાશથી થોડોએક ખુલાસો કરવાની રજા લઉં છું. તમો સાહેબેનો રોશન હશે કે ગયા ૧૮૮૪ના જુલાઇ માસમાં "શ્રી નવસારીની વડી દરેમેહરને મલતા ભગર સાથ અનજુમનના મોબેદ સાહેબોને, મુંબઇમાં એક દરેહેમેર બાંધી આપવાનું ફંડ" એવે નામે એક ફંડ ઉભું કરવામાં આવયુ હતું, જેની વયવસથા કરવાનું કામ એક કમીટી, કે જે મધે આપણા ટોલાના ઘણાએક જાણીતા અને વગવાલા ગ્રહસથો સામેલ થયા હતા, તેઓએ માથે લીધું હતું. એ ફંડ ઉભું કરવાનો સબબ એ હતો કે, આપણા શેહેરના ઘણાખરા સરવે ભગરસાથની અનજુમનના મોબેદ સાહેબોએ મજકુર ગ્રહસથોને એક અરજ કરી તે કામ માથે લેવાને એલતેમાસ કરી હતી. તે પ્રમાણે મજકુર મોબેદ સાહેબોની અરજ બહાલ રાખીને, તે ગ્રહસથોએ એક કમીટીની સથાપના કરી, પોતાની કોશેશ ચાલુ કીધી હતી. ઉપલું ફંડ ઉભું કરવાને કેવા સંજોગથી કારણ મલયું હતું, તે વીશે લંબાણ કરવાને હાલ હું જરૂર જોતો નથી, કારણ તેથી સરવે જરથોસતી આલમ વાકેફ છે. પણ કમીટી તરફથી તા૦ ૭મી જુલાઇ ૧૮૮૪ને દને એક મદેહનજર બાહેર પાડવામાં આવી હતી, તે ઉપર તમારૂં ધયાન ખેંચવાને વાજબી ધારૂં છું. તે મદેહનજર મધે કમીટીની મકસદ, અને તે જે ધોરણ ઉપર કામ કરવા માંગે છે, તે જણાવવામાં આવયું છે. તે મકસદો પાર પાડવાના હેતુથી, કમીટીએ પરજા તરફનો આશરો માંગી, ઉઘરાણાની ટીપો જરથોસતી આલમ મધે ફરતી કીધી હતી. એ ટીપોમાં ભરાયલાં નાણાં મધેથી, ચંદનવાડીના લતા તરફ એક લાયક દરેમેહર અને જો કમીટીને પુરતાં સાધનો મલે તો એક આતશબેહેરામ બાંધવાની કબુલાત, ઉપલી મદેહનજરમાં કમીટી તરફથી આપવામાં આવી હતી. તે વીશે જે કાંઇ બંદોબસત વીગેરે કરવાનું ધારવામાં આવયું હતું, તે પણ ઉપલીજ મદેહનજરમાં જણાવેલું હતું. તયાર બાદ આપણા ટોલાના ઘણા એક ધરમી અને સખી દીલના સાહેબોએ, આએ કામને નાણાંની કીમતી મદદ આપી છે, જે વીશે આ તકે તેમનો મોટો ઉપકાર માનવાની રજા લેઉં છું. કમીટીની વકી પરમાણે ઉપલાં ફંડમાં નાણાંની એક સારી રકમ ભરાયાથી, કમીટીએ આએ આતશકદેહ બાંધવાનું શરૂ કરવાનો નીશચય કીધો છે; અને પુરતી જોગવાઇ થયાથી, તુરત આતશબેહેરામનીબી સથાપના કરવાને ઠરાવ કીધો છે. એ મકાનના નકશા વીગેરે આપણી વસતીના જાણીતા બાંધકામની વીદયાના માહીતગાર શેઠ દીનશાહજી દોરાબજી મીસતરીએ ઉતારયા છે, અને તે કમીટીની એક સબકમીટીએ અને કમીટીએ પોતે પસંદ કીધા છે. એવી ઉમેદ છે કે જયારે એ મકાન તઇયાર થશે, તયારે તે ખરેખર શોભાઇતું અને એવાં પવીત્ર મકાનને છાજતી ઢપનું થશે. શેઠ દીનશાહજી દોરાબજી મીસતરીએ જે ઉલત અને ચાલાકીથી પોતાનું કામ અતયાર સુધી બજાવયું છે, તે માટે કમીટી તેમની ખરેખર આભારી છે. શેવટે તે પાક દાદગરની આગલ સર નમાવી, આપણે એટલુંજ ચાહીશું કે, આ નેક સવાબનું કામ જલદીથી પાર પાડી, પોતાની રેહેમ અને કરમ બક્ષેસ તે ઉપર વરસાવે, અને ટુક મુદતમાં આએ પવીત્ર મકાન સરનજામ ઉતારી, તે મધે પાક આતશનો કેબલો તખતનશીન કરવાને આપણને સામરથવાન કરે. અને તેજ દાવરે દાદગરની રેહેમ અને અખુટ ખજાણાની બરકતથી આપણુ ધારેલુ વધારે માહભારત કામ, જે પાક આતશબેહેરામના કેબલાને પરઠવાને લગતું છે, તે પાર ઉતારવાને શકતીવાન કરે. આમીન! હવે દસતુરજી સાહેબને કમીટી તરફથી હું અરજ કરૂં છું કે તેઓએ આ પાક મકાનનો પાયો નાખવાની કીરીયા શરૂ કરવી.

દસતુર જામાસપજી મીનોચેરજી જામાસ આસાનાએ પાયાની જગા આગલ જઇને, કીરયાના પ્રસંગને માટે ખાસ રચેલી બે બંદગીઓમાંની પાયો નાખવાની આગમજની પેહલી બંદગી કરી હતી. તેનો અરથ નીચે મુજબ છે:—

"અએ અહુરમજદ! બીજી પેદાયશો કરતાંને આગલથી તુને ત્રણ વખત નમાજ હોજો!

"ઓ ખજાનો રાખનાર, ખોરેહવાલા, સરવથી ચઢતે દરજજેનાં, સરવોતમ, સરવથી સોહાંમણા, ઘણીજ છીમત આપનાર, ઘણાજ અકકલમંદ, ઘણાજ સવાબકાર, અશોઇમાં સરવેથી શરેષટ, ઘણાંજ ડહાપણવાલા, બોહલી ખુશહાલી આપનાર, અશો દાદાર અહુરમજદ! ઓ અમોને પેદા કરનાર, અમોને બનાવનાર, અમારૂં રક્ષણ કરનાર અને અતીશય વરધી કરનાર મીનો! અમો બંદાઓ તું સાહેબને અરજ ગુજારયે છીએ કે, આ જગા ઉપર તારો મેહરબાંની ભરેલો પયાર તથા આશીરવાદ વરસાવ, અને તારા પેદા કીધેલા સારી

પાદશાહીવાલા તથા સારાં દહાપણુવાલા અમ-
શાસપંદોનો તથા અશો યજદોનો તથા અશો-
ફ્રોહરોનાં આશીરવાદ આ જગા ઉપર
હમેશાં રાખ! ઓ અહુરમજદથી પેદા થ-
યલી, ઓહોલા વીસતારવાલી, પોહોલી, ફલ-
દરૂપ, સપેનત આરમઇતી! અએ અમારી
બરદાસત કરનારી માતા! તું આ જગાનું
પોષણ તથા રક્ષણ કર! ઓ આ તનોમંદ
દુનયાનાં કીરતીવાન યજદ! ઓ તમામ પેદા-
યશનાં સરદાર, ઓ અમોને અહુરમજદી
રાહ રસમોનો દેખાડનાર પેગામબર અશો
જરથુસ્ત્ર! આ જગા ઉપર તારાં ફ્રોહરની
દોઆ તથા ખુશનુદી હોજો! કે જેથી હયાંથી
તમામ દેવો તથા દેવીઓ દુર નાહસી જાય,
કે જેથી હયાં ભલો, ખુબસુરત, ફતેહમંદ
અશો સરોશ યજદ મુકામ કરે, કે જેથી ભલી
અશીશવંગનું હયાં રેહેવું થાય તથા ભલી
અશીશવંગ હયાં રામશની બક્ષે! કે જેથી
હયાં અમારો પવીત્ર કેબલો જે અહુરમજદનો
બેટો આતશ છે તેનું હયાં જાવેદાંન સુધી
રેહેવું થાય! અમો મજદયસનીઓ આ જગા
ઉપર જયારે બી સઘલા એકઠા મલયે તયારે
અમો દાદાર અહુરમજદની અને તેનાં અમ-
શાસપંદો અને યજદોની મેહરબાંની પામયે
અને અમારાં તન તથા રવાંન આગલથી
તમામ બદીઓ દુર રેહે! આમીન!!!"

પાયાના પથર ઉપર ઈંગરેજી તેમજ ગુજ-
રાતી ભાષામાં લેખ કોતરવામાં આવયો છે,
તેમાંનો ગુજરાતી લેખ નીચે મુજબનો છે,
જે મી૦ સોરાબજી બનશાએ ઉપલી બંદગી
પુરી થયા પછી વાંચી સંભલાવયો હતોઃ—

પાક દાદાર હોરમજદની મદદથી
મુંબઇ મધે આએ શેહેનશાહી જરથોશતી
અનજુમનનાં
આતશકદેહનાં પાયાની સથાપના
દસતુર દાકતર જામાસપજી મીનોચેહેરજી
જામાસપ આસાના,
એમ. એ. પી. એચ. દી.,
એઓએ
રોજ ૮ મો માહ ૯ મો શેહહશાહી, માહ
૧૦ મો કદમી સને ૧૨૫૫ યઝદજરદી,
મુતાબેક
તા૦ ૨૩ મી મે સને ૧૮૮૬ ઇસવી, અને સંવત
૧૯૪૨ ના વઈસાક વદ ૫, અને વાર રવેહને
દીને કીધીછે.

**દીનશાહ દોરાબજી મીસતરી, શીલ-પશાસ્ત્રી.**

આતશકદેહની ઇમારતની ત્રાંબાની તખતી
ઉપરનો લેખ નીચે પ્રમાણેનો છેઃ—

પાક દાદાર હોરમજદની મદદથી
શેહેનશાહી જરથોશથી અનજુમનનાં
આએ આતશકદેહની ઇમારત

શ્રી નવસારીની વડી દરેમેહેરને મલતા
ભગરસાથ અનજુમનનાં મોબેદ સાહેબોને
મુંબઇમાં એક દરેમેહેર બાંધી આપવા—અને
બને તો અનજુમનનાં આતશબેહેરાંમ બાંધવા—
સથાપન થયલી કારોબાર મંડળીએ શ્રી મું-
બઇ અને બીજાં શેહેરોનાં જરથોશતીઓમાં
ઉઘરાણું કરી ઉભાં કીધેલાં ફંડમાંથી બંધાવી
છે, તેના

પાયાની સથાપના
દસતુર દાકતર જામાસપજી મીનોચેહેરજી
જામાસપ આસાના,
એમ. એ., પી એચ. દી.,
એઓએ
રોજ ૮ મો, માહ ૯ મો શેહેનશાહી, માહ ૧૦
મો કદમી. સને ૧૨૫૫ યઝદરદી, મુતાબેક
તા૦ ૨૩ મી મે સને ૧૮૮૬ ઈસવી, સંવત
૧૯૪૨ ના વઇશાક વદ ૫ અને વાર
રવેહને દીને કીધી છે.

નેક નામદાર માહારાણી વીકટોરીઆ,
ગરેટ બ્રીટન તથા આએરલાંડ તથા તેને
લગતાં સ્વરથાન તથા તાબેનાં મુલકોની
રાણી અને કેસરે હીંદનાં રાજનાં ૪૯ માં
વરસમાં.

નામદાર મોહોટે દરજજેનાં સર ફરેડરીક—ટે
મપલ હેમીલટન—ટેમપલ બલાકઉડ, અરલ આફ
દફરીન, કે. પી, જી. સી. બી, જી. સી.
એમ. જી, પી. સી., એફ, આર. એસ., દી,
સી. એલ.; જી. એમ. એસ. આઇ.; હીંદુસથા-
નનો રાજપ્રતીનીધી તથા ગવરનર-જનરલ,

નામદાર લારડ રે, એલ એલ. દી.; સી.
આઇ. ઇ., મુંબઇના ગવરનર.

કારોબાર મંડલીનાં અધીકારીઓ.

શેઠ જાલભાઇ અરદેશર શેઠ—સરનશીન.
" પેસતનજી રૂસતમજી કાંગા—નાયબ સરનશીન.
" ખરશેદજી માણેકજી શેઠ } ખજાનચીઓ.
" દીનશાહ મનચેરજી પંથકી }
" ખરશેદજી નશરવાંનજી સીરવાઇ } સેક્રેટરીઓ.
" સોહોરાબજી રૂસતમજી બનશાહ }
શેઠ દીનશાહ દોરાબજી મીસતરી—શીલ્પશાસ્ત્રી.

ઉપલા લેખો વંચાઇ રેહવા પછી પાયાનો
પથર નીચે ઉતારવામાં આવયો હતો, અને
દસતુર જામાસપજીએ તે ઉપર એક રૂપાની

આપીથી ચુનો નાખીને બીજી બંદગી કરી હતી, જેનો અરથ નીચે મુજબ છે:—

"ઓ અશો અહુરમજદ! આ પથર જે અમો મજદયસનીઓએ ધારેલાં પવીત્ર મકાનનાં પાયાને માટે હમણા મુકયો છે તે ઉપર તારા રહેમ ભરેલા આશીરવાદ તું વરસાવ! અને જેઓએ પોતાની પુંજી આ કામનાં વધારાને માટે ઇનામદારીથી તુંને અરપણ કીધી છે, તથા જેઓ હવે પછી કરે તે સઘળાંનાં તન અને રવાનની પોશતપણાહી તું કર! તે સઘલાઓ સારૂં મુકામવાલા તથા રામશનીનાં મુકામવાલા થાવ! આમીન!!!"

એ પછી ખુશાલીના આવાજો વચે મેલાવડો બરખાસત થયો હતો.

## ઇ૦ સ૦ ૧૮૮૭.

## સુંવાલી ગામનીં શેઠો દાદાભાઈ તથા કાવશજી પાલણજી ચવનાની દરેમેહર.

કયસરે હન્દ, તા૦ ૨૭મી મારચ ૧૮૮૭.

જાહેર ખબર.

કુલ જરથોસતી અનજુમનને જાહેર કરવામાં આવે છે કે શ્રી સુરત જીલ્લાનાં ગામ સુવાલી મધે હમોએ હમારા મરહુમ પીતાજી પાલનજી દાદાભાઇ મોરેના તથા ચવનાની નઇએતે એક પાક મકાંન બંધાવીને તઇયાર કરાવ્યું છે અને તે મધે પાક આદરીઆંન સાહેબને તખતનશીન કરાવાનો નેક દીવસ શેહેનશાહી રોજ ૨૭મો આશમાન, માહ ૭મો મેહેર ઇઅજદ તથા માહા ૮મો આવાં કદમી સને ૧૨૫૬ ઇઅજદેજરદી તા૦ ૧૨મી એપરેલ ૧૮૮૭ ને વાર મંગલનો દીવસ ઠેરવયો છે. માટે એ દીને એ ઉપલાં મકાનની શુભ કીરીઆમાં તથા જશનની મીજલસમાં ભાગ લેવાને તસદી લેશો તો સેવકો ઉપર મોટો ઉપકાર થશેજી.

લા. સેવકો,

**દાદાભાઈ પાલનજી ચવના** તથા
**કાવશજી પાલનજી ચવના.**

જામે જમશેદ, શુકરવાર, તા૦ ૧૫ મીં આપરેલ ૧૮૮૭

સુરત, તા૦ ૧૩ મી આપરેલ

સુમારીની નવી અગીયારીનું ઇજાનું—સુરતથી ૭ ગાઉ દુર રેતાલ ગામ સુમારીમાં હાલ મુંબઇવાશી (કાલી—દાદીવાલા) શેઠ દાદાભાઇ પાલનજી ચઉનાએ બંધાવેલી નવી અગીયારી ઇજવાની કીરયા ગઇ કાલ સવારે થઇ હતી જેમાં ભાગ લેવા માટે સુરતને લગતાં કેટલાંક ગામમાંથી તેમજ અતરેના કેટલાક મોબેદો વગેરે સુમારી ગયા હતા. અલબતાં ધારા મુજબનું જમન શેઠ દાદાભાઇ તરફથી ગઈ કાલે જરતોસતીઓને આપવામાં આવયુ હતું

*_*એ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"સુરત જીલ્લાનાં મોજે—ગામ સુવાલી. મધે
"મરહુમ શેઠ કુવરજી માણેકજી મુકાદમવાલાની
"દરેમેહર એક હતી તે બીસમાર હાલતમાં
"આવી ગીઆથી શેઠ દાદાભાઇ પાલનજી તથા
"શેઠ કાવસજી પાલનજી મોરેના તથા ચવનાએ
"આએ પાક મકાન પોતાના મરહુમ પીતાજી
"પાલનજી દાદાભાઇ મોરેના તથા ચવનાની
"નઇઅતે નવે પાએ બનધાવીને તેની અંદર
"પાક આદરીઆન સાહેબને તખતનસીન
"કરીને શ્રી સુવાલી ગામની અનજુમનને વપરાસમો. આપીયું છે. શેહેનશાહી રોજ ૨૭
"મો આસમાન માહા ૭ મો મેહેર ઇઅજદ,
"માહા ૮ મો આવાં ઈઅજદ કદમી, ૧૨૫૬
"ઇઅજદેજરદી. ઇસવી તા૦ ૧૨ મી એપરેલ
"સને ૧૮૮૭ ને વાર મંગળ.

## ઇગતપુરાની અંજુમનના ઉવરાતનીં દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૬ મી જુન ૧૮૮૭ ને વાર ગરેઉ.

ઇગતપુરાની અગીયારી ઇજાવા બાએ.

**સર** દીનશાજી માણેકજી પીટીટ નાઇટ તથા શ્રી ઇગતપુરાની જરથોસતી અનજુમન તરફથી શ્રી મુંબઇના તથા દેશાવરના જરથોસતી અનજુમનના ખાશોઆમની સેવામાં જણાવવામાં આવે છે જે તે ઠેકાંણેની અગીયારીનું મકાન બંધાઇ તઇયાર થયું છે તે ઇજવાની કીરીયા રોજ ૫ મો સપંદારમદ માહા ૧૦ મો દે દાદારહોરમજદ સને૧૨૫૬ યઝદેજરદી તા૦ ૧૯ મી જુન સને ૧૮૮૭ ને વાર રવેઉને દીને કરવામાં આવશે.

જામે જમશેદ, તા૦ ૨૧ મી જુન ૧૮૮૭ ને વાર ભોમે.

ઇગતપુરાની અગીયારી ઇજવાની કીરયા.

ઇગતપુરા, તા૦ ૧૯ મી જુન.

અતરેની નવી અગીયારી ઇજવાની કીરયા સરદાર ખાનબાહદુર દસતુર હોસંગજીએ આજે કરી હતી. એ વખતે કીરયામાં ભાગ લેવા હાજર થયલા ગરહસથોમાં સર દીનશા-

હાજી પીટીટ, દસતુર બહમનજી જામાસપજી, મી૦ નાનાભાઇ બેહેરામજી, વગેરે હતા. ઇગતપુરા, મુંબઇ વગેરે ઠેકાણેના જરથોસતીઓનો મોટો મેલાવડો થયો હતો. કીરયા પુરી થવા પછી દસતુરજીએ આતશની બુલંદી વીશે એક વાએજ કરી સંભલાવી હતી. મી૦ નાનાભાઇ મેસમેને અગીયારીની તવારીખ કહી સંભલાવવા પછી ઇગતપુરાના જરથોસતીઓ તરફથી સર દીનશાહજીનો ઉપકાર આ શુભ કામ તરફની તેમની મદદ માટે માનયો હતો. વલી તેવણે દસતુરજીનો પણ ઉપકાર માનયો હતો. અતરેના પારસીઓ તરફથી સર દીનશાહજીને તથા દસતુરજીને શાલો પેહેરાવવામાં આવી હતી, તથા માનપતરો અરપણ કરવામાં આવયાં હતાં. તે પછી એ કામ હાર પાડવા માટે સર દીનશાહજીએ મી૦ નાનાભાઇ મેસમેનને અને મી૦ મંચેરજી દાદાભાઇ ભાવનગરીને શાલો હોરાડી હતી. વલી કંટરાકટર મી૦ શાબુદીનને એક શાલ સર દીનશાહજીએ તથા એક અતરેના જરથોસતીઓએ આપી હતી. સર દીનશાહજીએ તથા મી૦ નાનાભાઇ બેહરામજીએ આશોદાદ વેંહેંચી હતી. સર દીનશાહજીનું એક આઇલ પેનટીંગ આ અગીયારીમાં મેલવામાં આવનાર છે, અને તે માટે જાહેર ઉઘરાણું કરવાનો ઠરાવ થયો છે.

*** એ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"આએ અગીઆરીનું પાક મકાન સર
"દીનશાજી માંણેકજી પીટીટ નાઇટ તથા
"ઇગતપુરાની અંનજુમન હસતકથી જર-
"થોસ્તી ટોલામાં ઉગરાતું કરી શેઠ
"મનચેરજી દાદાભાઇ ભાવનગરીઆની
"મદદથી બંધાવીઉ છે. રોજ ૫ મો
"માહા ૧૦ મો સને ૧૨૫૬ ઇઅજદેજ-
"રદી સને ૧૮૮૭ ઇસવી. સાલ ૧૯૪૩"
"શ્રી પાક દાદાર હોરમજદની મદદ
"હોજો. આએ અગીઆરીના કમપાંઉદની
"ચારે બાજુની ભીત તથા દરવાજા શેઠ
"નાનાભાઇ ફરાંમજી મેસમેને પોતાનાં
"ધરીઆંની બેહેસ્તનશીન બાઇ અચુબાઇનાં
"પુનને માટે બંધાવી આપી છે. રોજ
"૨૨ મો માહા ૯ મો શેનશાહી સને
"૧૨૫૯. તા૦ ૬ થી મેહે ૧૮૯૦"

## મુંબઇ મધે ચંદનવાડી ખાતે અંજુમનના ઉઘરાતનાં આતશકદેહના ઇધોરાને લગતી જગા પરઠાએઆનો અહેવાલ.

જામે જમેશેદ, તા૦ ૨૨મીં આગશટ ૧૮૮૭ ને વાર શોમે.

ચંદનવાડી ખાતેના ભગરયાઓના નવાં આતસકદેહને લગતી ઇધોરાવાલી જગા ખુલ્લી મેલવા માટેનું જશન ગઇ સવારના ૯॥ કલાકે દસતુર ડાકટર જામાસપજી મીનોચેહેરજી જામાસપઆસાનાં પરમુખપણાં હેઠલ થયું હતું. ગયા બરેસપતવારથી ૩૫ મોબેદોએ દસતુર જામાસપજીની દેખરેખ હેઠલ આ ઇધોરાવાલી જગા ઇજવાનું સરૂ કરયું હતું, અને તે કામ ગઇ સવારના જશનની કીરયા પછી સંપુરણ થયું હતું. એ ચાર દીવસમાં આતસકદેહવાલાં નવાં મકાનની સંખયાબંધ અથોરનાન તથા બેહેદીનો ભેટ લઇ ગયા હતા. ઇધોરાના બે ભાગ કરવામાં આવયા છે અને બંને ભાગની ઉપર બે મજલા બાંધવામાં આવયા છે. એક ભાગ વાલા ૧૦ ઇધોરા બાંધવાનો ખરચ મી૦ માણેકજી હોરમજી પરવેજે પોતાના પીતા એરવદ હોરમજી કાવસજી પરવેજનાં પુનને માટે આપયો છે અને તેની ઉપર નીચે મુજબની તખતી મારવામાં આવી છે:—"આ ઇધોરાનું મકાન શેઠ માણેકજી હોરમસજી પરવેજે પોતાના પીતા મરહુમ એ૦ હોરમસજી કાવસજી પરવેજનાં પુનને સારૂં ભગરસાથની અનજુમનને માટે બાંધાવી આપયું છે. રોજ ૮ મો માહા ૧૨ મો શેહેનશાહી સને ૧૨૫૬ યજદેજરદી, તા. ૨૧ મી આગસટ ૧૮૮૭ ઇસવી." આ દશ ઇધોરાવાલા ભાગ ઊપર બાંધેલા બે માલમાંના પેહલા માલ ઉપર એ ભાગમાં વેહેંચી નાખેલું ગોડાઊન છે જેમાંના એકમાં ફરનીચર તથા બીજામાં સુખડ, તેલ, કાઠી વીગરે રાખવામાં આવશે. આ માલની ઉભરણી દેખઇતી ઘણી નીચી છે પણ તેમ રાખવાની મતલબ એવી જણાવવામાં આવી છે કે નીચે કીરયા ચાલતી વખતે કોઈ માણસો તયાં જઇ શકે નહી કે જેથી ધુલ, કચરો વીગેરે નીચે પડી કીરયામાં ખલલ થાય નહી. એ ભાગને બીજે માલે મોટો હાલ છે જયાં ઉઠમણાંની કીરયા, જશન, સુદરેહ પેહેરાવવાની કીરયા વતરોગે કરવામાં આવશે. એજ ઇધોરાવાલા ભાગમાં કેટલાક જરતોસતીઓ તરફથી એક સુંદર ઇંગરેજી ધડીયાલ, ફાનસો, હાંડાઓ ઇતયાદી બક્ષેશ તરીકે આપવામાં આવયાં છે. બીજા ભાગ ઉપર પાંચ ઇધોરા

મુકવામાં આવયા છે જે બીજા પંથકવાલાઓને
માટે અલાહેદા રાખવામાં આવયા છે અને એ
છધોરાવાલી જગાની પડોશમાંજ આદરીયાન
ગોઠવવામાં આવયું છે અને આદરીયાનનું
અફરગાનયું મી૦ કાવસજી બેજનજી કરાંણીએ
પોતાના પીતા મરહુમ બેજનજી ફરાંમજી
કરાંણીનાં પુનને સારૂં મુકયું છે. આ પાંચ
છધોરાવાલા ભાગના પેહેલા માલ ઉપર બે
ઓરડાઓ છે જેમાંનો દાખલ થતાં પેહેલો
ઓરડો મોબેદો માટે મુકમેલ કરવા સારૂ
કામચલાઉ વપરાસ તરીકે રાખવામાં આવયો
છે, અને બીજો ઓરડો હાલ તુરત મી૦
માણેકજી લીમજી હાંતરીયાના પુસતકખાના
માટે રોકવામાં આવશે. એ ભાગને બીજે
માલે પણ એક હાલ છે જયાં ઉઠમણામાં
આવતા લોકો માટે બેઠકો કરવામાં આવી
છે તથા ચાલમાં કસતી કરવા માટે ચોતરો
બંધાવવામાં આવયો છે. વલી એજ આત-
શકદેહવાલી જગામાં પાકી બાંધણીના બે
કુવાઓ બંધાવવામાં આવયા છે, જેમાંનો
એક કુવો મરહુમ પેસતનજી જહાંગીરજી
તારાચંદનાં પુનને માટે તેમના ખેશીઓએ
બંધાવયો છે, તથા બીજો કુવો મરહુમ ડાકટર
ખરશેદજી ફરાંમજી ખોરીની વીધવા બાઇ
ડોસીબાઈ તે મી૦ ફરાંમજી મેરવાંનજી શેઠ-
નાની બેટીએ પોતાના ખાવંદનાં પુનને
માટે બંધાવાયો છે. મરહુમ તારાચંદનાં
પુનને માટે બંધાયલા કુવાના પડોશમાં ના-
હવા માટે ૪ ખોલીઓ બનાવવામાં આવી
છે તથા તેની એક બાજુથી ૪ વાડાઓ રા-
ખવામાં આવયા છે.

જશનની કીરયાનું કામ ઉપર જણાવેલા
કુશાદે હાલમાં ગઇ સવારના ૯ા વાગે શરૂ
થયું હતું જેમાં ૭૦ દસતુરો તથા મોબેદોએ
ભાગ લીધો હતો. પાંચ પોલવાલા નીચલા
ધરમગુરૂઓએ અફરગાન જોડ સાથે માંડયું
હતું:—ફીરોજજી જામાસપજી, ફરાંમજી સો-
રાબજી દસતુર મેહેરજી રાણા, નવરોજી રતનજી
કુતાર, ફરદુનજી બરજોરજી વાછા, દાદાભાઇ
નવરોજી બામજી, કાવસજી માણેકજી કાતરક
અને જમશેદજી સોરાબજી દસતુર કુકાના.
જશનની કીરયા વેલાએ હાજર રહેલાઓમાં
દસતુર ડાકટર જામાસપજી મીનોચેરજી જામા-
સપઆસાના, દસતુર ખરશેદજી બેજનજી,
પુણેવાલા દસતુર તેમુલજી મીનોચેરજી, દસતુર
જમશેદજી સોરાબજી કુકા, દસતુર કાવસજી
માણેકજી કાતરક, ફીરોઝ જામાસપજી મીનો-
ચેરજી, દસતુર ખરશેદજી પીરોજજી, રૂસતમજી
કેરસાસપજી દસતુર મેરજીરાણા, જામાસપજી
સોરાબજી મેહેરજીરાણા, એરવદ કાવસજી
નસરવાનજી કાંગા, હોરમસજી બેજનજી કાત-
રક, એદલજી કેરસાસપજી આંટીયા, કાવસજી
એદલજી કાંગા, ફરદુનજી માણેકજી કાંગા,
એદલજી આદરજી હોમજી, કેરસાસપજી કાવ-
સજી મોદી, એદલજી ખરશેદજી ખોરી, દીન-
શાજી મનચેરજી પંથકી, સોરાબજી રૂસતમજી
બનશા, ખરશેદજી નવરોજજી પાવરી, પેસ-
તનજી રૂસતમજી કાંગા, કાવસજી નસરવાનજી
ધાભર, હોરમસજી પેશતનજી ઝવેરી, પાલનજી
ફરાંમજી મેહેતા, અસપંદીયારજી બરજોરજી
પંથકી, કાવશાહ એદલજી મુનસફ, નશરવા-
નજી નવરોજજી કાતરક, દાદાભાઇ ખરશેદજી
દોરડી, બમનજી હોરમસજી બીલીયા, ખર-
શેદજી માણેકજી શેઠના, રૂસતમજી ડોસાભાઇ
શેઠના, પાલનજી નવરોજજી પાવરી, બેજનજી
રતનજી કોટવાલ, ફરાંમજી બરજોરજી કપટાન,
માણેકજી હોરમસજી પરવેઝ, બેરાંમજી હોરમ-
સજી મસાની, જમશેદજી દાદાભાઇ નાદરશાહ
ઇજનેર, દાદાભાઇ ફરદુનજી પરવેઝ વીગેરે
હતા.

જશનની કીરયા પુરી થયા બાદ કમીટીના
નાએબ સરનશીન મી૦ પેસતનજી રૂસતમજી
કાંગાએ જણાવયું કે:—દસતુરજી સાહેબ તથા
અનજુમનના સાહેબો આ જગાપર આપણે આ
જે જે કારણસર તથા જે પવીતર કીરયામાં
ભાગ લેવા ભેગા થયા છીએ તેને લગતો એક
ટુંક હેવાલ જે અંજુમન પતર ભાઇ સોરા-
બજી રૂસતમજી બનશાજી, આનરરી સેક્રેટરી
તમો સાહેબો આગલ હમણા વાંચી સંભલા-
વશે તે ઉપરથી તમો સાહેબોને રોશન થશે.
માટે તે વીશે હું પોતે કાંઇ વધુ બોલવા
માંગતો નથી પણ તે હેવાલ વાંચવાને ભાઇ
સોરાબજીને એલતેમાસ કરવાની રજા લેઉં છું.

એ બાદ સેક્રેટરી મી૦ સોરાબજી રૂસતમજી
બનશાએ નીચે પરમાણે વાંચી સંભલાવયું
હતું:—દસતુરજી જામાસપજી સાહેબ, નાએબ
સરનશીન શેઠ પેસતનજી રૂસતમજી કાંગા
સાહેબ તથા અનજુમનના સાહેબો,

"આએ પવીતર મકાનને નોસારીની વડી
દરેમેહેરને મલતા ભગર સાથ મોબેદોનાં
પાવમેહલના ઉપયોગ માટે, અને કુલે બેહેદીનો-
સતી અનજુમનનાં સરઅવસરનાં ઉપયોગને
માટે, આજના મુબારક દીને, આપણી બરહક
માજદીયસની દીનના કાયદા મુજબ, તઇયાર
કરી ખોલ્લું મુકવામાં આવે છે, તે મકાનની
સથાપણાની તવારીખ તમો સરવે સાહેબોને

રોશાનુ હશે. એ તવારીખની સારી માહી યાદમાં આજના શુભ અવસરે દાખલ થવાની કાંઇ અગત નથી, પણ ફકત એટલુંજ કહેવું અહીં બસ છે કે, આજ નજદીક પચાશ વરસ થયાં નોસારીના ભગરસાથ મોબેદો મુંબઈનાં શેઠ વાહાડયાજીનાં આતસબેહેરાંમમાં બોય દેવાના હકનો જે ભોગવતો કરતા આવ્યા હતા, તે ભોગવતાનાં નાણાં મેલવવા માટે તેઓએ માંડેલી ફરીયાદીનું પરીણામ તેઓની તરફેણમાં આવયાથી એ આતશબેહેરાંમ સાહેબના હાલના સતાવાલા સાહેબોએ પોતનાં મકાનમાં ભગર સાથ મોબેદોને મરાતબ કરવાની શરૂઆત કરવાને દરસત જોયું. જે પગલું ભરવાને એ મકાનના આગલા ટરસટી સાહેબો અને દસતુરજી સાહેબ દુરઅંદેશીથી દુર રહેલા, તે પગલું હાલના સતાવાલા સાહેબોને ભરતા જોઇ એ મકાનમાં કામ કરતા મોબેદો સાહેબોમાં ઘણી બેદીલી અને નાખુશી પેદા થઇ એટલુંજ નહી, પણ એ પગલાંને પોતાના તરીકા અને રીત વીરૂધ ટેકો આપવાને આહકતરી ફરજીઆત નાખવામાં આવયાથી તયાં વસનારા મોબેદ સાહેબોને ઘણી નાખુશી સાથ એ મકાન છોડવાની ફરજ પડી, જે નાખુશ બનાવ માટે આપણ સઘલાઓ દલગીર હતા અને છીએ. એ મકાન છોડયા પછી તેઓ શેઠ દાદી શેઠનાં આતશબેહેરાંમમાં એ મકાનના માલેક શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠની મેહેરબાની ભરી રજાથી પોતાનું યોજદાથરેગીરીનું કામકાજ કરે છે. એ શેઠની એ મેહેરબાની માટે ભગરસાથ મોબેદો તરફથી એઓનો મોટો ઉપકાર આએ પરસંગે માનવામાં આવે છે, એ બનાવ પછી ભગર સાથ ટોલાના કેટલાક મોબેદ સાહેબોએ એ ટોલાનાં વડા શેઠ જાલભાઇ અરદેશર શેઠના અને બીજા કેટલાક શ્રીમંત અને કેલવાયલા આગેવાનોને તેઓનાં વપરાસ માટે ચનદનવાડી ખાતે એક દરેમેહેર બાંધી આપવાને અરજ કરી હતી. એ ઉપરથી શેઠ જાલભાઇએ ઘણો આગેવાનીભરયો ભાગ લેઇ મેહેરબાની કરી પોતાનાં મકાનમાં તે આગેવાનોની એક સભા બોલાવી હતી. જયાં એક કમીટી ઉભી કરવામાં આવી હતી. એ આગેવાનો જેઓમાં શેઠ વાડીયાજીનાં આતશબેહેરાંમ સાહેબના સતાવાલા સાહેબોના કેટલાક મીતરો વતીક, હતા અને છે, તેઓને જેટલું એ મરાતબ કરવાનું પગલું અનઘટતું લાગું હતું તેટલું, બલકે તે કરતાં વધારે જે પરસંગ અને તાંકણું તે ભરવા માટે પકડવામાં આવયું હતું, અને જે રીત અને હેતુ તે ભરવા માટે અખતીયાર કરવામાં આવયા હતા તે અનઘટતાં લાગાં હતાં. એ સઘલાં ઉપરથી તે અરજીમાં માંગેલી ખાએશ અમલમાં લાવવાને તેઓએ ઠેડાવ કરયો હતો, તે ઠેડાવનું થોડું પરીણામ આજ રોજે આપણે આપણી સનમુખ જોઇએ છીએ, અને ખોદાની મેહેરબાંનીથી તેનું સંપુરણ પરીણામ થોડા વખતમાં જરતોસતી આલમ સનમુખ ધરવાને શકતીવાન થઇશું. આએ પવીતર મકાનના સંબંધમાં નવું અને આવકારદાયક આપણે એ જોઇએ છીયે કે એમાં આપણે જરતોસતી અનજુમનના ઘણા ભાગની દીલસોજી જોઇએ છે, કારણકે એ મકાનના ખરચ માટે મુંબઇનાં અને દેશાવરોનાં જરતોસતી બાનુઓ અને ગરહસથોની મોટી સંખયાએ નાણું ભરયું છે.

હવે આપણ સઘલા ખોદાતાલા પાસે દુઆ-છીશું કે એ મકાન ઉભું કરવાના હેતુ બાબે કેટલાક સાહેબોમાં ગમે તે મતફેર હોય—કે જેવો મતફેર ઘણીક ધરમ અને રેવાજ સંબંધી બાબદોમાં હોય છે—તે હવે ભુલાઇ જવાય, અને તે યજદાન તેની યાદમાં ઉભા થયલાં આએ મકાંનનાં સંબંધમાં સુલેહસંપજ જાલવી તેની સેતાયશમાં મસગુલ રેહેવાને સરવેને નેક તોફીયત બક્ષે.

આજ દીનથી યજશનેગાહ તથા બાજ-ઇજવાનાં મકાને જે તઇયાર થઈ ચુકયાં છે, અને જેને ખુલ્લાં મેલવાના કીરીયામાં આપણે ભાગ લીધો છે, તે સરવ જરતોસતી સાહેબોને સરઅવસરે વાપડવા તેમજ તયાં પાવમેહેલનું કામ કરાવવા, તથા જશન, ગહમબાર, ફરેસતા, નવજોત, ઉઠમણું વાગેરે કીરીયા કરાવવા તથા એબાદત કરવા સારૂ ઉઘાડાં મુકવામાં આવયાં છે. એ મકાનોમાં જેમ ભગરીઆ મોબેદોને હર પરકારનું યોજદાથરેગીરીને લગતું કામ કરવાને છુટ છે, તેમજ બીજા પંથકના મોબેદોનેબી તેઓ માટે મુકરર કરેલી જગયાએ અને મુકરર કરેલા કાયદા પરમાણે પોતાની જોડ સાથે કરવાને છુટ છે.

એ નવી દરેમેહેરમાં દસતુર તરીકે ડાકટર જામાસપજી મીનોચેહરજી જામાસપઆસનાને મુકરર કીધા છે. એ દરેમેહેરમાં કેવી રીતે કામ ચલાવવું, તથા તેની સંભાલ અને દેખરેખ કેવી પરકારે રાખવી, તેની ગોઠવણ કમીટી પાછળથી કરી જે ઠેડાવો કરશે અથવા

કાયદાઓ થડશે તે પરમાણે સરવે લાગતા વલગતાઓએ અમલ કરવો.—મુંબઇ, રોજ ૮ મો, માહા ૧૨ મો શેહેનશાહી સને ૧૨૫૬ યઝદેજરદી; રોજ ૩ જો માહા ૧ લો કદમી સને ૧૨૫૭ યજદેજરદી; તા૦ ૨૧ મી આગસ્ટ સને ૧૮૮૭ ઈસવી."

એ બાદ નાએબ સરનશીન મી૦ પેસતનજી રૂસતમજી કાંગાએ સરનશીન મી૦ જાલભાઈ અરદેશર શેઠની ગેરહાજરીમાં દસતુર જામાસપજીને અનજુમન તરફથી શીયાલ ઓધાડી હતી, જ્યારે હાજર રહેલી આખી મીજલસે ખુશાલીના પોકારો કરયા હતા.

દસતુર જામાસપજીએ પોતાને મલેલાં આ માન માટે ટુકમાં જવાબ આપતાં જણાવયું કે આ આતશકદેહની કમીટી તરફથી મને દસતુર ઠેઠવવામાં આવયા છે તે માટે હું તમારો ઉપકાર માનુ છું.

એરવદ કાવશજી નશરવાંનજી કાંગાએ એ બાદ જણાવયું કે:—

મીજલસના સાહેબો, આ શુભ અવસરે તમો સાહેબો આગલ જાહેર કરવાને મને ખુશી ઉપજે છે જે શેઠ માણેકજી હોરમસજી પરવેજે હવોરાનું મકાન જે બાંધી આપયું છે, અને જેના રૂપયા કમીટીને સપુરદ કીધા છે, તે સાહેબ બીજા રૂ ૯૦૦૦ એલાહેદા કાહાડે છે તે મધે રૂ ૧૦૦૦ ની ટકા ૪ ની નોટનાં વયાજમાંથી જાથુક તરણ દીવા આતશકદેહમાં મુકવા અને બાકીના રૂ ૮૦૦૦ ની ટકા ૪ ની નોટનાં વયાંજમાંથી એવણનાં તથા એવણના ખેશીઓનાં જશન તથા દરૂન, બાજ, ખજશની, મુકતાદ, ગહમબાર અને એ વીગેરે એજ આતશકદેહમાં જાથુક વરસો વરસ કરવાં. એ વીશેની બધી સરત શેઠ માણેકજી હોરમજજી પરવેજ હવે પછી કમીટી ઉપર લખી મોકલશે અને તે વીશે ધારા મુજબનો પાકો બંદોબસત કરશે.

મોબેદ એદલજી આદરજી હોમજીએ અતરે દસતુરજી જામાસપજી તરફથી આતશકદેહ બાંધવા માટે જે સાહેબોએ તન, મન અને ધનથી મદદ કરી હતી તેમનો ઉપકાર માનયો હતો, અને જણાવયું હતું કે આતશકદેહનાં મકાન માટે આ વખતે જેવી મેહેનત કરવામાં આવી છે તેવીજ મેહેનત ચાલુ રેહેશે તો બે વરસમાં આ મકાન સંપુરણ હાલતમાં આવશે.

જસનની કીરયા અતરે પુરી થયા બાદ આ નવાં આતસકદેહમાં પેહેલવેહેલી નવજોતની કીરયા દસતુર જામાસપજીએ કરી હતી તથા મી૦ સોરાબજી કાવસજી તાતાની તરફથી મોબેદોમાં નાણું વેહેંચવામાં આવયું હતું.

*Times of India, 22nd August 1887*

CONSECRATION OF A NEW PARSEE FIRE-TEMPLE.

The ceremony of consecrating the new fire-temple of the Parsee community at Chundunwady was performed yesterday in the presence of a large assemblage of Zoroastrians, notwithstanding that special invitations were not issued owing to uncertainty of the weather and want of sufficient accommodation in the place, though on the occasion of the laying of the foundation-stone on 23rd May 1886, by Dustoorjee Saheb Jamaspjee Minocherjee, there was a gathering of about three thousand persons. For the past four days about forty priests have been performing the ceremony, night and day, in connection with the opening under the guidance of the High Priest, Dustoor Dr. Jamaspjee. These ceremonies were brought to a close yesterday morning, when the final ceremony of *Jasan* was performed at 9-30 a. m. by more than one hundred Priests. At the conclusion of the ceremony an *Anjuman Patra* (letter to the community) from the infuential committee of the Parsee gentlemen who have been entrusted with the management of the funds and the building of the fire-temple, was read by Mr. Sorabjee Rustamjee Bunshah, one of the secretaries, congratulating them on the success in having a fire-temple, the first of its kind as the common property of the community, all the existing fire-temples in Bombay being endowed owned by private in-

dividuals. The letter further statde that not only the Parsee ladies and gentlemen of Bombay, but of numerous other stations in India and China, contributed freely towards its erection, thus showing the sympathy felt by them towards the Bhagur sath *mobeds* or priests who were ousted from office and emolument in the Wadia fire-templeowing to certain incidents brought to light in a suit in the High Court in connection with the management of the funds of the Wadia fire-temple. The letter ended by proclaiming that the fire-temple was laid open for the performance of all ceremonies and appointing Dustoor Dr. Jamaspjee as its Dustoor. A valuable shawl was then presented to the Dustoor by Mr. Pestonjee Rustomjee Kanga, the vice-president of the committee, amidst loud cheers. A letter was then read by Mr. Kavasjee Nusserwanjee Kanga from Mr. Manockjee Hormusjee Purvez, in which the latter gentleman offered (in addition to his first donation of Rs. 9,500 paid towards the cost of erection of the building) Rs. 9,000 in Government Paper, towards defraying the cost of light and the performance of certain ceremonies. Two fine wells been have built in the building, which bear inscriptions on tablets—one in memory of the late Dr. Khursedjee Framjee Khory, and the other in memory of the late Pestonjee Jehanghir Tarachund. The ceremony ended about 11 o'clock amidst loud cheers.

During the day and in the evening large numbers of parsee ladies and gentlemen visited the place. This fire-temple forms only a portion of the large building known as the *Anjuman Ateshbeheram*, which the committee contemplate finishing in about two years' time.

**અજમેરનાં અંજુમનનાં ઉઘરાતનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.**

કયસરે હિન્દ, તા૦ ૨૩ મી અકટોબર ૧૮૮૭

જાહેર ખબર.

શ્રીઅજમેર મધે દોખમાંનો તાણો પુરવાની ક્રીયા.

જરથોસ્તી ટોલાંના ખાશોઆમની સેવામાં અરજ કરવામાં આવે છે જે જરથોસ્તી ટોલામાં ઉઘરાણું કરી અજમેર તથા નશીરાબાદ ગામને લગતું દોખમું બાંધવા ઠેડવ્યું છે તેનો તાંણો પુરવાની ક્રીયા કરવા રોજ ૨૦ મો બેહેરાંમ ઇજદ માહા ૨ જો અરદીબેસ્ત અમસાસપંદ સને ૧૨૫૭ યઝદેજરદી તારીખ ૬ ઠી નવેમબર સને ૧૮૮૭ ને વાર રવેઉને દીને સવારના ૮ કલાકને અમલે પુણેવાલા સરદાર ખાનબાહાદુર પ્રોફેસર દસ્તુરજી સાહેબ હોશંગજી જામાસપજી પી. એચ. એ મેહરબાંનીની રાહે કબુલ કીધું છે, જેથી તે ક્રીયા કરવાના વખતે જરથોસ્તી ટોલાના ખાશોઆંમે જશનની મીજલશમાં સાંમેલ થાઇ સવાબનો હંમએરો હાંસલ કરવા મેહરબાંનીકરી તશદી લેવી.

ઉપલી મીજલશમાં સાંમેલ થવા આવનારા સાહેબોએ ૮) દીવસ આગમચથી સેકરેટરી પારસી પંચાએત અજમેરના—નાંમે શેઠ મેરવાંનજી નવરોજજી બતીવાલાને લખી મોકલવું કે જેવો ઘટતી તઇયારી કરે. એક જરથોસ્તી સાથે ખાધા બાબદ બંદોબસ્ત કીધો છે; સારું ને સસ્તે ભાવે ખાનું આવનાર સાહેબોને પુરૂં પાડવા ગોઠવણ કીધી છે.

રેહવાને કીજે એક માંડવો બાંધી તઇયાર કીધો છે તે શીવાય પાંણીની ગોઠવણ પણ કીધી છે. બાહારગામના જરથોસ્તી સાહેબોના આવ્યાથી સેવકો ઉપકારમંદ થશે.

સેવકો,

**પેસ્તનજી નશરવાંનજી જીનવાલા.**

ઉપલાં દોખમાના પ્રેસીડેન્ટ.

**એદલજી જીવાજી પુણેવાલા,**

તે નાયબે સરનશીન.

**ફીરોજશા રૂસ્તમજી દીવાન,**
**મેરવાંનજી નવરોજજી બતીવાલા,**
**ફરાંમજી મનચેરજી એદલકાકાના,**
**ધનજીશા એદલજી મના ખાનસાહેબ,**
**દીનશાજી બમનજી માસતર તથા આંટીઆ,**

મેમબરો.

મુંબઇ સમાચાર, તા૦ ૯ મીં નવેમબર ૧૮૮૭ ને વાર બુધે.

**અજમેર ખાતે પેહેલવેહેલાં નવાં દખમાંનો તાંણો પુરાવાની થયલી ક્રીરીયા.**

અજમેર, તા૦ ૬ ઠી નવેમબર.

જયારથી રજપુતાણા રેલવે લાઇન બોમબે બરોડા સાથ જોડાઇ ગઇ, તયારથી અતરેની પારસીઓની વસતીમાં ઘણો વધારો થયો છે. એ વધારાથી અતરે એક દખમાંની ઘણી અગતય જણાઇ હતી. એ વાત નસીરાબાદ અને અજમેરના પારસીઓની કેટલીક સભાઓમાં ચરવાઇ હતી, અને તે માટે એક ફંડ શેઠ પેસતનજી નશરવાનજી આબકારી કનટરાકટરની આગેવાની હેઠલ ઉભું કરવામાં આવયું હતું. તે ફંડમાં પુરતાં નાણાં જો કે હજી ભરાઇ ચુકયાં નથી, તો પણ આ શુભ કામનો તાણો પુરવાની ક્રીરીયા, આજ રોજે સવારે સાડા સાત વાગે, પુણાવાલા દસતુર સરદાર ખાનબહાદુર હોસંગ જામાસપના ઉપરીપણા હેઠલ, એ જગા જે અતરેથી અહડી માઇલને છેટે આવેલી છે, તયાં થઇ હતી. તે વેલા મરદ ઓરત છોકરાં મલી આસરે ૧૫૦ જરથોસતીઓ તયાં ભેગાં મલયાં હતાં. એ સીવાય, દસતુર બમનજી જામાસપજી સી. આઇ. ઇ., મોબેદ પેસતનજી રૂસતમજી કાંગા વગેરે તે મેલાવડામાં જણાતા હતા. ક્રીરીયાનું કામ અગીઆર વાગે પુરૂ થયા પછી, રેલવે કોઆપરેટીવ સટોરનાં મેનેજર મી૦ મેહરવાનજી નવરોજજી, જેઓનો આ હીલચાલમાં મુખય ભાગ છે, તેઓએ અત્રેની પારસી અંજુમન તરફથી દસતુરનો ઉપકાર માનયો હતો. તે પછી મજકુર દસતુરજીએ સઘડીનો પાયો નાખવાની ક્રીરયા કરી હતી. તે સઘડી અતરેના રહીશ મી૦ દાદાભાઇ કનટરાકટર બંધાવી આપનાર છે, અને એનીજ પાસે એક કુવો નસીરાબાદવાલા શેઠ ફરામજી બંધાવી આપનાર છે. વલી અત્રે એક અગીઆરી બાંધવાની પણ હીલચાલ થાય છે, જે ઘણું કરીને પાર પડશે. આ દખમું અત્રેજ નહીં પણ આખા રજપુતાણામાં પેહેલવેહેલુંજ બંધાશે, અને તે નાની મોટી ૨૭ પાવીનું થશે.

*Times of India, 7 th November 1887.*

AJMERE, NOVEMBER 6.

The *Tana* ceremony was performed with great *éclat* to-day by Sirdar Dustoor Khan bahadur Dr. Hoshang, in the presence of Dostoor Bymanjee, C. I. E., Mr. Pestonji Kanga, and several Parsee ladies and gentlemen. A grand dinner in honour of the venerable Dustoor is to take place here today. The worthy Doctor leaves to-morrow for Jeypoor.

## ઈ૦ સ૦ ૧૮૮૮

## અજમેરનું અંજુમનનાં ઉઘરાતનું દોખમું તથા શેઠ દાદાભાઈ શાપુરજી સુમારીવાલાનીં શગડી પરઠાયાં.

કયસરે હિન્દ, તા. ૧૯ મીં ફેબરવારી ૧૮૮૮ ને વાર રવેહ.

જાહેર ખબર.

શ્રી અજમેર મધે દોખમું ઇજાવાની ક્રીયાનો દીવસ.

જરથોસ્તી ટોલાના ખાશોઆંમની શેવામાં અરજ કરવામાં આવે છે કે શ્રી અજમેર તથા નશીરાબાદ ગામોને લગતું દોખમું જરથોસ્તી આલમના ઉગરાતથી બાંધવા ઠેડવયું હતું તે હાલમાં બંધાઇ તઇયાર થયું છે, જેને ઈજાવાની ક્રીયા રોજ ૨૬ મો આસતાદ યઝદ માહા ૬ ઠો શેહરેવર અમસાસપંદ સને ૧૨૫૭ યઝદેજરદી શેહેનશાહી, તા૦ ૨૧ મી મારચ સને ૧૮૮૮ ઇસવી ને વાર રવેહને દીને સહવારનાં ૮ કલાકને અમલે પુણેવાલા દસ્તુરજી સાહેબ સરદાર ખાંનબાહાદુર પ્રોફેસર હોસંગજી જામાસ્પજીની આગેવાંનીથી થશે. માટે તે ક્રીયા વખતે જરથોસ્તી ખાશોઆંમ સાહેબોએ મીજલસમાં શાંમેલ થઈ સવાબનો હંમએરો હાંસલ કરવા મેહરબાંનીની રૂએ તશદી ફરમાવવીજી.

ઉપલી જશનની મીજલસમાં સાંમેલ થવા આવનારા સાહેબોને એલતેમાસ કરવામાં આવે છે કે મેહરબાંનીની રાહે ૮ દીવસ આગમચથી અજમેરની પારસી પંચાયતના શેક્રેટરી શેઠ મેરવાંનજી નવરોજી મીનબતીવાલાને લખી મોકલવું કે જેઓ ઘટતી તઇયારી તથા બંદોબસ્તી રાખે, તેમજ એક જરથોસ્તી સાથે

બાધા બાળદનો ઠેડાવ કીધો છે કે સારૂં અને સુરીઆંનું ખાણું સસતે ભાવે સરવે આવનારા સાહેબોને પુરૂં પાડવામાં આવશે અને રેહેવાને કાજે એક માંડવો બાંધી તઇયાર રાખવામાં આવયો છે, તે મધે પાંણી વગેરેની સારી ગોઠવણ કીધી છે. બાહેરગાંમના તથા દેશાવરના જરથોસ્તી સાહેબોના અત્રે પધારવાથી સેવકો ઉપકારમંદ થશે.

લા૰ સેવકો,

**પેસ્તનજી નશરવાંનજી જીનવાલા,**
**અંકલેસરવાશી-સરનશીન.**
**એદલજી જીવાજી પુણેવાલા,**
નાયબે સરનશીન.
**મેરવાંનજી નવરોજી મીનબતીવાલા,**
સેક્રેટરી.
**ફીરોજશા રૂસ્તમજી દીવાંન,**
**ફેરાંમજી મનચેરજી** કાકા,
**ખાંનસાહેબ ધનજીશા એદલજી માના,**
**દીનશાજી બેહમનજી આંટીઆ,**
મેમબરો.

સતીઅ મીતર, તા૰ ૧૮ મીં મારચ ૧૮૮૮ ને વાર રવેઉ

અજમેરનાં નવાં દખમાંની જરથોશતી ધરંમ ફરમાંન મુજબની પવીતર કીરીઆને લગતો હેવાલ.

રાજપુતાણાંનાં કદીમ શેહર અજમેર પર હાલને પરસંગે પાક ખુદાવંદની મેહરબાની વધતી ચાલે છે, આ શેહર ગોઆ પોતાનું કદીમ નાંમ છુપાવીને દુનીયાંની જાંણમાંથી દુર થઇ પડીઉં હતું, પણ રેલવેનાં વધારાની સાથે, વેપાર રોજગારથી લાંમબી મુદતે પાછું વીખયાતી પાંમવા લાગયું છે, એ કાંઇજ નહી પણ તે સાહેબની મેહરબાંની જાણવી.

પાક ખુદા સાહેબની મેહરબાંનીથી જરતોશતી ફેરકા સંબંધી તવારીખને લગતો પેહલો સફો ખોલવાનો દીવશ તે તારીખ ૧૧ મી મારચ ૧૮૮૮ અને આતવારનો છે; કે જે દીને જરથોશતીઓની અગતયની ખુટ પુરી પાડે એવું કીમતી દોખમું વાપરવા લેવા કીજે ખોલલું થઇ ચુકું છે. એ દોખમું અતરેની પારસી વસતીથી ૩ માઇલ છેટે છે, અને અતરેની અંજુમને એ દખમાંને માટે એક લાયક જગા પસંદ કરી છે જે એક નાહનાં ડુંગર પર છે. એ જગા એવી તો લાયક રીતે પસંદ કરવામાં આવી છે કે, અજમેરથી એક રેલવેની બરાંચ અમદાવાદ જાય છે તેવી બીજી નશીરાબાદ થઇને ખંડવે જાય છે, તે બેઉ તરફનાં રેલવે જરતોશતી મુસાફરો અજમેર છોડી જતાં, અજમેર શેહરમાં દાખલ થતાં એ દોખમાંને સેજદો કરી શકે છે.

આખા પારશી ટોલાને જાંણીતું છે કે, તા૰ ૬ ઠી નવેમબર ૧૮૮૭ ને દીને એ દખમાંનો તાંણો પુરવાની પેહલી કીરયા કરી હતી અને માંતર ૪ માશની મુદતમાં આએ દખમું તયાર કરવામાં, અતરેની અંજુમનનાં આગેવાંનોને ખરી શાબાશી ઘટે છે. એ દખમાં આગલ તા૰ ૧ લી મારચથી આડકતરો દેખાવનાં મંડપો અથવા તંબુ ઠોકવાનું કાંમ ચાલી રહયું હતું. એ નેક અને પવીતર કીરયામાં સામેલ થવાને જરતોશતી ટોલાના લોકોને વરતમાંન પતરોમા તથા હેનબીલો છપાવી નોતરાં દીધાં હતાં; જે નોતરાંને માંન આપીને ઘણી લાંમબી મંનજેલથી જરતોશતી ઓરતો તથા મરદો અને બાલ બચાંઓ શામેલ થએઆં હતાં. દેખાવ ઘણો ખુશ અને રળીઆમનો હતો.

ઠેરાવ પરમાણે કીરયાની રેહતુમાઇને માટે, દખંણનાં વડા દશતુરજી સાહેબ હોશંગજી પુણેથી અતરે આવયા હતા, જેવોએ આએ કીરયાને લગતું કામ સરંજાંમ પુગાડીઉં છે.

પરદેશથી આવનારા મુસાફરોનાં ઉતારાને માટે, એક જુદો મંડપ નાંખીને, તેમાં સરવ પ્રકારની મંનમાંનથી ગોઠવણ કરેલી હતી, ભાર દરેક જંણ દીઠ રૂ. ને ઠેરવીને બે વખતનુ ખાંનું તથા ચાહે પાંણી આપવામાં આવીઉં હતું, જેથી દરેક મુસાફર પોતાનો સંતોશ જાહેર કરતો હતો. અને અતરેની અંજુમંનનાં આગેવાંનોના સારા બંદોબસત વીશે ઉપકાર માનતા હતા.

વલી પરકોમનાં સરવ આગેવાંનો, જેમાં અંગરેજો, હીંદુવો, મુશલમીન વગેરે મોહટા તથા નાહનાંઓ ટોલેટોલાં આએ પારશીઓનાં દખમાંને માટે તે જગોપર જાતરાની મીસાલે દરરોજ ભેગાં મલતાં હતાં, અને એ બાબતને લગતી પુછપરછ કરતાં હતાં. તા૰ ૭ મી મારચથી પરકોંમનાંવોને દખમું જોતાં બંધ કરીને, તેને નેરંગપાંણીથી ધોઇ સાફ કરીને તા૰ ૮ મી એટલે જે રોજ ૨૩ માહ ૬ ને દીનેથી આપણી દીન ધરમને લગતુ કીરયા કાંમ દખમાંમાં ચાલુ કરયું હતું.

એ દરમયાંન તા૰ ૧૦ મી અને રોજ ૨૫ મે એજ દખમાંનાં સંબંધમાં ૧ સગરી અતરેનાં રેહવાસી શેઠ દાદાભાઇ શાપુરજી સુમારીવાલાએ પોતાનાં ખરચે બંધાવેલી જે તેવને પોતાનાં એહેસતી બાવા શાપુરજી

બરજોરજી સુમારીવાલાનાં પુન થકી તઇયાર કરાવી હતી તેમાં તેનાં જશનની કીરીયા કરવાનું દસતુરજીની સલાહથી પરથમમાં ઠેડવયા મુજબ, સવારમાં કલાક ૮॥ ને અમલે કરવામાં આવી હતી, જે મધે જરતોસતીઓનો સારો મેલાવડો થયો હતો. જશનનું આફરગાન ખુદ દસતુરજીએ પોતે માંડયું અને બાંગે બુલંદ આવાજથી શુધ ઉચચારે જંદ અવસતાનાં નેક કલાંમો અચછી રીતે ધરમનાં ફરમાંન મુજબ એવી ખુબીથી ભણુયાં કે તમામ અનજુમનનાં દીલ કીરીઆનાં શબદો સાંભલવાને લાગી ગયાં. આફરગાનની કીરીયા પુરી થવે શેઠ દાદાભાઇ તરફનો અનજુમન પતર શેઠ ફીરોઝશાહે અનજુમનની હાજરીમાં વાંચી સંભલાવયો તે આ મુજબ હતો.

"અજમેર તથા નસીરાબાદની જરતોસતી
"અનજુમન જોગ—લખતંગ બેહેદીન દાદા-
"ભાઇ શાપુરજી સુમારીવાલા. જત અમે
"અમારા પોતાનાં ખરચે અજમેર મધે
"બંધાવેલાં દોખમાંની સગરી અમારા
"બાવા જીનતગુજન શાપુરજી બરજોરજી
"સુમારીવાલાનાં પુન થકી બંધાવી તેની
"ઘટતી કીરીયા કરાવીં આજ દીને સરવે
"જરતોસતી આલમનાં વાપડવા થકી ત-
"મોને સવાધીન કરું છું અને આજ
"પછી એ મકાંન ઉપર માલ મીલકતનો
"દાવો કશો નથી—સગરીનાં મકાંન જે
"ધરમની કીરીયાકામમાં વપડાય છે તેવી
"કીરીયાનાં ઉપયોગમાં લાવી અજમેર
"તથા નસીરાબાદની અનજુમન સવાબ
"હાંસલ કરે—રોજ ૨૬ મો માહ ૬ થો
"સને ૧૨૫૭ યઝદેઝરદી તા૦ ૧૧ મી
"મારચ સને ૧૮૮૮ સંવત ૧૯૪૪ નાં
"વરખે ફાગણ વદી ૧૪ ને વાર રવેઉ."

એ પછી શેઠ દાદાભાઇએ દસતુરજીને તેમની લાંબી મુસાફરીમાં તેવણે ઉઠાવેલી તકલીફનો ઉપકાર માની શીયાલ "ઓઢાવી કાંઇ રોકડ નાણું આશીદાદ તરીકે આપયું હતું, તેમજ બીજા મોબેદોને પણ આશીદાદ વેંહેંચી હતી.

આસતાદ રોંજ, શેહરેવર મહીનો શેહનશાહી, તા૦ ૧૧ મી મારચનાં ઉગતે દીનેથી નાંહનાં મોહટાં તેમજ ગરીબ તવંગર સરવ જરતોશતીઓ સફાઇદાર પોશાગોનાં સંનગાર કરી, પવીતરાઇની યાદ હઇડે ધરી, હસતે ચેહરે દખમાં તરફ ચાલવા લાગ્યા, જે આખો રસતો પારશી સવારીથી ચીકાર ભરેલો નજરે પડતો હતો, અને ૮ વાગામાં તો દખમાં આગલ જરતોશતીઓનું બંદગી ખાંનુ બની રહયું હતું. ૯ કલાકે જશંનની કીરયા દશતુર હોશંગજીએ શરૂ કરી, જે મીજલસમાં એક તરફ જરતોશતી ઓરતો અને બીજી તરફ મરદો બંદગીમાં મશગુલ થયાં હતાં. ગંભીર દેખાવની દબદબાભરી મીજલસમાં, કીરયાકાંમ સમાપત થવા બાદ દસતુર હોશંગજીએ લંબાણુ વાએજ કરીને, દખમાંની ખુબી અને જરતોસતીઓની ફરજ એ વીશએ ઉપર સારી સમજ આપવાથી ઓરતો તથા મરદોને એક સરખી રીતે પકી અસર થઇ હતી. એ પછે અતરેની અંજુમનનાં આગેવાન શેઠ પેશતનજી નોશરવાંનજી જીનવાલાએ દસતુરજી સાહેબને અંજુમન તરફનું ૧ માનપતર વાંચી સંભળાવીઉ, અને અંજુમનની તરફથી ૧ શાલ જોડો નજર કીધો, જેનો દસતુરજીએ ઘટતા સબદોમાં જવાબ આપયો હતો.

એ પછે દખમાંનાં એહવાલને લગતું ૧ અંનજુમન પતર શેઠ પેશતનજી જીનવાલા તરફથી વાંચવામાં આવીઉ હતું, જે જરતોશતી ટોલાને ઉપયોગી જાણી, તેની સદાબરી નકલ અતરે ઉતારી લેજીયે છે.

મીજલસનાં સાહેબો,

શ્રી અજમેર મધે ૫ વરસની ટુક મુદતમાં જરતોશતી ટોલાની વસતી દીન ઉગે પાક પરવરદેગારનાં ફજલો કરમથી રોજ બે રોજ વધતી જાય છે, તેમજ આગલ જતાં દીલ્લી આગરા વીગેરેના શેહેરોમાં આગલા વખતથી જરતોસતી ભાઇઓએ પોતાનું રેહેઠાણ કીધુ છે. પણ એ ભાઇઓના વપરાસ સારૂં આપના ધરમનાં મકાનો જેવાં કે, દોખમું, તથા દરેમેહરની આજ લગીન ખુટ ચાલતી આવે છે, તે સરવે કોઇ કબુલ રાખે છે. આએ અજમેર શેહેર તથા એથાબી દુર દેશોમાં વસનારા જરતોશતી ભાઇઓને તેમના ધરમનાં મકાનની ઘટતી વખતે મદદ મેલવવા બહુ મુશકેલ પડે છે, અને એવાં મુકામો જોતાં એક તરફ નીમચ તથા બીજી તરફ અમદાવાદ સેંકડો માઇલને છેટે હોવાથી, ત્યાંના ધરમના મકાનોનો લાભ તથા આસરો લેતાં મચકુર જરથોસતીઓ પછાત પડે છે. આવું સંકટ લાંબી મુદતથી ચાલતું આવેલું જોઇ કોઇબી ભલા જરથોસતીની ધરમની લાગણી ઉસકેરાઆ વગર રેહે નહી, અને તેથી શેવક જોકે એક પરદેશી તરીકે અતરે છે, તેએ નેક કાંમ માથે ઉઠવા વાજબીની રીતે જરૂરીઆત જણાઈ, અને તેને સારૂં ઘટતા બંદોબસત સાથે નાંણાની રકમ ભેગી કરવાને લગતો વીચાર કરવાને શ્રી અજમેર તથા નશીરાબાદની જરતોસતી અનજુમનો ભેગી

કરી, તેઓ સાહેબોની સામેલગીરી તથા સલાહ મદદ મેલવી, દોખમું બાંધવાનું નેક કામ શેવકે માથે ઉઠાવી લીધુ હતું જે પાક ખુદાની મેહરબાંનીથી આજ દીને સરનજાંમ પુગું છે, અને આજદીનથી તે તમામ જરતોસતી અન જુમનને સપુરદ કરીએ છીએ. એ દોખમાંના ખરચને સારૂં નાંણાની રકમ ભેગી કરવાને માટે એક લીસટ ફરતુ કરી, જરતોશતી સખી વજુદ ગરહસથો પાસેથી મદદ માંગવામાં આવી હતી જે લીસટ મધે આજ લગીન ૩૫૪૪૫ ને આસરે ભરાઈ ચુકયા છે જેની વીગત.

૫૯૭) શેઠ પેસતનજી નશરવાનજી જીનવાલાના તરફથી.

૫૦૧ શેઠ પેશતનજી ખુદને નામે
૫૧ દીનશાજી પેશતનજીને નામે
૨૫ બાઇ કુવરબાઇ પેશતનજી
૨૦ પદમજી પેશતનજી

---

૫૯૭

૬૫૮ શ્રી અજમેરની જરતોસતી અનજુમન તરફથી.

૮૨૨ શ્રી નશીરાબાદની જરતોસતી અનજુ· મન તરફથી.

૧૧૧૧ શ્રી મુંબાઇના જરતોસતી સાહેબો તરફથી.

૫૩૦ શ્રી અમદાવાદના જરતોશતી સાહેબો તરફથી

૫૯૮ શ્રી ભરૂચના જરતોસતી સાહેબો તરફથી.

૩૮૭ શ્રી કલકતાનાં જરતોસતી સાહેબો તરફથી.

૧૯૩ સુરતના જરતોસતી સાહેબો તરફથી

૨૦૬ પુણાના જરતોસતી સાહેબો તરફથી
૫૧ શેઠ એદલજી જીવાજી
૨૫ બાઇ મેહરબાઇ એદલજી
૧૩૦ બીજા શેઠ ધનજીશાજી તથા તેઓના સાહેબજાદાઓ વીગેરે.

---

૨૦૬

૮૮ શ્રી નીમચના જરતોસતી સાહેબો તરફથી

૧૪૮ શ્રી મઉના જરતોશતી સાહેબો તરફથી

૨૧ બીઆવરના જરતોસતી સાહેબો જે કે રેહેવાશી મુબાઇવાલા

૧૦ શ્રી સોજતનાં જરતોસતી સાહેબો

૪૦ શ્રી જોધપુરનાં જરતોસતી સાહેબો

---

૫૪૪૫

ઉપર મુજબ કુલ રકમ મધેથી વસુલ થયલા રૂ ૪૮૦૦ાા૦ાા તથા બાકી રહેલા રૂ ૬૨૮–૭–૬ છે જે ઉમેદ છે જે તેબી જલદીથી વસુલ થશે, કે જેમાથી કુવા વીગેરેનું કામ આગલ ચલાવવાને બની આવસે. એ દોખમું તઈયાર કરતાં આજ લગીન રૂ ૪૭૫૦ ને આસરે ખરચ થાએઓ છે જે ખરચ નકી કરી પકો હીસાબ છપાવી જાહેર કીધામાં આવશે.

આ નેક કાંમ ઉઠાવીને તેને સરનજાંમ પોહચાડવામો બે તરફની મને મદદ મલેલી છે, જે હું અતરે કબુલ કરવાને દરસત વીચારૂં છું. પ્રથમ આએ દોખમાંનાં કાંમ માટે નાંણાની મદદ કરનારા સદગરહસથ જરથોસતી સાહેબોનો ઉપકાર માનુછું, આએ નેક કામમાં નાંણાની મદદ પુગાડી છે, તેનો બદલો તેઓ સાહેબોને પાક બેનીઆજ દાદાર હોરમજદ પોતાના ગેબી તથા અખુટ ખજાનાથી બખશશે એવી દુઆ ચાઉં છું.

બીજું એ નેક કામ પુંરૂ પાડવામાં કામની સલાહ તથા જાતી અનુભવ તથા દીલસોજીની મેહનતના ઉતેજનથી એક પરદેશી શેવકને મદદ આપનાર દીનદોશત હમારા પુનેવાલા ભાઇ એદલજી જીવાજી છે, કે જેઓએ પોતાની તંનમનથી ઘણી કીમતી મદદ કરી માસ ચારના ટુક અરસામાં, એ દોખમું તયાર કીધું છે, તે વીસે આએ જોગવાઇએ એ મારા મેહરબાંન ભાઇનો જાહેર ઉપકાર માનુ છું, અને તેમાં મારી ખાતરી છે કે, આપ સાહેબો સાંમેલ થાશો એવી આશા છે અને તેમજ ભાઇ મેરવાંનજી નવરોજી મીનબતીવાલા, જેવણ હાલ શ્રી અજમેરના રેહવાસી છે, તે ભાઇએ બી જમીન ખરીદ કરવા, તથા બીજા બંદો-બસતના કામોમાં જાતી મેહનત લેઇ, કીમતી મદદ આપી છે, તે વીશે એઓ ભાઇનો મારી તરફથી તથા આપ સાહેબોની રજાથી કુલ અનજુમન તરફથી ઉપકાર માનું છું.

આએ દોખમાંના સંબંધમાં એક શગરીની ખુટ હતી જે શેઠ દાદાભાઇ સાપુરજી કંટરા-કટરે પોતાને ખરચે બંધાવી પુરી પાડી છે, તેઓનો પણ આ ટાંકણે આપણે જાહેર ઉપ-કાર માનીએ છીએ.

માનવંતી અનજુમનને જાહેર કરવાને હમારી ફરજ છે કે, બેહસતનસીન એરવદ એદલજી આદરજી હોમજી મુમબઇવાસીએ, આએ દોખમાનો તાંણો પુરવાની પેહલી કીરયા વખતે એ કીરયાને લગતો સરવ સામાન તથા અતરેની અનજુમનને તાંણાના ઉપયોગને

વાસતે વાસણ વીગેરે ભેટ આપેલાં છે, અને બીજીબી સારી મદદની આશા એઓથી હતી, પણ માંઠા ભાગયે એઓનાં અકાલ મરટયુકથી, આએ વખતે તે આશા ભશટ થઇ છે તથા શેઠ દીનશાજી શોપારી વાલાએ જંદ અવસતાની કીટાબોમા ના. ૩ ભેટ આપી તેનો ઉપકાર માનુ છું.

શેવટે જરથોસતી ટોલો પાક કીબરી આએ હકની બરકતથી તનદરોસતી સાથે ભરપુર મોહડે, પોતાના ધંધારોજગારમો જય જયકાર પાંમે, અને આએ મકાન ઘણા થોડા વપરાશમો આવે એવી દુઆ સાથે આ સેજ હકીકત સમાપત કરં છું આમીન.

**શેવક પેસતનજી નશરવાંનજી જીનવાલા.**

ઉપલા પતરનાં જવાબમાં અંજુમનની તરફથી શેઠ પીરોશા રૂસતમજી દેવાંને આ હેઠલ પરગટ કરેલા સખુનોનો પતર વાંચી સંભલાવેયો હતો.

મેહરબાન શેઠજી સાહેબ

શેઠજી પેસતનજી નશરવાનજી જીનવાલા

જોગ, અજમેર

સાહેબ,

આપ સાહેબે મનમાંનતી રીતે દોખમાનું નેક કાંમ માંથે ઉઠાવી લેઇ, પોતાના તન મનની મેહનત તથા મોહટી હીંમતથી બાખુબી આજને નેક રોજે સરંજામ પોંહચાડી, શ્રી અજમેર તથા નશીરાબાદની જરથોશતી અંજુમનનીજ નહી, પણ આખા જરથોશતી ટોલાંની સેવા બજાવી છે, માટે આએ તરફની અંજુમન તમો સાહેબનો ઉપકાર માને છે.

હવડે તમો તરફથી વનચાયલાં અનજુમન પત્રમાં દરસાવેલી કેફીયત ઉપરથી જણાઉ છે કે, તમો સાહેબે આ નેક કામને વાસતે ખરી ઉલટ ધરી, ખંતીપણે એ નેક કાંમ પાર પાડવા માટે, ઘટતી કીમતી મદદ કરી છે. જરથોસતી ટોલાનાં ભલાં ઉપયોગી કાંમને માટે તમો શેઠજીને સેંકડો માઇલની લાંબી મંજલથી આએ કાંમ પાર પાડવાનેજ માટે રાજપુતાનાના કદીમ અજમેર શેહેરમાં આપની પધરામણી બેશક આવકાર લાયક છે.

અજમેર તથા નશીરાબાદની જરથોસતી અંજુમન માંને છે કે, તમારા ઉમંગ તથા કોશેસથી આપણી દીનને લગતું આએ નેક અને માહાભારત કાંમ બાખુબીથી પાર પડયું છે, તેની ખુશાલીમાં તે માલેક પાક હુરમજદની જનાબમો સર નમાવી તે સાહેબનો ઉપકાર માંની શુકરગુજારી કરીએ છીએ, અને દેશ પરદેશના જરતોશતી ભાઇઓની મોહટી અને મોભાવાલી મજલસ ભેગી મલેલી જોઇ, અંજુમન પોતાને ભાગયશાલી સમજે છે, અને તે સાહેબોની તસદી માટે તેમનો ઉપકાર માંને છે. અત્રેની અંજુમનની જરથોસતી ધરમ સંબંધી તવારીખનો પેહેલો સફો ખોલવાનું માંન ખરી રીતે તમો સાહેબનેજ છાજે છે, જે વીશે વધારે વીસતારવાને હમોને દરૂશત દીસતું નથી.

આએ મજલસમાં આપરા માંનવંતા બુજરગવાર સરદાર ખાનબાહદુર દસતુરજી સાહેબ હોશંગજી જાંમાસપજીએ પોતાની હાજરી આપી, આએ અનજુમનમો જસનની નેક કારયા કરીને આપની ભલી દીનની સરત મુજબ સરવે કાંમ સરનજાંમ પોંહચાડયું છે, જેથી અતરેની અનજુમનપર એઓ શાહેબનું મોટું એશાંન થાયું છે તેહનો જાહેર ઉપકાર માનવામો આવે છે.

છેલ્લે હમોએ આએ પ્રસંગે આએ કાંમ માથે લેઇ સરંજાંમ ઉઠાવનાર નેકનાંમ શેઠ એદલજી પુનેવાલાની મેહનત અને ચાલાક મનની કોશેશને ભુલી જવી જોઇએ નહી. હમો ખચીત કરી જાણીએ છીએ કે એ ભલા નરની મરદે બાહાદુર મેહનત તથા કોશેશથીજ, આએ માહાભારત કાંમ હાવી ખુબી સાથે ટુંક મુદતમો પાર પડયું છે, તેથી એમનો ઉપકાર માની આએ અનજુમંન, તમારા બોલો સાથે એકમત થાઇને, એજ દુઆ ચાહી પુરૂ કરીએ છીએ કે, જરથોસતી ટોલો શુખી શુખીઆરો રહે અને આએ જગો, સાહેબની મેહરબાંનીથી, થોડા વપરાસમો આવે. ( આમીન. )

**સેવક એદલજી જીવાજી પુનેવાલા.**

**સેવક મંચેરજી ફેરાંમજી કાકાનશીરાબાદ.**

**સેવક મેરવાનજી નવરોજી મીનબતીવાલા.**

**સેવક દીનશાજી બહમનજી માસતર.**

( વીગેરે બીજા )

ઉપલો જવાબ વાંચવા પછે અંજુમંન તરફથી એક શાલ શેઠ પેશતનજી જીનવાલાને અંજુમંનના સરનશીન તરીકે તથા બીજી ૧ શાલ શેઠ એદલજી જીવાજી પુણેવાલાને નાયબે સરનશીન તરીકે શેઠ પીરોજશાહજી દેવાંને ઓઘારી હતી અને એ બેહુ સાહેબોને અંજુમન તરફથી ઘટતા શબ્દોમાં શાબાશી આપી સંતોશ જાહેર કરયો હતો.

એ પછી મજલશ બરખાસત થઇ, અને તેજ જગોપર શેઠ પેશતનજી નશરવાંનજી જીનવાલા તથા શેઠ નવરોજજી નશરવાંનજી

ભાએઆના ખરચથી નીયાતનું ખાંતુ કરવામાં આવયું હતું, જાંહાં ચાશની કરીને, નાહનાં બાલકો, ઓરતો, અને મરદોનો મેલાવડો હશી ખુશીથી વખતસર બરખાસત થયો હતો.

છેલ્લે હમોને જણાવવું જોયે કે, દખમાંમાં પાયામોજીની પહેલી પરતલ પરનો હક દશતુરનો છે, જે સરદાર દશતુરજી હોશંગજીએ એ રકમ અનજુમન ખાતે આપી દીધી છે, જેમ તાંણું વખતેબી દસતુરજી તરફથી કરવામાં આવીયું હતું.

*⁎* ઉપલાં દોખમાં પર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી બનામે યઝદ
"પાક દાદાર અહુરમઝદની તથા સત-
"જરથોશત સપેંતમાંનનાં અશો ફરોહરની
"બરકત હોજો. શ્રી રાજપુતાનામાં જર-
"થોસ્તી ધરમનાં ફરમાંન મુજબ ગુજરેલા
"જરથોસ્તીઓની લાશને અવલમંજલ
"પોંહોચાડવાને કોઇ દોખમું નહીં હોવાથી
"શ્રી અકલેસરના રેહેવાસી શેઠ પેશતનજી
"નોશેરવાંનજી જીનવાલાએ સવાબને માટે
"શ્રી અજમેર તથા નસીરાબાદ અને
"મુંબઇ, કલકતા, અમદાવાદ, ભરૂચ વ-
"વગેરે વગેરે હેરોના જરથોસ્તીઓમાં
"ઉઘરાતનાં ફંડથી એ નેક કામ પાર
"પાડવામાં શ્રી પુનાના રેહેવાસી શેઠ
"એદલજી જીવાજી અકલેશરયા તથા અજ-
"મેરવાલા રેહેવાસી શેઠ મેહેરવાંનજી નવ-
"રોજજી મીનબતીવાલાને પોતાના હમશ-
"રીક બનાવી પ્રથમ રોજ ૨૦ માહ ૨
"સને ૧૨૫૭ યઝદેજરદી તા૦ ૬ ઠી
"નવેમવર સને ૧૮૮૭ ઇસવીએ એ
"દોખમાંનો તાંણો પુરવાની ક્રીયા કરાવી
"હતી. અને ઉપલા ત્રણે સાહેબોની તન,
"મન, અને ધન સાથે આગેવાની કોશે-
"શથી આ દોખમાંનું કામ બા ખુબી
"સરનજામ થાવાથી આજ દીને ભલી
"માજદીઅશની દીનમાં ફરમાંન મુજબ
"અને દખણના વડા દસ્તુર ખાંનબાહાદુર
"દસ્તુર હોશંગજી જામાસપજી દસ્તુર
"જામાસ્પ આશાનાની આગેવાંનીથી ઇજાવી
"સરવ જરથોસ્તીઓને વાપરવાને ખુલ્લું
"મુકયું છે. રોજ ૨૬ મો આસતાદ યઝદ
"માહા ૬ ઠો શેહરેવર અમશાસપંદ
"સને ૧૨૫૭ યઝદજરદી શેહેનશાહી,
"તા૦ ૧૧ મી મારચ સને ૧૮૮૮ ઇસવી.
"*સંવત ૧૯૪૪ ના ફાગણ વદ ૧૪ વાર*
"રવેઊ. મુકામ શેહેર અજમેર રજપુતાના.
"મીસતરી પાલનજી શાપુરજી."

*⁎* ઉપલી શગડીપર નીચે મુજબ તખ્તી
"મારેલી છે:—
"શ્રી પાકદાદાર હોરમજદ સાહેબની મદદ હોજો.
"આએ મકાન શેઠ દાદાભાઇ શાપુરજી
"સુમારીવાલાએ પોતાના બાવા બેહસતન-
"શીન શાપુરજી બરજોરજી સુમારીવાલાનાં
"પુન થકી બંધાવી આપીયું. યઝદજરદી
"સને ૧૨૫૭."

## ભોશાવલનાં અંજુમનના ઉધરાતનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૧૭ મીં આપરેલ ૧૮૮૮ ને વાર ભોમે
જાહેર ખબર.

શ્રી ભુશાવલ ખાતે બંધાતાં દખમાંનો તાંણો પુરવાની કીરીઆ શેહનશાહી રોજ ૮ મો દેપાદર માહ ૮ મો આવાં સન ૧૨૫૭ યજદેજરદી તા૦ ૨૨ મી એપરેલ શન ૧૮૮૮ ને વાર રવીને દીવશે શહવારના કલાક ૮ ને અમલે દખણના વડા દશતુરજી શાહેબ શરદાર બાહદુર પ્રોફેશર દશતુર દાકતર હોશંગજી જામાશપજી કરનાર છે. જે તાંકતે શરવે જરથોશતીઓએ મેહેરબાની કરી ઉપલી કીરીઆમાં શામેલ થવાને તશદી લેવીજી.

ઉપલી કીરીઆમાં શામેલ થનારા ગ્રહસથોના ઉતારાને માટે તથા ખાધા પીધાની મેનેજ રતનજી શોરાબજી મીશતરીને આપી છે, માટે આવનાર શાહેબોએ તરન ચાર દીવસ આગમજથી તેઓને લખીને ચેતાવવા ઇઆ શેકરેટરીની મારફતે લખવું.

લા૦ ભુશાવલની અનજુમન તરફથી.
**એહેમન દશતુર જામાસપ,**
**એદલજી દોરાબજી કાકા,**
**બેજનજી રૂશતમજી કોતવાલ,**
તે ભુશાવલની પારશી અનજુમનના **શેકરેટરી.**

જામે જમશેદ, તા૦ ૨૩ મીં આપરેલ ૧૮૮૮ ને વાર શોમે
ભુશાવલ ખાતે દોખમાંનો તાંણો પુરવાની કીરયા.

ભુશાવલ, તા૦ ૨૨ મી એપરેલ.

અહીંયાંનાં દોખમાંનો તાંણો પુરવાની કીરયા કરવા માટે દખણના વડા દસતુર સરદાર ખાનબાહાદુર હોશંગ જામાસપજી ગઇ કાલે અહીંયાં આવી પુગા હતા અને અહીંયાંના પારસીઓએ તેઓને મોટો ઉલટમંદ આવકાર દીધો હતો. તેવણનાં માનમાં ગઈ રાતના

તથા આજ રાતના મોટાં ખાણું આપવામાં આવયાં છે.

દોખમાંનો તાંણો પુરવાની ક્રીરયા સઘલા પારસીઓની હાજરી સનમુખ આજે સવારના ૮ કલાકે એવણે કરી હતી. જે પછી દસતુરજીને એક એડરેસ એનાયત કરી એક કીમતી શયાલ ઓઢાડવામાં આવી હતી. દસતુરજીએ એક અસરકારક ભાશાંણ કરયું હતું.

*Times of India, 23rd April 1888*

LAYING OF FOUNDATION-STONE OF A NEW TOWER OF SILENCE.

BHOSAWUL, APRIL 22.

Sirdar Khan Bahadur Dustoor Hoshugji arrived here yesterday, and was received with great enthusiasm by the whole parsee community. Dinners were given in his honour to-day and yesterday. The ceremony of laying the foundation stone of a tower of silence was performed with great *eclat* in the presence of a large assemblage at eight o'clock. The Dustoor was presented with a valuable shawl and an address.

**નારગોલનું અંજુમનના ઉઘરાતથી બંધાયલું દોખમું તથા મરહુમ શેઠ મેહરવાંનજી રૂસતમજી નારગોલવાલાની શગડી પરઠાયાનો અહેવાલ.**

કયસરે હિન્દ, તા૦ ૨૦મી મે એ ૧૮૮૮ ને વારરવેવ. શ્રી શનજાનને લગતાં ગામ નારગોલ, શરોદા, તથા તડગામ વચે નવું દોખમુ બંધાઈ તઈયાર થયું છે તેની જશનની ક્રીયા.

જરથોસ્તી ફીરકાના સરવે ખાશ વ આમની શેવામાં નમનતાઈથી અરજ કરવામાં આવે છે જે નારગોલ, શરોદા તથા તડગામ મધે જરથોસ્તી ટોલામાં ઉગરાનું કરી દોખમુ બાંધવામાં આવયું છે. તેને ઇજવાની જશનની ક્રીયા, રોજ ૧૫ મો દેપમેહેર દાદાર માહા ૯ મો આદર ઇજદ, તા૦ ૨૯ મી મે ને વાર મંગલને દીને સવારનાં કલાક ૮) ને અમલે થનાર છે, તે ક્રીયામાં શામેલ થઈ શવાબનો હંમબેરો હાંશલ કરવા મેહેરબાની કરી તજદી લેવી.

આએ ગામમાં જવા સારું બરોડા રેલવેનાં સ્ટેશન "શનજાન" ઉપર ઉતરવું ને ત્યાંથી નારગોલ ૮) માઈલ દુર છે ત્યાંના રસ્તે થઈ જવું શવલ પડે છે.

સ્ટેશન ઉપરથી જવા સારૂ ભાડેની ગાડીનો બંદોબસ્ત કરયો છે તેમજ ઉતારો લેવા દખમાં આગલ માંડવ નાખયો છે ને હોટલ પણ મંડાવયાં છે.

**લા૦ સેવક દીનશાજી માણેકજી પીટીટ.**
**,, રતનજી ભીમજીભાઇ પટેલ.**
**,, ભીખાજી ફરામજી પટેલ.**
**,, પાલનજી વીકાજી ભીલાડવાલા.**

*Times of India, 25th May 1888.*

TOWERS OF SILENCE AT NARGOLE.

OPENING CEREMONY.

MEMBERS of the Zoroastrian Community are informed that the OPENING CEREMONY of the TOWERS OF SILENCE will take place at Nargole on TUESDAY, the 29th instant, at 8 o'clock in the morning.

DINSHAW MANOCKJEE PETIT.

*Bombay, May 25, 1888.*

મુંબઈ સમાચાર, તા૦ ૧ લી જુન ૧૮૮૮ ને વાર શુક્રે.

વડોદરા રેલવેનાં સંજાણ સતેશનથી થોડે માઇલને છેટે આવેલાં નારગોલ ગામમાં ત્યાંની પારસી અનજુમને નવું દખમું બંધાવયું છે. તેને ઇજવાની ક્રીરયા ગયા મંગલવારે ઉદવારાવાલા દસતુર ખરશેદજી મીનોચેરજીએ કીધી હતી. આ ક્રીરયામાં લગભગ ૧,૫૦૦ પારસી ગ્રહસ્થો અને બાનુઓએ ભાગ લીધો હતો. અનજુમન તરફથી અપાયલા માનપત્રોમાં એક આનરેબલ સર દીનશાહ માણેકજી પીટીટને મલેલા ખેતાબની મુબારકબાદીને લગતું હતું. સર દીનશાહને અનજુમન તરફથી શાલ પણ ભેટ આપવામાં આવી હતી.

*Times of India, 31st May 1888*

OPENING OF A NEW TOWER OF SILENCE.

NARGOLE, MAY 29.

The new Tower of Silence was opened here to-day, the ceremony being performed by Dustoor Cursetjee Menocherjee, of Udwada, in the presence of about 1,500 Parsee ladies and gentlemen, amongst whom was Sir Dinshaw Manockjee Petit. Among the addresses

read and presented was one congratulating Sir Dinshaw on the honour which had been conferred on him by H. M. the Queen-Empress. Sir Dishaw was also presented with a handsome Cashmere shawl by the Zoroastrian community.

*** આએ દોખમાંપર નીચે મુજબ તખ્તી મારવામાં આવી છે:—

"આએ દોખમું નારગોલ સરોંડા તથા
"તડગાંમની જરથોસ્તી અનજુનના વપ-
"રાશને શારૂ સર દીનશાહ માણેકજી
"પીટીટની આગેવાની હેઠલ અત્રેની
"તેમજ દેશાવરોની અનજુમનના ઉધરા-
"ણાથી બંધાવી અનજુમનને સવાધીન
"આપેઉ છે. રોજ ૧૫ માહા ૯ શને
"૧૨૫૭ ઇઅજદેજરદી"

***દોખમાંની સાંમેની શગડીપર નીચલી તખ્તી મારેલી છે:—

"આએ શગડી તથા એને લગતી બે
"ચેલીઓ તથા કુવો મલી બેહેસ્તનશીન
"બેહેદીન મેરવાંનજી રૂસતમજી નારગોલ-
"વાલાનાં પુણુને વાસ્તે તેવણુનાં બીજા
"સરવે ભાઈઓએ મલીને બંધાવી અન-
"જુમનને સવાધીન આપેઉ છે રોજ ૧૪
"માહા ૯ સને ૧૨૫૭ ઇઅજદેજરદી"

## નવસારી મધે મુંબઇનાં મરહુમ હોરમજજી વાડીઆનાં આતશબેરાંમને લગતા મોબેદોને માટે બંધાયલી નવી દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૬ ડીસેમબર ૧૮૮૮ ને વાર બુધે.

નવસારીમાં નવી અગીયારી મધે આદરયાન પરહાવવાની થયલી કીરીયા.

(અમારા ખબરપતરી તરફથી.)

નવસારી, તા૦ ૨૪ મી ડીસેમબર.

બગરયાઓની ન ધારેલી ઉદાસી અને વાડડયાવાલાઓની ધારેલી ઉમેદ પરમાણે આજે બપોરનાં બાર વાગા સુધીમાં નવી અગીયારીમાં આદરયાન પરઠવાની અને જશન વીગેરેની કીરીયા મુંબઇવાલા એક દસતુર પેશુતનજી સંજાણાનાં ઉપરીપણાં હેઠલ અને બહારગામના કેટલાક લોકોના મેલાવડા વચે પુરી કરવામાં આવી હતી.

નાટાલનું ટાકણું હોવાથી કેટલાક પારસી પરોણા અતરે આવેલા છે, તેઓ મધેથી કેટલાકો, તથા ખસુસ આ તીરથ માટે વલસાદ, ગંદેવી વગેરે ગામોમાંથી કોઇ મોબેદો અને બેહેદીનો આવેલા તેઓ અને નવસારીના તો માતર ૪ કે ૫ જણે મજકુર કીરીયામાં ભાગ લીધો હતો. આપણે ભગરયાઓના સંપને માટે તેઓને શાબાસી આપીશું કે બીજાઓ ગમે તે વીચારે તોપણ પોતાના કહેવાતા લુટાઇ જતા હક, પોતાની મરજી અને જે કામથી પોતાનાં દીલ દુખાતાં હોય તે સાચવી રાખવાને એકસંપથી તેમાં જરાએ ભાગ લીધો નહી, માતર ભગરયાઓએજ નહી પણ કકરયા અને મીનોચેર હોમજીવાલાઓ અને બેહેદીનો વતીકે પોતાનાં હમવટણીના સંપમાં શામેલગીરી કરી હતી. હાજર રહેલા મીજલસીઓમાં મુંબઇવાલા દસતુર પેશુતનજી સંજાણા, સુરતવાલા દસતુરો રૂસતમજી જમશેદજી તથા નશરવાનજી કેખશરૂ, એ અગીયારીમાં આજથી ઠરાવેલા નાયબ દસતુર રતનજી રૂસતમજી કાંગા, મુંબઇવાલા શેઠો નાનાભાઇ બેહેરામજી જીજીભાઈ, જમશેદજી બમનજી વાહડયા, કાવસજી હોરમસજી ડાકટર નશરવાનજી ધનજીભાઈ શેઠના, ફરામજી ધનજીભાઇ શેઠના, શાપુરજી દીનશા દાલાલ, અરદેશર શાપુરજી મીસ્ત્રી, ફરામજી હોરમજી શેઠના, માણેકજી ફરામજી શેઠના, ફીરોજશા રૂસતજી બાતલીવાલા, તથા બેજનજી ધનજીભાઇ કાપડયા વગેરે વગેરે; નવસારીવાલા મંચેરજી દાદાચાનજી, હોરમજી રૂસતમજી મીનોચેરહોમજી, પાલનજી મેહેરવાંનજી કકલીયા, રૂસતમજી મંચેરજી કકલીયા, જમશેદજી કાવસજી વજીફદાર, રૂસતમજી મરોલયા, મલેસરના અને બીજા મોબેદના બે નાના છોકરાઓ વગેરે હતા.

દશ વાગતા સુધીમાં ઇજન્નેને બાજનું કીરીયા કામ પુરૂં થવા પછી એ અગીયારીમાં કામ કરનારા ૧૦ મોબેદોએ પેવન વલગીને સઘલી મીજલસ સાથે સરઘસના આકારમાં આદરયાનને તેની જગાએ લઈ ગયા, અને તશાં પહેલી "બોય" તયાંના મોબેદ પેસતનજી જમશેદજી કાતરકે દીધી. પછી જશનનું કામ દશતુર પેશુતને શરૂ કીધું અને આતરવક્ષી રતનજી રૂસતમજી કાંગાએ કરી.

જશનની કીરયા પુરી થવા પછી દસતુર પેશુતનજીએ નીચે પરમાણે ભાશાણ કીધું હતું:—

"મીજલસના સાહેબો—અશો અહુરમજદ જે સઘલી સચાઇને પસંદ કરનારો છે તેની

નેક મદદથી શ્રી નવસારી કસબા ખાતે બીજા આદરયાંન સાહેબ આજ રોજે મોટા કુલયામાં તખતનશીન થયા છે, તે વાત આપણુને ખુશી ઉપજાવવા જોગ છે. આપણી બરહક દીનનું ફરમાન છે કે જ્યાંબી જરતોસતીઓનાં ૧૦ ઘરની વસતી હોય તયાં આતશ આદરાંન સાહેબ તખતનશીન કરવા સજાવાર છે, કે જરતોસતીઓને તેની હજુરમાં અશો અહુ-રમજદની બંદગી કરીને પોતાની નેક ગોરાદો મેલવવાને બની આવે. તે મુજબ આએ આદરાંન સાહેબ જરતોસતીઓની મોટી વસતી વચે તખતનશીન કરયામાં આવયા છે એ ખુદાતાલાની શુકરગુજારી કરવા જોગ બનાવ બનયો છે. આ દરેમેહેર અને આતશ આદરાન સાહેબનું મકાન મરહુમ શેઠ હો-રમજજી બમનજી વહાડયાજીનાં મુંબઈનાં આતશબેહેરામ સાહેબના મોબેદોની મદદ અને આશરાને સારૂ કરવાની જરૂર થઇ છે. આએ મકાન કોઇબી પાક મકાનની સામને નથી કરવામાં આવયું, તેમજ કોઇબી ગરહસથોનું પંડક અમારે હાથ કરવાની નેમથી નથી બાંધયું, પણ મજકુર આતશબેહેરામ સાહેબના મકાનમાં વસનાર મોબેદોનું સંકટ ટાલવાના વીચારથી કરવામાં આવેલું છે. આએ દરેમે-હેર ઉપલા આતશ બેહેરામ સાહેબની શાખા તરીકે ગણાશે અને તે ઉપર ઉપરીપણું વહાડયાજી સાહેબના મજકુર આતશબેહેરામ સાહેબના ટરસટી સાહેબોનું રહેશે. આએ પાક મકાન ખાતે મોબેદોના ઉપરી અથવા આદરાંનના દસતુર તરીકે મોબેદ સાહેબ રત-નજી રૂસતમજી કાંગાને ઠેડવયામાં આવયા છે. તેઓ આ મકાન ખાતે સઘલાં દીનદારી અને પાવમહેલના થતાં કામોની દેખરેખ રાખશે અને મજકુર મોબેદ સાહેબ રતનજી ઉપર મજકુર આતશબેહેરામ સાહબના વડા દસતુરનો તથા મજકુર મકાનના ટરસટી સાહેબોનો અખતયાર રહેશે. આ આદરાંન સાહેબના વારસીક ચાલુ ખરચને સારૂ રૂ. ૧૦,૦૦૦ શેઠ બેજનજી ધનજીભાઇ કાપડયાએ આપયા છે, તેનાં વયાજમાંથી ટરસટી સાહેબો તેનો ખરચ કરશે. શેઠ બેજનજી ધનજીભાઇ કાપડયાએ આ આદરયાન સાહેબને માટે આપેલી રકમ ઉપરથી આદરયાન સાહેબની કીરીઆ તેવણુને નામે કરવામાં આવી છે. આ મધયમ સથી-તીના નેક બેહદીન સાહેબે જે પુનનું કામ કરયું છે તે ઘટતું અને ખરૂં સવાબકારી ભરેલું છે માટે આ જોગવાઇએ અમો એઓ શેઠને શાબાસી આપયે છીયે. આ આદર-યાન સઘલા બગર સાથના પંથકને માટે ખુલ્લું છે અને આ જોગવાઇએ શેઠો વહા-ડયાજીનો તથા શેઠ બેજનજી કાપડયાનો તેમજ હમણા હાજર રહેલા સરવે ગરહસથોનો હું ઉપકાર માનું છું."

શેઠ વહાડયાજી તરફથી મજકુર તરણે દસતુરો અને નાયબ દસતુર રતનજી, તથા એ અગીયારીમાં કીરીયા કામ કરવા આવેલા ૧૦ મોબેદો, તથા તેમના કારભારી રૂસતમજી, તથા આલાત લઇ આવનાર બંને મોબેદોને અકેકી શાલ તથા આશીરવાદ આપવામાં આવી, તથા શેઠ બેજનજી તરફથી પણ મજકુર દસતુરોને અકેકી શાલ અને આ-શીરવાદ આપી. દસતુર પેશોતનને મજકુર ૧૦ મોબેદોએ શાલ ઓઢાડી હતી. અરસ-પરસ શાલની પેહેરામણી થવા પછી મોબેદો વગેરેને આશીરવાદ આપયા પછી મોબેદ રત-નજી રૂસતમજી કાંગાએ રૂ. ૧,૫૦૦ એ આદ-રાનના ટરસટીઓને એવી શરતે આપયા છે કે માતર તેના વયાજમાંથી તેવણુને (મોબેદ રતનજી) ઘરના અશો રવાનના કામ માટે એ અગીયારીમાં જયાં સુધી રતનજી મજકુર જીવે તયાં સુધી આપવા, તેવણ પછી તેવ-ણુનો છોકરો જો એજ દરેમેહેરમાં હોય તો તે છોકરાને, નહી તો તયાં જે દસતુર ઠરે તેને એ કામ સારૂ આપવા. બીજા રૂ ૫૦ તેવણુના બાવા તથા ધણીયાણીનાં પુનને સારૂ આપયા છે. એ પછી ફુલ તોરા વેહેં-ચાઇને મીજલસ બરખાસત થઇ હતી.

આ કીરયાની ધામધુમ ગઈ કાલથી થઇ રહી હતી. અગીયારીવાલા મોહોલામાં માડવ નખાયો હતો. અગીયારી આગલ સવારના પોહોરથી પોલીસની ટુકડીઓ ખડી કરવામાં આવી હતી તેમજ ગામના લોકમાં અગીયારી ઇજાવાની વાતો ચાલી રહી હતી. અગીયારીમાં શું શું થાય છે તેની ખબર સઘલી તરફથી રાખવામાં આવતી હતી.

અગીયારી મધે એક નવો કુવો શેઠ મા-ણેકજી એદલજી લાકડાંવાલાએ બંધાવી આપયો છે, જેને નામની તે કુવા ઉપર તખતી છે. એક તખતી અગીયારીને માથે છે તેમાં લખે છે કે "આએ દરેમેહેર મરહુમ શેઠ "હોરમજી બમનજી વહાડયાજીના મુંબઇના "આતશબેહેરામ સાહેબને લગતી છે. એ "મકાનને બંધાવવાનો ખરચ મજકુર આતશ-"બેહેરામ સાહેબના ફંડ ખાતેથી તથા એ "આતશબેહેરામ સાહેબને લગતા દીનદાર ગર-"હસથોએ એ કામને સારૂં બક્ષેશ તરીકે

"આપેલા રૂપયાથી કરવામાં આવગ્યો છે. રોજ "૯ મો માહા ૪ થો સને ૧૨૫૮ તા૦ "૨૪ મી ડીસેમબર ૧૮૮૮ ઇસવી." એક તરીજી તખતી આદરયાનના દરવાજાની આગલ શેઠ બેજનજી ધનજીભાઇ કાપડયાને નામની છે.

*** એ દરેમેહર બંધાયાથી પોતાના હકોને નુકશાંન થયલું જણાવી નવસારીની ભગર સાથની અંજુમન તરફથી તેના અકાબરોએ નુકસાંનીના બદલામાં રૂ ૨૫૦૦) નો આંક ભરી તે મેલવવા તથા એ દરેમેહર નવસારીથી ઉચકી લઇ જવાનો દાવો ત્યાંના મુનસફની કોરટમાં મુંબઈનાં મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરાંમના દસતુર પેશોતનજી બેહરાંમજી સંજાણા તથા તરસ્ટીઓ શેઠો નશરવાંનજી અરદેશર વાડીઆ અને જમશેદજી બહમનજી વાડીઆ સાંમે નોંધાવ્યો હતો. તે દાવાની તપાસ મુનસફ રાવ સાહેબ ખંડુભાઇ નાગરજી દેસાઇની હજુરમાં લાંબી મુદત સુધી ચાલવા બાદ તેનો ચુકાદો તા૦ ૧૮ મી મારચ ૧૮૯૩ ને દીને મુનસફ સાહેબે આપ્યો હતો કે—

"વાદીઓના હક વીરૂદ્ધ પરતીવાદીઓએ તકરારી અગીઆરી ઇજવાનું તથા તેમાં આતશઆદરાંન પરઠાવવાનું કૃત્ય રદ ઠરાવવામાં આવે છે. શબબ પરતીવાદીઓએ તે મકાંનનો અગીઆરી અને આતશઆદરાંનનાં સ્થાન તરીકેનો ઉપ્યોગ વાદીથી સ્વતંત્ર એ રીતે કરવો અગર થવા દેવો નહીં, તેમજ ભગર પંથકની હદમાં ફરી એવું ધરમનું મકાંન અગર ક્રીઆનું કામ કરવું અગર કરાવવું નહીં. વાદીઓના હક વીરૂદ્ધ પરતીવાદીઓએ ગેર હકે તકરારી અગીઆરી ઇજવા અને તેમાં આતશઆદરાંન પરઠાવવા માટેનાં કૃત્યથી વાદીઓને થયલી નુકસાંની માટે દાવા પ્રમાણેની રકમ આ દાવાના તમામ ખરચ સાથે પરતીવાદીઓએ વાદીને આપવી. દરેમેહેર વાલું મકાંન પરતીવાદીઓએ દરેમેહેર તરીકે વાપડવું નહીં, અને તેના આતશ ભગરીઆઓની હદ બાહેર લઇ જવા."

(મુંબઇ સમાચાર, તા૦ ૨૧–૨૨–૨૩ મી મારચ ૧૮૯૩)

આ ચુકાદા સાંમે દસતુર પેશોતનજી તરફથી નવસારીની જડજ કોરટમાં અપીલ થાઇ હતી, જેનો ચુકાદો જડજ રાવબાહદુર ધરૂવે તા૦ ૯ મી મારચ ૧૮૯૫ ને દીને આપી ઉપલાં નુકસાંનીના રૂ ૨૫૦૦) કાઢી નાખી દરેમેહર અને આદરાંન ઉઠાવી જવાનું બાહલ રાખ્યું હતું. એ બાદ વરોડરાની વરીશટ કોરટમાં જવાથી ત્યાં પણ એજ ચુકાદો બાહલ રહયો હતો, અને અંતે આદરાંનનો કબજો તા૦ ૨૧ મી મારચ ૧૯૦૦ ને દીને નવસારીથી ઉંચકી લઇ જઇ સુરત મધેનાં મરહુમ શેઠ દાદાભાઇ નશરવાંનજી મોદીવાલાં આતશબેહેરાંમનાં મકાનમાં રાખી ઉપલું દરેમેહર વાલું મકાંન રેહથાંણ તરીકે ભાડે આપ્યું છે.

## ઇ૦ સ૦ ૧૮૮૯.

## ભોશાવલનું અંજુમનના ઉધરાતનું દોખમું પરેઠાયું.

રાસ્ત ગોફતાર, તા૦ ૩૦ મી ડીજેમબર ૧૮૮૮ ને વાર રવેઉ.

સરવે જરથોસ્તી સાહેબોને ખબર.

ખાનદેશ જીલ્લાના ભુસાવલ ગામનું દોખમું ઇજવાની ક્રીયા રોજ ૨૯ મો મીનો મારેસપંદ માહા ૪ થો તીર સને ૧૨૫૮ યજદેજરદી તા૦ ૧૩ મી જાનેવારી સને ૧૮૮૯ ને વાર રવીને દીને સવારના કલાક ૮ ને અમસે દખણના વડા દસ્તુરજી સાહેબ સરદાર ખાનબાહાદુર ડાકટર દસ્તુર હોશંગજી જામાસ્પજી જામાસ્પઆસાના કરનાર છે.

જે માટે મુંબઇના તેમજ દેશાવરોના હમદીન ભાઇઓને અમો નમનતાઈ સાથે અરજ કરીયે છીયે કે તેઓએ મેહેરબાની કરી ઉપલી ક્રીયામાં સામેલ થઇ પોતાનાં પુનમાં વધારો કરવો તેમજ ભુસાવલની અનજુમન ઉપર ઉપકાર કરવાને ચુકવું નહી.

બહારગામથી આવનારા સાહેબોના ઉતારા ને માટે એક હોટેલ શેઠ રતનજી સોરાબજી મીસતરીનાં ઉપરીપણાં હેઠલ ઉઘાડવામાં આવશે તેમજ ખાડવ પાણી વીગેરેનો સારો બંદોબસ્ત રાખવામાં આવશે. આવનારા સાહેબોએ હોટેલના ઉપરી જોગ આગમચથી લખી ચેતવણી આપવાને તસદી લેવી.

લા૦ હમો છઇએ ભુસાવલની અંજુમન તરફથી,

**બહુમનજી દસ્તુર જામાસ્પજી.**
**એદલજી દોરાબજી કાકા, પ્રેસીડંટ.**
**બેજનજી રૂસ્તમજી કોટવાલ, સેક્રેટરી.**

શ્રી ભુશાવલની તા૦ ૨૧ મી ડીસેમબર ૧૮૮૮.

નામે જમશેદ, તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૮૯ ને વાર શુકરે.

## ભુશાવલનું દોખમું ઈજવાની કીરીયા.

ભુશાવલ, તા૦ ૧૩ મી જાનેવારી.

ખાનબહાદુર સરદાર દસતુર ડાકટર હોશંગજી જામાસપજી જામાસપઆસાનાની પધરામણી તા૦ ૧૦ મી જાનેવારીની સવારના જબલપોર મેલ સાથે થઇ હતી. તેવણને એસતેકબાલ લેવા ભુશાવલની પારસી અનજુમન તરફથી ઘણાક ગરહસ્થો સટેશન ઉપર હાજર થયા હતા, તેઓ સાથે મુલાકાત કીધા બાદ તેઓ સરવે સાથ દોખમાની જગાએ ગયા હતા, જયાં દસતુર સાહેબ હોશંગજી પોતા સારૂં ઉભા કરેલા ખાશ તંબુમાં ઉતારો લેવાને સીધારયા હતા. એજ દીને દસતુરજી સાહેબ હોશંગજીની દેખરેખ હેઠલ દોખમું ઈજવાની કીરીયા શરૂ થઇ હતી, જે તરણ દીવસ અને રાત સુધી થવા બાદ ચોથે દીને યાને તા૦ ૧૩ મી જાનેવારીને દીને સવારના ૧૦ વાગે જશનની કીરીવા દસતુર હોશંગજીએ કરી હતી. તે કીરીયામાં મુંબઇ અને બહારગામના મલી ૫૦૦ થી વધુ જરતોસતીઓ હાજર હતા. જશનની કીરીયા પુરી થવા બાદ દસતુર હોશંગજીએ એક અસરકારક ભાશાંણ કીધું હતું. ભાશાંણની મતલબ એજ હતી કે દોખમું બનાવવું એ આપણી ધરમની રસમ અને રીત પરમાણે અતી અગતયનું અને જરૂરનું છે. હાલમાં પર કોમમાં તરણ રીતે ગુજરેલાં માણસોને ઠેકાણે પાડવામાં આવે છે તે રીત આપણામાં નથી એ ઘણું સંતોશકારક છે. તેમાં પેહેલી રીત ગુજરેલાં માણસને અગનીદા કરે છે પણ તેમ કરવું ઘણું બેજા છે કારણકે આતશ એ એક નુરી અને અતી ઉપયોગી કેબલો છે જેના ઉપર નસો જેવી ખરાબ ચીજ બાલવી એ અતી ગુનાહ ભરેલું છે; બીજી રીત જલદા કરવાની છે તેબી ખોટી છે, કારણકે પાણી જેવી સવચ્છ અને અતી જરૂરની ચીજ કે જેનાથી માણસ, જાનવર અને ઝાડપાન જીવે છે અને તે ચીજમાં જો એવી ચીજ નાખવામાં આવે તો તે પાણી બીગાડી માણસના વપરાસને નુકસાન કરે છે: તરીજી રીત ભુમીદા કરવાની છે તે પણ ખોટી છે, કારણકે તેથી કેટલીએક જમીન વગર વાપરવે રહે છે કે જે ઘણીક કદુવા દે છે તેમજ જે જગા ઉપર ડાટેલાં હોય છે તેની આજુબાજુની હવા ખ કરી રોગ ફેલાવે છે, પણ આપણી રીત સવલ પડતી અને સરવે પરકારે ઉતમ છે. એવી રીતે કેટલુંએક સમજાવયા બાદ ભુશાવલની અનજુમન તરફથી દસતુરજી સાહેબ હોશંગજીને એક માનપતર અમારી અનજુમનના સેકરેટરી મી૦ બેજનજી રૂસતમજી કોટવાલની ફરમાશથી મી૦ દોરાબશા શાપુરજીએ વાંચી સંભલાવયું હતું.

એ બાદ દસતુરજી હોશંગજીને એક કીમતી શેઆલ ભુશાવલની અનજુમન તરફથી ઓઢાડવામાં આવી હતી. દસતુરજીએ એ માનપતરનો જવાબ વાલતાં ભુશાવલની અનજુમનનો મોટો ઉપકાર માનયો અને ભુશાવલની દસતુરી એ જરતોસતીઓ તરફથી પોતાને મલવા માટે પોતાને માન મલેલું જણાવયું અને ભુશાવલના જરતોસતીઓની આબાદી તથા સુખ ઇચ્છી એવી દુવા ચાહી કે જરતોસતી ટોલો જયાંબી હોય તયાં ખુશી ખુરમીભરયો આબાદ રહે.

દસતુરજીના જવાબ પછી સેકરેટરી મી૦ બેજનજીની ફરમાશથી મી૦ દોરાબશાહે અનજુમન પતર વાંચી સંભલાવયું હતું જેમાં જણાવવામાં આવયું છે કે રેલવેના ફેલાવાથી ભુશાવલની જરતોસતી વસતી છેલ્લાં પાંચ વરસમાં વધી નજદીક ૫૦ વેરની થઇ છે, જેથી એક દોખમાંની દેખીતી અગત જણાઇ હતી, કારણકે આ નવાં દોખમાની પડોશની જગા ઉપર ૪૦ થી વધારે જરતોસતી રવાંનોને દાટવામાં આવયાં છે. આ દોખમું બાંધવા બાટે અનજુમનના પરમુખ મી૦ એદલજી દોરાબજી કાકાજી તથા સેકરેટરી મી૦ બેજનજી રૂસતમજી કોટવાલની મારફતે દસતુરજીએ એક મદેહનજર બાહેર પાડી નાણાંની એક ટીપ ફરતી કરી ભુશાવલની અનજુમન તરફથી રૂ૫૭૧, મુંબઇથી રૂ૨૧૯૨ અને બીજાં શેહેરોમાંથી કેટલીક રકમો મલી રૂ૭૮૩૧ ની રકમ ભરાઇ હતી, જેમાં રૂ૯૨૫ વસુલ થવાના બાકી રહયાછે. દોખમું બાંધનાર કંટરાકટર એરવદ કેકોબાદ ખુરશેદજી મોદીને રૂ૬૦૦૦ ની રકમ પગાર કરી છે, જયારે તાંનો પુરવા તથા કીરીવા વીગેરેને લગતો બીજો ખરચ રૂ૧૪૫૨ નો થયો છે અને બાકી રકમ રૂ૩૭૯ ની રહી છે. મુંબઇવાલા મરહુમ મોબેદ એદલજી આદરજી હોમજીનાં બેન બાઇ ખરશેદબાઇ વીધવા માણેકજી પાલનજી કરંજીઆએ પોતાના મરનાર ખાવીંદનાં પુન માટે તાંણો પુરતી વખતનો સઘલો સામાન તથા હાલની કીરીયાને લગતો સામાન

તથા વાસણો વગેરે ભેટ આપયાં છે. અનજુમન પતરમાં એ બાઇને તથા મુંબઈ અને દેશાવરમાં ફરી ફંડ ઉઘડાવવાની મેહેનત કરવા માટે મોબેદ બહમનજી ખરશેદજી પાવરી જંદેલનો ઉપકાર માનવામાં આવયો છે. સેવટે ઉમેદ બતાવી છે કે કોઇ સખી ગરહસથ અથવા બાનુ દોખમાની તથા સગડીની જગા ઘેરાય તેટલી ફરતી વરની અથવા કંપાઉંડની ફેવાલ બાંધી આપશે તો બહુ હેશાંન થશે.

એ બાદ દખણના વડા દસતુરજી તથા તેવણના ભાઇઓ દસતુર બેહમનજી જામાસપજી તે પુણાની પટેલવાલી દરેમેહેરના ટરસટીઓને એક એડરેસ એનાયત કરવામાં આવયું હતું, જે એડરેસમાં ઉમેદ ચાહી હતી કે એક અગીયારી બાંધવા માટે પણ તસદી લઇ પુન હાંસલ કરી ભુશાવલની જરતોસતી અનજુમન ઉપર ઉપકાર કરવો. એ માનપતર વાંચયા પછી અનજુમન તરફથી એક શેઆલ દસતુર બેહમનજીને ઓઢાડવામાં આવી હતી અને દસતુર હોશંગજીએ એ માનપતરનો જવાબ વાલયો હતો, જેમાં અગીયારી બાંધવાનાં કામમાં પોતાથી બનતી દરેક મદદ આપવાની ઇચછા બતાવી હતી. દસતુરજીનો જવાબ પુરો થયા પછી ભુશાવલની અનજુમન તરફથી એક શેઆલ દોખમાના કંટરાકટર એરવદ કેકોબાદ ખુરશેદજી મોદીને તેમજ બીજી એક શેઆલ મોબેદ બહમનજી ખરશેદજી પાવરી જંદેલને તેઓની મેહેનત માટે ઓઢાડવામાં આવી હતી.

એ સરવ કામ પુરૂં થયા પછી દસતુર હોશંગજીએ પોતાને હાથે દોખમાનું બારણું ઉઘાડી ખુલ્લું મેલતાં દુવા ચાહી હતી કે "આએ મકાન ખોદા કરેને કમ અને ઘણુંજ કમ વપરાય એવું હું ઇચ્છુંછું."

એ બાદ જશનની ચાસની કરી મેલાવડો વીસરજન થયો હતો.

*Times of India, 14th January 1889*

A NEW TOWER OF SILENCE.

BHUSAWAL, JANUARY 13.

The new Tower of Silence for this place was consecrated this morning at 9-30, by Sirdar Dr. Hosungjee Jamaspjee, High Priest of Poona. The event attracted many Parsees from various parts of the Bombay Presidency, Malwa, Nagpur and Berar. The consecration ceremony was followed by a learned discourse on the advantages of the Parsee system of disposing of the dead. Addresses and valuable shawls were presented to the Dustoorjee Saheb and his brother Dustoor Bymonjee, C.I.E. The Dustoor left to-night for Bombay.

*** એ દોખમાં ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"શ્રી પાક દાદાર અહુરમજદની મદદ તથા
"તેના બરહક પેગમબર સપેતમાન જર-
"થોસ્તનાં નેક નામની બરખતથી આએ
"દુખમું ભુસાવલની અંજુમનનાં તથા
"દેશાવરનાં જરથોસ્તી સાહેબોનાં ભેગાં
"ફંડથી ખાનબાહાદુર દસ્તુરજી સાહેબ
"બેહમનજી જામાસપજી સી. આઇ. ઇ. ની
"ભલામણથી તેઓની દેખરેખ હેઠળ
"એરવદ કેકોબાદ ખુરશેદજી મોદી કનટ-
"રાકટરની મારફતે બંધાઈ માજદીયશની
"દીનની સરયત મુજબ દખનનાં વડા
"દસ્તુરજી સાહેબ ખાનબાહદુર શરદાર
"દસ્તુર દાકટર હોશંગજી જામાસપજીના
"ઉપરીપના હેથલ ઇજી અનજુમનને
"સવાધીન કીધું છે. એ દુખમાનાં મકા-
"નની કીયા રોજ ૮ મો માહ ૮ મો
"શેહેનશાહી સને ૧૨૫૭ યજદજરદીને
"દીને અને સેવટની ઈજવાની કીયા
"રોજ ૨૯ મો માહા ૪ થો શેહેનશાહી
"સને ૧૨૫૮ યજદજરદી તારીખ ૧૩ મી
"જાનેવારી ૧૮૮૯ ઇશવીને દીને થાઇ છે."

સગડીપરની તખ્તીની નકલ :—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો."
"આ સગડી શેઠ નવરોજી પેશતનજી
"રાંદેલીયા અથવા કંટરાકટર, નારગામવા-
"લાએ એક પુત્ર તરીકેની વફાદારી દાખલ
"પોતાના બાવાજી પેશતનજી દાદાભાઇ
"રાંદેલીયાની યાદગારી તરીકે બંધાવી,
"ભુશાવલની માજદયશની અંનજુમનને
"શવાધીન કીધી છે. રોજ ૨૯ મો માહા
"૪ થો શેહેનશાહી સને ૧૨૫૮ યજદ-
"જરદી. અંગ્રેજી તારીખ ૧૩ મી જાને-
"વારી ૧૮૮૯."

## સીકંદરાબાદની શેઠ એદલજી શેરાબજી ચીનાઈની ધર્મશાલા પરઠાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૨ જી ફેબરવારી ૧૮૮૯ ને વાર શનેઉ.

સીકનદરાબાદમાં પારસીઓ માટે ઉઘાડવામાં આવેલી ધરમશાળા.

સીકંદરાબાદ, તા૦ ૩૦ મી જાનેવારી.

હેદરાબાદમાં આજનો દીવસ મુબારક નીવડયો છે. અતરે આવતા જરથોસતી મુસાફરોને માટે આજથી એક ધરમશાળા ખુલી મુકવામાં આવી છે. તેને લગતી ક્રીયા સહવારે નવ વાગે થઇ હતી. અતરેના એક લોકપ્રીય અકાબર શેઠ એદલજી સોરાબજી ચીનાઇ, જેવણે મજકુર ધરમશાળા હેદરાબાદની જરથોસતી અનજુમનની કારોબાર મંડળીના અસતકમાં કેટલાક મહીના થયા આપી હતી અને જેને લગતો હેવાલ આ પત્રમાં આગળ આવી ગયો છે, તેવણનાં નોતરાંને માન આપી સઘલા વરગના અને સઘલાં જાણીતાં કુટુંબના આસરે પોણોસો ગ્રહસ્થો હાજર થયા હતા. સવા નવ વાગે દસતુર ખુરશેદજી બેહેરામજી જામાસપજીએ ખુદ ધરમશાળાના મકાનમાં જશનની ક્રીયા શરૂ કીધી હતી, જે આસરે એક કલાકે પુરી થયા બાદ તેમણે કારોબાર મંડળીના કામચલાઉ સરનશીન તરીકે ફારસી બેતોથી ભરેલું એક ભાષણ કરી, પોતાના હંમેશના બુલદ અવાજે અનજુમન તરફથી શેઠ એદલજી ચીનાઇને આપવા ધારેલું નીચલુ માનપત્ર વાંચી સંભલાવ્યું, અને તેને એક રૂપાંની સુંદર "કાસકેટ" મા મુકી તે મજકુર શેઠના હાથમાં આપયું. અને તેજ વેલા અનજુમન તરફથી તેવણને એક કીમતી શાલ હાજર રહેલા શખસોની ખુશાલીની તાલીઓ વચે નીચે મુજબના મુબારકબાદીના સખુનો કહી ઓઢાડી હતી:—

પયારા સાહેબ, આજ નજદીક પોણાસો વરસ થયાં બીજી પરજાતની મુઆફક પારસીઓ પણ નામદાર નીઝામના મુલકમાં પગપેસારો કરતા આવયા છે, તેમાં કોઇ વેપારને અરથે, તો કોઇ નોકરી મેલવવાની હોંશથી, તો કોઇ ખાનગી ધંધો ચલાવવાની મતલબથી આવજાવ કરતા જણાયા છે. ખસુસ કરી છેલાં દસ વરસમાં બાહેરગામનાં જરથોસતીઓની આમદરફત અત્રે ઘણી વધી છે, તે એટલે સુધી કે ખુદ હેદરાબાદ શહેરમાં સામતી રીતે લેતાં પારસી રેહેવાસીઓની સંખયા આજે આસરે ચારસોની થવા જાય છે. જો કે કીરતી મેલવી ગયલા મરહુમ શેઠો વીકાજી તથા પેસતનજી મેહેરજીની સખાવતનાં પરીણામ તરીકે હેદરાબાદના જરથોસતીઓને માટે એક દરેમેહેર અને તેઓમાં થતાં રવાનને અવલમંજલ પોંહોંચાડવાને માટે એક દોખમું છે, તોપણ દલગીરીની વાત છે કે, બાહેર દેશાવરથી આવતી જરથોશતીઓની વધતી જતી સંખયાને ઉતરવાને માટે આજ સુધી અત્રે એક પણ ધરમશાળા ન હતી. ધરમશાળાની ગેરહાજરીથી અંજાણ્યા અને મુફલેસ જરથોસતીઓને કેટલી અડચણ અને નુકશાન વેઠવાં પડતાં હતાં. તેનો ખયાલ તેઓજ સારી પેઠે કરી શકે છે. જોકે આ બાબદ ઉપર છેલાં સાત વરસ થયાં ચરચા ચાલી રહી છે, તોપણ તે ઉપર અતયાર સુધી અમલ કરવામાં આવયો ન હતો, પણ હાલ આપ સાહેબે મેદાન પડી બીડું ઝડપી લઇ જે સંતોષ આપયો છે, તે સતુતીપત્ર છે. પોતાના હમજાતીઓની દાઝ હઇડે ધરી આપ સાહેબે અત્રે આવતા મુસાફરોને માટે આપનો આ હવાવાલો, કુસાદે, અને કીમતો બંગલો હેદરાબાદની જરથોસતી અનજુમનની કારોબાર મંડલીને અરપણ કરી આપે આપની નામવરીમાં વધારો કીધો છે, તે એક હાથ પર આ બંગલામાં ઉતરનાર શખસોને ખુશી અને આરામ બખશનારી તો બીજા હાથપર અત્રેના જરથોસતીઓને શોભા આપનારી બીના છે. આ ટાંકણાનો લાભ લઇ હમો નીચે સહી કરનારા આપ સાહેબને દીલોજાનથી મુબારકબાદી આપયે છીયે, અને આપના તરફનાં માનની એક ઇંધાણી દાખલ આ નજીવી ભેટ કબુલ રાખવાને આપને અરજ કરી, તે કીરતાર પાસે એવી દુવા ચાહીયે છીયે કે, આ શુભ કામનાં ફલ ચાખવાને, તન, મન, અને કુટુંબ કબીલાનાં સવચ્છ સુખ સાથે, સેંકડો મુસાફરોના આશીરવાદ લેતા આપ લાંબી જીંદગી ભોગવતા રહો.

અનજુમન તરફની શાલ શીવાય શેઠ એદલજી ચીનાઇને બીજી બે શાલો ઓઢાડવામાં આવી હતી, જેમાંની એક મીસીઅરસ ખુરશેદજીની કુંપનીના મેનેજર શેઠ દીનશાહ બેજનજી તુરકા, અને બીજી શેઠ મંચેરજી કુંવરજી સાહીન તરફથી હતી. માનપત્ર કાલી સાહીથી અને સોનેરી બારડર સાથ ચરમ પત્ર ઉપર શોભઇતી રીતે છાપવામાં આવયું હતું. શેઠ એદલજીએ તેવણને મલેલાં માન માટે

ઘટતા શબ્દોમાં અનજુમનનો ઉપકાર માનીઓ અને ઉમેદ રાખી કે તેની કારોબાર મંડલી ધરમશાળાની જોઈતી દેખરેખ રાખવાને જરૂર તસદી લેશે. પછી બીજા ઓરડામાં જશનની ચાસણી કરવાને સઘલા પધારયા, જ્યાં દસતુર ખુરશેદજી બેહેરામજીએ શેઠ એદલજી ચીનાઇની સલામતી લેવાડી, જે હુરરેના પોકાર સાથ સરવે જણાઓએ બાખુશીથી ઉચકી લીધી હતી. બાદ ફુલના તોરા અને પાન ગોલાબ લઇ આ ખુશનુમા મેલાવડો આસરે સાડાદસ વાગે વીસરજન થયો હતો.

મજકુર ધરમશાળા સીકંદરાબાદની "સટાફ લાઇનસ" માં મીસીઅરસ એફ૦ દોરાબજીની કંપનીની પડોસમાં એક હવાવાલા કુશાદે બંગલામાં આવી છે. એ મકાન સીકંદરાબાદના રેલવે સટેશનથી આસરે એક માઇલ દુર છે. એમાં અરધા દજન મુસાફરો સગવડથી રહી શકે એવી જગયા છે, અને તેમની રાંધી ખવાડવા વીગેરેની મેનીજ કરવાને અરથે તેમાં એક આબરૂદાર પારસી રખેવાલને રાખવામાં આવીઓ છે. દરેક મુસાફર ધરમશાળાનો આઠ દીવસ સુધી વગર લવાજમે લાભ લેશે, બાદ તે અનજુમનના સેકરેટરીની પરવાનગી લઇ અને જુજ ફીઈ આપી તેમાં વધુ દાહાડા રહી શકશે. એમાં જેઓ પોતે રાંધી ખાવા માંગે તેઅને માટે વાસણો અને જોઇતું ફરનીચર રાખવામાં આવયાં છે, અને સઘલી રીતે મુસાફરોને આરામ મલે તેવી ગોઠવણ કરવામાં આવી છે. આ પુનનું કામ કરવા માટે શેઠ એદલજી ચીનાઇના જેટલી સતુતી કરીએ એટલી થોડી છે; સબબ એક ધરમશાળાની ગેરહાજરીથી અત્રે આવતા મુસાફરોને જે અગવડ અને કપટ ખમવાં પડતાં હતાં તે તેવણે આજથી પોતાની ઉપલી સખાવતથી દુર કાધાં છે.

*Times of India, 1st February 1889*

SECUNDERABAD, JANUARY 31.

The cermony of opening a new Parsee rest house or *dharamshala* at Secunderabad was performed yesterday by the officiating High Priest of the Parsees, Dustoor Khorshedjee Byramjee Jamaspasana. The want of such an institution had been long and urgently felt. The desideratum has been supplied by the liberality of a leading Parsee gentleman, Mr. Eduljee Sorabjee Chenoy. The opening ceremony was solemn and impressive. The Dustoor afterwards delivered an interesting and appropriate discourse. He next read a Guzerati address of thanks voted to Mr. Chenoy by the Parsee community. The address was presented in a beautiful silver casket, together with a rich shawl, also the gift of the community. After partaking of light refreshments, during which the toast of Mr. Chenoy was enthusiastically drunk, the company separated.

*** એં ધર્મશાલામાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"પીરોજબાઇ એદલજી ચીનાઇની પારસી "ધરમશાલા. એદલજી સોહરાબજી ચીનાઇએ "પોતાનાં ધણીયાંની બાઇ પીરોજબાઇને "નામે કુલે જરથોસ્તીઓના વપરાસ માટે "બખશી છે.

"રોજ ૧૬ મો મેહેર માહા પાંચમો "અમરદાદ શેહેનશાહી શને ૧૨૫૮ યજદ"જરદી, શને જલુશ ૨૧)મુ હીઝ હાએનેસ "મીર માહાબુબ અલીખાંન નીજામ ઉલ "મુલક આશફજાંહાં બાહાદુર, જી. સી. "એસ. આઇ. તા૦ ૨૭ મી જમાદીઉલ "અવલ શને ૧૩૦૬ હીઝરી, તા૦ ૩૦ મી "જાનીઉઆરી ઇશાવી શને ૧૮૮૯ ને દીને "ખુલ્લી મુકી છે. શીકનદરાબાદ."

## આબુરોડ ઉપરનું અંજુમનના ઉઘરાતનું દોખમું પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨ જી મારચ ૧૮૮૯ ને વાર શનેઉ.

સરવે જરતોસતી સાહેઓને ખબર.

શ્રી મારવાડ જીલ્લાનાં ગામ આબુરોડનું દોખમું ઇજવાની કારયા રોજ ૧ લો હોરમજદ યજદ મહા ૭ મો મેહેર યજદ શેહેનશાહી સનેં ૧૨૫૮ યઝદજરદી તા૦ ૧૬ મા મારચ સને ૧૮૮૯ ને વાર સનેઉને દીને સવારના કલાક ૮ ને અમલે દખણના વડા દસતુરજી સાહેબ સરદાર ખાનબહાદુર ડાકટર હોશંગજી

જામાસપજી જામાસપઆસાનાની મારફતથી થનાર છે. જે માટે મુંબઈના તેમજ દેશાવરોના સરવ હમદીન ભાઈઓને અમો નમતાઈ સાથે અરજ કરયે છેયે કે તેઓએ મેહેરબાની કરી ઉપલી કીરયામાં સામેલ થઇ પોતાના પુનમાં વધારો કરવો તેમજ અતરેના જરતોસતીઓ ઉપર ઉપકાર કરવાને ચુકવું નહી.

જે સાહેબોએ ઉપલા મેલાવડામાં સામેલ થવું હોય તેઓએ મેહેરબાની કરી આઠ દીવસ આગમચથી ચેતાવવાની તસદી લેવી કે તે સાહેબોને વાસતે ઉતારાનો તથા ખાણાપીના વગેરેનો બંદોબસત કરવાને બની આવે.

લા૦ સેવક,

**મોટાભાઈ ભીખાજી કંટરાકટર,**

આબુરોડ.

રાસ્ત ગોફતાર, તા૦ ૨૪ મી મારચ ૧૮૮૯ ને વાર રવેઉ.

### શ્રી મારવાડ જીલ્લામાં આબુ રોડનું દોખમું ઇજવાની કીયા.

શ્રી આબુ રોડનું દોખમું ઇજવાની કીયા તા૦ ૧૬ મી માર્ચ ૧૮૮૯ ને દીને ઘણી ફતેહમંદી સાથે પાર પડી હતી. રોજ ૩૦ મો મીનો અનેરાન માહા ૬ ઠો શેહેરેવર ને વાર સુકરને દીને ત્યાંની સગડી ઇજવાની કીયા થઇ હતી. તે કીયા મઉવાળા દસ્તુર સાહેબ ખુરશેદજી જમશેદજીએ સાંજે પાંચ વાગાને અમલે કીધી હતી. કીયા પુરી થવા બાદ ત્યાં હાજર રહેલા ગ્રહસ્થો તથા બાનુઓ (જેઓની સંખ્યા આસરે ૫૦ ઉપર હતી) તેઓ આગલ દસ્તુરજીએ આપણા ધરમનાં ફરમાનો તથા આપણા વડીલો તથા રવાનો તરફની ભલી લાગણી તથા તેઓ તરફનાં માનને અનુસરીને ભલાં કામ કરવાને આએ સગડી બનાવનારનો દાખલો આપીને એક ભાપણ કીધું હતું. તે બાદ સર્વે મીજલશ ચાશની કરી ત્યાંથી બરપા થઇ હતી.

બીજે દને ત્યાંનું દોખમું ઇજવાની કીયા થઇ જે સહવારે નવ કલાકને સુમારે દસતુરજી સાહેબે સરૂ કીધી હતી, જે બાદ એક લંબાણ શુભાખીત ભાશાણ કીધું તેમાં રોવાનોને ઠેકાણે પાડવાની આપણી રસમ બીજી રસમો કરતાં જે ચઢીયાતાપણું ધરાવે છે તેની દાખલા દલીલો સુધાં સમજ પાડી હતી. તેઓનું ભાશાણ ખલાસ થવા બાદ શેઠ મોટાભાઇ ભીખાજી કંત્રાકટર તરફથી અંજુમન પત્ર તેઓના નબીરા મનચેરશાહે વાંચી સંભળાવ્યું તેમાં તેઓએ જણાવ્યું હતું કે આએ મુલક એટલે આબુરોડ તથા માઉનટ આબુમાં જરતોશતીઓની વસ્તી પોણોસો ઉપર ઘેરોની હોવા છતાં તે જગાએ આપણાં રોવાનોની લાશને અવલમંજલ પોહોંચાડવાની કોઇ રીતની ગોઠવણ નહીં હોવાથી અતરેના જરતોસ્તીઓએ એક લીસ્ટ ઉભું કીધું અને તે મધે સર્વે કોઇએ પોતાથી બની શકી એટલી રકમ ભરીને રૂ ૯૫૦ એકઠા કરી એક ચોતરો બાંધવાની મતલબ રાખી. હવે એ વાત જેવી શેઠ મોટાભાઇના કાનપર ગઇ તેવીજ તેઓએ પોતાને નામે રૂ ૧૦૦૦ ની રકમ ભરી. ત્યારબાદ માલમ પડયું કે એટલી રકમ તો ફકત દોખમાંની જગા કબજે લેતાંજ ખરચાઇ ગઇ, ત્યારે બીજા રૂ ૨૦૦૦ તેઓએ ફરીથી નવાજેશ કીધા. ત્યારબાદ તેઓએ અનજુમનને અરજ કીધી કે તેઓને જો કાંઇબી વાંધો ન હોય તો એ કામ તેઓ પોતેજ ઉઠાવી લે અને તે પાર પાડી આપે. એ અરજ અનજુમને કબુલ રાખવાથી તેઓએ એક ચોતરો નહી પણ દોખમું તથા સગડી તથા નાહાનખાનું તથા તેને ફરતી દેવાલ વીગેરે બંધાવ્યું, અને ઊપલા મુબારક રોજે પોતાનાં મરહુમ ફુઇજીમાએ બેહેસ્તન બાઈ રતનબાઇ તે શેઠ કુંવરજી કારાભાઇના વીધવાને નામે ઇજાવ્યું.

એ બાદ તેઓએ જણાવ્યું કે એ દોખમાંનો જે કુલે ખરચ ઉપલા રૂ ૩૯૫૦ બાદ કરતાં થયો અને થશે તે તથા બીજા રૂપીઆ જે દોખમાંને લગતો કુવો જે હાલ બંધાય છે તે બંનધાવી આપતાં થશે તે કુલે ખરચ તેઓનાં મરહુમ માતાજી બેહેસ્તન બાઇ હીરાંબાઇ તે મરહુમ શેઠ ભીખાજી નવરોજી હોનવાલાનાં ધણીઆણીની નેયતે કીધામાં આવશે.

એ બાદ તેઓએ ઊપલું દોખમું તથા નાહાનખાનું તથા તેને લગતો કુવો વીગેરે ત્યાંની અનજુમનને સોંપ્યું અને ચાહ્યું કે તેઓ કુલે જરતોસ્તી રોવાનોના વપડાસને માટે ખુલાં રાખે અને એ મકાન જેમ બને તેમ ખુદાતાલાની મેહેરબાનીથી થોડાજ વપરાસમાં આવે.

રોજ ૧ લો દાદાર હોરમજદ, માહ ૭ મો મેહેર યજદ શેહનશાહી સને ૧૨૫૮ યજદેજરદી.

એ ઊપલું અનજુમન પત્ર વંચાયા બાદ શ્રી આબુ પાહાડના જરતોસ્તીઓએ પોતાની અનજુમન તરફનું એક માનપત્ર શેઠ મોટાભાઇને અર્પણ કીધું જે ત્યાંના રેહેવાશી શેઠ ફરામજી નશરવાનજી સનતોકે વાંચી સંભળાવ્યું. તેમાં તેઓએ શેઠ મોટાભાઇની

કેટલીક સ્તુતી વર્ણવી તેઓનો ઉપકાર માન્યો કે અતરે જે જરૂરની ખુટ હતી તે તમો જેવા નેક સાહેબે પોતાની મેહેનત તથા અમુલ્ય વખત ખરચી પુરી પાડી છે. તે બાદ તેઓને દુવા ચાહી એક સ્યાલ આબુની અનજુમન તરફથી એ શેઠજીને ભેટ આપી. ઉપલું માનપત્ર વંચાયા બાદ શ્રી આબુ રોડના જરતોસ્તીઓ તરફથી ત્યાંની અનજુમનનું માનપત્ર પાળનપુરવાલા શેઠ હોરમજજીએ વાંચી સંભળાવ્યું, જેનો સાર પણ ઉપલાં માફકજ હતો કે શેઠ મોટાભાઇની મેહેનત વગર એ કામ થયલું જોવાને તેઓ અસ્કત રેહેતે અને તેઓએ પણ દોઆ ચાહી એક સ્યાલ શેઠ મોટાભાઇને ભેટ આપી હતી.

ઉપલાં માનપત્રો વંચાયા બાદ શેઠજી મોટાભાઇની ફરમાશથી તેઓના બેટાએ તેઓનો જવાબ વાંચી સંભળાવ્યો તેમાં તેઓએ દરશાવ્યું હતું કે તેઓએ પોતાના ધરમની ફરજ અદા કરવા ખાતરજ આ કામ માથે ઉઠાવ્યું હતું, અને જે સાહેબોએ તેઓ તરફ જે માન તથા દીલસોજી બતાવી હતી તેઓનો ઘણો ઉપકાર માન્યો હતો. ત્યારબાદ તેઓએ દુર દેશાવરોથી આવેલા જરતોસ્તી સાહેબોનો ઉપકાર માન્યો હતો કે તેઓએ જે સખતી ખેંચી હાજર રેહેવાની તસ્દી વેઠી હતી તેઓના તેવણ ઘણા આભારી થયા છે. ત્યાર બાદ તેઓએ દસ્તુરજીને એક સ્યાલ ભેટ આપી હતી. એ પછી જે બીજી ભેટો શેઠ મોટાભાઇને કરવામાં આવી હતી જેમાંની એક તો મુંબઇના એક સખી જરતોસ્તી સાહેબે એક શીપનાં પુડાંની અંદર મઢેલી ખુબસુરત ખોરદેહ અવસ્તા મોકળાવી હતી તથા બીજી એક મુંબઇના શેઠ માણેકજી બેરામજી દેશાઇએ એક સ્યાલ ભેટ આપીતી તે બાદ દસ્તુરજીએ દોખમું ખુલ્લું મેલવાની ક્રીયા કીધી હતી.

ત્યાંથી આસરે ૧૧॥ કલાકે મેળાવડો (તે નજદીક ૧૫૦ ઉપર ગ્રહસ્થો તથા બાનુઓનો હતો) વીખરાઇ જઇને શેઠ મોટાભાઇ ભીખાજી કંત્રાકટરને ત્યાં એક વાર ફરીથી એકઠા થઇ સાથે ખાનું લીધું હતું. એ બાદ માઉન્ટ આબુના જરતોસ્તી સાહેબોએ દસ્તુરજીને પાહાડપર પધારવાનું તેડું કરી તેઓને એક સ્યાલ આબુ જરતોસ્તી અનજુમન તરફની ભેટ આપી હતી.

*** આ દોખમાંપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો.

"ખોદાતાલા જે આપણુને બખશનાર "ગુનાહ માફ કરનાર તથા મેરબાંન છે "તેનાં નામથી શરૂ કરૂં છું.

"શ્રી આબુરોડ અને આબુના પાહાડપર "રેહેનાર જરથોશતી ટોલાનાં રવાંનોને "અવલમંજલ પોંહોચાડવા શારૂં અતરે "એક દુખમાંની જરૂર હોવાથી ઉપર "લખેલે ઠેકાણેના તેમજ બીજા દેશાવરના "કેટલાક શખી જરથોશતી સાહેબોએ "પોતપોતામો ઉમરાંણું કરી પોતાની શકતી "મુજબ રૂ. ૯૫૦) એકઠા કરીને બધા "હમદીન ભાઇઓએ આ પુનનું કામ "અતરેના રહેવાસી શેઠ મોટાભાઇ ભીખાજી "કંતરાકટરના શવાધીનમો સોંફ્યું જેવોએ "પોતાની ખુશીથી મોટા ઉપકાર સાથે "ઉઠાવી લઇ પોતાનાં તનમન તથા તેની "સાથે પોતાનાં ફુઈમાએ રતનબાઈનાં "પુનને માટે રૂ ૩૦૦૦) ખરચીને એક "દોખમું એક શગરી, એક નાહાવાની "જગા, તૈયાર કરીને આજે રોજ ૧ લો "હોરમજદ યજદ માહા ૭ મો મેહેર "યજદ શેહેનશાઇ શને ૧૨૫૮ યજદજરદી. "તા૦ ૧૬ મી મારચ શને ૧૮૮૯ ઇશવી "ને વાર શનેઉને દીને ક્રીરીઆ કરી "કુલ જરથોશતી રવાંનો માટે ખુલલાં "મેલીઆં છે."

## શોલાપુરની પારસી ધરમશાલા ખોલ્લી મુકાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૯ મી આપરેલ ૧૮૮૯ ને વાર શુકરે.

શોલાપુર, તા૦ ૧૫ મી એપરેલ.

આ ધરમશાલા, જેને "કામા હાલ"નું નામ આપયું છે તે ગઇ કાલે ખુલ્લી મેલાઇ હતી. એ દીવસ અતરેના સરવે પારસીઓએ એક જાહેર તેહેવાર તરીકે પાલયો હતો અને એ દીવસ માટે ઘણાક દહાડા અગાઉથી ડરાઇવરો, ગારડો, ફીટરો અને ફાયરમેનોએ કામ ફાજલથી રહેવાની ગોઠવણ કરી હતી. એ ધરમશાલા વીશે તમારા આગલા અંકોમાં ઘણીક વાર હેવાલ આવી ગયલા છે તેથી તે વીશે હું વધારે લંબાણ કરવાની જરૂર જોતો નથી, પણ મારે કહેવું જોઇએ કે એ મકાનની ઘણીજ જરૂર હતી ન તે શેઠ હોરમજજી દોરાબજી કામા અને સર દીનશાહ માણેકજી પીટીટની સખાવતથી તથા તમારાં પતરના વગથી સેવટે બંધાઇ તઇયાર થઇ છે.

એ મકાન ખુલ્લું મેલવાની ક્રીરીયા કરવા ખાનબહાદુર ડાકટર દસતુર હોશંગ જામાસપજી

પુણેથી અતરે પધારયા હતા, જેમની સાથ તેમના ખેશી શેઠ પેસતનજી કાંગા પણુ હતા. તા૦ ૧૩ મીએ એમને એસતેકબાલ લેવા સારૂં જરતોસતીઓનો મોટો ભાગ સટેશનપર હાજર થયો હતો. એમના ઉતારા સારૂ ગોઠવણ પણ ઠીક રાખી હતી. અંજુમનનાં નામે સેક્રેટરી મી૦ દોરાબજી લાલકાકાએ લાઇનપર વસતા સરવે જરતોસતીઓને તેમજ એ મકાનમાં મદદ કરનાર સાહેબોને તથા જુજ શોલાપુરના આગેવાન હીંદુ, મુસલમાન રહેવાસીઓને અને મોટા મોટા ઈંગરેજ અમલદારોને એ ક્રીઆમાં શામેલ થવાને નોતરાં કીધાં હતાં. સખત ગરમી છતાં ઘણાક સાહેબો એ નોતરાંને માન આપી આવયા હતા, જેમાં અતરેના લોકપરીય જડજ મી૦ સી. ટાગોર સરવેનું વધારે ધયાન ખેંચતા હતા. સેક્રેટરીએ એ ધરમશાલા, તેની ઉતપંતી, ખરચ વીગેરેનો એક નાનો હેવાલ વાંચવા પછી શેઠ ફરામજી નાનાભાઇ બાઇસે દસતુર સાહેબને એ મકાન ખુલ્લું મેલવાની અરજ કીધી હતી. એ અરજ મુજબ દસતુર સાહેબે અવસતા કલામમાં દુવા ચાહયા પછી દેશી રીત પરમાણે નાલીયર ભાંજી એક રૂપાની ચાવીથી ખુશાલીના પોકાર વચે એ ધરમશાલા ખુલ્લી મેલી હતી.

બાદ ધરમશાલાના મોટા હોલમાં તેમને માટે ખાશ બનાવેલી એક ઉંચી બેઠક પર તેમને બેસાડવા પછી અંજુમન તરફનું માનપતર ડાકટર દીનશા એદલજી સબજાએ વાંચી એક સુંદર રૂપાંના દાબડામાં મેલી એમને અરપણ કીધું હતું. એ માનપતરનો જવાબ એવણે આપતાં પોતાને આવું મોટું માન મલવામાં ઉપકાર જાહેર કીધો તથા અંજુમનની દીલસોજીથી આ કામ પાર પડયું તે માટે ઘણી ખુશાલી જણાવી હતી. રાતના એજ મકાંનપર અંજુમનનું બઇરાં છોકરાં સાથનું એક ખાણું લીધા પછી સરવે જણ પોતપોતાને ઘરે સીધારયા અને એ ખુશનુના દહાડાની મોજનો સવપનો જોતા સુતા.

*Times of India, Monday, 15th April 1889.*

OPENING OF PARSEE DHARAMSHALA.

( FROM OUR OWN CORRESPONDENT. )

SHOLAPORE, APRIL 14.

This evening Khan Bahadoor Dastur Hoshungjee Jamaspjee, of Poona, opened the Parsee Dharamshala, named Cama Hall, in Presence of the leading members of the community. After the ceremony, an address of welcome, enclosed in a beautiful silver case, with a rich shawl, was presented by the Parsee community. The ceremony ended with a dinner given in his honour.

*** એ ધર્મશાલા પર નીચે મુજમ તખ્તી મારેલી છેઃ—

"કામા હોલ."

"આ મકાન પરદેશથી આવતા જરથો-
"સ્તી. મુસાફરોના ઉતારા માટે, તેમજ શી
"સોલાપુરની પારસી અનજુમનનાં સર-
"અવસરનાં કામ સારૂં એક જાહેર ઉગ-
"રાંણુંથી રૂપીઆ ૬૦૦૦) છ હજારના
"ખરચે બંધાવી આજ રોજે સરવેના
"વપરાસ માટે ખુલું મેલયું છે.
"એ ઉગરાંણુંમાં મુંબઇવાસી શેઠ હોર-
"મજી દોરાબજી કામાજીએ રૂ. ૨૦૦૦)
"ની સરવેથી મોટી રકમ પોતાનાં માતાજી
"તથા પીતાજીનાં પુણ માટે ભેટ કરવાથી
"એક ઉપકારની ઇધાની તરીકે તેમનું
"નામ આ મકાનને આપવામાં આવ્યું
"છે. સોલાપુર શેહેનશાહી રોજ ૧ દાદાર
"હોરમજદ માહ ૭ મેહેર યજદ સને
"૧૨૫૮ યજદજરદી, ઈંગ્રેજી તા૦ ૧૬ મી
"મારચ સને ૧૮૮૯ વાર સની."

## તારાપોરનાં દોખમાંની સડકનો રસ્તો ખોલ્લો મુકાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા. ૧૧ મીં મેએ ૧૮૮૯ ને વાર શનેઉ.

તારાપોરનાં દોખમાં ઉપર જવાની સડકનું જશન— "એદલજી આલબલેસ રોડ"નું ખુલ્લું મુકાવું.

તારાપોર, તા. ૮ મી મેએ.

આગમજથી થયલી ગોઠવણો મુજબ તમો તરફવાલાલા જાણીતા શેઠ ફરદુનજી ધનજીભાઇ આલબલેસે અતરેના દોખમા ઉપર જવાની બંધાવી આપેલી નવી પાકી સડકનાં જશનની ક્રીરીયા આજ રોજે ઘણી ફતેહમંદ રીતે થઇ હતી, મુંબઇથી ગઇ તા૦ ૭ મીને દીને મજકુર સખી શેઠના સાહેબજાદા મી૦ કેખશરૂ જશનની ક્રીરીયામાં શામેલ થવા સારૂ મી૦ પાલનજી ફરામજી હીરા મેહેતા તથા બીજા સાહેબો જોડે અતરે પધારયા હતા. અતરેના જરતો-

સતીઓનો મોટો ભાગ અતરેનાં સટેશન સુધી એસતેકબાલ લેવાને ગયો હતો, અને ઘણું માન સહીત પાલખીઓ તથા ગાડીઓમાં બેસાડી સાંજે ૬ાા વાગયામાં સરવે જણા તારાપોર મુકામે આવી પુગયા હતા.

આજ રોજે અતરેનાં દેખમા ઉપર જવાની સડક જે શેઠ ફરદુનજીએ પોતાના બેહેસતનશીન જવાન બેટા મી૦ એદલજી આલબલેસનાં પુનને સારૂ ઉભાં થયલાં મોટાં ફંડમાંથી રૂ ૭૦૦૦ની નાદર રકમ આપીને બંધાવી આપી છે તેનાં જશનની પાક કીરીયા સરવે અંજુમનના મોટા અને ભેગા મેલાવડા આગલ થઇ હતી, જે ધારવા કરતાં ઘણી ફતેહમંદ ઉતરી હતી. આ રસતાનું નામ **"એદલજી આલબલેસ રોડ"** એમ રાખવામાં આવયું છે, અને સડકના મુખડા આગલ સફેદ સંગેમરમરની જે મોટી અને મજબુત તખતી મારવામાં આવી છે તેમાં પણ એ ખુલાસો કરવામાં આવયો છે. અતરેનાં રવાંનોને "છેલ્લી આરામગાહે" લઇ જતાં વરસાદના દીવસોમાં આજણુના ગુંઠણ પુર કાદવમાંથી ભારે હેજગારી અને મુશીબતો વેઠીને પસાર થતાં જે જે સંકટો પડતાં તેનું એ સખીવજુદ શેઠે કાયમ સુધીનું નીવારણ કરયું છે, અને તે માટે જેટલું હેશાન આ ગરીબ કસબાની ગરીબ અંજુમન માને એટલું થોડુંજ છે. જશનની કીરીયા થયા પછી શેઠ ફરદુનજીના સાહેબજાદા મી૦ કેખુશરોએ પોતાના પીતાજી તરફથી એક અંજુમન પતર વાંચી સંભલાવયો હતો, જેનો યોગય ઉતર મી૦ જહાંગીરજી દાદાભાઇ (જેવણે પરમુખની ખુરશી લીધી હતી તેવણે) એ તારાપોરની સમસત અંજુમન તરફથી હેશાનભરેલા શબદોમાં વાલયો હતો. એમ કરતાં એ સખી શેઠીયા ઉપર એ બાબદની સપર પેહેલી ચારવણી કેમ થઇ તેનું મુખતેસર બયાંન અંજુમન આગલ એઓએ કહી સંભલાવયું હતું. આ અનોપમ હેશાનની એક અદના ઇધાંણી તરીકે અતરેની સમસત અંજુમનની બહાલી અને એકદીલીથી એક માનપતર શેઠ ફરદુનજી માટે તઇયાર કરવામાં આવયુ હતું, જે પરમુખની ફરમાશથી અતરેની પંચાયતના એક મેમબર મી૦ વીકાજી મેહેરજીભાઇએ ઘણી છટાદાર ભાશાથી વાંચી સંભલાવયું હતું. આ માનપતર ચરમપતર ઉપર સોનેરી સાહીથી છાપેલું હતું અને તેને એક કીમતી અને મોટા શુખડના બારીક હુંનરકામથી શણગારી લીધેલા દાબડામાં મુકીને એનાયત કરયું હતું. આ દાબડાની અંદર એક રૂપાંનું પતરૂં જડેલું છે, જેમાં અતરેની અંજુમન તરફથી શેઠ ફરદુનજીને આપયાની નોધ કરેલી છે. માનપતરમાં અંજુમને પોતાનાં આ કામની મોટી આગેવાની કરનાર અને સારી સલાહથી પાર પાડી અપનાર મી૦ પાલણજી ફરાંમજી હીરામેહેતાનો ખાશ આભાર માનયો હતો, જેનો એ બુઝરગ શેઠે ઘટતો જવાબ આપી "પોતાની એક ફરજ સીવાય બીજું કશું કીધું નથી" એવો લાયક જવાબ આપયો હતો. આ પરસંગના ટાંકણા ઉપર અતરેવાલા મી૦ દા. એ. તારાપોરવાલાએ કેટલાંક ગાયનોનું એક હેંડબીલ છપાવી સરવેમાં વેંહેંચયું હતું, જેમાં મરહુમનાં માન માટે સારા સખુનો, દુવાઓ તથા નેમ ખેંચીને સખાવતની સતુતી કરી હતી. આ કામનો અંજામ આવયા પછી શેઠ ફરદુનજી આલબલેસ સાહેબે પોતાના ખરચથી આખાં ગામને નીયાતનું ખાણું આપયું હતું, જેમાં મરદો સાથે બાનુઓ પણ શામેલ થઇ હતી અને તેથી આશરે ૩૦૦ માણસોનો મેલાવડો થયો હતો.

*** એ રસ્તા ઉપર નીચે મુજબ તખતી મારેલી છે:—

"એદલજી આલબલેશ રોડ—૧૮૮૯"
"શ્રી દાદગર દાદર હોરમજદની મદદ હોજો.
"આએ રસ્તો શી તારાપોરનાં તથા તેની
"આસપાસનાં જરથોસ્તી રૂવાનોને અવ-
"લમંજલ પોહચાડવા સારૂ દોખમા
"સુધીનો, મુંબઇવાલા શેઠ ફરદુનજી ધન-
"જીભાઇ આલબલેશે પોતાના દીકરા
"બેહશાતનશીન શેઠ એદલજી ફરદુનજી
"આલબલેશનાં પુનને સારૂ કસબે તારાપોર
"તાલુકે માહીમ જીલા થાણામેં બંધાવી
"આપેલો આજ રોજે ખોલલો મુકયો છે.
"રોજ ૨૫ મો એશેશંગ માહ ૮ મો
"આવા શેહેનશાહી માહ ૯ મો આદર
"કદમી સને ૧૨૫૮ ઇઅજદેજરદી તારીખ
"૯ મી મેહે ૧૮૮૯ ઇશવી શવંત ૧૯૪૫
"ના વઇશાખશુદ ૯ને વાર ગરેઉ."

## વેસુ ગામની શેઠ માણેકજી રતનજી પટેલ શીગનપોરીઆવાલી દરેમેહર પરઠાએશાનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૨૦ મી મેએ ૧૮૮૯ ને વાર શોમે.

સુરત નજદીક આવેલાં વેસુ ગામમાં નવાં આદરાનને પરઠવાને લગતી થયલી કીયા.

અમારો સુરતનો ખબરપત્રી ગયા શુકરવારનાં પોતાનાં પત્રમાં વેસુ ગામમાં પારસીઓનું

નવું આદરાન પરઠાયું તે વીશેની હકીકત નીચે મુજબ લખી મોકલે છે:—

ચોરાશી તાલુકાનાં અતરેથી છ માઇલ ઉપર આવેલાં વેસુ ગામમાં આજથી આસરે ૪૦ વરસની મુદત ઉપર નવરોજી જામાસજી વેસુવાલાની વીધવાએ એક દરેમેહર બંધાવી હતી. પણ તે જુની થઇ જવાથી વેસુ, ખજોદ વગેરે ગામોના જરથોસતીઓનાં પંથકના વપરાસને સારૂં શેઠ માણેકજી રતનજી પટેલ શીગણપોરવાલાએ પોતાની ધણીઆણી બાઇ પીરોજબાઇનાં પુનને સારૂં એક આદરાન વેસુ ગામમાં આસરે રૂ. ૬૦૦૦) ના ખરચે બંધાવયું છે, તેને પરઠવાની કીરયા આજ દીને સવારે કરવામાં આવી હતી. તે વેળા આજુબાજુનાં ગામો તથા સુરતના મલી આસરે એક હજાર માણસો હાજર હતા. અતરેના દસતુરજીઓ નોશેરવાનજી કેખુશરો, રૂશતમજી જમશેદજી, કાવશજી નોશેરવાનજી, દારાબજી ખુરશેદજી તથા મોબેદો હાજર હતા.

કીરયાનું કામ બામદાદથી ગુંબજમાં ચાલુ થયું હતું, અને સવા આઠ કલાકે આદરાનને પરઠવાની કીરયા દસતુરજીઓએ કરી રૂપાંનાં એક મોટાં અફરગાનીઆમા આતશ રોશન કીધા, જે વેળા જરથોસતી સુખડ ચહડાવનારાઓની મોટી ભીડ થઇ હતી.

એ પછી સાડાઆઠ કલાકે જશનની કીરયા શરૂ કરવામાં આવી હતી. દસતુર નોશરવાનજી તથા રૂસતમજીએ આફરીનગાન કીધા પછી તથા નયાસ થવા પછી દસતુર રૂસતમજીએ એક લખેલું ભાષાણ વાંચયું હતું. તેમાં તેઓએ આદરાનના બંધાવનાર શેઠ માણેકજીનો ઘણો ઉપકાર માની શ્રરોતાઓને આતશના કેબલા વીશે તથા આદરાનમાં બંદગી કરી તેનો સારી રીતે ઉપયોગ કરવા વીશે સમજ પાડી હતી, અને તેમાં દસતુરે અવસતાના ફકરા ટાંકી આધારો બતાવયા હતા. બાદ વેસુ ગામની અંજુમન તરફથી, બીજી શીગણપોરવાલા પેશતનજી ફકીરજી તરફથી તથા ત્રીજી નશરવાંનજી ફકીરજી તરફથી મલી ત્રણ શયાલો શેઠ માણેકજીને હોરાડવામાં આવી હતી. દસતુરો નશરવાનજી તથા રૂશતમજીને, વેસુના પંથકી પેશતનજી સોરાબજીને અને શીગણપોરના પંથકી રૂશતમજી શાપુરજીને એ દરેકને શેઠ માણેકજી તરફથી તથા વેસુની અંજુમન તરફથી મલીને બબે શયાલો હોરાડવામાં આવી હતી. અને દસતુરો તથા મોબેદોમાં વેંહેંચણુ થવા બાદ નાતનું જમણુ થયું હતું.

આ નવાં આદરાનને એવી તખતી મારવામાં આવી છે કે, "આ આતશઆદરાન પરઠેઆ "પારસી માણેકજી રતનજી પટેલ શીગણપો- "રીઆએ પોતાની ધણીઆણી બાઇ પીરોજબા- "ઇનાં પુન સવાબને માટે પોતાના ખરચે. તેના "ચાલુ ખરચના મોબેદોનો પગાર એ સરવેનું "ફંડ અનામત કાહડેલું છે, તેનાં વયાજમાંથી "આ ફંડના ટરસટીઓ શેઠ માણેકજીના છોક- "રાઓ તથા તેની સાથે ઠરાવેલા ટરશટીએ "છે, તેઓની વંશપરંપરા ચલાવશે."

આ ટરસટીઓ તે શેઠ માણેકજીના છોકરાઓ બમનજી તથા હોરમજી અને તેઓના ભાઇ દાદાભાઇ રતનજી વગેરે છે. આ આદરાનના ચાલુ અને ગામના છોકરાઓને શીખવવાની નીશાળ સાથેના ખરચને માટે આસરે રૂ. ૮૦૦૦ નું ફંડ જુદું કાહાડી તેનું વયાજ વાપરવા ઠરાયું છે.

## ખેરગાંમનાં દોખમાંની સામેનાં સર દીનશાહજી માણેકજી પીટીટવાલી શગડી પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, શનીવાર, તા૦ ૬ થી જુલાઈ ૧૮૮૯.

ખેરગાંમ, તા૦ ૩ જી જુલાઇ ૧૮૮૯.

આનરેબલ સર દીનશાહજી પીટીટે બંધાવેલું સગડીનું મકાન ખુલ્લું કરવાની કીરીયા— અતરેનાં દોખમાં આગલ સગડીનું મકાન આનરેબલ સર દીનશાહજી માણેકજી પીટીટે પોતાના નબીરા અરદેશર કાવશજીનાં પુન માટે બંધાવી આપી અતરેની જરતોસતી અંજુમન ઉપર મોટો ઉપકાર કરયો છે, જે મકાન ગઇ કાલે અતરેના તેમજ આજુબાજુના જરતોસતીઓના મોટા મેલાવડાની અંદર જશનની ઘટતી કીરીયા સાથ અતરેના જાણીતા ભીખાજી મેહેરવાનજીએ ખુલ્લું મુકયું હતું. જશન થવા બાદ મકાન ખુલ્લું મુકતાં શેઠ ભીખાજીએ નીચે મુજબ કહી સંભલાવયું હતું. બાદ એ શુભ કીરીયા પુરી થઇ હતી:— "અંજુમનના સાહેબો, આ શુભ મકાન ખુલ્લું મુકતાં મને ઘણીજ ખુશી ઉપજે છે, તેમજ તમો સરવે જરતોસતી ભાઇઓ કેટલા ખુશી છો તે આજના આ મેલાવડામાં ભેગા મલેલા જરતોસતી સાહેબોની મોટી સંખયાથીજ ખુલ્લું જણાય છે. આપણુ જરતોસતીઓને છેલ્લી આશાએસની એ જગ્યાની ઘણી જરૂર હતી. તે જરૂર મુંબઇવાસી નેકનામ બાઇ મોટીબાઇ તે મરહુમ શેઠ બમનજી જમશેદજી મુલ્લાંનાં વીધવાએ મોટી રકમની સખાવત

કરી એક દોખમું તથા જરૂર માટેની નાની સગડી તેમજ દરેમેહેર બંધાવી આપી, તેથી એ સખીવજુદ બાઇનો આપણા ઉપર મોટો ઉપકાર અને હેશાંન થયું છે. પણ આ જગાએ જશન વીગેરે બંદગી કરવા તથા રવાન થાય તયારે અવલમંજલ પેહોંચાડવા આવનારાઓને નયાયશ, પટેટ વગેરે બંદગી કરવાનાં એક મકાનની ઘણી જરૂર હતી, તે માટે માનવંતા સખી વજુદ આનરેબલ સર દીનશાહજી માણેકજી પીટીટને વીનંતી કરવાથી એ સખી દીલગુરદાના સાહેએ મોટી રકમ એનાયત કરી આ સગડીનું મકાન દોખમાનાં કમપાઉંડની અંદર બંધાવી આપયું છે, જે માટે એ નામદાર શેઠનો આપણી ઉપર મોટો ઉપકાર થયો છે. એ ઉપકારના બદલામાં આપણુ સરવે જરતોસતીઓ જેહાંનના પેદા કરનાર પાક પરવરદેગારની હજુરમાં અંતકરણથી દુવા ચાહીયે છીયે કે પરવરદેગાર એમને અને એમનાં ફરઝંદોને ચાલુ ઝાહોજલાલી સાથ લાંબી જીંદગી બક્ષે. આમીન !

*** આ શગડી પર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"ખેરગાંમ તાલુકે વલસાડ."

"આએ શગડી જરથોશતી ધરમ પાલ-
"નારાવોને વાપરવા કીજે મુંબઈવાલા
"ઓનરેબલ સર દીનશાજી માંણેકજી
"પીટીટ નાઇટે પોતાના નબીરા અરદેશર
"કાવશજી પીટીટનાં પુંનને સારૂ બંધાવી
"આપી છે. શને ૧૨૫૮ ઇઅજદજરદી.
"ઇશવી સને ૧૮૮૯. વીકરમાજીત સવંત
"૧૯૪૫."

## કરાંચીનો "જેહાંગીર બાગ" ખોલ્લો મુકવાની કીઆનો અહેવાલ.

કયસરે હિન્દ, તા. ૮ મી સપટેમબર ૧૮૮૯ ને વાર રવેઉ.

કરાંચી, તા. ૪ થી સપટેમબર ૧૮૮૯. જહાંગીર બાગ— અતરેના જાણીતા શેઠ જહાંગીરજી જમશેદજી રાજકોટવાલા તા૦ ૧ લી જુન ૧૮૮૮ ને દીને બેહેસતનશીન થયા તેમના ઉઠમણાની વેલાએ એટલે તા૦ ૩ જી જુન ૧૮૮૮ ને દીને જણાવયા મુજબ સરવે જરથોસ્તી મુસાફરો તેમજ સરવે ખાનીપીણીને માટે એક મકાન "જહાંગીરબાગ" ધરમમાં આપવા કહયો હતો તેને ખુલું મુકવાની કીયા તા૦ ૩૦ મી આગસ્ટ ૧૮૮૯ ને દીને તેજ મુકામ ઉપર જશન સાથે કરવામાં આવી હતી જે વેલાએ અત્રેના જરથોસ્તીઓનો મોટો ભાગ હાજર હતો. એ જશનની કીયા પુરી થવા પછી બેહેસતીના છોકરા ખાનબહાદુર બેરામજી જહાંગીરજી રાજકોટવાલાએ એક નાનું પણ અશરકારક ભાષણ કીધું હતું. જેનો સાર એ છે કે આપણી કોમ ઘણી પુરાતન વખતની છે અને આપણુ જરથોસ્તીઓને તે પાક પરવરદેગારે તે સાહેબને પીછાણવાની શકતીનું પેહલું ડહાપણુ બખશયું છે, જેથી આપણુ તે કીરતારની સ્તુતી તથા કીરતી ગાવામાં પેહલા ગણાઇયે છીયે અને તે કાનુન મુજબ આપણુ એવી જગા ઉપર કુસતી પાદીઆબ કરી પુનનું કામ હાંસલ કરીયે છીયે, જે ફરજની કીંમત અગર એ હજારો રૂપયાના મકાનની કીમત સાથે સરખાવવા માંગીયે તો એબાદતનું જે નેક કામ હાંસલ થશે તેના મહાભારત મુકાબલાની એક બારીકમાં બારીક રજની બરોબરી પણ થઇ શકવાની નથી. એ મકાનમાં ફરનીચર તથા બીજી સગવડ પણ કરી આપવામાં આવી છે, જેથી કરાંચીમાં કેટલુંક થયું મુસાફરો તેમજ અતરેનાં રહીસોને એવી જગાની ખુટ હતી તે પુરાઈ છે.

એ બાગનો કારોબાર ચલાવવાને ખાનબહાદુર બેરામજી જહાંગીરજી રાજકોટવાલા, શેઠો નવરોજી નશરવાનજી પોંહોંચાજી, ફરામજી કુવરજી મોદી તથા સાપુરજી હોરમજી સોપારીવાલા તથા બેહેસતીનાં વીધવા બાઇ ગુલબાઇને ત્રસ્ટીઓ ઠેડવેલાં છે અને તે સંબંધી એક ત્રસ્ટડીડ તા૦ ૯ મી આગસટ ૧૮૮૮ ને દીને કરીને તા૦ ૧૨ મી અકટોબર ૧૮૮૮ ને દીને કલેકટરની કચેરીમાં નોંધાવયું છે.

*** આ મકાનમાં નીચે મુજબ તખતી મારેલી છે:—

"મરહુમ શેઠ જાંહાંગીરજી જમશેદજી રાજકોટવાલા.

"જાંહાંગીર બાગ.

"તા. ૧ લી જુન ૧૮૮૮ ને દીને બેહશત
"નશીન થયા અને શને ૧૮૮૯ નાં શાલમાં
"જણુ તરણ મલીને જાંહાંગીરબાગ
"સ્થાપન કરવામાં આવીઓ છે તેનાં
"ફંડની વીગત.
"ખાનબાહાદુર શેઠ બેહરાંમજી જાંહાંગીરજી
"રાજકોટવાલા રૂ. ૫૪૨૧—૬—૧૦
"બાઇ ગુલબાઇ તે બેહસ્તી જાંહાંગીરજી
"રાજકોટવાલાની વીધવા રૂ. ૫૦૮૫–૧૧
"–૫ બાઇ માણેકબાઇ તે બેહશતી
"જાંહગીરજી રાજકોટવાલાની બેટી રૂ.
"૨૧૪૨–૧૩–૯"

### મહુવાગામનું અંજુમનના ઉધરાતનું દોખમું તથા શેઠ ફરાંમજી હોરમજજી ગજધરવાલી શગડી પરઠાએઆનો અહેવાલ.

રાસ્ત ગોફતાર, તા૦ ૨૪ મીં નવેમબર ૧૮૮૯ ને વાર રવેઉ.

**દોખમું.**

ગામ મહુવા તાલુકે નવશારીનું ઇજાવવા બાબે.

જરથોસ્તી ટોળાના ખાશ આમની શેવામો નમનતાઇ સાથે અરજ કરવામો આવે છે જે ગામ મહુવા તાલુકે નવશારીનું દોખમું રોજ ૧૫ મો દપમેહેર દાદાર હોરમજદ માહા ૩ જો ખોરદાદ અમશાપંદ સને ૧૨૫૯ યજદેજરદી, તા૦ ૩૦ મી નવેમબર સને ૧૮૮૯ ને વાર શનેઉને દીને સહવારનાં કલાક ૯)ને અમલે ઇજાવામો આવશે તે વેળાએ જરથોસ્તી ભાઇઓએ જશનની મીજલશમાં સામેલ થઇ સવાબનો હમબેરો હાંશલ કરવા તશદી લેવીજી.

ગામ મહુવે નવશારીથી બળદની ગાડીમાં ૬ ) કલાંકમાં પોહોંચાશે.

ખાધખોરાકી વેચવા સારૂ દુકાનો માંદવામો આવશે ને હોટેલ વારાવો સાથે તઇયાર જમવાનું વેચાતું આપવાનો બંદોબસ્ત કરવામાં આવશે. રોજ ૩ જો અરદેબેહશત માહ ૩ જો ખોરદાદ સને ૧૨૫૯. તા૦ ૧૮ મી નવેમબર સને ૧૮૮૯ ને વાર શોમે.

**શેવક, દીનશાજી માણેકજી પીટીટ.**

*Times of India, 26th November* 1889.

TOWER OF SILENCE AT MAHUVA.

THE ZOROASTIAN COMMUNITY are hereby REQUESTED TO ATTEND at theOPENING CEREMONY of the above TOWER OF SILENCE, which will take place on SATURDAY next, the 30th instant, at 9 a. m.

Journey from Nowsari to Mahuva is of 6 hours by a bullock carriage.

DINSHAW MANOCKJEE PETIT.

Bombay, November 23, 1889.

મુંબઇ સમાચાર તા૦ ૨ જી ડીસેમબર ૧૮૮૯ ને વાર શોમે.

**મહુવાનું દખમું ઇજાવાની થયલી ક્રિયા.**

નવસારી જીલામાં આવેલાં મહુવા ગામમાં પારસીઓનું જે દખમું બાંધવામાં આવયું છે, તે ઇજવાની ક્રીયા ગઇ પરમ દીને કરવામાં આવી હતી. તેને લગતી નીચલી હકીકત નવસારીથી અમારો ખબરપત્રી નીચે મુજબ લખી જણાવે છે;

મહુવા ગામ નવસારીના દસતુરના પંથકને તાબે હોવાથી ક્રીયા કરનારા દસતુરો નવસારીના હતા. દખમું ઘણું નાનું છે, અને તેમાં પાવી ૩૩ છે. તેમાં ઘણીક પાવીઓ પોરબંદરી પથરની છે. આનરેબલ સર દીનશાહ માણેકજી પીટીટ જેઓ તસદી લઇ નવસારી આવી દખમું ઇજાવાની ક્રીયામાં ભાગ લેવાની નેમથી મહુવે આવયા હતા, તેઓ તે ક્રીયામાં ભાગ લેઇ શકયા ન હતા. દખમામાં પડેલી 'પરત' (નાણું) ઘણી થોડી હતી, સબબ કે લોક ઘણુંજ થોડું હતું. સઘળું મળી આસરે રૂ ૩૫૦ થી ૪૦૦ સુધી પરતની આંકણી કરવામાં આવી હતી, અને તેમાં ઘણો ભાગ નવસારીના રહીશોનો હતો. મહુવા તરફની ઝાડીઓ આગળ વાઘોનો ઉપદરવ હોવાથી તયાં જનારાને ધાસતી રાખવી પડે છે. સર દીનશા પીટીટ મહુવાની અગયારીમાં ઉતરયા હતા. કલાક ૯ ને ૨૦ મીનીટે જશનની ક્રીયા કરવામાં આવી હતી. વડા દસતુરના કાકા નોશેરવાનજી કેકોબાદજીએ જશનની ક્રીયા કીધી હતી. જશન શરૂ થતાં નવસારીવાલા મી. એન. કાવશજીએ આખી મીજલશનો ફોટો લીધો હતો. જશનની ક્રીયા પુરી થવા બાદ સર દીનશાજીએ એક ભાષણ વાંચી સંભલાવયું હતું તેમાં તેઓએ એવી વીગત જણાવી હતી કે, મહુવામાં ૨૦૦ વરસની વાત ઉપર દખમું બંધાયું હતું તે બીસમાર થવાથી ૫૫ વરસની વાત ઉપર બીજું બાંધવામાં આવયું હતું; પણ તેગી ખરાબ થવા લાગાથી આ દોખમું ત્રીજી વાર બાંધવામાં આવયું છે. તે બાંધવામાં નાણાની મદદ કરવા સારૂ મને કેટલીક શહી સાથની અરજી થઇ હતી, અને પછી રૂપયા સાત હજારનું ફંડ ભેગું થયું હતું. એ દખમું બાંધવામાં મી૦ ફરામજી હોરમજી ગજદરે ઘણી મેહેનત લીધી છે, તથા દખમાંને લગતી સગદી બાંધી મને અરપણ કીધી છે. તેજ પ્રમાણે એક કુવો મી૦ નશરવાનજી રતનજી ટાટાના પુનને સારૂ તેઓએ તયાં બંધાવયો છે. તે માટે હું તેમનો ઉપકાર માનું છું. બીજું, મહુવાની અગીઆરીના ફંડમાં નાણાંની મદદ સરવે જરથોશતીઓએ કરવી જોઇયે એવી મારી એલતેમાસ છે. અહીંઆં તેમના આનાં જેવાં બીજા ગામોનો તાડીનો રોજગાર બાંગી પડવાથી

લોકો મુફલેશ થઇ ગયાં છે. મેં તેનાં ફંડમાં રૂપીયા એક હજાર ભરયા છે. અત્રેના જરથોશતીઓને જંદ ભણાવવા માટે મુંબઇની પારસી પંચાયતના ત્રસતી સાહેબોએ દર વરશે રૂ ૧૨૦ આપતા કીધા છે. દખમાનાં ફંડનાં નાણાંમાંથી કાંઇબી રકમ વધશે, તો અગીયારીનાં ફંડમાં આપવામાં આવશે. સર દીનશાહ ભાષણ કરતા હતા તે વેળા ઉભાં કદની તેમની એક સબી મી૦ એન. કાવશજીએ ઉતારી હતી. એબાદ વડા દસતુરે એક માનપત્ર વાંચી સંભલાવયું હતું, કે જે વાંચવાની એલતેમાસ મહુવાની અંજુમન તરફથી તેમને કરવામાં આવી હતી. શોભાયમાન બારડરો સાથનાં કાગજ ઉપર માનપત્ર છાપેલું હતું, અને તેને એક સુશોભીત દાબડામાં મુકી સર દીનશાને દસતુર દારાબજીએ આપયું હતું. એ માનપત્ર ઉપર મી૦ નશરવાનજી રૂશતમજી મવેવાળા તથા બીજાઓની શહીઓ છે. માનપત્રનો દાબડો હાથમાં લેતાં સર દીનશા ઉપકાર માની બોલયા કે, હું મારી ફરજ અદા કરવા શીવાય વધુ કાંઇ કરતો નથી. કોઇબી જરથોશતીનું ભલું થાય એવું હું હંમેશ ચાહું છું. તયાર બાદ દસતુરે તેમને તોરો તથા ગજરો આપી એક શાલ મહુવાની અંજુમન તરફથી ઓઢાડી હતી. સર દીનશાએ પણ એક શાલ અંજુમન તરફથી તથા એક શાલ પોતા તરફથી દસતુરને ઓઢાડી હતી, અને તે પછી મી૦ ફરામજી હોરમજી ગજદરને મહુવાની અંજુમન તરફથી અને પોતા તરફથી ઉપકાર સહીત બે શાલ ભેટ કીધી હતી. બીજી શાલો મહુવાના પંથકી દસતુર દાબુને, અંજુમનનું સઘળું કામ કરનાર "જંદલ" ને, નવસરીના વડા દેશાઇને, દેશાઇ એદલજી બમનજીને, તથા નશરવાનજી નામના મહુવાના બુજરગ પારશીને એનાયત કરવામાં આવી હતી. આ પછી આશીદાદ આપવામાં આવી હતી, અને સેવટે ચાશની કરવા સારૂ ફરૂટ વેહેંચયા બાદ કીરયા ૧૧। કલાકે પુરી થઇ હતી. સર દીનશા તે પછી સગદી જોવા ગયા હતા. દખમાં આગળ ભેગાં થયલાં બાનુઓ તથા બહસથોની સામટી તસવીરો બેવાર મી૦ એન. કાવસજીએ પાડી હતી. મહુવાના પારસીઓએ આ પ્રસંગે પરોણાઓ માટે ઘાસ લાકડાં વગેરે મફત પોંહોચાડવાની તથા સઘલી ગોઠવણો રાખવાની તારીફલાયક મેહેનત કીધી હતી.

*** આએ દોખમાંપર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.
"આએ નવું દોખમું જરથોશતી ટોલામાં
"ઉગરાંણું ઓનરેબલ સર દીનશાજી માણે-
"કજી પીટીટ નાઇટ તથા મહુવા ગામની
"જરથોશતી અનજુમનની દેખરેખ હેઠલ
"ભાઇ ફરામજી હોરમજજી ગજદરને રૂ.
"૭૦૦૦) ને ઇજારે આપી બાંધેઉં છે.
"તેના તાંણાની કીરીઆ રોજ ૧૨ માહ
"૪ શને ૧૨૫૫ તથા ઇજાવાની કીરીઆ
"રોજ ૧૫ માહ ૩ શને ૧૨૫૯ એજદે-
"જરદીને દીને કરી છે. પેહલાં દોખમાં
"સારૂં જમીન વી૦ ૮ મલેલી તથા બીજાં
"દોખમાં વખતે જમીન વી૦ ૮ મલેલી
"તથા હાલનાં નવાં દોખમાં વખતે જમીન
"વીંગા ૪ દેસાઇ ખંડુ હરી વશીના
"છોકરાઓએ બક્ષીસ તરીકે આપી છે.
"જે મલી કુલે વીંગા ૨૦ થાય છે. શા૦
"૧૯૪૩ ના માગશર શુદ ૮ ને વાર
"શનેઉ તા. ૩૦ નવેમબર શને ૧૮૮૯."

*** શગડી ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

પાક દાદાર હોરમજદની મદદ છે.
"આએ સગડી નેકનાંમ સખીવજુદ
"અકાબર સાહેબ હાનરેબલ સર દીનશાજી
"માણેકજી પીટીટ નાઇટની યાદગારી
"કાયમ રાખવા સારૂં બંધાવી છે. તેવન
"સાહેબની આગેવાનીથી આએ મહુવા
"ગામમાં દોખમું બાંધવામાં આવેઉં છે
"તેમજ બીજાં ઘણાંએક દેશાવરો ખાતે
"દોખમાં તથા બીજાં ધરમનાં મકાંનો
"બાંધવામાં આવીઆં છે, એટલુંજ નહીં
"પણ એવણ હસ્તકથી બીજાં ઘણાંએક
"નેક કામો કરવામાં આવીઆં છે તેની
"યાદગારી સારૂં ફરામજી હોરમજજી
"ગજદરે પોતાના ખરચથી બંધાવી એવોને
"અરપણ કરી છે. રોજ ૧૫ માહ ૩
"શને ૧૨૫૯ એજદેજરદી તા૦ ૩૦
"નવેમબર શને ૧૮૮૯ ઇસવી અને વાર
"શનેઉ."

## બદનેરાની અંજુમનના ઉઘરાતની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

રાસ્ત ગોફતાર, તા. ૧ લી ડીજેમબર ૧૮૮૯ ને વાર રવેઉ.

### સરવે જરતોશતીઓને ખબર.

કુલ ખાશ વ આમ જરથોસ્તી સાહેબોને જાણ કરવામાં આવે છે જે બીરાર ખાતાંના

ઉમરાવતી જીલ્લામાં આવેલાં શ્રી બદનેરા ગામમાં એક દરેમેહેર બંધાઈ તૈયાર થઇ છે તે દરેમેહેરની ઇજવાની ક્રીયા રોજ ખોરદાદ માહા તીર ઇજદ સને ૧૨૫૯ ને તા૦ ૨૧ મી ડીસેમબર સને ૧૮૮૯ ને વાર શનેઉને દીને તથા જરથોસ્તી રૂવાનોની છેલી આરામગાહની જગા ( દખમું ) ની તાણાંની ક્રીયા રોજ અમરદાદ માહ તીર ઇજદ સને ૧૨૫૯ ને તા૦ ૨૨ મી ડીસેમબર સને ૧૮૮૯ ને વાર રવેઉને દીને થનાર છે માટે તે જશનોની ક્રીયાને તાંકણે શરવે દીનદાર જરથોસ્તીઓને હાજર રેહેવાની નીચે સહી કરનારાઓ એલતેમાસ કરે છે.

જે સાહેબો ઓનરરી સેકરેટરીને એક અઠવાડીયું આગમજથી તેઓના આવવાની ખબર આપશે તો તેઓને માટે ખાધાપીધાની સરવે ગોઠવણો હોતલફાપર સાથે તજવીજ કરી રાખશે.

સરવે સાહેબોના ઉતારા માટે દરેમેહેરના કમપાઉન્ડમાં માંદવાની અછી સગવડ રાખવામાં આવી છે.

દખમાંની જગ્યા સ્ટેસનથી સવા બે માઇલ પાકા રસ્તા ઉપર આવેલી છે તથા દરેમેહેર સ્ટેસનથી પાંચ મીનીટનો રસ્તો છે.

શ્રી બદનેરા, રોજ તીર માહ ખોરદાદ સને ૧૨૫૯ યજદેજરદી, તા૦ ૨૮મી નવેમ્બર ૧૮૮૯.

**હોશંગ જામાસ્પ દસ્તુર,**
પ્રેસીડંટ.

લા૦ સેવકો,

**નશરવાનજી રૂશતમજી સુરતી,**
વાઇશ પ્રેસીડંટ.

**હોરમસજી મેરનોશજી વજીફદાર,**
ઓનરરી સેકરેટરી.

જામે જમશેદ, તા. ૨૩ મી. ડીસેમબર ૧૮૮૯ ને વાર શોમે.

બદનેરામાં અગીયારી ઇજવાની કારીયા.

બદનેરા, તા. ૨૧ મી ડીસેમબર.

ઉપલું શુભ કામ પાર પાડવાને દખણના વડા દસતુર ખાનબહાદુર હોશંગજી પોતાના ભાઇ દસતુર બહમનજી, મી૦ પેસતનજી રૂસતમજી કાંગા તથા મોબેદો વીગેરે સાથ તેમજ આનરેબલ સર દીનશાહજી પીટીટ પોતાના સાહેબજાદા, નબીરા તથા દોસતો અને બોરાર મીલના એજંટ શેઠ જહાગીરજી મોદી, ઉમરાવતી, આકોલા, ભુસાવલ, નાગપોર, સુરતેજાપોર, મુંબઇ, નવસારી, ઇલેચપોર, વીગેરેના જરતોસતી મરદ તેમજ બાનુ મોટી સંખયામાં જશનની કારીયામાં હાજર થયાં હતાં. કારીયા દસતુરજીનાં ઉપરીપણાં હેઠલ ખલાસ થતાં દસતુરજીએ આવાં શુભ કામની જરૂર વીગેરે ઉપર એક નાદર વાએજ કીધી હતી. વાએજ પછી અંજુમનના સેકરેટરી મી૦ હોરમસજી વજીફદારે રીપોરટ વાંચયો હતો, જેમાં જણાવયું હતું કે સને ૧૮૭૪ અને ૧૮૮૦ ના વરસ વચે હીંયાં જરતોસતી વસતી વધતી ગઇ અને પાછલથી સુતર તથા કાપડનું કારખાનું થયાથી તેમાં વધુ વધારો થયો. વસતીનાં પરમાણમાં સંસારી સરઅવસરના બનાવો બી વધતા ગયા, જેથી દીનઆઇનનાં કામો માટે એક મોબેદની તેમજ પરદેશથી આવતા જરતોસતીઓના ઉતારાની જગાની હાજત વધારે જણાવા લાગી. સને ૧૮૮૩ ના ફેબરવારી માસમાં એ બાબદ ઉપર વીચાર કરવાને હીંયાંના જરતોસતીઓની એક સભા બોલાવવામાં આવી હતી, જેમાં એવો ઠેઠાવ થયો હતો કે દરેક જરતોસતીએ પોતાની માસીક આવકમાંથી સેંકડે ૨ ટકા ફંડમાં આપવા, જે ફંડમાંથી એક મોબેદ હીંયાં રાખવામાં આવયો હતો અને તે ફંડ સને ૧૮૮૭ સુધી ચાલું રહયું હતું. એ ફંડમાં મુંબઇના સખી શેઠોએ પણ મદદ કરી હતી. ખરચ બાદ જતાં એ ફંડની આવકમાં રૂ ૨૫૦૦ જણાતાં હીયાંની અનજુમને એવો ઠેઠાવ કરયો કે એ રકમમાંથી એક એવું મકાન બાંધવું કે જેમાં મોબેદ રહે અને જશનોની કારીયા પણ થાય. તયારબાદ આશરે ૧॥ વરસની વાત ઉપર મી૦ નશરવાનજી પેસતનજી હોરમસજી કામા મરણ પામયાથી તેવણના રવાનને ભુમીદા થતું જોઇ દસતુર બેહેમનજી જામાસપજી જેવણ તે વેલાએ ઉમરાવતી ખાતે હતા તેવણનું દીલ બહુ કચવાયું, જેથી એક દીને ઉમરાવતી તથા બદનેરાની જરતોસતી અનજુમનને ભેગી કરી ભુમીદા કરવાથી કેવો મોટો ગુનાહ થાય છે તેની કેફીયત જણાવી બદનેરા અને ઉમરાવતી વચે એક દોખમ બાંધવાની ખાહેશ જણાવી, અને તે કામ માટે જોઇતું નાણું કેટલેક દરજે મુંબઇ તથા દેશાવરથી મેલવી આપવાની હામ ભીડી. તે અગાઉ ઉપર જણાવેલાં મકાનનું બાંધકામ તો ચાલુ થઇ ચુકયું હતું; જેને દસતુર બહમનજીના ખાહેશથી અગીઆરીમાં ફેરવવાને વાજબી ધારવામા આવયું. આ બુકામ ઉપર સુમારે રૂ ૮૦૦૦ નો ખરચ થયો છે. જેનો નકી હીસાબ હવે પછી પરગટ થશે. નીચલા ગરહસથોએ એ કામમાં સારી મદદ કરી છેઃ—આનરેબલ સર દીનશાહ માણેકજી પીટીટ રૂ ૭૫૦, મી૦ નવરોજજી પેસતનજી

કંટરાકટરે દાદગાહના ઓરડા માટે રૂ. ૧૫૦૦, મી૦ નાનાભાઇ જીવનજી કંટરાકટરે ઇઘોલાના ઓરડા માટે રૂ. ૧૨૦૦, બાઇ માણેકબાઇ મેહેરનોશજી વજીફદાર રૂ. ૩૨૫, દસતુર બહમનજી જામાસપજી રૂ. ૩૦૦, મી૦ જેહાંગીર હોરમસજી મોદીએ કુવો બાંધવા માટે રૂ. ૩૫૦ તથા દરેમેહેરના કમપાઉંડમાં ફરતી દેવાલ બાંધી આપવા કહી છે જે કામ થોડા દીવસમાં ચાલશે. એ ઉપરાંત મી૦ પેસતનજી નવરોજજી કંટરાકટરે દરેમેહેરના વપરાસ માટે દાદગાહનું આફરગાનયું, ધુપનાં વાસણો અને બીજાં સઘલાં વાસણો બક્ષેસ કરયાં છે. દરેમેહેરના જશનના હાલ જેમાં આજની ક્રીરીયા થાય છે તે ઉપર થવલો ખરચ જો કોઈ સખી બાનુ અથવા શેઠ આપશે તો તેવણના નામની તખતી મારવાની અંજુમનની ખાએશ છે, નહી તો કે અંજુમન પોતાને નામની તખતી મારશે. એ ઉપરાંત મેસરસ, ફીરોઝશાહ કાવશજી લાલકાકા, દોરાબજી ખરશેદજી પટેલ, જમશેદજી જામાસપજી એનજીનીયર, સોરાબજી રૂસતમજી ખંબાતા, હોમજી ધનજીશાહ પોસટવાલા, નવરોજજી ડોસાભાઇ દેશાઇ અને બાઇઓ કુવરબાઇ કાવસજી ડરાઈવર, કુંવરબાઇ હોરમસજી વજીફદાર, ખરશેદબાઇ સોરાબજી ડરાઇવર વગેરેએ દરેમેહેરના વપરાસ માટે જરૂર જોગું ફરનીચર એનાયત કરાવ્યું છે. સેવટે મકાન બાંધનાર કંટરાકટર મી૦ એદલજી દાદાભાઇ શોપકીપરે સેંકડે તરણ ટકાને હીસાબેનો પોતાનો લવાજમ રૂ ૨૪૦ દરેમેહેરનાંજ ફંડમાં આપી દીધો છે તે માટે ઉપકાર માનયો છે, અને દસતુર ડાકટર હોશંગજી તથા દસતુર એહમનજીનોબી આભાર માનવામાં આવયો છે.

એ પછી મી૦ નવરોજી ડોસાભાઇ દેસાઇએ એક ટુક ભાંશણ કીધું હતું જેની મતલબ એ હતી કે આપણે જે આ નેક કામ માટે શામેલ થયા છીયે તથા જે માટે દસતુરજી સાહેબ, આનરેબલ સર દીનશાહજી અને સાસાથીઓ, તેમજ બીજા જરથોસતી સાહેબોએ દુર વેરથી પધારી જે અમોને ગોયા માન આપયું છે તે માટે અમારી અંનજુમન તરફથી મોટું હેશાંન માનું છું. જયાં સુધી આએ દસતુરજી જેવા દીનનાં થાંબ અને આ નામવર અકાબર સર દીનશાહજી જેવા દીનના સાહેબ દોલતના છાયા તલે છે તયાં સુધી તો ધરમનાં કામો માટે દેહેસત કમતર છે, અને આવાં શુભ કાંમ થવાનાં અને હવે પછી થશે, પણુ આપણા જરથોસતી ભાઈઓએ બેદરકાર ન રહેતાં બીદાર થઇ આવાં કામો પોતાથી બને તેમ નીભાવવાને કોશેશ કરવી જોઇએ.

એ બાદ દસતુર હોશંગજીને અનજુમન તરફથી એક સુંદર એડરેસ એક સુંદર કાસકેટમાં મેલીને આપવામાં આવયું હતું, જે વંચાઇ રહયા પછી તેવણને એક શીઆલ પણ એનાયત કરવામાં આવી હતી. એ પછી આનરેબલ સર દીનશાહ માણેકજી પીટીટને છેક તયાંવેર તસદી લઇ હાજર થવા માટે, અને નીચલા ગરહસથોની મદદ તથા સેવા માટે તેઓને પણુ એડરેસો આપવામાં આવયાં હતાઃ—મેસરસ જેહાંગીર હોરમસજી મોદી, નવરોજજી પેસતનજી કંટરાકટર, નાનાભાઇ જીવનજી કંટરાકટર તથા અનજુમનની કારોબાર મંડલીના સાહેબો; એ છેલ્લા એડરેસમાં અનજુમનના મેહેનતુ સેકરેટરી મી૦ હોરમસજી મેહેરનોશજી વજીફદાર, જેવણુ હીયાંની મીલના મેનેજર છે તેમની સેવાની બહુ તારીફ કરી મોટું હેશાન માનવામાં આવયું હતું. માનપતરો વંચાઇ રહયાબાદ કમીશનર મી૦ એદલજી જમશેદજી સંજાનાએ દરખાસત કીધી જેને સેકરેટરી મી૦ હોરમસજી વજીફદારે ટેકો આપયો કે આ નેક મકાન બંધાઇને તઇયાર તો થયું, પણુ અતરે રેલવે તથા મીલને લીધે જરતોસતીઓની વસતી વધે છે, પણુ કલ' ઉઠી આકોલા વગેરે માફક કાઇ સંજોગથી વસતી તુટી જાય તો મોબેદ નીભાવાને ફંડ વગર બહુ અડચણુ પડે, માટે એક જાથુકનું ફંડા ઉભું કરવું. આ દરખાસત મુજબ એક લીસટ તયાંજ ફેરવવામાં આવયું હતું. સર દીનશાહ માણેકજી પીટીટે એ ફંડમાં રૂ. ૧૦૦૦ ની રકમ ભરી આપી છે. એ બાદ ચાશણી કરી સઘલાઓ વીખરાયા હતા.

આનરેબલ સર દીનશાહ માણેકજી પીટીટ આકોલાથી કાલે પેસેનજર તરેનમાં પાછલા પોહોરે અતરે આવયા છે, જેવણુના દીદાર જોવાને ઉલટમંદ લોક શું પારસી, હીંદુ, મુસલમીન કે ખરીસ્તીઓની મોટી સંખ્યા ભેગી થઇ હતી. મીલોના આ શાહને લાયક એક કામ એ થયું હતું કે તેવણુ અતરેની બીરાર મીલના એજંટ મી૦ જહાંગીરજી હોરમસજી મોદીના પરોણા હોવાથી આખી મીલના કામદારો વાવટા અને વજતરથી સરઘસના આકારમાં એ શેઠને મીલને મકાને લઇ જવામાં આવયા હતા, જેઓને અગીયારી ઉપરથી લઇ જવાના હતા, પણુ તેઓબી એટલા ઉલટમાં આવયા કે માસતરોના હાથમાં

નહી રહેતાં સટેશન ઉપરજ ગયા હતા. દેખાવ ઘણોજ દબદબા ભરેલો હતો. બદનેરામાં આવો દબદબા ભરયો આવકાર પેહેલોજ જણાવવામાં આવે છે. એ શેઠનાં મુબારક પગલાંથી નહી ધારેલી શોભા થઇ હતી. મયુનીસીપાલીટી તરફથી આવકારનાં પાટયાં તથા વાવટા અને તોરણથી સટેશન શણગારયું હતું. તરેનમાંથી ઉતરતાં દસતુરજી સાહેબ હોશંગજીએ હીયાના જરતોસતીઓ તરફથી સર દીનશાહજીએ લીધેલી તસદી માટે ઉપકાર માનયો હતો, તથા વેટીંગ રૂમમાં મયુનીસીપાલીટીની કમીટીની પીછાંણુ કરાવયા પછી તેઓ તરફથી ફુલ તોરા લઇ એ શેઠ પોતાનાં સાથી મી૦ જાંહાંગીરજી મોદી, મી૦ સોરાબજી મધરાસવાલા, ડાકટર હોરમસજી દાંતરા, શેઠો બહમનજી તથા માણેકજી પીટીટ, સેકરેટરી મી૦ નશરવાનજી તથા મી૦ સોરાબજી કોહોલા સાથે મીલને મકાંને ગયા હતા, જેનો તમામ રસતો તથા કમપાઉંડ વાવટા તથા આવકારનાં પાટીયાંથી શંણગારયો હતો. સર દીનશાજીનાં દરશણ કરવાને દરેક કોમની ઓરત મરદનાં ટોલાં રસતાની બાજુએ માલમ પડતાં હતાં. મીલના આવકારની શોભાની ગોઠવણ કપડાં ખાતાંએ કીધેલી હોવાથી તથા તેમાં મુસલમીન કામદારો હોવાથી તે ખાતાંનું મકાનબી શણગારવા સાથ 'બહેોત સલામ'નું પાટયું મારયું હતું.

*Times of India, Friday 27th December* 1889.

A NEW PARSEE FIRE TEMPLE.— A correspondent writes :— The ceremony of consecrating the new Parsee fire-temple and that of laying the foundation of a tower of silence at Budneira was performed on Saturday and Sunday morning, respectively, by Dustoor Hoshanjee, the Parsee High Priest of Deccan, in a very impressive manner, in the presence of about 200 Parsees, several of whom had arrived from Bombay, Bhusawul, Akola, Amraoti, Nagpore, and Kamptee. The want of these two places was long felt, and as the population in Budneira and Amraoti has increased very much of late, it was found necessary to open a subscription, which took very long to swell notwithstanding a large contribution from Mr. Nowrojee Pestonjee Naigumwalla, the gentleman who is so well known in the whole of Berar for his charitable deeds, not towards the Parsees alone, but towards all castes and creeds. The spot chosen for the Tower of Silence is midway between Budneira and Amraoti, purposely that it may prove useful to the people of the latter place also. Sir Dinshaw Petit who always takes a great deal of interest in such religious and charitable purposes, had also come with his sons, and gave a large sum, which greatly supported the fund. They were guests to Mr. Hormusjee Vajifdar, the manager of the Budneira Mill, and a very cordial reception was given to them by the Parsees here. The whole place from the railway station to the mill was decorated with flags and transparencies, welcoming Sir Dinshaw and wishing him long life, &c. The members of the reception committee had worked very hard to see that nothing was wanting. The two days were observed here as holidays.

*** એ દરેમેહરમાં નીચે મુજબ ત્રણ તખ્તી મારેલી છે :—

અગીઆરીના હોલની તખ્તી.

"જત આએ દરેમેહેરનો, દાદગાહ, ને
"ઇચોરાનો રૂમ ને કુવો શીવાએ જશન
"હોલ અને ફરતો વરંદો અને મોબેદને
"રહેવાની ચેહલી શ્રી બદનેરાની જરથોસ્તી
"અનજુમન અને દેશાવરના સખી વજુદ
"જરથોસ્તી સાહેબોની મદદથી બંધાવી
"રોજ ૬ ઠો માહા ૪ થો સને ૧૨૫૮ યઝદે-
"જરદી મુતાબેક તા૦ ૨૧ મી દીસેમબર
"૧૮૮૯ ઇસ્વીને દીને કુલ જરથોસ્તી અન-

"જુમનના વપરાશને માટે ખુલું મુકયું છે."
બાજ ધરવાનાં રૂમની તખ્તી.
"આએ દીવાનખાનું શ્રી બદનેરાની અન-
"જુમનના ઈધોરા સારૂ શેઠ નાનાભાઇ
"જીવનજી કંત્રાકતરે પોતાના મરહુમ પીતા
"જીવનજી દાદાભાઇ રાંદેલીઆનાં પુનને
"સારૂ બંધાવી આપ્યું છે. શેહનશાહી
"રોજ ૬ ઠો અને માહ ૪ થો તીર ૪જદ
"શને ૧૨૫૮ યઝદેજરદી તા૦ ૨૧ મી
"દીસેમબર શને ૧૮૮૯."
દાદગાહના રૂમની તખ્તી.
"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.
"શ્રી બદનેરાની દરેમેહેર માંહેલો ઓરડો
"શેઠ નવરોજી પેશતનજી કંત્રાકતરે પોતીકા
"અશો રૂવાન બપાઇ બપાવાનાં પુનને
"ખાતર બંધાવી આપ્યો છે. રોજ ૬ ઠો
"માહ ૪ થો શેહનશાહી સને ૧૨૫૮ યઝદે-
"જરદી તા૦ ૨૧ મો દીસેમબર ૧૮૮૯."
"તથા એ દરેમેહેર માહેલો સરવે સામાન
"સરનજામ શેઠ નવરોજી પેશતનજી
"કંત્રાકતરે મુકાવી આપ્યો છે."

જામે જમશેદ, તા૦ ૨૩ મી ડીસેમબર ૧૮૮૯
ને વાર શોમે.

## બદનેરામાં દોખમાંનો તાંણો પુરવાની કીરીયા.

બદનેરા, તા૦ ૨૨ મી ડીસેમબર.

અહીયાંનાં નવાં દોખમાંનો તાંણો પુરવાની કીરીયા આજે સવારના દખણના વડા દસતુર હોશંગજીની દેખરેખ તલે થઇ હતી, જ્યારે સર દીનશાહ માણેકજી પીટીટ તથા મીતરો અને બીજા ઘણાંક જરતોસતીઓ કીરીયામાં શામેલ થવાને હાજર થયા હતા. તાણાંની કીરીયાને લગતો સઘલો ખરચ મુંબઇવાલા મરહુમ મોબેદ એદલજી આદરજી હોમજીનાં કુટુંબે પગાર કરયો છે. કીરીયા પુરી થવા પછી દસતુર હોશંગજીએ બનાવને અનુસરતી એક અસરકારક વાયજ કરી હતી. એ બાદ સેક્રેટરી મી૦ હોરમસજી વછીકદારે દશતુર સાહેબો, સર દીનશાહજી તથા બાહેર ગામથી આવેલા જરતોસતીઓએ લીધેલી તસદી માટે ઉપકાર માનયો હતો.

# ઈ૦ સ૦ ૧૮૯૦.

## મુંબઇમાં ચંદનવાડી ખાતે ભગરીઆ મોબેદોના વપડાસ માટે બાઇ આવાંબાઇ કાવશજી બેજનજી આલબલેસે અપાવેલું ઘર.

જામે જમશેદ, તા૦ ૯ મી આગશટ ૧૮૯૦
ને વાર શનેઉ.

અમારાં ગયા બુધવારનાં પતરમાં પરગટ થયલી એક જાહેર ખબર ઉપરથી વાંચનારના જાણવામાં આવયું હશે કે ભગરીયાઓનાં ચંદનવાડી ખાતેનાં નવાં આતશબેહરાંમની નજદીકનું એક ઘર જે થોડુંક ઉપર પારસી છોડીઓની ધરમની નીશાલના વપરાસમાં હતું, જે ઘર અગાઉ બાઈ મોટલાંબાઇ જહાંગીર નશરવાનજી વાડીઆજીની મતા હતી, તે એક "જરતોશતી બાનુ" એ વેચાતું લીધું છે.

અમારા સાંભલવામાં એવું આવયું છે કે આ મકાંનબાઇ આવાંબાઇ તે શેઠ કાવશજી બેજનજી કરાંનીનાં ધણીયાંણીએ બાઇ મોટલીબાઇ પાસેથી રૂ ૮૦૦૦) ની કીમતે ખરીદી મજકુર ભગરીયાઓનાં નવાં આતશ બેહરાંમના લાગતા વલગતાઓને મોબેદોના વપરાસ માટે સવાધીન કરીયું છે, એવી સરતે કે તેનો એ બાઇની ખાહેસ મુજબનો સારો ઉપયોગ કરવો, જેમ જો ન કરવામાં આવે તો એ મકાંન પારસી પંચાયતના તરસટી સાહેબો પોતાના સવાધીનમાં લે. એ મકાનમાં એક કુવો બંધાવવા માટે એજ બાઇ સાહેબે બીજા રૂ ૧૦૦૦) આપયા છે અને તે ઉપરાંત બીજી રૂ ૧૦૦૦) ની સરકારી લોન પણ તેવણે બક્ષેશ કરી છે, જેનાં વયાજમાંથી એ મકાનમાં ચાર દીવા જાથુકના કાયમ રાખવામાં આવશે. બાઇ આવાંબાઇ તથા તેવણના બુઝરગ દુખી ખાવંદ શેઠ કાવશજી બેજનજી કરાંણીની પોતાના જાત ભાઇઓ તથા જરતોશતી ધરમ તરફની લાગણી પારસી કોમમાં પુરતી જાણીતી છે અને કોમ તરફથી તેનું પુરતું હેશાંન માનવામાં આવે છે.

"શ્રી પાક દાદાર અહુરમજદની મદદ હોજો.
"આએ મકાંન બાઇ આવાંબાઇ તે
"કાવશજી બેજનજી કરાંની અથવા આલ-
"બલેશનાં ધણીઆંનીએ વેચાતું લઇને
"શ્રી નવસારીની વડી દરેમેહરને તાબેના
"ભગર સાથના મોબેદો જેઓ મુંબઇ મધે
"મોબેદીનું કામ કરે તેઓને રાખવા તથા
"ઉતારો આપવા સારૂં એ ઘેરને વાસતે
"ઠરાવેલા તરશટીઓના શવાધીનમાં ધરમ
"ખાતે આપીઉં છે. રોજ ૨૮ મો જમી
"આદ ઈજદ માહ ૧ લો ફરવરદીન ઇજદ
"શેહનશાહી સને ૧૨૬૦ ઇઅજદજરદી
"તા૦ ૧૪ મી અકટોબર સને ૧૮૯૦
"અંગરેજી ને વાર સોમે."

## ઇ૦ સ૦ ૧૮૯૧.

## મંદરોઇ ગામની દરેમેહર બાઇ ભીખાઇજી શોરાબજી પેશતનજી હાંડીસને ફરી બંધાવી પરઠાવી તેનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૩૧ મીં મારચ ૧૮૯૧ ને વાર ભોમે.*

મંદરોઇ ગામની દરેહમેહેર.

જામે જમશેદના અધીપતી જોગ—
સાહેબ,

જત તમારા અમુલય પતરમાં નીચલી ટુક બીનાને જગા આપશો તો સેવક ઉપર મોટો ઉપકાર થશેજી.

મંદરોઇ ગામની દરેમેહેર વીશેની મુખય હકીકત તમારા બોહોલો ફેલાવો પામેલા પતરના આગલા અંકોમાં આવી ગયલી હોવાથી તે વીશે હાલ વધારે બોલવાની જરૂર જણાતી નથી. પણ તેનાં જશન વીશે ટુંકમાં બોલવાની રજા લઉં છું.

નેકનામ બાઇ ભીખાઇજી તે મરહુમ શેઠ સોરાબજી પેસતનજી હાંડીસનનાં વીધવા ધણી-યાંણીએ રૂ ૫૦૦૦ અકે પાંચ હજારની એક નાદર રકમ હલાએડી કહાડીને મચકુર દરેહમેહેરનો ચાલુ ખરચ આપવાને કબુલ કરવાથી અમો ગરીબ જરથોસતીઓની લાંબા વખતની હાજત પુરી પાડી છે. એ ઉપરાંત થોડાંક વાસણો અને બીજો જરૂરનો સામાન બી બક્ષેશ આપયો છે. અને એના ફંડના નાણાંમાંથી નુવેસરથી તમામ મરામત કરી આપી છે, જે ઉદારતા ભરેલી બક્ષેશનો બદલો અમોથી કદી વલી શકવાનો નથી.

ઉપલાં સખી વજુદ બાઇ સાહેબે પોતાના વહાલા બેટા મરહુમ શેઠ પેસતનજી સોરાબજી હાંદીસનનાં પુનને માટે રોજ ૧૪ મો ગોશ ઇ-જદ માહા ૭ મો મેહેર ઇજદ સને ૧૨૬૦ યઝદેજરદી ને રવીવારને દીને મચકુર દરેહ-મેહેર પરઠાવીને કુલે જરથોસતીઓના વપરાસને માટે ખુલ્લી મુકી છે. એ જશનની મીજલસમાં મુંબઇ વેરથી મેહેરબાન શેઠ મેહેરવાનજી કાવસજી કાપડયા અને નેકનામ શેઠ હોરમસજી મનચેરજી વહાડયાએ શામેલ થવાની તસદી લીધી છે તે માટે તે સાહેબોનો અમો અંતઃકરણથી ઉપકાર માનયે છીયે. એઓ ઉપરાંત આસપાસના ગામોમાંથી કેટલાક સાહેબો એ મીજલસમાં હાજર હતા. (જેઓ બપોરના ખાણા પછી વીદાય થયા હતા.) એજ અરજ.

લા૦ તમારા તાબેદાર સેવકો.

**જમશેદજી જીવણજી દુબાશ,**
**ફકીરજી સોરાબજી મંદરોઇના,**
તે દરેહમેહેરનાં ફંડના ટરસટીઓ.

શ્રી મંદરોઇ, તા૦ ૨૯ મી મારચ ૧૮૯૧.

### તવડી ગામનાં દોખમાં ભણી જવાનો બાઇ આવાંબાઇ કાવશજી આલબલેસે બંધાવેલો નવો રસ્તો ખોલ્લો મુકાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૪ થી મેએ ૧૮૯૧ ને વાર શોમે.

તવડી, તા૦ ૧ લી મે.

**દોખમાંનો નવો રસતો**—જરથોસતી રવાંનોને અવલમંજલ પુગાડવાની અડચણ ટાલીને તમારી તરફનાં આલબલેસ ખાનદાન-વાલાં બાઇ આવાંબાઇ કાવસજી આલબલેસે પોતાને ખરચે જે નવો રસતો બંધાવી આપયો છે, તે ખુલ્લો મેલવાની કીરયા આવાં અરદુઇ-શુરના જશનને શુભ દીવસે કરવામાં આવી હતી. એ દીને સવારે અતરેની અંજુમને દોખમાની સગડી આગલ ભેગા થઇ જશનની કીરયા કીધી હતી અને સરવેએ આ કીરયા પુરી થવા બાદ સખી બાઇ આવાંબાઇના હકમાં દુવા ગુજારી હતી. તે બાદ દરવાજા આગલ જઇને ત્યાં મારેલું તાલું ખોલી નવો રસતો ખુલ્લો મેલયો હતો.

બાઇ આવાંબાઇએ ઉપલી સખાવત ઉપરાંત મુંગાં જાનવરો માટે એક પાણી પીવાનો અવાડો તથા ઘોડાઓને પડતી પાણીની તંગાશ ટાલવાને એક કુવો પણ અતરે બંધાવયો છે, જે સખાવત માટે આખું ગામ તેમને દુવા દે છે.

*** એ રસ્તાની બાજુમાં નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"આએ રસ્તો બાઇ આવાંબાઇ તે શેઠ
"કાવશજી બેજનજી કરાંની અથવા આલ-
"બલેશનાં ધણીઆંનીએ ધરમખાતે બન-
"ધાવીઓ છે. રોજ ૧૦ મો આવાં ઇજદ
"માહ ૮ મો આવાં શેનશાઇ સને ૧૨૬૦
"એજદેજરદી તારીખ ૨૪ મી એપરેલ
"સને ૧૮૯૧ વાર શુકરને દીને ખોલ્લો
"મુકાઓ છે."

## ભાવનગર મધે મરહુમ શેઠ દોરાબજી શાપુરજી ઉમરીગરવાલી દરેમેહેર પરઠંએઆનો અહેવાલ.

ગુજરાત મિત્ર, તા૦ ૧૭ મી મેએ ૧૮૯૧
ને વાર રવેઉ.

ભાવનગર ખાતે અગિયારી ઈજવાની
થયલી ક્રિયા.

ભાવનગર ખાતે શેઠો હોરમસજી તથા એદલજીએ રૂ ૫૦૦૦) ને ખરચે પોતાના મોટા ભાઇ શેઠ દોરાબજી શાપુરજી ઉમરીગર મરણ પામવાથી તેનાં પુન્યને માટે એક અગિયારી બંધાવી છે અને તે અગિયારી ઇજવાની ક્રિયા ગઇ તા૦ ૧૨ મીએ અતરેના દસ્તુર સાહેબ રૂસ્તમજી જમશેદજીએ કરી હતી. ક્રિયા કર્યા બાદ તેમણે અંજુમન આગલ એવું વિવેચન કર્યું હતું કે "પાક પેદાના કરનાર દાદગર દાદારની તથા અશો રવાંન વખશુરે વખશુરાંન પેગંબર અશો જરતોસ્તનાં મુબારક નામની બરકતથી આજ રોજના મુબારક દિવસે તમો અંજુમનના સાહેબો આગલ એ બોલ બોલવાની રજા લઉં છું. આજ રોજ મુબારક જમીઆદ ઈજદ માહે મુબારક આવાં અરદુઇશુર સને ૧૨૬૦ ઇઅજદેજરદી તા૦ ૧૨ મી મેએ સને ૧૮૯૧ ઇસવી સંવત ૧૯૪૭ ના વૈશાખ શુદ ૪ ને વાર મગળને દીને શ્રી સુરતનાં પંથકને લગતાં શ્રી ભાવનગર શેહેર મધે આપણા ધર્મનાં ફરમાંન પ્રમાણે આતશે દાદધા સાહેબની યાને દરેમેહેરની ખરેખરી જરૂર હતી તે જરૂરીયાત ઉપર ધ્યાન પોંચાડી અસલ શ્રી સુરતના વતની પણ હાલમાં શ્રી ભાવનગર દરબારના ઘણા જુના નજદીક સો સવાસો વર્ષના બાશનદેહ થયલા ઉમરીગર ખાંનદાંનના નબીરાઓ મધેથી મરહુમ બેસ્તનશીન શેઠ દોરાબજી શાપુરજી ઉમરીગરની નૈયતે પોતાના ખરચમાંથી એ મરનારના વારસો મધેથી એમના ભાઇ સાહેબો શેઠ હોરમસજી તથા શેઠ એદલજી ઉમરીગરે પોતાના મરહુમ ભાઇ સાહેબનું નામ અમર રાખવા તેમજ તેઓ સાહેબનાં રવાંનને ખુશહાલ કરવા તથા તેઓનાં પુન્ય સવાબને સારૂં એક નવી દરેમેહેર બંધાવી તે મધે આતશ દાદધાહ સાહેબના પવિત્ર નુરી કેબલાને તખ્તનશીન કીધા છે, તે વિશે તે સખી શેઠોનો આ ભેગી મળેલી અંજુમન આગલ એક દસ્તુર તરીકે મારા તરફથી ઉપકાર માનવાની રજા લઉં છું. શ્રી ભાવનગરના નામદાર માહારાજા સાહેબ સર તખ્તસિંહજી, જી. સી. એસ. આઇ., મારાં માનને ખાતરે રેહવાનો બંગલો તથા ગાડી ઘોડા વાપરવાને બક્ષિસ કીધા છે તેથી તેને માટે હું નામદાર માહારાજા સાહેબનો અતિશય ઉપકાર માનવાની રજા લઉં છું. શ્રી ભાવનગરની તમામ જરતોસ્તી અંજુમને તથા અંજુમનના મેહરબાંન સરનશીન ડાક્ટર સાહેબ શેઠ બરજોરજી બેહરાંમજીની ગેરહાજરીમાં શેઠ ટેમુલજી બમનજી સેક્રેટરીએ આ વખતે મને પુરતું માન આપી નવાજયો છે તેથી હું મારો દીલોજાનીથી ઉપકાર માનવાની રજા લઉં છું. છેવટે બેસતી વખતે હું તમો સાહેબોને મુબારકબાદી આપું છું કે જે મહાલે તમો સાહેબો પોતાની કોમને માન લાયક સલાહસંપથી અને એક દીલથી એક બીજાની પ્રિતિ ખેંચી હળી મળીને ચાલોછો તેવીજ રીતે હંમેશાં ચાલુ રાખવુંજી. એ શિવાય દસ્તુર સાહેબે ધર્મસંબંધી કેટલીક ફારસી બેતો કહી સંભળાવી હતી. ત્યાર પછી મી૦ હોરમસજી શાપુરજી ઉમરીગરે દશતુર સાહેબ તથા અંજુમનનો ઉપકાર માનતાં નિચે મુજબનું વિવેચન કર્યું હતું:—

મેહરબાંન મોટા દરજ્જાના સદા સરફરાજ દસ્તુર સાહેબ રૂસ્તમજી જમશેદજી તથા અંજુમનના સર્વે સદગ્રહસ્થ સાહેબો,—આ પ્રસંગે આપ સર્વે સદગ્રહસ્થોએ અત્રે પધારીને તસદી લીધી છે, તે માટે ઉપકાર માની આ પાક મકાનને ખુલ્લું મુકવાનાં કામમાં જે દીલસોજી લીધી છે તેથી અમો આપ સાહેબોના મોટા આભારી થયા છીયે. અમારા વડીલ ભાઇ મરહુમ દોરાબજી શાપુરજી ઉમરીગર કવખતે અને પોતાની ટુક ઉમ્મરમાં બેહસ્તનશીન થવાથી અમારાં કુટુંબમાં એક ભાગ્યશાળી અને સમજુ વડીલની એક મોટી ખોટ થયલી છે. પણ પાક પરવરદેગારના હુકમ આગળ એવી બાબતમાં મનુષ્ય જાતીનો ઉપાય નથી. આ ભાવનગર શેહેરમાં અમારી ચોથી પેઢીના પૂર્વજો આવી રહયા હતા અને અમારા બેહેસ્તનશીન ભાઇ દોરાબજીને આ શેહેરમાં જરથોસ્તીઓના ઉપયોગ માટેની અગિયારી તથા દખમું બંધાયલાં જોવાની ઘણી હોંસ હતી. પણ કેટલાંક કારણોથી તેઓની હયાતીમાં એ ઉમેદ પાર પડી ન હોતી તેથી તે મરનારની યાદગારી આ તેઓના પૂર્વજોનાં વતનમાં કાયમ રાખવા તથા તેઓનાં પુન્યને માટે એક અગિયારી બાંધવાને પેહેલી જોગવાઇએ એટલે બેહેસ્તનશીન દોરાબજીનાં ઉઠમણાંનેજ દિવસે અમોએ એક રકમ કાઢી અંજુમનને સ્વાધીન કરી હતી. અંજુમનના સાહેબોની મેહેરબાંનીથી આ ધરમનું પાક

મકાન બંધાઇ આજરોજ અમારા મરનાર ભાઇ દોરાબજી શાપુરજી ઉમરીગરની નેયતે ઈજાઇ ખુલ્લું મુકવામાં આવ્યું છે, જેથી તેઓનું નામ આ પાક મકાંન સાથે આપ સાહેબોની મેહરબાંનીથી જાવેદાન સુધી કાયમ રેહશે. આ પાક મકાંન કુલ જરથોસ્તીઓને માટે ખુલ્લું મુકવાની ક્રીયામાં સુરતના મેહરબાંન દસ્તુર નશરવાંનજી દસ્તુર કેખશરૂ તથા દસ્તુર રૂસ્તમજી જમશેદજીને અરજ કરવામાં આવતાં તેઓ સાહેબોએ પોતાના હમેશના ઉદાર દીલ મુજબ અત્રે પધારવાને ઉલટથી તૈયાર થયા હતા, પણ દસ્તુર સાહેબ નશરવાંનજી માંદગીના સબબથી અત્રે આવી શકયા નથી તેથી દલગીરી બતાવીએ છીયે અને દસ્તુર સાહેબ રૂસ્તમજીએ અત્રે પધારી જે અમારી ઉપર મેહરબાંની ભરેલી રીતે નવાજેસ કરી તમામ પાક ક્રિયાઓ પોતાને હસ્તક કરી છે તેથી તેઓ સાહેબનો અમો અત્યંત ઉપકાર માનીએ છીયે. આ પાક મકાન જરથોસ્તી અંજુમનની જમીન ઉપર બાંધવા અંજુમનની મેનેજીંગ કમિટીએ પરવાંનગી આપીને બંધાવ્યું તેથી તેઓ શાહેબોનો તથા અંજુમનના પ્રેસિડંટ સાહેબ ડાકટર બરજોરજી બેહેરાંમજીએ આ પાક મકાંન બાંધવા સંબંધી સર્વે ગોઠવણ કરી હતી અને પોતાનો અમુલ્ય વખત રોકી તસદી લીધી હતી તેઓનો અમો ખરાં દીલથી આભાર માનીયે છીયે અને તેઓ સાહેબ હાલ મુંબઇ હોવાથી આ સુભ પ્રસંગે તેઓ સાહેબની રૂબરૂ આભાર માનવાને અમો કમનશીબ થયા છીયે. અંજુમનના સેક્રેટરી મી૦ ટેમુલજી બમનજી શેઠના એ આ સુભ કામમાં મદદ કરી છે તે માટે તેમનો ઉપકાર માનીયે છીયે. અંજુમનના સર્વે સદગ્રહસ્થોએ આ પાક ક્રિયા મધે પધારવાની તસ્દી લીધી છે તેઓ સાહેબોનો પણ ઉપકાર માનીયે છીયે.

આ પ્રમાણેનું એડ્રેસ વંચાઇ રહયા પછી અગિયારીના કંપાઉંડમાં ઉભા કરેલા મંડપમાં તમાંમ પારસી અંજુમનના ગ્રહસ્થો સ્ટેન્ડીંગ રીફ્રેશમેંટ લેવાને ગયા હતા, જ્યાં મેહરબાંન દસ્તુરજી સાહેબે માહારાજા શ્રી તખ્તસિંહજી, જી. સી. એસ. આઇ. ની સલામતી ચાહી હતી અને મી૦ એદલજી શાપુરજી ઉમરીગરે પ્રેસિડંટ ડાકટર બરજોરજી બેહરાંમજીની સલામતી ચાહી હતી. મેળાવડો સાહવારનાં ૧૧ કલાકે વિસર્જન થયો હતો.

** એ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી આહેલી છેઃ-

" પાક દાદાર હોરમઝદની મદદ.
" શેઠ દોરાબજી શાપુરજી ઉમરીગર રોજ
" ૨૮ મો જમીયાદ માહા ૮ મો આવાં
" સાન ૧૨૬૫ યઝદેજર્દી બેહસ્તનશીન
" થયા.

" તેમના વારસોએ રૂ. ૫૦૦૦) જરથોસ્તી
" અનજુમનને આપ્યા હતા તેમાંથી આ
" અગીયારીનું મકાન બાંધીને તે અનજુ-
" મનના ઉપયોગ માટે સોંપવામાં આવ્યું છે.

" ભાવનગરના નામદાર મહારાજા સર
" તખ્તસિંહજી જી. સી. એસ. આઇ. નાં
" ધર્મ રાજ્યમાં સંવત ૧૯૪૭ સાન ૧૨૬૦
" યઝદજર્દી ઇ. સ. ૧૮૯૧.

## ઉદવાડાની સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ વાલી શગડી ઇજાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા. ૫ મી જુન ૧૮૯૧ ને વાર શુકરે.

ઉદવાડા, તા. ૨ જી જુન.

સર દીનશાહજી માણેકજી પીટીટ, બારોનેટે પોતાના મરહુમ વડા બેટા મી૦ કાવસજીનાં પુનમાં અતરે બંધાવી આપેલી નવી સગડી ઇજાવીને ખુલ્લી મેલવાની કીરયા આજે અતરે થઇ હતી. અતરેની જુની અસલ વખતની સગડી અગીની વધેલી વસતી તથા લોકોની મોટી આવજાવને લીધે સર અવસરે બહુ નાની પડતી હતી અને એક મોટી સગડીની અગત કેટલુંક થયું માલમ પડતી હતી, તે હાજત સર દીનશાહજીની સખાવતથી પુરી પડી છે. આજે થયલી કીરયામાં બસો ઉપર જરથોસતીઓ શામેલ થયા હતા, જેઓમાં ઉદવાડાની અંજુમનના આગેવાનો, બંને દસતુરો, સર દીનશાહજી માણેકજી પીટીટ, મેશરસ ફરામજી દીનશાહજી પીટીટ, અરદેશર ડોસાભાઇ મુનશી, નશરવાનજી બેહેરામજી સેકરેટરી, ખરશેદજી જમશેદજી બાટલીબોઇ, પાલણજી ફરામજી મેહેતા, સોરાબજી ફરામજી મધરાસવાલા, બમનજી પાલણજી નીકલસન રતનજી માણેકજી રતનાગર, મનચેરજી હોશંગજી જાગોસ, પરવેઝજી ફોટોગરાફર, પેસતનજી કાવસજી મરચંટ, રતનજી દીનશાહ ધડયાલી, જમશેદજી માણેકજી રતનજી, બરજોરજી માણેકજી મોદી ઇરાની હોરમઝદ અસપંદીયાર, ઇરાની હોરમઝદ શેહેરયાર, ઇરાની ખોદાદાદ રૂસતમ વગેરે મુંબઇ તેમજ દેશાવરના ઘણાક જરથોસતી ભાઇઓ હાજર હતા.

સવારે ૮ કલાકે જશનની ક્રીરયા શરૂ કરી બંને દસતુર સાહેબો અને મોબેદોએ આફ્રરગાન માંડયું હતું, જે દશ વાગે પુરં થતાં સર દીનશાહજી આ સગડી ઉદવાડાની અંજુમનને સપુરદ કરતાં એક ભાશાંણુ કરતાં બોલયા કે—દસતુરજી સાહેબો તથા મીજલસના ગરહસથો—આ જોગવાઈએ તમો સાહેબોની સેવામાં જણાવવાને રજા માગું છું કે આજ નજદીક ૩૦ વરસ થયાં અમો ઉદવાડે આવજાવ કરયે છીયે તે વખતથી જોવામાં આવયું છે કે અતરેની દાદગાહની એટલે રવાંનોને અવલમંજલ પુગાડવાની જગા ઉપર સેજદો કરવા આવનારાં બાનુઓ અને ગરહસથોને બરાબર સગવડ મલે એવું કુશાદે જુનું સગડીનું મકાન ન હતું, અને તેથી બહુ અડચણ પડતી હતી. દર મહીનાના ફ્રરવરદીન રોજે તથા જશનના દીવસોએ વધારે આફ્રરગાન કરવાં પડે તે જગાની સંકડાસને લીધે ઝાડો નીચે કરવામાં આવતાં હતાં. આથી એક બીજાં સગડીનાં મકાનની જરૂર વીશે અતરેના દસતુરજી સાહેબો તથા બીજાઓ સાથે વાત કરવામાં આવી અને તે ઉપરથી તેઓની અંજુમન તરફ્રથી અમને એક પતર આવયું કે હાલનું સગડીનુ મકાન પુરતું નહીં હોવાથી નવું મકાન બંધાવી આપવું. એ અરજ બહાલ રાખી આ મકાન અમારા બેહેસતનશીન ચીરનજીવી કાવસજી દીનશાહજી પીટીટનાં પુંન સારૂં બાંધવામાં આવયું છે અને તેનાં જશનની ક્રીરયામાં શામેલ થઇ તમો સાહેબોએ મને શોભા આપી તે માટે તમારો ઉપકાર માનું છું. આજ દીનથી એ મકાન જરથોસતી ધરમ પાલનારાઓના વપરાસ માટે ખુલ્લું મેલવામાં આવયું છે. એ મકાન ઉદવાડાની જરથોસતી અંજુમનની કારોબાર મંડલીને ઘટતા બંદોબસત સાથ સવાધીન કરવામાં આવશે.

સર દીનશાહજીનાં ભાશાંણુના જવાબમાં દસતુર ખુરશેદજી મીનોચેહેરજીએ એક માનપતર વાંચી સંભલાવીને સર દીનશાહજીને શાલ હોરાડી ફુલના હાર પેહેરાવયા હતા. જશનની ક્રીરયા પુરી થવા પછી સર દીનશાહજીએ દસતુરો, મોબેદો, ગરીબ બેહેદીનો વગેરેમાં આશોદાદ વેંહેંચી હતી.

આ મેલાવડાનાં જશનના હાલ મધેના તથા બાહેરના દેખાવના બે ફ્રોટોગરાફ્ર મી૦ પરવેઝજી દાદાભાઈએ પાડયા હતા. સગડીનું નવું મકાન ૭૫ ફીટ લાંબુ અને ૨૫ ફીટ પોહોલું છે અને તે ઉપર ઘટતા લેખ સાથની તખતી નીચે મુજબ મારેલી છે:—

"પાક દાદાર હોરમજદની મદદ છે.
"આએ મકાંન મુંબઇવાળા સર દીનશાજી
"માંણેકજી પીટીટ બેરોનેટે પોતાનાં ચરન-
"જીવ બેહેશતનશીન કાવશજી દીનશાજી
"પીટીટ જેવણુ મુંબઇ મધે રોજ શેહેરેવર
"અમશાસપંદ માહા અરદીબેહેશત અમ-
"શાસપંદ શેહેનશાહી શને ૧૨૪૮ યઝદે-
"ઝરદી તા૦ ૨૩ મી અકટોબર શને ૧૮૭૮
"ને વાર બુધેને દને ઉમર વરશ ૩૩ ની
"એ બેહેશતનશીન થયા છે, તેવોનાં
"પુંનને સારૂ બંધાવી જરથોશતી ટોલાને
"વાપરવા ફીજે ઉદવાડેની અંનજુમંનને
"શંપુરન કીધું છે. રોજ ૨૦ મો માહ
"૯ મો શેહેનશાહી શને ૧૨૬૦ યઝદેઝરદી.
"તા૦ ૩ જી જુન શને ૧૮૯૧ ઇશવી.
"વીક્રમાજીત સંવત ૧૯૪૭ વઇશાખ વદ
"૧૨ ને વાર બુધે."

## ઉદવાડાની સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે બંધાવેલી નવી દરેમેહેર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૬ થી જુન ૧૮૯૧ ને વાર શનેઊ.

ઉદવાડા, તા૦ ૩ જી જુન.

આજનો શુભ દીવસ ઉદવાડાની તવારીખમાં આજે બનેલા એક અગતના બનાવ માટે યાદગાર રહી જશે, કે જે બનાવ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે આ ગામમાં બંધાવી આપેલી નવી કુશાદે દરેહમેહેર ઈજ્નીને ખુલ્લી મેલવાનો છે. એ શુભ બનાવે આખાં ગામમાં એવી ખુશાલી પાંથરી દીધી છે કે આજનો દીવસ એક તેહેવાર જેવી રચના અને ધામધુમ સાથ પસાર થયો છે, અને આવી જબરી ધામધુમથી આ ગામ આગલ કદાચજ ગાજ્યું હશે. અહીંનાં આતશબેહેરામનું પુરાતમ મકાન, જે મરહુમ શેઠો દાદાભાઇ તથા મનચેરજી પેસતનજી વહાડયાજીએ બંધાવયું હતું, તે આજના વખત પરમાણે નાનું અને સંકડાસવાલું જણાવાથી અને દીનઆઇનનાં કામો માટે પુરતું નહીં માલમ પડવાથી ઉદવાડાની અંજુમને એક બીજાં નવાં મોટાં મકાન માટે ખાહેશ બતાવવાથી સર દીનશાહજીએ પોતાના સરેસતાના શખી ખવાસ પરમાણે એ ખાહેશ ઉપાડી લઇને એ પુરાણાં આતશબેહેરાંમની નજદીક સાત હજાર વાર જગા રૂ૧૦ હજારની

કીમતે ખરીદીને એ જગા ઉપર એક રોણુકદાર અને કુશાદે મકાન બંધાવયું છે. આ મકાન બંધાવાની શરૂઆત થતાંજ એ શુભ બનાવે આખા ગામમાં ખુશાલી ફેલાવી મેલી હતી, અને આજે એ મકાન ઈજાઇને ખુલ્લું મેલાવાને દીવસે તો તે ખુશાલીનો ઊભરો પુર જોસમાં પરગટી નીકલ્યો હતો. અગત પડે તયારે પુરાણા મકાનમાંથી આતશબેહેરાંમ સાહેબને અહીં લાવી રાખવા માટે એક કુશાદે ગુંબજ અને નવ દશ હીંદોરા ચોજદાથરેગરીનાં કામ માટે પરથવામાં આવયા છે. વલી જશન વગેરેની કીરયા માટે એક કુશાદે દીવાનખાનું અને બાજ ધરવા માટે હેલાયદો ઓરડો પણ બનાવવામાં આવયો છે. જશનની કીરયામાં આખી અંજુમન આફ્રગાનમાં બેસી શકે એવી જગા પુરાણા મકાનમાં હતી નહી, તે ખોટ અહીં પુરી પડી છે. તરણ દીવસ આગમજથી રાતે વંદીદાદ અને દીવસે ઇજશનેની કીરયા માટે પચીશ કે તરીશ અથોરનાનોને રોકવામાં આવયા હતા. એ સઘલી તઇયારી પછી આજે સવારે ઉદવાડાની આખી અંજુમન અને મુંબઇ તથા દેશાવરના જરથોસતી ભાઇઓની મોટી મીજલસ હજુર જશનની કીરયા કરીને અગયારી ખુલ્લી મેલવામાં આવી હતી. આવો મોટો મેલાવડો આગલ કોઇબી વખતે અહીં ભેગો મલયો હોય અને આજના જેવો ધામધુમનો દીવસ ઉદવાડામાં આગલ પસાર થયો હોય એમ જણાતું નથી. સર દીનશાહજી માણેકજી પીટીટ, તેવણના સાહેબજાદા શેઠ ફરામજી, દમણવાલા શેઠ સોરાબજી માણેકજી કાવસજી, શેઠો દારાબજી ભીખાજી ભરડા, અરદેશર ડોસાભાઇ મુનશી, નશરવાનજી બેહેરામજી સેકરેટરી, વલસાડવાલા ખાનસાહેબ શાપુરજી દાદાભાઇ મોટાશાપુરના, શેઠો ભીખાજી મેરવાનજી ખેરગામવાલા, હોરમસજી ગાંડાભાઇ પારડીવાલા વગેરે શેઠો એ મીજલસમાં નજરે પડતા હતા.

દસતુર સાહેબોએ જશનની કીરયા પુરી કરવા પછી એ મેલાવડાના કેટલાક સુંદર ફોટોગરાફો મી૦ પરવેઝજી દાદાભાઇ ફોટોગરાફરે પાડી લીધા હતા, જેમાં મોબેદો ચોજદાથરેગરીનું કામ હીંદોરા ઉપર કરતા હતા તે અને બીજા ભણતરના દેખાવોના ફોટોગરાફ પણ હતા. એવા ફોટોગરાફો આગલ કદી લેવામાં આવયા હોય એમ ધારવામાં આવતું નથી. આ મકાન ખુલ્લું મેલવાને લગતો ખુલાસાપતર મીજલસમાં વંચાયો હતો, તેની મતલબ એવી હતી કે મરહુમ લેડી શાકરબાઇનાં પુન માટે આ મકાન કુલે જરથોશતી કોમના વપરાસ માટે બંધાવવામાં આવયું છે. એ મકાનમાં સઘલી કીરયા જારી રાખવા તથા તેના નીભાવ, મરામત વગેરે માટે રૂ ૧૫ હજારની રકમ મુંબઇની પારસી પંચાયતને અસતક કરવામાં આવી છે, જેનાં વયાજમાંથી એ દરેહમેહેરનો કારભાર ચાલશે.

એ ખુલાસાપતર વંચાવા પછી ઉદવાડાની અંજુમનના એક અકાબર શેઠ સોરાબજી માણેકજી કાવસજી દમણવાલાએ એક માનપતર પોતા તરફથી અને બીજું અંજુમન તરફથી વાંચી સંભલાવયાં હતાં અને પછી તે માનપતરો કસબી કપડાંમાં વીટાલીને નકશીદાર ડબામાં મેલી સર દીનશાહજીને અરપણ કીધાં હતાં. વલી શેઠ સોરાબજીએ એક શયાલ પોતા તરફથી તથા બીજી અંજુમન તરફથી સર દીનશાહજીને ઓઢાડી હતી. તરીજી એક શયાલ ઉદવાડાના વડા દસતુર ખુરશેદજી મીનોચેરજીએ પોતા તરફથી ઓઢાડી હતી. બીજાબી કેટલાક શાહેબોએ એવીજ પેહેરામણી કીધી હતી. શર દીનશાહજીએ ઉદવાડાના બંને દસતુર શાહેબોને તથા આ મકાન બાંધનારા કંટરાકટરો મી૦ બેજનજી મોટાભાઇ મોબેદજી અને મી૦ શાપુરજી રૂસ્તમજી બારયાને શયાલો ઓઢાડી હતી, તથા કડયા, મીસ્ત્રી કામદારો વગેરેને કપડાં ભેટ આપયાં હતાં અને દશતુરો, મોબેદો તથા ગરીબ બેહેદીનોમાં આશોદાદ વેહેંચી હતી.

એ પછી મુંબાઇની પારસી પંચાતના ઓનરરી સેકરેટરી શેઠ નશરવાનજી બેહેરામજીએ એક ટુંક ભાશાંણ કરી જણાવયું કે આજના શુભ બનાવની યાદગારી જાલવી રાખવા માટે તથા એ મકાન બંધાવનાર સખી અકાબર સાહેબ તરફનાં માન અને મોહોબતની અદના ઇધાણી દાખલ એવણના દોસત આસનાવોએ એક ફંડ ઉભું કરીને એ દીનદાર સાહેબની એક સુંદર સબી એ મકાનના એક જાહેર ભાગમાં મેલવાની ગોઠવણ કીધી છે.

આ ખુશ ખબર સાંભલી મીજલસીઓને હરખ ઉપજયો હતો.

બંને દસતુર સાહેબોએ ભાશાંણો કરીને આવાં ધરમનાં મકાનો બાંધવાનાં પુન વીશે વીચારો આપી આ શુભ કામ માટે સર દીનશાહજીનાં વખાણ કરયાં હતાં. દસતુર ખુરશેદજીએ વલી મીજલસને વધામણી આપી કે જાહેર આફ્રગાનો અને જશનોમાં લેવાતાં

આગલાં નામાંકીત નામોની સંઘમાં લેડી શાકરબાઇનું નામ ઉમેરવાનો ઉદવાડાની અંજુમને ઠરાવ કીધો છે. આ ખબરથી સઘલી મીજલસને ખુશાલી ઉપજી હતી, કેમકે હીંદુસતાનની કોઇબી જરથોસતી બાનુની યાદગારીને આવું માન આગલ કદી મલયું નથી.

હાજર રહેલાઓનો તેમની હાજરી માટે ઉપકાર માનતાં સર દીનશાહજી બોલયા કે આવાં કામો બજાવવાં એ હું મારી ફરજ સમજું છું. પરવરદેગારે મને ધન બક્ષયું છે તે આવાં કામમાં વપરાય તેમાં હું પોતાને બાગયશાલી ગણું છું. ખોદાતાલાની મરજી હશે તો હજી બી મારેથી બને તેમ આવાં વધુ કામો ઉઠાવી લઇશ. સેવટે તેવણ બોલયા કે દમણવાલા શેઠ સોરાબજીના પીતા મરહુમ શેઠ માણેકજી, જેવણ મારા ખાશ દોસત હતા, તેવણની એક સબી મારી તરફથી તઇયાર કરાવીને આ મકાનમાં મેલવાનો મારો ઇરાદો છે.

શેઠ સોરાબજીએ આ મેહેરબાની માટે શેઠ દીનશાહજીનો ઉપકાર માનયો હતો. એ રીતે ખુશાખુરમીમાં છેક બપોર પછી મેલાવડો વીસરજન થયો હતો. આદર મહીનાનો છેલ્લો બેહેરામરોજના હમકારાનો આ દીવસ હોવાથી જુનાં આતશબેહેરામ તથા નવી દરેમેહેર ઉપર આજે આખો દીવસ દીનદાર લોકોની ધમાલ ચાલી રહી હતી.

*** આ દરેમેહરના ઓટલા ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"પાક દાદાર હોરમજદની મદદ છે.
"આએ મકાન મુંબઇવાલા સર દીન-
"શાજી માણેકજી પીટીટ બારોનેટે પોતાનાં
"બેહેસ્તનસીન ધણીઆંની લેડી શાકર-
"બાઇ ફરામજી બીખાજી પાંડે જેવણ
"મુંબઇ મધે રોજ બેહેરામ યજદ માહ
"સેહેરેવર અમસાસ્પંદ સેહેનશાહી સને
"૧૨૫૯ યઝદેજરદી તા૦ ૫ મી મારચ
"સને ૧૮૯૦ ને વાર બુધને દને ઉમર
"વરસ ૬૪ નીએ બેહેસ્તનસીન થયાં
"છે તેવણનાં પુણને સારૂ આતશબેહેરામનાં
"તથા દરેમેહેરનાં કારણ સર વાપરવા
"બંધાવી આપ્યું છે અને તે ઉદવાડેની
"જરથોસ્તી અનજુમનને સ્વાધીન કર્યું
"છે. રોજ ૨૦ મો માહ ૯ મો સેહેન-
"સાહી સને ૧૨૬૦ યઝદેજરદી તા૦ ૩
"જી જુન સને ૧૮૯૧ ઇસવી વીક્રમાજીત
"સંવત ૧૯૪૭ વઇસાખ વદ ૧૨ ને
"વાર બુધે."

*Times of India, Monday 8th June 1891.*

SIR DINSHAW MANOCKJEE PETIT, BART., AT UDWADA.

Sir Dinshaw Manockjee Petit, Bart., always a most devout and pious Zoroastrian of the orthodox type, has by his generous contributions aided many places of worship, towers of silence, dispensaries, tanks, schools, wells, &c. Among these he has aided two more places of a religious character both at Udwada, a town about mid way between Bombay and Surat. Here lies the most sacred fire originally sanctified about twelve hundred years ago, and preserved alive with the most scrupulous care by priests and laymen alike. It is held in sacred and religious estimation by the Zoroastrians of Western India, and in two months of the year, which are devoted to the element of fire, the temple at Udwada is visited dy hundreds of Parsees, and various sums of money are distributed to the poor and afflicted, and also to priests, women, and children. Sir Dinshaw every year spends a large amount of money at Udwada. The fire temple there built in ancient times and enlarged and almost re-built by Messrs. Dadabhoy and Muncherjee Pestonjee Wadia upwards of sixty years ago, is now found to be not commodious enough for the growing population of Udwada, and the adjacent towns and villages and the ever-increasing visits of Parsees of Bombay, and with the view of meeting these demands Sir Dinshaw has added a wing to the building at a cost of Rs. 35,000, including the cost of land, (about 7,000 square yards), in

which buildi ngwill be placed certain accessories necessary for the due performance of religious ceremonies. The additional building is constructed in memory of his eldest deceased son Mr. Cawasjee. The day selected for consecrating the building was the 20th day of the Parsee month, corresponding to the 3rd June, a day held sacred, when hundreds of Parsees from Bombay, Surat, Broach, Nowsari, Damaun, Billimora, Sanjan, &c., gathered together to witness the imposing ceremony. Early in the morning several high priests said prayers and performed "Jasun" ceremony, presenting a most interesting spectacle. Mr. Pervezjee of Kalbadevi, of the "EOS." Photographic Depot, was permitted to take a view of the assembly, and it is said the likeness is a striking picture of the religious congregation. It will prove an instructive representation to the Parsees as well as to members of other nationalities.

In connection with Sir Dinshaw's visit to Udwada, a memorial to perpetuate the name of his deceased wife, Lady Sakerbai, in the shape of a "sugdi"—a building attached to the Tower of Silence, was established on the 2nd instant, when it was consecrated and named after the late lady.

The whole day—the 3rd instant was observed as a *gala* day, the town being decorated with flags and banners, and various native bands and tom-toms kept the unusual collection of people in a lively humour. Amongst those present were Sir Dinshaw Maneckjee Petit, Bart., Messrs. Framjee Dinshaw Petit, Sorabjee Cowasjee Maneckjee (of Damaun), Dorabjee Bhikajee Bhurda, Ardesir Dosabhoy Munshi, Nusserwanjee Byramjee (Secretary to the Parsee Punchayet), Khan Saheb Shapoorjee Dadabhoy (of Bulsar), Messrs. Bhikajee Merwanjee (of Khergaum), Hormusjee Gandabhoy Pardiwala, Pallonjee Framjee Mehta, Cursetjee Jamsetjee Batliboi, Bomanjee Pallunjee Nicholson, Ruttonjee M. Rutnager, Muncherjee Hoshunjee Jagosh, &c. A long paper was read aloud on behalf of Sir Dinshaw, making over the said two public buildings for the benefit of the inhabitants of Udwada and those of adjacent towns and villages. It was also announced that the worthy Parsee Baronet had made over the sum of Rs. 15,000 to the Trustees of the Parsee Charitable Funds, Bombay, the interest Accruing therefrom being stipulated to be devoted for the maintenance and repair of the two buildings, and of the services of a proper staff of priests and servants for the regular performance of the duties pertaining to them, such as keeping the fire always alive and a light near the Tower of Silence in the new "Sugdi."

Mr. Sorabjee Maneckjee Damanwala, a wealthy landholder, then presented to Sir Dinshaw an address of congratulation on his own behalf, and another signed by about six hundred persons on behalf of the residents of Udwada, for which Mr. Sorabjee received the cheers of the assembly. Several shawls were also presented to Sir Dinshaw for his present acts of religious charity. In return he presented shawls to Dustoor Khursedjee Muncherjee and another Dustoor, and to the building contractors, Messrs. Be-

jonjee Motabhoy and Shapurjee Rustamjee Baria, and dresses to the workmen employed under them.

Mr. Nusservanjee Byramjee then read a resolution passed among the friends and admirers of Sir Dinshaw, that a fund had been raised for the purpose of placing a life size portrait in oil of the Baronet in the hall of the Fire Temple, as a fitting tribute of respect for his unstinted charities particularly those relating to Udwada. The two high-priests of Udwada, in supporting this movement, spoke in laudator terms of Sir Dinshaw's religious tendencies, and added that in their future prayers over the departed souls of renowned Parsees, the name of Lady Sakerbai should be repeated along with those already in force, as a mark of respect to the deceased lady. This announcement was received with feelings of satisfaction, as this was the first instance of a Parsee lady's name being associated in sacred prayers. For all these manifestations of good will and affectionate regard for Sir Dinshaw and his family, he most cordially thanked Mr. Sorabjee Maneckjee and those who had taken the trouble to be present there, adding that he had done nothing beyond what he thought to be his sacred duty, and concluding with a promise to send a portrait of Mr. Sorabjee's father, the late Sett Manekjee Cowasjee Damaunwala, a personal and esteemed friend of his, to be placed in a prominent room of the fire temple. The whole assembly then separated, much pleased with the proceedings of the day, which will be remembered in Udwada with feelings of gratitude to the generous donor of the gifts of the two religious buildings.

### નવસારીનાં આતશબેહરાંમની ઇમારત શેઠ કાવશજી એરચજી દેસાઇએ ફરી સમરાવી પરઠાઆનું થયલું જશન

જામે જમશેદ, તા. ૧૭ મી જુન ૧૮૯૧ ને વાર બુધિ.

નવસારીના આતશબેહેરામ સાહેબને અસલ મુકામે તખતનશીન કરવાની કીરયા.

નવસારી, તા. ૧૪ મી જુન.

છેહ્લી ખબર પરમાણે નવસારીના આતશબેહેરામ સાહેબને પોતાના અસલ તખત ઉપર બીરાજમાન કરવાની કીરયા ગઇ રાતના થઇ હતી. આ વેલાનો દેખાવ અને અંજુમનની ઉલટ વલી કાંઇ ઓરજ હતી. બે દીવસ આગમજથી આતશબેહેરામનો હાલ સણગારવાની શામગરી ચાલી રહી હતી. સાંજ પડયા પછી લોકો અગયારીથી આતશબેહેરામ, અને આતશબેહેરામથી અગયારી આવજા કરતું જણાતું હતું. કેટલાક મોહોલામાં સગનવંતી સ્ત્રીઓ ભેગી મલીને આતશનાં ગીતો અને ગરબા ગાતી હતી. આતશબેહેરામને લઇ જવાનો વખત રાતના સાડા દશનો ઠરાવયો હતો, તે વખત પેહેલાં વડી દરેહમેહેર આગલ નાના મોટા લોકો પુર છુટથી સેંકડોમાં ભેગાં મલીને પાદશાહ સાહેબની સવારીને સેજદો કરવાની ઇંતેજારીમાં લાંબી હારોમાં સંફ સમારી ઉભા હતા, ઠેડવેલો વખત આવતાંજ જે જગાએથી એ સવારી પસાર થવાની હતી, તે રસતા પરનાં ઘેરો મધે અને બહારના દેખાતા દીવા મેરે કરાવાની દોડ ચાલી, અને તદન દીવાની ગેરહાજરીમાં ખુબ સાથના તઇયાર મોબેદો, આતશબેહેરામ પાદશાહનું પાતરૂં જે વારાદાર મોબેદ કેખશરૂ મીનોચેરજી દસતુરના માથે બીરાજેલું હતું, તે લઇ કુછ કરવા લાગા, જે જોઇ હાજર રહેલા જરથોસતીઓનો મોટો ભાગ " યથા-અશેમ " ના કલામો ભણતો હતો. ઉપલા મોબેદ ઉપરાંત બીજા ૮ મોબેદો ફરાંમજી કેકોબાદજી દસતુર, એદલજી નશરવાંનજી કુતાર, રૂસતમજી એરચજી પાવડી, રૂસતમજી આદરજી દસતુર, નવરોજી બચાજી દસતુર, સોરાબજી જેસંગજી દસતુર, માણેકજી પાલનજી દાબુ, આદરજી કાંગા અને જમશેદજી આદરજી કોટવાલ તલવાર, ગુરજ, અને લાંબા દાંડની પાદશાહી છતરી, સુખડની સલી, રખયા વીગેરે લઇ પેવંદ વલગી એ પાતરાં સાથ ચાલતા હતા, જેમની પુઠે

કેટલાંક કદમ દુર તમામ અંજુમન (આશરે ૫૦૦ ની સંખયા) ચાલતું હતું. પાદશાહ સાહેબને અસલ જગાએ તખતનશીન કરવા પછી સઘલાઓ ધીમે ધીમે સેજદો કરવા મંડયા. એ વારાદારોમાં તખત પાવ કરવા માટે તકરાર પડી, એક કહે કે હું એ પાવ કરૂં અને બીજો કહે કે હું કરૂ. આ હોસા તોસીનો અંત વડા દસતુરજીની તાકીદથી આવી ગયો હતો. બાદ બાર વાગે હોશનની "બોય" દેવાઇ અને પછી લોકો વગે વગ થઇ ગયાં.

બીજે દીને સવારના એટલે આજ રોજે એ નવું મકાન બંધાવનાર મી૦ કાવસજી એરચજી દેશાઇ તરફથી એક જાહેર જશન એજ મકાનના મોટા હાલમાં થયું હતું. એક મોટામાં મોટા જશનના દીવસ કરતાં પણ આ જશનમાં મોબેદો અને બેહેદીનોની પુશકલ ગીરદી હતી, એમ ધારીનેજ આતશબેહેરામના કમપાઉંડમાં એક ખાશ માંડવો પણ નાંખયો હતો. એ જશન માંડવાની કીરયા બરોબર સવા નવ વાગે, વડા દસતુરજીના કાકા દસતુર નશરવાંનજી કેકોબાદજીએ કરી હતી, અને તેની આતરવક્ષી સોરાબજી જેસંગજી દસતુરે કરી હતી. જશનની કીરયા પુરી થવા બાદ વડા દસતુરજી દારાબજી માહીયારજીએ, અંજુમન તરફનું એક માનપતર જે સોનાની બોરડર સાથના સફાઇદાર કાગલ ઉપર મોટા સુંદર હરફે છાપેલું હતું, અને જેના ઉપર અતરેના દસતુર, દેશાઇઓ અને તમામ અંજુમનની આશરે ૫૦૦ ઉપર સહી કરેલી હતી તે વાંચી સંભલાવીને કસબી કોથલીમાં મુકી મી૦ કાવસજી એરચજી દેશાઇને આપયું, તથા અંજુમન તરફની એક સુંદર શાલ તેમને બક્ષી. એ માનપતર નીચે પરમાણેનું હતું :—

"ખોદાઇ બક્ષેશથી તમો સાહેબનો મરતબો આલા હોજો. મેહેરબાંન શેઠજી સાહેબ કાવસજી એરચજી દેશાઇ. સાહેબ—આજના મુબારક દીવસે આએ શુભ અને ધરમી મેલાવડામાં તમો સાહેબને મુબારકબાદી આપતાં અમોને અતીશે ખુશાલી ઉતપન થાય છે. આપણાં આએ પાક આતશબેહેરામ સાહેબનાં મકાનમાં ઘટતો ફેરફાર અને મરામત કરીને તેની રોણકમાં તમો સાહેબે જે વધારો કરયે છે, તેથી અમો તમારો મોટો આભાર માન્યે છીયે. એ આભાર માનતી વખતે અમારે ખસુસ કરીને જણાવવું જોઇયે છે કે અમારી માગણીથી પણ બેહદ વધારે ખરચ કરીને તમો સાહેબે તમારો સખી દીલગુરદો બતાવ્યો છે, અને એથી કરીને ખરેખર એક પાદશાહી મોબાને લાયકનુંજ આએ મકાન થયું છે. તમો સાહેબના આએ હેશાંનની પધાણી દાખલ એક અદના હદીઓ કે જે એક શાલ છે તે તમોને મોટાં માન સાથે અરપણ કરતી વખતે પાક ખોદાતાલા આગલ એવી દુવા ઇચછયે છીયે કે તે સાહેબ તમારી તનદોરસતી, જીંદગી, અને દોલતમાં વધારો કરીને તમારાં જંદ ફરજંદથી તમોને વધારે અને વધારે સુખી રાખે. આએ અમારી દુવા તમો સાહેબને આમીન થાય એજ."

આ માનપતરનો જવાબ શેઠ કાવસજી દેશાઇએ નીચે પરમાણે વાંચી સંભલાવયોઃ—"સમસત અંજુમન સાહેબ,—આજ દીનના ખુશાલી ભરેલા હીગામમાં તમો સરવે સાહેબોને શામેલ થયલા જોઇને મને પેદા થતી બેહદ ખુશાલી જાહેર કરતાં તે પાક પરવરદેગાર સાહેબનો સરવેથી પેહેલાં ઉપકાર માનું છું, કે જે કામ સેવકે માથે ઉઠાવયું હતું, તે કરીમે કારસાજની બક્ષેશથી તમામ ફતેહમંદી સાથે પાર ઉતરયું છે. મારાં એ કામને માટે તમો સાહેબોએ આપેલાં માન પતરમાં સેવકની જે તારીફ કીધી છે તેને હું મુદ્દલ લાયક નથી. પાક આતશબેહેરામ સાહેબનું મકાન દુરસત કરવાનું મેં માથે ઉઠાવયું તેમાં હું મારી પોતાની આઇન ફરજ સમજું છું, અને તે કામમાં મેં મારી ફરજ કરતાં વધુ કાંઇ કીધું નથી. તમો સરવે સાહેબોને રોશન છે કે મારા આગલા નેઆગાન મુરબી સાહેબો આતશબેહેરામ સાહેબની દીલોજાનથી ખીદમત બજાવતા આવયા છે, અને તેમનેજ નેક પગલે ચાલીને આ પવીતર કેબલાના મકાનને દુરસત કરવાનું મેં માથે લઇ પાર ઉતારયું છે, તે માટે હું પોતાને મોટો ભાગ્યશાલી સમજુ છું. તેમના એક કમીના નબીરા દાખલ આ મરામતનું કામ બજાવવાનું મારા નસીબમાં ઉતરયું છે તેથી મને કાંઈ થોડી ખુશાલી પેદા થતી નથી. હવે સાહેબો આ રીતે મેં તો મારી એક અદના ફરજ બજાવી છે, તે છતાં તમો સાહેબોએ સેવકને આ મોટું માન આપીને જે નેક દુવાઓ ચાહી છે, તે માટે તમારૂં મોટું હેશાંન માનું છું. મેં તો ફકત એક ફરજ અદા કરી છે, પણ તમો સાહેબોએ એ કામમાં ખરી દીલસોજી, ઉલટ અને લાગણી બતાવીને મારા કામમાં

થોડી હીમત અને મદદ આપી નથી. જ્યારથી આપણા તુરી કેબલાને તેની આ અસલ જગા ઉપરથી બીજી જગા ઉપર લઇ ગયા, તયારથી સેવટ સુધી મારી એકજ ઈંતેજારી હતી અને તે એ કે, પાદશાહ સાહેબને તેમનાં અસલ મકાનમાં પાછા તખતનશીન થયલા જોવા. તે મારી ઈંતેજારીનું સેવટ તે ખલકના ખાવંદની કરમબક્ષેશથી અને તમો અંજુમન સાહેબની બક્ષી દીલસોજી તથા નેક લાગણીથી ખુશી ખુશાલી સાથ આવેલું જોઇ મારાં જીગરમાં હરખ સમાતા નથી. આ ભલું કામ ફતેહમંદી સાથ સરંજામ ઉતરયું છે તેમાં આપણા માનવંત દસતુરજી સાહેબ દારાબજીએ લીધેલી અઠાગ મેહેનત અને બતાવેલી ખંત બરેલી લાગણી મારે ભુલી જવી જોઇતી નથી. તેમજ એ કામ પાર ઉતારવામાં મારા ખાનદાનના વડીલ સાહેબોની દીલસોજી પણ કાંઇ જેવી તેવી ન હતી. એટલા માટે મેહેરબાન દસતુરજી સાહેબ તથા દેશાઇજી સાહેબોનો તેમજ આજની પવીતર કીરયામાં મારાં નોતરાંને માન આપી સરવે સાહેબો જશનની મીજલસમાં શામેલ થયા છે માટે શમસત અન્જુમન સાહેબનો આ જોગવાઇએ મોટો આભાર માનું છું. સેવટે તમો સાહેબોએ સેવકને જે ભલી દુવા ચાહી છે તે ખરાં અંતઃકરણથી પાછી તમોને ચહાતાં તે કરીમે કારસાજ પાસ એટલીજ અરજ ગુજારૂં છું કે, આપણા ટોલામાં જે શંપ અને શમાધાની આજ વરસોથી ચાલી આવી છે તે સદા કાયમ રહે, અને આપણી અંજુમનની આબરૂ અને ઇજત તથા મોભા અને શોભામાં હાલ કરતાં પણ જયાદે વધારો થાય. આમીન."

એ બાદ વડા દશતુરજી દારાબજીએ ધરમનાં કામ કરનારની ધરમની રૂએ કેવી ફરજ છે તે પોતે ધરમગુરૂ તરીકે વાંચી સંભલાવી હતી. તેઓએ પરોપકાર એ કેટલીક ફરજોમાંની એક ફરજ છે એમ કહીને પરોપકારનો ખરો અરથ, પરોપકાર એ ગરીબ તેમજ દોલતમંદ માણસોથી થઇ શકે છે તે, તથા બલાં કામ પાછલ વપરાયલું જોર, દોલત કે દાનાઇથી શવાબનો ઉમેરો થાય છે તે, તથા પરોપકાર કરવાને કાંઇ વધુ દોલતની જરૂર નથી, અથવા તવંગર દોલતે પણ થઇ શકે છે તે તથા દોલત અને દુનયાઇ માલમતા દુનયામાંજ રહી જવાની, આપણા લોકો દુનયાના ચોખંડ ભાગમાં જે પરખયાતી પામયા છે તે પરોપકાર કરવાથી છે અને તેથીજ આપણુ લોક માન ઇજતમાં વધેલાં છીયે, પરોપકાર બુધીનુ પેહેલું મુલ આપણો ધરમ છે, જે કોઇ બીજાનું દુઃખ જોઇને અખાડા કરતો નથી, તે પોતાના દુઃખથી બીતો નથી વગેરે વગેરે ઘણું લંબાણથી પરોપકાર વીશે ભાશાંણ આપયું હતું. તે પછી મી૦ રતનજી ફરામજી દાબુએ આ તકને લગતું એક ભાશાંણ કીધું કે શેઠ કાવશજી દેશાઇને વડા દશતુરજી સાહેબે અરજ કીધી કે આ મકાનનું છાપરૂ જે ઘણું બીશમાર હાલતમાં છે અને જેને શમરાવતાં સુમારે રૂ. ૧૫૦૦) ખરચ થશે. આ અરજ આ ભલા અને લાયકીવાલા ગહરસથે ખુશીથી સવીકારી, અને તે કામ શરૂ થયું, પણ પાછલથી એ મકાનમાં ઘણો ફેરફાર કરીને હાલના વખતને અનુશરતો રોણકદાર બનાવાનું આપણ શરવેનું મન થયું, તે પણ એ સખી ગહરસથે વડા દસતુરજીની બલામણ ઉપરથી કાંઇ પણ વીશેશ માન, રોબ કે આનાકાની વગર કબુલ કીધું અને હજારો રૂપયા ખરંચીને આજે આપણને તે તેમ કરાવી આપયું. એ રીતે પેહેલા રૂ. ૧૫૦૦) ને ખરચે કરવા ધારેલાં કામ પાછલ એ ગહરસથે હજારો રૂપ્યા ખરચયા એ કાંઇજ નહીં પણ એ ગહરસ્થની સાલેસાઇ, બલમનસાઇ, ઉદારદીલ, સાદાઇ અને સદગુણ બતાવે છે. આજના વખતમાં એવા થોડાજ નર મલશે કે જેમને એક કહીને પાંચ ખરચાવયે તો તે એમની માફક મુગે મોઢે ખુશી સાથે ખરચે. આપણા બુઝરોગ દેશાઇજી સાહેબો પોતાના મરહુમ મુરબીજી સાહેબોની માફક આપણી અંજુમન તરફ જે દીલસોજી અને મેહેરબાની દેખાડતા રહયા છે, તે માટે એ દેશાઇ સાહેબોનો ઉપકાર માનવો જોઇયે, મી૦ દાબુએ શેઠ કાવસજી દેશાઇને કેટલીક દુવા કરી, પછી સેવટે અતરેના સુબા સાહેબ ખાનબહાદુર કેરશાસપજી રૂસતમજી દાદાચાંનજી જેઓ આ જશણની મીજલસમાં શામેલ હતા તેમને માટે જણાવયું કે એ સાહેબે આ મીજલસમાં બીરાજમાન થઇ આ મીજલસને દીપાવી છે, અને ઉતેજન આપયું છે, અને પોતાના સેંકડો કામોમાં રોકાણ છતાં પોતના કીમતી વખતનો ભોગ આપયો છે તે માટે એ બલા અને રઇયતના રક્ષણ કરતા સુબા સાહેબનો ઉપકાર માનયો હતો. વડા દસતુરજી તથા અંજુમન અને તેને મદદ કરનારા સાહેબોની તનદરોસતી ચાહીને મી૦ દાબુએ પોતાનું ભાશાણ સમાપત કીધું હતું.

બાદ વડા દસતુરજીએ ફરીથી ઉઠીને અંજુમનમાં જાહેર કીધું કે આજના મુબારક દીવસની યાદગારી કાયમ રાખવા માટે શેઠ કાવસજી એરચજી દેશાઇએ રૂ. ૧૦૦૦)ની રકમ અનામત કાઢી છે, જેના વયાજમાંથી દર સાલ આજને રોજે ભગર સાથની હમકાર તથા મીનોચેર હોમજીવાલા ચારે સાથની હમકારનું જશન જારી કરવાનો નેક ઇરાદો છે. દસતુરજી સાહેબે વધુ જણાવયું કે આપણી અંજુમન તરફ એવીજ દીલસોજી દેશાઇખાનદાનવાલા સાહેબો આગલા વખતથી બતાવતા આવેલા છે, જેમનાં મુબારક નામ આજ સુધી મોટા હરખ સાથ આપણા જીગરમાં કોટરાઇ રહેલાં છે, અને તેવા મરહુમ મુરબીઓને નેક કદમે ચાલીને શેઠ કાવસજીએ પોતાનો બાપીકો સખી દીલગુરદો બતાવી આપેલો આજે આપણી નજર આગલ આ પાક મકાનમાં આપણુ જોઇયે છીયે, જે માટે એ ભલા ગહરસથની જેટલી તારીફ કરયે તેટલી થોડી છે એટલા માટે અંજુમન સાહેબની રજાથી હું શેઠ કાવસજીને ફરમાશ કરૂં છું કે આ પવીતર મકાનને હજારો રૂપીયા ખરચને જે રોણક આપી છે તે માટે એ ગહરસથને નામની એક તખતી આ મકાનમાં જડાવી લેવાની જે ઈચછા આપણ રાખયે છીયે તે ઇચછા એઓ સાહેબ બર લાવશે.

સેવટે મી૦ ખ. મા. વજીફદારે દરખાસત કરી કે શેઠ કાવસજી દેશાઇએ અંજુમન ઉપર કરેલા ઉપકારની ઇધાણી દાખલ એ સખી ગહરસથની મોટા કદની સબી અંજુમનના ખરચે બનાવીને તેમાં ઘટતા લેખ સાથે તે સબી એ આતશબેહેરામ સાહેબના મકાનમાં જ્યાં બીજા નામાંકીત નરો બીરાજે છે, તેની સંફમાં બીરાજમાન કરવી વીગેરે. આ દરખાસતને મી૦ રતનજી ફરામજી દાબુએ ટેકો આપયો અને તે આખી અંજુમને કબુલ રાખવાથી એક સબી મુકાવવામાં આવશે.

સઘલા દસતુરોને અને મોબેદ સાહેબોને રૂપીઆથી ચાર આના સુધીની અશોદાદ શેઠ કાવસજી તરફથી વેંહેંચાઇને બપોર થતાં મેલાવડો બરખાસત થયો હતો. આતશબેહેરામનું મકાન એક મોટો વાવટો, તોરણ વીગેરેથી સણુગારવામાં આવયું હતું, અને તયાં આગલ ઢોલ વગડાવામાં આવતાં હતાં.

** આ નવાં મકાનમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.
"પાક આતશબેહરામ સાહેબનું આ મકાન
"બીસમાર હાલતમાં આવેલું હોવાથી
"શ્રી નવસારીની અનજુમન તરફથી દસતુ-
"રજી સાહેબ દારાબજી માહીઆરજીની
"ફરમાસથી દેશાઇ કાવશજી એરચજી
"કાવશજી તે શ્રી ગોંડલના ઠાકોર સાહેબ
"સર ભગવતસીંહજી કે. સી. એસ. આઇ.
"એલ. એલ. ડી. ના ખાનગી કારભારીએ
"કેટલાએક નવા ફેરફાર સાથે દરસ્ત
"કરાવી આપ્યું છે. રોજ ૧ મા ૧૦
"સને ૧૨૬૦ યજદેજરદી સવંત ૧૯૪૭
"નાં જેઠ શુદ ૮ તારીખ ૧૪ મી જુન
"૧૮૯૧ ઇસવી."

## બીજાપોરની જરથોસ્તી રવાંનોની આરામગાહની જગા.

રાસ્ત ગોફતાર, તા૦ ૨૩ મી આગશટ ૧૮૯૧ ને વાર રવેઉ.

બીજાપોરમાં પારસી સખાવત.

રાસ્ત ગોફતાર, તથા સત્ય પ્રકાશના અધીપતી જોગ—

સાહેબ, બીજાપુરમાં ગયા જુન માસમાં એક જરથોસ્તીનું કોલેરાથી મરણ નીપજયું હતું; અને તે વખતે ત્યાંની રેહેતી ટુક પારસી કોમે આવા ભયંકાર રોગનાં મરણ વખતે મરદ તેમજ ઓરતે અવલથી આખર સુધી હાજર રહી બીનસ્વાર્થી પોતાના હમજાતી તરફ ફરજ અદા કીધી હતી.

ત્યાં અવલમંજલ પોંહચાડવાની જગ્યા મુકરર ન હોવાથી તે વખતે તેવી જગ્યા મેલવવા માટે બહુ મેહનત તથા અગવડ પડી હતી જે અગવડ ત્યાંના મેહરબાંન કલેકટર સાહેબ મી. ડેવીડશને તથા મામલતદાર રાવ સાહેબ શ્રીધર નારાએણ શેંટીએ સવેલા મદદ આપી દુર કરી હતી. તે જગ્યા હાલ વેચાતી લઇ ત્યાં દેવાલ બાંધી હંમેશની પારસી ભુમીદા કરવાની જગ્યા કરવા માટેની થતી કીમતના અડસટાના રૂપીઆ ૪૨૮ાની રકમ તમારી તરફના મેહરબાંન સખી શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે પોતાના હમેશના સખી દીલગુરદાથી આપવાને કબુલી બીજાપોરની જરથોસ્તી કોમને બહુ ઉપકારી કરી મોટું પુનતું કામ કર્યું છે.

હુટગી, તા૦ ૧૯ મી આગસ્ટ ૧૮૯૧

લા. શેવક.

**અરદેશર દોરાબજી દાકટર**

સધરણ મરાઠા રેલવેના બીજાપુર બ્રાંચના દાકટર.

## કોટમાંની મરહુમ શેઠ માણેકજી નવરોજજી શેઠ વાલી પુરાતમ દરેમેહર શેઠ જાલભાઈ અરદેશર શેઠનાએ ફરી બંધાવી પરહાવી તેનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૬ થી નવેમબર ૧૮૯૧ ને વાર શુકર.

મરહુમ શેઠ માણેકજી નવરોજજી શેઠની કોટની પુરાની દરેહમેહેરનું નવું મકાન એ કુટુંબના હાલના વડા મી૦ જાલભાઇ અરદેશર શેઠે મોટે ખરચે બંધાવયું છે, તે મકાનને લગતી કેટલીક વીગત અમારા ગઇ કાલનાં અંકમાં પરગટ થઇ હતી. એ મકાનમાં પવીતર આતશનો કેબલો ગઈ પરમ દીને મધરાતના લાવી મેલવામાં આવયો હતો અને એ કેબલો તખતનશીન કરવાની ગંભીર કીરયા એક જાહેર જશન સાથ ગઇ સવારના કરવામાં આવી હતી. આ વેલાએ નીચલા ગરહસથો હાજર હતાઃ—મેસરસ જાલભાઇ અરદેશર શેઠના, દાદાભાઇ માણેકજી શેઠના, નવરોજજી માણેકજી શેઠના, પેસતનજી કાવસજી સોલીસીટર, બમનજી તથા સોરાબજી ખરશેદજી શેઠના, કાવસજી મેહેરવાનજી શેઠના, રતનજી બહમનજી દુબાશ, એદલજી નશરવાનજી શેઠના, ખરશેદજી સોરાબજી શેઠના, ફરામજી હોરમસજી શેઠના, બહમનજી બેહેરામજી પટેલ, ફરામજી તેમુલજી મીરઝાં, ફીરોઝ ખરશેદજી શેઠના, ખરશેદજી સોરાબજી વાછાગાંધી, નશરવાનજી પેસતનજી તાડીવાલા, શાપુરજી તથા સોરાબજી રતનજી શેઠના, એરવદ તેહેમુરસપ દીનશાહ અકલેસરીયા, ડાકટર નાદરશાહ હોરમસજી સુખીઆ, મી૦ ધનજીભાઇ કાવસજી પટેલ તથા એ વગેરે બીજા ઘણાક એહેદીનો તથા મોબેદો વગેરે, વગેરે હાજર હતા.

કેબલો તખતનશીન કરવાની ઘટતી કીરયા એ મકાનના પંથકી એરવદ દોરાબજી માણેકજી આદરીયાનવાલાની દેખરેખ હેઠલ થયા પછી સવારના નવ વાગે મકાનના માલ ઉપર જશન કરવામાં આવયું હતું, જયાં જરથોસતીઓની એક બહુ મોટી સંખયા હાજર થઈ હતી. જશનની કીરયા એરવદ માણેકજી દોરાબજી આદરયાનવાલાએ કીધી હતી, જે પુરી થવા પછી એરવદ ફરામજી રૂસતમજી કોટવાલે એ દરેહમેહેરમાં કામ કરતા મોબેદો તરફથી મકાનના મુતવલી શેઠ જાલભાઇ અરદેશર શેઠને એનાયત કરનારૂં આનપતર નીચે મુજબ વાંચી સંભલાવયું હતું.—

નેકનામ મેહેરબાન બુજોરગ બુનાયાદના માનવંત શેઠજી સાહેબ શેઠ જાલભાઇ મરહુમ-શેઠ અરદેશર મેહેરવાનજી શેઠ તે મરહુમ આ૦ શેઠ માણેકજી નવરોજજી શેઠના ધરમ-ખાતાંના આઠમા મુતવલી જોગ.

માનવંત સાહેબ,

અમો નીચે સહી કરનારા તે મરહુમ આ૦ શેઠ માણેકજી નવરોજજી શેઠની દરહમેહેરમાં વસનારા નવસારીની વડી દરેહમેહેરને તાબેની ભગરસાથની અંજુમનના મોબેદો, તમો સાહેબને આ શુભ પરસંગે અને મુબારક રોજે ખરાં જીગરથી માનપુરવક મુબારક-બાદી આપયે છીયે કે, યઝદેજરદી સને ૧૧૦૨ ના સાલમા કોટ મધેની માણેકજી શેઠનાં મુબારક નામથી જાણીતી થયલી દરે-હમેહેર તમારા મરહુમ માનવંત રૂહશાદ નીઆગાન આ૦ શેઠ માણેકજી નવરોજજી શેઠે જરથોસતીઓના ધરમ-કીરયાના કામ સારૂં બંધાવી હતી તેજ પરખયાત દરેહમેહેરને તમો સખી દીલ શેઠ સાહેબે નાણાંની એક સારી રકમ ખરચીને નવે પાએથી હાલના પરસંગને છાજતી એક શુશોભીત દરેમેહેર બનાવી છે તે શુભ પરસંગનો લાભ લઇને અમો તમો સાહેબ જેવા અમારા એક નામવર શેઠને માટે ખરાં જીગરથી પરવરદેગારની બંદગી કરી દોઆ ચાહીયે છીયે કે, તમો સાહેબ લાંબી પણ સુખી જીંદગી ભોગવો, તમારાં ફરજંદો જાતી અકલવાલાં થાઓ અને તમારી દોલતની વરધી થાઓ અને તમારૂં પનોતુ નામ સદાકાલ કાયમ રહો આમીન. જે દીવસથી અમારા વડીલો મુંબઇમાં આવી વસયા તે દીવસથી તમારા મરહુમ રૂહશાદ પેહેડી દર પેહેડી ઉતરતા આવેલા નીઆગાનો તે અમારા બેહેસતનશીન વડ-વાઓના માનવંત મુરબીઓ કે જે મુરબીઓએ અમારા વડવાઓની પોસતપહના અને દાદ-ખાહી કીધી છે તે માનવંત મુરબીઓના ભારે હેશાન માટે આજના પવીતર દીવસે અમો પરવરદેગારની અતઃકરણથી બંદગી કરી દોઆ ચાહીયે છીયે, કે તે માનવંત મુરબીઓના રૂહ બેહેસતબરીનનાં અંદર ખુશહાલ રહેજો. એ અમારા અંતઃકરણની દોઆ તે દાદગર દાવરની જનાબમાં કબુલ થજો, આમીન. સેવટે અમો એટલુંજ ચાહીયે છીયે કે જે દરેહમેહેરમાં રહીને અમો અમારી રજકરોજી પેદા કરી સુખથી જીંદગી ગુજારયે છીયે તે પરખયાત દરેહમેહેર તેની જમા

ઉપર બુલંદ દબદબાથી સદા કાયમ રહે, આમીન. હવે અમો તમો જેવા અમારા નામવર શેઠથી માતર એકજ ઉમેદ રાખયે છીયે તે એ કે તમો સાહેબ અમારી જે પોસતપહના અને દાદખાહી કરતા આવયા છેઓ અને કરો છેઓ તે ભારે હેશાનના બદલામાં આજના શુભ પરસંગે અમારા તરફની એક નજીવી જેવી ઇધાણી દાખલ એક ફુલદાન કબુલ રાખી અમારા ઉપર ભારે હેશાન કરશો.

ઉપલું માનપતર વાંચી રહેવા પછી એરવદ ફરામજી રૂસતમજી કોટવાલે જણાવયું કે આ માનપતર શેઠ જાલભાઇ અરદેશર શેઠને એનાયત કરવા માટે હું મોબેદોના વડા એરવદ દારાબજી માણેકજી આદરીયાનવાલાને અરજ કરૂં છું, જેવણે એ મુરબી શેઠને પોતાને મુબારક હાથે એ માનપતર આપવું.

એ પછી માનપતરને એક રૂપાંના સુંદર નકશીવાલા નલામાં મુકીને એરવદ દારાબજી માણેકજી આદરીયાનવાલાએ શેઠ જાલભાઇ અરદેશર શેઠને એનાયત કરયું હતું તથા ફુલનો એક ગજરો પહેરાવી જણાવયું હતું કે અમારી દુવા હંમેશાં તમને આમીન હોજો.

ઉપલું માનપતર લીધા પછી શેઠ જાલભાઇ અરદેશર શેઠે તેનો ઉતર વાલતાં જણાવયું કે:—

ગરહસથો તથા મોબેદ સાહેબો, આ શેઠ માણેકજી શેઠની દરેહમેહેર આશરે ૧૬૦ વરસ અગાઉ મારા મુરબી શેઠ માણેકજી નવરોજી શેઠે બાંધી હતી અને તે આ દરેહમેહેરની ઇમારત થોડાં વરસ થયાં નબલી હાલતમાં આવયાથી, પાછી ફરીથી અને સારી રીતે બાંધવાની મારી ફરજ સમજીને મેં બાંધી છે અને આજ દીનથી આગલા કાનુન પરમાણે સરવ ધરમ કીરયા કરવા સારૂ ઉઘાડી મુકું છું. આસેપાસેના ઘરધણીઓને કાંઇ પરકારની અડચણ ન કરતાં સારા દેખાવની તથા વધારે સગવડની આ દરેહમેહેર બાંધવાની બનતી કોશેશ કરી છે અને ઉમેદ રાખું છું જે એ પાક મકાન તમો સાહેબોને પણ પસંદ પડતું હશે આ દરેહમેહેર આજ દોઢ સદી કરતાં વધુ થયું ઘણીજ જાહેર તથા ફતેહમંદ નીવડી છે. તે માતર અતરે ધરમ કીરયા કરતા સઘલા મોબેદોએ પોતાનું કામ બહુ સારી રીતે અને મનમાનતી રીતે કરયાથી સઘલા બેહદીનોનો વીશવાસ તથા ચાહ અમારી જાણ પરમાણે મેલવી લીધાના સબબથી છે અને હું આશા રાખું છું કે હંમેશ એ દરેહમેહેરનું જાણીતું નામ પોતાની બનતી કોશેશથી હંમેશ જાલવી રાખશો. વલી આ દરેહમેહેરના જાણીતા વડા આ૦ દારાબજી માણેકજી આદરીયાનવાલા પોતાના હાથ તલે કામ કરનારા સઘલા મોબેદો સાથે એવા તો હલીમલીને ચાલયા છે કે મારી પણ આજ ૧૩ વરસની આ દરેહમેહેરની કારકીરદીમાં એવણ સારૂ એક પણ ફરયાદ સાંભલી નથી અને જણાવવાને ઘણોજ ખુશી છું કે એવણના મીલનસાર સવભાવ અને દેખરેખથી તથા વલી અતરે વસનારા મોબેદોની સારી સમજથી મીનાકેસો તથા ફીસાદ દુર રહયો છે. આ કેટલાંક વરસની જાલવી રાખેલી ફતેહ સારૂ હું એવણને મુબારકબાદી આપું છું. વલી મનેજ નહી પણ મારી અગાઉ થઇ ગયલા આ દરેહમેહેરના તરણ મુતવલીઓને એવણે પોતાનો ઘણોજ જોખમદાર ઓધો સારી રીતે બજાવી ઘણોજ સંતોશ આપયો છે, અને તેની ઇધાણી દાખલ હું આ તકે એક શીયાલ તથા પરસ એવણને ભેટ કરૂં છું જે આશા છે કે તેવણ કબુલ કરશે. સઘલા મોબેદ સાહેબોને હું એક બીજી એલતેમાશ કરૂં છું, જે તેઓ હંમેશ પોતાના વડાને માન આપીને પોતાનો દરજ્જો તથા આ દરેમેહેરનું પુરાતમ નામ હંમેશ જાલવી રાખશે. આ શુભ દીવસે સઘલા મોબેદ સાહેબોએ નેક દુવાથી ભરેલું માનપતર આપી મને મોટું માન આપયું છે. અને સારૂ હું તેઓનો ઘણોજ ઉપકારી છું અને એજ સાહેબો તરફથી મલેલી ભેટ ઘણીજ ખુશી અને ઉપકાર સાથ કબુલ રાખુ છું. સાહેબો, વલી આ દરેહમેહેરનો રોણકદાર ડીઝાઇન મારા દોસત મી૦ નશરવાનજી દારાજી મીરઝાંનો છે અને એવણે દોસતીના હકમાં પોતાના ખાનગી અમુલય વખતમાંથી કેટલોએક ભોગ આ પાક મકાનની બાંધણીની દેખરેખ સારૂ રોકયો છે, તેથી એ ભાઇનો પણ હું ઉપકાર માનું છું.

એ પછી શેઠ જાલભાઇ અરદેશર શેઠે પોતાને હાથે એક શીયાલ તથા પરસ એરવદ દારાબજી માણેકજી આદરીયાનવાલાને એનાયત કરી હતી, જે તેવણે સવીકારયા પછી હાજર રહેલા મોબેદોએ શેઠ જાલભાઇ અરદેશર શેઠના નામની તનદરોસતી ભણી હતી.

સેવટે મી૦ પેશતનજી કાવસજી સોલીસીટરે જણાવયું કે હું પણ ભગરયા ટોલાનો છું અને આજે ભગરયા મોબેદો તરફથી તેવણુના વડાને જે માનપતર એનાયત કરવામાં આવયું છે, તેના બાબમાં હું બે બોલ વધારવા માગું છું. આજનો શુભ દીવસ શેઠ જાલભાઇ શેઠની સાલગરેહનો છે અને એટલાજ માટે આ મકાનનું મુરત કરવાને આજનો દીવસ મુકરર કરવામાં આવયો છે. આ તકનો લાભ લઇ હું તેવણુને મુબારકબાદી આપું છું અને એવું ઇચ્છું છું કે એવણના વડાઓએ આશરે ૧૬૦ વરસ થયાં પોતાનું વડાપણું જાલવી રાખયું છે, તે ૧૬૦૦ વરસ સુધી જાલવી રાખી એવુંજ વડાપણું ભોગવતા રહે અને ભગરયાઓને ઉત્તેજન આપતા રહે.

એ બાદ મીજલસ વીખરાવા માંડી હતી.

કીરયા ખલાસ થયા પછી આખો દીવસ આકસર કરી સાંજ પછી પુશકલ પારસી મરદ ઓરતોની આવજાવ એ દરેમેહરમાં ચાલુ રહી હતી. રાતે એ પરસંગની ખુશાલીમાં દરેમેહેરનાં મકાનને ભભુકદાર રોશણીથી સણગારવામાં આવયું હતું.

*Times of India, 6 th November 1891.*

CONSECRATION CEREMONY OF THE MANOCKJI SHETT'S NEW FIRE-TEMPLE.

An interesting ceremony was performed yesterday morning in connection with the consecration of the new building recently erected for the re-instatement of the sacred *adaran* fire in Bazaar Gate Street. The fire was installed in the year 1733 by Manockjee Nowrojee Shett. The old building, which had stood for so many years, and was of late indicating pronounced signs of decay, led to the idea of the erection of the handsome new building at a cost of about a lakh of rupees by Mr. Jalbhoy Ardeseer, the eighth lineal descendant of the founder. It is built in the ancient Persian style of architecture ; and its frontal alone presents an appearance which is as unique as it is rare in the western capital of India.

The sacredness of the fire, as an emblematic attribute of the Creator's spirit, has been recognised for nearly thirty centuries, when the Parsee prophet Zoroaster chanted his Gathic incantations amongst a population chiefly pastoral. The Gathas are venerated by the Parsees as consisting of revealed principles of religion; and in the texts of the Yasnas 31 and 43, forming a part of them, are to be found the expressions: "And that keenness, that deciding satisfaction, which thou hast given by thy Spirit and thy Fire. . . Then for thy Fire an offering of praise and holiness as long as I have power to meditate." The translation we have followed is by the Rev. Dr. L. H. Mills, the eminent Zend Scholar and Philologist.

Such a sacred flame before it could be settled into one of the three recognised classes of Parsee sacred fires in India has to under go certain ceremonials in proportion to the dignity of the order to which it is destined to belong. For instance, only a thirtieth part of the expenditure and religious recitation would be required, at a rough estimate, to consecrate a Dadgan fire than when a Beheram fire is intended to be installed. The most ancient fire at present extant in India is at the comparatively secluded and unknown village of Oodwada near Bulsar. Both stations are on the B. B. & C. I. Railway trunk line between Bombay and Surat; and the Parsees of all places make it a point of orthodoxy to repair to the Beherâm fire there in large numbers during the months of Ardibehest

and Adar, which are specially allotted to the presiding genius of fire. This fire was consecrated about twelve centuries ago by the forebears of the present Indian Parsees in commemoration of the boisterous voyage they had experienced during their emigration from Persia to India. The learned priests took a vow to institute the fire in the event of their ships landing them in safety on Indian soil. Their prayers were heard, because, as tradition goes, the elements toned down considerably; wherefore the vow they had taken was religiously performed. The fire is fed, at five stated times during the space of twenty-four hours, with sandal-wood, benzoine, and quantities of other odour-emitting materials, as well as with very dry fuel. This however cannot be done without previous compliance with certain religious fromulas.

Next in rank to the Beheram fire is the Adaran, the one reinstated yesterday. It is placed in a large silver censer, estimated to have cost about seven thousand rupees. The hall in which it is placed could not be entered into by any follower of the Prophet, however devout he might happen to be, but by the officiating priest or his immediate assistant only. It is built up entirely of marble facings, and compares favourably with any of its class in elegance, simplicity and design. The great disturbing element in the erection of a fire-temple building is the dilemma of how to get rid of the smoke ! In the present instance a number of ventilating appliances have been provided.

During the time the building was under erection, that is, for upwards of a year, the Adaran fire was removed to Manockjee Shett's oart in the Fort, a portion of the place having been set apart for the exclusive purpose, and for the use of the priests in charge. All the arrangements for the removal and reinstatement yesterday were made under the directions of Mobed D. M. Adarianwala, the hereditary priest officiating in the temple. A portion of the new building, the rear part, is devoted to the dedication of the Dadgan fire, and for the performance of certain rituals enjoined by Parsee custom and usage.

After the *jasan* ceremony was over, one of the priests read, on behalf of the priestly community making use of the fire-temple, an address of congratulation to Mr. Jalbhoy Shett, who is himself the scion of a priestly family descended from the well-known translator of the sacred Zend books into the Sanscrit, Dustoor Nerioshang Dhaval. Mr. Jalbhoy, who was presented with a flower-vase as a memento of the occasion, made a suitable reply, in which he expressly thanked the officiating priest, Mobed D. M. Adarianwalla, for the good discipline he had maintained among the priests in his charge; and presented him, in recognition of the service, with a costly shawl and a purse. Mr. Jalbhoy also thanked Mr. N. D. Mirza, the designer, for the time and talent that gentleman had gratuitously devoted towards the erection of the sacred edifice. Mr. Pestonjee Cowasjee Solicitor then expressed his gratification at the munificence Mr.

Jalbhoy had displayed in the re-building of the temple. He said that the day, Beheram, was an auspicious one, on account of its being sacred to the genius of fire; so was the month Ardibehest. The fire-temple had been in existence for the past 160 years; but the speaker felt sure everyboby present would offer prayers to invoke a blessing that it would flourish for tenfold the number of years, under the auspices of the descendants of the founder's family and under the benign blessings of the British rule.

The majority of the Parsees then adjourned to partake of the "chasnee," which meant the tasting of sacred bread, wine, fruit, milk and such other edibles over which prayers had been recited. The building was illuminated at night.

*** આ દરેમેહરમાં નીચે મુજબની ચાર તખ્તીઓ ગુજરાતી, ઇંગ્રેજી, ફારસી, અને જંદ ભાષાઓમાં કોતરેલી છે:—

"આ માણેકજી શેઠની દરેમેહર આ૦
"માણેકજી નવરોજી શેઠે શેહેનશાહી શને
"૧૧૦૨ યજદજરદી તથા ૧૭૩૩ ઇશવીનાં
"શાલમાં બાંધી હતી. એ દરેમેહર નવે
"પાએથી જાલભાઇ અરદેશર શેઠ તે
"આ૦ માણેકજી નવરોજી શેઠનાં વકફના
"આઠમા મુતવલીએ શેહેનશાહી શને
"૧૨૬૧ યજદજરદી. સવંત ૧૯૪૮. તથા
"ઇશવી શને ૧૮૯૧ નાં શાલમાં પાછી
"બાંધી છે."

## આકોલાની મરહુમ બાઇ બચીઆઇજી જામાસ્પજી જામાસ્પ આશાવાલી દરેમેહેર ફેરી પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૩ મી નવેમબર ૧૮૯૧ ને વાર શુકરે.

આકોલા, તા૦ ૯ મી નવેમબર

બીરાર જીલ્લાના આકોલા ગામમાં બાઇ બચીઆઇજી તે દખણના મરહુમ વડા દસતુર જામાસપજી એદલજી જામાસપઆશાનાનાં વીખવાનાં પુન માટે તેવણના વારસો તરફથી બંધાયલી દરેહમેહેરનું નવું મકાન જરથોસતીઓના વપરાસ માટે ખુલ્લું મેલવાની ક્રીયા આજે સવારના ૯ાા કલાકે થઇ હતી. એ ક્રીયામાં શામેલ થવા માટે દખણના હાલના વડા દસતુર ડાકટર હોશંગજી જામાસપજી પુનેથી અતરે ગઇ કાલે પાછલા પોહરના આવી પુગ્યા હતા. તેવણને એસતેકબાલ લેવા માટે આકોલાના જરથોસતીઓ તથા બીજા ઓધેદારો રેલવે સટેશન ઊપર હાજર થયા હતા. ઘટતી મુલાકાતલેવા પછી દસતુરજી પોતાના ઉતારાની જગાએ પધારયા હતા.

જશનની ક્રીયામાં શામેલ થવા માટે એ દીવસ આગમજથી મુંબઇ, જલગામ, ભુશાવલ, નારગામ, મલકાપુર, ખાનગામ, શેગામ, બદનેરા અને ઉમરાવતીથી કેટલાક જરથોસતીઓ હાજર થયા હતા. તેઓના ઉતારાના માટે આગમજથી દસતુર બહમનજી જામાસપજીએ ગોઠવણ કરી રાખી હતી. જશનની ક્રીયા ૧૧ાા કલાકે પુરી થવા પછી દસતુર હોશંગજીએ એક અસરકારક વાયજ કરી સંભળાવી હતી, જેની મતલબ એવી હતી કે માણુસજાતની ફરજ છે કે પોતાના પેદા કરનાર ક્રીરતારને હરઘડી યાદ કરવો, કારણકે તેણે આપણે માટે સરવે જોઇતી ચીજ પેદા કરી તેના ઉપર આપણને સરફરાજ કીધા છે. જે માણુસ પોતાની દોલત અને કુવતથી બીજાનાં દુઃખમાં ભાગ લે, દુઃખ અને સુખ સરખુંજ સમજે તેમજ પોતાના ક્રીરતારને પીછાણી તેને ખરાં જીગરથી આરાધે તોજ તે ખરો સુખી માણુસ ગણાય. બાદ બંદગી કરવાની ફરજ વીશે કેટલુંક વીવેચન કરી દસતુરજીએ જણાવયું કે જ્યાંબી પાંચ ઘર જરથોસતીઓનાં હોય તયાં એક દરેહમેહેરની જરૂર છે. તેવાજ હેતુથી આગલ એક દરેહમેહેર આ જગા ઉપર બાંધી હતી, જે બીસમાર હાલતમાં આવવાથી આ નવું મકાન ફરીથી બાંધી સરવે જરથોસતીઓના વપરાસ માટે ખુલ્લું મુકયું છે અને હું ઇચછું છું કે એ પવીતર મકાનમા શાહદી અને રામશણી તથા ખુશી ખુરમીભરયાં કામો થાય !

દસતુરજીએ પોતાની બેઠક તાલીઓના આવાજો વચ્ચે પાછી લેવા પછી તેવણે પાછા ઉઠી મઉવાલા દસતુરજીને તેમજ આકોલાના પંથકીને એકેક શીયાલ ઓઢાડી હતી. બાદ દસતુર ડાકટર હોશંગજીને આકોલાની અંજુમન તરફથી એક શીયાલ, તેમજ ભુશાવલ, જલગામ, નારગામ, ખાનગામ અને શેગામના જરથોસતીઓ તરફથી એક બીજી શીયાલ

ઓઢાડવામાં આવી હતી. વલી દસતુરજી હોશંગજી તેમજ દસતુર બેહમનજીને માટે તેઓના મીતરો તરફથી બીજી ૧૨ શીયાલ ભેટ આવી હતી, તેમાંની ચાર કબુલ રાખી આ કામ પોતનું ખાનગી હોવાથી મોટો ઉપકાર માની બાકીની પાછી વાલી હતી.

મીજલસ સનમુખ વંચાયેલાં અંજુમન પતરમાં જણાવવામાં આવયું હતું કે એ દરેહ-મેહેરની મરામત માટે તથા દર વરસનાં જશન માટે મરહુમ દસતુર જામાસપજી એદલજીના નબીરાઓ તરફથી રૂ૨૦૦૦ ની રકમ જુદી કાઢવામાં આવી છે જેનાં વયાજમાંથી આ પવીતર મકાનની મરામત થશે તથા દર વરસ રોજ ૨૪ મે માહા ૨ ને દીને એક જશન કરવામાં આવશે. દરેહમેહેરનું આ નવું મકાન બહુ મજબુત તથા શોભાયમાન થયું છે.

દરેહમેહેરનાં મકાન ઉપર એ રાતના અછી રોશણી કરવામાં આવી હતી, તેમજ તેને લગતા કામદારોને દસતુર બેહમનજીએ ઘટતી ભેટ સોગાદો કરી હતી,

*** એ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"અએ અહુરમઝદ તુને હમો નમીએ "છીએ (અને) હમો તારા (બંદગીને "માટે) કરજદાર છીએ.

"આએ દરેમેહેરતુ પવીત્ર મકાન આગલ "સને ૧૨૩૯ યઝદેઝરદીમાં બનાબ્યામાં "આબ્યું હતું તેહેની અસલ તખ્તી નીચે "મુજબ છે.

"બનામે દાદાર અહુરમઝદ અશો. મરહુમ "મુરબી માતાજી સાહેબ બચીઆઇજી તે "પુણેવાલા દસ્તુરજી સાહેબ જામાસપજી એદ- "લજી દસ્તુર જામાસપ આસાનાનાં વીધવાનાં "ફંડ મધેથી તેવોના છોકરાવોએ આએ "આએ દરેમેહેર બંધાવી ધરમખાતે "આપી છે. રોજ ૨૪ માહા ૨ સને ૧૨૩૯ "ઇયઝદેજરદી. તા૦ ૨૪ મી નવેંબર સને "૧૮૬૯ ઈસવી."

"એ ઉપલું મકાન પુરાણી હાલતમો "આબ્યાથી તેહેને ફરી, નવેસરથી નવા "પાયા ઉપર બાંધી મરહુમના વારેશ "બેટાઓએ પોતાની પુંજીમાંથી બંધાવી "મરહુમ માતાજી સાહેબને નામે ફરી "ઈજાવી, પાક માઝદીયસ્ની દીનના જર- "તોસ્તીઓને વાપડવા સારૂ આજ દીને ખુલ્લું "મુકીયું છે. આંકોલા રોજ ૨૪ માહા "૨ સને ૧૨૬૧ યઝદેજરદી તા૦ ૯ "નવેંબર ૧૮૯૧ ઈશવી."

## બેલગાંમની શેઠ પેશતનજી ખરશેદજી બાઈસવાલી દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૪ થી ડીસેમબર ૧૮૯૧

બેલગામ ખાતે મી૦ પેસતનજી ખરશેદજી બાઇસે બંધાવેલી દરેહમેહેર ઇજાવાની કીરયા રોજ ૨૪ મે માહા ૩ જો શેહેનશાહી સને ૧૨૬૧ યઝદેજરદી યાને આવતા બુધવારે દખણના દસતુર ડાકટર હોશંગજી જામાસપજી કરનાર છે, જે કીરયામાં હાજર થવાને જર-થોસતીઓને નોતરવામાં આવે છે.

*Times of India, 10 December 1891.*

BELGAUM, DECEMBER 9.

Yesterday Dastoor Hooshang, the High Priest, was presented with an address of welcome, etc., by the Parsees. To-day he consecrated the new Fire Temple with great *éclat* and delivered an eloquent and impressive sermon. He also invested a son and daughter of Mr. Pestonjee Boyce with the *Sudra* and sacred garment. There was feasting every day in his honour. He left to-day for Poona.

જામે જમશેદ, તા૦ ૨૧ મીં ડીસેમબર ૧૮૯૧ ને વાર શોમે.

બેલગામમાં નવી દરેહમેહેર ખુલ્લી મેલવાની થયલી કીરયા.

બેલગામ, તા૦ ૧૫ મી ડીસેમબર.

અમારાં આ શેહેરમાં આજ અરધી સદીથી પણ વધુ મુદત થઈ પારસીઓની વસતી છે, પણ આજ સુધી એક બંદગી કરવાનાં મકાનની અમને ખુટ હતી, જે અતરેના વતની મી૦ પેસતનજી ખરશેદજી બોઇસે પુરી પાડી છે. તેવણે એ દરેહમેહેર પોતાના મરહુમ ભાઇઓ એદલજી તથા નાનાભાઇ ખરશેદજી બાઇસનાં પુન માટે મોટે ખરચે બંધાવી છે. એ દરેહમેહેર ઈજવાની કીરયા કરવા માટે પુનેથી ખાનબહાદુર સરદાર દસતુર હોશંગજી જામાસપજી ગઇ તા૦ ૬ ઠીએ અતરે પધારયા હતા. એ વખતે અતરેના સરવે જર-થોસતીઓ સ્ટેશન ઉપર તેવણુને આવકાર દેવા ગયા હતા. બીજે દીને તેવણુનાં માનમાં અતરેની અંજુમનની એક વગવાલી સભા મલી હતી, જે વખતે અહીંની અંજુમનના પરમુખ તરીકે સરનશીનની ખુરસીએ દસતુરજી

બીરાજ્યા હતા. અંજુમનના નાયબ પરમુખ મી૦ પેસતનજી એદલજી બાઇસે દસતુરજીનો તેવણની પધરામણી માટે ઉપકાર માનીને અંજુમન તરફનું માનપતર વાંચી સંભલાવયું હતું. એ માનપતર વંચાઇ રહેવા બાદ તેને ચાંદીના એક સુંદર નકશીદાર ડબામાં મેલીને દસતુરજીને અરપણ કરવામાં આવયું હતું.

દસતુરજીએ માનપતર સવીકારતાં એક છટાદાર ભાશણ કરીને અતરેના જરસથોતીઓને સુલેહસંપથી રહેવાની સલાહ આપી હતી તથા તેમને તેમના ધંધારોજીમાં આબાદી ચાહી હતી.

ગઇ તા૦ ૮ મીએ સવારે અતરેના જરથોસતીઓ દસતુરજીની ખાનગી મુલાકાતે ગયા હતા અને સાંજે મી૦ પેસતનજી બાઇસ તથા એરવદ સોરાબજી કેરસાસપજી લશકરી સાથે દસતુરજીએ દરેક જરથોસતીને ઘેરે જઇ તેમની તથા તેમનાં કુટુંબોની મુલાકાત લીધી હતી જે વેલા ઘેરેઘેરની બાનુઓએ તેમને ફુલોથી વધાવી લીધા હતા.

ગઇ તા૦ ૯ મીએ નવી દરેહમેહેર ઈજવા જોડે મી૦ પેશતનજી બાઇશનાં બે છોકરાંઓની નવજોતની ક્રીયા દશતુરજીએ કીધી હતી. ક્રીયા પુરી થતાં તેવણે એક અસરકારક વાયજ કીધી હતી. તે પછી મી૦ પેસતનજીએ પોતાની દરેહમેહેર અંજુમનને દસ્તકી કરનારો પતર વાંચી સંભળાવ્યો હતો [illegible] અંજુમન તરફથી તે [illegible] [illegible] [illegible] આવ્યો હતો. ક્રીયાની સેવટે દસતુરજીને મી૦ પેસતનજીએ શાલ તથા પરસની ભેટ આપી હતી, અને અંજુમન તરફથી દસતુરજીને તેમજ મી૦ પેસતનજીને એકેક શાલ હોરાડવામાં આવી હતી. વળી એ પરસંગે મી૦ પેસતનજીને તથા તેમના લાયકીવાલા બેટા ડાકટર ખરશેદજી બાઇસને અહીંયાંના જરથોસતીઓ તરફથી ઘણીક ભેટ સોગાદો થઇ હતી, કેમકે બને બાપ બેટા અહીંયાંના જરથોસતીઓમાં પોતાની લાયકીથી લોકપરીય થઇ પડેલા છે.

એજ દીને બપોરના નવજોતની ખુશાલીમાં થયલાં ખાણાંમાં ભાગ લેવા પછી બારની ગાડીમાં દસતુરજી રવાના થયા હતા.

રાસત ગોફતાર, તા૦ ૨૭ મી ડીસેમબર ૧૮૯૧ ને વાર રવેઉ.

ચાલતા મહીનાની તા૦ ૯ મીને દિને દસ્તુર સાહેબ હોશંગજી જામાસપજીએ શ્રી બેલગામ ખાતે શેઠ પેશતનજી ખુરશેદજી બાઇસની સખાવતથી બંધાયલી નવી દરેમેહર ઇજવા તથા ખુલ્લી મેલવાનાં જશનની જે ક્રિયા કીધી હતી તેને લગતો ખાસ હેવાલ અમોને બે અઠવાડિયે અસુરેથી મળવાને લીધે અમે તે છાપવાની ના પાડી છે. તોપણ દખણ દેશાવર વચે એક સખી જરતોશતીએ સ્થાપેલું આ ધર્મ ખાતું જાહેર અગતયનું હોવાથી એ મકાન બક્ષવા વિષે શેઠ પેસતનજીનો અનજુમન પત્ર તથા બેલગામની અનજુમને તેનો વાળેલો જવાબ એક નોધ લેખે જાલવી રાખવા માટે અમે તે હેઠલ ઉતારી લઇયે છીયે.

'અનજુમન પત્ર'

પાક દાદાર હોરમઝદની મદદ હોજો.

શ્રી બેલગામની સમસ્ત અનજુમનની સેવામાં હું નિચે સહી કરનાર પારસી પેસ્તનજી ખરશેદજી બાઇસ નમંતાઇ સાથે અરજ કરછું કે આ બેલગામમાં હકતાલાની બક્ષેસથી જરથોસ્તિ વસ્તિ વધતી જાય છે અને રેલવેની સગવડથી આપણા હમજાતીઓની આવજાવ પણ વધતી થાતી જાય છે, પણ આપણા પાક પેગંબર સાહેબનાં ફરમાન મુજબ આપણી ધર્મક્રિઆ કરવા લાયકનું દરેમેહેરનું મકાન તથા જરથોસ્તિ મુસાફરોને માટે ઉતારાનું મકાન અત્રે ન હોવાથી અડચણ પડતી હતી, તે ટાળવાને સેવકનો ઇરાદો થવાથી તે બારે હકતાલાની મેહેર અને મદદથી પેગમબર સાહેબના અશોઇ ફરોહરની બરકતથી, તથા મેહેરબાન માનવંતા [illegible] સરદાર ખાનબહાદુર ડાકટર શમસુલ ઉલમા હોશંગજી જામાસપજી દસ્તુર જામાસપ આસાનાની તક સરની બેમુલી સલાહ અને તમો સાહેબે એ કામના ચાલુ નિભાવના ખર્ચની જોગવાઇ કરી આપવાને આગેવાની લીધાથી મકાન બંધાવીને હમારા મુરબીજી બીરાદરો મરહુમ ભાઇ એદલજી ખુરશેદજી બાઇસ તથા નાનાભાઇ ખુરશેદજી બાઇસનાં નામથી તેઓનાં પુનને માટે આપની દિનનાં ફરમાન મુજબ ઇજવાને સમસ્ત જરથોસ્તિ અનજુમનને સ્વાધિન કરી આપુ છું તેની શરતો નિચે મુજબ છે :—

૧ આ દરેમેહેર તથા જરથોસ્તિઓના ઉતારાનું પાક મકાન જે આજ રોજે મેં અનજુમનને સ્વાધિન આપ્યું છે જેનું કેન્ટોનમેન્ટના સરકારી દફતરમાં ના૦ ૧૨૬ સું નોંધાયલું છે અને જે શ્રી બેલગામની કેન્ટોનમેન્ટમાં કમીસરી કેટલ લાઇસન્સની સામે આવેલો છે, જેની ચકબંદી, ઉત્તરે જાહેર

મોટો રસ્તો, દક્ષિણે નાળું, પૂર્વે (કમીસરી) મોદીખાનાનો કુવો તથા ગફુરમીઆની મીલકત, પશ્ચિમે મી૦ બીટોની મીલકત, એવી ચતુર્દશાવાળો અમલો તેને લગતાં આઉટ હાઉસીસો, કમ્પાઉન્ડ, કુવો, ઝાડો, ઝાડીઓ સુદ્ધાં આજ દિને તમારી અંનજુમનને સ્વાધિન આપું છું. મેં જે આઉટ હાઉસીસોમાં સુધારો કર્યો છે તે દરેમેહેરનાં મકાન સાથેજ સંબંધમાં રહે. જેમાં દરેમેહેરના મોબેદ સાહેબ પોતાના કબીલા સાથ રહે. અને આજ દિનથી એ અમલો તથા આઉટ હાઉસીસો, કમ્પાઉન્ડ, કુવો, ઝાડો, ઝાડીઓ સુદ્ધાં આખો જેનો હું આજ દિન સુધી હકદાર માલેક છું અને જે હું આજ દિને અનજુમનને બક્ષેસ આપવાને કુલે મુખ્તયાર છું તે ઉપરથી મારો અને ફરઝંદાન ફરઝંદોનો મારા વકીલ વારસોનો કુલે દાવો તથા હક રદબાતલ કરીને અત્રેની જરથોસ્તિ અનજુમનને સ્વાધિન આપું છું. વળી આજ દિનથી અમો તથા અમારા વકીલ વારેસો તથા ફરઝંદાન ફરઝંદોમાંથી કોઇબી એ મકાન ઉપર દાવો કરે તો આએ લખાણની સત્તાથી તે રદબાતલ ગણાએ સહી. એવું હું મારી કુલ રાજી ખુશીથી તથા અકલ હોશીઆરીથી આ લેખથી ફરમાવું છું, અને વધુ મારી ખાએશ મુજબ ફરમાવું છું કે હવે પછી હું પોતે અથવા મારાં ફરઝંદાન ફરઝંદો અથવા મારા વારેસ વકીલો આ મારી બક્ષેસ પાછી એંગી લઇ શકે નહીં.

૨ [illegible] વિનંતિ છે કે આએ દરેમેહેરનું મકાન કોઇ બી કારણ આ સબબસર રદબાતલ નહીં કરવું તેમજ તેને બીજા કશાં કારણમાં વાપડવા લેવું નહીં તથા કોઇને ભાડે નહીં આપવું. અને કોઇ કાળે પણ નિચે લખેલી શરતમાં જણાવેલા હાંગામ ઉપરાંત તે વેચી શકાય નહીં અને દરેમેહેરના તથા જરથોસ્તિઓના ઉતારા સિવાય કશાં પણ કારણમાં વાપડવા લેવાઇ શકાએ નહીં એટલી મારી ફરમાશ છે તે અમલમાં લાવવીજી.

૩ ખોદા ન કરે ને હવે પછી કોઇ પણ કાળે શ્રી બેલગામ ખાતેથી જરથોસ્તિઓની વસ્તી ઉઠી જાય અને એ દરેમેહેર તથા ઉતારાનું મકાન કશાબી ઉપયોગમાં ન આવી શકે, અને ઉપયોગ વના પડી રહે તો એવા હાંગામમાં જેઓ મારો વારેસ વકીલ અથવા અતલગ જેઓ હૈયાત હોય તેવે પ્રસંગે મારાં એ ઉપર જણાવેલાં ધર્મખાતે આપેલાં મકાનો વેચી કહાડી તેની ઉપજ જે બી થાય તેમાંથી બીજા પરદેશોમાં જ્યાંબી જરથોસ્તિઓની વસ્તી હોય તેવે ઠેકાણે એક દરેમેહેર મારે નામે સ્થાપિ આપવી અને મારે નામનો એ ધર્મ ચાલુ કરવો.

૪ અંનજુમનને મારી બીજી એવી અરજ છે કે દરેમેહેરના હૉલના અંદર મકાનની રીપેરી સિવાય કોઇબી કારણસર કોઇબી દુરવંદને દાખલ કરવો નહીં. અને એ હૉલને સાફસુફ રાખવાનું કામ કોઇ પણ જરથોસ્તિ પાસે કરાવવું. વળી વધુ મારી એવી એલતેમાશ છે કે એ હૉલ કોઇબી જાતનાં ખાણાંપીણાંના અથવા નાચ રંગના કામમાં વાપડવો નહીં, પણ જરથોસ્તિઓને લગતી સઘળી ક્રિયા માર્ગો કરવા તથા મીજલસો ભરવા અથવા એવાંજ જરથોસ્તિઓનાં હરેક જાહેર કામોમાં વાપડવાને અનજુમન મુખ્તાયાર છે.

૫ એ દરેમેહેરનાં મકાનનાં છાપડાંનું દર સાલ નળીઆંનું ચરાણુ તથા મકાનની મરામત તથા દાદગાહનો સુખડ, લોબાન, તેલ કાઠી, મોબેદનો પગાર વગેરેનો સર્વ ખર્ચ અંનજુમનના ફંડમાંથી મેહેરબાન દસ્તુરજી સાહેબ રૂ. ૭૦૦૦) (સાત હજાર) મુંબાઇની પારસી પંચાયતના ટ્રસ્તી સાહેબોનાં દફતરમાં ખાતું પડાવી સ્વાધિન આપનાર છે, તેનાં વ્યાજમાંથી કરવો અને તે સઘળો ખર્ચ જ્યાં સુધી મેહેરબાન દસ્તુરજી સાહેબ તથા અતરેની અનજુમન એ ધર્મખાતાંના કુલે ખર્ચના નિભાવનો કાયમ બંદોબસ્ત કરી શકે ત્યાં સુધી એ ખર્ચના [illegible] સાહેબોએ [illegible].

રોજ ૨૮ મો દીન દએમહ માહ ૩ જો ખોરદાદ અમસારપદ શેહેનશાહી સને ૧૨૬૧ ઇઅઝદજર્દી. શ્રી બેલગાંમ કામ્પ. તા૦ ૯ મી દીસેમબર ૧૮૯૧ ને વાર બુધ.

લી૦ દુઆગો અનજુમનનો તાબેદાર
સેવક,
(સહી) પેસ્તનજી ખરસેદજી બાઇસની
સલામ બંદગી વાંચી કબૂલ કરજોજી.

જવાબ.

નેક નામ શેઠજી સાહેબ,
શેઠ પેસ્તનજી ખુરસેદજી બાઇસ જોગ
શ્રી બેલગામ કામ્પ

જત તમો સાહેબે આજ દીને શ્રી બેલગામની જરથોસ્તી અનજુમનને સારે રૂડે વાપરવા તથા તેમના મોબેદ સાહેબ વીજેરેને રેહવા એક દરેમેહેરનું, તથા શ્રી બેલગામ મધ્યે આવતા જતા જરથોસ્તીઓ માટે ઉતારાનું મકાન, કમપાંઉન્ડ, કુવો, આઉટ હાઉસીસ

સુધાં તમામ એક અનજુમન પત્ર મધે કેટલીએક સરતો સાથે લખી શ્રી. બેલગામની અનજુમનને સ્વાધીન આપી તમારો તથા તમારા વારસ વકીલોનો સરવે હક તથા દાવો એ મકાન ઉપરથી ઉઠાવી લઇને સરવે સમસ્ત જરથોસ્તી અનજુમનના સ્વાધીનમાં આપેયાં છે, તે સરવે તમારા અનજુમન પત્ર મધે લખેલી સરતો મુજબ અતરેની અનજુમને મોટાં માન સાથ કબુલ રાખેઆં છે, અને તમોએ અરપણ કાધેલું એ ધરમખાતું આજથી "શેઠ પેસ્તનજી ખરસેદજી બાઇશની દરેમહેર તથા મુસાફરખાનુ" એવે નામથી ઓલખાશે અને તે પ્રકારનો ઠરાવ અનજુમનનાં દફતરમાં નોધીઓ છે.

બીજું તમો શાહેબ તરફનાં માનની ઇધાણી દાખલ અમારી અનજુમને એમ ઠરાવ કરેઓ છે કે એ દરમેહરમાં થતાં દરેક જાહેર આફરીનગાનો તથા જશનોમાં તથા ધર્મની બીજી જાહેર ક્રીયામાં તમો સાહેબના મરહુમ ભાઇઓ જેવોની નેક નઇઅતે તમોએ ધરમખાતું ઇજાવ્યું છે. તેવોનાં નામો જોડવાં તથા તમારી હૈયાતી બાદ (કે જે હૈયાતી પરવરદેગાર સુખસાંતી ભરેલી ઘણી લંબાવે) તમારૂ મુબારીક નામ જોડવું. અને જે ઠરાવ અનજુમનનાં દફતરમાં નોધ્યો છે. અને દાદાર હોરમઝદની તોફીકથી તમો સાહેબે પાક જરથોસ્તી મજહબના હમદીનોની સગવડ માટે જે આ પવીત્ર મકાનો તમારી ખાશ પુંજીમાંથી બનાવીને અનજુમનને સ્વાધીન કીધાં છે. તે વીસે અનજુમન તમારી નેક નેયત તથા સારી નીષ્ટા ઉપર હજારો દરૂદ તથા આફરીન કરે છે, અને એવી દુવા ચાહે છે કે એ નેક કામનો બદલો તે સાહેબ પોતાના ખાશ ખજાનાથી તમોને આએ તથા પેલી જેહાંનમાં બખશે.

હમારી આએ ગરીબ અનજુમન તરફથી તમો સાહેબને આએ નેક કામ સરંજામ પુગું તેની મુબારીકબાદીમાં એક દોસાલો ભેટ આપીએ છીએ તે કબુલ રાખશો એવી આસા છે. એજ વીંનંતી.

શ્રી. બેલગામ રોજ ૨૪ મો દીન ઇજદ માહ ૩ જો ખોરદાદ અમસાસ્પંદ સેહનશાહી સને ૧૨૬૧ ઇઅઝદઝરદી તા૦ ૯ મી ડીસેમ્બર ૧૮૯૧ અંગ્રેજી ને વાર બુધે.

શ્રી બેલગામની સમસ્ત અનજુમનના અનુંમતથી લી. દુવાગા સેવકો.

(સહી) હોશંગ જામાસ્પ દસ્તુર, વડા પ્રેસીડંટ.

(સહી.) પેશતનજી એદલજી બાઇસ, વાઇશ. પ્રેસીડંટ.

" જમશેદજી ખરશેદજી બાઇશ.

" માણેકજી પેશતનજી દોટીવાલા.

" રૂસ્તમજી નાનાભાઈ બાઇશ.

" રૂસ્તમજી ડોસાભાઇ વાડીઆ.

તે અનજુમનના કારોબારીઓની સલામ બંદગી કબુલ ફરમાવવીજી—

*** એ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર અહુરમઝદની મદદ હોજો.
"આએ મકાન સેઠ પેસ્તનજી ખરસેદજી
"બાઇશનાએ પોતાના બેહસ્તનશીન ભાઇઓ
"એદલજી ખરસેદજી બાઇસ તા૦ નાનાભાઇ
"ખરસેદજી બાઇસનાં પુનને માટે બંધાવી
"શ્રી બેલગામની જરથોસ્તી અનજુમનને
"દરેમેહર તા૦ જરથોસ્તી મુસાફરોને
"ઉતારા સારૂ વાપરવા ઇજાવીને આજ
"રોજે અરપણ કીધું છે. શ્રી બેલગામ
"રોજ ૨૪ મો દીન ઇઝદ માહ ૩ જો
"ખોરદાદ અમસાસ્પંદ શેહનશાહી સને
"૧૨૬૧ ઇઅઝદઝરદી બુધવાર તા. ૯
"મી ડીજેમ્બર ૧૮૯૧ ઇસવી.
"આ ધરમ ખાતું.
"સરદાર ખાનબહાદુર દાકતર દસ્તુર
"સમસુલ ઉલ્મા હોસંગજી જામાસ્પજી
"જામાસ્પ આસાના તે શ્રી દખણના વડા
"દસ્તુરજી સાહેબની આગેવાની હેઠળ
"ઉભું થયું છે. જેઓએ ઉપલે દીને
"ઇજવાની ક્રીયા કરી ખુલ્લું મેલ્યું છે."

## પુણાં મધેનો "નશરવાનજી માણેકજી પીટીટ હાલ" ખોલ્લો મુકવાની ક્રિયાનો અહેવાલ.

જામે જમશેદ તા૦ ૨૪ મી ડીસેમબર ૧૮૯૧ ને વારે ગરેઉ.

મહરૂમ શેઠ નશરવાનજી પીટીટનાં પુન માટે સખાવત.

મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં પુંન માટે પુના ખાતે એ શેઠનો ભવાનીપેંઠનો જે બંગલો જરથોસતીઓને સરઅવસરે વાપરવા આપયો છે, તે ખુલ્લો મેલવાની ગયા સોમવારે થયલી જશનની કીરયા પુરી થવા પછી નીચલું અંજુમનપતર વાંચવામાં આવયું હતું:—

દસતુરજી સાહેબ તથા મીજલશના સાહેબો,
મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટ,
જેવણુ રોજ ખોરદાદ માહા ખોરદાદ શેહેનશાહી

સને ૧૨૬૧ યઝદેજરદીને દીને હક થયા હતા. અને જેવણનાં ઉઠમણાંની ક્રીરયા વેલાએ શ્રી પુનાની ભવાનીપેંઠ મધે આવેલો આ બંગલો પુનાની કુલ્લે પારસી અંજુમનના સરઅવસરના વપરાસ જેવા કે નવજોત, લગન, ઘમબાર, જશન, દરેક પારસી ધરમને લગતાં ક્રીરયાકામ તથા પારસીઓને લગતી સભાઓ વગેરેને માટે એલાહદો કાઢવાનું જાહેર કરવામાં આવયું હતું, તે મુજબ, તે આજ દીને મજકુર કારણોસર, મરહુમ શેઠ નશરવાનજીનાં પુન માટે ખુલ્લો મેલવામાં આવે છે. એ ધરમનાં મકાનની વયવસથા માટે નીચલી ગોઠવણો કરવામાં આવી છેઃ—

૧. આ મકાનનું નામ " નશરવાનજી માણેકજી પીટીટ હોલ' એમ રાખવામાં આવયું છે.

૨. આ મકાનનો સઘલો વહીવત મરહુમ શેઠ નશરવાનજીએ શ્રી મુંબઇ મધેસથા પેલાં "ધી નશરવાનજી માણેકજી પીટીટ ચેરીટી ફંડ"ની કમીટી અસતક ચલાવવામાં આવશે.

૩. મજકુર કમીટીની દેખરેખ હેઠલ શ્રી પુનાં મધે મકાનના વપરાસની પરવાનગી આપવાનું કામ શ્રી પુના તથા દખણના વડા દસતુરજી સાહેબ સરદાર, ખાનબહાદુર, સમ-શુલ ઉલમા, દસતુર હોશંગ જામાસપ અથવા મજકુર કમીટી જે બીજા ગરહસથને મુકરર કરે તે ગરહસથ અસતક ચલાવવામાં આવશે.

૪. આ મકાનનો વપરાસ શ્રી પુનાના સરવે જરથોસતીઓ માટે ખુલ્લો છે, અને ઉપર લખેલી "ધી નશરવાનજી માણેકજી પીટીટ ચેરીટી ફંડ" ની કમીટી આ મકાનના વહીવટ માટે જેબી ધારાઓ ઘડે તે ધારાઓને અનુસરીને તેના વપરાસ માટેની પરવાનગી સરવે જરથોશતીઓને કોઈ બી રીતના ફરક વીના આપવામાં આવશે.

૫ આ મકાનના વપરાસ માટેની પરવાનગી લેનારા સાહેબોને જે ધરમનાં કામ માટે તેઓ પરવાંનગી લીયે,—તે કામનાં ક્રીરીયાઓ માટે પોતપોતાની તરફના કોઇબી મોબેદો લાવવાની સરવે રીતની છુટ રેહશે, જેથી તેવા સાહેબો તે ક્રીરયાઓ પોતપોતાની પસંદગીના કોઇબી દસતુરો અથવા મોબેદો સોડે કરાવી શકશે. આવી પસંદગી માટે કોઇબી રીતનો આંકોશ રાખવામાં આવયો નથીં.

મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં પાછલી રાતનાં ઉઠમણામાં આ મકાનની મરામતના ખરચ માટે રૂ. ૫૫૦૦ ની જે રકમ મરહુમનાં વીધવા બાઇ દીનબાઇ તરફથી એલાહેદી કાઢવામાં આવી છે તેમજ આ મકાન મધે ફરનીચર વગેરે મુકવા માટે રૂ. ૫૦૦૦ ની એક બીજી રકમ જે મરહુમનાં બેટી બાઇ આવાંબાઇ તે શેઠ ફરામજી દીનશાહજી પીટીટના ધણીઆંનીએ આપી છે, તે ઉપરાંત રૂ. ૧૦૦૦૦ નાં મુંબઇ મયુનીસીપાલીટીનાં ૫) ટકાનાં બાઁડ આ મકાન મધે એક કદમી મોબેદ, તેમજ એક માણુસ તથા બીજા પરચુટણ ખરચ સારૂં આપવામાં આવયા છે.

વલી આ મકાન મધે જરથોશની ધરમને લગતી ક્રીરયાઓ માટે તરણ હીંડોલા (એક કદમી તથા બે શેહનશાહી) જરથોશતીઓ માટે બાંધવા તથા તેને લગતાં બબરચીખાંનાં બાંધવાના ખરચ માટે, તેમજ આ મકાનને તેને લગતાં કારણો સર લાયક બનાવવા માટે આશરે રૂ. ૧૫૦૦૦ ની રકમ ખરચવામાં આવશે.

આ પરમાણે આ ધરમનાં મકાન માટે જુમલે રૂ. ૬૫૫૦૦ ની રકમ થઇ છે.

## ઈ૦ સ૦ ૧૮૯૨

## તારાપોરની મરહુમ શેઠ કાવશજી બેજનજી આલબલેસવાલી નવી સગડી ઇજાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૯૨ વાર બ્રેસપત.

તારપોર, તા૦ ૯મી ફેબવારી.

આજે અમારા ગરીબ કસબામાં એક દીનચાશીદાર સખી નરનું પનોતુ નામ એક નવી કીમતી સખાવતથી અમર કાલ સુધી મશહુર થયું છે, જે નાંમ અતરેની પારસી અંજુમનની આવતી ઓલાદ વટીક માન સાથ યાદ કરશે. તમો તરફવાલા બેહેસતનશીન શેઠ કાવસજી બેજનજી કરાંણી અથવા આલબલેસ સાહેબના સખી દીલગુરદાથી અતરેની એક મોટી હાજત બે વરસની વાત ઉપર સરી હતી, જે આજ રોજે પુરતી રીતે અમલમા આવી છે. તારાપોરમાં ઇ. સ. ૧૮૬૬ માં બંધાયલાં હાલનાં વપરાતાં દોખમાં વખતે અંજુમનના ઉઘરાણાથી એક સગડી,

તથા કુવો બાંધવામાં આવયાં હતાં, પણ વખતના વહેવા સાથે સગડી મજકુર બીસમાર હાલતમાં આવી પડવાથી ઉપર જણાવેલા સખી શેઠે અતરેના જરથોસતીઓની દાઝ દીલે ધરીને ઉદાર દીલે રૂ. ૩૫૦૦ ની રકમ કાઢી આપી સગડીનું કામ નવેસરથી પાકે પાયે કરાવવાનું પુન લીધું હતું. આ સખાવતની રૂએ બંધાઇને તઇયાર થયલી સગડીનાં મકાનને ખુલ્લું મેલવા માટે જશનની કીરયા આજે મરહુમ શેઠની આઠમી માસીક બાજનું ટાંકણું સાંધીને કરવામાં આવી હતી. અતરેથી બાહેરગામ ધંધાને અરથે સીધારેલા જરથોસતી બીરાદરોને અતરેની પંચાયતના મેમબર સાહેબોએ ખાશ ચીઠીઓ લખી આ ટાંકણાસર હાજર રહેવાને આગમજથી તેડું કીધું હતું, જેની રૂએ એક સારો મેલાવડો એકઠો થયો હતો. પરથમ મોબેદોએ જશનની કીરયા કરી એજ મરહુમની સખાવતમાંથી સગડીમાં દાદગાહ પરથવાની કીરયા કીધી હતી. મુંબઇથી આલબલેસવાલા સાહેબો તરફથી મરહુમ શેઠ કાવસજીના પાલક દીકરા મી૦ કેખુશરો અરદેશર મોદી આ કીરયા સારૂ એક દીવસ આગમજથી આવી હાજર થયા હતા. જશન તથા દાદગાહની કીરયા સમાપત થવા પછી તારાપોરના અંજુમનપર એ મરહુમનાં થયલાં હેશાનની લાગણી જાહેર કરવા સારૂં તયાંજ એક મીટીંગ મલી હતી, જેમાં મી૦ નશરવાનજી મેહેરવાનજી સગાની દરખાસતથી અને તેને મી૦ કુવરજી શાપુરજી પરધાને ટેકો આપવાથી, અતરેની અંજુમનના પરમુખ શેઠ જહાંગીરજી દાદાભાઇને પરમુખસથાન આપવામાં આવયું હતું. સરનશીને પોતાની બેઠક લીધા પછી અંજુમને એકમતથી તેમને આપેલાં માન માટે ઉપકાર માની આજના મેલવડાની ટુક તવારીખ આપતાં પોતે દુઃખ સાથ જાહેર કરયું કે, જે પરગજુ નરે આપણા કસબાપર મેહેરબાન થઇને પોતાની સખી લાગણીથી આપણી હાજત ટાલી છે, તેઓ કમનસીબે પોતાની સખાવત અમલમાં મેલાયલી જોવાને આજે હઇયાત રહયા નથી. આલબલેસ ખાનદાને આ સાથે આપણી ઉપર આ બીજો મોટો ઉપકાર કીધો છે, કે જે હેશાન વરસો સુધી આપણે ભુલીશું નહી. બાદ અતરેની અંજુમન તરફનું લગભગ ૫૦ સહી સાથેનું એક ઉપકાર પતર વાંચી સંભલાવવાની મી૦ વીકાજી મેહેરજીભાઇને ફરમાશ કીધી હતી, જે મુજબ મી૦ વીકાજીએ તે વાંચી સંભલાવયું હતું. આ પછી સરનશીને એ ઉપકાર પતર મરહુમ સખી શેઠના વારસ મી૦ કેખુશરોને એનાયત કીધું હતું, જેના જવાબમાં મી૦ કેખુશરોએ વલતું હેશાન માની અંજુમનનો ઉપકાર માનયો હતો. આ બાદ મી૦ નશરવાનજી મેહેરવાનજી સગા તથા મી૦ બેજનજી આદરજી ગોવેકરે ભાશણો કરી મરહુમ સખી શેઠનો, આલબલેસ ખાનદાનનો તથા તેમના આજે અતરે હાજર થયલા વારસ મી૦ કેખુશરોનો ઉપકાર માનયો હતો. એ પછી પરમુખે આ સખાવતનાં કામમાં મોટી મદદ કરનાર અને મરહુમ શેઠને સલાહ આપનાર મુંબઇવાસી મી૦ પાલનજી ફરામજી મેહેતાનું મોટું હેશાન આખી અંજુમન તરફથી માનયું હતું. સેવટે સરનશીનનો ઉપકાર માનવામાં આવયો હતો. આ નવી સગડી જુની સગડીને બરાબર અરધી ભાંજીને તેનીજ ઉપર આગલ કરતાં ઘણા ઉંચા ઉઠાવે બાંધી લેવામાં આવી છે. મરહુમ શેઠ કાવસજી કરાંણીએ આ સગડીનાં કામ માટે કુલે રૂ. ૩૫૦૦ આપયા હતા, જેમાંથી રૂ.૨૦૦૦ મુંબઇની પારસી પંચાયતના ટરસટીઓને અસતક ખાતું પડાવી વયાજે નાખયા છે, જેમાંથી સગડીની રખેવાલી કરનાર મોબેદ તથા તેને લગતા દાદગાહનો સુખડ, કાઠી, તેલ વગેરેનો ખરચ કરવામાં આવશે. ઉપલી બે હજારની રકમમાં અતરેની અંજુમન તરફથી રૂ. ૫૦૦ ની રકમ ઉમેરી એકંદર રૂ. ૨૫૦૦ ની રકમ વયાજે નાખી છે, તેમાંથી ઉપર મુજબ ખરચ કરવામાં આવશે. ઇજાયલી નવી સગડીમાં મુંબઇથી આવેલી નીચલી નવી તખ્તી મેલવામાં આવી છે :—

" શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.
" આ સગડી તથા દાદગાહ બીસમાર
"હાલતમાં આવેલાં હતાં તે નવેસરથી વધારે
"ઉંચાઇએ મુંબઇવાલા શેઠ કાવશજી બેજનજી
"કરાંણીએ પોતાની ભતરીજી મરહુમ બાઇ
"ખરશેદબાઇ એદલજી આલબલેસના પુનને
"સારૂ રૂ. ૧૫૦૦ આપી બંધાવી છે. રોજ
"આસતાદ યઝદ માહા અમરદાદ અમસાસપંદ
"શેહેનશાહી તથા માહા સહરેવર કદમી સને
"૧૨૬૧ યઝદેજરદી તા૦ ૯ મા ફેબરવારી
"૧૮૯૨ વાર ભોમને દીને નવેસરથી ઇજાવી
"જરથોસતી અંજુમનના વપરાસમાં આપી છે"

એજ સગડીમાં જુની અસલ તખતી છે જેની નકલ પણ આ સાથે નોંધાઇ રહે એવા હેતુથી ઉતારી લેવું છું :—

" શ્રી પાક અહુરમજદની મદદથી. આએ
" દોખમું તથા એને લગતી સગડી તથા
" કુવો શ્રી તારાપોર મધે જરથોસતીએને

"વાસતે શ્રી મુંબઈ તથા બીજાં ગામોની
"જરથોસતી અંજુમને ઉધરાણું કરીઈંગરેજ
"સરકારના રાજમાં બંધાવીઉ છે. રોજ ૨૭
"મો આસમાન માહા ૬ ઠો સહરેવર
"શેહેનશાહી તથા માહા ૭ મો મેહેર કદમી
"સને ૧૨૩૫ યઝદજરદી તા૦ ૧૮ મી મારચ
"સને ૧૮૬૬સંવત ૧૯૨૨ ના ચઇતર શુદ
"૨ વાર રવેઉ."

## અમદાવાદની ખાનબહાદુર નવરોજી પેસતનજી વકીલની ધર્મશાળાનો પાયો નાંખવાની ક્રિઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૫ મીં મારચ ૧૮૯૨ ને વાર શનેઉ.

અમદાવાદ. તા૦ ૩જી મારચ.

અમદાવાદમાં પારસીઓની સારી વસતી હોવા છતાં, અને રેલવેના વધારાને લીધે અમદાવાદ મુસાફરોનું મધય બીંદુ થઇ પડેલું હોવા છતાં, પારસી મુસાફરો માટે ઉતારાની એક સારી ધરમશાળા જેવું મકાન નહીં હોવાથી તેમને ઉતરવા માટે ઘણી મુશકેલીઓ પડતી અને હારમાર થવું પડતું હતું. જોકે મરહુમ સખી શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇની બંધાવેલી એક મોટી ધરમશાળા હતી, તોપણ તે ભાગી ગયલી હોવાથી તેમાં ઊતારો લેવાઇ શકાય એવું હતું નહી. આથી પંચાતના અધીકારીઓએ મુંબઈના શેઠયાઓની મદદથી એક સારી ધરમશાળા બાંધવાને ઘણી કોશેશ કીધી, પણ જોઇતું ફંડ ઉભું નહી થવાથી ઘણી વાર નાસીપાસ થવું પડયું હતું.

અંતે આ ધરમનું કામ ઉઠાવી લેવાને અત્રેના જાણીતા શેઠ ખા૦ બા૦ નવરોજી પેશતનજી વકીલે મરજી બતાવયાથી આ અગવડનો અંત આવયો છે. ખા૦ બા૦ ફીરોજ હોશંગ દસતુર આવતી કાલે મુંબઇ જનાર હોવાથી આજ સવારે તેમનેજ હાથે પાયો નાખવાની કીરયા કરાવી હતી, જે વખતે જુની ધરમશાળાવાલાં મેદાનમાં મોટો માંડવો ઉભો કરવામાં આવયો હતો અને બાંનુઓ તથા ગ્રહસથો માટે બેઠકો કીધી હતી. માંડવાને વાવટા અને તોરણોથી શણગારવામાં આવયો હતો અને અંદર એક વાજું પણ હાજર હતું. પારસી બાંનુઓ અને ગ્રહસથો ઉપરાંત હીંદુ બાનુંઓ અને ગ્રહસથો પણ હાજર હતાં, જેઓમાં રા૦ બા૦ રણછોડલાલ, શેઠ સંભુપ્રસાદ, શેઠ ઊમભાઇ, કવી દલપતરામ, વકીલ મી૦ કેશવલાલ, રા૦ સા૦ બેહેચરલાલ, મેશરશ પીતાંમબરદાસ, ત્રીભોવનદાસ કરસણલાલ, રમણભાઇ વીગેરે હતા.

આશરે સાડા આઠ વાગે શરવેએ જગયા લેવા પછી પંચાતના સેકરેટરી શેઠ જાંગીરજી પેસતનજી વકીલે નીચલો હેવાલ વાંચી સંભલાવયો હતો: "કેટલાંક વરસ ઊપર શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇએ આ શેહેરને માટે એક ધરમશાળા એનાયત કરી હતી, પણ કમનશીબે સને ૧૮૭૫ ની નાશકારક રેલથી તે પડી ગઇ હતી ને આખરે તેને ઊતરાવી નાંખવાની જરૂર પડી હતી. જયારથી રજપુતાણા માલવા રેલવે ખોલી છે, અને વઢવાણ, રાજકોટ, ભાવનગર, ગોંડલ રેલવેનો રસતો થયો છે, તથા ગોધરા લાઇન ઊઘડી છે તયારથી અમદાવાદ રેલવેનું મોટું જંકશન થઇ પડયું છે અને ચારે બાજુ જરથોસતીઓની આવ જાવ આ શહેરમાં વધી પડી છે. પણ તેમના ઉતારા માટે હયાં એક પણ ધરમશાળા નહી હોવાથી, બહુ મુશકેલીઓ પડતી હતી. તેમાં ખટલા સાથેના પારસી મુસાફરોને તો બેહદ ખમવું પડતું હતું. એ સઘલી મુશકેલીઓ દેશાવરના ઘણા પારસીઓએ નજરે નજર જોયલી છે, અને વલી ઘણાઓને તો એ દુખનો અનુભવ પણ મલયો છે. તે ઉપરાંત મેટ્રીકયુલેશનની પરીક્ષા વખતે ઘણા જરથોસતી છોકરાઓ જીલા અને કસબામાંથી આવે છે. પણ તેમના ઉતારાને માટે અતરે કંઇબી સગવડ નહી હોવાથી તેઓને ઘણું હારમાર થવું પડે છે. એક સારી ધરમશાળા વગર પારસી મુસાફરોને પડતી અડચણથી અમદાવાદના જરથોસતીઓ ખરાં જીગરથી દલગીર હતા, અને એ મુશકેલી દુર કરવા માટે ફંડ ઊભું કરવાની ઘણી ફેરી કોશેશ થઇ હતી, પણ તે વયરથ ગઇ હતી. તેમાં ફકત નીચે જણાવયા મુજબ રૂ ૨૫૦૦ ભરાયા હતા જેમાંથી સર દીનશાહ માણેકજી પીટીટ રૂ ૧૦૦૦, શેઠ નશરવાનજી માણેકજી પીટીટ રૂ ૧૦૦૦, અને ખાન બાહાદુર શેઠ નવરોજી પેશતનજી વકીલે રૂ ૫૦૦ ભરયા હતા. શેવટે આ અગવડ દુર કરવાના હેતુથી વગર માગવે પોતાની મેલે અતરેના સખી શેઠ ખાનબાહાદુર શેઠ નવરોજી પેસતનજી વકીલે પોતાનાં હમેશનાં ઉદારપણાથી એક સગવડવાલી ધરમશાળા રૂ ૧૫૦૦૦ સુધી ખરચી બાંધી આપવાની પોતાની ખાહેશ બતાવી, અને તે મુજબ તે કામ આરંભ કરવા માટે તેના પાયાનું શુભ મુહુરત કરવા આપણે બધા

આજે અતરે ભેગા મળેલા છીયે. શેઠ નવરોજીની આ ઉદારતાથી એક મોટું પુણ્યનું કામ થયું છે અને તે ઊપરાંત તેમની જાવેદાન સુધીની યાદગારી આખા ગુજરાતમાં રહી જશે. વળી તેમનો અમદાવાદ અનજુમન ઉપર મોટો ઊપકર થયો છે. આ ધરમશાળા પાકી ઈંટ ચુનાથી બનાવવામાં આવનાર છે, તથા તેની ફરશબંદી તમામ પથરની કરવાની છે. એ મકાન ફાયર પરૂફ એટલે આગથી બલે નહી તેવું લોખંડનાં પતરાં નાખીને કરવાનું છે. એ મકાન આ સાથે જોડેલા નકસા પ્રમાણે બાંધવાનું છે. એ નકસો ખાંન બહાદુર ફરદુનજી કુંવરજી તારાપોરવાળા એકઝેક્યુટીવ એનજીનીઅરે બહુજ તજવીજથી બનાવેલો છે. મકાંન ઘણું કુસાદે તથા સગવડ ભરેલું થશે. તેની લંબાઇ પુરવ પશ્ચીમ ફુટ ૮૮ તથા પોહલાઇ ઊતર દક્ષીણ ફુટ ૩૮ થશે. વચલો હાલ ૩૪ ફુટ લાંબો થશે; તથા બીજા ચાર ઓરડા ૧૭ ફુટના થશે. દરેક ઓરડા સાથે એક એક નાહવાનો ઓરડો છે; તથા ચારે બાજુ ફરતા ઓટલા મુકવામાં આવેલા છે. મકાનનો ઓટલો ચાર ફુટ ઊંચો કરાવામાં આવશે, તથા ઊંચી ઉભરણી કરી મકાન ઘણું રોનકદાર તથા સુંદર બાંધણીનું બનાવવામાં આવશે. નોકરોને રેહેવાનું મકાન, બબરચી ખાનું, તથા બીજી નાહાવા ધોવાની જગાઓ જુદી બાંધવામાં આવશે, તથા તેમાં કોચ, ખુરસી, ટેબલ, વાસણ, વગેરે જોઇતો સામન મુકવામાં આવશે. આ કમપાઊંડમાં આવતાંજ શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇનાં નામની અસલી મારેલી તખતી જોઇ હશે. આ તખતી શેઠ નવરોજજી પેશતનજી વકીલની ખાહેસથી કાયમ રેહેવા દેવામાં આવી છે, જેથી તે નેક નામ શેઠનું મુબારક નામ આપણા શેહેરમાં હમેશ સુધી જલવાયલું રહે. એ ધરમશાળા બંધાઇ રહયા પછી અતરેની જરથોશતી અનજુમનની પંચાતને સુપરદ કરવામાં આવશે, અને તે પછી તેને લગતો સરવે વહીવટ હમેશ સુધી અતરેની પારસી પંચાત કરશે. એ ખરચ માટે સુમારે રૂ ૮૦૦૦ ની થાપણ જોઇએ, તેમાં રૂ ૩૦૦૦ શેઠ નવરોજી પેશતનજી વકીલે આપવા કહયા છે, તથા રૂ ૨૫૦૦ ઉપર જણાવયા પ્રમાણે ભરાઇ ચુકેલા છે. બીજા રૂ ૭૭૫ જુની ધરમશાળાનું ઉપર દલ વેચયું તેના ઉપજયા છે. રૂ ૮૬-૧૦-૮ તા૦ ૧ લી નવેમબર ૧૮૯૧ સુધીના વયાજનાજ થયલા છે. તે મલી કુલે રૂ ૬૩૬૧-૧૦-૮ હાલ હાથમાં છે. બાકી રૂ ૧૬૩૮-૫-૪ જોઇએ, તે ઉઘરાણાથી ભરાઇ જશે, એવી ઉમેદ રાખવામાં આવે છે."

શેઠ જાંગીરજીએ બેઠક લીધા પછી ખા૦ બા૦ નવરોજી પેસતનજી વકીલે ખા૦ બા૦ દસતુરને પાયો નાખવાની અરજ કરતાં કહયું કે, આપણા શેહેરમાંથી ખા૦ બા૦ દસતુર મુંબઇ સીધારનાર છે, જેથી આ શુભ કામ એવણના હાથે થાય અને મકાનનો પાયો નાંખવાને ખા૦ બા૦ દસતુરે સવીકારવાથી હું તેમને પાયો નાખવાની અરજ કરૂં છું. હાજર રહેલાં બાનુઓ અને ગ્રહસથો મી૦ દસતુરની સાથ પાયો નાખવાની જગયાએ ગયા હતા, જયાં પાયામાં "હીતેચછું" વગેરે અત્રેનાં પત્રો શીશીમાં ભરી નાંખવા પછી ખા૦ બા૦ દસતુરે પાયો બરાબર બેઠેલો જાહેર કીધો હતો. સરવેએ પાછી બેઠક લીધા પછી મી૦ દસતુરે એક અસરકારક ભાષણ કીધું હતું.

ખા૦ બા૦ દસતુર તેમ કહતાં બોલયા કે, આ શુભ કામને માટે કોઇ બુઝરગ અને લાયક ગ્રહસથને પસંદ કીધા હોત તો વધારે સારૂં થાત. પણ ખા૦ બા૦ નવરોજીની મારે માટે જે શુભ લાગણી અને ચાહ છે, તે માટે, હું ઉપકાર માનું છું. ધરમશાળા બંધાવી આપવામાં ખા૦ બા૦ નવરોજીએ ખરેજ મોટાં પુનનું કામ કીધું છે. પારસી કોમ સખાવતને માટે મગરૂર છે અને બાહેરનો શુભ દાખલો અમદાવાદમાં ઉતરેલો જોઇને મને ઘણી ખુશાલી ઉપજે છે. શેઠ નવરોજી અને શેઠ જાંગીરજી પેસતનજી વકીલે દરેમેહેર પોતાને ખરચે બંધાવી આપી છે, અને તે માટે અમદાવાદની પારસી અનજુમન તેમની આભારી બની છે. એ ઉપરાંત શેઠ નવરોજીની છુપી સખાવતો પણ ઘણી છે, હમણાજ મારા એક દોસતથી ખાનગી રીતે મારા જાણવામાં આવયું છે કે, શેઠ નવરોજીએ બે એક વરસની વાત ઉપર નડીઆદ કસબામાં જગયા લીધી છે અને તે જગયાની ઉપજ ધરમનાં કામમાં વાપરવાને ત્રસટ કીધું છે, જે થોડા વખતમાં જાહેરમાં આવશે. એ શેઠ પોતાના ગરીબ હમદીનોને જે મદદ કરે છે. તે માટે તેમને શાબાસી ઘટે છે. દોલત ઘણાઓને મલે છે, પણ જે દોલતનો સારો ઉપયોગ કરે તેજ ભાયગસાળી ગણાય છે. જેની પાસે દોલત હોય અને ખરચે નહી, તેને હીણ ભાયગ સમજવો, અને જે ખોટે મારગે વાપરે તેને તેથી પણ વધારે હીણ ભાયગ

જાણુવો. પણ જે સારે મારગે વાપરે તે આ અને પેલી દુનયામાં પોતા માટે સારો સંગ્રહ કરે છે. ધરમશાળા વગર પારસી મુસાફરોને પડતી અગવડ મારા કાને તથા પંચાતના અધીકારીઓને કાને પડી હતી અને તે અગવડોનો હવે છેડો આવી જશે. આ મકાન ફતેમંદીથી પાર પડે અને જલદીથી બંધાઇ તઇયાર થાય એવી મારી દુવા છે. મારી ખાતરી છે કે આ મકાન બાંધવાનું કામ કળાવંત એનજીનીયર ખા૦ બા૦ ફરદુનજી તારાપોરવાલાના હાથમાં મુકવામાં આવયું છે, તેઓ મજબુત અને સંગીન કામ કરશે.

શેવટે ખા૦ બા૦ દસતુરે પંચાતના માનવતા સરનશીન શેઠ ફરામજીને અરજ કીધી કે અમદાવાદની પારસી પંચાત તરફથી શેઠ નવરોજીને શાલ ઓરાડવી. શેઠ ફરામજીએ અનજુમનનો વડા તરીકે શાલ ઓરાડતાં જણાવયું કે, ધરમશાળા વગર પડતી અડચણો ખા૦ બા૦ નવરોજીએ તે બંધાવી આપયાથી દુર થશે. તેટલા માટે તેઓએ અમદાવાદની અનજુમન તરફથી તેમનો ઉપકાર માનયો હતો અને શેઠ નવરોજીને દોઆ દીધી હતી કે ઘણાં વરસ જીવી ઘણાં નેક કામો કરજો. (તાલીઓ.)

રા૦ બા૦ રણુછોડલાલ તે બાદ બોલયા કે હું પારસી કોમને લગતો નથી. તેમ છતાં આ શુભ કામ માટે બે બોલ બોલવા માગું છું. આ ધરમનું કામ છે, માટે પારસી કોમને એખલાને મગરૂર થવાનું નથી, પણ આખા અમદાવાદને મગરૂર થવાનું છે કે આવાં શુભ કામથી મુસાફરોની મુશકેલીઓ ટળી છે. બચગીથી મારા જોવામાં આવયું છે કે આ જગયાએ આસપીટલ હતી અને તે દરદીઓનું દુઃખ ટાળવાની જગયા હતી. એજ જગાએ ધરમશાલા બંધાઇ હતી અને હવે જાથુકનું મકાન બંધાય છે એ ખુશી થવા જોગ છે. ખા૦ બા૦ નવરોજીને હું સારી રીતે પીછાનું છું. તેઓ ગુપચુપ સખાવત કરે છે, અને તે એવણુની નમનતાઇ છે. કેટલાકો કીરતીને માટે ધરમ કરે છે અને કેટલાકો ધરમનું અને સારૂં જાણી ધરમનાં કામો કરે છે. તેઓના આ ભલા ગુણો માટે તેમનો ઉપકાર માનું છું.

ખા૦ બા૦ નવરોજીએ જવાબ આપતાં જણાવયું કે, જે બાનુઓ અને ગ્રહસથોએ આજે પધારી મને શોભા આપી છે, તે માટે તેમનો ઉપકાર માનું છું. પંચાતના ચાલાક સેક્રેટરીએ જે રીપોરટ વાંચી સંભલાવયો અને તેમાં મારે માટે જે કહયું છે, તે માટે પણ ઉપકાર માનું છું. આ વાત ખરી છે કે ધરમશાળા વગર અડચણ પડતી હતી અને મને આનંદ ઉપજે છે કે એ કામ મારે હાથે થઇ શકયું છે. ખા૦ બા૦ દસતુરે મારી છુપી સખાવત વીશે કહયું, તે ઇશ્વર ઇચછાથી થતું જાય છે. આપણે તો તેના નીયમને તાબે થયે છીએ. એમાં મેં કાંઇ ઘણું કીધું નથી, હીંદુ તથા મોહમેદન શેઠયાઓની સખાવતથી આ શેહેરમાં ઘણાં ધરમનાં કામો થયલાં છે. શેઠ હઠીસીંગનું દેહરૂં, રા૦ બા૦ રણુછોડલાલની આશપીટલ, અને રા૦ બા૦ રણુછોડલાલની બીજી જાહેર શેવાઓ સાથ સરખાવતાં આ કંઇ બીસાદમાં નથી. ખા૦ બા૦ નવરોજી બોલયા કે પારસીઓની નાની વસતી છે અને તેમાં ખુશી થવા જોગ એ છે કે બીજી ગમની માફક અત્રે કોઇ તડ નથી અને સંપથી રહે છે. તેનું મુખય કારણુ પંચાતના અધીકારીઓનો સારો વહીવટ અને કાલજી છે. આ કામમાં ખા૦ બા૦ ફરદુનજી એનજીનીયરે ઘણી મદદ કીધી છે અને તે મારા ઉપરજ નહીં પણ આખી કોમ ઉપર મોટો ઉપકાર કીધો છે. શેવટે ખા૦ બા૦ દસતુરની આવતી કાલની વીદાયગીરી માટે તેઓએ દીલગીરી જણુાવી હતી, અને બાનુંઓ તથા ગ્રહથોનો ફરી એકવાર ઉપકાર માની ખા૦ બા૦ નવરોજીએ તાલીઓ વચ્ચે બેઠક લીધી હતી.

કવી દલપતરામ બોલયા કે આ ધરમશાળાનું કામ થાય છે. તે ઘણુંજ નેક અને ઉપયોગી છે. પોતાનીજ કોમમાં શેઠ નવરોજીનો ધરમ અટકેલો નથી, પણ પારકી કોમોમાં પણ એમની સખાવતો થયલી છે, અને તે પણ જમણા હાથે આપેલું ડાબા હાથે જાણ્યું નથી. નાણું નદીના જળ માફક છે. તેનો સારો ઉપયોગ કીધેલોજ આગલ આવશે. લક્ષ્મી ચંચલ છે, તે કોઇને રહી નથી અને રેહેશે નહીં. પણ સારાં કામો રહી જશે. સખાવત કરવાનો રસતો આપણુને પારસીઓએ દેખાડયો છે. જયારે પોતાના હાથમાં નાણું પરમેશ્વર આપે અને જે કોઇ ધરમ કરવાને ભુલે છે, તેને પછવાડે પસતાવો થાય છે. ખા૦ બા૦ નવરોજી વકીલ અને રા૦ બા૦ રણુછોડલાલ સારાં કામો કરે છે. જે સમજે છે તે તેમની વખાણુ કરે છે. શેઠ નવરોજીએ વડોદરામાં કુવો બંધાવયો છે, અને બીજાં ઘણાં નેક કામો કીધાં છે. આપણે પરમેશ્વર પાસે માગીશું કે પરમેશ્વર એવાજ માણુસને

પઇસો આપજ્જે કે તે લોક કલયાણુના કામમાં વાપરે.

શેવટે ફુલના તોરા આપી મીજલસ બરખાસત થઇ હતી.

*Times of India, Monday, 7th March 1892*

*Ahmedabad, March 3*

The interesting ceremony of laying the foundation-stone of the *Dhuramshalla* for Parsee travellers was performed by Khan Bahadoor P. H. Dustur this morning before a large concourse of Parsee and Hindoo ladies and gentlemen, for the erection of which Khan Bahadoor Nowrojee Pestonjee Vakil has given Rs. 15,000. Besides Parsees, there were present Rao Bahadur Runchodlall, C. I. E., Kavi Dulputram, C. I. E. Sheths Sarabhoy, Oomabhoy, Sambhooprasad, Krishnarao, Ishwarlall, Ochavlall; Rao Sahebs Behchurdass, Keshowlall, Pitamberdas, Tribhowandas and many other merchants. Mr. Jehangirjee, the Honorary Secretary of the Parsee *Punchayet*, having read the report, Khan Bahadoor Dustur was requested by Khan Bahadoor Nowrojee P. Vakil to lay the foundation-stone, and he having declared the stone truly laid the assembly having taken their seats, Mr. Dustur made an imposing speech in which he eulogised the Vakil family's charity, and requested Sheth Framjee P. Vakil, the president of the Parsee *Punchayet*, to present the *shawls* to Mr. Nowrojee in the name of the Ahmedabad Parsee *Anjuman*. In presenting the *shawls* Sheth Framjee wished long life and prosperity to Khan Bahadoor Nowrojee. Rao Bahadoor Runchodlall Chotalall followed Mr. Framjee, and said that as the *Dhuramshalla* is a charitable institution, and for erecting such a building not only the Parsees but the whole of the inhabitants of Ahmedabad should take pride in it. Mr. Runchodlall said Mr. Nowrojee was his colleague, and he knew his many amiable qualities. Kavi Dulputram Dayabhoy praised the charitable qualities of Parsees, and thanked Khan Bahadoor Nowrojee for his magnificent charities.

Khan Bahadoor Nowrojee returned thanks to Mr. Dustur, Rao Bahadoor Runchodlall, Sheth Framjee, and Kavi Dulputram for their good expressions, and expressed his sorrow at the coming departure of Khan Bahadoor Dustur. After the distribution of flowers, &c. the assembly dispersed at 9-15 a. m.

## પુણાંની નવી કદમી દરેમેહુરનો પાયે નાખવાનીં ક્રીઆનો અહેવાલ.

કયસરે હિન્દ, તા. ૨૮ મી આગશટ ૧૮૯૨ ને વાર રવેઉ.

પુના, તા. ૨૪ મી આગસટ ૧૮૯૨.

ઠરાવ મુજબ ગઇ પરમ અને કદમી ખોરદાદશાલના નેક રોજને દહાડે અત્રેની કદમી દરેમેહેરનો પાયો નાખવાની ગંભીર ક્રીયા ( મેનેજીંગ કમીટીના મેમબર સાહેબોની ફરમાસથી ) જાણીતા ખાનબહાદુર શેઠ દોરાબજી પદમજીએ પોતાને હાથે કીધી હતી. પાછલા પોહોરના સાડાચારથી લોકોની ધમાલ એ પાયો નાખવાની જગા ઉપર ચાલુજ હતી અને સાડાપાંચ સુધીમાં જરથોસતી સાહેબોથી બેઠક તમામ ભરાઇ ગઇ હતી. તેમાં અત્રેના તેમજ મુંબઇના જાણીતા ગ્રહસ્થોબી ખુરશેદવારીએ હાજર હતા. જગાની રચના ગોયા એક જાહેર તેહેવાર જેવી થઇ રહી. એક અતી ઉંચી કાઠી ઉપર વાવટો હવામાં ઉડતો હતો. ( તે જાણે અસલ ઇરાની રાજની નીશાની જેવી અને કાવીઆની ઝુંનદાની ગંભીર યાદ આપતો હતો ). ફુલો અને તોરણોથી અછી રીતે શીંગાર કર ામાં આવયો હતો, કે જેથી ખુશનુમાં દેખાવ થઇ

રહગો હતો. મુંબઇવેરથી કદમીના મોબેદ સાહેબો ખુરશેદજી ડોશાભાઇ ભપુ તથા ભીખાજી ખુરશેદજીએ તસદી લઇ માજદયશની તરીકા મુજબ બંદગી કરવાના શરૂ કીધી હતી. તેમાં અત્રેવાલા શર જમશેદજીની અગીઆરીના દસ્તુર તથા મોબેદ સાહેબોબી સામેલ થયા હતા. ટુંક બંદગી થયા પછી ત્રસટી શેઠ દોરાબજી પદમજીને એક અછાં શીંગારેલાં કાગલ ઉપર સેકરેટરી મી. જમશેદજી માણેકજીએ દુવા (જે તેવણેજ પોતે જોડી હતી) તે વાંચી સંભલાવી. એ પછી શેઠ પેસતનજી કાવસજી ચેરમેનની દરખાસત ઉપરથી મી૦ જમશેદજી માણેકજી સેકરેટરીએ શેઠ દોરાબજી પદમજી અને માજલસ હજુર રીપોરટ–એડરેસ વાંચી સંભલાવયો હતો. એ વાંચન મીજલશની જોસ ભરી તાલીઓ વચે સમાપત થતાંજ શેઠ દોરાબજીને તે સપુરદ કીધા પછી એક અછી રૂપાંની થાપી "મેનેજીંગ કમીટીએ" એવણ શેઠના હાથમાં આપી. પાયાની જગા ઊપર સરવે ભેગા મલી એક એક અછા પીતલના દાબડામાં તરેહવાર રૂપાંના તથા ત્રાંબાના સીકાઓ તથા એ અગીઆરીને લગતી બીના તેમજ લોકલ ન્યુસપેરો માંહે મેલીને તે દાબદો પાયામાં મુકીને "હુમત હુખત હવરસ્ત" ના કોતરેલા લેખ સાથે, પથર ઘણી સંભાળથી તે ઉપર મેલી ચુનાથી રચી વલી ફરીથી મોબેદ સાહેબોના ટુંક ભણતર તથા શેઠ દોરાબજી અને મેનેજીંગ કમીટીના મેમબરોના અને સમશત મીજલસના આશીરવાદથી એ ક્રીઆ સમાપત થઇ હતી. તે બાદ શેઠ દોરાબજીએ મીજલશ આગળ જવાબ આપતાં નીચે પ્રમાણે ભાષણ કીધું હતું.

મીજલસના સાહેબો,

જત આએ દરેમેરની કારોબાર ચલાવનારી મંડળી અને તેવણુના સરનશીને આએ પાક મકાનનો પાયો નાખવાની ક્રીયા સેવકને હાથે કરાવી માન આપયું તેનો ઉપકાર માનું છું. એ મંડળીનો રીપારટ જે આપણને શેઠ જમશેદજી માનેકજીએ વાંચી સંભલાવયો તે પરથી જણાઇ ચુકું છે કે કદમીઓ સારૂ એક દરેમેહેરની મોહટી ખુટ હતી, કેમ જે કદમીઓના વસતી આએ શેહેરમાં રોજબરોજ કેટલી વધતી જાય છે, તે આપણે પોતે નજરે જોતા આવયા છાયે. એ ખુટ પુરી પાડવા એ કારોબાર મંડળીએ કેટલી જેહેમત ખેંચી છે ને કેટલી દીલસોજીથી માથે કામ લીધેલું સરનજામ પોંહચાડયું છે તે સરવે કોઇને જાહેર છે, અને તે કારણુસર અનજુમન તરફથી તેવણનો આભાર માનવો ઘટારત છે. એ દરેમેહેર, હસ્તીમાં આવયાથી આપણી જરથોસ્તી કોમની ધરમ સંબંધી મુઆફેકત અને એકસમપીપણાનો દાખલો જાહેર થાયછે તે ધ્યાન પોંહચાડવા લાયક છે. અત્રે ભેગા થયલાઓમા જે જવાન ગ્રહસ્થો છે તેઓના કદાચ વાંચવામાં આવયું હોય કે નહીબી હોય પણ ઉમરે પુગેલા પારસી ગ્રહસ્થો તો જાણતા હશે કે એક વખતે શેહેનશાહી ને કદમીઓ વચે કેવો ઝનુનભરેલો ઝઘડો ચાલતો હતો. પણ વખતના વેહવા સાથ ધરમ સંબંધી તે મીનાકેસો દરે થયો છે તે આપણે ખુદ નજરે જોઇયે છીયે. પુનામાં કદમીઓ પોતાના સરઅવસરનું ક્રીયા કામ શેહેનશાહી મોબેદને હાથે યા શેહેનશાહી અગયારીમાં કેટલાંક વરસ થયાં કરાવાને કશી અડચણ જોતા નથી. કેમજે તેવો જાણે છે જે તેઓનો અને શેહેનશાહીઓનો ખોદા એકજ છે, પેગમબર એકજ છે અને આતશબેહેરામ કે આદરાન એકજ છે. હલીમલાને ચાલવાની ભલી ખસલતનો એ નમુનો છે. હવે બીજા હાથ પર જોશો કે જયારે કદમીની વસતી વધતી ગઈ અને પોતાના રીવાજ પ્રમાણે પોતાની સરવે ક્રીયા કરવાનો વખત આવયો એમ સહમજી કદમીની અગયારી કરવી એવો ઠરાવ થયો, ત્યારે શેહેનશાહીઓએ તરતજ તે વાજબી ઠરાવ છે એમ કબુલ કીધું. એટલુંજ નહી પણ તન, મન ને ધનની મદદ આપવાને પછાત નહી રહયા, તે વાત કદમી સાહેબો કબુલ કરશે, એમાં કશો શક નથી. એ આપણી કોમના શુલક્ષણને લીધેજ આપણો નાનો જેવો ટોળો આજ પાંચ હજાર વરસ થયાં હઈયાતી ભોગવે છે. નહી તો હાંડેસા સંકટોમાં પડેલા કયાં અટવાઇ જતે તેનું ઠેકાણું પણ નહી લાગતે.

આ પાક મકાનના ખરચ સારૂ શેઠ પેસતનજી કાવસજી મરચંટે પોતાનો ઘોરપોદીપર કેવલરી લાઇનસમાંનો બંગલો નામે "વુલબી હાઉસ" ભેટ આપયો છે તે એવણની ઉદાર દીલની નીશાંણી છે. તે બાબે અનજુમન તરફથી તેવણનો આભાર માનવાની જરૂર છે. હમારા મુરબી બાવાજીએ આપણે ઉભાછ તે જગા એ ધરમનાં કામસર અરપણ કીધી છે. તેના બદલામાં દરેમેહેરની કારોબાર મંડળીના સાહેબો તરફથી એ જગાને "ખોરશેદ વાડી" નું નામ આપી અમારાં બેહેસ્તનશીન માતાજીનું નામ તે સાથે જોડી કાયમ કીધું છે

તે માટે તેવણુનો અમારા મુરબીજી તરફથી આભાર માનવાની રજા લેવું છું. હવે ખતમ કરતી વખતે એજ દુવા ચાહું છું અને તે દુવામાં તમો સરવે સાહેબો દીલોજાનથી સામેલ થશો જે આએ પાક આતશકદેહ જેમાં પાક યજદાનનું નુર હવે ટુંક મુદતમાં તખતનશીન કરવામાં આવશે તે જાવેદાન સુધી સહીસલામત રહે. એ મકાનમાં નેક મનશનીથી દુવાના ચાહાનારની મુરાદ હાંસલ થાય. આમીન ! !

ત્યારપછી એરવદ ખુરશેદજી દોરાબજી ભપુએ પોતા તરફનું એડરેસ મીજલશ આગલ વાંચી સંભલાવ્યું હતું. ત્યાર બાદ સરવેને પાંન, તુરા, ગોલાબ વેંહચયા પછી સરવે સાહેબો એક બીજા સાથે મલી ભેટી ખુશ ખુશાલી સાથે રવાના થયા હતા.

## ખેરગામની દરેમેહરમાં "મોટીબાઇ હોલ" ખોલ્લો મુકવાની ક્રિઆ.

જામે જમશેદ, તા૦ ૩જી સપતેમબર ૧૮૯૨ ને વાર શનેઉ.

ખેરગામ, તા૦ ૩૧ મી આગસટ.

બાઇ મોટીબાઇવાલી અતરેની દરેહમેહેરની અડોઅડ એક હોલ એજ બાઇ સાહેબ તરફથી એક સારી રકમના ખરચે બંધાઇ તઇયાર થયો છે, જેને ખુલ્લો મુકવાની કીરયા આજ સવારના આઠ કલાકે થઇ હતી. આ ખતે વરસાદ પુશકલ પડતો હોવા છતાં અતરેના તેમજ આજુબાજુના ગામના જરથોસતીઓએ સારી સંખયામાં હાજરી આપી હતી. જશનની કીરયા કરવા માટે નવસારીના દસતુરજી સાહેબે પોતાના તરફથી દસતુર નોશેરવાનજીને અતરે મોકલયા હતા. શરૂઆતમાં મીજલસ તરફથી મી૦ કાવસજી માણેકજી અલ્લુએ હોલ ખુલ્લો મુકવા માટે કરેલી દરખાસત ઉપરથી શેઠ ભીખાજી મેરવાનજીએ હોલ ખુલ્લો મુકતાં જણાવયું કે મીજલસના સાહેબો, આજના શુભ રોજે આ મુબારક મકાન ખુલ્લું મુકવાની નેક કીરયામાં સામેલ થવા આજના માર મારના વરસાદ છતાં તમો સાહેબો પધારયાછો, તે જણાવતાં મને બહુ ખુશી ઉપજે છે. આ હોલ મારે હાથે ખુલ્લો મુકવા. તમો સાહેબો તરફથી મને થયલી માનભરી ફરમાશ બજાવતાં મને બેહદ ખુશી ઉપજે છે. અતરેની દરેહમેહેર મુંબઇવાસી બાઇ મોટીબાઇ તે મરહુમ શેઠ બહમનજી જમશેદજી મુલ્લાંનાં વીધવાએ યજદેજરદી સને ૧૨૫૧માં અતરેના તેમજ આસપાસના જરથોસતીઓના સુખને અરથે બંધાવી આપી, કીરયા કામની પડતી બેહદ અડચણો દુર કરી છે. પણ એ દરેમેહેરમાં એક મોટો હોલ ન હોવાથી જશન વીગેરે કીરયાકામોમાં તેમજ શાહદી રામશની જેવા સરઅવસરે ઘણી અડચણ પડતી હતી, જે દુર કરવાની મારી અરજ ઉપરથી બાઇ મોટીબાઇએ આપણી ઉપર વધુ મેહેરબાનીની વરશદી કરી એક સારી રકમના ખરચે આ હોલ બંધાવી તઇયાર કરી આપી ખેરગામની અંજુમનને સપુરદ કરયો છે. આ હોલનું નામ "મોટીબાઇ-હોલ" રાખવામાં આવયું છે. બાઇ મોટીબાઇ એ આપણી ખેરગામની અંજુમન ઉપર દેખમુ અને દરેહમેહેર ઉપરાંત આ હોલની કરેલી નવાજેશ માટે અંજુમન તરફથી તેવણનો મોટો ઉપકાર માનુંછું અને આપણે અંતઃકરણથી ઇચછીશું કે, આપણા એ બુઝરગ માતુશ્રીને ખોદા પુરતી તનદરોસતી બક્ષે અને એવાંજ શુભ કામો કરતાં રહે. આમીન ! એ બાદ મેલાવડો ચાશના કરી બરખાસત થયો હતો.

## ભરૂચનાં વખારીઆ આદરાંનનો ઉગમણનો ભાગ તથા ઉતર બાજુનો વધારો શેઠ મનચેરશાહ શોરાબજી વખારીઆએ બંધાવી ઇજાવયો.

મુંબઈના જામે જમશેદ, તા૦ ૮મી ડીસેમબર ૧૮૯૨ ને વાર ભરેસપત.

ભરૂચ, તા૦ ૬ ઠી ડીસેમબર.

જશન કીરયા તથા આદરીઆનનું ખુલ્લું મુકવું—અતરેના શેઠ સોરાબજી હોરમસજી વખારીઆ કે જેવણે પોતાની હઇયાતીમાં પોતાના ભાઇઓએ ભરેલા રૂપીઆ ઉપરાંત પોતાની ગાંઠની મોટી રકમ ખરચીને પોતાના વડા ભાઇ તથા બાવાનું નામ રાખવા "જમશેદ બાગ" ના નામે ઓલખાતી પારસી ઉતારૂઓને માટે ધરમશાલા તથા વખારીઆ આદરીઆન ।। મકાનો બનાવેલાં, તેવણ રોજ ગુવાદ માહા ૩ જો ખોરદાદ સને ૧૨૫૯ તા૦ ૭ મી ડીસેમબર ૧૮૮૯ ના રોજે હક થયા હતા. તેવણનાં પુણને માટે મરનારની પુંજીમાંથી જે રૂપીઆ ભરાયા હતા, તે મધેથી અહીઆંના વખારીઆ આદરીઆનનો ઊગમણો હોલ તથા ઊતર બાજુનો વધારો તેવણના દીકરા શેઠ મનચેરશાએ બંધાવી આજરોજે મરહુમની તરીજી વરશીનો દીન હોવાને લીધે કુલ પારસી અંજુમનનુ જશન કીરયા કરી જરથોસતીઓના વપરાસને સારૂ ખુલ્લો મુકયો હતો. જશન કીરયામાં અતરેના

પારસી પંચાતના આગેવાન શેઠીઆઓ, પારસી સરકારી ઓધીદારો વીગેરે સારી સંખયામાં હાજર હતા. જશન પુરૂં થવા બાદ મરનારના દીકરા મી૦ મનચેરશાએ ટુંક ભાશણ કરતાં જણાવયું કે,

"આ આદરીઆન કે જે મારા મરહુમ બાવાના વખતમાં બંધાયું છે, તે આદરીઆન વધારવાની ઘણી જરૂર તો નહી હતી, તોપણ એ ઘણું નાનુ હોવાને લીધે અને સરઅવસરે લોકોને બહાર બેસવું પડતું હોવાને લીધે, મારા મરહુમ બાવાનો પોતાની હઇયાતીમાંજ વીચાર એવો હતો કે, કાંઈ પણ અવસર મલવેથી આ આદરીઆનને મોટું કરવું. પણ તેવણ તો કમનસીબે આ ફાની દુનીયા છોડી બેહસતનશીન થયા છે. તેવણના ઊઠમણામાં મરનારની ખાએસ મુજબ મરનારની પુંજી-માંથી દશ હજાર તથા બીજા પરચુટણ બે હજાર મલી આશરે બાર હજાર ઉપરની રકમ ધરમ ખાતે આપવામાં આવી હતી. એ રૂપી-આમાંથી મરનારની યાદગારી કાયમ રાખવા માટે પાંચ હજાર રૂપીઆની "મરહુમ શેઠ સોરાબજી હોરમસજી વખારીઆ" નામની સકોલરશીપ સથાપવામાં આવી છે. આ સકોલરશીપની મતલબ એ છે જે કોઇ ગરીબ ભરૂચનો જરથોસતી જેણે મેટરીકયુલેશનની પરીક્ષા પસાર કીધી હોય અને પોતાનો અભયાસ આગલ વધારવા માંગતો હોય, તેને તરણ વરસ સુધી દર વરસે રૂપીઆ બસો આપવા. હાલમાં એ સકાલરશીપ અતરેની ખાનબહાદુર રૂસતમજી સોરાબજી દલાલ હાઇસકુલના આસીસટંટ ટીચર મી૦ કાવસજી દીનશાહ કારાનાના દીકરા મી૦ રૂસતમજી જે એલફીન-સટન હાઇસકુલમાં અભયાસ કરે છે તેવણને આપવામાં આવી છે. બીજું આ૦ આદરીઆનનો ઉગમણો હાલ તથા ઉતર બાજુનો વધારો તથા નાંનીયાં જમાડવાની જગા વીગેરે બાંધવા પાછલ રૂપીઆ ચાર હજાર ઉપરનો ખરચ થયો છે. હજુ કેટલુંક કામ બાકી છે તેથી હું કુલ ખરચનો આંકડો કહી શકતો નથી. એ ખરચના રૂપીઆ બાદ જતાં બાકી જે રહેશે, તે પારસી પંચાયતને આપવામાં આવશે, એવી સરતે કે એ રૂપીઆ આનમત રાખી તેનું વીયાજ "જમશેદબાગ" ના ટરસટીઓને આપવું, કારણકે હાલમાં "જમશેદબાગ" નું ફંડ જોઇયે તેવું પુરતું નથી."

તયાર બાદ ભરૂચ સમાચારવાલા મી૦ અરદેશર દીનશા ગાંધીએ ભરૂચ શેહેરમાં પેહેલાં કુશાદે આદરીઆન તથા ઉતારૂઓને માટે ઉતરવાની કેટલી તંગી હતી, તે ખોટ "જમશેદ બાગ" અને વખારીઆ આદરીઆ નથી પુરી પડી છે, તે સબંધી લંબાણ વીવેચન કરી વખારીઆ ખાનદાનનો ઉપકાર માનયો હતો. હાજર રહેલા સરવે સદગર-હસથોએ ચાશની કરી મેલવડો વીસરજન થયો હતો.

*** એ વંઢારાના ભાગ ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

" શેઠ શોરાબજી હોરમસજી વખારીઆ કે
" જેવણે પોતાની હયાતીમાં તેવણના ત્રણે
" ભાઈઓએ ભરેલા રૂપીઆ ઉપરાંત પોતાના
" ગાંઠની મોટી રકમ ખરચીને (પોતાના
" વડા ભાઈ તથા બાવાનું નામ રાખવા) આ
" જમશેદબાગ તા૦ વખારીઆ આદરી-
" આનનાં મકાનો બનાવેલાં તેવણ શહેનસાહી
" રોજ ગુવાદ માહા ખોરદાદ સને ૧૨૫૯
" ઈઅજદજરદી તા૦ ૭મી દીસેમબર ૧૮૮૯
" ઈસ્વી ને રોજ ગુજર્યા તેવણનાં પુણને
" અરથે તેવણની પુંજીમાંથી જે રૂપીઆ
" ભરાએલા તે મધેથી આ આદરીઆનનો
" ઉગમણો હોલ તથા ઉત્તર બાજુનો
" વધારો વીગેરે તે નેકબખત અને સખી
" નરની ઇઆદગારી કાએમ રાખવા
" તેવણના દીકરા મંચેરશાએ બંધાવીને
" તેવણની ત્રીજા વરસની બાજને દીને
" કુલે જરથોસતીઓના વપરાશ સારૂ
" ખુલ્લો મુકયો છે. રોજ ગુવાદ. માહા
" ખોરદાદ. સને ૧૨૬૨."

## ઈ૦ સ૦ ૧૮૯૩.

## સુરત મધેનાં પીપલોદની હદમા આવેલાં દોખમાંની પાસે શેઠ પાલનજી શાપુરજી મીસ્રીએ બંધાવેલું નશાખાંનુ પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૦ મી ફેબરૂવારી ૧૮૯૩ ને વાર શોમે.

સુરત, તા૦ ૧૮મી ફેબરવારી.

સુરત જીલ્લાંના ચોરાશી તાલુકાના ઉમરા, વેસુ, ખજોત અને દુમસ ગામોનાં પારસી રવાંનો માટે એક દોખમુ પીપલોદમાં આજ લાંબો વખત થયો વપરાય છે. આ દોખમાની નજદીક એક નસાખાનાની હાજત હોવાથી હાલ મુંબઇમાં વસતા વેસુવાળા મી૦ પાલનજી

શાપુરજી મીસ્ત્રીને તે માટે અરજ કરયાથી, તેવણે પોતાના મરહુમ પીતા મી૦ શાપુરજી જીવણજી મીસ્ત્રીનાં પુણ માટે એક નસાખાનુ, તેની સાથ બાહેરનાં અકસમાત થયલાં રવાનો માટે એક ઓરડો, કપડાં નાખવાનો એક કુવો તથા નહાવાની ચોકડી વગેરે રૂ. ૧૫૦૦ ના ખરચે મી૦ દારાશાહ રતનજી પટેલ તથા મી૦ જીવણજી જમશેદજી પટેલની દેખરેખ હેઠળ બંધાવી આપયું છે, જે ઈજવાની ક્રીયા આજ સવારના ૯ વાગે દોખમાવાળી જગાએ કરવામાં આવી હતી, જે વેળા વેસુ, ખજ્નેત, વગેરે ગામડાંઓના જરથોસતીઓનો એક સારો મેળાવડો થયો હતો. જશનની ક્રીયા પુરી થયા પછી દસતુર રૂસતમજી જમશેદજીએ આ નસાખાનાના સથાપનાર મી૦ પાલનજી મીસ્ત્રીની આવી સખાવત માટે સતુતી કરી બંદગી વીશે વાયજ કરી હતી. દોલતમંદ આસામી કરતાં સખીવજુદપણાનો ગુણ ધરાવનાર આસામી વધારે જગપ્રસીધ થાય છે. "બંદગી" કેવા પ્રકારની કરવી તે બાબે દસતુરજીએ સપીતમાન જરથોસતા ફરમાનની શાહદતથી એક નાની વાયજ કરી હતી. જે પછી મહારાણીજી વીકટોરીયાનાં રાજની આબાદી ચ્હાચ્છી હતી. એ પછી ઉપલાં ચારો ગામોની અંજુમન તરફથી મી૦ દારાશાહ રતનજી પટેલે તેવણને શેઆલ ઓઢાડી હતી.

* * આ નસાખાનાં પર નીચે મુજબ લખાણ મારેલું છે:—

"મદદ પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"શ્રી વેશુ ગામના રહેવાશી પારશી શાપુરજી
"જીવણજી ગરેલીઆ રોજ ૬ થો ખોરદાદ
"માહ ૯ થો શરેવર શને ૧૨૫૮ યજદજરદી તા૦ ૨૦મી ફેબરવારી શને
"૧૮૮૯ પ્રશવીને દીને શ્રી મુંબાઇ મધે
"બેહેશતનશીન થયા તેવણનાં પુનને શારૂં
"તેવણની નઇએતે તેવણના દીકરા પાલનજી
"શાપુરજી મીસ્ત્રીએ શ્રી સુરત જીલ્લાનાં
"ગામ શ્રી ડુમશ, ખજ્નેત, વેશુ, ઉમરા
"વીગેરેના પારસી રેહવાસીઓના ફાએદાને
"માટે તથા બહારગામના રવાનોને
"શારૂં એ મુકામ તથા નશાખાંનું તથા
"નશેશાલારોના નાવાને શારૂં તથા
"નશાને લગતાં કપરાં નાખવાનું મુકામ
"મલી બંધાવી આપીયું છે અને એ
"મુકામો શરવે જરથોસ્તીઓના વપરાસ
"માટે પારસી અનજુમનને સ્વાધીન
"કીધું છે શાઇ."

## સુરત મધે રૂસતમપરામાં મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં નામની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૦ મી મારચ ૧૮૯૩ ને વાર શોમે.

સુરત, તા૦ ૧૭ મી મારચ.

મરહુમ શેઠ રૂસતમજી અસપંદીઆરજી આરીટનવાળાની સુરત રૂસતમપરાંના મોટા મોહોલામાં આવેલી દરેહમેહેર જેમાં ભંડારી પંથકના મોબેદો, ક્રીયા કામ કરતા હતા, તે બીસમાર હાલતમાં આવી જવાથી તેને પાછી સમારી દરસત કરવા વગેરે માટે જરથોસતીઓમાં એક ફંડ રૂસતમપરે વાસીઓ મેસરસ દોરાબજી શાપુરજી તલાટી, હોરમસજી નવરોજી તલાટી, કાવસજી શાપુરજી વેલાતી. નવરોજી જમશેદજી ઉસતાદ વગેરેની આગેવાનીથી ભરાયું હતું. બાદ મેસરસ એદલજી દોરાબજી તલાટી, નવરોજી દાજીભાઈ તલાટી, કાવસજી શાપુરજી વેલાતી, વગેરેની અરજ ઉપરથી સખી વજુદ બાઇસાહેબ દીનબાઇ નશરવાનજી પીટીટે મજકુર અગીયારીની પાડોશમાં પોતાના મરહુમ ખાવીંદ શેઠ નશરવાનજી માણેકજી પીટીટને નામની બંધાવેલી નવી દરેહમેહર ખુલ્લી મેલવાની જશન સાથની ક્રીયા ઠરાવ મુજબ આજ સવારે ૯ કલાકે એ દરેહમેહેરના માલી ભિતરના [illegible] કરવામાં આવી હતી. ગઈ સવરાત પછી આ રીટનવાળી જુની અગીયારીમાંના દાદગાહને શેઠ નશરવાંનજી પીટીટવાળી નવી દરેહમેહેરનાં ભંડારી પંથકના મોબેદોએ ઘટતી ક્રીયા સાથે લાવી આદરાનના ઓરડાની એક બાજુએ મુકી વંદાદાદ કરયા હતા. આજ સવારે ઇજશ્નની થયા પછી આરીટનવાળાં જુનાં મોટાં આફરગાનીયામાં આતશ મેલવામાં આવયા હતા જશનની ક્રીયામાં શેઠ ફરામજી દીનશાહજી માણેકજી પીટીટ, મોદીજી એદલજી ખુરશેદજી, ડાકટર બેહેરામજી પેસતનજી, મી૦ એદલજી દોરાબજી તલાટી, બી. એ. ખાં૦ બાં૦ કુવરજી કાવસજી, મેસરસ સોરાબજી એદલજી વહાડયા, દોરાબજી શાપુરજી તલાટી, હોરમસજી દોરાબજી વાણીયા, કાવસજી શાપુરજી વેલાતી, દસતુરો નશરવાનજી કેખશરૂ, દારાબજી ખુરશેદજી, જમનજી અસપંદીયારજી, કાવશાહ રૂસતમજી વગેરે મોબેદો તથા બેહેદીનો મળી આશરે ૧૨૫

જણા હાજર હતા. જશનની ક્રીયા પુરી થયા પછી બાઇ સાહેબ દીનબાઇ પીટીટ તરફનું અંજુમન પત્ર તેવણુના જમાંઇ શેઠ ફરામજી દીનશાહ પીટીટે વાંચી સંભળાવયું હતું. ભાશણુની સેવટે મી૦ નવરોજી દાજીભાઇ તલાટી તથા મી૦ કાવસજી શાપુરજી વેલાતીનો તેઓએ લીધેલી મેહેનત માટે ઉપકાર માની મી૦ નવરોજીને બાઇ દીનબાઇ તરફથી એક શાલ આપી હતી. અગીઆરીનાં મકાન પાછળ તથા તેને લગતા સરસામનપર મળી આશરે રૂપીઆ ૧૩૦૦૦ નો ખરચ થયો છે તથા તેના નીભાવ માટે રૂ ૩૦૦૦ ની ૪ ટકાવાળી સરકારી લોન બાઇ સાહેબ દીનબાઇ ટરસટીઓને નામે કરી આપનાર છે. બાદ એ દરેહમેહેરને લગતી અંજુમન તરફથી મી૦ હોરાબજી શાપુરજી તલાટીએ બાઇ દીનબાઇ પીટીટની આ સખાવત તથા પીટીટ ખાનદાનની સખાવતની તારીફ કરી દરેહમેહેરના નીભાવ માટે ઉઘારણામાંના રૂ. ૪૦૦૦ આપવા વીશે જાહેર કરી અંજુમન તરફથી શેઠ ફરામજી પીટીટને એક શાલ આપી હતી. બીજી શાલ મી૦ જીજીભાઇને આપી, જે તેઓએ ઉપકાર સાથે ના પાડી. સેવટે મી૦ હોરાબજી તલાટીએ મરહુમ શેઠો રૂસતમજી આસપંદીઆરજી આરીટન, નશરવાનજી માણેકજી પીટીટ તથા જમશેદજી નશરવાનજી પીટીટનાં નામો [illegible] કામોમાં [illegible] આરીટન- [illegible] આપી હતી. [illegible] કરી મીજલસ [illegible] કલાકે [illegible] થઇ હતી. બાઇ દીનબાઇ તરફથી શેઠ ફરામજી પીટીટે દસતુરો, મોબેદો તથા લાચાર બેહેદીનોને રૂપાનાણું જશનની ક્રીયા ખલાસ થયા પછી વહેંચી આપયુ હતું.

શેઠ નશરવાનજી પીટીટવાળી આ નવી દરેહમેહેરનું મકાન આશરે ૪૦ ગજ લાંબુ અને ૧૬ ગજ પોહોળું છે. તેમાં ક્રીયા કામના પાંચ હીંડોળા છે, જે પાછળ આશરે રૂ ૧૧ હજારનો ખરચ થયો છે. આ એક મજલાવાળુ સુંદર મકાન બાંધી આપનારા કંટરાકટર મી૦ જીવણજીને બાઇ દીનબાઇ તરફથી એક શાલ શેઠ ફરામજી પીટીટે તથા અંજુમન તરફની બીજી શાલ મી૦ હોરાબજી તલાટીએ આપી હતી. ચાહની ફરી વીદાય થતી વેળાએ મી૦ એદલજી હોરાબજી તલાટી તે મુંબઇની એલફીનસટન હાઇ સકુલના વાઇસ પ્રીનસીપલની સાથે મી૦ ફરામજી દીનશાહ પીટીટે બાઇસાહેબ દીનબાઇ તરફથી રૂસતમપરાના સર જમશેદજીવાળા અલાઇ-બાગની સામે બંધાતું નવું નસાખાનું તથા દસતુર ખુરશેદ લાઇબ્રેરીની પાસે થનારી ડીસપેનસરીની જગયા જોઇ હતી. આજના શુભ બનાવની ખુશાલીમાં રૂસતમપરાના જરથોસતીઓએ શેઠ નશરવાનજી પીટીટવાળી નવી દરેહમેહેરના માળ ઉપર ઉઘરાત કરી આજ રાતે ળા કલાકે ખાણું કરયું હતું, જેમાં શેઠ ફરામજી પીટીટ તથા તેવણુ સાથ વાળા ગ્રહસથો પણ હાજર થયા હતા. શેઠ ફરામજી પીટીટ તથા તેવણુની સાથવાળાઓ આજ રાતની ટરેનમાં મુંબઇ તરફ પાછા વીદાય થયા છે.

*** એ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે :—

" પાક દાદાર હોરમજદની મદદ
" શેઠ નશરવાનજી માણેકજી પીટીટની
" રૂસતમપુરા દરેમેહેર
" આએ આતશ આદરાનનું અસલ મકાન
" પ્રથમ મરહુમ શેઠ શાપુરજી બચાજી
" દોતીવાળાએ બંધાવ્યું હતું તે રૂસતમ-
" પુરાની મોટી આગમાં બળી જવાથી
" તેઓના કુટુંબી મરહુમે શેઠ રૂસતમજી
" આસપંદીઆરજી [illegible]
" મકાન [illegible] રોજ
" ૧૭ મો શરોશ માહા [illegible] તીર
" શેહેનશાહી શને ૧૨૦૮ યજદેજરદી
" સંવત ૧૮૯૫ તા૦ ૧૫ મી ડીસેમબર
" ૧૮૩૮ ને દીને આદરીઆન સાહેબને
" નવેસરથી તખતનશીન કીધા હતા. એ
" બીજું મકાન પણ પુરાંનુ થઇ ગયાથી
" બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાનજી
" માણેકજી પીટીટનાં વીધવા તે મરહુમ
" શેઠ મેહેરવાંનજી જીજીભાઇનાં બેટીએ
" પોતાના મરહુમ ખાવીંદનાં પુનને શારૂ
" તેવણુની પુંજીમાંથી નવેસરથી નવી જગા
" પર હાલનું આ મકાન બાંધી અસલ
" આતશ આદરાન રોજ ૩ જો
" અરદીબેહેસ્ત માહા ૭ મો મેહેર
" શેહેનશાહી શને ૧૨૬૨ યજદેજરદી
" તા૦ ૧૭ મી મારચ સને ૧૮૯૩ ને
" દીને પાછા તખ્તનશીન કરી જરથોસ્તી
" કોમના વપરાશ સારૂ ખોલ્યું મેલ્યું છે."

## આકોલાનાં અંજુમનના ઉઘરાતનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૨૮ મી ફેબરવારી ૧૮૯૩ ને વાર સોમે

આકોલાના દખમાનો તાણો પુરવાની ક્રીયા.

દેશાવર ખાતેના સરવે જરથોસતી સાહેબોને જાહેર કરવામાં આવેછે કે, બીરાર જીલાના ગામ આકોલામાં જરથોસતીઓના વપરાસને માટે, આખેરના આરામ માટેની જગા એટલે દખમું, અતરેના તેમજ દેશાવરોના સખી જરથોસતી સાહેબોની ઘણી મોટી મદદથી બાંધવામાં આંવનાર છે. તેનો તાણો પુરવાની ક્રીયા, રોજ ૩ જો અરદીબેહસત, માહ ૭ મો મહેર શહેનશાહી, સને ૧૨૬૨ યજદજરદી, તા૦ ૧૭ મી મારચ સને ૧૮૯૩ ઇસવી વાર શુકરને દીને સવારના કલાક નવને અમલે કરવામાં આવનાર છે. તેથી અમારી આકોલાની અનજુમન સરવે દેશાવરોના જરથોસતી બાનુ સાહેબો તેમજ અહસથોને એલતેમાસ કરે છે કે, આ ધરમની ક્રીયામાં શામેલ થઇ સવાબનો હમબેરો હાંસલ કરવાં.

જે બાનુઓ અને અહસથો આ નેક ક્રીયામાં શામેલ થવાની ઇચછા રાખતાં હોય, તેઓએ ઊપર લખેલા દીવસની આગમજથી મહેરબાની કરીને નીચે સહી કરનારને ખબર આપવી, જેથી સટેશન ઊપર ગાડીઓ હાજર રાખવાનો બંદોબસત કરવામાં આવે, તેમજ ઉતારાની જગા તથા બીજી સગવડ વીગેરેની ગોઠવણ કરવામાં આવેલી છે તેનો પણ બંદોબસત રાખવામાં આવે. અત્રે પધારનાર સાહેબોને એલતેમાસ કરવામાં આવે છે કે, તેઓએ પોતાની સાથે હોરણાં પાથરણાં લાવવાને તસદી લેવી.

આકોલા તા૦ ૨૬મી ફેબરવારી ૧૮૯૩.

અનજુમનના હોકમથી

**મનચેરશાહ અશફંદીઆરજી**

**દસ્તુર કામદીનના,**

આનરરી સેક્રેટરી આકોલા દખમા ફંડ કમીટી.

*Times of India, Saturday 18th March 1893.*

CONSECRATION OF A NEW TOWER OF SILENCE.

AKOLA, MARCH 17.

An imposing ceremony of consecrating ground for a new Tower of Silence was performed by Sirdar Khan Bahadur Dr. Dastur Hoshang Jamasp Shamshul Ulma, high-priest of Parsees, in the Deccan, in the presence of ex-Commissioner Mr. Bomonji Dastur, C.S.I. and a large gathering of Parsees, about 3 miles from Akola. After the ceremony the learned Dastur gave a highly interesting and instructive sermon. The Parsee Anjuman of Akola then presented the reverend gentleman with shawls and an address of welcome in a rich silver casket of exquisite workmanship. The Dastur announced the readiness of the widow of the late Mr. Naserwanji Manockji Petit of Bombay to construct at her expense a sagri for the use of the sacred fire near the tower in memory of her deceased son, Mr. Jamshedji Petit. The visitors, who had come from long distances to witness the ceremony, were then treated to a sumptuous banquet.

જામે જમશેદ, તા૦ ૨૦ મીં મારચ ૧૮૯૩ ને વાર શોમે.

આકોલાના દોખમાનો તાણો પુરવાની ક્રીયા.

આકોલા, તા૦ ૧૭ મી મારચ.

આજે સવારે ૮ વાગે દખણુના વડા દસતુર સરદાર ડાકટર હોશંગ જામાસપની આગેવાની તળે અહીંના નવાં દોખમાનો તાણો પુરવાની ક્રીયા શરૂ થઈ હતી.

દસતુર હોશંગજી પોતાના ભાઈ દસતુર બેહમનજી સાથે ગઇ તા૦ ૧૪મીની રાતની જબલપોર મેલ ટરેનમાં નીકળેલા અતરે ભુંશાવળ થઇને બીજે દીને આવી પુગા હતા. મારગમાં ભુશાવળ ખાતે તથા માલકાપોર અને જેલમના સટેશનો ઉપર તયાંના જરથોસતીઓએ હાજર થઈને દસ્તુરજીને તેમના દરજાને છાજતું માન આપયું હતું. પરકોમના કેટલાક વેપારીઓબી આ માન આપવામાં સામેલ થયા હતા. આકોલાનાં સટેશન ઉપરબી એવાંજ માન પાન સાથે તેવણુને આવકાર દઇ ઉતારા ઉપર લઈ જવામાં આવયા હતા.

આજે થયલી ક્રીયામાં ભાગ લેવાને મુંબઇ, હેદરાબાદ, જલગામ, ભુસાવળ, બદનેરા, નાગપોર, મહુ, ખંડવા, ઈંદોર વગેરે ગામે ગામથી ઘણાક જરથોસતી બાનુઓ અને ગ્રહસથો આંહિ પધારયાં હતાં, તેમના ઉતારા વગેરે માટે અહીંના જરથો સતી ભાઇઓએ બનતી સગવડો કરી આ પી હતી.

તાણાની ક્રીયા પુરી થતાં દસતુર હોશંગ જીએ એક શુંમાખીત બાશણમાં જણાવ યું કે દરેક માણસને મોડેવેહેલે પોતાના કીરતારની દરગાહમાં જવું છે. પણ પોતાની હઈયાતીમાં તેણે આ દુનીયામાં પોતાના ખેશીઓ તથા હમજાતીના લાભો માટે બને એટલું કરવું ઘટે છે. ગમે એટલા દોલતમંદ કે શકતીવાળા માણસને ખોદાની દરગાહમાં જતી વખતે પોતાનું સઘળું આ દુન્યામાંજ મેલી જવું પડશે, માટે પોતાની દોલત વગેરેનો સારો ઉપયોગ આ જેહાનમાં કરી લેવાથી તેને બંને જેહાનનું સુખ મળશે.

ખાનબહાદુર નવરોજી માણેકજી બેરી વકીલે દસતુર હોશંગજીનો ઉપકાર માનતાં જણાવયું કે જો કે હું અહીંનો રહીશ નથી, તોપણ અહીંની અંજુમને મને ફરમાસ કરવાથી તેમની વતી દસતુર હોશંગજીને તેવણે દુરદરાજવેર પધારીને લીધેલી તસદી માટે ઉપકાર માનું છું

એ પછી આકોલાની અંજુમન તરફથી એક માનપત્ર મી૦ જમશેદજી પેશતનજી દસતુરે વાંચી સંભળાવીને તે એક રૂપાંના દાબડામાં બીડી દસતુરજીને એનાયત કીધું હતું

માનપત્રનો જવાબ આપતાં દસતુર હોશંગજી બોલયા કે તેવણે પોતાની ફરજ બજાવવા સીવાય બીજું વધુ કાંઈ કરયું નથી. તેવણે માનપત્ર આપનારા ગ્રહસથોનો તથા ક્રીયામાં સામેલ થવા માટે ગામેગામથી આવેલાં બાનુંઓ અને ગરહસથોનો ઉપકાર માનયો હતો.

આકોલાની અંજુમને દસતુરજીને એક સુંદર શાલ ઓઢાડી મોબેદોને આશોદાદ આપી હતી, બાદ સરવે જણા સગડી બાંધવા માટે મુકરર કરેલી જગા ઉપર ગયા હતા, જયાં દસતુર હોશંગજીએ કુહાડી મારીને જગા મુકરર કરવાની ક્રીયા કીધી હતી.

સેવટે બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટે પોતાના મરહુમ ભરથારના પુનમાં દોખમુ બાધવાની જગા આપવા ઉપરાંત સગડી તથા કુવો બંધાવી આપયાં હતાં તે માટે તેમનો અંજુમન તરફથી ઉપકાર માની એ બાઇ સાહેબની તનદરોસતી ભણવામાં આવી હતી.

દોખમું તથા સગડી બાંધવાનું કંટરાકટ બીરારના જાણીતા કંટરાકટર મી૦ કેકોબાદ ખુરશેદજી મોદીને આપવામાં આવયું છે, જેવણે વલસાડ પાસેના ખેરગામમાં તથા ભુસાવળમાં દોખમું તથા સગડી બાંધયાં હતાં.

## બદનેરાની મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં નામની શગડી ઇજાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૧મી મારચ ૧૮૯૩ ને વાર ભોમે.

બદનેરા, તા૦ ૧૭મી મારચ ૧૮૯૩.

એ (બદનેરાનાં) દોખમાંને લગતી સગડી મુંબઇવાળાં સખી બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટે પોતાના મરહુમ ખાવંદન પુણને સારૂ પોતાના ખરચે બંધાવી આપી છે અને આજ રોજે મરહુમ જમશેદજી નશરવાનજી પીટીટનો વરસીનો દીવસ હોવાથી તે સગડી ઇજવાની ક્રીયા આજરોજે સવારના ૯ વાગે એ દોખમાવાળી જગાએ કરવામાં આવી હતી, જે વખતે અતરેના તેમજ ઉમરાવતીના ઘણાક ગ્રહસથો તેમજ થોડીક બાનુઓ પણ હાજર હતાં. એ સગડીમાં જશન કરવાની ક્રીયા મઉવાળા દસતુર ખોરશેદજી જમશેદજી જામાસપઆસાનાએ બીજા મોબેદો સાથે કરી હતી, જેમાં નવસારીથી આવેલા દસતુર દારાબ પાલનના એક નબીરા એરવદ એદલજી નશરવાનજી કુતારે નવસારીના રીવાજ પ્રમાણે પોતાની ખુરસી ઉપર ભાગ લીધો હતો. એ જશનનો તમામ ખરચ મજકુર બાઇ તરફથી આપવામાં આવેલો જણાવવામાં આવે છે; જેને લગતી મેનેજ અતરેની અંજુમનના ખંતીલા સેક્રેટરી મી૦ હોરમસજી મેરવાનજી વજીફદારે કીધી હતી. એજ સખી બાઇ તરફથી એ સગડીમાં રાખવાને તેને લગતાં વાસણો, જરમન સીલવરના ખુમચા, ખુમચી, આફરગાંનયાં, હાંડા, કાસયા, જાજમ, ભણવાની ચોપડીઓ, વગેરે પુરૂં પાડવામાં આવયું છે.

જશનની ક્રીયા પુરી થવા પછી, અતરેની અંજુમનના વાઇસ પ્રેસીડંટ મી૦ દીનશાહ ધનજીશાહ શરાફે તયાં ભેગી મળેલી અંજુમનને જાહેર કીધું હતું કે, એ સગડી બંધાવા માટે પેહેલાં અતરેની અંજુમને બાઇ

દીનબાઇ પીટીટને એક પત્ર લખયો હતો, પણ લાંબો વખત ગુજરી જવા છતાં કાંઇ જવાબ ન મળવાથી, મી૦ રતનજી બરજોરજી સહીયારને તેવણ આગળ મોકલવામાં આવયા હતા, તેવણે તે બાઇ સાહેબને યોગ્ય રીતે અરજ કરવાથી તેઓએ આએ સગડી બંધાવી આપવાને કબુલયું હતું, તે પ્રમાણે આ સગડી તે બાઇની ફરમાસ પ્રમાણે ઇજાવામાં આવી છે. તે પછી સેકરેટરી મી૦ હોરમસજી મે૦ વજીફદારની દરખાસત ઉપરથી બદનેરા અને ઉમરાવતીની અંજુમનને નામે બાઇ દીનબાઇ તરફ તુરત એક તારનો સંદેસો મોકલવામાં આવયો કે એ સગડી ઇજવાની જશનની ક્રીયા સંતોશકારક રીતે પુરી કરવામાં આવી છે, અને અમારી અંજુ-મન તમો બાઇ સાહેબનો મોટો ઉપકાર માને છે તે સવીકારવાને મેહેરબાની કરશો.

એ સગડીની બાહેરની બાજુએ દીવાલમાં નીચે પ્રમાણેની એક તખતી જડવામાં આવી છે :—

"આએ સગડીનુંમ કાન મુંમઈવાસી
"મરહુમ શેઠ નશરવાનજી માણેકજી
"પીટીટનાં પુનને માટે તેવણનાં
"ધણીયાંણી બાઇ દીનબાઇ, તે મરહુમ
"શેઠ મેરવાનજી જીજીભાઈનાં બેટીએ
"પોતાના મરહુમ ધણીની પુંજીમાંથી શ્રી
"બદનેરાની જરથોસતી અંજુમનના
"વપરાસ માટે ખુલ્લું મેલાવયું છે. રોજ
"૩ જો અરદીબેહેસત અમસાસપંદ,
"માહા ૭મો મેહેર યઝદ શેહેનશાહી સને
"૧૨૬૨ યજદેજરદી, તા૦ ૧૭ મી મારચ
"સને ૧૮૯૩."

એ સગડી ૨૦ ફીટ લાંબી, ૧૬ ફીટ પોહોળી અને ગુંબજનાં મથાળાં સુધી ૧૫ ફીટ ઉંચી છે.

## પુણાંના "નશરવાંનજી માણેકજી પીટીટ હાલ" માં કદમી હીંદોરા ઇજવાની ક્રિઆ.

જામે જમશેદ, તા૦ ૨૨ મી મારચ ૧૮૯૩ ને વાર બુધે.

પુના ખાતે કદીમ ક્રીયા મકાન.

પુના, તા૦ ૨૦ મી મારચ.

બાઈ દીનબાઇ નશરવાનજી પીટીટના ખરચથી "નશરવાનજી પીટીટ હોલ" ના કમપાઉંડમાં હીંદોરા બંધાવી આપયા, તે હીંદોરામાંનો એક હીંદોરો ઇજવા થકી, કદમીના મોબેદ ખુરશેદજી ડોસાભાઇ ભપુ તથા બીજા કદમી મોબેદો શ્રી મુંબઇથી આલાત તથા નીરંગ દીન લઇ પગ રસતે નીકળેલા, તા૦ ૧૩ મીએ અતરે આવીને તા૦ ૧૪ મીથી તે ઇજવાનું કામ આરંભી તા૦ ૧૯ મીએ ઇજશ્નને વંદીદાદનું કામ પુરું કરી તેની બીજે દીને મરહુમ શેઠ જમશેદજીની બાજ હોવાથી ક્રીયા કીધી. તયાર બાદ એ નામીચાં મકાનમ મરહુમની યાદમાં જશન થયું, જેમાં સુમારે ૬૦થી ૭૦ આસામીઓ સામેલ હતા, જશન ખલાસ થયા પછી સરવે જણે ચાશની કરી રૂખસદ લીધી હતી.

## બદનેરાનું અંજુમનના ઉગરાતનું દોખમું પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧ લી મારચ ૧૮૯૩ ને વાર બુધે.

### જાહેર ખબર.

કુલ ખાસવઆમ જરથોસતી સાહેબો-ને જાણ કરવામાં આવે છે કે બીરર મધે આવેલા, શ્રી બદનેરા અને ઉમરાવતી શેહેરનું દોખમું ઇજાવાની ક્રીયા જ ખોરદાદ માહા મેહેર સને ૧૨૬૨ અને તા૦ ૨૦ મી મારચ સને ૧૮૯૩ ને દીને કરવામાં આવનાર છે. માટે નીચે સહી કરનાર સરવે જરથોસતી સાહેબોને એ નેક ક્રીયામાં સામેલ થવા વીનંતી કરે છે.

દેશાવરો ખાતેથી આવતા જરથોસતી સાહેબો માટે ખાધાપીધાની સગવડ માટે દોખમાવાળી જગયાએ હોટેલ તથા ઉતર-વાને વાસતે માંડવાની સરવે સગવડ રાખી છે. મેહેરબાની કરીને આવનાર સાહે-બો પાંચ દીવસ આગમજથી નીચે સહી કરનારને જણાવશે તો કુલ સગવડ તેઓ માટે રાખવામાં આવશે.

લા૦ સેવક,

**હોરમસજી મેહેરનોશજી વજીફદાર,**
તે શ્રી બદનેરા અને ઉમરાવતીની અંજુમનના આનરરી સેકરેટરી.

શ્રી બદનેરા. તા૦ ૨૧ મી ફેબરવારી ૧૮૯૩.

જામે જમશેદ, તા૦ ૨૩ મી મારચ ૧૮૯૩ ને વાર ગરેઉ.

બદનેરા, તા૦ ૨૦ મી મારચ.

અતરેનું દોખમું ઇજાવાને લગતી થતી તઇયારીનો હેવાલ હું મારા છેલ્લાં પત્રમાં આપી ગયો છું. આજે એ દોખમું ઇજવાની સેવટની ક્રીયા સંપુરણ થઇછે. એ સેવટની ક્રીયામાં સામેલગીરી આપવાને દખણના વડા દસતુરજી સરદાર ખાનબહાદુર હોશંગજી જામા

સપજી, તથા તેમના ભાઇ દસ્તુરજી બેહમનજી જામાસ્પજી સી. આઇ. ઇ, એ દીવસ આગમજથી ગયા સનીવારે પાછલા પોહોરના અતરે પધારયા હતા. તેમને ઍસતેકબાલ લેવાને અતરેની તથા ઉમરાવતીની અંજુમન તથા ઘણું કરીને સઘળા ગ્રહસથો રેલવે સટેશન સુધી ગયા હતા. તયાં ગાડામાંથી ઉતરયા પછી દસતુરજીએ જાણીતા ગ્રહસથો સાથે શેકહેંડ કરી હતી. તયાંથી અતરેની અગીયારીમાં સઘળા જણ જવા પછી દોખમાવાળા કમપાઉંડમાં, જયાં એ દસતુર સાહેબો માટે ખાસ તંબુઓ નાખી તેમને લાયક સઘળી તઇયારી રાખી હતી, તયાં તેમને ઉતારો આપવામાં આવયો હતો. જે જગાએ રાતને સમય જંગલ સરખો દેખાવ દીસતો તે જગાનું આજ કાલ તો રૂપ બદલાઇને ઓર રમણીય દેખાવ દીસે છે.

નાગપોર, ઇલીચપુર, ભુશાવલ, કલયાણી, પુના વીગેરે આસપાસના ગામોમાંથી ઘણા જરથોસતીઓ ગઈ કાલથી અતરે ઉતરી પડયા છે, જેમાંના કેટલાકોએ ગામમાં પોતાના ઓળખીતાઓને તયાં અને કેટલાકોએ દોખમા નજદીકના હાટલમાં ઉતારો લીધો હતો. બહારગામના લોકોની સગવડ માટે અતરેની અંજુમને ઘણી સરસ ગોઠવણ રાખી છે, અને સાધારણ રીતે અતરે બોલાય છે કે એ મેનેજ કરવામાં અતરેની મીલના જરથોસતીઓની તારીફ લાયક મેહેનત છે સવારનું પોહોર થતાં દોખમાંવાળા કમપાઉંડમાં જરથોસતી બાનુઓ અને ગ્રહસથોનું મોટું ટોળું ભેગું થઇ ગયું હતું. આ તરફ એવો મોટો જરથોસતીઓનો મેળાવડો થયો હોય તો તે આજેજ હતો. ખુદ દોખમાંની અંદર ભણતરની ક્રીયા થઇ રહેવા પછી સેવટની જશનની ક્રીયા શરૂ થાય તે પહેલાં હાજર થયલાં જરથોસતી-ઓનો ભેગો ફોટોગ્રાફ લેવામાં આવયો હતો. જશનની મીજલસની એક બાજુએ બાનુઓ માટે ખાસ બેઠકો કરી હતી જે બેઠક લગભગ એકસો બાનુઓથી ભરાઇ ગઇ હતી. જશન વખતે કુલ્લે ત્રણસોથી ચારસો માણસો ભેગું થયલું જોવામાં આવતું હતું. જશન માડવાની ક્રીયા દસતુર હોશંગજીએ કરી હતી.

જશનની ક્રીયા થઇ રહેવા પછી ખાનબહાદુર હોશંગજીએ દોખમાંની બુઝરગી વીશે અસર-કારક રીતે વાયજ કરી હતી. જેમ કરતાં ભુમીદા, જળદા, અને અગનીદા કરવાના ગેરફાયદા, તેમજ આપણા ધરમમાં તેને માટે મોટો ગુનોહ છે, એ વીસતારીને સમજાવયું હતું. તે પછી અતરેની અંજુમનના ખજાનચી મી૦ સોરાબજી હોરમસજી ખોરીએ અંજુમનનો રીપોરટ વાંચી સંભળાવયો, જે ઉપરથી જણાય છે કે આ મથક ઉપર જરથોસતીઓની વસતી સુમારે ૨૦ વરસની વાત ઉપર યાને ૧૮૭૩ ના સાલથી થવા લાગી હતી, અને ૧૮૭૫ થી તે વસતીમાં રેલવેના સબબથી વધારો થતો ગયો, અને ૧૮૮૪ ના સાલથી અતરે સુતરનું અને કાપડનું કારખાનું ઉઘડવાથી, એ વસતી દીનપર દીન વધતી ગઇ. તે વખતે જરથોસતી રવાંનોને દીનની સરત વીરૂધ ભુમીદા કરવામાં આવતાં હતાં. સને ૧૮૮૩ નાં સાલથી અતરેના જરથોસતીઓએ એક મોબેદ રાખવાનું ફંડ ચાલુ કરયું. રવાંનોને ભુમીદા કરવાની જગયા વધારવાના ખરચ માટે તે વખતના સેકરેટરીની મેહેનતથી મી૦ ફરામજી રૂસતમજી ખંડાલેવાળાએ રૂપીઆ ૫૦૦ ની રકમ આપી હતી, જેમના બુઝરગોને નામની તખતી તે જગયાએ લગાવી. એ ભુમીદા કરવાની સઘળી જગયા પાછળ અતરેની અંજુમનને રૂ. ૧૨૫૦ નો ખરચ થયો હતો. સને ૧૮૮૮ માં ધરમનું મકાન ( અગીયારી ) બાંધવાનો પાયો નખાયો. તે પછી એક વરસે દસતુરજી બેહમનજી ઉમરાવતી ખાતે આવયા, તેવણે અતરેની એક જાહેર સભા બોલાવી એવો બોધ દીધો કે જરથોસતી રવાંનોને ભુમીદા કરવાં નહીં જોઇયે, તેથી બદનેરા અને ઉમરાવતી વચે એક દોખમું બાંધવાની જરૂર જણાઇ. પછી મુંબઇ વગેરેના ધરમી જરથોસતીઓની મદદથી દોખમું બનાવવાનું કામ પાર ઉતારયું. એ દોખમાંનો તાણો પુરાતી વેળાએ મોબેદ એદલજી હોમજીનાં બેન બાઈ ખરશેદબાઇએ જોઈતો સામાન તથા વાસણો વગેરે પુરાં પાડયાં હતાં. અતરેની દરેહમેહેરનું વડાપણું બલકે આ પંથકનું વડાપણું પુનેવાળા દસતુરજી સાહેબ હોશંગજીને અતરેની અંજુમને આપયું. અતરેની દરેહમેહેર બનાવવામાં મોટી મદદ મી૦ નવરોજજી પેસતનજી નારગામવાળા, મુંબઇવાસી જહાંગીરજી હોરમસજી મોદી તથા મી૦ નાનાભાઇ જીવનજી કંટરાકટરની હતી. તે દરેહમેહેર ખુલ્લી મેલવાની ક્રીયા દસતુરજી હોશંગજીની દેખરેખ હેઠળ ૧૮૮૯ માં થઇ, જે વખતે અતરે દસતુરજી બેહમનજી સી. આઇ. ઇ. સર દીનશાહજી પીટીટ, મી૦ જહાંગીર હોરમસજી મોદી, મી૦ નવરોજજી પેસતનજી વીગેરે હાજર હતા. તે વખતે દરેહમેહેરના કંટરાકટર મી૦ એદલજી દાદાભાઇને

અંજુમન તરફથી શાલના કરીને રૂ. ૨૩૫ આપવા માગયા, પણ તેઓએ તે ન લેતાં અંજુમનના ધરમના કામમાં પાછા આપયા હતા. એ દોખમું, સગડી, ગલકો, દરવાજો તથા સડક બાંધવા પાછળ રૂ. ૭૨૦૦ નો ખરચ થયોછે, જેમાં મુખય મદદ શેઠ પેસતનજી હોરમસજી કામા, સર દીનશાહ પીટીટ, બાઇ દીનબાઇ પીટીટ, બાઈ દીનબાઇ સુરતી વીગેરેની છે. દોખમાનો કુવો બાંધતાં રૂપીઆ ૪૫૦ ને આશરેનો ખરચ થયો છે. એ કામો કરનાર કંટરાકટર મી૦ રતનજી બરજોરજી સહીયારે બહુજ ખંત અને ઉલટથી કામ કીધું છે, માટે તેમને સાબાશી અને ઉપકાર ઘટે છે. આ ટાંકણે અતરેના મીલના જરથોસતીઓ મેસરસ જમશેદજી જામાસપજી માસતર, નવરોજજી દાદાભાઇ મોદી, નાનાભાઇ સપીનીંગ માસતર, હોમજી ધનજીશાહ વીવીંગ માસતર એઓએ અથાગ મેહનત લીધી છે તેમનો ઉપકાર માનવામાં આવે છે. એ રીપોરટ વંચાઇ રહેવા પછી દસતુર હોશંગજીને સોનેરી હરફથી છાપેલું સુંદર માનપત્ર એક નકશીદાર સુખડની પેટીમાં મુકીને આપવામાં આવયું હતું, જે મી૦ ખોરીએ વાંચી સંભળાવયું હતું, જેનો ઘટતો જવાબ દસતુરજીએ આપયો હતો એ ઉપરાંત દસતુરજીને એક શાલ આપવામાં આવી હતી. દસતુર બેહમનજી જામાસપજીને અંજુમન તરફથી એક શાલ તથા રૂપીઆનું પડીકું આપવા જતાં તેઓએ તે ઉપકાર સાથે ના પાડતાં તે રકમ અંજુમનનાં ધરમખાતાંમાં આપવા જણાવયું હતું. અંજુમનના આનરરી સેકરેટરી મી૦ હોરમસજી મેહેરનોસજી વજીફદારને પણ અંજુમન તરફથી એક શાલ, તથા ચાંદીનું એક નકશીદાર સુંદર મોટું કપ તથા નકશીદાર પેટીમાં મુકેલું એક માનપત્ર આપવામાં આવયું હતું, જે વખતે મીજસમાં ખુશાલીના પોકાર થઇ રહયા હતા. એ માનપત્ર મી૦ રૂસતમજી નશરવાનજી સુરતીએ વાંચી સંભળાવયું હતું, જેનો સભયતા ભરેલો જવાબ મી૦ વજીફદાર તરફથી આપવામાં આવયો હતો. કંટરાકટર મી૦ રતનજી સહીયારને તથા ફંડ માટે કાળજી રાખનાર મોબેદ બમનજી ખરશેદજી પાવરી જંડેલને શાલો ભેટ કરવામાં આવી હતી. મી૦ સહીયારે નવસારીવેરથી સેંકડો ગાઉની મંજલ કાપી અતરે આવી ટાઢ, તડકો ખમીને દોખમા તથા સગડીનું કામ ઘણું સંપુરણ રીતે કરયું, તેના બદલામાં બીજા અતરેના કેટલાક જરથોસતીઓએ એક ઘડીયાળ લેખ કોતરાવીને ભેટ આપયું છે. સેવટે સફેદ પાઘડીવાળા આથોરનાન મીજલસીઓ, જેમની સંખયા ૫૦ ને સુમારે ગણાઇ હતી તેમને આશીર્વાદ આપવામાં આવી હતી. દરમયાન દસતુરજી સાહેબ હોશંગજીએ બાઇ દીનબાઇ પીટીટની ખાએસથી એક અંજુમન પત્ર વાંચી સંભળાવયો, જે ઉપરથી મારા આગલા પત્રમાં લખવા પ્રમાણે જણાય છે કે એ સખી બાઈએ અતરેની સગડીનું મકાન પોતાના મરહુમ ખાવીંદને નામે ધરમખાતે બંધાવીને કુલ બસતેકુસતીઆન જરથોસતીઓ માટે તે ખુલ્લી મુકાછે. આજરોજે દોખમુ ઇજવાની ક્રીયાના ખરચ માટે એજ બાઇ સાહેબે રૂ ૩૦૦ અતરેની અંજુમન તરફ મોકલયા છે એમ દસતુરજી સાહેબે જણાવયું હતું. ઘણા લોકો સાંજ પડતાં સુધીમાં પોત પોતાને મકાને ગયાં છે અને દસતુરજી સાહેબો હોશંગજી તથા બેહમનજી પણ આજ રાતના ઉપડી મુંબઇ રવાના થનાર છે.

*** એ દોખમાં પર નીચે મુજબ તખતી મારેલી છે:—

"આએ જરથોસ્તીઓની સેવટની આરામ
"ગાહની જગો ઇયાને દખમુ દસતુરજી
"સાહેબ બહમનજી જામાસ્પજી સા.
"આઇ. ઇ. ના. આગ્રહથી અને બીરાર
"તથા બીજા દેશાવરના જરથોસ્તીઓની
"મદદથી મી૦ હોરમસજી મેહેરનોશજી
"વજીફદાર સેક્રેટરીની દેખરેખ હેઠલ તૈયાર
"થઇ તમામ જરથોસ્તીઓના વપરાસ
"માટે ખુલું મુકવામાં આવે છે. એ
"દોખમાની તાણા તથા ઇજવાની ક્રીયા
"દખણ તથા બીરાર વાગેરેના વડા
"દસતુરજી શમશ–ઉલ–ઉલમા હોશંગ
"જામાસ્પ જામાસ્પઆશાનાનાં ઉપરી
"પણા હેઠલ થઇ છે. રોજ ખોરદાદ માહ
"મેહેર ૧૨૬૨ યઝદેજરદી તા૦ ૨૦ મી
"મારચ શને ૧૮૯૩ ઇસવી."

## બેંગલોરની રવાંનોને ભુમીડા કરવાની જગા.

જામે જમશેદ, તા. ૧ લી એપરેલ ૧૮૯૩ ને વાર શનેઉ.

મધરાસ ઇલાકામાં શીતલ આબોહવાના બાબમાં ઉટાકામંડ પછી બેંગલોર બીજું મથક ગણાય છે અને એ શેહેર એક મોટું

લશકરી મથક પણ છે. તયાં પારસી વસતી મોટી નથી પણ હવે પછી થાય એ બનાવ જોગ છે, કારણ કે માઇસોરનાં દેશી રાજમાં બાહોશ કેળવાયલા પારસી જવાંનો ઇચછયે તેટલા હજી પેવસ થઇ શકયા નથી. એ બેંગલોર શેહરમાં મુંબઇના આગલા જાણીતા પારસી વેપારી શેઠ ડોશાભાઇ હોરમસજી કામાજીના બીજા બેટા મી૦ મનચેરજી ડોશાભાઇ કામાજી રોજ ૧૮ મો માહ ૮ મો કદીમ સને ૧૨૬૧ યઝદેજરદી તા૦ ૧ લી એપ્રેલ સને ૧૮૯૨ ને દીને, બરાબર આજથી એક વરસની વાત ઉપર હક થયા હતા. તેવણને જે જમીનમાં ભુમીદા કરવામાં આવયા હતા, તે જમીનનો કડકો—૨૬ વાર પોહોલાઇ તથા ૬૦ વાર લંબાઇનો—તયાંની સરકાર પાસેથી મેળવી, તેની આસપાસ ફરતી પાકી બાંધણીની એક દીવાલ તથા લોખંડનો એક દરવાજો બંધાવી એક કુવો તેની નજદીકમાં ખોદાવી, મરનારનાં વીધવા બાઇ શીરીનબાઇ તે મી૦ શોરાબજી બરજોરજી જશાવાલાનાં બેટીએ બેંગલોરના જરથોશતીઓના ફાયદા માટે યાને તયાં થતાં જરતોશતી રવાંનોને ભુમીદા કરવા માટે આપી દેવાનો આજે મરનારની વરસીને દાહડે ઠરાવ કરયો છે. એ છેલ્લી આરામ ગાહની જગયા ઉપર ઘટતી દેખરેખ રાખવા તથા તેને સારી હાલતમાં નીભાવવા માટે બાઈ શીરીનબાઇએ પોતાના ખાવંદની પુંજીમાંથી રૂ. ૧૫૦૦ ની રકમ પણ આજે અલાહેદી પાડી ઘટતે ઠેકાણે સવાધીન કરવાની ગોઠવણ કરી છે. એ મુજબ એ બાઇની રૂ. ૩૦૦૦ ને આસરેની સખાવતથી બેંગલોરના જરથોશતી રેહવાસીઓ માટે મરણ વખતની એક મોટી હાજતની ઘટતી ગોઠવણ થઇ છે.

*** આએ જગોપર નીચે મુજબ તખ્તી આરેલી છે :—

"In memory of the late Mr. M.
"D. Cama. This Parsi Burial
"Ground with the adjoining
"well is presented by his widow
"Sereenbai for the use of the
"Parsi community."

## ઉદવાડાનાં આતશબેહરામનાં બાઇ મોટલાંબાઇ વાડયાવાલાં નવાં મકાંનનો પાયો નાખવાની ક્રીયાનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૩૦ અને ૩૧ મીં મેએ તથા ૧ લી જુન ૧૮૯૩ ને વાર ભોમે, બુધ, તથા ગરેઉ.

ઉદવાડા, તા૦ ૨૬ મી મે.

ઉદવાડાનાં આતશબેહેરામ સાહેબનું જુનું મકાન ઈ૦ સ૦ ૧૮૩૦ માં મુંબઇવાળા શેઠો દાદાભાઇતથા મનચેરજી પેસતનજી વહાડયાજીએ બંધાવી આપેલું તે મકાન પુરાણું થવાથી તેને માટે નવું બાંધવાની જરૂર આજ કેટલાંક વરસ થયાં જણાતી આવી હતી. પાછળથી તેને માટે ઉદવાડાની અંજુમને એક ઉઘરાણાનું લીસટ ફરતું કરયું હતું, અને તેમાં પૂરતું નાણું ભરાઇ રહેવે એ કામ કરવાનો ઠરાવ રાખયો હતો. તે મુજબ કેટલાંક નાણાં ભરાઇ પણ ચુકેલાં છે. પાછળથી બાઇ મોટલાંબાઇ તે મરહુમ શેઠ જહાંગીરજી નશરવાનજી વહાડયાજીના બેટીએ એ કામ પોતાના ખરચથી કરી આપવાની ખાએસ મી૦ મેરવાનજી દાદાભાઇ વહાડયાને જણાવી, જેઓએ એ મકાન ઉગરાણાથી બંધાય તે કરતાં પોતાનાજ કુટુંબના એક બાઇની સખાવતથી બંધાય તે તરફ પોતાની વધારે પસંદગી જણાવી, અને ઉડવાડાની અંજુમન પણ આ સંજોગથી વધારે ખુશી થઇને બાઈ મોટલાંબાઇ ઉપર એક અંજુમન પત્ર મોકલી મકાન બાંધી આપવાની વીનંતી કીધી. ઉદવાડાની અંજુમનને સગવડ આપનારૂં તથા જરથોસતી ટોળાના એ પુરાતન કેબલાની મોટાઇને છાજતું મકાન, તેને લગતાં બીજાં જોઇતાં મકાનો સુધાં બાંધી આપવાની ગોઠવણ કરવાને તમારી તરફવાળા મી૦ દીનશાહ દોરાબજી મીસ્ત્રીને ઉદવાડા ખાતે મોકલી આપયા. મી૦ દીનશાએ એ મકાનોની પાડોશમાં એક મોબેદનું ઘર ઘણું નજદીકમાં આવેલું છે, તે બંધાતાં નવાં મકાનની સગવડને સારૂ લેવા અગત બતાવી. બાઇ મોટલાંબાઇએ રૂ. ૮૦૦૦ ની કીમતે એ ઘર ખરીદયું અને આતશબેહેરામ સાહેબની સાલગ્રેહના મુબારક દીવસેજ નવાં મકાનનો પાયો નાખવાનું નકી કરયું.

ઉપર મુજબ ઠરાવેલા દીવસે પાયો નાખવાની ક્રીયામાં સામેલ થવાને રોજ ૭ મો માહા ૯ મા ને દીને સર દીનશાહ માણેકજી પીટીટ, મી૦ કાવસજી ખરશેદજી જમશેદજી, બાઈ મોટલાં

બાઇના બેટાઓ મી૰ નવરોજી માણેકજી વહાડયા તથાં મી૰ નશરવાનજી જહાંગીર વહાડયા પોતાના દોસત આસનાવો સાથ અહીંયાં આવયા હતા. તેઓને એસતેકબાલ લેવા જવાના અંજુમને આગમજથી કરેલા ઠરાવ મુજબ ઉદવાડા સટેશન ઉપર મી૰ બેહેરામજી પેસતનજી ભરડાની આગેવાની તળે એક ડેપયુટેશન હાજર થયું હતું. ઉદવાડા સટેશનને ફુલનાં તોરણોથી સણગારવામાં આવયું હતું. રેલવે ગાડીમાંથી ઉતરતાં ઉપલા ચારે સાહેબો તથા મુંબઇની પંચાયતના ધુધી સેકરેટરી મી૰ નશરવાનજી બેહેરામજી વગેરેને મી૰ બેહેરામજી ભરડાએ દીલોજાના ભરેલો આવકાર આપી ફુલના હારો પહેરાવી તોરાઓ આપયા હતા. ઉદવાડા ગામની પાદરે ઉદવાડાની અંજુમન બંને દસતુર સાહેબોની તથા બીજા મુખીઓની આગેવાની તળે ઢોલ સાથે એસતેકબાલ આવી હતી. બીજીવાર ફુલના હાર તથા તોરા આપીને શેઠયાઓને સર દીનશાહજી માણેકજી પીટીટના બંગલામાં ઉતારો આપી સઉ પોતપોતાને ઘેર ગયા હતા.

એ દીવસે યાને રોજ ૯ મો માહા ૯મો યઝદેજરદી ૧૨૬૨ અને સોમવારે પાયાની જગા આગળ એક સુંદર માંડવ બાંધી તેને ફુલનાં તોરણો વગેરેથી સણગારયો હતો. ઢોલો ઉપરાંત ગંદેવીથી ઇંગ્રેજી વાજું મંગાવયુ હતું. આખાં ગામમાં રસતાઓ ઉપર પાણીનો છંટકાવ કરાવયો હતો. મજકુર શેઠો તથા ઉદવાડાના જરથોસતીઓ, બહારગામેથી આવેલાઓ વગેરે આતશ બેહેરામ સાહેબના જુનાં મકાનમાં એ પ્રસંગ માટે થયલી જશનની મીજલસમાં બીરાજયા હતા. જશન પુરું થયા બાદ પાયાની જગયા આગળ આતશનાં આફરગાનીયાં નજદીક સરવે અંજુમને આતશની નેયાયેસ ભણીને પાયાનું કામ શરૂ કરયું હતું. પ્રથમ એ પ્રસંગને માટે એક ખાસ રચેલી બંદગી દસતુર ખુરશેદજીએ પાયાના પથર આગળ આવીને વાંચી, તેનો ગુજરાતી અરથ સમજાવયો હતો. બાદ મી૰ સોરાબજી માણેકજી કાવસજી દમણવાળાએ આતશબેહેરામ સાહેબ જેનું નામ અસલથી "ઇરાનશાહ" એવું આપવામાં આવેલું છે, તેની તથા તેને હીંદુસતાનમાં જે જરથોસતી ટોલાંએ પેહેલ વેહેલા તખતનશીન કરેલા, તે ટોળાંની શરૂથી આખર લગીની તવારીખ નીચે મુજબ વાંચી સંભળાવી હતી :—

"શ્રી ઇરાનમાં જરથોસતી ટોળાંની શેહેનશાહની પડતી યઝદેજરદ શેહેરીયારના પેદા થવા બાદ થવાની આગાહી સાસાનીઆન વંશના પાદશાહ નોશેરવાનને બુજરચેમેહેર નામના તેના દાનાવ વજીરે કરી હતી, તે ઉપરથી કેટલાક દીનદાર જરથોસતીઓનો એક ટોળો ધરમ સાચવવાના હેતુથી ક્રીયાને લગતા તમામ આલાટો સુધાં યઝદેજરદને ગાદીએ આવવાની ઘણું વરસ આગમજથી ઇરાન છોડી કોહેસતાનમાં જઈ વસયો હતો. પાછળથી જેમ જેમ ઈરાનમાં જરથોસતી શેહેનશાહતની વધારે પડતી થતી ચાલી, તેમ તેમ ઇરાનની આસપાસના મુલકોમાં પણ જુદદીનોનો દોર વધતો ચાલયો અને તેથી કોહેસતાનમાં વસેલો ઉપલો ટોલો જે લગભગ એકસો વરસ તયાં રહયો હતો, તેને પણ પોતાની જગા ફેરવવાની ફરજ પડી. તે તયાંથી નીકળી હોરમઝના ટાપુમાં આવી વસયો, જયાં સુમારે ૧૫ વરસ રહેવા બાદ તયાં પણ ધરમની સલામતી નહી રહેવાથી તે ટોળો પોતાનું વહાલું વતન ઇરાન છોડી હીંદુસતાન આવવા નીકળયો. ઉપલી બાબદને તવારીખ ટેકો આપે છે કે ઇરાનનો છેલ્લો શેહેનશાહ યઝદેજરદ શેહેરીયાર જે ૪૦ સ૦ ૬૩૨ ની તા૰ ૧૯ મી જુને (રોજ અરદીબેહેસત માહા અસપંદાદ) ગાદીએ બેસી ઇ૰સ૰ ૬૫૧ તા૰ ૨૩ મી આગસટે એક જબરી શેહેનશાહતનો છેડો લાવવાની બદનામી સાથે આ ફાની દુનયા છોડી ગયો, તેની લગભગ ૫૦ વરસ આગમજથી ઉપલો ટોલો ધરમ જાળવવાના હેતુથી પુશકળ હાડમારીઓ ખમતો રહયો હતો. એ બાબદની થોડી નોંધ ઉપલા ટોળા માંહેલાં " ઇરાનશાહ " આતશબેહેરામ સાહેબની ખીદમત કરવાનો એકલો હક ધરાવનારા સંજાણા આથોરનાનનો ટોળો જેનું મુખય મથક આજે ઉદવાડામાં છે, તેઓએ પોતાના કુટુંબ સંબંધી આગલા વખતથી જાળવી રાખેલી વંશાવળી જેને " ફરેસત" કહે છે, તેને મથાળે લખયું છે કે "કોહેસતાનમાં વરસ ૧૦૦ રહયા; હોરમજ બંદરમાં વરસ ૧૫" એ ફરેસતના લખાણને કીસસે સંજાણનું પુસતક જે હીંદુસતાનમાં જરથોસતી ટોળાને આવવાની થોડીબી તવારીખ બતાવનારૂં એકલું એકજ પુસતક છે, તેનાથી પણ ટેકો મળેછે. એ મુજબ હોરમજનો ટાપુ છોડી વહાણમાં હીંદુસતાન આવવા નીકલેલા, દીવ બંદરના કીનારા ઉપર આવી ઉતરયા, જે બંદર કાઠયાવાડના ખુણા ઉપર આવેલું પોરચુગીજ રાજના તાબામા છે અને તયાંના જરથોસતીઓ આજ સુધી પુરાતન આતશબેહેરામ સાહેબની

ખીદમત કરનારા સંજાણા ટોળાના પંથકના તાબામાં છે, તયાં ૧૯ વરસ રહીને તે જગા પણ સલામતી ભરેલી નહીં લાગવાથી ગુજરાતના કોઈ કીનારા ઉપર જવાની ધારણાથી એ ટોળો પોતાની કમનસીબીને તાબે થઈ દીવ બંદર છોડી વહાણુમાં નીકળયો. મારગમાં દરીયાનું મજબુત તુફાન લાગવાથી સરવે જરથોસતીઓએ પોતાના બચવાની આશા છોડી. તેવી મોટી આફતથી પણ હારી નહી ખાતાં, પોતાના રાસત ધરમની ખુબી ધયાનમાં લઈને તેઓ મધેથી દાનવ દસતુર તથા બેહેદીનોની અરજને આફતમાં આવી પડેલા સરવે જરથોસતીઓએ ધીરજથી સાંભળી લઈ સરવેએ ભેગા મળી ખરાં દીલથી પોતાના પેદા કરનારની ખીદમતમાં બંદગી કીધી અને ઉમેદ ચાહી કે, અમને સલામત કીનારે ઉતારવાની તે જગતકરતા હોરમઝદ બક્ષેશ કરે અને તેના હુકમથી બેહેરામ ઈજદ મદદગાર થાય, તો કીનારે ઉતરી આતશબેહેરામ સાહેબનો કેબલો બનાવી સરવે ખાકીઓ તેની જનાબમાં બંદગી કરી શુકર ગુજારીશું. આફતમાં આવેલા દીનચુસત જરથોસતીઓનુ માગવું તે કીરતારની ઈનસાફી દરબારમાં મંજુર રહયું અને તેઓ યઝદેજરદી સને ૮૫ માં સંજાણુના કીનારા ઉપર સલામત આવી ઉતરયા. સંજાણુમાં પહેલવહેલા આવવાનો દીવસ સંવત ૭૭૨ (ઈ૦ સ૦ ૮૫) ના શ્રાવણ શુદ ૯ વાર સુકર રોજ ૨ જો બહમન માહા ૪થો તીર ગણાતો આવયો છે. તે વીશે તવારીખના અભીઆસીઓએ બારીક શોધ ચલાવીને ઉપલો દીવસ રોજ માહાના ફેર સીવાય ખરો ગણયો છે અને રોજ ૨ જો બહમનને બદલે માહા ૨ જો અરદીબેહેસત અને માહા ૪ થો તીરને બદલે રોજ ૧૩ મો તીર હોવો જોઈયે એવું મત આપયું છે. વળી ઉદવાડાના સંજાણા ટોળાના એક મરહુમ દસતુર રૂસતમજી તેમુલજી મીરઝાંને હાથની લખેલી ચોપડીમાં તથા બીજી એક જુની ચોપડીમાં પહેલવહેલાં સંજાણુમાં ઉતરવાનો દીવસ સંવત ૮૯૫ ના રોજ ૧ લો માહા ૪ થો વાર રવેઉનો લખેલોછે, પણ પહેલોજ સને આજ સુધી ખરો મનાતો આવયોછે. જરથોસતી ટોળો સંજાણુમાં ઉતરવા પછી તે વખતના સંજાણુના રજપુત રાજા જાદીરાણા તરફથી જરથોસતીઓને પરદેશી ગણીને તથા હીંદુસતાનના લોકોના પોશાક, જુબાન અને રીતભાતોથી તદન જુદા રીતના જોઈને સંજાણુને કીનારે ઉતરવાની જલદી રજા મળી શકી નહી, તે ઉપરથી તે ટોળા માહેલા ઓલમાઓ જે સંસકરત ભાશાથી સપુરણ માહીતગાર હતા, તેઓએ દાનાઈ વાપરીને પોતાનો ધરમ તથા રીવાજ રાજાને તથા તેના વજીરોને સમજાવા સારૂ સંસકરતમાં ૧૬ શલોકો બનાવી ટુકમાં સઘવે બયાન કીધું, જેથી રાજાએ ખુશી થઈને કેટલીક સરતો જેવી કે હથયાર નહી બાંધવાની, ઓરતોએ ચેહેરો બુરખા વીનાં ખુલ્લો રાખવાની, લગનની શુભ કીયા રાતરે કરવાની, વગેરે કેટલીક નરમ સરતો કરી કીનારે ઉતરવાની રજા આપી અને તેથી સરવે કીનારે ઉતરી પોતાનાં ઘરબારો બાંધી રહયા. એવી રીતે લાંબા હાદેસામાંથી બાહેર આવી પોતાનું રહેવાનું ઠેકાણું કરીને, તે કીરતારની જનાબમાં આફત વેળાએ આપેલી કબુલાત જલદીથી પાળી આતશબેહેરામ સાહેબને તખતનશીન કરવાની ઈંતેજારીમાં રહી, કીનારે ઉતરયા પછી બરાબર પાંચ વરસ રહીને એટલે સંવત ૭૭૭ યઝદેજરદી ૯૦ નાં સાલમાં હીંદુ રાજા જાદીરાણાને સરવે જરથોસતીઓએ અરજ કરી, આતશબેહેરામ સાહેબની કાયા માટે એલાહેદી જગા તથા બીજી મદદો માંગી, જે રાજાએ ખુશીથી આપી અને તેથી ઈરાનથી સાથે લાવેલા પવીત્ર આલાટોથી સરવે કીયા સંપુરણ કરી ઉપલા સનેના રોજ ૯ મો આદરઈજદ માહા ૯ મો આદર ઈજદના મુબારક દીને આતશબેહેરામ સાહેબને શ્રી મોબેદ નેરીઓશંગ ધવળે કરી, તેમજ જરથોસતી શેહેનશાહતની તો આખેરી થઈ ચુકેલી હોવાથી પોતાના શેહેનશાહ આતશબેહેરામ સાહેબનેજ ગણી સરવે જરથોસતીઓએ એ પવીત્ર કેબલાને " ઈરાન શાહ " નું નામ આપયું, જે મુબારક નામથી આજ સુધી એ પવીત્ર કેબલો ઉદવાડામાં બીરાજે છે.

ઉપલા હેવાલ ઉપરથી જણાશે કે હીંદુસતાનમાં જરથોસતી ટોળાને પેહેલ વેહેલો પગ મુકવાની તવારીખ આજ સુધીમાં જે મળી– છે, તે ઘણીજ થોડા સાથે ફેરફાર ભરેલી છે. પણ તેમ થવાની સઉથી મોતેબર અને સાચી ગવાહી "ઈરાન શાહ" આતશબેહેરામ સાહેબનો કેબલો છે, જે હીંદુસતાનમાં જરથોસતીઓની શરૂઆતથી સથાપણ થયલો કેબલો છે અને આજ સુધી આખા હીંદુસતાનના તમામ જરથોસતીઓ, શું શેહેનશાહી કે કદમી, શું સંજાણા કે ભગરયા, સરવે એકસરખી રાતે એ પુરાતન કેબલાને માન આપે છે અને પાછળથી ઉભા થયલા ધરમ સંબંધી મતભે-

દોની જરાબી અસર એ કેબલા તરફના જરથોસતી ટોળાંનાં એકીન ઉપર થઇ શકી નથી.

સંજાણમાં આતશબેહેરામ સાહેબ "ઇરાનશાહ" ને તખતનશીન કીધા પછી જરથોસતી ટોળાંની હાલતમાં મોટો સુધારો થતો ગયો અને સંખયાબંધ દુઃખો અને હાંદેસા ભોગવી ચુકેલો એ ધરમચુસત ટોળો સંજાણમાં મોટાં સુખ અને આબાદી સાથે રહેવા લાગો. સંજાણમાં જરથોસની ટોળો ઉપર મુજબ હીંદુ રાજાના મેહેરબાનીથી પુરતો આબાદ થવા પછી, તયાંથી જરથોસતીઓ હીંદુસતાનના જુદા જુદા મુલકોમાં વેપારસર જઇ વસવા લાગા અને ખંબાત, સુરત, ભરૂચ, નવસારી, વગેરે વેપારી મથકોમાં બેહેદીન સાહેબો વસતી કરી રહયા પછી તેઓને પોતાના ઘરનું ધરમ સબંધી કીયા કામ કરાવવાની જરૂર પડતી ગઇ, તેમ સંજાણથી મોબેદોને મંગાવતા ગયા અને સંજાણની વડી અંજુમને તે મુજબ મોકલયા, જે મોબેદો પાછળથી ભગરયા, સુરતીયા, ગોદાવરા, વગેરે અટકોથી પોતાને ઓળખાવા લાગા. જયારે સંજાણમાં આતશબેહેરામ સાહેબના કેબલાની ખીદમતને માટે જે મોબેદો રહયા, તે સંજાણાની અટકથી ઓળખવા લાગ્યા. સંજાણમાં આતશબેહેરામ સાહેબ "ઇરાનશાહ" સાથે તયાં રહેલા જરથોસતીઓ (ફરેસતની ગણુત્રી મુજબ) લગભગ ૬૨૪ વરસ સુધી એટલે સુમારે યઝદેજરદી ૭૪૫ સુધી આબાદીમાં રહયા, પણ એ વરસથી એ ટોળાંની પાછી હાડમારીઓ અને દુઃખ શરૂ થયાં. ગુજરાત ઉપર મહમુદ બેગડાના સરદારોએ હુમલો કરી ફતેહ મેળવતા છેક સંજાણ નજદીક આવી પહોંચયા અને તયાંના હીંદુ રાજા ઉપર લડાઇનું નામું મોકલયું. આ વખતે રાજાની સથીતા આવાં મોટાં લશકર સાથે લડી શકાય તેવી નહી હતી, એટલે તેણે જરથોસતીઓની મદદ માંગી. જોકે આ વખતે જરથોસતી ટોળો પોતાની શેહેનશાહતના વખત જેવું સુરાતન ધરાવતો નહી હતો, કારણકે હથીયાર છોડી બેસવાને લગભગ ૬૦૦ વરસની લાંબી મુદત ગુજરી ગઇ હતી, તોપણ રાજાની અને રાજની ખરાબીમાં પોતાના ધરમની ખરાબી સમજીને તેમજ રાજાના વડીલે એ જરથોસતી ટોળા ઉપર કરેલા બેહદ ઉપકારનો બદલો વાળી પોતાની વફાદારી બતાવવાની તક હાથ આવેલી જોઇ, જરથોસતીઓમાં પોતાનું આગલું લડાયક લોહી દોડી આવયું અને પોતામાંથી ચુનંદા ૧૪૦૦ જરથોસતીઓની એક જુદી ફોજ ઉભી કરી, એક બહાદુર જરથોસતી નામે અરદેશીરને પોતાનો સરદાર ઠરાવી રાજાની મદદે લડાઇમાં ઉતરયા અને એક વાર જરથોસતીઓએ પોતાનું આગલું શુરાતન બતાવી દુશમનની ફોજને શીકસત આપી. પણ બીજી મરતબે વધુ લશકર અને ભારે ઝનુન સાથે મુસલમાન લશકર ચઢી આવયું, તેની સામે બીજીવાર પણ જરથોસતીઓ મુકાબેલ થયા. પણ આ વખતે નસીબે યારી આપી નહી અને જરથોસતીઓ જીવપર આવી લડવા છતાં મોટી ખરાબી સાથે હાર પામયા અને મોટો ભાગ મારયો ગયો, તેથી બાકી રહેલા થોડા જરથોસતીઓ આતશબેહેરામ સાહેબના "કેબલાને" લઇને સંજાણથી દુર બહારોટ નામના બીકટ પહાડ ઉપર જઇ રહયા અને પોતાનું વહાલું વતન તમામ માલ મીલકત સાથે બીજી વાર સદાનું છોડી દઇને ફકત ધરમના બચાવને માટે પવીત્ર કેબલાને લઇને બાહારોટ ગયા, જે પહાડ આજે પણ ઘણો બીકટ ગણાયછે, જયાં ફાડી ખાનારાં જનાવરો સંખયાબંધ રહેછે અને તે જગા ઉપર પથરમાં કોતરેલા ગુફામાં કહેછે કે "ઇરાન શાહ" ૧૨ વરસ સુધી તખતનશીન રહયા હતા. વાંસદાના હીંદુ રાજમાં પોતાંની સલામતી જોઇને વળી પાછા તયાંથી ઉપડી વાંસદે જઇ રહયા, જયાં પણ ૧૪ વરસ સુધી આતશબેહેરામ સાહેબ સાથે રહ્યા હતા અને વાંસદામાં આજે પણ કેટલીક જગે આ આતશબેહેરાંમ સાહેબ રહેલા હતા તે બતાવવામાં આવેછે.

ઉપલી લડાઇની પેહેલાં સંજાણમાં આતશબેહેરામ સાહેબ તખનશીન હતા, તયારે હીંદુસતાનમાં જુદાં જુદાં મથકોમાં વસેલા જરથોસતીઓ કેબલાનો સેજદો કરવા ઘણાં દૂરથી મુસાફરી કરી આવતા હતા. તે વખતે આજના જમાના જેવી મુસાફરીની સગવડો નહી છતાં ઘણી રંજો ખેંચીને જરથોતીઓ પોતાના શેહેનશાહને સેજદો કરવાની ખાએસ રાખતા. પણ જયારથી સંજાણ તારાજ થયું અને કેબલાને બાહારોટનાં પહાડ જેવી મુશકેલ જગ્યાએ રાખવા પડયા, તયાં અકાનદર જરથોસતીઓથી પહોંચી શકાયું નહી. જયારે સંજાણા ટોળાએ ૧૨ વરસ સુધી જંગલમાં એકલા રહેવાની ભારે આફત ભોગવયા પછી પુરતી જુસતેજોથી વાંસદાના હીંદુ રાજમાં પોતાની સલામતી જોઇ આવી વસયા, તયારથી આજુબાજુના જરથોસતીઓ ઘણે વરસે પોતાના પુરાતન કેબલાને સેજદો કરવા વાંસદે આવવા

લાગ્યાં. એવી રીતે વાંસદામાં ૧૨ વરસ સુધી સંજાણા આથોરનાનો આતશબેહેરામ સાહેબ સાથે મથક કરીને રહયા હતા. એ વખતમાં નવસારી, જે વાંસદાથી એક દીવસની મુસાફરી જેટલું નજદીક છે, તયાં જરથોસતીઓ ઘણી આબાદીમાં રહેલા હતા. તેઓમાં એક બેહેદીન ચાંગા બીન આશા નામનો ઘણો ધરમચુસત રહેતો હતો અને નવસારીના તમામ જરથોસતીઓ ઉપર સરદારી ધરાવતો હતો. તે દર વરસે આદર મહીનો ને આદર રોજે "ઇરાનશાહ"ની સાલગ્રેહના જશનમાં સામેલ થવા વાંસદે આવતા. તેઓએ સંજાણા ટોળાના તે વખતના ત્રણ નામીચા દસતુરો ખુરશેદ કામદીન, નાગણારામ અને ચાંઇઆ સહીઆર (જેઓથી ઉતરેલો હાલનો ઉદવાડાનો સંજાણા આથોરનાનો ટોળો છે તે) ને ફરમાસ કીધી કે આપણો એ શેહેનશાહ જંગલ વચે હોવાથી, ઘણા દીનદાર જરથોસતી ભાઇઓ તથા બાઇઓ બુઢાં અને નાતવાનીના સબબથી મુસાફરીની રંજ ખમી શકતાં નથી, તેથી એ પવીત્ર કેબલાના સેજદાથી બેનસીબ રહી ઘણાં ગમગીન રહેછે. માટે તમો દુરઅંદેસી વાપરીને એ પવીત્ર કેબલાને શ્રી નવસારીમાં લાવો તો તમારા મરતબામાં વધારો થાય, વગેરે ઘણીક સમજુતી કીધી. તે ઉપરથી ઉપલા ત્રને દસતુરો જેઓએ પોતાના ટોળાની રાહબરી કરીને ટોળાની સાથે સંજાણ છોડી ઘણી સખત હાડમારીઓ તથા હાંદેસા ખમેલા હતા, તેઓએ ચાંગા આશાની લાયકી તથા કેબલા તરફની તેમજ કેબલાના ખાદેમો સંજાણા ટોળા તરફની જાનફેસાની જોઇને, નવસારી જવાને કબુલ કીધું અને યઝદેજરદી ૭૮૫ ના રોજ ૨૯ મો માહા ૬ ઠાને દીને બેહેદીન ચાંગા આશાની મદદથી આતશબેહેરામ સાહેબ સાથે નવસારીમાં સંજાણા ટોળો આવી વસયો."

"નવસારીમાં આતશબેહેરામ સાહેબને લાવવાના ઉપલા સનેમાં તવારીખનાં અભીયાસીઓ કેટલોક શક બતાવી જુદી જુદી અટકળો કરેછે, પણ સંજાણા ટોળાંની ઉપલી "ફહરેસટ" જે ધાગુંકરી વાંસડેથી નવસારી આવવાના વખત દરમયાન લખાયલી લાગે છે, તેમાં એ દહાડો, વાર ખુલ્લી રીતે લખેલો છે કે—"સંવત ૧૪૭૨ના માગસર શુદ ૩, સને યજદેજરદી હફતસદ હસતાદ પંજ યઝદગરદ શેહેરીયાર ૭૮૫." એ નોંધ ઉપરથી એ સને ખરો માનવાને પુરતું કારણ છે. વળી બેહેદીન ચાંગા આસાની ફરમાસ ઉપરથી આતશબેહેરામ સાહેબ નવસારી લાવેલા, તે ચાંગા આશાની હયાતીનો સને કેટલાકો ઘણો પાછલનો બતાવી ઉપલો સને શકમંદ ખતાવે છે. પણ ચાંગા બેહેદીન આશાનું નામ સંજાણા ટોળો પોતાની તમામ ક્રીયાઓ પછી શું જાહેર કે ખાનગી સરવેમાં પેહેલવાનો તથા પાદશાહોના નામ જેટલાજ દરજાથી આજ સુધી લેતા આવયાછે, તેથી પણ સાબેત થાયછે કે એ નામવાર બેહેદીનનીજ મદદથી તેઓ નવસારી આવેલા, તેમાં શક રહેતો નથી. નવસારીમાં એ વખતે સંજાણથી વડી અંજુમને મોકલેલા મોબેદોની ઓલાદ મોટી સંખયામાં વસતી હતી અને તે લોકો બેહેદીનોને તયાંનું ક્રીયા કામ સરવે કરતા હતા. તે કામને સંજાણવાળા નવસારી આવી રહેવા છતાં મોટાં દીલથી કાંઇ પણ દખલગીરી નહી કરતાં, પોતાની સાથે આવેલા બેહેદીનોનું તથા પોતાના ટોળાંનું સરવે ક્રીયા કામ પોતે કરવા ઊપરાંત આતશબેહેરામ સાહેબની ખીદમત કરવાનું પોતાનું કામ ગણતા અને તેવી સરતથીજ બેહેદીન ચાંગા આશા, એ સંજાણા ટોળાને નવસારીમાં લાવેલા. તે મુજબ ઘણી સદીઓ સુધી ઉતરતી ઓલાદોએ એકમેકનાં કામમાં દખલગીરી નહી કરતાં પોતાના વડીલોના રીવાજને માન આપી ચાલયા. પણ પાછળથી તે રીવાજ તોડવા જેવી ભગરીયાઓએ વરતણુક ચલાવાથી, સંવત ૧૭૪૧ થી ભગરીયા તથા સંજાણાઓ વચે મીનાકેશો ઉભો થયો, જે નાખુશ ખટપટને અતરે વધારે નહી વીસતારતાં ટુકમાં સંજાણા ટોળાંની તથા તેમના "ઇરાન શાહ" આતશબેહેરામ સાહેબની દેશેદેશ મુસાફરી કરવાની સરજત પાછી ઉભી થઇ. સંવત ૧૭૯૦ માં સંજાણા ટોળાંના આથોરનાનો આતશબેહેરામ સાહેબને લઇ સુરત ગયા, જયાં તે વખતના સુરતના બેહેદીનોએ ઘણી મદદ કરી હતી. પાછળથા વળી કાંઇ સમજુતી થવાથી અને સંજાણાઓને પોતાનો શુદામત હક નવસારીમાં ભોગવવાની ખાતરી મળવાથી વળી પાછા સંવત ૧૭૯૨ માં સંજાણા આથોરનાનો આતશબેહેરામ સાહેબ સાથે નવસારી આવી રહયા. પણ તયાં આવવા પછી આગલો મીનાકેશો વધારે મજબુતીથી ઉભો થવાથી કંટાળીને લગભગ ૩૨૫ વરસનું પોતાનું વતણ, ઘરબાર, વાડી વજીફા, સરવે છોડી દઇને સંવત ૧૭૯૭ માં વલસાડ આવયા અને તયાંથી નજદીકમાં ઉડવાડા જે વલસાડની માફક સંજાણા પંથકનેજ તાબે હતું અને

થોડા બેહેદીનોની વસતી ઉપરાંત એક મોબેદ પંથકીનું ઘેર હતું, તયાંની સારી આબોહવા તથા હીંદુ રાજાની મદદની ઉમેદથી વલસાડથી સંવત ૧૭૯૮ ના રોજ ૬ માહા ૧ દીને ઉદવાડે આવયા, જયાં આજ સુધી એ પુરાતન કેબલો તથા તેની ખેદમત કરનારા સંજાણા ટોળાંના અથોરનાનો રહેલા છે. ઉડવાડા ગામ એ વખતે માંડવીના રજપુત રાજાને તાબે હતું અને પવીત્ર કેબલાની મોટાઇ સંબંધી આગમજથી તેના સાંભળવામાં ઘણું આવેલું હોવાથી તે ધરમી રાજાએ સંજાણા ટોળાંને ઘણી મદદ તથા દીલાસો આપયો. વળી પેશવાઇ રાજમાં સંજાણા ટોળાંનો ઘણો વસીલો હોવાથી પેશવા સરકારે પણ ઘણી મદદ કરી રાજાને ભલામણ કરી અને તે ભલામણના દરેક હુકમોમાં એ ધરમી રાજાઓ ઇરાનશાહના કેબલાને "પવીત્ર આતશ" ની ઉપમાં લખતા હતા જેના ઘણા લેખો આજે પણ મોજુદ છે. ઉડવાડામાં એ વખત ઉપર થોડાં બેહદીનોના ઘર ઉપરાંત એક મોબેદનું ઘર હતું. જે મોબેદો બેહદીનોને ધરનું પંથકપણું ચલાવતા હતા. તે મોબેદોના ઘરમાં આતશબેહેરામ સાહેબને લાવી રાખયા અને તે બાબતની ખબર આસપાસના ગામોનાં જરથોસતીઓમાં ફેલાતાં તમામ જરથોસતીઓ —જેમાં મુખય કરી સંજાણુ જીલ્લાને લગતા —ઉડવાડે દોડી આવયા અને પોતાનો પુરાતન કેબલો ૩૫૦ વરસ પછી ફરીથી સંજાણુ નજદીકમાં આવેલો જાણી ખુશી થયા. તેઓમાંના નારગોલના એક બેહદીન મીનોચેહેર બહમને પોતાના ખરચથી આતશબેહેરામ સાહેબને તખતનશીન કરવા માટે એક નાનું મકાન ( હાલનીજ જગયાએ ) બાંધી આપયું. તે મકાન ઉડવાડામાં પહેલવહેલું હતું અને તે સુમારે ૧૧૧૨–૧૩ ય. જ. માં બંધાયલું. તયાર બાદ થોડાં વરસ રહીને ય. જ. ૧૧૨૧ માં સુરતના એક ધરમચુસત બેહેદીન ભીખા એદલ શ્રીજીને સેજદો કરવા ઉડવાડે આવયા. તેઓએ મકાન ઘણુંજ નાનું અને અડચણુ-ભરેલું જોઇને પોતાની તરફનું એક કુશાદે મકાન બાંધી આપવાની ખાએસ જણાવી અને તે મુજબ બાંધતાં પોતાની પાસેની તમામ પુંજી પુરી થવાથી તે બેહેદીનની નેકબખત ઓરતે પોતાના ઘરેણાં પણ એ કામમ ખુશીથી વાપરવા આપયાં. તેથી પણ મકાન પુરૂં નહી થવાથી સેવટે પોતાનું સુરતનું ઘરબાર વેચી એ મકાન પુરૂં કરયું અને બીચારા પોતે તંગદસતીમાં આવી પડવાથી પોતાનું વતણ છોડી દુર દેશ ગયા, અને અહુરંગાબાદમધે ય. જ. ૧૧૪૯ના રોજ ૨૫ માહા ૩ જાને દીને બેહેસતનશીન થયા હતા. એ નેકબખત બેહેદીન ઘણા ધરમ ચુસત હતા અને કેટલીક ધરમને લગતી અસલ કેતાબોના તરજુમાં તે વખત ઉપર પોતાના ખરચથી કરાવયા હતા. એ મરહુમનું કીરતી ભરેલું નામ સંજાણા અથોરનાનોના ટોળાંએ પોતાના વાહાલાં ગુજરેલાઓના નામની સાથ આજ સુધી જાળવી રાખયું છે. તયાર બાદ ય૦ જ૦ ૧૧૯૯ માં મરહુમ વાહાડીયાજી સાહેબો દાદાભાઇ તથા મંચેરજી પેસતનજીએ તે મકાન નાનું લાગવાથી એક મોટું કુશાદે મકાન તથા બરશનુમ લેનારાઓના ઉપયોગ સારૂં એક બીજુ મકાન મળી બે મકાનો બંધાવી આપયાં, જે આજે પાછાં નાનાં પડવાથી તેમજ પુરાંણા થવાથી પાછાં બાં-જવાની સરજતને તાબે થઇ ઉભાંછે, અને નવાં કુશાદે તથા હાલના જમાંનાને અનુસરતાં મકાનો બાંધી તેમાં પુરાંતન કેબલાને તખતનશીન કરવાનું માન એજ વહાડયા ખાનદાનના ભાગમાં સરજેલું હોય, એમ જોઇ સંજાણા અથોરનાનો ખુશી થઇ એ ભાયગશાલી ખાનદાનને સદા આબદ રહેવાની દોવા કરેછે, આમીન!"

આ તવારીખ વંચાઇ રહયા પછી નવાં મકાનના પાવાના પથરા બેશાડવાની અરજ બાઇ મોટલાંબાઇનાં દીકરાઓને કરતાં, મી૦ શોરાબજી દમનવાળાએ એક ભાષણ વાંચી સંભલાવયું હતું, જેનો સાર એ હતો કે, ઉડવાદાની આખી અંજુમનને માટે આજનો દીવસ ખરેખરો ખુશાળી ભરેલો છે, તેમ વધારે ખુશાલીનું કારણ મળયું છે કે, ઉદવાડાની અંજુમન ઉપર હમેશાં મેહેરબાની રાખનારા જથોસતી અકાબર સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટ સાહેબના લાયકીવાળા સાહેબજાદા શેઠ કાવસજી ખરશેદજી જમશેદજી, જેવોએ આ શુભ કામની શરૂઆતથી ઘણી દીલબરી બરી તસદી લીધેલી છે, તેઓને આ મેળાવડામાં બીરાજેલા જોઇ ઉડવાદાની અંજુમન અતી ખુશી થઇ એવા સાહેબનો ઉપકાર માને છે. તેજ મુજબ નામદાર સર દીનશાજી માણેકજી પીટીટ બેરોનેટ સાહેબ જેવોએ ઉડવાદા ગામ ઉપર અનેક જાતના ઉપકારો કરેલા છે, વળી ઉડવાદા અંજુમનની માંગણી ઉપરથી એવો સાહેબે આતશબેહેરામ સાહેબના મકાનો નજદીકમાં મોટી કીમતે જમીન ખરીદ કરી, તેના ઉપર અંજુમનની ખાએસ મુજબ દીન ફરમાનની સઘળી સવલતો સાથે તથા

અંજુમનની ખાસ ફરમાસથી સરઅવસરે આતશબેહેરામ સાહેબના કેબલાને બીરાજમાન કરવા માટે, એક ગુંબજ સાથનું કુશાદે મકાન બાંધી આપી અંજુમનને શપુરદ કરેલું છે, જેને માટે અંજુમન એ નામદારને હેશાનમંદ છે અને પોતાના એ મકાનમાં આતશબેહેરામ સાહેબના કેબલાને તખતનશીન કરવાનો અવશર આવેશો જોવાને પોતે ઘણી ખાએસ રાખતા હતા, તે ખાએસ આજના મુબારક દીવસે પાયતખતના નવાં મકાનનો પાયો નાખવામાં અવવાથી, રાખેલી વકી મુજબ આતશબેહેરામ સાહેબને ઉપલાં મકાનમાં બીરાજમાન કરેલા એઓ નામદારે નજરે જોવાથી, ખચીત ઘણો સંતોશ માની લીધો છે. એ મકાન તઇયાર થઇ તેમાં આતશબેહેરામ સાહેબ પાછા તખતનશીન થાય, તયાં સુધી એઓ નામદારનુ મકાન એજ કામને માટે વપરાતું રહેવાથી એઓ સાહેબને ઘણીજ ખુશી હાંસેલ થસે. એટલુંજ નહી પણ અંજુમને એઓ સાહેબને સર અવસરે કેબલાને તખતનશીન કરવાની સગવડ કરી આપવાની કરેલી માગણી કેટલી વાજબી હતી, તેની એ નામદારને પુરતી ખાત્રી કરવાની તક મળવાથી તેમજ આ શુભ મેળાવડામાં તેઓ સાહેબની મુબાંરક હાજરી જોઇને ઉડવાડાની આખી અંજુમન ઘણી ખુશી થઇ છે. આ તકે વહાડયા ખાનદાનના મી૦ મેરવાનજી દાદાભાઇ વહાડયાનો અમારી અંજુમન તરફથી ઉપકાર માનુ છું કે, આ મોટાં પુનનું કામ જલદીથી થવાની તેવો સાહેબે પુરતી કાળજી ધરાવી અમારી અંજુમનને ઘણી સગવડો કરી આપી, અંજુમન સાથેનો અરધી સદી ઉપરાંતનો ઘાડો સંબધ ઘણા સરસ આકારમાં બતાવી આપયો છે, જે બીના વહાડયા ખાનદાનનો એ કેબલા તરફનો સાચો એતેકાદ બતાવનારી છે.

આજનો મુબારક પરસંગ જે માનવંત ધરમાતુ બાઇની દીલબરી ભરી સખાવતને આભારી છે, તેઓની આ કાંઇ પેહેલ વેહેલીજ સખાવત ઉડવાડાને માટે નથી. ૫૦ વરસ ઉપરાંતથી ઉડવાડાની અંજુમનને તેઓના વહાલાં રવાનોની છેલ્લી આશાએસની જગયાની જાળવણી તથા ચેરાગ રાખવાની મદદમાં એક સારો હાસો મળતો આવયો છે. તે ઉપરાંત ઉડવાડાના સંજાણા વડા પંથકને તાબેના દમણ, દીવ, વગેરે શેહેરોમાં પણ એઓની ધરમાતુ મદદ વરસો થયાં થતી આવી છે, જેને માટે પણ ઘણે દરજજે ઉડવાડાનીજ અંજુમન તેઓને આભારી છે. એ સીવાય હીંદુસતાનના જરથોસતીઓની ઘણી ખરી ધરમની જમાઓને એ ધરમાતુ બાઇની ઘણીજ છુપી રીતે વરસો થયાં મદદ થતી આવી છે અને એ સઘળાં પોતાનાં ઉતમ સખાવતનાં કામોને ચંદરોકાળ જાળવી રાખવા સારૂ એ સખીવજુદ બાઇજીએ એક મોટું ત્રસટ પોતાની પુંજીમાંથી કરી રાખેલું છે. મને ઉમેદ છે કે મારાં એ હરખમાં ભેગી મળેલી મીજલસ ખુશીથી ભાગ લેશે. બાદ બાઇ મોટલાંબાઇએ મુંબઇમાં બંધાવેલી આસપીટલ પાછળ લગભગ ૪) લાખનો ખરચ એ બાનને થયલો જણાવી, મી૦ સોરાબજીએ વધારયું કે, એ સખાવતથી પોતાની દુખી બેનપણીઓનું નાતજાતના કશાં પણ તફાવત વીના દુઃખ દુર કરવાનું મોટાં પુનનું કામ કરી, બાઈ સાહેબે પોતાની એક રીતની ફરજ બજાવી છે. આજે જે મોટાં ધરમનાં કામની શરૂઆત થઇ છે અને જે પાછળથી એ સખાવત કદાચજ લાખોની નીચે જશે, તે કામથી એ બાઈ સાહેબે પોતાના પવીત્ર ધરમ તરફની એક મોટાંમાં મોટી ફરજ બજાવવાનો સંતોશ લીધો છે. બાદ બાઈ મોટલાંબાઇના દીકરા મી૦ નવરોજજીને મળેલા સી. આઇ. ઇ, ના ખેતાબ માટે અનંત હરખ બતાવા માંગી, ઉદવાડાને નામે મુબારકબાદી આપવા માંગી જણાવયું કે, પોતાની ગેબી શકતી બતાવીને બાઇ સાહેબના લાવકીવાળા સાહેબજાદા શેઠ નવરોજજીને માંનવંત ખેતાબની નહી ધારેલી નવાજેશ કરી છે અને આજની માનવંત મીજલશમાં તેઓ સાહેબ પોતાના લાએકીવાળા બીરાદર સાથે તે મળેલા ચાન સુધાં હાજર થયા છે અને તે જોઇ આખી મીજલશને ભારે ખુશાલી ઉપજી છે અને એ ખુશી ભરેલાં માનને માટે ઉડવાડાની આખી અંજુમન તરફથી હું શેઠ નવરોજજી વાહાડીયાને તથા શેઠ નશરવાનજી વાહાડીયાને અંતકરણથી મુબારકબાદી આપી આવું છું કે "એ બંધે ભાઇઓની જોડી સલામત રહી તંદરોસતી સાથે લાંબી જીંદગી ભોગવે —પોતાના કીરતીવંત માતાજીનો સાહેબો લાંબો વખત સુધી ભોગવવાને ભાગયશાળી થાય અને ફરજંદોની વરધી સાથે એથીબી વધારે કીમતી અનેક માન મેલવે! છેલ્લે એક વધુ ખુશાલી ભરેલી ખબર આપુ છું કે આ બંધાનારા મકાનની પડોશમાનું દસતુર ખાનદાનવાળાઓનું પુરાનું મકાન, આતશબેહેરામ સાહેબના મકાનોના ખરા ઉપયોગ માટે બાઇ સાહેબ મોટલાંબાઇએ હમારી અંજુમનવી

એલતેમાશ કબુલ રાખીને આઠ હજાર રૂપીઆની રકમ આપી વેચાતું લીધું છે. દેશાવરના જે દીનસુમત સાહેબો આજ વરસોથી એ પવીત્ર મકાનનો દરજ્જો જાળવવા તેને ફરતો કમપાઉંડ બાંધવાની અગત બતાવતા હતા, તેઓને ઘણીજ ખુશી હાંસલ થઇ હશે.”

મી૦ સોરાબજી માણેકજી દમણવાળાનું ભાશણ પુરૂ થવા પછી તેવણે બાઇ મોટલાંબાઇના બંને બેટાઓ મી૦ નવરોજજી તથા મી૦ નશરવાનજીને પાયાના પથરો બેસાડવાની એલતેમાસ કરી હતી. પણ પાયાના પથરો બે જણાને હાથે ગોઠવવામાં આવે, પાયો નાખવાની ક્રીયા બે અઢસથો કરે, એ નવાઇ જેવો બનાવ તો આ પેહેલીજવાર જોવામાં આવયો અને તેબી ઉદવાડા ખાતે જોવામાં આવયો. આ નવાઇ જેવા “સુધારા”ની જરૂરીઆત શી હતી, તે કેહેવાઇ શકાતું નથી.

પ્રથમ મી૦ દીનશાહ દોરાબજી મીસ્ત્રી શીલપશાસ્ત્રીએ પાયાની અંદર મુકવામાં આવેલાં નયુસપેપરો તથા રૂપાંની દાબડીની અંદર સીક્કાઓ, મોતી, માણેક વગેરે મેલેલાંની હકીકત કહી સંભળાવી, પાયામાં મુકવાનો ત્રાંબા લેખ વાંચી સંભળાવયો. તયારબાદ ઇજશનેની ક્રીયા કરનારા મોબેદો પાસે તઇયાર રખાવેલું હોમનું પવીત્ર પાણી તેજ મોબેદો તે જગા ઉપર લઇ આવયા અને ચુનો તે પાણીથી મેળવીને મી૦ નવરોજજી વહાડયાએ રૂપાંની એક થાપી વડે પાયાના પથર ઉપર ચુનો પાંથરી પેહેલો પથર બેસાડયો. બાદ એ મુજબનીજ સઘળી ક્રીયા સાથે બીજી એક રૂપાંની થાપી વડે તેવણના ભાઇ મી૦ નશરવાનજી વાહડયાએ ચુનો પાંથરી બીજો પથર ખુશાલી વચે બેસાડયો. એ પછી મી૦ નવરોજજી વહાડયાએ પોતાનાં માતાજી તરફથી ઉપકાર માનનારૂં નીચલું ભાશણ વાંચી સંભળાવયું હતુ:—

“આજની પવીત્ર ક્રીયાની મીજલસમાં તમો સાહેબોએ હાજર થવાની તસદી લઈ મીજલસની મોટાઇમાં વધારો કીધો છે, તે માટે અમો અમારાં માતાજી તરફથી તેમજ અમારી તથા અમારા માનવંત ભાઈ નશરવાનજી તરફથી સરવે સાહેબોનો દીલોજાનીથી ઉપકાર માનયે છીયે. મી૦ સોરાબજીએ આતશબેહેરામ સાહેબ “ઇરાનશાહ”ની જે ટુંકી પણ જાણવાલાયક તવારીખ વાંચી સંભળાવી, તેથી અમારીજ માફક ભેગી મળેલી મીજલસને પોતાના પાક ધરમને માટે મગરૂરી પેદા થઈ હશે. એવણે અમારાં માતાજી બાઈ મોટલાંબાઇના આ કરવા ધારેલાં કામ માટે ઘણા દીલસોજીભરેલા સખુનો કહી અમારાં માતાજીએ કરેલી સખાવતોને માટે જે સતુતી કરી છે, તે માટે અમો ઉપકાર માની જણાવયે છીયે કે, અમારાં માતાજીએ આદમજાત તરફ તથા જરથોસતી ધરમ તરફની પોતાની ફરજ બજાવી છે. જયારે એ પુરાતન કેબલાની સુંદર તવારીખ તથા મી૦ સોરાબજીના સખુનો અમારાં બુઝોરગ માતાજીના જાણવામાં આવશે, તયારે તેવણને ખરેખરો સંતોષ હાંસલ થશે. અમો અમારાં માતાજી તરફથી ખાતરી આપવા માંગયે છીયે કે, આ પવીત્ર કેબલાનું મકાન અમારાં માતાજી આસપાસના સરવે સંજોગો ધયાનમાં લઈ તમારી અંજુમનને પુરતી સગવડ આપનારૂ અને “ઇરાનશાહ” ના મોટા દરજ્જાને છાજતી રીતનું બાંધી આપવાને ઘણા ખુશી છે. એ મકાનને અમારાં માતાજીએ અસલ ઇરાનના પુરાતન આતશકદેહોના મકાનની ઢપનું બાંધવાને અમારા સીલ્પશાસ્ત્રી ભાઇ દીનશાહ દોરાબજી મીસ્ત્રીને સુચના કરી છે. અસલ ઇરાની ઢપનાં મકાનમાં એ પુરાતન કેબલો બીરાજવાથી આપણા હજારો વરસના જરથોસતી બાપદાદાઓની એક જુની નીશાની આપણી નજર આગળ નવેસરથી ઉભી થશે. તે સઘળો ઇરાદો મનપતીજ રીતે બર લાવવાનું અમારા સીલ્પશાસ્ત્રી ભાઇ દીનશાહ દોરાબજી ઉપર અમારાં માતાજીનો તથા અમારો સંપુરણ ભરૂસો છે અને અમારો ભરૂસો કેટલે દરજ્જે લાયક ઠેકાણે મુકવામાં આવયો છે, તે ખોદાની બક્ષેશથી એ મકાન તઇયાર થવા બાદ તેમાં કેબલાને તખતનશીન કરવાની મીજલસમાં તમો સાહેબો બીરાજશો, તયારે તમારી ખાતરી થશે. વળી ઉદવાડાની અંજુમન પોતે પણ અમારા સીલ્પશાસ્ત્રી તરફ ભરૂસાથી જુવે છે, એવું અમારા જાણવામાં આવયાથી અમોને મોટો સંતોશ ઉપજયો છે. આજની મીજલસની મોટાઇમાં વધારો કરનારા અમારા માનવંત મીતરો નામદાર સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ સાહેબ તથા શેઠ કાવસજી ખરશેદજી જમશેદજીની હાજરી માટે લાયકીભરેલા શબદોમાં હાલ ખુશાલી બતાવવામાં આવી છે, તેને અમો દીલોજાનીથી મળતા થઇ એ સાહેબોનો અમારાં માતાજી તરફથી તથા અમારી તરફથી ખાસ ઉપકાર માનયે છીયે. નામદાર સર દીનશાહજીએ તો ઉદવાડાની અંજુમન ઉપર આ આગમજનો ઉપકાર કરી

એક સુંદર મકાન કેબલાનાં મકાનની નજદીકમાં બાંધી આપેલું છે, જે માટે ઉદવાડાની અંજુમન એઓ સાહેબને કેટલી બધી હેશાનમંદ રહે છે, તે અમો એ નામદારના સાથે આગળ જયારે ઉદવાડે આવયા હતા, તયારે અને હાલ પણ જોઇ ઘણા ખુશી છીયે. આ મોટાં પુણનું કામ સરંજામ પહોંચાડવા માટે જે જે સાહેબોએ દીલોજાનીથી મેહેનત લીધી છે, તે બધા સાહેબોનો અમારાં માતાજી તરફથી ઉપકાર માનતાં અમારા મીત્ર મી૦ સોરાબજી દમણવાળા તથા ઉદવાડામાં ધરમનાં કામોની મેનેજ કરનારા ભાઇ બેહેરામજી પેસતનજી ભરડા તેમજ અમારા વીશવાસુ સીલપશાસ્ત્રી ભાઇ દીનશાહ દોરાબજી મીસ્ત્રી, એ ત્રણ સાહેબોનો ખાસ રીતે ઉપકાર માનવાની તક લઇયે છીયે. આ સુભ પ્રસંગનો હેવાલ જયારે અમો અમારા બુઝેરગ માતાજીની જાણમાં લાવીશું, તયારે તેવણ સાહેબને પુર સંતોશ ઉપજશે અને બુઝોરગીના વખતમાં પોતે કરવાં ધારેલું આ મોટાં પુણનું કામ લોકપ્રીય છે. એમ જાણી તેઓ બહુ રાજી થશે. ફરીથી સરવે ભેગા થયલા સાહેબોનો અમારી તથા અમારાં માતાજી અને ભાઇ તરફથી ઉપકાર માનયે છીએ અને તે પાક પરવરદેગાર પાસે એવી દુવા ચાહીયે છીએ જે આ ધારેલું કામ બરોબર રીતે સરંજામ ઉતરે, આમીન, આમીન !"

ઉપલું ભાશણ વાંચી રહેવા બાદ દસતુર પેશોતનજી બરજોરજી મીરઝાંએ પાયાના પથર આગળ ઉભા રહી, એ પ્રસંગ માટે રચેલી ખાસ બંદગી તેના તરજુમા સુધાં વાંચી સંભળાવી, પાયાના પથરો બેસાડવાનું કામ પુરૂં થયલું જાહેર કરયું. મીજલસને ફુલ તોરા આપવામાં આવયા હતા તથા મોબેદોને તેમજ ઉદવાડાના તમામ બેહેદીનોને સરવેને ૩ ૨) લેખનું વહેચાણ બાઇ મોટલાંબાઇ તરફથી મી૦ બેહેરામજી પેસતનજી ભરડાએ કરયું હતુ. ગરીબગુરબાંઓમાં ખેરાત પણ કરવામાં આવી હતી.

મુંબઇથી આવેલા ઉપલા શેઠો આ ખુશીભરેલું કામ સરંજામ ઉતારી ગયા બુધવારે મુંબઇ પાછા સીધારયા છે. તેઓને ગામનાં નાકાં સુધી વળાવવા માટે અહીંયાના ઘણા જરથોસતીઓ ગયા હતા, અંજુમન તરફથી સટેશન સુધી એ સાહેબોને મી૦ બેહેરામજી પેસતનજી ભરડા તથા બીજા ગ્રહસથો મુકવા ગયા હતા.

## ભરૂચની મરહુમ શેઠ હોમાજી દારાબજીવાલી દરેમેહરમાં આતશ પરઠાયા.

મુંબઇ સમાચાર, તા૦ ૧ લી જુન ૧૮૯૩ ને વાર ગુરૂ.

ભરૂચ, તા૦ ૩૦ મી મેએ.

**હોમાવાલાની અગીઆરીમાં નવા આતશ મુકવાની કરવામાં આવેલી ક્રીયા**—અત્રેની કોટમાં પારસીવાડમાં હોમાવાલાને નામે ઓલખાતી અગીઆરી જે રોજ અરદીબેહસ્ત માહ અમરદાદ સને ૧૧૨૮ યજદજરદીમાં મરહુમ શેઠ હોમાજી દારાબજી હોમાવાલાની નઇએતે બાંધવામાં આવી હતી તે અગીયારીમાં નવા આતશ મુકવાની ક્રીયા આજ રોજે કરવામાં આવી હતી. તે પ્રસંગે કુલ અનજુમનનું જશન એ અગીઆરીના કરતા કાવરતા શેઠ દીનશાહ ફરદુનજી જીનવાલા ઉરફે હોમાવાલાએ કાધુ હતું જેમાં પારસી પંચાતના અકાબરો તથા કેટલાક આગેવાંન ગ્રહસથો સામેલ હતા. મોબેદોએ ધરમની ઘટતી ક્રીયા કરયા બાદ નવા આતશ મુકયા હતા, અને તયાર બાદ જશન ક્રીયા કીધી હતી. જશન ક્રીયા પુરી થવા પછી ચાશની કરી મેલાવડો બરખાસત થયો હતો. આજ રોજે રાતનાં એ અગીઆરીમાં રોશની કરવામાં આવી હતી, તથા સાંજનાં એક દેશી બેનડ મધુર અવાજે તયાં સરોદ વગાડતું હતું.

## સીંકરાબાદમાં શેઠ એદલજી શોરાબજી ચીનાઇવાલો "પીરોજ હાલ" ખોલ્લો મુકાએઆનો અહેવાલ.

જામે જમશેદ તા૦ ૧૨ મી જુન ૧૮૯૩ ને વાર શોમે.

સીકંરાબાદ, તા૦ ૯ મી જુન.

અતરેના સખીવજુદ શેઠ એદલજી સોરાબજી ચીનાઇએ પોતાનાં મરહુમ ધણીયાંણીનાં પુણ માટે, તેવણનેજ નામે સથાપેલી ધરમશાળાના કમપાઉંડમાં જરથોસતીઓને સરઅવસરે વાપરવા સારૂં મોટો ખરચ કરીને એક હાલ બંધાવી હેદરાબાદની અંજુમનને સપુરદ કીધો છે, તે ખુલ્લો મુકવાની ક્રીયા આજે (મરહુમ બાઇનાં બીજા વરસની બાજનો દીવસ હોવાથી) સાંજે એક દબદબા ભરી મીજલસ વચે અતરેના વડા દસતુરજી સાહેબ બેહેરામજી જામાસપજીનાં ઉપરીપણા હેઠળ, તેવણના બેટા નાયબ દસતુર ખુરશેદ દસતુર બેહેરામજીએ કરી હતી. દીનના એતેકાદ મુજબની જશનની ક્રીયા પુરી થવા બાદ, દસતુર સાહેબની ફરમાસથી નાયબ દસતુર ખુરશેદ

"સખાવત" ઉપર એક અસરકારક વાયજ કરી સમજાવયું હતું કે, "સખાવત ઘરથી શરૂ થવી જોઇયે," તે કાનુનને વળગી મી૦ એદલજી અતરે પોતાના ટોળા માટે વારંવાર જે સખી દીલથી મોટી બક્ષેશો કરતા આવયા છે, તે સતુતીપાત્ર અને દરેક જરથોસતીએ ધડો લેવા જોગ છે. જે કેટલાક તવંગરો પઇસા સંઘરવાજ ગોયા પેદા થયા હોય અને સખાવત જેવી જાણુતાજ ન હોય, તેવાઓ આવતી જેહાન સારૂં તોસો તઇયાર કરતા નથી. ગરીબ કે તવંગર દરેક જરથોસતીની ગુંજાસ મુજબ સદા સખાવતનો હાથ લાંબો રાખવાની ફરજ છે. સેવટ, મી૦ એદલજીને નેક દોઆ ચાહી સરવેની ખુશાલી વચે વાયજ પુરી કીધી હતી.

અતરેની અંજુમનના સેક્રેટરી મી૦ બેજનજી આદરજી વકીલે અંજુમન તરફથી મી૦ એદલજીનો ઉપકાર માની તેવણને એક શાલ ઓઢાડી હતી, જેનો મી૦ એદલજીની ફરમાસથી તેવણના સાહેબજાદા મી૦ જમશેદજીએ એક ટુંક પણ અવસરને અનુસરતો જવાબ આપયો હતો. બાદ, તેજ મુકામ ઉપર મીજલસીઓ રાતનું ખાણું લઇ પોતપોતાને મકાંને સીધારયા હતા.

આ "પીરોજ હાલ" એક સારો સુંદર બાંધણીનો હાલ છે. તે ૮૦ ફીટ લાંબો અને ૩૦ ફીટ પોહોળો છે. તેની આગલી બાજુએ ૧૨ ફીટની પોહોળાઇનો વરંડા રાખેલો છે. એ હાલ જે જગા ઉપર આવયો છે, તે જગાબી સારી ખુલ્લી અને હવાવાળી છે. મરહુમ બાઇની યાદગારીમાં તેવણનાં નામની એક ડીસપેનસરીબી અહીંની સીવીલ આસપીટલના કમપાઉંડમાં મી૦ એદલજીએ બંધાવવા માંડી છે.

*** એ મકાનમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી પાક દાદાર અહુરમજદની મદદ હોજો.
"મરહુમ બાઇ પીરોજબાઇએ પોતાનાં
"પુન માટે ખાહેશ બતાવ્યા મુજબ તેવ-
"ણનીજ પુંજીમાંથી તેવણના ખાવીંદ
"શેઠ એદલજી સોહોરાબજી ચીનાઇએ
"આએ

"પીરોજબાઈ હૉલ."

"બંધાવી કુલ જરથોસ્તીઓને સરઅવસરે
"વાપડવા સારૂં રોજ ૨૭ મો મીનો
"આસમાન માહા ૯ મો આદર યજદ શેહે-
"નશાહી માહા ૧૦ મો દેહે, દાદાર,
"કદીમી સને ૧૨૬૨ યજદજરદી. તા૦
"૯ મી જુન સને ૧૮૯૩ ને દીને
"ખુલ્લો મુકયો છે."

## સુરત મધે રૂસ્તમપરામાં બાઈ દીનબાઈ પીટીટે બંધાવેલુ નશાખાનું ખોલ્લુ મુકવાની ક્રીઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૭ મી જુન ૧૮૯૩ ને વાર શનેઉ

સુરત, તા૦ ૧૫ મી જુન ૧૮૯૩.

સુરત રૂસતમપરા આગળનાં સર જમશેદજી જીજીભાઈવાળા અલાઇબાગની સામે બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટે પોતાના મરહુમ એકપુરા દીકરા શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનાં પુણ માટે આશરે રૂ ૧૨૦૦ ખરચી બંધાવી આપેલું નસાખાનું ખુલ્લું મેલવાની જશનની ક્રીયા આજે સવારે ા કલાકે નસાખાનાનાં નવાં મકાનમાં રૂસતમપરાની સર જમશેદજીવાળી તથા શેઠ નશરવાનજી પીટીટવાળી અગીઆરીના તથા મીનોચેર હોમજી પંથકના મોબેદોએ જુદાં જુદાં ત્રણ પાતરાં માંડી કરી હતી. દસતુરો, બેહેદીનો મળી આશરે ૭૫ જરથોસતીઓ મીજલસમાં હાજર હતા. જશનની ક્રીયા પુરી થયા પછી બાઇ દીનબાઇ તરફથી મોબેદો તથા લાચાર બેહેદીનોમાં વહેંચાંણુ કરયા બાદ ચાસની કરી મેળાવડો વીસરજન થયો હતો. બાઇ દીનબાઇ પીટીટે આ નેક કામ કરયું તે માટે રૂસતમપરાના જરથોસતીઓ તરફથી તેવણનો ઉપકાર માનનારો પત્ર મીજલસમાં વાંચી સંભળાવી તે પર સહીઓ લેવામાં આવી હતી.

*** આ નશાખાનાંમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"પાક દાદાર હોરમજદની મદદ.
"શેઠ જમશેદજી નશરવાનજી પીતીતની
"નઇયતે બંધાવેલું રૂસતમપુરા મધેનું
"નસાખાનું.
"આએ નસાખાનાનું અસલનું મકાન
"બીસમાર હાલતમાં આવ્યાથી બાઇ
"દીનબાઇ તે મરહુમ શેઠ નશરવાનજી
"માણેકજી પીટીટનાં વીધવા તથા મરહુમ
"શેઠ મેહેરવાનજી જીજીભાઇ મુંગાનાં
"બેટીએ પોતાના મરહુમ બેટા શેઠ
"જમશેદજી નશરવાનજી પીતીતનાં પુનને
"સારૂ નવેસરથી અસલ જગાપર હાલનું
"આ મકાન બાંધી રોજ ૩ જો અરદી-
"બેહેશત અમસાશપંદ માહા ૧૦ મો
"દએ દાદાર હોરમજદી શેહેનશાહી સને
"૧૨૬૨ યઝદેજરદી તા૦ ૧૫ મી જુન

"સને ૧૮૯૩ સંવત ૧૯૪૯ ના આશાડ
"શુદ ૧ ને વાર ગરેઉને દીને ઇજાવી
"જરથોસતી કોમના વપડાસ સારૂ ખુલ્લું
"મેલ્યું છે."

## લાહોરની શેઠ અરદેશર બેહરાંમજી, લીંબુવાલાની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૧ મીં જુલાઇ ૧૮૯૩ ને વાર સોમે.

### જાહેર ખબર

કુલે ખાસ વ આમ જરથોસતી સાહેબોને જાણુ કરવામાં આવે છે કે પંજાબ મધે આવેલાં લાહોર શેહેર મધે જે દરેહમેહેર અમારાં મરહુમ ધણીઆંની બાઇ આવાંબાઇનાં પુણુને માટે અમોએ બંધાવી છે તેને ઇજવાની ક્રીયા રોજ સરોસ માહા બહમન ૧૨૬૨ યઝદેજરદી તા૦ ૨૯ મી જુલાઇ ૧૮૯૩ ને દીને કરવામાં આવનાર છે માટે સેવક સરવે જરથોસતી સાહેબોને એ નેક ક્રીયામાં સામેલ થવા વીનંતી કરેછે.

લા૦ સેવક.

**અરદેશરજી બેહેરામજી લીંબુવાળા કુપર**

રાસ્ત ગોફતાર, તા૦ ૬ થી આગસટ ૧૮૯૩ ને વાર રવેઉ.

લાહોર, તા૦ ૨જી આગસ્ટ ૧૮૯૩.

ગઇ તા૦ ૨૯ મીએ અગીયારીની ઇજવાની ક્રીરીયા થઇ હતી. સાંજના ચાર વાગે જશનની ક્રીરીયામાં તથા રાતનાં ખાવાને વાસ્તે મી૦ લીંબુવાલાએ સરવે જરથોસ્તીઓને તેઓની ફેમીલી સાથે તેડયા હતા. કેટલાક જણુ ફીરોઝપુર તથા અમરીતસર વેરથી આવયા હતા. જશનની ક્રીરીયા પુરી થયા પછી મી૦ લીંબુ-વાલાએ દસ્તુરને તથા મોબેદોને શીયાલ તથા નાણું આપયું હતું. હીંઆની અનજુમને મી૦ લીંબુવાલાને એક શીયાલ ભેટ કીધી હતી તથા એક માનપત્ર આપયું હતું, તેનો ઉપકાર શેઠ અરદેશર લીંબુવાલાના છોકરા મી૦ હીરજી-બાઇએ ઘણી નરમાસથી તથા સભયતાથી આપયો હતો.

અનજુમને ઉભાં કીધેલાં ફંડમાંથી દસ્તુરજીને એક પરસ, શીયાલ તથા એક સુંદર નકસીદાર રૂપાંની પેટી તથા ખાતું આપવામાં આવયું હતું. એ ફંડમાં નજદીક રૂ૧૮૦૦ ભરાયા હતા, તેમાંથી રૂ ૧૦૦૧ ની પરસ, રૂપાંની પેટી વગેરે દસ્તુરજીને આપવામાં આવી હતી.

## ભરૂચની ખરાસવાડાની દરેમેહેરમાં આતશ પરઠયા.

મુંબઈ સમાચાર, તા૦ ૩૧ મી આગસટ ૧૮૯૩ ને વાર

ભરૂચ, તા૦ ૨૯ મી આગસ્ટ.

અત્રેના ખરાસવાડમાં આવેલી બીસમાર હાલતમાં આવી ગએલી અગયારી ફરીથી બાંધી, તેને ઇજવાની ક્રિયા ગઈ કાલે કરવામાં આવી હતી. જશનની ક્રિયા પુરી થવા બાદ મેશરસ કાવશજી મેરવાંનજી શેઠના અને દારાશાહ નવરોજીએ દરેમેહેર જેવાં મકાંનની મોતેબરી વીશે ભાષણ આપયાં હતાં.

મી૦ કાવસજીએ દલગીરી સાથે જણાવવા માગયું હતું કે, આ પાક મકાન વીશે જે લોક ચરચા ચાલે છે, કે અહીં જુગાર રમાય છે, અને કેટલાક બદમાસોની ત્યાં બેઠક છે, તેથી તયાં બંદગી કરવા આવવાવાલાંને શોભા નથી, તે વાત કેટલેક દરજ્જે ખરી છે; કારણુ આગલ આ પવીત્ર મકાન જુગારનાં મથક તરીકે ઓલખાતું હતું. તે એ એલ-કાબને ખરે લાયકનું ન હતું, કારણુ અત્રે જે રમતો થતી હતી, તે નજીવી અને નાના પાયા ઉપર હતી. છતાં તે દુર કરવાને સખત પગલાં ભરવામાં આવયાં હતાં તેનું વીવેચન કરવાની હાલ હું જરૂર જોતો નથી. તમો સાહેબોને એ ફીકર દુર કરવા માટે એટલુંજ જણાવવું બસ થશે કે, જે લોકો એ ખરાબ રમતમાં ભાગ લેતા હતા તે અત્રેથી દુર થયા છે, અને નામના એક બે બદમાસો વીશે ફીકર રાખવામાં આવે છે, તે કેવળ ખોટી છે. જો તમો તે ખરી માનતા હોવ તો એ એકાદ બે બદમાસોને પણુ દુર કરવાને આપણી પાસે પુરતા રસ્તા છે, અને તે અમલમાં લેતાં તમારી ફીકર દુર થઇ શકે તેમ છે. માટે ગ્રહસ્થો આ પાક મકાનમાં કોઇબી વખતે ઓરત જાતને પણુ બંદગી કરવા આવવાને અડચણુ નથી. શેવટે આ બીના સમાપત કરતાં હું એટલુંજ જણુાવવાની રજા લઉં છું કે આ પવીત્ર મકાન દરસત કરાવવા માટે આપણી અનજુમનના ત્રસ્ટી સાહેબોએ જે નેક રસતો લીધો, તે માટે તેમનો તેમજ આજના પાક રોજે નવા આતશ સાહેબને અત્રેની અગીઆરીમાં તખત-નશીન કરવાની ઘટતી ક્રિયા મી૦ ફકીરજી

શેહેરીઆરજીએ પોતાના ખરચે કરાવી, તે માટે તેમનો આભાર માનું છું.

મી૦ દારાશાહ નવરોજીએ એજ મતલબનું વીવેચન કરવા પછી હાજર રહેલા સભાસદોનો અને મી૦ ફકીરજી શેહેરીઆરજી કાપડીઆનો ઉપકાર માની, તથા જશનની ચાશની કરી મેલાવડો બરખાસત થયો હતો.

## પુણાંની કદમી દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

બામે જમશેદ, તા૦ ૯ મી અકટોબર ૧૮૯૩ ને વાર શોમે.

### જાહેર ખબર.

શ્રી પુનાની કદમી તથા શેહેનશાહી દરેહ-મેહેર અંજુમનના ખરચથી બંધાઇને તઈયાર થઇ છે વાસતે ખાસવઆમ જરથોસતી સાહેબોને નમનતાઇથી અરજ કરવામાં આવે છે કે, એ દરેમેહેરના આદરાન સાહેબને વખતનશીન કરવાનો દીવસ રોજ ૩ જો માહા ૩ જો કદમી તથા માહા ૨ જો શેહેન-શાહી સને ૧૨૬૩ તા૦ ૧૮ મી અકટોબર ૧૮૯૩ ને વાર બુધને દીને સવારે ૯ કલાકે જશનની ક્રિયામાં હાજર થવાની તસદી લીધાથી પુણનો હમંજોરો હાંસલ થશેજી અને તેજ બપોરે ખાનું લઇને સાધારવુંજી.

લા૦ સેવકો,

**પેસતનજી કાવસજી મારચંટ**
પ્રેસીડેનટ.

**રતનજી દીનશાજી ભરૂચા,**
ઘડીઆળી

**દોરાબજી હોરમજી કાંગા,**
સેકરેટરીએ.

પુનાની તા૦ ૧ લી અકટોબર ૧૮૯૩.

બામે જમશેદ, તા૦ ૨૦ મી અકટોબ ૧૮૯૩ ને વાર શુકર.

## પુના ખાતે કદીમ દરેહમેહેર ખુલ્લી મેલવાની ક્રીયા.

પુના શેહેરમાં અંનજુમનની નવી તઇયાર કરેલી દરેહમેહર ખુલ્લી મેલવાની ક્રિયા ગયા બુધવારે સવારના જરથોસતીઓના એક મોટા મેળાવડા સનમુખ થઇ હતી. આ દરેહમેહેર મુખ્ય કરી કદમ જરથોસતીઓની હાજત સારવા બંધાઇ છે, પણ શેહેનશાહી જરથોસતી-ઓને ત્યાંના ક્રિયા કામની સગવડ આપવા માટે શેહેનશાહી હીરબદો ગોઠવવામાં આવયા છે. આ નવા દરેહમેહર ત્યાંના કેનટોનમેંટના સાઇનેગોગ ઓટમાં આવી છે. સરદાર ખાનબહાદુર પદમજી પેસતનજીએ પોતાનાં મરહુમ ધણીયાંણી બાઇ ખરશેદબાઇનાં પુણ માટે એ જમીન અંનજુમનને ભેટ આપી હતી, જેથી તેને "ખુરશેદવાડી" નામ આપ વામાં આવયું છે. જુની ઇમારત એ જમીન ઉપરથી ઉખેડી નાખી નવુંજ મકાન તે ઉપર મુંબઇથી રીટાયર થયલા એનજીનીયર મી૦ દોરા-બજી હોરમસજી કાંગાના ડીઝાઇન મુજબ તથા તેવણની જાતી દેખરેખ હેઠળ બાંધવામાં આવયુંછે. ઉંચી ઉભરણીના એ મકાનની ડાબી બાજુએ નવો કુવો ખોદાવવામાં આવયો છે, જ્યારે ઉતર બાજુએ ૨૧૦ આસમીઓ ફરાગાત જમી શકે એવો જમણને ઓટલો બનાવ્યો છે. ઇમારતની વચોવચ એક નાનો મીનારો ઉભો કરયો છે. જમણના ઓટલાની નજદીકમાંજ મોબેદોને રહેવા માટે એક મકાન બાંધ્યું છે. એ નવી ઈમારત બાંધવા તથા જરૂરનો સરસામાન તેમાં ગોઠવવા પાછલ રૂ ૧૩૫૦૦ નો ખરચ થયો છે. એ દરેહમેહેરનો પાયો નાખવાની ક્રિયા સને ૧૮૯૨ ના આગસટ માસમાં આનરેબલ ખાનબહાદુર દોરાબજી પદમજીએ કરી હતી.

એ નવી દરેહમેહેર ઇજવાની ક્રિયા પોતાની દેખરેખ હેઠલ કરાવવા માટે મુંબઇથી કદીમ દસતુર ખુરશેદજી બેજનજી ગયા હતા, તેમજ શેહેનશાહી ક્રિયા માટે કેટલાક શેહેનશાહી મોબેદોને મુંબઇથી ખાસ બોલાવયા હતા. ગયા બુધવારે નવાં મકાનને તોરણો વગેરેનો સારો સણગાર આપવામાં આવ્યો હતો. કમપાઉંડમાં એક મોટો શામીયાનો ઉભો કર વામાં આવ્યો હતો, જ્યાં જરથોસતીઓની મોટી સંખ્યા મળી હતી. હાજર રહેલાઓમાં સર દીનશાહ માણેકજી પીટીટ, આનરેબલ ખાનબહાદુર દોરાબજી પદમજી, શેઠ ફરામજી દીનશાહ પીટીટ, ખાનબહાદુરો દોરાબજી દાદાભાઇ બુટી, નવરોજજી દોરાબજી ખંડાલે-વાળા, ડી. ડી. ખંભાત, માણેકજી ટાટીવાળા નશરવાનજી ખરશેદજી નગરવાળા, મેસરસ આદરજી દોરાબજી ઘાસવાળા, પાલનજી નશર-વાનજી, અરદેશર નશરવાંનજી મોદી, એરચશાહ ધનજીશાહ અંકલેસરયા, નવરોજી પદમજી, બેરામજી પદમજી વીગેરે હતા.

જશનની ક્રીયા પુરી થવા પછી દસતુર ખુરશેદજીએ પ્રસંગને અનુસરતી એક વાયજ કરી હતી. બાદ કમીટીનો રીપોર્ટ મી૦ પેસ-તનજી દોરાબજી કાંગાએ વાંચી સંભળાવયો હતો. એ પછી આનરેબલ ખાનબહાદુર દોરાબજી પદમજીએ એક ભાશણ કરી આ

પવીત્ર દરેમેહેરનું કામ હાર પાડનારાઓનો ઉપકાર માનયો હતો અને કમીટી તરફથી દસતુર ખુરશેદજી, એ નવી દરેમેહેરના પંથકી એરવદ ખરશેદજી બપુ, ઇજનેર મી૦ દોરાબજી હોરમસજી કાંગા, વગેરેને શીયાળો ઓઢાડી હતી. સઘળું પુરૂ થવા બાદ આખું લઇ અંજુમન વીખરાઇ હતી.

કમીટી તરફથી વંચાયલા અંજુમન પત્રમાં જણાવવામાં આવયું હતું કે, કદમી તેમજ શેહેનશાહીઓ બંને માટે બાંધેલી આ દરેમેહરનો પાયો તા૦ ૨૨ મી આગસટ ૧૮૯૨ ને દીને આનરેબલ ખાનબાદુર દોરાબજી પદમજીએ નાખયો હતો અને તેનાં ફંડમાં અતયાર સુધીમાં મુંબઇ, પુના વગેરેના પારસીઓ તરફથી એકંદર રૂ. ૧૯૨૯૦ ભરાયા છે. એમાંથી રૂ. ૧૮૩૦૦ ઇમારત, સઘળો અસબાબ, જશનની ક્રીયાનો ખરચ વગેરે પાછળ ખરચાયા છે. એ કામ હાર પાડવામાં મેનેગંજી કમીટીના પ્રમુખ મી૦ પેસતનજી કાવસજીની મેહેનત મુખય હતી. પુનામાં ઇરાનીઓ તથા બીજા કદમીઓની બોહોળી વસતી છે, જેમને માટે આવી ખાસ અગીયારીની બહુજ હાજત જણાતી હતી જે અંતે પાર પડી છે. મી૦ પેસતનજીએ વળી અગીયારીના નીભાવ ખરચ માટે એક મોટો બંગલો ભેટ આપયો છે પણ તે બંગલાની ઉપજ પુરતી નહી હોવાથી નીભાવ માટેનું જુદું ફંડ કમીટીએ ઉભું કરયું છે જેની આગેવાની સર દીનશાજી પીટીટે લીધી છે. અગીયારીની જમીન તે ઉપર આવેલાં જુના મકાનો સહીત સરદાર ખાનબહાદુર પદમજી પેસતનજીએ ભેટ આપી હતી. તેવણે એ જગા પોતાનાં મરહુમ મોહોરદાર બાઇ ખરશેદબાઇની ખાએસથી આપી હતી, જેવણની યાદગારીમાં એ જગાને ખરશેદવાડીનું નામ આપવાનો ઠરાવ થયો છે. સરદાર પદમજીની એ બક્ષેશ માટે તથા કમીટીના પ્રમુખ મી૦ પેસતનજીએ નીભાવ માટે આપેલા બંગલા માટે બંને ગ્રહસથોનો બહુ ઉપકાર કમીટી માને છે. વળી સર જમશેદજી જીજીભાઇ, સર દીનશાહ માણેકજી પીટીટ, ખાનબહાદુર દોરાબજી પદમજી, મકાન બાંધવા ઉપર દેખરેખ રાખનાર એનજીનીયર મી૦ દોરાબજી હોરમસજી કાંગા, અગીયારીના મુંબઇ ખાતેના મરહુમ ટરસટી મી૦ નસરવાનજી બેહેરામજી સેક્રેટરી વગેરે તરફથી મળેલા ટેકા માટે તેમનોબી કમીટી ઉપકાર માને છે. મુંબઇવાળા મરહુમ મી૦ ફરામજી મનચેરજી પટેલનાં વીધવા બાઇ ભીખાઇજીએ અગીયારીમાં વાસણો વગેરે ખરીદવા રૂપીઆ ૨૦૦૦ ની બક્ષેશ આપી છે. મુંબઇવાળા મી૦ હોરમઝદ શેહેરયારે ઇમારતનાં ફંડમાં રૂ ૧૨૦૦ ભરવા ઉપરાંત અગીયારીમાં વાપરવા માટે રૂ ૧૩૦૦ ની કીમતનો સરસામાન ભેટ આપયો છે. ખાનસાહેબ દોરાબજી દાદાભાઇ બુટીએ પોતાના મરહુમ બેટા મી૦ રૂસતમજીનાં પુણ્યમાં એક ફુવારો અગીયારીના કમપાઉંડમાં બંધાવી આપવા કબુલ્યું છે. એ સરવે મદદ કરનારાઓનો કમીટી ઉપકાર માને છે.

આખો દીવસ પુનાની વાલંટીયર ફોજનું બેંડ પરોણાઓની મોજ માટે હાજર રહયું હતું તથા પુનાના જાણીતા ફોટોગ્રાફર મી૦ હેમસે અગીયારીનો ફોટોગ્રાફ પાડયો હતો.

*Deccan Herald, Thursday 19th October 1893.*

## OPENING OF A NEW PARSEE FIRE TEMPLE.

## *THE ANJUMAN DARA-MEHER.*

Yesterday was a day of great rejoicing among the Parsees of Poona, the occasion being the opening of a New Fire Temple—the *Anjuman Darameher*—which has been constructed, by public subscriptions among the community, in Synagogue Street, in Poona Cantonment. The site on which the new Temple has been built was presented to the Community by Sirdar Khan Bahadur Puddumjee Pestonjee in the name of his wife, Bai Khursedbai, and to commemorate this gift the Managing Committee of the New Temple have resolved to call the place Khurshed Wadi. The old buildings that stood on this site were removed, and the whole place cleared. The construction of the New Temple and accessory buildings has been a very desirable improvement in he appearance of this part of the

Cantonment. The buildings are all substantially and well built with a wall all round, the entrance being by two large gateways. The Temple itself stands in the center of the compound; was designed by Mr. Dorabjee Hormasjee Kanga, a retired Engineer of Bombay, who personally superintended the work of construction. It has a high plinth, and a small tower rises from the centre of the buildings, surmounted by a weather-cock. The necessary well is to be found on the left hand side of the Temple, while along the northern boundary wall there runs a large dining room capable of seating a couple of hundred diners. At one end of this large dining hall are the quarters for the Dastoors who officiate at the Temple. The quarters for the other servants, the cook-houses, &c., are on the east side. The buildings and furniture, &c., cost altogether about Rs. 18,300. The foundation stone of the Temple was laid in August of last year by the Honourable Khan Bahadur Dorabjee Puddumjee. The Temple is intended for the use of both sects of the Parsees—the *Kadmi* and *Shanshahis*.

The religious ceremonies in connection with the opening of the Temple were performed by the Kadmi High Priest of Bombay—Dustoor Khrshedjee Bezonjee, and the Shenshais' ceremonies were performed by the Shenshai Priests specially called from Bombay. The scene within the compound was an extremely pretty one. The temple verandah was adorned with flowers in profusion; a large shamiana running up one side of the compound accommodated the large throng of Parsis met to do honour to this sacred occasion. Amongst these were present Sir Dinshaw Manockjee Petit, Bart., the Hon. Khan Bahadur Dorabjee Pudumjee, Mr. Framjee Dinshaw Petit, Khan Bahadur Navrojee Dorabjee Khandalawalla, Khan Bahadur D. D. Khambata, Khan Bahadur Manekjee Dotiwalla, Mr. Pallonjee Nusserwanjee, Mr. Adarjee Dorabjee Ghaswalla, Mr. Framjee Dorabjee Ghaswalla, Mr. Ardesir Nasserwanjee Modi, Mr. Dorabjee Sorabjee Chinoy, Mr. Arekshaw Dhunjishaw Anklesaria, Mr. Cooverjee Ardaser, Khad Saheb Dorabjee Dadabhoy Bootee, Khan Bahadur Nasserwanjee Cursetjee of Nuggar, Mr. Nowrojee Puddumjee, Mr. Byramjee Puddumjee and a large number of Parsee gentlemen of Poona, Bombay, Ahmednagar and out-stations. The front was covered in flowers, greenery and flags, and near the wall facing the road was placed the white flag of Zoroaster with its lovely silver trimmings.

The chief members of the community were present by about 9-30. Sir Dinshaw Manekjee Petit, Bart., and family did not arrive until ten o'clock. This gentleman who has done much to forward the present undertaking was received by the members of the Committee at the gate of the compound, and immediately after his arrival the ceremony took place.

After the ceremonies were over Dustoor Khersedjee of Bombay delivered an instructive sermon befitting the occassion followed by a speech by the Honourable

Khan Bahadur Dorabjee Pudumjee in which he thanked the members of the Committee for great pains and exertion they had taken in accomplishing the task they had undertaken of founding a new Kadmi and Shenshai Agiari. Shawls were presented by the Committee to Dastoor Khershedjee Bejonjee, to Erwad Khersedjee Bapoo the High Priest who is to remain in charge of the Agiari, to Mr. Dorabjee Hormasjee Kanga and to several other gentlemen. After the ceremonies were over, the whole community including ladies dined at the Khursed Wadi.

At the conclusion of the religious ceremonies the Committee's report was read in Guzerati by Mr. Pestonjee Dorabjee Kanga, the purport of which was as follows :—

The foundation stone of the Anjuman Darameher—intended for the use of both the Kadmi and Shenshai sects of the Parsee community—was laid on the 22nd August 1892 by the Hon'ble Khan Bahadur Dorabjee Padamjee of Poona, and it was finally completed to-day when the sacred fire was "installed" by the High Priest Dustoor Kurshedjee Bejonjee of Bombay. The total amount of money subscribed for the buildings by the Parsees of Poona, Bombay and elsewhere was Rs. 19,290-12-0 ; this amount has been actually received up to date. The cost of the buildings,—the Temple itself, the dining hall and all the outhouses—including the furniture and the expenses connected with the consecration ceremonial amounts up to date to Rs. 18,300.

Hitherto the Kadmis have not been able to have their own particular ceremonies performed in accordance with ancient custom because the two Agiaris already existing in Poona are practically Shenshai Agiaris. To-day the Kadmis are rejoiced to find that a Fire Temple has been opened by their High Priest, wherein their own ceremonies will receive proper recognition side by side with the Shenshai ceremonies. The Shanshis to-day congratulate the Kadmis on the realization of that which they have long been hoped for. This building in which you are now assembled has been cempleted through the energy and indefatigable labours of Mr. Pestonjee Cawasjee, the President, and of the Members of the Managing Committee, and you can judge for yourselves whether the work carried out by them has been done satisfactorily. In a large place like Poona, where there are hundreds of Irani and other Kadmis, it is a matter of surprise that there has hitherto been no temple for their special use. It is, however, a matter of deep congratulation that this long felt want has at last, through the help of the Almighty, been supplied. The Managing Committee announces with a sense by a deep gratitude that Mr. Pestonjee Cawasjee, a Merchant of Poona, has generously given a bungalow the revenue from which will be applied to the expenses of the Agiari ; but as the amount realised from this bungalow is insufficient to meet all the expenses, the Managing Committee have started an Endowment Fund, which has been graciously headed

by our philanthrophic Baronet, Sir Dinshaw Maneckjee Petit, and the Managing Committee sincerely trust that each member of the Community—both ladies and gentlemen—will do all that lies in their power to help to secure a permanent endowment for this worthy institution, and promote the sacred interests of our most holy religion. The valuable site whereon this new Agiari now stands was presented to the community by our philanthropic townsman Sirdar Khan Bahadur Pudumjee Pestonjee together with the old buildings which formerly stood thereon, at the request of his late wife Bai Kurshedbai, made by her on her recovery from the serious illness, which preceded that from which she died; and by way of commemorating this fact, the Managing Committee have decided to name this place Khurshed Wadi. But for this generous gift from Sirdar Khan Bahadur Pudumjee Pestonjee we should have been deprived of the pleasure we all feel in meeting on this auspicious occassion, and therefore the Managing Committee, on behalf of the community, express their heart-felt thanks to Sirdar Pudumjee, and we all trust that he may be blessed, together with his family, and hope that he may live for many years to come, and continue his acts of benevolence. Towards the maintenance and support of this Agiari, Mr. Pestonjee Cawasjee has very generously given a bungalow—No. 3, Cavalry Lines, now occupied by the 2nd Bombay Dancers' Mess—the monthly rent of which is Rs. 75. A trust-deed regarding this gift will be drawn up hereafter. The Managing Committee are of opinion that considering the position of this gentleman, comperatively with the position occupied by others of his community, the gift he has made cannot but be looked upon as a most munificent one, and the Committee offer him—their President—their congratulations, not only for his very generous gift but also for the devoted manner in which he has supervised the whole of the work in connection with the buildings. He has not only seen the work properly done, but also that it has been done most economically. The Committee cannot sufficiently praise him for the able manner in which he has carried out the work. The Committee acknowledge with gratitude the kindly support they received at the outset from Sir Jamsetjee Jeejeebhoy and Sir Dinshaw Manockjee Petit, and they hope that these two benevolent Sirdars will continue to take an interest in and continue to give their warm support to the institution which they helped to start. The Committee have also to thank the Honourable Khan Bahadur Dorabjee Pudumjee not only for the very deep interest he has taken in the Agiari all through, but also for his services as a trustee and for the kindly advice he has at all times given the Committee. The Committee also warmly thank Mr. Dorabjee Hormasjee Kanga, pensioned Engineer of Bombay, for the valuable professional services which he for fourteen months gave the Committee without remuneration; the buildings were designed by him and were

carried out under his immediate supervision. The Committee while regretting the sad death of Mr. Nusserwanjee Byramjee of Bombay, late Secretary of the Parsee Panchayet in Bombay, cannot forget to record their appreciation of the valuable services he rendered them as a trustee of this Temple in Bombay. Bheekhaijee, the widow of Mr. Framjee Muncherjee Patel of Bombay, presented the Committee with the sum of Rs. 2,000 for furniture and sacred vessels for use in the temple, and for this the Committee tender her their best thanks. Besides subscribing Rs. 2,000 towards the building, Mr. Hormaz Sheriar, of Bombay, has presented to the Committee several articles for use in the Temple worth about Rs. 1,300, for which the Committee thank him. Khan Sahib Dorabjee Dadabhoy Bootee has promised to erect a fountain in the compound in memory of his deceased son Rastamjee. In conclusion, the Managing Committee tender their best thanks to all who have subscribed towards the buildings and who have taken an interest in their progress and in the welfare of the institution —all who are present here today.

A photograph of the Temple and the assembly was taken by Mr. J. Hammes, the well-known photographer.

The band of the Poona Volunteer Rifles was present, and played at intervals throughout the day. The police arrangements under Inspector Collett were excellent.

## આકોલાની મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટવાલી સગડી ઇજાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૩ મીં નવેમબર ૧૮૯૩ ને વાર ગરેહ.

આકોલા, તા. ૨૦ મી નવેમબર.

બીરાર જીલ્લાના આકોલા ગામમાં અંજુમનના ખરચથી બંધાતાં દોખમાં નજદીક મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં પુણ માટે તેવણનાં વીધવા બાઇ દીનબાઇએ એક સધડી બંધાવી આપી છે, તે ઇજવાની કીયા આજે દખણના વડા દસતુરજી હોશંગજી જામાસપજીની વતી તેવણના બાઇ દસતુર બેહેમનજી જામાસપજી જામાસપઆસાના, સી. આઈ. ઇ. નાં ઉપરીપણાં હેઠળ સવારના ૧૦ કલાકે થઇ હતી. એ કીયામાં સામેલ થવાને આકોલાના સરવે જરથોસતી અહસથો અને બાનુઓ તેમજ ભુશાવલ અને બદનેરાના મોબેદ સાહેબો પણ હાજર હતા. કીયા પુરી થવા બાદ દસતુર બેહેમનજીએ મી૦ જમશેદજી પેશુતનજી દસતુરને એલતેમાસ કરવાથી તેવણે અંજુમન પત્ર વાંચી સંભળાવયો હતો, જેનો સાર નીચે મુજબ છે:—

આ સગડીનું મકાન મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં પુણુ માટે તેવણની પુંજીમાંથી તેવણનાં વીધવા બાઇ દીનબાઇએ બંધાવી આપી આપણી ગરજ તાળી છે, જેથી તેવણનો આપણ જરથોસતીબાઇઓ ઉપર મોટો ઉપકાર થયો છે. એ વીશે તે બારે હકતાલા પાસે દુવા ગુજારી માગી લઇયે છીયે કે એ બાઇસાહેબને તેમજ તેવણના વારસોને લાંબી જીંદગી, દેહેની તનદરોસતી, રોજીની ફરાખી, નેકનામી સાથે સરફરાજ, કાયમ, દાયમ અને સલામત રાખે. તેમજ મરહુમ શેઠ નશરવાનજી પીટીટ સાહેબનાં અશો રૂહને ગુરથમાન બેહેસત મળે, એવી આપણી સરવની અંત:કરણની દુવા છે. આપણી જરથોસતીઓની આ મકાન સંબંધી હાજત તાળવાને પેહેલ કહાડનાર આપણા બુઝરગ દસતુર પેશુતનજી જમશેદજીનો અને તેવણને મદદ આપનાર આનરરી સેકરેટરી મી૦ મનચેરશાહ અસપંદીયાર દસતુર કામદીનનો ઉપકાર માનયે છીયે. મી૦ મનચેરશાહની ઉલટને હતેજન આપનાર તથા પોતાના લાગવગે નાણાંની રકમ બાઇ દીનબાઈ તરફથી મેળવી આપનાર મી૦ અરદેશર સોરાબજી દસતુર કામદીનનો પણ અમો અંત:કરણથી

ઉપકાર માનયે છીયે. આ મકાન સંપુરણ બાંધી પુરૂં કરી આપનાર આપણા નેક આચેરનાન ભાઇજી કૈકોબાદ ખુરશેદજી મોદી કંટારાકટર જેવણે ઘણી મેહેનત અને ખંતીથી ખાતરીપુરવક પાયદાર કામ ઘણી ઝડપથી અને તકસર કરી આપયું છે, તે માટે એ ભાઇનો ઉપકાર માનયે છીયે. સેવટે આ નેક કામમાં આજે હાજર થઇ સામેલ થવા માટે તમો બાઈઓ અને ગ્રહસથોનો ઉપકાર માનયે છીએ.

ઉપલું અંજુમન પત્ર વંચાઇ રહેવા બાદ હાજર રહેલાં સરવે બાનુ અને ગ્રહસથોએ આસની કીધા પછી સગડીનાં મકાનનો તેમજ હાજર રહેલાં બાઇઓ અને ગ્રહસથોનો ફોટાગ્રાફ લેવામાં આવયો હતો.

*** આ સગડી પર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"પાક દાદાર હોરમજદની મદદ—
"આ સગડીનુ મકાન,
"મરહુમ શેઠ નશરવાનજી માણેકજી
"પીટીટની નયતે તેવણનાં પુણને માટે
"તેવણની પુંજીમાંથી તેવણના વીધવા
"બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ મેરવાંનજી
"જીજીભાઈ સુગાના બેટીએ શ્રી આકોલા
"મધે બંધાવી રોજ ૬ ઠો ખોરદાદ
"અમસાસફંદ માહા ૩ જો ખોરદાદ
"અમસાસફંદ સેહેનસાહી સને ૧૨૬૩
"યઝદેજરદી તા ૨૦ મી નવેમબર સને
"૧૮૯૩ સંવત ૧૯૫૦ ના કારતક શુદ
"૧૨ ને વાર સોમને દીને ઇજાવી
"જરથોરતી કોમના વપરાસ સારૂ ખુલ્લું
"મેલ્યું છે.

## અમરોલી ગામની શેઠકાનજીભાઈ દોરાબજી મીથાઇવાલાએ બંધાવેલી દરેમેહેર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨ જી ડીજેમબર ૧૮૯૩ ને વાર શનેઉ

### જાહેર ખબર.

સુરતની પાસે ગામ અમરોલીમાં નવી દરેહમેહેર બંધાઇ રહી છે તેની ક્રીયા રોજ ૮ મો આદર યઝદ માહા ૪ થો તીર યઝદ સને ૧૨૬૩ યઝદેજરદી તા૦ ૨૩ મી ડીસેમબર ૧૮૯૩ ને દીને થનાર છે તેથી સરવે જરથોસતી ભાઇઓને અરજ કરવામાં આવે છે કે ક્રીયામાં સામેલ થઇને સવાબનો હમએરો હાંસલ કરે.

લા૦ ફરામજી પાલનજી ફીટર.
અમરોલીની અંજુમનના ટરસટી.

જામે જમશેદ, તા૦ ૨૬ મી ડીજેમબર ૧૮૯૩ ને વાર ભોમે.

## અમરોલી ગામમાં બંધાયલી નવી દરેહમેહેર.

સુરત, તા૦ ૨૩ મી ડીસેમબર.

અમરોલીવાસી મી૦ કાનજીભાઇ દોરાબજી મીઠાઇવાળાએ અમરોલી ગામમાં આશરે રૂ ૮૦૦૦ ના ખરચે બંધાવેલી નવી દરેહમેહેર ઇજી ઘટતી જશનની ક્રીયા સાથ આજે સવારના ખુલ્લી મેલવામાં આવી હતી. આ જશનની ક્રીયામાં સામેલ થવા માટે અમરોલીની જરથોસતી અંજુમનના નોતરાંને માન આપી સુરત શેહેર તથા આસપાસના ગામોના ઘણાક જરથોસતી કુટુંઓ સામેલ થયાં હતાં. ઇજિશની કરયા બાદ ૨૦ જાતનાં ઇજેલા આતશોને ચાર નાનાં આફરગાનીયાંમાં મુકી, ઘટતી ક્રીયા સહીત દરેહમેહેરનાં આશરે રૂ ૮૦૦ ના જરમનસીલવરનાં મોટાં આફરગાનીયાંમાં તખતનશીન કરવામાં આવયા હતા. ત્યાં આગળ દસતુરો નોશેરવાનજી તથા રૂસતમજીએ તથા ગ્રુંબજની ક્રીયા કરનાર પરથમ મોબેદ બેહેરામજી હીરજીભાઈ કુડીયાંનેવાળાએ નીયાશ કરવા બાદ, જશનની ક્રીયા આજ સવારે નવ વાગે દસતુરોએ કરયા પછી, દસતુર રૂસતમજીએ આફરીન પઢી હતી. બાદ દસતુર રૂસતમજીએ જયાં પણ ૧૦ પારસીઓના મકાનો હોય ત્યાં આતશ આદરાંન કરવાની જરૂરીયાત તથા આતશની બુલંદી વગેરે ઉપર ગાથાવાની વગેરેની દલીલ સાથ વાયજ કરી હતી. એ પછી અમરોલી ગામના જરથોસતીઓ તરફથી ત્યાંના વતની પણ મુંબઈવાસીઓને વધારે જાણીતા મી૦ એદલજી રૂસતમજી રીપોર્ટરે આ દરેહમેહેર બંધાવી આપનારા મી૦ કાનજીભાઈ દોરાબજી મીઠાઇવાળાને અમરોલીની અંજુમન તરફથી આપવા તઇયાર કરેલો નીચલો એડરેસ બુલંદ આવાજે વાંચી સંભળાવયો હતો:—

"અમો ગામ અમરોલીના પારસી અંજુમન તથા રહેવાસીઓ આજના શુભ દીવસે તમોએ આપણા પાક મહજબના ફરમાવયા મુજબ આપણા લોકોની એબાદત કરવા તથા દીનઆઇનનાં કામ કરવા માટે આજ કેટલીક મુદત થઇ આપણા ટોળાને અતીશ્ય અગવડ પડતી હતી, તે ટાળવા થકી તમો સાહેબે કરૂપા કરી આ અગીઆરી ઇજાવાની ક્રીયા આજ રોજે કીધી છે, તેથી તમો સાહેબે ગામના તેમજ આસપાસના ૧૫ ગામોના લોકો ઉપર

મોટું હેશાન કીધું છે, તેનો ઉપકાર માનવા થકી હમો અમારી આઇન ફરજ સમજીયે છીયે. લગભગ ૧૦૦ વરસ ઉપર આ ગામ મધે મરહુમ નામદાર શેઠ હોરમસજી બમનજી વાહડયાજી કે જેઓ સાહેબ મુંબઇના મોટા વેપારી ટોળાના આગેવાન તથા પારસી કોમનું દરેક બહેતર કરનાર તરીકે સુરત મધેના આતશબેહેરામ સાહેબ બંધાવામાં તેમજ મુંબઇ એવણ બેહેસતનશીન થવા પછી એઓના સાહેબજાદા શેઠ બમનજી જેઓ પોતાના નેક કામોથી તથા દાનેશમંદીથી પારસી ટોળામાં "બમનજી બાવા" ના વહાલાં નામથી મશહુર થયલા હતા, તથા તેઓનાં ભાઇઓ શેઠ અરદેશર તથા શેઠ રૂસતમજી એઓએ પોતાના નેક પીતાની નઇયતે આખા પારસી ટોળામા સઉથી ઘણા વપરાતા આતશબેહેરામ સાહેબ બંધાવયા છે, તે શેઠ હોરમસજી બમનજી વાહાડયાજી સાહેબે આ અમરેલી ગામ મધે પણ એક અગીયારી બંધાવી હતી. પણ તે ઘણી લાંમી મુદત થવાને લીધે બીસમાર હાલતમાં આવી ગયાથી આપણા બેહેતર દીનના જરથોસતીઓને ઘણી અગવડ પડતી હતી. તે અગવડ તમો સાહેબે આજ દીને દુર કીધી છે અને તેથી અમો તરફથી આ માનપત્ર તમો સાહેબને એનાયત કરયે છીએ તે કબુલ રાખવાને અમો તમને અરજ કરીએ છીયે. વળી આ શુભ પ્રસંગની ઇધાની તરીકે એક શયાલ અમો રજુ કરી તમને અરજ કરયે છીયે કે તે તમો કબુલ રાખવાની મેહેરબાની કરશોજી. છેલ્લે અમો તે પાક પરવરદેગાર આગળ દુવા ગુજારયે છીયે કે તમને તથા તમારા કુટુંબકબીલાને લાંબી જીંદગી તનદરોસતી સાથ બક્ષે અને હમેશાં એવાં નેક કામો કરતા રહો."

ઉપલા માનપત્ર ઉપર ગામના ઘણાખરા જરથોશતીઓએ પોતાની સહીઓ કરી છે. એ મળેલાં માનનો જવાબ મી૦ કાનજીભાઇ તરફથી દરેમેહેરના પંથકી મોબેદ કાવસજી દાદાભાઇ વરીયાવાએ વાંચી સંભળાવયો હતો, જેમાં મી૦ કાનજીભાઇએ જણાવયું હતું કે,

"આ માન માટે હું તમારો દીલોજાનથી આભારી છું. મેં જે કાધું છે, તે મારાં વતનને માટે કીધુ છે, જેથી એવાં માનને હું લાયક નથી. હું એક ટુક ગુજાસનો માણુસ છું અને આ દરેમેહેરનો નીભાવ કરવાને મુતલગ શકતીવાન નથી જેથી જરથોસતી ભાઇઓને હું ગરીબ સેવક અરજ કરૂં છું કે, ફંડમાં નાણા ભરી આ ગરીબ ગામની અંજુમનને મદદ કરે. કહેવાને સેવક ખુશી છે કે સખાવતે પુર બાઇ દીનબાઈ નશરવાનજી માણેકજી પીટીટે રૂ૩૦૦૦ ની રકમ આપી છે, જેનાં વીયાજમાંથી નીભાવ ખરચ કરવામાં આવશે. બીજા જરથોસતીઓએ રૂ૧૫૦૦ ભરયા છે, પણ હજી રૂ૩૫૦૦ની રકમની ગરજ છે, જે સખીવજુદો ભરી આપી સવાબમાં હંબેરો કરશે. આ દરેહમેહેર મેં મારી જાતી મેહેનતથી મારો વખત રોકીને, તથા મારો સખત મેહેનતનો પઇસો ખરચીને પુરી કીધી છે, જે કામમાં એકલા એકજ જરથોસતી ભાઇ ફરામજી પાલનજી પીટીટે મને કીમતી મદદ આપી છે, જેઓનો દીલોજાનથી ઉપકાર માનું છું."

બાદ મી૦ કાનજીભાઇ તરફથી મી૦ એદલજી રૂસતમજી રીપોટરે દસતુરો તથા પંથકી એરવદ કાવસજી વરીયાવાને શયાલો ઓઢાડી હતી અને વહેંચાણ કરયું હતું. અંજુમન તરફથી મી૦ કાનજીભાઇને પણ શયાલ ઓંઢાડવામાં આવી હતી. એ બપોરના મી૦ કાનજીભાઇએ પોતાને ખરચે નાતનું જમન કરયું હતું, જેમાં મરદ ઓરતો મળી આશરે ૭૦૦ જરથોસતીઓએ ભાગ લીધો હતો. એ કીધેલાં પુણમાં વધારો કરવા માટે મી૦ કાનજીભાઇએ પોતાના ગરીબ બેશીઓમાંથી એક જોડાંના આજે લગન પોતાને ખરચે નવી દરેહમેહેરમાં પહેલાંજ કરી આપયાં છે. રાતે ગામવાસીઓ તથા મુંબઇથી આવેલાં પરોણાઓને તેવણે ખાણું આપયું છે. વળી રાતે દરેહમેહેરમાં તથા પારસી વાડમાં સારી રોશણી કરવામાં આવી છે. એ ઉપરાંત એ નવી દરેમેહેરના નીભાવ ખરચમાં ખુટતા રૂ ૩૫૦૦ ભરાય તયાં સુધી દર માસે રૂ ૧૦ ની રકમ આપવાને મી૦ કાનજીભાઇએ કબુલયું છે.

***આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"આએ પાક દરેહમેર પારસી કાંનજીભાઇ
"દોરાબજી મીઠાઇ વાલાએ પોતાના
"ખરચથી બંધાવીને અમરેલીની અનજુ-
"મનને અર્પણ કીધી છે.
"શને ૧૨૬૩ ઇઅજદેજરદી ઇસવી
"૧૮૯૩."

## અમદાવાદની ખાંનબાહદુર નવરોજી પેશતનજી વકીલે બંધાવેલા પારસી ધરમશાલા ખોલ્લી મેલાએઆનો અહેવાલ.

મુંબઈના જામે જમશેદ, તા૦ ૨૭ મી ડીસેમબર ૧૮૯૩ ને વાર બુધે.

અમદાવાદ, તા૦ ૨૪ મી ડીસેમબર.

ખાનબહાદુર નવરોજજી પેસતનજી વકીલે પોતાનાં મરહુમ ધણીયાંણી બાઇ બચુબાઇની યાદગારી કાયમ રાખવા માટે જે પારસી ધરમશાળા બંધાવી છે, તે ખુલ્લી મેલવાની ક્રીયા ગુજરાત વીભાગના રેવીનયુ કમીશનરનાં મોહોરદાર મીસીસ રીડે ગયા સુકરવારે સાંજના કરી હતી, જયારે યુરોપીયન તથા દેશી બાનુઓ અને ગ્રહસથોનો એક મોટો મેળાવડો ભેગો મળ્યો હતો. એ મેળાવડા માટે ધરમશાળાના કમપાઉડમાં એક કુસાદે મંડપ ખાસ ઉભો કરવામાં આવ્યો હતો.

કમીશનર મી૦ જી. બી. રીડ પોતાનાં બાનુ સાથ સાંજના પાંચ કલાકે આવી પુગા હતા, જેઓને ખાનબહાદુર નવરોજજી તથા તેવણની બેટીઓએ કમપાઉંડમાં દાખલ થતાં આવકાર દીધો હતો. શરૂઆતમાં આ ધરમશાળા સથાપવાની યોજનાને લગતો રીપોરટ ઇંગ્રેજીમાં અહીંયાંની પારસી પંચાયતના આનરરી સેક્રેટરી મી૦ જહાંગીર પેસતનજી વકીલે વાંચી સંભળાવ્યો હતો, જેનો ગુજરાતી તરજુમો પારસી પંચાયતના એક કારોબારી ખાનબહાદુર એદલજી ડોસાભાઇ કોહાવાળાએ વાંચી સંભળાવયો હતો.

એ રીપોરટમાં જણાવામાં આવ્યું હતું કે એ ધરમશાળાનો સઘળો વહીવટ અમદાવાદની પારસી પંચાયતને હસતક સોંપવામાં આવ્ગો છે. અમદાવાદ શેહેરની હાલની જરથોસતી વસતી સાથ સરખાવતાં સને ૧૮૬૭ માં વસતી બહુ કમી હતી. તે વખતે આ ધરમશાળા સ્થાપનારના પીતા મી૦ પેસતનજી ફરામજી વકીલ અને બીજા ગ્રહસથોએ મરહુમ શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇનાં ધ્યાન ઉપર અમદાવાદ શેહેરમાં એક જરથોસતી ધરમશાળા સ્થાપવાની હાજત રજુ કરી હતી અને તે મરહુમ શેઠે રૂ ૬૦૦૦ ની રકમ એ કામ માટે આપી હતી, જે રકમમાંથી આએજ જગા ઉપર જે મકાન હતું તે ખરીદી તેની ધરમશાળા બનાવી તે વખતને બંધ બેસતી કરવામાં આવી હતી. સને ૧૮૭૫ નાં વરસમાં અમદાવાદ શેહેરમાં જે મોટી રેલ આવી હતી, તે રેલમાં શેઠ સોરાબજી વાળી ધરમશાળાને પણ મોટું નુકસાન થયું હતું, જેથી તેનો ઉપયોગ નહી જેવો થઇ પડયો હતો. એવી બીસમાર હાલતમાં ઘણાં વરસો સુધી એ ધરમશાળા ચાલુ રહેવાથી અમદાવાદ શેહેરમાં આવનારા પારસી મુસાફરો અને મુખ્ય કરી મેત્રીકયુલેશ પરીક્ષા આપવા માટે આવતા પારસી વીદયારથીઓને બહુ અગવડ પડવા લાગી હતી. જે માટે ચોમેરથી ફરીઆદ થતી હતી, આ ઉપરથી એક સગવડભરી ધરમશાળા બાંધવા માટે ઉઘરાણાની એક ટીપ ફરતી કરવામાં આવી હતી, જેમાં સર દીનશાહ માણેકજી પીટીટે રૂ ૧૦૦૦, મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટે રૂ૧૦૦૦, તથા ખાનબહાદુર નવરોજજી પેસતનજી વકીલે રૂ૫૦૦ ભરયા હતા. પણ એ સીવાય વધુ રકમ ભરાઇ ન શકાવાથી નવી ધરમશાળા બાંધવાની યોજના નીશફળ ગઇ. આવો મામલો જોઇ ખાનબહાદુર નવરોજજી વકીલે એ ખોટ પુરી પાડવા માટે પોતાનાં મરહુમ ધણીયાંણી બાઇ બચુબાઇની યાદગારીમાં એક મજબુત ધરમશાળા પારસીઓ માટે બાંધી આપવાનું માથે લીધું અને તેની મરામત તથા નીભાવ ખરચ અને તેનાં જોઇતાં બીજાં સઘળાં સાંધનો પુરાં પાડી આપવા પછી અમદાવાદની પારસી પંચાયતને તે હસતક કરવાની ગોઠવણ કરી છે. એ મકાન પાછળ ખાનબહાદુર નવરોજજીને રૂ૩૫૫૦૦નો ખરચ થયો છે. જેમાં ધરમશાળાની ખુદ ઇમારત પાછળ રૂ ૧૬૨૬૭, બાવરચીખાના તથા બહારના મકાનો પાછળ રૂ ૬૧૫૬, ફરનીચર તથા વાસણ પાછળ રૂ૯૨૨, જાથુકના નીભાવ માટે કાઢેલા રૂપીઆ ૧૦૦૦૦ વગેરે છે. મકાનની સારી સલામતી માટે લોઢાંના ગરડરો ઘાલી બીજી સાવચેતીઓ રાખી તે "ફાયરપરૂફ" બનાવ્યું છે. મકાનની પલીંઠ ૪) ફીટ ઉંચી રાખી છે અને ફરસબંધી તમામ પથરના કીધી છે. કુશાદે નાહની, સાવરબાથ તથા પાણીની નળીઓ સાથ સઘળા ઓરડામાં બાંધી છે અને સઘળી બાજુએ વરંડા રાખ્યા છે. ખાનબહાદુર નવરોજજીએ ખરચ અને મેહેનતની દરકાર ન કરતાં, આ મકાન સગવડ ભરયું તેમજ સુખશાંતીને તદન અનુસરતું બનાવ્યું છે. મુસાફરોના ઉપયોગ માટે દરેક ઓરડામાં ચબની કલો સાથની કબાટો જડી લીધી છે, બીલોરકામનાં વાસણો, કાંટા, ચમચા, દીવાબતીઓ વગેરે પુરતું પુરૂં પાડવામાં આવ્યું છે અને મુસા-

ફરોની સેવા માટે પારસી નોકર રાખ્યો છે. જુની ધરમશાળાના સથાપક શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈનાં નામની પથરની જે તકતી હતી, તે ખાનબહાદુર નવરોજજીની પોતાની ખાએસથી જુની ધરમશાળાની જગ્યાએ સંભાળથી રાખવામાં આવી છે મરહુમ શેઠ સોરાબજીનાં વીધવા બાઈ બચુબાઈની ખાએસ આ નવી ધરમશાળા બંધાવા અગાઉ પુછાવવામાં આવી હતી, તેવણે ખાનબહાદુર નવરોજજીને આ મકાન બાંધવાની પોતાની સંપુરણ સમતી આપી હતી. જે રૂ ૧૦૦૦૦ ની રકમ ખાનબહાદુર નવરોજજીએ અલાયદી કહાડી છે, તે તેવણે અહીંયાંની પારસી પંચાયતના ત્રસટીઓને હસતક કરી છે, જેનાં વીયાજમાંથી મકાનની મરામત કરવવામાં આવશે તથા રાખંદારનો પગાર આપવામાં આવશે. પંચાયતના કારોબારીઓ આવું સગવડભરયું મકાન મુસાફરોની સગવડ માટે બંધાવી આપવાને ખાનબહાદુર નવરોજજી પેસતનજી વકીલનો જાહેરમાં ઉપકાર માને છે અને દુવા ગુજારે છે કે એવાં નેક સખાવતી ઘણાં કામો કરવાને તેવણ બહુ મુદત સુધી જીવે. મકાનની પાડોશમાંનાં એક બે ઘર બીજાઓનાં હતાં તે પારસી પંચાયતે ખરીદી લીધાં છે કે ધરમશાળાની શોભામાં વધારો થાય અને બાહેરનાં મકાનો બાંધવામાં સગવડ મળે. અમદાવાદના માજી એકઝીકયુટીવ એનજીનીયર ખાનબહાદુર ફરદુનજી કુવરજી તારાપોરવાળાએ આ મકાનનો પલાન તઇયાર કરવામાં લીધેલી કાળજી માટે પંચાયતે તેવણનો ઉપકાર માનયો છે. મકાન કંટરાકટર મી૦ હરીલાલ હરજીવનદાસે કરાર પ્રમાણે સંતોષકારક રીતે બાંધી આપયું છે અને દેખરેખ રાખવાનું કામ મી૦ એદલજી નવરોજજી માખણવાળાએ ઘણી કાળજીથી બજાવયું છે.

ઉપલો રીપોરટ વંચાઈ રહેવા બાદ કમીશનર મી૦ રીડે એક ટુંક ભાશણ કરતાં જણાવયું કે આવાં કામમાં સામેલ થવાને તેવણ તથા બાનુને ઘણી ખુશી ઉપજી છે. ખાનબહાદુર નવરોજજીના કુટુંબમાં બનેલા ગમગીનીભરયા બનાવને લીધે આ ક્રીયા મુલતવી રાખવામાં આવશે એવી મને ચીંતા હતી, પણ મારા સાંભળવામાં આવયું છે કે પારસી ધરમ સંબંધી લાગણી મુજબ મરણ પછી ચાહરમનો દીવસ આવાં ધરમનાં કામની સથાપના માટે યોગય ગણાય છે, જેથી આ ક્રીયા મુલતવી રાખવામાં આવી નથી. આ ધરમશાળાથી મરહુમ બાઈ બચુબાઈની યાદગારી જેમ કાયમ રહેશે, તેમ ખાનબહાદુર નવરોજજીનાં હમણાં મરણ પામેલાં માતાજી બુઝરગ બાઈ બચુબાઈની યાદગારી પણ કાયમ રહેશે. આ મકાનની રો[illegible] તથા મજબુતાઈથી મારી ઉપર ઘણી અસર થઈ છે. યુરોપીયન મુસાફરોને આથી અરધુંજ સારૂં મકાન પણ બહુ આવકારદાયક થઈ પડે. ખાનબહાદુર નવરોજજીએ પોતાનીજ કોમ માટે એવી ધરમશાળા બાંધી આપી છે, જે સારૂં કામ કરયું છે, યાને બીજી કોમોને નકલ કરવા જોગ દાખલો આપયો છે. ખાનબહાદુર નવરોજજી તથા તેવણના ભાઈ મી૦ જહાંગીરજીએ અમદાવાદની બાંધેલી પારસી દરેદમેહેર તેમજ આ ધરમશાળા ઉપરાંત નડીયાદ તાલુકામાં રૂ ૨૦૦૦૦ ને આશરેની સથાવર મીલકત કહાડી આપી છે જેની ઉપજમાંથી નાતજાતના કાંઈબી તફાવત વગર અમદાવાદના નીરાધાર લોકોને આશરો આપવામાં આવે છે. એવાં કામો માટે મી૦ રીડે ખાનબહાદુર નવરોજજીને પાછી સાબાશી આપવા માંગી હતી.

બાદ પારસી પંચાયતના બીજા એક કારોબારી મી૦ ખરશેદજી નશરવાનજી વહાડયા વકીલે એક ભાશણ કરી હાજર રહેલાં બાનુઓ તથા ગ્રહસથોનો ઉપકાર માનયો હતો જેમ કરતાં તેવણે જણાવયું કે ખાનબહાદુર નવરોજજીએ આ ધરમશાળા બાંધી પારસી કોમની અગતની હાજત સારી છે. મી૦ વહાડયાએ ખાનબહાદુર નવરોજજીનાં મરહુમ માતાજીના ગુણોની તારીફ કરી હતી. એ પછી કવી દલપતરામ ડાહયાભાઈએ એક ભાશણ કરી વકીલ કુટુંબ સાથની પોતાની લાંબી મુદતની ઓળખાણની યાદ આપી એ કુટુંબના વખાણ કરયા હતા અને મરહુમ બાઈ બચુબાઈ નવરોજજી વકીલનાં નામનું "બચુ સદગુણ" નામનું જે ગીત જોડયું છે તે ગાઈ સંભળાવયું હતું.

ખાનબહાદુર નવરોજજીએ એ પછી બાનુઓ તથા ગ્રહસથોએ આ મેળાવડામાં હાજર થવા માટે લીધેલી તસદી માટે ઉપકાર માની, મીસીસ રીડે છેક ડીસ્ત્રીકટ વેરથી આ ક્રીયામાં હાજર થવા માટે અમદાવાદવેર આવવાની તસદી લીધી હતી, તે માટે તેવણનો ખાસ આભાર માનયો હતો. તેવણે જણાવયું કે આ ધરમશાળાનું મકાન "તરેવેલરસ બંગલા"ના પલાન મુજબ બનાવવાની તેવણે ખાસ સંભાળ લીધી છે, કે જેથી સારી

સથીતીના પારસી ગ્રહસથો જેમ તેનો લાભ લઇ શકે તેમ શીયાળાની રૂતુમાં અમદાવાદની સુકી હવા સારી તનદરોસતી લાવવાને જાણીતી છે, તેનો લાભ બાહેરગામના જરથોસતી કુટુંબોને મળી શકે, જેથી એ મકાન એક સેનીટરીયમ તરીકેબી ઉપયોગમાં આવી શકે. સેવટે તેવણે કમીશનર મી૦ રીડે લીધેલી તસદી માટે તેવણનો બેહદ ઉપકાર માનયો હતો.

ખાનબહાદુર નવરોજજી બોલી રહેવા પછી એ મકાન બાંધનાર કંટરાકટર, ઉપરી વગેરેને પોતાને હાથે ભેટો આપવાને તથા એ મકાન ખુલ્લું મેલાયલું જાહેર કરવાને મીસીસ રીડને અરજ કરી હતી. એ અરજ સવીકારી એ બાઇએ ભેટો એનાયત કરવા બાદ, ધરમશાળા ખુલ્લી મેલવાને તે મકાન તરફ ગયાં હતાં અને તેનાં પગથીઆં ઉપર ચહડતાંજ એ અવસરને માટે કવી દલપતરામે જોડેલી બે કવીતાઓ કેટલીક જવાન બાઇઓએ ભેગે આવાજે ગાઇ તેવણને આવકાર દીધો હતો. બાદ મીસીસ રીડે મકાનમાં દાખલ થઇ રૂપાંની એક કુંચીએ ધરમશાળાનો આગલો દરવાજો ઉઘાડી તે જરથોસતીઓ માટે ખુલ્લી મેલાયલી જાહેર કરી. સેવટે ફુલ પાન લઇ મેળાવડો બરખાસત થયો હતો. ખાનબહાદુર નવરોજજીને અહીયાંની જરથોસતી કોમ તરફથી અંજુમનના વડા મી૦ ફરામજી પેસતનજી વકીલે શાલ તથા પાઘડીની ભેટ આપી હતી.

*Times of India, Wednesday, 27th December 1893.*

## OPENING OF A DHARAMSHALA AT AHMEDABAD.

Khan Bahadur Naorosjee Pestonjee Vakil's Parsee Dharamshala at Ahmedabad, endowed by him in memory of his late lamented wife, Bai Bachoobai, was, writes a correspondent, opened by Mrs. Reid on Friday evening last before a large gathering of European and native ladies and gentlemen. A large and beautiful *shamiana* was erected for the purpose in the compound of the Dharamshala, and about four hundred persons attended. Mr. and Mrs. Reid arrived punctually at 5 p.m., and received at the entrance by Khan Bahadur Narosjee and his daughters. The proceedings then commenced with an interesting report in English as to the origin and progress of the institution, read by Sheth Jehangirjee Pestonjee Vakil, Honorary Secretary to the Ahmedabad Parsee Punchayet. The report ran as follows:—

Mrs. Reid, Ladies and Gentlemen,—Khan Bahadur Naorosjee Pestonjee Vakil, the generous donor of this Dharamshala, having made over its general management and administration to the Parsee Punchayet, I, as Honorary Secretary of that body, beg, with your permission, to read a short report, showing amongst other things the circumstances under which the first suggestion regarding this Dharamshala originated. As far back as 1866, that is to say nearly twenty-eight years ago, when the Parsee population of this city was comparatively very small, and when the railway was just lately opened to Ahmedabad, Sheth Sorabjee Jamsetjee Jejeebhoy, at the suggestion of my father, the late Mr. Pestonjee Framjee Vakil, and other residents of this place, generously presented a sum of about Rs. 10,000 to provide a Dharamshala for the convenience and comfort of Parsee travellers to this city. With this sum, a building, that was situated on this site, was purchased and converted into a Dharamshala. That building sufficed for the limited requirements of those times. Unfortunately, however, Sheth Sorabjee's Dharamshala, having fallen down, became pratically

Panday, Nusserwanjee R. Mody, Dinshaw Dorabjee Mistry, Rustomjee Cowasjee Parukh, Rustomjee N. Billimoria, Pallonjee Framjee Mehta, Muncherjee Hosungjee Jagose, Sorabjee Byramjee Kola, Cowasjee B. Katrak, Maneckjee Pestonjee Nanavati, Kaikhosroo Sorabjee Mody, Ardeshir Hormusjee Cninoy, Sorabjee Framjee Madraswalla, Nusserwanjee Dinshaw Mistry, Jamsetjee Dinshaw Mistry, and several others. This (Wednesday) morning at about 9 o'clock, in the presence of a large number of Parsee ladies and gentlemen, many of whom came from Surat, Damaun, Pardee, Bulsar, Nowsaree and other distant parts of Guzerat, the two high priests, Dustoors Cursetjee Muncherjee and Peshotanjee Burjorjee, assisted by a large number of other priests, performed the thanksgiving ceremony, which took up more than an hour. At the conclusion of the ceremony, Mr. Nowrojee Manekjee Wadia, C.I.E., who had put on the badge of the Companion of the Indian Empire and also the gold medal presented to his family by Napoleon III, rose, and, in addressing the assembly, expressed his great satisfaction at the completion of building and thanked them all for their presence at the consecrtion ceremony. He said that his mother was much pleased to dedicate the building, which had been erected to commemorate the memory of her late husband, Mr. Maneckjee Wadia, to public use, with the furniture requisite for such purpose and pointed out that Bai Motlibai, in addition to about a lakh of rupees, which she had already spent upon the building, intended to set apart a fund for the maintenance of the institution. (Cheers.) He also trusted that the management of the Institution, which had been carried on in such a satisfactory manner by the trustees appointed by the Anjuman of Udwada, would be conducted with the same zeal and assiduity in the future. (Cheers). In conclusion, he hoped that the Parsees would for ever remain staunch to their faith and continue to perform those acts of charity which distinguished them from all other communities. (Loud cheers).

Mr. Byramjee Pestonjee Bhadda, managing trustee of the Udwada Anjuman, then read a long address in Guzerati, in the course of which it was stated that the fire-temple at Udwada was one of the relics of the historical period when they first landed in India, and that Bai Motlibai and her two sons had laid the community under deep obligations by preserving that relic and rendering it a permanent institution for all time to come. The address then dwelt on a various charities done by the Parsee Community, which, small as it was, boasted of two Baronets and the old and revered Bai Motlibai, who, true to the faith she professed, had further distinguished the community by her useful and catholic charities. (Cheers). The Anjuman of Udwada thanked Bai Motlibai and her sons for providing an excellent building for the preservation and continuation of the sacred fire and the furniture requisite for such purposes. The Anjuman were further obliged to Bai Motlibai for the princely sum

of money (Rs. 54,000) given to Government for the construction of a *pucca* road from the railway station to the town, which would afford facilities to those who visited the temple. Thanks were given in the address to Sir Dinshaw M. Petit, Bart., for his numerous munificent charities in Udwada, to Mr. Dinshaw D. Mistry, the architect, for the time and trouble he had devoted to the execution of the work, and to Mr. Cowasjee C. Jamsetjee Jeejeebhoy for the assistance and advice which he gave to the trustees from time to time in connection with the construction of the building. In conclusion, the trustees, who signed the address, wished long life and prosperity to Bai Motlibai and her sons.

The address, which was printed and illuminated on vellum, was then encased in a silver casket and presented to the two brothers, who were also presented in the name of the entire Parsee community of Udwada with two valuable shawls. Sir D. M. Petit, Mr. Byramjee Jeejeebhoy, and Mr. Kntee of Surat also presented the Wadia brothers with rich embroidered shawls. Mr. Dinshaw Dorabjee Mistry, the architect, was also presented by the Anjuman and the two Wadia brothers with shawls. The two high priests of Udwada invoked blessings on the two Wadia brothers for their acts of charity.

The whole assembly then went downstairs and met in the central hall of the fire-temple, where the new life-size oil painting of Bai Motlibai was to be unveiled. The portrait is an excellent likeness of Bai Motlibai in her younger days, and it has been executed by Mr. Edaljee Ardeshir Tachukra, a well-known artist of Bombay. On the wooden framework is Bai Motlibai's monogram, and below it are written words in gold—*Maneshni*, *Gowashni*, and *Kunashni*, *i. e.* good thoughts, good deeds, and goods actions. Mr. Cowasjee C. Jamsetjee Jejeebhoy, on behalf of the numerous subscribers to the Bai Motlibai Memorial Fund, then requested Sir D. M. Petit to unveil the picture, which was but a slight token of the respect and esteem in which Bai Motlibai was held by the community.

It was but fitting and appropriate that Sir Dinshw should perform the ceremony, in as much as he also like Bai Motlibai, had taken a great deal of interest in the welfare and well-being of the poor Parsee inhabitants of Udwada, upon whom he had conferred many obligations. (Cheers). Were it not for the other temple built in the close proximity by Sir Dinshaw, there would have been no end of trouble in the removal of the sacred fire during the progress of the new building. (Cheers) Sir D. M. Petit then unveild the portrait amidst loud cheers from the assembly, and in the few remarks he made he said that he was a great admirer of Bai Motlibai (cheers) who had placed the community under great obligations by building the new fire temple and providing them within a short period a *pacca* road from the station to the town (Renewed cheers). He thanked Mr. Cowasjee for the flattering terms in which he had made a reference to his charities. It was

this duty, he said, to render assistance to the poor and distressed, and he hoped to continue it till the end of his days. (Loud Cheers). In conclusion, he wished long life and prosperity to Bai Motlibai and her sons. (Cheers).

The assembly then repaired to the spacious verandah of the building, where a photograph was taken of the whole group by Mr. Purvezjee of the Eos Company of Bombay. The photographs of the different parts of the building were also taken by the same artist.

The Parsee inhabitants of the town and the visitors were then treated to a feast, which was held in two large marquees, and where about fifteen hundred ladies and gentlemen dined. Two native bands paraded the streets during the day and played music in front of the building before and after the opening ceremony. Bai Motlibai will visit Udwada to-morrow in company with her eldest son.

*** એ આતશબેરાંમ સાહેબનાં મકાનમાં નીચે પ્રમાણે તખ્તી મારેલી છે :—

" શેહેનશાહી જરથોસ્તી અનજુમનનાં
" આતશબેહેરામ ઇરાનશાહ.

" શ્રી હીંદુસતાન મધે પેહલ વહેલા ઇરાન-
" થી આવેલા જરથોસ્તી ટોલાએ, શ્રી
" સનજાનમો સને ૯૦ યજદેજરદીનાં
" સાલમો પરઠયા હતા. તેની બેદમત
" ઉદવાડેનો અથોરનાંન ટોલો કરેછે. તેનું
" પેહેલું મકાન નારગોળવાળા બેહે-
" દીન મીનોચહેરજી બમનજીએ ઉદવા-
" ડામો સને ૧૧૧૨ ઇઅજદેજરદી સાલ-
" મો બંધાવી આપીઉ હતું. તે પછી એ
" મકાનને વધારીને સુરતવાસી બેહેદીન
" ભીખાજી એદલજીએ સને ૧૨૨૧ ઇઅજ-
" દેજરદીનાં સાલમો બંધાવી આપ્યું હતું.
" તે પછી તરીજી વેલા તેને મોટું કરી
" મુંબઇવાસી શેઠો દાદાભાઇ તથા મનચેરજી
" પેશતનજી વાહાડીઆએ સને ૧૧૯૯
" ઇઅજદેજરદી સાલમો નવેસરથી બંધાવી
" આપીઉ હતું. એ મકાન જુનું થયાથી
" આએ છેલ્લી અને ચોથીવાર મુંબઇ
" વાસી બાઇ મોટલીબાઇ માનેકજી વાહા-
" ડીઆ તે મરહુમ શેઠ જાંગીરજી નશર-
" વાનજી વાહાડીઆની બેટીએ પોતાના
" મરહુમ ખાવીંદ શેઠ માનેકજી નવરોજી
" વાહાડીઆનાં પુનને સારૂ બીજી આજુ
" બાજુની જમાનો વેચાતી લઇ ખરચ
" રૂ ના કરીને બંધાવી ઉદવાડાનાં તર-
" સટીઓની મારફત અનજુમનનાં સ્વાધી-
" નમો આપીઉ છે, અને પાક ઇરાનશાહ
" આતશબેહેરામ સાહેબોને રોજ ૧૬ મો
" મેહેર માહા ૨ જો અરદીબેહેસ્ત શેહે-
" નશાહી માહા ૩ જો ખોરદાદ કદમી સને
" ૧૨૬૪ ઇઅજદેજરદી તા૦ ૩૧ મી
" અકટોબર સને ૧૮૯૪ ઇસવીને વાર
" બુધેને દીને આ નવા મકાનમાં તખ્ત
" નસીન કીધા છે.

" મી૦ દીનશાહ દોરાબજી મીસતરી.
એમ. એસ. એ. શીલ્પસાસ્ત્રી "

**મરહુમ શેઠ ખરશેદજી માણેકજી સરાફની કોટની દરેમેહરનું મકાંન ફરી પરઠાયું.**

જામે જમશેદ, તા. ૧૨ મી નવેમબર ૧૮૯૪ ને વાર શોમે.

મરહુમ શેઠ ખરશેદજી માણેકજી શરાફવાળી કોટની દરેહમેહેરનાં મકાનને નવેસરથા સમારી કેબલો તેમાં પાછો તખતનશીન કરેલો હોવાથી, ગયા સનીવારે એ મકાનને તખ્તનશીન કરવાનો ૭૯માં વરસનો શુભ દીવસ હોવાથી, ઉપલા બનાવની ખુશાલીમાં જશનની કીયા કરવામાં આવી હતી, અને તે ટકનો લાભ લઇ એ મકાનના બુજરગ પંથકી એરવદ શાપુરજી બરજોરજી કુતારની બહુ લાંબી મુદતની કીમતી સેવાની પીછાન તરીકે શેઠો ધનજીભાઇ તથા માણેકજી ખરશેદજી શરાફના કુટુંબીઓએ તેવણુની તઇયાર કરાવેલી આઇ પેનટીંગ તસવીર ખુલ્લી મેલવાની કીયા પણ કરવામાં આવી હતી.

જશનની કીયા ૯ા કલાકે દસતુર પેશોતન બેહેરામજી સંજાનાની આગેવાની હેઠળ થઇ હતી, જે કીયામાં ઘણાક ઓખેદો ઉપરાંત મેસરસ જહાંગીર માણેકજી ખરશેદજી, ખરશેદજી ધનજીભાઇ શરાફ, ખરશેદજી રૂસતમજી કામા, બહમનજી બેહરાંમજી પટેલ, મેરવાનજી હોરમસજી પટેલ, બાપુજી ખરશેદજી વાછાગાંધી, માણેકજી ફરામજી શેઠના, અરદેશર ડોસાભાઇ

મુનશી, દીનશાહ હોરમસજી બીલીમોરીયા, કાવશજી જાંગીરજી જસાવાળા, ડાકટર માણેકજી ડોસાભાઇ ફરામજી કામા વગેરે હાજર હતા.

જશનની ક્રીયા પુરી થવા પછી એ મકાનના બે ત્રસટીઓમાંના એક મી૦ ખરશેદજી ધનજીભાઇ ખરશેદજી શરાફ સોલીસીટરે એ દરેહમેહેરની તવારીખ આપનારો અંજુમન પત્ર વાંચી સંભળાવયો હતો, જેમાં જણાવયું હતું કે, એ દરેહમેહેર ૧૦૫ વરસની પુરાણી છે અને મરહુમ માણેકજી દોરાબજી શરાફે ચોપાટીખાતેની પોતાની વાડીમાં રોજ ૨૬ માહા ૨ જો શેહેનશાહી સને ૧૧૬૦ ને દીને તે પરથાવી હતી. બાદ ૨૬ વરસ રહી તેવણના બેટા શેઠ ખરશેદજી માણેકજી શરાફે કોટમાં એક નવું ઘર બંધાવી, રોજ ૨૬ મો માહા ૨ જો યઝદેજરદી સને ૧૧૮૬ ને દીને તે મકાનના પાછલા ભાગમાં અલાયદી જગાએ દરેહમેહેરનો કેબલો તખતનશીન કરયો હતો અને તે જગા ઉપરજ હમણા પણ એ કેબલો છે, એ નવું બંધાવેલું ઘર શેઠ ખરશેદજીએ તનદરોસતી ભણાવી દરેહમેહેરના ચાલુ ખરચ માટે આપયું હતું. પોતાના છેલ્લાં વસીયતનામામાં તેવણે એ મકાન પોતાના ભત્રીજા શેઠ ફરામજી બમનજી શરાફને આપયું હતું, એવી સરતે કે તેવણ યા તેવણના વારસ જેબી એ ઘરમાં રહે, તેણે દરેહમેહેરનો સઘળો ખરચ કરવો. શેઠ ફરામજી શરાફે ૧૮ વરસ સુધી દરેહમેહેરનો ચાલુ ખરચ કરયો હતો, પણ ઇ૦ સ૦ ૧૮૬૨ મા તેવણે દરેહમેહેરવાળું ઘર વેચવા જાહેર ખબર છપાવી હતી અને ૧૮૬૩ ના એપરેલ માસમાં દરેહમેહેરના પંથકીઓ હોરમસજી અને શાપુરજી બરજોરજી કુતાર ઉપર દરેહમેહેરનો કબજો છોડવાની નોતીશ કરી એ કબજો લેવાની હાઇ કોરટમાં ફરીઆદી માડી હતી. એ ઉપરાંત ૪ માસ રહી મરહુમ શેઠ ધનજીભાઇ ખરશેદજી શરાફે પોતાના કાકાના દીકરા મરહુમ શેઠ ફરામજી શરાફ ઉપર એવી મતલબની બીજી ફરીઆદી માડી હતી કે, વાદીના પીતાએ પારસી અંજુમન માટે એ દરેહમેહેર અરપણ કરી તેને લગતું ઘર દરેહમેહેરના ખરચ માટે ધરમખાતે આપેલું છે જેથી પ્રતીવાદી ફરામજીથી એ મકાન વેચાયજ નહી અને દરેહમેહેરનો ખરચ કરવાને એ પ્રતીવાદી બંધાયલાછે. તે વખતના વડા જડજ સર મેથયું સોસ અને સર જોસફ આરનલડે ચુકાદો કરયો હતો કે એ દરેહમેહેર અંજુમનને અરપણ થયલી છે,' ફરામજી બમનજીનો તે ઉપર કશો હક નથી અને દરેહમેહેરનો ચાલુ ખરચ એ ઘરની ઉપજમાંથી થવો જોઇએ. કોરટે ફરામજી બમનજીને ખસેડી એદલજી ખરશેદજી શરાફને ત્રસટી નેમયા હતા. એ મુકદમાઓમાં મજકુર પંથકીઓને માથે કોરટનો જે ખરચ પડયો હતો, તે મોટી રકમ મરહુમ શેઠ ધનજીભાઇ ખરશેદજી શરાફે પોતાની ગીરોથી આપી હતી. દરેમેહેર માટે કેટલોક વારસીક ખરચ થવો જોઇએ, તે કોરટના કમીશનરની મુનસરી ઉપર મજકુર જડજોએ મેલેલું હોવાથી, કમીશનર મી૦ ફ્રેરે પુખત ખોળ કરી રૂ૪૮૯ના વારસીક ખરચની ભલામણ કરી હતી, જે ભલામણની રૂએ કોરટે ૭ વરસના લગભગ રૂ ૩૪૦૦ મજકુર ફરામજી બમનજી પાસેથી અપાવયા હતા. કોરટના હુકમ મુજબ સને ૧૮૭૩ માં એક ઘટતું ત્રસટદીડ તઇયાર કરી દરેમેહેરવાળુ મકાન ભાઇઓ હીરજીભાઇ હોરમસજી શરાફ અને એદલજી ખરશેદજી શરાફને હસતક ત્રસટીઓ તરીકે કરયું હતું. એદલજીનાં મરણબાદ સને ૧૮૮૨ માં હાલના એક ત્રસટી મી૦ જહાંગીર માણેકજી ખરશેદજીને નેમવામાં આવયા હતા. ફરામજી બમનજી ૧૮૮૨ ના નવેમબરમાં મરણ પામવાથી, તેવણના બેટા સોરાબજી ફરામજી શરાફ દરેહમેહેરવાળાં મકાનનાં માલેક થયા. ૧૮૮૪ ના સપટેમબર માસમાં હાઇ કોરટની મંજુરયાત મેળવી હીરજીભાઇ હોરમસજી શરાફની જગાએ હાલના બીજા ત્રસતી મી૦ ખરશેદજી ધનજીભાઇ શરાફ સોલીસીતરને ત્રસટી તરીકે નેમવામાં આવયા હતા. મકાનના નવા માલેક સાથ વારસીક રકમ મેળવવાને વારંવાર ખટપટ થતી હોવાથી હાઇ કોરટમાં મુકદમો નોધવામાં આવયો હતો અને કોરતે ૧૮૮૫ના ફેબરવારીમાં ત્રસટીઓની તરફેણમાં હુકમનામું કરી આપયું હતું, કે ચહડેલા રૂપીઆ ત્રસટીઓને મજકુર સોરાબજીએ આપી દેવા, જે સોરાબજીએ ભરી દીધા હતા. કેટલાંક વરસોનું ભાડું ચહડી જવાથી મજકુર સોરાબજી ઉપર હાઇ કોરટમાં પાછી ફરીઆદી માંડવી પડી હતી, કોરટે એ ઘર લીલાંઉથી વેચયું હતું, જે ગીરવીદાર વડોદરાવાળાં બાઈ કામાબાઇએ ખરીદયું હતું, અને સને ૧૮૯૨ માં સઘળી ચહડેલી રકમ ત્રસટીઓને મળી હતી. ત્રસટીઓ હેશાન સાથ

જણાંવે છે કે એ દરમયાન એ દરેહમેહેરનો સઘળો ચાલુ ખરચ બુજરગ પંથકી એરવદ શાપુરજી બરજોરજી કુતારે પોતાની ગીરોથી કરેલો હતો, પણ સને ૧૮૯૨ ના વરસમા ઉપલી રકમ મળતાં તેવણુને તેવણે ખરચેલી સઘલી રકમ ચુકવી આપવામા આવી હતી. દરેહમેહેરનાં મકાનમા સમારકામ કરવાની જરૂર જણાવાથી, કેબલાને મરહુમ શેઠ હોરમસજી બહમનજી વહાડયાજીનાં આતશબેહેરામમાં મેલવામાં આવયા હતા, જયાંથી હાલ પાછા તખતનશીન કરી તેની ખુશાલીમાં એ દીવસનું જશન કરયું હતું. સમારકામ વખતે કેબલો પોતાની દરેહમેહેરમાં કેટલીક મુદત વેર રાખવા માટે બાઇ મોટલાંબાઇ વાડયા, તેમજ ૧૦ માસ સુધી પોતાના આતશબેહેરામમાં રાખવા માટે શેઠો નશરવાનજી અરદેશર હોરમારજી વહાડયા તથા જમશેદજી બહમનજી વહાડયાનો ત્રસટીઓએ ઉપકાર માનયો છે; તેમજ મી૦ શાપુરજી નશરવાનજી ચાંદાભાઇ સીલપશાસ્ત્રીએ બીનસવારથે એ મકાનની મરામતમાં કરેલી મદદ માટે તેવણુનો પણ ઉપકાર માનવામાં આવયો છે. સેવટે ત્રસટીઓ જણાવે છે કે તેઓના બુજરગ પંથકી એરવદ શાપુરજી બરજોરજી કુતારે એ દરેહમેહેરના સંબંધમાં ૩૦ વરસની મુદત સુધી જેહેમત ખેચી, પોતાની ગીરોના પઇસાનો પણ ભોગ આપી દરેમેહેરની જે સેવા બજાવી છે, તે કીમતી સેવાની પીછાંનમા જુજ નાની યાદગારી તરીકે તેવણુને મીજલસમાં એક શાલ ઓઢાડવામાં આવે છે, તેમજ તેવણુની એક આઇલપેનટીગ તસવીર શરાફ કુટુંબીઓએ પોતપોતા વચે કરેલાં ઉઘરાણાંથી મી૦ મનચેરજી ફકીરજી પીઠાંવાળા પાસે ચીતરાવી, આજે ખુલ્લી મેલવાની ગોઠવણ કરી છે, અને દસતુર પેશોતનજી બેહરામજી સંજાનાને હું એલતેમાસ કરૂં છું કે તે ખુલ્લી મેલાયલી જાહેર કરવી. એ અંજુમન પત્ર વંચાવા બાદ દસતુર પેશોતને એક ભાશણ કરી એ દરેહમેર સથાપનાર મરહુમ શેઠની ખુબીઓ દરશાવી એરવદ શાપુરજી કુતારની ધરમ સંબંધી લાગણી તથા એ કેબલા તરફની ફીદાગીરીની ગવાહી આપી ખુશાલીના પોકારો વચે એરવદ શાપુરજીની આઇલપેનટીંગ તસવીર ખુલ્લી મેલાયલી જાહેર કરી હતી.

સબી ખુલ્લી મેલાયલી જાહેર થવા પછી બીજા ત્રસતી મી૦ જહાંગીર માણેકજી ખરશેદજીએ એરવદ શાપુરજીને શાલ ઓઢાડી હતી, જેવણે તે માટેનો ઉપકાર માનતાં જણાવયુ કે, આજની આ મુબારક ક્રીયામાં મને ત્રસટી સાહેબો તરફથી જે આટલું બધું માન મળયું છે, તે માટે હું તેઓનો મોટો આભાર માનુંછું, કે જે માનને હું કશા પ્રકારે લાયક નથી. મેં તો ફકત એક અદના અથોરનાન તરીકે મારી પોતાની તેમજ મારી બાપીકી ફરજ અદા કરી છે. સબબ આ પુરાતન કેબલાનું પંથકપણું તેની અવલ ચોપાટીની સથાપનાંથી આજ એક સદીથી પણ વધારે મુદત થઇ મારા બાપદાદે ચાલતું આવયું છે. મને જે શાલ ઓઢાડી તથા મારી યાદદાસતમાં આ તસવીર ખુલ્લી મુકી, તેનાં કરતાં દરેહમેહેરનો જાથુક નીભાવનો જે બંદોબસત થયો તેથી તથા આજનો આ ખુશનુમા દેખાવ જોઇ મારૂં હઇડું ઘણું હરખાય છે. બસ એ દરેહમેહેર અંતેબી—મારી જીંદગી ની સેવટેબી—બરાબર થર પડી એજ મારે મનસે તો મોટો સંતોશ છે. જેમ મારી પીછાન તમો સાહેબો આગળ થઇ છે, તેનાં કરતાં આએ કામ પછવાડે વધારે દીલસોજીથી તથા તન, મન અને ધનથી મેહેનત લેનાર બેહેસતનશીન શેઠ ધનજીભાઇ ખરશેદજી શરાફની કાળજી તથા ખંત વીશે મારે કહેવાને ભુલવું નહી જોઇએ. તે મારી એક આઇન ફરજ છે. હું એક અદના મોબેદ શું કરી શકતો હતો, અગર એ બેહેસતીની દીલસોજી તથા કાળજી તથા રાત દીસની મેહેનત આએ કામ પાછળ હતે નહી, તો હું નહી ધારતો કે આએ મકાન તથા કેબલો આજે અહીંયાં હસતી ભોગવવા પામતે. એટલોજ અફસોસ છે કે તેવણ બીચારા પોતાની શુભ મેહેનતનું પરીણામ જોવા જીવયા નહી અને પરવરદેગારનો હુકમ હશે, તો હું આએ શુભ પરીણામ જોવા જીવયો છું. એટલું બોલી આએ દરેહમેહેરના માનવંત ત્રસટીઓ જેઓ અમારા મુરંબીજીનાજ બેટાઓ છે તેમનો તથા તમો સરવે હાજર રહેલા સાહેબોનો ઉપકાર માની બેસવાની રજા લઉછું.

એ પછી ચાશની કરી પાનગુલાબ લઇ મેળાવડો વીખરાયો હતો. સાંજના છ કલાકે એ દરેહમેહેરની આસપાસના જરથોસતી રહેવાસીઓએ પોતપોતા વચે કરેલાં ઉઘરાણામાંથી એક જશન કરયું હતું અને રાતના એ મોહોલામાં તેમજ જુની પોલીસ કોરટની પછવાડેના મોહોલામાં સારી રોશની કરી હતી.

જે રોશની જોવાને આસપાસના મોહોલાના પારસી કુટુંબો પણ ઉતરી પડયાં હતાં. આખો દીવસ અને અકસર કરી રાતના દરેહમે-હેરમાં બાનુ તથા મરદ પુજારીઓની બહુ મોટી સંખયા કેબલા સનમુખ બંદગી માટે હાજર થઇ હતી.

*Times of India, Monday 12th November 1894.*

## ANNIVERSARY OF A PARSEE FIRE-TEMPLE.

The seventy-ninth anniversary of the consecration of the late Mr. Cursetjee Maneckjee's Agiary (Fire-Temple), situated at the old Police Court Cross-Lane, Fort, was celebrated on Saturday morning. It was in 1816 that the late Mr. Cursetjee Maneckjee dedicated the Agiary to Parsee religious worship and set apart the house adjoining the Agiary (and which is at present situated on the south of the late Sir Jamsetjee Jeejeebhoy's town-residence) for its maintenance. Mr. Cursetjee Maneckjee died in 1845, and under his last will and testament he bequeathed the house to his nephew Mr. Framjee Bomanjee Shroff on the express condition that he should defray the outlays in connection with the Agiary The nephew faithfully carrird out the trust reposed in him by the founder for about eighteen years, when at last in the year 1863 he sought to remove the sacred fire from its old place and to become the sole master of the Agiary premises and the house. Mr. Framjee Bomanjee with that object in view filed an action in the High Court against the officiating priests of the Agiary for recovering possession of the Agiary premises. But to save the Agiary and preserve the good name of its founder, the late Mr. Dhunjeebhoy Cursetjee Shroff, one of the sons of the founder, came to its rescue and filed a cross-action in the name of the then Advocate-General, the Hon. Mr. A. J. Lewis, against his cousin to have the trust of the Agiary created by the will of his father declared and ascertained by the court. Thereupon there ensued a very heavy litigation commencing from 1863 and ending in 1873, in which the late Messrs. Anestey, Dunbar and Green, and our present Acting Chief Justice appeared as counsel for one or other of the parties. These suits were heard and decided by the late Chief Justice Sir Mathew Sausse and the late Puisne Judge Sir Joseph Arnold in the 1865, declaring the Agiary to be dedicated to Parsee religious worship and decreeing a charge upon the house of the maintenance of the Agiary. This charge was subsequently ascertained by the Commissioner of the High Court to be Rs. 486 per annum. In 1873 a formal trust deed of the Agiary premises was made, and from 1874 the affairs of the Agiary went on smoothly for a period of about eight years. But it seems that fate had reserved further litigation, for on the death of Mr. Framjee, which took place in November, 1882, new difficulties commenced. At that time there were heavy arrears due from him for the annual maintenance allowance of the Agiary, and his son Mr. Sorabjee Framjee Bomanjee Shroff, who succeeded to his father, repudiated his liability to pay the annual allowance fixed by the court. The attitude taken up by the heir of

Mr. Framjee Bomanjee involved the then trustees of the Agiary, viz., Messrs. Jehangir Maneckjee Cursetjee and Kharshedjee Dhunjeebhoy Shroff, who are also the present trustees, into fresh litigation, in which Mr. Sorabjee Framjee made three appeals to the High Court, but eventually the trustees succeeded after a hard struggle of ten years and got their dues from the sale proceeds of the house adjoining the Agiary, which was sold through court and purchased by Bai Kamabai Saheb daughter of the ex-Gaekwar Mulhar Rao. Since then the house was thoroughly repaired by its new owner, and the management of the Agiary was placed on a firmer and more substantial footing. Saturday last being, as stated above, the 79th anniversary of the Agiary, a public *Jasan* was held at the premises under the auspices of Dustoor Peshotunjee Byramjee Sanjana, and in the presence of a large gathering the *anjuman patra* giving the history of the Agiary and its litigation was read by one of the trustees, Mr. K. D. Shroff, and a shawl was presented by the other trustee, Mr. J. M. Cursetjee, to the officiating priest, Ervad Shapurjee Burjorjee Kutar, as a token of his disinterested services to the Agiary. An oil painting portrait of the officiating priest, which was subscribed for by the members of the family of the late Messrs. Dhunjeebhoy and Maneckjee Cursetjee Shroff, was also unveiled by Dustoor Peshotanjee. The residents of the locality, by a subscription raised amongst themselves, caused another *jasan* ceremony to be performed after sunset and illuminated the whole of the street with oil *butties*, which gave great eclat to the occasion.

## ઈ૦ સ૦ ૧૮૯૫.

## તારાપોરનીં મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટનાં નામની દરેમેહુરનો પાયો નાખવાનીં ક્રીઆનો અહેવાલ.

જામે જમશેદ, તા. ૨૬ મી જાનેવારી ૧૮૯૫ ને વાર શનેઉ

તારાપોર, તા૦ ૨૪મી જાનેવારી.

**નવી દરેહમેહેરનો પાયો નાખવાની ક્રીયા**—જણાવવાને ખુશી છું કે અતરેની મરહુમ શેઠ વીકાજી મેહેરજીવાળી જુની દરેહમેહેર પાયા સીકે ઉખેડાને તેજ જગયા ઉપર નવી દરેહમેહેર તમારી તરફવાળાં સખીવજુદ બાઇ દીનબાઇ નશરવાનજી માણેકજી પીટીટની સખાવતથી થનાર છે, તેનો પાયો નાખવાની ક્રીયા આજે સવારે ૯) કલાકે થઇ છે. એ પ્રસંગે અતરેની જરથોસતી અંજુમનના મેમબરો તથા બીજા જરથોસતીઓ હાજર થયા હતા અને પાયાનો પથર નાખવાનું કામ જરથોસતી મહજબની ક્રીયા સહીત બુજરગ પંચકી સાહેબ રતનજી રૂસતમજીને હાથે કરાવવામાં આવયું હતું. ક્રીયા સમાપત થવા પછી, બાઇ દીનબાઇ તથા અતરેની અંજુમનને નામની જુદી જુદી તનદરોસતીઓ ભણાવવામાં આવી હતી અને મોબેદોને આશોદાદ આપવામાં આવી હતી. આવતા શેહેનશાહી આદર મહીનાને આદર રોજ, અમારી જુની દરેહમેહેરનો સાલગરેહનો દીવસ છે, જેથી અતરેના સરવે જરથોસતીઓની લાગણી છે કે, ઉપલેજ દીને નવી અગીયારી ઇંજાવાનું શુભ મુરત થાય અને હાલનાં કામની હીલચાલથી લાગે છે કે, ખોદાના હુકમથી તેજ નેક દીવસ સાંધી શકાશે, કે જેથી અસલ બંધાવનાર બેહેતનશીન શેઠ વીકાજી મેહેરજીનું રૂહ પણ ખુશનુદ થશે.



## આકોલાનું અંજુમનના ઉથરાતનું દાખમું પરઠાએઆનો અહેવાલ.

રાસ્ત ગોફતાર, તા૦ ૩જી ફેબરવારી ૧૮૯૫ ને વાર રવેઉ.

**આકોલાનું દાખમું ઇજાવાની ક્રીયા.** દેશાવર ખાતેના સરવે જરથોસ્તી સાહેબોને જાહેર કરવામાં આવેછે કે બીરાર જીલ્લાનાં

ગામ આકોલામાં કુલ જરથોસ્તીઓના વપડાસને માટે દોખમું અતરેના તેમજ દેશાવરોના સખી જરથોસ્તી સાહેબોની ભેગી મદદથી બાંધવામાં આવ્યુંછે તે ઇજવાની ક્રીયા રોજ ૬ ઠો ખોરદાદ માહ ૬ ઠો શેહરેવર શેહનશાહી સને ૧૨૬૪ યઝદેઝરદી. તા૦ ૧૮ મી ફેબ્રુઆરી સને ૧૮૯૫ ઇસવી અને વાર સોમને દીને સહવારના કલાક નવને અમલે કરવામાં આવનાર છે, તેથી અમારી આકોલાની અનજુમન સરવે દેશાવરોના જરથોસ્તી બાનુઓ તેમજ ગૃહસ્થોને એલતેમાશ કરેછે કે આ ધરમની ક્રીયામાં સામેલ થઇ સવાબનો હંમબેહેરો હાંસલ કરવો.

જે બાનુઓ અને ગૃહસ્થો આ નેક ક્રીયામાં સામેલ થવાની ઇચ્છા રાખતાં હોય તેઓએ ઓછામાં ઓછા પાંચ દીવસ આગમજથી મેહેરબાની કરીને નીચે સહી કરનારને ખબર આપવી જેથી સ્ટેશનઉપર ભાડાંની ગાડીઓ હાજર રાખવાનો અને ઉતારાની જગાનો બંદોબસ્ત કરવામાં આવે.

જશનને દીવસે સરવે જરથોસ્તી બાનુ તથા ગૃહસ્થોને અનજુમન તરફથી બપોરનું જમાડવા ની ગોઠવણ રાખીછે અને તે શીવાએ હોટેલનો બંદોબસ્ત રાખેલોછે.

અતરે પધારનાર સાહેબોને એલતેમાશ કરવામાં આવેછે કે તેઓએ પોતાની સાથે ઓઢણાં પાથરણાં લાવવાની તરદી લેવી.

આકોલા, તા૦ ૧ લી ફેબ્રુઆરી ૧૮૯૫.

લા૦ શેવક

**મનચેરશાહ અશફંદીઆરજી**

**દસ્તુર કામદીનના,**

ઓનરરી સેક્રેટરી.

આકોલા દોખમાં ફંડ કમીટી.

સત્ય મીત્ર, તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૯૫ ને વાર રવેઉ.

## આકોલાનું દોખમું ઇજાવાની થયલી ક્રીયા.

**આકોલા,** તા૦ ૨૧-૨-૯૫.

બીરાર જીલ્લા માહેલાં શ્રી આકોલા ખાતેનું દોખમું ઇજાવાનો દીવસ રોજ ૬ ઠો માહ ૬ ઠો યજદેજરદી સને ૧૨૬૪ અને ગઇ તા૦ ૧૮ મી ફેબરવારીએ પસાર થઇ ગયો છે. એ કામમાં કેટલીક જાતની ઢીલ અને ગુચવણ નડયા છતાં આખેરેસ એ દોખમા ફંડ કમીટીના બુઝોર્ગ પ્રેસીડંટ દસ્તુરજી પેશોતનજી જમશેદજી તેમજ દસ્તુરજી બેહમનજી જામાસપજી સી. આઇ. ઇ. ના ખંતીલા આમહથી, અને એ ફંડ કમીટીનાં ધુંધી સેક્રેટરી મી૦ કામદીનની અહાગ મેહનતથી ઘણી સરસ રીતે હાર પડી ચુકું છે. એ ક્રીયા સરદાર ખાનબહાદુર સમસુલ-ઓલમા દસ્તુરજી હોશંગજીનાં ઉપરીપણા હેઠલ સહવારે નવ કલાકે કરવામાં આવી હતી, જે વખતે મુંબઇ, પુણાં, બીરાર વીગરેનાં ઠેકાંણેથી સુમારે ૪૦૦ જરથોરતી બાનુંઓ તથા ગ્રહસ્થો હાજર હતાં.

જશનની ક્રીયા પુરી થવા બાદ અંજુમન પત્ર વાંચવામાં આવ્યું હતું. જેનો સાર એ હતો કે એ દોખમાંની હસ્તી આગમજ અત્રેથી ૧૬ માઇલપર આવેલાં બાલાપુર ગામમાં શેઠ વીકાજી મેહેરજીએ બંધાવેલાં દોખમામાં રવાનને ચઢાવવામાં આવતું હતું. પણ હાલમાં તે દોખમું બીસમાર હાલતમાં આવી પડવાથી રવાનોને અતરેજ ભુમીદા કરવામાં આવતાં હતાં. આ ભુમીદા કરવાની રીત આપણા મજહબથી ઉલટી હોવાથી જર-થોસ્તી ભાઇઓનાં દીલો નારાજ થતાં હતાં. આથી ખતરેના રહીશ દસ્તુરજી પેશોતનજીએ અતરેની મુબંઇ બેકના શરાફ મી૦ મનચેર શાહ અસપંદીઆરજી દસ્તુર કામદીનની સા-થ કેતલીક મસલત કરવા બાદ તા૦ ૯ મી ડીસેમબર સને ૧૮૯૦ ના દીને અતરેના જરથોસ્તી ભાઇઓની મીટીંગ બોલાવવામાં આવી હતી જેમાં સર્વાનુમતે એક ઠરાવ એ-વો પસાર થયો હતો કે એક ઉઘરાણાનું લીસ્ત બહાર દેશાવરો ખાતે ફરતું કરવું. આ ફરતાં કરેલાં લીસ્તમાં બધા મલી રૂ ૧૧૩૬૯ ભરયા હતા. આટલા રૂપીઆ ભરાવી આપવાનું માન ખરેખર તમો તરફના લાયકીવાલા શેઠ અરદેશર સોરાબજી દસ્તુર કામદીનનાને ઘટે છે. જેઓની ખંતીલી મેહેનતથી આ ફંડ આટલી મોટી રકમ સુધી આવી શકયું હતું. વળી એ દોખમાં ફંડ કમીટીના આનરરી સેકરેટરી મી૦ મનચેરશાહનો પણ આ કામમાં સારી મેહેનત હોવાથી એ બેઉ ગ્રહસ્થોનો ઉપકાર માનવામાં આવ્યો હતો. તેમજ બાઇસાહેબ દીનબાઇ નશરવાનજી પીટીટે જે વખતોવખત મદદ કરી હતી તે માટે તેમનો પણ ઉપકાર માનવામાં આવ્યો હતો. દોખમા ફંડ કમીટીના પ્રેસીડંત દસ્તુરજી પેશોતનજી જેઓએ આ કામમાં સારી મદદ આપી હતી તેમનો પણ આ ટકે ઉપકાર માનવામાં આવ્યો હતો. વલી જે જે બાનુઓ તથા ગ્રહસ્થોએ આ કામમાં મદદ આપી હતી તેઓનો ઉપ-કાર માની આ પત્ર ખતમ કરવામાં આવ્યું હતું.

અંજુમનપત્ર વંચાઇ રેહેવા બાદ દસ્તુરજી સાહેબ હોશંગજીને બે શીયાળો, આનરરી શેક્રેટરી મી૦ મનચેરશાહને એક શીયાળ રૂપેરી ફ્લાવરવેસ તથા સોનાનું ઘડીઆલ છેડા સાથ તથા એ દોખમુ બાંધનાર કનત્રાકટર મી૦ કેકોબાદ ખરશેદજી મોદીને એક શીયાલ, તથા સોનાનું ઘડીઆલ સોનાના છેડા સાથ એનાયત કરવામાં આવ્યા હતાં.

આ બાદ દસ્તુરજી સાહેબે દોખમાને લગતી બાબદપર એક અસરકારક વાઅજ કરી હતી. તે પછે એક ભેગો ફોટો લેવામાં આવ્યો હતો.

શેવટે મારે જણાવવું જોઇયે કે આ ક્રીયામાં સામેલ થનારા જરથોસ્તી ભાઇઓને અન્જુમન તરફથી જે જમન આપવાનો બંદોબસ્ત થયો હતો તેની રૂએ તેઓને જમાડવાનો બંદોબસ્ત જે શેઠો પેશ્તનજી સંનસ તરફથી કરવામાં આવ્યો હતો તે ખરેજ ઉપકારને પાત્ર હતો. દસ્તુરજી સાહેબ હોશંગજી ફીરયાને બીજે દીને પાછા સીધારયા ત્યારે પણ તેમને અનજુમન તરફથી ઘણું સારૂં માન મલ્યું હતું. તથા અતરેની અનજુમન તરફનું એક જુદું માનપત્ર તેમને એનાયત કીધું હતું, જેનો જવાબ પાછલથી પોતાને મકાનથી વાલવાનાં છે, કેમકે તેમને ત્યાં બનેલા એક માઠા બનાવને લીધે તેમને ઉતાવલમાં જવું પડ્યું હતું.

આ દોખમું આકોલા ગામથી સુમારે ત્રણેક માઇલને છેટે છે જેથી રવાંનોને અવલમંજલ પહોચાડવાને માટે તકલીફ પડશે એમ ધારી અતરેના જરથોસ્તીઓએ આયરન ફાઉન્ડરીવાલા મેસરસ શોરાબજી શાપુરજીની કુંપનીને આગ્રહ કરવાથી તેઓએ લોખંડની એક ગાડી અતરેની અંજુમનને ભેટ આપી છે, જે અતરેની દોખમા આગલની જગાપર સરવેને જોવા માટે રાખવામાં આવી હતી.

*** આ દોખમાં પર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"શ્રી પાક દાદાર અહુરમજદની મદદ છે.
"આ દોખમું બીરાર જીલ્લાના તેમજ
"મુંબાઇ અને બીજા દેશાવરના સખી
"દીન ચુસ્ત જરથોસ્તીઓની ભેગી મદદથી
"બંધાવી રોજ ૯ મો આદર યજદ, માહ
"૭ મો મેહેર ઇઝદ, શેહેનશાહી સને
"૧૨૬૩ યજદેજરદી તા૦ ૨૩ મી માર્ચ
"સને ૧૮૯૪ ને દીને ઇજાની સર્વે
"જરથોસ્તીઓના વપડાસ માટે ખુલ્લું
"મુકયું છે.

તખ્તીમાં જણાવેલે દીવસે દોખમું ન પરઠાતાં ૧૧ માસ રહીને આએ દીને પરઠાયું હતું.

*Times of India, Tuesday 19th February 1895.*

## A NEW TOWER OF SILENCE.

(FROM A CORRESPONDENT.)

AKOLA, FEBRUARY 18.

The opening ceremony of the Tower of Silence here was performed by Shumshul-Ulma Sirdar Khan Bahadoor Dastur Hoshang Jamasp to-day before a large Zoroastrian congregation. Bai Dinbai Petit was gratefully thanked for her hondsome donation towards the erection of the Tower and its adjuncts. The learned Dastur was given an address in a silver casket and received rich presents. He leaves here tomorrow for Bombay.

## કુડીઆંણાં ગામનાં અંજુમનનાં ઉધરાતનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

રાસ્ત ગોફતાર, તા. ૩ જી મારચ ૧૮૯૫ ને વાર રવેઉ.

કુંડિયાણા ગામના બે ત્રસ્ટીઓ મેશર્સ કાનજીભાઇ ફકીરજી પટેલ અને રૂસ્તમજી દોરાબજી પટેલ અમારી મારફતે પારસી આલમને જાણ કરાવે છે કે જરતોસ્તી અંજુમનની મદદથી મજકુર ગામમાં બાંધવામાં આવનારાં દોખમાંનો તાણો પુરવાની ક્રીયા આવતી કાલ દિને થનાર છે. કુડિયાણા ગામ સુરત જીલ્લાના ઓરપાડ તાલુકામાં આવેલું છે.

જામે જમશેદ, તા. ૭ મી મારચ ૧૮૯૫ ને વાર ગરેઉ.

## કુડયાનાની ખબરો.

કુડયાના, તા. ૪ થી મારચ.

**દોખમાંનો તાંણો પુરવાની ક્રીયા—** અતરે નવાં દોખમાંની હાજત હોવાથી તે માટે એક ટીપ ફરતી કરવામાં આવી હતી. જેમાં અતરેથી ગુંજાસ મુજબ ટુંક નાણું ભરાવા પછી મુંબઇના સખી વજુદ જરથોસતીઓમાં તથા દેશાવરના જરથોસતીઓમાં તે ટીપ ફરતી કરવામાં આવી હતી, જેમાં

સખી વજીુદ પીટીટ ખાનદાન તથા બીજાં ધરમાઉ બાનુઓ તથા ગ્રહસથોએ રકમો ભરી આપી હતી. એ એકઠી થયલી રકમમાંથી દોખમું બાંધવાનું નકી થયું છે, અને તેનું કંટરાકટ એવાં કામના પુરતા માહીતગાર કંટરાકટર મી૦ ફરામજી ગઝદરને આપવામાં આવયું છે. દોખમાનો તાણો પુરવાની ક્રીયા આજે રોજ ૨૦ મો માહા ૬ ઠો શેહેનશાહી સને ૧૨૬૪ યઝદેજરદી અને તા૦ ૪ થી મારચે સવારના ૭ કલાકે શરૂ થઇ હતી, જે ક્રીયા એરવદ શાપુરજી મનચેરજી ઇચછાપોરીયા તથા પંથકી જમશેદજી બેહેરામજી મોબેદે કરી હતી. ક્રીયા ૯ા કલાકે પુરી થઈ હતી. આ ક્રીયામાં સામેલ થવા માટે આસપાસનાં ગામડાંઓ તથા બીજાં શેહેરોમાંથી નજદીક ૫૦૦ જરથોસતીઓ ભેગા થયા હતા, જેઓને અતરેવાળા મી૦ કાનજીભાઇ ફકીરજી પટેલે આદરમાન આપયું હતું. ચા પાણી, માડવા, વગેરેની સારી ગોઠવણ થઇ હતી. સર દીનશાહ માણેકજી પીટીટ તથા બાઇસાહેબ દીનબાઇ વીધવા નશરવાનજી માણેકજી પીટીટ તરફથી સગડી તથા કુવો તેઓને ખરચે બંધાવી અતરેની અંજુમનને સવાધીન થનાર છે.

## જામનગર મધે શેઠ તેહમુલજી માહીઆરજી મીરજાંએ બંધાવેલી દરેહમેહર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૮મી મારચ ૧૮૯૫ ને વાર શોમે.

જામનગર, તા૦ ૧૫મી મારચ.

આજે દરેહમેહેર જશન કરી ખુલ્લી મેલવામાં આવી હતી. જશન ઉદવાડેના દસતુરજી પેશોતનજી બરજોરજી મીરઝાંએ માડયું હતું, ને તેમાં બીજા આશરે ડજન મોબેદો સામેલ થયા હતા, તથા એ ક્રીયામાં ભાગ લેવાને આખા કાઠીયાવાડ શેહેરના ઘણાક જરથોસતીઓએ હાજરી આપી હતી. જશનની ક્રીયા પુરી થવા પછી દસતુરજીએ એ ટાંકણાને અનુસરતી એક વાયજ કરી હતી, જે બાદ ઉડવાડેના જાણીતા એરવદ બેહેરામજી પેસતનજી ભરડાએ ઇરાન દેશથી જરથોસતીઓ હીદુસતાનમા કેવી હાડમારી વચે આવી વસયા તથા પોતાના પાક આતશની જાળવણી માટે કેટલા હાદેસા વેઠયા, તે દરશાવનારૂં એક ભાશણ કરયું હતું. શેઠ તેમુલજી મીરઝાંએ તયાર પછી દસતુર સાહેબ પેશોતનજીને, એ દરેહમેહેરના પંથકી એરવદ માણેકજી શાપુરજી મીરઝાંને તથા એરવદ બેહેરામજી પેસતનજી ભરડાને શયાલો ઓઢાડી હતી.

એ દરેહમેહેર શેઠ તેમુલજી માહીયારજી મીરઝાંએ પોતાને ખરચે પોતાના નયાગાનોનાં પુણ માટે બંધાવી છે. અતરે જરથોસતીઓનાં માત્ર પાંચજ ધરો છે, તોપણ તેઓ માટે એક દરેહમેહેરની જરૂર અવશયની ધારી શેઠ તેહમુલજીએ પોતાની ધરમ તરફની દાઝ બતાવી આપી છે. એ શેઠનું કુટુંબ અતરે અરધી સદીથી વધુ મુદત થઇ વસે છે અને જામસાહેબની દરબારમાં મોટો વગ ધરાવે છે. જામનગર મુંબઇથી આશરે ૫૨૫ માઇલ દુર છે તથા ૫૬ માઇલનો છેટો ટાંગામાં પસાર કરવો પડે છે, તોપણ શેઠ તેમુલજી તરફનાં માન ખાતર આશરે ૧૫૦ જરથોસતી બાનુઓ તથા ગ્રહસથો આ ક્રીયામાં ભાગ લેવા માટે અતરે ભેગાં મળયાં હતાં.

## કોટમાંની ગોલવારની ગલીમાં શેઠ પેશતનજી નશરવાનજી ગોદીવાલાએ બંધાવેલી દરેહમેહર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૪ મીં આપરેલ ૧૮૯૫ ને વાર બુધે.

કોટની ગોલવાડની ગલી મધેની મરહુમ મી૦ મનચેરજી ખરશેદજી લંગડાવાળી દરેહમેહેર, કે જે થોડાંક વરસ થયાં બીસમાર હાલતમાં આવી પડવાથી, તે મધેના પવીત્ર કેબલાને બનાજીવાળી દરેહમેહેરમાં વરસો સુધી રાખવામાં આવયો હતો, તે દરેહમેહેર આખરે મજગામવાળા મી૦ પેસતનજી નશરવાનજી ગોદીવાળાએ, પોતાની મરહુમ બેટી બાઇ પીરોજબાઇનાં પુણ માટે નવેસરથી બંધાવી તઇયાર કરાવી છે અને તેમાં ગઇ કાલના આવાંઅરદવીશુરનાં જશનનાં રોજથી કેબલાને પાછો તખ્તનશાન કરી એક જાહેર જશન કરીને એ પવીત્ર મકાન જરથોસતીઓના વપરાસ માટે પાછું ખુલ્લું મેલવામાં આવયું છે.

આ કામની ખુશાલીમાં આખી ગોલવાડની ગલીમાં તોરણો ટાંગીને તથા સવારના પોહોરથી ઢોલીઆના તથા સરણાઇના આવાજથી વરસો સુધી એકાંત પડી રહેલી આ ગોલવાડની ગલીને હલમલાવી દીધી હતી. ફરનીચર તથા બીજી ઘટતી શામગ્રીઓ પણ મી૦ ગોદીવાળાએ નવી દરેહમેહેરમાં મેલાવી આપયું છે.

સવારના ૯ કલાક પછી દસતુર જામાસપજી

મીનોચેહેરજી જામાસપ આસાનાની આગેવાની હેઠળ, એ દરેહમેહેરના માળ ઉપર જશનની ક્રીયા કરવામાં આવી હતી, જે ક્રીયામાં ભાગ લેવાંને મી૦ પેસતનજી ગોદીવાળાનાં નોતરાંથી સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ, મેસરસ નાનાભાઇ ધનજીભાઇ બનાજી, બહમનજી બેહરામજી પટેલ, ડોસાભાઇ દાદાભાઇ આલબલેસ, ધનજીભાઇ ખરસેદજી શેઠના, હોરમસજી મેરવાનજી નારીયેળવાળા, ખરશેદજી ડોસાભાઇ લાલાકકા, ફરામજી બરજોરજી કપટાન, કાવસજી બમનજી કાતરક, તેમજ એ લતાના જરથોસતી ભાઇઓનો એક મોટો મેળાવડો ભેગો મળયો હતોઃ—

જશનની ક્રીયા પુરી થવા પછી, મી૦ પેસતનજી નશરવાનજી ગોદીવાળાની ફરમાસથી મી૦ બરજોરજી રતનજી હકીમે અંજુમન પત્ર નીચે મુજબ વાંચી સંભળાવ્યો હતોઃ—

"દસતુરજી સાહેબો, નામદાર સર જમશેદજી, નામદાર સર દીનશાહજી અને મીજલસનાં બાનુઓ તથા ગ્રહસથો, અસલ આ જગા ઉપર મરહુમ શેઠ મનચેરજી લંગડાનાની દરેહમેહેર હતી, એ તો તમો સાહેબોને રોશન છે. એ દરેહમેહેર ઘણીજ બીસમાર હાલતમાં આવયાથી મયુનીસીપાલીટીએ તે તોડાવી પાડી હતી. એ અરસામાં અમારી બેહેસતનશીન બેટી બાઇ પીરોજબાઇનાં હક થવાથી દસતુર જામાસપજી તથા મોબેદ બમનજી ખરશેદજી પાવરીએ અમને એ અગીયારી મરનારનાં પુણ્ય માટે બંધાવી આપવાની ફરમાસ કરી હતી. એ ફરમાસ અમોએ તુરત કબુલ કરી ઉઠમણાંની માજલસમાં એ દરેહમેહેર મરનારની નઇયતે બાંધી આપવાની તનદરોસતી ભણાવી હતી. તે મુજબ અમોએ તે બાંધી આપી છે અને અસલ આદરયાન સાહેબને આજ દીને તખતનશીન કરયા છે તથા જરથોસતીઓના વપરાસ માટે તે ખુલ્લી મેલી છે, જેથી મને ઘણોજ સંતોશ ઉપજયો છે. એ આદરાન સાહેબના નીભાવ માટે દસતુર જામાસપજી સાથે બંદોબસત કરયો છે, તે પ્રમાણે હાલ દર માસે પહોંચાડયા જઇશું અને એના ભવીશના નીભાવ માટે કેવી રીતનો બંદોબસત કરવો, તે આગળ ચાલતાં કરશું. નામદાર સર જમશેદજી જીજીભાઇ, નામદાર સર દીનશાહજી માણેકજી પીટીટ, દસતુરજી સાહેબો તથા મીજલસના તમો બીજા સાહેબોએ મારાં ઇજનને માન આપીને અતરે આ શુભ કામમાં હાજર થવાની તસદી લીધીછે તેથી અમો તમારા બહુ હેશાનમંદ થયા છીયે રોજ ૧૦ મો આવા માહા ૮ મો આવાં સને ૧૨૬૪ યઝદેજરદી"

એ પછી દસતુર જામાસપજી મીનોચેહેરજી જામાસપઆસાના તરફથી તેવણના બેટા એરવદ કેખશરૂએ આ દરેહમેહેરની વીગત વાંચી સંભળાવી હતી. આ દરેહમેહેરની આગલી તવારીખ આપી, જુની ઇમારત બીસમાર હાલતમાં આવવાથી મયુનીસીપાલીટીએ તોડાવી પડાવી હતી, તે પછી બનેલી વીગતો દરશાવી, એ દરેહમેહેરના કેબલાને મરહુમ શેઠ ખરશેદજી માણેકજીની દરેહમેહેર મરહુમ શેઠ માણેકજી શેઠનાની દરેહમેહર તથા મરહુમ શેઠ બનાજી લીમજીવાલી દરેહમેહેરમાં મેલવા દેવા માટે એ દરેહમેહેરોના મુતવલીઓ, અકસર કરી મી૦ જાલભાઇ અરદેશર શેઠના તથા મી૦ નાનાભાઇ ધનજીભાઇ બનાજીનો ખાસ ઉપકાર માની સર દીનશાહ માણેકજી પીટીટ તથા મી૦ પેસતનજી નશરવાનજી ગોદીવાળાએ કરેલી અનેક મદદો માટે તેઓનો ઉપકાર માનયો છે.

બાદ દસતુર જામાસપજીએ મી૦ પેસતનજી ગોદીવાળાને બોલાવી આ દરેહમેહેરના અસલ માલેકો તરફથી એક શાલ પોતે હાજર રહેલાઓની તાલીના આવાજો વચે એનાયત કરી હતી, જે પછી મી૦ પેસતનજીએ દસતુર જામાસપજી તથા મોબેદ બમનજી ખરસેદજી પાવરીને અકેકી શાલ પોતા તરફથી ઓઢાડી, સર જમશેદજી તથા સર દીનશાહ પીટીટને ફુલના તુરા એનાયત કરયા હતા. બન્ને બારોનેટ સાહેબોએ મી૦ પેસતનજીને તેવણે હાર પાડેલાં આ શુભ કામ માટે મુબારકબાદી આપી હતી. અને હાજર રહેલાઓ વીસરજન થયા હતા.

આ નવી બંધાવેલી દરેહમેહેર ઉપર નીચે મુજબ તખતી મારવામાં આવી છેઃ—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"આ દરહમેહેર મરહુમ શેઠ મનચેરજી
"ખરશેદજી લંગડાએ રોજ ૧૫ મો
"માહા ૭ મો શેહેનશાહી સને ૧૨૧૭
"યઝદેજરદીને દીને ઇજાવી જરથોસ્તી
"ઓના વપરાસ સારૂ ખુલ્લી મેલી
"હતી, તે સને ૧૨૫૬ માં ઘણીજ બીસમાર
"હાલતમાં આવયાથી મજકુર ધણીના
"એ દરેહમેહેરના વારસોથી એ દરેહ-
"મેહેર પાછી નહી બાંધી શકાવાથી
"દસતુરજી સાહેબ ડાકટર જામાસપજી

" મીનોચેહેરજી જામાસપજી આસાના, એમ.
" એ., વગેરેએ તથા મોબેદ બમનજી
" ખરશેદજી પાવરી અથવા જનરલે
" બલામણ કરવાથી શેઠ પેસતનજી નશર-
" વાનજી ગોદીવાળાએ પોતાની બેહેસત-
" નશીન દીકરી બાઇ પીરોજબાઇનાં પુણ્ય
" માટે એ દરેહમેહેર નવેસર પાયેથી બાંધીને
" રોજ ૧૦ મો માહા ૮મો શેહેનશાહી,
" માહા ૯ મો કદમી સને ૧૨૬૪ યઝદે-
" જરદીને દીને ઇજાવી અને અસલ આતશ
" આદરાન સાહેબોને પાછા તખતનશીન
" કરીને સરવે જરથોસતી સાહેબોને વાપરવા
" સારૂ ખુલ્લી મેલી છે. રોજ ૧૦ મો
" માહા ૮ મો શેહેનશાહી સને ૧૨૬૪
" યઝદેઝરદી, તા૦ ૨૩ મી એપરેલ સને
" ૧૮૯૫ ઇસવી, સંવત ૧૯૫૧ ચઇત્ર વદ
" ૧૪ ને વાર મંગલ."

## ખંડવા મધે જરથોશતીઓ માટે શેઠ હોરમજજી ધનજીભાઇ કાપડીઆએ બંધાવેલાં ધર્મનાં મકાનને પરઠાએઆનો અહેવાલ

જામે જમશેદ, તા૦ ૨૩ મી મેએ ૧૮૯૫ ને વાર ગરેઉ

ખંડવા, તા૦ ૨૧મી મે.

મુંબઇના એક આગલા રહેવાસી મી૦ ધનજીભાઇ મેરવાનજી કાપડયા, જેવણે પોતાની જીંદગીનો પાછલો ભાગ કેટલાંક વરસો સુધી અતરે ગુજારયો હતો અને જેવણુ પોતાના ઉદયોગથી ગરીબાઇમાંથી વધીને અતરેના રેહેવાસીઓમાં એક આગેવાન ગણાતા હતા, તેવણનાં પુનમાં તેવણના બેટા મી૦ હોરમસજી ધનજીભાઇ કાપડયાએ અતરે એક માળ સાથનું મકાન બંધાવીને ધરમક્રીયા વગેરે માટે અહીંની અંજુમનને સપુરદ કરયું છે. મરહુમ મી૦ ધનજીભાઇની વરસી આજ દીને હોવાથી, એ મકાન ઘટતી ક્રીયા સાથે આજે અંજુમનને હવાલે કરવામાં આવયું હતું. એ મકાનમાં બાજ ધરવા તથા નાહન નાહવા અને નેરંગદીન રાખવાની ગોઠવણ કરી છે તથા મોટે ખરચે એક કુવો બંધાવવામાં આવયો છે, જે કુવામાં પાણી એટલું પુરતું છે કે હાલની ગરમીની મોસમમાં અતરેના બીજા કુવાઓ ખાલી પડયા છે, પણ એ કુવામાં પાણીની કશી અછત જણાતી નથી. એ મકાનમાં દખણના વડા દસતુર ખાનબહાદુર સરદાર હોશંગ જામાસપને તાબેનો મોબેદ રાખવાની સરતથી એ મકાન અંજુમનને હવાલે કરવામાં આવયું છે.

આ મકાન ખુલ્લું મેલવાની ક્રીયા કરવા માટે, દખણના વડા દસતુરની ફરમાસથી મહુવાળા દસતુર ખુરશેદજી જમશેદજી જામાસપઆશાના અતરે આવયા હતા. તેવણની આગેવાની હેઠળ એ ક્રીયા આજે સવારે ૯ વાગે થઇ હતી, જે વખતે ખંડવાના જરથોસતીઓની અંજુમન ભેગી મળી હતી. જશનની ક્રીયા પછી દસતુર ખુરશેદજીએ એક પ્રસંગોપાત વાયજ કરી હતી.

વાયજ પુરી થતાં મી૦ હોરમસજીએ અંજુમનપત્ર વાંચી સંભળાવયો હતો, જેમાં એવી સરતો જાહેર કરી હતી કે, એ મકાનમાં દખણના દસતુરને તાબેનોજ મોબેદ રાખવો, જો ખંડવાના જરથોસતીઓમાં કશો વરવાંધો પડે અને તેઓ બીજા મોબેદને લાવી રાખવા માગે, તો તે મોબેદથી એ મકાનમાં રહી શકાય નહી. મકાનની માલેકી તથા મુતવલીપણું મકાનના બંધાવનાર તથા તેવણના વારસોને હસતક રહેશે. જો ખંડવાના જરથોસતીઓ કદી ખોદા ન કરેને, અંજુમનનો મોબેદ રાખવાને અશકત થઇ પડે, તો તેઓનો એ મકાન ઉપર કશો હક રહેશે નહી અને મકાનના માલેક અથવા મુતવલી એ મકાન ગમે તે બીજા ઉપયોગમાં લઇ શકશે.

એ પત્ર વંચાવા પછી, દખણના વડા દસતુરજીને પુગાડવા માટે દસતુર ખુરશેદજીને શાલ આપવામાં આવી હતી; છેવટે દસતુર ખુરશેદજીએ અંજુમન તરફથી ઘટતા શબદોમાં મી૦ હોરમસજીનો ઉપકાર માનવા બાદ, ચાશની કરીને મીજલસ બરખાસત થઇ હતી.

## જંગબાર મધે શેઠ દારાબજી દીનશાહજી એડનવાલાએ બંધાવેલી દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

રાસ્ત ગોફતાર તા. ૨૩ મીં જુન ૧૮૯૫ ને વાર રવેઉ.

**જંગબારમાં એક નવું આતશકદેહ**— જંગબારમાં છપાતાં "ધી ગેઝેટ" પત્રના ગયા મે મહીનાની તા. ૨૯ મીના અંકમાંથી નીચલો ઉતારો કરીયે છીયે.

" ગયા રવિવારને દિને જંગબારની પારસી કોમે એક આતશકદેહ યાને આતશ રાખવાનું ઠેકાણું ઉઘાડવાની ક્રીયાનું મુહુર્ત કીધું છે, કે જે વેળાએ જંગબારના પારસીઓ એકઠા

મળ્યા હતા. સહવારના ૮ વાગતાથી બાનુઓ અને ગ્રહસ્થો આવવા માંડયાં હતાં. અને ૯॥ કલાકે પારસી ધર્મ ગુરૂએ આતશકદેહો વિષે એક ઘણું સુભાષિત ભાષણ આપ્યું. આ મકાન મેસ્યર્સ કાવસજી દીનશાહ અને ભાઇઓની પેહડીવાળા મી૦ દોરાબજી દીનશાહના ખર્ચે બંધાયું છે. દસ્તુરે વાયજી પુરી કીધા પછી પારસી અનજુમનની તરફથી મી૦ બહમનજી ધનજીભાઇ ટલાટીએ એક ઉંચી કીમતની શાલ મી૦ દોરાબજી દીનશાહને માટે તેવણના દીકરા મી૦ મનચેરજીને આપી, કે જેવણ જંગબાર ખાતે મેસ્યર્સ કાવસજી દીનશાહના ભાઇઓની પેહડી ચલાવે છે. બીજી એક શાલ મી૦ મનચેરજીને પોતાને તેવણ જંગબારના જરતોસ્તીઓનાં ભલાંને માટે જે ઉલટ રાખે છે તેની એંધાણીમાં પારસી કોમની તરફથી આપવામાં આવી હતી, તથા તે ભેટ આપતી વખતે હાજર રહેલા સઘળા જરતોસ્તીઓએ મી૦ મનચેરજીનો તેવણની સેવાઓ માટે ઘણો આભાર માન્યો હતો. એ ઉપરાંત મિજલશમાંનાં પારસી બાનુઓ અને ગ્રહસ્થોએ મી૦ મનચેરજીને તથા તેવણનાં ધણીયાણીને ઘણીક સુંદર ભેટો કીધી હતી.

સઘળી ક્રીયા ખલાસ થયા પછી સુકું પાકું મિષ્ટાન પીરસવામાં આવ્યું તથા બપોરે અનજુમનનું એક મોટું જમન થયું જેમાં સર્વે વાણાંઓને પુરતો ઇનસાફ થયો હતો. સાંજે કેટલાક જુવાન પારસીઓએ ગાયન ગાઇ વગાડીને ગમત આપી હતી કે જે ગમતમાં કોમના બુજર્ગો ખુશીથી શામેલ થયા હતા. રાતના ૮ કલાકે એક બીજી જીયાફત થઇ, તે વેળા ઘણીક સલામતીઓ લેતાં વગેરે જીયાફત ૧૦ વાગતા સુધી ચાલુ રહી હતી. એ પછી કેટલાંક વધુ ગાયનની ગમતમાં બીજો એક કલાક ગુજારીને સઘળાં બાનુઓ અને ગ્રહસ્થો પોતપોતાને ઘેરબારે વિદાય થયાં હતાં.

## THE GAZETTE FOR ZANZIBAR AND EAST AFRICA.

*Wednesday, 29th May 1895.*

### OPENING CEREMONY OF ATASH KADEH AT THE PARSEE SHAMBA.

Sunday last, the Parsee Shamba witnessed the opening Ceremory of *Atash Kadeh* (a place where fire is kept) when the Parsee Community of Zanzibar assembled together.

From 8 a. m. the ladies and gentlemen began to arrive and at 9. 30 a. m. the Parsee Priest commenced preaching a most interesting discourse about *Atash Kadeh* which lasted about an hour.

The *Atash Kadeh* was built at the expense of Mr. Dorabjee Dinshaw (of Messrs Cawasjee Dinshaw and Brothers) for the use of the Parsee Community of Zanzibar.

When the Priest had finished lecturing on the subject, Mr. Bomanjee Dhunjeebhoy Talati on behalf of the Parsee community gave a rich shawl for Mr. Dorabjee Dinshaw to his son Mr. Muncherjee who represents the firm of Messrs Cowasjee Dinshaw and Brothers in Zanzibar.

A second shawl was presented to Mr. Muncherjee on behalf of the Community for the keen interest that he himself takes in Parsee religious matters and for which they all thanked him. Many beautiful presents were given besides to Mr. and Mrs. Muncherjee by the Parsee ladies and gentlemen.

Light refreshments were then handed round and at noon a feast was done full justice to.

During the afternoon the young gentlemen showed their proficiency in music and played on violins which was attentively listened to by their elders

In the evening at 8.0. p. m. a good supper was partaken of and many toasts proposed and honored, lasting till 10 p. m. Before parting, an hour was devoted to more music when the

ladies and gentlemen returned to their homes.

*** એ દરેમેહરનાં મકાનમાં ઘટતો ફેરફાર કરી તે ઇ૦ સ૦ ૧૯૦૬ માં પાછું કુશાદે બંધાવ્યું હતું.

### કરાંચીનાં દોખમાંને લગતી શગડી

સત્ય મિત્ર, તા૦ ૯ મી જુન ૧૮૯૫ ને વાર રવેઉ.

કરાંચી, તા૦ ૫—૬—૯૫

અતરે ફરોવરદીઆનની સગરીને લગતી એઠક ઉપર બંગલી ખાનબહાદુર શેઠ બેહેરામજી જેહાંગીરજી રાજકોટવાલા તરફથી તેવણુનાં બેહેસ્તનશીન ધણીયાણી બાઈ ખોરશેદબાઇ ખરશેદજી રાજકોટવાલાનાં પુનને માટે બનાવવામાં આવી છે. તેનાં જશનની ક્રીયા રોજ ૧૯ મો ફરવરદીન માહા આદર તા૦ ૧ લી જુન ૧૮૯૫ ને દીને કરવામાં આવી હતી. આ કામ ઘડેલા પથરનું બનાવેલું હોવાના સબબથી તેનો દેખાવ ઘણો સારો આપે છે, એટલુંજ નહી, પણ એમાં બીજી તરફથી જોતાં દુરઅંદેસી નજર પડેલી હોવાથી દોખમાં તરફથી આવતી હવાનો બચાવ કીધાથી તેમજ જરથોસ્તી અનજુમનનાં ગ્રહસ્થોને એબાદત કરવા સારૂ તડકે બેસવું પડતું હતું તેઓને આરામથી છાંયદે બેસી ખુદાતાલાનું નામ લેવાનું એક ઉપયોગી સાધન થઇ પડયુંછે

**પાણીની ટાંકી**—ઉપલેજ દીવસે અને ઉપલીજ જગાએ અત્રેના જાણીતા શેઠ બેરામજી આદરજી ગાંધીએ પોતાના મુરબીજી બાવા બેહેસ્તનશીન શેઠ આદરજી ડોસાભાઇ ગાંધીનાં પુનને માટે એક મોટી પાણીની ટાંકી બાંધી આપી છે, તેનું જશન પણ તેજ દીવસે કરવામાં આવ્યું હતું, જે વેલાએ અત્રેના ઘણાક જરથોસ્તીઓ હાજર હતા. પાણીની ટાંકીઓ તથા રેહેંટથી પાણી ફરતું હોવાથી હાલ એ જગાનો દેખાવ ઘણો રમણુય લાગે છે. આ કામની દેખરેખ રાખનાર મી૦ જીવણજી બરજોરજી ઘડીયાલીને ઘણી શાબાશી ઘટે છે.

*** આ શગડી તથા ટાંકી ઉપર નીચે મુજબ તખ્તીઓ મારેલી છેઃ—

"યઝદાંની મદદ."

"બેહેસતનશીન ખુરશેદબાઈ તે ખાંન-
"બાહદુર શેઠ બેહરાંમજી જહાંગીરજી રાજ-
"કોટવાલાનાં ધણીયાણીનાં ધરમનાં ફંડ
"મધેથી સગડીને લગતું આએ કામ
"બનાવ્યું છે. કરાંચી તા૦ ૨૨–૫–૧૮૯૫."
"શ્રી પાક-દાદાર હોરમઝદની મદદ હોજો.

"મરહુમ શેઠ આદરજી ડોસાભાઇ ગાંધી
"સને ૧૨૬૪ યઝદેજરદી રોજ મીનો
"આરેસપંદ માહા ખોરદાદ અમશાસપંદ
"તા૦ ૧૩ મી ડીસેમબર ૧૮૯૪ ને
"દીને હક થયા છે તેવણુનાં પુનને માટે
"આએ ટાંકી એવોનાં ધણીઆની બાઇ
"રતુબાઇ અને છોકરા શેઠ બેરાંમજી
"આદરજી ગાંધીએ બંધાવી આપી છે."

એ ઉપરાંત કરાંચીનાં દોખમાંના કંપાઉંડમાં ખપ પડવે નીચલાં બાંધકામો ત્યાંના જરથોસ્તીઓએ બંધાવ્યાં છે. તેમાંનાં જે પર તખ્તીઓ મારેલી છે તેની નકલ નીચે આપી છે:—

દોખમાંના બગીચાની ફરતી દેવાલ પરની તખ્તીઃ—

"કાવશજી બેરાંમજી કલેકટર તથા જીવનજી
"બરજોરજી ઘડીયાલી પાલીઆએ આએ
"ફરતી દેવાલ બંધાવી આપી છે.
"સને ૧૮૯૫."

દોખમાં ઉપર જવાના રસ્તા પરની તખતીઃ—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"શેઠ જીવનજી પેશતનજી દુબાશ રોડ
"આએ રસ્તો મરહુમ શેઠ પેશતનજી
"ભીખાજી દુબાશનાં પુનને સારૂં એવોના
"સાહેબજાદા શેઠ જીવણજી દુબાશે બંધાવી
"આપ્યો છે તે આજ દીને ખુલ્લો મુકયો
"છે. કરાંચી તા૦ ૨૫મી ડીસેમબર ૧૮૯૯

રવાંનોને ઘેહ સારવાની ક્રિઆ કરવાની જગા પરની તખ્તીઃ—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"આ મકાન કેખુશરૂ દાદાભાઇ પટેલે
"પોતાનાં મરહુમ ધણીઆણી બાઇ માણેક-
"બાઇનાં પુનને માટે બંધાવ્યું છે. કરાંચી
"તા૦ ૧૨ મી નવેંબર ૧૮૯૬, શેહેનશાહી
"રોજ ૨૯ મો માહા ૨ જો સને ૧૨૬૬
"યજદેજરદી."

નાહવાની ઓરડીની દેવાલપરની તખ્તીઃ—

"મરહુમ ખરશેદજી ધનજીભાઇ દારૂવાલાનાં
"પુનને સારૂં આએ દેવાલ બંધાવી આપી
"છે. તા૦ ૯—૫—૧૮૯૯."

મોબેદને રેહવા સારૂં બંધાવેલી જગા પરની તખ્તી :—

"પાક દાદર હોરમજદની મદદ હોજો.
"શેઠ શાપુરજી હોરમજજી સોપારીવાલાની
"બંધાવેલી કોઠરીની પાસે આ નવી
"કોઠરી મરહુમ બાઇ બચુબાઈ તે શેઠ
"જીવનજી દુબાશનાં સાસુનાં પુનને સારૂં

"એવોનાં છોકરાંઓએ બંધાવી છે તે
"આજ દીને જરથોસ્તી અંજુમનના વપ-
"રાસ સારૂં ખુલ્લી મુકી છે. કરાંચી
"તા૦ ૫ મી સપટેંબર ૧૮૯૦."

શગડી આગલ બંધાવેલી નવી જગા પરની તખ્તી :—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"શેઠ જીવનજી પેશતનજી દુબાશ તા૦
"એઓનાં છોકરાંઓની બંધાવેલી આએ
"નવી કોઠરી છે.

"આએ નવી જગા મરહુમ શેઠજી પીરોશા
"પેશતનજી દુબાશનાં પુનને સારૂ શેઠ
"જીવનજી દુબાશ તા૦ એવોના છોકરા-
"ઓએ બંધાવી છે તે જરથોસ્તીઓના
"વપરાસ સારૂં આજ દીને ખુલી મુકી
"છે. કરાંચી, તા૦ ૧ લી આગશટ ૧૮૯૧.

ઓટલો તથા બબરચીખાનાં પરની તખ્તીઃ-

"પોતાની ધણીઆંણીના મરહુમ ભાઇ-
"રૂસ્તમ ખુદાદાદ તથા ધણીઆંની શીરીન
"બાઇ ખુદાદાદની યાદમાં જહાંગીર રૂસ્તમ
"ઇરાંનીએ આએ ઓટલો કરાંચામાં
"જરથોસ્તીઓના વપરાસને માટે બંધાવી
"આપ્યો છે. માહા ૮ મો રોજ ૮ મો
"કદમી સને ૧૨૭૧ યઝદેજરદી, તા૦ ૨૧
"મી મારચ સને ૧૯૦૨ ઇસવી.

અવાડા પરની તખ્તી :—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"શેઠ જીવનજી પેશતનજી દુબાશનો
"બંધાવેલો અવાડો છે.

"આએ અવાડો મરહુમ શેઠ પીરોશા
"પેશતનજી દુબાશનાં પુનને સારૂં એવોના
"ભાઇ શેઠ જીવનજીએ બંધાવ્યો છે તે
"આજ દીને ઢોરોને પાણી પીવા સારૂં
"ખુલો મેલયો છે. કરાંચી, તા૦ ૩૧ મી
"જુલાઇ ૧૮૯૧."

રેંહત ઉપરની તખ્તી :—

"મરહુમ ખાંનસાહેબ ધનજીશાહ એદલજી
"મનાનાં પુનને સારૂં આએ રેંહેત બનાવી
"આપ્યો છે. તા૦ ૧૫ મી જુન ૧૮૯૪."

ટાંકી ઉપરની તખ્તી :—

"આ ટાંકી ધી ઝોરાસ્ત્રીયન કલબના
"મેંબરોએ બંધાવી આપી છે. તા૦ ૧૫મી
"મે ૧૮૯૫."

ટાંકી ઉપરની રેંહેતની તખ્તી :—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો.

"બેહેશતનશીન બાઇ ધનબાઇજી તે ખાંન-
"બાહદુર શેઠ રતનજી બેજનજી પારખનાં
"ધણીયાંની બેહશતનશીન થયાં રોજ ૧૨મો
"માહા ૭ મો શેહેનશાહી સને ૧૨૬૬
"યઝદજરદીને દીને તેવનનાં પુનને સારૂં
"આએ રેંહેત બનાવી આપ્યો છે. તા૦
"૧ લી નવેંબર ૧૮૯૭ ઇસવી."

શગડી આગલ નવી બંધાયલી જગોપરની તખ્તી :—

"પાક દાદાર હોરમજદની મદદ.

"મરહુમ શેઠ અરદેશર ખરશેદજી રાજ-
"કોટવાલાનાં પુનને માટે એવોના જમાઈ
"બહમનશાહ રૂસતમજી ગોટલાએ આ
"જગ્યા બંધાવી છે, તે આજ દીને જર-
"થોસ્તી અનજુમનના વપરાસને માટે
"આપી છે. શેહેનશાહી રોજ ફરવરદીન
"માહ અરદીબેહેસ્ત સને ૧૨૭૫ યજદેજરદી.
"કરાંચી, તા૦ ૧ લી નવેંમબર ૧૯૦૫

વળી નીચલો સરકારી હોકમ સંગેમરમર ઉપર કોતરાવીને કંપાઉંડના દરવાજાની પાસે થાંભલો ઉભો કરી તે ઉપર તખ્તી મારેલી છે કે કોઇ બીજી જાત અંદર જાએ નહીં :—

Extract from the District Orders by Brigadier General Boyce-Combe C. B.

Commending Sind District. Staff Office.

*Karachi 13th September. 1890*

437. Under the orders of Government. The near approach of any Eropean or other strangers to the Tower of Silence (Parsee Burial Ground) is strictly forbidden as repugnant to the religious feelings of the Parsee Community the actual Hill on which the Towers of Silence and bunglows occupied by the Resident priest are built, is consiquently put out of Bounds and is not to be intruded upon (under any consideration.)

By order

(Sd.) Rowdon Reilly, Major
Assistant Adgt. General
Sind District.

## તારાપોરની મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટનાં નામની દરે-મેહર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૭ મી જુન ૧૮૯૫
ને વાર શોમે

તારાપોર, તા૦ ૧૫ મી જુન.

મેં આગળ આપેલી ખબર મુજબ, આજના પવીત્ર અરદીબેહેસત રોજે અતરેની નવી દરેહમેહેર ઇજવાની પાક ક્રીયા દાદાર હોરમજદની મેહેરથી સરંજામ પાર ઉતરી છે. તારાપોરમાં ફકત એકજ દરેહમેહેર ઇ૦ સ૦ ૧૮૨૦ માં તારાપોરવાળા મરહુમ નામીચા અકાબર શેઠ વીકાજી મેહેરજીએ બંધાવેલી હમણા સુધી હસતીમાં હતી, પણ વખતના વહેવા સાથે તે પવીત્ર મકાન નાદરૂસત હાલતમાં આવી જવાથી ( અતરેની સમસત જરથોસતી અંજુમનની અરજ ઉપરથી ) તમો તરફવાળાં સખીવજુદ બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટે પોતાના મરહુમ વહાલા બેટા શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનાં પુનને સારૂ ઉપલીજ જગાપર નવી દરેમેહેર રૂ ૭૦૦૦ ની સખાવતથી બંધાવી આપી, ઇજાવી આજ રોજે ઘટતી ક્રીયા સાથે અમારી અંજુમનને સપુરદ કરી છે. આ શુભ ક્રીયાને માટે મકાનને રંગબેરંગી ફુલોની તોરણોથી સણગારવામાં આવ્યું હતું. તારાપોરની જરથોસતી અન્જુમનના મેમબર સાહેબોનાં આમંત્રણ ઉપરથી સવારે ૭॥ વાગાથી સરવે જરથોસતીઓએ ભેગા થવા માંડયું હતું અને જશનનું કામ બરાબર ૮ કલાકે શરૂ થયું હતું. અમારા બુજરગ પંથકી મોબેદ રતનજી રૂસતમજીની સરદારી હેઠળ બધા મોબેદોએ ભણતરમાં ભાગ લીધા પછી, બાઇ સાહેબ તરફથી મોબેદોને "આશેદાદ" આપવામાં આવી હતી. એ પ્રસંગે અતરેની જરથોસતી અંજુમનના એક મેમબર મી૦ અરદેશર દોરાબજીએ જાહેર કરયું કે આજ રોજે બાઇ સાહેબ દીનબાઇ પીટીટે દરેમેહેરના લાભ સારૂં બીજા રૂ ૧૦૦૦) આપયા છે અને તેનાં વીયાજનો કેવી રીતે અને શું ઉપયોગ કરવો તે ઉપર હવે પછી નકી ઠરાવપર આવવા જણાવ્યું છે. આ બીનાથી સરવે જરથોસતીઓ ખુશી થયા હતા અને મોબેદોએ રૂ૧૦૦૦) ની તનદરોસતી ભણી હતી. એ પછી એ દરેહમેહેર બાંધનાર કંટરાકટર મી૦ વીકાજી નવરોજજી તારાપોરવાળાને બાઈ તરફથી એક શાલ ઓઢાડવામાં આવી હતી. જશનની ક્રીયા સંપુરણ થવા પછી, અંજુમનના પ્રમુખ શેઠ જહાંગીરજી દાદાભાઇએ જણાવ્યું, કે સાહેબો આજે આપણે શા માટે ભેગા મળયા છીયે, તે તમો સરવેને રોશન છે. સખીવજુદ બાઈ દીનબાઇ પીટીટે આ નવું પવીત્ર મકાન બંધાવી આપીને આપણી અંજુમનપર જે હેશાંન કરયું છે, તે વીશે જેટલું બોલયે એટલું થોડું છે. ભાઈ જમશેદજી બરજોરજી વીકાજી તમને એ વીશે થોડાક સખુનો જાહેર કરશે, તેમજ ભાઇ દાદાભાઇ એદલજી તારાપોરવાળા અંજુમને બાઇ સાહેબપર મોકલવા તઇયાર કરેલું માનપત્ર તમને વાંચી સંભળાવશે.

પ્રમુખની ફરમાસથી મી૦ જમશેદજી બરજોરજી વીકાજીએ જણાવયું કે, એવા શુભ મેળાવડામાં મને મારા કાંઇક અદના વીચારો જાહેર કરવાની તક આપવા કીજે હું શેઠ જહાંગીરજી દાદાભાઇનો આભારી છું. મને ખાસ ખુશાલી એટલા માટે ઉપજે છે કે, જે પવીત્ર મકાન મારા જીનતનશીન મુરબ્બી શેઠ વીકાજી મેહેરજીએ તારાપોરના જરથોસતી ભાઇઓના વપરાસ કીજે સંપુરણ કરયું હતું, તેજ સખાવત સખીવજુદ બાઇ દીનબાઇ પીટીટના પરમારથથી આજે નવસરથી પાછી સજીવન થાય છે. તે કરીમે કારસાજ જરનું જોર ઘણાને બક્ષે છે, પણ તેનો ઉપયોગ કરી જાણનારાં ઘણાંજ થોડાં હોય છે. નેક મનશની, નેક ગવશની અને નેક કુનશનીથી જેઓ પોતાની દોલતનો ઉપયોગ કરે તેઓજ ખરાં સખી છે, કે જે વરગમાં બાઇ સાહેબ દીનબાઇ પીટીટનું પનોતું નામ સદા યાદગાર રહી જશે. પીટીટ પરીવાર સખાવતે બહાદુર છે. તેનું નામ નાનાંથી તે મોટાંઓમાં મશહુર છે. તારાપોરમાંજ નહી, પણ ઠામેઠામ પીટીટ ખાનદાનનો પઇસો પરમારથમાં વેરાયલો છે. તારાપોરની ગરીબ જરથોસતી અંજુમનનો અદના આવાજ બાઈ સાહેબના કાન સુધી લઇ જવામાં અમારા હમવતની શેઠ નવરોજજી રતનજી તારાપોરવાળાએ અંજુમનને જે મદદ કરી છે, તે માટે અંજુમન તેવણુની આભારી થઈ છે. એજ રીતે આ મકાન બાંધનારા કંટરાકટરો મેસરસ વીકાજી નવરોજજી તથા અરદેશર દોરાબજીએ પોતાના ધંધા ઉપરાંત અંજુમનના હમશરીક તરીકે જે કીમતી સલાહ આપી છે તે માટે અંજુમન તેઓનો ઉપકાર સવીકારે છે.

એ પછી મી૦ દા. એ. તારાપોરવાળાએ નીચલું " માનપત્ર " વાંચી સંભળાવ્યું હતું :—

શ્રી પાક દાદાર હોરમજદની મેહેર હોજો.
શ્રી તારાપોર, તા૦ ૧૫ મી જુન ૧૮૯૫.

સખાવતે બહાદુર બખતે બુલંદ રોશન એકબાલ નામવર સખીવજુદ મુરંબીજી સાહેબ બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટ સાહેબની જનાબમાં શ્રી મુંબઇ.

માનવંતાં બાઈ સાહેબ.

આપ નેકનામ બાઇનો કીમતી વખત રોકીને જે તસદી આપીએ છીએ તે ઉમેદ છે કે આપની હમેશની રેહેમદીલી મુજબ તમારા સેવકોને દરગુજર કરશો.

અતરેની સમસત જરથોસતી અંજુમન ઉપર આજ રોજે આપ સખી વજુદ બાઇ સાહેબે જે હમેશનું હેશાન કરયું છે તેનું વરણુન કરવાને અમને પુરતા શબ્દો જડતા નથી. અમારા મરહુમ માનવંત હમવતની નામદાર શેઠ વીકાજી મેહેરજી તારાપોરવાળાએ ઇ૦ સ૦ ૧૮૨૦ માં અતરેની દરેહમેહેર બંધાવી આપી અમારી અંજુમન ઉપર આભાર કરયો હતો, જે દરેહમેહેર વખતના વહેવા સાથે ૭૫ વરસની પોતાની હસતી દેખાડીને, નાદરૂસત હાલતમાં આવી પડવાથી અમો લોકો ફીકરમંદ હતા, તે ઉપર આપ બાઇ સાહેબે રહેમદીલી કરી અમારી અડચણ દુર કરવાનું ધારી તેજ જગ્યા ઉપર એક નવી દરેહમેહેરનું પવીત્ર મકાન રૂ ૭૦૦૦ ની કીમતી સખાવતથી આપ બાઇ સાહેબનાં બેહેસતનશીન બેટા શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનાં પુનને સારૂ બંધાવી છજાવી આપી અમારી અંજુમનના વાપરવા સારૂ આપી છે, અને એ નવાં મકાનમાં ફરનીચરની જે નવાજેશ થઇ છે અને થવાની છે તથા રૂ૧૦૦૦ ની રકમ ફંડમાં અલાહેદી આપવાથી આજ રોજે જશનની મીજલશમાં તનદરોસતી ભણાઇ છે, જેને માટે અતરેની જરથોસતી અંજુમન ખુશી સાથે આભાર માની પીટીટ ખાનદાનનું નામ અમર રહે એવી દુવા ચાહે છે.

મરહુમ સખીવજુદ શેઠ નશરવાનજી માણેકજી પીટીટ પોતા પાછળ પોતાના સખી દીલ-ગુરદાનો વારસો પોતાની પ્રીય પરણેતરને બક્ષેશ કરી ગયા છે, કે જેની રૂએ તેમના જીનતનશીન થવા છતાં તે મરહુમ પોતેજ હઇયાત છે એવો સંતોશ આપ બાઇ સાહેબનાં ધરમી કામોથી પારસી કોમને વારંવાર મળતો રહયો છે. દાખલા તરીકે મરહુમ નામીચા સાહેર શેખશાદીનો ફારસી કાફીયો મશહુર છે કે "સાદીયા મરદે નેકો ન મીરદ હરગેઝ" યાને "અએ શાદી! નેક આદમીઓ કદી મરતા નથી" તે મુજબ આપના નામવર ખાવીંદ સખીવજુદ શેઠ નશરવાનજી માણેકજી પીટીટ બેહેસતનશીન થયા છતાં, તેવણુનાં પરોપકારી ધરમી કામો એટલાં બધાં છે કે જે કામોથી એવા નેક પુરૂષ મરહુમ છતાં હઇયાત સમાન છે.

મરહુમ સખીવજુદ શેઠ નશરવાનજી માણેકજી પીટીટની બાદશાહી સખાવતો પછી તેમની પાછળ તેમનેજ પગલે ચાલી આપ મુરંબીજીએ તેમની કીરતીને બેવડી વધારી છે અને એ રીતે તેમનાં વહાલાં નામને જાવેદાન સુધીનું અમર કરયું છે. જરનું જોર દાદાર હોરમજદ ઘણા જણાને બક્ષે છે પણ સવારથ છોડી પરમારથપણે તેનો ઉપયોગ કરનારાં આપ બાઇ સાહેબ જેવાં વીરલાજ હોય છે. અતરે નામવર મરહુમ શેઠ વીકાજી મેહેરજીનું પનોતું પુજય નામ સઉને વહાલું છે, તેમાં આજથી તેવુંજ એક બીજું નામ અમારા જીગરમાં કોતરાયું છે કે જે બંને નામો તરફ અમોજ નહી પણ અમારી આવ-તી ઓલાદ પણ માનનીજ નજરે જોશે.

અમો ઉપરની ઉપલી મુશકેલી ટાળવામાં અતરેવાળા શેઠ નવરોજજી રતનજીએ દીલ-સોજીથી મેહેનત લઇ અમારા લોકોનું સંકટ આપ બાઇ સાહેબના ધ્યાનપર લાવી તેનું નીવારણ કરયું એમ આએ પ્રસંગે સંતોશ અને હેશાન સાથે આપ મુરબીજીને જાહેર કરવાને ખુશી ઉપજે છે. એજ અરજ. આજ રોજ ૩ જો અરદીબેહેસત માહા ૧૦ મો દેહે દાદાર શેહેનશાહી સને ૧૨૬૪ યઝદેજરદી.

અમો છીયે આપ મુરબીજીના
આભારી સેવકો—"

( અહીં એકંદર ૬૫ જરથોસતીઓની સહીઓ છે. )

આ માનપત્ર બાઈસાહેબ તરફથી આવેલા પ્રતીનીધી મી૦ કુવરજી વલસાડાને ત્યાંજ સપુરદ કરવામાં આવ્યું હતું. એ પછી મી૦ અરદેશર દોરાબજીએ મરહુમ શેઠો નશરવાનજી પીટીટ તથા જમશેદજી પીટીટનાં નામો અતરેની અંજુમનના દરેક ક્રીયા કામોમાં લેવાની દરખાસત મુકી હતી જે મી૦ વીકાજી મેહેરજીભાઇના ટેકા સાથે અંજુમને બહાલ રાખી હતી.

આ નવી દરેહમેહેરમાં નીચલી તખતી મુકવામાં આવી છે:—

" શેઠ જમશેદજી નશરવાનજી પીટીટ તારા-
"પોર દરેહમેહેર.

"આએ આતશ દાદગાહનું અસલ મકાન
" પ્રથમ મરહુમ શેઠ વીકાજી મેહેરજી તારા-
" પોરવાળાએ રોજ ૯મો આદર યઝદ માહા
" ૯ મો આદર યઝદ શેહેનશાહી સને
" ૧૧૮૯ યઝદેજરદી તા૦ ૯ મી જુન
" સને ૧૮૨૦ ને દીને બંધાવી પરથાવ્યું
" હતું, પણ તે બીસમાર હાલતમાં આવી
" જવાથી બાઇ દીનબાઈ તે મરહુમ શેઠ
" નશરવાનજી માણેકજી પીટીટનાં વીધવા
" અને મરહુમ શેઠ મેરવાનજી જીજીભાઇ
" મુગાનાં બેટીએ પોતાના મરહુમ દીકરા
" શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનાં
" પુનને માટે પોતાના મરહુમ ખાવીંદ
" શેઠ નશરવાનજી માણેકજી પીટીટની
" પુંજી મધેથી નવેસરથી એજ જગ્યા
" ઉપર હાલનું આ મકાન કુલે જરથોસતી
" અંજુમનના વપરાસ સારૂ બંધાવી
" આપ્યું છે. તારાપોર રોજ ઉજો અરદી-
" બેહેસત અમસાસપંદ માહા ૧૦ મો દેહે-
" દાદાર હોરમજદ શેહેનશાહી સને ૧૨૬૪
" યઝદેજરદી, તા૦ ૧૫ મી જુન સને
" ૧૮૯૫, સંવત ૧૯૫૧ ના જેઠ વદ ૮
" ને વાર સનેઉ."

## ઓલપાડ મધ્યે બાઈ ખરશેદબાઇ આદર હોમજીએ બંધાવેલી ધરમશાલા ખોલ્લી મુકાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૭ મી જુન ૧૮૯૫ ને વાર ગરેઉ.

ઓરપાડ કસબામાં પારસી ધરમશાળા.

જામે જમશેદના અધીપતી જોગ—

સાહેબ,

સુરત જીલ્લાના ઓરપાડ કસબામાં આસ-પાસનાં ગામો વગેરે ઠેકાણેથી આવતા જતા જરથોસ્તીઓને ઉતારો લેવા માટે એક ધરમશાળાની ઘણી જરૂર હોવાથી, મુંબઇ શેહેરનાં સખી લાગણીનાં બાઈ ખરશેદબાઇ વીધવા માણેકજી પાલનજી હોમજી તે મરહુમ મોબેદ આદરજી હોમજીનાં બેટીએ પોતાના મરહુમ ખાવીંદ તથા મરહુમ ભાઇ મોબેદ એદલજી આદરજી હોમજીનાં પુન માટે એક ધરમશાળા અતરે બંધાવી આપી છે. એ બાઇ સાહેબના ત્રસટી મી૦ ખરશેદજી દાદા-ભાઇ ખાનસાહેબે એ ધરમશાળાના પલાન તથા તેમાં સગવડો કરાવી આપવા માટે અમો અંજુમન તેવણુનો પણ ઉપકાર માનયે છીયે. એ ધરમશાળા ઈજવાની ક્રીયા રોજ ૨૫ મો માહા ૧૦ મો શેહેનશાહી સને ૧૨૬૪ યઝદેજરદી તારીખ ૭ મી જુલાઇ અને રવી-વારે થવાની વકી છે. આ જીલ્લામાં આવી સુંદર ધરમશાળા બીજે કોઇ ઠેકાણે નથી, જેથી એ બાઇના અતરેના જરથોસ્તીઓ વધુ આભારી થયા છે.

અમો છીયે, અંજુમન તરફથી,

**બમનજી રતનજી,**
**ખરશેદજી બમનજી,**
**જમશેદજી બેહેરામજી,**
**નશરવાનજી નવરોજજી,**
**રતનજી નવરોજજી.**

ઓરપાડ, તા૦ ૨૫ મી જુન ૧૮૯૫.

જામે જમશેદ, તા૦ ૧૨ મી જુલાઇ ૧૮૯૫ ને વાર શુકરે.

ઓરપાડ કસબામાં નવી બંધાયલી પારસી ધરમશાળા ખુલ્લી મેલવાની ક્રીયા.

ઓરપાડ, તા૦ ૮ મી જુલાઈ.

અમોએ આગળ આપેલી ખબર મુજબ આજનો પવીત્ર રોજ ૨૫ મો અરસીસંગ માહા ૧૦મો દે દાદાર સને ૧૨૬૪ યઝદેજરદી-ને રોજ અતરેની નવી બંધાયલી પારસી ધરમશાળાને ખુલ્લી મેલવાની જશનની પાક ક્રીયા દાદારહોરમજદની મેહેરથી સરંજામ ઉતરી છે.

ઓરપાડ કસબામાં સરકારી થાણું વગેરે હોવાથી આસપાસના ગામોના જરથોસતીઓ માટે એકબી ધરમશાળા ન હોવાથી, બાઈ ખરશેદબાઇ તે મરહુમ મોબેદ આદરજી હોમજીનાં બેટીએ પોતાના મરહુમ ભાઇ એદલજી આદરજી હોમજીના તથા પોતાના જીનતનશીન ખાવીંદ માણેકજી પાલનજી હોમજી કરંજીયાનાં પુનને માટે એક કુશાદે ધરમશાળા રૂ. ૭૦૦૦ના ઉદાર ખરચથી બંધાવી આપી ગઇ કાલે રોજ ૨૫ મો માહા ૧૦ મો શેહેનશાહી સને ૧૨૬૪ યઝદેજરદી તા૦ ૭મી જુલાઈ ઇ૦ સ૦ ૧૮૯૫ અને રવીવારે ઘટતી ક્રીયા સાથ સઘળા જરથોસતીઓ માટે ખુલ્લી મેલાવી આપી છે.

આ શુભ ક્રીયા માટે મકાનને ફુલોનાં તોરણોથી સણગારવામાં આવયું હતું, અતરે તેમજ આસપાસના ગામોમાં ઇજન થયાં હતા, જેથી સરવે મોબેદો તથા બેહેદીન

સાહેબોની એક સારી સંખ્યા સવારે આઠ વાગતાં સુધીમાં આવી લાગી હતી, તેમજ મુંબઇથી બાઇ ખરશેદબાઇ તરફથી તેવણના ત્રસટીઓ મી૦ હોરમસજી દોરાબજી ભરૂચા તથા મી૦ માણેકજી જીવણજી માસતર અને તેવણના આડતીઆ મી૦ ખરશેદજી દાદાભાઇ ખાનસાહેબ અતરે પધારયા હતા. જશનની ક્રીયા સવારે નવ કલાકે અમારા બુજરગ દસતુરજી બેહેરામજી હીરજીભાઇની આગેવાની હેઠળ શરૂ થઇ હતી, જે પુરી થવા પછી બાઇ તરફથી બધા મોબેદોને આશોદાદ આપવામાં આવી હતી. બાદ બાઇ તરફથી દસતુર બેહેરામજી હીરજીભાઇએ મકાનને ખુલ્લું મુકયું હતું. એ પછી મી૦ માણેકજી જીવણજી માસતરે બાઇ તરફથી જણાવયું કે આ ધરમશાળા પ્રથમ રૂ ૨૦૦૦ ની રકમમાં બાંધવા ધારી હતી, પણ પછી મકાન વધારે સગવડ ભરેલું બાંધતાં હાલ સુધી રૂ ૭૦૦૦ નો ખરચ થયો છે. એ ખરચ ધારવા કરતાં ઘણો વધી ગયો છે. ખરચ જો કે વધુ થયો છે તો પણ એ મકાનનો પુરતો લાભ લેવામાં આવશે તો ખરચ ગવાયલો સમજવામાં આવશે. એ મકાનનો ચાલુ ખરચ નીભાવવા માટે એક જુદી ચાલી પણ બંધાવી આપવામાં આવેલી છે તેમજ એ મકાનની દેખરેખ રાખવા તથા વહીવટ કરવા સારૂ અતરેના વતનીઓ ભાઇઓ હીરજીભાઇ એદલજી શેઠના, રતનજી નવરોજજી પટેલ, રતનજી પેસતનજી કરંજીયા તથા મોબેદ જમશેદજી બેહેરામજી પંથકી મળી ચાર સાહેબોને નેમયા છે.

બાદ અતરેની તથા આસપાસનાં ગામોની જરથોસતી અંજુમન તરફથી એક માનપત્ર મી૦ દોરાબજી એદલજી શેઠનાએ વાંચી સંભળાવયું હતું જે બાઇ ખરશેદબાઇને પહોંચાડવા સારૂ તેવણના ત્રસટી સાહેબોને સુખડના નકસીવાળા દાબડામાં મુકીને આપયું હતું. આ માનપત્રનો જવાબ બાઇ તરફથી મી૦ માણેકજી જીવણજી માસતરે આપતાં અતરેના અંનજુમનનો ઉપકાર માની જણાવયું કે, અમારી સખાવત ઘણી નજીવી હોવાથી આવાં માનપત્રની કશીજ જરૂર ન હતી, તમારી પડોશમાં આવેલાં કરંજગામની વતની હોવાથી સવભાવીક રીતે તમારા કસબાની હાજત મારે કાને આવયાથી અમારી સાથના ત્રસટીઓની સલાહથી આ નેક કામ આરંભવાની અમોએ હીમત કરી હતી. એ માત્ર અમારી ફરજ બજાવયા સીવાય કશું વધારે કરયું નહતું. તમો તમારાં માનપત્રમાં જણાવો છો તેમ જો જરથોસતીઓના વપરાસ માટે આ મકાન ઉપયોગી થઇ પડે તો અમારાં ખરચેલાં નાણાંનો પુરતો બદલો મળેલો અમે સમજીશું. આ કામ સરંજામ પહોંચાડવા માટે અમારા ત્રસટીઓ મી૦ હોરમસજી દોરાબજી ભરૂચા તથા મી૦ માણેકજી જીવણજી માસતર તથા અમારા આડતીઆ મી૦ ખરશેદજી દાદાભાઇ ખાનસાહેબનો અમો પણ ઉપકાર માનયે છીયે. સેવટે તમારા કસબાના વતની મી૦ રતનજી નવરોજજી પટેલે બતાવેલી ઉલટ અને કાળજી માટે તેમનો ઉપકાર માનયે છીયે. મી૦ એદલજી બરજોરજી શેઠના સાહેબજાદાઓએ બાંધકામ માટે તુરતવેળા વાપરવા આપેલી તેમની જગા માટે તેઓનો ઉપકાર માનયે છીયે. અને અતરેના પંથકી મોબેદ જમશેદજી બેહેરામજીનો તેમની કીમતી મદદ માટે ઉપકાર માનયે છીયે.

તયારબાદ ઓરપાડની અંજુમન તરફથી મી૦ રતનજી નવરોજજી પટેલે બાઇ ખરશેબાઇને ભેટ આપવા સારૂ તેવણના ત્રસટી મી૦ હોરમસજી દોરાબજી ભરૂચાને શાલ વગેરે આપી હતી, તેમજ ત્રસટીઓ અને આડતીઆને એકેક શાલ ભેટ આપી હતી. મોબેદ પેશોતન ભીખાજી તથા રતનજી પેસતનજી કરંજીયાને પણ એકેક શાલ ભેટ કરી હતી, તેમજ તેઓ સાહેબોએ એકેક શાલ રતનજી નવરોજજી પટેલને ભેટ આપી હતી. વળી બાઇ ખરશેદબાઇ તરફથી અતરેના વતની મી૦ રતનજી નવરોજજી પટેલને તથા કુદીઆણેવાળા દસતુર બેહેરાંમજી હીરજીભાઇને એકેક શાલ ભેટ આપી હતી. બાદ મીજલસનાં સઘલા સાહેબો પાન ગુલાબ તથા જશનનું ખાણું લઇ વીખરાયા હતા.

*** આ ધર્મશાળામાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"દાદાર હોરમજદની મદદ હોજો.

"આ ધર્મશાળા બાઈ ખરશેદબાઇ તે
"આદરજી હોમજીનાં બેટીએ પોતાના
"મરહુમ ભાઈ અંધીઆરૂ એદલજી આ-
"દરજી હોમજીનાં તથા પોતાના મરહુમ
"ખાવંદ માનેકજી પાલણજી હોમજીનાં
"પુનને સારૂં બંધાવી સરવે જરથોશતી
"ઓને વાપરવા સારૂં ખુલ્લી મુકી છે. સને
"૧૨૬૪ યઅજદેજરદી, ઇ. સ. ૧૮૯૫."

## તારાપોરની દરેમેહરમાં શેઠ રતનજી જીવનજી વકીલે દાદગાહ પરઠાવેઆ તેનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૮ મી સપટેમબર ૧૮૯૫ ને વાર બુધે.

તારાપોર, તા૦ ૧૫ મી સપટેમબર.

**આતશદાદગાંહની પહેલવહેલી સથાપના**—અતરેના એક જાણીતા રહીશ મી૦ જીવણજી હોરમસજી વકીલ ૪) વરસની વાત ઉપર ગાથા પાંચમો સને ૧૨૬૦ યઝદેજરદીને દીને હક થયા હતા, તેવણનાં ઉઠમણાંની ક્રીયા પુરી થવા પછી, તેવણના દીકરા મી૦ રતનજી જીવણજી વકીલે મરનારની નઇયતે એક આતશ દાદગાંહ સથાપવાની તનદરોસતી પઢાવી, ૩૩૦૦૦ ની રકમ જુદી કાઢી હતી. શેઠ વીકાજી મેહેરજીવાળી દરેહમેહેર જે તમો તરફ વાળાં સખીવજુદ બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટે ચાલુ વરસમાં નવેસરથી બંધાવી આપી છે, તેમાં એ દાદગાંહ આજે મરનાર મી૦ જીવણજીની ૪ થી વરસીને દીને ઘટતી ક્રીયા સાથ સથાપવામાં આવયા છે. આ ક્રીયામાં અતરેની આખી અંજુમને ભાગ લીધો હતો. પહેલી માચી મરહુમ મી૦ જીવણજી વકીલની નઇયતે તેવણના બેટાએ ચઢાવી હતી, જે પછી બીજા જરથોસતીઓએ સુખડ ચઢાવયું હતું. ક્રીયા પુરી થવા પછી મી૦ રતનજી વકીલે મોબેદોમાં વહેંચાણ કરવા બાદ, તેવણ તરફથી મી૦ જમશેદજી બરજોરજી વીકાજીએ તારાપોરની અંજુમનના સાહેબો શેઠો જહાંગીરજી દાદાભાઇ, વીકાજી મેહેરજીભાઇ, બામણજીભાઇ એદલજી તથા અરદેશર દોરાબજી જોગો નીચલો અંજુમન પત્ર વાંચી સંભળાવયો હતો:—

"અમારા મરહુમ મુરંબી જીવણજી હોરમસજી વકીલ જેવણ તારાપોર મધે ગાથા પાંચમો સને ૧૨૬૦ યઝદેજરદીને દીને બેહેસ્તનશીન થયા હતા, તેવણનાં ઉઠમણાની ક્રીયા પુરી થવા બાદ તેવણની ખાએસ મુજબ આપણી અંજુમન હસતકની મરહુમ શેઠ વીકાજી મેહેરજીવાળી અસલ દરેહમેહેર જે ચાલુ જરથોસતી સાલમાં મુંબઇવાસી સખીવજુદ બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટે નવેસરથી બંધાવી આપી છે, તેમાં એક આતશ દાદગાંહ સાહેબને મરહુમની નઇયતે તખતનશીન કરાવવા સારૂ અમોએ ૩૩૦૦૦ ની તનદરોસતી પઢાવી હતી. એ નેક કામ છેલ્લાં ૩ વરસ થયાં મરહુમ શેઠ વીકાજી મેહેરજીવાળી જુની દરેહમેહેરની નાદરૂસત હાલતને લીધે ઢીલમાં રહયું હતું, તે હાલ નવી દરેહમેહેરની સગવડ આપણી અંજુમનને મળવાથી અમારા મરહુમ મુરબીજીની આજની ચોથી વારસીક બાજને દીને આપણી સમસત અંજુમનની પરવાનગીથી દાદગાંહ સાહેબ પરથાવી અંજુમનને સપુરદ કરીયે છીયે. ઉપર જણાવેલી ૩૩૦૦૦ ની પરોમીસરી નોટ લઇ આ દાદગાંહ સાહેબના ચાલુ નીભાવ સારૂ મુંબઇની પારસી પંચાયતના ત્રસટી સાહેબો હસતકનાં ધરમનાં ફંડોમાં મરહુમને નામનું એક જુદું ખાતું પડાવીશું અને તેનાં વીયાજમાંથી દાદગાંહ સાહેબનો ચાલુ ખરચ થતો રહેશે. હાલ એજ અરજ. તારાપોર, તા૦ ૧૫ મી સપટેમબર ૧૮૯૫.

ઉપલા અંજુમન પત્રના જવાબમાં અંજુમન તરફથી એક ઉપકાર પત્ર મી૦ અરદેશર દોરાબજીએ વાંચી સંભળાવ્યો હતો. જે ઉપર અંજુમનના સઘળા સાહેબોની સહી હતી, જેમાં જણાવવામાં આવ્યું હતું કે, તેવણે ૩૩૦૦૦ ની રકમ મુંબઇની પારસી પંચાયતના ત્રસટી સાહેબોને સવાધીન કરી, તેનાં વીયાજ માંથી આજે તમોએ પરથાવેલા નવા દાદગાંહનો ખરચ-કરવા ઠરાવ્યું તે નેક છે અને તે જાણી અંજુમનને ખુશી ઉપજી છે. લાંબા વખતથી તારાપોરમાં એવાં એક પવીત્ર સાધનની હાજત હતી, જે તમોએ તમારા મુરંબીજીની ખાએસ મુજબ પાર પાડી આપી તારાપોરની અંજુમન ઉપર મોટો આભાર કરયો છે.

એ ઉપકાર પત્ર વંચાવા પછી મીજલસ વીખરાઇ ગઇ હતી. દર વરસના રાબેતા મુજબ પહેલા ગાથાને દીને શેઠ જહાંગીરજી દાદાભાઇને ત્યાં તથા આજે પાંચમા ગાથાને દીને મી૦ રતનજી જીવણજી વકીલને ત્યાં આખી નયાતનાં જમણ થયાં હતાં, જેમાં સઘળા જરથોસતીઓ સામેલ થયા હતા.

## નાગપોરની શેઠ નશરવાનજી માણેકજી મુલ્લાંની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

મુંબઇ સમાચાર, તા૦ ૨૩ મી અકટોબર ૧૮૯૫ ને વાર બુધે.

શ્રી નાગપોર ખાતેની દરેમહેર ઈજી 'આતશ આદરાન' સાહેબને તખ્તનશીન કરવાની ક્રીયા.

શ્રી નાગપોર તથા કામટીની જરથોસ્તી અનજુમન, દેશાવરના સરવે જરથોસ્તી બાનુ-

ઓ તથા ગ્રહસ્થોને નમનતાઇ સાથ જાહેર કરવાની રજા લે છે કે, જરથોસ્તીઓના વપરાસ માટે શેઠજી સાહેબ નશરવાનજી માણેકજી મુલ્લાંએ બંધાવેલાં પાક દરેમહેરનાં મકાનને ઇજી તે મધે આતશ આદરાન સાહેબને તખ્તનશીન કરવાની ક્રીઆ રોજ ૨૦ મો બેહેરામ, માહ ૨ જો અરદીબેહેસ્ત અમેશાસ્પંદ, શેહેનશાહી, સને ૧૨૬૫ યજદજરદી, તા૦ ૪થી નવેમ્બર સને ૧૮૯૫ ઇસ્વી, વાર સોમને દીને સવારના કલાક ૯ ને અમલે કરવામાં આવશે, તે શુભ પ્રસંગે જશનની ક્રીયામાં શામેલ થઇ સવાબનો હંબેરો હાંસલ કરવાની તસ્દી લેવીજી.

જે બાનુઓ અને ગ્રહસ્થો ઉપલા દીવસની એ નેક ક્રીયામાં શામેલગીરી આપવાને ખાહેશ ધરાવતા હોય તેઓએ મેહેરબાની કરી તા૦ ૩૧ મી અકટોબર ૧૮૯૫ ના દીવસ અગાઉ નીચે સહી કરનારને એ વીશે ખબર મળી શકે તેમ લખી જણાવવું, એમ કીધાથી ઉતારાની જગા અને ખાવાપીવા વગેરે સગવડની ગોઠવણ, કે જે કમીટીએ દરરોજના રૂ૧ાા લેખે કીધી છે, તેનો બંદોબસ્ત રાખવામાં આવે.

અરજ કરવામાં આવે છે કે અત્રે પધારનાર સાહેબોએ પોતાની સાથે ઓદનાં પાંથરનાં લાવવાની તસ્દી લેવીજી.

લા૦ સેવક,

**નવરોજજી મનચેરજી લાકડાંવાળા,**

આનરરી સેક્રેટરી.

ના૦ તા૦ કા૦ જરથોસ્તી અંજુમન ફંડ

શ્રી નાગપોર, તા૦ ૧૯ મી અકટોબર ૧૮૯૫.

જામે જમશેદ, તા૦ ૯ મી તથા ૧૧ મી નવેમ્બર ૧૮૯૫ ને વાર શનેઉ તથા સોમે.

## નાગપુરમાં દરેહમેહર ઇજવાની ક્રીયા.

નાગપુર, તા૦ ૫.મી નવેમબર.

અતરેના જરથોસ્તીઓ માટે ગઇ કાલનો દીવસ બહુ યાદગાર રહી જવાનો. આખો દીવસ તદન ખુલ્લો રહયો હતો. દરેહમેહરમાં આતશ આદરાન પરથવામાં આવ્યા તેનું જશન એક સુંદર મંડપમાં કરયું હતું, જેમાં ભેગી મળેલી મોટી મીજલસનો દેખાવ પારસી બાનુઓના ભાતભાતના પોશાકથી દીપી નીકળયો હતો. દસ્તુર ડાકટર હોશંગજી નવ વાગ્યા પછી ચાર ઘોડાની ગાડીમાં આવ્યા હતા. પવીત્ર આતશ સાહેબ હીંદોરાવાળા ઓરડામાં એક આફ્રગાનીયામાં મુકેલા હતા, તેને બે મોબેદોએ હાથે પેતાવા રાખીને ઉચકયા. તેઓની આગળ બે બુજોરગ મોબેદો ખુલ્લી તલવાર લઇને નીકળયા અને પછવાડે બીજા મોબેદો થયા. જાણે એક સરઘસના આકારમાં આતશ સાહેબને હીંદોરાના ઓરડાનાં બારણાંમાંથી બહાર લઈ ઓટલાપર થઇને આગલે બારણે દબદબા સહીત અંદર દાખલ કરયા અને આતશનાં પાતરાંના ઓરડામાં જઇ એક મોટાં જરમન સીલવરના પાતરાંપર તખતનશીન કરયા. પેલા મોબેદો આ સરઘસના આકારમાં રેતીની પાવી કરી હતી, તેની અંદરથીજ ચાલ્યા હતા. બાદ બોય દેવાઇ, અને દસ્તુર હોશંગજીએ મંડપમાં જઇ આઠ મોબેદો સહીત જશન માંડયું. જશનની ક્રીયા પુરી થતાં દસ્તુરજીએ એક બોધકારક વાએજ કરી.

દસતુરજીએ વાયજ પુરી કરયા બાદ નવી અગીયારીના પંથકીએ થોડા બોલોમાં દસતુરજીની તાબેદારી કરવાનું કબુલ રાખયું હતું. બાદ અમારા મેહેનતુ સેકરેટરી ડાકટર નવરોજજી મનચેરજી લાકડાંવાળાએ દરેહમેહેરના નીભાવ ફંડનો ટુંક હેવાલ વાંચી સંભળાવયો હતો, જે હેવાલની વીગત, વગેરે હવે પછીનાં મારાં પત્રમાં હું રજુ કરીશ.

નાગપોર, તા૦ ૬ ઠી નવેમબર.

ગઇ પરમ દીને અમારાં શેહેરમાં ઇજવામાં આવેલી પહેલી દરેહમેહરને લગતી કેટલીક વીગતો હું તમારી ઉપર મોકલી ચુકો છું. જશન તથા વાયજ પુરાં થવા બાદ આનરરી સેકરેટરી ડાકટર નવરોજજી મનચેરજી લાકડાંવાળાએ વાંચેલા રીપોરટમાં જણાવવામાં આવયું હતું કે, સને ૧૮૮૯ ના ડીસેમબર માસમાં સખી વજુદ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ તથા દસતુર સાહેબ બેહમનજી જામાસપજી, સી, આઇ. ઇ., જયારે નાગપોર શેહેરની મુલાકાતે પધારયા હતા તયારે અતરે કોમમા તથા દરેહમેહેરની હાજત તેઓને જણાઇ હતી. તેઓની ખાએસથી અંજુમનની એક જાહેર સભા તા૦ ૨૫ મી ડીસેમબર સને ૧૮૮૯ ને દીને બોલાવી હતી, અને તે સભામાંજ રૂ૩૩૬૮ દરેહમેહેરના નીભાવ ફંડ ખાતે ભરાઇ ગયા, જેમાં રૂ૨૦૦૦ ની મોટી રકમ સર દીનશાહજીની પોતાની હતી. તયારે એક ગ્રહસથ જેવણે પોતાનું નામ તે વખતે બહાર આપયું ન હતું પણ કમીટીને જણાવવાને મોટી ખુશી ઉપજે છે કે તેવણ આંપણા નાગપોરવાસી

શેઠ નશરવાનજી માણેકજી મુલ્લાં છે, તેઓ-એ દરેહમેહેરના વપરાસ માટે એક મકાન પોતાના ખરચે રૂ ૫૦૦૦ સુધીનું બંધાવી આપવાની ખાએસ દેખાડી, એવી સરતે કે દરેહમેહેરના નીભાવ માટે રૂ૧૦૦૦૦ એકઠા થાય તયાર બાદ એ કામ શરૂ કરવું; અને એ કામ હાલ ખોદાની મેહેરબાનીથી આસા-નીથી પાર પડયું છે, પણ તેમ કરતાં શેઠ નશરવાંનજીને પોતાની આગલી ખાએસ કરતાં લગભગ બમનો ખરચ કરવો પડયો છે. એ સખાવત માટે અંજુમન તરફથી કમીટી એ શેઠનો ઉપકાર માને છે. દરેહમેહેરના નીભાવ ફંડમાં આજ સુધી રૂ૧૩૧૧૨ ભરાઇ ચુકા છે, તેમાંથી રૂ૧૦૪૯૦ વસુલ થયા છે. એમાંથી એ ફંડને લગતો ખરચ બાદ કરી તથા વી-યાજ તથા અંજુમનનાં જનરલ ફંડના રૂ૧૫૦૦ ઉમેરીને એ ફંડને ખાતે રૂ૧૦૩૫૨ બાકી છે. એ રકમમાંથી રૂ૧૦૦૦૦ નું નીભાવ ફંડ મુમબઇમાં પારસી પંચાએતના હસતકમાં આપયું છે. એ ફંડ મધે રૂ૫૦૦ શેઠ માણેકજી કુવરજી મેહેતાના છે, જેઓએ રૂ૨૦૦૦ સર-અવસરના વપરાસ માટે એક ઓટલો બાંધવા સારૂં કબુલયા છે. એ રૂ૫૦૦ એઓએ પો-તાની રાજી ખુશીથી દરેહમેહરનું કામ તાકીદે સરંજામ પુગે એવી મતલબથી તુરત વેળા એ ફંડમાં આપયા હતા. તેમજ અંજુમનના જનરલ ફંડના રૂપીઆ મધેથી રૂ૧૫૦૦ ઉપલા નીભાવ ફંડ ખાતે આપવામાં આવયા હતા એવી સરતે કે રૂ૧૦૦૦૦ થી વધું નાણું એ-કઠું થાય તયારે એ રૂપીઆ પાછા લેવા. નીભાવ ફંડ ખાતે હજુ નાણાંની મદદની જરૂર છે, દરેહમેહેરનો ચાલુ ખરચ દર માસે લગભગ રૂ૮૨ નીચે મુજબ થવા જાય છેઃ— ૨) મોબેદો તથા ઉપરનાં ૧) માણસનો પગાર રૂ૬૦, તેલ બતીના રૂ૫, સુખડ, કાડી, લોબાન રૂ૧૨ તથા રોજના અશોફરોહરને નામે દરૂન બાજના રૂ૫. નીભાવ ફંડનું માસીક વીયાજ રૂ૩૦ તથા અંજુમનનું માસીક* ઉધરાણું રૂ૫૫ મલતાં અંજુમનના બીજા ચાલુ ખરચ ઉપરાંત દરેહમેહેરનો સઘળો ખરચ પુરો નહી પડતો હોવાથી, કમીટીએ અંજુમનના સાહેબોને પોતાનું માસીક લવાજમ વધારવાની અરજ કરી હતી, જે અરજ અંજુમને મોટી ખુશી સાથ ઉપાડી લઇને ખરચની સગવડ કરી આપી છે. દરેમેહેરનું ઉપરીપણું દસતુર ડાકટર હોશંગજી જામાસપજીને આપવામાં આવયું છે. દરેહમેહેર મધે પહેલાં આતશ દાદગાહ પરથવાનો વીચાર હતો, તે બદલી અંજુમનની સભામાં શેઠ નશરવાનજી માણે-કજી મુલ્લાની દરખાસત ઉપરથી આતશ આદરાન સાહેબ પરથવાનો ઠરાવ થયો હતો અને તે મુજબ આજ રોજે તે પરથવામાં આવયા છે. મદદ કરનારાઓનો ઉપકાર માની ખાણીપીણી વગેરે માટે એક ઓટલાની જરૂરીયાત ઉપર સખી વજુદ જરથોસતીઓનું ધયાંન ખેચી સેવટે કમીટીએ દુવા ચાહી હતી કે દરેમેહેરનું મકાન ધરમ સંબંધી હાજતો પુરી પાડવા ઉપરાંત અંજુમનમાં એખલાસ અને મીત્રાચારી વધારવાનું સાંધન થઇ પડે.

એ પછી દરેહમેહેરને જોઇતો સરસામાન ભેટ આપનારાઓની નીચલી ટીપ વાંચી તેઓનો ઉપકાર માનવામાં આવ્યો હતોઃ— મેસરસ ખરશેદજીની કંપની, નશરવાનજી માણેકજી મુલ્લાં, નવરોજજી પાલનજી તલાટી, જહાંગીર નવરોજજી ખંબાતા, માણેકજી બેહેરામજી દાદાભાઇ, મનચેરજી ફરદુનજી સોના-વાળા, હોરમસજી એદલજી બીલીમોરીયા, બાઇ જરબાનુ માણેકજી બેહેરામજી દાદાભાઇ, બાઇ ધનબાઇજી તે મી૦ બેહેરામજી મનચેરજી પટેલનાં બેટી, મીસ જમશેદજી કુવરજી પટેલ, મીસ આવાંબાઇ લવજીભાઇ વગેરે એ ટીપ વંચાવા પછી મી૦નશરવાનજી માણેકજી મુલ્લાં તરફથી અંજુમનપત્ર એ દરેહમેહેર નાગપોર તથા કામટીની અંજુમનને એનાયત કરનારૂં, તેવણના દીકરા ભાઇ ડોસાભાઇએ વાંચી સંભળાવ્યું હતું. બાદ મી૦ મુલ્લાં તથા દસતુર હોશંગજીને અંજુમન તરફથી એડરેસો એનાયત કરવામાં આવ્યા હતા, જેનો જવાબ તેઓએ ટુકમાં વાળ્યો હતો. અંજુમનના પ્રમુખ મી૦ બેજનજી દાદાભાઇએ તે પછી દસતુરજી તથા મી૦ મુલ્લાંને એકેક શીઆલ ઓઢાડી, દસતુર બેહમનજી જામાસપજી માટે એક શીઆલ દસતુર હોશંગજીને આપી હતી, એવું જણાવીને કે મોટાં માન તથા ઉપકારની ઇધાણી દાખલ એ નજીવી ભેટ અંજુમન તરફથી તેવણને પુગાડવી. એ પછી મી૦ નશરવાનજી મુલ્લાં તરફથી ૩ શીઆલો પોતાના પંથકી મોબેદ શાપુરજી સોરાબજી ચલ્લા, દસતુર હોશંગજી તથા દસતુર બેહમનજી માટે આપવામાં આવી હતી. અંજુમનના માજી સેકરેટરી મી૦ નવ-રોજજી પાલનજી તલાટી, જેવણે દરેહમેહેરનું મકાન બાંધવામાં ખાસ મેહેનત લીધી હતી, તેવણને મી૦ મુલ્લાંએ દસતુર હોશંગજીને હાથે સોનાનું એક સુંદર ઘડીઆળ ભેટ આપ્યું હતું. જે માટે મી૦ તલાટીએ થોડાક બોલોમાં

ઉપકાર માન્યો હતો. મી૦ મુલ્લાંએ એ દીવસની ખુશાલીમાં મીસ્ત્રીઓ, કારીગરો વગેરેને પણ સોગાદો કરી હતી. સારાં નસીબે દસતુરજીની કોશેશથી રેલવેના જરથોસતી કામદારો પાછા અંજુમનમાં જોડાવાથી, એ કામદારોએ પોતાના કામથી ફારગ થયલા માજી સેકરેટરી મી૦ બરજોરજી ઘડીઆળીને એક શીઆલ તથા હીરાની એક વીટી, તેવણુની મેહેનતની પીછાન તરીકે, દસ્તુરજીને હાથે ભેટ અપાવી હતી, જે માટે મી૦ ઘડીઆળીએ ઘટતા શબદોમાં ઉપકાર માનયો હતો. બાદ મેસરસ ખરશેદજીની કંપની વટી તેઓના મેનેજર મી૦ જહાંગીર બહમનજી મીસ્ત્રીએ એક સુંદર કસબી ડુપેટો દસ્તુર હોશંગજીને એ કંપની તરફનાં માનની ઈંધાની તરીકે કબુલ રાખવાની અરજ કરી હતી, જે તેવણે સ્વીકારી હતી. અંજુમનના સેકરેટરી ડાકટર લાકડાંવાળાને અંજુમન તરફથી એક શીઆલ આપવાનો ઠરાવ થયો હતો, પણ ડાકટરે તે સ્વીકારવાને ઉપકાર સાથ મક્કમપણે ના પાડવાથી દલગીરી સાથ તે વીચાર માંડી વાળવો પડયો હતો. સર દીનશાહ માણેકજી પીટીટ, મેસરસ ખરશેદજીની કું૦ વગેરેના ઉપકાર માનવાના ઠરાવો પસાર કરી, હાજર રહેલાઓએ નીભાવ ફંડમાં આશરે રૂ૧૨૬ ભરવા બાદ મીજલસ બરખાસત થઇ હતી, અને હાજર રહેલાં બાનુઓ તથા ગ્રહસથો ત્યાં ખાણું લઇ છુટાં પડયાં હતાં. એ બનાવની યાદગારીમાં એક ફોટોગ્રાફ પાડી લેવામાં આવ્યો હતો.

બોરી અને ખાપરી વચે મેલ ટરેનને બચાવવા માટે બહાદુરી બતાવતાં મારયા ગયલા પારસી ડરાઇવર તથા ફાયરમેનની વરસીનો દીવસ પણ એજ દીને હોવાથી, રેલવેવાળા જરથોસતીઓએ પાછલા પોહોરના દરેહમેહેરમાં એક જશન કરાવ્યું હતું. રાતનાં દરેહમેહેરમાં તથા બાહેર રંગબેરંગી રોશની કરવામાં આવી હતી, જે જોવાને રસતા ઉપર સેંકડો લોકની આવજા ચાલુ હતી. એમપરેસ મીલસ ઝોરાસ્ત્રીયન કલબ દરેહમેહેરની નજદીકમાંજ આવેલી છે, જે કલબમાં મીલના પારસી બીરાદરોએ એ અગતના દીવસની ખુશાલીમાં રાતના એક ખાણું કરયું હતું, જે ખાણાં ઉપર પરોણાઓ સાથ ૧૦૦ ગ્રહસથો બીરાજયા હતા. ખાણાં પછી ગાયન વગેરેની રમુજ ચાખી સઘળા ભાઇઓ ૧૦ વાગા પછી છુટા પડયા હતા.

દસતુર હોશંગજીને બીજે દીને કામટીમાં જરથોસતીઓ તરફથી એડરેસ વગેરેનુ માન આપવામાં આવ્યું હતું. ગઇ સાંજના આકોલા જવા માટે દસતુરજી અતરેથી ઉપડી ગયા હતા, જયારે તેઓને વળાવવા સટેશન ઉપર જરથોસતીઓનો ગોટો મેળાવડો ભેગો મળ્યો હતો.

*Times of India, Tuesday 5th November 1895.*

OPENING OF THE PARSEE FIRE TEMPLE AT NAGPORE.

( FROM A CORRESPONDENT. )

NAGPORE, NOVEMBER 4

An interesting ceremony was performed to-day at Nagpore by Dastur Saheb Shums-ul-Ulama Sirdar Khan Bahadur Hoshangji Jamashji, the Parsee High Priest, at the opening of the first fire-temple before an assemblage of Parsee ladies and gentlemen. The proceedings were commenced by the High Priest, assisted by other priests, taking the sacred fire from one door and bringing it in by another in a procession headed by two priests with drawn swords and enthroning the fire on a large censor. After this the Dastur Saheb performed the *jasan* ceremony, and then delivered an eloquent and instructive sermon suited to the occasion. The indefatigable Honorary Secretary of the Parsee Anjuman, Dr. Lakdawala, then read a short history of the Endowment Fund for the Adarian or fire-temple. This done, Mr. Nusserwanji Maneckji Mulla, at whose cost, amounting to Rs. 10,000, the Agiary has been built, made a speech, dedicating the fire-temple to the use of Parsees, and handing it over to the Nagpore and Kamptee Zoroastrian Anjuman. An address was then read by the Secretary and presented to the

Dasturji, who made a suitable reply. Another address was presented to Mr. Nusserwanji, the donor. Several shawls were presented to the Dasturji amid loud cheers. A special resolution was passed, thanking Sir Dinshaw M. Petit, Bart., for his liberal support to the Fund. A vote of thanks was passed to Messrs. Cursetji and Company. After several other presents had been made the whole assembly retired at noon to partake of a general feast, and then separated.

*** આ દરેમેહર ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"પાક દાદાર અહુર મજદની મદદ હોજો.
"હુમત, હુખ્ત, હવરસ્ત.
"બાઇ હીરાંબાઇ નોશેરવાનજી મા૦
મુલ્લાંની દરેમેહર."
"આ પાક આતશ આદરાન સાહેબ
"રોજ ૨૦ મો માહ ૨ જો શેહેનશાહી
"સને ૧૨૬૫ યઝદેઝરદી, તા૦ ૪ થી નવે
"મ્બર સને ૧૮૯૫ ઇસવી ને વાર
"સોમને દીને.
"શ્રી નવસારીના અથોરનાન રહેવાસી
"એરવદ નોશેરવાંનજી માનેકજી મુલ્લાંએ
"પોતાનાં મરહુમ માતાજી જીવનબાઇ
"તથા મરહુમ બેન કુંવરબાઇનાં પુણ્યને
"માટે બંધાવી ઇજાવીને શ્રી નાગપોર
"તથા કામટીની જરથોસ્તી અંજુમનનાં
"વપરાસ માટે ખુલ્લું મુકયું છે.
"આ મકાન શેઠ નવરોજી પાલનજી
"તલાટીની દેખરેખ હેઠળ બંધાયું છે."

**રાંદેલની મરહુમ શેઠ દારાશાહ દોરાબજી રાંદેલીઆની દરેમેહર ફરીથી પરઠાએઆનો અહેવાલ.**

જામે જમશેદ, તા૦ ૧૫ મી નવેમબર ૧૮૯૫ ને
વાર શુકરે.

રાંદેરની ખબરો.

રાંદેર, તા૦ ૧૩ મી નવેમબર.

**દરેહમેહેરનું નવું મકાન ઇજવાની કીયા**—રાંદેર કસબામાં આજ નજદીક ૬૨ વરસની વાત ઉપર તમારી તરફવાળા મી૦ દારાશાહ દોરાબજી રાંદેલીયાએ પોતાના મરહુમ પીતા મી૦ દોરાબજી બેહેરામજી રાંદેલીયાનાં પુન માટે બંધાવેલી દરેહમેહરનું મકાન બહુ જુનું થવાથી, તેવણનાં ધણીયાંણી બાઇ પીરોજબાઈએ એ મકાન નવેસરથી બંધાવી આજે ઇજાવી ખુલ્લું મેલવાની કીયા થઇ હતી. એ કીયા અતરેના બુજરગ પંથકી એરવદ હોરમસજી નશરવાનજી રાંદેલીયાએ અતરેના જરથોસતીઓના એક મેળાવડા સનમુખ કરી હતી. કીયા પુરી થવા પછી પોતાના પીતા તરફથી ભાઇ દોરાબજી જહાંગીર દારાશાહ રાંદેલીયાએ એક ટુંક અંજુમન પત્ર વાંચી સંભળાવયું હતું, જેમાં જણાવયું હતું કે એ દરેહમેહર રાંદેર કસબા તથા આસપાસના ગામોના કુલ જરથોસતીઓને એબાદત કરવા તથા ધરમકીયા કરાવવા માટે ખુલ્લી મેલી છે તથા તેનો ચાલુ નીભાવ કરવા માટે તેઓએ ઘટતો બંદોબસ્ત કરયો છે. એ આદરાનના અસલ પંથકી બુજરગ એરવદ હોરમસજી નશરવાનજી રાંદેલીયાનેજ પંથકી તરીકે નેમવામાં આવયા છે. કંત્રાકટર મી૦ જીવણજી જામાસપજી મીસ્ત્રીએ કાંઇપણ કમાણીની હાંસલ વગર પુનનાં કામ તરીકે પોતાની જાતી દેખરેખ હેઠળ એ મકાન બાંધી તઇયાર કરયું, તે માટે અંજુમન પત્રમાં તેવણનો ઉપકાર માનવામાં આવયો હતો.

એ અંજુમન પત્ર વંચાવા પછી રાંદેરની અંજુમન તરફથી મી૦ જમશેદજી બરજોરજી દારૂવાળાએ એક માનપત્ર તથા એક શયાલ મી૦ જહાંગીર દારાશાહ રાંદેલીયા સારૂં તેવણના દીકરા ભાઇ દોરાબજીને તથા બીજું માનપત્ર અને એક શયાલ કંત્રાક્ટર મી૦ જીવણજી જામાસપજી મીસ્ત્રીને એનાયત કરી, અંજુમન તરફથી તેઓનો ઉપકાર માનવામાં આવયો હતો. ગોદાવરાં પંથકના મોબેદો તરફથી એક શયાલ પંથકી એરવદ હોરમસજી નશરવાનજી રાંદેલીયાને આપવામાં આવી હતી, જે પંથકી સાહેબને એક વધુ શયાલ પણ અતરેની અંજુમન તરફથી એનાયત કરવામાં આવી હતી.

*** એ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"આએ આદરાનની દરેમેહર મુંબઇવાલા
"*શેઠ દારાશા દોરાબજી રાંડેલીયાએ પોતાના*
"બાવા મરહુમ દોરાબજી બેહરામજી
"રાંડેલીયાનાં પુનને માટે બંધાવી રોજ
"૧૭ મો સરોશ યજદ માહ ૯ મો આદર

" શેહેનશાહી સને ૧૨૦૩ યજદેજરદીને
" દીને પરહાવી હતી તે આદરાનની મીલકત
" બીસમાર હાલતમાં આવી ગીયાથી
" એવણુની પુંજીમાંથી એવણુનાં વીધવા
" ધણીઆંણી બાઇ પીરોજબાઈએ પાછી
" બંધાવી રોજ ૨૯ મો મીનો મારેસપંદ
" માહ ૨ જો અરદીબેહસ્ત શેહેનશાહી
" સને ૧૨૬૫ યજદેઝરદીને દીને ફરીને
" ઇજાવી છે."

## વીઆરાની મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

સત્યમિત્ર, તા૦ ૧૦ મી નવેમબર ૧૮૯૫ ને વાર રવેઉ.

### જરથોસ્તી આલમને ખબર.

શ્રી વીયારા (સોનાગઢ) ની જરથોસ્તી અનજુમન, સર્વે જરથોસ્તી ખાસોઆમને ઇજન કરવાની રજા લીએ છે કે સખાવતે બાહાદુર બાઇ દીનબાઇ નશરવાંનજી માણેકજી પીટીટની સખાવતથી મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટની યાદમાં એક અગીયારી અતરે બંધાવી આપી છે, જેને ઈજવાની અને ખુલ્લી મેલવાની ક્રીયા રોજ ૬ થો ખોરદાદ અમસાસપંદ માહા ૩ જો ખોરદાદ અમસાસપંદ સને ૧૨૬૫ યઝદેઝરદી, તા૦ ૨૦ મી નવેમબર ૧૮૯૫ ને વાર બુધને દીને કરવામાં આવશે જે વેલાએ જરથોસ્તી મેહરબાનોએ ત્યાં પધારી હમારી ગરીબની અનજુમનને આભારી કરવીજી.

બાહેર ગામથી પધારનારા જરથોસ્તીઓને રસ્તાની સેહલાઈ કરી આપવા માટે શ્રી નવસારીનાં સ્તેશનપર ત્રણ દીવસ આગમચથી ગાડી, માણસ વગેરેનો બંદોબસ્ત રાખવામાં આવસેજી, જેથી જરથોસ્તી સાહેબોએ પધારવાની આચકી કરવી નહીજી.

આવનારા સાહેબો જો એક અઠવાડયું આગમચથી એક કારડ લખી ખબર આપવાની તસ્દી લેસે તો તેઓ માટે ઘટતો બંદોબસ્ત રાખીશુંજી.

લા૦ શ્રી વીયારાની અનજુમન તરફથી શેવકો

**ખરશેદજી કાવસજી જોખી.**
**રૂસતમજી એદલજી જોખી.**
**દોરાબજી ભીખાજી જોખી.**
નાં દુવા સલામ વાંચજોજી.

શ્રી વીયારા (સોનાગઢ)
તા૦ ૧૫ મી અકટોબર ૧૮૯૫.

## વયારા ગામની નવી દરેહમેહર ઇજવાની ક્રીયા.

જામે જમશેદ, તા૦ ૨૩ મી નવેમબર ૧૮૯૫ ને વાર શનેઉ.

વયારા, તા૦ ૨૦ મી નવેમબર.

સખીવજુદ બાઇ સાહેબ દીનબાઇ નશરવાનજી પીટીટે પોતાના ખાવીંદ મરહુમ શેઠ નશરવાનજીનાં નામની એક દરેહમેહેર અતરે પહેલવહેલી બંધાવી આપી છે, તેને લગતી કેટલીક વીગત આગળ હું આપી ગયો છું. એ દરેહમેહર ઇજવાનું ક્રીયાકામ ગઇ તા૦ ૧૭ મીથી ચાલુ થયું હતું, અને આજે તેને લગતું જશન બપોર થતાં સુધી પુરું થઇને તે અગીયારી ખુલ્લી મેલાઇ છે.

એ અગીયારી બંધાવી આપવા પાછલ કાળજી રાખનારા ગ્રહસ્થો મધેના મુંબઇમાં વસતા મેસરસ રૂસ્તમજી મેરવાનજી માસટર, ફકીરજી નવરોજજી એલાવના વીગેરે નવસારીથી નીકળેલા રસતે વીસામો લેતા ગઇ કાલે સવારના ૧૦ વાગે અતરે આવી પહોંતા હતા. તેમને એસતેકબાલ લેવાને અતરેની અંજુમન તરફથી કેટલાક પારસીઓ વાજતેગાજતે ગામને પાદરે થાણા સુધી ગયા હતા, તેમના આવતાં સરઘસને જોવાને રસતે ગામડયાઓનાં ટોળાં ભેગાં થઇ ઉભાં હતાં. આ કસબાની આસપાસના ગામડાંઓમાંથી પારસીઓ આજ બામદાદ સુધી આવતા રહયા હતા. કેટલાંક બચારાં ગામડયાં તો છેક ડાંગ જીલ્લા મધેથી ૨૦ કોશ દુરથી માતરપોઠીઓ ઉપરજ બેસી ચહડ ઉતર થઇ શકે એવા સાંકડા પહાડો ઉપર વેરથી આવ્યા હતા, અને આ અગીયારી બનાવાનો મહીમા ઘણો મહાભારત તેઓ ગણે છે જેથી તેઓ આ તકે આવવાની ફરજ સમજી વેદના ખમીને પણ આવ્યા છે.

આ અગીયારીનું બાંધકામ બે ભાગમાં વહેંચાઇ ગયલું છે, એક ભાગમાં યોજદાથરેગીરીનાં ક્રીયાકામ માટે સઘળી ગોઠવણો કરેલી છે, અને બીજા ભાગમાં એ અગીયારીમાં કામ કરાવા આવનાર પરગામના લોકોને ઉતારો આપવાની ગોઠવણ છે. બે ઓરડા સાથનો એક માળ છે, જે પણ એવાંજ કામ માટે ધારેલો છે. એ બાંધકામ એકંદર ૭૦ ફીટ લાંબુ અને ૩૦ ફીટ પોહોળું છે. બાંધકામની પછવાડે ૮૮ ફીટ લાંબો અને ૪૮ ફીટ પોહોળો એક મોટી દીવાલથી ઘેરી લીધેલો

કમપાઉંડ છે, જે મધે એક કુવો છે. એ અગીયારીના મોબેદના કુટુંબને રહેવા સારૂં કમપાઉંડમાં એક નાનું ઘર બાંધી આપવાની ગોઠવણ રાખેલી જણાય છે. આગલું બાર પણ એક દીવાલથી ઘેરી લઇને તેને નાનું બારણું મુકવામાં આવ્યું છે. એ બારણાંને બદલે એક પોહોળો દરવાજો મુકવામાં આવ્યો હતે તો તે વધારે સગવડ અને શોભાભરેલું લાગતે. અગીયારીનાં આગલાં બારણાંને માથે નીચે પ્રમાણે એક તખ્તી મારેલી છે :—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"આ દરેહમેહેરનું મકાન મરહુમ શેઠ
"નશરવાનજી માણેકજી પીટીટનાં પુનને
"માટે એઓની પુંજી મધેથી એવણનાં
"ધણીયાંણી બાઇ દીનબાઇ તે મરહુમ
"શેઠ મેરવાનજી જીજીભાઇ મુગાનાં બેટીએ
"શ્રી નવસારી પ્રાંતના તાલુકે વયારા ગામ
"મધે બંધાવી રોજ ૬ ઠો ખોરદાદ
"અમસાશપંદ માહ ૩ જો ખોરદાદ
"અમસાશપંદ શેહેનશાહી સને ૧૨૬૫
"યઝદેજરદી, તા૦ ૨૦ મી નવેમબર સને
"૧૮૯૫, સંવત ૧૯૫૨ ના માગસર સુદ
"૪ ને વાર બુધને દીવસે ઇજ્જાથી કુલે
"જરથોસતીઓના વપરાસ માટે ખુલ્લું
"મેલયું છે."

દરેહમેહરવાળા હોલમાં મરહુમ શેઠો નશરવાનજી તથા તેમના બેટા જમશેદજીની સબીઓ ગોઠવેલી છે. ગઇ રાતે એ મકાનમાં હાંડી, મોટું મીણબતીનું ઝુમર, ફાનસ, તેમજ તમલર અને કોડીઆંના દીવાથી રોશની કરી તથા બહાર રંગીન વાવટાઓ લગાડી સણગારવામાં આવયું હતું. દરેહમેહરમાં મોબેદો ભણતર કરે તે વખતનો દેખાવ જોવાને ઘણાં ગામડયા જરથોસતી મરદ ઓરતો ત્યાં જઇને ખુશખુશ થઈ પોતાનો સંતોશ જાહેર કરતાં, અને કહેતાં કે તેમની જીંદગીમાં આવાં બેહેસતનો દેખાવ "આજે પહેલવહેલોજ તેઓ જુવે છે!"

આજે પાછલી રાતથી અગીયારીની બહાર ઢોલ બેસાડીને આજના શુભ દીવસની જાહેરાત ગામનાં લોકોને આપવામાં આવી હતી. સવારના મોબેદો ઇજશનેનું ક્રીયાકામ કરી રહેવા પછી ૯ વાગે આતશની નીયાયશ કરી દાદગાહને તેની જગાએ ગોઠવવામાં આવયા હતા. તે પછી ગામની સમસત અંજુમનની હાજરીમાં જશનની ક્રીયા નવસારીથી આવેલા એરવદ ફરામજી દસતુર કેકોબાદજી મેહેરજીરાણાએ તથા દસતુર નશરવાનજી રતનજી કુતારે કરી હતી, અને તેની આતરવક્ષી એરવદ મેહેરજીભાઇ દસતુર નવરોજજી કુતાર તથા મોબેદ હોરમસજી આદરજી ગાએ કરી હતી. ફરવક્ષી એરવદ એદલજી દસતુર નશરવાનજી કુતારે ભણી હતી. જશનમાં હાજર રહેલા દોઢ ડજન મોબેદો ઉપરાંત, મેસરસ રૂસતમજી મેરવાનજી માસતર, ફકીરજી નવરોજજી એલાવના, શાપુરજી હોરમસજી દુબાશ, સોરાબજી રતનજી મેહેતા વગેરે, તથા ગામડાંઓમાંથી એકઠા થયલા જરથોસતીઓની આશરે ૩૦૦ની સંખ્યા હતી. જશનની ક્રીયા પુરી થવા બાદ બાઇ દીનબાઇ પીટીટ તરફથી મોબેદોને ૨૧૦ થી ૨૧ સુધીની આશોદાદ વહેંચાઇ હતી. બાદ એરવદ ફરામજી દસતુર કેકોબાદજીએ "જરથોસતી ધરમનીતી અને સખાવત" ઉપર વાયજ કરી હતી. એરવદ મેહેરજીભાઇ દસતુર નવરોજજી કુતારે સખાવત વીશે વધુ ભાશણ કરયું હતું. તે પછી બાઇ દીનબાઇના એક કારભારી મી૦ બેહેરામજી હોરમજજી પસતાકયાએ એ દરેહમેહેરનું નામ "શેઠ નશરવાનજી માણેકજી પીટીટ વયારા દરેહમેહેર" થી ઓળખવાની સુચના સાથે તે વીશે કેટલીક હકીકત વાંચી સંભળાવી. બાદ મી૦ ફકીરજી નવરોજજી એલાવનાએ વયારા અંજુમન તરફથી તઇયાર કરેલું બાઇ સાહેબ દીનબાઇ જોગ માનપત્ર વાંચી સંભળાવયું અને તે માનપત્ર તથા એ બાઇને નામની થયલી શાલ તેમને પહોંચાડવાને મજકુર કારભારી મી૦ બેહેરામજીને અતરેની અંજુમનના બુજરગ અહસથ મી૦ એદલજી પેસતનજી જોખીએ ફુલોનો તીલો કરીને આપી. કારભારીએ મજકુર બુજરગ અહસથ મી૦ એદલજીને બાઇ તરફથી શાલ ઓઢાડી. તે પછી નવસારીવાળા વડા દસતુરજીને માટેનું માનપત્ર અને શાલ વયારાની અંજુમન તરફથી એક ડેપયુટેશન મારફતે તેમના તરફ મોકલવાનું જણાવવામાં આવયું, જે માનપત્ર મી૦ એલાવનાએ વાંચી સંભળાવયું હતું. તે પછી મેસરસ ગીઆરા અને તાતાની કંપનીને, મી૦ ફકીરજી નવરોજજી એલાવનાને, મી૦ રૂસતમજી મેરવાનજી માસટરને, એ અગીયારી પાછળ મેનેજ રાખનાર મી૦ એદલજી હોરમસજી લોટીઆને ઉપકાર પતરો અને શાલો ભેટ થયાં હતાં, જે ઉપકાર પતરો વાંચી સંભળાવવાનું કામ નવસારીથી આવેલા જુદા જુદા અથોરનાનોએ કરયું હતું, તેના ઘટતા જવાબો એ ભેટ મેળવનારા અહસથો તરફથી આપવામાં આવ્યા

હતા. જે મધે મી૦ રૂસતમજી માસતરે એમ પણ કહયું હતું કે બાઇ દીનબાઇએ સંખ્યાબંધ અગીયારી બંધાવી આપી હશે, પણ આ ઠેકાણે અગીયારી બાંધી આપવામાં તેઓએ જે ધરમ લીધો છે તે સઉ કરતાં જાદા છે, કેમકે આગળ જ્યાં અગીયારી જેવી ચીજની હસતીજ નહી, ત્યાંના સેંકડો જરથોસતીઓને પોતાનાં ગુજરેલાં રવાનોને લગતું ક્રીયાકામ કરાવવા વગર કેટલું દુઃખ લાગ્યું હશે અને આખરે તેનો અંત આવવાથી બીચારા ગામડયાઓને કેવો સંતોશ હાંસલ થયોછે, તેનો ખયાલ રજુ કરયો હતો. દરમયાન એક અથોરનાને જણાવયું કે તેની જાણ પ્રમાણે એ અગીયારીને લગતી કેટલીક સરતો અતરેની અંજુમને બાઇ સાહેબ દીનબાઇ તરફ લખી મોકલી છે, તેમાં એક એવી સરત છે કે એ દરેહમેહરને લગતાં મકાનમાં તયાંના મોબેદ અને બહારગામથી રવાન લઈ આવનાર જરથોસતીઓનેજ ઉતારો આપવામાં આવશે, જો તેમ હોય તો બાઇના કારભારીને તેણે અરજ કરી કે બાઇને કાને એ વાંધાભરેલી સરત વીશે વાત લઇ જઇ તેમાં એવો સુધારો કરાવવો કે કોઇબી પરગામના જરથોસતીઓને તેમાં ઉતારો લેવાની છુટ મેલવી. કારભારી મી૦ બેહેરામજીએ એ વાત બાઇ સાહેબને સંભળાવી તેવણ સાહેબ ફરમાવશે તેવો ઘટતો બંદોબસત કરવા કબુલયું હતું. મી૦ ફકીરજી એલાવનાએ જણાવયું કે તે સરતની નેમ કાંઇ એવી નથી કે કોઇબી જરથોસતીઓને તેમાં ઉતારો લેવાને મના કરી હોય, માતર ઓરતોને એ મકાનમાં ઉતારો નહી આપવા વીશે જણાવેલું છે. તે સરત તયાં વાંચવામાં આવી અને એવું સેવટ આવયું કે જેમ હાલ જણાવવામાં આવે છે તેમ બહારગામના કોઇબી જરથોસતીને આ દરેહમેહેરનાં મકાનમાં ઉતારો લેવા દેવાને બાઇ તરફનો વાંધો નથી. તોપણ જો જરૂર જણાશે તો તે સરતમાં કાંઇ શબદોનો વધારો કરવામાં આવશે. સેવટે ભેગી મળેલી અંજુમનને જાહેરાત આપવામાં આવી કે પાછલા પોહોરના ૩ વાગે એજ દરેહમેહેરમાં, નવસારીવાળા દસતુરજી દારાબજી બીમારીમાંથી સાજા થયા તેની ખુશાલીમાં વયારાની અંજુમન તરફથી જાહેર જશન થનાર છે, તેમાં સરવે સાહેબોએ ભાગ લેવો. બાદ તે મીજલસ બપોર થતાં બરખાસત થઇ હતી. અતરેના જરથોસતીઓએ દરેહમેહર કે દાદગાહની હસ્તીજ આ તરફ આજેજ જોઇ છે! બપોરના બાઇ દીનબાઇ પીટીટ તરફથી આ કસબાનાં તેમજ બહારગામથી આવેલા તમાંમ બઇરિાં માટીડાઓનું એક જમણ આપવામાં આવયું હતું અને જેઓને આવવાને ન બને તેમનું ભોણું મોકલવામાં આવતું હતું. એવીજ એક નયાતનું ખાણું આજ રાતના મેસરસ નશરવાનજી ગીઆરા અને મનચેરજી તાતાની કંપની તરફથી આપવામાં આવયું હતું.

મી૦ મનચેરજી શાપુરજી તાતાની ફરમાસથી આજે અતરેની અંજુમનમાં જાહેર કરવામાં આવયું છે કે, એ મહસથે ક૧૫૦૦ ની રકમ ધરમ ખાતે કાઢી છે, જે ઘટતે ઠેકાણે રાખી તેનું વીયાજ વયારા ગામની અંજુમનને સવાધીન કરવામાં આવશે કે, દરરોજ મારેસપંદ તથા માહ સહેરેવર યાને ૪ થા ધંબારને દીને મી૦ મનચેરજીના મરહુમ પીતા શાપુરજી તાતાને નામનો ધંબાર કરી વયારાની આખી અંજુમનને (સ્ત્રી છોકરાં સુધાં) જમાડવી. આ ધરમ માટે અંજુમને તેવણુનો ઉપકાર માન્યો હતો. મી૦ તાતા તરફથી મોબેદોને આશોદાદ આપવામાં આવી હતી.

આજે અતરે એક તેહેવારના જેવો દીવસ પાળવામાં આવયોછે. એ અગીઆરીના ઉપલા નીચલા ભાગોની છુટી છુટી સબીઓ પાડી લેવામાં આવી છે. પારસી મોહોલાના ઘરોમાં પરોઢયામાં ગીત રંગ સાથે ચોકચાંદણ કરીને સગન કરવામાં આવયા હતા. અતરે સુખડ વેચાતું મળી શકતું ન હોવાથી લોકોએ બહાર ગામથી પોતાનાં ઘરમાં મંગાવી રાખેલાં સુખડ કે તાછાનાં પોટલાં બાંધીને આખો દીવસ દાદગાહનો સેજદો કરવા તેઓની ધમાલ જારીજ હતી. રાત પડતાં મોહોલે મોહોલેની સ્ત્રીઓ ગરબા ગાવા નીકળી હતી, અને શોખીન મરદોએ મધરાત સુધી ખયાલ ગાવાનો અખાડો કરયો હતો.

## કુંડીઆણાં ગામમાં અંજુમનના ઉધરાતનું દોખમું તથા બાઈ દીનબાઈ નશરવાનજી માણેકજી પીટીટવાલી શગડી પરઠાઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૬ ઠી નવેમબર ૧૮૯૫ ને વાર બુધે.

શ્રી કુડીયાના ગામમાં દોખમું તથા સગડી છાજવાની ક્રીયા.

શ્રી કુડીયાનાં ગામમાં અંજુમન તરફનાં

સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ સાહેબની આગેવાની હેઠલ બાંધવામાં આવેલાં દોખમાની તેમજ બાઇ સાહેબ બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટ તરફથી બંધાવવામાં આવેલી સગડી ઇજવાની ક્રીયા રોજ ૬ ઠો ખોરદાદ માહ ૩ જો ખોરદાદ સને ૧૨૬૫ યઝદેજરદી, તા૦ ૨૦મી નવેમબર સને ૧૮૯૫ ઇસવી અને વાર બુધેને દીને, સુરત જીલ્લા, ઓરપાડ તાલુકાનું ગામ કુડીયાના મધે થનાર છે જે વેળા ઉપલાં ફંડના ટ્રસ્ટીઓ સરવે જરથોસતી સાહેબોને જશનની ક્રીયા વેળા પધારવાની એલતેમાસ કરે છે. એ વેળા હોટલનો તેમજ માડવાનો પુરતો બંદોબસત કરવામાં આવયો છે. જે સાહેબોને પધારવાની ઇચ્છા હોય તેઓ માટે ગાડીનો પુરતો બંદોબસત કરવામાં આવેલો છે. તેઓએ હોપ પુલની બીજી બાજુપરથી ગાડી લેવી.

બીજું લખવાનું કે દોખમાની અંદર હવે રૂ૪૦૦ થી પાંચસો સુધીની ઘટ છે, માટે હર કોઇ શેઠજી તથા બાઇ સાહેબ ભરવાને મેહેરબાની કરશો. એ દોખમાનો સરવે હીસાબ સર દીનશાહજી માણેકજી પીટીટને ત્યાં છે, ત્યાંથી ખાતરી કરવી ને તેઓ સાહેબની આફીસમાં ભરવા.

વળી ઉપલેજ દીને એટલે રોજ ૬ ઠો માહ ૩ જો અને તા૦ ૨૦ મી નવેમબરે સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટ સાહેબે મરહુમ શેઠજી ફરામજી દીનશાહજીનાં પુનને માટે રૂ૨૭૦૦ આપી એક ધરમશાળા કુડીયાના ગામમાં બાંધી આપવાનું ઠરાવયું છે. તેનો પાયો નાખવાની ક્રીયા પણ સાંજે પાંચ કલાકે કરવામાં આવનાર છે, ત્યાં પણ સરવે જરથોસતી સાહેબોએ બીરાજવાની તસદી લેવી.

લા૦ સેવકો,
**કાનજીભાઇ ફકીરજી પટેલ,**
**રૂસતમજી દોરાબજી પટેલ,**
**પાલનજી સોરાબજી પટેલ,**
**રતનજી નવરોજજી સઇ**
**ઓરપાડના પટેલ,**
તે ઉપલાં ફંડના ટ્રસ્ટીઓ.

## કુંડીઆણાં ગામનું દોખમું તથા ધરમશાળા ઇજવાની ક્રીયા.

જામે જમશેદ, તા૦ ૨૨ મી નવેમબર ૧૮૯૫ ને વાર શુકરે.

કુડીયાના, તા૦ ૨૦ મી નવેમબર. સુરત ડીસ્ટ્રીકટના ઓરપાડ તાલુકાના કુડીયાના ગામનું અંજુમનનું દોખમું તથા બાઈ દીનબાઈ નશરવાનજી પીટીટ તરફથી તેમના મરહુમ બેટા શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનાં પુન માટે રૂ૨૦૦૦ ને ખરચે દોખમા સામે બંધાવેલી સગડી ઇજી ખુલ્લી મેલવા, તથા કુડીઆના ગામમાં સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટે પોતાના મરહુમ બેટા શેઠ ફરામજી પીટીટનાં પુન માટે રૂ૨૭૦૦ આપી ધરમશાળા બંધાવા ધારી છે, તેનો પાયો નાખવાની ક્રીયા આજે કુડીયાના ગામમાં ધામધુમસહીત થઇ હતી. એ પુન્યવાન ક્રીયામાં ભાગ લેવા માટે મુંબઈ, સુરત તથા આજુબાજુના ગામના પારસી મરદ ઓરતો હાજર થયાં હતાં, જેઓની સંખ્યા આશરે ૫૦૦ જેટલી હશે. સુરતની તાપી નદીપરના હોપ પુલની રાંદેર બાજુ તરફથી ગાડાંઓમાં ૧૪ માઇલને છેટે કુડીયાને લઇ જવા તથા ત્યાંથી પાછા પુલ સુધી લાવવાનું ભાડું ગાડાંવાળાઓ અકેક રૂપીઆ સુધી લેતા હતા. સુરતના એક પારસી હોટલવાળા શાપુરજીને ખોટ જાય તે માટે રૂ૨૫ ની મદદ આપી, કુડીયાનામાં ખાવાનું હોટલ તેની પાસે ઉઘડાવવામાં આવ્યું હતું, પણ તેનો લાભ આજે જેવો જોઇયે તેવો લેવાયો ન હતો, સબબ ઘણાઓ પોતાની સાથે ખાવાના ભાટયાં બાંધી લાવયાં હતાં. નવું દોખમું, જે રૂ૭૦૦૦ ને ખરચે સફેદ પથરનું બંધાયું છે, જેમાં ૧૭ મોટી અને ૧૨ નાની મળી ૨૯ પાવીઓ કરવામાં આવી છે, તે કુડીયાના ગામથી આશરે એક માઇલ દુર દરીયાની ખાડી આગળ આવ્યું છે. એ નવું દોખમું તથા સગડી ખુલ્લી મેલવાના જશનની ક્રીયા આજ સવારે ૯। કલાકે ઇછાપોરવાળા દસતુર શાપુરજી મનચેરજીએ કરી હતી. તે પુરી થયા પછી એ દોખમું બાંધનાર કંટરાકટર મી૦ ફરામજી હોરમસજી ગજદર જોગનું અંજુમન તરફનું માનપત્ર મી૦ રૂસતમજી દોરાબજી હીરાપટેલે વાંચી સંભળાવ્યું હતું, જે એવી મતલબનું હતું કે, "તમોએ અમારા ગરીબ ગામમાં જેહેમત લઇ, આ દોખમાનું કામ જલદી પુરું કરી આપી, અમારી કુડીયાના ગામની અંજુમન પર મોટો આભાર કરયો છે. આ દોખમાંનું કામ તમોએ ઘણી સારી સમજ અને કુનેહથી થોડે ખરચે પુરૂં કરી આપયું, તે તમારા આભારની યાદ અમારી આવતી ઓલાદને પણ રહેશે. આ દોખમું બાંધવાની શરૂઆત કુએટાવાળા ખાનબહાદુર બરજોરજી

દોરાબજી હીરાપટેલથી થઇ છે. એ જવાન શેઠે મદદ કરી આશરે રૂ૫૦૦૦ ની નાદર રકમ સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટ ઉપર મોકલી આપી, તે માટે એ શેઠનો અમો મોટો આભાર માનયે છીયે. તેમજ સર દીનશાહ પીટીટ, બાઇ સાહેબ દીનબાઇ પીટીટ તથા બીજા જરથોસતીઓ જેઓએ પઇસાની મદદ આપી છે, તેઓ સરવેનો આભાર ને ઉપકાર માન્યે છીયે. એવા ભલા પુરૂશોની પરવરદેગાર આબાદી કરે વગેરે."

દોખમાંને લગતી સગડી બંધાવી આપનારાં બાઇ સાહેબ દીનબાઇ પીટીટ જોગનું માનપત્ર ઓરપાડવાળા પટેલ બમનજી રતનજીએ વાંચી સંભળાવ્યું હતું, જેની મતલબ એ છે કે, "આપ માનવંત બાઇ સાહેબે આપના વહાલા પુત્ર શેઠ જમશેદજીનાં પુન માટે સગડી બંધાવી આપી અમારી અંજુમન ઉપર હમેશનું હેશાન કરયું છે, તેનું વરણન કરવાને અમને પુરતા સખુન જડતા નથી. આ નવી સગડીનું પવીત્ર મકાન રૂ૨૦૦૦ ની નાદર સખાવતથી આપના વહાલા બેટા શેઠ જમશેદજીનાં પુન માટે બંધાવી ઈજાવી આપી, ઘટતી ક્રીયા સાથે અમો અંજુમનને સપુરદ કરી, તેમજ એના ચાલુ ખરચ માટે દર વરસે અમુક રકમ આપવાનો ઠરાવ કરયો છે, તે માટે અમો આભાર માની પીટીટ ખાનદાન સદા અમર રહે એવી દુવા ચાહીયે છીયે" વગેરે. બાદ નીચલા ગ્રહસથોએ દોખમાંના ઉપયોગ માટે પોતપોતાની જમીનો ધરમાદા આપી તે માટે તેઓનો આભાર માનવામાં આવ્યો હતો:—કુદીયાંનાના વતની અને કુએટાવાળા ખાનબહાદુર બરજોરજી દોરાબજી હીરાપટેલે ૪ વીંઘા જમીન; મી૦ નવરોજજી જમશેદજી પટેલે ૪ાા વીંઘા જમીન; ઓરપાડવાળા પટેલ રતનજી નવરોજજી પટેલે ૨ વીંઘા જમીન. બાદ ગામવાસીઓ તરફથી ઇછાપોરવાળા દસ્તુર શાપુરજી મનચેરજીને, કુદીઆંનાવાળા દસ્તુર બેહેરામજી હીરજીભાઇને, કંટરાકટર મી૦ ફરામજી હોરમસજી ગઝદરને, કુદીયાંનાના પટેલ રૂસ્તમજી દોરાબજી હીરાપટેલને તથા ઓરપાડના પટેલ રતનજી નવરોજજીને શાલો આપવામાં આવી હતી અને મીજલસ વીસરજન થઇ હતી. સુરતના તેમજ બહારગામના મોબેદો વહેંચાણુની લાલચે આવયા હતા, તેઓ વહેંચાણુ નહી થવાથી ઘણુા નાઉમેદ થઇ ગયા હતા, કેમકે તેઓને ગાડાંમાં જવા આવવાનો ખરચ ઉલટો માથે પડયો હતો! સગડી આગળ બાઇ દીનબાઇ પીટીટે બંધાવેલા કુવાનાં પાણી તદન ખારાં છે. કંટરાકટર મી૦ ગઝદરે દોખમાં માટે કાંઇ જોઇતી ચીજના વપરાસ માટે રૂ૫૦૦ની રકમ આપવા જણાવી છે.

શેઠ ફરામજી દીનશાહજી પીટીટનાં પુન માટે રૂ૨૭૦૦ ને ખરચે સર દીનશાહજી તરફથી બંધાનારી ધરમશાળાનાં મકાનનો પાયો આજ સાંજે પાંચ કલાકે ઇછાપોરવાળા દસ્તુર શાપુરજી મનચેરજીએ નાખ્યો હતો. લોકોની સગવડ માટે બે માંડવા તથા પાણી વગેરેનો બંદોબસત એ કામના મેનેજરો મેસરસ રૂસતમજી દોરાબજી હીરાપટેલ, રતનજી નવરોજજી પટેલ, પાલનજી સોરાબજી પટેલ અને કાહનજીભાઇ ફકીરજી પટેલે રાખ્યો હતો.

*_* આ દોખમાંપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી પાક દાદાર અહુરમજદની મદદ હોજો.
"આએ દોખમું શ્રી ગામ કુંદીઆણુા,
"તાલુકે ઓલપાડ, જીલ્લે સુરત મધે
"નામદાર શેઠજી સર દીનશાજી માણેકજી
"પીટીટ બારોનેટની આગેવાનીથી કુંદી-
"આંણુાની અનજુમને ભેગા મલી જર-
"થોશતી ટોલામાં ઉઘરાંણું કરી શેઠ ફરાં-
"મજી હોરમજજી ગઝદર મીસ્ત્રી હસતક
"બંધાવ્યું છે. ય૦ ઝ૦ ૧૨૬૫. ઈ૦
"સ૦ ૧૮૯૫. શા૦ ૧૯૫૨."

શગડીપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી પાક દાદાર અહુરમજદની મદદ હોજો.
"આએ શગડીનું મકાંન મરહુમ શેઠ
"જમશેદજી નશરવાંનજી પીટીટનાં પુનને
"માટે એઓનાં માતાજી બાઇ દીનબાઇ
"તે મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી
"પીટીટનાં વીધવા અને મરહુમ શેઠ
"મેહરવાંનજી જીજીભાઇ મુગાનાં બેટીએ
"મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટી-
"ટની પુંજી મધેથી જીલ્લે સુરતનાં ઓલ-
"પાડ મધેનાં ગામ કુંડીઆંણું મધે
"બંધાવી રોજ ૬ ખોરદાદ અમશાશપંદ
"માહા ૩ ખોરદાદ અમશાશપંદ શેહેન-
"શાહી સને ૧૨૬૫ યઅજદજરદી. તા૦
"૨૦ મી નવેમબર ૧૮૯૫. શંવત ૧૯૫૨
"નાં માગશર શુદ ૪ ને વાર બુધના દીવસે
"ઇજાવી કુલ જરથોશતીઓના વપરાસ
"માટે ખુલ્લું મેલયું છે."

## ભરૂચની નાલીએરવાલાની દરેહમેહર બાઇ વીરબાઇજી શાપુરજી નાલીએરવાળાએ ફરી બંધાવી તેનો પાયો નાખીયાનો અહેવાલ.

ભરૂચની દરેહમેહેરનાં નવાં મકાનનો પાયો નાખવાની ક્રીયા.

જામે જમશેદ, તા૦ ૧૪ મી ડીસેમબર ૧૮૯૫ ને વાર શનેઉ.

ભરૂચ, તા૦ ૧૨ મી ડીસેમબર.

ભરૂચ શેહેરમાં પારસીઓની અડધી ડજન ઉપર અગીયારી છે, પણ બહારકોટ જેવા પારસીઓની મોટી વસતીવાળા ભાગમાં માત્ર એ દરેહમેહેર છે, જેમાં નારીયેલવાળાનાં નામથી ઓળખાતી અગીયારીનું મકાન બીસમાર હાલતમાં આવવાથી એ અગીયારીને ફરીથી બંધાવી આપવાનું મરહુમ મી૦ શાપુરજી સોરાબજી નારીયેલવાળાના વારસોએ માથે લીધુ અને તેનો પાયો નાખવાની ક્રીયા કરવા માટે મરહુમ મી૦ શાપુરજીના બેટા મી૦ અરદેશર પોતાના મીતરો તથા કંટરાકટર મી૦ કુંવરજી નવરોજી સાથે અતરે આવયા છે. એ ક્રીયા આજે અંજુમનના મેળાવડા સનમુખ કરવામાં આવી છે. પારસી પંચાયતના ધુંધી સેકરેટરી મી૦ આદરજી મનચેરજી દલાલે, મી૦ અરદેશર નારીયેલવાળાની અંજુમન સાથ ઓળખાણ કરાવી, એ અગીયારી માટે ભરૂચની અંજુમને તા૦ ૩૦ મી મારચ ૧૮૯૪ ને દીને જે ઠરાવ કરયો છે તે સંબંધી વીવેચન કરી, નારીયેલવાળાં કુટુંબે કરેલા એ ધરમનાં વખાણુ કરી, ઉપકાર માનતાં જણાવ્યું કે નારીયેલવાળા ખાનદાનવાળાઓએ જેવી ઉલટથી કામ લીધું છે તેવી ઉલટથી કંટરાકટર મી૦ કુંવરજી પણ કામ લઇ પઇસાની લાલચ ન રાખતાં ફતેહમંદીથી એ કામ પાર ઉતારશે. બાદ મી૦ આદરજી દલાલે ભરૂચની અંજુમન તરફથી નારીયેલવાળા કુટુંબીઓને નીચલું માનપત્ર અરપણ કરયું હતું:—

"નેકનામ બાઇ વીરબાઇજી તે મરહુમ શેઠ શાપુરજી સોરાબજીનાં વીધવા તથા શેઠો અરદેશરજી તથા પેસતનજી શાપુરજી નારીયેલવાળા તથા કુટુંબીઓની તનદરોસતી હોજોજી. અમો ભરૂચની સમસત અંજુમન તરફથી તમો સાહેબોનો આ પ્રસંગે ઉપકાર માનતાં અમારી અંત:કરણની ખુશી જાહેર કરવાની રજા લઈયે છીયે. આશરે ૧૦૦ વરસની વાત ઉપર તમારા વડીલ મુરબી મરહુમ શેઠ નવરોજજી નારીયેલવાળાએ બંધાવી આપેલી દરેહમેહેર બીસમાર હાલતમાં આવેલી ફરીથી ઉખેડીને નવેસરથી સારા રોનકદાર પલાન મુજબ બાંધી આપવા અને તેના જાથુકના નીભાવ સારૂ ફંડ સ્થાપવાની મરજી જણાવેલી, તે તમારી માગણી સમસત અંજુમને તા૦ ૩૦ મી મારચ ૧૮૯૪ ને દીને કબુલ કરી તે વખત તમારો ખાસ ઉપકાર માનવાની દરખાસત પસાર કરી હતી. આજના મુબારક રોજે એ મકાનના પાયાના મુરતનું ક્રીયાકામ તમારા મધેથી વડા બાઈ શેઠ અરદેશરજીના મુબારક હાથે થનાર છે, તે કામ દાદાર હોરમઝદ સચોધડીઆંમાં જે કામ શરૂ થયું છે, તે પુર ફતેહમંદીથી પાર ઉતારે. તમો બાઇ સાહેબ તથા નેક બીરાદરોએ જે સખી દીલથી તમારા બુઝરગોનું કરેલું કામ જારી રાખવા જે તારીફલાયક સખાવત કરી છે, તે માટે અમો અંત:કરણથી તમારો ઉપકાર માન્યે છીયે અને તમારી ઉમરદરાજી, બાળગોપાળની તનદરોસતી અને વેપાર રોજગારની કુશાદી ઇચ્છયે છીયે, તે દુવા આમીન થાય. આ શુભ ટાંકણે આ પાયો નખાયો છે, તે મકાન તઇયાર આરાસતે થઇ અમારા શેહેરના ઉપયોગને સારૂ જલદી સમાપટ થઈ તમારાજ મુબારક હાથે બીજી ક્રીયા વધારે ધામધુમથી થાય અને તે પાક કેબલો સરવેને એ કામમાં ઉલટથી મેહેનત કરવા નેક તઉફીક આપે અને એ મકાનને નીભાવવા તથા સારી હાલતમાં લાવવા અને રાખવા તમો સાહેબોને એથી વધારે હોંસ અને ઉલટ આપે, એ દુવા ગુજારી આ માનપત્ર ખતમ કરવાની રજા માગયે છીયે."

ઉપલું માનપત્ર આપયા બાદ એક તઇયાર કરેલા ખાડામાં એક નાની કાચણી બરણી મુકી હતી, જેની અંદર શાકર, ધાણા વીગેરે મુકયા બાદ ચાંદીનાં પતરાં ઉપર કોતરેલો લેખ પણ અંદર મુકયો હતો. તમારૂં લોકપ્રીય "જામે જમશેદ" તથા બીજાં થોડાંક વરતમાનપતરોની નકલો તથા ચાલુ સીક્કાઓ મેલયા હતા. પાયો નાખવાની ક્રીયા પુરી થયા બાદ મી૦ અરદેશર નારીયેલવાળાએ ઘટતા શબદોમાં પોતાને આપવામાં આવેલાં માનપત્ર માટે જવાબ આપતાં જણાવ્યું કે મારા મુરબી બાવાજીનો પોતાની હઇયાતીમાં એ અગીયારી બાંધવાનો વીચાર હતો, પણ એવણની એ મુરાદ બર આવે તે પેહેલાં મોતે એવણને આ જહાનમાંથી ઉઠાવી લીધાથી,

તેવણનાં મનની મુરાદ તેવણનાં મનમાંજ રહી હતી. અમારા કુટુંબીઓએ મરનારની ખાએસ મુજબ તેવણની પુંજીમાંથી અમલ કરયો છે, એમાં અમોએ અમારી ફરજ માત્ર બજાવવા સીવાય બીજું કશું વધારે કરયું નથી. આ દરેહમેહેરના કામકાજ સંબંધી અમારી મરજી મુજબ માગણી સ્વીકારવાને તેમજ બીજી જે કીમતી મદદ ભરૂચના ટ્રસ્ટી સાહેબોએ આપી છે, તે માટે અમારા કુટુંબ તરફથી તેઓનો ઉપકાર માનું છું અને આશા રાખું છું કે હવે પછી પણ એવી મદદ ચાલુ રાખશે. આ નેક કામમાં સરવે સાહેબોએ તસ્દી લઇ અમને માન આપયું છે, તે માટે અમો તમારા આભારી થયા છીયે. અમારાં બુઝરગ માતાજી વીરબાઈજી તથા આખાં કુટુંબ તરફથી આ આપવામાં આવેલાં માનપત્ર માટે એક વાર ફરીથી તમારો ઉપકાર માની બેસવાની રજા લઉં છું.

મી૦ રૂસતમજી હોરમસજી વખારીયાએ અસરકારક શબ્દોમાં નારીયેલવાળા ખાનદાનની તારીફ કહી મરહુમ મી૦ શાપુરજીએ એ અગીયારી બંધાવા સંબંધી પોતાને વાત કહી હતી, એમ જણાવ્યું. ત્યારબાદ મેસરસ અરદેશર નારીયેલવાળા, કુંવરજી કંટરાકટર, આદરજી મનચેરજી દલાલ વીગેરેને ફુલના હારો પહેરાવી, મોબેદોને આશોદાદ આપી હતી. છેવટે મી૦ સોરાબશાહ દાદાભાઇએ સુચના કરી કે જે લેલાથી આ ક્રીયા કરવામાં આવી છે, તે ચાંદીનો લેલો મી૦ અરદેશરને અંજુમન તરફથી ભેટ આપવો. તે આપયા બાદ મેળાવડો વીસરજન થયો હતો.

## રાજકોટનાં અંજુમનનાં ઉધરાતનાં દોખમાંનો તાણો પુરાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૭ મી ડીસેમબર ૧૮૯૫ ને વાર સોમે.

કુલે જરથોસતી આલમને ખબર.

કુલ જરથોસતી બાનુ તથા અહસથોને નમનતાઇ સાથે જાહેર કરવાની રજા લઇયે છીયે કે શ્રી રાજકોટ મધે આપણા પાક અને ખાલેસ મઝહબનાં ફરમાન પ્રમાણે દોખમાંનો તાંણો પુરવાની શુભ ક્રીયા રોજ ૧૫ મો દપમેહેર દાદાર માહા ૪ થો તીર શેહેનશાહી સને ૧૨૬૫ યઝદજરદી, તા૦ ૨૯ મી ડીસેમબર સને ૧૮૯૫ ઇસવી ને વાર રવેહને દીવસે કરવા ઠરાવી છે, તે શુભ પ્રસંગ ઉપર સરવે



જરથોસતી બાનુ તથા અહસથોએ સામેલ થઇ સવાબમાં વધારો કરવાની એલતેમાસ કરવામાં આવે છે.

દેશાવર ખાતેથી આવનાર બાનુઓ તથા સાહેબો માટે ખાણાપીણાની સગવડ સારૂં હોટેલ તથા ઉતરવા વાસતે ખાસ સગવડ અહીંની અંજુમન તરફથી નવસારીવાળા નવરોજજી દાદાભાઈ બારીઆ તથા માણેકજી મનચેરજી સુતરયાને કરી આપી એવો ઠરાવ કરયો છે કે આખા દીવસના રૂ૧॥= લઇ બે વખત ચા, નાસતો બપોરનું તથા રાતનું ખાણું પુરૂં પાડે, જેથી કોઇ પણ જરથોસતી બાનુ તથા સાહેબોને અહીં આવ્યા પછી કોઇ પણ જાતની હરકત પડશે નહી, પણ જો નીચે સહી કરનારને અગાઉથી ખબર આપશો તો ઓર વધારે સગવડ કરવાની ગોઠવણ કરવામાં આવશે.

હાલ થંડીની મોસમ છે જેથી સાથે ગરમ પહેરવા ઓઢવાનાં કપડાં રાખવા વીનંતી છે.

**બરજોરજી નવરોજજી આગા,**

પ્રેસીડંટ.

રાજકોટ જરથોસતી અંજુમન.

રાજકોટ, તા૦ ૪ થી ડીસેમ્બર ૧૮૯૫.

જામે જમશેદ, તા૦ ૨ જી જાનેવારી ૧૮૯૬ ને વાર ગરેહ.

રાજકોટ, તા૦ ૨૯ મી ડીસેમબર.

કાઠીઆવાડનાં આ જાણીતાં શેહેરમાં પારસી વસતી વધેલી હોવાથી, એક દોખમાંની હાજત વરસો થયાં રજુ થઇ હતી, જે પાર પડવાનો દીવસ આખરે નજદીક આવતો જોઇ સંતોષ ઉપજે છે. એ નવાં દોખમાંનો તાણો પુરવાની ક્રીયામાં ભાગ લેવા માટે તમારી તરફથી દસતુર ડાકટર જામાસપજી મીનોચેહેરજી જામાસપઆશાના અતરે આવ્યા છે, અને તાણો પુરવાની ક્રીયા આજે સહવારના ૭ કલાકે કરવામાં આવી હતી. એ ક્રીયામાં હાજર થવા માટે અતરેના ઘણાખરા જરથોસતીઓ ભેગા મળયા હતા, જેઓની સગવડ માટે દોખમાવાળી જગાની નજદીકમાં એક શામીયાનો ઉભો કરવામાં આવ્યો હતો. હાજર થયલાઓમાં અલબતાં અતરેની જરથોસતી બાનુઓ પણ જોવામાં આવતી હતી. દોખમાવાળી જગા શેહેરથી દુર હોવાને લીધે અંજુમનના કારોબારીઓએ સઘળાંઓ માટે ગાડીઓની પુરતી સગવડ કરી આપી હતી.

દસતુર જામાસપજીની દેખરેખ હેઠલ અતરેના પંથકી એરવદ આદરજી માણેકજી મેહેરજીરાણાએ, એરવદ ફ્રામજી કેકોબાદજી મેહેરજીરાણાની સાથ સઘળી ક્રીયા કરી હતી, જે ક્રીયા સંતોષકારક રીતે પાર પાડવા માટે દસતુર જામાસપજીએ એ બેઉ એરવદોને સાબાશી આપી હતી. એ ગંભીર પવીત્ર ક્રીયા પુરી થતાં ૩ કલાક લાગા હતા, જે પછી મી૦ એચ. ડી. સતારાવાળાએ હાજર રહેલી મીજલસનો એક ફોટોગ્રાફ પાડી લીધો હતો. મીજલસીઓએ ક્રીયા માટે ઘેરી લીધેલી જગામાં ચાંદી નાણું નાખવા પછી સઘળાઓ શામીયાનામાં પોતાની બેઠકો ઉપર આવી બેઠા હતા, જે પછી રાજકોટની જરથોસતી અંજુમનના સરનશીન મી૦ બરજોરજી નવરોજજી આગાએ ઉભા થઇ જણાવ્યું કે, આ દોખમાને લગતી વીગતોનું અંજુમન પત્ર, મારી નાદરૂસત તબીયતને લીધે, મારેથી વંચાઇ શકાતું ન હોવાથી, અંજુમનના સેકરેટરી મી૦ રતનશાહ તમારી સનમુખ વાંચી સંભળાવશે.

સેકરેટરી મી૦ રતનશાહ પેશતનજીએ અંજુમન પત્ર વાંચી સંભળાવ્યું હતું, જેમાં જણાવવામાં આવ્યું હતું કે, છેલ્લાં ૧૨ વરસ થયાં આ નેક કામ કરવાની ચરચા રાજકોટના જરથોસતીઓમાં ચાલતી હતી, જે કામ હાર પાડવા માટે કેટલાક ગ્રહસથોએ પોતાનો ફાળો પણ આપયો હતો. પણ જરૂર જોગું નાણું ભેગું કરવાની જોગવાઇ ન હોવાથી, અત્યારસુધી એ કામ પડતું નાખવું પડયું હતું. હાલ જોકે દોખમું બાંધવા માટે જરૂરજોગું નાણું એકઠું થયું છે ખરૂં, પણ દોખમું અમલમાં આવવા પછી, નસેસાલારો વગેરે રાખવાનો ખરચ કરવાની આપણી બીનશક્તી તો ટીંગાયલીજ રહેશે. તોપણ રાજકોટની અંજુમને હીંમત રાખી, જે કામ માથે ઉઠાવ્યું છે તે ખંતથી પાર પાડવું જોઇયે છે. દોખમું ચાલુ થવા પછી સખી જરથોસતીઓ એ નવાં જરૂરનાં કામ માટે મદદ આપવાને ના પાડશે નહી. તેટલાં માટે આ નેક કામ જરા પણ વધુ ઢીલ વગર પાર પાડવાનો ઠરાવ કરયો હતો અને કારોબારીઓ ઉમેદ રાખે છે કે, બાકીના ખરચ માટે તેઓ તરફથી ઘટતી મદદ કરવામાં આવશે. આજે તારના સંદેશા મારફતે અંજુમનના કારોબારીઓને ખબર મળી છે કે, સખાવતી લાગણીનાં દીનદાર બાઇ સાહેબ બાઇ દીનબાઇ વીધવા નશરવાનજી માણેકજી પીટીટે આપણાં આ નવાં દોખમાં આગળ એક સગડી તથા ઘટતી જગાએ એક નસાખાનું બાંધવા માટે રૂ૩૦૦૦) ની મોટી રકમ આપવાની પોતાની મરજી જણાવી છે. તેમજ એક સખી દીનદાર જરથોસતી ગ્રહસથે એ દોખમાં આગળ કુવો બાંધવા માટે રૂ૨૭૦૦ ની રકમ આપી છે, જે માટે રાજકોટની અંજુમન તેઓનો બહુ મોટો ઉપકાર માને છે. આ દોખમું અમલમાં લાવવા માટે જે ફંડ આપણે એકઠું કરયું છે, તે ભરાવા માટે દસતુર જામાસપજીએ મુંબઇમાં જે તકલીફ ઉઠાવી હતી, તેથી આખી અંજુમન ઉપર તેવણે મોટો આભાર કરયો છે. રાજકોટની અંજુમન મી૦ કાવસજી દીનશાહ એદનવાળાનો પણ મોટો આભાર માને છે, કારણકે એ શેઠે આ દોખમું બાંધવા માટે રૂ૨૫૦૦ ની કીમતના પથર મોકલાવી આપયા છે. રાજકોટનું આ પહેલું દોખમું ૨૦ પાયરીનું બંધાવવામાં આવે છે, જેની આસપાસ ૧૮ ફીટ ઉંચી દીવાલ ઉભી કરવામાં આવશે. મી૦ એડનવાળા તરફથી પથરાની મદદ મળેલી હોવાથી આ દોખમાં પાછળ કાંઇ મોટો ખરચ થવાની વકી નથી.

દસ્તુર જામાસપજી મીનોચેહેરજીએ આ નેક કામમાં ભાગ લેનારાઓ તેમજ તેને મદદ કરનારાઓનો ઉપકાર માની તેઓને સાબાશી આપી હતી. દસ્તુરે બાઇ દીનબાઈ પીટીટનો ખાસ આભાર માન્યો હતો, કે જેવણ એવાં દરેક ધરમને લગતાં કામોમાં મુગે મોહોડે પોતાનો હીસ્સો મોકલ્યાં જાય છે.

એ પછી મી૦ કુંવરજી કેયાજી વકીલે હાજર રહેલાઓનો ઉપકાર માની અંજુમનના સરનશીન મી૦ બરજોરજી નવરોજજી આગા તથા કારોબારીઓની બહુ સતુતી કરી હતી. એ પછી મીજલસ વીખેરાવા માંડી હતી.

બાહેરગામથી આવેલા જરથોસતીઓની સંખ્યા આશરે ૭૫ ની જણાય છે, જેઓને વાંકાનેરના ઉતારાના બંગલામાં ઉતારો આપવામાં આવ્યો છે. તાંણો પુરતી વખતે ખાડામાં જે રૂપાંનાણું નાખવામાં આવ્યું હતું, તેથી રૂ૧૧૪ ઉપજ્યા છે. એ ઉપરાંત ઉઘરાણાની ટીપ હાજર રહેલાઓમાં ફેરવવામાં આવી હતી, જેમાં રૂ૬૫૦ ને આશરેની રકમ ભરાયલી કહેવાય છે. સઘળી મળી રકમ આ દોખમાંને ખાતે રૂ૬૫૦૦ ની લાગતાવળગતાઓનાં હસતકમાં રહેલી કહેવાય છે.

# ઈ૦ સ૦ ૧૮૯૬.

## એલાવનાં અંજુમનનાં ઉધરાતનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૧૪ મી જાનેવારી ૧૮૯૬ ને વાર ભોમે.

ઇલાવથી એક ગ્રહસ્થ લખી જણાવે છે કે, નવાં દોખમાંનો તાણો પુરવાની ક્રીયા ગયા શુક્રવારને દીને સહવારે આઠ વાગતે કરવામાં આવી હતી. તેમાં શામેલ થવાને ગામે ગામના લોકો એક દીવસ આગમજથી ત્યાં ગયાં હતાં, અને આસરે એક હજાર જરથોસ્તીઓથી ઇલાવ ગામ હળીમળી રહયું હતું. ક્રીયાને આગલે દીવસે સાંજે તથા ક્રીયાને દીવસે બપોરે ઇલાવની અંજુમન તરફથી સરવે જરથોસ્તીઓને જમણ આપવામાં આવ્યું હતું. તાણો પુરવાની ક્રીયા મુંબઇવાળા દસ્તુર શાપુરજી મનચેરજી ઇછાપોરયા અને મોબેદ નસરવાનજી ફરામજી ઇલાવયાની દેખરેખ હેઠળ મોબેદો પેસ્તનજી નસરવાનજી તથા ડોસાભાઇ મેહરવાનજીએ કરી હતી. બાદ અંજુમન તરફથી મી૦ દીનશાહજી જીવનજી પટેલે કેટલુંક વીવેચન કરયા પછી, દસ્તુર ઇછાપોરયા, મોબેદ નસરવાનજી ફરામજી, અને કનત્રાકટર મી૦ રતનજી બરજોરજી સહીઆરને અંજુમન તરફની શાલો ઓઢાડવામાં આવી હતી. દોખમામાં પડેલી પડત રૂપીયા બસોથી સેજ વધારે હતી.

## સુરતનાં માછલી પીઠનાં અંજુમનનાં ઉઘરાતથી બંધાયલાં આદરાંન "બાગે પારસા" ને પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૯૬ ને વાર ભોમે.

### જાહેર ખબર.

જરથોસતી ખાસ વ આમને આથી ખબર આપવામાં આવે છે કે, સુરત માછલીપીઠમાં નવાં આદરીઆન સાહેબનું મકાન બંધાઇ તઇયાર થયું છે. તેમાં આતશને તખ્તનશીન કરવાની ક્રીયા રાજ ૧૭ મો માહ ૬ ઠો શેહેનશાહી, તા૦ ૨૯ મી ફેબરવારી સને ૧૮૯૬ ને વાર શનેઉને રોજે સહવારે ૯ કલાકે એ આદરીયાન સાહેબનાં મકાનમાં થનાર છે, તે વેળા જરથોસતી સાહેબોએ એ ક્રીયામાં સામેલ થઇ સવાબનો હંમેશ હાંસલ કરવાની અરજ કરવામાં આવે છે.

લા૦ સેવકો,

**નશરવાનજી નવરોજજી,**
**એદલજી પાલનજી લાલકાકા,**
**દીનશાહ જીવાજી એદલબેહેરામ,**
**રૂસતમજી નવરોજજી પટેલ,**
**શેહેરયારજી જમશેદજી કાપડયા,**
**દીનશાજી રૂસતમજી લાકડાંવાળા,**
ત્રસટીઓ.

સુરત, તા૦ ૧૫ મી ફેબરવારી સને ૧૮૯૬.

જામે જમશેદ, તા૦ ૨ જી મારચ ૧૮૯૬ ને વાર સોમે.

સુરત, તા૦ ૨૯ મી ફેબરવારી.

અત્રેના માછલીપીઠમાં જે નવું આદરીઆન, ફંડ એકઠું કરીને, બંધાવામાં આવ્યુ છે, તેમાં આતશ તખ્તનશીન કરવાની ક્રીયાં આજે પહેલા પોહોરના ૯ કલાકે એ નવમકાનમાં મુંબઇવાળા દસતુર ડાકટર જામાસપજી મીનોચેહેરજી જામાસપઆશાનાનાં ઉપરીપણાં હેઠલ કરવામાં આવી હતી, જે વેળા મેસરસ બરજોરજી નશરવાનજી વકીલ, નવરોજજી બમનજી વકીલ, જમશેદજી કાવસજી એંટી, આદરજી મનચેરજી જોશી, કેકોબાદ કાવસજી દીનશાહ એદનવાળા, એદલજી લાહેર, દીનશાહ દોરાબજી મીસ્ત્રી, દસતુર સોરાબજી ખરશેદજી, ડાકટર ફરામજી શાપુરજી બરદી વગેરે ગ્રહસથો, આદરીયાનના ત્રસટીઓ, તથા બીજા પારસી ગ્રહસથો અને બાનુઓનો એક મેળાવડો થયો હતો.

જશનની ક્રીયાનું કામ દસતુરજી જામાસપજીને એ આદરીયાનના દસતુર તરીકે કરવા, તથા એમ કરવાથી પંથકનો કે હકનો સવાલ એમાં રહી શકતો નથી, એમ જણાવી ત્રસટીઓ, પથંકી તથા અથોરનાનો તરફનો એક વીનંતીપત્ર મી૦ મનચેરશાહ પાલનજીએ વાંચી સંભળાવયો હતો. દસતુરજી જામાસપજીએ તેના જવાબમાં જણાવ્યું કે, "હું મોટી ખુશી સાથે જશન માંડતે, પણ મારી તબીયત સારી નથી, તેથી આદરીયાનના પંથકી અને નાયબ દસતુર મોબેદ એદલજીને ફરમાસ કરું છું કે, તેઓએ જશન માંડવું. મને માંદગી સીવાય બીજી કાંઈ પણ હરકત જશન માંડવાને છેજ નહી."

જશનની ક્રીયા પુરી થવા પછી એ આદરીયાનના મેનેજીંગ ત્રસ્ટી ડાકટર નશરવાનજી નવરોજજીએ એ આદરીયાન સંબંધી હકીકત વાંચી સંભળાવી હતી, જેમાં તેઓએ આ આદરીયાન સ્થાપન કરવામાં કેટલીક તરફથી જે હરકતો અને મુશકેલીઓ નાખવામાં આવેલી તે વીશે ઇસારો કરી જણાવ્યું કે, આદરીયાનનું મકાન બાંધવાના ફંડમાં રૂ૧૨,૬૦૦ ને આશરેની રકમો ભરાઇ છે, જેમાંથી આ મજબુત મકાન બાંધવામાં આવ્યું છે. તેના નીભાવ ફંડમાં જરથોસતીઓ તરફથી મોટી રકમો ભરાઇ છે. બોય દેવા માટે એક સખી બાઇ તરફથી રૂ૧૭૦૦ ની રકમ ભરાઇ છે. ખાનબહાદુર ધનજીભાઇ ફકીરજી કામાડોરે રૂ૧૦૦૦, એક બાઇએ રૂ ૫૧૦, બાઇ મીઠીબાઈ રૂસતમજી લાકડાંવાળાએ રૂ૩૦૦, મી૦ ગુસતાદજી મીની અને તેવણના ખેશીઓ તરફથી આશરે રૂ૭૦૦ ની રકમો, તેમજ બીજી રકમો મળીને રૂ૫૨૦૦ ચાલુ ફંડમાં ભરાયા છે. પણ હજી એ ફંડને મોટી રકમની મદદની જરૂર છે. એ ફંડ પુરતું થતાં સુધી એને નીભાવવાના ખરચની કશી ફીકર નથી, સબબ પહેલાં આખાં વરસનો ખરચ હું પોતે એકલે હાથે ઉઠાવી લઉં છું. આ આદરીયાનમાં દસતુરજી તરીકેનો હક દસતુરજી જામાસપજી મીનોચેહેરજી જામાસપઆશાનાનો અને પંથકી તરીકેનો મોબેદ એદલજી માણેકજી દફતરીનો રહેશે. દસતુરજી જામાસપજીનો ખાસ આભાર માનયે છીયે કે, તેઓએ સ્વતંત્રપણે અત્રે પધારી પોતાની ફરજ બજાવી છે, તેમજ સખીવજુદ પીટીટ ખાનદાનનો તથા સઘળાં નાણાં ભરનારાંઓનો આભાર માનવામાં આવે છે.

આ અઠવાડિયાંમાં દસતુર જામાસપજી તરફથી દરરોજ સાંજના વખત, પહરેજગારી, કોઇ પણ ચીજ નકામી પેદા થઇ નથી, રવાંનોની બાજ રોજગારની ક્રીયા તથા ભણતરો ચાલુ રાખવાની અગત, બાજદીયસનાન બાઇઓની ફરજ, આતશની બુલંદી વગેરે બાબદો ઉપર વાએજો અપાઇ હતી. છેલ્લી વાએજ વખતે બાનુઓની મોટી સંખ્યા ભેગી મળી હતી અને વાએજ પુરી થતાં, અત્રેની હાઇ સકુલના એક શીક્ષક એરવદ જહાંગીર હોરમજજી નશરવાનજી કાંગાની એક ચંચળ બેટીએ, એવી બોધકારક વાએજ આપવા માટે, દસતુર જામાસપજીનું મોટું હેશાંન માનનારૂં ટુંક ભાષણ કરયું હતું.

બાદ દસતુર જામાસપજી તરફથી તેમના બેટા એરવદ કેખુશરોએ વાંચી સંભળાવ્યું કે, આ આદરીયાનથી એક ખરેખરી ખોટ પુરી પડી છે. જયાં જરથોસતીઓની થોડી વસતી હોય ત્યાં આતશ આદરાન કરવાની જરૂર હોય છે, તો મોટી વસતીમાં તો ઠેર ઠેર આવાં આતશ આદરાનો આપણાં મહજબનાં ફરમાન મુજબ થવાં જોઇયે; જેમકે મુંબઇમાં ઠેર ઠેર આવાં આતશ આદરાનો છે. વળી કેટલાક અદેખા અને અણસમજુઓ એમ સમજાવે છે કે, એક કેબલાની સામે બીજો કેબલો ઉભો કરવામાં પાપ છે અને તેમ કરનાર ફના થાય છે, પણ તેઓનું એ કહેવું મહજબથી ઉલટું તથા ગુનાહભરેલું છે. બાદ દસતુરજીએ ત્રસટીઓનો ઉપકાર માનતાં જણાવ્યું કે ધરમગુરૂઓની ફરજ છે કે, ધરમનાં કામમાં આગેવાની કરી પોતાની હાજરી આપી ફરજ બજાવવી. તે પ્રમાણે અમે આ કામમાં કરયું છે અને માત્ર ફરજ બજાવી છે.

એ પછી દસતુર જામાસપજીને અંજુમન તરફથી ડાકટર નશરવાનજીએ, આદરીયાનના ત્રસટીઓ તરફથી મી૦ એદલજી પાલનજી લાલકાકાએ તથા આદરીયાનના મોબેદો તરફથી પંથકી મોબેદ એદલજીએ શાલો ઓઢાડી હતી. દસતુરજીના દીકરા એરવદ કેખુશરોને અંજુમન તરફથી ડાકટર નશરવાનજીએ શાલ ઓઢાડી હતી, જયારે આદરીયાનના પંથકી મોબેદ એદલજીને ત્રસટીઓ તરફથી, ડાકટર નશરવાનજીએ તેમજ એ પંથકીને દસતુર જામાસપજી તરફથી નાયબ દસતુર તરીકેની શાલો ઓઢાડવામાં આવી. મીનોચેહેર હોમજી પંથકના મોબેદ જમશેદજી ફરદુનજીને ત્રસટીઓ તરફથી મી૦ શેહેરીયારજી જમશેદજીએ શાલો ઓઢાડી હતી. ડાકટર નશરવાનજીને અંજુમન તરફથી મી૦ એદલજી પાહલનજી લાલકાકાએ તેમજ મરહુમ મી૦ સોહરાબજી એદલજી વહાડયાજી અને તેમનાં બેહન બાઇ ડોસીબાઇ કોટવાલ તરફથી મી૦ મનચેરજી બેહેરામજીએ શાલો ઓઢાડી તથા એક ત્રસટી મી૦ શેહેરીયારજી જમશેદજી કાપડયાને ત્રસટીઓ તરફથી મી૦ રૂસતમજી નવરોજજી પટેલે શાલ ઓઢાડી હતી. દસતુર તથા મોબેદોને આશોદાદ અપાવા પછી મી૦ મનચેરશાહ પાહલનજીએ આ ક્રીયામાં ભાગ લેવાને મુંબઇ, ઉદવાડા, નવસારી, વલસાડ અને ભરૂચ વગેરે દેશાવરથી આવેલા ગ્રહસ્થોનો તેમજ હાજર રહેલા શેહેરી ગ્રહસ્થો તથા બાનુઓનો ઉપકાર

ત્રસટીઓ તરફથી માનયા બાદ ફુલપાન લઈ હાજર રહેલાઓ છુટા પડયા હતા. ક્રીયા થઇ રહેવા પછી આદરીઆનના ખરચને માટેનું લીસટ ફેરવતાં દસતુરજી જામાસપજી તથા બીજાઓ તરફથી રકમો ભરવામાં આવી હતી. રાતે એ મકાનમાં લાઇટ કરવામાં આવી હતી તથા ફી આપી આશરે ૯૦ જરથોસતીઓએ રાતે એ મકાનમાં ખાણું લીધું હતું.

*Times of India, Monday, 2nd March 1896.*

## CONSECRATION OF A FIRE TEMPLE AT SURAT.

SURAT, FEBRUARY 29.

The consecation of the sacred fire at Adar Ferokh under the personal supervision and direction of the venerable Dustoorjee Dr. Jamaspjee Minocheherjee of Bombay, in Machhlipeth new Fire Temple, Surat, was an imposing ceremony. The Jasan ceremony was performed this morning before a large and representative gathering of Paree ladies and gentlemen. Dr. Nusserwanjee Nowrojee, on behalf of the Anjuman, thanked the Dustoorjee for the warm interest he had taken in the undertaking. The Dustoorjee then preached an eloquent and effective sermon, exhorting the Parsees to do battle against evil, and to promote every good work, and, above all, to be true to their ancestral worship. At the close he expressed his pleasure at the erection of this fire-temple, which he said really met a long-felt want. Then followed the presentation of shawls. The proceedings of the morning passed off amidst unbounded enthusiasm. The trustees were deservedly thanked. Many gentlemen came from Bombay, Navsari, Udwara, Bulsar, Broach and the surrounding towns and villages to take part in the ceremony, which was concluded with prayer and thanksgiving.

*** એ દરેમેહેરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે :—

" પાક દાદાર હોરમજદની મદદ છે.
" હોરમજદી અને જરથોસ્તી પાક ખાલેસ
" દીનનાં બરહક ફરમાંન મુજબ દીન બેહ
" માજદીઅશનીના સાહેબોને પોતાની સર્વે
" ફરજો અદા કરવાને શારૂ દીનદાર જર-
" થોશતીઓનાં ભેગાં નાણાંની મદદથી
" પાક આતશ આદરીયાંનના નુરી કેબલા
" સાથનું આ દરેમેહેરનું પવિત્ર મકાન
" (બાગે પારસા) સુરત શેહેરના જરથો-
" સ્તીઓની આ બોહોલી વસ્તીવાલા
" ભાગમાં બંધાવી માજદીઅશની દીનનાં
" હોકમો મુજબ સર્વે ક્રીયાઓ કરાવી
" અનજુમન મેલવી જશન કરી અહુર-
" મજદી અને દીન નુરની જાહેર અને
" સાચી ગવાહી આપનાર નુરમંદ અને
" રોશન આતશ આદર ફરોબા સાહેબને
" આજના મુબારક રોજે આ મકાનમાં
" તખતનશીન કરીઆ છે. શરૂથી તે આજ
" દીન લગી આ અતી ઉપયોગી અને
" જરૂરીઆતનાં નેક ધરમનાં કામોની
" આગેવાની કરનારા જરથોસ્તી રૂફાના
" જે તાબેદાર શેવકોએ તે દાદારની બખ-
" શેશથી આ કામો સરંજામ ઉતારીઆં
" છે, તેઓએ હવે પછી પણ આ પવિત્ર
" મકાન ઉપર તથા એમાં થતાં દીન
" આઇનનાં સર્વે કામો ઉપર પોતાની
" દેખરેખ તથા મદદ ચાલુ રાખવાને માથે
" રાખ્યું છે, તથા એને લગતા તમામ
" કારોબાર ઉપર ત્રસ્તીઓ દાખલ પોતા-
" નો કુલે અખત્યાર કાયમ રાખી આ
" દરેહમેહેર તથા એને લગતાં મકાનો
" જરથોસતીના વપરાશ માટે ખુલાં મુકયાં
" છે ( રોજ મુબારક શરોશ યજદ માહા
" મુબારક શરેહવર શેહેનશાહી શને ૧૨૬૫
" યજદેજરદી તા૦ ૨૯–૨–૧૮૯૬ "

## પરેલની "જમશેદજી નશરવાંનજી પીટીટ પારસી ઑરફેનેજ" વાલી દરેમેહર.

જામે જમશેદ, તા૦ ૧૬ મી મારચ ૧૮૮૯ ને વાર શોમે.

આરફનેજના સંબંધમાં બાંધેલું નવું આતશ

આદરાંન આજે, મરહુમ શેઠ જમશેદજીનાં ૮ માં વરસની બાજને દીવસે, તદન ખાનગી રીતે ઈજવાની ક્રીયા થનાર છે. આ આતશ આદરાંનની પડોશમાંજ એક અલાયદું નાતું મકાન મોબેદોને માટે બાંધયું છે.

*** આતશ આદરાંન નથી, પણ આતશ દાદગાહ છે.

### ભોસાવલ મધે બાહારગામથી આવતાં રવાંન મુકવાનાં મકાનની તખ્તી

"બેહેસ્તનશીન નાનાભાઇ જમશેદજી
"કથોક રોજ ગાથા ૪ થો સને ૧૨૫૪
"તા૦ ૧૬ મી સપટેમ્બર ૧૮૮૫ને દીને
"હક થયા તેવણુનાં પુનને સારૂ આએ
"મકાન એવણુનાં મુરંબીજી જમશેદજી
"ફરામજી કથોકે ભુશાવલની અનજુમનને
"બંધાવી આપ્યું છે. તારીખ ૩૧ મી
"મારચ ૧૮૯૬.

### હોશંગાબાદની જરથોશ્તી રવાંનોની જગા.

રાસ્તગોફતાર, તા૦ ૫ મી આપરેલ ૧૮૯૬ ને વાર રવેઉ.

બરખેરા, તા૦ ૩૦ મી મારચ ૧૮૯૬.

### પારસીઓની છેલ્લી આરામગાહની જગ્યા.

હોશંગાબાદ ખાતે અને તેની આગલ પાછલ જરથોશતીઓની વસ્તી દન પર દન વધતી જાયચ અને છેલ્લી આરામગાહ શરીખી કશી પણ જગા હતી નહીં તેથી અતરેના ડેપ્યુટી કમીશનર સાહેબ મી૦ પલાઉડનને જરથોસ્તીઓએ અરજ કીધી જેણે જમીનનો એક ઉમદા કટકો "પારસી બરીયલ ગ્રાઉન્ડ"ને નામે હેલાંયદો આપ્યો, જ્યાં ફુલગુજાર જરથોસ્તી બાલકોની ત્રણ કબરો હાલમાં મોજુદ છે, પણ બંદોબસ્ત વગરની આસપાસથી ખુલ્લી હોવાથી અતરેના પારસી ડ્રાઈવર મી૦ કાવશજી હોરમશજી બાલાપોરીયાએ મી૦ જીજીભાઇ પેશતનજી મીસતરી મારફતે સખી બાઇ સાહેબ માતુશ્રી બાઇ દીનબાઈ નશરવાંનજી પીટીટને અરજ કીધી જેવણે એ જગાની આસપાસ દીવાલ બાંધી લેવા સારૂં નજદીક રૂ ૫૦૦ ની ઉમદા બક્ષીશ કીધી જે કામ અતરેના વડા અને આબકારી કંટરાકટર મી૦ દોરાબજી ડોશાભાઇ ભીમડીવાલાએ માથે ઉઠાવી પુરૂં કીધું અને તે જગાપર શેઠ હોરમશજી બાલાપોરીયા પાસ મેહર ઈજદનાં જશનની પવીતર શુભ ક્રિયા ગઈ કાલે કરાવી. જે ક્રિયામાં હોશંગાબાદ, બરખેરા ભોપાલ, શોહાગપોરના જરથોશતીઓએ ભાગ લીધો હતો, એટલુંજ નહીં પણ જાનશીથી મી૦ કાવશજી બાલાપોરીયા અને મુંબઇથી મી૦ ડોશાભાઇ ભીમડીવાલા પણ પધારયા હતા. જશનની ક્રિયા પુરી થવા બાદ દરેક જણાઓએ બાઈ સાહેબ માતુશ્રી બાઇ દીનબાઇ પીટીટનો ઉપકાર માની તેવણુની લાંબી જીંદગી સારૂં દુવા ચાહી હતી અને બાઇ સાહેબ પર ઉપકારનો તારનો સંદેશો રવાંના કીધો હતો. તેજ મેલાવડામાં ફંડનું એક લીસટ પણ ઉભું કીધું જેમાં કેટલીક રકમો ભરાઇ છે. જશન બાદ તેજ દીને સરવે જરથોશતીઓને મી૦ દોરાબજી ડોશાભાઇ ભીમડીવાલાએ પોતાનાં હોશંગાબાદ ખાતેનાં મકાનમાં ખાણું આપ્યું હતું. આવો ગંભીર મેલાવડો અતરે પેહલવેહલોજ થયો હતો જે ખરેજ ખુશકારક હતો.

### ભરૂચની નાળીએરવાલાની દરેમેહર બાઈ વીરબાઇજી શાપુરજી નાળીએરવાલાએ ફરી બંધાવી પરઠાવી તેનો અહેવાલ.

મુંબઇનાં જામે જમશેદ, તા૦ ૯ ઠી જુન ૧૮૯૬ ને વાર શનેઉ.

ભરૂચ, તા૦ ૪ થી જુન.

અત્રેની બાહેરકોટની પારસીવાડમાં આવેલી નાળીયેરવાળાની દરેહમેહેરનું જે નવું મકાન મુંબઇવાળા મરહુમ મી૦ શાપુરજી સોરાબજી નાળીયેરવાળાનાં વીધવા તથા છોકરાઓએ બંધાવી આપયું છે, તે દરેહમેહેર ખુલ્લી મેલવાની ક્રીયા મરનાર મી૦ શાપુરજી નાળીયેરવાળાની વરસીનો આજે દીવસ હોવાથી આજે કરવામાં આવી હતી. અગીયારી આગળ એક મોટો મંડપ ઉભો કરવામાં આવ્યો હતો, જેને વાવટા તોરણોથી સણગારયો હતો. દરવાજા આગળ એક દેશી બેંડ પોતાના અવાજો રજુ કરવા માટે બેસાડયું હતું, જે ગોઠવણ સંતોષકારક ગણાયજ નહી. ૯ વાગે ક્રીયા શરૂ થઈ ત્યારે બાનુઓ તથા મદસથોનો બહુ મોટો મેળાવડો ભેગો મળયો હતો. શરૂઆતમાં દસતુર ડાકટર જામાસપજી મીનોચેહેરજી જામાસપઆશાનાનાં ઉપરીપણા હેઠલ મોબેદોએ આતશ આદરાન પરથવાની ક્રીયા કરયા બાદ જશન કરવામાં આવ્યું હતું, જે પુરૂં થતા અત્રેની પારસી પંચાયતના સેક્રેટરી મી૦ આદરજી મનચેરજી દલાલે દરખાસ્ત કરી

કે, મરહુમ મી૦ શાપુરજી નાળીયેરવાળાનું નામ પણ હવે પછી તનદરોસતીમાં લેવું, જે બહાલ રહી હતી. બાદ પારસી પંચાયતના બુજરગ અકાબર ડાકટર ધનજીશાહ મેહરવાનજીને હાથે મરહુમ મી૦ શાપુરજી નાળીયેરવાળાની તસવીર ખુલ્લી મેલાવામાં આવી હતી, જે તસવીર પારસી પંચાયતના ખરચે તઇયાર કરવામાં આવી છે.

એ કામ પુરૂં થયા પછી સઘળાઓ મંડપમાં આવીને બેઠા હતા, જ્યાં દસતુર જામાસપજી મીનોચેહેરજીએ જણાવ્યું કે, આ જગાએ મરહુમ નવરોજજી કાવસજી નાળીયેરવાળાએ બહુ જુના વખતમાં આતશ આદરાન સાહેબને તખતનશીન કરયા હતા, જે મકાન બહુ બીસમાર હાલતમાં આવવાથી મરહુમ શેઠ શાપુરજી સોહરાબજી નાળીયેરવાળાનાં વીધવા બાઈ વીરબાઇજીએ તથા તેવણનાં ફરજંદોએ દીનની ઘટતી ક્રીયા કરાવી મોટી રકમ ખરચી આ નવું મકાન બંધાવી આપયું છે. દરરોજની અશો ફરોહરની ચાલુ ક્રીયાકામ માટે એક મોટી રકમ ત્રસટ કરી આપવાનું નકી કરયું છે અને મકાન ઉપર દેખરેખ રાખવા તથા તેનો વહીવટ ચલાવવાનું કામ અત્રેની પંચાયતને સોંપયું છે. બાઇ વીરબાઇજીનું એ કામ બહુ ખુબીવંતું છે. એક નવાં આદરાન બરપા કરવા કરતાં એક જુનાં આદરાન સાહેબનું માન સાચવવું, એ ૧૦ નવાં આદરાન કરવા સરખું સમજવું. નાળીયેરવાળાનું ખાનદાન અસલવારેથી પુનનાં કામો કરતું આવ્યું છે. મુંબઇમાં મોઢખાતે દરેહમેહેર, આલપાઈ ખાતે દોખમું તથા દરેહમેહેર એ ખાનદાનનાં છે, તેમજ મુંબઇમાં મરહુમ મી૦ શાપુરજી નાળીયેરવાળાએ નવાં આતશબેહેરામમાં ૩૧૫,૦૦૦ આપયા છે અને તેવણનાં ફરજંદોએ એ નવાં આતશબેહેરામમાં રૂપાંના એક આફરગાનીઆં માટે ૩૧૦,૦૦૦ આપયા છે. બાઈ વીરબાઇજીએ પણ નવાં આતશબેહેરામમાં ચાલુ ક્રીયા માટે ૩૧,૦૦૦ ની રકમ આપી છે. એવાં ધરમનાં મકાનો બનાવવાથી મળતાં પુન વગેરે માટે દસતુર જામાસપજીએ લંબાણ વીવેચન કરી સેવટે જણાવ્યું કે, આવી ધરમને લગતી ક્રીયાની મીજલસમાં અતરેના ઠરાવેલા કોઇ દસતુર સાહેબ હાજર ન હોવાથી બહુ દલગીરી ઉપજે છે. ભરૂચ જેવાં મોટાં શેહેરમાં જરથોસતી ધરમ ફરમાન મુજબ દસતુરની ગેરહાજરી રહેવી જોઇયે નહી, કારણકે પવીત્ર ક્રીયાઓમાં કેટલીક ગમ દસતુરી પઢવામાં આવે છે. પણ જ્યારે દસતુરજ ન હોય ત્યારે દસતુરી કોણના નામની પઢાય. માટે દસતુર ખાનદાનનો કોઇ નબીરો ન મળે તો કોઇ બુજરગ તથા ક્રીયાઓમાં માહીતગાર અથોરનાનને તમારા દસતુર તરીકે ઠરાવવો જોઇયે છે. નવાં મકાનને કેટલીક દુવા ચાહવા પછી દસતુર જામાસપજીએ પોતાનું બોલવું ખતમ કરયું હતું.

એ પછી મરહુમ મી૦ શાપુરજી નાળીયેરવાળાના વડા બેટા મી૦ અરદેશર શાપુરજી નાળીયેરવાળાએ એ દરેહમેહેર ભરૂચની અંજુમનને હસતક કરવાને લગતો પત્ર વાંચી સંભળાવ્યો હતો, જેમાં જણાવ્યું હતું કે દરેહમેહેર એ મરહુમ શેઠની મરહુમ બેટી બાઇ હીરાંબાઈનાં પુન માટે ૩૧૦,૦૦૦ ના ખરચે બંધાવી છે અને તેમાં જોઇતો સરસામાન મેલવા માટે બીજો ૩૨,૦૦૦નો ખરચ કરયો છે. એ દરેહમેહેર ઉપર જાતી દેખરેખ તથા સંભાળ રાખવા અને ઘટતો બંદોબસત કરવાનું ભરૂચની પારસી પંચાયતના ત્રસટીઓને આજથી સોંપવામાં આવે છે, જેને લગતું ઘટતું લખત જલદીથી તઈયાર કરવામાં આવશે. દરેહમેહેરના જાશુકના નીભાવ માટે તથા દરરોજ બાજરોજગારની ધરમ ક્રીયા કરાવવા માટે બાઇ વીરબાઇજી વીધવા શાપુરજી સોરાબજી નાળીયેરવાળાએ પોતાની પુંજીમાંથી ૩૧૫,૦૦૦ ની રકમ અલાયદી કહાડી, તેની સરકારી લોન યા મ્યુનીસીપલ અથવા પોરટ ત્રસટ બાંડ લઇ મુંબઈની પારસી પંચાયતના ત્રસટી સાહેઓને સવાધીન કરવામાં આવશે, કે જેઓ વખતે વખત તેનું વીયાજ અત્રે મોકલતા રહેશે. કદાચ વીયાજની આવક હવે પછી ઘટે તો દરેહમેહેરનો ખરચ ઉપજના પ્રમાણમાં કરવો. જો અગીયારીનો ચાલુ ખરચ બાદ કરતાં કાંઇ રકમ વધે તો ભરૂચની પંચાયતનાં દફતરમાં એ અગીયારીને નામે જમે કરવી વગેરે.

પારસી પંચાયતના સેક્રેટરી મી૦ આદરજી દલાલે ત્રસટીઓ તરફથી જવાબ આપયો કે નાળીયેરવાળા ખાનદાનની સખાવત વીશે દસતુર જામાસપજીએ વીગતવાર ખુલાસો કરેલો હોવાને લીધે, તેમજ મુંબઇના "જામે જમશેદ"માં પણ તે વીશે અગાઉ હકીકત આવી ગયલી હોવાથી, મારે માટે કાંઇ વધુ કહેવાનું રહયું નથી. નાળીયેરવાળા ખાનદાનની આ મોટી સખાવતની એક નીરજીવ પીછાન તરીકે

અમારા ત્રસટીઓએ મરહુમ મી૦ શાપુરજીની તસવીર ચીતરાવી દરેહમેહેરમાં મુકી છે અને એક માનપત્ર તથા શીયાલ તેવણુનાં વીધવા તથા કુટુંબીઓને અરપણ કરવાનો ઠરાવ કરયો છે તથા દસતુર સાહેબ જામાસપજીએ તસદી લઇ અત્રે વાયજો કરી જરથોસતીઓને સારો બોધ આપી અત્રેની પારસી અંજુમન ઉપર ઉપકાર કરયો છે તેવણુને એક માનપત્ર તથા શીયાલ આપવાનો ઠરાવ કરયો છે. દસતુર જામાસપજીએ અત્રે કોઇ દસતુર ન હોવા વીશે સેહેજ ઇસારો કરયો છે, તે માટે મારે જણાવવું જોઇયે કે એ બાબદ અમે ભુલી ગયા નથી અને ખોદાનું ચાહવું હશે તો ચંદરોજમાં તેનો નીરણય થશે. બાદ ઉપર જણાવેલાં માનપત્રો વાંચી સંભળાવી અરપણ કરયાં હતાં. દસતુરજીને માનપત્ર તથા શીયાલ ડાકટર ધનજીશાહને હાથે અપાવ્યાં હતાં અને બાઇ વીરબાઇજી નાળીયેરવાળાને બાઈ બીખાઇજી રૂસતમજી હોરમજજી વખારીયાને હાથે અપાવામાં આવ્યાં હતાં. પોતાને મળેલાં માનપત્ર માટે દસતુર જામાસપજીએ તેમજ પોતાનાં માતાજીને આપેલાં માનપત્ર વગેરે માટે મી૦ અરદેશર શાપુરજી નાળીયેરવાળાએ ઘટતા બોલોમાં આભાર માન્યો હતો. આજના એ પ્રસંગની ખુશાલીમાં મી૦ અરદેશરે પોતા તરફથી પોતાનાં મરહુમ બેહન બાઇ સુનાબાઇ શાપુરજી નાળીયેરવાળાનાં પુન માટે રૂ૫૦૦ ની સરકારી લોન ફકત વીયાજ વાપરવા માટે ભરૂચના ત્રસટીઓને સવાધીન કરી હતી કે એ વીયાજ એ દરેહમેહેરના ફાયદા માટે વાપરવું. રાતના દરેહમેહેરમાં રોશની કરવામાં આવી હતી તથા નાળીયેરવાળાં કુટુંબીઓ તરફથી ભરૂચના પારસી મરદોને રાતના નાતનું ખાણું આપવામાં આવ્યું હતું.

*** આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"શ્રી પાક દાદાર હોરમઝદની મદદ છે.
"શ્રી ભરૂચ મધે બહારકોટ હાથીબારમાં
"આએ દરેમેહેર પહેલાં બેહેસ્તનશીન શેઠ
"નવરોજી કાવસજી નારીએલવાલાએ યઝદે-
"જરદી સને ૧૧૫૨ ઇસ્વી સને ૧૭૮૩
"માં બંધાવી આપી હતી તે તદન
"બીસમાર હાલતમાં આવ્યાથી ફરી નવે-
"સરથી બેહેસ્તનશીન શેઠ સાપુરજી સોરા-
"બજી નારીએલવાલાની ખાએશ મુજબ
"તેવણુની પોતાની પુંજીમાંથી તેવણુનાં
"મરહુમ બેહેસ્તનશીન છોકરી બાઇ હીરાં-
"બાઈનાં પુન માટે તેવણુના વારસોએ
"બંધાવી આપી છે—આએ ઈમારતનો
"પાયો નાંખવાની ક્રીયા રોજ ૨૮) મો
"જમીયાદ યઝદ માહા ૩ જો ખોરદાદ
"અમશાશપંદ શેહનશાહી સને ૧૨૬૫
"યઝદેજરદી, તારીખ ૧૨ મી ડીસેમ્બર
"૧૮૯૫ ઇસવી વાર ગુરૂને દીને થઇ હતી.
"આએ દરેમેહેરના આતશ આદરાંન સાહે-
"બને તખ્તનશીન કરવાની ક્રીયા રોજ
"દેપદીન દાદાર હોરમઝદ માહ ૯ મો
"આદર યઝદ શેહેનશાહી સને ૧૨૬૫
"યઝદેજરદી, તારીખ ૪ થી જુન ૧૮૯૬
"ઇસવી વાર ગુરૂને દીને કરવા પછી કુલ
"ભરૂચ શેહેરના જરથોસ્તીઓના જાહેર
"વપરાસ માટે ખુલ્લી મુકી અતરેના
"પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબોના હસ્ત-
"કમાં સોંપવામાં આવી છે.
"આએ દરેહમેહેરના ચાલુ નીભાવ ખરચ
"માટે મરહુમ બેહેસ્તનશીન શેઠ શાપુરજી
"સોરાબજી નારીએલવાલાનાં વીધવા બાઇ
"વીરબાઈજીએ પોતાની ખાસ પુંજીમાંથી
"રૂપીઆ ૧૫,૦૦૦)નાં પોર્ટ ત્રસ્ટનાં બોન્ડ
"શ્રી મુંબઇ શેહેર મધેના પારસી પંચા-
"યતના ત્રસ્ટી સાહેબોને સ્વાધીન કીધા
"છે તે અનામત રાખી તેનાં બ્યાજમાંથી
"આ દરેમેહેરનો ચાલુ નીભાવ ખરચ
"કરવામાં આવશે. આએ દરેમેહેરનું કુલ
"ઇમારતનું કામ મુંબઇવાલા જાણીતા
"કંત્રાકટર શેઠ કુંવરજી નવરોજજી પાવડી-
"વાલાએ મુંબઇના રહીશ મી૦ કુંવરજી
"મનચેરજી મીસ્તરી તથા ભરૂચાની જાતી
"દેખરેખ તલે બાંધી તૈયાર કીધું છે.
"તા૦ ૧લી જુન ૧૮૯૬ ઇસવી વાર સોમે."

## કુંડીઆંણાં ગામની સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટે બંધાવેલી ધર્મશાલા ખોલ્લી મેલાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૧ મી જુન ૧૮૯૬ ને વાર ગરેઉ.

કુંડીઆના ગામમાં સર દીનશાહ પીટીટે બંધાવેલી ધરમશાલા.

કુડીઆના, તા૦ ૮ મી જુન.

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટે પોતાની સખાવતથી અમારાં ગામની એક અગતની હાજત સારી છે. તેવણે પોતાના મરહુમ બેટા શેઠ ફરામજીનાં પુન માટે

૩૨૭૦૦ ને ખરચે, કંત્રાકટર મી૦ ફરામજી હોરમસજી ગજ્જર મારફતે, અત્રે એક ધરમશાળા બબરચીખાનાં, ગોડાઉન વગેરે સાથે બંધાવી આપી છે. એ ધરમશાળા ૪૦ ફીટ લાંબી અને ૧૫ ફીટ પોહોલી છે.

એ ધરમશાળા ઉપર નીચલી તખતી મારવામાં આવી છે :—

"પાક દાદાર હોરમજદની મદદ છે.
"આએ ધરમશાળાનું મકાન, મુંબઈવાળા
"સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટે
"પોતાના બેહેસતનશીન દીકરા ફરામજી,
"ઉમર વરસ ૪૮, રોજ ૨૭ મો માહા
"૧૧ મો સને ૧૨૬૪ યઝદેજરદી ને
"તા૦ ૮ મી આગસટ સને ૧૮૯૫ ને
"વાર ગરેઉને દીને હક થયા, તેવણનાં
"પુનને સારૂં જરથોસતી ટોળાને વાપરવા
"કાજે તથા દેશાવરથી આવજા કરનાર
"જરથોસતીઓને ઉતારો લેવા તથા વાપ-
"રવા કાજે શ્રી કુંડીયાનાની અંજુમનને
"૩૨૭૦૦ અંકે સતાવીસસો આપી શેઠ
"ફરામજી હોરમસજી ગઝદર કંત્રાકટર
"હસતક બંધાવી ભેટ આપયું છે, તે
"એવી સરતે જે તેની મરામત તથા સારી
"હાલતમાં રાખવા તથા જાશુક નીભાવ
"કરવાનો ખરચ ચંદરોકાળ સુધી કુંડી-
"આનાની અંજુમન તરફથી કરવામાં
"આવશે. સને ૧૨૬૫ ય. જ. શા૦
"૧૯૫૨ સને ૧૮૯૬ ઇસવી."

આ ધરમશાળાનાં મકાનમાં એક કુવાની ઘણી અગત હતી, તે કુવો મી૦ નાનાભાઈ જીવનજી રાંદેરીઆએ પોતાનાં મરહુમ માતા વીરબાઇજી તથા પીતા જીવનજી દાદાભાઇનાં પુનને સારૂં મી૦ ફરામજી ગઝદરને કંત્રાકટ આપી ૩૩૦૦ એ બંધાવયો છે. એ કુવા માટે તેવણે સરત કરી છે કે, અરધો કુવો ગામની પારસી અંજુમનના વપરાસમાં આવે અને અરધો કુવો જે ધરમશાળાની અંદર છે, તે ખાસ ધરમશાળાનાજ વપરાસમાં આવે. એ કુવો બંધાઇ તઈયાર થવાથી અને સર દીનશાજી પીટીટે પરવાનગી આપવાથી, નવી ધરમશાળા ખુલ્લી મેલવાની કીયા, ગઇ તા૦ ૮ મી અને મરહુમ શેઠ ફરામજી પીટીટની ૧૦ મા મહીનાના બાજને દહાડે થઈ હતી અને ઉપર જણાવેલી સરતો સાથ ધરમશાળા અમારા ગામના ત્રસ્ટીઓને હવાલે કરવામાં આવી હતી. અમારી આ હાજત ટાળવા માટે અત્રેના અમો સરવે જરથોસતીઓ સર દીનશાહ માણેકજી પીટીટનો તથા શેઠ નાનાભાઇ જીવનજી રાંદેરીઆનો ઉપકાર માન્યે છીયે. અમે જાવેદાન એ શુભ મકાનનો લાભ લેતી વખતે સર દીનશાહજીના હકમાં દોઆ માંગી તેમના બેટા શેઠ ફરામજીનાં અશો રૂહને યાદ કરીશું.



## સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે બારડોલી ગામમાં બંધાવેલી ધર્મશાલા.

*** આ ધર્મશાલામાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"પાક દાદાર હોરમજદની મદદ છે.
"આએ ધરમશાલાનું મકાન મુંબઇવાલા
"સર દીનશાજી માણેકજી પીટીટ બારો-
"નેટે પોતાના બેહસ્તનશીન દીકરા ફરામજી
"(ઉમર વરશ ૪૮) નાં રોજ ૨૭ મો
"માહા ૧૧ મો શને ૧૨૬૪ યઝદેજરદી
"તા૦ ૮ મી આગશટ શને ૧૮૯૫ ને
"વાર ગરેઉને દીને હક થયા તેવણનાં
"પુનને સારૂં જરથોસ્તી ટોલાંને વાપરવા
"કાજે તથા દેશાવરોથી આવજાવ કરનાર
"જરથોસ્તીઓને વાપરવા કાજે શ્રી બાર
"ડોલીની અનજુમનને ૩૪૫૦૦) ખાંન-
"સાહેબ દીનશાહજી જમશેદજી દસ્તુર
"કામદીન બારડોલીના મામલેતદારની
"દેખરેખ હેઠલ બંધાવી ભેટ આપ્યું છે
"તે હેવી શરતે જે તેની મરામત તથા
"શારી હાલતમાં રાખવા તથા જાશુક
"નીભાવ કરવાનો ખરચ ચંદરોકાળ સુધી
"બારડોલીની અનજુમન તરફથી કર-
"વામાં આવશે.
"સને ૧૨૬૫ યઝદેજરદી. ૧૯૫૨ સંવત.
"૧૮૯૬ ઇ. સ."

## હુબલીનાં જરથોશતીઓની છેલ્લી આરામગાહની જગા ઉપર સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે બંધાવેલી શગડી પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૨ મી જુન ૧૮૯૬ ને વાર સોમે.

સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટે પોતાના મરહુમ બેટા શેઠ ફરામજીનાં પુન માટે, અત્રેના જરથોસતીઓની છેલ્લી આરામગાહની જગા ઉપર એક કુશાદે સગડીનું મકાન ૩૩,૫૦૦ ને ખરચે બંધાવી આપવાને

કબુલ્યું હતું, તે ખબર હું આગળ આપી ગયો હતો. એ સઘડીનું મકાન બંધાઈ તઇયાર થવાથી, તે વપરાસ માટે ખુલ્લું મુકવાનાં જશનની ક્રીયા, સર દીનશાહજીની પરવાનગીથી, મરહુમ શેઠ ફરામજીના દશમા મહીનાની બાજના રોજે યાને ગયા આસમાન રોજે અત્રે કરવામાં આવી હતી, જે ક્રીયામાં ધારવાડ, હુબલી, તથા ગઢકના ઘણા જરથોસતીઓ સામેલ થયા હતા. એ મીજલસ સનમુખ હુબલીની જરથોસતી અંજુમનના પ્રમુખ મી૦ એદલજી સોરાબજી ચીનાઇએ એ સઘડીને લગતો હેવાલ વાંચી સંભળાવ્યો હતો તથા સર દીનશાહજીએ એ અગતની હાજત પુરી પાડી અંજુમન ઉપર આભાર કરયો હતો, તે માટે તેવણને અનેક દુવા ચાહી હતી. એ દુવામાં અંજુમને ભાગ લઇ અત્રેના મોબેદ પાસે તનદરોસતી ભણાવી હતી. સર દીનશાહજીએ અત્રેની અંજુમનના વપરાસ માટે ભણવાની તેમજ બીજી ધરમ સંબંધી અગતની ચોપડીઓ ૧૩૮ મોકલાવી છે, જે માટે તેઓનો ઉપકાર માન્યો છે અને સારી સંભાળથી તે રાખવામાં આવનાર છે. એજ સખી શેઠની મેહેરબાનીથી થોડા વખતમાં અમારી અંજુમન માટે એક દરેહમેહેર બનાવવામાં આવે અને તેના મકાનનો પાયો નખાયલો જોઇયે, એ તદન બનવાજોગ છે.

*** આએ શગડીપર નીચે મુજબ તખ્તી મારેલી છે :—

"શ્રી પાક દાદાર હોરમઝદની મદદ છે.
"આએ સગરીનું મકાન મુંબાઇવાળા સર
"દીનશાજી માણેકજી પીતીત બારોનેતે
"પોતાના મરહુમ દીકરા ફરાંમજી જેવણ
"રોજ ૨૭ મો મીનો આશમાન માહ
"૧૧ મો બહમન અમશાસફંદ શહેન-
"શાહી સને ૧૨૬૪ ઇ. જ. તા૦ ૮ મી
"આગસત સને ૧૮૯૫ ને વાર ગરેઉને
"દીને ૪૮ વરસની ઉમરે બેહસતનશીન
"થાયા તેવણુનાં પુનને સારૂં જરથોસ્તી
"તોલાને વાપરવા ફીજે શ્રી હુબલીની
"અનજુમનને રૂ૩૫૦૦) આપી તેઓ
"હસતકથી બંધાવી ભેટ આપીયું છે તે
"એવી શરતે જે તેની મરામત તથા સારી
"હાલતમાં રાખવાનો ખરચ ચંદરોકાલ
"સુધી હુબલીની અનજુમન તરફથી કર-
"વામાં આવશે.

"સને ૧૨૬૫ ઇ. જ. સને ૧૮૯૬
"ઇસવી. સંવત ૧૯૫૨."

## રતલાંમની જરથોશતી રવાંનોની જગા.

મુંબઈ સમાચાર, તા૦ ૬ થી જુલાઈ ૧૮૯૬ ને વાર શોમે.

રતલાંમ ખાતે વસતા જરથોશતીઓ માટે લાશને ઠેકાંણે પાડવા જેવી કોઇ જગા નહીં હોવાથી, એક જરથોશતી બાળકનાં ત્યાં નીપજેલાં મરણે થોડા વખત ઉપર કાંઇક ગુંચવાડો ઉભો કરયો હતો એમ જણાવતાં ત્યાંથી એક ગ્રહસ્થ લખે છે કે, જે જગાએ તે બાળકને દફનાવવામાં આવયું હતું તે જગા પોતાને માટે એલાહેદી રાખવાને બની આવે એવી નેમથી સરકાર પાસેથી તે મેલવવા માટે ત્યાંના જરથોશતીઓએ દીવાંન ખાં. બા. ખુરશેદજી રૂસતમજી થાણેવાલાને અરજ કરી હતી. તે જગા તેમને મેળવી આપવા દીવાંને કબુલ્યું છે, અને હાલ તુરત તેની આસપાસ એક દીવાલ ઘેરી લેવા માટે તેઓનીજ સુચનાં ઉપરથી એક ફંડ ઉઘરાવી તે કામ પાર પાડવામાં આવયું છે. ગયા સરોશ રોજે તેની ખુશાલીમાં રતલામની સરકારના "રામ બાગ" નામના મોટા બગીચામાં જશનનો એક મેળાવડો કરવામાં આવયો હતો, જેમાં શામેલ થવા માટે નીમચ તેમજ ઈંદોરના જરથોસતીઓને બોલાવવામાં આવયા હતા. નાના મોટાં મળી ૪૫ જણાંએ જશનમાં ભાગ લીધો હતો. રતલાંમના રાજા સાહેબ તથા દીવાંન સાહેબની તંદરોસ્તી ચાહી મેળાવડો મોડી રાતે બરખાસ્ત થયો હતો.

*** આ જગો પર રતલાંમના દીવાંનખાંનબાહદુર ખરશેદજી રૂસતમજી થાંણેવાલાએ પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ રતનબાઇની યાદગારીમાં એક કુવો ઇ. સ. ૧૯૦૦ માં બંધાવી આપ્યો હતો, તથા એજ શાલમાં અમદાવાદવાલા મરહુમ શેઠ ફરાંમજી પેશતનજી વકીલની યાદગારીમાં એક શગડીનું મકાંન બંધાવવામાં આવ્યું છે, જે પર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.
"આ સઘડીનું મકાંન શ્રી અમદાવાદવાલા
"મરહુમ શેઠ ફરાંમજી પેશતનજી વકીલની
"પવીત્ર યાદગારી કાયમ રાખવા તેમના
"દીકરા તથા ભત્રીજાઓએ પોતાને ખરચે
"બંધાવી શ્રી રતલાંમની પારસી અનજુ-
"મનના વપરાસ માટે તેમને સ્વાધીન
"કરેલું છે. રોજ હોરમજદ માહ આદર
"સને ૧૨૬૯ યજદેઝરદી શ૦ ૧૯૫૬
"વઈશાખ શુદ ૧૪ વાર રવેઉ તા૦
"૧૩મી મેએ સને ૧૯૦૦ ઇસવી."

## ધુલીઆની પારસી આરામગાહની જગા ઇજાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૪ મી આગશટ ૧૮૯૬ ને વાર શુકરે.

ધુલીયા, તા૦ ૧૧ મી આગસટ.

ધુલીયા મધે પારસી રવાનોને અવલમંજલ પહોંચાડવાની જગાના જશનની ક્રીયા આજે સવારે આઠ વાગે એરવદ કેકોબાદ ખુરશેદજી મોદીએ કરી હતી. ક્રીયા પુરી થવા પછી અત્રેની અંજુમનના પ્રેસીડંટ મી૦ ખરશેદજી જીવાજી સોનાવાળા બોલયા કે અત્રે રવાનોને અવલમંજલ પહોંચાડવાને યાને ભુમીદા કરવાને જે જગા અસલ બાંધી તૈયાર કરી હતી, તે બધી ભરાઇ જવાથી અને વસતીના વધારાને લીધે બીજી જગાની જરૂર હોવાથી, પહેલી જગાને લગતીજ બીજી જગા વધારવી પડી, તે બાંધી આપવાને શેઠ બરજોરજી ડોસાભાઇ કેળાંવાળાએ મોટી રકમ આપી છે, તે સાથે તેની આસપાસની જગા પોતાને ખરચે ખરીદી અંજુમનને બક્ષેશ કરી મોટો ઉપકાર કરયો છે, તે માટે તેવણુનો આએ તકે આપણી અંજુમન ઘટતો ઉપકાર માને છે. વળી શેઠો ધનજીશાહ કેકોબાદની કંપનીના ભાગયા એરવદ કેકોબાદ ખુરશેદજી મોદીએ એ કામ પોતાની જાતી દેખરેખ હેઠળ કરી આપવા એક બોલે કબુલ કરયું, અને એ એરવદ સાહેબે પોતાના અનુભવને લીધે કરકસરથી સારૂં અને કીફાયતમાં કામ કરી આપયું તે માટે તેવણુનો આપણી અંજુમન ઘટતો ઉપકાર માને છે. જ્યારના એરવદ કેકોબાદ ધુલીયે આવ્યા છે, ત્યારથી અંજુમનનાં કામ સંબંધી બાબદમાં, તેમજ તેવણુ જાતે અથોરનાન હોતાથી અને અત્રે કોઇ મોબેદ ન હોવાથી, સરઅવસરે એવણુ તેમજ એવણુના બાઈ કાવસજી અને ભત્રીજા ભાઇ દીનશાહ કામ લાગે છે, તેઓનો અંજુમન ઉપકાર માને છે. આ જગયાની દેખરેખ તથા તેની આસપાસના બાગબગીચાના વધારા સુધારા પાછળ ખાન બહાદુર દાદાભાઇ હોરમસજી દુબાશની અમુલ્ય મદદ મળે છે ને તેનો ખરચ આપે છે, તેવણુનો અંજુમન ઉપકાર માને છે. પ્રેસીડંટ સાહેબના બોલવાને ટેકો આપતાં મી૦ બેહેરામશાહ પેસતનજી આઇબારા, તે ત્યાંનાં ફંડના ટ્રેઝરર વધુ બોલ્યા કે મેસરસ ધનજીશાહ કેકોબાદની કંપનીનું કંત્રાકટ ધુલીયા ખાતે પુરૂં થયું છે અને થોડા વખતમાં એઓ અહીંયાંથી જનાર છે તે ઘણું દલગીરીભરયું છે. હાલ સુધી એરવદ કેકોબાદે તથા ભાઇ અને ભત્રીજાએ સરઅવસરે અહીંયાંનાં લોકોને તેમજ અંજુમનને વગર સત્રારથે લાભો આપયા છે, પણ એવણુના જવાથી આપણુને મોટી અને અગતની ખોટ મોબેદની દેખાશે, માટે હવે આપણે અહીંયાંના આબકારી કંત્રાકટર ખાનબહાદુર દાદાભાઇ હોરમસજી દુબાશને અરજ કરવી કે, તેવણુ પોતાના હંમેશના સખી દીલગુરદાનો લાભ અહીંયાંની અંજુમનને આપે અને એક મોબેદ પહોંચતો પાડી ઉપકાર કરે. શેઠ મનચેરજી માણેકજી મુનશી, તે અહીંયાંની અંજુમનના સેક્રેટરીની ફરમાસથી પ્રેસીડંટે શેઠ બેહેરામશાહને માનપત્ર વાંચી સંભળાવવા કહેવાથી એક માનપત્ર વાંચી સંભળાવયું હતું, જે એક નકસીના સુંદર દાબડામાં મુકી એક ઉમદા શાલ સાથે શેઠ બરજોરજી ડોસાભાઇ કેળાંવાળાને ભેટ કરયું હતું અને બીજું એક માનપત્ર વાંચી સંભળાવયું હતું, કે જે એક નકસીના દાબડામાં મુકી એક ઉમદા શાલ શાથે એરવદ કેકોબાદને ભેટ કરયું હતું. એ બેઉ સાહેબોએ માનપત્રનો ઘટતો જવાબ આપવા બાદ, સરવે જણુ ચાસણી કરી વીસરજન થયા હતા.

## ધોભીતલાવનો ઇડાંવાલાની દરેમેહર બાઇ આવાંબાઇ વાડીઆની દરેમેહર સાથે જોડી નાખી.

જામે જમશેદ, તા૦ ૨૫ મી આગશટ ૧૮૯૬ ને વાર ભોમે.

ધોબીતળાવ ઉપરની એક બોરંબે પડેલી દરેમેહેરનાં મકાનનું ઠર પડ્યું.

ધોબીતળાવ ખાતે આવેલી ઈડાંવાળાની દરેહમેહેરને નામે ઓળખાતી એક પુરાણી દરેહમેહેર, જે કેટલોક વખત થયો એક યા બીજા વાંધાભરયા સંજોગોને લીધે બોરંબે પડી હતી, તે દરેહમેહેરનું મકાન આખરે ઠેકાણે પડયું છે. એ મકાનના મરહુમ માલેક મી૦ પાલનજી રૂસતમજી ઈડાંવાળાના વારસોએ, પાડોશમાંજ આવેલી મરહુમ બાઇ આવાંબાઇ અરદેશર ખરશેદજી વહાડયાની દરેહમેહેરના ત્રસટીઓ તથા એ બાઇના વારસોને ઈડાંવાળાની દરેહમેહેરનું મકાન આપી દેવાને નકી કરયું હતું. તે મુજબ ગઇ કાલે એ દરેહમેહેર મરહુમ મી૦ પાલનજી રૂસતમજી ઈડાંવાળાની ત્રીજા વરસની બાજને દીવસે, એક જાહેર જશન કરી તેમાં એક અંજુમન પત્ર વાંચી તે મારફતે એ મકાન બાઇ આવાંબાઈ વહાડયાની દરેહમેહેરના ત્રસટીઓને

સવાધીન કરવામાં આવયું હતું, જેને તેઓ તરફથી નવેસરથી બાંધીને પોતાની દરેહમેહેર સાથ જોડી નાખવામાં આવશે, એવી વકી રાખવામાં આવે છે. ઈંડાંવાળાની આ દરેહ-મેહેર જે વીધ્નોમાંથી પસાર થઇ હતી અને તેથી ધોબીતળાવના જરથોસતીઓના દીલ આજુરદે થવાને જે કારણો મળયાં હતાં, તે પછી એ ધરમનાં મકાનનાં આવેલાં આ સેવટથી એ લતા ઉપર વસતાં જરથોસતી કુટુંબોને સંતોશ મળયો છે.

જશનની ક્રીયા ૯ વાગા પછી બાઇ આવાંબાઇ વહાડયાની દરેહમેહેરના પંથકી મોબેદ માણેકજી જામાસપજી માદનની આગે-વાની હેઠળ શરૂ થઇ હતી, જેમાં ભાગ લેવાને ધોબીતળાવ ખાતેના ઘણાક જરથોસતી-ઓ હાજર થયા હતા, જેઓમાં નીચલાઓ જણાતા હતાઃ—મરહુમ મી૦ રૂસતમજી ઈંડાંવાળાનાં બેટી બાઇ પીરોજબાઇ, મેસરસ દાદાભાઇ મેરવાનજી વહાડયા. હોરમસજી જીવનજી મીસ્ત્રી, નવરોજજી માણેકજી કંત્રાક-ટર, અરદેશર રતનજી ગઝદર, બેજનજી પાલનજી પાલખીવાળા, શાપુરજી આદરજી દારૂવાળા, જહાંગીર રતનજી દુબાશ, પેસતનજી ફકીરજી સીધવા, અસપંદયાર બરજોરજી પંથકી, દાદાભાઇ ખરશેદજી દોરડી, બહમનજી ભીખાજી કાંગા, રૂસતમજી બરજોરજી મીઠાઇ-વાળા, દાદાભાઇ કાવશજી મીસ્ત્રી ધનજીભાઇ રૂસતમજી કેળાંવાળા, ખરશેદજી વાચછા, નશર-વાનજી બમનજી બોસની, પેસતનજી બેહેરામજી દાંતરા, હોરમસજી ધનજીભાઇ માસતર વગેરે.

જશનની ક્રીયા પુરી થવા પછી મી૦ નવરોજજી માણેકજી કંત્રાકટરે નીચલો અં-જુમન પત્ર વાંચી સંભળાવયો હતોઃ—

"મીજલસના સાહેબો, જત જે જગા ઉપર આજ દીને આપણે ભેગા થયા છીએ, તે જગા ઉપર મરહુમ શેઠ રૂસતમજી સોરા-બજી ભરૂચા ગોરાઇવાળા તથા ઈંડાંવાળાએ જરથોસતીઓનું દીનઆઇનનું સરવે ક્રીયા કામ કરવા સારૂ એક મકાન બંધાવી રોજ ૧૭ મો માહ ૧૨ મો શેહેનશાહી સને ૧૨૧૨ યઝદેજરદી, તા૦ ૧૦ મી સપટેમબર સને ૧૮૪૩ ઇસવીને દીને એક દરેહમેહેર ઇજાવી આપી હતી, અને એ દરેહમેહેરમાં સરવે જરથોશતીઓને બંદગી કરવા સારૂ મરહુમ શેઠ રૂસતમજી જીવનજી પોંચખાનાવાળાએ એક આતશઆદરાંન સાહેબ પોતાના ખરચે બનાવીને રોજ ૨૦ મો માહ ૧૧ મો શેહેન-શાહી સને ૧૨૧૭ યઝદેજરદી, તા૦ ૧૨ મી આગસટ સને ૧૮૪૮ ઇસવીને દીને પરથાવયા હતા અને એ આદરાન સાહેબને સારૂ તેલ, કાઠી, વગેરેનો ચાલુ ખરચ બેહેસતનશીન બાઇ આવાંબાઇ, તે શેઠ અરદેશર ખરશેદજી વહાડયાજીનાં ધણીયાણીએ તેજ દીનેથી પોતાના તરફથી આપતો કરયો હતો. બાદ એ દરેહમેહેર-ની પાડોશમાંજ બેહેસતનશીન બાઇ આવાંબાઇ અરદેશર ખરશેદજી વહાડયાએ પોતાની દીકરી મરહુમ બાઇ સુનાબાઇનાં પુન માટે રોજ ૨૪મો માહ ૭મો શેહેનશાહી સને ૧૨૩૧ યઝદેજરદી, તા૦ ૧૫ મી એપ્રેલ સને ૧૮૬૨ ને દીને એક નવું મોટું મકાન બંધાવીને, એજ આતશ આદરાન સાહેબ એ નવી જગયા ઉપર તખત-નશીન કરાવયા હતા અને બાજુનું મકાન તે નવાં મકાન સાથે વાપરવા સારૂં જોડી નાખ-વામાં આવયું હતું. તયાર બાદ એ જુનું મકાન બીસમાર હાલતમાં આવી ગયાથી ઇસવી સને ૧૮૬૭ નાં સાલમાં જરથોસતી-ઓમાંથી આશરે રૂ ૧૫૦૦) નું ઉઘરાણું કરી એ મકાન દરૂસત કરવામાં આવયું હતું. પણ ઈસવી સને ૧૮૭૯ નાં સાલમાં આ જુનું મકાન મરહુમ શેઠ રૂસતમજી સોરાબજી ઈંડાંવાળાના દીકરા મરહુમ શેઠ પાલનજીએ પાછું પોતાના સવાધીનમાં લઇ લીધું હતું. તેથી બાઇ આવાંબાઇ વહાડયાનું મકાન તથા આએ જુનું મકાન બેઉ જુદાં પડી ગયાં હતાં. પણ હાલ મરહુમ શેઠ પાલનજી રૂસ-તમજી ઈંડાંવાળાનાં વીધવા બાઇ રતનબાઇ તથા મરહુમ શેઠ રૂસતમજી ઈંડાંવાળાનાં દીકરી બાઈ પીરોજબાઇ જેઓ માત્ર મરહુમ શેઠ રૂસતમજી સોરાબજી ઈંડાંવાળાનાં હકદાર વારસો રહયાં છે, તેઓ માહેલાં મજકુર બાઈ પીરોજબાઈએ મુંબઇની હાઈ કોરટમાં ૧૮૯૬ ના ના૦ ૧૬૪ વાળી ફરીઆદી માંડી હતી તેની તા૦ ૧૧ મી જુન ૧૮૯૬ ને દીને થયલી કનસેંટ ડીકરી મધે નેમાયલા રીસીવર તથા સપેશયલ કમીશનર મી૦ નવરોજજી માણેકજી કંત્રાકટરને બાઈ રતનબાઇ તથા બાઇ પીરોજબાઈએ લખેલાં કાગજો મુજબ તેઓની રાજીખુશીથી તથા મી૦ નવરોજજીને નામદાર હાઇ કોરટથી મળેલી સતાની રૂએ આજ રોજે આએ ધરમનું મકાન મરહુમ શેઠ પાલનજી રૂસતમજી ઈંડાંવાળાની ત્રીજા વરસની બાજ હોવાથી, બેહેસતનશીન બાઇ આવાંબાઇ અરદેશર ખરશેદજી વહાડયાનાં વારસોને તથા તે દરેહમેહેરના ત્રસટી સાહેબોને

સવાધીન કરયું છે અને જે પ્રમાણે આગળ એ મકાન બાઇ આવાંબાઈ અરદેશર ખરશેદજી વહાડયાની દરેહમેહેરની સાથ વાપરવામાં આવતું હતું, તેજ પ્રમાણે સરવે જરથોસતીઓએ વાપરવું, અને એ મકાનની સરવે મુખતયારી આજ દીનથી બાઇ આવાંબાઇ અરદેશર ખરશેદજી વહાડયાના વારસો તથા દરેહમેહેરના ત્રસટી સાહેબોને આપવામાં આવી છે. એ મકાન ઘણું પુરાણું થઈ ગયું છે, તેથી એ જગા ઉપર નવું મકાન બાંધવાની ઘણી જરૂર છે અને આશા રાખવામાં આવે છે કે, મરહુમ બાઇ આવાંબાઈ અરદેશર ખરશેદજી વહાડયાના નેકબખત નબીરા ધી આનરેબલ શેઠ નવરોજજી નશરવાનજી વહાડયાને દાદાર હોરમજદે ઇજતની અને ખજાનાની સરવે બક્ષેશ કરી છે, તેથી એવણ શેઠ આ લતાના જરથોસતી રહેવાસીઓ ઉપર મેહેરબાની કરીને એક નવું મકાન બનાવી આપશે, તો જરૂર પરવરદેગાર એવણની દોલત અને ઇજતમાં ઘણે દરજ્જે વધારો કરી આપશે આમીન."

આ અંજુમન પત્ર વંચાઇ રહેવા બાદ મી૦ મનચેરજી હોશંગજી જાગોસે, એ દરેહમેહેરના આવેલાં શુભ સેવટ માટે ખુશાલી બતાવી, તેવું સારૂં સેવટ લાવવાનું શુભ પગલું લેવા માટે મરહુમ મી૦ ઈંડાંવાળાના વારસો તથા રીસીવરને સાબાશી આપી હતી, જે પછી ચાશની કરી મેળાવડો વીખરાયો હતો.

## બાહેરકોટની મરહુમ શેઠ મનચેરજી બહમનજી શેઠનાની દરેમેહર પાછી પરઠાએઆનો અહેવાલ.

બામે જમશેદ, તા૦ ૨ જી નવેમબર ૧૮૯૬ ને વાર શોમે

મરહુમ શેઠ મનચેરજી શેઠની દરેહમેહેરની સદીનો બનાવ અને તેનું નવેસરથી બંધાયલું મકાન.

બહારકોટ મોટા મોહોલામાં આવેલી મરહુમ શેઠ મનચેરજી બમનજી શેઠની દરેહમેહેરે પોતાની હસતીનાં ૧૦૦ વરસ ગયા સનીવારે પુરાં કરયાં હતાં, જે બનાવની યાને એ દરેહમેહેરનાં ૧૦૦ માં વરસની સાલગરેહની ખુશાલીમાં તેના હાલના ત્રસટીઓ મેસરસ એદલજી નશરવાનજી શેઠના, ફરામજી હોરમસજી બમનજી શેઠના તથા એદલજી જમશેદજી શેઠનાએ એ ધરમખાતાંની પુજીમાંથી આશરે રૂ ૩૦૦૦૦ ની રકમ ખરચી એ દરેહમેહેરનાં બીસમાર હાલતમાં આવેલાં મકાનને નવેસરથી સુંદર રીતે બંધાવયું હતું, એટલુંજ નહી, પણ સર અવસરે પડતી અગવડ ટાળવા માટે એક મોટા હોલ અને ગયાલરી સાથનો માળ પણ બંધાવયો હતો, અને તે ગયા સનીવારે જશનની ક્રીયા કરી ખુલ્લું મેલવામાં આવયું હતું. એ ઉપરાંત મી૦ ફરામજી હોરમસજી શેઠનાએ તથા બાઇ બચુબાઇ તે મરહુમ શેઠ હીરજીભાઈ હોરમસજી બમનજી શેઠનાં બેટીએ પોતાના મુરબ્બી મી૦ હોરમસજી બમનજી શેઠની યાદગારી રાખવાને આશરે રૂ ૬૦૦૦ ને ખરચે એક મોટું રૂપાનું અફરગાનીઉં એ પવીત્ર મકાનમાં મેલાવયું છે, જે અફરગાનીઉં તથા મકાનની તખતી ઉપર એ બનાવને લગતા ઘટતા લેખો કોતરાવવામાં આવયા છે.

આ જશનની ક્રીયામાં ભાગ લેવા માટે જરથોસતીઓની મોટી સંખયા હાજર થઇ હતી, જેમાં નીચલા જણાતા હતા:—સર દીનશાહજી માણેકજી પીટીટ, દસતુરે પેશોતન, બેહેરામજી સંજાના, દસતુર ખુરશેદજી ફીરોઝજી, બમનજી રૂસતમજી મુલ્લાંફીરોજ, શાપુરજી મનચેરજી ઇચછાપોરીયા, એરવદ ખુરશેદજી મનચેરજી કટેલી, દારાબ પેશોતન સંજાના, રૂસતમજી મનચેરજી કકલીયા, ડાકટર ખરશેદજી નવરોજજી સહીયાર, મેસરસ ફરામજી હોરમસજી શેઠના, જમશેદજી બમનજી વહાડયા, માણેકજી ફરામજી શેઠના, બહમનજી બેહરામજી પટેલ, ખરશેદજી સોરાબજી વાછાગાંધી, ડોસાભાઇ દાદાભાઇ આલબલેસ, નાનાભાઇ બરજોરજી બાટલીવાળા, તેમુલજી પેસતનજી શેઠના, દીનશાહજી પીરોજશાહ શેઠના, ડોસાભાઇ દારાશાહ શેઠના, દાદાભાઇ સોરાબજી શેઠના, પાલનજી ફરામજી મેહેતા, સોરાબજી અરદેશર ખરશેદજી પારખ, મનચેરજી એદલજી મારીસ, પેસતનજી હોરમસજી બમનજી વહાડયા, માણેકજી રૂસતમજી ડોસાભાઈ શેઠના, અરદેશર પેસતનજી શેઠના, ઉકરજી કાવસજી ઉમરીગર, મનચેરજી ફરામજી ખાન, અરદેશર હોરમસજી ચીનાઇ, માણેકજી નવરોજજી પાંઉવાળા, શાપુરજી રતનજી શેઠના, ધનજીભાઇ રતનજી શેઠના, બરજોરજી પાલનજી દોલીમેહેરજી, હોરમસજી પાલનજી દોલીમેહેરજી, એદલજી મેરવાનજી દુબાશ વગેરે. એ ઉપરાંત મુંબઇનાં સઘળાં આતશબેહેરામ અને અગીયારીઓના બોયદેનારા તથા બીજા મોબેદોને જશનમાં નોતરવામાં આવયા હતા.

જશનની ક્રીયા બાદ ઉપર દસતુર પેશોતનજી બેહેરામજી સંજાનાની આગેવાની હેઠળ થઈ હતી, જેમાં ક્રીયા: એરવદ દારાબે કરી હતી.

ક્રીયા થઇ રહેવા બાદ એક ત્રસટી મી૦ ફરામજી હોરમસજી શેઠનાએ અંજુમન પત્ર વાંચી સંભળાવયો હતો, જેમાં જણાવયું હતું કે, આદરાન સાહેબની જગયા એક સદી આગમજની મુંબઇની તવારીખની યાદ આપે છે. નજદીક ૧૨૫ વરસ આગમજ આ જગયાએ બોહોળા વીસતારનાં વેરાન ખેતરો હતાં, જેનો મોટો ભાગ, જે "સુના ખેતર" નામે ઓળખાતો હતો, તે અમારા મરહુમ મુરબી શેઠ સોરાબજી માણેકજીની અસલ મીલકત હતી. આવી વેરાન જગયામાં જરથોસતીઓને લાવી વસાવવાનું શુભ કામ એ શેઠે શરૂ કરયું હતું. થોડાં વરસમાં જરથોસતીઓની વસતી વધવાથી અને પોતાનાં ભાહુતો તરફથી એક દરેહમેહેર બંધાવી આપવાની એલતેમાસ થવાથી શેઠ સોરાબજીએ પોતાના પીતાજી શેઠ મીનોચેહેરજી બમનજીની નઇયતે, આજથી બરોબર એકસો વરસની વાત ઉપર એક દરેહમેહેર બંધાવી પરથાવી હતી. અસલ દરેહમેહેરમાં ફક્ત આતશદાદગાહ રાખવામાં આવયા હતા. ૨૬ વરસ પછી જરથોસતીઓની વસતીના બોહોળા વધારાને માટે આ નાની દરેહમેહેરની જગયા વધારવાની ફરજ પડવાથી, પાડોશની જગયા તેનાં મકાન સાથે જોડી નાખી મરહુમ શેઠ સોરાબજીના વારસો, મરહુમ શેઠો નવરોજજી, બમનજી તથા ફરામજી સોરાબજી શેઠનાએ એક આદરાનને લાયકનું મકાન નવેસરથી બંધાવી આદરાન સાહેબ તખતનશીન કરયા હતા, જે બનાવને આજે બરાબર ૭૫ વરસ થયાં છે.

આ આદરાન સાહેબને લગતાં ધરમખાતાંને પાયદાર કરવા, ધારા પ્રમાણે એક "ત્રસટ-ડીડ" તા૦ ૧ લી એપ્રેલ સને ૧૮૭૪ ની તેરીખે કરવામાં આવેલું છે. હાલ આ પાક મકાનનો વહીવટ ચલાવનાર ત્રણ ત્રસટીઓ છે, જેઓમાં શેઠ એદલજી જમશેદજી શેઠનાને છેલ્લા નેમયા છે. આ આદરાન સાહેબને લગતી મીલકતની આવકમાંથી સઘળો ખરચ કરવા ઉપરાંત એટલી મોટી રકમ ફાજલ પડેલી હતી કે, તેમાંથી હાલના જમાનાને લાયકનું આવું સુંદર બાદશાહી મકાન, આગલાં બીસમાર થયલાં પુરાણાં મકાનને જમીન બરાબર કરી, પાક કેબલાને સારૂં તઇયાર કરાવવાને અમો ત્રસટીઓ પુરતી રીતે જોગવાઇ કરી શકયા છીએ. એવી દુવા ચાહીએ છીયે કે, આએ આદરાન સાહેબનું પાક મકાન તેના નેક સથાપનારાઓના નેક આશીરવાદથી સદા બરકરાર રહે, અને અમારા વારસોબી અમારા મુરબીઓને પગલે ચાલી આએ મકાનની આબાદી વધારવાની ફરજ કાળજીથી બર લાવે! મેહેરબાન જરથોસતી ભાઇઓ, આએ પાક મકાન તમારાં દરેક દીનદારીનાં શું અશોરવાનનાં કે ખુશી ખુરમીનાં કામને સારૂં અમોએ ખુલ્લું મુકેલું છે. એ મકાનનો ઉપયોગ વધારવામાં અને અમારા મરહુમ મુરબીઓની નેમ પાર પાડવામાં તમો સાહેબો અમને બનતી મદદ કરશો. આદરાનના ઉપયોગ માટે ચાંદીનું એક આફરગાનીઉં અમોએ તથા અમારા મરહુમ ભાઇ શેઠ હીરજીભાઈનાં બેટી બાઇ બચુબાઇએ ત્રસટીઓને સવાધીન કરયું છે. ઉપર જણાવેલાં સુના ખેતરની પેદાયશના વધારામાંથી આએ મકાનને જરૂર જોગું સરવે નવું ફરનીચર તથા વાસણો ભેટ આપયાં છે. આ દરેહમેહેરનો આદરાન સાહેબનો પવીત્ર કેબલો મરહુમ શેઠ હોરમસજી વહાડયાજીના આતશબેહેરામ સાહેબને લગતી દરેહમેહેરના મકાનમાં રાખવાની મહેરબાની કરવા માટે મેનેજીંગ ત્રસટી શેઠ જમશેદજી બમનજી વહાડયાજીનો અમો મોટો ઉપકાર માનયે છીયે. આ નવી ઇમારતનો "ડીઝાઇન" જાણીતા સીલપશાસ્ત્રીઓ મેસરસ શાપુરજી અને મનચેરશાહ નશરવાનજી ચાંદાભાઇએ તઇયાર કરયો હતો, જેઓની દેખરેખ હેઠળ આ મકાન તઇયાર કરવામાં આવયું છે, અને તેઓનો અમો ત્રસટીઓ મોટો ઉપકાર માનીયે છીયે. તેમજ એ ધરમખાતાંના ત્રસટ અને કારોબારને લગતી બાબદોમાં અમને અમારા વકીલો મેસરસ પેસતનજી, રૂસતીમ અને કોલાહ તરફથી વખતે વખત કીમતી સલાહ મળી છે, તેઓનો તેમજ અમારા મીસ્ત્રી મી૦ બરજોરજી જમશેદજી પટેલનો આભાર માનીયે છીયે.

બાદ દસતુર પેશોતને શેઠખાનદાનની ટુંક તવારીખ આપતાં જણાવયું કે, મરહુમ શેઠ રૂસતમ માણેકનું ખાનદાન નવસારીના ભગરસાથના પંથકના ૮૦૦ વરસ ઉપર થઈ ગયલા વડા દસતુર ફરેદુન હોમના ત્રીજા બેટા ચાંદા ફરેદુનની ઓલાદથી ઉતરી આવયું છે. એ શેઠ નવસારીથી સુરત જતા રહયા હતા અને તયાં મોટી દોલત તથા શેઠાઇ મેળવી તયાં પોતાના તથા પોતાના વડા દીકરાનાં

નામ ઉપરથી રૂસતમપરૂં તથા ફ્રામપરાં બંધાવી નવસારીના ગરીબોને તે ઉપર વસાવયા હતા. નવસારીના ભગરસાથના મોબેદોને સુરત તથા મુંબઈમાં ઇજત તથા આશરો રૂસતમ માણેકના શેઠ ખાનદાનથી મળયો છે. એ બુજરગીભરેલાં ખાનદાન તરફ આપણુ અથોરનાનો માન અને મોહોબતથી જોઇયે છીયે. સેવટે દસતુર પેશોતને એ મકાન નવેસરથી બંધાવવા માટે તથા તેમાં રૂપાનું અફ્રરગાનીઉં ભેટ આપવા માટે શેઠ ખાનદાનના નબીરાઓ મેસરસ ફ્રામજી હોરમસજી શેઠના તથા એદલજી નશરવાનજી શેઠના અને બાઇ બચુબાઇનો ઉપકાર તાલીના અવાજે વચે માનયો હતો, જે પછી ફુલના ગોટા લઇ તથા ચાશની કરી મેળાવડો વીખરાયો હતો.

*_* આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો."

"ખ્શનઓથર અહુરહે મજદાઓ
"નેમસેતે આત્રશ મજદાઓ. અહુ-
"રહે હુદાઓ. મજીશ્ત યજત.

"આએ મરહુમ આ૦ શેઠ મનચેરજી "બમનજી શેઠની દરેમેહેર આ૦ શેઠ "શેરાબજી માંણેકજી શેઠે પોતાના એ "મરહુમ પીતાજીની પવીત્ર યાદગારી "રાખવા સારૂ શને ૧૧૬૫ યઝદેઝરદી "શેહેનશાહી—શને ૧૭૯૬ ઇશવી; સંવત "૧૮૫૩ નાં સાલમાં બંધાવી હતી; ત્યાર "બાદ મરહુમ શેઠો નવરોજી, બહમનજી "તથા ફ્રાંમજી શેરાબજી શેઠનાં વારશોએ "સને ૧૧૯૨ યઝદેઝરદી શેહેનશાહી શને "૧૮૨૨ ઇશવી; સવંત ૧૮૭૮ નાં સાલમાં "પડોશની જગા લઇને મોટી બંધાવી હતી. "મજકુર ઇમારત ઘણી બીશમાર હાલતમાં "આવી ગયાથી એ ધરમખાતાંના હાલનાં "તરશતીઓ એદલજી નશરવાંનજી શેઠના, "ફ્રાંમજી હોરમશજી બહમનજી શેઠના "તથા એદલજી જમશેદજીએ શેઠનાંએ "ધરમખાતાંની પુંજીમાંથી આએ પાક "મકાંન બંધાવીઉં છે. રોજ ૧૭મો "માહા ૨ જો શેહેનશાહી સને ૧૨૬૬ "યઝદેજરદી સને ૧૮૯૬ ઇશવી; સંવત "૧૯૫૨."

"આરકીટેકટસ.--મેશરશ શાપુરજી અને મનચેરશાહા નશરવાનજી ચાંદાભાઇ—એમ. એસ. એ.

"બીલ્ડીંગ કોનત્રેકટર.—મી૦ બરજોરજી જમશેદજી પટેલ."

ચાંદીનાં આફ્રરંગાન્યાં ઉપર નીચે મુજબ લેખ કોતરેલો છે:—

"પાક દાદાર હોરમજદની મદદ હોજો."

"બેહેસ્તનશીન મુરબીજી સાહેબ શેઠજી "હોરમજજી બહમનજી શેરાબજી શેઠનાં "મુબારક નામની યાદગારી આએ પાક "મકાંનમાં કાયમ રાખવા સારૂ એ મરહુમ "શેઠનાં બેટા શેઠ ફ્રાંમજી હોરમજજી "બમનજી શેઠે તથા નબીરી બાઈ બચુ- "બાઈ તે મરહુમ શેઠ હીરજીભાઈ હોર- "મજજી બહમનજી શેઠનાં બેટીએ આએ "ચાંદીનું આફ્રરંગાનીઉં મરહુમ આ૦ "મનચેરજી બમનજી શેઠની નઇયતે તખ્ત- "નશીન કીધેલા આએ આદરાંન સાહેબને "સારૂ મુકાવેલું છે. રોજ ૧૭મો શરોસ "યઝદ, માહ ૨જો અરદીબેહેસ્ત અમે- "શાસપંદ, શેહેનશાહી સને ૧૨૬૬ "યઝદેઝરદી."

## ઉદવાડાનાં રેલવે સ્ટેશનથી તે આતશ બેહરાંમ સુધી જવાનો બાઈ મોટલાંબાઇ વાડીઆએ બંધાવેલો રસ્તો ખોલ્લો મુકાયો.

રાસ્ત ગોફતાર, તા૦ ૮ મી નવેમબર ૧૮૯૬ ને વાર રવેઉ.

ઉદવાડા ખાતે એક નવા રસ્તાનું વાસ્તું—બાઇ મોટલાંબાઇએ પોતાના મરહુમ બાવાનાં નામથી ઉદવાડાનાં નવાં સ્ટેશનથી ગામ સુધીનો રસ્તો બાંધવા માટે આપેલા એકંદર ૩૬૦૦૦) ને ખરચે એક પાકો રસ્તો બંધાઇને તૈયાર થયો છે, જે હવેથી "જેહાંગીર નશરવાંનજી વાડિયા રોડ"ને નામે ઓળખાશે. આ રસ્તો ચાર માઇલ લાંબો છે, જેને ખુલ્લો મુકવાની શુભ ક્રિયા ગઇ પરમદિને સુરતના કલેકટર મી૦ ડબલ્યુ સી. રૈંડે કીધી હતી. જુનો રસ્તો જુનાં સ્ટેશનથી બાંધેલો હતો તે લગાર ટુકો છે, પણ તે પાકી બાંધણીનો નથી. બાઇ મોટલાંબાઈવાલા રસ્તાને ગામ સુધી બાંધ્યા પછી તે સિમાડેથી ગામમાં આતશબેહરાંમ સુધી લંબાવવાને થકી તેવણે બીજા થોડાક હજાર રૂપિયા આપવાની ખુશી બતાવી છે. નવો રસ્તો લાંબો છે પણ તે રતલાવ, કિકર્લી કુલ્સર અને કોલર નામનાં ગામોમાં થઇને ઉદવાડે જાય છે, જેથી આ સઘળાં ગામોને તેથી ફાયદો થશે. મુખ્ય કરી કિકર્લીને વધારે

ફાયદો થશે, કેમકે એ ગામ બહુજ ફળદ્રુપ ગણાય છે. આ નવા રસ્તાની અગત્ય જોઇને ગામના રેહવાસીઓની અરજીઓ ઉપરથી વડોદરા રેલવેના સતાવાળાઓએ પોતાનું અસલ સ્ટેશન રદ કરી એક નવું સારૂં સ્ટેશન બાંધ્યું છે, અને તે સ્ટેશનથીજ આ નવો રસ્તો આતશબેહરાંમ સુધી બંધાઈ તૈયાર થયો છે. આ નવા રસ્તાથી ગામના પારસી રેહવાસીઓને એક મોટી સગવડ તેમનાં રવાંનોને અવલમંજલ પુગાડવાના સંબંધમાં થઇ છે, કેમકે જુને રસ્તેથી જતાં દોખમું બહુ દૂર પડતું હતું તે આ નવા રસ્તાથી બહુ પાસે આવી ગયું છે.

રસ્તો ખુલ્લો મુકવાની ક્રિયા સહવારે ાા વાગે થઇ હતી, જે વેળા સ્ટેશન આગલ બાંધેલા શામ્યાના અંદર તેમજ બાહાર લોકોની સારી સંખ્યા જમાવ થઇ હતી. મી૦ રેંડ ૯ વાગે સુરતથી આવી પુગનાર હતો જેને આવકાર દેવા માટે બાઇ મોટલીબાઇના બંને બેટાઓ તથા ઉદવાડાના બંને દસ્તુરો વગેરે સકારેથી શામ્યાનામાં ભેગા થયા હતા. સુરતથી બેંડવાજું મંગાવ્યું હતું, ધરમપુરના મહારાજાએ પાંચ સવારો મોકળી આપ્યા હતા, મી૦ રેંડ જોડે સુરતથી એક મોટો રસાલો આવ્યો હતો, અને મુંબઇથી કેટલાક મિત્રો ઉપલા વાડિયાભાઇઓ જોડે ગયા હતા, તેઓ સઘળાઓથી એક અચ્છો મેલાવડો શામ્યાનામાં ભેગો થયો હતો. મેલાવડામાં મી૦ નવરોજજી માણેકજી વાડિયાએ ઉપલા રસ્તાને લગતી કેટલાક વિગતો વાંચી સંભળાવી, અને મી૦ રેંડ એક સુંદર ભાષણ કરીને એ રસ્તો ખુલ્લો મુકેલો સર્વની ખુશાલી વચે જાહેર કીધો. ફુલપાંન અપાયા બાદ મેળાવડો વિસરજન થાય તે આગમજ ગામના લોકો તરફથી રસ્તો બંધાવનારાંઓનો ઉપકાર જાહેર કરનારૂં માનપત્ર આપવામાં આવ્યું હતું. ગામના લોકોને બાઈ મોટલીબાઇના ખર્ચે જમણ આપવામાં આવ્યું હતું, તથા કેટલાંક ગરીબ લોકોને ધાબળીઓનું દાન થયું હતું.

*** આ રસ્તાને નાકે નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

" જાંગીર નશરવાંનજી વાડીયા રોડ
" આએ રસ્તો બાઇ મોટલીબાઇ માણે-
" કજી વાડીયા તે જાંગીર નશરવાંનજી
" વાડીયાનાં બેટીએ પોતાના ખરચથી
" સરવે આલમના મુફત વપરાસને માટે
" અને ઉદવાડાના પુરાતન આતશબેહરાંમને
" સેજદો કરવા આવનારા જરથોસ્તીઓ
" સારૂં બંધાવ્યો છે. એ રસ્તો બાંધવાને
" બાઈ મોટલીબાઇએ રૂ ૨૮૦૦૦ ની
" રકમ આપી છે, અને રસ્તાની મરામત
" સારૂં બીજા રૂપીઆ ૨૬૦૦૦ સરકારને
" આપયા છે જેનાં બ્યાજમાંથી એ રસ્તાની
" દર વરસે મરામત થાય છે. આએ
" રસ્તો સને ૧૮૯૫ માં સુરતના કલેકટર
" મી૦ એફ. એસ. પી. લેલી, આઇ.
" સી. એસ. ના વખતમાં શરૂ કીધો હતો.
" અને તા૦ ૬ થી નવેમબર ૧૮૯૬
" મુબારક રોજ દેપદીન માહા અરદી-
" બેહેશત ૧૨૬૬ યજદજરદીને દીને સુર-
" તના કલેકટર મી૦ ડબલ્યુ. સી. રેનડ,
" આઇ. સી. એસ. એઓએ બાઇ
" મોટલીબાઇના પુત્રો મી૦ નવરોજજી
" માણેકજી વાડીયા, સી. આઇ. ઈ. અને
" નશરવાંનજી જાંગીર વાડીયા, જે. પી.
" અને ઉદવાડાના આગેવાંન રહીશો તથા
" બીજાઓના મોટા મેલાવડાની હાજરીમાં
" ખુલો મુકયો હતો. એ રસ્તો ખાંન-
" બાહદુર ફરદુનજી કુવરજી તારાપોરવાલા,
" બી. એ., એલ. સી. ઇ. તે સુરતના
" એકજીકુટીવ એનજીનીયરની દેખરેખ
" હેઠલ બાંધ્યો છે."

## ઈ૦ સ૦ ૧૮૯૭.

## અલાહબાદમાં સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટવાલી શગડી પરઠાએઆનો અહેવાલ.

રાસ્ત ગોફતાર, તા૦ ૨૧ મી ફેબરવારી ૧૮૯૭ ને વાર રવેહ.

અલાહબાદ, તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૯૭. **સર દીનશાહ માણેકજી પીટીટ** જ્યારે અતરે પધાર્યા હતા, ત્યારે અતરેની પારસી "બેરીયલ ગ્રાઉન્ડ" (ગુજરેલાંને દાટવાની જગ્યા) માં એક સગડી બંધાવવાને માટે એ ભલા શેઠે રૂ ૧૨૦૦ ની નાદર રકમ ભેટ આપી હતી. એ શગડી બે મહીનાની વાત ઉપર બંધાઇ તૈયાર થઇ હતી, તેને ઘટતી કીયા સાથ ગઇ કાલે રોજ હોરમજદ માહ

સેહરેવરને દીને અતરેના કુલ જરથોસ્તીઓના મેળાવડાની સનમુખ ખુલ્લી મેળવામાં આવીછે.

અતરે મોબેદ જેવું કશું નહી હોવાને સબબે અતરેના ભલા અકાબર મી૦ જમશેદજી શાપુરજી થોડુંકની વાત ઉપર કલકતે કાંઇ કામસર ગયલા હતા અને કલકતાવાળા શેઠ ધનજીભાઇ મેહેતાની અગ્યારીને માટે પણ એક મોબેદની જરૂર હશે અને તેવણે બોલાવ્યા હશે, તે તકનો લાભ લઇ, મોબેદજીને અતરે એ દીવસ થોભાવવામાં આવ્યા હતા, અને આ શુભ કામની નેમ તેઓએ પુરી પાડી સરવેને હેશાનમંદ કીધા હતા. આ મોબેદ નવસારીવાળા દસ્તુર મેહેરજીરાણાનાં ખાનદાનના ફરામજી કેકોબાદજી દસ્તુર હતા.

ભણતર પુરૂં થવા બાદ દસ્તુરજીએ "જરથોસ્તી ધર્મ અને આતશનો કેબલો" એવા વિષય ઉપર એક ભાષણ આપ્યું હતું, જેમાં એવણે ધર્મની મોતેબરી તથા આતશની નુરાની વીશે સારૂં વિવેચણ કર્યું હતું. વળી અતરેના મુઠીભર પારસીઓ, મુબઇથી સેંકડો માઇલ દુર પણ ધર્મને માટે કેટલો ચાહ રાખેછે તે માટે પોતાનો સંતોષ દેખાડયો હતો અને આયંદે દુવા ચાહી હતી કે પારસી ટોળો જયાં હોય ત્યા સદા જાહોજલાલી ભર્યો રેહે!

દસ્તુર ફરામજીનાં ભાષાણ બાદ મેસર્સ આર. એમ. ગજદરની કુંપનીના એક માલેક મી૦ અરદેશર શાપુરજી ગજદરે ભાષણના ઉતરમાં અત્રેની અંજુમન તરફથી તથા શેઠ જમશેદજી શાપુરજી તરફથી ઉપકાર માન્યો હતો, તથા સર દીનશાહ માણેકજી પીટીટનાં આવાં નેક કામની મદદની ઘણાજ છટાદાર બોલોમાં સ્તુતી ગાઇ સમજાવી હતી, અને એમનો સખી દસ્ત હજી હમજાતનાં ભલાં કીજે લંબાયલો રહે, એવા પ્રકારની દુવાઓ ચાહી હતી. વળી હાલની મુબઇની મરકી દફે થાય અને હિંદુસ્તાનનો "દુકાળ દુત" ના વધુ આગળ વધતાં પગલાં અટકે એ વિષે એખલાસ બતાવ્યો હતો તથા આ "બેરીયલ ગ્રાઉન્ડ" જે વસ્તીથી ઘણે દુર એકાંત જગ્યામાં આવેલું છે અને જે મેળવવાને માટે શેઠ જમશેદજીને શું શું તકલીફ ઉઠાવની પડી હતી વગેરે વીગતવારે કહી દર્શાવી હતી. મી૦ ગજદરનાં આ ટુક પણ અસરકારક ભાષાણ બાદ કીયા ખતમ થયલી જાહેર થઇ હોવાથી સર્વ જરથોસ્તીઓએ ફ્રુટ વગેરેની ચાસ્ની કરી તે કીરતારની શુક્રગુજારી કીધી હતી.

બપોરનાં ખાણાંનો બંદોબસ્ત પણ શેઠ જમશેદજીએ પોતાને ખરચે રાખેલો હોવાથી પકાવવાની તેમજ બીજી દરેક ગોઠવણો મીસીસ ગજદર અને અત્રેની ધી સીંગર મેન્યુફેક્ચરીંગ કુંપનીના મેનેજર મી૦ ફકીરજી નવરોજજી પસ્તાગ્યાનાં મીસીસે કરી હતી. એ બંન્ને બાનુઓનાં ભેગાં બળથી સર્વ સગવડ મનમાનતી રીતે મળી હતી.

અત્રેની નાનકડી પારસી વસ્તીમાં મોબેદની કવચીત પધરામણી અને જશન જેવાં શુભ કામનો મેળાવડો ખરેખર હળીમળી રહ્યો હતો. એ દીન સર્વ હમદીનોએ એક તેહવાર મીશાલ ગુજાર્યો હતો.

અલાહબાદમાં મરદો, ઓરતો અને છોકરાં મળી વીસ જરથોસ્તીઓની વસ્તી ગણાવા જાય છે. આ ટુક વસ્તી ધર્મની દાઝ કેટલી હદ સુધી ધરે છે જે આ "બેરીયલ ગ્રાઉન્ડ" અને "સગડી" પુરવાર કરી આપે છે.

એ "બેરીયલ ગ્રાઉન્ડ" માં આજ સુધી ચાર પારસી લાસો દટાયલી નજરે પડે છે, અને દરેકની કબરો પર ઇંગ્રેજી લેખ સાથની તખ્તીઓ જોવામાં આવે છે.

## સુરતનાં મરહુમ શેઠ દાદાભાઇ નશરવાંનજી મોદીવાલાં આતશબેહરાંમની ઈમારત બાઈ મોટલાંબાઇ જાંહાગીરજી વાડીયાના ખરચે પાછી સમારી પરઠાવી.

જામે જમશેદ, સોમવાર તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૯૭.

સુરત, તા૦ ૨૦ મી ફેબરવારી.

**શેહેનશાહી આતશબેહેરામ**—મરહુમ શેઠ દાદાભાઈ મોદીવાળાં સુરત સઇદપરી ભાગળે આવેલાં શેહેનશાહી આતશબેહેરામના મકાનની મરામત બાઇ મોટલાંબાઇ વાડાડયાના ખરચે થવાથી, એ મકાનના ખસેડેલા આતશ (કેબલા) ને પાછા અસલ ગુંબજમાં મુકવાની કીયા દસતુર રૂસતમજી જમશેદજીની દેખરેખ હેઠળ મોબેદોએ કરી હતી. આજે પાછલી રાતે ૪ કલાકે નવા ગુંબજમાંથી કેબલાને અસલ ગુંબજમાં ઘટતી કીયા ને દબદબા સહીત મુકવામાં આવયા હતા. જશનની કીયા આજે પહેલા પોહોરના ૧૦॥ કલાકે કરવામાં આવી હતી, જેમાં ભાગ લેવા માટે પારસી ગ્રહસથોની મોટી સંખયા હાજર હતી. દસતુરજી નોસેરવાનજી કેખશરૂ

પણુ પોતાની જઇફ નાતવાન દેહ છતાં એ ક્રીયામાં ભાગ લેવા હાજર હતા. જશનની ક્રીયા દસતુરજી રૂસતમજીએ બુલંદ અવાજે કરયા પછી આફ્રીન પઢયા બાદ મુંબઇની મરકી દુર થાય તથા મહારાણીનું રાજ્ય સદા કાયમ રહે તે વીશે દસતુરજીએ દુવા ગુજારી, આતશની બુજરગી ને બુલંદી વીશે અવસ્તાના દાખલા દલીલ સાથે વાયજી કરી હતી, જે માટે મી૦ નવરોજજી વહાડયાએ દસતુરજીનો ઉપકાર માનયા પછી, સરદાર એદલજી ખુરશેદજી મોદી તરફથી તેમનાં બેટા મી૦ કેખશરૂએ સુરતની અંજુમન તરફનું હેશાનની લાગણીવાળું બાઇ મોટલાંબાઇ જોગનું ઉપકારપત્ર વાંચી સંભળાવી, તે સુખડની નકશીદાર પેટીમાં મેલી મી૦ વહાડયા ભાઇઓને ફુલોના હારો પહેરાવી ચાર શાલો સાથે ભેટ આપયુ હતું. આ માનપત્રનો જવાબ બાઇ મોટલાંબાઈ તરફથી આપતાં તેમનાં બેટા મી૦ નવરોજજીએ જણાવયું કે તેઓબી સુરતવાસી છે ને સુરત તરફ સારી લાગણી ધરાવે છે. આ આતશબેહેરામ અમારા નજદીકના ખેશીઓનાં છે, તેથી અમારી બહુ વધુ કાળજી તે ઉપર છે. સુરતની અંજુમનનો ઉપલા ઉપકારપત્ર માટે ઉપકાર માની એ શેહેરની આબાદી ચાહી હતી. બાદ બાઇ મોટલાબાંઇ તરફથી દાવર એદલજી મોદી, ડાકટર જામાસજી જીવાજી તથા બરજોરજી કાવસજી વહાડયાને શાલો આપવામાં આવી હતી. મી૦ પેસતનજી બેહેરામજી એંટીએ મેસરસ નવરોજજી તથા નશરવાનજી વહાડયાને પોતા તરફથી શાલો આપી હતી તથા તેમનાં બેન બાઇ ખરશેદબાઇએ પોતા તરફની મજકુર વહાડયા ભાઈઓને દસતુરજી રૂસતમજી મારફતે આપી હતી. આતશબેહેરામના ત્રસટીઓ મેસરસ પેસતનજી હોરમસજી વહડયા, જમશેદજી બમનજી વહાડયા તથા બમનજી હોરમસજી વહાડયા તરફથી તેઓનાં વડીલોનાં ૭૫ વરસનાં જુનાં આતશબેહેરામને બાઇ મોટલાંબાઇએ રીપેર કરાવી આપયું, તે માટે તેઓ તરફથી ઉપકારપત્ર વાંચી સંભળાવયા પછી બાઇ મોટલાંબાઈ તરફથી દસતુરોને શાલો તથા રૂપાંનાણાનાં પડીકાં તથા મોબેદો તથા લાચાર બેહેદીનોમાં રૂપાંનાણું વહેંચાયા પછી ચાશની કરી મીજલસ એક કલાકે વીસરજન થઇ હતી. આજ રાતે આતશબેહેરામમાં સારી રોશની કરવામાં આવી હતી.

TIMES OF INDIA, Monday 22nd February 1897.

SURAT, FEBRUARY 21.

The re-installation ceremony of the sacred fire took place yesterday in the Dadabhoy Modi's fire-temple in the presence of a monstrous gathering of over twelve hundred Parsees, including visitors and guests from Bombay, under the presidentship of Sirdar Davar Edaljee Khurshedjee Modi. The ceremony was performed by Dastur Rustomjee and about 400 priests. An address on illuminated parchment, subscribed for by over five hundred leading Parsees and placed in a rich and carved sandalwood box was presented to the charitable Bai Motlibai through her two sons, Messrs. Nowrozjee and Nassarwanjee, on behalf of the Surat community by its head, the venerable Davar thanking the benevolent lady for her liberality in granting such magnificent funds for the thorough repairs and refurnishing of the principal temple and for her intended addition to the endowment funds. The Davar then presented very rich Cashmere shawls to the two Wadia Brothers as also to the trustees. The Wadia Brothers acknowledged the compliment by returning a pair of shawls to the Davar, and made a suitable reply. The Entee family next pressented shawls to the wadias who are related to them, and the proceedings were wound up by the usual gift of shawls and money largesses to the Dasturs and the vast number of priests as also to the supervisors of the repairs by the Wadia Brothers. The speeches made were suitable to the occasion. A string band was in attendance and the whole building was splendidly illuminated.

## ઇંડોરનાં અંજુમનનાં ઉઘરાતનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૪ થી મારચ ૧૮૯૭ ને વાર ગરેઉ.

ઈંડોરમાં બંધાતાં દોખમાનો તાંણો પુરવાની ક્રીયા.

ઈંડોર, તા૦ ૧ લી મારચ.

પારસી ઉઘરાણાંથી અત્રે બંધાનારાં દોખમાનો તાંણો પુરવાની ક્રીયા ગયા સુકરવારે અત્રે કરવામાં આવી હતી, જે વેળાએ જાવરા, રતલામ, ફતેહઆબાદ વગેરે મથકોના જરથોસતીઓએ હાજરી આપી ક્રીયામાં ભાગ લીધો હતો.

ઈંડોરના જરથોસતીઓની માગણી ઉપરથી નામદાર મહારાજા હોલકરની સરકારે ઇંડોરની છાવણીથી ત્રણ માઇલ દુર જમીનનો એક કડકો આ દોખમું બાંધવા માટે ભેટ આપયો છે. આજ વરસો થયાં ઈંડોરમાં જરથોસતીઓ માટે દોખમાંની હાજત જણાઇ હતી, જે હાજત આખરે પુરી પાડવામાં આવે છે. ૧૮૯૬ ના અકટોબર માસમાં મઉમાં મી૦ દીનશાહજી નાનાભાઇ મસાલાવાળા હક થયા હતા, તેવણનાં પુન માટે તેવણનાં કુટુંબ તરફથી રૂ ૩૦૦૦ ની રકમ આ કામે માટે મળવાથી, તે મોટી મદદ જેવી થઇ પડી હતી અને તેથી આ કામ સંપુરણ કરવાનું આગળ વધેલું કહેવાય છે. એ કામ હાર પાડવાને ઇંડોરના આગેવાન જરથોસતીઓ સારી ઉલટ ધરાવતા જણાયા છે, અને તેને લગતો ઘટતો બંદોબસત કરવાને વયવસથાપક કમીટી ખંતથી મેહેનત કરે છે. ઇંડોરનું પંથક દખણ તથા માળવાનાં દસતુરજી હોશંગજી જામાસપજીનું છે. તેવણે એ ક્રીયાને લગતું ઉપરીપણું મઉવાળા દસતુર ખુરશેદજી જમશેદજી જામાસપઆસાને સોંપયું હતું.

તાંણો પુરવાની ક્રીયાને દીવસે સવારથી જરથોસતી બાનુઓ, ગ્રહસથો અને છોકરાંઓનો મેળાવડો દોખમાંવાળી જગાએ ભેગો મળયો હતો, અને ૯ વાગતામાં આશરે ૩૦૦ જણું તયાં એકઠાં થયાં હતાં. દસતુર ખુરશેદજીની આગેવાની હેઠળ ક્રીયા શરૂ થઇ હતી, જે પુરી થતાં ૧૧ વાગયા હતા. ક્રીયાની સેવટે દસતુર ખુરશેદજીએ એક પ્રસંગોપાત વાયજ કરી હતી.

અંજુમન તરફથી દસતુર ખાંનબહાદુર હોશંગજી તથા દસતુર ખુરશેદજીને શયાલો નજર કરવામાં આવી હતી. મી૦ હોરમસજી માણેકજી ભમગરાએ પણ ઉપલા દસતુરો માટે શયાલ આપી હતી. તાંણાની પડતમાં એ નાના મેળાવડાએ રૂ ૧૭૫ ની રકમ ભેગી કરી આપી હતી, જે ઉપર દસતુર હોશંગજીનો હક છે, તોપણ તેવણે એ રકમ આ ધરમનાં કામમાં ખરચવા પાછી આપી દીધી છે, જે ઉદારતા માટે મેળાવડામાં દસતુરજીનો ઉપકાર માનવામાં આવયો હતો. તાંણાની ક્રીયા માટે વપરાયલાં વાસણો પણ દસતુરજીએ ઇંડોરની પારસી અંજુમનને ભેટ આપયાં છે.

## અજમેરની શેઠ નવરોજજી રૂસતમજી કલીઆંણીવાલાની દરેહમેહરનાં મકાંનનો પાયો નાખવાનો અહેવાલ.

રાસ્ત ગોફતાર, તા૦ ૪ થી એપરેલ ૧૮૯૭ ને વાર રવેઉ.

**અજમેર,** તા૦ ૩૦ મી મારચ ૧૮૯૭.

**ધર્મનાં મકાનનો પાયો નાખવાની ક્રીયા**—અતરેનાં અંજુમનને દોખમું તથા સગડીની સગવડ છતાં સરઅવસરે ભણતર વગેરે પવિત્ર ક્રીયા કરવા અલાહેદાં મકાનની, તથા અતરેના પંથકીને રેહવાની, બહુ અગવડ પડતી હોવાથી, એ જરૂરયાત હાજતો પુરી પાડવા માટે અતરેના જાણીતા આબકારી કનત્રાકટર મી૦ નવરોજી રૂસતમજી કલીયાણીવાળાને ઘણી વખતે અનજુમન તરફથી સુચના થવાથી, તેઓએ પોતાની કંપનીના મરહુમ શેઠ ફરામજી નવરોજી બાલાજી કલીયાનીવાળાનાં પુનને માટે એક નાના પાયાપર ધર્મનાં ફરમાન મુજબ અલાહેદું પવીત્ર મકાન બંધાવી આપવા માથે લીધું છે ને તે માટે કૈસરગંજના પારસીઓની ચેલીની પડોશમાંજ એક જગ્યા પસંદ કરી મી૦ નવરોજી કલીયાનીવાળાએ ખરીદી છે તે ઉપર ઉપલાં ધર્મન મકાનનો પાયો નાખવાની ક્રીયા અતરેના કમીશનરની આફીસના સુપ્રીનટેનડન્ટ સાહેબ મી૦ ધનજીશાહ દીનશાજી મેહતાએ ગેઈ કાલે પોતાને હાથે કીધી હતી. મી૦ નવરોજી કલીયાનીવાળાનાં ઇજનને માન આપી અતરેના તથા નસીરાબાદ વગેરેના જરથોસ્તીઓ ફુલપાનથી સીંગારેલા સુંદર શામયાનામાં સહવારના આઠને અમલે ભેગા મળ્યા હતા. શરૂઆતમાં અનજુમનના ધુંધી ત્રસટી મી૦ બીખાજી તારાપોરવાળાએ ભેગા મળવાનું કારણ દર્શાવતાં એ અતી જરૂરી હાજતે

બાબેની અનજુમન તરફની વારંવારની સુચનાઓ ઉપાડી લેવા માટે મી૦ નવરોજી કલીયાનીવાળાને સાબાશી આપી હતી; તેમજ મી૦ કલીયાનીવાળાની ફરમાસ મુજબ આપણી કોમના તુરા અને જાણીતા અકાબર મી૦ ધનજીશાહે એ શુભ કામનું મંડાન કરવા તસદી લીધીછે તે માટે તેઓનો ઉપકાર માન્યો હતો. મી૦ ધનજીશાહે એ માન સ્વિકારતાં આપણા માજદીએશની દીન બાબે અસરકારક લંબાણ ભાશાણ કરી જરથોસ્તી ધર્મની મોતેબરી, તેની ખુબી, અને તેના ફાયદા ઘણોજ શીરીન જબાને વીગતે દર્શાવી તે મુજ સરવે બીરાદરોને વરતવા ભલામણ કીધી હતી અને તેને અતરેના પંથકી એરવદ ફરદુનદાર રૂસતમજી મોદીએ દીલોજાનથી ટેકો આપ્યો હતો. પાયો નાખતી વેળા ભણુતરની ક્રીયા દખણ, બીરાર, ખાનદેશ, માલવા, તથા રજપુતાના વગેરેના વડા દસતુરજી ખાંનબાહદૂર સરદાર સમસુલ ઉલમાં ડાકટર દસતુર હોસંગજી જામાસપજીના નેમેલા અજમેરના પંથકી એરવદ ફરદુનદાર મોદીએ કીધી હતી. મી૦ ધનજીશાહને હાથે પાયો પુરવાની ક્રીયા પુરી થવા બાદ મંડપમાં તઈયાર રાખેલાં રીફ્રેશમેંન્ટ માટે સરવે ભેગા થયા હતા. બીજલસની સલામતી લેવાડતાં મી૦ નવરોજજી કલીઆનીવાલાએ મી૦ ધનજીશાહે તથા સરવે ગ્રહસ્થોએ લીધેલી તસદી માટે દીલોજાનથી ઉપકાર માન્યો હતો, તથા સરવે ભાઈઓએ સુલેહસંપજથી વરતી એ ભલાં કામમાં યોગ્ય સલાહ આપવા વીનંતી કરી તે કીરતાર એ ધારેલું નેક કામ આશાનીથી પાર પાડે તથા એવાંજ શુભ ભલાઇનાં કામો અજમેરમાં સદા થતાં રેહે એવું ચાહ્યું હતું. મી૦ મેરજીભાઇ દોટીવાલાએ આતશ રોશન બાબે એક અસરકારક ભાશાન કરી આતશની બુલંદી તેનો દરજ્જો અને તેને માનવાના ફાયદા વીગતે દરશાવી મી૦ નવરોજજી કલીઆનીવાલાની ઘટતા બોલોમાં સ્તુતી કરી તેઓની સલામતી લેવડાવી હતી, જે સરવાનુંમતે ઉચકી લેવામાં આવી હતી. પાન ગોલાબ લેવાયા બાદ મેલાવડો વીસરજન થયો હતો. બેન્ડ વગેરેની ગોઠવણુ રાખેલી હોવાથી મેલાવડો ઘણોજ રમણીય લાગતો હતો. પાયો નાખતી વેલા વડા દસતુરજીનાં ફરમાન મુજબ કાચના બુજની મજબુત સીસીની અંદર સુનું તથા રૂપાં નાણું વગેરે ચીજો સાથે નીચે મુજબ લખેલો લેખ મુકી સીસી ચણી લેવામાં આવી હતી.

" બનામે ખુદા શ્રી દાદગર દાદારની મદદ હોજો.

" પુરા વેઆસ શ્રી અજમેર શેહર (રાજપુતાના) કૈસર ગંજમાં રોજ ૧૬ મેહર દાવર માહ ૭ મેહર ઇજદ સને ૧૨૬૬ ઇયજદેજરદી તા૦ ૨૯ મી મારચ સને ૧૮૯૭ ઇસવી, સંવત ૧૯૫૩ ના ફાગન વ. ૧૨ ને વાર સોમેના દીને અજમેરના અનજુમનને સર અવસરે ભણી વગેરે પવીત્ર ક્રીરીયા કરવા અલાહેદાં મકાનની તથા અતરેના પંથકીને રેહવાને બહુ અગવડ પડતી હોવાથી એ જરૂરીયાત હાજતો પુરી પારવા માટે અતરેના અબકારી કનત્રાકટર મી૦ નવરોજજી રૂસતમજી કલીઆનીવાલાને ઘણી વખતે અનજુમન તરફથી સુચના થવાથી તેઓએ પોતાની કુંપની તરફથી પોતાની કુંપનીના મરહુમ શેઠ ફરામજી નવરોજજી બાલાજી કલીઆનીવાલાનાં પુનને માટે એક નાલા પાયાપર ધરમનાં ફરમાન મુજબ પવીત્ર મકાન બંધાવે છે તેનો પાયો માહારાણી કયસરે હિન્દ વીકટોરીયાના ૬૦ માં વરસના રાજમાં તથા લારડ એલગીન વાઇસરાય ને ગવરનર જનરલ આફ ઇનડીયા તથા આર. જે. કરાસ્ઠવેટ ઇસકુવાએર ચીફ કમીશનર તથા એ. એચ. ટી. મારટીનદેલ ઈસકુવાએર કમીશનર અજમેર મેરવારાના અમલમાં અજમેર તથા નસીરાબાદ વગેરેના સમસ્ત અનજુમન સમક્ષ પાયો ખોદાવી એ નેક મકાનનું બાંધકામ સર કીધું છે. પાયો નાખવાની ક્રીરીયા કમીશનર આપીસના સુપરીનટેનડંટ સાહેબ શેઠ ધનજીશાહ દીનશાજી મેહતાએ કીધી છે તથા ભણતર વગેરેની ક્રીરીયા દખણ, બીરાર, ખાનદેશ, માલવા તથા રાજપુતાના વગેરેના વડા દસતુરજી ખાંનબાહદુર સરદાર સમસુલ ઓલમાં ડાકટર દસતુર હોસંગજી જામાસપજીના નેમેલા અજમેરના પંથકી એરવદ ફરદુનદાર રૂસતમજી મોદીએ કીધી છે. માટે આએ લેખ આએ મુબારક કામની ઇઆદ માટે અજમેરની જરથોસ્તી અનજુમનના કારોબાર કમીટીના મેમબરો શેઠ નવરોજજી રૂસતમજી કલીઆનીવાલા પ્રેસીડન્ટ, શેઠ દાદાભાઇ શાપુરજી તથા શેઠ ભીખાજી દોરાબજી તારપોરવાલા ત્રસટીની ફરમાસથી શેઠ પેસતનજી ફરદુનજી દેવાન સેકરેટરીએ લખી છે."

## સુરતની સઇયદપરાંની મરહુમ શેઠો દાદાભાઈ તથા મનચેરજી પેસતનજી વાડીઆવાલી દરેમેહર શેઠ જીવણજી

## જામાસપજી મીસ્ત્રીએ ફરી બંધાવી તે પરહાએઆનો અહેવાલ.

જાગે જમશેદ, તા. ૨૫ મી મે ૧૮૯૭ ને વાર સોમે.

સુરત, તા૦ ૨૨ મી મે.

સુરત સઈયદપરાંની મી૦ વહાડયાજીવાળી જુની અગીયારીવાળું મકાન પોતાના હવાલામાં લઈ તેને જમીનદોસત કરી દરેહમેહેર તથા આદરાન અને ધરમશાળા સુરત ડીસ્ત્રીકટના સુમાલી ગામના રહીશ મી૦ જીવણજી જામાસજી મીસ્ત્રી કંત્રાકટરે આશરે રૂપીઆ ૧૫૦૦૦ ખરચીને બંધાવયું છે તે આદરાનના આતશને તખતનશીન કરવાની ક્રીયા ગઈ કાલે સવારે નવ કલાકે દસતુરો જામાસપજી મીનોચેહેરજી, રૂસતમજી જમશેદજી, કાવસજી નસરવાનજી, સરદાર એદલજી ખુરશેદજી મોદી, ખાંનબાહદુર બરજોરજી એદલજી મોદી, ખાંનસાહેબ નવરોજજી કેકોબાદજી મોદી વગેરે ગ્રહસથોની રૂબરૂમાં સઈયદપરાના દસતુર પેસતનજી એદલજી તથા મોબેદોએ કરી હતી, જે પુરી થયા પછી જશનની ક્રીયા કરવામાં આવી હતી, જેનું આફ્રરગાન દસતુર પેસતનજીએ કરવા પછી મી૦ જીવણજી મીસ્ત્રીનો ઉપકાર માનનારૂ એડરેસ મી૦ શેહેરીઆરજી જમશેદજી કાપડયાએ વાંચી સુખડની નકશીદાર પેટીમાં મેલી તે તથા એક કસબી શાલ મી૦ જીવણજી મીસ્ત્રીને સઇયદપરાની પારસી અંજુમન તરફથી એનાયત કરયાં હતાં.

માનપત્ર વંચાયા બાદ મી૦ જીવણજી તરફથી તેમના બેટા મી૦ બેહેરામજીએ નીચે મુજબ તેનો જવાબ આપયો હતોઃ— "અમારી ઉપર તમો ભાઇઓ તરફથી દરેહમેહેર બાંધવા તથા ધરમશાળાનું મકાન બાંધવાને જે અરજી આવી હતી, તે ઉપાડી લઇને અમારા ગરીબ હમજાતી જરથોસ્તીઓને સગવડ થાય, તે માટે જ મને પરવરદેગારે પોતા તરફથી બક્ષેશ કરી છે, તેનો થોડો હીસો ખરચયો હશે. દરેક માણસની ફરજ છે કે પોતાના સારા વખતમાં કાંઇબી સારાં કામ કરી લેવાં. તે નસીયત ઉપર ધ્યાન આપી આ કેબલાનું મકાન બંધાવી મેં મારી આઇન ફરજ બજાવી છે, એમાં મેં કાંઇજ કરયું નથી. જે થયું છે તે પરવરદેગારની મેહેરબાની અને મદદથીજ થયું છે, તેમાં કશો શક નથી. તમો સાહેબોએ એ કામને માટે એક માનપત્ર આપી મારો આભાર માનયો છે, અને તે આભાર માનવામાં તમો સાહેબોએ તમારી ખુબીજ દેખાડી છે, તે માટે હું તમો સાહેબોનો ઉપકાર માનું છું" (તાલીઓ).

બાદ આદરીઆંનના વહીવટ સંબંધી નીચલો પત્ર મી૦ બેહેરામજી જીવણજી મીસ્ત્રીએ પોતાના પીતા તરફથી વાંચી સંભળાવયો હતોઃ—"આ પાક કેબલાનું મકાન આપણી જરથોસતી ધરમની પવીત્ર ક્રીયા પ્રમાણે આદરીઆન સાહેબ પરથાવીને માજદીયસની દીનની રાહે ઘટતી ક્રીયા કરાવી ને સુરત શેહેરના જરથોસતીઓને વાપરવાને વાસતે આજ દીને ખુલ્લી મુકી છે, તે જોઇને મને અંતઃકરણથી ખુશાલી ઉપજે છે, અને હું પુર આશા રાખું છું કે તમો સઈયદપરાનાં તથા તે વગેરે બીજાં પરાંના સાહેબો એ પાક મકાનનો પુરતો લાભ લેશો. એવી આશા તમો સાહેબો તરફથી હું રાખું છું, તેમજ એ મકાનના પ્રથમના શેઠ વહાડયાજીના વારસોએ પોતાની રાજીખુશીથી એ મકાન મારે સવાધીન કરીને એ પવીત્ર કેબલાને પરથાવાની જે મને તક આપી છે અને મારી ઉપર જે મેહેરબાની કરી છે, તે માટે તેઓ સરવે સાહેબોનો હું ઉપકાર માનું છું. આ પવીત્ર મકાન ઉભું કરવા માટે અત્રેની શઇયદપરાંની અંજુમનં તથા શેઠ શેહેરીયારજી જેઓએ અંજુમનના ધંબાર ફંડના સરનશીન છે, તેઓએ પોતાની પુર લાગણી તથા કાળજીથી પોતાના કીમતી વખતનો ભોગ આપીને એ પવીત્ર કેબલાનાં સરવે કામો મધે કશા પણ સવારથ વગર મને મદદ આપી છે, તે માટે હું એ સાહેબનો અંતઃકરણ પુરવક ઉપકાર માનું છું. એ પવીત્ર મકાન ઉપર દેખરેખ રાખવા સારૂં હું નીચે જણાવેલા સાહેબોને મારા અત્રેના વહીવટદાર ત્રસટીઓ નેમુ છું અને જેઓએ મેહેરબાની કરીને એ ધરમનાં કામ ઉપર દેખરેખ રાખવાને કબુલ કરયું છેઃ—મેસરસ શેહેરીયારજી જમશેદજી કાપડીયા, બેહેરામજી જીવણજી મીસ્ત્રી, બેજનજી રૂસતમજી પીઠાંવાળા તથા મેરવાનજી એદલજી મેહેતા. એ ત્રસટીઓની દેખરેખ નીચે આ પાક મકાનને લગતા મોબેદો તથા માણસોએ ચાલવું તથા તેઓના હુકમમાં રહેવું. મારા બેટા ભાઇ બેહેરામજી જીવણજી મીસ્ત્રી તથા મી૦ શેહેરીયારજી જમશેદજી કાપડીયાને આ મકાનના મેનેજર ઠેરવું છું, કારણ કે, મી૦ શેહેરીયારજી અત્રેના રહીશ છે અને એઓએ સઘળા ઉપલા ત્રસટીઓના મેનેજર તરીકે તેઓની

એકમીતીથી કામ કરવું અને તે બાબે તેઓની સુચનાને ત્રસટીઓની સમજી માન આપવું. આ પાક મકાનની પાડોશમાં અત્રેના તથા દેશાવરોના જરથોસતી સાહેબોના વપરાસ માટે જરૂર જણાવાથી એક ધરમશાળાનું મકાન બંધાવયું છે, તેનો સારો ઉપયોગ જરથોસતી સાહેબો તરફથી થશે એવી હું આશા રાખું છું. બીજું એ પાક મકાનના તથા ચાલુ (આશરે વારસીક રૂ ૩૦૦ ના) ખરચ સારૂ અમે અમારી શ્રી બોઇસર ગામ મધે આવેલી જમીનનું ત્રસટ દીડ કરયું છે અને તેના જુદા ત્રસટીઓ નેમેલા છે. તેઓ એ પાક મકાનના ચાલુ ખરચ સારૂ દર વરસ જેમ તેઓને જરૂર લાગશે તે પ્રમાણે, સુખડ, તેલ, કાડી, વગેરે તથા જે નાણું જોઇશે તે તેઓ પુરૂં પાડશે. તે અત્રેના ત્રસટીઓની ચાલુ દેખરેખ નીચે વાપરવામાં આવશે. મારી પોતાની હઇયાતી સુધી સરવે રીતનો વહીવટ મેં પોતે ચલાવવાને ઠરાવ કરયો છે તેમ ચાલશે. તયાર બાદનો સરવે વહીવટ મારા મુંબઇ ખાતેના ત્રસટીઓ ચલાવવાને મેં નેમેલા છે. આ પ્રસંગે મુંબઇ-વાળા દસ્તુરજી સાહેબ દસતુર ડાકટર જામાસપજી મીનોચેહેરજી જામાસપઆસાના, તથા તેવણના સાહેબજાદા એરવદ કેખુશરો, સુરતના દસતુરજી સાહેબો રૂસતમજી જમશેદજી તથા નશરવાનજી કેખશરૂ તથા દાવર સાહેબ એદલજી ખુરશેદજી મોદીજીએ તસદી લઇ અત્રે પધારીને મને જે માન આપયું છે તથા એ નેક કામ મધે સામેલ થયા છે, તેઓ સરવે સાહેબોનો હું દીલોજાનથી ઉપકાર માનું છું" (તાલીઓ).

બાદ મી૦ મીસ્ત્રી તરફથી મી૦ શેહેરી-યારજી જમશેદજી કાપડીયાને, તેઓએ એ કામમાં લીધેલી મેહેનત માટે એક શાલ એ નાયત કરવામાં આવી હતી. દસતુરજી જામાસ-પજી તરફથી તેમના બેટા એરવદ કેખશરૂએ પઇસાદારોએ ધરમ તથા સખાવતનાં કામો કરવાની અગત વીશે તથા દસતુરજી રૂસતમજી એ આતશની બુલંદી ઉપર વીવેચન કરી દસતુર જામાસપજીની અત્રેની હાજરી માટે ઉપકાર માનયો હતો. પછી સરદાર એદલજી મોદીએ મી૦ જીવણજી મીસ્ત્રીનો ઉપકાર માની એક શાલ તેવણને ઓઢાડી હતી અને મી૦ મીસ્ત્રી તરફથી સરદાર એદલજીને એક શાલ ઓઢાડ-વામાં આવી હતી. બાદ મી૦ મીસ્ત્રી તરફથી દસતુરો જામાસપજી, રૂસતમજી, નશરવાનજી, એરવદ કેખશરૂ દસતુર જામાસપજી, રાંદેરના દસતુર હોરમસજી, એ મકાનની દેખરેખ રાખનાર મી૦ ખરશેદજી પેસતનજી સીપાઇ તથા મોબેદ દોરાબજીને શાલો તથા રૂપાં નાણાં નાં પડીકાં આપવામાં આવ્યાં હતાં. બાદ મોબેદો તથા લાચાર બેહેદીનોમાં રૂપાં નાણું વહેંચાયા પછી મીજલસ બરખાસત થઇ હતી.

મી૦ જીવણજી મીસ્ત્રીએ આ બનાવની ખુશાલીમાં એ બપોરે સઇયદપરાની એંટી-વાળી ધરમસાળામાં નયાતનું જમણ કરયું હતું. રાતે એ આદરયાનનાં મકાનમાં રોશની કરવામાં આવી હતી.

*** એ દરેમેહેરમાં નીચે મુજબ તખતી મારેલી છે:—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ છે.
"અસલ જુની દરેહમેહેરના વાહાડીઆજી
"દાદાભાઈ તથા મનચેરજી પેશતનજીના
"વારશો તરફથી શેઠ જીવનજી જામાશજી
"મીશતરીએ પુલ વહીવટ તથા અખતયારી
"લીધા પછી આ દરેહમેહેર તથા એને
"લગતી ધરમશાળા શ્રી મુંબાઇવાશી શેઠ
"જીવનજી જામાશજી મીશતરીએ નવે
"શરથી કરીને પોતાનાં ખરચે બંધાવીને
"પોતાના બેહેશતનશીન બાવાજી જામા-
"શજી ભાઇજી મીંધાજી પટેલ તથા બેહે-
"શતનશીન માતાજી હીરાંબાઇ એ બેની
"નઇએતે ઇંજાવીને આજ દીને અનજુ-
"મન મેલવી માજદીઅશની દીનના હોકમ
"મુજબ જશન કરીને આતશ આદરાંન
"શાહેબને આજ દીને તખતનશીન કરીઆ
"છે. અને હમારી દેખરેખ હેઠલ શ્રી
"સુરત સૈયદપરાનાં રહેવાશી તથા બીજા
"જરથોસ્તી અનજુમનને વાપરવાનાં કાર-
"ણશર તથા જરથોસ્તી અનજુમનનાં
"દીનઆઇનનાં કામ શારૂ ખુલી મેલી છે.
"રોજ ૯ મો માહા ૯ મો શેહેનશાહી
"શને ૧૨૬૬ યજદેઝરદી તા૦ ૨૧ મી મે
"શને ૧૮૯૭ શંવત ૧૯૫૩ નાં વૈશાદ
"વદ ૫. વાર શુકરે."

## સુરતનાં ભગરીઆઓનાં મજુરા ગામ આગલના દાખમાંના રસ્તાનો બાઇ સાહેબ દીનબાઈ નશરવાંનજી પીટીટે બંધાવી આપેલી નવી સડક ખોલ્લી મેલવાનો અહેવાલ.

જમે જમશેદ, તા૦ ૨૦ મી સપટેમબર ૧૮૯૭ ને વાર શોમે.

સુરત, તા૦ ૧૮ મી સપટેમબર.

શ્રી નવસારીની વડી દરેહમેહેરને તાબેના શ્રી સુરતની ભગરસાથની અંજુમનનાં મજુરા ગામ આગળ આવેલાં દોખમાંની સડક સખી વજુદ બાઇ સાહેબ દીનબાઇ પીટીટે પોતાના મરહુમ બેટા મી૦ જમશેદજી નશરવાનજી પીટીટનાં પુન માટે આશરે રૂ ૭૦૦૦ ને ખરચે સરકારી એનજીનીયરીંગ ખાતાંને હસતક બંધાવી આપી છે, તે ખુલ્લી મુકવાનું જશન બાઇ દીનબાઇ તરફથી તેઓની રૂસતમપરાંની દરેહમેહેરમાં ગઈ સવારે ૮ કલાકે કરવામાં આવયું હતું. અમદાવાદની સરકારી હાઇસ્કુલના લાયકીવાળા હેડ માસકર મી૦ એદલજી દોરાબજી તલાટી, બી. એ., એ બાઇસાહેબનાં સખાવતી કામો વગેરેનું કેટલુંક વીવેચન કરયું હતું. બાદ ભગરસાથની અંજુમન તરફનું એક બીજું જશન ગઇ સાંજે ચાર કલાકે સદરહુ દોખમાં આગળ કરવામાં આવયું હતું. જશનની ક્રીયા પુરી થયા બાદ દસતુર બરજોરજી દોરાબજી બાઇસાહેબના વખાણમાં કેટલુંક બોલયા પછી તેમની એલતેમાસથી મી૦ મેરવાનજી તેમુલજી વઇદે ભગરસાથની સમસત અંજુમન તરફનું બાઇ દીનબાઇ પીટીટ જોગું માનપત્ર વાંચી સંભળાવી, તે સુખડની કારીગરીના સુંદર દાબડામાં મુકી એક શાલ સાથે બાઇસાહેબને પહોંચાડવા સારૂ મી૦ એદલજી તલાટીને સવાધીન કરવામાં આવયું હતું. એ સડકનાં કામમાં મી૦ એદલજી દોરાબજી તલાટીએ પોતાનો કીમતી વખત રોકી મેહેનત લઇ અંજુમનની હમેશની આપદા દુર કરાવી, તેમજ અતરે હાજરી આપી, તેના વખાણ કરી મી૦ બેહેરામજી રૂસતમજી સંજાના (નાજરે) એક અદના ઇધાણી દાખલ અંજુમન તરફથી દસતુર બરજોરજીએ મી૦ તલાટીને શાલ ઓઢાડી હતી. ઉપકાર માનતાં મી૦ એદલજી તલાટીએ બાઈ સાહેબ દીનબાઇએ રૂસતમપરાને માટે કરેલી સખાવતોનું વીવેચન કરી, પોતે રૂસતમપરાના રહીશ હોવાથી પોતાની ફરજ બજાવવા સીવાય કાંઇ કરયું નથી, એમ કહી બાઇ સાહેબની તનદરોસતીની દુવા ચાહી. બાદ ચાશણી કરી મેળાવડો બરખાસત થયો હતો. આ જશનનો તથા બાઇસાહેબની તબીયતની દુવા ચાહનારો તાર અંજુમન તરફથી ગઇ સાંજે બાઇ દીનબાઇ ઉપર મુંબઇ કરવામાં આવયો હતો. દોખમાંની એ નવી સડક ઉપર નીચે મુજબ તખતી મારવામાં આવી છે:—

"પાક દાદારહોરમજદની મદદ હોજો,
"શ્રી સુરતના ભગરસાથના જરથોસતી
"રવાનોને અવલમંજલ લઇ જવાનો આ
"રસતો મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી
"પીટીટનાં પુનને માટે એવણનાં માતાજી
"બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટ તે
"મરહુમ શેઠ મેરવાનજી જીજીભાઇ મુગાનાં
"બેટીએ બંધાવી આપયો છે. રોજ ૩
"જો અરદીબેહેસત અમસાસપંદ માહા
"૧ લો ફરોખ ફરવરદીન શેહેનશાહી સને
"૧૨૬૭ યઝદેજરદી, તા૦ ૧૭ મી સપ-
"ટેમબર સને ૧૮૯૭ વાર શુકર."

## મુંબઇનાં જરથોશતી અંજુમનનાં ભગરસાથના મોબેદોને માટેનાં આતશબેહેરાંમ સાહેબ પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૧ મી અકટોબર ૧૮૯૭ ને વાર સોમે.

જરથોસતી અંજુમનનાં આતશબેહેરામ સાહેબને તખતનશીન કરાવાનો દીવસ.

મુંબઈ તથા દેશાવરો ખાતેના જરથોસતી ટોળાના ખાસો આમની સેવામાં ઘણી નમનતાઇ સાથે જાહેર કરવામાં આવે છે કે શ્રી મુંબઇ મધે અંજુમનનાં આતશબેહેરામ સાહેબના નુરી કેબલાને રોજ ૩ જો માહા ૨ જો શેહેનશાહી સને ૧૨૬૭ યઝદેજરદી તા૦ ૧૭ મી અકટોબર સને ૧૮૯૭ ઇસવી ને વાર રવેઉને દીને સવારના કલાક ૯ ને અમલે તખતનશીન કરવામાં આવશે તે દીવસે સરવે જરથોસતી સાહેબોએ જશનની ક્રીયામાં સામેલ થવાની તસદી લઇ સવાબનો હંબેરો હાંસલ કરવોજી. તથા પોતાને હસતકોની મીલો, પ્રેસો, આફીસો, ઇતયાદીમાં જે જરથોસતીઓ ચાકરી રહેલા હોય તેઓને એ મોટા પાક દહાડે મેહેરબાની કરી રજા આપવી.

**જાલભાઇ અરદેશર શેઠ,**
સરનશીન.

**પેસતનજી રૂસતમજી કાંગા,**
નાયબ સરનશીન.

**જામાસપજી દસતુર મીનોચેરજી,**
નાયબ સરનશીન.

**સોરાબજી રૂસતમજી બનશાહ,**
આનરરી સેક્રેટરી.

રોજ ૧૮ મો માહા ૧ લો ૧૨૬૭ યઝદેજરદી.

જામે જમશેદ, તા૦ ૧૮ મી અકટોબર ૧૮૯૭ ને વાર શોમે.

મુંબઇમાં નવાં આતશબેહેરામ તખતનશીન કરવાનો ગઇ કાલનો દીવસ—અસાધારણ

## પારસી ધમાલ.

નવસારીનાં બગર પંથકવાળાઓની આગેવાની તળે મુંબઇમાં ગોઠવાયલાં નવાં આતશબેહેરામ સાહેબને તખતનશીન કરવાનો દીવસ ગઇ કાલે અસાધારણ ધમાલ અને જરથોસતી કોઇ પણ ધરમના મકાનમાં કદી જોયલી નહી એવી અસાધારણ ગીરદીની હાજરી સાથ પુરતી સમાધાનીથી પસાર થયો છે. શેઠો વહાડયાજીવાળાં મુંબઇનાં પુરાણા આતશબેહેરામ સાહેબના દસતુર પેશોતનજી બેહેરામજી સંજાનાએ આ કતારોમાં આઠ દીવસ આગમજથી જરથોસતી આલમને ચેતવણી આપી હતી કે,

"તમો જરથોસતીઓ" તેને "આતશબેહેરામ" તરીકે કેમ પઢી શકશો! દીનદ્હાર હમદીનો તમો વીચાર કરો? તપાશો તમારી પવીત્ર દીનને લગતાં યકીનને તથા સાચવો તમારી જરથોસતી યજદાંપરસતી દીનના તરીકાને અને કાયમ રાખજો તમારા મઝદીયસનો અહમી અને મજદીયસનો જરથુસતરીશના ઈમાનદાર એલકાબને! અમોએ આ ખરાં યકીનને લગતી તમોને સલાહ આપી છે, તેને તમો હમદીનો યાદ રાખજો. ચકુમનને વાસતે ગુનાહ કરવામાં ખુશામત અને દુનીયાઇ મતલબને ધીક્કારજો! અશો જરથોસતના ખરા તાબેદાર તરીકે રહેજો! અને લોક મતલબી શરમને સારૂ ચુક કરતા ના. એટલું છતાં જો તમારૂં પત ખોશો, અને આડે મારગે જશો, તો મેહેર દાવર, રસને રાસત, સરોશ અશો, બહમન અમસાસપંદ અને પોતાના પેદા કરનાર અને પાલણ કરનાર દાદાર અહુરમજદના તકસીરવાર થશો."

દસતુર પેશોતને મુંબઇની જરથોસતી આલમને એવી ભયભીત ચેતવણી આપવા છતાં એ નવાં આતશબેહેરામ તખતનશીન કરવાની ક્રીયામાં હાજર થવાની ખાએસથી જે ગંજાવર પારસી ગીરદી તયાં ભેગી મળી હતી, તે તયાં બતાવી આપતી હતી કે એ કમનસીબ ચેતવણીની કોમે કેટલી દરકાર રાખી હતી.

આતશબેહેરામના (પુરવ) દરવાજા આગળ મસ મોટું મનોરંજક આરકું ઉભું કરવામાં આવયું હતું, જે ઉપર રતનાગર પેટંટ રંગ બેરંગીન ગલોબો બહુ મોટી સંખયામાં ગોઠવવામાં આવયા હતા. મની સકુલથી તે ત્રીનીટી ચેપલ સ્ટ્રીટનાં નાંકાં સુધી ચોરસ તથા ત્રીકોણાકાર આરકાંઓ, રાતના રોશની કરવા માટે, ગોઠવવામાં આવયાં હતાં. આતશબેહેરામની ઇમારતની આસપાસ રસતા ઉપર ફુલોનાં તોરણો ટાંગવામાં આવયાં હતાં. સવારના ૭ કલાકથી જરથોસતી મરદો આતશબેહેરામને તખતનશીન કરવાની ક્રીયા થતી જોવાને, બંદગી કરવાને તેમજ કેબલાને નમન કરવાને ભેગા મળયા હતા, જેમની સંખયા ૯ કલાકમાં વધી અસાધારણ મોટી થઇ હતી. સેંકડો જરથોસતીઓ આતશબેહેરામના પહેલા મજલાવાળા હોલમાં તથા અગાશી ઉપર બંદગી કરવા બેઠેલાં યા ખીચોખીચ ઉભેલા નજર પડતા હતા, જયારે બીજાઓ ભોયતળીએના કેબલાવાલા હોલમાં તથા ઓટલા ઉપર એકઠા મળેલા જણાતા હતા. આતશના કેબલાને દરેહમેહેરમાંથી આતશબેહેરામમાં તખતનશીન કરવા લઇ જવાની ક્રીયા થોડાક સેંકડો જરથોસતીઓજ જોવા પામયા હતા. દરેહમેહેરવાળો કમપાઉંડ નાનો હોવાથી, થોડાક સો જરથોસતીઓ તયાં એકઠા મળતાંજ તે ભરાઇ ગયો હતો, જેથી બીજા સાહેબોને દાખલ કરવાનું મોકુફ કરવામાં આવયું હતું. તયાં એકઠા મળેલા જરથોસતીઓ ગંભીરાઇમાં ખલલ કરનારો બનાવ, દરેહમેહેરવાળી ઇમારતના માળ ઉપરથી મજુરોએ નકામો સામાન ફેંકવાથી તથા એક ગ્રહસથની છત્રી હેઠળ ઉભેલા જરથોસતીઓ ઉપર આવી પડવાથી બનયો હતો, જે પછી ઉપલા મજલાની બારીઓ બંધ કરવાનો હુકમ બાહેર પડયો હતો, પણ તે અમલમાં મેલવાની જરૂર રહી નહી હતી, સબબ સઘળાઓનું ધ્યાન દરેહમેહેરમાંથી આતશ લઈ બાહેર પડનારાં, પેવંદથી જોડાયલા તથા હથીઆરોથી સજ થયલા મોબેદોનું સરઘસ કહાડવાને ચાલી રહેલી તઇયારી તરફ ખેંચાયું હતું

જુદા જુદા આતશોની ક્રીયા ગયા અસપંદાદ મહીનાના અનેરાંન રોજે સંપુરણ થઇ હતી, અને પહેલા ગાથાને દીને સઘળા આતશોને એકત્ર કરવામાં આવયા હતા. એ આતશો ઉપર બીજા કોઇ આતશની તથા ચેરાગની છાયા જરથોસતી દીન મુજબ પડે નહી, તેટલા માટે દરેહમેહેરમાં એક અલાહેદી ઓરડી બનાવી તેમાં તે રાખવામાં આવયા હતા. એકત્ર થયલા આતશો ઉપર ગઈ કાલે સવારે છેલ્લી ઇજશની કરી, સાધારણ કદના એક આફરગાનીઆમાં તે મેલી આફરગાનીઉં બંધ કરવામાં આવયું હતું. તે પછી સવારના ૯ કલાકનો અમલ થતાં નાયબ દસતુર કેખશરૂ જામાસપજી મીનોચેહેરજી તથા મોબેદ ફર-

ફ્રુનજી એદલજી વજીફ્દારે આફ્રરગાનીઆનું એકેકું કડું પકડી દરેહમેહેરમાંથી આતશને તેના યોગ્ય તખત આગળ લઇ જવાને ઉંચકયું હતું. તેઓ સાથ આતશના તખત આગળ બીજા ૧૨ વધુ મોબેદો પણ સરઘસના આકારમાં પોતાના હાથમાં સમશેરો, ગરૂજ, બરછી, બાલા વગેરે લઈ સજ થઇ ઉભા રહયા. સમશેરવાળા બે મોબેદો પેહેલી હરોલમાં હતા, જેઓ પાછળ નાયબ દસતુર કેખશરૂ તથા મોબેદ વજીફ્દાર હતા, અને બાકીનાઓ સરઘસની પાછલી હરોલમાં હતા. નવનો ટકોરો થતાં ઉપલા મોબેદોએ આતશને તેની લાયક બેઠક આગળ લઇ જવા ચાલુ મુકયું. દરેહમેહેરમાં બનાવેલી જે ઓરડીમાં આતશ રાખવામાં આવયા હતા તે ઓરડીનો દરવાજો પસાર કરી, ખુદ દરેહમેહેરના આથમણુ દીશા તરફ્ના પહેલા દરવાજામાંથી આતશ સાથનું સરઘસ બહાર ઓટલા ઉપર આવી લાગતાં હાજર રહેલા ગ્રહસથોએ જોસભરી તાલીઓથી આતશને વધાવી લઇ પોતાનો હરખ જાહેર કરયો હતો. તે પછી દરેહમેહેરના બીજા દરવાજામાંથી સરઘસ પાછું દરેહમેહેરમાં દાખલ થયું અને ત્રીજાં બારણામાંથી પાછું બહાર નીકળતાં તેને આગળ માફક તાલીઓથી વધાવી લેવામાં આવયું હતું. સરઘસ હવે દરેહમેહેરના ઓટલા ઉપરથી નીચે ઉતરયું અને દરેહમેહેરના કમપાઉંડમાંની નાકેનો પુરવ તરફ્નો દરવાજો પસાર કરી, દરેહમેહેરની હદ છોડી, આતશબેહેરામની પાછલી બાજુના કમપાઉંડવાળા ભાગમાં દાખલ થયું. તે પછી ફ્રરસબંદીની પગથીઓ ઉપરથી ચહડી આતશ બેહેરામના પાછલી બાજુના દરવાજામાંથી પસાર થયું, અને દરેહમેહેરમાં હાજર રહેલા ગ્રહસથોએ પણ હવે સરઘસ પાછળ જવાનું ચાલુ મુકયું. હવે સરઘસને છેલ્લો એકજ, યાને ૭ મો દરવાજો, જે પાદશાહના તખતમાં દાખલ થવાનો દરવાજો હતો, તેમાંથી પસાર થવાનું બાકી રહયું હતું. એ દરવાજો પણુ પસાર કરી સરઘસ હીંઢોળા આગળ આવી લાગ્યું, અને પોતાના હાથમાંનું નાનું આફ્રરગાનીઉં મોટાં આફ્રરગાનીઆં નજદીક મેલી તેનું ઢાંકણું ઉઘાડી નાખયું. નાયબ દસતુર કેખશ્રૂએ "યથાઅહુવઇરીયો"ના પાક કલામ પઢી "શ્યેઓથનનામ" આગળ આવી લાગતાં એક ચમચ વડે, નાનાં આફ્રરગાનીઆમાંથી આતશો લઈ હીંઢોળા ઉપર મેલેલાં મોટા આફ્રરગાનીઆમાં તે મેલયા. બીજી બે વાર એમ ફ્રરી કરી, નાનાં આફ્રરગાનીઆમાંના સઘળા આતશો મોટાં આફ્રરગાનીઆમાં મેલી દેવામાં આવયા હતા, અને તયાર પછી મોટા આફ્રરગાનીઆમાં સુખડ વગેરે મેલી તેમાના આતશને એક મોટાં બળતાંમાં રોશન કરવામાં આવયો હતો. એ વેળા ઓજારો સાથના મોબેદો ચોકી પાહરો રાખવા આતશના તખતની ચોગમ ઉભા રહયા હતા, અને આતશ મોટા આફ્રરગાનીઆમાં મેલાઇ રહયા પછી, તથા તેમાંના આતશ ઉપર સુખડ મેલાઇ રહયા પછી તેઓએ પોતાના હાથમાંના હથીઆરો આતશબેહેરામના તખત નજદીકની ભીંત ઉપર ઓલવી દીધાં, અને સરઘસમાંના થોડાક મોબેદો સીવાય બાકીનાઓ તખત આગળથી બહાર નીકળી પડયા. તે પછી સેજદો કરવા આવેલા ગ્રહસથોનું સુખડ એ આતશ ઉપર મેલવાનું ચાલુ થયું.

બાદ ઉપલા મજલાના હોલમાં જશનની ક્રીયા, જરથોસતી મરદોની અસાધારણ મોટી સંખયા સનમુખ દસતુર ડાકટર જામાસપજી મીનોચેહેરજી જામાસપઆસાનાની આગેવાની હેઠળ નીચલા દસતુર તથા મોબેદ સાહેબોએ કરી હતી. દસતુર ડાકટર જામાસપજી મીનોચેહેરજી જામાસપઆસાના, તેવણુના આત્રોખશી તરીકે પુનાના નાયબ દસતુર કેકોબાદ આદરબાદ જામાસપઆસાના બેઠા હતા, કદમી દસતુર ખુરશેદજી બેજનજી, નવસારીવાળા નાયબ દસતુર એદલજી નવરોજજી મેહેરજીરાણા, કલયાણીવાળા દસતુર દારાબજી રૂસતમજી સંજાના, દસતુર બમનજી રૂસતમજી, સુરતવાળા દસતુર બરજોરજી દારાબજી દારાબપાલણુ, સુરતવાળા દસતુર કાવસજી નશરવાનજી, દસતુર ડોસાભાઇ સોરાબજી દસતુર, એરવદ બેહેરામજી પેસતનજી ભરડા ઉદવાડેવાળા, નાયબ દસતુર કેખશરૂ દસતુર જામાસપજી જામાસપઆસાના, એરવદ મીનોચેહેર દસતુર જામાસપજી જામાસપઆસાના, એરવદ એદલજી દસતુર પીરોજજી, એરવદ ખરશેદજી એરચજી પાવરી વગેરે.

એ જશનની ક્રીયામાં નવાં આતશબેહેરામની કારોબાર કમીટીના નીચલા ગ્રહસથોએ પણ હાજરી આપી હતી:—મેસરસ જાલભાઇ અરદેશર શેઠ, રૂસતમજી ડોસાભાઈ શેઠના, જહાંગીર હોરમસજી પંથકી, દીનશાહ મનચેરજી પંથકી, શાપુરજી બેહેરામજી કાત્રક, પેસતનજી રૂસતમજી કાંગા, બેહેરામજી નશરવાનજી સીરવાઇ, દીનશાહ દોરાબજી મીસ્ત્રી, ખરશેદજી

ફરામજી મરચંટ, બી. આર. કોટવાલ, ડાકટર નાનાભાઇ નવરોજજી કાતરક, રૂસતમજી ફરાંમજી વહાડયા, તથા મી૦ સોરાબજી રૂસતમજી બનશા.

તેઓ ઉપરાંત જરથોસ્તીઓની અસાધારણ મોટી સંખ્યા હોલમાં જશનની ક્રીયામાં સામેલ થવા માટે હાજર થઇ હતી, જેઓમાંથી નીચલાં નામો ઉપજાવી શકાય, જો કે ગીરદીને લીધે કેટલાંક જાણીતાં નામો રહી ગયાં હોય તે બનવા જોગ છે:—સરદાર દસતુર હોશંગ જામાસપ, સમશ-ઉલ-ઓલમા એરવદ જીવણજી જમશેદજી મોદી, માજીસ્ત્રેટ ખાં૦ બા૦ ફીરોઝ હોશંગ દસતુર, મેસરસ હોરમસજી એદલજી આલબલેસ, હીરજી અરદેશર દાદી, ખરશેદજી રૂસતમજી કામા, જીજીભાઇ ફરામજી દીનશાહ માણેકજી પીટીટ, નવરોંજજી જહાંગીર ગામડયા, કાવસજી દીનશાહ એડનવાળા, દોરાબજી દીનશાહ એડનવાળા, ખરશેદજી જમશેદજી દમણુયા, અરદેશર શાપુરજી સો. નાળીએરવાળા, દારાશાહ રતનજી ચીજગર, રૂસતમજી નાનાભાઇ બેહેરામજી જીજીભાઇ, નાનાભાઇ ધનજીભાઇ બનાજી, બીખાજી રતનજી નરીમાંન, કાવસજી ખરશેદજી દુબાશ, મનચેરજી કાવસજી મનસુખ, કેખશરૂ નવરોજજી કાબ્રાજી, દોરાબજી બીખાજી કાંગા, પાલનજી ફરામજી મેહેતા, રતનજી માણેકજી રતનાગર, દાદાભાઈ નશરવાનજી કંત્રાકટર, કુવરજી પેસતનજી કામા, બેહેરામ નવરોજજી ગામડીયા, ન૦ બ૦ જસાવાળા, બમનજી નશરવાનજી દેસાઇ, બેહેરામજી દાદાભાઇ બનાજી, કાવસજી મેરવાનજી શેઠના, ફરામજી રૂસતમજી કામા, હોરમસજી બેહેરામજી કામા, એદલજી બમનજી દેશાઇ, ડાકટર બરજોરજી હોરમજજી દાંત્રા, ડાકટર મોતીવાળા વગેરે.

જરથોસતી તમાશગીરોની અસાધારણ મોટી સંખ્યાની હાજરીને લીધે, જશનની ક્રીયા પુશકળ ગડબડ વચે પસાર થઇ હતી, તમાશગીરોની ગીરદીનો એટલાંજથી ખયાલ આવશે કે કેટલાક બુઢા અગ્રેસરો લગારં મોડેથી આવેલા હોવાથી જશનવાળા હોલમાં તેઓ દાખલ થવાને અશકત થઇ પડયા હતા, જેથી મજબુત બાંધાના ત્રણ ત્રણ ચાર ચાર પારસીઓએ તમાશગીરોની ભીડમાંથી તેમને રસતો મોકળો કરી આપયો તથા બબે જણાઓએ હાથ કરીને તેમને રસતો કાપવામાં મદદ કરી ત્યારેજ તેઓ હોલની પેલીમેર જઇ શકયા હતા. પોલીસ (પારસી) અમલદારોએ સમાધાની જાળવવામાં કીમતી મદદ કરી ફતેહ મેળવી હતી.

આવાં પવીત્ર સથળમાં એક નાખુશ બનાવ એ બનયો કે, એક પારસી ગ્રહસ્થ હોલમાં દાખલ થતાં કેટલાકોએ "હીસહીસ"ના બ મોટા અવાજો કરયા હતા જે એકાદ બે મીનીટ યા વધુ સુધી ચાલુ રહ્યા હતા. થોડોક વખત પછી દસતુર ડાકટર જામાસપજી મીનોચેહેરજી જામાસપઆસાનાં હોલમાં દાખલ થતાજ તમાશગીરોએ અસાધારણ મોટા હરશનાદ તથા ખુશાલીના ચાલુ પોકારોથી તેવણુને વધાવી લીધા હતા. મી૦ મનચેરજી કાવસજી મનસુખ હોલમાં દાખલ થતાં તેવણુને માટે પણ તમાશગીરોએ હરશનાદ કરયા હતા. મી૦ મનસુખ આથોરનાનોની સંઙ્માંજ પલાંઠી મારી બેઠા કે તુરત તેવણુને બહુ વધુ તાલીઓથી વધાવી લીધા હતા. એ ક્રીયામાં ભાગ લેનારા જરથોસતીઓનો પહેરવેશ એકસરખો નહી હતો, કેટલાક ધરમાતુ લાગણીના જરથોસતી ગ્રહસથો જામા પીછોડીથી સજ થયા હતા, કેટલાકોએ ડગલી તથા જુજ જવાનયાઓ ડગલા પહેરીને હાજર થયલા હતા.

જશનની ક્રીયાં કરવામાં ભાગ લેનારા કોઇ પણ આથોરનાન સાહેબોમાંથી પુનાવાળા નાયબ દસતુર કેકોબાદના બાગેબુલંદ અવાજનું ભણુતર વધારે ધ્યાન ખેંચતું હતું.

જશનની ક્રીયા પુરી થવા પછી, દસતુર ડાકટર જામાસપજી મીનોચેહેરજી જામાસપ આસાનાને અસાધારણ ખુશાલીના અવાજો વચે અંજુમન તરફથી એક શયાલ ઓઢાડવામાં આવી હતી. બાદ મી૦ જાલભાઇ અરદેશર શેઠે જણાહયું કે.

"અંજુમનના સાહેબો—આએ જરથોસતી અંજુમનનાં આતશબેહેરામનાં મકાનને લગતી સઘળી ફરજયાત ક્રીયાઓ બરાબર ધરમની રાહે માનવંત દસતુર ડાકટર જામાસપજી મીનોચેહેરજીની તથા બુજરગ અને કાબેલ આથોરનાન સાહેબોની ખુદ દેખરેખ તળે થઇ છે, અને હવે એ ક્રીયાઓ પુરી થવાથી હું મોટી ખુશી સાથે આએ પાક મકાન દીનદાર જરથોસતીઓના વપરાસ માટે આજ દીનથી ખુલ્લું થયલું જાહેર કરું છું, એ ખુશાલીમાં તમો સાહેબો પણ ભાગ લેવો છો એવી મારી પુર ખાતરી છે, કારણકે આજદીને જશનની મીજલસમાં હજારો સાહેબોની સામેલગીરી પુરતી દેખાડી આપે છે કે આ શુભ કામમાં કુલ જરથોસતી અંજુમનની

કેટલીબધી દીલસોજી છે. અમારી કમીટીના સેક્રેટરી મી૦ સોરાબજી રૂસતમજી બનશાને તમો સાહેબો આગળ એક અંજુમન પત્ર વાંચવાને માટે એલતેમાસ કરવાની રજા લઉં છું.”

મી૦ સોરાબજી રૂસતમજી બનશાએ નીચલું અંજુમનપત્ર એ પછી વાંચી સંભળાવયું:–

“જે થોડાએક ભગરસાથના અહસથોએ તેર વરસની વાત ઉપર આ પાક બંદગીનું મોટું મકાન ઉભું કરવાને માથે લીધુ હતું, તે મકાનનું કામ પરવરદેગારની બક્ષેશથી આજ દીને પાર પડેલું જોઈ તેઓને બેહદ સંતોશ ઉપજે છે, અને એવાં નેક ધરમનાં કામથી તમો અંજુમનના સાહેબોબી અતીયંત ખુશી થયા છો તે તમારી આજની ગંજાવર હાજરી સાબેત કરી આપે છે. આ અહસથોએ આટલી બધી લાંબી મુદત સુધી ધીરજ ધરી, ખોદા ઉવર સબુરી પકડી, પુશકળ અડચણોની વચે પણ માત્ર ધરમનું એક નેક કામ સમજી જરથોસતીઓમાં કોઈ દીનેબી નહી થયલું એવું શુભ કામ આ ખોદાનું ઘર અંજુમનને પઇસે તઇયાર કરયું છે એ બીના પારસીઓના ઇતીહાસનો એક અગતનો સફો થઇ પડશે. જેમ બેહદીન તેમ મોબેદ સાહેબોએ, જેમ શેહેનશાહી તેમ કદમી સાહેબોએ, જે અહસથોએ તથા બાઈ સાહેબોએ એકસરખી રીતે આએ બેહેસતનાં મકાનને માટે પોતાનાં ખરાં દીલથી બનતી મદદ કરી છે, માતર મુંબઈનાજ જરથોસતીઓએ નહી પણ નવસારી, પુના, આકોલા, નાગપોર, બદનેરા, ઇગતપુરા, મઉ, ઇંડોર, કલકતા, ઇરાન તથા ચીન અને બીજી ઘણીએક જગાઓ કે જ્યાં આપણા નેક ટોળાની થોડી ઘણીબી વસતી છે તયાંના લોકોએ પણ વગર પુછવે આએ અશો કામને માટે નાણાની રકમો મોકલી છે. આખાં હીંદુસતાનની પારસી અંજુમનની આવી એકસરખી દીલસોજી જોઇ તમારી કમીટીને પુશકળ સંતોશ ઉપજયો છે, અને તેઓ એવી દુવા ચાહે છે કે તમો જરથોસતી ભાઇઓ ઘણાં ઘણાં વરસ જીવી એમાં બંદગી તથા ધરમની કીયા કરતા રહો, કે જેથી કરી માજદીયસની દીનની મોટાઇ તથા પવીત્રાઇ હંમેશ સચવાયલી રહે અને બીજા ધરમના મોટા વીદવાનો જેઓએ પોતાના ખુદ અભ્યાસથી આપણો ધરમ ઘણોજ ઉતમ છે એમ બતાવી આપયું છે તેમ હમેશ કહેવાતું રહે. હાલના વખતમાં પારસી ભાઇઓ પોતાના ધરમને ખરાં દીલથી ચાહે છે અને દીનચુસત છે તેનો જીવતો દાખલો આએ મકાનની સથાપના છે આજ તલીક એક મોટું અથવા નાનું બંદગીનું મકાન અનજુમનના પઇસાથી બંધાયું નથી, અને આજના દીવસે જે આએ પવીત્ર મકાન ખુલ્લું મુકવામાં આવ્યું છે તે દીવસ પારસીઓની તવારીખમાં જાવેદાન સુધી એક ઘણોજ મોટો ગણાશે. એમાં તો કાંઇ સંદેહ નથી. આએ ખોદાનું ઘર તઈયાર કરી ખુલ્લું મુકવાને માટે જરથોસતી ધરમમાં જે જે કીયાઓ કરવાની જરૂર હતી તે સઘળી સઉથી કાબેલ દસતુરાન દસતુરો તથા મોબેદ સાહેબોની મારફતે કે જેઓની અશોઇ, ધરમની માહીતગારી, તથા ઉસતાદી રીશે આપણા લોકોમાં ઘણું ઉંચું મત છે, તેવા અહસથોના હાથ હેઠળ પુરેપુરૂં થયલું છે, અને તેની સાથે આએ મકાન ઉભું કરનારી કમીટીએ પઇસા ખરચવામાં તથા મેહેનત કરવામાં કાંઇ પણ ખામી રાખી નથી. આએ મકાન પછવાડે રૂપીઆ સવાબે લાખથી વધુ ખરચ થયોછે, અને હજુર એને માટે નાણાંની મદદ જોઇયે છે, એટલુંજ નહીં, પણ હાલમાં પારસીઓની વસતી વધતી જતી હોવાના સબબને લીધે આવાં સારાં મકાનનો વીસતાર વધારવાની ઘણી જરૂર છે. ઘણા જરથોસતીઓ આજે પઇસાની સારી શકતી ધરાવે છે. જરથોસતીઓ પોતાની પાછળ મોટી દોલત વયરથ મુકી જાય છે, પણ તેજ ઘણીને ઘણોજ ભાગ્યશાળી સમજવો કે જે વગર ધીલ કરવે બેહેસતના રસતાને માટે આ ખોદાને ઘરનું બીડું પોતાની શકતી પ્રમાણે જલદીથી ઉપાડી લે, અને તમારી કમીટી આશા રાખે છે કે એવા ધરમચુસત નરો ઘણા બાહેર નીકળશે. આપણી અનજુમન શેઠ શાપુરજી સોરાબજી નાળીએરવારવાળા, શેઠ કાવસજી દીનશાહ એડનવાળા, શેઠ દાદાભાઈ નશરવાનજી કંત્રાકટર તથા શેઠ દસતુરજી સાહેબ જમશેદજી સોરાબજી કુકાદારૂની ગંજાવર બક્ષેશોને માટે તેઓની સદા આભારી રહેશે, કારણકે પાછળથી એ દીનદાર જરથોસતીઓની મદદથી આ મહાભારત કામ વહેલું પુરૂં થયું છે. શરૂઆતમાં એ કામમાં મોટી મદદ કરનારા અહસથો શેઠો નશરવાનજી રતનજી તાતા, મનચેરજી બમનજી પંથકી, માણેકજી હોરમસજી પરવેઝ, સર દીનશાહજી માણેકજી પીટીટ, શેઠો રૂસતમજી ડોસાભાઇ શેઠના, હોરમસજી નવરોજજી કુપર વગેરે હતા. આપણને એ સઘળી બક્ષશોનો મોટો ભાગ દસતુર ડાકટર જામાસપજી મીનોચેહેરજીની અથગ મેહેનત અને સબુરાઇથી મળી છે, તેવણની ઉપર

એક ખરા ધરમગુરૂ દાખલ એ ગ્રહસથોનો પુરતો વીશવાસ હોવાથી તેઓએ આએ પાક મકાનના જુદા જુદા ભાગો બંધાવી આપવાને માથે લઇને હંમેશ સુધીના ભાગ્યશાળી થયા, અને સવાબમાં હમેશનો વધારો કરયો, તેટલા માટે આએ માનવંત દસતુરજીનો ઉપકાર આપણી ઉપર કાયમ રહેશે. આએ રોનકદાર મકાનની કારીગીરીને માટે તથા તેની પછવાડે બાર વરસવેર ખંતથી વગર હાંસલે જે તારીફલાયક મેહેનત કરી તેને પુરૂં કરયું છે તે માટે શેઠ દીનશાહજી દોરાબજી મીસ્ત્રી ની યાદગારી એની જોડે કાયમ રહેશે. એ બાંધકામમાં અમારા બુજરોગ કાબેલ અને સખી દીલના નાયબ સરનશીન શેઠ પેસતનજી રૂસતમજી કાંગાએ પણ અમુલ્ય સેવા પહેલેથી તે છેલ્લે સુધી બજાવી છે, તે માટે આપણો આખો ટોળો તેવણને આભારી છે. આજ નજદીક તેર વરસ થયાં અમારી કમીટીના એક આનરરી સેક્રેટરી દાખલ શેઠ સોરાબજી રૂસતમજી બનશાએ પોતાનો ઓધો ઘણી બાહોશીથી બજાવયો છે, આ કમીટીનો લાભ એવણે પોતાની કીમતી સુચનાઓથી તથા ધીરજ અને સવતંત્રપણે જાળવયો છે. એં કીમતી સેવાઓને માટે આપણે એવણનો મોટો ઉપકાર માનયે છીયે. આ મકાનના વડા દસતુરજી દાખલ દસતુર ડાકટર જામાસપજી મીનોચેહેરજી જામાસપઆસાનાને ઠેરવયા છે, તથા એવણના લાયકીવાળા અને કાબેલ બેટા એરવદ કેખશરૂ દસ્તુર જામાસપજીને નાયબ દસ્તુર નેમયા છે. આમીન !"

દસ્તુર ડા૦ જામાસપજી બોલ્યા કે, અંજુમનના ગ્રહસ્થો, જત આજના મુબારક રોજે અમને જણાવવાને બેહદ ખુશાલી ઉપજે છે કે, આપણી આ સુંદર મુંબઇ નગરીમાં સરવથી પેહેલવેહેલા જરથોસ્તી અંજુમનનાં આતશબેહેરામ સાહેબના નુરી કેબલાને, તેને લગતી સરવ પ્રકારની ઘટતી રીતની તરબીયતથી, કેટલાક નામાંકીત ગ્રહસથોની ખંત, ઉલટ અને મેહેનતથી, તખતનશીન કરયા છે, તે પોતાનાં તખત ઉપર હમેશ સુધી બરકરાર રેહો. તથા જે બીજા નુરી કેબલાઓ આપણુ વચે મોજુદ છે, તેઓની સાથે આ નુરી કેબ-લોબી હમેશે હમેશ સુધી કાયમદાયમ રહો, આપણા જરથોસતી ફીરકાની જાહોજલાલીમાં અને તેની ચઢતીમાં દીન ઉગે વધારો થાઓ, જે કાંઇ મુશકેલી, આફત અને વીપતીઓ હોય, તે સરવે એના મુબારક સાહયાથી દફે થાઓ અને બીજા નુરી કેબલાઓ સાથે એ કેબલાનો નુરી સાહયો, હમેશ હમેશ સુધી કાયમ રહો. આ તકે જણાવતાં અમને વધુ ખુશાલી એટલા માટે ઉપજે છે કે, આ નુરી કેબલો આપણાં બખતાવર માયાળુ માતુશ્રી મહારાણીજી વીકટોરીયાનાં પ્રતાપી તથા અદલ રાજ્યનાં ૬૦ માં વરસની જુબીલીનાં પહેલાં વરસમાં તખતનશીન કરવામાં આવયો છે, તેનો સાહયો એ નામદાર મહારાણીજી તથા તેવણનાં પાદશાહી વંશ ઉપર તથા બુલંદ બ્રીટીશ ધજા ઉપર સદાકાળ સુધી કાયમ રહો ! તથા તેવણના પાદશાહી અહેવાનમાંથી તેમજ તેવણનાં રાજ્યના બોહોળા વીસતારવાળા મુલકો ઉપરથી મરકી, દુકાળ, આફત, લડાઇ સરવે સદાનાં નાબુદ થાવો ! અને તેની જગયાએ સરવે પ્રકારની આબાદી, સુખશાંતી, સુલેહસંપજ પોતાના મુબારક કદમ પધરાવો !

વળી આ તકે પરવરદેગાર સાહેબની જનાબમાં આપણે દુવા ગુજારયે છીયે કે, તે સાહેબ પોતાના એ નુરી કેબલાના સાહયા મારફતે આપણા હીંદના નામદાર સરસુબા તથા નામદાર મુંબઇના રહેમદીલ હાકેમ સાહેબ જેઓ આજ કેટલોક વખત થયો દુકાળ, મરકી, આફત અને બીજાં અનેક વીઘનોમાં રોકાયલા છે અને જેને દફે કરવાને તથા રઈયતમાં સુખશાંતી અને આબાદી પાથરવાને અતીઘણી ઝેહેમત અને રંજ રાત દીવસ ખેંચે છે તે તેઓની મેહેનત સફળ થાવો ! અને તેઓ પોતાનો બાકીનો અમલ, સુલેહસંપજ, સુખશાંતી અને આબાદીમાં એ નુરી કેબલાના બુલંદ પ્રતાપથી ગુજારો ! અમારી એ દુવા સરવેને આમીન થાવો !

સેવટે જે સદગ્રહસથો તથા બાનુઓ શું અદના કે આલાએ સરવેએ એ નેક કામમાં પોતાનો હીસો આપયો છે તથા જેઓએ દુર દેશાવરો ખાતેથી કેટલીક રંજ અને ઝેહેમત ખેંચી આ શુભ ક્રીયામાં હાજર રહેવાની તસદી ફરમાવી છે તેઓ સરવેનો મોટાં હેશાન સહીત અમો ઉપકાર માનયે છીયે.

બીજી શયાલ મી૦ જાલભાઇ શેઠે પોતા તરફથી, ત્રીજી મી૦ રૂસતમજી ડોસાભાઇ શેઠના મેકફારલેનવાળાએ પોતા તરફથી દસતુર ડા૦ જામાસપજીને એનાયત કરી હતી. એ ઉપરાંત દસતુર ડા૦ જામાસપજીને નીચલા ગ્રહસથો અને મંડળો તરફથી પણ અકેક શયાલ એનાયત કરવામાં આવી હતી:— સર દીનશાહ માણેકજી પીટીટ, બાઇ દીન-

બાઇ નશરવાનજી પીટીટ, પુનાવાળા સરદાર દસતુર હોશંગ જામાસપ, આપા બાગના સભાસદો, શેઠ માણેકજી શેઠની અગીયારીના મુતવલીઓ, શેઠો કાવસજી દીનશાહ એડનવાળા, અરદેશર શાપુરજી સોરાબજી નાળીએરવાળા, દોરાબજી દીનશાહ એડનવાળા. કામા બાગના ત્રસટીઓ, બનાજી લીમજીની દરેહમેહેરના ત્રસટીઓ, બનાજી લીમજીની દરેહમેહેરના આથોરનાનો, મી૦ હીરજી અરદેશર દાદીશેઠ, કદમી મોબેદો, મીનોચેહેર હોમજીવાળા મોબેદસાહેબો, ચંદનવાડીનાં આ નવાં આતશબેહેરામના મોબેદો, કોટની લંગડાની દરેહમેહેરના ત્રસટીઓ, એજ દરેહમેહેરના મોબેદો, નવસારીના પોળીઆ દેશાઇ એદલજી બમનજી, નવસારીના દસતુર સાહેબ દારાબજી માહીયારજી, નવસારીની ભમર સાથની અંજુમન, નવસારીના નાયબ દસતુર એદલજી નવરોજજી મેહેરજીરાણા, દાદાભાઇ નશરવાનજી કંત્રાકટર, ખેતવાડીના જરથોસતી રહીશો, નવસારીની બઝમેરોજે હોરમજદ, ઉદવાડાવાળા એરવદ બેહેરામજી પેસતનજી ભરડા, મી૦ નશરવાનજી પેસતનજી તાડીવાળા, મી૦ પેસતનજી નશરવાનજી ગોદીવાળા, અને દસતુર હોરમસજી માણેકજી સંજાના વગેરે તરફથી. દસતુર જામાસપજીને સઘળી મળી ૪૩ શયાલો ભેટ અપાઇ હતી.

તેવણુના બેટા નાયબ દસતુર કેખશરૂ દસતુર જામાસપજીને છ શયાલો ઓઢાડવામાં આવી હતી, જે ભગરસાથની અંજુમન, સર દીનશાહ પીટીટ, મી૦ કંત્રાકટર વગેરે તરફની હતી.

પારસી પંચાયતના જુના ત્રસટી સર દીનશાહજી માણેકજી પીટીટ બીમારીને લીધે મીજલસમાં હાજર થઇ નહી શકવાથી, પંચાયતના બીજા ત્રસટી શેઠ હોરમસજી એદલજી આલબલેસે દસતુર ડા૦ જામાસપજીને "પારસી પંચાયત તરફથી" એક શયાલ ઓઢાડી હતી. સમસુલઓલમા એરવદ જીવણજીએ, પંચાયત તરફનો નીચલો પત્ર વાંચી સંભળાવયો હતો:—

"પારસી પંચાયતનું ખાતું સથાપવાને આજે નજદીક ૭૪ વરસ થયાં છે. તે ખાતું સથાપવા પછી આજે શેહેનશાહીઓનું ત્રીજું આતશબેહેરામ તખતનશીન કરવામાં આવ્યું છે. એક શેઠ દાદાભાઇ નશરવાનજી મોદીવાળું સુરતનું આતશબેહેરામ, બીજું શેઠ હોરમસજી બમનજી વાડયાજીનું મુંબઇનું આતશબેહેરામ, અને ત્રીજું આજ રોજે સથાપવામાં આવેલું આતશબેહેરામ. ખોદાતાલાની યાદ માટેના એવાં ધરમનાં મકાનો ઉભાં કરનારા સાહેબોનાં ભલાં કામ તરફ કદરસનાસી દેખાડવા માટે પારસી પંચાયતના ત્રસટી સાહેબોએ ઉપલાં આતશબેહેરામો અને કેટલાંક આતશ આદરાનો પરથતી વખતે તેઓનાં જશનની ક્રીયા વખતે તે મકાનો ઉભાં કરનારા સાહેબોને અને મુંબઇના શેઠ વાડયાજીના આતશબેહેરામ સાહેબ પરથતી વખતે આતશબેહેરામના દસતુરજી સાહેબ એદલજી દારાબજી સંજાનાને, શયાલો ઓઢાડી હતી. તે મુજબ આજરોજે તખતનશીન કરવામાં આવેલાં આતશબેહેરામ સાહેબની સથાપના કરવામાં ભાગ લેનાર કારોબર મંડળીના સરનશીન શેઠ જાલભાઇ અરદેશર શેઠને એક શયલ ઓઢાડવામાં આવે છે જી, અને ઉપલી કારોબાર મંડળીએ દસતુરજી સાહેબ ડા૦ જામાસપજી મીનોચેહેરજી જામાસપઆસાનાને આ મકાનના દસતુરજી નેમયા છે, માટે આ મકાનના દસતુરજી તરીકે એવણુ સાહેબને એક શયાલ ઓઢાડવામાં આવેછેજી."

નવાં આતશબેહેરામ સાહેબને તખતનશીન કરવાનું કામ પાર પડવાથી, તેની ખુશાલીમાં નુરી કેબલાનો આતશ ચાલુ રાખવાનું નીભાવ ફંડ સથાપવા સારૂં સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે રૂ ૨૫૦૦ ની રકમ ગઇ કાલે ભરી હતી. શેઠ કાવસજી દીનશાહ એડનવાળાએ પણ રૂ ૧૦૦૦ ની રકમ એ ફંડમાં ભરી છે.

આતશબેહેરામની ઇમારતમાં રૂ. ૨૦૦૦૦ ને ખરચે એક સુંદર દીવાનખાનું બંધાવી આપનાર મી૦ દાદાભાઇ નશરવાનજી કંત્રાકટરે રૂ. ૬૦૦ ની કીમતની ચાંદીની તોરણુ તથા રૂ. ૪૦૦ ની કીમતનું એક ઘડીઆળ તથા કેટલુંક ફરનીચર પણ ભેટ કરયું છે.

આતશબેહેરામની કમીટી તરફથી દસતુર ડા૦ જામાસપજીને રૂ. ૧૦૦૧ ની 'પરસ' તથા રૂપાના એક સુંદર કાસકેટ સાથે એક માનપત્ર ભેટ આપવામાં આવયું હતું.

કમીટીના ખંતીલા એકમારગી સેક્રેટરી મી૦ સોરાબજી રૂસતમજી બનશા, કમીટીના ઉમંગી બુજરગ મેમબર એરવદ પેસતનજી રૂસતમજી કાગા તથા આતશબેહેરામનું સુંદર મકાન બીન હાંસલે બાંધી આપનાર સીલપી મી૦ દીનશાહ દોરાબજી મીસ્ત્રી દરેકને કમીટી તરફથી ચાંદીના કાસકેટમાં એક માનપત્ર

તથા ચાંદીનો "ટી સેટ" ભેટ આપવામાં આવયાં હતાં.

દસતુર ડા૦ જામાસપજી તરફથી નીચલા સાહેબોને શયાલ એનાયત થઇ હતી:-નવસારીના ભગર પંથના વડા દસતુર દારાબજી માહીયારજી મેહેરજીરાણાના; દસતુર ડોસાભાઇ સોરાબજી મેહેરજીરાણાના તથા મોબેદ શાપુરજી રૂસતમજી પાવરી.

કમીટી તરફથી નીચલા સાહેબોને શયાલ એનાયત કરવામાં આવી હતી:—નવસારીવાળા દસતુર દારાબજી તથા નાયબ દસતુર એદલજી નવરોજજી મેહેરજીરાણાના, પોળીયા દેશાઇ એદલજી બમનજી, સરદાર દસતુર હોશંગ જામાસપ, દસતુર જમશેદજી સોરાબજી કુકાદારૂ અને મોબેદ રૂસતમજી બમનજી પાવરી, કંત્રાકટર વીઠલ કેશવજીને પણ શયાલ પાઘડી આપવામાં આવયાં હતાં.

પોતાની તબીયત ચારી આપે તો સર દીનશાહ પીટીટે જશનની મીજલસમાં સામેલ થવા જણાવયું હતું, પણ ગઇ કાલે તેવણુની તનદરોસતી નાદરૂસત હોવાથી તેવણથી હાજર થઇ શકાયુ હતું નહી. મી૦ બમનજી દીનશાહ પીટીટ આતશને સેજદો કરી, જશનની ક્રીયામાં ભાગ લીધા વીના—થયલી ગંજાવર ભીડમાંથી પોતાનો મારગ લેવાને તેવણને કદાચ મુશકેલ લાગયું હોય તેથી—નીચેથીજ બહારોબહારથી ચાલી ગયા હતા.

કરતા કારવતાઓએ મોબેદો વગેરેમાં વહેચાણ કરવાનો મનસુબો પ્રથમ કરયો હતો, પણ મોટી ઠઠને લીધે આશોદાદ આપવામાં કેવી જબરી નડતલો નડશે તેનો ખયાલ તેઓને આવયાથી તે વીચાર છોડી દેવાની ફરજ તેઓને પડી હતી.

અસાધારણ ઠઠ તથા ગીરદી જશન કરવાના હોલમાં ભેગી મળેલી જોઇ એરવદ જીવણજી જમશેદજી મોદીએ એવું મત દરશાવયું કે, આવાં જશનો ખુલ્લાં મેદાનોમાં થવાં જોઇયે, કે જેથી ગઇ કાલ જેવો ધક્કામુક્કીભરયો દેખાવ નજરે પડે નહી. વળી કેટલાકોએ એવી લાગણી જાહેર કરી કે, જશનવાળા દીવાનખાનામાં બેસવા માટે ખુરસીઓ મેલવાને બદલે સેત્રંજીઓ યા ગાલીચાઓ પાંથરવા જોઇતા હતા. જો ગાલીચાઓજ પાંથરવામાં આવયા હોત, તો ગઇ કાલના જેવો નાપસંદ દેખાવ નજરે પડત નહી, એમ ઘણાઓનું કહેવું હતું. ગઇ કાલની ગંજાવર ગીરદીએ વધુ બતાવી આપયું છે કે, એ દીવાનખાનાની ચારે બાજુએ ફરતી મજબુત ગયાલરી બનાવી હોય, તો ભવીશના એવા યા બીજા મોટા મેળાવડાઓ વખતે તે બહુ ઉપયોગી થઇ પડે. કોઇ સખી શેઠ એ કામ હાર ન પાડી આપે?

નવાં આતશબેહેરામ તખતનશીન થયા તેની ખુશાલીમાં ગઇ કાલે બપોરના નામદાર સર જમશેદજી જીજીભાઇના અલાઇબાગમાં પારસી કોમ માટે નાતનું જમણ જાહેર ઉધરાણાથી કરવામાં આવયું હતું. ખુશાલીનું એ ખાણું હોવાથી રાબેતાના ખાણાથી તે જુદા પ્રકારનું હતું. સવારના દશ વાગાથી જમણ શરૂ થયું હતું, જે બપોરના બે વાગા સુધી ચાલુ રહયું હતું અને આશરે તેર હજાર પારસીઓ એ જમણમાં ભાગ લેવા હાજર થયા હતા ખાણા વખતે નવસારીની ભગર સાથ મોબેદોના પંથને લગતા સમશુલ ઓલમા એરવદ જીવણજી જમશેદજી મોદી અને મી૦ બેહેરામજી નશરવાનજી સીરવાઇ તવાં થોડો વખત આવી પરપુછ કરી ગયા હતા.

પવીત્ર કેબલાને તખતનશીન કરવા સાથ બાગબાનીના કુદરતી હુનરને પણ સામેલ રાખવો જોઈયે, એવી ભલી લાગણીથી મજગામના "મેરવાન બાગ" ના બહુ જાણીતા બાગબાન મી૦ રૂસતમ અરદેશર ઇરાનીએ જશનની ક્રીયાનો દબદબો વધારવા માટે બહુ સુંદર કારીગીરીનો અસાધારણ કદનો મોટો મધમધતાં તાજાં ફુલોનો એક તુરો બનાવીને પીતળનાં મોટા કડાંઓમાં ગોઠવેલો મેલયો હતો. એ સુગંધી તુરો નજદીક ત્રણ ફીટ ઉંચો અને નવ ફીટ કરતાં વધુ ઘેરાવામાં હતો. તુરાતું મોટું કદજ કાંઇ તેની ખુબી ન હતી, પણ તેમાં ફુલોના રંગની કરેલી મેળવણી બહુ મોહ પમાડનારી હતી. બાગબાનીનો હુનર ઇરાની બાગબાનોએ કેટલો વધારયો છે, તેની વધુ ગવાહી એ મોટો તુરો એ ગંજાવર મેળાવડામાં આપતો હતો. ગઈ રાતના દસતુર જામાસપજીએ, આ બનાવની ખુશાલીમાં પોતાનાં મીત્રોને આલબલેસ બાગમાં જે ખાણું આપયું હતું, તે વખતે દસતુર જામાસપજીને ભેટ આપવા માટે પણ આ એકમારગી બાગબાન મી૦ રૂસતમ ઇરાનીએ એક મોટો અને વધારે રોનકદાર તુરો મી૦ શાપુરજી બેહેરામજી કાત્રક મારફતે મોકલયો હતો, જે સાથ દસતુરજીનાં ગળાંમાં પહેરાવવા માટે એક મધમધતાં ફુલનો હાર પણ મોક-

લાવયયો હતો. એ સુંદર તુરાથી હાજર રહેલા ગ્રહસથો મોહ પામેલા જણાતા હતા.

સાંજના ૪।। કલાકે એ આતશબેહેરામના દીવાનખાનામાં દસતુર ડા૦ જામાસપજીએ, મોબેદ દારાબજી નવરોજજી પાવરીના બેટા જમશેદજીની નવજોતની ક્રીયા કરી હતી.

સાંજે ૫।। કલાકે બેહેદીનો તથા આથોરનાન સાહેબોના મોટા મેળાવડા સનમુખ દસતુર ડા૦ જામાસપજીને જુદાં જુદાં મંડળો તથા ગ્રહસથો તરફથી માનપત્રો એનાયત કરવામાં આવયાં હતાં.

પહેલું અંજુમન તરફનું માનપત્ર મી૦ જાલભાઇ અરદેશર શેઠે વાંચી સંભળાવી, રૂપાંના કાસકેટમાં મેલી તે દસતુરજીને આપયું હતું.

જરથોસતી ધરમ ઉપર એતેકાદ વધરાવનારી મંડળી તરફનું માનપત્ર મી૦ શાપુરજી કાત્રકે; નવસારીની બઝમેરોજે અહુરમજદ તરફનું માનપત્ર મોબેદ ખરશેદજી એરચજી પાવરીએ; નવસારીની વડી દરેહમેહેરના મોબેદો તરફનું માનપત્ર મી૦ શાપુરજી કાત્રકે; બનાજી લીમજીની દરેહમેહેરના મોબેદોનું માનપત્ર એરવદ નશરવાનજી બરજોરજી દેશાઇએ વાંચી સંભાળાવયું હતું, જે માનપત્રો રૂપાંનાં કાસકેટમાં મેલી દસતુરજીને એનાયત કરવામાં આવયાં હતાં.

નવસારીના પોળીઆ દેશાઇજી એદલજી બમનજીએ એક ટુંક ભાશણ કરી, નવાં આતશબેહેરામ તખતનશીન કરવા માટે દસ્તુર ડા૦ જામાસપજીએ ઉંઠાવેલી રંજ તથા મેહેનતના વખાણ કરયાં હતાં તથા અનેક મુશકેલીઓને દસતુર ડા૦ જામાસપજીએ ખંતથી દુર કરી એ કામ અંતે હાર પાડયું તે માટે તેવણને મુબારકબાદી આપી, તે સેવા માટે તેવણનો આભાર માનતાં યાદ આપી કે, આજથી ૨૦૦ વરસની વાત ઉપર ભગરસાથના મોબેદોને સંજાનનાં મોબેદો સાથ કજીયો બરપા થયલો તે વખતે પણ દસ્તુર ડા૦ જામાસપજીના વડીલ જાણીતા દસતુર જામાસપઆસાએ મોટી જેહેમત ખેંચી છેક નામદાર ગાયકવાડ સરકારની સમક્ષ જઇ ઘટતો ઇનસાફ મેળવયો હતો. એ રીતે જામાસપઆસાના વંશીઓ પોતાની ગરીબ તથા વફાદાર અંજુમનને હંમેશ મદદ કરતા આવયા છે.

દસતુર ડા૦ જામાસપજીએ તાલીઓના મોટા અવાજ વચે દેશાઇજીનો તથા હાજર રહેલાઓનો આભાર માનતાં જણાવયું કે, ભગરસાથનો ઉતરી આવેલો હું નબીરો છું અને ભગરસાથનો હાલનો મામલો જ્યારે બનયો ત્યારે મને કુદરતી જુસો થઇ આવયો અને મેં વીચારયું કે, મારે કાંઇ પણ કરવું જોઇયે અને તેને અનુસરીને મેં આ કામ માથે ઉઠાવયું. એ મારી ફરજ હતી અને તે માત્ર મેં અદા કરી છે. હું આજે મને પોતાને ઘણો ભાગ્યશાળી થયલો સમજુ છું. આજે તમે મને શયાલોથી તદન ઢાંકી નાખયો છે અને મને એટલોજ સંતોશ છે કે, સારી આલમ તરફથી મને આ માન મળયું છે. સેવટે જે સાહેબોએ મને ચાહયો છે તથા આ જે મને માન આપયું છે, તેમનો ખરાં અંતઃકરણથી હું ઉપકાર માનું છું.

મી૦ મનચેરજી કાવસજી મનસુખે જણાવયું કે, દસતુરો અને મોબેદોને શયાલ ઓઢાડી તથા માનપત્ર આપી રહ્યા બાદ આપણે એક બીજા લાયક શેઠનો ઉપકાર માનવો છે અને તે ભગરસાથનો આ શેઠયો તથા સરદાર જાલભાઇ અરદેશર શેઠ છે. આતશબેહેરામ સાહેબ આજે તખતનશીન થયા અને આજે જે મીજલસ અત્રે મળી તેનું માન એ શેઠયાને ઘટે છે. જે સરદારે ભગરસાથની કીસતીને અનેક કાવાદાવાથી ભરેલા મોજાઓમાંથી સલામત પસાર કરી જાળવી રાખી છે. સઘળા શેઠયાઓમાં જો એક લાયકીવાળો તથા ભાગ્યશાળી શેઠયો આજે હઇયાત હોય, તો તે મી૦ જાલભાઇ શેઠ છે, તેવણે અનેક મુશકેલીઓ વચે ધીરજથી કામ કરયું હતું, ગરમને ઠંડા કરયા અને ઠંડાને ગરમ પણ બનાવયા અને એ રીતે આ શોભીતું મકાન ઉભું કરી, તેને તખતનશીન કરવાની કીરતી મેળવી છે, જે કીરતી વગર શયાલે પણ મોટી કીરતી છે, હું આ મીજલસ તરફથી તેવણનો આભાર માનું છું. એ ગ્રહસથની એક મોટી સબી આ હોલમાં મેલવી જોઇયે છે.

મી૦ શાપુરજી કાત્રકની સુચનાથી દસતુર ડા૦ જામાસપજી તથા પુનાવાળા દસતુર હોશંગજી માટે ત્રણ ત્રણ હુરશનાદ કરી, મેળાવડો વીસરજન થયો હતો. જતી વખતે દસતુર જામાસપજીને જાણીતા "ફ્લોરીસટ" મી૦ હોરમસજી અરદેશર દુબાશે ફુલોનો મોટો તુરો ભેટ આપયો હતો.

કલકતેથી શેઠ ધનજીભાઇ બેહેરામજી મેહેતાએ તારનો નીચલો સંદેશો મોકલયો હતો :—

આપણે નવું આતશબેહેરામ સ્થાપાયું અને તખતનશીન કરોછો તેને માટે અમારી દીલોજાનથી મુબારકબાદી કબુલ કરજો. તમારી અતયંત મેહેનતને લીધે તમોને ખોદાતાલા લાંબી જીંદગી બક્ષે અને તે પરવરદેગારની બેહદ દુવાથી આપણું નવું આતશબેહેરામ હમેશ સુખી રહે વગેરે. એ ઉપરાંત એવીજ મતલબના તારના સંદેશા રાજકોટ, સીકંદરાબાદ, ઉદવાડા, નવશારી, સુરત, વડોદરા, અંકલેશવર વગેરે મથકેથી આવયા હતા.

"હયોસ" કંપનીવાળા મી૦ પરવેજજી દાદાભાઇ ફોટોગ્રાફરે આતશબેહેરામની અંદરના દેખાવના કેટલાક ફોટોગ્રાફો લીધા હતા.

ગઇ રાતના આ ખુશાલી માટે કેટલાક પારસી ગ્રહસથોની આગેવાની હેઠળ મોબેદ રતનજી શાપુરજી સીરવઇ હસતક ફી ઉઘરાવી એ નવાં આતશબેહેરામમાં જશન કરવામાં આવયું હતું, અને મરહુમ શેઠ દાદીશેઠનાંઆતશબેહેરામને લગતા ઓટલા ઉપર ખાણું કરવામાં આવયું હતું. રાતના નવાં આતશબેહેરામના એ લતા તરફ મરહુમ શેઠ ફરામજી કાવસજીના તળાવ આગળથી ધોબીતળાવ ચરનીવાડીના લતા તરફ લાઇટ કરવામાં આવી હતી. નવાં આતશબેહેરામનાં મોટાં મકાન ઉપર તથા બહાર સુંદર રંગીન બતીઓ ઝગઝગી રહી હતી અને બહાર મુકવામાં આવેલાં લાકડાંનાં આરકાં ઉપરની રોશની જોવા લાયક દીપી રહી હતી. આ લાઇટ જોવાને જેમ બીજા શુભ પ્રસંગ વખતે બને છે તેમ પારસી, હીંદુ તથા મુસલમાનો રોશની જોવા ચાલતા અથવા ગાડીમાં ઉતરી પડયા હતા જેઓની ધમાલ મોડી રાત સુધી ચાલુ રહી હતી. આતશબેહેરામનાં પાક મકાનમાં થયલી રોશની પીટીટ ખાનદાન તરફથી થઇ હતી. ચીરાબજાર આગળ મી૦ રૂસતમજી ફરામજી રોયલ બેકરીવાળાએ પોતાની દુકાન આગળ લાઇટ કરી હતી. શેઠ દાદીશેઠનાં આતશબેહેરામ તેમજ શેઠ કાવસજી બનાજીનાં આતશબેહેરામનાં મકાનમાં તેમજ મકાનની બાહેર સારી રોશની કરવામાં આવી હતી. પણ વહાડયાજીનાં આતશબેહેરામનાં મકાનમાં ખુશાલી બતાવનારો એવો કાંઇ પણ સણગાર કરવામાં આવેલો જણાતો ન હતો. એ દીવસની ખુશાલીમાં મરહુમ શેઠ માણેકજી શેઠનાની કોટની દરેહમેહેરના મકાન આગળ, તેમજ ગનબાવાના કુવા આગળ મી૦ અરદેશર રૂસતમજી કનફેકશનરની "વીકટોરીયા બેકરી" વાળી દુકાન આગળ સારી રોશની કરવામાં આવી હતી. ધોબીતળાવ આગળની રોશની જોવા સંખયાબંધ પારસી કુટુંબો ઉતરી પડયાં હતાં, જયાં મધરાત સુધી મોટી ધમાલ જણાઇ હતી. એ લતા ઉપરની પારસી મયુઝીક કલબોએ પોતાના સભાસદો તથા મીત્રોની રમુજ માટે ગાયનના ખાસ જલસાઓ કરયા હતા. એ ધમાલને પહોંચી વળવા માટે મુંબઇ ટ્રામવે કંપનીએ કોટથી ઠાકોરદવાર સુધી સાંજથી મધરાત સુધી ખાસ ટ્રામ ગાડીઓ દોડતી રાખી હતી.

એ દીવસની ખુશાલીમાં નવાં આતશબેહેરામના નેમાયલા દસતુરજી, દસતુર ડાકટર જામાસપજીએ રાતના ૮ કલાકે આલબલેસબાગમાં પોતાના પારસી મીત્રોને એક ખાણું આપયું હતું. નજદીક ૧૫૦ ગ્રહસથો એક સુફરે એ ખાણાંને ખાણાં ઉપર રાબેતાની સલામતીઓ ઉપરાંત ઇનસાફ આપવા બીરાજયા હતા. નામદાર મહારાણીજીની સલામતી સુધાં— નવા તુરી કેબલા, તેની ક્રીયા કરનારાઓ, તે બરપા કરવામાં મદદ કરનારાઓ, દસતુર જામાસપજી તથા કુટુંબ, પંચાયતના ટ્રસટી સાહેબો, સર દીનશાહ પીટીટ, મી૦ કાવસજી દીનશાહ વગેરેની ખાસ સલામતીઓ લેવાઇ હતી.

એ ખાણાની મેનીજ મી૦ પેસતનજી નશરવાનજી પાવરીએ કરી હતી, જે સાહાસીક "કેટરરે" એ બપોરની ૧૩ હજારને આશરે પારસીઓની નાત પણ સેહેજબી અલવલ વગર બપોરના જમાડી હતી, તેમજ એ રાતની ધોબીતળાવની રોશનીની મેનીજ પણ એજ જવાન "શાહ બાવરચી" ને આપવામાં આવી હતી, જે કામ પણ મી૦ પેસતનજી પાવરીએ સઘળાઓના સંતોશ સાથ પાર પાડયું હતું.

જમેજમશેદ, તા૦ ૧૯ મી અકટોબર ૧૮૯૭ ને વાર સોમે.

## વધુ પહેરામણીઓ.

બજારગેટ વગેરેના જરથોસતીઓ તરફથી ૧ શયાલ, રૂ. ૧૧૦૦ ઉપરની રકમ સાથની એક પરસ તથા એક એડરેસ ચાંદીના એક સુંદર કાસકેટમાં મી૦ પેસતનજી નશરવાનજી પાવરીની આગેવાની હેઠળ દસતુર જામાસપજીને એ દીને એનાયત કરયાં હતાં. તેઓ એ નાયબ દસતુર કેખશરૂ જામાસપજી જામાસપઆસાનાને પણ નાયબ દસતુર થવાની મુબારકબાદીમાં એક શયાલ ઓઢાડી હતી.

નવસારીના વડા દસતુરજી દારાબજી માહીયારજીને આપવા માટે મુંબઇની ભગર અંજુમન તરફથી એક શયાલ તથા એક પરસ દસતુર ડાકટર જમાસપજી મારફતે ગયા સનીવારે સાંજના ભેટ મોકલવામાં આવી હતી.

કમીટીના બુજરગ ખંતીલા સભાસદ એરવદ પેસતનજી રૂસતમજી કાંગાને કોટની શેઠ માણેકજી શેઠની દરેહમેહેરના મોબેદો તરફથી એક શયાલ શેઠ જાલભાઇ અરદેશર શેઠ મારફતે ઓઢાડવામાં આવી છે.

દસતુરજી જામાસપજીને શેઠ માણેકજી શેઠની દરેહમેહેરના મુતવલી શેઠ જાલભાઇ અરદેશર શેઠ તરફથી એક શયાલ ઓઢાડવા ઉપરાંત બીજી એક શયાલ એ દરેહમેહેરના મોબેદો તરફથી દસતુર જામાસપજીને ઓઢાડવામાં આવી હતી.

નવસારી, તા૦ ૧૭ મી અકટોબર ૧૮૯૭.

**નવાં આતશબેહેરામ માટેની ખુશાલી**–મુંબઇ મધે નવાં આતશબેહેરામ આજે પરથાયાં તેની ખુશાલીમાં અત્રે અનેક રચના થઇ હતી. પાછલી રાતથી જાહેર ચકલાઓ ઉપર ઢોલ બેસાડેલાં હતાં. બામદાદ થતાં ઢોલ, તાસા, વાજાં પારસી મોહોલાઓમાં ઘરેઘર વગડાવવામાં આવ્યાં હતાં, તરઉટાના ચકલાથી આતશબેહેરામ સુધી વાવટા, તોરણ, કેળ અને પપાંઇનાં લીલાં ઝાડો વગેરેનો સણગાર કરયો હતો. એ તોરણ નવાં ગુજરાતી પંચાંગોનાં બનાવ્યાં હતાં. રાતના એ ચકલામાં રોશની તથા ગાયનો થયાં હતાં. આતશબેહેરામ, સર જમશેદજીનાં આદરાન અને દરેહમેહેરમાં તથા આખા દસતુરવાડમાં લાઇટ થઇ હતી. સવારના ૯ વાગે વડા દસતુરજીની આગેવાની અને મોબેદો કેકોબાદ ખરશેદજી મોદી, દાદાભાઇ કાવસજી મસાની અને રૂસતમજી પાલનજી માદનની મેનીજ હેઠળ જાહેર ઉધરાણાંથી જશન થયું હતું. બાદ મી૦ કેકોબાદ મોદીએ વડા દસતુરજી દારાબજીને એક શયાલ આપતાં કહયું કે, "દસતુરજી સાહેબ, આજે મુંબઇ મધે અંજુમનના આતશબેહેરામ સાહેબને ભગરસાથ ટોળાએ તખતનશીન કરયા, અને તમો સાહેબ ભગર સાથ ટોળાના વડા દસતુર છો, માટે એ શુભ કામની યાદમાં અંજુમન તરફથી આ શયાલ તમો સાહેબને ભેટ આપયે છીયે." સઘળા મોબેદોને બબે આનાની આશોદાદ વહેંચયા બાદ એ મોટી મીજલસ બરખાસત થઇ હતી.



*Times of India, Monday 18th October 1897.*

THE NEW PARSEE FIRE TEMPLE.

OPENING CEREMONY.

Yesterday was a red-letter day in the history of the Parsees of Bombay. Ever since the advent of the Parsees to India, more than twelve hundred years ago, all the fire-temples that have been established in Bombay, Surat, Naosari, and Udwada, were founded by individuals who had spent large sums of money for the purpose. But the fire-temple which was opened yesterday with great *eclat* and ceremony on the Girgaum Road, an account of which has already appeared in these columns, was constructed and endowed out of the funds provided by the Anjuman or the community residing not only in Bombay, but in some of the distant parts of India, and also in china, and for the first time in the history of the community has a fire-temple been established which they can now call their own. The enthusiasm of the community for their new fire-temple may well be judged by some thousands of them paying visits to the new building, which is constructed after the Persipolitan style, and which is said to be an imitation, as far as its internal appearance goes, of the palace of King Jamshed, one of the most powerful monarchs of ancient Persia. From an early hour in the morning hundreds and thousands of Parsees were seen wending their way from all parts of the city to their new Atash-Behram, where the sacred fire, the preparation and purifi-

cation of which involved long and elaborate ceremonies and took no fewer than twelve years, was to be installed, or, as the Parsees would say, "enthroned" in the *sanctum sanctorum* of the firetemple, where none but the officiating priests can enter. The Parsees eschewed their English or semi English costume for the day, and attended the ceremony in white coat and trousers, which are considered their full dress, many of the leading citizens putting on their *Jama* (a long flowing gown) and *pitchori* (waist-band), being the dress worn on festive occasions. By 9 a. m. the Atash-Behram was full of Parsees, the two halls on the ground floor and the upper spacious hall being full to overflowing. Those who came a little late had to stand on each side of the road, many of them, who could not find entrance into the building, having returned home, and they visited the fire-temple again when it had been declared open after the *Jusson*, or thanksgiving ceremony. It would be invidious to mention the names of those who were present on the occasion, suffice it to say that almost every adult Parsee, who was not unavoidably kept home, attended the ceremony. The Shensais and the Kadmees, the orthodox and the advanced party, all drowned their little differences for the time being, and graced the occasion by their presence.

About 9 a. m. before the g tes were opened for the general public, in the presence of the members of the managing committee and the chief priests, a procession was formed of priests, some of them armed with swords, with the high priest walking in front, followed by members of the committee, and the sacred fire was transferred from the "durrai-meher," where it had been kept, to the new fire-temple, and enthroned there with appropriate ceremonies. The public were then admitted into the new premises, and thousands of them, each carrying in his hands his contribution of pieces of sandalwood for feeding the sacred fire, appeared before the new *sanctum sanctorum* to offer up prayers. The premises were decorated throughout with flowers and evergreens. The ground-floor hall showed several marble tablets affixed in the walls, against which were hung rich oil-paintings of Dustur Jamaspjee Minocherjee, now recognised as the high priest of the entire community, of Mr. Pestonjee Rustomjee Kanga, Mr. Heerjeebhoy Ardesir Dadysett, and others, and a large portrait of Zoroaster on a glass, executed and presented by a local Parsee artist. About 9·30 a. m. the assembly adjourned into the upper hall, known as Mr. Dadabhoy Nusserwanjee Contractor 's Hall, which has been decorated with crystal chandeliers, and with oil-paintings of Messrs. Cowasjee Dinshaw Adenwalla, Sorabjee Rustamjee Bunshah, Dadabhoy Nusserwanjee Contractor, Cursetjee Nusserwanjee Servai, and others, and a large portait of Zoroaster on glass. One of the walls bore a marble tablet with an inscription showing that Mr. Dadabhoy Nusserwanjee Contractor paid

the expenses for the construction of the hall. The grand *Jusson* ceremony was then commenced by Dastur Jamaspjee and Dastur Kaikobad of Poona, who sat in the middle of three parallel rows of priests on the carpeted floor, having in front of them large trays filled with fruits, flowers, sacred bread, milk, rosewater, &c. At the conclusion of these thanksgiving ceremonies, which lasted about an hour, Mr. Sorabjee Rustamjee Bunshah, the Honorary Secretary, announced that congratulatory telegrams had been received from Nowsari, Secunderabad, Baroda, Udwada, Calcutta, and other parts of the country, expressing the gratification felt by the Zoroastrian communities of those places at the consecration of the new Anjuman fire-temple. The following is one of them :— From Dhunjibhoy Behramjee Mehta, Mill Agent, Calcutta, to Sorabjee Rustamjee Bunshah, Bombay.—

Many thanks for kind invitation. Pray excuse our unavoidable absence, and accept my, and my son Rustomjee 's, sincere congratulations on the auspicious occasion of inauguration and establishment of our new Atash-behram brought about by your indefatigable exertions. May God grant you long life, and in His infinite mercy endow our new Atash-Behram with His eternal blessing.

Mr. Jalbhai Ardesir Sett, Chairman of the Managing Committee,then declared, amidst prolonged cheering that, after the due Performance of all the ceremonies. required by the Zoroastrian religion, under the supervision of the high priest and other learned priests, the new " Atash-Behram " was now open for worship to the members of the community. The Chairman asked the Honorary Secretary, Mr. Sorabjee Rustamjee Bunshah, to read the " Anjuman Pattar, " i. e., letter to the community, describing in detail the circumstances under which the new fire-temple was projected thirteen years ago, and established by contributions from the community, not only from the ladies and gentlemen of Bombay, but also of Nowsari, Poona, Akola, Nagpore, Igatpuri, Mhow, Indore, Calcutta, China, and Persia. The letter recorded with just pride that the inauguration of the new fire-temple was an event which would ever be remembered in the history of their community. No money or labour had been spared, the letter added, either in the construction of the edifice or the performance of the complete code of appropriate ceremonies as prescribed by the tenets of their religion. The letter proceeded to say that, among the earliest supporters of the project, were Messrs. Nusserwarjee Ruttonjee Tata, Muncherjee Bomanjee Panthakee, Maneckjee Hormusjee Purvez, Sir Dinshaw Maneckjee Petit, Messrs. Rustomjee Dosabhoy Setna, Hormusjee Nowrojee Cooper, &c., also Messrs. Shapurjee Sorabjee Narielwala, Cowasjee Dinshaw Adenwalla, Dadabhoy Nusserwanjee Contractor, and Dastoor Jamsetjee Sorabjee Kukadaru. Dastoor Jamaspjee had been appointed the high priest of the fire-temple, and his son,

Ervad Kaikhosru Dastoor Jamaspjee, the deputy high priest.

Mr. Hormusjee Eduljee Allbless, a member of the committee of the Parsee Punchayet Funds, in the name of the Punchayet, presented a shawl to Dastoor Jamaspjee with a suitable address ; and also a shawl was presented to Mr. Jalbhai Ardesir Sett by Shumsul Ulma Jevunjee Jamsetjee Mody, Secretary, on behalf of the Punchayet, as the head of the Bhagarsaths. Several private individuals next presented shawls, some accompanied with purses of money, to Dastoor Jamaspjee. About forty or fifty shawls were thus presented.

Mr. Jalbhoy Ardeshir Sett, the Chairman of the Committee, in the evening presented addresses to Dustoor Dr. Jamaspjee Minocharjee Jamaspasana, M. A. Ph. D., D. C. L. ( Oxon. ), the head priest of the Parsees, and three of the members of the committee who were instrumental in bringing the establishment of the fire-temple to a successful termination. In presenting the address and a purse to the head priest, the Chairman referred to the indefatigable and disinterested labour and unflagging zeal of the learned Dustoor towards the establishment of the fire-temple, to whose personal influence and solicitude were due the princely subscriptions from all parts of Asia where the Parsees resided. The Chairman also alluded to the zealous care evinced in the performance of the many difficult and complicated religious ceremonies, which were absolutely necessary for the purification of the hundred and one fires, a combination of which constituted the sacred fire which was installed that morning. Mr. Jalbhoy then praised the patience, perseverance, and quiet energy which brought about the desired consummation of the undertaking, and, in conclusion, wished the learned Dustoor long life and prosperity. The address, which was enclosed in a silver casket, was then presented to the Dustoor, who was also asked to accept a pair of rich Cashmere shawls and a purse from the Committee.

The Dustoor having accepted the presents and acknowledged the compliment in suitable terms, Mr. Jalbhoy presented another address to Mr. Pestonjee Rustomjee Kanga, the vice-President of the Committee, who had rendered valuable service to the Committee. The next gentleman to whom a third address was presented was Mr. Sorabjee Rustamjee Bunshah, the Honorary Secretary of the Committee, who, besides contributing his mite towards the funds, rendered many valuable services towards the establishment of the fire-temple. His labour of love, Mr. Jalbhoy said, could not be adequately rewarded, and he had great pleasure, on behalf of the Committee, in presenting him with a silver casket in which the address was encased, and also with a silver tea set, as a token of the appreciation of his valuable and enduring services to the committee of which he was a prominent member. Mr. Bunshah made an excellent secretary, whose business knowledge and capacity stood the committee in good stead. Mr. Bunshah was then formally presented with the

address placed in a silver casket and a tea-set amid loud and prolonged cheers, and so was also Mr Pestonjee R. Kanga, the vice-president of the Committee.

Mr. Dinshaw Dorabjee Mistry, M. S. A., the architect who designed the building, and who devoted his time and energy for no fewer than twelve years as a labour of love towards the construction of the Atash-Behram, was next presented with an address recounting his services to the committee. The building, which is consructed after the Percipolitan style, is an imitation of the palace of the ancient Persian King Jamshed, and the facade is considered to be a work of art. Mr. Jalbhoy said that the building was as sound and substantial in its structure as it was ornamental, and he hoped that Mr. Dinshaw's name will be indissolubly connected with the Atash-Behram as long at it would last.

A shawl and a turban were presented to the Hindu contractor; also to the Dastoor, Naib Dastoor, and head Desai of Nowsari, and several high priests of towns in Gujarat, who were present, as well as to their mehta, Mr. Rustomjee Bomonjee Pavree. A feast to the community was given in the morning in Alahi-Baug; and in the evening Dastur Jamaspjee gave a dinner at Allbless Baug to several Parsees instrumental in the establishment of the fire-temple. Mr. Purvezjee Dadabhoy took several photographs during the day of interesting portions of the ceremonies. A large number of Parsee ladies visited the fire-temple during the day, and made presents of pieces of sandal-wood. The entire street in which the fire-temple is situated was illuminated in the evening, and the Parsees throughout the city held high feast in commemoration of the inauguration of the fire-temple.

The arrangements of the Police were excellent. Inspector Framjee preserved order in the congregation inside the fire-temple, which numbered about ten thousand persons, while Superintendent Grennap, with a body of European officers, regulated the traffic in the street.

*** આએ આતશબેહરાંમ સાહેબના ઓટલા ઉપર નીચે મુજબ તખ્તી મારેલીછે :—

" જરથોસ્તી અનજુમનના આતશબેહેરામ.
" શ્રી નવસારીની વડી દરેમેહેરને મળતા
" ભગરસાથની અનજુમનનાં મુંબાઇમાં
" વસતા મોબેદ સાહેબોના હકની જાલ-
" વણીને માટે કુલે જરથોસ્તી અનજુમને
" બંધાવી આપેલા આતશબેહેરામ."

" પાક દાદાર અહુરમજદની મદદ હોજો."

" આએ જરથોસ્તી અનજુમનના આતશ-
" બેહેરામ સાહેબનું મકાન મુંબઇ તથા
" દેશાવર ખાતેનાં જરથોસ્તી સાહેબોની
" મદદથી બાંધવામાં આવ્યુંછે. એ મકાનનો
" પાયો રોજ ૮મો માહ ૯મો શેહેનશાહી
" માહ ૧૦મો કદમી સને ૧૨૫૫ યજદે-
" જરદી, તા૦ ૨૩મી મે સને ૧૮૮૬
" ઇસવીને દીને નાખવામાં આવ્યો હતો.
" એ મકાન ઉપર કુલે ખરચ રૂ. ૨,૨૫,૦૦૦
" ને આશરેનો થયોછે. એ મકાન ઉભું
" કરવા માટે પહેલેથી તે છેલ્લે સુધી થોડાક
" ભગરસાથ અથોરનાન ટોલાના આગેવાન
" ગ્રહસ્થોની કમીટીએ માથે લીધું હતું.
" એ મકાનના વડા દસ્તુરજી તરીકે દસ્તુર-
" જી સાહેબ ડાકટર જામાશપજી મીનો-
" ચેહેરજી જામાશપઆશાના, એમ. એ;
" પી. એચ. ડી; ડી. સી. એલ. (ઑક્ષન)
" ને ઠેડવવામાં આવ્યા છે.

" કારોબાર મંડળી "

" શેઠ જાલભાઇ અરદેશર શેઠ, સરનશીન તથા તરથરી.

"શેઠ પેશતનજી રૂશતમજી કાંગા, નાયબે સરનશીન તથા તરશટી.
"શેઠ રૂશતમજી ડોશાભાઈ શેઠના, તરશટી તથા અધીકારી.
"શેઠ દીનશાજી મનચેરજી પંથકી, ખજાંનચી તથા તરશટી.
"શેઠ બેહરામજી નશરવાનજી સીરવઇ, ખજાંનચી તથા તરશટી.
"શેઠ શેરાબજી રૂશતમજી બનશાહા, સેક્રેટરી.
"દશતુરજી જમશેદજી શેરાબજી કુકાદારૂ, અધીકારી.
"દશતુરજી કેખશરૂ જામાશપજી, અધીકારી.
"શેઠ જાંહાંગીર હોરમજજી પનથકી, અધીકારી.
"શેઠ ફરદુનજી માણેકજી કાંગા, અધીકારી.
"શેઠ પાલનજી નવરોજી પાવરી, અધીકારી.
"ડાકટર રૂસતમજી નશરવાનજી ખોરી, અધીકારી.
"ડાકટર ડોસાભાઈ બેજનજી કાતરક, અધીકારી.
"શેઠ શાપુરજી બેરામજી કાતરક, અધીકારી.
"ડાકટર નાનાભાઈ નવરોજજી કાતરક, અધીકારી.
"શેઠ કાવસજી એદલજી કાંગા, અધીકારી.
"શેઠ બેજનજી રતનજી કોતવાલ, અધીકારી.
"શેઠ કેકોબાદ કાવશજી પંથકી, અધીકારી.
"શેઠ જમશેદજી દાદાભાઈ નાદીરશાહ, અધીકારી.
"શેઠ અશપનીઆરજી બરજોરજી પનથકી, અધીકારી.
"શેઠ ખરશેદજી ફરામજી મરચંત, અધીકારી.
"શેઠ દીનશાહ દોરાબજી મીશતરી, એમ. એસ. એ. આનરરી શીલ્પ શાસત્રી.

"રોજ ૩ જો અરદીબેહેશત અમશાશપંદ
"માહ ૨ જો અરદીબેહેશત અમશાશપંદ
"શેહેનશાહી માહ ૩ જો ખોરદાદ અમશા-
"શપંદ કદમી સને ૧૨૬૭ યજદેજરદી
"મુંબઇ તા૦ ૧૭મી અકટોબર સને
"૧૮૯૭ ઇસવી સંવત ૧૯૫૩ ના આશો
"વદ ૬ વાર રવેઉને દીને આતશબેહેરામ
"સાહેબનાં નુરી કેબલાને તખતનશીન
"કીધાછે."

*** બાહેરના પોરટીકો પર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"મરહુમ કુંવરજી હોરમજજી ભાભાનાં
"પુનને સારૂં આએ પોરટીકો એવણના
"નબીરા શેઠ શેરાબજી બેરામજી ભાભાએ
"બંધાવ્યોછે. રોજ ૩ જો અરદીબેહશત
"માહ બીજો અરદીબેહશત અમશાશપંદ
"શેહેનશાહી માહ ૩જો ખોરદાદ અમશા-
"શપંદ કદમી સને ૧૨૬૭ યજદેજરદી
"તા૦ ૧૭મી અકટોબર સને ૧૮૯૭
"ઇશવી."

*** બાહેરના ઓટલાપરની બારીઓ ઉપરની તખ્તીઓ:—

૧—"મોબેદ બમનજી ખરશેદજી પાવરી અથવા જનદેલે પોતાના મુરબી ખરશેદજી તથા માતાજી બાઇ જીવીઆઇજીનાં પુનને માટે."

૨—"મરહુમ શેઠ દીનશાજી ફરાંમજી વાડીઆની પવીત્ર યાદમાં-આપનાર, શેઠ રૂસતમજી ફરાંમજી વાડીઆ."

૩—"દીનશાહ દોરાબજી કોલાબેવાલા-એદનવાલાએ પોતાના મરહુમ બપાવા એદલજી માણેકજી કોલાબે-વાલા-એદનવાલાનાં પુનને માટે."

*** બાહેરના ઓટલાની બેઠક ઉપરની તખ્તી:—

"બેહેશતનશીન બાઇ બેહેમનબાઈ તે
"મરહુમ દખણના વડા દસતુરજી સાહેબ
"જામાસપજી એદલજી જામાસ્પઆશાનાની
"બેટી તથા શેઠ પેશતનજી રૂસતમજી
"કાંગાનાં ધણીઆંણીનાં પુનને સારૂં મર-
"નારની પુંજીમાંથી બંધાવ્યોછે. રોજ ૩
"જો અરદીબેહશત માહ બીજો અરદી-
"બેહશત અમશાશપંદ શેહેનશાહી સને
"૧૨૬૭ યઅજદેજરદી, તા૦ ૧૭મી
"અકટોબર સને ૧૮૯૭ ઇશવી."

*** હેઠલના હૉલમાં જવાના જમની તથા ડાબી બાજુના દરવાજાપરની તખ્તીઓ:—

"મરહુમ બાઈ જરબાઇ આ૦ મનચેરજી
"દોરાબજી વકીલ તથા યજનેરની યાદમાં."

"મરહુમ આ૦ મનચેરજી દોરાબજી વકીલ
"તથા યજનેરની યાદમાં."

*** ઓટલાની સીહડી પર ચઢતાં ચાર પીલરો પર મારેલી તખ્તીઓ:—

૧—"બાઇ ખરશેદબાઈ તે મરહુમ આ૦ આદરજી હોમજીની બેટીએ પોતાનાં પુનને સારૂં બંધાવ્યો છે."

૨—"મરહુમ ખરશેદબાઇ નશરવાંનજી મોદીનાં પુનને માટે દીકરા જાં. ન. મોદીએ."

૩—"મરહુમ નશરવાંનજી બહમનજી મોદીનાં પુનને માટે દીકરા જાં. ન. મોદીએ."

૪—"મરહુમ આ૦ એદલજી આદરજી હોમજીનાં પુનને સારૂ એવણનાં બેહન બાઈ ખરશેદબાઇએ બંધાવ્યો છે."

*** હેદલના હોલમાં નીચલી તખ્તી મારેલી છે :—

"દશતુરજી જમશેદજી શેરાબજી કુકાદારૂએ પોતાનાં પુનને સારૂ બંધાવ્યો છે.

"એ હોલનું નામ.

"દશતુરજી જમશેદજી શેરાબજી કુકાદારૂ હૉલ રાખ્યું છે.

"રોજ ૩ જો અરદીબેહેશત અમેશાશપંદ,
" માહ ૨ જો અરદીબેહેશત અમશાશપંદ.
" શેહેનશાહી શને ૧૨૬૭ યઝદેજરદી. તા.
" ૧૭ મી અકતોબર શને ૧૮૯૭ ઇસવી."

*** કેબલાની સામે બંદગી કરવાના હૉલ પર મારેલી તખ્તી:—

"આએ બંદગીનો હૉલ મરહુમ શેઠ
" શાપુરજી શેરાબજી નાળીએરવાળાએ
" પોતાની યાદદારી રાખવા માટે બંધાવ્યો
" છે. એ હૉલનું નામ મરહુમ શેઠ શાપુરજી
" શેરાબજી નાળીએરવાળા હૉલ રાખ્યું છે.

" આ આતશબેહેરામ સાહેબનો તુરી
" કેબલો રાખવા માટે રૂપાનું અફરગાનીઉ
" ૧) તથા ચમચ, ચીપીઓ તથા ખુમચા
" સાથે રૂ૮૫૦૦)ની કીમતનું મરહુમ શેઠ
" શાપુરજીનાં ઉઠમણામાં એવણનાં વારેસો
" એ મરનારનાં પુનને માટે આપ્યું છે.

" રોજ ૩ જો અરદીબેહેશત અમશાશ-
" પંદ માહ ૨ જો અરદીબેહેશત અમ-
" શાશપંદ શને ૧૨૬૭ યજદેજરદી તા૦
" ૧૭ મી અકતોબર ૧૮૯૭ ઈસવી."

*** આતશબેહરાંમ સાહેબના ગુંબજ પર મારેલી તખ્તી :—

" આએ ગુંબજ આતશબેહેરામ સાહેબના
" તખતનશની કરવાને પારસી કાવશજી
" દીનશાહ એદનવાલા—સી. આઇ. ઇ.
" એ પોતાના ખરચથી પોતાનાં નેક
" બેહેશ્તનશીન ધણીઆણી બાઇ જરબાઇ
" નાં પુનને સારૂ બંધાવ્યો છે.

" મુંબાઈ રોજ ૩ જો અરદીબેહેશત
" અમશાશપંદ માહ ૨ જો અરદીબેહેશત
" અમશાશપંદ શેહેનશાહી શને ૧૨૬૭
" યજદેજરદી તા૦ ૧૭ મી અકતોબર
" ૧૮૯૭ ઇસવી."

*** માલ ઉપરના હૉલમાં મારેલી તખ્તી:—

" આએ હૉલ શેઠ દાદાભાઇ નશરવાનજી
" કંટ્રાકતરે બંધાવ્યો છે.
" એ હૉલનું નામ શેઠ દાદાભાઇ નશર-
" વાનજી કંટ્રાકટર હૉલ રાખ્યું છે.
" રોજ ૩ જો અરદીબેહેસત અમશાશ-
" પંદ માહ ૨ જો અરદીબેહેશત અમ-
" શાશપંદ શેહનશાહી શને ૧૨૬૭ યજદ-
" જરદી તા૦ ૧૭ મી અકટોબર ૧૮૯૭
" ઇસવી."

*** આતશબેહેરાંમમાં દાખલ થવાના દરવાજા અને કતેરા પર મારેલી તખ્તી:—

" શેઠ કાવશજી ખરશેદજી કનતરાકતરે
" પોતાનાં માતાજી હીરાંબાઇનાં તથા બાવા
" ખરશેદજીનાં પુન માટે ભેટ આપીઆ છે.
" શને ૧૨૬૮ યઝદેજરદી શને ૧૮૯૮.

*** કુશતી પાદીઆબ કરવાની જગાપર મારેલી તખ્તી:—

" આએ મકાનો જરથોસ્તી બાનુઓ અને
" ગ્રહસ્થોને કુશતી પાદીઆલ કરવા માટે
" બાઈ ડોશીબાઇ કાવશજી ખરશેદજી
" કનતરાકતરે બંધાવી આપી વપરાસ
"માટે આજ દીને ખોલ્લું મેલ્યું છે.
" રોજ ૩ જો માહ ૨ જો શને ૧૨૭૫
" યજદેજરદી તા૦ ૧૬ મી અકતોબર
" ૧૯૦૫ ઇસવી.

## ભરૂચની હમાવાલાની દરેમેહર પાછી નવેસરથી બંધાવી પરઠાવો તેનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૧મી નવેમબર ૧૮૯૭ ને વાર ગરેઉ.

ભરૂચ, તા૦ ૯મી નવેમબર.

ભરૂચ શેહેરના કોટના પારસીવાડના ગીચ વસતીવાળા ભાગમાં આવેલી શેઠ હમાવાલાની દરેહમેહેર જે બહુ બીસમાર હાલતમાં આવી પડી હતી, તે એ દરેહમેહેરના મુતવલીઓ મેસરસ દીનશાહ ફરદુનજી અને ભાઇઓની ધારમીક ભલી લાગણીથી પાછી નવેસરથી બંધાવવામાં આવી છે. આજે મેસરસ દીનશાહ ફરદુનજી અને ભાઇઓના પીતાજી શેઠ ફરદુનજી જીવનજી હમાવાળાની વરસીનો દીવસ હોવાથી સવારના નવ કલાકે એ નવેસરથી બંધાવેલી દરેહમેહેરને ખુલ્લી મેલવાની ક્રીયા

અંજુમનના એક મોટા મેળાવડા સનમુખ કરવામાં આવી હતી. જુની દરેહમેહેરની આસપાસનાં મકાનો ખરીદી લઇને એ નવી દરેહમેહેર હાલની નવી રૂઢી પ્રમાણે સારી સગવડોવાળી અને કુશાદે બાંધવામા આવી છે. એ દરેહમેહેરમાં કાંઇ જાહેર મેળાવડા થાય, તે વેળાએ બાનુઓને બેસવા માટે દરેહમેહેર ની ઉતર બાજુએ એક નાની સુંદર ગેલરી બાંધવામાં આવી છે.

જશન વગેરે ક્રીયા પુરી થવા બાદ ભરૂચ ની પારસી પંચાયતના એક અકાબર મી૦ રતનજી જીવનજી હમાવાળાએ એ દરેહમેહેર ખુલ્લી મેલાયલી જાહેર કરી હતી, તથા તેને નવેસરથી બંધાવવા માટે મી૦ દીનશાહ ફરદુનજીએ નાણાંની જે મોટી રકમ ઉદાર દીલથી ખરચી હતી, તે માટે તેવણનો ઉપકાર માનયો હતો. એ પછી ભરૂચની પારસી પંચાયતના મેનેજીંગ ત્રસટી મી૦ આદરજી મનચેરજી દલાલે એ દરેહમેહેરને લગતી આગલી વીગતો હાજર રહેલાઓને કહી સંભળાવતાં જણાવ્યું કે, યઝદેજરદી સને ૧૧૧૮ ના સાલમાં મરહુમ શેઠ હોમાજી દોરાબજીએ એ દરેહમેહેર બંધાવી હતી, જે ઉપરથી સઘળાઓ તેને હમાવાળાની દરેહમેહેરને નામે ઓળખે છે. હમાવાળાનું કુટુંબ અસલ ભરૂચ શેહેરમાં બહુ જાણીતું હતું તથા તેઓએ પારસી અંજુમનના દરેક કામમાં સારી મદદ આપી છે. આ દરેહમેહેર જેને બંધાવ્યાને લગભગ ૧૪૮ વરસ પુરાં થવા આવ્યાં છે, તેનો સઘળો વહીવટ હમાવાળાના કુટુંબીઓ વંશપરંપરા કરતા આવયા છે. એ દરેહમેહેરનો વહીવટ જયારે મેસરસ દીનશાહ ફરદુનજી અને ભાઇઓના હસતક હેઠળ આવયો હતો, ત્યારે તેનું નીભાવ ફંડ ફકત રૂ૩૭૧નું હતું, પણ મને જણાવવાને ખુશાલી ઉપજે છે કે એ ભાઇએની ખંત તથા ઉદારતાથી એ ફંડ હાલ વધીને રૂ૨૨૯૪નું થયું છે. એ દરેહમેહેરનું મકાન ઘણી બીસમાર હાલતમાં આવી પડેલું હોવાથી, તેને નવેસરથી બંધાવવા માટે શેઠ હમાવાળાના બેશીઓમાં એક ઉઘરાણાનું લીસત ફરતું કરવામાં આવયું હતું, જેમાં નીચે પ્રમાણે નાણાં ભરાયાં હતાં:—મેસરસ દીનશાહ ફરદુનજી તથા ભાઇઓએ પોતાનાં માતાજી બાઇ દીનબાઇનાં પુન માટે અલાહેદા કહાડેલા રૂ૨૦૦૦ તથા બીજા જુદા જુદા પ્રસંગોએ આપેલા રૂ૧૨૫૭ મળી રૂ૩૨૫૭, ભરૂચની પારસી પંચાયતના ત્રસતી મી૦ દીનશાહ ફરામજી હમાવાળા રૂ૧૪૦૦, મી૦ રતનજી જીવનજી હમાવાળા રૂ૪૦૦, મી૦ ફરદુનજી હોરમસજી ઓલીયાજી રૂ૫૫૫, મેસરસ નવરોજી અરદેશર વકીલ તથા અરદેશર ડોસાભાઇ ગાંધી દરેકે રૂ૧૫૦, મી૦ શાપુરજી જીવનજી રૂ૭૬, મી૦ ધવજીશાહ હોરમસજી રૂ૭૫, તથા મી૦ ફરામજી રૂસતમજી હમાવાળા રૂ૫૦, જુમલે રૂ૬૧૧૩. એ પ્રમાણે સઘળા મળી રૂ૬૧૧૩ એ ફંડમાં ભરાયા હતા. પણ દરેહમેહેરને નવેસરથી બંધાવવા માટે એથી બમણો યાને રૂ૧૨૪૭૮ નો ખરચ થયો છે, જેથી બાકીના રૂ૬૩૩૫ મેસરસ દીનશાહ ફરદુનજી અને ભાઇઓને આપવા પડયા છે, અને તે તેઓએ પોતાનાં ઉદાર દીલથી કાંઇ પણ આનાકાની વગર ખુશીથી આપયા છે, જે માટે હું આ તકે અંજુમન તરફથી તેઓનો આભાર માનું છું. એ ઉપરાંત આજના શુભ પ્રસંગની ખુશાલીમાં હમાવાળા કુટુંબના મી૦ દીનશાહ ફરામજી હમાવાળાએ રૂ૨૦૦, મી૦ દીનશાહ ફરદુનજી એ રૂ૨૦૦ તથા મી૦ રતનજી જીવનજીએ રૂ૧૦૦ મળી રૂ ૫૦૦ની રકમ ભરૂચની પારસી પંચાયતનાં ત્રસતીઓને એવી સરતે સવાધીન કરી છે કે, એ રકમ અનામત રાખીને તેનું વયાજ એ દરેહમેહેરના ચાલુ ખરચમાં વાપરવું. બીજી સઘળી દરેહમેહેરો ની માફક આ દરેહમેહેરમાં પણ એક તખતી મારવાની તથા દરેહમેહેરનું ત્રસટ કરવાની હું દરખાસત કરૂં છું અને ઇચ્છું છું કે, આ પાક કેબલાની બરકતથી મુંબઈ ઇલાકાની આફત ડફે થાય. સેવટે પંચાયતના ત્રસતી સાહેબોએ કરેલા ઠરાવ મુજબ શેઠ હમાવાળા કુટુંબના અગ્રેસરો મેસરેસ રતનજી જીવનજી, દીનશાહ ફરામજી તથા દીનશાહ ફરદુનજી દરેકને અકેકી શયાલ એનાયત કરવાને હું આપણા બુજરગ અકાબર ડાકટર ધનજીશાહને અરજ કરૂં છું

ડાકટર ધનજીશાહે એ ત્રણે ગ્રહસથોને અકેકી શયાલ એનાયત કરયા બાદ મી૦ રતનજી જીવનજીએ હમાવાળા કુટુંબીઓ તરફથી મી૦ દીનશાહ ફરદુનજીને એક બીજી શયાલ એનાયત કરીને તેવણની ખંત તથા ઉદારતાનાં વખાણ કરયાં હતાં. મી૦ દીનશાહે મી૦ રતનજીની ભેટ ઉપકાર સહીત સવીકારતાં જણાવયું કે, મેં મારી ફરજ બજાવયા ઉપરાંત કાંઇ પણ વધુ કરયું નથી. એ

દરેહમેહેરના પંથકી મોબેદ મનચેરજી સોરાબજી બેરકાજીને હમાવાળા કુટુંબીઓ તરફથી એક શયાલ ઓઢાડવામાં આવી હતી તથા રૂ૫૧ની આશીદાદ આપવામાં આવી હતી. બીજા મોબેદોને રૂપાંનાણું વહેંચવામાં આવયું હતું. બાદ મેળાવડો વીખરાઇ ગયો હતો.

વડોદરા રેલવેના માજી લોકપ્રીય પેમાસતર મરહુમ શેઠ હીરાજી હોરમસજીની નઇયતે તેવણનાં ધણીયાંણી બાઈ હમાબાઇએ રૂપીઆ ૫૦૦ની કીમતના બાજટો એ દરેહમેહેરને ભેટ આપયા છે, તથા મી૦ પેસતનશાહ ફરદુનજી હમાવાળાનાં મરહુમ ધણીયાણી બાઇ જરબાઇની નઇયતે રૂ૫૦૦ની કીમતનું એક ચાંદીનું આફરગાનીઉં દરેહમેહેરમાં મેલવામાં આવયું છે. હાંડી, ઝુમરો વગેરે બીજો પરચુટણ સામાન મેસરસ દીનશાહ ફરદુનજી અને ભાઇઓએ મેલાવયો છે. મેસરસ દીનશાહ ફરદુનજી અને ભાઇઓએ એ દરેહમેહર પાછલ પોતાની ગીરેથી એકંદર રૂ૧૦૦૦૦ની રકમ ખરચી છે.

**કાશમીરની જરથોશતો રવાંનોની જગા**

જામે જમશેદ, તા૦ ૩૦ મી ડીજેમબર ૧૮૯૭ ને વાર ગરેઉ.

શ્રીનગર, તા૦ ૧૯ મી ડીસેમબર ૧૮૯૭

**પારસી આરામગાહની જગા**—અત્રેના પારસીઓ માટેની આરામગાહની જગા ઉપર તમો તરફના મી૦ સોરાબજી હોરમસજી હારવરે એક ૧૦૦ ફીટ લાંબી, ૫૦ ફીટ પોહોળી તથા ૨॥ ફીટ જાડી દીવાલ બંધાવી આપી છે, જે ઉપર એવી તખતી મારવામાં આવી છે કે એ દીવાલ મી૦ સોરાબજી એચ. હારવરે પોતાની કાશમીરની મુસાફરી દરમ્યાન પોતાના મરહુમ પીતા હોરમસજી સોરાબજી હારવર તથા મરહુમ માતાજી રતનબાઇ હો. હારવરનાં પુન માટે બંધાવીને કાશમીરની પારસી અંનજુમનને સવાધીન કરીછે, વગેરે. એ દીવાલ દુરથી પહાડની તળેતી આગલ એક નાના કીલ્લા જેવી જણાય છે અને તે ૧॥ માઇલ દુરથી શાહદારી ઓનું ધ્યાન ખેચે છે. એ દીવાલ બંધાયાથી અત્રેના જરથોસતીઓની મોટી હાજત ટળી ગઇ છે. જો કોઇ બીજો સખી વજુદ જરથોસતી અહસ્થ યા બાનુ આરામગાહને પુશટો બંધાવી આપે, તો અત્રેના પારસી અંજુમન ઉપર મોટો ઉપકાર કરયા ઉપરાંત પોતાનું નામ જાવેદાન સુધી કાયમ રાખી શકશે.

*** આ દીવાલ ઉપર નીચે મુજબ તખ્તી મારવામાં આવી છે:—

“ શ્રી પાક દાદાર હોરમજદની મદદ.
“ આએ દીવાલ મુંબઇવાલા સોહરાબ
“ એચ. હારવરે સન ૧૮૯૫ માં કાશ-
“ મીરની મુસાફરીમાં પારસી બેહરાંમજી
“ રતનજી સકલાતની ફરમાસથી પોતાના
“ મરહુમ પીતાજી હોરમસજી શોરાબજી
“ હારવર તથા માતાજી રતનબાઇ હો.
“ હારવરનાં પુણ માટે બંધાવી કાશમીરની
“ પારસી અંજુમનને રોજ ૧૨ મો માહ
“ ૨ જો ૧૨૬૭ ય૦ તા૦ ૨૬-૧૦-૧૮૯૭
“ ના દીને અરપણ કરી છે.”

## ઈ૦ સ૦ ૧૮૯૮.

### નીમચની મરહુમ શેઠ કાવસજી જીવણજી મેવાવાલાની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૪મી જાનેવારી ૧૮૯૮ ને વાર સોમે.

નીમચમાં આતશદાદગાહનું નવું મકાન ઇજવાની ક્રીયા.

નીમચ, તા૦ ૧૯મી જાનેવારી.

ગઇ કાલનો દીવસ નીમચની છાવણીની પારસી તવારીખમાં યાદગાર રહી જશે. અત્રેના જાણીતા રહીશ મરહુમ મી૦ કાવસજી જીવણજી મેવાવાળા, જેવણ તા૦ ૧૭મી આગસટ ૧૮૮૯ ને દીને અત્રે હક થયા હતા, તેવણ પોતાનાં વસીયતનામામાં પોતાના વારસો ભાઇઓ ફરામજી કાવસજી તથા પીરોજશાહ કાવસજીને ફરમાવી ગયા હતા કે એક આતશદાદગાહ બનાવી અત્રેની અંજુમનને સપુરદ કરવું. એ આતશદાદગાહના નીભાવ માટે અંજુમનને સપુરદ કરવા એ મકાનની આસપાસનાં મકાનો તેવણ આપી ગયા હતા. તે પ્રમાણે ફરજ અદા કરી એ ભાઇઓએ એક સુંદર આતશદાદગાહ બાંધી અત્રેની અંજુમનને ગઇ કાલે એક મોટા મેળાવડા સનમુખ સપુરદ કરયા હતા. મી૦ ફરામજી કાવસજી પણ ૧॥ વરસ ઉપર હક થયલા હોવાથી તેવણના વડા દીકરા બાઈ જહાંગીર ફરામજીએ એ ક્રીયામાં ભાગ લીધો હતો.

એ નેક ક્રીયા કરવા સારૂ માળવા, રજપુતાના તથા દખણના વડા દસતુરજી સાહેબ હોશંગજી જામાસપજી આવનાર હતા, પણ રોકાણને લીધે આવવાને નહી બનવાથી એ કામ એ દસતુર સાહેબે મઉના વડા દસતુરજી ખુરશેદજી જમશેદજી જામાસપઆસાનાને સોંપયું હતું. દસતુર ખુરશેદજીએ ચાર દીવસ આગમજથી પોતાના મદદનીશો સાથે આવી, સઘળી જોઈતી ક્રીયા કરી, ગઇ કાલે તા૦ ૧૭મી જાનેવારીને દીને સવારે અત્રેની અંજુમનના મેળાવડા સનમુખ આતશ સાહેબને તખ્તનશીન કરયા હતા. બાદ દસતુરજી તથા મોબેદો જશનની ક્રીયા કરવા બેઠા હતા. ક્રીયા થવા બાદ દસતુરજીએ એક વાયજ કરી. અંજુમનને આતશદાદગાહ તથા તેથી મળતાં પુન વીશે સમજ આપી હતી. એ પછી ભાઇઓ પીરોજશાહ કાવસજી તથા જહાંગીર ફરામજી તરફથી દસતુરજી ખુરશેદજીને એક "પરસ" તથા શાલનો જોટો બક્ષયો હતો. ઉપરાંત અમારા વડા દસતુરજી સરદાર ડાક્ટર હોશંગજી જામાસપજી માટે એક કીમતી શાલનો જોટો તથા આતશ સાહેબને તખ્તનશીન કરવાની હકસાઈ વગેરે, એક એડરેસ સાથે દસતુર ખુરશેદજી સનમુખ ધરવામાં આવી હતી, એવી એલતેમાસ સાથે કે એ ભેટ વડા દસતુરજી સાહેબને પુગાડવી.

બાદ અત્રેની અંજુમનના પ્રમુખ મી૦ પીરોજશાહ પેસતનજી જાલે જણાવ્યું કે માનવંત દસતુરજી સાહેબ ખુરશેદજી તથા મીજલસના સાહેબો, બેહેસતનશીન શેઠ કાવસજી જીવણજીનું આ સુંદર અને રળીયામણું આતશદાદગાહ પરથવાની ક્રીયા જે આપ દસતુરજી સાહેબે તકલીફ લઇને કરીછે, તે માટે અંજુમન આપ સાહેબનો તથા અમારા વડા નામવર દસતુરજી સાહેબ હોશંગજી જામાસપજીનો મોટો ઉપકાર માનેછે. એ શુભ અવસરે નામવર વડા દસતુરજી સાહેબ હોશંગજીથી આવવાને બન્યું નથી, તેથી આપ સાહેબને ફરમાસ થઇ અને આપનાં નેક દીદાર જોઇ અમારી અંજુમનને ભારી માન ને શોભા મળીછે. માનવંત સાહેબ, આપનું લાયકીપણું, નેક મનશની, ધરમ ઉપર એતેકાદ અને ટુકમાં એક ખરા અને પહરેજગાર દસતુર તરીકેના સઘળા ભલા ગુણો આપનામાં સમાયલા છે, જે વીશે વધારે બોલવાની જરૂર નથી. માનવંત દસતુરજી સાહેબ, અત્રેની અંજુમન આપની ભલી લાગણી તથા મેહેનતનો પુરો બદલો આપી શકતી નથી, પણ માનની ઇધાણી દાખલ એક નજીવી ભેટ આ શાલનો જોટો અને આ નજીવી પરસ આપની સનમુખ ધરવાની મને અંજુમન તરફથી ફરમાસ થઇછે અને હું ઉમેદ રાખુંછું કે ગમે તેવી તે નજીવી હોય છતાં એક ઇધાણી દાખલ આપ તે કબુલ કરશો. દસતુરજી સાહેબ, અત્રેની અંજુમન આપનો તથા નામવર વડા દસતુરજી સાહેબ હોશંગજીનો એક વાર ફરીથી ઉપકાર માને છે અને તે બારેહકતાલા પાસ એવી દુવા ચાહીયે છીયે કે તે કરીમે કારસાઝ આપને લાંબી જીંદગી ઘણાં સુખો સાથે બક્ષે. આપના બાળગોપાળને માથે સદા કાયમ રહો અને હમેશ એવાં નેક કામ કરતા રહો, આમીન! ભાઇઓ પીરોજશાહ કાવસજી તથા જહાંગીર ફરામજી જેઓએ પોતાના પીતાનાં ફરમાન મુજબ આ સુંદર મકાન આતશદાદગાહને સારૂં અને એ કેબલાના નીભાવને ખાતર સઘળાં ઘરો જે અંનજુમનને સપુરદ કરયાં છે, અને તેમ કરી અંજુમન ઉપર એક નહી વાળી શકાય એવો ઉપકાર કરયો છે, તેથી અંજુમન એ સાહેબોનો મોટો ઉપકાર માનેછે અને તે પરવરદેગાર પાસ દુવા ચાહેછે કે એ ભાઇઓને પોતાનાં ખેશ કુટુંબ સાથે હંમેશ સુખી રાખે. આ મકાન બંધાવીને ઇનાવી આપી એ ભાઇઓએ પોતાના બેહેસતનશીન બાવાજીનાં નેક રૂહને ખુશ કરી પોતાની ફરજ અદા કરી છે, એ જોઇને સરવેને ખુશી ઉપજેછે. આ મીજલસ તે બારેહકતાલા પાસ દુવા ચાહે છે કે બેહેસતી શેઠ કાવશજી જીવણજીનાં રૂહને ગરોથમાન બેહેસત બક્ષે! એ ભાઇઓને અંજુમન તરફથી એક અદના ભેટ દાખલ શાલનો એકેક જોટો ભેટ આપશોજી. ભાઇ ભીખાજી નરીમાનજી કે જેવણે પોતાના કીમતી વખતને ભોગે તન અને મનથી પોતાનુંજ કામ સમજી લઇ, આ સુંદર મકાન પોતાના ઉમદા ડીઝાઇન મુજબ બનાવી આપી, ભાઇ પીરોજશાહ કાવશજી તથા જહાંગીર ફરામજી ઉપર તેમજ અમારી અંજુમન ઉપર મોટો ઉપકાર કરયો છે. જયાંસુધી આ પાક મકાનની હસતી છે, તયાંસુધી એ ભાઇનું નામ એ મકાનને આવું સુંદર બનાવા ખાતર સદા કાયમ રહેશે. એ ભાઇની અમુલ્ય સેવાનો બદલો વાલવો અંજુમનથી અશક્ય છે. અમારી અંજુમનના પંચકી એરવદ રૂસતમજી દાદાભાઈ દોરડીએ પાંચ વરસ સુધી અજુમનની સારી સેવા બજાવી છે, જેની પીછાન તરીકે મેહેરબાની કરી આ શાલનો

જોટા એવણુને પહેરાવશો. પરવરદેગાર આ નેક મકાનને હમેશ સુધી કાયમ રાખે અને તેમાં આતશ સાહેબ પોતાના તખત ઉપર હમેશના હમેશ બરકરાર રહે, તથા એ નુરી કેબલાના પરથાવાથી છાવણીમાં સુખ અને શાંતી સાથે જરથોસતી ટોળાની વસતીવાડી વધે, અને હમેશ જરથોસતી ટોળો એ પાક મકાનમાં ઈબાદત કરી સુખ અને ખુશી હાંસલ કરે—જરથોસતી ટોળાની જાહોજલાલીમાં રોજબરોજ વધારો થાય અને આપણા ટોળાની જે મુશકેલી હોય તે આશાન થાય, આમીન !

બાદ બાઇઓ પીરોજશાહ કાવસજી તથા જહાંગીર ફરામજીએ બાઈ બાખાજી નરીમાનજી, કે જેવણે કાંઇ પણ હાંસલ વગર આ પાક મકાન બાંધી આપયું છે, તે માટે તેવણનો મોટો ઉપકાર માનયો હતો. બાઇ ભીખાજી નરીમાનજીએ પોતાના વીશે જે ભલા સખુનો કહેવામાં આવયા હતા, તે વીશે સરવેનો ઉપકાર માનયો હતો. બાદ સરવેએ ચાસની કરી હતી. મેળાવડો વીસરજન થાય તે આગમજ મીં૦ ડી. માણેક ફોટોગ્રાફરે ભેગી મળેલી અંજુમનનો એક ગરૂપ લીધો હતો. બાદ પાન ગુલાબ લઈ સરવે વીસરજન થયા હતા.

*Times of India Friday, 21st January 1898.*

OPENING OF A FIRE-TEMPLE AT NEEMUCH.

A correspondent from Neemuch writes :—The ceremony of opening Mr. Cowasjee Jewanjee's Agiary at this place, the foundation-stone of which was laid on the 1st November, 1895, was performed on the 17th instant by Dastoor Kharsedjee Jamshedjee Dastoor Jamasp Asana, high priest of the Parsees at Mhow, in the presence of a large assembly.

The ceremonies necessary for the purposes of consecration commenced on the morning of the 14th, under the personal direction of the Dastoor Saheb, and lasted three days. It is needless to describe them in detail here. Suffice it to say, that no pains were spared to render them as true and perfct as the occasion required. On the morning of the 17th, after the recital of other prayers, a procession was formed of Mobeds, with the Dastoor at their head, and followed by all those present, and the sacred fire was enthroned in the Agiary with due ceremonies. Those assembled, then approached the *sanctum sanctorum*, and fed the newly-installed fire with sandalwood which they had brought with them. The grand *Jasan* ceremony then followed, which lasted for an hour, and at its conclusion the learned Dastoor, in an impressive and eloquent sermon, fully expounded the true doctrines of the Zoroastrian religion, its purity and sublimity : and above all pointed out how every true Zoroastrian, in his thoughts, words, and deeds, should be guided throughout his life, so as to entitle his immortal soul for admission to the gates of Chinundpul. Sardar Khan Bahadur Dr. Dastoor Hoshang Jamasji, the high priest, whose unavoidable absence on this occasion was deeply regretted, was ably represented by his *naib* from Mhow. After the Agiary had been declared open. Mr. Perozeshaw Pestonji Jall, our highly-esteemed president, in the name of the anjuman made present of a pair of shawls and a purse to Dastoor Kharsedjee. and thanked him for his zealous care in the performance of the many difficult and complicated religious ceremonies. Presents of shawla were also made in the name of the Anjuman to Messrs. Jehangir and Pherozeshaw, as representatives of the late Mr. Cowasjee, and to Mobed Rustamjee

Dadabhai Dordi as the priest of the community. Messrs. Jehangir and Pherozeshaw then gave presents of shawls and a purse to Dastoor Kharsedjee for himself, and Sardar Khan Bhadur Dastoor Hoshang thanked them for all the trouble they had taken to bring about a successful termination of a noble undertaking and labour of love. The Dastoor Saheb, in fitting terms, thanked the Parsee Anjuman. In the afternoon the Navjot ceremony at which Tehemina Pherozeshaw Cowasjee was invested with the sacred thread, took place in the spacious hall of the Agiary. and at its conclusion the Dastoor Saheb asked the assembly to join him in offering prayers for the long continuance of the British *Raj*, and prolonged life and happiness to her Most Gracious Majesty the Queen and the Royal Family.

** આએ દરેમેહર ઉપર નીચે મુજબ તખ્તા મારેલી છેઃ—

" બનામે યઝદ

" આએ દરેમેહરનું પવીતર મકાન મરહુમ
" શેઠ કાવસજી જીવનજી મેવાવાલાનાં
" પુંનને માટે તેવોની પુંજીમાંથા તેવોના
" વારશો ફરાંમજી કાવસજી તથા પીરોજશા
" કાવસજીએ બંધાવી અને તમામ ધટતી
" કારયા સાથે ઇજાવી શ્રી છાવની નીમ-
" યની અનજુમનને શવાધીન કાધી છે
" તથા અગીઆરીના નીભાવ ખરચને
" વાસતે મકાંનો તથા કુવાઓબી અનજુ-
" મનને શવાધાન કાધા છે. રોજ ૫ માહ
" ૫ શેહનશાહી શને ૧૨૬૭ ઇઅજદજરદી,
" તા૦ ૧૭ જાનેવારી શને ૧૮૯૮ ઇશવી.
" શંવત ૧૯૫૪ પોશ વદ ૧૦ શોમવાર."

## ઇંડોર મધે મરહુમ શેઠ ફેરાંમજી રૂસતમજી રાણાનાં પુનને માટે બંધાવેલી શગડી.

મુંબઇ શમાચાર, તા૦ ૧ લી મારચ ૧૮૯૮ ને વાર ભોમે.

શ્રી ઇંડોર, તા૦ ૨૬ મી ફેબરવારી.

ગઇ તા૦ ૨૪ મીએ અતરે બેહેસતનશીન મી૦ ફરામજી રૂસ્તમજી રાણાના પુનને માટે ઉભાં કાધેલાં ફંડમાંથી સધડી બંધાવવામાં આવી છે તેનું જશન કરવામાં આવયું હતું, અને તે વખતે તેમનાં વારસ બાઇ કુકીબાઇને શાલ ભેટ આપવામાં આવી હતી. એ બાઇએ દસ્તુર હોશંગજી તથા દસ્તુર ખુરશેદજીને શાલો આપી હતી.

તા૦ ૨૫ માને દીવસે મી૦ દીનશાજી શાપુરજી મરચંટે ચોકીદારને રહેવાને માટે તથા હમદીનોના વીશામાને માટે એક મકાન, ખાંધીયાઓને માટે ગુસલખાનું, અને દખમાની જગાની હદમાં દાખલ થવાની જગોએ બે પીલરો તથા લોહોડાંના દરવાજા પોતાને ખરચે બંધાવી આપયા છે, તેનું જશન કરી અનજુમનને તે સ્વાધીન કીધાં છે. તેઓને પણ એક શાલ આપવામાં આવા હતી, અને તેગોએ પોતા તરફથી દસ્તુર તથા નાયબ દસ્તુરને શાલો આપી હતી.

** આએ શગડી ઉપર નીચે મુજબ તખ્તા મારેલી છે :—

" આએ શગડી બેહેશતનશીન શેઠ ફરાંમજી
" રૂશતમજી રાણાનાં પુનને માટે જેવન
" રોજ ૧૩ મો માહા ૫ મો ૧૨૪૪
" યજદેજરદી તા૦ ૩૧ મી જાનેવારી
" ૧૮૭૫ ઇશવી ને દીનને હક થઆ
" તેવણનાં ઊથંમનામો તેવણનાં ધણીઆંની
" બાઇ કુકાબાઇ તા૦ બેટા દીનશાજી
" શાપુરજીની આગેવાનીથી બીજા ખેશાઓ
" તા૦ દોસતો વગેરેએ ઉભાં કાધેલાં
" ફંડમાંથી બંધાવી જરથોશતીઓના વપ-
" રાશને માટે ખુલ્લી મુકા છે.
" રોજ ૧૩ મો માહો ૪ થો ૧૨૬૭ યજદે-
" જરદી તા૦ ૨૬ મી દીશેમબર ૧૮૯૭
" ઇશવી."

તખ્તીમાં જણાવેલા દીવસે એ શગડી ન પરઠાતાં ત્રણ માસ રહીને પરઠાઇ છે.

## ઇંડોર મધે અંજુમનના ઉધરાતનું દોખમું પરઠાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૧ લી મારચ ૧૮૯૮ ને વાર ભોમે.

શ્રી ઇંદોર, તા૦ ૨૬ મી ફેબરવારી.

જત તમો સાહેબની સેવામાં અરજ એ છે જે મેહેરબાંની કરીને આએ એહેવાલ તમારાં અમુલ્ય પત્રમાં છાપશો તો અતરેની અનજુમન ઉપર મોટું એહસાન કરશોજીઃ—

અતરેનું દખમું તા૦ ૨૮ મી દીસેમબર ૧૮૯૭ને દીવસે ઇજાવાનું હતું, પણ મરકીની મુશકેલીને લીધે સરકારે સુચવયું કે મરકીવાળી જગાઓથી મેહેમાનોને નોતરવા નહી, તે ઉપર ક્રીયા કરવાનુ મોકુફ રાખવામાં આવયું હતું, પણ હજુ સુધી એ નાપાક રોગ બંધ પડયો નથી, તેથી ઇજાવાનુ કામ લાંબી મુદત સુધી મુલતવી નહી રાખતાં આજ રોજે તે કરવાનો ઠરાવ રાખવામાં આવયો હતો. સમશુલઓલમાં ખાનબહાદુર સરદાર દસ્તુર ડાકટર હોસંગજી જામાસ્પજી જામાસ્પઆશાનાએ એ ક્રીયા અત્રે આવીને પોતે કરવાને કબુલ કરયું હતું, પણ છેલ્લી ઘડીએ કવારનટાઇના કાયદાને લીધે જે મુશકેલીઓ પોતાને તથા પોતાના સાથવાળાઓને સહેવવી પડે તેથી લાચારીએ તેઓએ ના પાડયું હતું અને પોતાના નાએબ–દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પઆશાનાએ દખમુ ઇજવાનું કામ પોતાની તરફથી સોંપીયું હતું. મઉ, ઇંદોર, ખંડવા, રતલામ, ઉજન, નીમચ, નશીરાબાદ અજમેર, ઝાંસી, પતીઆળા, વીગેરેના આસરે ૫૦૦ જરથોસ્તી ગ્રહસ્થો તથા બાનુઓની હજુર દસ્તુરે જશન કરી અવલમંજલનું મકાન ખુલ્લું મુકયું હતું. જશન કરી રેહેવા બાદ તેઓએ વાએજ કરી હતી, અને તે પુરી થવા બાદ અતરેની અનજુમનના સેક્રેટરીએ અનજુમન પત્ર વાંચી સંભળાવયું હતું. અત્રે એક ખાંધીઆ ફંડની ટીપ ફરતી કીધી છે. ચોકસ રકમ ભરાયા પછી તે મુંબઇની પંચાયતના ત્રસ્ટી સાહેબોને સપુરદ કરવા માટે આવશે.

દસ્તુર હોસંગજી, નાએબ દસતુર ખુરશેદજી, અતરેના મોબેદો; મેશરસ હોરમજી માણેકજી ભમગરા અને શાપુરજી સોરાબજી ઇનજીનયર તથા બેહેસ્તનશીન મી૦ કાવસજી સોરાબજી ખરાસના વારસો (જે છેલ્લા ગ્રહસ્થે એ દખમાંને લગતો એક કુવો બંધાવી પોતાનાં બેહેસ્તનશીન માતાજી પીરોજબાઇનાં પુનને માટે અનજુમનને સ્વાધીન કીધો છે) અને સેક્રેટરીને શાલો તથા મીસતરીઓ પ્રેમસુખ અને રામાજીને સરપાવ આપી તથા બીજા મોબેદ સાહેબોને આશોદાદ વેહેંચવામાં આવી હતી.

મી૦ હોરમજી માણેકજી ભમગરાએ પોતાની તરફથી દસ્તુર હોસંગજી તથા દસ્તુરજી ખુરશેદજીને શાલો આપી હતી, તથા મોબેદોને આશોદાદ વેહેંચી હતી.

સરવે કામ પુરૂં થવા બાદ શેઠ હોરમજી કાવસજી ખરાદી ફોટોગ્રાફરે ઇલસત્રેતેદ લનડંન નયુસમાં છપાવાને ફોતોગ્રાફ ભેગી થયલી મીજલશ તથા દખમાનો લીધો હતો. તે પછી ખાનુ લેવા બાદ સરવે હમદીનો પોતપોતાને મકાને પધારયા હતા.

*** એ દોખ્માંપર નીચે મુજબ તખ્તી મારવામાં આવી છેઃ—

"આએ દોખમું શ્રી મઉવાલા નેકનાંમ
"મરહુંમ શેઠ દીનશાજી નાહાનાભાઈ
"મશાલાવાલાનાં પુનને માટે તેવણુના
"ફરજંદોએ રૂ. ૩૦૦૦) ની મદદ આપી
"આગેવાંની કરી અને તેમાં શ્રી ઇનદોરની
"અંનજુમને આપશમાં તથા બાહાર
"ગાંમોમાં ઉઘરાંનુ કરી બંધાવયું છે.
"એ દોખમાને લગતી બધી જરથોશતી
"દીનના ફરમાંન મુજબની શરવે ક્રીઆ
"દખન તા૦ માલવા વીગેરેના વડા દસ-
"તુરજી સાહેબ શમશુલ ઓલમા શરદાર
"ખાંનબાહાદુર દાકતર હોશંગજી જામા-
"સ્પજી જાંમાસ્પઆશાનાની રાહાનોમાઇ
"મુજબ અનજુમનને નામે થઇ છે. અને
"જશંન કરીને એ દખમુ જરથોસતીઓને
"માટે ખુલ્લું મુકીયું છે.
"રોજ ૧૫ મો દેપમેહેર દાદાર મહ ૧
"લ્મો ફરવરદીન શેહેનશાહી તથા માહ
"૨ જે અરદીબેહેશત કદમી શને ૧૨૬૭
"યજદેજરદી. તા૦ ૨૯ મી સ્પતેમબર
"૧૮૯૭ વાર બુધ શંવત ૧૯૫૩."

તખ્તીમાં જણાવેલા દીવસે દોખમું ન ઇજાતાં ત્રણ માસ રહીને ઇજાયું છે.

## સુરત મધે ભરથાંણાનાં દોખમાંઓની સાંમેની સર દીનશાહજી માણેકજી પાટીટ બારોનેટે બંધાવી આપેલી શગડી પરદાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૧ મી જુન ૧૮૯૮ ને વાર શનેઉ.

સુરત, તા૦ ૯ મી જુન.

સુરતના રૂસતમપરાના પારસીઓ માટેના, ચોરાશી તાલુકાના ભરથાણા ગામમાં આવેલાં દોખમાઓને લગતી જુની સગડી બહુ અગવડભરેલી હોવાથી, દોખમાઓના એક ત્રસટી મી૦ કાવસજી વેલાતીની મેહેનતથી મુંબઇના સખીવજુદ સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટના ખરચે ભરથાણા ગામમાં એક

નવી સગડી બંધાવવામાં આવી છે, જેમાં આતશદાદગાહ તખતનશીન કરવાની ક્રીયા ગઇ કાલે ભરથાણા ગામમાં કરવામાં આવી હતી, જે વેળાએ અત્રેના બેહેદીનો તથા મોબેદો વગેરે સારી સંખયામાં હાજર થયા હતા. એરવદ જમશેદજી રબાડીએ સઘળી ક્રીયા પુરી કરવા બાદ દોખમાઓના એક ત્રસટી મી૦ બેજનજી માણેકજી જંબુસરીયા વકીલે જણાવયું કે સર દીનશાહજીએ આ નવી સગડી બંધાવી આપીને રૂસતમપરાના જરથોસતીઓ ઉપર મોટું હેશાન કરયું છે. સર દીનશાહજી જેવા પારસી કોમના અકાબર, જેવણ દરરોજ કાંઈ નહીને કાંઇ નવાં ધરમનાં કામો કરયા જાય છે, તે માટે આપણે મગરૂર થવું જોઇયે છે. એ સગડી બાંધવા પાછળ આશરે રૂ. ૨૨૦૦ નો ખરચ થયો છે, જેમાંના આશરે રૂ. ૫૦૦ અંજુમનના ફંડમાંથી આપવામાં આવયા છે. સર દીનશાહજીએ આ સગડી બંધાવી આપવા ઉપરાંત તેના નીભાવ માટે રૂ. ૧૦૦૦ ની રકમ ભેટ આપી છે અને અંજુમનનાં ફંડમાં પણ કેટલીક મદદ કરી છે. સર દીનશાહજીએ કરેલાં એ હેશાનનાં બદલા તરીકે તેવણ ઉપર એક શયાલ તથા માનપત્ર ઘટતે વખતે મોકલવામાં આવશે.

આ નવી સગડીમાં જોઇતાં વાસણો વગેરે બાઇ હમાબાઇ નવરોજજી જમશેદજીએ પુરાં પાડયાં છે તથા રૂપાની ચમચ વગેરે બાઇ નવાજબાઇ સોરાબજી નવરોજજી તલાટીએ ધરમખાતે આપયાં છે. એ નવી સગડી બંધાવી આપવા માટે મી૦ કાવસજી શાપુરજી વેલાતીએ રાત દીવસ સખત મેહેનત લીધી હતી. રવાનોને સેજદો કરવા માટેની દોખમાં આગળની ઇમારત જે બીસમાર હાલતમાં આવી પડી છે, તે નવેસરથી બંધાવવા માટે મી૦ કાવસજીએ રૂ. ૧૨૫ ની રકમ પોતાના મરહુમ બેટા બાઇ પાલનજીનાં પુંન માટે અલાહેદી કહાડી છે. એ સઘળી સેવાઓની પીછાન તરીકે મી૦ કાવસજીને એક શયાલ એનાયત કરવામાં આવનાર હતી, પણ તે લેવાને તેવણે મજબુતીથી ના પાડયું, એવું જણાવીને કે તેવણે પોતાની ફરજ બજાવવા સીવાય કાંઇ પણ વધુ કરયું નથી. સેવટે દસતુર રૂસતમજીએ આગ્રહ કરવાથી મી૦ કાવસજીએ શયાલ કબુલ રાખી હતી. એ પછી મોબેદોમાં વહેંચાણુ કરવામાં આવયું હતું. બાદ સાંજના ૬ કલાકે મેળાવડો બરખાસત થયો હતો."

** આ શગડીમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી પાક દાદાર અહુરમજદની મદદ હોજો,
"આએ સગદીનું મકાન મુંબઇવાળા સર
"દીનશાજી માણેકજી પીતીત બેરોનેતે
"જરથોસતી ટોલાંને વાપરવા કીજે સુ-
"રતનાં રૂસતમપરાં મધે બાંધવા રૂ.
"૧૭૦૦) સુરતના રૂસતમપરાનાં બેહેદીન
"સાથ જરથોશતીઓનાં દોખમાં તથા
"તેને લગતી જમીન અને વાડીની મરામત
"તથા સંભાલનાં ફંડનાં મેનેજરોને આપી
"બંધાવી છે. ઇ. જ. ૧૨૬૬ ઇ૦ સ૦
"૧૮૯૭ શા. ૧૫૫૩.

## કવેટાની શેઠ ભીખાજી એદલજી વાછાની શગડી.

રાસતગોફતાર, તા૦ ૧૨મી જુન ૧૮૯૮ ને વાર રવેઉ.

કવેટા, તા૦ ૩૧ મી મે ૧૮૯૮.

**કવેટામાં નવી સગડી**—હમારી તરફ પારસીઓની અવલમંજલની જગા ઘણી બીસમાર હાલતમાં હતી, અને જરથોસ્તી અનજુમને તેની પછવાડે કેટલોએક ખરચ કરીને તેને સારી હાલતમાં મુકીછે. ત્યાં દીવો કરવા માટે તથા રવાનને લઇ જાય તે વખતે તથા ફરવરદીઆનના દિવસોપર ધર્મની ક્રીયા જેવાં કે અફરગાન વગેરે કરવાને કાંઇ વીસામાની જગ્યા ન હતી, એ ખોટ અતરેના એક પુરાણા રહીશ શેઠ ભીખાજી એદલજી વાછાએ પુરી પાડીછે. તેઓએ પોતાને ખરચે એક ઉમદા મકાન બાંધી તેનાં રાચરચીલાં અને સરસામન સાથે સગડી તરીકે વાપડવા અતરેની આનજુમનને ભેટ આપ્યુંછે. ધર્મ ક્રીયાને લગતો સામન સર્વે જરમન સીલવરનો છે. તેને લગતી જસનની ક્રીયા અતરેની સમસત અનજુમની સનમુખ આજ રોજે સાંજના કરવામાં આવી હતી. શેઠ ભીખાજી તરફનો એક પતર ઉપલું મકાન તેના સરસામાન સાથે ભેટ કરવાની મતલબનો ત્યાં વાંચવામાં આવ્યો હતો, અને તેની ઉપર અનજુમને પોતાનો ઉપકાર જાહેર કરયો હતો. ઉપકાર માનવાની દરખાસ્ત અતરેની દરેમેહેર અને અવલ મંજલને લગતી જગાની વહીવટની મેનેજીંગ કમિટીના કામચલાઉ સરનશીન શેઠ અરદેસર ડોસાભાઇ મારકર જેઓ અતરે મ્યુનિસિપલ કમીશનર અને ઓનરરી માજીસ્ત્રેટ છે તેઓ તરફથી થઈ હતી તેને શેઠ બેહરામજી રૂસતમજી આંટીઆ-

એ ટેકો આપ્યો હતો અને સર્વેની ખુસાલી વચે એ દરખાસ્ત પસાર થઇ હતી.

અનજુમનને તેઓના સેક્રેટરીએ અતરે જાહેર કરયું કે તેઓ જે મજબુત દીવાલો અને ચોકીદારનું ઘર તથા રસ્તો જુએછે, તે બનાવવા પાછલ ફંડમાંથી રૂ૭૦૦) ખરચાયા હતા, તથા તે સીવાય અતરેના પુરાણા રહીસ ખાનબાહાદુર બરજોરજી દોરાબજી પટેલ, જેઓબી અતરે મ્યુનિસિપાલ કમિશનર અને ઓનરરી મેજીસ્ટ્રેટ છે તેઓએ સુમારે રૂ૭૦૦) ની પાકી ઈંટ અનજુનને ભેટ આપી હતી, અને તેને માટે તેઓનો પણ ઘટતી રીતે ઉપકાર માનવામાં આવશે.

## ભોસવલનાં શેઠ કીકાભાઇ હોરમજજી જીથરાએ બંધાવેલું નશાખાંનું.

જામે જમશેદ, તા૦ ૧૭ મી જુન ૧૮૯૮ ને વાર શુકર.

ભુસાવલ, તા૦ ૧૫ મી જુન.

**નસાખાનું ખુલ્લું મેલવાની ક્રીયા**— અત્રે જરથોસતીઓની અવલમંજલ પહોંચાડવાની જગો ઉપર દોખમું છે, પણ નસાખાનું જેવું અત્રે કશું ન હોવાથી મુંબઇવાસી મી૦ કીકાભાઇ હોરમસજી જીથરા, જેઓ અત્રે એક ડરાઇવર હતા, તેવણનાં દીકરી બાઇ નવાજબાઇ અત્રે હક થયાં, તેણીની યાદગારી કાયમ રાખવા સારૂ પાકી બાંધણીનું એક નસાખાનું બંધાવી આપયું છે. એ મકાન મરહુમ બાઇની બાજને દીવસે યાને રોજ ૨ જો માહા ૧૦ મો શેહેનશાહી સને ૧૨૬૭ યઝદેજરદી, તા૦ ૧૦ મી જુન ૧૮૯૮ ને રોજ, બાજની જશનની ક્રીયા અત્રેની સમસ્ત અંજુમનની મીજલસમાં કરીને ખુલ્લું મુકવામાં આવયું છે. નસાખાનાનું એ મકાન અત્રેના વાઇસ પ્રેસીડંટ મી૦ કાવસજી જમશેદજી અમરેલીવાળાની મારફતે અંજુમનને સવાધીન કરયું છે, તે અંજુમને મી૦ કીકાભાઇનો ઉપકાર માની કબુલ રાખયું છે, અને તેવણ ઉપર એક ઉપકાર પત્ર લખવાનો ઠરાવ કરયો હતો. બાદ આશાની કરી સરવે ભાઇઓ વીખરાયા હતા.

*** આએ નશાખાંનાં પર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

“ શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.
“ આએ મકાન બેહેશતનસીન બાઈ
“ નવાજબાઇ તે કીકાભાઇ હોરમજી જીથ-
“ રાની છોકરી રોજ ૨ જો માહા ૧૦ મો
“ યજદજરદી ૧૨૫૯ ને તા૦ ૧૪ મી
“ જુન ૧૮૯૦ ને દીને શ્રી ભુશાવલ
“ મધે હક થયાં તેવણનાં પુનને માટે
“ તેવણનાં બાવા કીકાભાઇ હોરમજી
“ જીથરાએ બંધાવી આપીયું છે.”

## અજમેરની શેઠ નવરોજજી રૂસતમજી કલ્યાંણીવાળાની દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૫ મી જુલાઈ ૧૮૯૮ ને વાર શોમે.

અજમેર, તા૦ ૨૧ મી જુલાઇ.

અત્રેના જાણીતા મરહુમ શેઠ નવરોજજી રૂસતમજી કલ્યાણીવાળાએ બંધાવેલી દરેહમેહેર ઇજવાની તથા મરહુમ શેઠ નવરોજજીનાં પુન માટે તેવણના બુઝરગ પીતા શેઠ રૂસતમજી દાદાભાઇ કલ્યાણીવાળાએ તેમાં પરથાવેલા પવીત્ર આતશના કેબલાને તખતનશીન કરવાની ક્રીયા કરવા માટે દખણના વડા દસતુર સરદાર હોશંગ જામાસપ, ગઇ તા૦ ૧૫ મી જુલાઇને દીને પોતાના બુઝરગ સગા એરવદ પેશતનજી રૂસતમજી કાંગા સાથે પહેલા પોહોરના ૧૦ કલાકે અત્રે આવયા હતા, અને મી૦ કુવરજી નવરોજજી કલ્યાણીવાળાએ તઇયાર રાખેલા સુંદર બંગલામાં ઉતારો લીધો હતો. દરેહમેહેરનું ક્રીયાકામ ચાર દીવસ આગમજથી મઉવાળા દસતુર ખુરશેદજીની આગેવાની હેઠળ શરૂ થયું હતું. નસીરાબાદ, નવાશેર, કીસનગઢ વગેરે ઠેકાણેના જરથોસતીઓ દરેહમેહેર પરઠવાના દીવસે અત્રે પધારયા હતા. કલ્યાણીવાળા દસતુર દોરાબજી, દસતુર પેસતનજી સાથે દરેહમેહેરમાં આવી પહોંચયા પછી વડા દસતુર સાહેબના ઉપરીપણા હેઠળ આતશને તખતનશીન કરવાની ક્રીયા શરૂ થઇ હતી, જે પુરી થવા બાદ દસતુરજીએ જશનની ક્રીયા કરી હતી.

એ પછી મી૦ કુવરજી નવરોજજી કલ્યાણીવાળાએ દરેહમેહેરને પારસી કોમના વપરાસ માટે ખુલ્લી મેલેલી જાહેર કરી, અજમેરની જરથોસતી અંજુમનને તે સપુરદ કરવા માટે દસતુર હોશંગજીને અરજ કરતાં જણાયું કે અજમેરની પારસી અંજુમનને જરથોસતી દીનનાં ફરમાનો મુજબનાં ક્રીયાકામ કરાવવા માટે એક દરેહમેહેરની મોટી જરૂર હતી. એ ખુટ પુરી પાડવા માટે મારા મરહુમ પીતા નવરોજજી રૂસતમજી કલ્યાણીવાળાને અંજુમન તરફથી સુચના થવાથી તેવણે પોતાની કંપની તરફથી, ધરમનાં ફરમાનો મુજબનું

એક નાનું મકાન બાંધી આપવાને માથે લીધું હતું. એ મકાનનો પાયો નાખવાની ક્રીયા ગઇ તા૦ ૨૯ મી મારચ ૧૮૯૭ ને દીને કરવામાં આવી હતી. પણ મારા પીતા એ પોતે શરૂ કરેલું કામ પુરૂં કરવા માટે હઇયાત રહી શકયા નથી, જેથી તેવણુની ખાએસ બર લાવવા માટે મે આ મકાન તઇયાર કરાવયું છે. એ દરેહમેહરમાં પરથાવેલા આતશ માટે જોઇતાં કાઠી લાકડાંનો ખરચ ફકત દસતુર હોશંગજીએ અમારે માથે નાખીને મોબેદનો પગાર તથા અગીઆરીનો નીભાવ ખરચ અંજુમનનાં જાહેર ઉઘરાણાંનાં ફંડમાંથી કરવાની સવળતા કરી આપી છે. એ દરેહમેહેરને લગતો કુવો મારા મરહુમ પીતાએ પોતાનાં મરહુમ માતા બાઇ પીરોજબાઇનાં પુન માટે પોતાની હઇયાતીમાંજ બંધાવયો હતો. સેવટે દસતુર ડાકટર હોશંગ જામાસપે એ દરેહમેહેર ઇજવાની ક્રીયા કરવા માટે અત્રે આવવાની જે તસદી લીધી છે તે માટે હું તેવણુ સાહેબનો આભાર માનું છું અને અરજ કરૂં છું કે, આ દરેહમેહરને તેમાં પરથાવેલા આતશ દાદગાહ સહીત, અત્રેની જરથોસતી અંજુમનને ધરમનાં ક્રીયાકામ કરાવવા માટે સપુરદ કરવી.

દસતુર ડાકટર હોશંગ જામાસપે એ દરેહમેહેર બાંધવાની શરૂઆત કરનાર મરહુમ નવરોજજી રૂસતમજી કલ્યાણીવાળાની ઘટતા શબદોમાં સતુતી કરીને તેવણુનાં અકાળ મરણ માટે પોતાનો ખેદ જાહેર કરયો હતો, તથા એ અધુરૂં રહેલું પવીત્ર કામ પુરૂં કરાવવા માટે તેવણુના બેટા મી૦ કુવરજીને સાબાશી આપી હતી. એ પછી દસતુરજીએ એક અસરકારક વાયજ કરીને દર હમકારે દરેહમેહેરમાં બદગી કરવા માટે હાજર થવાની સઘળા જરથોસતીઓને સુચના કરી હતી, તથા એ પવીત્ર મકાનને સદા સારી હાલતમાં નીભાવવાને તેઓને આગ્રહ કરીને, એ દરેહમેહેરને જરથોસતી અંજુમનને સંપુરદ કરેલી જાહેર કરી હતી.

એ પછી મી૦ કુવરજી નવરોજજી કલ્યાણીવાળાએ દસતુર હોશંગજીને, તેવણે લીધેલી તસદી માટે એક માનપત્ર ચાંદીના કાસકેટમાં મુકીને એક "પરસ" સાથે તેવણુને અરપણ કરયું હતું તથા સુંદર ફુલોના હાર સાથે એક કીમતી શાલ તેવણુને ઓઢાડી હતી.

મી૦ કુવરજીએ દસતુરજીને અરપણ કરેલાં માનપત્રમાં જણાવવામાં આવયું હતું કે દસતુરજીનાં મુબારક કદમથી અધરમનો અંધકાર દુર થાય છે એટલુંજ નહી, પણ તે સદંતર નાશ પામે છે. દસતુર આદરબાદ મારેસપંદના નામથી જરથોસતીઓને જે ઇજત મળે છે તેવીજ ઇજત દસતુર હોશંગથી પણ મળે છે. દસતુર હોશંગ જરથોસતી દીનની મોતેબરીના વધારા માટે જે તારીફલાયક કોશેશ કરે છે, તે સઘળાઓને જાણીતી બીના છે. દસતુરજી ઘણાંક એબાદતખાનાં, દરેહમેહેરો વગેરે સથાપવાને ભાગયશાળી નીવડયા છે, તે જેમ તેવણુને તેમજ આખી જરથોસતી કોમને શોભા આપનારૂં છે. આપણી દરેહમેહેર ઇજવાની ક્રીયા કરવા માટે દસતુરજીએ અત્રે પધારવાની જે તસદી લીધી છે તે માટે આપણ સઘળા તેવણુના હેશાનમંદ થયા છીયે, વગેરે.

ઉપલાં માનપત્રના જવાબમાં દસતુર હોશંગજીએ મી૦ કુવરજી નવરોજજી કલ્યાણીવાળાની ઘટતા શબદોમાં સતુતી કરી, તેવણે કરેલાં સવાબનાં કામ માટે તેવણુના વખાણ કરયાં હતાં. અને એ પછી અજમેરની અંજુમન તરફથી એક બીજું માનપત્ર એક રૂપાની કાસકેટમાં મેલીને મી૦ પેસતનજી ફરદુનજી દીવાને દસતુરજીને અરપણ કરયું તથા એક શાલ ઓઢાડી હતી, જે માટે દસતુરજીએ અંજુમનનો આભાર માનીને તેઓ એવાં ધરમનાં કામો સદા કરતા રહે એવી દુવા ચાહી હતી. એ પછી મી૦ પેસતનજીએ અજમેરની પારસી અંજુમન તરફનું એક માનપત્ર ચાંદીની કાસકેટમાં મેલીને મી૦ કુવરજી નવરોજજી કલ્યાણીવાળાને એનાયત કરીને અજમેરની પારસી કોમની એક મોટી હાજત ટાળવા માટે તેવણુનો આભાર માનયો હતો.

મી૦ કુવરજી નવરોજજીએ પોતાના બપાવા શેઠ રૂસતમજી તથા પોતાની કંપની તરફથી વળતો જવાબ આપતાં જણાવયું કે, જરથોસતી તરીકે અમારી ફરજ બજાવવા ઉપરાંત અમોએ કાંઇપણ વધુ કરયું નથી. સેવટે તેવણે એ પવીત્ર મકાનને સદા સારી હાલતમાં નીભાવી રાખવા માટે અંજુમનને સુચના કરી હતી. એ પછી અત્રેના પારસી સાયર મી૦ મેહેરજીભાઇ દોતીવાળાએ, દસતુર હોશંગજીના માનમાં એક કસીદો ફારસી ભાશામાં વાંચી સંભળાવીને તે તેવણુને ભેટ આપયો હતો, જે માટે દસતુર હોશંગજીએ મી૦ દોતીવાળાનો આભાર માનયો હતો. અત્રેના પંથકી મોબેદ ફરદુનજી રૂસતમજી મોદીને અંજુમન તરફની એક શાલ મી૦ દીવાને ઓઢાડયા બાદ મી૦ કુવરજી નવરોજજી

કલ્યાણીવાળાએ હાજર રહેલા પરોણાઓનો, એ શુભ ક્રીયામાં સામેલ થવા માટે આભાર માનયો હતો તથા કેબલાને પરથવા માટે દસતુર ખુરશેદજી જમશેદજીએ જે તકલીફ લીધી હતી તે માટે તેવણને એક શાલ ઓઢાડીને એક પરસ ભેટ કરી હતી. કલ્યાણીવાળા દસતુર દોરાબજી રૂસતમજી સંજાણા માટે એક શાલ મોકલવાની ગોઠવણ રાખી છે. સામેલ થયલા મોબેદોમાં રૂપા નાણું વહેંચયું હતું. મી૦ કલ્યાણીવાળાએ એ દીને બપોરના હાજર રહેલા સઘળા પરોણાઓને, દરેહમેહેરના કમપાઉંડમાં ઉભા કરેલા મંડપમાં ખાણું આપયું હતું.

*** એ દરેમેહરમાં નીચલી બે તખ્તીઓ મારેલી છે:—

"શ્રી દાદાર અહુરમજદની મદદ હોજો.

"આ અગીઆરીનું મકાન શ્રી અજ-
"મેરના આબકારી કનટ્રાકટર શેઠ નવ-
"રોજજી રૂસ્તમજી કલ્યાણીવાલાએ પોતાની
"કમપની તરફથી મરહુમ શેઠ ફરાંમજી
"નવરોજજી બાલાભાઇ કલ્યાણીવાલાનાં
"પુનને માટે બંધાવી જરથોસ્તી અન-
"જુમનનાં પવિત્ર ક્રિયાકામો માટે ખુલ્લું
"મુકયું છે. શ્રી અજમેર, શેહેનશાહી
"રોજ ૮ દેપાદર દાદાર અહુરમજદ માહ
"૧૧ બહમન અમશાસફંદ સને ૧૨૬૭
"યજદજરદી, તા૦ ૧૯ મી જુલાઇ સને
"૧૮૯૮ ઇશવી."

"બનામે યઝદ."

"આએ પવીત્ર આતશદાદગાહનો મુબારક
"કેબલો શ્રી અજમેરના આબકારી કન-
"ટ્રાકટર મરહુમ નવરોજજી રૂસ્તમજી
"કલ્યાણીવાલાનાં પુન માટે, તેઓના
"પિતાજી રૂસ્તમજી દાદાભાઇ કલ્યાણી-
"વાલાએ પોતાને ખરચે દખણના વડા
"દસતુરજી સાહેબ હોશંગજી જામાસ્પજીની
"રાહબરી હેઠલ તખતનશીન કરાવ્યો છે.
"શ્રી અજમેર, શેહનશાહી રોજ ૮ દેપાદર
"દાદાર અહુરમજદ માહ ૧૧ બહમન
"અમશાસફંદ સને ૧૨૬૭ યઝદજરદી,
"તા૦ ૧૯ મી જુલાઇ સને ૧૮૯૮
"ઇશવી."

## નવસારીની મીનોચેહર હોમજીવાલી અંજુમનના ઉધરાતથી નવી બંધાવેલી દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૯ મી અકટોબર ૧૮૯૮ ને વાર બુધે.

## નવસારીની મીનોચેહર હોમજીની દરેહમેહેર તથા આતશ આદરાન સાહેબના તુરી કેબલાને તખતનશીન કરવાની ક્રીયા.

દીનદાર જરથોસતી સાહેબોને એલતેમાસ.

અત્રેના તથા દેશાવર ખાતેના કુલ્લે દીનદાર જરથોસતી સાહેબોને નમનતાઇથી અરજ કરવામાં આવે છે કે નવસારીની મીનોચેહેર હોમજીવાળી દરેહમેહેરનું મકાન નવેસરથી બંધાઇને તઇયાર થયું છે તે મધે રોજ ૨૦ મો બેહેરામ યઝદ માહ ૨ જો અરદીબેહેસત અમસાસપંદ શેહેનશાહી સને ૧૨૬૮ યઝદેજરદી તા૦ ૩ જી નવેમબર ૧૮૯૮ ઇસવી ને ભરેસપતવારને દીને આતશઆદરાન સાહેબના તુરી કેબલાને તખતનશીન કરવામાં આવનાર છે તેનાં જશનની ક્રીયામાં સામેલ થઇ સવાબનો હમબેરો હાંસલ કરવાને તે દીને સવારના કલાક ૯ ને અમલે સરવે સાહેબોએ મેહેરબાનીની રાહે તસદી લઇ પધારવુંજી.

લા૦ દુવાગીર સેવકો,

**બેજનજી બરજોરજી મીનોચેહેરહોમજી,**
**બમનજી પાલનજી દાદાચાનજી,**
**રૂસતમજી મનચેરજી કકરીયા,**

ત્રસટીઓ.

મુંબઇ, રોજ ૧૨ મો માહ ૨ જો સને ૧૨૬૮ યઝદેજરદી, તા૦ ૨૬ મી અક-ટોબર ૧૮૯૮.

જામે જમશેદ, તા૦ ૫ મી નવેમબર ૧૮૯૮ ને વાર શનેઉ.

નવસારી, તા૦ ૩ જી નવેમબર.

અત્રે મરહુમ મોબેદ મીનોચેહેર હોમજીની દરેહમેહેર બીસમાર હાલતમાં આવયાથી તથા નાની પડયાથી તેને નવેસરથી બાંધવાની, તેમજ તે દરેહમેહેર મધે પવીત્ર આતશ આદરાનનો કેબલો તખતનશીન કરવાની હીલચાલ, જે સવા વરસપર શરૂ થઇ હતી, તે આગળ વધીને સરંજામ ઉતરી છે. તેનું નવું રોનકદાર મકાન નવ માસની મુદતમાં બંધાઇ તઇયાર થયું છે, જેને ખુલ્લું મેલવાની, તેમજ તે મકાન મધે આતશ આદરાનનો પવીત્ર કેબલો પરથવાની ક્રીયા આજે બેહેરામરોજે, ભારે ધામધુમ તથા રચના રામશની વચે એક મોટા દબદબા ભરેલા જરથોસતી મેળાવડાની હજુર થઇ હતી. બામદાદ આગમજ ઢોલ, ટકોરખાના તથા વાજાંના ખણુખણાટથી

ગામ ગાજી રહયું હતું, અને દરેહમહેરના ચોકથી માંડીને પેલે નાકે લશકરી મોહોલાથી તે આ નાકે તરોટાના ચકલા સુધીની તમામ જમીનપર ચોક પુરવામાં આવયા હતા, જેથી સઘળો દેખાવ રળીયામણો લાગતો હતો. મોબેદોએ પ્રથમ આતશ આદરાન સાહેબને તખતનશીન કરયા પછી ા કલાકે જશન શરૂ થયું હતું, જો જો કે દરેહમેહેરની ઇમારતના માળ ઉપરનાં સુંદર દીવાનખાનામાં કરવામાં આવયું હતું, તોપણ મેળાવડો ગંજાવર હોવાથી તેનો સમાવેશ કરવા માટે પાડોશના લશકરી મોહોલાથી તે આતશ-બેહેરામનાં પાછલાં બાર સુધીની જગાએ, દરેહમેહેરનો કુશાદે ચોક ખુલ્લો રાખીને, ફરતા મોટા મંડપ ઉભા કરવામાં આવયા હતા, જે જરથોસતી મીજલસીઓથી ચીકાર ભરાઇ ગયા હતા, જેમાં કેટલીક પારસી બાનુઓ પણ રચના જોવાને હાજર થઇ હતી. મંડપની શોભા આસોપાલવનાં તોરણ તથા વાવટાઓથી તેમજ કેળ વગેરેનાં ઝાડો રોપીને વધારવામાં આવી હતી. ઉપરાંત તરોટાના ચકલાને પણ તોરણ, વાવટા, તથા ઝાડોથી રચનાભરેલો કરવામાં આવયો હતો. જશનની ક્રીયા, હોલમાં પાથરેલી જાજમપર બીરાજીને મોબેદોએ કરી હતી, પણ મેળાવડાના બાજા સંખયાબંધ ગ્રહસથોની બેઠક માટે હોલમાં તેમજ મંડપમાં હારે કટાર ખુરસીઓ તથા બાંકો ગોઠવવામાં આવયા હતા. મેળાવડા માટે ગામમાં રાવ ફેરવીને નોતરૂં દેવામાં આવયું હતું. મેળાવડામાં નવસારીના જરથોસતીઓ ઉપરાંત મુંબઈ, ઉદવાડા, સુરત, ભરૂચ, વગેરે ઠેકાણેના જરથોસતીઓએ પણ પોતાની હાજરીનું માન આપયું હતું. હાજર થયલાઓમાં નીચલાઓ પણ જણાતા હતા :—નવસારીના ભગરસાથના વડા દસતુરજી દારાબજી માહીયારજી, દેશાઇઓ, મી૦ બેજનજી બરજોરજી મીનોચેહેર હોમજી, નવસારીના માજીસ્ત્રેટ મી૦ પેસતનજી ખરશેદજી થાણેવાળા, મી૦ કેકોબાદ કાવસજી દીનશાહ એડનવાળા, વલસાડવાળા ડાકટર પાલનજી હોરમસજી દાદાચાનજી, ડાકટર એદલજી રૂસતમજી દાદાચાનજી, મી૦ સોરાબજી પાલનજી બામજી, મી૦ સોરાબજી પાત્રાંવાળા, ખા૦ સા૦ પેસતનજી બરજોરજી મેહેતા, મેસરસ રૂસતમજી જામાસપજી ગારડા, બરજોરજી સોરાબજી સટેશનમાસતર, નશરવાનજી સોરાબજી શેઠના, દીનશા મીસ્ત્રી કંત્રાકટર, ધરમપોરવાળા ડાકટર એદલજી ખુરશેદજી ભરડા, મી૦ કાવસજી રૂસતમજી બાટલીવાળા, મી૦ બેહેરામજી પેસતનજી ભરડા, સુથરામપોર સટેટનાં માજી દીવાન મી૦ હોરમસજી, વલસાડના સબારડીનેટ જડજ મી૦ રૂસતમજી મનચેરજી ગીમી વગેરે.

જશનની ક્રીયામાં અત્રેના વડા દસતુરજીએ તેમજ ભગરસાથના મોબેદોએ ભાગ લીધો હતો, જેથી આ ધરમી ટાંકણાની ખુશાલી તથા એકદીલીમાં વધારો થયો હતો. જશનની ક્રીયા થઇ રહયા બાદ, એ દરેહમેહેરના એક ત્રસટી શેઠ બમનજી પાલનજી દાદાચાનજીએ હેવાલ પત્રક વાંચી સંભળાવયું હતું. બાદ ડા૦ પાલનજી હોરમસજી દાદાચાનજીએ, મીનોચેહેર હોમજીના અંજુમન તરફથી એક સુંદર શાલ વડા ત્રસટી મી૦ બેજનજી બરજોરજી મીનોચેહેર હોમજીને તેઓએ આ દરેહમેહેરનાં કામમાં તેમજ પોતાની અંજુમનના ફાયદાનાં કામોમાં તન, મન, ધનથી લીધેલી મેહેનત માટે, એક સુબાખીત ભાશણ કરીને ઓઢાડી હતી, જેમ કરતાં એવું જાહેર કરયું હતું કે મી૦ બેજનજીની એક તસવીર ઉતરાવીને દરેહમેહેરમાં મુકવાની ગોઠવણ અંજુમને કરીછે. બીજી એક શાલ ખાનસાહેબ કાવસજી હોરમસજી દાદાચાનજીને, તેઓએ મકાન બાંધવા પાછળ લીધેલી મેહેનત માટે મી૦ બેજનજીએ ત્રસટીઓ તરફથી ઓઢાડી હતી. ત્રીજી શાલ એજ ગ્રહસથે ત્રસટીઓ તરફથી મોબેદ ફીરોજજી એદલજી દાદાચાનજીને તેવણે એ કામમાં બજાવેલી સેવા માટે ઓઢાડી હતી. ચોથી શાલ એજ ગ્રહસથે દસતુરજી સાહેબ દારાબજી માહીયારજીને ઓઢાડી હતી. બાદ બીજી ત્રણ શાલો એજ ગ્રહસથે ત્રસટીઓ તરફથી આ દરેહમેહેરના નવસારી ખાતેના મેનેજરો મોબેદો હોરમસજી ફેરસાસજી દાદાચાનજી, ફરામજી ખુરશેદજી મીનોચેહેર હોમજી, તથા રૂસતમજી જમશેદજી કકલ્યાને અનુક્રમે તેઓની સેવાના બદલામાં ઓઢાડી હતી. સેવટે ત્રસટીઓ તરફથી તેમજ મી૦ આદરજી એદલજી નરીમાન તરફથી આથોરનાનોને આશીદાદ વેહેંચાયા બાદ અગીયાર વાગે મીજલસ બરખાસત થઇ હતી.

મુંબઈ સમાચાર, તા૦ ૭ મી નવેમબર ૧૮૯૮ ને વાર શોમે.

નવસારી, તા૦ ૪ થી નવેમબર.

નવસારીની મીનોચેહેર હોમજીની દરેહમહેરની નવી ઈમારતમાં આદરાન ખુલ્લાં

મેલવાની ક્રીયા વેળાએ ત્રસનીઓએ મીજલસ હજુર નીચલો હેવાલ વાંચી સંભળાવયો હતોઃ—

અનજુમનના સાહેબો—આજના મુબારક રોજે મીનોચેહેર હોમજીની દરેમેહેરનું આએ કદીમ પાક મકાન નવેસરથી બંધાઈ તઈયાર થયું છે, અને તે મધે આપણી પાક દીનના કાનુન મુજબ તમામ અનજુમની હજુરમાં આતશ આદરાન સાહેબના તુરી કેબલાને તખતનશીન કીધા છે. તેનાં જશનની ક્રીયા સંપુરણ કરીને આ પાક દરેહમેહેરનું મકાન મીનોચેહેર હોમજીના મળતયા સાથનાં મોબેદોની અનજુમનને માટે દીન આઇનનાં પાક કામો તથા ક્રીયાઓ કરવા, તથા કુલ્લે જરથોસ્તી સાહેબોને દીન આઇનનાં કામો કરાવવા અને બંદગી કરવા સારૂ જાહેરમાં ખુલ્લું મેલયુંછે.

આ અસલ મકાન સને ૧૦૫૭) યઝદેજરદીના સાલમાં, યાને આસરે ૨૧૧) વરસને શુમારે પહેલવેહેલું મીનોચેહેર હોમજીના મળતયા સાથનાં મોબેદોની અનજુમનને માટે યોજદાથરેગરીનાં પાક કામો તથા ક્રીયાઓ કરવા સારૂ સ્થાપવામાં આવયું હતું, તથા તે મધે હમણા સુધી આતશ દાદગાહ રાખવામાં આવયા હતા. તે અસલ મકાનમાં પાછળથી થોડા સુધારા તથા વધારા સાથે કેટલાક સખી દીલના દીનદાર જરથોસ્તી સાહેબો તરફથી વખતેવખત તેની મરામત કરવામાં આવી હતી, પણ તે કદીમ મકાન ઘણું વખતનું જુનું હોયાથી તથા તેની હાલત બીસમાર થઇ પડેલી જણાયાથી તેમજ અસલ મકાન દીન આઇનનાં પાક કામો તથા ક્રીયાઓ કરવા માટે પુરતું નહી માલમ પડયાથી નવેસરથી એક નવું કુશાદે મકાન બાંધવાની કેટલાક જરથોસ્તી સાહેબો તરફથી વખતે વખત એલતેમાસ થતી રહી હતી. એવાં નવાં મકાનની જરૂર દીન પર દીન વધારે અને વધારે જણાયાથી એજ દરેહમેહેરને લગતાં ફંડોના ત્રસ્તીઓએ એક નવું કુશાદે મકાન બાંધવાને તથા તે મધે પાક આતશ આદરાન સાહેબના તુરી કેબલાને તખતનશીન કરવાનો ઠરાવ કરી એક જાહેર ફંડ ઉભું કરવા માટે મદેહનજર બાહેર પાડી હતી.

તે મદેહનજર બાહેર પડયા પછી જે ફંડ ઉભું કરવામાં આવયું તેમાં નવસારી, મુંબઇ વગેરે બીજા દેશાવર ખાતેના દીનદાર જરથોસ્તી સાહેબો તથા નેક બાનુઓએ ઘણી સારી મદદ આપી છે, તેમજ તે ફંડને આશ્રો આપનારાઓ મધે જે જે મુખય આગેવાન ગ્રહસ્થો તથા બાનુઓએ મદદ આપી છે તેઓમાં નામદાર સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, સર દીનશા માણેકજી પીટીટ બેરોનેટ, મરહુમ બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટ, શેઠ કાવશજી દીનશાજી એદનવાળા, શેઠ બમનજી દીનશા પીટીટ, શેઠ અરદેશર સોરાબજી દસ્તુર કામદીન, શેઠ કાવસજી રૂસ્તમજી બાટલીવાળા, શેઠ ભીખાજી કાવસજી મોતીવાળા, બાઇ હીરાંબાઇ માણેકજી ખરશેદજી કેરાંવાળા, શેઠ બેજનજી બરજોરજી મીનોચેહેરજી હોમજી, મરહુમ બાઇ હમાબાઇ એદલજી તેમુલજી દાદાચાનજી, શેઠ હોરમજી કેરશાસજી દાદાચનજી, શેઠ રતનશા નશરવાનજી ગેઆરાની કુ૦ મુખ્ય છે. નવસારી, મુંબઇ, પુણા, મઊ, કરાંચી, કલકતા, હાંગકાંગ એદન, સુરત, અમદાવાદ વગેરે દેશાવર ખાતેના સખી વજુદ જરથોસ્તી ગ્રહસ્થો તથા બાનુઓએ નાની મોટી રકમો ભરીને આ નેક કામને જે મદદ આપી છે તે મદદ માટે તે સરવે જરથોસ્તી ગ્રહસ્થો તથા બાનુઓનો એ ફંડના ત્રસ્તીઓ પોતા તરફથી તેમજ મીનોચેહેર હોમજીના મળતયા સાથની અનજુમન તરફથી આ પ્રસંગે મોટો ઉપકાર માને છે, અને એ ત્રસ્તીઓ ઉમેદ રાખે છે કે આ પાક મકાનના નીભાવ માટે સખી વજુદ જરથોસ્તી સાહબો તથા બાનુઓ સર અવસરે મદદ કરતા રહેશે.

આ ફંડ મધે અતયાર સુધીમાં કુલે ચોત્રીસ હજાર રૂપ્યાને આસરે ભરાયા છે, તે ઉપરાંત શેઠ કાવસજી દીનશાજી એદનવાળાએ આદરાન સાહેબને માટેનો સરવે ઘટતો સામાન પોતાને ખરચે અપાવયો છે.

ઉપલાં ફંડમાં ભરાયલાં નાણાંમાંથી આ મકાન નવેસરથી બાંધવા તથા તેની પાસેનું ઘર અને જમીન ખરીદવા પાછળ આસરે ૨૫૦૦૦) નો ખરચ થયો છે, અને બાકી વધેલાં નાણાં દરેહમેહેરનાં મકાન તથા આતશ આદરાન સાહેબના નીભાવ માટેના ખરચ સારૂ સરકારી જામીનગીરીઓમાં રોકવામાં આવશે.

આ પાક મકાન નવેસરથી બાંધવાનું તથા તેને સરંજામ ઉતારવાનું કામ ખાનસાહેબ કાવશજી હોરમજી દાદાચાનજીની આગેવાની હેઠળ થયું છે, અને એ સાહેબે એ કામ પાછળ જે મેહેનત લીધી છે તથા બીજી ઘણી કીમતી મદદ આપી છે તે માટે તેમનો અત્રે મોટો ઉપકાર માનવામાં આવે છે. સેવટે આ ફંડના ત્રસ્ટીઓ પોતા તરફથી તેમજ મીનોચેહેર હોમજીના મળતયા સાથના મોબેદોની

અનજુમન તરફથી અત્રે ભેગા મળેલા તમામ અનજુમનના સાહેબોનો મોટો ઉપકાર માને છે, તથા તેઓએ જે આજ દીને તસદી લીધી છે તે માટે દરગુજર ચાહે છે.

*** આ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલી છે:—

"પાક દાદાર અહુરમજદની મદદ હોજો.
મીનોચેહેર હોમજીની દરેમેહેર

"આએ પાક દરેમેહેર મરહુમ મોબેદ
"મીનોચેહેર હોમજીનાં મલતીયા સાથ
"સમસતની અનજુમનને વાસતે સને
"૧૦૫૭ યજદેજરદી, સંવત ૧૭૪૩,
"સને ૧૬૮૭ ઇસવીનાં સાલમાં યોજદા-
"થરેગરીનાં કાંમ માટે બંધાવી હતી,
"અને તેમાં આતશ દાદગાહ રાખવામાં
"આવીઆ હતા, પણું એ કદીમ પાક
"મકાનની હાલત ઘણો વખત થયો ખીસ્ત-
"માર થઇ પડેલી જણાવાથી તેમજ અસલ
"મકાન દીનઆઇનનાં વધતાં જતાં પાક
"કામો તથા ક્રીઆઓ માટે પુરતું
"નહી માલમ પડયાથી એજ દરેમેહેરને
"લગતાં ફંડોના તરશટીઓએ જાહેરમાં
"ઉગરાણાનું લીશટ ફેરવી એક ફંડ ઉભું
"કરયું અને તેમાં બરાયલાં નાણા મધેથી
"અસલ મકાંન તોડીને નવેસરથી બંધા-
"વવામાં આવાઉં છે. અને તેની અંદર
"આપણી પાક દીનનાં કાનુન પરમાણે
"આજના મુબારક રોજે આદરાન સાહેબના
"નુરી કેબ્લાને તખતનશીન કીધા છે.

"આએ પાક દરેમેહેર મીનોચેહેર હોમ-
"જીનાં મલતયા સાથ સમસતનાં મોબેદોની
"અનજુમનને માટે દીનઆઇનનાં પાક
"કામો તથા ક્રીયાઓ કરવા સારૂ તથા
"કુલે જરથોસતી સાહેબોને બંદગી કરવા
"સારૂ જાહેરમાં ખુલી મેલી છે. આએ
"પાક મકાન ખાંનસાહેબ કાવશજી
"હોરમજી દાદાચાનજીની દેખરેખ હેઠલ
"બંધાવવામાં આવીઉ છે. રોજ ૨૦ મો
"બેહેરામ યજદ માહા ૨ જો અરદીબેહે-
"શત અમશાસપંદ શેહેનશાહી સને ૧૨૬૮
"યજદજરદી સવત ૧૯૫૪ ના આસો
"બીજો વદ ૫ ને ગુરૂવાર; તારીખ ૩
"જી નવેમબર ૧૮૯૮ ઇસવી."

## આકોલા મધે શેઠ જમશેદજી પેશોતનજી દસ્તુરે બંધાવેલો "કુવર હોલ" ખોલ્લો મેલાએઆનો અહેવાલ.

બાજે જમશેદ, તા૦ ૧૫ મી ડીસેમબર ૧૮૯૮
ને વાર ગરેઉ.

આકોલા, તા૦ ૧૩ મી ડીસેમબર ૧૮૯૮.

દેશાવરથી આવતા જરથોસતીઓને ઉતારા માટે મકાનની સગવડ—અત્રેના જાણીતા પુરાણા રહીશ શેઠ પેશોતનજી જમદજી દસતુર જામાસપઆસાનાનાં ધણીયાંણી બાઇ કુંવરબાઇ રોજે ૨૦ મો માહા ૯ મો શેહેનશાહી સને ૧૨૬૬ યઝદેજરદી તા૦ ૧ લી જુન સને ૧૮૯૭ ઇસવીને દીને બેહેસતનશીન થયાં તેવણનાં પુન માટે તેવણની પુંજીમાંથી તેવણના દીકરા મી૦ જમશેદજી પેશોતનજી દસતુરે આકોલાના જરથોસતી રહીશો માટે સર અવસરે વાપરવા તેમજ દેશાવરથી આવતા જરથોસની મુસાફરોના ઉતારા માટે એક મકાન બંધાવી તઇયાર કરાવયું હતું, તે ચાલતા માસની તા૦ ૯મી અને વાર સુકરને દીને જરથોસતી રીવાજ મુજબ જશનની ઘટતી ક્રીયા કરાવી ખુલ્લું મુકવામાં આવયું છે. આ નવાં મકાનને "કુવર હોલ" નામ આપવામાં આવયું છે, અને તે અત્રેની દરેહમેહેરના કમપાઉંડ-માંજ બાંધવામાં આવયું છે. આ મકાનથી લાંબા વખતની ખોટ પુરી પડી છે. મકાન પાછળ આશરે રૂ૪૦૦૦ સુધીનો ખરચ કરવામાં આવયોછે.

*** આ મકાનમાંનીચલી તખ્તી મારેલીછે:—

"બનામે દાદાર અહુરમઝદ અશોની મદદથી!

"આ કુંવર હોલ. મુરબ્બી માતાજી
"સાહેબ કુવરબાઇ તે આકોલે વાલા
"પેશોતનજી જમશેદજી દસ્તુર જામાસ્પ
"આશાનાં ધણીઆણી જેવણ રોજ ૨૦ મો
"માહા ૯ મો સને ૧૨૬૬ યજદેજરદી,
"તા૦ ૧ લી જુન સને ૧૮૯૭ ઇસ્વીના
"દને બેહેસ્તનશીન થયાં; તેવણનાં પુન્ય
"માટે તેવણના દીકરા જમશેદજી પેશોતનજી
"દસ્તુરે મરહુમ વહાલાં માતાજીની પવીત્ર
"યાદમાં બંધાવી આકોલાના જરથોસ્તીઓને
"સર અવસરે વાપડવા અને દેશાવરથી
"આવતા જરથોસ્તી મુસાફરોના ઊતારા-
"માટે ઇજાવી ખુલ્લું મુકયુંછે. આકોલા
"રોજ ૨૦ મો માહા ૯ મો સને ૧૨૬૭
"યજદેજરદી તા૦ ૧ લી જુન સને
"૧૮૯૮ ઇસ્વી વાર બુધ"

* તખ્તીમાં જણાંવેલા દીવસે તે ન ઇજાતાં ૭ માસ પછી ઇજાયોછે.

# ઇ૦ સ૦ ૧૮૯૯.

## એલાવનું અંજુમનના ઉધરાતથી બંધાયલું દોખમું પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૫ મી મારચ ૧૮૯૯ ને વાર શનેઉ.

ઇલાવ ગામનાં દોખમાને ઇજવાની ક્રીઆ.

સરવે જરથોસતી ખાસો આમને ઘણી નમનતાઇ સાથ જાહેર કરવાની રજા લેવામાં આવે છે કે એલાવની અંજુમનની તથા નામદાર સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ સાહેબની આગેવાનીથી બંધાયલા અમારાં ઇલાવ ગામનાં દોખમાંને ઇજવાની ક્રીયા કરવાનો દીવસ રોજ ૨૭ મો મીનો આસમાન માહા ૭ મો મેહેર યઝદ સને ૧૨૬૮ યઝદેજરદી તા૦ ૯ મી એપરેલ સને ૧૮૯૯ ને વાર રવીને દીવસે ઠરાવયો છે. એ ક્રીયા સવારના ૮ વાગે કરવામાં આવશે. તેમાં સામેલ થઇ સવાબનો હમએરો કરવાને મેહેરબાની કરી તસદી લેવી.

જશનની ક્રીયામાં ભાગ લેવા આવનારા જરથોસતીઓની સગવડને સારૂં બી. બી. એંડ સી આઇ. રેલવેના કીમ સટેશન ઉપર ભાડેની ગાડીઓનો બંદોબસત રાખવામાં આવશે. તેમજ ક્રીયા થવા પછી બપોરના નયાતના જમણની ગોઠવણ રાખવામાં આવી છે, અને તે ઉપરાત અત્રે રહેવા ઇચ્છનારાં સારૂ એલાવમાં એક હોટેલ બે દીવસ આગળથી ઉઘાડવામાં આવશે.

દેશાવરથી આવનારાં બાનુ તથા ગ્રહસથોએ નીચે લખેલા કોઇ પણ બાઇપર આગળથી કાગજ લખવાથી સટેશન પર ગાડી મોકલાવવાનો બંદોબસત કરવામાં આવશે.

એ દોખમું ઇજાયા પછી એક મહીનો સુધી સરવે જરથોસતીઓને જોવા માટે ખુલ્લું રાખવામાં આવશે.

**દીનશાહ જીવણજી પટેલ.**
**હોરમસજી રતનજી પટેલ.**
**નશરવાનજી ફેરામજી મોબેદ.**
**જીવણજી ભીમજીભાઈ.**
**આદરજી જમશેદજી.**
**કેરબાદજી નવરોજજી.**
**બેહરામજી હોરમજજી પટેલ.**
**ફકીરજી નવરોજજી એલાવીઆ.**
**અસપંદીઆરજી ખુરશેદજી શેઠના.**
**અરદેશર બરજોરજી.**

લા૦ સેવક,

**દીનશાહ જીવણજી પટેલ ઇલાવની જરથોસતી અંજુમન તરફથી બંદગી સાથે.**

જામે જમશેદ, તા૦ ૧૧ મી એપરીલ ૧૮૯૯ ને વાર સોમે!

ઇલાવ ગામનું દોખમું ઇજવાની ગયા રવીવારે થયલી ક્રીયા.

ઇલાવ, તા૦ ૯ મી એપ્રેલ.

ઇલાવ ગામનું દોખમું જે મુંબઇવાસી સખી વજુદ પીટીટ ખાનદાન અને અંજુમનનાં ઉઘરાણાંથી બંધાયું છે અને જે ખુલ્લું મેલવાની ક્રીયા માટે મતફેર ઉઠવાથી મોટી ભાંજગડ ચાલી હતી, તેને લગતી બંને બોરડુની દલીલો તમારાં "જામે"માં પ્રગટ થયલી હોવાથી અત્રે લખવાની હું જરૂર જોતો નથી. એ દોખમું ઇજવાની ક્રીયા આજરોજે અંજુમનના મોટા મેળાવડા રૂબરૂ કરવામાં આવી હતી. બે વરસ ઉપર જયારે તાણો પુરવાની ક્રીયા કરવામાં આવી હતી તયારે બહારના પરોણાઓની બરદાસત ચાકરી ઘણી તારીફલાયક કરવામાં આવેલી હોવાથી આ વખત પણ જરથોસતીઓની બહુ મોટી સંખયા હાજર થઈ હતી. તેઓને અત્રેની અગીઆરી તેમજ અત્રેના જાણીતા રહેવાસી મેસરસ હોરમસજી નાદોદવાળા, આદરજી પટેલ, મોબેદ નશરવાનજી, જીવણજી ભીમજીભાઇ વગેરેની હવેલીઓમાં ઉતારો આપવામાં આવયો હતો. ઇલાવ ગામમાં જરથોસતીઓની વસતી આશરે ૫૦૦ માણસોની કહેવાય છે જેઓ મોટે ભાગે ખેતી કરીને જાતી મેહેનતે રોટી પેદા કરનારા છે. અત્રેના મોબેદો અને અંજુમન વચે જોઇયે તેવો એખલાસ જણાતો નથી જે જરથોસતીઓની ટુંક વસતીમાં શરમાવનારી બીના છે. બહારગામથી ગઇ પરમ દીનથી લોક આવવા માંડયું હતું. ગઈ કાલે આખો દીવસ બહારગામના પરોણાઓને અને આજરોજે બપોરના બહારગામના પરોણાઓ ઉપરાંત આખાં ગામનાં લોકોને અંજુમનને ખરચે જમણ આપવામાં આવયું હતું સુરતના જાણીતા હોટેલકીપર મી૦ સાહેરે પરોણાઓની સગવડ ખાતર આઇસ 'સોડા' પેસ્ત્રી વગેરેની સારી સગવડ રાખી હતી. આ નવું દોખમું ગામથી એક ગાઉ દુર છે, જે નવસારીવાળા જાણીતા ઇજનેર મી૦ રતનજી સહીયારે બાંધયું છે અને જે પાછળ રૂ ૧૧૧૦૦ નો ખરચ થયો છે. એ દોખમાંની નજદીક ઇલાવ ગામના સખી ગ્રહસથ અને નાદોદના ઇજારદાર

મી૦ હોરમસજીએ પોતાના મરહુમ પીતાજી અને માતાજીની નઇયતે રૂ ૩૦૦૦ ના ખરચે સગડી અને કુવો બંધાવયાં છે.

દોખમાં આગળ એક કામચલાઉ મોટો મંડપ ઉભો કરવામાં આવયો હતો, જ્યાં બાનુઓ અને ગ્રહસથોનો ભેગો મેળાવડો ઘણો રમણીય લાગતો હતો. પરોણાઓની રમુજ માટે એક પારસી જવાન એડીસનનો ફોનોગ્રાફ લાવયો હતો, જે તરફ લોકોનું ખેંચાણુ બારે હતું. દોખમું ઇજવાની ક્રીયા એરવદો ડોસાભાઇ મેરવાનજી અને પેસતનજી નશરવાનજીએ કરી હતી, જે અગીયાર વાગતે પુરી થઇ હતી. મંડપમાં દસ્તુર દીનશાહ બરજોરજી પાલનજી અને એરવદ નશરવાનજી ફરામજીની આગેવાની હેઠળ જશનની ક્રીયા કરવામાં આવી હતી. જે પુરી થવા બાદ અત્રેના જાણીતા રૂના સાહાસીક વેપારી મી૦ દીનશાહ જીવણજી પટેલે ટુંક ભાશણ કરતાં જણાવયું કે આજે ભેગાં મળેલાં બાનુઓ અને ગ્રહસથોના પચરંગી મોટા મેળાવડાથી અમો ઘણા ખુશી થયા છીયે. આ દોખમાંનાં ફંડને પોતાને હસતક લઇ સરંજામ પહોંચાડનાર સખાવતે બહાદુર સર દીનશાહ માણેકજી પીટીટ તેમજ કુટુંબીઓ, શેઠ નવરોજજી માણેકજી વહાડયા સી. આઇ. ઇ., સરદાર દાવરસાહેબ એદલજી મોદી અને અમારા ઇલાવ ગામના કેટલાક ત્રસટી સાહેબો ન ધારેલી અડચણોને લીધે આવી શકયા નથી જે માટે અમને દલગીરી ઉપજે છે. સરદાર સાહેબ એદલજી મોદીએ પોતાના સપુત ચીરંજીવ શેઠ કાવસજીને મોકલી ઇલાવની અંજુમનને આભારી કરી છે. આપણા જરથોસ્તી માજદીયસની પાક દીનનાં ફરમાન મુજબ આ આરામગાહની જગા પવીત્ર ક્રીયાથી તઇયાર થઇ છે જેને આપણા લોક દોખમું કહીયે છીયે તે કુલ જરથોસતીઓના વપરાસ માટે ખુલ્લું મેલ્યું છે. તેજ વખતે હું તે બારે હકતાલાની જનાબમાં દુવા માગું છું કે પાક પરવરદેગાર લાંબો વખત સુધી એ વાપરવાની જરૂર પાડે નહી. આ દોખમાંની જરૂર અમોને દેખાવાથી અમારાં બેહેસતનશીન માએ મોટીબાઇ જીવણજી પટેલનાં ઉઠમણાની ક્રીયામાં અમોએ ફંડ ઉભું કરયું હતું અને તયાર પછી મુંબઇના જાણીતા ખાનબહાદુર બહમનજી બેહરામજી પટેલ અને શેઠ નાનાભાઇ ધનજીભાઇ બનાજીનું અત્રે આવવું થયું. તેઓ સાહેબની સલાહથી આપણા નેક બુઝરગ માનવંતા સખીવજુદ સર દીનશાજી પીટીટને અરજ કરવામાં આવી જેઓએ તેમજ સખીવજુદ બાઇ દીનબાઇ પીટીટ અને બાઇ સાહેબ મોટલાંબાઇ વહાડયાએ પોતાના હાતમ દીલથી મોટી રકમ ભરી આપવાથી આ કામ સરંજામ પાર પડયું છે. સેવટે હું ઇચ્છું છું કે આપણા જરથોસતી ટોળાના સખાવતના શાહ સર દીનશાહ પીટીટ તથા આપણા ટોળાના સરદાર સાહેબ મોદીજીને પાક પરવરદેગાર લાંબી હઇયાતી બક્ષે અને તેઓ આપણા જરથોસતી ટોળાની હાજતો બર લાવતા રહે. અમારા ગામના શેઠ હોરમસજી નાદોદવાળા અને એવણના ભાઇ મી૦ એદલજી આ ગામ માટે જે સખાવતો કરેછે તે તારીફલાયક છે અને તે એક પારસી દીલગુરદાની ઉતમ ગવાઇ છે, વગેરે.

એ પછી મી૦ દીનશાહજી પટેલે સરદાર કેખશરૂ મોદી, દસતુર દીનશાહ બરજોરજી ગોદાવરાના તથા મોબેદ નશરવાનજીને અંજુમન તરફથી શાલ ઓઢાડી હતી. અત્રેના જાણીતા જમીનદાર મી૦ હોરમસજી સોરાબજી ધામટ ઉરફે માસ્ત્રીએ દસ્તુર દીનશાહ બરજોરજી પાલનજીને ગોદાવરાની અંજુમન તરફથી એક શાલ એનાયત કરી એ કાબેલ દસ્તુરની સતુતી કરી હતી. મી૦ જીવણજી લીમજીભાઇએ, મી૦ દીનશાહ જીવણજી પટેલની ઇલાવના જરથોસ્તીઓ માટેની ભલી લાગણીની સતુતી કરી, અંજુમન તરફથી તેવણને શાલ એનાયત કરી હતી. મી૦ નાનાભાઇ ફકીરજી નામના ગ્રહસ્થે, મોબેદ નશરવાનજીએ એ દોખમા માટે જે અથાગ મેહેનત લીધી હતી તે માટે તેવણને શાલ ભેટ આપી, દોખમું ઇજાવા માટેનો મતફેર દુર કરવામાં મેસરસ હોરમસજી નાદોદવાળા, જીવણજી લીમજીભાઇ, દીનશાહજી પટેલ વગેરેએ લીધેલી મેહેનતની સ્તુતી કરી તેઓનો ઉપકાર માન્યો હતો. મી૦ કેખુશરૂ મોદી તથા મી૦ દીનશાહજી પટેલે પોતાને આપવામાં આવેલી શાલ માટે ઘટતા શબ્દોમાં ઉપકાર માન્યો હતો.

રેલવે સ્ટેશનથી લગભગ ૭ કોશ ઉપર આવેલું ઈલાવ ગામ કે જ્યાં તરકારી વીગેરેની અછત છે, ત્યાંના જરથોસ્તીઓએ બે દીવસ સુધી દેશાવરના લગભગ બે હજાર જરથોસ્તીઓના જે ખાતરદારી કરી છે, તે માટે અત્રેના રહીશો મેસરસ હોરમસજી નાદોદવાળા, દીનશાહ જીવણજી પટેલ, આદરજી જમશેદજી પટેલ, જીવણજી લીમજીભાઇ વગેરેને શાબાશી ઘટે છે. આજ સાંજનું દેશાવરનું લોક પાછું.

ફરવા માંડયું છે. મી૦ પાવરી નામના ફોટો-ગ્રાફરે દોખમું ઇજવાની ક્રીયા વખતે તમાશ-ગીરોનો અને દોખમાંનો ફોટો લીધો હતો.

*** મજકુર અહેવાલમાં જે દસ્તુર દીન-શાહ બરજોરજી પાલણજી કરી લખેલું છે તે વિષે જાણવું કે ગોદાવરાં પંથકમાં અસલથી તે આજસુધી કોઇબી દસ્તુર નેમેલો નથી. એ બાબદની ઘણી તકરાર આએ વખતે જામે જમશેદ અને બીજાં વર્તમાન પત્રોમાં થઇ હતી, અને તેનું સેવટ પણ એજ આવ્યું હતું કે ગોદાવરાં પંથકમાં કોઇબી વખતે દસ્તુર નેમેલા હતા નહીં.

જામે જમશેદ, તા૦ ૨૭ મી એપરેલ ૧૮૯૯ ને વાર ગરેઉ.

ઇલાવ ગામનાં દોખમાને ઇજવાની ક્રીયાનો મેળાવડો.

જામે જમશેદના અધીપતી જોગ—

સાહેબ,

જત આપના લોકપ્રીય પત્રના ગઇ તા૦ ૧૧ મીના અંકમાં ઇલાવ ગામના દોખમાંને ઇજવાની ક્રીયાના મેળાવડાનો જે રીપોરટ તમારા ખબરપત્રી તરફથી આપવામાં આવ્યો છે તે માંહેલી કેટલીક બાબદો ભુલાવો ખવા-ડનારી હોવાથી મેળાવડામાં હાજર રહેનાર અને નજરે જોનાર એક ગ્રહસથ તરીકે તે સુધારવાની નમનતાઇ સાથે રજા ચાહી નીચલી થોડીક લીટીઓને તમારા પત્રના એકાદ ખુણામાં જગ્યા આપવાની અરજ કરૂં છું.

તમારા ખબરપત્રી તરફથી જણાવવામાં આવ્યું છે કે "ઇલાવના મોબેદો અને અંજુ-મન વચ્ચે જોઇયે તેવો એખલાસ નથી એ બાબદ શરમાવનારી છે" તેના જવાબમાં જણાવવાની રજા લેઉં છું કે અમારી અંજુમન અને મોબેદો વચ્ચે કોઇ પણ જાતની ગેર-સમજુતી છેજ નહી અને તેનો પ્રતયક્ષ પુરાવો એજ છે કે હાલમાં ઇજાયલાં દોખમાંને ઇજ-વાની તમામ ક્રીયા કરવા માટે ગામના મોબે-દોને ચોકસ તકરારને ખાતર એક કરાર કરી આપ્યો હતો તે માહે ફકત બે ગણુતરીના સાહેબો સીવાય સઘળાઓએ સહી કરી આપી છે.

દોખમાંનાં જશનનું આફ્રીનગાન તમારા ખબરપત્રીના જણાવવા મુજબ "દસતુર દીન-શાહજી બરજોરજી"ની આગેવાની હેઠળ નહી પણ અમારા ઇલાવ ગામના પંથકી એરવદ નશરવાનજી ફરામજીની એકલી આગેવાની હેઠળ મંડાવવામાં આવ્યું હતું. એરવદ દીન-શાજી દસતુર તરફથી ગોદાવરાના દસતુર તરીકે મજકુર જશનની આગેવાની લેવાનો પહેલાં હક ઉડાવવામાં આવ્યો હતો પણ મજકુર બાબદ વીશે તમારા પત્રમાં ઘણી તકરાર ચાલવા બાદ તકરાર ઉઠાવનાર મી૦ જીવણજી લીમજીભાઇ અને મજકુર એરવદ દીનશાજી બરજોરજી દસતુરે પોતાનો હક સાબેત ન હોવાથી, અમારા ઇલાવ ગામના પંથકી એર-વદ નશરવાનજી ફરામજીને કરાર લેખ કરી આપી તેમની પાસથી માંગી લેવાથી બીજી જોડે આફ્રીનગાનમાં તેમને સાથે સામેલ કર-વામાં આવ્યા હતા અને અંજુમન તરફથી જ્યારે અમારા ઇલાવના પંથકી એરવદ નશ-રવાનજીને તેમના હક દાખલ એક કસબી શીયાલ એનાયત કરવામાં આવી હતી ત્યારે મુરવતને ખાતર બીજી એક સાદી શીયાલ મજકુર એરવદ સાહેબ દીનશાહજી દસતુરને પણ ઓઢાડવામાં આવી હતી.

બીજી જે શીયાલ મી૦ નાનાભાઇ ફકીરજી નામના ગ્રહસથે મોબેદ નશરવાનજીને તેમની મેહેનતની તારીફ કરી ઓઢાડી હતી એમ આપના ખબરપત્રીએ જણાવ્યું છે તેમાં પણ ભુલ છે. મજકુર શયાલ મજકુર મોબેદ નશ-રવાનજીને દોખમાંનાં કામ પ્રતયે તેમની કાળજી અને લીધેલી મેહેનતનાં બદલામાં મુંબઇવાળા જાણીતા સાહેબો ખાંનબહાદુર બહમનજી બેહરાંમજી પટેલ, જે. પી., શેઠ નાનાભાઇ ધનજીભાઇ બનાજી જે. પી. અને તમારા અદના સેવક તરફથી આપવામાં આવી હતી.

મજકુર બીજી શીયાલ મોબેદ નશરવાનજીને અપાવા બાદ ભાઠાંના રહેવાસી મોબેદ દીન-શાહજી દસતુરને તેમના હમવતની ભાઇ હોર-મસજી સોરાબજી ધામટે પોતાની તરફથી એક શીયાલ ઓઢાડી હતી અને તે શીયાલ આપતી વખતે મી૦ ધામટે મજકુર દસતુરની કાબે-લીયાત માટે યા મજકુર શીયાલ ગોદાવરાની અંજુમન તરફથી આપું છું એવા કાંઇપણ શબદો વાપરયા હોય તે મારા તેમજ બીજા કોઇપણ સાહેબોના સમજવામાં આવ્યા નથી. આપ સાહેબ જાણો છો કે દસતુરીના સવાલ બાબદ જ્યારે આટલી મોટી તકરાર ચાલી છે તે આવી ખોટી નોધ જાહેરમાં રહેવાથી ભવી-શયમાં મોબેદી ટોળાના હકને તેમજ ગોદાવરાની જરથોસતી અંજુમનને હરકત કરતા થઇ પડવાનો સંભવ હોવાથી તે સુધારવાની આપ સાહેબ જરૂર મેહેરબાની કરશોજી.

લા૦ સેવક તમારો,

ફકીરજી નવરોજજી ઇલાવના.

મુંબઇ, તા૦ ૧૮ મી એપ્રેલ ૧૮૯૯.

*_* એ દોખમાં ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"દાદાર અહુરમજદની મદદથી આ દોખમું
"ઇલાવનાં અને બીજા જરથોસ્તીઓના
"વપરાશને માટે જરથોસ્તી અંનજુમનનાં
"ઉગરાણથી નામદાર સર દીનશાજી માણે-
"કજી પીટીટ બારોનેટ સાહેબની આગે-
"વાનીથી બંધાવ્યું છે, અને રોજ ૧૯
"મો ફરવરદીન માહ ૪ થો તીર શેન-
"શાહી શને ૧૨૬૮ યઝદેજરદી તા૦ ૧ લી
"જાનેવારી ૧૮૯૯ ઇસ્વી ને વાર રવેઉ
"ને દીને જરથોસ્તી દીન મુજબ ઇજાવી
"ખોલ્લું મેલ્યું છે."

સગડી ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી પાક દાદાર અહુરમજદની મદદથી
"આએ સગડી શેઠ રતનજી બમનજી
"નાદોદવાળા ઉરફે છીતલા રોજ ૧૧ મો
"ખોરશેદ માહ થો સહરેવર સને
"૧૨૫૪ યઝદેજરદીને દીને બેહસ્તનશીન
"થયા તેઓનાં પુનને માટે તેવણનાં
"વીધવા બાઇ મીઠીબાઇએ તેવનનાં ઉઠ-
"મણાની ક્રીયા વખતે રૂ. ૩૦૦૦) ની
"તનદરસ્તી બનાવલી તે રૂપીઆમો આએ
"સગડી બંધાવી ઇલાવની જરથોસ્તી અંન-
"જુમનને વાપરવા આપી છે. રોજ ૧૧
"મો માહ ૬ થો શને ૧૨૬૬ ય૦ ઝ૦
"તા૦ ૨૨ મી ફેબરવારી શને ૧૮૯૭
"ઇસ્વી આ૦ રતનજી બરજોરજી સાહી-
"આર રેહવારી નોક્ષારીનાંએ આએ સગડી
"કંટ્રાકથી બાંધી છે. મીસ્ત્રી ત્રીભોવન
"મુલજી."

## માથેરાંનની પારસી આરામગાહની જગા.

તા૦ ૧૦ મી એપરેલ ૧૮૯૯.

મુંબઇની પડોસમાં માથેરાંનની ટેકડી પર શેઠ નશરવાનજી ફરાંમજી કયાંની અથવા કોલાપુરવાલાનાં એક જવાંન બેટી બાઇ ગુલબાઇ બળી જવાના અકસમાતથી મરણ પામવાથી તેમની લાશ તે તરફ ૨૦૦×૨૦૦ ફીટના વીસ્તારની એક જગા સત્તાવાલાઓ પાસે મેલવી ત્યાં ભમિડા કીધી હતી, અને એ જગા પારસીઓને માટે એજ કારણસર એલાહેદી વાપરવાને તથા બીજા કાંઇ કારણસર તેનો ઉપ્યોગ નહીં કરવાની સરતે સરકાર પાસેથી પરવાંનગી મેલવી ત્યાં શેઠ ફરાંમજી કાવશજી મેહતાની આગેવાંની હેઠલ માથેરાંનના પારસી વીઝીટરોમાં રૂ. ૨૭૧૨) નું એક ફંડ ઉભું કરી તેમાંથી એક ફરતી દેવાલ બંધાવી હતી.

*_* એ દેવાલ ઉપર કસ્સી દાહડા વારની તખ્તી મારેલી નથી, પણ એવી રીતે મુંબઇની છેક અડોઅડમાં પારસીઓને માટે ભુમિડાની જગા એલાહેદી કાઢવાની બાબદમાં અતરે કેટલીક તીક્ષણ તકરાર ચાલી હતી, અને તેના સંબંધમાં ખોલાસો કરવાને માથેરાંન મધે તા૦ ૨૩ મી મેએ ૧૮૯૯ ને દીને સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ પારસીઓની એક જાહેર સભા મલી હતી, તેમાં પ્રમુખ સાહેબે કહી સંભલાવયું હતું કે:—

"આએ ટેકડી ઉપર ખોદા ન કરે ને કોઇ
"વખત જો કાંઇ માઠો બનાવ બને અને
"રવાંનને આએ ટેકડી ઉપરજ અવલમંજલ
"પોંહોંચાડવાની ફરજ પડે અને તેવે
"પ્રસંગે આપણી કોમના રીવાજ માફક
"જોગવાઇ કરવા બની ન શકે તો પછી
"બધી તરફથી કબુલ રાખ્યા મુજબ
"રવાંનને ભુમીદા કરવા વગર બીજો છુટકોજ
"નથી, અને તેથી તેવા કોઇ લાચારીના હીં-
"ગામ માટેજ કરવા ધારેલી આએ તુરતની
"ગોઠવણ સામે કશોબી વસવસો ઉભો
"થવો જોઇતો નથી એવું તમો સાહેબો
"પણ કબુલ કરશો એમ હું માનું છું."

[ કયસરે હિંદ, તા૦ ૨૮ મી મેએ ૧૮૯૯. ]

## ધોબીતલાવની ઇડાંવાલાની દરેમેહર શેઠ નવરોજજી નશરવાંનજી વાડીઆ, સી. આઇ. ઇ. એ પાછી નવેસરથી બંધાવી તેને પરઠાએઆનો અહેવાલ.

જમે જમશેદ, તા૦ ૨ મી એપરેલ ૧૮૯૯ ને વાર શુકર

ધોબીતળાવની મરહુમ શેઠ રૂસતમજી ઈંડાવાળાની દરેહમેહેર બાસમાર હાલતમાં આવી પડી હતી, તે ધોબીતળાવના જરથોસતી રહીશોની અરજ ઉપરથી શેઠ નવરોજજી નસરવાનજી વહાડયાએ પોતાની ગીરોથી નવેસરથી બંધાવી આપી, તેની પાડોશમાંજ આવેલી પોતાનાં મરહુમ બપાઇ બાઇ આવાંબાઇ વહાડયાવાળી દરેહમેહેર સાથ જોડી નાખી છે. એ નવી દરેહમેહેર ઇજાવાની ક્રીયા

અઇ કાલે સવારના ૯ કલાકે દરેહમેહેરનાં મકાનમાં કરવામાં આવી હતી. તેના ક્રીયા-કામમાં પંદરેક મોબેદોએ ભાગ લીધો હતો. ક્રીયા થતી જોવાને ધોબીતળાવ તથા બીજા લતાઓના આશરે પોણોસો પારસી ગ્રહસથો હાજર હતા. વળી દજનેક પારસી બાનુઓ પણ તેમાં સામેલ થઇ હતી. હાજર રહેલાઓમાં મેસરસ નશરવાનજી નવરોજજી વહાડયા, જીજીભાઇ મેરવાનજી વહાડયા, શાપુરજી જીવાજી, ધનજીભાઇ ફરામજી બાટલીવાળા, ખાં૦ બાં૦ બહમનજી બેહરામજી પટેલ તથા ખાં૦ સા૦ નવરોજજી બેહેરામજી સંતોક વગેરે હતા.

દરેહમેહેર ઇજવાની ક્રીયા કલાકેકમાં ખતમ થયા પછી મી૦ નાનાભાઇ ધનજીભાઇ બનાજીએ (શેઠ વાડીઆજી તરફથી) એ દરેહમેહેરની તવારીખ વાંચી સંભળાવી હતી. તેવણે જણાવયું કે ધોબીતળાવના રહીશોની સગવડ અરથે મરહુમ શેઠ રૂસતમજી સોરાબજી ભરૂચા તથા ઈડાવાળાએ યઝદેજરદી સને ૧૨૧૨માં એક આતશદાદગાહની દરેહમેહેર સથાપી હતી. યઝદેજરદી ૧૨૧૭ માં મરહુમ શેઠ રૂસતમજી જીવણજી પહોંચખાનાવાળાએ એજ મકાનમાં આતશ આદરાન સાહેબને તખતનશીન કરાવયા હતા જેને રોશન રાખવાનો ખરચ અમારાં બપાઇ બાઇ આવાંબાઇ તે શેઠ અરદેશર ખરશેદજી વહાડયાનાં ધણીયાંણી આપતાં હતાં. યઝદેજરદી ૧૨૩૧ માં એવણે એ મકાનની પાડોશની જગા વેચાતી લીધી, અને પોતાનાં મરહુમ બેટી બાઇ સુનાબાઇ તે શેઠ અરદેશર પેસતનજી નવરોજજી બનાજીનાં ધણીયાંણીના પુનને માટે તે ઉપર એક મકાન બાંધયું, અને ઈંડાવાળાની દરેહમેહેરમાંના આદરાન સાહેબને તયાંથી એ નવાં મકાનમાં લાવી તખતનશીન કરયા, જે આજ સુધી એજ બાઇની દરેહમેહેરમાં રોશન છે. સને ૧૨૬૦ યઝદેજરદીના સાલમાં ઈંડાંવાળાની દરેહમેહેરનું અસલ મકાન મરહુમ શેઠ રૂસતમજી ઈંડાંવાળાના બેટા શેઠ પાલનજી ઈંડાંવાળાએ પોતાના તાબામાં લઇ લીધું અને જયારે એવણ સને ૧૨૬૨ યઝદેજરદીના સાલમાં કાંઇપણ ફરજંદ વીના બેહેસતનશીન થયા ત્યારે એવણના વારસ તરીકે એવણનાં ધણીયાંણી બાઈ રતનબાઇ તથા બેન બાઇ પીરોજબાઇએ મુંબઇની હાઈ કોરટના સને ૧૮૯૬ ના નબંર ૧૬૪ વાળા મુકદમાની કનસેંટ ડીક્રીની રૂએ શેઠ નવરોજજી માણેકજી કનત્રાકટરને રીસીવર નેમાવી મરહુમ શેઠ ઈંડાવાળાની દરેહમેહેરનું જુનું મકાન મરહુમ બાઇ આવાંબાઇ તે શેઠ અરદેશર ખરશેદજી વહાડયાના ધણીયાંણીની દરેહમેહેરના ત્રસટીઓને સવાધીન કરી આપયું હતું. એ વખતે મરહુમ દસતુરજી સાહેબ ડાકટર જામાસપજી મીનોચેહેરજી જામાસપ આસાનાના તથા બીજા ઘણાક ધોબીતળાવ ઉપર રહેનારા જરથોસતીઓની સહી સાથની એક અરજી અમોને મળી હતી, જેમાં જણાવવામાં આવયું હતું કે એ જગા ઉપરનું મકાન ઘણું બીસમાર હાલતમાં હોવાથી એજ જગા ઉપર બીજું નવું મકાન બાંધી આપીને અમારાં બપાઇજીવાળી દરેહમેહેર સાથે જોડી નાખીને સરવે જરથોસતીઓને તયાંની દીનઆઇનને લગતી ક્રીયા કરવા સારૂ ખુલ્લું મુકી આપવું. જે ઉપરથી એ જગા ઉપર આ નવું મકાન બંધાવી આપયું છે અને સરવે જરથોસતીઓને તયાંની દીનઆઇનની ક્રીયા કરવા સારૂ આજ દીને ખુલ્લું મુકયું છે. એ મકાનમાં સરવે પંથના મોબેદોને જરથોસતીઓને તયાંની દીનઆઈનને લગતી ક્રીયા કરવા દીધામાં આવશે અને એ મકાન અમોએ આજ દીને મરહુમ બાઇજી સાહેબ આવાંબાઈ તે શેઠ અરદેશર ખરશેદજી વહાડયાનાં ધણીયાંણીની દરેહમેહેરના ત્રસટીઓને સવાધીન કરયું છે, જેનો સરવે વહીવટ હવે પછી તઓ સાહેબો કરતા રહેશે.

તે પછી મી૦ સોરાબજી નાનાભાઈ બનાજી બોલયા કે આજે આપણી હજુરમાં તઇયાર થઇને ઉપયોગમાં આવેલાં મકાનને નવેસરથી બંધાવનાર સખી તબેહ માનવત લોકપ્રીય પરગજુ અને દીન ચુસત અકાબર તેમજ પારસી પંચાયતના એક માનંવત ત્રસટી શેઠ નવરોજજી નશરવાનજી વહાડયાજી સી. આઈ. ઇ. ને ખરેજ ધનયવાદ ઘટે છે. એવણ સાહેબ આપણા રાંક ટોળાના ગરીબોનાં દુઃખો ટાળવાને તેમજ ધંધા રોજગાર વીનાના શખસોને ધંધે રોજગારે લગાડી તેઓને રળતા કમાતા કરી તેઓને તેમજ તેઓના કુટુંબોને જે રીતની સાહયતા કરી આપે છે તે એક એવું પરમારથી કામ છે કે જેની બરકતથી તેવણ સાહેબ હાલના કરતાં વધારે આપણા ઉપકારને લાયક થયા છે. ટોળાની ખેરખાહ તેમજ દાઝ એવણ શેઠને કેટલી બધી છે તેનો દાખલો જોવો હોય તો તે એ છે કે એવણ જોકે આજે આપણાથી હજારો કોશની લંબાઇએ છે તે છતાં દર મેલે આપણી કોમના ગરીબ લોકોની હાલત વીશેની ખબર પોતાની

નાદરૂસત તબીયત છતાં મંગાવતા રહે છે એટલુંજ નહી પણ છેલ્લી વખતે જ્યારે એઓ શેઠ આપણી વચે પાછા પધારયા તયારે સટીમર ઉપરથી ઉતરતાં વારજ આપણા ગરીબોની હાલતથી પુરતી રીતે જાણીતા થવા માટે તેમજ તેને લગતા ઉપાયો કરવા માટે ખાસ મદદગારો બોલાવી સરવે વીગતથી વુરલ વાકેફ થઇ આપણા ગરીબ ટોળા ઉપર આવી પડેલી દુકાળ, મરકી વગેરેની ભયંકર આફતમાંથી, તેમજ ગરીબાઈ અને દુઃખમાંથી તેઓને સુખ આપવાને માટે શું ઉપાયો લેવા તેની પુઠે તેઓ ખંતથી વળગી ગયા હતા જેનો અચુક દાખલો "જરથોસતીઓનાં મરણ વખતના અરસપરસના લાભનું ફંડ" આપણને બતાવે છે. એ ખાતાંના તેઓ પીતા અને જીવ સમાન છે, એવણની દયાળુ લાગણી કેવી તીક્ષણ હોવી જોઇયે કે એ ખાતાંને સારી હાલત ઉપર લાવવાને તેવણ સાહેબે હાતમ દીલથી લગભગ રૂ. ૪૦૦૦ નો મોટો ખરચ પોતાની ગીરેથી કરી એ ખાતાંને તેની હાલની મજબુત હાલત ઉપર મેલ્યું છે એ વગેરે એવણની ખુબીઓ એટલી તો પ્રસીદ્ધ અને જગ આશકાર છે કે તે અત્રે વરણવવાની જગયા નથી. એવા એક પરદુઃખ ભંજનીક નરને તે સાહેબ લાંબી જીંદગી બક્ષે એઓનાં કુટુંબ પરીવાર સાથે અમનચમનમાં સદા સુખી રાખે અને તેઓનાંજ રૂડાં પગલાં ઉપર દર કદમેકદમ એવણના સાહેબજાદાઓ ચાલી તે ઉપર અમલ કરતા રહે એવી આપણે તે સાહેબની હજુરમાં દુવા ગુજારીયે છીયે તે આમીન થાઓ. બીજું આજની શુભ તકનો લાભ લઇ આ મકાનની આસપાસના લતાઓ ઉપર વસતા જરથોસતી સાહેબોને આપણે એટલીજ અરજ ગુજારીશું કે જેમ બને તેમ આ કેબલા તરફ જાનફેશાની કરી દર પ્રસંગે તેના તેજ અને પ્રકાશમાં વધારો થતો રહે તેમ કરવાને પોતાની આઇન ફરજ જાણવી કે એ નુરી કેબલાની બરકતથીજ તેઓની ઉપરનાં સરવે વીધનો, આફતો, બલા, મરકી અને રોગઆજાર દફે થઇ સરવે પ્રકારની શાંતી તેઓ ભોગવશે.

એ પછી મી૦ મનચેરજી હોશંગજી જાગોસે, શેઠ નવરોજજી નશરવાનજી વહાડયાની ઇંગલંડની ગેર હાજરીને લીધે તેમના બેટા મી૦ નશરવાનજી નવરોજજી વહાડયાને ધોબીતળાવના જરથોસની રહીશો તરફથી એક માનપત્ર અરપણ કરયું હતું. તેમાં મી૦ નવરોજજી વહાડયાની જરથોસતી કોમ તરફની કાળજીના, દરેહમેહેરના મકાનની બંધાંમણીમાં તેવણે બતાવેલી ઇજનેરી નાદર કળા અને કુશળતાનાં વખાણ કરી તેમને લાંબી જીંદગી તથા વધુ માન મરતબો ઇચ્છયો હતો. તેમાં એવો પણ ઇસારો કરવામાં આવયો હતો કે મી૦ નવરોજજી વહાડયાની એક તસવીર એ પવીત્ર મકાનમાં મેલવાનો ધોબીતળાવના જરથોસતી રહીશોનો વીચાર છે.

એ માનપત્રનો વળતો ઉતર આપતાં મી૦ નશરવાનજી નવરોજજી વહાડયાએ કહયું કે, આએ જગા ઉપર અમારા મુરબીજી બાવાજી શેઠ નવરોજજી નશરવાનજી વહાડયાએ જે નવું મકાન બાંધી આપયું છે તે બાબે તમો સાહેબોએ તેવણને જે ભલી દુવાઓ ચાહી છે તે સારૂ અમારા મુરબીજીની ગેરહાજરીમાં અમો તમો સરવેનો મોટો ઉપકાર માનયે છીયે. અમારા મુરબીજીએ જરથોસતીઓ સારૂ જેબી કાંઇ કરયું હશે તે માતર પોતાની એક આઇન ફરજ અદા કરી છે તે સીવાય બીજું કાંઇ નથી.

મી૦ પેસતનજી ફકીરજી સીધવા તરફથી બોલતાં મી૦ કાવસજી બેહેરામજી પાઘડીવાળાએ જણાવયું કે આ પવીત્ર મકાનના એકમારગી અને સાલેસ પંથકી એરવદ માણેકજી જામાસપજી માદન છે જેવણને આ પવીત્ર મકાન સાથ જોડાવાને ૧૮ વરસ થવા આવયાં છે, તે દરમયાનમાં તેવણે સરવેનો ચાહ મેળવયો છે. તેમના ભલા સદગુણોનાં વખાણમાં એક શીયાલ નજર કરવાની તમો ગ્રહસથોની રજા લઉં છું. એ પછી ઉપલાં મકાનના પંથકી એરવદ માદનને મી૦ સીધવા તરફથી એક સથાલ ઓઢાડવામાં આવી હતી, જેનો તેવણે ટુંક શબદોમાં ઘટતો આભાર માનયો હતો.

બાદ ચાશની કરી મીજલસ બરખાસત થઇ હતી.

*** એ દરેમેહેરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

" શ્રી દાદાર હોરમજદની મદદ છે.
" આએ દરમેહેર પારસી શેઠ રૂસતમજી
" શોરાબજી ભરૂચા તથા ઇડાંવાલાએ સને
" ૧૨૧૨ યઝદેજરદીનાં શાલમાં બંધાવી
" હતી, જે મરનાર ઇડાંવાલાના વારસોએ
" મુંબાઇની હાઇ કોરટની સને ૧૮૯૬
" ઈસવીનાં ના૦ ૧૬૪ વાલા મુકરદમાની

" કનશેનટ દીકરી મેલવીને બાઇજી સાહેબ
" આવાંબાઇ તે શેઠ અરદેશરજી ખરશેદજી
" વાડીઆની ધણીઆંનીની દરેમેહરના તર-
" સ્તીઓને સને ૧૨૬૬ યજદેઝરદીનાં
" સાલમાં સ્વાધીન કરી હતી જે મકાન
" પુરાણું થઇ જવાના સબબથી ધોબી
" તલાવના જરથોસ્તીઓએ મરહુમ બાઇ
" આવાંબાઇ વાડીઆના નબીરા ઓનર-
" એબલ શેઠ નવરોજજી નશરવાનજી
" વાડીઆ, સી. આઇ. ઇ. ને એક અરજી
" કરી જે ઉપરથી શેઠજી નવરોજજીએ
" પોતાના ખરચથી આએ મુકામ નવે-
" સરથી બંધાવી પોતાનાં મરહુમ બપાઇજી
" આવાંબાઇની દરેમેહેર સાથ જોડી નાખી
" મજકુર દરેમેહેરના તરસ્તીઓને સ્વાધીન
" આપી છે. એ દરેમેહેર સરવે જર-
" થોસ્તીઓને દીન આઇનનાં કામ કરવા
" સારૂં ખુલી મુકી છે. રોજ ૮ મો માહા
" ૮ મો શેહેનશાહી સને ૧૨૬૮ યઝદેજરદી
" તા૦ ૨૦ મી એપરેલ સને ૧૮૯૯ ઇસવી."

*** એની પડોસમાંની બાઇ આવાંબાઇવાલી દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

" શ્રી દાદાર હોરમજદની મદદ છે.

" આએ દરેમેહેર બાઇ આવાંબાઇ તે શેઠ
" અરદેશરજી ખરશેદજી વાડીઆનાં ધણીઆં
" નીએ પોતાનાં મરહુમ બેટી બાઇ
" શુનાંબાઇનાં પુણને સારૂં પોતાના ખર-
" ચથી બંધાવી શરવે જરથોસ્તીઓને
" દીનઆઇનનાં કામ કરવા શારૂં ખુલી
" મુકી છે. રોજ ૨૪ મો માહા ૭ મો
" સને ૧૨૩૧ ઇઅજદેજરદી તારીખ ૧૫
" મી એપરેલ સને ૧૮૬૨ ઇશવી."

## બીલીમોરાની શેઠો દાદાભાઈ ધનજીભાઈ અને શોરાબજી શાપુરજી ગબાની દરેહમેહર પરઠાએઆનો એહવાલ.

જામે જમશેદ, તા૦ ૧૧મી મે ૧૮૯૯ ને વાર ગરેઉ.

શ્રી બીલીમોરાની દાદાભાઈ ધનજીભાઈ તથા સોરાબજી શાપુરજીની નવી દરેહમેહેર તથા આતશ આદરાન સાહેબના તુરી કેબાલાને તખતનશીન કરવાની ક્રીયા.

દીનદાર જરથોસ્તી સાહેબોને
અલતેમાસ.

અત્રેના તથા દેશાવર ખાતેના કુલે દીનદાર જરથોસતી સાહેબોને નમનતાઈથી અરજ કરવામાં આવે છે કે શ્રી બીલીમોરામાં અમોએ દરેહમેહેરનું નવું મકાન બંધાવી તઇયાર કરયું છે અને તે ઇજાવીને અત્રેની પારસી પંચાયતને સવાધીન કરવાનું છે. તે મધે રોજ ૯ મો આદર યજદ માહ ૯ મો આદર યજદ સને ૧૨૬૮ યઝદેજરદી, તા૦ ૨૧ મી મે સન ૧૮૯૯ ઇસવી ને વાર રવેઉને દીને આતશ આદરાન સાહેબના તુરી કેબલાને તખતનશીન કરવાની ક્રીયા કરવામાં આવનાર છે. તેનાં જશનની ક્રીયામાં સામેલ થઇ સવાબનો હંએરો હાંસલ કરવાને તે દીવસે સવારના કલાક ૯ ને અમલે સરવે જરથોસતી સાહેબોએ મેહેર-બાનીની રાહે તસદી લઇ પધારવુંજી.

ક્રીયામાં સામેલ થવા આવનારા સાહેબોની સવલને માટે બપોરના તથા રાતના જમવાની તથા સટેશનપરથી ગામમાં આવવા જવાની ગાડી વગેરેની સરવે તજવીજ અમારા તરફથી રાખવામાં આવેલી છે.

લા૦ દુવાગીર સેવકો,
દાદાભાઈ ધનજીભાઈ.
સોરાબજી શાપુરજી.

બીલીમોરા, રોજ ૨૮ મો માહ ૮ મો સને ૧૨૬૮ યઝદેજરદી.

જામે જમશેદ, તા૦ ૨૩ મી મે ૧૮૯૯ ને વાર ભોમે.

## બીલીમોરામાં આતશઆદરાન તખતશીન કરવાની ક્રીયા.

બીલીમોરા, તા૦ ૨૧ મી મે.

બીલીમોરા કસબામાં જાણીતાં વહાડયા ખાનદાનના વડા મરહુમ શેઠ નવરોજજી જમશેદજી વાડીઆએ તા૦ ૧૮ મી જુલાઇ ૧૮૨૮ ને દીને આતશદાદગાહની એક દરેહમેહેર પરથાવી હતી. પણ પારસી કોમની વસતી વધતી જવાથી આતશઆદરાનની અગત જણાવા લાગી હતી. તે માટે કેટલીક હીલચાલ આગળ ચાલી હતી, એક ફંડ ઉભું કરવામાં આવયું હતું, અને અંજુમન તરફથી ખરીદ કરવામાં આવેલી જમીન ઉપર બીલીમોરાનાજ રહીશો બે પીત્રાઇ ભાઇઓ મેસરસ દાદાભાઇ ધનજીભાઇ અને સોરાબજી શાપુરજી, આતશઆદરાનનું મકાન બાંધી આપવા બહાર પડયા હતા. એ મકાનનું બાંધકામ પુરૂં થવાથી તેમાં આતશઆદરાન તખતનશીન કરવાની ક્રીયા આજે કરવામાં આવી હતી. આ નવું મકાન ઇજવાની ક્રીયા માટે નવસારીથી ભગરસાથના મોબેદો એરવદો

રૂસતમજી આદરજી મેહેરજીરાણા, બેજનજી ફરામજી મેહેરજીરાણા, નવરોજજી જમશેદજી જામાસપઆસાના, એદલજી નશરવાનજી કુતાર, પીરોજશાહ આદરજી કોટવાલ, કૈકોબાદ એરચજી કાંગા, દારાબજી રૂસતમજી મોદી, રતનજી માણેકજી બામજી, આદરજી મેરવાનજી કાંગા, તથા નશરવાનજી નવરોજજી મસાની આવયા હતા, અને તે ક્રીયા ઉપરની દેખરેખ તથા એ મોબેદોની મેનેજ માટે એરવદ ફરામજી કૈકોબાદજી મેહેરજીરાણા તથા એરવદ નશરવાનજી રતનજી કુતાર આવયા હતા. એ મકાન તથા જુદા જુદા આતશ ઇજવાની ક્રીયા આઠ દીવસ સુધી ચાલુ રહી હતી અને આજે સવારના પાક આતશને તખતનશી કરવામાં આવયા હતા. પહેલાં મોબેદ સાહેબો તલવાર, ગુરજ, બરછી તથા ઇજેલા આતશ લઇ ગુંબજમાં ગયા હતા, જયાં મોટાં આફરગાન્યામાં એ નુરી કેબલાને મુકવા બાદ, એરવદ એદલજી નશરવાનજી કુતારે બોય દેવાની ક્રીયા કરી હતી. આ સઘળો વખત નવસારીના વડા દસતુરજી સાહેબ દારાબજી માહીયારજી મેહેરજી-રાણા હાજર હતા અને તે ઉપર દેખરેખ રાખી હતી. તેઓજ સાહેબના વડપણ હેઠળ તે બાદ એક જશન કરવામાં આવયું હતું. જશન એરવદ ફરામજી કૈકોબાદજી મેહેરજીરાણાએ માંડયું હતું, જે-ઓની આત્રવક્ષી ઇમારત બંધાવનાર શેઠોના પંથકી એરવદ દાદાભાઇ જમશેદજી બેઠા હતા. આ વખતે બીલીમોરાના જરથોસતીઓ ઉપરાંત નવસારી, સુરત, વલસાડ અને મુંબઇ વગેરેથી આવેલા આશરે દોઢ હજાર જર-થોસતીઓનો મોટો મેળાવડો ભેગો મળયો હતો. જશનની ક્રીયા પુરી થવા પછી મેસરસ દાદા-ભાઇ ધનજીભાઈ તથા સોરાબજી શાપુરજી તર-ફથી બીલીમોરાની અંજુમનના ત્રસટીઓને નામનો એક પત્ર વંચાયો હતો, જેમાં જણા-વવામાં આવયું હતું કે આદરીયાન સાહેબનું મકાન અમારા ખરચથી બંધાવી તથા ઇજાવી તેના નુરી કેબલાને તખતનશીન કરાવયા છે અને તે અમે બીલીમોરાના જરથોસતી સાહે-બોના વપરાસ માટે પંચાયતને સવાધીન કરયે છીયે. અમારા વડીલોનાં પુન માટે તેઓનાં નામની જે તખતી મારવામાં આવી છે તે તખતી તથા નામ કાયમ રાખવાં. આદરીયાન સાહેબની પાંચે ગેહની બોય દેવા જોઇતું સુખડ, લોબાન, દર વરસની સાલગરેહને દહાડે જશન, લાઇટ તથા માચી વગેરેના ખરચ માટે રૂ. ૬૫૦૦ ની લોન અમે અંજુમનને સવાધીન કરયે છીયે અને તેનું અમો બંને ભાઇઓનાં નામનું ખાતું અંજુમનનાં દફતરમાં રાખવું, અને એ રકમના વયાજમાંથી મજકુર ખરચ કરવો. વળી અમે એ મકાનનાં સમાર-કામ માટે રૂ. ૫૦૦ ની લોન અંજુમનને સવાધીન કરી છે, જેનાં વયાજમાંથી એ ખરચ કરવો. પંચાયતે સઘળી વયવસથા કરવી, આદરીયાનનું પાતરૂં કાયમ રાખી હાલની જગાથી ખસાડવું નહી.

એ પછી અંજુમન પત્ર વાંચવામાં આવયાં હતાં, જેમાંના એકમાં મેસરસ દાદાભાઈ અને સોરાબજીએ કરવા માંગેલી સરતો કબુલવામાં આવી હતી તથા બીજામાં જણાવયું હતું કે જયાં જયાં જરથોસતીઓની વસતી હશે તયાં ધરમનાં મકાનોની ખુટ જણાતાં તે પુરી પાડવાની દરેક દીનદાર જરથોસતીની ફરજ છે. આ કસબામાં જરથોસતીઓની વસતી વધતી જાય છે, અને અત્રે શેઠ વહાડયાજી-વાળી દાદગાહ સાથની એકજ દરેહમેહેર છે, તેથી એક આદરયાનની જરૂર માલમ પડવાથી તા૦ ૧૧ મી જુન ૧૮૯૪ ને દીને મળેલી એક જાહેર સભામાં આદરયાનનાં મકાન માટે એક ફંડ ઉભું કરવાનો ઠરાવ થયો હતો. તે ફંડમાં અહીંના તથા બહારગામોના જર-થોસતીઓએ બનતી મદદ આપી હતી તે ફંડ ચાલુ થવા પછી જુની દરેહમેહેરની પાડોશના ઘરો રૂપીઆ ૪૧૭૫ માટે ખરીદયાં હતાં. એ ઘરોનાં ભાગીદાર બાઇ વીરબાઇજી તે મી૦ દાદાભાઇ બરજોરજી દાઢીવાળાનાં ધણીયાંનીએ પોતાના ફાળાના રૂ ૯૦૦ તથા બીજા ભાગીદાર મી૦ હોરમસજી રૂસતમજી મેંગુશીના છોકરાઓએ રૂ. ૩૦૦ ઉદારતા બતાવીને લીધા નથી, જે માટે એ બાઇ તથા ગ્રહસથોનો ઉપકાર માનવામાં આવે છે. અંજુમને ખરીદ કરેલી એ જમીન ઉપર અત્રેના જાણીતા સખી શેઠો દાદાભાઈ ધનજી-ભાઇ અને સોરાબજી શાપુરજીએ પોતાના ખરચથી આદરીયાનનું મકાન બાંધી આપવાનું માથે લીધું અને અંજુમન સાથ પત્રવેહવાર ચલાવયો હતો. જણાવવાને ઘણો સંતોષ ઉપજે છે કે એ સાહેબોએ મકાન પોતાના ખરચે ઈજાવી, નુરી કેબલાને પોતાના ખરચે પરથાવી, પંચાયતને સવાધીન આપયું છે, એટલુંજ નહી પણ તેના નીભાવ ખરચ માટે રૂ. ૭૦૦૦ આપયા છે. એ સરવે માટે અત્રેની પારસી અંજુમન ખરાં અંતઃકરણથી

તેઓનો ઉપકાર માને છે. આપણુને મગરૂર રહેવાનું કારણ છે કે, ગામનાજ બે વતનીઓએ આ નેક કામ સરંજામ ઉતારવાને મોટું દીલ દેખાડયું છે. બહારગામના કોઇ ગ્રહસથ બંધાવી આપે, તે કરતાં ગામના વતનીઓએજ આ પુન લીધું છે, તે ઘણું શોભાભરેલું છે. નવસારીના મેહેરબાન વડા દસતુરજી દારાબજી દસતુર માહીયારજીએ એ દરેહમેહેરના સંબંધમાં જે કીમતી સલાહ અને મદદ આપી છે તથા પોતાની નાદરૂસત તબીયત છતાં આજે અત્રે હાજર રહી અંજુમનને માન આપયું છે, તે માટે અંજુમન તરફથી ત્રસટીઓ એઓ સાહેબનો ઉપકાર માને છે. એરવદ એદલજી કેરસાસપજી આંટયાએ પણ આ અંજુમન ઉપર અનેક ઉપકાર કરવાનું ચાલુ રાખયું છે, તથા સર જ. જી. સકુલોના પરીક્ષક દાખલ અત્રે તસદી લઇ ધરમનો બોધ આપે છે તે માટે અંજુમન ઉપકાર માને છે. તેમજ શેઠ દીનશાહ દોરાબજી મીસ્ત્રી તથા ડાં૦ કાવસજી હોરમસજી બીલીમોરીયાએ, આદરીયાન સાહેબનાં મકાનના સંબંધમાં વારંવાર કીમતી વખત રોકી પોતાની ગીરોના પઇસા ખરચી અત્રે પધારી કીમતી સલાહ આપી હતી તે માટે અંજુમન એ સાહેઓનો પણ ઉપકાર માને છે. સેવટે સંતોશ લેવાજોગ બીના જણાવવાની જરૂર છે કે કેટલાક અથોરનાન અને બેહેદીનો વચે કાંઇ જુજ બાબદસર મતફેર પડયો હતો, તે બંને પક્ષની સારી સમજ તથા આતશઆદરાનના પ્રતાપથી દુર થયો છે અને ઇચ્છીયે છીયે કે સુલેહસંપજ પહેલાંથીજ જેવી હતી અને છે તેવી ચાલુ રહેશે.

મેસરસ દાદાભાઇ અને સોરાબજીના માનવામાં આવેલા ઉપકારનો જવાબ વાળતાં તેઓ તરફથી જણાવવામાં આવયું હતું કે, અમે કોઈ ઉપર આભાર કરવા માટે એ કામ કરયું નથી, અમારી પોતાની એક ફરજ સમજીને આ ધરમનું કામ કરયું છે.

એરવદ એદલજી કેરસાસપજી આંટયાએ અત્રે બોધકારક વાયજી કરી હતી. તેવણે જણાવયું કે વંદીદાદની ૮ મી પરગરદ પ્રમાણે આતશ માટેનાં મકાનો સથાપવાથી તુરી કેબલા ઉપર સુખડ, લોબાન વગેરેનો ખુશબો બળવાથી તે જગાની હવા સાફ થાય છે અને જમીન દુવા દે છે. એવાં મકાનો સથાપનારને આ દુનીયામાં લાભ થાય છે, તેમ તે દુનીયામાં પણ તેઓને સવાબનો લાભ મળે છે.

એ પછી એ મકાન બંધાવનારાઓ તરફથી દસતુરજી દારાબજીને, નવસારીના બંને અકાબર દેશાઇઓ ફરામજી કાવસજી તથા એદલજી બમનજીને, એરવદો નશરવાનજી રતનજી કુતાર અને ફરામજી કેકોબાદજી મેહેરજીરાણાને, બીલીમોરાની પંચાયતના વડા મી૦ રૂસતમજી કોલાભાઇને, મી૦ દીનશાહ દોરાબજી મીસ્ત્રીને, બીલીમોરાના મોબેદોને તથા દસતુરજી દારાબજીના પુત્ર દસતુરજાદા કેકોબાદને અકેકી શાલ ઓઢાડવામાં આવી હતી. એ બંને ગ્રહસથોને બીલીમોરાની અંજુમન, ડાકટર કાવસજી હોરમસજી, મેસરસ રતનજી ફરામજી દાધુ, મનચેરજી શાપુરજી તાતા, નશરવાનજી માણેકજી ગીયારા, રૂસતમજી ફરામજી કનફેકશનર, એરવદ સોરાબજી કોલાભાઇ પંથકી વગેરે તરફથી શાલો ઓઢાડવામાં આવી હતી. વળી બીલીમોરાની અંજુમન તરફથી દસતુર દારાબજીને અને એરવદ એદલજી કે. આંટયાને અકેક શાલ ઓઢાડવામાં આવી હતી. છેલ્લે દસતુર દારાબજીએ મેસરસ દાદાભાઇ અને સોરાબજીને પોતાની આગળ બોલાવીને દુવા દીધી હતી અને ફુલોનો અકેકો હાર પહેરાવયો હતો, અને જાહેર કરવામાં આવયું હતું કે, એ પાક મનાનનાં નીભાવ ફંડમાં મી૦ દીનશાહ દોરાબજી મીસ્ત્રીએ રૂ. ૨૫, મી૦ બેજનજી જીનાભાઇ બીલીમોરીયાએ રૂ. ૫૧, અને મી૦ જહાંગીર પેસતનજી વકીલે રૂ. ૨૫ ભરયા છે. બાદ મોબેદોને આશોદાદ આપવા પછી મેળાવડો બરખાસત થયો હતો.

આ પાક મકાન બંધાવનાર ગ્રહસથો પીત્રાઇ ભાઇઓ થાય છે અને હંમેશ સંપથી રહી પોતાનો ધંધો સાથે ચલાવે છે. હાલ તેઓ નવસારી પ્રાંતના આબકારી ઇજારદારોના ભાગયા છે. તેઓએ પોતાનાં ગામમાં કુવા ખોદાવયા છે અને ગરીબ અવસથામાં આવેલા જરથોસતીઓ તથા બીજાઓને છુપી મદદ કરે છે. આ પાક મકાન બાંધતી વખતે મુંબઇવાળા જાણીતા સીલપી મી૦ દીનશાહ દોરાબજી મીસ્ત્રીએ બીન સવારથે તેનો પ્લાન બનાવી આપયો હતો, જેઓ વારંવાર બીલીમોરા આવ્રી એ મકાનનું ચાલતું બાંધકામ તપાસતા હતા.

આ મકાનની ઇમારત બાંધવાનો ખરચ આશરે રૂ. ૨૦ હજાર થયો છે તથા આદરાનનો બીજો સામાન, ફરનીચર વગેરેના ખરચ માટે રૂ. ૩૦૦૦ થયા છે. એ સઘળો

ખરચ મજકુર બને સથાપકોએ પગાર કરયો છે. એ સારા બનાવની ખુશાલીમાં એ બને ગ્રહસથોએ આજે બપોર તથા રાતના ગામનાં તથા બહારથી આવેલા જરથોસતી બાનુઓ તથા ગ્રહસથોને ખાણું આપયું હતું. લગભગ ૧૦૦૦ માણસોએ આ શુભ પ્રસંગનો લાભ લીધો હતો. બીલીમોરાના પારસીઓમાં આ શુભ પ્રસંગ માટે આજે ખુશાલી પેદા થઇ હતી. સવારના જલદીથી ઉઠી પોતાનાં મકાનો ચોકચાંદન અને તોરણોથી સણગારી નવાં કપડાં પેહેરી પાક મકાનમાં જવા નીકળી પડયાં હતાં. વાજાં, ઢોલના અવાજેથી પારસી લતાઓ ગાજી રહયા હતા. પાછલા પોહોરથી બાનુઓ આદરયાનમાં બંદગી કરવા જવા લાગાં હતાં. એ મકાનમાં મી૦ ફરામજી એજનજી બીલીમોરયાએ પોતાના ખરચે પાક પેગમબર જરથોસત સાહેબ તથા પાદશાહ ગુસતાસપ વગેરેની સબી ભેટ આપી છે.

*** આ દરેહમેહર પર નીચલી તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

"આએ આદરીઆન સાહેબનો મુકામ
"બીલીમોરાનાં પારસી દાદાભાઇ ધનજીભાઇ
"તથા સોરાબજી શાપુરજીએ પોતાનાં
"ખરચથી પોતાનાં વડીલ બેહેસ્તનશીન
"મુરબીઓ ધનજીભાઇ કુંવરજી તથા
"શાપુરજી કુંવરજી તથા મેહેરજીભાઇ
"કુંવરજી નથુભાઇનાં પુનને વાસતે બંધાવી
"આપેઓ છે.

"તેમ સદર મુકામમાં આદરીઆન સાહેબ
"પ્રથાવીને આ દરેહમેહેર ઇજાવી આપી
"સરવે જરથોસતીઓનાં વપરાશને સારૂ
"બીલીમોરાની પારસી પંચાએતનાં સવા-
"ધીનમાં સોપી છે.

"રોજ ૯ મો આદર માહા ૯ મો
"આદર સને ૧૨૬૮ ઇયજદેજરદી તારીખ
"૨૧ મી મેએ સને ૧૮૯૯. સંવત
"૧૯૫૫ ના વઇશાખ સુદ ૧૧ ને વાર
"રવેઊ."

## ઉરનનાં અંજુમનના ઉધરાતનાં દોખમાંનો તાંણો પુરાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૫ મી મેએ ૧૮૯૯ ને વાર શોમે.

જરથોસતી ખાસ વ આમને જાહેર ખબર.

સરવે જરથોસતીઓને નમનતાઇ સાથે જાહેર કરવાની રજા લેવામાં આવે છે કે શ્રી મોરા ઉરણ ગામમાં દોખમું બાંધવાનો ઇરાદો હોવાથી તેના તાણાંની ક્રીયા રોજ ૧૨ મો માહા ૯ મો સને ૧૨૬૮ યઝદેજરદી, તા૦ ૨૪ મી મે ૧૮૯૯ ને વાર બુધને દીને સવારમાં કરવાનો ઈરાદો રાખયો છે તે ક્રીયામાં સામેલ થઇ સવાબનો હમબેરો હાંસલ કરવાની સરવે સાહેબોને નમનતાઇ સાથે અરજ કરવામાં આવે છે.

તાણાંની ક્રીયાને દીવસે કરનાક બંદર ઉપરથી સવારના ષાા થી ૯ વાગા સુધીમાં ખાસ આગબોટો ઉતારૂઓની સગવડ મુજબ બે ત્રણથી વધુ છોડવાનું મેસરસ હાજી કાંસમની કંપનીએ મેહેરબાનીની રાહે કબુલ કરયું છે અને તેજ બોટો ઉરણથી બપોરના મુંબઇ પાછી વાળવાનો ઠરાવ કરયો છે. (આગબોટનું નોર આવવા જવાની ટીકીટનો ત્રીજા વરગનો રૂ૦ા અને બીજા વરગનો રૂપીઓ ૦ાા બેસે છે.

બપોરે જમવાની સગવડ અરથે મી૦ પેસતનજી નશરવાનજી પાવરીની દેખરેખ હેઠળ એક હોટેલ ઉઘાડવામાં આવયું છે તથા આઈસ, સોડા, ચા, પેસ્ત્રી વગેરેના શોખીનો માટે પણ ગોઠવણ કરવામાં આવી છે.

મોરા ઉરણ જરથોસતી અંજુમન તરફથી,

**હોરમસજી માણેકજી ભીમડીવાળા,**
**અરદેશર પેસતનજી બારીઆ,**

કારોબારીઓ.

રાસ્ત ગોફતાર, તા૦ ૨૮ મી મેએ ૧૮૯૯ ને વાર રવેઊ.

## મોરા ઊરણનો મોટો ઉત્સવ.

રોજ ૧૨ મો મોહર, માહ ૯ મો આદર સન ૧૨૬૮ યજદજરદી, તા૦ ૨૪ મી મે ૧૮૯૯ ઇસ્વી ને બુધવારનો મહારાણી વિકટોરિયાની ૮૧ મી વર્ષગાંઠનો મુબારક દિવસ શ્રી ઉરણની તવારીખમાં યાદગાર રહી જશે. એ દાહડે ત્યાંનું મોરા બંદર, કે જે મોવડાંનો દારૂ ગાળવાની ભઠીઓથી પ્રખ્યાત થયુંછે, ત્યાં સહવારથી સાંજ સુધી આપણા જરતોસ્તી જાતભાઇઓની એક મોટી ધુમચકી મચી રહી હતી. પારસીઓમાં કાંઇ હિંદુઓનીપેઠે જાત્રા કે મુસલમાનો પેઠે ઉરસ થતા નથી, તોપણ આ વેળાનો ઉરણ બંદરનો દેખાવ એક જાત્રા યા ઉરસનેજ મળતો હતો, જુદદિનવાળાઓ તો તે જાત્રા અથવા ઉરસ છે એમજ સમજ્યા હતા, અને ત્યાં થયલી ગીર્દી તથા ક્રિયા અને તેની આસપાસના મહિમા ઉપરથી તો તે એક જાત્રા અથવા ઉરસજ હતો. હિંદુઓ જાત્રાએ

અથવા મુસલમાનો ઉરસે જાયછે, તે મુખ્ય કરીને ધર્મનાં સ્થાનકો અથવા દરઘાઓના ભાવિક દર્શનની આસ્થાથીજ જાયછે, તેવીજ કીસમની એક આસ્થાએ પાંચ હજાર પારસી ભાઇઓને ઉરણ બંદરે ખેંચ્યા હતા, જેમાં જોકે ફરવા હરવાના શોખ તથા જોવા જાવાની જીગ્નાશાનો મોટો ભાગ હતો, તોપણ એ ધામધુમ ધર્મ સંબંધી ઝનુનના તત્વથી તદન ખાલી નહી હતી. આ એક ધર્મ સંબંધી ક્રિયાનો મહોત્સવ હતો, અને પારસી ભાઇઓ તે પવિત્ર ક્રિયામાં ભાગ લેવાને ગયા હતા.

મોરા ઉરણમાં દારૂ ગાળવાનો ધંધો સઘળો પારસીઓના હાથમાં હોવાથી, ત્યાં આજ પોણાસો વર્ષ થયાં પારસીઓની વસતી વધતાં વધતાં ખાસી ૨૦૦ માણસની થઈ છે, જેઓ પોતાનાં કુટુંબ કબીલા સાથે સઘળા ત્યાંજ વસેછે. તેઓને પોતા વચ્ચે અગત્ય કરીને કામદાર વર્ગમાં કજા ઇલાહિ કાંઇ મરણની વેળાએ ગુજરેલાંને છેક મુબઇ લાવતાં ભારી મેહનત પડવાથી ત્યાં એક દોખમું બંધાવવાનો ઘણા વખતથી ઇરાદો રાખવામાં આવ્યો હતો. અગત્ય કરીને ત્યાંના મરહુમ માન પામેલા મકતાદાર શેઠ ડોસાભાઇ હોરમજજી ભીમડીવાળા જેઓ મરકીના ભોગ થઇ પડવાથી મરણતોલ હાલતમાં મુબઇ લાવ્યા પછી અતરે મરણ પામ્યા હતા, તેવણની પોતાની મુરાદ તે તરફ દોખમુ બાંધવાની ખાસ હોવાથી, તેવણના વગવાળા જમાઇ શેઠ હોરમજજી માણેકજી ભીમડીવાળાએ એ પાક કામની આગેવાની ઉઠાવી લઇ, ત્યાંના જરતોસ્તીઓનો એ શુભ વિચાર બજા લાવવામાં મદદ આપીછે, અને તેવણની તથા ત્યાંના બીજા વગવાળા શેહરી શેઠ અરદેશર પેસતનજી બારિયા, શેઠ નાનાભાઇ રૂસ્તમજી અને શેઠ ફકીરજી નવરોજજી એલાવનાની ઉમંગી શામેલગીરીથી એ પાક કામ પાર પડવાના રાહપર મેલાયું છે. એ સાહેબોએ ઉરણના ભઠીવાળાઓમાં એક ફંડ ઉભું કરી આસરે સાત હજાર રૂપીયાની રકમ ભરાવી છે, અને એ રીતે મુંબઇના સખી શેઠોની મદદ માગવા અગાઉ, પોતાની હાજત પોતપોતાનાં ખભાંનાં બળથી પુરી પાડવાની જે પોતાની ફરજ હતી તે એ સાહેબોએ બજાવી છે. વળી આ દોખમાનાં ફંડને પુષ્ટી આપવા માટે એ સાહેબોની સુચવેલી એક બીજી ગોઠવણ સ્તુતિપાત્ર છે. તે એ કે દારૂની ભઠીઓની દેખરેખ વગેરેના ખર્ચને માટે ફડવાળાઓ પાસેથી સરકાર દર ગ્યાલને ૭ પૈ લેયછે, તેમાંથી વધેલા પૈસા દર સાલ રૂ. ૧૫૦૦૦થી ૨૦૦૦૦ સુધી "રિફંડ" મળે છે, તે રિફંડની એક વર્ષની આખી રકમ દોખમાને લગતાં ધર્મનાં ફંડમાં આપી દેવી. આ સુચના હજી માત્ર ચર્ચાતી રહીછે, તે ઉપર કશો અમલ થયો નથી, પણ જો ફડવાળા જરતોસ્તીઓ એ સુચનાને ધ્યાનપર લઇ તે ઉપર કશો અમલ કરશે તો પારકી મદદ વગર ઉરણના જરતોસ્તીઓનાં ધારેલાં ધર્મનાં કામો તેઓને પોતાનેજ પૈસે પાર પડી જશે. એ કામો મધે આ દોખમું તો માત્ર એકજ છે, પણ તે ઉપરાંત બીજાં કામો કરવાનાં ધારેલાં છે, જેવાંકે તાજાં પાણીનો કુવો, સગડી, મુસાફરોના ઉતારાને માટે એક ધર્મશાળા, તથા ક્રિયાકામને માટે એક દરેમેહર એ સઘળાં બાંધવાનાં રહ્યાં છે. એ કામો ભઠીવાળા સાહેબોના એકજ વર્ષનાં "રિફંડ" ની રકમમાંથી થઇ શકે એવું છે, તો તે પરોપકારપણે આપી દેવાને તેઓની જરતોસ્તી દાખલની સખી લાગણી કાંઇ પણ વિલંબ લગાડશે નહી એવી આશા રાખવામાં આવેછે. તેઓએ ગયા બુધવારના શુભ રોજથી દોખમાનાં શુભ કામનો જે આરંભ કરયો છે, તેજ તેમની ધાર્મિક લાગણીને થોડું જેબ દેનારૂં નથી, અને હવે એટલુંજ કરવાનું રહ્યું છે કે તેઓએ આવાં મોટાં દિલથી જે શુભ શરૂઆત કીધીછે, તે આ બાકીનાં કામોથી પાર પાડીને જરતોસ્તી દાખલની પોતાની જેબાએશમાં વધારો કરવો. દોખમાની જગ્યા ઉપર અનજુમનના વપરાસને માટે એક કુવો રૂ૧૦૦૦ ને ખર્ચે બંધાવી આપવાનું તો એકજ વગવાળા ફડવાળા મેશર્સ કુંવરજી ઉમરીગર અને દલાલની કું૦ એ હિંમતથી માથે ઉઠાવ્યું છે. તેમજ વળી સગડીનું મકાન પણ ભઠીવાળા સાહેબે:માંથી એકાદ બેએ બંધાવી આપવાની ધારણા દેખાડી છે.

આ નવાં દોખમાંને માટે મોરા બંદરના કિનારાની નજદીકમાંજ સમુદ્રની સપાટીથી ૩૦૦ ફીટ ઉંચી એક ખુશનુમાં ટેકડી પસંદ કરવામાં આવીછે, જે ટેકડી તથા આસપાસની જગ્યા, ઘણીજ સસતી કીમતે, (આસરે ૫૦૦ રૂપીયામાં) વેચતી લેવામાં આવીછે. આ જગ્યા વિસ્તારમાં આસરે બે એકર કરતાં વધારે છે, ત્યાં પોંહચવા માટે મોરા બંદરથી દોખમાં સુધી એક નવો રસ્તો કરવામાં આવ્યો છે, કે જે રસ્તો હાલ તુર્ત તો મટોડાંનો કાચો બનાવ્યો છે, પણ તેના વધારે ચહડાણ-

વાળા ભાગો ઉપર પગથિયાંઓ બાંધવાં પડશે એમ લાગે છે. એ ટેકડી એક સર્પની પેઠે વિંટલાતા તેના આખા રસ્તા સાથે બંદર ઉપરથી ઘણો સુંદર દેખાવ આપે છે. તે દેખાવની સુંદરતામાં ગયા બુધવારની ક્રિયાના રળિયામણા દેખાવથી ઘણો રમણિક વધારો થયો હતો, કે જે વેળા ઉરણના અનજુમનના આગેવાન સાહેબોએ જાહેરખબરથી કરેલાં નોત્રાંને માન આપીને મુંબઇ અને તેની આસપાસથી જરતોસ્તીની એક મોટી સંખ્યા ઉરણ બંદરે ધસડાઇ ગઇ હતી. એ સંખ્યા સ્ત્રી પુરૂષો મળીને કમમાં કમ ૫૦૦૦ માણસની હતી. તે એક જાહેર તેહવારનો અને ખાસ ખુશાલીનો દિવસ હોવાથી તથા દોખમાનો તાણો પુરવાની ક્રિયા, જે એક મકાનનો પાયો નાખવાની ક્રિયાને મળતી છે, તે જોવામાં કેટલાકોને મનથી સવાબ અને સર્વેને મનથી જોવા લાયક હોવાથી, તથા ધર્મ સંબંધી એક ફરજની સાથે બારાંની અંદર એક ખુશનુમા સેલ જોડાયલી હોવાથી આપણા શોકીન જરથોસ્તી ભાઇઓ સંખ્યાબંધ ઉતરી પડવાની વકી હતી અને ઉપલી સંખ્યા વકી કરતાં વધારે નહી હતી. દોખમાંના મેનેજર સાહેબો એ મોટી સંખ્યાની દરોબસત મેનેજ કરવાને તૈયાર થયલા હતા, અને તેઓનાં સુખ સગવડને માટે એટલી તો તદબીરથી તજવીજ રાખી હતી, કે આવી ક્રિયાઓમાં આગળની પેઠે બેદાદ ગેરવહીવટ અથવા ગભરાટની કશી ફરિયાદનું કારણ રહ્યું નહી હતું. સઘળી ગોઠવણ સંપૂર્ણ પાર પડી હતી. અને આ મોટા ઠઠની સઘળી મેનીજમાં મળેલી ફતેહ આગેવાન સાહેબોને મુબારકબાદી આપવાજોગ હતી.

શખત ગરમીનો દિવસ અને મરકીનો વખત હોવાથી, અને સઘળા જરતોસ્તી જળમાર્ગે જનારા હોવાથી તેમની ઉરણ ખાતે બરદાસતજ માત્ર નહી, તેમની લાવલઇજાવજ માત્ર નહી, પણ મુબઇનાં બંદર ઉપર તેમની વૈદક તપાસને લગતી બંદોબસતી રાખવાની મેનીજર સાહેબોને મથે ફરજ આવી પડી, તે સર્વ ફરજો પણ તેઓએ મનમાનતી રીતે બજાવી હતી. તે એમ કે લોકોની લાવલઇજાવને માટે મુંબઇ અને ઉરણ વચે મેસર્સ શેપર્ડ કું૦ ની આગબોટો ચાલુ રખાવી હતી, અને બંદર ઉપરની વૈદક તપાસમાં તેમને ખોટી નહી થવું પડે માટે મરકીના સતાવાળાઓ તરફથી ઠરેલા ડાકટરો ક્રિમિન, મનડે અને દીનશાહ હોરમજજી મોતીવાળા ઉપરાંત ડાકટરો રુસ-તમજી દાદાભાઇ કરંજીયા, નસરવાનજી ખરશેદજી કામા, પીરોજશાહ બહમનજી પ્રીંટર, તથા સોહરાબજી ડોસાભાઇ દેસાઇ એઓ પણ પારસી ભાઇઓની તપાસને માટે પોતાની ખુશીથી વાલનટીઅર થયા હતા. વૈદક તપાસની આટલીબધી તજવીજ રાખ્યા છતાં માઠાં ભાગ્યે તપાસને દરમ્યાન ધકાધકી, ભચડાકચડી, ઝપાઝપી અને મારામારી થવા વિના રહી નહી હતી. સહવારના પ્રહરના પારસી લોકોના પેહલા ધસારામાં, તથા આગબોટે ચહડી બેસવાની ઉતાવળમાં ઘણા લોકોએ વૈદક તપાસને માટે ધીરજ તથા ખોટી થવાને ના પાડયાથી તેઓ પોલીસ અને મરકીને લગતા ડાકટરો સાથ અથડાઅથડીમાં આવી પડયા, જેથી કાંઇકોનાં કોઠાં રંગાયાં અને કાંઇકોના ટોટા પીસાયા છતાં, અજબજેવું છે કે પોલીસમાં કોઇ નામો હજી આવ્યાં નથી. એ માઠાં ભાગ્યનો બનાવ બામદાદના પેહલા ધસારામાંજ થયો, પણ ત્યારપછી ૯ વાગતા સુધી લોકોનું બંદર ઉપર આવવું અને ઉપડવું સમાધાનીભરેલું અને ધીરજથી થયું હતું.

આ સર્વે લોકોને લઇ જવા માટે સહવારથી બપોર સુધીમાં શેપર્ડ કું૦ તરફથી છ ખાસ આગબોટો દોડાવવામાં આવી હતી, અને બપોર પછી તેટલીજ આગબોટો પાછી ફરી હતી. એ ઉપરાંત "લાન્ચો," અને મછવાઓની મારફતે ઘણાક લોકો જુદા ગયા હતા. સઘળા ઉતારૂઓ ખુશી ખુશાલીની લેહરમાં ટોલ ટપ્પા કરતા ગયા હતા, અને કેટલાક નબળા બાંધાવાળાઓને દરિયો લાગ્યા છતાં બારાંની આરપાર આ મુસાફરી ઘણી હસી ખુશીમાં પસાર થઇ હતી. ઉરણનાં બંદરમાં આગબોટો પુસ્તા સુધી જઇ નહી શકવાથી દોખમા ફંડના મેનેજર સાહેબોએ ઉતારૂઓને આગબોટ ઉપરથી કિનારે લાવવા ખાસ મછવા તથા પડાઉઓ રાખ્યા હતા, અને કિનારા ઉપર સર્વેને સલામત ઉતારતી ચહડાવતી વખતે શેઠ હોરમજજી માણેકજી ભીમડીવાળા, શેઠ અરદેશર પેસતનજી બારિયા અને શેઠ ફકીરજી નવરોજજી એલાવના પોતે આગળને આગળ હાજર રેહતા હતા.

કિનારે ઉતરતાં વાર લોકોની સઘળી ઠઠે દોખમાંવાળા ડુંગરનો રસ્તો પકડયો હતો, જેથી ડુંગરની કઢણે કઢણ માણસોનો એક જીવતો રેલો કીડીની પેઠે કકડી જતો જોવાનો દેખાવ ચિત્રવત બન્યો હતો. તાણાની જગ્યાએ જઇ પોંહચવાને પાંચ દસ મિનટથી વધારે

વખત લાગ્યો નહી હતો—તો જોકે ઉનાળાના
સખત તાપમાં ડુંગર ચહડતાં કોઇ કોઇ જેઓ
આ ક્રિયા જોવાને મોટી સંખ્યામાં ઉતરી
પડયાં હતાં, તેઓને ઘણું ભારી લાગ્યું હતું,
તોપણ પોતાની એ ફરજગુજારી તેઓએ
કશીબી નાખુશી વગર પાર ઉતારી હતી.
ડુંગરની અધવચે સપાટ જગ્યામાં સાદડાંના
માંડવાઓ નાખીને આરામ લેવાના ઉતારાઓ
કરેલા હતા, જ્યાં ઘણા લોકો આસાયશ લેવા
બેસતા હતા. તેઓની થંડકને માટે થંડાં
પાણીનાં માટલાંઓ તૈયાર હતાં. ડુંગરનાં
સપાટ મથાળાં ઉપર દોખમાનો ઉંડો ખાડો
ખોદેલો હતો, જેની ફરતી સપીલે લોકોને
માટે બેઠકો ગોઠવેલી હતી, ત્યાં ઉતારૂ લોકોની
એક જબરી ઠઠ ગોલ કુંડાળામાં હલમળી રહી
હતી. ખાડાની અંદર મોબેદો તાણાની ક્રિયા
કરવાને ઉતરેલા હતા. ગોદાવરા પંથકના
મોબેદો જમશેદજી પાલનજી રાંદેલિયા અને
કુંવરજી સોહરાબજી ઉકાજીએ ક્રિયા કીધી
હતી. આવી જાતની એક ક્રિયા મુંબઇની
નજદીકમાં ગોદાવરા મોબેદોને હાથે આ પેહલ-
વેહલીજ થવાથી, ભગરિયા મોબેદોમાં કેટલોક
કચવાટ થયો હતો. તેઓએ એ ક્રિયા પોતાને
હાથે કરાવવાને કેટલીક ભાંજગડ ઉઠાવી હતી,
પણ દોખમાંના મેનેજર સાહેબોએ તે ભાંજ-
ગડને વજન ન આપતાં ગોદાવરા મોબેદોના
હાથમાંજ ક્રિયા રેહવા દીધી હતી. ક્રિયાનું
મુખ્ય સ્વરૂપ દોખમાના ખાડાની અંદર ડાટેલા
ખીલાઓ ઉપર આડા ને ગોળ સુતરના આંટા
વિટાળવામાં હતું. એ સુતર બાંધવાની ક્રિયા
સહવારના ૬ કલાકે શરૂ કીધી હતી, પણ
પછવાડે આવનારા લોકોને જોવાને બની આવવા
સારૂં તે ખામખા ધીરે ધીરે ચલાવીને ૧૦॥
વાગતે પાંચમી આગબોટ આવી પુગી ત્યારસુધી
લંબાવ્યા કીધું હતું. એ વખતે સઘળી ઠઠ
જમાવ થયા પછી એરવદ લીમજીભાઇ હોર-
મજજી રાંદેળિયાએ એક અનજુમન પત્ર વાંચી
સંભળાવ્યો, તેમાં સઘળી ક્રિયાની એવી ખોલા-
સેવાર સમજણ આપીછે કે તે પત્ર આખો
હેઠલ ઉતારીયે છીયે.

**અનજુમન સાહેબો.**

"આએ પાક મેહેલ હમેશગયાન આરામની
જગ્યા નેક પાક પેગમબર સાહેબ અશો જર-
થોસ્તના હુકમ મુજબ પાદશાહો કે પેગમબરો,
અમીરો કે ફકીરો સરવેને માટે આરામની
છે. પાક પેગમબર સાહેબ કુલ જરથોસ્તીઓને
ફરમાવી ગયા છે કે જ્યાંબી જરથોસ્તી ટોળો
વસતો હોય ત્યાં આવી જગ્યા બનાવવાનું
લાયક છે. આ કામ કરવાને માટે મોરા ઉરણ-
ના જરથોસ્તીઓ ઘણો લાંબો વખત થયો
વીચાર કરતા હતા તે આજ શુભ રોજે
બારેહકતાલા પાક પરવરદેગારની મદદથી પાર
પડયું છે. એ ક્રિયા સઉથી મહાભારત છે,
અને કુદરતે જે દુન્યાંની સરૂશટી રચી છે
તેની બધી આગાહી દરસાવી છે, અને તે
નીચે મુજબ છેઃ—જે લાબનો ખીલો છે તે
કુદરતનો માલેક એકલો એક છે એમ બતાવે
છે. જે ચાર ખીલા ચાર દીશાએ મારયા છે
તે ચોખંડ પરૂથવીની નીશાન બતાવે છે,
અને તે દરેકની અંદર ત્રણ ત્રણ સુરાખો છે
તે પાક અવસ્તામાં સઉથી પવીત્ર કલામો
હુમત, હુખત અને હુવરસત છે તેની સાહદત
આપેછે. જે બાજુપર આંકરીના નવ ખીલા
મારયા છે તેની સાહદત એ છે જે પાવ
મેહેલમાં આલાત વપરાય છે તે આલાતના
સુરાખદાર તસતાની નીશાન દેખાડે છે. આ
જે નાના ખીલા બંને બાજુએ બત્રીસ બત્રીસ
આવેલા છે અને એક ખીલો બંનેની વચે
માથા ઉપર છે તે તેત્રીસે ફરેસતાની યાદ
આપેછે તે ચારે દીશાએ એવી રીતે આવેલા
છે કે ફરેસતાઓની સરવે ઠેકાણેની ગોયા
હાજરી બતાવેછે. પાક પેગમબર સાહેબે ફર-
માન કરયુંછે કે એકસો ને એક તાર લેવા
અને તેના ત્રણ આંટા લેવા ને તેની અંદર
નેક વમાસણથી પાક હુમત, હુખત ને હુવરસત
અહુનવરો ભણવા, અને તે સરવેને સાથે
મેળવવા તે એકસો ને એક તાર પાક ખોદા
તાલાના એકસો ને એક નામ છે તેની ગવાહી
આપેછે. છેલ્લે જે લાબનો ખીલો વચમાં છે
તેને માથે એકસો ને એક તારનું જે સુતર
વપેલું હોય તે બધું વીટાળવામાં આવેછે. પાક
અશો પેગમબર સાહેબે એવી રીતે સમજાવ્યું
છે કે કુદરતે દુન્યા રચી છે, અને સર્વને માથે
મવકલ કુદરત છે તે આ તાણાની અંદર બતાવી
આપે છે. કુલ જરથોસ્તીઓને અશો પેગમબર
તરફનું ફરમાન છે કે બને તો આવી તાણાની જ-
ગ્યા, અને દોખમાનું મકાન તઇયાર થયા પછી તે
સાત વખત જોવું જોઇયે. એમ સાત વખત
જોયાથી સવાબનો મોટો હંમેરો હાંસલ થાયછે
અને જોનારે પોતે ગરીબ હોય યા તવંગર
હોય તેણે આ જગ્યાએ પોતાની આ
સખાવત બીજા લાખો રૂપીઆના ધરમ
કરતાં વધારે છે, તેજ સબબથી દોખમાના
તાણા વખતે તેમજ તે તઇયાર થાય

તે વખતે સખાવત તરીકે સખી દીલના જરથોસ્તીઓ બક્ષેશ કરેછે. એ રીવાજ આપણામાં ચાલુ છે, જે આપણુ સર્વે જરથોસ્તી ભાઇઓને રોશન છે.

"વખાણો નેક અને ભલા જરથોસ્તીઓ, કે જેવો દરૂજ દરવંદોનાં નાલાયક કામને દુર રાખે છે."

આખી મિજલશના હર્ષનાદ વચે આ પત્ર વંચાઈ રેહતાં, ડુંગરની સપાટી ઉપરથી દોખમાંના ખાડામાં રૂપાનાણાં અને ત્રાંબાનાણાનો એક મોટો વર્ષાદ વર્શવા લાગ્યો, અને સઘળાં જરતોસ્તીઓએ પોતાની ગુંજાસ મુજબ પૈસાની પડત ખાડામાં ફેંકી. સાંજના સઘળી "પડત"નો હિસાબ ગણાતાં રૂ. ૮૯૨—૧૩—૬ પૈની રકમ લોકો તરફથી પડવાનો સરવાળો મળ્યો. ઉપર રૂપાંદાન અને ત્રાંબાદાનની સાથે સોનાદાન વિષે અમે લખ્યું છે, તેમાં સહરાગાત કાંઈજ નથી, કેમકે કોઈ એક સખી જરતોસ્તીએ આ પડતમાં એક સોનાની ગીની નાખેલી અને કોઈ સખી બાનુએ પાંચ સોનાની કડી નાખેલી મળી આવી હતી.

ક્રિયા પુરી થવા પછી ખાવાપીવાની ધમાલ ચાલી. ઉરણના મેનેજર સાહેબોએ ડુંગરની નીચે સાત મોટા મોટા મંડપો નાખી, તથા તેમાં ફરસ અને બિસતરા બિછાવીને તેમને જમાડવાની સગવડ કરી આપી હતી. દરએક મંડપની કિનારીએ તાજાં પાણીની હારેકટાર કોઠીઓ ભરી રખાવી તેમને તાજગી બક્ષી હતી. ઘણાક લોકો પોતાને ઘેરેઘેરથી ભાતપોત બાંધી લાવ્યા હતાં, તે છોડીને બનામે ચજદ કરવા મંડી ગયાં હતાં, પણ બીજા સર્વે લોકોને જમાડવાની મી૦ પેસ્તનજી નસરવાનજી પાવડીએ તજવીજ રાખી હતી. ફી ભરીને જમનારાઓને માટે આગમચથી રૂ. ०॥ ની ટિકિટો કાહાડી હતી, જેથી આશરે ૧૫૦૦ માણસો ટિકિટો લઇ આવ્યા હતા, પણ ટિકિટ વગરના ઘણાક જરતોસ્તીઓને પણ જમાડવાની પુરતી સજ્જાઇ કરેલી હોવાથી કોઇને ખાણાપીણાની અડચણ થઇ નહી હતી. સાદાં જમન ઉપરાંત ગામઠી અને વિલાતી મીઠાઇ, કેક પેસ્ત્રી, અને આઇસક્રીમ સરખા મિષ્ટપ્રસાદ તથા બરફ, સોડા લેમનેડ વગેરે ઠંડા પીણાવાળી દુકાનો ટુક મુદતમાં વધી ગયલા જાણીતા કનફેકશનર મી૦ અરદેશર રૂસ્તમજીએ તૈયાર રાખેલી હતી, જેના વેચનારાઓ સાથે દર નંગ, દર કપ, દર પલેટ અથવા દર બાટલી દીઠ આગમચથી ભાવો ઠરાવી રાખેલા હતા, અને લોકોને તેજ ભાવથી કીફાયતે સારો માલ વેચવામાં આવેછે, તે જોવાને શેઠ હોરાબજી તે મરહુમ શેઠ ડોસાભાઈ હોરમજજી ભીમડીવાળાના દીકરા પોતે હાજર રહી જાતી દેખરેખ ચલાવતા હતા. વળી ઉરણના આગેવાન ફડવાળા સાહેબોએ પોત પોતાનાં મકાનમાં ઘણાક દોસ્ત આસનાવોને ઉતારો આપીને તેમની મોટા પાયા ઉપર પરોણાગત કરી હતી તે તો જુદી, જેથી સઘળા તમાશગીરો ખાનપાનથી તૃપત થઇને તાજગી અને તનદરોસ્તી સાથે બપોરના બે વાગ્યા પછી વળતી આગબોટોમાં પાછા ફરયા હતા અને સાંજ સુધીમાં મુંબઇને કિનારે પોંહચ્યા હતા. સઘળું કામ ફતેહથી સરનજામ ઉતરવાની એક ગવાહી આ હતી કે ઉરણથી બોટો ભરીને ઉપડતી વેળા હુરરેના પોકારો કરી મેનીજર સાહેબોને તેમની ફતેહને માટે મુબારકબાદી અને ખુશાલીની ગર્જનાથી વધાવી લેવાને લોકો ભૂલ્યા નહી હતા.

## લાનોલીની શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાની દરેમેહેર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૫ મી જુન ૧૮૯૯ ને વાર સોમે.

લાનોલી ખાતે દરેહમેહેર ઇજવા તથા આતશ દાદઘાહને તખતનશીન કરવાની ક્રીયા.

લાનોલી, તા૦ ૩ જી જુન.

શેઠ કાવશજી દીનશાહ એડનવાળા, સી. આઇ. ઇ. એ પોતાનાં મરહુમ ઘણીયાંણી બાઈ જરબાઇનાં પુન માટે અત્રે જે એક રોનકદાર દરેહમેહેર બંધાવી આપી છે, તે ઇજવા તથા આતશ દાદઘાહ સાહેબને તખતશીન કરવાની ક્રીયા, આજે સહવારના ૯ કલાકે પારસી બાનુઓ તથા ગ્રહસથોના મોટા દબદબાભરયા મેળાવડા સનમુખ થઇ હતી. ક્રીયામાં ભાગ લેવાને શેઠ કાવસજી એડનવાળાએ, લાનોલી તથા ખંડાલાના જરથોસતીઓને, "ભાઇઓ, બેટાઓ અને પરોણાઓની સાથે આપરાજ પહેરવાસમાં બીરાજવા"ને ઇજન કરયું હતું. ઉપરાંત મુંબઇ, પુના, વગેરે શેહેરોના કેટલાક જરથોસતીઓને પણ નોતરૂં દીધું હતું. આ ઇજનને માન આપી આજે સહવારે ૯ કલાકે અહીના શકરપથાર રોડમણી આવેલા નવી દરેમેહેરના મકાનના કમપાઉંડમાં લગભગ ૭૦૦ જરથો-

સતી બાનુઓ તથા ગ્રહસથો હાજર થયાં હતાં.

ક્રીયા માટેનો દીવસ સનીવારનો ઠરાવેલો હોવાથી, કામકાજવાળા ગ્રહસથો પણ દરે- હમેહેર ઈજવાની ક્રીયામાં હાજર થઇ એક કાંકરે બે દીવસ "લાનોલીની લેહેર" માં ગુજારી બે પક્ષીઓ મારવાની તકનો લાભ લઇ શકયા હતા, જેથી મુંબઇ, પુના, વગેરે મથ- કોથી આવેલા પરોણાઓથી આ નાનકડાં ગામની ઉતારાની જગાઓ, હોટેલો તથા આરોગય ભવનો ( સેનેટેરીયમો ) જરથોસતી- ઓથી ચીકાર ભરાઇ ગયાં હતાં. કેટલાંકોએ ખંડાળાની સર જમશેદજીવાળી ધરમશાળામાં યા મીત્રોના બંગલાઓમાં ઉતારો લીધો હતો. સહવારે મંડપોમાં ભેગો મળેલો મોટો મેળા- વડો જોતાંજ કુદરતી રીતે સવાલ પુછાયો હતો કે, એ સઘળા ઉતરયા કયાં હશે ? કમ- પાઉંડમાં બે જુદા જુદા મંડપો ઉભા કરવામા આવયા હતા, એક બાનુઓ માટે અને બીજો ગ્રહસથો માટે. મરદો કરતાં સ્ત્રીઓની સંખ્યા મોટી હતી, જેણીઓના રંગબેરંગી પોશાક તથા નાના ભુલકાંઓની નીરદોશ ગડબડથી મેળાવડાની રચનામાં ઓર વધારો થયો હતો. બાનુઓના મેળાવડાનાં બે ફોટોગ્રાફો તમારી તરફવાળા જાણીતા ફોટોગ્રાફર મી૦ પરવેઝજી દાદાભાઇએ લીધા છે.

શકરપથાર રોડ મધે બંધાયલી દરેહમેહેરનું મકાન ઇટાલીયન ઢબ ઉપર બાંધવામાં આવયું છે, જે મુંબઇવાળા જાણીતા સીલ્પી મી૦ દીન- શાહ દોરાબજી મીસ્ત્રી એમ. એસ. એ.ની દેખરેખ હેઠળ બાંધી તઇયાર કરવામાં આવયું છે. ઇમારત પોરબંદરી પથર અને કાળા પથરની ખાનકીથી બાંધવામાં આવેલી છે. તેના ઉંચા ઓટલાની ઉપર એક સુંદર અગાસી બાંધવામાં આવી છે, જેને ૮ "ફ્લુટેડ" થાંભાઓથી ટેકો મળેલો છે. અગાસીની બાહેર શેઠ કા૦ દી૦ એડનવાળાનો "મોતો" કોત- રેલો છે, જેની હેઠળ "ઇન મેમોરીયમ" બોલો ઈંગ્રેજી હરફોમાં કોતરેલા છે. ઇમારતનો 'હોલ' ૨૬ × ૨૦ ફીટ છે, તેને તથા ઓટ- લાને સરસ મીંટન ટાઇલસથી ફ્રરસબંદ કરેલો છે. ઓટલાની સીડીઓ સંગેમરમરના પથ- રની બનાવેલી છે, 'હોલ' ની અંદર ભીંટની વચોવચમાં કાળા મારબલની તખતી મારેલી છે, જે ઉપર સોનેરી હરફોથી દરેહમેહેર શેઠ કા૦ દી૦ એડનવાળાએ પોતાનાં ધણીયાંણીની યાદમાં બાંધી છે એ મતલબનો લેખ કોતરેલો છે. તખતીની એક બાજુએ શેઠ કાવસજીની તથા બીજી બાજુએ તેવણનાં મરહુમ ધણીયાંણી બાઇ જરબાઇની સબી ગોઠવવામાં આવી છે. સપીતમાન જરથોસત સાહેબની એક તસવીર તથા મરહુમ દસતુર જામા- સપજી મીનોચેહેરજી જામાસપ આસાનાની ઓક્ષફરડની યુનીવરસીટીના ઝભા સાથ પડા- વેલી સબી પણ એ હોલમાં મેલવામાં આવી છે. બંદગી કરવાનું દીવાનખાનું ૨૬×૨૫ ફીટ છે, અને તે સંગેમરમરના પથરથી આરાસતા કરેલો એક ગુંબજ ધરાવે છે. તેની અંદરના ભાગમાં સંગેમરમરના આસન ઉપર, જરમન સીલવરનું ૩ ફીટના વયાસનું એક મોટું આફ્ર- રગાનીઉ મેલવામાં આવયું છે. કેબલાવાળા ગુંબજમાં ત્રણ મોટા ઘંટો ટાંગેલા છે, તેની પેલી મેર બે હીંઢોળાઓની જગા બાંધવામાં આવી છે. વળી કામ પડે તયારે ઉપયોગમાં લેવા સારૂં બંદગીવાળા દીવાનખાનામાં બીજા હીંઢોળા ગોઠવવાની ગોઠવણ કરેલી છે. હીંઢો- ળાની ઉતરે મોટો ઓટલો બાંધયો છે અને આખી ઇમારતની દક્ષીણે પોરબંદરના થાંભ- લાઓ સાથ મોટો ઓટલો કરયો છે, જેની દીવાલની લગોલગ બેસવાની લાંબી બેઠક કરી છે. અગાસી ઉપર જવા સારૂ લોખંડનો એક ગોળ ફરતો દાદર છે. દરેહમેહેરવાળી અસલ જમીનમાં ઉંડા ખાડાઓ હતા, જેથી શેઠ કાવસજીને મોટો ખરચ કરીને લગભગ ૧૨ ફીટ જેટલા ઉંડા ખાડાઓની પુરણી કરવી પડી હતી. આંગણામાં લોખંડના બે મોટા દરવાંજા મેલવામાં આવયા છે. દરેહમેહેર બંધા- વવા પાછળ શેઠ કાવસજી દીનશાહને લગભગ રૂ ૩૦૦૦૦ નો ખરચ થયો છે. મોબેદોને રહેવા માટે તયાંજ એક ઘર બાંધયુ છે જેમાં સુવા બેસવા તથા જમવાના ઓરડાઓ રસોડું, વખાર વગેરે છે. એજ જગાએ શેઠ કાવસજીનો એક નાનો બંગલો આવેલો છે, પણ તે તેવણ તોડી પડાવનાર કહેવાય છે, કે જેથી દરેહમેહેરનું મકાન મોટાં આંગણાં સાથ દીપાયમાન થઇ રહે. શેઠ કાવસજીનો બંગલો "જર લોડજ" દરેહમેહેરની પાડોશ- માંજ આવયો છે. ઇમારત બાંધવાનું કંટરાકટ એક ઉમંગી સભયતાવાળા જવાન મી૦ પીરો- જશા ધનજીભાઇ પટેલને આપવામાં આવયું હતું અને તે તેવણે ફતેહમંદીથી, સથાપક શેઠના જણાવયા પ્રમાણે ઘણું જોખમભરેલું કામ આસાનીથી હાર પાડયું છે.

બરાબર નવ કલાકે આતશદાદગાહ તખત-

નશીન કરવામાં આવયા હતા, જે ક્રીયા દસતુર કેખુશરો જામાસપજી જામાસપઆસાનાની આગેવાની હેઠળ થઇ હતી. ૯ા કલાકને અમલે જશનની ક્રીયા કરવામાં આવી હતી. જશન દસતુર કેખુશરોએ માંડયું હતું, જેમાં નાયબ દસતુર મીનોચેહેર જામાસપ આસાના, પુનાવાળા નાયબ દસતુર કેકોબાદ આદરબાદ, કદમી દસતુર ખુરશેદજી બેજનજી, મોઠવાળા પંથકી એરવદ ફરામજી હોરમસજી માદન, પંથકી બરજોરજી સોરાબજી પાવરી, એરવદ એદલજી દસતુર ફીરોઝ તથા આ૦ આદરજી નશરવાનજી તાતાએ મદદ કરી હતી. જશનની ક્રીયાનો ફોટોગ્રાફ, બળતાં આતશનાં પાતરાં તથા ફ્રૂટ મેવા વગેરે ક્રીયાની શામગ્રી સાથનો, મુંબઇની "ઇચોસ ફોટોગ્રાફીક કંપની" વાળા મી૦ પરવેઝજી દાદાભાઇએ લીધો હતો. તે વખતે ક્રીયા કરનાર મોબેદોની પછવાડે શેઠ કાવસજી દીનશાહ અને કુટુંબીઓ બેઠેલાં હતાં. ક્રીયા પુરી થવા પછી દસતુર સાહેબો તથા મોબેદો બહદીનો માટેના મંડપમાં આવયા હતા, જયાં બેઠક લેવા પછી મી૦ પરવેઝજીએ બહદીનોના મેળાવડાની પણ સબી પાડી લીધી હતી.

એ મંડપમાં હાજર થયલા મીજલસીઓમાં શેઠ કાવસજી દીનશાહ, શેઠ હોરમસજી એદલજી આલબલેસ, ડા૦ એદલજી નશરવાનજી, ખાનબહાદુરો મનચેરજી કાવસજી મરઝબાન, બહમનજી બેહરામજી પટેલ, દોરાબજી દાદાભાઇ બુટી, દોરાબજી પદમજી, દારાશાહ રતનજી ચીચગર, ખાંનસાહેબ કાવસજી હોરમસજી દાદાચાનજી, ડાકટરો હોરમસજી નશરવાનજી સીરવઇ, જીજીભાઇ પેસતનજી નીકલસન, તથા બરજોરજી હોરમસજી દાંતરા, મેસરસ દોરાબજી દીનશાહજી એડનવાળા, ખરશેદજી નશરવાનજી અ. વહાડીયા, પેસતનજી નશરવાનજી વહાડીયા, દીનશાહ દોરાબજી મીસ્ત્રી. કાવસજી દાદાભાઇ દુબાશ, રતનજી બમનજી દુબાશ, ફરામજી તેમુલજી મીરઝાં, કેકોબાદ સોરાબજી તથા શાવકશાહ કાવસજી એડનવાળા, મનચેરજી તથા દીનશાહ દોરાબજી એડનવાળા, બેજનજી એદલજી કાપડીયા, જહાંગીર ભીખાજી દલાલ, સોરાબજી ફરામજી બેંકર, બેહેરામજી પેસતનજી ભરડા, એદલજી ખરશેદજી વાછા, નશરવાનજી મનચેરજી કામા, માણેકજી કાવસજી પીટીટ, એદલજી નશરવાનજી શેઠના, નવરોજજી એન. કુપર, જહાંગીર પેસતનજી અ. મુસ, નશરવાનજી દીનશાહ મીસ્ત્રી, ખોરદાદ રૂસતમ ઇરાની, હોરમઝદ અસપંદયારજી ઇરાની, રૂસતમ બેહરામ તથા શાપુર બેહેરામ, દાદાભાઇ મેરવાનજી જીજીભાઇ, જીજીભાઇ મનચેરજી મેરવાનજી જીજીભાઇ, દીનશાહ ફરદુનજી મુલ્લાં સોલીસીટર, કાવસજી તથા પેસતનજી જહાંગીર મોદી, જીજીભાઇ રૂસતમજી બીલીમોરીયા, વગેરે હતા.

શેઠ કાવસજીની ફરમાસથી તેવણના ચીરંજીવ મી૦ કેકોબાદ કાવસજી એડનવાળાએ નીચલો અંજુમનપત્ર મીજલસ સનમુખ વાંચી સંભળાવયો હતોઃ

"મેહેરબાન દસતુરજી સાહેબો, બાનુઓ અને બહદીનો, આ પવીત્ર દરેહમેહેરનું મકાન તેના નુરી કેબલાને તખતનશીન કરવા બાદ જશન કરી આજ દીને શ્રી લાનોલીના તેમજ ખંડાળાના જરથોસતીઓના વપરાસને માટે ખુલ્લું મુકયું છે. આ દરેહમેહેરનાં મકાનને ઇજવાની ક્રીયા રોજ ૧૧ મો ખોરશેદ યઝદ માહ ૯ મો આદર યઝદ શેહેનશાહી સને ૧૨૬૮ યઝદજરદીને દીને શરૂ કરવામાં આવી હતી અને આજે પુરી કરી છે. આ સરવે ક્રીયા દસતુરજી સાહેબ કેખુશરો દસતુર જામાસપજી જામાસપઆસાનાની દેખરેખ હેઠળ થઇ છે. અત્રે જરથોસતીઓની સારી સંખયાની વસતી હોવાથી, તેઓને ધરમક્રીયા કરાવવા કોઇબી મકાનની સગવડ ન હોવાથી તે અડચણ દુર કરવા માટે અમારાં મરહુમ ધણીયાંણી બાઇ જરબાઈની પુર ખાએસ હતી, તે ખાએસ પાર પાડવા માટે આ મકાન અમોએ એ અમારાં બેહેસતનશીન ધણીયાંણીનાં પુનને માટે બંધાવયું છે અને અમોને આશા છે કે, દરેક જરથોસતી એ મકાનનો લાભ લઇ ધરમની ક્રીયાઓ કરાવી સવાબનો હમબેરો હાંસલ કરશે. આ દરેહમેહેરમાં ધરમને લગતું સરવ ક્રીયા કામ કરવા માટે જાથુકના બે મોબેદો રાખવામાં આવયા છે અને આ દરેહમેહેરનો સઘળો નીભાવ ખરચ અમારી તરફથી કરવામાં આવશે અને એ વીશેનો સારો બંદોબસત હવે પછી કરીશું. આ દરેહમેહેરના વડા દસતુરજી તરીકે મુંબઇના દસતુરજી સાહેબ કેખુશરો દસતુર જામાસપજી જામાસપઆસાનાને નેમયા છે, અને તેવણે પોતાની ગેરહાજરીમાં નાયબ દસતુર તરીકે એરવદ દારાબ હોરમજ દસતુર મેહેરજીરાણાને નેમયા છે, જેઓને અમો દુવા ચાહીએ છીએ કે એઓ લાંબી જીંદગી સાથ આ મકાનને અને તેના નુરી કેબલાને સંભાળી રાખી

સરવે જરથોસતીઓની કીરતી મેળવે, જે હુવા તે કીરતાર આમીન કરે! આ તકે અમારે જણાવવું જોઇયે કે આ મકાનને બાંધવા પછવાડે તથા તેને દરેક રીતે સંપુરણ ઉતારવા માટે અમારા મીત્ર શેઠ દીનશાહ દોરાબજી માસ્ત્રી એમ એસ. એ. એ અતીશય મેહેનત અને કાળજી લીધી છે, જેવણનો અમો ઘણો ઉપકાર માનયે છીયે. તેમજ ભાઇ પીરોજશાહ ધનજીભાઇ પટેલ જેવણે આએ મકાન બાંધયું છે, તેવણનો તેમજ દસતુરજી સાહેબ કેખુશરો તથા બીજા મોબેદ સાહેબો જેઓએ ધરમક્રીયા સંપુરણ રીતે કરવા મેહેનત લીધી છે તેઓનો, સરવેનો ઉપકાર માનું છું. સેવટે તમો સરવે દસતુરજી સાહેબો તથા સરવે બાનુઓ અને ગ્રહસથો અમારાં ઇજનને માન આપી અત્રે પધારયાંછો, તેઓનો ઉપકાર અમો ખરાં અંતઃકરણથી માનયે છીયે." (તાલીઓ).

દસતુર કેખુશરોએ અત્રે એક પ્રસંગોપાત વાએજ કરી હતી, જે તક મળતાં પ્રગટ કરવામાં આવશે. આવાં ધરમનાં મકાનો બંધાવાથી થતા ફાયદાઓ વરણવી, તે બંધાવનારાઓને હાંસલ થતાં સવાબ વીશે વીવેચન કરી દસતુરજીએ દુવા ગુજારી કે જરથોસ્તીઓને ઉપયોગી થઇ પડે એવાં બીજાં ધારમીક કામો કરવા સારૂં પરવરદેગાર શેઠ કાવસજી દીનશાહ એડનવાળાને લાંબી જીંદગી બક્ષે તથા તેવણના સાહેબજાદાઓને પોતાના દીનચુસત બાપને પગલે ચાલવાને ખોદા નેક તોફીઅત બક્ષે.

પુનાવાળા નાયબ દસતુર કેકોબાદ આદરબાદે એ બાદ એક છટાદાર ભાશણ કરયું હતું, જેનો સાર એ હતો કે, પેગંબર જરથોસતે પુછેલા સવાલનો જવાબ દાદાર હોરમઝદે આપયો હતો, તે પ્રમાણે જે માઝદયસની બંદાઓ પોતાનો જર, દોલત તથા સકમાઇનો પઇસો ભલી ભલાઇ અને નેકનામીનાં અશો કામોમાં ખરચે, તો તે આ દુનીયાથી ગુજરવા પછી બહમન અમસાસપંદના અખુટ ખજાનાનો બદલો મેળવવાને શકતીવાન થાય. બદબખત અને નેકબખત મરદ કોણને કહેવો એવા એક સવાલનો જવાબ વાળતાં એક ઉસતાદે જણાવયું હતું કે નેકબખત મરદ તેજ ગણાય કે જે પોતાની સકમાઇનો પઇસો સારાં લોકોપયોગી કામોમાં ખરચે, ખાય અને મેળવે. બદબખત તેજ ગણાય કે જે પઇસો કમાય, છતાં તેનો લાભ કોઇને નહી આપે, ન ખરચે, ન ખાય પણ સંઘરી રાખે. શેઠ કાવસજીએ કરેલાં ધરમનાં કામ, નેકબખત મરદને છાજતાં છે. એવી સખાવત કરનારાઓ ગુજર થવા પછી, પેલી દુનીયામાં બહમનઅમસાસપંદ પોતાના તખત ઉપરથી તેને એસતેકબાલ લેવા જાય છે કે ભલે પધાર તું આએ નેકરવાન, આ તારા માટે હમેશનું મકાન છે તેમાં બીરાજ, અને તું પેલી દુનીયામાં જે સખાવતનાં કામો કરી આવયો છે, તેનો મીનોઇમાં તને બદલો મળે છે. એ રીતે તે તયાં અહુરમઝદનો સાથી થાય છે. એવી સખાવત કરવા માટે દસતુર કેકોબાદે, શેઠ કાવસજીને ધનયવાદ દઇ દુવા ગુજારી કે એવણ પોતાનાં ફરઝંદો સાથે સુખી સુખીઆરા રહે અને એમની સઘળી નેક મુરાદો ખોદાતાલા આમીન કરે.

ખા૦ બા૦ મનચેરજી કાવસજી મરઝબાને જણાવયું કે, એક ખુશાલીભરી ફરજ બજાલાવતાં મને આનંદ ઉપજે છે અને તે એ છે કે, લાનોલી તથા ખંડાળાના જરથોસતીઓ તરફથી શેઠ કાવસજી દીનશાહને એક માનપત્ર એનાયત કરવું. પણ તે આગમજ મારે થોડાક બોલો કહેવા છે. લાનોલીમાં પારસીઓની જાથુકની વસતી છે તે ઘણાકોને ખબર નથી. રેલવેમાં કામ કરનારા ઓછામાં ઓછા ૧૦૦ ગ્રહસથો પોતાની બાનુઓ સાથ જાથુકના અતરે વસે છે. તે ઉપરાંત ખંડાળા, લાનોલીમાં ગરમી દરમયાન, મુંબઇ વગેરે ઠેકાણેથી પારસીઓનો મોટો મેળાવડો જમા થાય છે. તેમની સગવડ માટે મોટે ખરચે શેઠ કાવસજીએ આ મકાન બાંધી આપી, તેમા આતશનો પવીત્ર કેબલો મુકયો છે, જેથી મુંબઇ, ખંડાળા અને લાનોલીમાં વસતા તેમજ મુંબઇથી આવનારાં બાનુઓ તથા ગ્રહસથો તરફથી હું તેવણનો ઉપકાર માનુંછું. નવજોત, જશન, લગન વગેરે બીજી ક્રીયાઓ વખતે અત્રે અડચણ પડતી હતી, જેથી એવાં પ્રસંગો ઉપર પુને યા મુંબઇ જવાની ફરજ પડતી હતી. એ અડચણ શેઠ કાવસજીની સખાવત તથા મેહેરબાનીથી મતી ગઇ છે. કેટલાકો તરફથી કહેવામાં આવતું મેં સાંભળયું છે કે, લાનોલીની નાની વસતીમાં દરેહમેહેર જેવાં મકાનની જરૂર નથી. પણ હું દલગીર છું કે, એ વીચારો સાથ હું મળતો થતો નથી. જરથોસતીઓની મોટી વસતીને પરવરદેગારની બંદગી કરવા માટે આતશદાદગાહ જેવાં પાક મકાનની જેટલી જરૂર છે, તેટલીજ નાની વસતીને પણ જરૂર હોવી

જોઇયે. મોટી વસતીવાળાઓએ બંદગી કરવી અને નાની વસતીવાળાએ નહી કરવી, એ સાધારણ અક્કલ મુજબ મારા ધ્યાનમાં ઉતરતું નથી. હવે બીજી ખુટ એ છે કે, અત્રે લગન, નવજોત વગેરે ક્રીયાઓ પ્રસંગે ખાણું કરવામાં આવે, તે વખતે જમવા બેસવાના ઓટલાની જરૂર છે, જે ખુટ પણ શેઠ કાવસજીએ મોટાં દીલથી પુરી પાડવાને કબુલયું છે. બીજી ખુટ એક દોખમાની છે, જે સંબંધ એક યોજના તઈયાર કરવા વીશે એક કમીટી વીચાર ચલાવે છે, અને તે કામમાં પણ શેઠ કાવસજી પોતાનો હીસો આપશે, એવી આશા છે. શેઠ કાવસજી લાંબી મુદત સુધી તનદરોસતી સાથે જીવતા રહે અને જરથોસતીઓને ઉપયોગી થઇ પડે એવાં સખાવતી કામો કરતા રહે એવી દુવા ઇચછવામાં મને આશા છે કે તમો સરવ સામેલ થશો. અત્રે ખા૦ બા૦ મનચેરજી મરઝબાને માનપત્ર વાંચી સંભળાવયું અને તે ચાંદીના એક સુંદર "કાસકેટ" માં મેલી તાલીઓના મોટા અવાજ વચે, શેઠ કાવસજી દીનશાહને એનાયત કરયું હતું તથા લાનોલી, ખંડાળાના જરથોસતીઓની તરફથી તેવણને એક શાલ પણ ઓઢાડી હતી.

શેઠ કાવસજી દીનશાહ એડનવાળાએ જણાવયું કે, લાનોલી અને ખંડાળાની જરથોસતી અંજુમન તરફથી તમોએ કરેલાં વીવેચન માટે હું તમારો ઘણો ઉપકાર માનું છું. તમે જે માનપત્ર વાંચયું અને તેને એક કીમતી "કાસકેટ" માં મેલી મને આપયું; તેથી મને તથા કુટુંબને મોટી ખુશાલી ઉતપન થશે. આ મકાન બાંધવાની મારાં મરહુમ ધણીયાંણીની ખાએસ હતી અને એ કામથી તમને સંતોશ ઉપજેલો જાણી તેવણનું રૂહ હમેશગીમાં ખુશી થશે. મારી તનદરોસતી ઠીક નહી હોવાથી, મારાથી વધુ બોલી શકાતું નથી. મારી તરફથી મારા ચીરંજીવ ભાઈ કેકોબાદ જવાબ આપશે.

મી૦ કેકોબાદે જણાવયું કે મેહેરબાન ખાનબહાદુર મનચેરજી કાવસજી મરઝબાન તથા લાનોલી અને ખંડાળાની જરથોસ્તી અંજુમનના સાહેબો, તમો સાહેબોએ આએ માનપત્ર અમોને આપી તમારી ખુદ અંતઃકરણની લાગણી દેખાડી છે તે જોઇ મને ખરો સંતોશ ઉપજે છે, તેમજ હું તમો સાહેબોનો ઉપકાર માનું છું. આ કામને માટે તમો સાહેબો પોતાનો હરખ દેખાડો છો તે જોઇ હું આશા રાખું છું કે તમો સરવે સાહેબો આ મકાનનો પુરતો લાભ લઇ સવાબનો હમબેરો હાંસલ કરી આ મકાન તથા તેના નુરી કેબલાની જાળવણી કરી તેનો મોભો તથા બલંદી સાચવવાને દરેક પ્રકારે યતન કરશો. તમો સાહેબો મારાં જે જે કામોનાં વખાણ ગાવો છો તે માટે હું ઉપકાર માનું છું, પણ ખરું પુછો તો એ વખાણને લાયક હું નથી. આપણનાં ધરમનાં બુલંદ ફરમાનમાં છે કે, આદમ જાતનાં સુખ અને સગવડ સાર પોતાથી જેટલું બને તેટલું કરવાને દરેક જરથોસતીની ફરજ છે. તેમ હું મારી ફરજ બજાવું છું. એ સીવાય મેં કશું વધુ કરયું નથી. સેવટે હું તે દાદાર પાસ દુવા ચાહું છું કે, તમો સરવે સાહેબોને પોતાનાં કુટુંબ સાથ તેમજ એક બીજા સાથ હળી મળી ચાલવાને તથા દુનીયાનું દરેક સુખ જોવાને તે કીરતાર શક્તીવાન કરે. આમીન.

શેઠ કાવસજી દીનશાહને નીચલા સાહેબો તરફથી એકેક શાલ એનાયત થઇ હતીઃ— મી૦ એદલજી નશરવાનજી શેઠના, દસતુર કેખુશરો જામાસપજી, પુનાવાળા દસતુર હોશંગ જામાસપ, મી૦ દાદાભાઈ મે. જીજીભાઇ, મરહુમ જહાંગીર હો. મોદીના છોકરાઓ, મી૦ એદલજી ખરશેદજી વાછા, ખા૦ સા૦ કાવસજી હોરમસજી દાદાચાનજી; સરદાર દોરાબજી પદમજી પેસતનજી અને લાનોલી તથા ખંડાળાની જરથોસતી અંજુમન તરફથી મી૦ પેસતનજી આદરાનવાળાએ. બાઇ ભીખાઇજી જહાંગીર હો. મોદી તરફથી રૂપાનું એક વાઝ તેવણને ભેટ આપવામાં આવયુ હતું.

શેઠ કાવસજીએ નીચલાઓને શાલ ઓઢાડી હતી;—દસતુર કેખુશરો જામાસપજી, પુનાવાળા દસતુર હોશંગ જામાસપ, દસતુર ખુરશેદજી બેજનજી, નાયબ દસતુર દારાબ હો. મેહેરજીરાણા; પંથકી બરજોરજી સોરાબજી પાવરીને એક વીટી તથા એક શાલ, નાયબ દસ્તુર દારાબ મેહેરજીરાણાને પણ દસ્તુર કેખુશરોએ એક શાલ ઓઢાડી હતી.

શેઠ કાવસજીએ, સીવ્હીલ મી૦ દીનશાહ દોરાબજી મીસ્ત્રીને તેવણની બીનસવારથ સેવાની પીછાનમાં ચાંદીનું એક વાઝ તથા કંટરાકટર મી૦ પીરોજશાહ ધનજીભાઇ પટેલને હીરાની એક વીટી ભેટ આપયાં હતાં. આ ક્રીયા મરદોવાળા મંડપમાં થઇ હતી, જે બાનુઓના મંડપથી સેહેજ દુર હોવાથી, તથા મરદોના

મંડપ આસપાસ શરોતાજનો ફરી વળવાથી બાનુઓ આ દેખાવ જોઇ શક્યાં ન હતાં.

ખાણાની ગોઠવણ તમારી તરફવાળા જાણીતા "કેટરર" મી૦ પેસતનજી નશરવાનજી પાવરીને હસતક હતી. શેઠ કાવસજીએ ખાણામાં સામેલ થવા માટે લાનોલી, ખંડાળા તથા પુનાના જરથોસતીઓને બેટા ભાઇઓ તથા પરોણા સાથે લઇને હાજર થવાનું નોતરૂં દીધેલું હોવાથી, ધારવા કરતાં લગભગ ૨૦૦ વધુ પરોણાઓ માટે વધારાનું ખાણું ટુંક વખતની નોટીસમાં મી૦ પાવરીને તઇયાર કરાવવું પડયું હતું. ખાણું ટેબલ ઉપર પીરસવામાં આવયું હતું, જેમાં રાબેતાના દાળ ભાત ઉપરાંત ગોસતની ત્રણ વાણીઓ હતી. રાતના દરેક મેહેરવાળાં મકાન ઉપર, કમપાઉંડમાં તથા રસતા ઉપર ભભુકદાર રોશની કરવામાં આવી હતી, જે જોવાને મોડી રાત સુધી પારસીઓ, તેમજ પરકોમનાં સ્ત્રી પુરૂશોની આવજા ચાલુ રહી હતી. રાતના પણ શેઠ કાવસજીએ પોતાના અગંત મીત્રોને લગભગ ૧૫૦ ગ્રહસથોને મીશટાંનો સાથનું સવાદીશટ ખાણું આપયું હતું. સાંજથી મી૦ મરચંટે એડીસનનો ફોનોગ્રાફ પરોણાની રમુજ માટે ખુલ્લો મેલયો હતો.

*Bombay Gazette, Tuesday, 6th June, 1899.*

## A PARSEE FIRE-TEMPLE AT LONAULI.

### CONSECRATION AND INAUGURAL CEREMONIES.

Lonauli was the scene of unusual excitement and stir on Saturday morning last in connection with the consecration and inauguration of a fire-temple built on the Sakar Pathar Road, a short way off from the General Post Office, by Mr. Cowasjee Dinshaw Adenwalla, C.I.E., in honour to the memory of his deceased wife, Bai Jerbai. By his many public and private benefactions, Mr. Cowasjee Dinshaw has established his title to the name of a philanthrophist, and the work which he completed on Saturday has added to his claims upon the esteem and gratitude of his co-religionists. On Friday last, a large number of visitors came from Bombay, Poona, and other places to be present at Saturday morning's ceremonies; and Mr. Cowasjee Dinshaw had made excellent arrangements for their accomodation. The early morning trains on Saturday also brought a complement of visitors to Lonauli. A respectable contribution to the attendance at the ceremonies, both of Parsee ladies and gentlemen, was made by the numerous residents of a charitable institution known as the Bai Bhikaijee J. Mody Parsee Sanitarium, situated near Bhangar Wadi, on a very extensive tract of land, which is at present very ably managed by Mr. Hormusjee N. Ghaswalla, the Superintendent of the Institution. Thus abont a thousand Zoroastrian ladies and gentlemen attended at the interesting proceedings of Saturday morning. Among those present were Dastur Kaikhosru Jamaspjee Menocherjee, the high priest of Anjuman or Bhagarsath fire-temple in Bombay, Dastur Menocherjee Jamaspjee, Naib Dastur, Dastur Cursetjee Bejonjee, of the Banajee fire-temple, Naib Dastur Kaikobad Adarbad of Poona, Mr. Cowasjee Dinshaw Adenwalla, Mr. Kaikobad Cowasjee Adenwalla, Sirdar Dorabjee Pudumjee, Khan Saheb Cowasjee Hormusjee Dadachanjee, Mr. Dinshaw Dorabjee Mistree, the architect of the building; Khan Bahadur M. C. Murzban, C. I. E., Mr. Framjee Temuljee Mirza, Khan Bahadur D. R. Chichgar, Khan Bahadur Bomonjee Byramjee Patel, Khan Bahadur Dorabjee Dadabhoy

Bootee, Messrs. Cursetjee Nusserwanjee Wadia, Ruttonjee Bomanjee Dubash, Cowasjee Dadabhoy Dubash, Hormusjee Eduljee Albless, Nowrojee H. Cooper, Dr. H. N. Seervai, Messrs. Maneckjee Cowasjee Petit, Nasarwanjee Mancherjee Cama, Jehangir Bhikajee Dalal, P. N. Wadia, Fakirjee Dinshaw, Dr. Eduljee Noshirvanjee, G.G.M.C., Messrs. Eduljee Merwanjee Dubash, Dr. Jeejeebhoy P. Nicholson, Messrs. Jeejeebhoy M. Jeejeebhoy, Cowasjee Jehangir Mody, Hormusjee N. Ghaswalla, Pestonjee Jehangir Mody, Dr. Burjorjee H. Dantra, Messrs. Dinshaw Furdoonjee Moolla, Dadabhoy Merwanjee Jeejeebhoy, Homjee Jehangir Mody, Purvezjee Dadabhoy, Peroshaw Dhunjeebhoy Patel and Nowrojee Postwalla. Among the gentier sex such personal esteem and regard were manifested for Bai Bhikaijee J. Mody, the benevolent lady in whose name the Parsee Sanitarium at Lonauli has been founded and whom the sacred character of the day's proceedings had induced to come out of her retirement since the death of her husband, who was an intimate faiend of Mr. Cowasjee Dinshaw, and the former owner of the expanse of land on which the fire-temple has been built. In connection with the ceremony she presented to Mr. Cowasjee Dinshaw an elegant silver vase with a suitable inscription. The poor Hindu residents of Lonauli found much to admire in the superbness of the decorations during the day and brilliance of the illuminations in the evening. Large shamianas had been erected for the accommodation of the visitors, and another one where they were all treated to a good dinner at the expense of Mr. Cowasjee Dinshaw. In the afternoon by order of Mr. Cowasjee, Mr. Jehangirjee Framjee Merchant amused the visitors with an exhibition of his graphophone.

At 9 o'clock in the morning, the shamianas were filled to their utmost capacity by Parsee ladies and gentlemen, the consecration ceremony was performed, with all the solemnity of strict Zoroastrian rites, by Dustur Kaikhosru Jamaspjee. who was assisted by Naib Dustur Menocherjee and a number of minor priests. Half an hour later, the *jusson* or grand thanksgiving ceremony was gone through by the same Dustur and priest before silver censers, in which the sacred fire was fed with the most fragrant incenses. There were placed upon the carpetted floor a number of trays, filled with fruits and flowers in season, &c. Photographs of the scenes at the performance of the ceremonies were taken by Mr. Purvezjee Dadabhoy of the Eos. Photographic Saloon. Other photographs of the fire-temple premises, and of Mr. Cowasjee Dinshaw's bungalow, situated close by, were taken by Mr. P. Gomes, another photographer.

At the conclusion of the ceremonies, a meeting was held in a large shamiana under the presidency of Dastur Kaikhosru Jamaspjee. Mr. Kaikobad Cowasjee Dinshaw, on behalf of his father, read a letter to the Parsee Community, in which it was stated that he had built the fire-temple in memory of his deceased wife, Bai Jerbai, for the use of the

Parsee Community, of Khandalla and Lonauli, to whom he now formally made it over for all time, appointing Dastur Kaikhosru as the high priest, and Ervad Darab Hormazd Dastur Meherjeerana as the officiating priest of the fire-temple. Mr. Cowasjee Dinshaw publicly tendered his thanks to Mr. Dinshaw Dorabjee Mistree the architect, for his gratituous services in the building of the temple; and also to Mr. Perozshaw Dhunjeebhoy Patel the contractor who had satisfactorily completed the buildings.

Dastur Kaikhusru thereupon delivered a learned address on the utility of and the necessity among Zoroastrians for fire-temples. Naib Dastur Kaikobad Adarbad, of Poona, also deliverd a similar address, in which he expressed his opinion that men of wealth might do worse than spend their money in erecting works like fire-temples for the use of their less fortunate co-religionists.

Khan Bahadur M C. Murzban, C.I E., said he had great pleasure in being chosen as the mouth-piece of the Zoroastrian residents of Khandalla and Lonauli, who had prepared an address congratulating Mr. Cowasjee Dinshaw on the completion of his pious work and thanking him for the anvantages it placed at their disposal for the performance of sacred rites and ceremonies, for which there existed no facilities in former times. Khundalla and Lonauli, Mr. Murzban said, had a permanent Zoroastrian population of 100 persons and the number was enhanced ten-fold during the season; and Mr. Cowasjee Dinshaw in building the fire-temple had supplied a much felt want. He had also agreed, at Mr. Murzban's suggestion, to build a hall on the premises for the use of Zoroastrians in connection with the performance of marriage and "navjot" ceremonies. A committee had also been formed to concert measures for erecting a Tower of Silence for the disposal of the Parsee dead; and Mr. Cowasjee Dinshaw had generously promised his support to this latter project also. In the address, which Mr. Murzban was charged to read to the meeting, reference was made to the various works of beneficence and charity, which had made Mr. Cowasjee Dinshaw's name a house-hold word in the Zoroastrian communities of Bombay, Aden, Zanzibar, Rajkote, Gujerat, Nowsharee, &c.

Mr. Murzban enclosed the address in an elegent silver casket, and handed it to Mr. Cowasjee Dinshaw together with a shawl from the Parsee Community of Khundala and Lonauli.

Mr. Cowasjee Dinshaw made a suitable reply to the address. It had been the earnest desire of his deceased wife to build a fire-temple at Lonauli and he felt a melancholy satisfaction in having completed the work which she had so much at heart. What he had done was only a duty by his co-religionists; and he was happy to find that it met with the approval of his co-religionists.

A shower of shawls and silver vases then poured upon Mr. Cowasjee, among which may be mentioned those from Messrs. Eduljee Nusserwanjee Sethna,

Dastur Kaikhosru, Dastur Hoshang Jamasp of Poona, Mr. Dadabhoy Merwanjee Jeejeebhoy, Bai Bhikaeejee J Mody and her sons, who presented shawls and silver bowls; Khan Saheb Cowasjee Hormusjee Dadabhoy Dadachanjee, Sirdar Darabjee Pudumjee, &c. Mr. Cowasjee Dinshaw presented shawls to Dastur Kaikhosru, Dastur Hosang Jamasp through Naib Dastur Kaikobad, to Dastur Cursetjee Bejonjee, to Naib Dastur Darab Hormuzd Merjeerana, to Burjorjee Sorabjee Pavri, the family priest, a shawl with a ring; a silver vase to Mr. Dinshaw Dorabjee Mistree, and a valuable ring to Mr. Perozshaw Dhunjeebhoy Patel. The party then adjourned to the dinner-tables, where about a thousand guests were treated to a good dinner. The entire buildings were illuminated in the evening. The day was passed as a holiday among the Zoroastrian communities of Khandalla and Lonauli.

*** આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"મુંબઈવાશી પારશી કાવશજી દીનશાહજી
"એડનવાલા સી. આઈ. ઈ એ પોતાનાં
"બહેસ્તનશીન ધણીઆની બાઈ જરબાઈ
"જેવણુ મુંબઈ મધે રોજ ૨૨ ગોઆદ યઝદ
"માહ ૧૧ મો બેહમન અમશાશપંદ
"શને ૧૨૬૬ યજદેજરદીને રોજે હક
"થયાં તેવણનાં પુનને માટે શ્રી લાનોલી
"મધે બંધાવી, સર્વે જરથોસ્તીઓના
"વપરાશ સારૂ ખોલ્લી મુકીછે. રોજ ૨૨
"મો ગોવાદ યજદ માહ ૯ મો આદર
"ઈજદ સને ૧૨૬૮ યજદેજરદી, તા૦ ૩જી
"જુન શને ૧૮૯૯ ઈશવી ને વાર શનેઉ.
"પારશી દીનશાહ દોરાબજી મીશતરી એમ.
"એસ. એ. શીલ્પશાસ્ત્રી."

**હાંસોટની સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટની દરેમેહેર પરથાવાનો અહેવાલ.**

ગુજરાત મિત્ર, તા૦ ૧૩ મી આગસ્ટ ૧૮૯૯] ને વાર રવેઉ.

હાંસોટ, તા૦ ૬ ઠી આગસ્ટ.

અત્રેની પારસી અનજુમનને એક દરેમહેરની પડતી અડચણ ટાળવાને શેઠ ફકીરજી નવરોજી એલાવીઆની માંગણી ઉપરથી સર દીનશાહ માણેકજી પીટીટે. પોતાની મરહુમ બેટી બાઇ ભીખાઇજી દાદીભાઇ દાદીશેઠનાં પુનને માટે એક દરેમેહેર તેનો કંપાઉંડ, વરંડો, કુવો વગેરે સાથ બંધાવી આપી અનજુમનને સ્વાધીન કરી છે. જેને લગતાં જશનની ક્રીયા આજદીને ગામ અને પરગામના પારસી ગ્રહસ્થો તથા મોબેદોની સમક્ષ થઇ હતી.

જશનની ક્રીયા, અત્રે ઇલાવથી આવી કામ કરનાર પંથકીની અરજ ઉપરથી દસ્તુર નશરવાનજી ફરામજીના છોકરા મોબેદ પાલણજીએ કરી હતી. ક્રીયા પુરી થવા પછી સર દીનશાહ ઉપર મોકલવાનું માનપત્ર મી૦ પટેલે વાંચી સંભળાવ્યું તથા તાર મારફતે તેઓ ઉપર સદેસો મોકલ્યો હતો. આ દરેમહેર બાંધવા માટે મજકુર ફકીરજીએ લાંબો વખત સુધી કાળજી બરલી મહેનત લીધી તેના બદલામા તેઓને એક સ્યાલ તેઓના મીત્ર કન્ટ્રાકટર મી૦ રતનજી બરજોરજી સહીઆરે ઓરાડી હતી. તથા દરેમહેરનું કામ કંટ્રાકટથી બાંધી આપવાને નવસારીના રહીશ મી૦ રતનજી બરજોરજી સહીઆરે સારી પેઠે બજાવ્યું તેથી તેઓને અનજુમને એક સ્યાલ આપી હતી. તથા ત્રીજી સ્યાલ મોબેદ પાલણજીને પણ આપી હતી. તથા ચોથી એ મોબેદના છોકરા મોબેદ સોરાબજીને આપી હતી. બાદ પરસીઓને ખાણું આપવામાં આવ્યું હતું.

દરેમહેરમાં સર દીનશાહ તથા શેઠ નશરવાનજી પીટીટનાં કુટુંબોની તસ્વારો મુકવામાં આવી છે, તેમજ જરથોસ્ત સાહેબ સપેતમાનની એક તસ્વીર મુકી છે.

એ દરેમહેરના નીભાવને માટે તથા સુખડ કાઠીને માટે એક ફંડ ચાલુ થયું છે, તેમાં આશરે રૂ૦ ૫૦૦ ભરાયા છે તથા એ ફંડ ખુલ્લું મુકવામાં આવ્યું છે.

*** આ દરેહમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલા છે.

"શ્રી પાક દાદાર અહુરમજદની મદદ હોજો.
"આએ દરેમેહરનું મકાંન શ્રી ગાંમ
"હાંસોટ જીલે ભરૂચનાં તથા કુલે જરથો-
"સ્તીઓને દીનઆઇનના કાંમ સારૂ વાપડવા

"માટે મુંબાઈવાલા સર દીનશાજી માણેકજી "પીટીટ બેરોનેટે પોતાની બેહસ્તનશીન "દીકરી બાઈ શીરીંબાઈજી તે શેઠ દાદી "નશરવાનજી દાદીશેઠનાં ધણીઆણી ૫૪) "વરશના ઉમરે માથેરાનમાં બીમાર પડવાથી "તેવણને રેલવેમાં મુંબાઈ લાવતાં રસ્તામાં "કલ્યાણીનાં સ્ટેશન આગલ રેલવેમાં "રોજ આશતાદ માહા આદર શેહનશાહી "શને ૧૨૬૭ ય૦ જ૦ તા૦ ૭ મી "જુન ૧૮૯૮ ને વાર ભોમને દીને "ગુજરી ગયાં છે, તેઓનાં પુનને સારૂ "બંધાવી ખુલી મુકી છે. જેનો નીભાવ "ખરચ ચંદ્રો કાળ સુધી હાંશોટની જર- "થોસ્તી અનજુમને કરવો. ઈ૦જ૦ ૧૨૬૮. "ઈ૦ સ૦ ૧૮૯૯. સા૦ ૧૯૫૫."

## સુરતનાં ભરથાણાં આગલનાં દોખમાઓની સગડી આગલનાં મોબેદોનાં મકાનને પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૫મી સપટેમબર ૧૮૯૯ ને વાર ભોમે.

સુરત, તા૦ ૨ જી સપટેમબર.

**જશન**—સુરત રૂસતમપરાનાં બેહેદીન સાથનાં દોખમાઓ જે મોજે ભરથાણા ગામમાં આવેલાં છે તયાંની સગડી આગળ મોબેદને રહેવા સારૂં તથા જશન કરવા સારૂં જે નવું મકાન બાઇ આવાંબાઇ ફરામજી પીટીટે પોતાનાં માતાજી મરહુમ બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટનાં પુન માટે રૂ. ૩૧૦૦ ખરચીને બંધાવયું છે, તે મકાન ખુલ્લું મુકવાની ક્રીયા ગઇ કાલે બાઇ દીનબાઇની વરસી હોવાથી સજે ભરથણાના દોખમાવાળી જગા ઉપર કરવામાં આવી હતી, જે વેળા મોબેદો તથા બેહેદીનો મળી આશરે ૬૦ ગ્રહસથો હાજર હતા. જશનની ક્રીયા મીનોચેર હોમજી પંચવાળા એરવદ જમશેદજી ફરામજી રબાદી, મોબેદ કાવસજી તથા મોબેદ રૂસતમજી રબાદીએ કરી હતી. જશન થવા પછી એ ફંડના એક ત્રસટી મી૦ બેજનજી માણેકજી વકીલે પીટીટ ખાનદાનની સખાવતની સતુતી કરી એ મકાન અંજુમનના વપરાસ માટે ખુલ્લુ મેલાયલું જાહેર કરયું હતું. અંજુમન તરફથી ઉપલાં નેક કામ માટે બાઇ આવાંબાઇ પીટીટનો ઉપકાર માની ત્રસટી મધેના મી૦ કાવસજી શાપુરજી વેલાતી નાદરૂસત તબીયતને લીધે મુંબઇ હોવાથી ગેરહાજર રહયા તે ઓએ આ મકાન માટે ઘણી સારી દીલ-સોજી બતાવી એ કામ પાર ઉતારેલું જણાવી તેમની બાનસવારથી મેહેનતને માટે અંજુમન તરફથી આભાર માનયો. બાદ ચાશની કરી મેળાવડો વીસરજન થયો હતો.

*** આ મકાનમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"પાક દાદાર હોરમજદની મદદ હોજે.
"આ મકાન મરહુમ બાઇજી દીનબાઇ "તે બેહેશતનશીન શેઠ નશરવાનજી માણેકજી "પીતીતનાં વિધવાનાં પુનને માટે તેવણનાં "બેટી બાઇજી આવાંબાઈ તે મરહુમ "શેઠ ફરામજી દીનશાજી પીતીતનાં વીધવાએ "રૂ. ૩૧૦૦)ના ખરચે બંધાવી આપ્યું છે, "અને તે શ્રી સુરતના રૂસ્તમપરાના બેહદીન "સાથના કુલે જરથોસ્તીઓના વપરાસ "માટે, રોજ ૨૩મો દેપદીન દાદાર હોરમ-"જદ, માહા ૧૨ મો સફનદારમદ અમસા-"સપંદ, શેહેનશાહી, સને ૧૨૬૮ યઝદેજરદી, "તા૦ ૨જી સપટેમબર, સને ૧૮૯૯, ને "વાર સનેઉને દીને, ખુલ્લું મેલવામાં "આવ્યું છે."

## તારાપોરની સગડી આગળ એ૦ દારાબજી સોરાબજી તારાપોરવાલાએ બંધાવેલાં જશન કરવાનાં મકાનને પરઠાએબાનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૫ મી અકટોબર ૧૮૯૯ ને વાર ગરેઉ.

તારાપોર, તા૦ ૩ જી અકટોબર.

ફરવરદીયાનનાં જશન તથા જમણ કામ માટે ભેટ આપવામાં આવેલું મકાન—શ્રી તારાપોરની સગડી આગળ ફરવરદેગાનનાં જશનને દીવસે અત્રેના જરથોસતીઓ આગલા રીવાજ મુજબ પોતપોતાને તયાંની મેજ ફરૂટ લઇ જઇ તયાં પઢાવી ચાશની કરીને પોતાને મકાને પાછા ફરતા હતા. પણ આજ ચાર વરસ થયાં તેમાં કાંઇક સુધારો થઇને ઉસ્ત-રાણું કરી સમસત અંજુમનનું જમણ થતું હતું. છેલ્લા મામલામાં પણ આ વરસથી જાથુકને માટે એક વખાણવાજોગ ફેરફાર થયો છે, જે માટે અમારી અંજુમન અત્રેના એક ઉદયોગી રહીશ એરવદ દારબજી સોરાબજી તારાપોરવાળાને આભારી છે. અત્રેની સગડી આગળ અશો ફરોહરોની નઇયતે ફરોખ ફરવરદીઆનનાં જશન તથા જમણ કામના ઉપયોગ માટે એક બીજાં નાનાં મકાનની ઘણી જરૂર હતી. એ જરૂરીયાત મી૦ દારબજી સોરાબજી તારાપોરવાળાએ પુરી પાડીને અત્રેની અંજુમનપર ઉપકાર કરયો છે. આજે બપોર પછી અત્રેની સગડી આગળ મળેલી મીજલસ

દરમયાન શરૂઆતમાં અશો ફરોહરની નઇયતે જશનની ક્રીયા થયા બાદ મી૦ દારબજીએ થોડુંક વીવેચન કરયા પછી પોતા તરફનું એક અંજુમન પત્ર ભેગા મળેલા સાહેબો દરમયાન વાંચી સંભળાવવાને મી૦ દા૦ એ૦ તારાપોરવાળાને ફરમાસ કરી, જેને માન આપી મી૦ તારાપોરવાળાએ બુલંદ અવાજે મજકુર અંજુમન પત્ર નીચે મુજબ વાંચી સભળાવયું હતું :—

"નેકનામ શેઠજી સાહેબો, શેઠ જહાંગીરજી દાદાભાઇ, ખા૦ બા૦ મેહેરજીભાઇ કુવરજી, સી. આઇ. ઇ., શેઠો વીકાજી મેહેરજીભાઇ, ભીમજીભાઇ એદલજી તથા અરદેશર દોરાબજી. તે શ્રી તારાપોરની જરથોસ્તી અંજુમન તરફથી કારોબાર ચલાવનારા મેમબર સાહેબો, માનવંત સાહેબો, આજના નેક રોજે, જે ગંભીર અને પવીત્ર જગયા આગળ આપણે ભેગા મળયા છીયે, તે માનવંત મુકામનાં સંબંધમાં અત્રે ભેગી મળેલી અંજુમન સનમુખ તમો સાહેબોને એક નમનતાઇ ભરેલી અરજ કરવાની તથા તેને લગતું એક અંજુમન પત્ર વાંચવાની હું રજા ચાહુછું. આપણાં ગુજર પામેલાં અશો વહાલાંઓના યાદ કરવાના આજના આપણા વારસીક દીવસે આ અરજ કરવાની જે તક મને મળી છે, તેથી મને ઘણો સંતોશ ઉપજયો છે, કારણ કે આ અંજુમન પત્રને આજના પવીત્ર દીવસ સાથે સંબંધ છે. હું વરસોથી જોતો આવયો છું કે અત્રેની સગડી આગળ અશો ફરોહરોની નઇયતે ફરોખ ફરવરદીયાંનનાં જશન તથા જમણ કામના ઉપયોગ માટે એક બીજા નાનાં મકાનની ઘણી જરૂર છે, કારણ કે આપણો આજનો પવીત્ર દીવસ એવા હંગામ પર આવે છે કે સખત તડકા અને કોઇવાર વરસાદની વરશટીથી આપણી અંજુમનને ખમવું પડે છે. એ અગવડ દુર કરવાના નેક હેતુથી મેં હાલનું નવું નાનું મકાન રૂ. ૩૦૦નાં ખરચથી બંધાવી તઇયાર કરયું છે, અને તે આજે શ્રી તારાપોરની સમસત જરથોસતી અંજુમનનાં સવાધીનમાં આપવાની રજા લઉં છું. મજકુર મકાન પાક હમા અશો ફરોહરની નઇયતે આજના નેક રોજે આપણી અંજુમનને હું ભેટ કરૂં છું અને તેનાં વારસીક જશન તથા જમણ ખરચ સારૂં દર સાલ રૂ. ૭૫ ઉપજે એટલી મારી જમીન ધરમાદા આપું છું. અને તેને લગતી સઘળી ઘટીત બ્યવસ્થા હવે પછી કરવાને કબુલ થાઉં છું. આ મકાન ઉપર જે તખતી મુકવામાં આવશે, તેની નકલ આએ સાથે જોડી છે. તમો મેમબર સાહેબોએ તથા સમસત અંજુમને આજે અત્રે હાજર થઇ સેવકને જે ઇજત દીધી છે, તે કાજે હું તમારો હેશાનમંદ થયો છું, તેમાં અંજુમનના પ્રમુખ સાહેબ શેઠ જહાંગીરજી દાદાભાઇ તથા મેમબર સાહેબ શેઠ અરદેશર દોરાબજીએ મને આ કામમાં સગડી આગળની અંજુમનની જગયાની સગવડ કરી આપવાના સંબંધમાં આપેલી કીમતી સલાહને માટે હું ખાસ કરી તેમનો આભારી છું. તારાપોર, તા૦ ૩ જી અકટોબર ૧૮૯૯."

આ અંજુમન પત્ર મી૦ તારાપોરવાળાએ વાંચીને મી૦ દારબજીને આપતાં, તેવણે તે અમારા પ્રમુખ સાહેબને સપુરદ કરયું હતું, જેના જવાબમાં પ્રમુખ સાહેબ બોલ્યા કે ખા૦ બા૦ મેહેરજીભાઇ તથા અંજુમનના સાહેબો, આજે આપણી સનમુખ જે અંજુમન પત્ર વાંચવામાં આવયો છે, તે સાંભળી અત્રે હાજર થવલા દરેક હમદીન ભાઇને સંતોશ ઉપજયો હશે, એમ હું વીશવાસથી માનું છું. મોબેદ સાહેબ દારબજી સોરાબજીની આએ સખાવત જોકે નાની છે, પણ જણાવવાને મને મોટી ખુશી ઉપજે છે કે એ મકાન બંધાવી આપાને એઓએ આપણી એક અગતયની અગવડ ટાળી છે અને તેથી આપણી ટુક વસ્તી ઉપર એવણે આભાર કરયો છે, જે વીશે સમસત અંજુમન તરફથી ભાઇ દારબજીનો હું ઉપકાર માનું છું.

બાદ નાતનું ખાણું લઇ અંજુમન બરખાસ્ત થઇ હતી.

## અંકલેસરની મરહુમ શેઠ ફરામજી દીનશાહજી પીટીટનાં પુનને સારૂં બંધાવલી દરેમેહેર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૮ મી નવેમબર ૧૮૯૯ ને વાર શનેઉ.

અંકલેશવર તા૦ ૧૫ મી નવેમબર.

અત્રે બંધાવેલી મરહુમ શેઠ ફરામજી દીનશા પીટીટનાં પુન માટેની દરેહમેહેર ગયા સુકરવારે ઘટતા ક્રીયાસાથે અંકલેશવરની જરથોસતી અંજુમનના ઉપયોગ સારૂ ખુલ્લી મેલવામાં આવી હતી. એ દરેહમેહેર મરહુમ બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટે રૂ. ૧૦૦૦૦ ના ખરચે બંધાવી આપી હતી અને તે મકાન અહીંના લોકપ્રીય ડાકટર જમશેદજી ફરદુનજી દસતુર કામદીનની દેખરેખ હેઠળ નવસારીવાળા કંટરાકટર મી૦ રતનજી બરજોરજી સહીઆરે બાંધી આપયું છે. આગલે

દીવસે બાઈ આવાંબાઇ વીખત્રા ફરામજી પીટીટ તરફથી તેવણુના કારભારી મી૦ હોરમસજી બમનજી કાતરક અહીયા પધારયા હતા અને તેવણે જશ્નની ક્રીયા બીજે દહાડે થવા પછી બાઇ તરફનો અંજુમન ઉપરનો પત્ર વાંચી સંભળાવ્યો હતો અને દરેહમેહેર અહીંની અંજુમનના ઉપયોગ માટે ખુલ્લી મેલેલી જાહેર કરી હતી. એ પછી અંજુમનના સેક્રેટરી મી૦ પીરોજશાહ નવરોજજી પટેલે એક ભાશણ કરીને બાઇ આવાંબાઇ ફરામજી પીટીટને મોકલી આપવાનું માનપત્ર વાંચી સાંભળાવ્યું હતું, જે ચાંદીના એક સુંદર કાસકેટ સાથે મી૦ કાતરકને ઘટતાં માન સાથે આપવામાં આવ્યું હતું, તે સાથે એક શીવાલ મી૦ જીજીભાઇ ફરામજી પીટીટ માટે તથા બીજી એક શીયાલ મી૦ જીજીભાઇ મનચેરજી મેરવાનજી જીજીભાઇ માટે અંજુમન તરફથી ભેટ મોકલવામાં આવી હતી. ડાકટર જમશેદજી ફરદુનજી દસતુર કામદીને એ દરેહમેહેર બંધાતી વખતે લીધેલી મેહેનત માટે તેવણુનો ઉપકાર માની એક શયાલ અંજુમન તરફથી તેમને આપવામાં આવી હતી.

બાઇ આવાંબાઇ ફરામજી પીટીટ તરફથી પણ એક શીયાલ ડાકટર જમશેદજીને આપવમાં આવી છે અને બીજી ત્રણ શીયાલોમાં એક અંજુમનના સેક્રેટરી મી૦ પીરોજશાહ પટેલને, બીજી કંટરાકટર મી૦ રતનજી બરજોરજી સહી-આરને તથા ત્રીજી અહીના પંથકી મોબેદ મનચેરજી દીનશાજી અંકલેસરીયાને અંજુમન તરફથી ભેટ આપવામાં આવી છે. એ દરેહમેહેર બાંધવામાં મી૦ સહીયારે પોતાની અનુભવી કળાનો ખરેખરો નમુનો બતાવયો છે, તેમજ પલાનમાં મોટો ફેરફાર કરીને કામ ઘણું મજબુત અને શોભાયમાન કરયું છે.

*** આ દરેમેહેરમાં નીચલી તખ્તી મારેલી છે:—

"પાક દાદા હોરમજદની મદદ હોજો
"ફરામજી દીનશાજી પીટીટ અંકલેશવર દરે-
"મહેર. શ્રી અંકલેશવરની જરથોસ્તી અન-
"જુમનની અગીઆરીનું આ જગ્યા ઉપરનું
"અસલ મકાન યજદજરદી સને ૯૧૯
"ના સાલમાં શેઠ નરસંગ ધમપાલે
"બંધાવ્યું હતું. જ્યાર બાદ સને ૧૨૧૭
"યઝદજરદીના સાલમાં શેઠ મેહેરવાનજી હોર-
"મજજી ફરેજરે તે ફરીથી બંધાવી આપ્યું
"હતું, અને તે પણ ઘણુ પુરાનુ થવાથી,
"અને અની ઘણી બીસમાર હાલત
"મધે હોવાથી, એ જગ્વાના જરથોસ્તીઓની
"અરજ ઉપરથી તે તોડી પડાવી, તેને
"બદલે આ નવું મકાન મુંબઈવાલાં મરહુમ
"બાઈ સાહેબ દીનબાઈ નશરવાનજી પીતીતે
"પોતાની હૈયાતીયાં પોતાના બેહસ્તનશીન
"જમાઈ શેઠ ફરામજી દીનશાજી પીતીતનાં
"પુનનેમાટે બંધાવવાનું શરૂ કીધું હતું,જ્યાર
"બાદ મજકુર બાઇ સાહેબનું મરણ નિપ-
"જ્યાથી એ કામ તેવણુનાં બેટી બાઇ આવાં
"બાઇ ફરામજી પીતીતે પોતાના મરહુમ
"માતાજીની ખાહેશ મુજબ પુરૂ કરી આપીને
"રોજ ૨૭ મો મીનો આસમાન માહ
"૨ જો અરદીબહેસ્ત અમસાસપંદ શેહન-
"શાહી સને ૧૨૬૯ યઝદેજરદી તા૦ ૧૦
"મી નવેમબર સને ૧૮૯૯ ઈસવી અને
"વાર સુકરને દીને શ્રી અંકલેશવરની જરથો-
"સ્તી અંનજુનના વપડાસ માટે ખુલ્લું
"મેલ્યું છે."

## ઈ૦ સ૦ ૧૯૦૦.

## તવડી ગામની અંજુમનના ઉઘરાતની નવી દરેમેહર પરઠાએઆનો તથા તેમાં આતશ આદરાંન પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૭ મી એપરેલ ૧૯૦૦ ને વાર ભોમે.

તવડી ગામની અંજુમનની અગીઆરીની નવી ઇમારત ઇજવાની ક્રીરીયા.

નવસારી, તા૦ ૧૫ મી એપ્રેલ.

અમારી નવસારીને તાબેનાં તવડી ગામ મધેની અંજુમનની દરેહમેહેરની બંધાયલી નવી સુંદર મજબુત ઇમારત આજે ઇજી ખુલ્લી મુકવામાં આવી છે. એ અગીઆરી ઇજવાનાં કામ માટે ભગરસાથની પાંચે પોળના તેમજ મીનોચેર હોમજીની સાથવાળા મોબેદો આગમજથી ગયા હતા. એવું કહેવાય છે કે મરહુમ શેઠ નવરોજજી જમશેદજી વહાડીયા, જેવણને નામે મુંબઇના કોટમાંનો નવરોજજી વહાડીયાનો ચકલો ઓળખાય છે તે મરહુમ ગ્રહસથે ઘણા લાંબા વખતપર એ પાક મકાન બંધાવયું હતું, જ્યાર પછી સને ૧૨૩૮ યઝદેજરદીમાં શેઠ એદલજી રતનજી વયાજખોરાએ એને દુરસત કરાવી હતી, અને તેને ૩૧ વરસ થવા પછી એટલે હાલ

તે તદન બીસમાર હાલતમાં આવવાથી જાહેર ઉઘરાટથી એ નવું મકાન બાંધવામાં આવયું છે. આવાં ધરમના પવીત્ર અને શુભ કામમાં ભાગ લેવા માટે નવસારીના ઘણા મરદો તેમજ કેટલીક બાનુઓ રસતાની અગવડ છતાં ખાસ હાજર થયાં હતાં. તવડી એક નાનુ ગામ છે, છતાં તયાંના બેહેદીનોની પંચાતને લીધે તયાં બે તડાં અને તેથી બે અગીઆરી પણ છે, તોપણ આ શુભ કામમાં ગામનાં બને તડાના લોકો હાજર હતા, એમ જણાવતાં સંતોશ ઉપજે છે. સવારે મોબેદો યજશને કરવા હીંધોલે બેઠા હતા તે વખતે દીનદાર જરથોસતીઓ દાદગાહ આગળ ભણવા ઉભા હતા. આશરે પોણાદશ કલાકને અમલે ભગરીયાઓનાં વડા દસતુરજી દારાબજી જેડયા અકાબરો સહીત બેલગાડીમાં આવી પુગયા હતા, જેમને એસતેકબાલ લેવા ગામના આગેવાન અહસથો તેમજ કેટલાક મોબેદો ઢોલ સહીત નદી સુધી ગયા હતા. જશનનું કામ દશ કલાકે શરૂ કરવામાં આવ્યું હતું. દસતુર ફરામજી કેકોબાદજી કે જેવણને એવી કીયા કરવાનું ઘણું ખરું સોંપવામાં આવે છે, તેવણે જશનની કીયા કરી હતી. જશન પુરું થતાં તવડીના બુઝરગ પટેલ એદલજી માણેકજી તરફથી તેવણના નબીરા મીં૦ માણેકજી રૂસતમજી પટેલે નીચે પ્રમાણે અંજુમન પત્ર વાંચી સંભળાવયો હતો:—

"દસતુરજી સાહેબ તથા અંજુમનના સાહેબો, અમાનાં તવડી ગામના જરથોસતીઓની વરસોની ખાએસ હતી કે, અમારી જુની દરેહમેહેર જે કોણ નેકબખત જરથોસતે પેહેલવેહલાં બંધાવી આપી હતી, તે અતરેનો જુનામાં જુનો જરથોસતી રહીશ પણ જાણતો નથી, તે દરેહમેહેર બીસમાર થયાથી યઝદેજરદી સને ૧૨૩૮ ના સાલમાં મરહુમ શેઠ એદલજી રતનજી વયાજખોરાએ પાછી બંધાવી આપી હતી, પણ વખતના વહેવા સાથ એ નવી બંધાયલી દરેહમેહેર પણ બીસમાર હાલતમાં આવી ગઇ જે આપણા ગામના બુઝરગોને નવી ચીંતામાં નાખનારો આમલો થઇ પડવાથી, મારી સુચના ઉપરથી મારા તવડીઆ ભાઇઓએ અતરે પોતપોતા વચે ગુંજાસ મુજબ નાણું ભેગું કરી મુંબઇમાં ટીપ ફેરવી તેમાં વધારો કરાવી બલીમોરા, કરાચી, કલકતા, હાંગકાંગ, કનટાન, શેંગહાઇ, તથા દક્ષિણ આફ્રીકાના છેક ડેલાગોઆબે સુધીના ગ્રહસથો ઉપર એ ટીપ મોકલાવી તેમા વધારો કરાવયો હતો, જે રકમ વયાજ સહીત રૂ૭૭૦૦ની થઈ હતી. વળી જુની દરેહમેહરના નીભાવ ફંડ ખાતે રૂ૧૨૭૬ ની રકમ જે મુંબઇમાં વયાજે મેલી હતી તેની સાથે જુમલે રકમ આ નવું મકાન બાંધવા માટે રૂ૯૦૦૦ ના નીચે મુજબ થઇ હતી:— મુંબઇ તથા તવડી ખાતે ભરાયલા રૂ૫૨૦૦, ડેલાગોઆબેથી ભરાઇ આવેલા રૂ૯૧૯. શ્રી હાંગકાંગ, કનટાન તથા શેંગહાઇની જરથોસતી અંજુમન તરફથી ભરાઇ આવેલા રૂ૫૪૦, કલકતાના જરથોસતીઓ તરફથી મળેલા રૂ૧૫૬, કરાંચીની જરથોસતી અંજુમન તરફથી મળેલા રૂ૧૬૭ વીગેરે.

એ રકમો જેમ મળતી ગઇ તેમ વયાજે મેલવામાં આવી હતી જે વયાજ ચાર વરસ દરમયાનમાં ખાસુ રૂ૮૦૦ ને આશરેનુ થયું હતું. એવી રીતે અમારા હાથમાં રૂ૯૦૦૦ની રકમ આવેલી જોઇ અમોએ મુંબઈના જાણીતા તથા ધરમાતુ લાગણીનાં સીલપી શેઠ દીનશાહ દોરાબજી મીસ્ત્રીની સલાહ લીધી અને એ શેઠે ધરમનું કામ જોઇ બીનહાંસલે બલકે ગાંઠના ખરચે અનેકવાર અત્રે આવી પોતે મુફત "ડીઝાઈન" તઇયાર કરી ઇમારત ઉપર પંડે દેખરેખ રાખી, આ સુંદર મકાન ઇટાલીયન સટાઇલમાં તઇયાર કરી આપયું છે, જે માટે અમો એ લાયકીવાળા ધરમાતુ શેઠના ઘણા આભારી થયા છીએ, અને ખાતરી પુરવક છીએ, કે અત્રેની આખી અંજુમન પણ શેઠ દીનશાહ મીસ્ત્રીના અમારા જેટલોજ ઉપકાર માનવા વગર રેહેશે નહી. શેઠ દીનશાહની સલાહથી આ નવું પવીત્ર મકાન પોરબંદરના પથરથી બાંધવામાં આવયું છે, કે જેથી અતીશય લાંબી મુદત સુધી તે જવાબ આપે. જુનું મકાન તરણ દાયકામાં બીસમાર હાલતમાં આવી ગયું હતું પણ આવા કારસાજ સીલપીની કરપાથી—બીનહાંસલ કરપાથી જે નવું પવીત્ર મકાન આ નાના કસબા માટે બંધાવી આજે ઘટતી કીયા સાથે ખુલ્લું મેલ્યે છીએ, તે મકાન અનેક દાયકાઓ સુધી કાંકરો પણ ખરવા વગર જવાબ આપશે. આપણી પછીની ઘણીક પેહેડીઓને જવાબ આપી પવીત્ર જરથોસતી ધરમ તરફ તવડીનાં ભવીશયનાં બચાંઓનો ભાવ વધારવામાં મદદગાર થઇ પડશે, એવી અમારી દુવા છે, આ નવું મકાન બાંધવા પાછળ જુમલે ખરચ રૂ૮૬૦૦ ને આશરેનો થયો છે. એ ઉપરાંત અત્રેના મરહુમ રહેશ શેઠ રૂસતમજી શાપુરજી મોગરાનાં વીધવા બાઇ વાલરબાઇ તથા દીકરા બાઇ એદલજી કે જેઓએ એ અગીયારીના ફંડ

ખાતે રૂ ૮૦૦ને આશરેની રકમ ભરીછે, તેઓએ આ પવીત્ર કેબલા માટે નવું પાતરૂં પોતાને ખરચે તઇયાર કરાવી મેલાવયું છે, તથા તેને લગતા કાઠી સુખડ વગેરેના ખરચનો બંદોબસત કરયો છે. એવીજ મદદ મુંબઇવાળા શેઠ પેસતનજી જહાંગીર હોરમસજીએ આ પવીત્ર મકાન માટે હીંચોલા તથા તેને લગતો સરવે સામન મેલાવી આપી, અતી પુણ્યનું કામ હાંસલ કરયું છે. આ મકાનના નવા ફરનીચરનો સારો ભાગ એ ભાઇને આભારી છે, જે માટે અંજુમન તરફથી એઓનો પણ ઉપકાર માનવામાં આવેછે. પણ એ સઘળું આ પવીત્ર મકાન માટે થયું છે ખરૂં, પણ તેના નીભાવ ખરચ માટે તેવીજ નીરાંત આપનારી ગોઠવણ હજી થયલી ન હોવાથી. તે તરફ આ ગામના દીનચાશીદાર જરથોસતી કુટુંબોનું અમો ધયાન ખેંચયે છીયે. સેવટે અમો ઉમેદ રાખયે છીએ કે આવું મજબુત મકાન હાલ ઉભું થયું છે, તે ઉપરજ નીરાંત ન રહેતાં અત્રેના જરથોસતીઓ જાયુકના નીભાવ ખરચ માટે કાંઇ સંગીન ગોઠવણ કરવાની જરૂર પીછાનશે. અમારી સુચના એવી છે કે અત્રેના બે ત્રણ આગેવાન ઉમરે પુગેલા શેઠોને ત્રસટી ઠેરવી તેઓની સંભાળ હેઠળ એક ફંડ શરૂ કરવામાં આવે, અને સરઅવસરે તેમાં અત્રેના જરથોસતીઓ પોતાની શકતી મુજબનો ફાળો આપે, તો પછી આ પવીત્ર મકાનનાં ભવીશ માટે ફીકર રહે નહી. જે સાહેબોએ મુંબઇ યા ગુજરાતના બીજા ભાગોમાંથી અત્રે હાજર થઇ, સવાબમાં હંબેરો કરવાની તસદી લીધી છે, તેઓનો અમો મોટો આભાર અમારા સઘળા ગામવાસીઓ તરફથી માનયે છીયે. માનવંત દસતુરજી સાહેબે અતરે હાજર થઇ અમને જે મોટું માન આપયું છે, તેઓનો પણ અમો ઉપકાર માનયે છીયે. વરસોની જેહેમત પછી આપણે માથે ઉઠાવેલું આ પવીત્ર કામ સરંજામ ઉતરયું છે, તે માટે તવડી ગામના અમો સરવે જરથોસતી ભાઇઓ તે બારે હકતાલાની શુકરગુજારી કરીયે છીયે વગેરે.

ઉપલું અંજુમન પત્ર વંચાઇ રહેવા પછી મી૦ એદલજી રૂસતમજી શાપુરજી મોધરાએ તવડીની અંજુમનના એક ત્રસટી તરીકે જણાવયું કે આ શુભ કામ સરંજામ ઉતારવા માટે અમો એદલજી પટેલ સાહેબના આભારી છીયે, અને અમારી આખી અંજુમન એવણ સાહેબનો ઉપકાર માને છે. બાદ અગીયારીના નીભાવ ફંડમાં મી૦ દીનશાહ દોરાબજી મીસ્ત્રી તરફથી રૂ૫૦ તથા મી૦ એદલજી રૂસતમજી મોધરા તરફથી રૂ૨૫ આપેલા જાહેર કરવામાં આવયા હતા. એ પછી "મુંબઇ ગેઝેટ"ના રીપોરટર મી૦ પેસતનજી એદલજી પટેલે નીચલા ગ્રહસથોને અકેકી-શયાલ એનાયત કરી હતીઃ-(૧) દસતુરજી સાહેબ દારાબજી (૨) મોટા દેશાઇ ફરામજી કાવસજી, (૩) પોળીઆ દેશાઇ, (૪) તવડીના પંથકી મોબેદ રૂસતમજી હોરમસજી દાદાચાનજી, (૫) તેવણના બેટા એરવદ દાદાભાઈ રૂસતમજી દાદાચાનજી તેમજ ત્રસટી મી૦ એદલજી મોધરાએ સીલપશાલ મી૦ દીનશાહ મીસ્ત્રી તથા પટેલ એદલજી માણેકજીને અકેક શયાલ ઓઢાડી હતી. રૂપાંનાણાની આશીદાદ તથા ફુલના તોરા વહેંચાયા બાદ મેળાવડો બરખાસત થયો હતો. અગીયારીના નીભાવ ફંડ માટે ગ્રહસથોમાં લીસટ ફેરવવામાં આવયું હતું. મજકુર અગીયારીમાં કોઇ દીવસ આદરીયાન તખતનશીન કરવાનું સેહેલ બની આવે, એવા હેતુથી ગુંબજ સાથનો એક ઓરડો તઇયાર કરવામાં આવ્યો છે, જ્યાં હાલ તુરત દાદગાહ રાખવામાં આવ્યા છે. ગામના તેમજ બાહેરનાં લોકો માટે બપોરનું ખાણું તઇયાર રાખવામાં આવયું હતું. ખાણા વખતે તાડી પણ પીરવાસમાં આવયાથી, તાડીને માટે જાણીતી થયલી નવસારીના "બામટી બહાદુરો" વાને તાડીના ખાઓએ તેને ઘટતો ઇનસાફ આપયો હતો, જે વખતનો દેખાવ રમુજ આપનારો લાગતો હતો. આટલાં નાનાં ગામડાંમાં પણ દુકાળીયાંઓ મોટી સંખયામાં ઉતરી પડયાં હતાં. કદાચ આજના તેહેવારની ખબર પડવાથી તેઓ પેટને ખાતર ખાસ આવયાં હોય એ બનવાજોગ છે. "તવડીમાં સરૂ સારૂં પણ પાણી ખારૂં" એ કહેવત અમો નોશાકરાઓને તદન ખરી લાગી છે.

* * આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"આ દરેહમેહેર પહેલાં એક નેકબખત
"જરથોસતીએ બંધાવી આપી હતી, જે
"બીસમાર થવાથી સને ૧૨૩૮ યઝદેજર-
"દીના સાલમાં શેઠ એદલજી રતનજી
"વયાજખોરાએ બંધાવી આપી હતી, જે
"પુરાણી થવાથી જરથોસતી અંજુમનના
"ઉલનાતથી તવડીના પટેલ એદલજી માણે-
"કજીની આગેવાની હેઠળ નવેસરથી

"બાંધીને આજ દીને ખુલ્લી મુકી છે.
"રોજ ૩ જો અરદીબેહેસ્ત અમસાસપંદ,
"માહ ૮ મો આવાં યઝદ સને ૧૨૬૯
"યઝદેજરદી શહેનશાહી, તા૦ ૧૫ મી
"એપ્રેલ ૧૯૦૦ ઇસવી વાર રવેઉ,
"દીનશાહ દોરાબજી મીસ્ત્રી આનરરી
"સીવ્હીલ શાસ્ત્રી."

જામે જમશેદ, તા૦ ૨૪ મી ડીસેમબર ૧૯૦૦ ને વાર શોમે.

## તવડી ગામમાં મરહુમ ડાકટર હોરમસજી કુંવરજી તવરીયાનાં નામનું આદરીયાન ખુલ્લું મેલવાની ક્રીયા.

તવડી, તા૦ ૨૨ મી ડીસેમબર.

આ તવડી ગામ દરેક પારસીને જાણીતા નવસારી કસબાથી ફકત બે માઇલને છેટે આવેલું છે, પણ પુરણા નદી વચમાં આવેલી હોવાથી નવસારીથી છુટું પડી ગયું છે. તવડી ગામમાં પારસી વસતી સુમારે ૨૫૦ માણુસની બાકી રહી છે અને તે ટુક પારસી વસતીમાં પણ બે તડ અને બે દરેહમેહેર છે, જેમાંની જુની દરેહમેહેર એક ફંડ ભેગું કરીને, મુખ્ય-કરી બુઝરગ પટેલ એદલજીની ખાસ ખંતીલી મેહેનતથી ગયે વરસ ખુલ્લી મેલાઇ હતી. એ દરેહમેહેરને આતશ આદરાન તરીકે કેટલાક ઘટતા વધારા સુધારા સાથ, પોતાના મરહુમ ચંચળ એક પુરા દીકરા ડાકટર હોરમસજી કુવરજી તવરીયાનાં પુન માટે નજદીક રૂ૧૦૦૦૦ નો ખરચ, તેના જાથુકના નીભાવ વગેરે માટે કરીને મી૦ કુવરજી કાવસજી તવરીયાએ આજે ઘટતી ક્રીયા સાથ ખુલ્લી મેલાવી છે. એ ક્રીયાકામની અંદર યાને નવા બનાવેલા કેબલામાં પવીત્ર આતશ મેલવા માટે મોબેદોની ૬) જોડ રોકાઇ હતી. ૨૪ ઠેકાણેના આતશ ભેગા કરવામાં આવયા હતા. નવસારીના વડા દસતુરજી, દેશાઇજી, માનેચેહેર હોમજી સાથના, ગામના પંથકીના ઘેરના, સરકારી અમલદારો, કારીગરો વગેરે મળી ૧૮ ઠેકાણેના આતશ મેળવયા હતા, જયારે ખુદ તવડી ગામમાંથી પટેલ સાહેબો. દાવર, મરહુમ મી૦ રૂસતમજી મોગરા તેમજ મી૦ કુવરજી તવરીયાના માતાજીનાં મકાનમાંથી આતશો મેળવી, તેઓ ઉપર ગયા અસ્પંદાદ રોજથી ક્રીયા શરૂ કરવામાં આવી હતી. નવસારીના આતશ પુરણા નદીની અડણોને લીધે અરદીબેહેસ્ત રોજે લાવી અગીયારીમાં રોશણ રાખવામાં આવયા હતા, જે ઉપર ક્રીયાકામ બીજાં આતશો ભેગું અસપંદાદ રોજે શરૂ કરયું હતું. અગીયારીનો ગુંબજ, દીવાનખાનું, ફરનીચર વગેરે એક એક આદરાન માટે પુરતાં હતાં, જે ઉપરાંત બીજી જરૂરની ચીજો મી૦ કુવરજી કાવસજી તવરીયાએ પોતાને ખરચે પુરી પાડી છે. મરહુમ મી૦ રૂસતમજી શાપુરજી મોગરાના કુટુંબ તરફથી એક શોભાયમાન પાતરૂં ગુંબ-જના અંદર બીજી કેટલીક શામગ્રીઓ સાથ મુકવામાં આવયું હતું, તે પાતરાંમાંજ આદરાનનો તુરી કેબલો મુકવામાં આવયો છે. ગુંબજની બાહેર નીચલી તખતી કોતરાવેલી જોવામાં આવે છેઃ—

"પાક દાદાર અહુરમજદની મદદ હોજો.
"મરહુમ ડાકટર હોરમસજી કુવરજી
"તવરીયાનું આદરાન, આ દરેહમેહેરમાં
"આતશ આદરાનનો તુરી કેબલો પારસી
"કુવરજી કાવસજી તવરીયાએ પોતાના
"એકપુરા દીકરા મરહુ ડાકટર હોરમસજી
"કુવરજી તવરીયા, જેવણ રોજ ૯ મો
"આદર યઝદ માહ ૧૦ મો દે દાદાર
"શેહનશાહી સને ૧૨૬૯ યઝદેજરદીને
"દીને હક થયા, તેવણનાં પુન માટે પોતાને
"ખરચે પરથાવયો છે, તથા તેના જાથકુના
"નીભાવ ખરચનો બંદોબસત તેવણે કરયોછે.
"રોજ ૯ મો આદર યઝદ માહ ૪ થો
"તેસતર તીર યઝદ શેહેનશાહી સને
"૧૨૭૦ યઝદેજરદી, તા૦ ૨૨ મી ડીસે-
"મબર સને ૧૯૦૦ ઇસવી."

આદરીયાનની બહાર એક મંડપ ઉભો કરવામાં આવયો હતો, અને આજે નવસારી-ના તેમજ તવડીની નીશાળોમાં રજા પાળવામાં આવી હતી, તથા એક પાક મકાનની ગંભીર ક્રીયામાં પુશકળ સદગ્રહહથોએ હાજરી આપી હતી. એ ગંભીર ક્રીયામાં ભાગ લેવાને ખુદ નવસારી, મુંબઇ, સુરત, વલસાડ, વગેરે ઠેકાણેથી કેટલાંક બાનુઓ અને ગ્રહસથો પધા-રયાં હતાં, જેમાં મુંબઇથી મી૦ કુવરજી તવરી-યાએ થોડા દીવસ અગાઉથી આવી પોતે મી૦ એદલજી રૂસતમજી મોગરા સાથ દેખરેખ રાખી હતી. મે૦ મનચેરજી જમશેદજી તાડી-વાળા, નશરવાનજી શાપુરજી તવરીયા, ફીરો-જશાહ રતનજી રતનાગર, માણેકજી દોરાબજી તલાટી (કરાંચી સકુલના હેડમાસટર), મેહેરજી એદલજી દસતુર, મનચેરજી બોધાનવાળા, વગેરે તથા નવસારીથી વડા દસતુરજી દારાબજી, દસ્તુર રતનજી કુટાર, એદનવાળા દસ્તુર ફરા-મજી રૂસતમજી, ખાં૦ સા૦ કાવસજી હોરમસજી દાદાચાનજી, દેશાઇઓ ફરામજીભાઇ, એદલજી પોળીઆ, ડાકટર રાણા, નશરવાનજી

સોરાબજી શેઠના, શાપુરજી ગોટલા (કલબવાળા), જમશેદજી તાંતરા, જમશેદજી હોડીવાળા વગેરે હતા.

પહેલા પોહોરના ૧૦ કલાકે તલવાર, ગુરજ સાથ આતશને તખતનશીન કરવામાં આવયા હતા, અને પહેલી બોય એ દરેહમેહેરના પંથકીના વડા બેટા મોબેદ બેહેરામજી દારાબજી દાદાચાનજીએ દીધી હતી. એ બાદ હાજર રહેલા જરથોસતીઓ પોતાની ગુંજાસ મુજબ સુખડ ચઢાવી બંદગીમાં મશગુલ થયા હતા.

બાદ જશનની ક્રીયા અગીઆરીનાં ઉપલાં દીવાનખાનામાં શરૂ થઇ. જશન પંથકી સાહેબ દારાબજી રૂસતમજી દાદાચાનજીએ માડયું હતું. જશનની ક્રીયા પુરી થતાં આદરીઆનને હસતીમાં લાવનાર મી૦ કુવરજી કાવસજી તવરીયા તરફથી નીચલો રાપોરટ વાંચવામાં આવયો હતોઃ—

"દસતુરજી સાહેબ તથા મીજલસના સાહેબો, જત આ તવડીગામની અસલ અગીઆરીનું મકાન બાસમાર હાલતમાં આવી પડવાથી તેને નવેસરથી બાધવાને જરથોસતી આલમની મદદ મેળવવાને કોશેશ થઇ હતી, તેમાં એના આગેવાનો એટલા ફતેહમંદ થયા કે તેઓએ ઉઘરાંણાંથી જમા થયલી રકમ ખરચી આ સુંદર મકાન બનાવ્યું, પણ આશા રાખવા મુજબ પાછલથી વધું ફંડ મલી ન શકયાથી નાસીપાસી સાથે આદરીયાન લાયક જગયા બનાવવા છતાં આદરીયાનનો નુરી કેબલો કરવાનું મોકુફ રાખવામાં આવયું, અને આગળ માફક અગીયારીજ હીંઢોલા ઇજાવી વપરાસમાં લેવામાં આવી હતી. તે પછી અમારા દીકરા મરહુમ ડાકટર હોરમસજી કુવરજી તવરીયાનાં ગજબનાક મરણ વખતે તેઓના ઉઠમણામાં અમે પોતે રૂ૩૦૦૦ ની તથા ખેશીઓએ રૂપીઆ ૫૦૦) ની મળી રૂપીઆ ૩૫૦૦ ની રકમ ધરમમા આપવાની તનદરોસતી ભણાવવામાં આવી હતી, તેજ વખતે જાહેર કરયું હતું કે એ નાણું ઘણું કરી તવડી ગામના ફાયદા માટે વાપરીશું. તે ઉપરથી આ અગીયારીના ત્રસટી સાહેબોએ એ અગીયારીનું નીભાવ ફંડ કરી આપવા અમને અરજ કરી હતી જે ઉપર વીચાર કરી અમોએ આદરીયાન પરથાવી આપવા કબુલ કરયું અને તેના નીભાવ ખરચનો સરવ બંદોબસત કરી ગોઠવણ કરી છે. તે મુજબ આજે બારે હકતાલાની મેહેરથી આ આતશ આદરાનના નુરી કેબલાને તખતનશીન કરી, જરથોસતી આલમને એની સનમુખ ઉભા રહી બંદગી કરવા માટે ખુલ્લુ મુંકયું છે. એ પવીત્ર કેબલાની બરકતથી આ ગરીબ ગામના જરથોસતીઓમાં પોતાના ધરમ તરફની આસથામાં વધારો થાય અને એ પવીત્ર મકાન અને કેબલા તરફ પુર દીલસોજીથી જાથુક નીભાવમાં પોતાના તરફની દરેક મદદ કરી સવાબ હાંસલ કરે, અને ખોદાની બક્ષેશથી એ જાવેદાન સુધી પહોંચે એવી દુવા ગુજારૂં છું. આ કામ હાર પાડવામાં અગીઆરીના ત્રસટી સાહેબો તેમજ અત્રેના આગેવાન અને પંથકના વડા ખાનસાહેબ કાવસજી હોરમસજી દાદાચાનજીની મોટી મદદ મળી છે, તે માટે તેઓનો મોટો ઉપકાર માનું છું. તેમજ અમારા મુંબઇના પંથકી મોબેદ પાલણજી શેહેરીઆદજી બજાંએ અમોને એ કામમાં ઉલટથી મદદ આપી, તેઓનો પણ હું ઉપકાર માનું છું. સેવટે તમો સરવ અંજુમનના સાહેબોએ અત્રે પધારવાની તસદી લીધી છે, તે માટે તમો સરવેનો ઉપકાર માનું છું."

એ પછી મી૦ એદલજી રૂસતમજી મોગરાએ અંજુમન તરફથી નીચે મુજબ એક પત્ર વાંચી સમજાવયો હતોઃ—"મેહેરબાન શેઠજી સાહેબ કુવરજી કાવસજી તવરીયા, જત સાહેબ અમો નીચે સહી કરનારા તવડી ગામના જરથોસતીઓ આજ રોજે તમો સાહેબનો મોટો ઉપકાર માનયે છીયે, કારણ આજ લાંબો વખત થયો, અમો એવી ખાએસ રાખતા હતા કે, અમારાં ગામની અંદર એક આતશ આદરાનનો કેબલો થાય, કે જેથી તે કેબલાની સનમુખ ઉભા રહી, અમો અત્રેવાસીઓ પાક પરવરદેગારની બંદગી કરવાને શકતીવાન થઇયે. તે અમારી ખાએસ આજ રોજે તમો સાહેબે તમારા દીકરા મરહુમ ડાકટર તવરીયાનાં પુણ્ય માટે આ આતશ આદરાનનો નુરી કેબલો તખતનશીન કરાવીને પુરી પાડી છે, તે માટે અમો તમારા જાવેદાનના હેશાનમંદ છીએ, અને પાક પરવરદેગારની જનાબમાં દુવા ગુજારીએ છીએ કે તમારા મરહુમ દીકરાનાં પુનને માટે આ આદરાન સાહેબની સથાપના કરવામાં આવી છે, તે તમારા ભલા દીકરાને પાક પરવરદેગાર બેહસતની અંદર ઉંચામાં ઉંચું સુખ બક્ષે, એ અમારી અંતઃકરણની દુવા, તે પાક પરવરદેગાર કબુલ કરજો. બીજું તમો સાહેબે જે અમારા પર હેશાન કરયું છે, તે માટે પણ અમો તે પાક પરવરદેગારની બંદગી

કરી અરજ કરીયે છીયે કે તે સાહેબ તમોને તથા તમારાં કુટુંબને સારી તનદરોસતી, પુરતી આબાદી ને લાંબી જીંદગી બક્ષો, આમીન!"

એ પછી મી૦ એદલજી મોગરાએ હવે પછીનાં તવડીની અંજુમનની દરેક ધરમક્રીયામાં મરહુમ ડાકટર હોરમસજી તવરીયાનું નામ લેવાની દરખાસત મુકી, જેને મી૦ રૂસતમજી એદલજી દાવરે ટેકો આપયો હતો.

બાદ એડનવાળા દસતુર ફરામજી રૂસતમજી કોટવાલે "આતશ" ઉપર વાયજ કરતાં જણાવયું કે આપણા પાદશાહ હોશંગના વખતથી આતશ જાહેર થયો છે, અને દરેક રીતે આપણે માન સાથે સેતાએશ કરયે છીયે. આજના તખતનશીન કીધેલા આતશપર કરવામાં આવેલી ક્રીયાઓ વીશે લંબાણથી વીવેચન કરતાં જણાવયું કે આતશ પાક છે, એટલે પાણીથી સાફ કીધેલા નથી, પણ તે પર ચોકસ રીતની ક્રીયાઓ કરી તેને પાક કીધા છે, માટે તેજ રીતે દરેક જરથોસતીએ પોતાની નેકીથી પોતાનાં દીલના આતશને પાક રાખી સેતાયશ કરવી જોઇયે, અને જેમ આપણે આતશપર ખુશબો મુકી તેને રોશન રાખીએ છીયે, અને તે જેમ ખુશબો પાંથરી ખરાબ હવા તથા દરેક ખરાબ ચીજને દુર કરે છે, તેમ આપણા અંતઃકરણના આતશને પણ નેકીનાં કામોથી રોશન રાખવો, અને એવીજ રીતે તવડી ગામના જરથોસતીઓ પણ નેક વીચાર, નેક મન, અને નેક કામોથી આ આતશને રોશન રાખે એવી દુઆ ચાહી, પોતાની વાએજ પુરી કરી હતી, તયાર પછી વડા દસતુરજી, પંથકી સાહેબ દારબજી દાદાચાનજી, દસતુર રૂસતમ દાદાચાનજી તથા ખા૦ સા૦ કાવસજી હોરમસજી દાદાચાનજીને મી૦ કુવરજી તરફથી શાલો એનાયત કરવામાં આવી હતી. એક બીજી શાલ ખા૦ સા૦ કાવસજી દાદાચાનજીને, તેવણે લીધેલી દરેક તકલીફ માટે ઉપકાર માની અંજુમન તરફથી ત્રસટી મી૦ એદલજી રૂસતમજી મોગરાએ ઓઢાડી હતી.

બપોરના મરહુમ મી૦ રૂસતમજી મોગરાના કુશાદે મકાનમાં જમણ કરવામાં આવયું હતું, જેને પુરતો ઇનસાફ આપી લોકો વીખેરાવા માંડયા હતા. રાતના એ અગીઆરીના મકાનમા રોશની કરવામાં આવી હતી. અમારા ગામમાં બે તડ હોવા છતાં દરેક જણ એટલું તો ઉલટથી એક બીજા સાથે ભેળાઇ ભાગ લેતું હતું કે, કુસંપ જેવું બીલકુલ માલમ પડતું ન હતું, જે એક મોટી ખુશીની વાત છે.

## રાજકોટનું અંજુમનના ઉપરાતનું દોખમું તથા બાઈ દીનબાઈ નશરવાંનજી પોટીટવાલી સગડી પરક્ષએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૩૦ મી નવેમબર ૧૯૦૦ ને વાર ગરેઉ.

### જાહેર ખબર.

શ્રી રાજકોટ ખાતેનું દોખમું ઇજવાની પવીત્ર ક્રીયા.

શ્રી રાજકોટ ખાતેનું દોખમું ઇજવાની ક્રીયા રોજ ૧૨ મો મોહોર યઝદ માહા ૪થો તીર યઝદ શેહેનશાહી, માહા ૫ મો અમરદાદ યઝદ કદીમી સને ૧૨૭૦ યઝદેજરદી તા૦ ૨૫ મા ડીસેમબર ૧૯૦૦ ઇસવીને દીવસે એ દોખમું બંધાવી આપનાર સખીવજુદ એહેસતનશીન શેઠ કાવસજી દીનશાહજી એડનવાળાના સાહેબજાદાઓ તરફથી કરાવવા નક્કી ઠરાવવામાં આવયું છે.

તેમજ એ દોખમાંને લગતી સગડી જે અસમત પનાહ સખીવજુદ એહેસતનશીન બાઈસાહેબ દીનબાઇ નશરવાનજી પીટીટ તરફથી બંધાવી આપવામાં આવી છે તે પણ તેને આગલે દીવસે મરહુમ બાઇસાહેબના ખેશાવંદો તરફથી ઇજવવા નક્કી ઠરાવવામાં આવયું છે.

આ પવીત્ર અવસર ઉપર જે કોઇ જરથોસતી દીનદાર બાનુઓ અને ગ્રહસથો પધારવા ઇચ્છતાં હશે તેઓની સગવડ માટે અત્રે ઉતારાઓની ગોઠવણ કરવામાં આવી છે, તેમજ એક હોટલ મુનાસીબ દરથી ઉઘાડવા ગોઠવણ થઇ છે. આવનાર સાહેબોએ પોતાનાં ગરમ ઓઢણાં બીછાણાં લાવવાની જરૂર રહેશે, કેમકે તે વખતે ઠંડીની મોસમ કાંઈક વધારે રહે છે.

**રતનશાહ પેસતનજી દમરી.**

શ્રી રાજકોટ અંજુમનના સેક્રેટરી.

રાજકોટ, રોજ ૧૦ મો આવાં યઝદ માહા ૩ જો ખોરદાદ શેહેનશાહી, માહા ૪ થો તીર યઝદ કદીમી, સને ૧૨૭૦ યઝદેજરદી તા૦ ૨૩ મી નવેમબર સને ૧૯૦૦ ઇસવી.

જામે જમશેદ, તા૦ ૨૮ મી ડીસેમબર ૧૯૦૦ ને વાર શુકરે

રાજકોટનું દોખમું હજી જરથોસતી રવાનો માટે ખુલ્લું મુકવાની ક્રીયા.

("અમારા નવસારીના ખબરપત્રી તરફથી)

રાજકોટ, તા૦ ૨૫ મી ડીસેમબર.

રાજકોટની જરથોસતી વસતી સુમારે નેવું વરસ થયાં હસતી ધરાવે છે. શેહેરમાંના એક ઘર સીવાય સઘળાં પારસી ઘરો કેંપમાં આવેલાં છે. તેઓની સંખ્યા ૩૦ ની, અને કુલ્લે પારસી વસ્તી ૩૦૦ ની ગણાય છે. પચીસ વરસ થયાં અત્રે એક અગીયારી સથાપવામાં આવી છે. આટલી વસતી છતાં પારસી રવાનોને જરથોસતી ધરમનાં પાક મોતેબર ફરમાન મુજબ અવલ મંજલ પહોચાડવાની જગા (દોખમું) જેવું આજ સુધી કાંઇ પણ ન હતું, એટલે અતયાર સુધી પારસી રવાનોને જરથોસતી ધરમના ફરમાન વીરૂધ ડાટવામાં આવતાં હતાં. રાજકોટમાં એ રીતે ડટાયલાં જરથોસતી મુડદાંની સંખયા આશરે ૧૦૦ ની કહેવાય છે. અત્રે દોખમું બાંધવાની વાત લાંબા વખતની ચરવાતી હતી, તેમાં કેટલાકો પોતાના પવીત્ર ધરમનાં ફરમાનોના જ્ઞાનની કોટાઇને લીધે હજી ડટાવાનુંજ પસંદ કરતા હતા. આખરે સખીવજ્જુદ મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાળા તરફથી અત્રે એક દોખમું બંધાવવાનું નક્કી થયું. એ દોખમાનો તાણો પાંચ વરસપર પુરવામાં આવયો હતો, અને ચાર વરસ થયાં તે બંધાઈ તઇયાર થયું હતું પણ કેટલાક ન ધારેલા સંજોગો તથા અડચણોને લીધે, તે ઇજને તેને વપરાસમાં લેવાનું કામ ઢીલમાં પડયું હતું. પણ આજે મરહુમ શેઠ કાવસજી દીનશાહની છમસીનો ખરો દહાડો હોવાથી, એ દોખમુ આખરે ઇજી ખુલ્લું મુકવામાં આવયું છે, એમ જણાવતાં સંતોશ ઉપજે છે.

એ દોખમુ ઈજવાની પવીત્ર ક્રીયા કરવા માટે નવસારીના નીચલા ભગરીયા મોબેદોને ખાસ બોલાવવામાં આવયા હતાઃ— એરવદો રૂસ્તમજી આદરજી દસતુર મેહેરજીરાણા, એરચજી ફરામજી દસતુર મેહેરજીરાણા, હોરમસજી ફરદુનજી દસતુર મેહેરજીરાણા, કાવસજી દાદાભાઇ કાંગા, માણેકજી રૂસ્તમજી ઉનવાળા, હોરમસજી ફરદુનજી કુતાર, નશરવાનજી કાવસજી નવદર તથા હોરમસજી આદરજી ગાય. એ ક્રીયા કામ માટે ખાસ નવસારીથી પગ રસતે "આલાત" મંગાવવામાં આવયો હતો. આ આલાત લઇ જનારાઓએ એ દીવસની મંજલ કાપવા પછી, ચોકસ નજીવો વાધો ઉઠવાથી, પોતાને માથે જોખમદારી નહી રહે કરી પંથકી દસતુર આદરજી માણેકજીએ નવસારીના વડા દસતુરજી સાહેબ દારાબજી માહીઆરજીની સલાહ લઇ, એ આલાત લઇ જનારાઓને પાછા બોલાવી, તે આલાત રદ કરાવી, બીજો નવો મોકલાવયો હતો. આ આલાત વખતસર આવી પહોંચયા પછી તરત ઉપલા મોબેદોને બરસનુમ આપવામાં આવયાં હતાં. બરસનુમમાંથી ફારેગ થવા પછી તેઓએ તા૦ ૨૨ મીથી ક્રીયાકામ શરૂ કરયું હતું. તેઓના ઉતારા માટે દોખમા નજદીક ખાસ તંબુઓ નાખવામાં આવયા હતા, અને ત્યાં પગીઓનો હથીઆરબંધ માણસોનો પાહરો રાખવામાં આવયો હતો.

જશનની ક્રીયામાં ભાગ લેવા માટે મુંબઇના અંજુમનના આતશબેહેરામના દસતુર, દસતુર કેખશરૂ જામાસપજી તા૦ ૨૧ મીએ તથા નવસારીના બુઝરગ નાયબ દસતુર એદલજી નવરોજજી મેહેરજીરાણા તા૦ ૨૨ મીએ ત્રસટીઓનાં ઇજનથી ખાસ આવયા હતા. તેઓને લેવા અંજુમનના ત્રસટીઓ તથા બીજા પારસીઓ સ્ટેશનપર ગયા હતા. દસતુર કેખશરૂ આવયા તેજ દીવસે તેવણ દોખમું જોવા પધારયા હતા. આનું ખાસ કારણ હતું કારણકે મોબેદોની એક જોડ ભંડાર (કુવા) માં અને એ જોડ ઉપર કામ કરનાર હતી. આ માટે એક મોબેદે છેક પછવાડેથી નકામો વાંધો ઉઠાવયો કે, ઉપર કદી કામ થઇ શકે નહી, કારણકે ત્યાંનું પાણી ભંડારમાં ઉતરી તેની અંદરની પાવી રદ કરે. તેથી એ કામ થશે તો ભાંજગડ ઉઠશે, અને કામમાં ખલલ થશે વગેરે, મતલબનો એક કાગજ મોબેદ મજકુરે દસતુર કેખશરૂ પર લખયો હતો; પણ તેવણે તથા નવસારીવાળા બીજાઓએ જણાવયું કે ભંડારની અંદર પાવી કાઢવામાં આવશે, એટલે કોઇપણ હરકત આવશે નહી. આ પાવી કેવી રીતે કાઢવામાં આવી છે અને કાંઇ વાંધા જેવું રહ્યું છે કે નહી, તે જોવા માટે પહેલે દીવસે દસતુર કેખશરૂ ખાસ આવયા હતા.

રાજકોટ આવવાનું રેલવે નુર વગેરે ગરીબ જરથોસ્તીઓને પાળવે નહી, તેથી દેશાવરના પારસીઓ જોઇયે એવી સંખ્યામાં હાજર થઇ શકયા ન હતા.

ગઇ કાલે મરહુમ બાઇ દીનબાઇ પીટીટે પોતાના મરહુમ દીકરા શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનાં પુન માટે બાંધેલી સગડી ઈજવામાં આવી હતી. આ સગડી પથરની

બાંધણીની અને મજબુત છે. તેની પછવાડે આશરે રૂ ૩૦૦૦)નો ખરચ થયો છે. એ સગડીની નજદીક શેઠ ફરામજી ખરશેદજી શેઠનાએ એક કુવો બંધાવી આપયો છે, તથા શરીયામ રસ્તાથી દોખમાં સુધાનો રસતો બાઇ આવાંબાઇ પીટીટે રૂ. ૮૦૦) ખરચી બંધાવી આપયો છે.

ગઇ કાલની જશનની ક્રીયા સગડીમાં કરવામાં આવી હતી, જયારે આજની ક્રીયા દોખમાં નજદીક ઉભા કરવામાં આવેલા ખાસ દરબારી મોટા શામીઆનામાં કરવામાં આવે છે. જશનની જગા આસપાસ બાનુઓ તથા ગ્રહસથો માટે હારબંધ ખુરસીઓ ગોઠવવામાં આવી હતી. જશનની મીજલસમાં ૩૦ મોબેદો હાજર હતા, જયારે હાજર રહેલાઓની કુલ સંખયા ૫૦૦ ને આશરે હતી. જશન માંડવાનો હક પંચકી એરવદ આદરજી માણેકજીના હતો, જેવણની ખાએસથી એ કામ દસતુર કેખશરૂએ કરયું હતું. એવણ "તાવહમીનમાને" ભણતા હોવાથી આતરવખી કરવા માટે એવણે પોતાના ભત્રીજા એરવદ એદલ ફીરોઝને પોતાની સામે બેસાડયા હતા, અને એરવદ એરચજી ફરામજી દસતુર મેહેરજીરાણા ફરવશી ભણયા હતા.

હાજર રહેલાઓમાં મુંબઈવાળા દસતુર તથા નવસારીના નાયબ દસતુર ઉપરાંત શેઠો દોરાબજી દીનશાહ એડનવાળા, શીયાવક્ષ કાવસજી દીનશાહ એડનવાળા, જમશેદજી મેરવાનજી આંટીયા, એમ. એ., વઢવાણના માજીસ્ત્રેટ મી૦ હોરમસજી જમશેદજી આંટીયા, રાજકોટના સ્ટેટ એડમીનીસ્ત્રેટર, જુનાગઢના માજી નાયબ દીવાન અરદેશર જમશેદજી દસતુર કામદીન, એદલજી દીનશાહ વાછા, શાપુરજી રૂસ્તમજી રાંદેલીયા, ગુસતાદજી કાવશજી દીવેંત્રી, અમદાવાદના પોસટ માસતર મી૦ બરજોરજી નવરોજજી આગા, શેઠો કુવરજી કોહયાજી, એદલજી દોરાબજી તલાટી, મેરવાનજી મનચેરજી, રૂસતમજી ધનજીભાઇ પટેલ, રતનશાહ પેસતનજી દમરી, દીનશાહજી માણેકજી દમરી વગેરે હતા.

જશનનાં આફરગાન પુરાં થવા પછી મોબેદ સાહેબોને દરેકને શેઠો એડનવાળા તરફથી રૂ. ૫) ની તથા અંજુમન તરફથી રૂ. ૧ ની આશોદાદ વહેંચવામાં આવી હતી.

જશન પુરૂં થવા પછી દસતુર કેખશરૂએ દોખમાં બંધાવવાની બાબદની ફરજ સંબંધી કેટલુંક વીવેચન કરી કહ્યું કે, જયાં ખરેખરીજ લાચારી હોય છે, તયાં આપણો ધરમ પોતાનું ફરમાન અમલમાં આવેલું જોવાને હઠ લેતો નથી. પણ લાચારીનાં બહાના તળે કેટલાકો નમરવસ તથા બેદરકાર બને છે તેમ થવું જોઇયે નહી. દેશાવરના જરથોસતીઓને અરજ ગુજારૂં છું કે દોખમા બનાવવાનું નહી બને તો ચોતરા જેવી જગયા કરી, તયાં લાસને તડકામાં ખુલ્લી મુકવી. રાજકોટનું દોખમુ તથા સગડી આજ લાબો વખત થયો બંધાઇ તઇયાર થયાં છે, પણ કેટલાક ન ધારેલા સંજોગો, તથા કુદરતી આફતો વચે આવવાથી, તેમજ અવલમંજલ પહોંચાડવા માટે નસેસાલારનું ફંડ કમ હોવાના સબબથી, તે ઇજવામાં ખલલ થઇ છે, પણ તે બારેહકતાલાની મેહેરબાનીથી આખરે એ કામ પાર ઉતરયું છે, એ મોટી ખુશાની વાત છે. એથી દાટવાના જબુન ગુનાહમાંથી રાજકોટવાસીઓનો છુટકારો થયો છે. પણ દલગીરીની વાત એટલી છે કે આજે એ બંધાવનાર સખી નર નારીઓના બખતાવર ચેહેરા જોવા આપણ નસીબવાન રહયા નથી. પણ તેઓનાં રૂહો આપણ વચે અણદીઠ રીતે હાજર થઇ પોતાના રૂડા આશીરવાદ આ કામપર વરસાવી, ઘણાં ખુશાલીમાં લીન થયાં હશે, એ બેશક છે. બાદ દસતુર કેખશરૂએ રસતો બંધાવવા માટે બાઇ આવાંબાઇ પીટીટનો ઉપકાર માનયો અને તયાર પછી વંદીદાદ પ્રમાણે કઇ પાંચ જાતની જગયા ખુશ, અને કઇ નાખુશ રહે છે તે ઉપર લંબાણ વીવેચન કરી, તે ઉપરથી જમીનમાં નસો દાટવાનું કામ ઘણું ગુનાહભરેલું જણાવયું. બાદ તેવણે સખાવત ઉપર લંબાણ વીવેચન કરયું. તેવણનું આખું ભાશણ ગોયા સખાવતપરજ હતું, જેની મતલબ નસેસાલારનાં ફંડમાં રૂપીઆ ભરવાની બાબદ સાંભળનારાઓનાં મનપર ઠસાવવાની માલમ પડી હતી. સેવટે દસતુર કેખશરૂએ એવી દુવા ચાહી કે આજનાં શુભ કામપર તે સાહેબના આશીરવાદ ઉતરે, અને એ દોખમું જેમ બને તેમ થોડુંજ ઉપયોગમાં આવે.

આ પછી નવસારીના નાયબ દસતુર એદલજીએ દસતુર કેખશરૂના બોલવાને ટેકો આપી આ દોખમું બંધાવા માટે પોતાનો સંતોશ જાહેર કરી અને દોખમાં બાંધવાની જરથોસતીઓની ફરજ વીશે અવસતાના ફકરાઓ તરજુમા સહીત રજુ કરયા હતા.

બાદ અત્રેતી અંજુમનના સરનશીન શેઠ

કુવરજી કોહયાજીએ દસતુર કેખશરૂનો આભાર માની મરહુમ શેઠ કાવસજી દીનશાહની તથા મરહુમ બાઇ દીનબાઇ પીટીટની ઘટતી તારીફ કરી હતી. એવણ ફારસી ભાશામાં કાબેલ છે. અને એ મીઠી જબાનપર એવણનો ઘણો કાબુ હોવાથી, મધુર અવાજે એવણે અનેક ફારસી બેતો પોતાના બોલવા દરમયાન ટાંકી બતાવી હતી. છેવટે એવણે એડનવાળા શેઠો તથા સઘળા જરથોસતીઓનો ઉપકાર માનયો હતો.

એક પારસી મીજલસીએ પણ પુર લાગણીથી એડનવાળા શેઠોનો ઉપકાર માનયો હતો. બાદ દોખમાંની સગડીની તથા શામીયાનાના દેખાવની છબીઓ મી૦ કાનજી ગોકળદાસ નામના હીંદુ છબી પાડનાર પાસ ખેંચાવવામાં આવી હતી.

શેઠો એડનવાળા તરફથી બપોરે સઘળાં જરથોસતી બાનુઓ તથા મરદોને ખાણું આપવામાં આવયું હતું. પરોણાઓ માટે ખાવા બેસવા માટે અગીયારીની સામે વાંકાનેરના ઠાકોરના ઉતારાના કમપાઉંડમાં મોટો દરબારી શામીયાના ઉભો કરવામાં આવયો હતો, જયાં આ ખાણું ટેબલ ખુરસીપર આપવામાં આવયું હતું. ખાણાની સઘળી મેનીજ નવસારીવાળા જાણીતા મી૦ નવરોજજી દોરાબજી બારીયાએ કરી હતી, કે જેવણેજ હોટેલ પણ ઉઘાડયું હતું. ખાણું હમકારાનું ઉંચી પંકતીનું હતું.

આ વખતે એક પારસી જાંગલાના વેશમાં આવયો હતો, તે ઉંઘાડે માથે બેસીને જમતો હતો, તેથી ઘણા જરથોસતીઓનાં દીલ કચવાયાં હતાં, અને તેઓ ટીકા કરતા માલમ પડતા હતા.

ખાણાનો તથા ક્રીયાનો સઘળો ખરચ શેઠો એડનવાળાઓ તરફથી કરવામાં આવયો છે, જે રૂ. ૨૦૦૦ થી રૂ. ૨૫૦૦નો થવા જશે. તેમજ દોખમાંનો ખરચ આશરે રૂ. ૭૫૦૦ થયલો કહેવાય છે. આ સઘળાં કામની મેનીજ કરી તેને પાર ઉતારવા માટે સેક્રેટરી મી૦ રતનશાહ પેસતનજી દમરીનો તથા મી૦ દીનશાહજી માણેકજી દમરીનો અને ખાસ કરી પંથકી દસતુર આદરજીનો જેટલો ઉપકાર માનવામાં આવે તેટલો થોડો છે.

પાછલા પોહોરે પાંચ કલાકે વાંકાનેરના ઉતારાના શામાઆનામાં બાજે મેળાવડો કરવામાં આવયો હતો, જેમાં પણ લોક સારી સંખયામાં હાજર હતું. પ્રમુખસ્થાને શેઠ કુવરજી કોહયાજી બીરાજયા હતા. રાજકોટની અંજુમન તરફથી શેઠ કુવરજીએ આ દોખમાં વગેરેનાં કામમાં અગ્રેસર ભાગ લેનારા તરીકે મરહુમ શેઠ કાવસજી દીનશાહની વતી તેવણના ચાર છોકરાઓ, દસતુર કેખશરૂને, તથા મરહુમ બાઇ દીનબાઇ પીટીટની વતી તેવણનાં છોકરી બાઇ આવાંબાઇને, નામનાં માનપત્રો વાંચી સંભળાવયાં હતાં, જેમાં ઉપલા ગ્રહસથો તથા બાનુઓની સખાવત વગેરેની યાદ કરી તેની તારીફ કરવામાં આવી હતી. બાઈ આવાંબાઇ પીટીટ હાજર ન હોવાથી આ વાતની તેવણને ખબર કરવા દસતુર કેખશરૂને ફરમાસ કરવામ આવયાથી તેવણે તેમ કરવા સ્વીકારયું હતું. શેઠ કુવરજીએ અંજુમન તરફથી મરહુમ શેઠ કાવસજી દીનશાહના છોકરાઓ પઇકી મી૦ શયાવકશાહને એક શાલ તથા ચાંદીનો એક ખડીઓ, દસતુર કેખશરૂને એક શાલ, ચાંદીની પીગાણી તથા રોકડ રૂ ૧૫૦ અને બાઇ આવાંબાઇ પીટીટની વતી દસતુર કેખશરૂને એક ચાંદીનો દાબડો એનાયત કરયાં હતાં. શેઠ દોરાબજી દીનશાહ એડનવાળાએ પોતાની તબીયતની નાદરૂસતી છતાં જાતે તસદી લઇ અંજુમન ઉપર ઉપકાર કરયો, તેના હેશાનની ઇઘાણી દાખલ તેવણને એક શાલ આપી હતી. ચોથી શાલ સીલ્પશાસ્ત્રી મી૦ દીનશાહ દોરાબજી મીસ્ત્રીને આપવામાં આવી હતી. પાંચમી શાલ નવસારીના વડા દસતુરજી દારાબજી માહીયારજીની વતી તેવણના નાયબ દસતુર એદલજીને આપતાં શેઠ કુવરજીએ જણાવયું કે અમારૂં રાજકોટ એ મોટા દસતુરજીનાં પંથકનું શેહેર છે અને એવણ સાહેબ પોતાનાં એ પંથક માટે ખંત, કાળજી અને ખેરખાહી રાખે છે, તેની ઇઘાણી દાખલ અમારી અંજુમન તરફની આ શાલ તેવણ સાહેબને મોટાં માન સહીત સપુરદ કરવા મેહેરબાની કરશો. છઠી શાલ નવસારીના બુઝરગ નાયબ દસતુરને એનાયત કરતાં શેઠ કુવરજીએ જણાવયું કે તમારા વડા દસતુરજી માટે ઉપલા જે બોલો મેં કહયા તે સઘળા તમને પણ લાગુ પાડું છું. તે ઉપરાંત તમારી અશોઇ, કાબેલીયત, દીનની રાહબરી, તથા દીનદારી માટે તમે જાણીતા છો, અને વળી છેક દુર વેરથી અત્રે પધારી આપે આજની મીજલસની શોભામાં વધારો કરયો છે, તેના ઉપકારની ઇઘાણી દાખલ અમારી અંજુમન તરફથી આ શાલ ભેટ

કરૂં છું, તે આપ કબુલ કરશો. સાતમી શાલ લાયકીવાળા પંથકી એરવદ આદરજીને આપતાં શેઠ કવરજીએ જણાવયું કે, તમો સાહેબ અમારા પંથકી છો. તમો પોતે ભલા છો, તમો ખાનદાની છો. તમો મરહુમ દસતુરાન દસતુર મેહેરજીરાણાના કુટુંબી છો. તમારા એ મુરંબીનું મુબારક નામ કોઇને પણ અંજાણ નથી. મેહેરજીરાણાનું નામ બોલનારનું મોહ ભરાઇ જાય છે. અને તે સાંભળનારને ખુશાલી અને કરાર થાય છે. અમારી તરફ તમે જેવી ભલાઇ અને સદગુણો બતાવો છો, તેવું અત્રેના વડા તરીકે તમે બતાવતા રહેશો અને અમારાં રૂહની બીમારી વખતે તમે અમારી દવા કરશો.

પોતાને મળેલાં માનપત્રનો જવાબ આપતાં મી૦ શાવકશાહ એડનવાળા બોલ્યા કે, અમારા બાવા એક દીનચુસત જરથોસ્તી હતા. પોતાના ધરમનાં ફરમાન મુજબ બનતી મદદ કરવાની તેવણ પોતાની ફરજ સમજતા હતા, તેને અનુસરીને આ કામ કીધું છે, તેથી જયાદા કાંઇ કીધું નથી, પણ તમે તમારી લાયકી બોલો છો અમો તે સાહેબ પાસ એટલીજ દુઆ માંગયે છીયે કે, તે અમોને અમારા મુરંબીને પગલે ચલાવે.

દસતુર કેખશરૂએ જવાબ આપયો કે મારા પીતા માટે જે સારા સખુનો કહયા તે માટે ઉપકાર માનું છું. તેવણ સાહેબ સઘળાં કામો ધરમનાં ફરમાનોને અનુસરીનેજ કરતા હતા. મારે પોતાને માટે એટલુંજ કહીશ કે ધરમનાં કામમાં હીસ્સો આપવા માટે મગરૂરી સાથે હું હંમેશ તતપર રહીશ. બાદ શેઠ દોરાબજી એડનવાળા, મી૦ દીનશા દોરાબજી મીસ્ત્રી, નવસારીના નાયબ દસતુર તથા પંથકી આદરજીએ ઉપકાર સહીત જવાબ વાળયા હતા.

મી૦ શ્યાવક્ષા એડનવાળાએ પોતાનાં કુટુંબ તરફથી નીચલા ગ્રહસ્થોને એકેકી શાલ એનાયત કરી હતી :—શેઠ કુવરજી કોહયાજી, દસતુર કેખશરૂ, અંજુમનના સેક્રેટરી મી૦ રતનશા પેસતનજી દમરી તથા પંથકી એ૦ આદરજી. મી૦ દીનશા દોરાબજી મીસ્ત્રીને એક સીલવર વાઝ ભેટ કરયો હતો.

દસતુર કેખશરૂએ શેઠ કુવરજી, સેક્રેટરી મી૦ રતનશા તથા પંથકી આદરજીને એકેકી શાલ ભેટ કરી હતી

શેઠ કુવરજીએ મી૦ એડનવાળાને જવાબ આપતાં જણાવ્યું કે મને એ શાલ શા સબબથી આપવામાં આવે છે તે હું સમજી શકતો નથી. હું એ લેવાને લાયક નથી. એ શેઠોએ અમારી ઉપર દોખમું બંધાવી આટલો મોટો ઉપકાર કરયો અને વળી મને શાલ આપે છે, તો તે ઉપકારમાં સામો વધારો થાય છે. દસતુરજીએ મને શાલ આપી તેથી તો હું વધારે અજબ થયો છું. દસ-તુરજીએ અમોને કાંઇ આપવાનું નથી. દસ-તુરજીએ તો અમોને દુવા દેવી જોઇયે. પણ જયારે એઓ સાહેબ એથીજ ખુશ થતા હોય તો હું આધીન છું. સેક્રેટરી મી૦ રતનશાહના કહેવાથી તેવણ તરફથી પણ એ બંને સાહેબોનો ઉપકાર માનું છું.

બાદ મી૦ જમશેદજી મેરવાનજી ચાંટીયાએ મીજલસ તરફથી સરનશીનનો ઉપકાર માનયો હતો.

આ પછી મીજલસ ઉઠી તુરતજ અગીયા-રીમાં ગઇ હતી, અને શેઠ કુવરજીએ ભલાં સખી નર નારીઓની તસવીરયા રખાતી યાદ ગીરી કેટલુંક વીવેચન કરી નીચલી છબીઓ ખુલ્લી મુકી હતી :—મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાળા, મરહુમ દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી, તથા મરહુમો બાઇ દીનબાઇ પાટીટ, ફરામજી પીટીટ અને જમશેદજી પાટીટ. આ પછી મેળાવડો બરખાસ્ત થયો હતો.

રવાન લઇ જવા માટે હાલ બે ખાંધીયા રાખવામાં આવનાર છે. તેઓ લોઢાંની ગાડીમાં મુકી રવાન ઘસડી લઇ જશે. અત્રે દોખમું ઘણું દુર નથી. સ્ટેશનથી તે નજદીક છે. નાળાંની અડચણને લીધે રસતામાં ચકરાવો લેવો પડતો હોવાથી, તે કંપાઉ બે માઇલ દુર લાગે છે. આ દોખમામાં મોટી ૧૮ તથા નાની બે મળી ૨૦ પાવી છે. "આઅરીઆ બાગ" નામે પારસીવાડની નજદીક અંજુ-મનની એક જગયા છે, તેમાં આજ સુધી રવાનોને ડાટવામાં આવયાં છે. તેમાં કેટલાકોએ ઘોરો બાંધી છે. બે ઠેકાણે તો ગોળ દીવાલથી દોખમાના જેવો દેખાવ કરવામાં આવયો છે.

*Times of India, 27th December 1900.*

RAJKOT, DECEMBER 25.

The Zoroastrian Tower of Silence built at Rajkot by the late Sheth Cowasjee Dinshah Adenwalla, C. I. E., and a Sagri by the late Bai Saheb Dinbai Nuserwanjee

Petit, were consecrated with due solemnity to-day. Eloquent addresses, befitting the occasion, were delivered by Dastur Saheb Kaikhosro Jamaspjee Jamaspasana, High Paiest, and Mr. Cooverjee Coyajee, President of the Rajkot Zoroastrian Anjuman. A large concourse of Zoroastrians from various places were present.

*** આએ દોખમાં ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"આ દોખમું શેઠ કાવસજી દીનશાહજી
"એડનવાળા, સી. આઇ. ઇ. એ શેઠ
"રતનજી દોરાબજી એડનવાળાનાં પુનને
"સારૂ પોતાના ખરચે રાજકોટની જર-
"થોસ્તી અંજુમનના ટ્રસ્ટી સાહેબોને
"કુલે જરથોસ્તી આલમના વપરાસ સારૂ
"આજ દીને ઇજ્જાવી સવાધીન કીધું છે,
"રોજ ૧૨ મો મોહોર ઇજદ, માહ ૪
"તીર ઇજદ સને ૧૨૭૦ યઝદેજરદી તા૦
"૨૫ મી ડીસેમ્બર ૧૯૦૦ ઇસ્વી.

"મી૦ દીનશાહ દોરાબજી મીસ્ત્રી, એમ.
"એસ. એ. ઑનરેરી સીલ્પ શાસ્ત્રી
"મી૦ રતનશાહ પેસ્તનજી દમરી સેક્રેટરીની
"દેખરેખ હેઠલ બાંધ્યું છે."

સગડી ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"આ સગડી મરહુમ બાઇ દીનબાઇ
"નશરવાનજી પીટીટે પોતાના વહાલા બેટા
"મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી
"પીટીટનાં પુનને સારૂ પોતના ખરચે
"બંધાવી આપવાને જણાવ્યું હતું તે
"બંધાઇ તૈયાર થવાથી રાજકોટની જર-
"થોસ્તી અંજુમનના ટ્રસ્ટીઓને કુલે
"જરથોસ્તી આલમના વપરાશ સારૂ
"આજ દીને ઇજ્જાવી સવાધીન કીધી છે.
"રોજ ૧૧ મો ખોરસેદ ઇજદ, માહ ૪
"તીર ઇજદ સને ૧૨૭૦ યઝદેજરદી,
"તા૦ ૨૪ મી ડીસેમ્બર સને ૧૯૦૦
"ઇસ્વી મી૦ દીનશાહ દોરાબજી મીસ્ત્રી,
"એમ. એસ. એ., ઑનેરેરી સીલ્પ
"શાસ્ત્રી મી૦ રતનશાહ પેસ્તનજી દમરી
"સેક્રેટરીની દેખરેખ હેઠળ બાંધી છે."

દોખમાંથી સરીયામ રસ્તા સુધી નીચે મુજબ તખ્તી મારેલી છે.

"આ દોખમાંથી સરીયામ રસ્તા સુધીની
"સદક નાલાં સાથે બાઇ સાહેબ આવાંબાઇ
"ફરામજી પીટીટ તરફથી બંધાવી આપ-
"વામાં આવી છે. ખરચ રૂ. ૮૦૦.
"સને ૧૨૬૯ યઝદજરદી, ૧૮૯૯ ઇસ્વી."

આ દોખમું બંધાયા આગમજ રાજકોટમાં "આખર બાગ" નામની જગા કે જ્યાં જરથોસ્તી રવાંનોને ભુનિદા કરવામાં આવતાં હતા તેના કંપાઉંડમાં એક સગડીનું મકાન મરહુમ શેઠ બેહરામજી ફરામજી તલાટીનાં પુનને માટે શેઠ એદલજી ડોશાભાઇ તલાટીએ બંધાવી આપી રોજ ૨૮ માહ ૮ શેહનશાહી સને ૧૨૭૧ યઝદજરદી તા૦ ૧૦ મી મેએ ૧૯૦૨ ને દીને ઇજ્જાવી હતી.

## ઇ૦ સ૦ ૧૯૦૧.

## ઉદવાડાની શેઠ દીનશાહ દોરાબજી મીસ્ત્રીની ધર્મશાલા ખોલ્લી મુકાએઆનો અહેવાલ

જામેજમશેદ, તા૦ ૧૧ મી જાનેવારી ૧૯૦૧ ને વાર શુકરે

ઉદવાડા, તા૦ ૯ મી જાનેવારી.

**નવી ધરમશાલા ખુલ્લી મેલવાની** ક્રીયા—ઉદવાડા મધે મુંબઇવાળા મી૦ દીનશાહ દોરાબજી મીસ્ત્રી (તે જાણીતા સીલપશાસ્ત્રી) એ પોતાના મરહુમ બેટા બાઇ ફરદુનજી દીનશાહજીનાં પુન માટે અત્રેના પોતાના બંગલાની નજદીકમાં દેશાવરથી આવનારા જરથોસતીઓના ઉતારા માટે, તેમજ અહીંના તથા નજદીકના સોડ ફળીઆ ગામના જરથોસતીઓને સરઆસરે જમણવાર કરવા સારૂં ધરમશાળાનું એક મકાન બંધાવયું છે, તેને ઇજ્જાવી ખુલ્લું મેલવાની ક્રીયા પોતાના મરહુમ બેટાની વરસીને દીવસે યાને આજે કરવામાં આવી હતી. એ મકાન પોતાના મરહુમ બેટાની નઇયતે બાંધેલું હોવાથી, તેને ખુલ્લું મેલવાની ક્રીયા કાંઇપણ ધામધુમ વીના ગંભીર રીતે કરવામાં આવી હતી. બાદ મી૦ દીનશાહજીએ પોતાના બે પઉત્રોને સુદરે પહેરાવવાની ક્રીયા એજ મકાનમાં કરાવી હતી. દસતુર ખુરશેદજી મનચેરજી, દસતુર પેશોતનજી બરજોરજી મીરઝાં, મી૦ બેહેરામજી પેસતનજી ભરડા, મોબેદો મનચેરજી બેહેરામજી દસતુરના, દારાબજી અસપંદીયારજી (બાવા), દમણના પંથકી જમશેદજી નવરોજજી ઉનવાળા, વગે-

રેએ આ ક્રીયામાં ભાગ લીધો હતો. ધરમશાળાનો નીચેનો હોલ ૫૦x૪૦ ફીટનો છે, અને ઉપર એક મજલો ચહડાવી ત્રણ ઓરડા કહાડેલા છે, અને બબરચીખાનું જુદું રાખેલું છે. જશન તથા નવજોત ક્રીયા પુરી થવા પછી મી૦ દીનશાહજી મીસ્રી તરફથી લખાયલો એક અંજુમન પત્ર તેવણના વડા બેટા મી૦ નશરવાનજી દીનશાહજી મીસ્રીએ વાંચી સંભળાવયો હતો, જેમાં જણાવવામાં આવયું હતું કે, "ઉદવાડા ગામમાં એવું એકે મકાન નહી હોવાથી, અને મુખ્ય કરી ઉદવાડા તથા સોડ ફળીઆના જરથોસતી બાઇઓને શાદી તથા ગમી વખતે જમણ વગેરે કામમાં વાપરવા એવાં એક મકાનની જરૂર દેખાઇ આવવાથી, એ મકાનનો નીચલો ભાગ એવાં કામમાં વાપરવા તથા ઉપરનો માળ તેને લગતાં નીચેનાં મકાનો સહીત દેશાવરના જરથોસતીઓના ઉતારા સારૂ વાપરવા બાંધયો છે, જે મકાનો અમારી મરજીના ત્રસટીઓ ઠરાવી અમો તેમની સભાળ તળે સોંપાશું. આ મકાન અમોએ અમારા ખરચથી અમારા મરહુમ દીકરા બાઇ ફ્રરદુનજીની વહાલી યાદમાં તેઓનાં પુનને સારૂં બંધાવયું છે. એ મકાનને માટે જોઇતું ફરનીચર અમો અમારા ખરચથી મુકીશું, તેમાંનું હાલ ઉતાવળથી જેટલું બની આવયું છે, તેટલું મુકવામાં આવયું છે અને બાકીનું હવે પછી મુકવાની ઉમેદ રાખું છું," વગેરે. સેવટે એ ધરમનાં કામમાં ઉદવાડા તથા સોડ ફળીઆના અને દેશાવરના જરથોસતી સાહેબોએ હાજર થવાની તસદી લીધી, તે માટે આભાર માનવામાં આવયો હતો. દસતુર ખુરશેદજીએ એ પછી ઉદવાડાની જરથોસ્તી વસતી તરફથી મી૦ દીનશાહજીની સ્તુતી કરી આ ધરમનું મકાન બંધાવી આપવા માટે ઉપકાર માનનારૂં એક માનપત્ર વાંચી સંભળાવવાની ફરમાસ મી૦ માકુજી પેસતનજી ભરડાને કરી હતી, જેઓએ ઉદવાડાના મુખ્ય જરથોસતીઓની સહી સાથનું માનપત્ર વાંચી સંભળાવી, તે મી૦ દીનશાહજી દોરાબજી મીસ્રીને સપુરદ કરયું હતું. જે ઉપકાર સાથ સવીકારવા પછી, મોબેદો તથા બેહદીનોમાં રૂપાનાણું વહેંચવામાં આવયું હતું અને મીજલસ વીખરાઈ હતી.

*** આ મકાન ઉપર નીચલી તખ્તી મારેલી છે:—

"ફ્રરદુનબાગ"

"આ મકાન શેઠ દીનશાહ દોરાબજી
"મીસતરીએ પોતાના મરહુમ બેટા શેઠ
"ફ્રરદુનજી દીનશાહ મીસતરી જેવણુ રોજ
"આશમાન માહા અરદીબેહસ્ત શને ૧૨૬૧
"યઅઝદેઝરદીને દીને હક થઇઆ તેના પુનને
"માટે બંધાવી કુલે જરતોશતી આલમના
"વપરાસ શારૂ આજ દીને ઇજી તરસ્તીઓને
"સવાધીન કીધું છે. રોજ આશમાન મહા
"તશતર તીર યજદશને ૧૨૭૦ યઝદેઝરદી.
"તા૦ ૯મી જાનેવારી સને ૧૯૦૧ ઇશવી."

## સોલાપુરનાં દોખમાંની સાંમેની સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે બંધાવેલી શગડી પરઠાએઆનો અહેવાલ.

ગુજરાત મિત્ર, તા૦ ૧૦મી ફેબરવારી ૧૯૦૧ ને વાર રવેઉ

સોલાપુર ખાતે સર દીનશાહ માણેકજી પીટીટ તરફથી પોતાના મરહુ બેટા શેઠ ફ્રરાંમજી પીટીટનાં પુન માટે રૂ. ૩૦૦૦ ખરચી બંધાવેલી સગડી ઈજવાની ક્રીયા ગઇ તા૦ ૩૧ મીએ દખણના વડા દસતુરજી સરદાર ખા૦બા૦ હોશંગજીને હાથે થનાર હતી પણ તેઓ નાદુરસ્ત તબીઅતને લીધે હાજર નહીં થઈ શકવાથી દખણના નાયબ દસ્તુર કેકોબાદ આદરબાદે કરી હતી. જશનની ક્રીયા પુરી થવા પછી દસ્તુર કેકોબાદે જણાવ્યું કે આગલા વખતમાં પારસી કોમમાં જરથોસ્તીઓ ધર્મનાં અને બીજાં સારાં કામો કરી ગયલા છે તેમ હાલના વખતમાં તેઓમાં પીટીટ ખાનદાન જેવા ધરમી અને સખાવતનાં કામમાં થોડાજ આગેવાન હશે વીગેરે.

એ પછી શેઠ નાનાભાઇ બીખાજીએ સર દીનશાહ પીટીટને અનજુમન તરફથી માનપત્ર આપવાનું જણાવી તેઓનું લાંબુ આયુષ્ય ઇચ્છયું હતું, અને સગડીનું કામ સરનજામ ઉતારવા માટે શેઠ આદરજી કાવસજી નગરવાલા અને કંત્રાકટર એરવદ કેકોબાદ ખુરશેદજી મોદીનો અનજુમન તરફથી ઉપકાર માનયો હતો. મી૦ રૂસ્તમજી બાઇસે માનપત્ર વાંચી સંભળાવી રૂપાંના કારકેટમાં મુકી શેઠ આદરજીને સર દીનશાહજીને પોહચાડવા માટે આપ્યા પછી નાયબ દસ્તુરને, વડા દસ્તુરજી માટે, અને કંત્રાકટર એરવદ કેકોબાદને સીયાલો આપી મોબેદોમાં રૂપાંનાણું વહેંચાયા પછી ચાસ્ની તથા રીફ્રેશમેંટ લઇ હાજર રહેલાઓ છુટા પડયા હતા.

*** આ સગડીપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"આએ સગડી બેહેસ્તનશીન શેઠ ફ્રામજી
"દીનશાજી પીટીટનાં પુણને સારૂં મરહૂમના
"પીતાજી સર દીનશાજી માણેકજી પીટીટ
"બેરોનેટે બંધાવી શ્રી સોલાપુરની પારસી
"અનજુમનને સપુરદ કીધીછે.

"એ સગડીનો નીભાવ સોલાપુરની અન-
"જુમને ચંદ્રોકાલ સુધી કરવો. એ સગડી
"પાછલ કુલે ખરચ રૂ૩૦૦૦)નો થયોછે.
"રોજ ૧૯મો ફ્રરવરદીન માહ ૧લો ફ્ર-
"વરદીન સેહેનશાહી સને ૧૨૭૦ યજદે-
"જરદી તા૦ ૩જી અકટોબર સને ૧૯૦૦
"ઇસવી ને વાર બુધે.

"એ સગડીનો પલાન કરનાર તથા
"બાંધનાર મી૦ કેકોબાદ ખુરશેદજી મોદી
"કંટરાકટર."

તખ્તીમાં જણાવેલે દીવસે સગડી ન ઇજતાં ચાર માસ રહીને ઇજાવીછે.

## દાદર ખાતે મરહુમ શેઠ નવરોજજી કાવસજી નાળાએરવાલાની મોઠની દરેમેહેરમાંના આદરાંનને લાવી પરઠાવેઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧લી આપરેલ ૧૯૦૧ ને વાર સોમે.

## દાદાર ખાતે બંધાયલી નવી દરેહમેહેર પરથવાની ક્રીયા.

મરહુમ શેઠ નવરોજજી કાવસજી નારીએળવાળાએ સને ૧૮૨૨ માં મજગામ તરફ મોઢના રસતા ઉપર નારીએળવાડીના નામથી ઓળખાતી જગા પર એક દરેહમેહેર બાંધાવી જરથોસતીઓના વપરાસ માટે ખુલ્લી મુકી હતી, જેનો વહીવટ એ મરહુમ શેઠના વારસો ચલાવે છે. સને ૧૮૯૬ માં તેની પડોશમાં કેટલાંક કબ્રસતાન તઇયાર કરવામાં આવયાં હતાં, તેમજ એ દરેહમેહેરને લગતી કુશાદે જમીન મયુનીસીપાલીટીએ કબ્રસતાન બનાવવા માટે પાછળથી મોટી કીમતે ખરીદી લીધી હતી. એ મયુનીસીપલ ખરીદીથી ઉપજેલાં નાણાં એ શેઠના વારસો મરહુમ મી૦ મનચેરજી નારીએળવાળા તથા હઇયાત વારસો ભાઈઓ પેસતનજી મેરવાનજી નારીએળવાળા તથા હોરમસજી મેરવાનજી નારીએળવાળાએ કોઈ બીજે ઠેકાણે દરેહમેહર પરથાવવાનો ઠરાવ કરયો હતો. તેવામાં એ શેઠોનું ધયાન ખેંચવામાં આવયું કે, દાદર, મેહેમ, મટુંગા, વગેરે લતાઓ ઉપર વસતા જરથોસતીઓ માટે એક અગીયારીની ઘણી જરૂર છે. જેથી એ શેઠોએ જી. આઈ. પી. તેમજ બી. બી. અને સી. આઇ. રેલવેનાં સટેશનોની નજદીકમાં દાદર ખાતે આવેલી મી૦ નાનાભાઈ ફ્રામજી સપેનસરની જમીન ખરીદી લઇ, તે ઉપર એક દરેહમેહેર બંધાવી છે જેને પરથવાની ક્રીયા ગયા સનીવારે સવારે દાદર તેમજ તેની આજુબાજુનાં પરાંઓના જરથોસતી રહીશો તેમજ મુંબઇથી ગયલા કેટલાક ગ્રહસથો [illegible] એક મોટી મીજલસ સનમુખ કરવામાં આ[illegible] હતી. એ દરેહમેહેર બંધાઇ તઇયાર થાવ તેટલાં મોઢવાળી અગીયારીનું પાતરૂં મજગામ ખાતેની મરહુમ શેઠ ફ્રામજી પટેલની અગીયારીમાં રાખવામાં આવેલું હતું, જયાંથી તે ગયા ગુરૂવારે મધરાતે એક કલાકે પગ રસતે દાદર ખાતે લાવી એ નવાં મકાનમાં તખતનશીન કરવામાં આવયું હતું. એ નવું મકાન મી૦ માણેકજી લીમજી હોતરયાએ ઈરાનથી મોકલી આપેલા પરસીપોલીસનાં આતશકદેહોના પલાન ઉપરથી અસલી ઇરાની ઢપનું બાંધવામાં આવયું છે. કેબલાવાળાં મકાનની પડોશમાંજ એક બીજું મકાન બંધાવવામાં આવયું છે, જેમાં હેઠળ અગીયારીના મોબેદો માટે રહેઠાણની સગવડ કરવામાં આવી છે, જયારે ઉપર જરથોસતીઓને નવજોત તથા બીજા સરઅવસરે વાપરવા માટે એક દીવાનખાનું બનાવવામાં આવયું છે. બબરચીખાના તરીકે વાપરવા માટે એક અલાહેદું નાનું મકાન ઉભું કરયું છે, તેમજ અગીયારીમાં બંદગી કરવા આવનારાઓની સગવડ માટે જુદી કોઠડીઓ રાખી છે. દરેહમેહેરને લગતાં નવાં મકાનો તથા જમીન પાછળ નારીએળવાળા શેઠોએ નજદીક રૂપીઆ ૬૦૦૦૦ નો ખરચ કીધેલો સંભળાય છે. મીજલસમાં કેટલીક બાનુઓ પણ બંદગી કરવા માટે ગઇ પરમ દીને હાજર હતી. હાજર રહેલાઓમાં નીચલાઓ પણ હતાઃ—ડાકટર કાવસજી હોરમસજી, ડાકટર બાપુજી પેસતનજી નારીયેળવાળા, ખા૦ બા૦ બહમનજી બેહરાંમજી પટેલ, મેસરસ બેહેરામજી જીજીભાઇ, જમશેદજી ફરદુનજી માદન, પેસતનજી મેરવાનજી નારીયેળવાળા, હોરમસજી મેરવાનજી નારીયેળવાળા, નવરોજજી પેસતનજી નારીયેળવાળા, મેરવાનજી રૂસતમજી નારીએળવાળા, અરદેશર ફ્રામજી ઉનવાળા,

સોરાબજી દીનશાહજી સોપારીવાળા, પેસતનજી નશરવાંનજી ગોદીવાળા, હોરમસજી કુવરજી શેઠના, બેજનજી કાવસજી જસાંવાળા, ખાં૦ સા૦ પાલનજી પેસતનજી રાગીના, વગેરે. સવારના ૯॥ વાગતે એ દરેહમેહેરના પંથકી એરવદ ફરામજી હોરમસજી માદનના બેટા એરવદ ફીરોઝ ફરામજી માદનની આગેવાની હેઠળ અગીઆરીના મોબેદોએ જશનની પવીત્ર ક્રીયા કરી હતી, જે ખતમ થતાં મી૦ પેસતનજી મેરવાનજી નારીએળવાળા તથા મી૦ હોરમસજી મેરવાનજી નારીએળવાળા તરફથી ડાક્ટર બાપુજી પેસતનજી નારીએળવાળાએ નીચલું અંજુમનપત્ર વાંચી સંભળાવ્યુ હતું:—

"અમારા વડીલ મુરબ્બીજી અનુશેહેરવાન શેઠ નવરોજજી કાવસજી નારીએળવાળાએ મુંબાઇ મધે માઉંટરોડ ઉપર 'નારીએળવાડી' ને નામે ઓળખાતી જગયામાં રોજ ૬ જો અરદીબેહેસત માહા ૯ મો આદર યઝદ શેહેનશાહી સને ૧૧૯૧ યઝદેજરદી તા૦ ૩ જી જુન ૧૮૨૨ ને દીને એક દરેહમેહેર બંધાવી, તેમાં આદરીઆન સાહેબના નુરી કેબલાને તખતનશીન કરયા હતા. એ અશો નર સને ૧૮૨૫ માં ગુજરવા બાદ તેવણુના દીકરા તે અમારા મરહુમ પીતાજી શેઠ મેરવાનજી નવરોજજી નારીએળવાળા, અને સને ૧૮૪૪ માં નીપજેલાં તેવણુનાં મરણ પછી તેવણુના વારસો દાખલ અમો ચારે ભાઇઓ મરહુમ શેઠ મનચેરજી, મરહુમ શેઠ રૂસતમજી, હોરમસજી અને પેસતનજી એ મકાનનો વહીવટ ચલવતાં હતા. હવે એ દરેહમેહેરને તેની માઉંટરોડ ઉપરની અસલ જગયા પરથી અત્રે કેમ લાવવામાં આવી, તેની નોધ તવારીખના સફા ઉપર રહે એવી મુરાદથી થોડીક વીગત તમો સાહેબો સનમુખ રજુ કરવાની રજા લઇયે છીયે. એ દરેહમેહેરને લગતી માઉંટ રોડ ઉપર મોટી જમીન પણ હતી. સને ૧૮૯૬ માં નામદાર ઇંગ્રેજ સરકારે પ્રજા ઉપયોગી કામ સારૂં તે ખરીદી લીધી હતી, અને તેથી એ દરેહમેહેરને તેની અસલ જગયા એથી ખસેડવાની ફરજ પડતાં કોઇ પણ લાયક ઠેકાણે એક મકાન બાંધવા અમો ચારે ભાઇઓએ ઠરાવયું હતું. અને તે મુજબની જગાની ખોળ કરતાં દાદર ઉપરના વધતા જતા જરથોસતી વસવાટથી તયાં દરેહમેહેરની જરૂર બાબે અમારૂં ધયાન ખેંચાતાં, એ મકાન આ જગયા ઉપર બાંધવાનું નકી કરયું હતું. એ બાબે બોલતાં અમોને દલગીરી સાથે નોધ લેવી પડે છે કે, અમારા વડીલ ભાઇ મનચેરજી જેવણુ એ દરેહમેહેરનું મકાન બાંધવાની ઘણી હોંસ રાખતા હતા, તેવણુની મુરાદ મુજબ આજના મુબારક દહાડાની સરજત તેવણુનાં નસીબમાં નહીં હોવાથી એ દીન અગાઉ તેવણુ ગુજરી ગયા હતા, અને વળી અમારા બીજા ભાઇ રૂસતમજી પણ તેજ મુજબ આજના દીવસ માટેની પોતાની કુદરતીજ હોંસ પુરી પાંડી શકયા નથી, પણ અમો અંતઃકરણથી તે કીરતારનો ઉપકાર માનયે છીએ કે, અમારા એ બંને બેહેસતનશીન ભાઇઓનાં રૂહને તેઓની મુરાદ મુજબ ખુશનદ કરવાને અમો તે દયાળુ સાહેબના અપાર મેહેરથી શકતીવાન થયા છીયે. આ દરેહમેહેરની ઇમારતનો પાયો રોજ ૩, મહા ૯ શેહેનશાહી, ૧૫ મી મે ૧૮૯૯ ને દીને પાક માજદીયસની દીનનાં ફરમાન મુજબ નાંખવામાં આવયો હતો, અને ઇમારતને તેનાં નામને જેબ મળે તેવી રીતે બાંધવાને અમે અમારી બનતી કોશેશ કરી છે, અને તે માટે પડેલી અનેક મુશકેલીઓ છતાં તે ખોદાની બક્ષેશ અને મદદથી એ મકાન બંધાઇ તઇયાર થવાથી દીનનાં ફરમાન મુજબ દરેહમેહર ઇજાવી તેમાં અસલ આદરીયાન સાહેબના નુરી કેબલાને આજના મુબારક દીવસે તખતનશીન કરયા છે. એ સરવે પુન પ્રતાપ અમારા વડીલ મુરબ્બી બેહેસતનશીન શેઠ નવરોજજી નારીએળવાળાના છે. તેવણુનાં રૂહને ખુશનુદી અને ચહડતી જગયા હોજો કે, તેવણ સાહેબે એ દરેહમેહેરને લગતી જે મોટી જગયા રાખી હતી, તેનાં વેચાણથીજ આ મકાન બાંધવાને અમો શકતીવાન થયા છીયે, એટલુંજ નહી, તેણુ તેજ જમીનની દોલતથી એ દરેહમેહેરના નીભાવ માટે પણ કોઇના હાજતમંદ રહેવું પડયું નથી. તે કરીમે કારસાજના શુકર કરયે છીયે કે એ મુજબ એ દરેહમેહેર પોતે પોતાનાજ પગ ઉપર ઉસતવાર ઉભી છે, અને ઘણી લાંબી મુદત સુધી તેમજ રહેશે. આ બાબદની ટુંક તવારીખ ખતમ કરવા અગાઉ તેજ બાબેના સંબંધની બે નોધ લેવાને અમોને ઘણી ખુશાલી ઉપજે છે. પેહેલી એ કે, બેહસતનશીન શેઠ ફરામજી નશરવાનજી પટેલની નીંમજગામ ખાતેના દરેમેહેરનાં મકાનમાં અમારાં એ આદરીયાન સાહેબને જગાની સગવડ કરી આપવા માટે એ ખાતાંના નેક ત્રસટીઓનો જાહેરમાં ઉપકાર માનવાને અમોને ઘણી ખુશાલી ઉપજેછે. આ ઇમારતનાં બાંધકામ માટે કીમતી સલાહ આપવા અને તે ઉપર દેખરેખ રાખવા માટે મી૦ કુવરજી મનચેરજી મીસ્ત્રીએ જે

અંતઃકરણથી મેહેનત લઇ એક દીનચુસત જરથોસતી તરીકેની પોતાની લાગણી દેખાડી છે, તે માટે અમો એવણુનો ખરાં જીગરથી ઉપકાર માનયે છીયે, અને ચાહીએ છીયે કે તે ફીરતાર એવણને પોતાના ધંધામાં આબાદી અને ફીરતી બક્ષે. છેલ્લે આ દરેહમેહેરના મરહુમ પંથકીના રૂહ તરફની અમારી ફરજ બજાવવાની અમો રજા લઇયે છીયે. અમારા એ મરહુમ પંથકી એરવદ હોરમસજી એહેરામજી માદન અમારા વડીલ શેઠ નવરોજજીના વખતથી એ દરેહમેહેર સાથે જોડાવલા હતા. તેવણુથી અમોને અને અમારાં સરવે કુટુંબીઓને એવો તો સંતોશ મળયો હતો કે, તેવણુ તરફ અમારાં કુટુંબીઓ તો શું પણ તેવણુ સાથે સબંધમાં આવતું દરેક જરથોસતી કુટુંબ તેવણુ તરફ માન, મોહોબત અને ચાહની લાગણી ધરાવતું હતું. તેવણુ ઇ૦ સ૦ ૧૮૭૫ માં હક થવા પછી તેવણુના દીકરા એરવદ ફરામજી હોરમસજી માદનને અમોએ પંથકી ઠરાવયા હતા, અને અમો કહેવાને શકતીવાન છીયે કે, તેવણુ પણ પોતાના મરહુમ પીતાજીને પગલે ચાલતા રહયા છે. એવણુની તબીયત કેટલુંક થયું નાદરૂસત ચાલવાથી એવણુ તરફથી એવણુના છોકરાઓ બાઇઓ જેહાંગીરજી, ફીરોઝ અને હોરમસજી આ આદરીઆન સાહેબનું કામ ચલાવે છે, અને તેઓ પણ પોતાના મરહુમ વડીલ તથા નેક પીતાજીના જેવાજ નીવડે, એવું આપણે ઇચ્છીશું. સેવટે આજના મુબારક જશનમાં તકલીફ લઇ સામેલ થવા માટે અમો તમારો ઉપકાર માનીએ છીયે."

એ પછી મી૦ પેસતનજી નારીએળવાળાએ પોતા તથા બાઇ તરફથી દરેહમેહેરના પંથકી એરવદ ફરામજી હોરમસજી માદનને તેમજ કંત્રાકટર મી૦ કુવરજી મનચેરજી મીસ્ત્રીને ચાંદલો કરી એકેક શાવાલ ઓઢાડી હતી.

ડાકટર કાવસજી હોરસજીએ તે બાદ જણાવ્યું કે, કેટલાક દાદરવાસી જરથોસતીઓએ પોતાની ખાનગી સભા ભરી ઠરાવયું હતું કે, આજના મુબારક દીવસે મીજલસ સનમુખ નારીએળવાલા શેઠો માટે ઉપકારના સખુનો રજુ કરવા, જેમ કરવાની હું રજા લઉં છું. મરહુમ માનવંત શેઠ નવરોજજીએ બંધાવેલું આ દરેહમેહેરનું મકાન ૮૧ વરસની લાંબી મુદતે દાદર ખાતે પાછું હમેશગી સુધી એવણુનું નામ કાયમ રહે અને તે વધુ ઉપયોગી થઇ પડે, તેવી રીતે એવણુના હાલના વારસોએ બરપા કરયું છે. દાદર, મટુંગા, પરેલ, નાયગામ, વગેરે લતાના રહીશો એ મકાનનો ઉપયોગ કરશે, અને તેથી તે મરહુમ શેઠનું રૂહ ખુશનુદ થયા વીનો રેહેશે નહી. આ પાક દરેહમેહેરનું મકાન પરથવાની ક્રીયાના સંબંધમાં દાદર, નાયગાય, મટુંગા, સીમ, વરલી તથા ઉતર પરેલના જરથોસતી રહેવાસીઓને આજનો મુબારક દીવસ આપણા પાક ધરમની બાબદમાં એક યાદગારી જેવો રહી જશે, એમ તમો સરવે સાહેબો ખુશીથી કબુલ કરયા વગર રહેશો નહીં. નારીએળવાળા શેઠોએ પોતાના મરહુમ વડીલની મોઠ ખાતેની દરેહમેહેરના બદલામાં જે મોટી રકમ આવી તે સારી સમજ વાપરી ખરચીને આ ધરમનું મકાન બંધાવ્યું જેની અત્રે ઘણી જરૂર હતી. તેટલા માટે આપણે એ સાહેબોનો મોટો ઉપકાર માનીએ છીયે. દીનપર દીન જરથોસતીઓની વસતી આપણી આસપાસ ઘણી વધતી જાય છે. અત્રે બન્ને રેલવે, ખાધખોરાકીનાં સારાં બજારો, દવાખાનાઓ વગેરેની સગવડ છે. માત્ર આપણુને એક દરેહમેહેરની મોટી ખોટ હતી, જે ઘણી અગતની ખોટ એ શેઠોએ આ સુંદર મકાન બંધાવી પુરી પાડી છે. ખરેખર તેનેજ ભાગયશાળી સમજવો કે જે ઘણી આવું ધરમનું બીડું જરૂરીયાતની જગયા ઉપર ઝડપવાને શકતીવાન થાય. દરેહમેહેરના માલેકોએ વળી સંખયાબંધ ખુરસીઓ પુરી પાડી છે, જે સરઅવસરે કામ આવશે. મને અત્રે એવું જાહેર કરતાં મોટી ખુશાલી ઉપજે છે કે આ શુભ પ્રસંગે અત્રેના જરથોસતી રહીશોએ પોતપોતામાં ટુંક નાણું જમા કરી આજે પોતાની પસંદગી અને દુવાના આકારમાં તેમાંથી નારીએળવાળા શેઠો તથા દરેહમેહેરના બુઝરગ પંથકીને શાલો એનાયત કરવાની મને અરજ કરી છે. બાકી રહેલું નાણું બાંકો, સેતરંજીઓ, ખુરશીઓ, વગેરે વેચાતી લેવા માટે વાપરવામાં આવશે, કે જેથી સરઅવસરે અત્રેના જરથોસતીઓને કામ લાગે. સેવટે આપણુ સરવે નારીએળવાળા શેઠોને લાંબી જીંદગી તનદરોસ્તી, તથા આબાદી ચાહીએ છીયે, અને એ સાહેબોનો ફરીથી જાહેર ઉપકાર માનયે છીયે.

બાદ ડા૦ કાવસજીએ બાઇઓ પેસતનજી તથા હોરમસજી નારીએળવાળાને, તેમજ પંથકી એરવદ ફરામજી માદનને તાલીઓની ગરજના વચે ચાદલો કરી એકેક શાલ આપી હતી.

તે પછી ડા૦ બાપુજી નારીએળવાળાએ પોતાના પીતા તથા કાકા તરફથી મીજલસનો વળતો ઉપકાર માનતાં જણાવ્યું કે, અમોએ અમારી ફરજ બજાવવા સીવાય બીજું કાંઇ કીધું નથી. મરહુમ શેઠ નવરોજજી જે જાગીર મુકી ગયા હતા, તેમાંથી તેવણુનેજ પઇસે આ દરેહમેહર બંધાવી અમોએ માત્ર અમારી ફરજ બજાવી છે.

એરવદ ફરામજી માદન બોલયા કે, ભેટ આપેલી ચીજ ગમે તે કીમતની હોય, પણ તે ભેટ જયારે દીલસોજી અને ભલી લાગણીનાં પરીણામમાં મળેલી હોય છે, તયારે તેની કીમત ઘણી વધી પડે છે. ભેટમાં માન, મોહોબત, અને દરજાનો લોક છાપ સમાયલો હોયછે, ત્યારે તે લેનારને ખાસ ખુશાલી ઉપજે છે. ભેટના અવેજમા ઉપકાર માનવે તો દુનીયાઇ રીવાજ છે. પણ ઉપકાર એ ખાકી છે, જયારે મને મળેલી ભેટ મીનોઇ છે, તેથી હું ઉપકાર માનું તો તે ખાકી કેહવાય. માટે એ ભેટ હું મીનોઇ તરીકે કબુલ રાખી મીનોઇનેજ યાને આ દરેહમેહરને અરપણ કરવા માગું છું. એ ભેટને હું મીનોઇ સાથે જોડવા માગું છું, વગેરે.

સેવટ જશનની કીયા માટે સુગંધી પુશપો પુરાં પાડવા માટે જાણીતા ફલોરીસ્ટ મી૦ હોરમસજી અરદેશર દુબાશનો ઉપકાર માનવામાં આવયો હતો.

બાદ મીજલસ બરખાસ્ત થઇ હતી.

## દાદારનું ખાંનબાહદુર રૂસતમજી જામાસ્પજી આશબરનરે બંધાવી આપેલું નસાખાનું.

જામે જમશેદ, તા૦ ૨૬મી એપરીલ ૧૯૦૧ ને વાર શુકર.

પરેલ, દાદર, મટુંગા, નાયગામ અને સીમ વગેરે લતાઓ ઉપર વસતાં જરથોસ્તી કુટુંબોની સગવડ અરથે, દાદરના જુના રસતા અને મટુંગાના નવા રસતા વચે બાંધવામાં આવેલું નવું નસાખાનું વપરાસ માટે ચાલુ કરવામાં આવયું છે, એમ પારસી પંચાયતના સેક્રેટરી સમશુલ ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદી તરફથી પારસી કોમની જાણ માટે જાહેર કરવામાં આવયું છે. એરવદ જીવનજી જણાવે છે કે પરેલની શેઠ વહાડયાવાલી દરેમેહર સુધીના લતાના જરથોસતીઓએ કજા રજાએ એ નવાં નસાખાંનાંમાંથી માણસો બોલાવવાં, જયારે એ દરેમેહરની દક્ષીણ તરફના લતાના રહીશોએ હાલની પેઠે બાહારકોટનાં નસાખાંનાંમાંથી માણસોને તેડવાં. એ નવું નસાખાંનું બાંધવા માટે શેઠ ફરદુનજી બમનજી જીજીભાઇએ ૩૦૦૦) ચોરસવાર જેટલી પોતાની જમીન પારસી પંચાયતને મેહેરબાંનીની રાહે ભેટ આપી છે, જયારે નસાખાંનાંનું મકાન મરહુમ શેઠ રૂસતમજી જામાસપજી એશબરનરે, મરહુમ બાઇ બચુબાઇ નવરોજજી એશબરનરની નઈયતે ઉપલી જગા ઉપર બંધાવી આપયું છે. નસાખાંનાંનાં માણસોને રેહવા માટેનું ઘર તથા તેને લગતું બીજું મકાન પારસી પંચાયતનાં ફંડમાંથી બાંધવામાં આવયાં છે.

***આ નસાખાંનાંમાં નીચલી બે તખ્તીઓ મારેલી છે:—

"આ દાદર ખાતેનાં નસાખાનામાંનું ગેહાન
"લિગેરે રાખવાનું મકાન, મરહુમ બાઇ
"બચુબાઈ નવરોજજી આશબરનરની
"નઇયતે મરહુમ ખાંનબાહદુર રૂસતમજી
"જામાસપજી આશબરનરે રૂ. ૨૫૦૦) બાઇ
"બચુબાઇની પોતાની પુંજીમાંથી અને રૂ.
"૬૨૩ પોતાની ગીરેથી આપી કુલે રૂ.૩૧૨૩
"ને ખરચે બંધાવ્યું છે. સને ૧૨૭૦ યઝદે-
"જરદી સને ૧૯૦૧ ઈસવી."

"દાદરનાં નસાખાનાંને લગતું આ અને
"બીજાં મકાનો જે જગ્યા ઉપર બાંધવામાં
"આવ્યાં છે. તે ૧૦૦૦) ચોરસ વાર
"જગ્યા શેઠ ફરદુનજી બમનજી જીજીભાઇએ
"પારસી પંચાએતને ધર્મખાતે ભેટ આપી
"છે. સને ૧૨૭૦ યઝદેજરદી સને ૧૯૦૧
"ઇસવી."

## ઉદવાડાની મી૦ જમશેદજી સોરાબજી એંટીવાલા ધર્મશાળા ખુલ્લી મુકાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૫મી મે ૧૯૦૧ ને વાર શનેઉ.

ઉદવાડા, તાં૦ ૨૨મી મે.

**ખુલ્લી મુકાયલી ધરમશાલા**—ઉદવાડાનાં સટેશન નજદીક મી૦ જમશેદજી સોરાબજી એંટીએ પોતાના બંગલાના કમપાઉંડમાં પોતાના ખરચે એક ધરમશાળા પારસીઓ માટે બંધાવી છે, જે જશન તથા ફરેસતાની કીયા કરાવી ગઇ પરમ દીને ખુલ્લી મુકવામાં આવી હતી. જશનની કીયા અત્રેવાળા દસ્તુર ખુરશેદજી મીનોચેહરજીએ કરી હતી. એજ દીવસે મી૦ એંટીની છોકરીની નવજોતની કીયા તેવણુના બંગલામાં કરવામાં આવી હતી. આ ધરમશાળા બંધાવી મી૦ એંટીએ પુણ્ય

હાંસલ કરયું છે. ઉદવાડાનાં સટેશન નજદીકની આંબો હવા ઘણી મનપસંદ તથા સારી છે. ઉડવાડાનું નવું સતેશન બંધાયાને પાંચથી છ વરસ થયાં છે, જે દરમયાન આસપાસ ઘણી સારી વસતી થઇ છે અને નવા બંગલાઓ બંધાતા જાય છે. હાલ બરોડા રેલવેનાં એક જરથોસતી તથા એક મારવાડી કંત્રાકટર બે જુદા જુદા પથરના કુશાદે બંગલાઓ બધાવે છે.

## લંડનની જરથોશતી રવાંનોની આરામગાહ આગળ મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆ, સી. આઇ. ઈ. નાં નામથી બંધાવેલું ક્રિયા કરવાનું મકાન તથા મરહુમ શેઠ મેહરવાંનજી રૂસ્તમજી દલાલનાં નામનો દરવાજો.

રાસ્ત ગોફતાર. તા૦ ૧૪ મી જુલાઇ ૧૯૦૧ ને વાર રવેઉ

યુરોપનાં જરતોસ્તી અનજુમનનાં ફંડ તરફથી લંડનમાં ગુજરેલાંઓને અવલમંજલ પોંહચાડવા તથા દાટવા માટે જે હેલાયદી જગ્યા કાહડેલી છે, તે જગ્યામાં મરહુમ આનરેબલ શેઠ નવરોજજી નશરવાંનજી વાડિયા, સી. આઈ. ઈ. ની યાદગારીમાં એક "અગ્યારી" અને મરહુમ શેઠ મેહરવાંનજી રૂસતમજી દલાલની યાદગારીમાં એક દરવાજો બાંધવામાં આવ્યો છે, તે બને મકાનોને ઇજવા અને ખુલ્લાં મુકવાની ક્રીયા ગઇ તા૦ ૨૬મી ને દિને થઇ હતી, તેનો વિગતવાર હેવાલ ગઇ કાલે અતરે આવેલા મેલ સાથ મળ્યો છે. તે ઉપરથી આ ક્રીયા ગંભીર દબદબા સાથે પાર પડેલી જણાય છે. એ ક્રીયા વેલા હાજર રહેલા અહરથોમાં અંજુમનનાં ફંડના સરનશીન શેઠ દાદાભાઇ નવરોજી તથા સેક્રેટરી શેઠ નશરવાનજી જામાસ્પજી મુલ્લાં ઉપરાંત સર મનચેરજી મેહરવાનજી ભાવનગરી, એમ૦ પી૦, શેઠ નસરવાનજી નવરોજી વાડિયા અને બીજા સાહેબો સાથે આપણા જાણીતા સર જયોર્જ બર્ડઉડે પણ હાજરી આપી હતી, જે સઘળા સાહેબો લંડનના વાટરલુ સ્ટેશન ઉપરથી ખાસ ત્રેનની મારફતે બ્રુક ઉડનાં કબ્રસ્તાનમાં ઉતરયા હતા અને તયાંથી એક સરઘસરૂપે પારસીઓના સેવટના "આરામઘા"ની જગ્યા ઉપર ચાલતા ગયા હતા. આ ઠેકાણે વચોવચમાં એક સુંદર ઇદઘા સરખું અસ્તોદાન ઉભું કીધું છે, તે તથા મરહુમ મી૦ વાડિયાવાળી અગ્યારી અને બીજાં સઘળાં બાંધકામો પર્સીપોલીસનાં ઇરાની મેહેલોની ઢબમાં બાંધ્યાં છે. વચોવચમાંનું અસ્તોદાંન અવસ્તાનાં "હફ્ત કેશવર જમીન" ના નમુના ઉપર સાત ખંડોવાળા પાહાડની નકલ કરીને બાંધ્યું છે, જેમાંથી ઉગમણ, આથમણ, ઉતર અને દખણ એમ ચારે દિશાએ ચાર રસ્તા કાહાડયા છે અને દરેક રસ્તાને છેડે અસલી ઇરાની ઢબના સિંહસ્તંભો ઉપર ઉભા કરેલા દરવાજા બાંધવાના છે. અસ્તોદાન સઘળું ઇરનના પાદશાહ સાઇરિસનાં અસ્તોદનના ધાટનું બનાવ્યું છે. દરવાજા ઉપર લાલ રંગના તથા સોનેરી પાંખવાળાં ફરોહરની આકૃતિ કીધી છે. **અગ્યારી કે જે ધારવા મેળે સગડી હશે, પણ તેને "અગ્યારી"નું નામ ભુલથી આપેલું હશે,** તે પણ પાદશાહ ઝરકસીસના મેહલના નમુના ઉપર કરેલું એક સુંદર બાંધકામ છે. તેમાં ઉપલી ક્રીયાને દાહડે સુખડ અને લોબાણની સુગંધ સાથે આતશનું પાઉં રોશન કીધું હતું તથા તેની સનમુખ મેસર્સ દસ્તુર અને મસાંની (કેકોબાદ ભીખાજી દસતુર મેહરજીરાંણાના અને આદરજી મેહરનોસજી મસાંની) મકાન ઇજવાનાં ભણુતરો ભણ્યા હતા. આ ક્રીયા કીધા પછી સઘળી મિજલસ અસ્તોદાનની અંદર ગઈ હતી, કે જયાં સઘળા થોડિટ ગંભીરાઇથી ઉભા રેહવા બાદ સર જયોર્જ બર્ડઉડે એક સુભાષિત ભાષણ કરીને આખી મિજલસને કીમતી ઉપદેશ કીધો હતો. આ નવાં મકાનો જેનો પ્રથમ નકસ કરવા તથા જે બંધાવવામાં સર જયોર્જે પેહલાંથી કીમતી સલાહ અને મદદ આપી છે, તેણે એ મકાનોની તથા ઇરાનનાં જે પુરાતન બાંધકામો ઉપરથી તેમાં નકલ કીધી છે, તે બાંધકામોની બારીક વિગતોની સમજણ પાડી તથા અસલી આર્યનો મધ્ય એસ્યામાંથી છુટા પડયા તે વખતથી પોતાના દીન ધર્મને તેની અસલ અને ખાલેસ મોતેબરીમાં જાળવી રાખનાર પારસીઓ એકલાજ આર્યનો રહી ગયા છે તે જણાવી સર જયોર્જે પારસીઓને પોતાની કયાન્યાન ખાસીયતો જાળવી રાખવા માટે શાબાશી, સિફત અને સ્તુતીના ઘણા સુંદર શબ્દો કહી સંભળાવ્યા. તેમ કરતાં સર જાર્જે જરથોસ્તી મઝબની ખાલેસ ખુબીઓની ઉમદા ફીલસુફી સમજાવવાને તથા મિજલસનાં મન ઉપર તે સઘળું ઠસાવવાને કાંઇ બાકી રાખ્યું નહીં, અને છેલ્લે "હુમત, હુખ્ત, અને હુવરેસ્ત"

ના પવિત્ર કાનુન જે પારસીઓને તેમની દીનમાં ફરમાવેલા છે, તે કાનુન ઉપર ચાલતા આવ્યાથી પારસીઓ કેવા પ્રકાશી નિકળ્યા છે તેજ ચાલુ રાખવાનો ભેગા મળેલા જરથોસ્તીઓને આગ્રહ કરી સર જાર્જે પોતાનું ભાષણ સમાપ્ત કીધું.

સેવટે સર જાર્જ બર્ડઉડે આ પવિત્ર ક્રીયાને માટે પુરાતન હોમના રૂપાની એક ડાંખલી તથા રોશન કરેલા પવિત્ર આતશને માટે સુખડનું એક પેરિયું અને લોબાંણનું એક ઢીમરૂં પોતાની તરફથી ભેટ આપ્યું. ઇરાંનના પુરાતન પાહડી કોતરકામોમાં પાદશાહોના હાથમાં પવિત્ર ક્રીયાને માટે જે હદિયા ભેટ ધરતા કોરેલા છે તેનેજ મળતી આ ભેટ સર જાર્જ બર્ડઉડે ધરી હતી. એ પછી, સર મનચેરજી મેરવાંનજી ભાવનગરીએ એક સુભાષિત ભાષણ કરીને મરહુમ શેઠ નવરોજજી નશરવાંનજી વાડિયા, તથા મરહુમ શેઠ મેહરવાનજી રૂસ્તમજી દલાલ જેઓની પવિત્ર યાદગારીમાં આજની મિજલસ ભરી હતી, તેઓની ખુબીઓ સ્પષ્ટપણે દર્શાવી આપી. એ મરહુમોની સાથે બીજા જે ખાકી પારસી બંદાઓની સૂજત ઇંગલાંડની ખુશનુમા સર જમીન સાથ પોતાની મીટી ભેલવાની થઇ છે, તેમનાં રૂહ ઉપર સર મનચેરજીએ આફ્રીન કીધાં અને અગત્ય કરીને આ સુંદર અસ્તોદાંન મરહુમ મી૦ વાડિયાનાં ધણીયાંણી બાઇની સખાવતને આભારી છે. તેવણની તારીફ કરતાં એ શેઠ બોલ્યા કે એ બાનુએ પોતાના ખાખાવિંદની જીંદગી સુધી જોડાઇને તેવણનાં ભલાં કામોમાં સરીક થતાં તેજ ભલાઇનો એક પમરાટ આ નવું બાંધકામ કરતાં લંબાવ્યોછે. ટુકમાં સર મનચેરજીના બોલવાનો ભાવાર્થ આજની ક્રિયાનો આ શુભ સંજોગ દેખાડવામાં હતો, કે દુન્યાંની એક અસલી મોટામાં મોટી શાહનશાહત કે જે પારસીઓના બાપદાદાઓએ ઉઠાવી હતી, તે પુરાતન શાહાનશાહતનાં પાયતખ્તમાંની ઇમારત બંદીને આજના વખતની મોટામાં મોટી બ્રિટિશ શાહનશાહતનાં પાયતખ્ત શેહરમાં પાછી ઉઠાવવાનો સંજોગ બન્યો છે.

એ પછી સર મનચેરજીએ લાર્ડ રે તરફથી પોતાને મળેલો એક પત્ર વાંચી સંભળાવ્યો કે જેમાં તે નામદારે આ ક્રિયામાં પોતાથી હાજર થવાને ન બનવા માટે દિલગીરી બતાવતાં મરહુમ મી૦ વાડિયાની ઘણી સ્તુતિ કરી હતી.

ત્યાર બાદ મરહુમ શેઠ મેહરવાંનજી રૂસ્તમજી દલાલ જેવણની યાદગારીમાં આ "દલાલ દરવાજો" બાંધવામાં આવ્યો છે, તેવણની સ્તુતિ અને આફ્રીન મી૦ દાદાભાઇ મેહેરાંમજી કરનાર હતા, પણ તેમની ગેરહાજરીમાં લંડનના લાયકીવાળો જરથોસ્તી રેહેવાસી મી૦ મેહેરવાંનજી રૂસ્તમજી બાઇસે એક ઉપદેશ આપીને એ ફરજ અદા કીધી.

એ પછી નશરવાંનજી નવરોજજી વાડિયાએ પોતાના મરહુમ મુરબીની યાદગારીનાં આ અસ્તોદાન અને અગ્યારીનાં મકાંનો લંડનનાં પારસી અનજુમનને સ્વાધીન આપવાનો અનજુમન પત્ર પોતાનાં માતાજી તરફથી રજુ કીધો અને મી૦ દાદાભાઇ નવરોજજીએ અનજુમનના સરનશીન તરીકે ફંડ ખાતાંને ભેટ મળેલો આ પવિત્ર હવાલો ઉપકાર સાથ બાહાલ રાખ્યો. તેમ કરતાં તેવણે એક ટુક પણ અસરકારક ભાષણ કરીને પારસીઓ સરખી નાની કોમે કેવી મોટાઇ મેળવી છે તે વિષે સંતોષના સખુનો કહી સંભળાવ્યા અને સર જાર્જ બર્ડઉડનાં સુંદર સબક વિષે કહ્યું કે જ્યારે હું તેના સુવચનો સાંભળતો હતો, ત્યારે જાણે કે મારા કોઇ પારસી વડવાનાજ તે વચનો હોય એમ મને લાગતું હતું.

સેવટે ફંડ ખાતાંના ધુંધી સેક્રેટરી મી૦ નશરવાંનજી જામાસ્પજી મુલ્લાંએ આ ફંડની કમિટીને મદદ તથા સલાહ આપવા માટે સર જાર્જ બર્ડઉડનો ઉપકાર માન્યા બાદ મિજલસ બરખાસ્ત થઇ હતી.

*Times of India, Monday, 15th July 1901.*

Parsees in England.

Dedication of a Cemetery.

LONDON, JUNE 28.

At the invitation of the managers of the Zoroastrian Fund of Europe, a representative company assembled on wednesday, the 26th inst., at the beautiful cemetery at Brookwood, near Woking, to witness the consecration of the new agiary and the mausoleum erected in memory of the late Mr. Nowrosjee N. wadia, C. I. E. The four cardinal points of this Parsee burying ground will be marked by open gateways, the first of which has been already erected to

the memory of the late Mr. Merwanjee Dalal, and was formally opened at the same time. The mausoleum has been designed under the advice of Sir George Birdwood by Mr. Thomas Collcutt, from the ruins of the Tomb of Cyrus at Pasargadae, as restored by Messrs. Perrot and Chipiez, and the Dalal Gate and the agiary has been erected from designs prepared by Messrs. Tubbs and Messer on the plan of some similar structures at the Palace of Darius ( finished by Xerxes ) at Persepolis. Further details of these handsome buildings, which form a conspicuous feature of the cemetery, will be found below in the opening address given by Sir Georga Birdwood. A special train conveyed the party from Waterloo, and at Brookwood they were received by Mr. E. F. North, director, and Mr. J. B. Walker, general manager, of the London Necropolis Company. Among those present were Sir George Birdwood, K. C. I. E., C. S. I., Sir Chas. Lyall; Sir M. M. Bhownaggree, K. C. I. E., M. P. ; Colonel Curzon Wylie (for the India Office), Mr. Wollaston, C. I. E., Mr. Purdon Clark; Mr. R. C. Antrobus, J. P., Mr. Thomas Collcutt, Mr. Tubbs, Mr. Messer, Mr. B. Rose, Mrs. Cama, Dr. Khory, Dr. Kapadia, Dr. Gandhy, Mr. D. Naorojee, Mr. N. N. Wadia, Mr. M. R. Boyce, Mr. N. J. Wadia, Mr. Cowesjee Jehangir, Mr. C. Banajee, Mr. C. Byramjee, Mr. N. D. Fracas, Mr. S. K. Ghandy, Mr. J. J. Moolla, Mr. H. Kanga, Mr. N. B. Dalal, Mr. B. D. Vacha, Mr. P. Jewanjee, Mr. R. C. Dutt, and Mr. N. J. Moolla, the secre- tary to the Fund.

The company having passed through the Dalal Gate assembled in the agiary grounds, and the consecration prayers were offered in the temple by Messrs. Dustoor and Masani.

## SIR GEORGE BIRDWOOD.

Sir George Birdwood, K. C. I. E., C. S. I., who presented the managers with a few articles of Oriental interest including an Assam bag, held by the ancient Parsee kings when at worship, having the tree of life embroidered upon it, delivered the following address :—

The absorbing interest of the Parsees, or modern representatives of the ancient Medes and Persians to their Aryan brethren of the West, is, that they are the only Aryans who, from the time that they first appear as a distinct nationality, have; through every vicissitude of fortune, preserved through three thousand years, in almost its pristine purity, the faith common to all the proto-historic Aryas, as we find it exemplified by the earliest *sanhitas* or hymns of the Rig-Veda of the hindus or Indian Aryas, and the most ancient (the first five or seven) *gathas*, or songs of prayer and praise, of the Avesta-va-Zand, or " Law and Commentary" of the Medes and Persians, or Iranian Aryas.

This simple faith in a God of infinite power and goodness, vaguely defined, and frankly and guilelessly worshipped through the elements, without the aid of any ikon, was developed in India, and in Greece and Italy, into an elaborate system of ikonolatrous poly theism. But long before that it

had been developed in Media [*i. e.* "The Country," the Aryana-Vaejo of the Vendidad] into the definite type of dualism known as Mazdaism or Zoroastrianism, or the belief in two independent, and all but equipollent, and ceaselessly opposed principles of evil, and good, personified respectively as Augro-Manyus [Ahriman, the Afrasiab of the Shah-Nameh], and Ahura-Mazda [Ormuz of the inscription of Darius at Behistun]. This doctrine as it spread from Media into Persia [Fars or Pars, its Semitic designatian, meaning, the country of "the Horsemen" (compare the Arabic *faris* "a horse"), the cradle of the Achæmenian Monarchy] and Parthia [Pars or Fars, and the same word as Persia], and Bactria ["The Fortunate"?] gave rise to the great religious schism between the Eastern and Western Iranians, which led to the emigration of the former from Persia to the valley of the Indus [Hindu, or Sindhu, "Water," "River"] from which they later spread into the valley of the Ganges, and through Sindh into Guzerat and the Mahratta Country, and gradually everywhere became differentiated as the great historical and profoundly idiosyncratic Indo-Aryan race of Brahmanical Hindus.

THE FLIGHT OF THE ZOROASTRIANS.

Following the revolt of the Medes from Assyria in the eighth century B. C., down to the seventh century A. D., the history of Persia is, in its broad outline, a struggle between the northern and southern Aryas-or Aryanised Turanians and Turanised Aryans-for the political control of the entire Iranian plateau. The Medes ruled it, from Ecbatana, from about B. C. 708-633 down to B. C. 560-59; the Achæmenian Persians, from Persepolis and Susa, to B. C. 334-30;and after, the interval of the Greek conquest, the Philhellenic Parthians, with the seat of their Government at Rhe or Rhages, from B. C. 250 to A. D. 226. Then the Persians, re-asserting their ascendancy, reigned in great splendour at Ctesiphon, resisting the repeated assaults of the Roman and Byzantine Cœsars, and for a second time bearing their sacred fires to the shores of the Ægæan and Propontis; until, worn out by ceaseless warfare, they were easily overthrown by the Saracen Arabs A. D. 651, and not only the Sassanian [Shah-an -Shahi?] dynasty, but ancient Persia, was brought to a final end, and rapidly transformed into a modern Mahomedan state, by the extermination of the national army, and the wholesale and universal massacre of the Zoroastrians, excepting those who either embraced Islam or fled into yet distant Khorassan. After sheltering themselves there for a hundred years, some of their descendants found their way through Central Asia into China; but the bulk of them retreated by way of Yezd to the Island of Ormuz in the Persian Gulf. Still pursued by their relentless persecutors, after fifteen years they made aa fresh start, and set sail for Western India, where they settled, successfully at Diu, Sanjan, Nausari, Surat, Broach, Bassein, and other towns on the coast of Guzerat and the Northern Konkan, atlast fixing their headquarter in

Bombay. Even the few families who remained at Yezd were subjected to such persecution and insult (one of the worst of which, in their estimation, was not being allowed to ride on horseback], that by now most of them have removed to Western India. Dorabjee Nanabhai was the first Parsi to settle in Bombay, in the employ of the Portuguese Government. In 1692 Rustomjee Dorabjee, having assisted the English with a corps of Kolis against the Sidi of Janjira, was for his bravery appointed Patel of Bombay, an office which was made hereditary in his family, its designation being now borne by all his descendants as their surname. The next Parsi of distinction who came to Bombay was the ship-wright from Surat, who built the dockyard in 1735, and founded the Lowjee family. Then followed the Dadi Sett and the Banajee families; and then they made all Bombay a miniature Persia.

## AN UNCHANGING RELIGION.

But from the date of the independence of Media to the destruction of ancient Persia, through all these thirteen hundred years, which may be extended to over seventeen hundred years if we go back to the calculated date of Zoroaster, of whom, however, nothing is known, and to three thousand years if we include the twelve hundred years of their sojourn in Western India, during all these centuries and milleniums the religion of the Iranian Aryas has suffered no essential change. It has been ceaselessly acted on by Turanian Shamanism, by Indian Buddhism, Babylonian and Assyrain and Greek paganism, by Mahomedanism, and by Puranic Hinduism, but with slight, and, for the most part, but temporary modifications, it has remained under all these incentives and incitements to change, as it was originally formulated in Media, and afterwards established by Cyrus and Darius as the national religion of Persia. This religion as now taught, and practised with fervent faithfulness by the Parsis of Western India, has been admirably described by our revered friend, in whose presence here to day we all rejoice, Mr. Dadabhai Naoroji, in a paper he read when Professor of Natural Philosophy in Elphinstone College, Bombay, in 1861. It may be briefly summarised in these words:—"To know God as One, and the Creator of all things; and the exalted Zarathrustra as his true prophet; and the religion of the Avesta-va-Zand as brought by him from God; to obey all the commandments of the Mazdashna religion; to shun evil and wickedness, to seek good and ensue it; ~~to pray five times a day with the face turned to some bright and glorious object, the Sun, Fire, or the Sea;~~ to believe in the place of inquisition and expiation below, and in the day of general resurrection and judgment, to hope for heaven, and to fear hell; that deeds not creeds determine retribution, in accordance with the reckoning of divine justice and mercy; for none but God can pardon, and redeem, and save; and only He has always done what He willed, and will always do as He wills, by the law of His own in-being Goodness, which at the last shall prove

victorious over evil, and sin, and suffering." The moral law of the Parsis is concisely expressed in the well-known formula: "Be pure in thought, word, and deed." Mazdaism is, in short, the inevitable religion of an Aryan people transplanted into a Turanian soil, and is at once racy of the people and the soil; while, the practical results of it have been to create a race upright and honourable in all their dealings, singularly ruthful, whose word is their bond in all business transactions and pledges of any kind, brave, chivalrous, and hospitable in the highest degree, remarkable for their intelligence, enterprise, and prosperity, unsurpassed and unsurpassable in charity and philanthropy, the most genial and generous of men, and the most stead-fast and staunchest of friends. It is without wonder, therefore, that Christians who know them read in the Bible of God being represented as saying of Cyrus.Isaiah xliv., 28:— "He is my shepherd and shall perfrom all my pleasure;" and again, with direct reference to the tenets of Mazdaism, ch. xlv., 1, 5, 6, 7:— "Thus saith the Lord to his anointed to Cyrus, whose right hand I have holden, to subdue nations before him; and I will loose the loins of kings to open before him the two-leaved gates, and the gates shall not be shut. . . . I am the Lord, and there is none else, there is no god beside me: I girded thee though thou has not known me. . . . I form the light, and create darkness, I make peace, and create evil, I the Lord do all these things;" and again, ch. xlvi., 10, 11 :— "My counsel shall stand, and I will do all my pleasure calling a ravenous bird (the 'Eagle' of the Achæmenian standards) from the East, the man that executeth my counsel from a far country;" and again, as asking the Jews, ch. xli, 2, 25:— "who raised up the righteous man from the East, called him to His foot, gave the nations before him, and made him rule over Kings? . . . and he shall come, and from the rising of the sun shall he call upon my name, and he shall come upon princes as [the wheel] upon mortar, and as the potter treadeth clay." The Jews were, indeed, for a long time in contact with the Zoroastrians, and derived from them the doctrine of a future state, as held after the captivity by the sect of Pharisees or Parsiising Jews. They also derived from them the Persian word "Paradise," as it appears in the New Testament, for "Heaven." Also "the wise men from the East," who, as stated in the legend recorded in the Gospel according to St. Matthew, II., 1, 2, came to worship the infant Jesus at Bethlehem, led by. "His star," are traditionally said to have been Parsi *mobeds* or *dusturs*. So close indeed is the connection between the true Monotheism of the Jews and the Mezdaism of the Parsis, that the Portuguese on first meeting the latter in Cambay identified them with the Jews. Thus Garcias ab Horto, in his *Collopuois*, says :— "There are other shopkeepers who are called *Coaris*, and in the Kingdom of Cambay they call them *Eparcis*, and we, the Portuguese, call them Jews, but they are not Jews, they

perquisites of the high priests, but it was so arranged in the present case that the amount should go towards strengthening the funds set aside for the maintenance of the tower.

The foundation of a new fire-temple, which is to be constructed at the expense of a wealthy Parsee family of Oorun, was also laid yesterday on a suitable site.

*** એ દોખમાંપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

શ્રી પાક દાદગર દાદાર અહુરમઝદની મદદ હોજો.

"ખોદાવંદતાલા બેઊ જેહાનનો પેદાનો
"કરનાર તેના નામથી તથા મઝદયસ્ની દીનની
"રાહાનો બતાવનાર પેગંબર હઝરત
"જરથોસ્ત સપીતમાંનનાં પવીત્ર નાંમની
"બરકતથી શ્રી મોરા ઊરંનની જરથોસ્તી
"અંજુંમને આ દોખમાંનુ કામ શ્રી ઊરન
"મુબઈ અને બીજા દેશાવરનાં જરથોસ્તી-
"ઓની બાદોલતથી બંધાવી તમામ કર્યું
"છે. આ દોખમાંનો તાંણો રોજ૧૨મો મોહોર
"યઝદ માહા ૯ મો આદર યઝદ શેહેન-
"શાહી સને ૧૨૬૮ યઝદજરદી તા૦ ૨૪
"મી મે ૧૮૯૯ ઇશવી ને દીને પુરી
"રોજ ૨૪ મો દીનયઝદ માહા ૪
"તેશતર તીર યઝદ શેહનશાહી ૧૨૭૦
"યઝદેજરદી તા૦ ૬ થી જાનેવારી ૧૯૦૨
"ઇસવી વાર રવેઊને દીને કામ તમામ
"કર્યું છે.
"શાકે ૧૮૨૨ સંવત ૧૯૫૭."

*** શગડી ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી દાદાર અહુરમઝદની મદદ.
"આ સગડીનું મકાન શ્રી મોરા સુમારીના
"રહીશ મોબેદ દોરાબજી એદલજી જમ-
"શીના અથવા મીઠાઇવાળાએ પોતાનાં
"મરહુમ માતાજી બાઇ આંવાંબાઇ તથા
"મરહુમ ધણીઆની બાઈ નવાજબાઈનાં
"પુનને અરથે બંધાવી તથા ઇજીવી આ-
"પીછે અને શ્રી મોરા ઊરનની જરથોસ્તી
"અંનજુમનને સવાધીન કીધીછે. રોજ
"૨૦ મો માહા ૪ થો શેહેનશાહી સને
"૧૨૭૦ યઝદેઝરદી તા૦ ૨ જી જાને-
"વારી ૧૯૦૨ ને વાર બુધે શાકે ૧૮૨૨
"અને સવંત ૧૯૫૭.

## શ્રી રાજનાદગામ ખાતેની જરથોસ્તીઓની ભુમીકાની જગા ખોલ્લી મેલાએઆનો અહેવાલ.

બામે જમશેદ, તા૦ ૨૫ મી ફેબરવારી ૧૯૦૨ ને વાર ભોમે.

નાદગામ ખાતે જરથોસતીઓની આરામગાહ વગેરે કામો ખુલ્લાં મેલવાની ક્રીયા.

નાદગામ તા૦ ૨૧ મી ફેબરવારી.

શ્રી રાજ નાદગામમાં પારસી ભાઇઓની વસતી જુજ છે, પણ તે છતાં તેઓએ એકદીલી અને એકસંપીથી પોતાની નાનકડી અંજુમનની હાજત ટાળનારાં કેટલાંક ઉપયોગી કામો ફતેહમંદીથી સરંજામ ઉતારયાં છે. જેની વીગત અમારા જરથોસતી બંધુઓ, ખાસ કરીને દેશાવરવાસીઓને જાણવાજોગ થઇ પડશે એમ વીચારી તે હેઠળ ટપકાવું છું.

અત્રે જરથોસતી રવાનોને માટે આરામગાહની જગા, તેની આસપાસ ફરતી દીવાલ, સગડી, કુવો, લોખંડની એક ગાડી, બાગબાન માટે રહેઠાણુ અને ગાડી રાખવાનું મકાન બાંધવાની જરૂર હતી. અત્રેના જુના વેપારી શેઠ દારાશા મનચેરજી ડુંગાજીની તારીફલાયક મેહેનતથી અને મદદ સાથ એ કામો હાર પાડી શકાયાં છે. એ શેઠના કુટુંબે પણ તેમાં સારી મદદ કરી છે. બાંધકામો ખુલ્લાં મેલવાની ક્રીયા ગયા રવીવારે કરવામાં આવી હતી. તે પ્રસંગે નાગપુર, કાંપતી, રાઇપુર વગેરેનાં જરથોસતી બાનુઓ અને ગ્રહસથોનો મોટો મેળાવડો ભેગો થયો હતો. સવારના ૯ કલાકે શેઠ દારાશાહ ડુંગાજી તરફથી સગડીના સંબંધમાં જશનની ક્રીયા કરાવવામાં આવી હતી, જ્યારે આરામગાહ અને કુવો સાંજે અંજુમનને ખરચે જશન કરાવી ખુલ્લાં મેલવામાં આવયાં હતાં. નાગપુર—કાંપતીની દરેહમેહેરના પંથકી એરવદ એદલજી કાવસજી કાંગાએ જશનની ક્રીયા કરી હતી. તેની સેવટે "જરથોસતી ધરમની મોતેબરી" એ વીશય ઉપર એરવદ કાંગાએ એક વાયજ કરી હતી.

શેઠ દારાશાહ મનચેરજી ડુંગાજીએ જણાવયું કે મીજલસનાં બાનુઓ અને ગ્રહસથો અત્રે એક સગડીના મકાનની ખુટ હતી, તે મેં મારાં બેહેસતનશીન ધણીઆણી બાઇ ખરશેદબાઇનાં પુનને માટે બંધાવી છે. તે તથા તેને લગતાં વાસણ અને સરવે સામાન હું આજે અત્રેની અંજુમનને સપુરદ કરું છું.

અંજુમનના સેક્રેટરી મી૦ કેખશરૂ મનચેરજી મેહેતાએ શેઠ દારાશાહ મનચેરજી ડુંગાજીનો, કુવો બંધાવનાર ભાઇઓ "બીલીમોરીયા બ્રધરસ"નો તેમજ સોબંડી ગાડી આપનાર રાઇપુરવાળા મી૦ બેહેરામજી પેસતનજી કંત્રાકટર તથા ભાઇઓના અંજુમન તરફથી પ્રસંગોપાત શબ્દોમાં ઉપકાર માનયો હતો. અંજુમનનાં કામમાં જે ગ્રહસથોએ મદદ કરી હતી તેઓનો ઉપકાર માનનારો અંજુમન પત્ર સેક્રેટરી મી૦ મેહેતા તરફથી મી૦ ખુદાદાદ ધનજીશાના મુનીમ ભાઇ પેસતનજી જમશેદજી બગતે મેળાવડા સનમુખ વાંચી સંભળાવયો હતો. તેનો સાર નીચે મુજબ હતો:—

બાનુઓ અને ગ્રહસથો, અત્રે દીનપર દીન પારસી કોમની વસતીમાં વેપાર ઉદ્યોગ તથા મીલના સબબે વધારો થતો જાય છે. અને નાનાં મોટાં મળી હાલ ૫૦ ને આશરે અતરે વસે છે. આરામગાહ માટે તેઓની હાજતને બરના કામો હાથ ધરવાને કેટલાક સાહેબોએ દરસત વીચાર્યું. તેમાં જગયા મેળવવાનું દરસત જોયું અને તે માટે અતરેના મરનાર સ્ટેટ સુપ્રીનટેનડંટ રાવબહાદુર દેશમુખને અરજ કરી હતી. તે ઉપરથી બે વરસની વાત ઉપર તે ભલા ગ્રહસથે જરથોસતીઓને એક જગયા આપી હતી. તયાર બાદ તે જગયા ફરતી દીવાલથી ઘેરી લેવા માટે તથા નસાખાનુ, નાહવાની જગા, રસતો વગેરેને માટે અત્રેના જરથોસતીઓમાં માહોમાંહે એક ફંડ કરવામાં આવયું, જેમાં અત્રેજ રૂ ૩૨૬ ભરાય હતા. પણ તેટલી રકમમાં એ હાજતનાં કામો થઈ નહી શકે એવું હોવાથી શેઠ દારાશાહ મનચેરજી ડુંગાજીએ રૂ ૫૪૨ ખરૂચ ખાતે લખી પોતાનાં ડુંગાજી કુટુંબવાળાઓ તરફથી મેળવયા હતા તે મળી કુલે ૮૬૮ થયા હતા જે મધેથી ઉપર લખેલાં કામ પાછળ રૂ ૭૦૦ ને આશરે ખરચ થવા જશે. બાકી રૂ ૧૬૮ ને આશરે અંજુમનનાં ફંડ ખાતે જમે રહેશે. બીજી જરૂર અત્રે એક સગડીની હતી. તે મકાન અત્રેના શેઠ દારાશાહ મનચેરજી ડુંગાજીએ પોતાનાં બેહેસતનશીન ધણીઆણી બાઈ ખરશેદબાઇનાં પુનને માટે પોતાની જાતી દેખરેખ હેઠળ બંધાવી તથા તેમાં તેને લગતાં વાસણો વગેરે સામાન પુરો પાડી એ પુનનું કામ હાંસલ કરી અનજુમનની એક મોટી હાજત ટાળી છે. તે માટે એ સાહેબનો અનજુમન તરફથી મોટો ઉપકાર માનવામાં આવે છે. એ સાહેબની દીલસોજી માત્ર એટલાંમાંજ પુરી થઇ નથી. પણ ચોકીદારને રહેવા માટે તથા રવાનોને અવલમંજલ પહોંચાડવા લઇ જવાની ગાડી રાખવા માટેનું એક મકાન પણ બંધાવી આપવાને માથે લીધું છે. તે ઉપરાંત અત્રે એક કુવાની જરૂર હતી, તે નાગપુરવાળા શેઠો બીલીમોરીઆ બ્રધરસે પોતાના બેહેસતનશીન બાવાજી એદલજી લીમજીભાઇ આશાનાં પુનને માટે બંધાવી આપયો છે. તે માટે એ સાહેબોનો પણ અત્રેની અંજુમન મોટો ઉપકાર માને છે. રવાનોને અવલમંજલ પહોંચાડવાની ગાડીની જે જરૂર હતી તે રાઇપુરવાળા શેઠો બેહેરામજી પેસતનજી કનત્રાકટર તથા ભાઇઓએ પોતાનાં બેહેસતનશીન માતાજી બાઇ ગોડીબાઇનાં પુનને માટે બંધાવી આપવા માથે લીધું છે, તે માટે અંજુમન તેઓનો મોટો ઉપકાર માને છે. આ અત્રેનાં ધરમનાં મકાનો ખરાં દીલથી અને ઘણીજ કીફાયતથી બાંધી આપનાર કનત્રાકટર મી૦ પંડીતજી નારણ પ્રસાદની કીમતી મદદ માટે તેવણનો પણ ઉપકાર માનયે છીયે. આજની ક્રીયામાં નાગપોર કામતી તથા રાઇપુરના સાહેબોએ પોતાની સામેલગીરી આપીને અત્રેની અંનજુમનને જે માન આપયું છે, તે માટે પણ તેઓનો આભાર માનયે છીયે.

નાગપુર તથા કાંમતીની અંજુમનની કમીટીએ મેહેરબાનીની રાહે તયાંના પંથકી એરવદ એદલજી કાવસજી કાંગાને અત્રે પધારવાની જોગવાઇ કરી આપી તે માટે અમે તેઓના ઉપકારી થયા છીયે. કુદરતના કાનુન મુજબ તેમજ આપણા નેક જરથોસતી ધરમના ફરમાન મુજબ આરામગાહની જગા માટે આ વગીત તઇયારીઓ કરી રાખી છે, પણ આપણુ સરવે દુવા ગુજારીશું કે તે પાક પરવરદેગારની મેહેરથી જેમ બને એમ એનો ઉપયોગ ઘણોજ થોડો થાય. પરવરદેગાર અત્રેની આ ઘણીજ નાની અને ગરીબ અંજુમનનો રાહબર થઇ રોજબરોજ જરથોસતી ભાઈઓમાં સદા આબાદી અને સંપ સલાહનો વધારો કરે એવી અમારી દુવા છે.

અત્રે શેઠ દારાશાહ મનચેરજી ડુંગાજીને, રાઇપુરવાળા શેઠ બેહેરામજી કનત્રાકટરને અને શેઠો બીલીમોરયા બ્રધરસને તથા એરવદ કાંગાને અંજુમન તરફથી એક એક શાલ એનાયત કરવામાં આવી હતી.

શેઠ દારાશાહ મનચેરજી ડુંગાજીએ જવાબ આપતાં જણાવયું કે અત્રેની અંજુમને જે મારો ઉપકાર માનયો છે તે ઉપકારને કાઇ

એક રીતે હું લાયક નથી. મેં તો એક મારી ફરજ બજાવી છે. અને અત્રેના જરથોસતી ભાઇઓનો મારા તરફના ચાહ માટે હું તેવણનો ખરાં જીગરથી આભાર માનું છું. કનત્રાકટર મી૦ પંડીતજી નારણપ્રસાદને પણ અનજુમન તરફથી શેઠ દારાશાહે પોતાની તરફથી એક સોનાની વીંટી ભેટ આપી હતી. બાદ મેળાવડો વીસરજન થયો હતો.

જશનને દીવસે સઘળા બાહેરગામના તથા અત્રેના જરથોસતીઓને શેઠ દારાશાહ મનચેરજી ડુંગાજીએ પોતાના મકાનમાં બપોરના તથા રાતે ખાણું આપસું હતું.

**બરમા ખાતે માંડલેની જરથોસ્તી સ્વાંનોની જગા આગલ શેઠ હીરજી નવરોજજી હીરજી ખરચે બંધાવેલી સગડી.**

આખબારે સોદાગર, તા૦ ૨૯મી મેએ ૧૯૦૨.

અમારા રંગુનના ખબરપત્રી પોતાનાં તા૦ ૧૯ મી મેએના ખબરપત્રમાં નીચે મુજબ લખી જણાવે છે:—

માંડલેના જાણીતા અને નીખ્યાતી પામેલા પારસી જુનાંદા વકીલ મી૦ હીરજી નવરોજજી હીરજી જેવણે પોતાનાં બેહસ્તનશીન માતાજી બાઇ રતનબાઇ તે અતરેના જાણીતા પારસી વેપારી મરહુમ શેઠ નવરોજી બરજોરજી મેહતાનાં બેહનની વરસીને ટાંકણે માંડલે ખાતે એવણે પોતાની ગારેથી બનાવેલી આરામગાહની જગયાપર પોતાને ખરચે એક સગડી બંધાવી તયાંની અનજુમનને સપુરદ કરી છે. એ ધરમ સંબંધી અગત્યની ખુટ પુરી પાડવા માટે એવણને ધન્ય ઘટે છે.

**લાનોલીના શેઠ કાવસજી દીનશાહજી એડનવાલા, સી. આઇ. ઇ. ની દરેમેહરને લગતા સરઅવસરે વાપડવાના ઓટલાનું ખોલ્લું મુકાવું.**

જામે જમશેદ, તા૦ ૪ થી જુન ૧૯૦૨ ને વાર બુધે.

લાનોલી, તા૦ ૩ જી જુન.

અત્રેની મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાળા સી. આઇ. ઇ.એ પોતાનાં મરહુમ ધણીઆણી બાઇ જરબાઇનાં પુનને માટે બંધાવેલી દરેહમેહેરની ચોથાં વરસની સાલગરેહનો શુભ દીવસ આજ રોજે હોવાથી શેઠો હોરમસજી કાવસજી દીનશાહ અને ભાઇઓનાં ઇજનને માન આપી અત્રેનાં તેમજ ખંડાળેનાં સરવે જરથોસતી બાનુઓ તથા ગ્રહસથો જશનની પવીત્ર ક્રીયામાં સામેલ થવાને હાજર થયાં હતાં.

જશનની ક્રીયા સવારના ૯ કલાકે તમો તરફવાળા દસતુરજી સાહેબ કેખશરૂ દસતુર જામાસપજી તથા અત્રેવાળા દસતુર દારાબ હોરમઝદીઆરે મળી કરી હતી, જેમાં હાજર રહેલાં સરવે બાનુઓ તથા ગ્રહસથોએ પુરતી ગંભીરાઇથી ભાગ લીધો હતો. જશન થઈ રહેતા બાદ દસતુર કેખશરૂએ "બંદગી, તેની અગતય અને ફાયદા" એ વીશય ઉપર અત્રસતાની સાફદતો સાથ એક છટાદાર અને અસરકારક વાયજ કરી હતી. વાયજ પુરી થવા બાદ શેઠો એડનવાળા તરફથી દસતુર સાહેબોને તથા મોબેદોને રૂપા નાણાની આશોદાદ વહેંચવામાં આવી હતી.

**શેઠ કાવસજી દીનશાહ એડનવાળા "ડાઈનીંગ હોલ" ખુલ્લો મુકવાની ક્રીયા.**

જશનની પવીત્ર ક્રીયા ખતમ થવા બાદ શેઠો એડનવાળા બીરાદરોએ પોતાના મરહુમ પીતાજી શેઠ કાવસજી દીનશાહ એડનવાળા સી. આઇ. ઇ. ની ખાએસ મુજબ દરેહમેહેરને લગતો સરઅવસરના વપરાસ માટે બંધાવેલો કુશાદે હોલ ખુલ્લો મુકવાની શુભ ક્રીયા કરવામાં આવી હતી. ઉપલો રોનકદાર "ડાઈનીંગ હોલ" બાંધવા પાછળ શેઠો એડનવાળા બીરાદરોએ લગભગ રૂ ૧૦૦૦૦ ની નાદર રકમનો ખરચ કીધો છે. તે ઉપરાંત તમાં સરઅવસરના વપરાસ સારૂ વાસણ, ફરનીચર વીગેરે માટે રૂ ૨૦૦૦ અલાહેદા કહાડયા છે. એ હોલનો પલાન વગેરે તમો તરફવાળા "એકઝીકયુટીવ એનજીનીયર" ખા૦ બા૦ શેઠ મનચેરજી કાવસજી મરઝબાન સી. આઇ. ઈ. એ તઈયાર કરી આપયો હતો.

શરૂઆતમાં શેઠો એડનવાળા બીરાદરો તરફથી અત્રે હાજર રહેલા શેઠ સોરાબજી કાવસજી દીનશાહએ નીચલું અંજુમન પત્ર વાંચી સંભળાવયું હતું:—

મેહેરબાન દસતુરજી સાહેબો—બાનુઓ અને ગ્રહસથો,

જત અમારા માનવંત નેક મરહુમ પીતા શેઠ કાવસજી દીનશાહ એડનવાળા સી. આઇ. ઇ. ની ખાએસ મુજબ આજના મુબારક રોજે આ "ડાઇનીંગ" હોલ શ્રી લાનોલી તેમજ ખંડાળા મધે વસતા જરથોસતીઓના સરઅવસરના વપરાસ માટે અમારા મરહુમ પીતાની નેક યાદમાં ખુલ્લો મેલીએ છીએ. આ પ્રસંગે અમારે જણાવવું જોઇયે કે આ

ડાઇનીંગ હોલની યોજના દરશાવવા તથા અમો તરફથી કાળજી અને રંજ ખેંચી પોતીકો અમુલ્ય વખત રોકી આ મકાન સંપુરણ કરવા માટે આપણા જાણીતા અને લોકપ્રાય શેઠ ખાનબહાદુર મનચેરજી કાવસજી મરઝબાન સી. આઇ. ઇ.નું ભારે હેશાન માનતાં એવી દુવા ચાહીએ છીએ જે પાક પરવરદેગાર એઓને લાંબી જીંદગી સાથ આપણાં જરથોસતી ટોળાને માથે કાયમ રાખે અને હમેશ એવાં વધુ ભલાં કામોમાં પોતાની કીમતી મદદ આપતા રહે આમીન! તેમજ આ તકે કંત્રાકટર મી૦ પીરોજશા ધનજીભાઇ પટેલનો પણ એ કામમાં મદદ કરવા માટે મોટો ઉપકાર માનીએ છીએ.

ઉપલું અંજુમનપત્ર વંચાઈ રહેવા બાદ અત્રેની અંજુમન તરફનું શેઠો એડનવાળા બીરાદરોને આપવામાં આવેલું નીચલું માનપત્ર અંજુમનના સરનશીન શેઠ પેસતનજી દોરાબજી આદરાનવાળાની ફરમાસથી અંજુમનના આગેવાન ત્રસટી ખાનબહાદુર શેઠ મનચેરજી કાવસજી મરઝબાન સી. આઇ. ઇં. એ વાંચી સંભળાવયું હતું:—

સાહેબો,

શ્રી લાનોલીમાં વસતા જરથોસતીઓને ઉપયોગનાં એક ધરમનાં કામને હસતીમાં લાવવા માટે તમો સાહેબને આજના મુબારક રોજે આ માનપત્ર મારફતે આ ધરમનું કામ કરયું છે તે માટે અમે અંતઃકરણથી તમારો આભાર માનયે છીયે. આપના પીતાજી મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાળા સી. આઇ. ઇ.એ પોતાના સખી દીલગુરદાથી નાણાંની નાદર રકમ ખરચી અત્રેના વસતા જરથોસતીઓના વપરાસ માટે આતશની પાસબાની કરી નુરી કેબલો સજીવન કરી મોટું સવાબ હાંસલ કરયું છે ને તે સાથ એક મકાન જેને માટે સરઅવસરે ઘણી જરૂર હતી જેને તમો સાહેબોએ આજના મુબારક રોજે અત્રેના જરથોસતીઓનાં વપરાસ માટે ખુલ્લું મેલયું છે જેને માટે અમો તમો સાહેબોનું ભારે હેશાન માનયે છીયે. આપના મરહુમ પીતાજીના સદગુણોથી આપણે સરવે જરથોસતીઓ મગરૂર છીયે, અને એવા નરો કોમના હમેશા તુરા અને સણગાર ગણાય છે. એ મરહુમ સાહેબે પોતાની ભલાઇથી આપણી કોમમાં માન અને મોહબત હાંસલ કીધાં છે એટલુંજ નહી પણ પરલોક અને રાજકરતી કોમમાં પણ એમણે ઉંચા વરગનું માન અને કીરતી હાંસીલ કીધી છે. શ્રી લાનોલીની જરથોસતી અંજુમન આપના પીતાજી તરફનું સાચાં દીલનું માન અને હેશાન દરશાવવા સાથ ખરાં જીગરથી દુઆ ચાહે છે કે તે મરહુમ સાહેબનાં આપ નેક ફરજંદોને તથા તમારાં સઘળાં બેશી કુટુંબને ખુદાતાલા સદાં ખુશી સાથ આબાદીથી ભરયાપુરીયા રાખો, અને તમો સાહેબો તમારા નેક પીતાજીનાં નેક અને ભલે પગલે ચાલીને આ જગતમાં નેકનામીનાં ભલાં કામો કરીને જેમ તે બેહેસતનશીને નામ અને કીરતી હાંસલ કીધી છે તેમ તમો સાહેબો પણ કીરતી હાંસલ કરી જરથોસતી ટોળાને માથે સદાકાળ જીવતા રહો અને ગરીબ જરથોસતી ટોળા માટે વધુ કીરતી અને જાહોજલાલી મેળવી સવાબમાં ઉમેરો કરો. આમીન.

માનપત્ર વંચાઇ રહેવા બાદ ખા૦ બા૦ મરઝબાને શેઠ એડનવાળાનાં કુટુંબની સતુતી કરનારૂં કેટલુંક વીવેચન કરયું હતું જે બાદ તેવણે અત્રેની અંજુમન તરફથી એક કીમતી શીઆલ તેમજ પોતાના તરફથી એક શીઆલ શેઠ સોરાબજી કાવસજી દીનશાહને એનાયત કરી હતી. શેઠ સોરાબજીએ ઘટતા શબદોમાં ઉપકાર માનયો હતો.

એ પછી અત્રેની અંજુમનના આનરરી સેક્રેટરી શેઠ નાદીરશાહ નવરોજજી પુનેગરે શેઠ એડનવાળાનાં કુટુંબનો, અત્રેના દસતુર દારાબ હોરમઝદીયારના તથા ખા૦ બા૦ મ. કા. મરઝબાનનો અત્રેની અંજુમન તરફથી પ્રસંગોપાત બોલમાં ઉપકાર માનયો હતો.

ઉપલો હોલ બંધાયો તે વેળા તે ઉપર દેખરેખ રાખવા તથા પોતાની કીમતી સલાહ આપવા માટે શેઠો એડનવાળા બીરાદરો તરફથી ખા૦ બા૦ શેઠ મનચેરજી કાવસજી મરઝબાન સી. આઇ. ઇ.ને એક ચાંદીનું કીમતી અને અતી શોભાયમાન "ફલાવર વાઝ" ભેટ આપવામાં આવયું હતું. તેમ "કંટરાકટર" મી૦ પીરોજશાહ ધનજીભાઇ પટેલને સોભાયમાન બટનનો એક આખો સટ ભેટ આપયો હતો. બાદ પરસપર મુલાકાત કરી મેળાવડો છેક મોડેથી વીખરાયો હતો.

**પુણાંની મરહુમ શેઠ સોરાબજી રતનજી પટેલવાલી દરેમેહરમાં શે. દોરાબજી દીનશાહજી એડનવાલાએ બંધાવેલો "ફરવરદેગાન હાલ" ખોલ્લો મેલાએઆનો ક્રિઆનો અહેવાલ.**

રોજે જમશેદ, તા૦ ૧૫ મી આગસ્ટ ૧૯૦૨ ને વાર શુકરે.

પુના, તા૦ ૧૪ મી આગસટ.

અત્રેની મરહુમ શેઠ સોરાબજી પટેલની દરેહમેહેરમાં આપણા પાક ફરવરદેગાનના દીવસો ઉપર મુકતાદ વગેરેના વપરાસ સારૂ આજ લાંબો વખત થયો એક અલાહેદા હોલની બહુજ જરૂર જણાતી હતી જે તમો તરફવાળા ધરમી અને સખીવજુદ શેઠ દોરાબજી દીનશાહ એડનવાળાએ પોતાનાં મરહુમ ધણીઆણી બાઇ ડોસીબાઇનાં પુનને માટે ઉપલી દરેહમેહેરને લગતો એક કુશાદે હોલ રૂ ૭૦૦૦ ને ખરચે બંધાવી પુરી પાડી છે. જેને માટે અત્રેના જરથોસતીઓ શેઠ દોરાબજી એડનવાળાનાં ભારે હેશાનમંદ થયા છે. ઉપલો "ફરવરદેગાન હોલ" ખુલ્લો મુકવાની ક્રીયા આજ રોજે થઇ હતી. અત્રેના જરથોસતીઓનો એક વગવાળો મેળાવડો એ શુભ ક્રીયામાં ભાગ લેવા માટે ભેગો મળયો હતો. અત્રેની કેટલીક સરકારી આફીસોમાના પારસી કલારકોને દસતુર હોશંગ જામાસપની ફરમાસથી આજ રોજે એક ખાસ તેહેવાર તરીકે રજા મળેલી હોવાથી તેઓ પણ ઉપલા મેળાવડામાં સામેલ થવાને ભાગયશાળી થયા હતા.

જશનની ક્રીયા આજે સવારના ૭ાા કલાકે દખણના વડા દસતુર સમશુલ ઓલમા સરદાર ખા૦ બા૦ દસતુર હોશંગ જામાસપે કરી હતી. જશન થવા બાદ શેઠ એડનવાળા તરફથી દસતુરો તેમજ મોબેદોને આશોદાદ આપવા બાદ દસતુર હોશંગજીએ "આ દુનીયામાં કીધેલા સવાબનો મીનોઇ જેહાનમાં મળતો બદલો" એ વીશય ઉપર એક ટુંક પણ અસરકારક વાયજ કરી સંભળાવી હતી.

તયાર બાદ મી૦ સોરાબજી પટેલની દરેહમેહેરના ત્રસટી સાહેબો સમશુલ ઓલમા સરદાર હોશંગ જામાસપ દસતુર, દસતુર બહમનજી જામાસપજી દસતુર, નાયબ દસતુર કેકોબાદ આદરબાદ દસતુર નોશીરવાન અને મી૦ માણેકશાહ રતનજી દસતુર તરફથી શેઠ દોરાબજી એડનવાળાને એક માનપત્ર ચાંદીના એક સુંદર કાસકેટમાં મેલી, એક શયાલ સાથે એનાયત કરવામાં આવયું હતું.

ઉપલાં માનપત્રનો જવાબ શેઠ દોરાબજી તરફથી તેમના વડા બેટા શેઠ મનચેરજીએ ઘટતા શબદોમાં વાળયો હતો તથા દસતુર હોશંગજીને તેમજ નાયબ દસતુર કેકોબાદને અકેકી શેઆલ ઓઢાડી હતી. દસતુર બેહમનજી જામાસપજીએ ઉપલો હોલ બંધાયો તે વેળાએ રાખેલી દેખરેખ માટે તેવણનો આભાર માની શેઠ દોરાબજીએ એક ચાંદીનું રોનકદાર ફલાવરવાઝ તથા શેઆલ તેવણને ભેટ આપી હતી. બપોરનું ખાણું ખાઇ મેળાવડો વીખરાયો હતો. એ મેળાવડામાં નીચલા ગ્રહસથો હાજર હતાઃ—સમશુલ ઓલમા સરદાર ખા૦ બા૦ દસતુર હોશંગ જામાસપ, દસતુર બહમનજી જામાસપજી સી. આઇ. ઇ. દસતુર કેકોબાદ આદરબાદ, દસતુર દારાબ હોરમજદીઆર, શેઠો બમનજી દીનશાહ માણેકજી પીટીટ, બેહેરામજી જીજીભાઇ, દોરાબજી દીનશાહ, મનચેરજી દોરાબજી, દીનશાહ દોરાબજી, ખા૦ બા૦ મેહેર હોશંગ દસતુર, ખા૦ સા૦ દોરાબજી દાદાભાઇ બુટી, શેઠો ગુસતાદજી ધનજીશાહ, બરજોરજી પીરોજશાહ, દોરાબજી ફરામજી રોમર, દીનશાહ દોરાબજી મીસ્ત્રી વગેરે.

*** ઉપલા હોલમાં નીચે મુજબ તખતી મારવામાં આવી છે.

"આ મકાન મુંબઇવાસી પારસી દોરા-
"બજી દીનશાહ એડનવાળાએ પોતાનાં
"મરહુમ ધણીઆણી બાઇ ડોસીબાઈ જેવણ
"રોજ ૪ થો શેહરેવર અમસાસપંદ
"માહા ૨ જો અરદીબેહેસત અમસાસપંદ
"સને ૧૨૭૦ યઝદેજરદી શેહેનશાહીને
"દીને બેહેસતનશીન થયાં તેવણનાં પુનને
"માટે આએ "ફરવરદેગાન હોલ" આજ
"દીને પુનાના જરથોસતીઓના વપરાસ
"માટે ખુલ્લો મુકી મરહુમ શેઠ સોરાબજી
"પટેલની દરેહમેહેરના ત્રસટીઓને સવાધીન
"કીધો છે. રોજ ૪ થો શેહેરેવર અમ-
"શાસપંદ માહા ૧૨ મો અસપંદાદ
"અમશાસપંદ શેહેનશાહી સને ૧૨૭૧
"યજદેજરદી, તા૦ ૧૪ મી આગસટ
"સને ૧૯૦૨ અંગ્રેજી વાર ગરેઉ."

## થાંણાની મરહુમ શેઠ રૂસતમજી કાવશજી પટેલની દરેમેહેરના કેબલા હેઠલ મેલાવેલું તખત.

રોજે જમશેદ, તા૦ ૩૦ મી સપટેમબર ૧૯૦૨ ને વાર ભોમે.

થાંણા, તા૦ ૨૮ મી સપટેમ્બર ૧૯૦૨.

અત્રેની પુરાણી મરહુમ શેઠ રૂસતમજી કાવસજી પટેલની દરેહમહેરનાં આદરાંનના કેબલાની હેઠળ એક સુખ સફેદ કેરી કાઢેલા સંગેમરમરનું તખ્ત તેના મુતવલી ખાનબહાદુર બહમનજી બેહેરામજી પટેલે પોતાના એકપુરા

દીકરા મરહુમ શેઠ હોરમસજી બહમનજી પટેલની યાદગારીમાં મુકાવી, તે પર ત્રણ દીવસો સુધી સરોશ વગેરેની ક્રીયા કરાવી આજે ગોશ રોજે મરહુમ શેઠ હોરમસજીની વરસી હોવાથી અંજુમનનું જશન કરી તેપર આદરાન તખ્તનશીન કરયા હતા. મરહુમ શેઠ હોરમસજીનાં અશો રૂઆ ઉપર સરવેએ દુઆ-ગુજારી કરયા બાદ દરેહમેહેરના એક બીજા ત્રસતી શેઠ અરદેશર બેહેરામજી પટેલનાં ગયા માસમાં નીપજેલાં અકાલ મરણ માટે અંજુમને પોતાની બેહદ દલગીરી બતાવી હતી, જે પછી ચાશની કરી મેળાવડો બરખાસ્ત થયો હતો.

## ખાંનબાહદુર મેહેરજીભાઇ કુવરજી તારાપોરવાલા, સી. આઈ. ઇ. ની યાદગારીમાં તારાપોરનાં દોખમાં આગલ બંધાવેલું મકાન ખોલ્લું મુકયાનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૬ થી અકટોબર ૧૯૦૨ ને વાર સોમે.

તારાપોર, તા૦ ૫ મી અકટોબર.

કોલાહપુર સંસ્થાનના માજી દીવાન તથા કાઉનસીલ ઓફ એડમીનીસ્ત્રેશનના પ્રમુખ અને તારાપોરની પારસી પંચાયતના મરહુમ ત્રસટી શેઠ મેહેરજીભાઇ કુવરજી તારાપોરવાળા, સી. આઇ. ઇ. ની યાદગારીમાં એક ધરમનું મકાન તારાપોર ખાતેની સગડી આગળ તેઓના કુટુંબીઓએ બંધાવીને તારાપોરની જરથોસતી અંજુમનને ગયા સુકરવારને દીને સવાધીન કરયું હતું. આ મકાન તારાપોરના દોખમા તથા સગડીની પાસેજ ઉભું કરવામાં આવેલું હોવાથી અડચણ—અગવડે તારાપોર અને તેની આસેપાસેના ગામોની જરથોસતી કોમને ઉપયોગી થઇ પડશે. આ મકાન ફરવરદીયાનને પાક દીવસે તારાપોરની જરથોસતી અંજુમન જશન પછી થતાં જમણને માટે બેસવાને હવે પછી ઉપયોગમાં લેશે. તારાપોરનાં દોખમા આસપાસની અંજુમનને હસતકની જગયા અતી હવાશીર હોવાથી તે બાજુએ ફરવા જનારાઓને પણ આ મકાનમાં બેસવા ખાવા વગેરેની સગવડ હવે પછી મળશે. એવું એક ઉપયોગી મકાન બંધાવીને મરહુમના બેશીઓએ પોતાના કુટુંબના આ જાણીતા નરની યાદગારી અટલી રીતે જાળવી છે. એ મકાન બંધાવવામાં અત્રેની પંચાયતના મરગજુ પ્રમુખ શેઠ જહાંગીરજી દાદાભાઇએ પોતાની જાતી દેખરેખ અને ચાલુ કાળજીથી કીમતી મદદ આપી હતી. પંચાયતના બીજા જાણીતા મેમબર શેઠ વીકાજી મેહેરજીભાઇએ પણ એ સંબંધમાં વખાણવા લાયક દીલસોજી દેખાડી હતી. આ મકાનમાં એક સુંદર તખતી મારવામાં આવી છે, જેનો મથાળેનો લેખ અવસતા અક્ષરોમાં કોતરેલો છે.

ગયા સુકરવારે ફરવરદીયાનનો પવીત્ર દહાડો હોવાથી તે દીવસે રાબેતા પ્રમાણે અત્રેના પારસી ભાઇઓ સગડી આગળ ભેગા મળયા હતા, જે વેળાએ આપણા ધરમની પાક રસમ મુજબ સગડીનાં મકાનમાં જશન કરવામાં આવયું હતું, જે પછી મોબેદ સાહેબો નવાં બાંધેલાં મકાનમાં ભણવા બેઠા હતા. જશન ખતમ થવા બાદ સરવે જરથોસતીઓ તારાપોરની પારસી પંચાયતના પ્રમુખ શેઠ જહાંગીરજી દાદાભાઇની આગેવાની હેઠળ યાદગારીવાળાં મકાન આગળ એકઠા મળયા. મરહુમ શેઠ મેહેરજીભાઇનાં કુટુંબ તરફથી આઠેક શખસો હાજર હતા. સઘળી અંજુમન ભેગી મળયા પછી મી૦ પેસતનજી ખરશેદજી તારાપોરવાળાએ શેઠ મેહેરજીભાઇનાં કુટુંબ તરફથી એ પ્રતાપી પુરૂશની યાદમાં તેઓએ બાંધેલું મકાન તારાપોરની અંજુમનના વપરાસ માટે ખુલ્લું મેલાયલું જાહેર કરવાને પંચાયતના પ્રમુખને અરજ કરતાં જણાવયું કે "આપણે તે અશોઇથી ભરપુર આતમાને માટે દલગીર નથી કે જે એક વધુ બેહેતર જગતમાં હમેશની શાંતી વચે જીવે છે; આપણ આપણે પોતાને માટે દલગીર છીયે કે જેઓના જીગરમાં એક મોટી ખોટનો ખાડો પુરાયા વગર રહી ગયો છે. આપણી અંજુમનના એ નામીચા નરનાં મરણ ઉપર જે દલગીરી હીંદુસતાનના ગવરનર જનરલે મુંબઇ સરકાર જોગા વડી સરકારના પત્રમાં દરશાવી છે, તથા જે દલગીરી કોલાહપુરના મહારાજાએ મરહુમ કુટુંબ ઉપર મોકલેલા દીલાસાના તારમાં પ્રગટ કીધી છે, તથા જે દલગીરી આપણી કોમ તરફથી અને આપણા દેશ તરફથી બધા ઇલાકાના ઈંગ્રેજી તથા દેશી છાપાએ બહાર કાઢી છે, તેથી એક જુદાજ પ્રકારની દલગીરી મરહુમના બેશીઓના દીલમાં વાસો કરે છે. પોતાનાં નજદીકનાં તેમજ દુરનાં સઘળાં સગાંઓ તરફ એક સરખું હેત લંબાવતો, હાજતમંદનો દાતા, દરદીનો સાથી, દુખીનો દોસત, તે અમીર બેશી હતો; અને એવા એક ઉદાર ખવાસના, દીલસોજ સગાને ખોવા માટે એ

મહાપુરૂશના રીરકા કે દેશ કરતાં તેઓના કુટુંબને એક વધુ ઉંડી દલગીરી ઉપજે એ કુદરતી છે."

પંચાયતના અકાબર શેઠ જાંગીરજીએ યાદગારીનું મકાન ખુલ્લું મેલેલું જાહેર કરતાં જણાવયું કે "આપણા કસબાના એક નામાંકીત નર અને આપણી અંજુમનના એક માનવંત મેમબર શેઠ મેહેરજીભાઇ કુવરજી તારાપોરવાળા, સી. આઇ. ઇ. નાં દુઃખદાયક મરણથી આપણે એક પરગજુ પુરૂશ, એક સખી હમવતની, અને એક દુરઅંદેશ સલાહકાર ખોયા છે. મરહુમનાં અકાળ મરણથી જેટલું તારાપોર ગામને ખમવું પડયું છે તેથી બેવડું તારાપોરની આપણી જરથોસતી કોમને એ શોકજનક મરતીકિક નુકસાનકારક નીવડયું છે. શેઠ મેહેરજીભાઇ પેનશન ઉપર 'રીટાયર' થઇને અત્રે આવી વસયા પછી અત્રેની હમજાત અને પરજાત કોમોના લાભોને માટે કેટલાંક ઉપયોગી કામો કરવાનો ઇરાદો તેઓએ વારંવાર જાહેર કરયો હતો, પણ અજલના ફરેસતાએ આ લોકરહી નરની જીંદગી ઉપર ત્રાપ મારીને આપણી ઉમેદોને તોડી નાખી છે. જો એ ભલા નરની જીંદગી થોડી પણ લંબાઇ હતે, તો આપણા ગરીબ ગામને તથા આપણી ગરીબ અંજુમનને અનેક કીમતી ફાયદાઓ હાંસલ થતે. એવા એક નામીચા હમદીનને ખોવા માટે અમો તેમના ભાઇબંધ મેમબરો આ તકે અમારી તરફનો ઉંડો ખેદ જાહેર કરયે છીએ, જેમાં અત્રેની આખી અંજુમનની સામેલગીરી છે. મરહુમના ખેશીઓએ તેમની વહાલી યાદમાં અત્રે આ ઉપયોગી મકાન બંધાવી આપી આજના પવીત્ર રોજે આપણી અંજુમનને સપુરદ કીધું છે, તે આપણે આભાર સાથે સવીકારીએ છીયે."

શેઠ જહાંગીરજીનું ભાશાણુ પુરૂં થયા બાદ શેઠ મેહેરજીભાઇનાં કુટુંબ તરફથી એક જમન અંજુમનને આપવામાં આવયું હતું.

મારે અત્રે ઉમેરવું જોઇયે કે ઉપલું યાદગારીનું મકાન મરહુમ શેઠ મેહેરજીભાઈના ભાઇ શેઠ ફરદુનજી કુવરજી તારાપોરવાળા, સી. આઇ. ઇ., તે અમદાવાદના એકઝીકયુટીવ એનજીનીયરના પોતાના "પલાન" ઉપર બાંધવામાં આવયું છે, અને તેમાં ગોઠવેલી સુંદર તખતી—જે તમો તરફવાળા મેસરસ પીરટસ એંડ કંપનીની ઉંચી સીલપીકળાનો એક તારીફલાયક નમુનો છે તે—ઉપર કોતરેલા અવસતાના કલામો માનવંત સમશુલ ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદીએ મેહેરબાનીની રાહે સુચવયા હતા, જે નીચે મુજબ છે:—

"ખ્રન્વઈતીશ્ચ અષહે રેરેજો યજમઇદેયાહુ ઇરીસ્તનામ ઉર્વાનો પાયન્તે"

યાને—"અશોઇનાં ભલાં કામોને અમો વખાણીયે છીયે, કે જેથી ગુજરેલાંનાં રવાનો ખુશી થાય છે."

(ઇજશનેનો હા. ૧૬ મો, ફ. ૭ મો.)

*** આ મકાંનપર નીચે મુજબ તખતી મારેલી છે:—

"શેઠ મેહેરજીભાઇ કુવરજી તારાપોરવાળા, સી. આઇ. ઇ.

"કોલ્હાપુરના માજી દિવાન, જેઓ પોતાની
"જન્મ ભૂમિ તારાપોર ખાતે રોજ
"અરદીબેહેસ્ત માહ શહરેવર શેહેનશાહી
"સને ૧૨૭૦ યજદેજરદીને દીને બેહેસ્ત-
"નશીન થયા તેઓની બહાલી યાદમાં આ
"મકાન તેમના ખેશીઓએ બંધાવી શ્રી
"તારાપોરની જરથોસ્તી અંજુમનને આજ
"રોજે સ્વાધીન કર્યું છે. રોજ ફરવરદીન
"માહા ફરવરદીન શેહેનશાહી સને ૧૨૭૨
"યજદેજરદી."

## હેદરાબાદ મધે બાઈ માણેકબાઇ નશરવાનજી ચીનાઇવાલી દરેમેહરનો પાયો નાખવાની કીયાનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૨૮ મી નવેમબર ૧૯૦૨ ને વાર શુકરે.

સીકન્દરાબાદ, તા૦ ૨૫ મી નવેમબર.

**હેદરાબાદ ખાતે પારસીઓ માટે નવી દરેમેહેર**—સીકનદરાબાદના પુરાણાં રહીશ બાઇ માણેકબાઈ તે શેઠ નશરવાનજી સોરાબજી ચીનાઇના વીધવાએ પોતાની પુંજીમાંથી પોતાના પુનય કાજે પોતાની હઈયાતીમાં અતરેની વધતી જતી પારસી વસ્તીને પુગી વળવા અને સીકનદરાબાદની શેઠો વીકાજી તથા પેસ્તનજીવાળી એકલી દરેમેહેરમાં સર અવસરે થતું કામકાજ હઇદરાબાદના જરથોસતીઓને પુરૂં પડવા અડચણ જણાતી હોવાથી તે ટાળવા અરથે એક દરેમેહેર, "ઇમપીરીયલ પોસ્ટ ઓફીસ," ચદરઘાટની પાસેની ગલીમાં એક બોહોળા વીસ્તારની જગયા કે જે ઉપર એક નાનું મકાન આવેલું છે તે વેચાતું લઇ, બાંધવાનો પોતાનો ઇરાદો કેટલાક વખતની વાત ઉપર જાહેર કરયો હતો.

મજકુર દરેમેહેરનો પાયો નાખવાની ક્રીયા ગઇ કાલે પાછલા પોહોરના કલાક ૩॥ ને અમલે કરવાનું નક્કી કરવામાં આવ્યું હતું, અને તે મધે હમદીન જરથોસ્તીઓને સામેલ થવા માટે ટીપ ફેરવવામાં આવી હતી. સુમારે ૭૫ જરથોસ્તીઓ ત્યાં ભેગા મલયા હતા. શરુઆતમાં બાઇ માણેકબાઇના દીકરા શેઠ ડોસાભાઇ નશરવાંનજી ચીનાઇએ પોતાના માતાજી તરફથી હાજર રેહલાઓનો આભાર માની તેઓની તરફનો પત્ર મી૦ પેસ્તનજી માસ્તરને વાંચવા એલતેમાસ કરી હતી. એ પત્ર મધે જણાવવામાં આવયું કે આ દરેમેહેરનો પાયો નાંખવાની ક્રીયા કરવાનું આટલી ઢીલમાં ઉતરવાનો સબબ એ જે તે જમીનની નીચેથી પાણીનો મોટો નલ આવેલો હોવાથી કદાચ તેમાં કાંઇ સમાર કામ કરવું પડે તો ધરમના કામમાં મોટી ખલલ થાય, જેથી તે નલ ત્યાંથી ખસેડવાના ભારે તકલીફ ઉઠાવવામાં વખત પસાર થયો હતો. બીજું તો બાઇ માણેકબાઇના મરહુમ બેટા બમનજીનાં ઉઠમણાને દીવસે ભરાયેલી મોટી રકમમાંથી એ દરેમેહેરના કમપાઉનડમાં "બમનજી હોલ" બાંધીને તેવણની યાદગારી કાયમ રાખવાનો ઠરાવ કરયો છે. ત્રીજું એ જગયા ઉપર જે મકાન છે તેમાં ઘટતો ફેરફાર કરીને ત્યાં અત્રે આવતા પારસી મુસાફરોની સગવડ માટે ધરમશાળા તરીકે વાપરવામાં આવશે. સેવટે, શેઠ ડોસાભાઇના કાકાજી બુઝરોગ ખાનબહાદુર શેઠ એદલજી સોરાબજી ચીનાઇને પોતાના મુબારક હાથે પાયો નાખવાની ક્રીયા કરવા એલતેમાસ કરવામાં આવી હતી. શેઠ એદલજી પોતાની જઇફીને લીધે નીચે ઉતરવાને અશકત હતા, જેવણને બીજાઓની મદદથી ઉતારવામાં આવયા હતા. પાયાની ક્રીયા શરૂ કરવા આગમજ પુણાવાલા નાયબ દસ્તુર કેકોબાદ આદરબાદ જેવણ અત્રે ખાસ કામ માટે હાજર હતા તેવણે અત્રેની શેઠો વીકાજી તથા પેસતનજીની દરેમેહેરના વડા દસ્તુર ખુરશેદજી બેહેરામજીની સાથે બંદગીના ચોકસ કલામો પઢયા હતા. શેઠ એદલજીને એક ચાંદીની થાપી ચુણો નાખવા માટે આપી હતી જેનાથી તેવણે ક્રીયા કરી હતી, ત્યારબાદ દસ્તુર ખુરશેદજીએ જાહેર કરયું કે બાઇ માણેકબાઇ નશરવાનજી ચીનાઈવાળી નવી દરેમેહેરનો પાયો નાખવાની ક્રીયા શેઠ એદલજી સોરાબજી ચીનાઇએ ઘટતી રીતે કરી છે, ત્યાર બાદ દસ્તુર કેકોબાદે સખાવત અને તેમાં દરેમેહેરને મોટી ઉપમા આપી અવસ્તાના કલામો તેના ગુજરાતી તરજુમા સાથે કહી સંભલાવયા હતા, અને શેઠ એદલજીની સખાવતો અને સખી દીલગુરદાની તારીફ કરી, બાઇ માણેકબાઇની આ સખાવતની ભારે સ્તુતી કરી હતી. છેલાં મી૦ રતનજી પેસ્તનજી રૂસ્તમફરામે એક પત્ર વાંચી સંભળાવી જણાવયું અને નવી દરેમેહેર બંધાવવા માટે ચીનાઈ ખાનદાનનો આભાર માની જણાવયું કે સીકનદરાબાદથી આવતી ચાશણી મોબેદો ગાડીમાં લઇ આવે છે, અને જેઓનાં મકાનમાં તે પોંહોંચતી કરવામાં આવે છે, ત્યાં બાહાર ગાડી ઉભી રાખવામાં આવે છે. જેને દુરવંદો અડકે છે જે ધરમથી વીરૂધ છે, અને જે માટે પોતે કરેલી ફરીયાદોનો નીવેડો નહીં આવયો પણ આ નવી દરેમેહેરથી એ ફરીયાદો તળી જશે એવી પોતે આશા રાખી હતી. સેવટે મેળાવડો ખુશી ખુશાલી વચે બરખાસ્ત થયો હતો.

## ઈ૦ સ૦ ૧૯૦૩.

## લાનોલીનાં દોખમાંની સામેની શેઠ દોરાબજી દીનશાહજી એદનવાલાની સગડી પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨ જી ફેબરવારી ૧૯૦૩ ને વાર શોમે.

**લાનોલી, તા૦ ૩૧ મી જાનેવારી ૧૯૦૩.** દોખમાને લગતી સગડી જે મુંબઇવાળા પારસી શેઠ દોરાબજી દીનશાહ એડનવાળાએ પોતાના મરહુમ ભાઇ શેઠ કાવસજી દીનશાહ એડનવાળાનાં પુનને સારૂં બંધાવેલી છે, તે પ્રજવાની ક્રીયા દસતુર કેખશરૂ જામાસપજી જામાસપઆસાનાની આગેવાની હેઠળ આજે (સનીવારે) સવારે ૧૦ કલાકે કરવામાં આવી હતી. આજે તો જરથોસતીઓની ધમાલનું બજાર સદંતર ઠંડુજ હતું. પણ જરથોસતીઓની આવતી કાલ (રવીવાર) ના જેવી મોટી ધમચકરી આજે થવાની વકી રાખવામાંજ આવેલી હતી નહી. ક્રીયા વેળા જરથોસતી બાનુઓ અને અહસયોની એક ઘણી નાની મીજલસ ભેગી મળી હતી. સુમારે ૨૫ બાનુઓ, ૨૫ અહસયો અને ૧૫ બાળકોની એ મીજલસ બનેલી હતી. જશનની ક્રીયા વેળા હાજર થયલા અહસયો મોટે ભાગે

સફેદ પોશાકમાં સજ થયલા હતા. કેટલીક બાનુઓ તથા ગ્રહસથો કુસતી કરી સુખડ ચહડાવી પોતે પણ ભણવા બેઠાં હતાં. એ સગડી 'સાસાનીયન સટાઇલ' ઉપર બાંધ-વામાં આવેલી છે, અને તેનું બાંધકામ જેટલું મજબુત તેટલુંજ શોભીતું લાગે છે. એ સગડીનું છાપરૂં એક મોટો અને એક નાનો એવા બે ગોળ ગુંબજોનું બનેલું છે. તેના પાયાપર તેમજ તેના અંદરના ભાગમાં તેના બંધાવનારનાં નામ સાથની અકેકી તખતી જડેલી જોવામાં આવે છે. એ સગડીમાં સોખંડના દરવાજા સાથનું એક નાનું ભોંયરૂં પણ બનાવવામાં આવેલું નજરે પડે છે. પાયદસતે આવનારા આસામીઓ માટે બેસ-વાની સગવડ તેમાં કરવામાં આવેલી છે. તેમાં બતી રોશન રાખવા માટે કાચના બાર-ણાંઓ સાથનો એક ગોખલો બનાવવામાં આવેલો જોવામાં આવે છે. એ ગોખલો સગ-ડીમાં એવી જગયાએ રાખવામાં આવેલો છે કે જેથી તેમાંની બતીનાં કીરણો દોખમાંની અંદર તેની દીવાલમાં રાખવામાં આવેલાં ત્રણ બાકોરાંઓ મારફતે પેવસ કરી શકે. જશનની ક્રીયા ખતમ થતાં બાજ ધરવાની ક્રીયા કર-વામાં આવી હતી, અને તે પછી સગડી ઈજાઇને ખુલ્લી મુકાયલી જાહેર કરવામાં આવી હતી. તે પછી ચાશની કરી ભેગી મળેલી મીજલસ દોખમાંને લગતી તમામ ગોઠવણો સઘળે ફરીહરીને જોઇને વીખરાઇ ગઇ હતી. આજે દોખમું તથા સગડી જોવા માટે જરથોસતી બાનુઓ અને ગ્રહસથો આખો દીવસ છુટાંછવાયાં આવતાં રહયાં હતાં.

*** આએ સગડીપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી પાક દાદાર અહુરમજદની મદદ હોજો.

"આએ સગડી મુંબઇવાસી પારસી
"દોરાબજી દીનશાહજી એદનવાળાએ
"પોતાના મરહુમ ભાઇ શેઠ કાવસજી
"દીનશાહજી એદનવાલા, સી. આઇ. ઇ.
"નાં પુંનને સારૂં લાનોલી મધેનાં દોખ-
"માંના સંબંધમાં બંધાવી છે. એ
"ઇમારત જરથોસ્તી રોજ બેહરાંમ માહ
"અમરદાદ શાહેનશાહી, માહ શેહરેવર
"કદમી સને ૧૨૭૨ યજદેજરદી, તા૦ ૧
"લી ફેબ્રુઆરી ૧૯૦૩ ને દીને સંપુરણ
"કરી ઇજાવી દોખમાંના ત્રસટીઓને
"સ્વાધીન કીધી છે."

## લાનોલીનું અંજુમનના ઉધરાતનું દોખમું પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨ જી ફેબરવારી ૧૯૦૩ ને વાર સોમે.

લાનોલી, તા૦ ૧ લી ફેબરવારી ૧૯૦૩.

લાનોલીનું દોખમું ખુલ્લું મુકવા માટેની જશનની સેવટની પવીત્ર ક્રીયા આજે સવારના ૯ કલાકે દોખમા તથા સગડીની વચ્ચે ઉભા કરવામાં આવેલા ખાસ કુશાદે માંડવમાં દસતુર કેખશરૂ જામાસપજી જામાસપઆસાનાએ બીજા પાંચ મોબેદોની સામેલગીરી સાથે કરી હતી. એ વેળા મંડપમાં જરથોસતી બાનુઓ તથા ગ્રહસ્થોની એક મોટી મીજલસ ભેગી મળી હતી. બાનુઓ તથા ગ્રહસ્થોને એલાહે-દાંજ બેસાડવાની કરવામાં આવેલી ખાસ ગોઠવણ લાગતાવળગતાઓ તરફથી એ વેળા ઘણીજ સખતાઇથી અમલમાં મુકવામાં આવી હતી, અને મંડપના બાનુઓ માટે અલાહેદા રાખવામાં આવેલા ભાગમાં કોઇ પણ મરદને ઘુસવા દેવામાં આવ્યો હતો નહી. ભેગી મળેલી મીજલસમાંના કેટલાક દીનચુસ્ત જરથોસતીઓ એ વેળા અવસ્તાના પાક કલામો પઢતા રહયા હતા, જયારે ઘણાકો ક્રીયા માટે રોશન કરવા-માં આવેલા આતશપર ચહડાવવા માટે સુખડ મોકલતા રહયા હતા. એ ક્રીયા વેળા મંડપમાં ભેગા મળેલા ગ્રહસ્થોમાં નીચલાઓ પણ નજરે પડતા હતા:—મી૦ દોરાબજી દીનશાહ એડન-વાળા, ખા૦ બા૦ મનચેરજી કાવસજી મરઝબાન, મેસરસ ખરશેદજી રૂસતમજી કામાજી, મનચે-રજી દોરાબજી એડનવાળા, દારાશાહ પેસતજી એડનવાળા, બેજનજી એદલજી કાપડયા, કેખશરૂ રતનજી એડનવાળા, પેસતનજી નશરવાનજી વહાડયા, ખા૦ સા૦ પેસતનજી દોરાબજી આદરાનવાળા, મેસરસ જહાંગીરજી બેહેરામજી મરઝબાન, શાપુરજી બેહેરામજી કાતરક, રૂસત-મજી ફરામજી વાડીઆ, પેસતનજી કુવરજી મોતીવાળા, ડા૦ રતનશાહ તેમુલજી નરીમાન, મેસરસ ફકીરજી દીનશાહ કંત્રાકટર, નાનાભાઈ બરજોરજી વાછા, દોરાબજી ફરામજી રેમર, નાદરશાહ નવરોજજી પુનેગર, હોરમસજી એરચશાહ કુપર, મેહેરજી રતનજી એડનવાળા વગેરે. દસતુર કેખશરૂની આગેવાની હેઠળ નીચલા મોબેદોએ જશનની ક્રીયા કીધી હતી:— દસતુર દારાબ હોરમજદયાર મેહેરજીરાણા, મોબેદ નવરોજજી જમશેદજી દસતુર જામાસપ-આસાના, મોબેદ ફીરોઝ હોરમસજી દસતુર મેહેર-જીરાણા અને મોબેદ રૂસતમજી કાવસજી દેસાઇ.

જશનની ક્રીયા લગભગ ૧ કલાકે પુરી થતાં દસતુર કેખશરૂ જામાસપજી જામાસપઆસાનાએ જણાવ્યું કે આજના પ્રસંગને અનુસરતી અમોએ તઇયાર કાધેલી વાચજ જે દોખમા ફંડના ત્રસટીઓએ છપાવી છે, તેની નકલો તમારા હાથમાં મુકવામાં આવશે. માટે તમોએ તે વંચાયલી તરીકે બહાલ રાખવી.

એ પછી ખા૦ બા૦ મનચેરજી કાવસજી મરઝબાને નીચલું અંજુમનપત્ર વાંચી સંભળાવ્યું હતું :—

દસતુર સાહેબો, બાનુઓ અને ગ્રહસ્થો. જત આજના નેક રોજે તમો બાનુઓ અને ગ્રહસ્થોની હાજરી માટે તમારો ઉપકાર માનુંછું, અને આ જરથોસતીઓ માટેનાં દોખમાને ઇજવાનું કામ સંપુરણ થયુંછે તે માટેની ખુશાલીમાં આશા રાખુંછું કે તમો બાનુઓ તથા ગ્રહસ્થો અમારી સાથે સામેલ થશો. આ દોખમું હું મારી તથા મારી સાથના કમીટીના મેમબરો શેઠ સાવકશાહ કાવસજી દીનશાહ એડનવાળા, સમશુલ ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદી, ખાનસાહેબ પેસતનજી દારાબજી આદરીયાનવાળા, શેઠ ડોસાભાઇ હોરમસજી ભદર અને શેઠ ફકીરજી દીનશાહ તરફથી જરથોસતી અંજુમનને વાપરવાને સપુરદ કરું તે આગમજ એ બાબેનો એક ટુંક હેવાલ તમો સનમુખ રજુ કરવાની રજા લઉંછું. લાનોલી મધે જરથોસતીઓની હાલમાં વસતી સારી—છે એ માહે મુખ્ય કરી રેલવેના કામદારો છે—તે મધે ગરમી અને બીજી મોસમમાં મુંબઇ તેમજ બીજે ઠેકાણેના રહીશો અત્રે હવાફેરબદલ કરવા આવે છે, તથા ખંડાલા મધેની નામદાર સર જમશેદજી જીજીભાઇ પહેલા બારોનેટ સાહેબની ધરમશાળામાં તથા અમારા પીતરાઇ ભાઈ શેઠ જાંહાંગીરજી બેહેરામજી મરઝબાન હસતકથી કેટલાએક સખી વજુદ બાનુઓ તથા ગ્રહસથોએ જુદાં જુદાં નાનાં મકાનો સેનીટેરીયમ તરીકે વાપરવાને બંધાવી આપયાં છે, તે મધે, તથા અત્રેનાં બાઇ બાખાઇજી જાંહાંગીરજી મોદીનાં નામથી બંધાયલી સેનીટેરીયમમાં તનદરોસતીના સુધારાને અરથે ઉતારો લેવાને ઘણા એક જરથોસતીઓ આવે છે તેઓથી મોટો વધારો થાય છે, અને તેઓ મધે જ્યારે રવાન થતાં ત્યારે તે રવાનોને અવલમંજલ પહોંચાડવાને ઘણી અડચણો ખમવી પડતી હતી. કેટલાએક શકતીવાળા ગ્રહસથો પોતાને તયાંના રવાનોને અવલમંજલ પહોંચાડવાને માટે તેઓને મુંબઇ અથવા પુના આગગાડી મારફતે લઇ જતા હતા, પણ વચલે વાંધેનાં તથા ગરીબોને તયાંનાં રવાનોને અઘટીત જગામાં ભુમીદા કરવા પડતાં હતાં કે જે કામ તેઓનાં ખેશીઓને ઘણું દુઃખદાયક થઇ પડતું હતું. એ સરવે આફતો દુર કરવાને અત્રેના રહીશોએ તા૦ ૨૩ મી નવેમબર સને ૧૯૦૦ ને દીવસે એક પત્ર લખી અમને અરજ કરી હતી કે લાનોલી મધે એક દોખમાની સગવડ કરી આપવી. તે અરજ અમોએ મંજુર રાખી અમારી સાથે ઉપલા ગ્રહસથોને સામેલ કરી તેઓ સરવેની મદદથી અને તે કારતારની બક્ષેશથી એ કામ આજ રોજે સરંજામ ઉતરયું છે તે માટે પાક પરવરદેગારની શુક્રગુજારી કરયે છીયે. અમારી કમીટી માહેલા શેઠ સાવકશાહ કાવસજી દીનશાહ એડનવાળા જેઓએ અમને એ કામ માટે નાણું મેળવી આપવામાં મદદ આપી છે, તેઓ એડન મધે હોવાથી આજ રોજે આવી શકયા નથી તેથી હું દલગીર છું. આ કામ પાર ઉતારવાને સર દીનશાહજી માણેકજી પીટીટ પહેલા બારોનેટ સાહેબે રૂ ૧૦૦૦ તથા મરહુમ શેઠ કાવસજી દીનશાહજી એડનવાળાના સાહેબજાદાઓએ રૂ ૧૦૦૦ તથા શેઠ શાપુરજી બરજોરજી ભરૂચાએ રૂ ૫૦૦ તથા ઘણાએક બીજા સખીવજુદ જરથોસતી બાનુઓ તથા ગ્રહસથોએ નાણાંની તથા દોખમાંની ક્રીયાનાં કામકાજ માટે વાસણો તથા બીજી જોઇતી ચીજોની જે મદદ કરી છે તે માટે તેવણનો હું ખરાં અંતઃકરણથી ઉપકાર માનું છું. એ બક્ષેશ કરનારાઓની છાપેલી ટીપ અત્રે વહેંચવામાં આવી છે, તેથી તે વાંચી તમારો વખત રોકવાને હું જરૂર જોતો નથી. આ દોખમાને લગતી એક સગડી માટે મુંબઇવાસી શેઠ દોરાબજી દીનશાહજી એડનવાળાએ તેમના મરહુમ ભાઇ શેઠ કાવસજી દીનશાજી એડનવાળાનાં પુનને માટે કુલે રૂ ૪૫૦૦ આપયા છે તથા એ સગડીના જાયુકના વપરાસ માટે જોઇતાં વાસણો વગેરેની ભેટ કાધી છે તથા દોખમાંને લગતો એક કુવો બાંધવાને બાઇ મેહેરબાઇ હોરમસજી એદલજી આલબલેસે રૂ ૧૦૦૦ ની રકમ ભેટ આપી છે, તથા બાઇ ગુલબાઇ તે ખાનબહાદુર મનચેરજી કાવસજી મરઝબાન, સી. આઇ. ઇ.નાં ધણીઆણીએ આ દોખમાને માટે જોઇતી સઘળી જમીન સુમારે ૨૫ એકર અને ૨૫ ગુંઠાની ભેટ કરી છે, તથા મરહુમ

શેઠ રૂસતમજી કંત્રાકટરનાં વીધવા બાઇ સુના-બાઇ તથા તેવણના સાહેબજાદાઓ શેઠો બમનજી, રતનજી, માણેકજી અને ધનજીશાહ અને બેટી બાઇ પીરોજબાઇએ પોતાના મરહુમ ધણી તથા પીતાજીનાં પુનને માટે આ દોખ-માને ફરતી કમપાઉંડની દીવાલ બંધાવી આપી છે. એ મદદ કરનારાં સરવે સખીલજુદ બાનુઓ તથા ગ્રહસથોનો આ તકે અમો અમારી કમીટી તરફથી ખરાં અંતઃકરણથી ઉપકાર માનયે છીયે. આ દોખમાંનો તાણો તથા સગડીના પાયાની ક્રીયા રોજ મોહોર યઝદ માહા તેસતર તીર યઝદ શેહેનશાહી, માહા અમરદાદ અમસાસપંદ કદમી, સને ૧૨૭૧ યઝદેજરદી, તા૦ ૨૯ મી ડીસમબર સને ૧૯૦૧ ને દીવસે થઇ હતી, અને એ કામ ન ઝારતારની બક્ષેશથી આજ રોજ બેહેરામ યઝદ માહા અમરદાદ અમસાસપંદ શેહેનશાહી, માહા શહેરેવર અમસાસપંદ કદમી, સને ૧૨૭૨ યઝદેજરદી, તા૦ ૧ લી ફેબરવારી સને ૧૯૦૩ ને દીવસે તમામ કરયું છે, તે આજ રોજથી જરથોસતી અંજુમનનાં વપરાસને માટે સપુરદ કરયે છીયે. આ દોખમું, સગડી, કુવો તથા તેને લગતાં બીજાં મકાનોની મરામત તથા પરચુટણ ખરચ કરવાને વધુ ફંડ ન હોવાથી અમને ઉમેદ છે કે તમો બાનુઓ તથા ગ્રહસથો આ ફંડ તરફ તમારો સખી દસત લંબાવતા રેહેશો. આ દોખમું, સગડી તથા તેઓને લગતી દીવાલ અને બીજાં મકાનો, કુવો, જમીન એ સરવે અમો હવે પછી એક પાકું "ત્રસટ દીડ" કરી ત્રસટી-ઓને સવાધીન કરીશું, કે જે સાહેબો હવે પછી તેનો કારોબાર ચલાવશે. મેસરસ કુવરજી ધનજીભાઇની કંપનીના એક ભાગયા શેઠ કુવરજી ધનજીભાઇ કંત્રાકટરે ઘણી દીલસોજીથી અને કાળજીથી મેહેનત લઇ આ કામ સરંજામ ઉતારયું છે, તે માટે તેમનો હું ઉપકાર માનું છું. એવણની મેહેનત અને ઉલટ જો આ કામમાં નહી હતે તો આ કામ આવી સારી રીતે અને ટુક મુદતની અંદર પુરૂં થતે નહી. તેજ પ્રમાણે બાઇ દીનશાહ નવરોજજી પુનેગર, બાઇ જમશેદજી ..જીભાઇ પસતાકયા, બાઇ પારોજશાહ ધનજીભાઇ પટેલ અને બાઇ હોરમસજી કાવસજી પસતાકયા તથા બીજાંઓ જેઓએ આ કામ સરંજામ ઉતારવાને માટે મને મદદ આપી છે, તે માટે તેઓનો પણ હું અંતઃકરણથી ઉપકાર માનું છું. દસતુરજી સાહેબ કેખશરૂ જામાસપજી જામાસપ આ-સાનાએ આ દોખમુ તથા સગડીનો તાણો પુરવાની ક્રીયા વખતે તથા આજની ઇજવાની ક્રીયા વખતે જે પોતાનો કીમતી વખત રોકી એ ક્રીયાનું કામ પોતાની દેખરેખ હેઠળ કરાવયું છે તે માટે તેમનો તેજ પ્રમાણે બીજા દસતુરજી સાહેબો જેઓએ પોતાનો કીમતી વખત રોકી પોતાની હાજરી આપી આ કામમાં મદદ કરી છે તે સાહેબોનો પણ હું અંતઃકરણથી ઉપકાર માનું છુંજી.

મી૦ નાદરશાહ નવરોજી પુનેગરે એ પછી ખા૦ બા૦ મનચેરજી કાવસજી મરઝબાનને એનાયત કરવા માટેનું માનપત્ર વાંચી સંભ-ળાવયું હતું. માનપત્ર વંચાઇ રહેલા બાદ તે ઘટતા લેખ સાથના સુંદર નકસીદાર કાસકેટમાં મુકીને ખા૦ બા૦ મનચેરજી મરઝબાનને તાલીઓના અવાજે વચે ભેટ આપયું હતું.

બાદ મી૦ જાંહાંગીર બેહેરામજી મરઝબાન બોલયા કે ખા૦ બા૦ મરઝબાને કમીટી તરફથી જે અંજુમન પત્ર તેમજ મી૦ નાદરશાએ જે માનપત્ર વાંચી સંભળાવયું છે, તેમાં ખંડાલાનું નામ સવીસતર દેવામાં આવેલું હોવાથી, ખંડાલાના રહીશો, વીઝીટરો, અને બંગલાના ધણીઓની ખાએસથી તેઓ તરફથી બે બોલ બોલવાની હું રજા લઉં છું. લાનોલીનાં દોખમા સાથે ખંડાલાને શું નીસબત છે તે હવે પુરતી જણાઇ ચુકેલી બીના છે. ગયાં બે વરસ દરમયાન ખંડાલાની ધરમશા-ળામાં તેમજ સેવકને હસતક ચાલતાં સેની-ટેરીયમમાં એકાએક રાત્રે કેટલાંક મરણો થયાં હતાં. તે વેળાના ગભરાટનો મને જાતી અનુભવ છે. સરવેને ડાકટરોને બોલાવી સર-ટીફીકેટ મેળવવા માટે પઇસા ખરચવાનું પાળવી શકે નહી એ બધું ધયાનમાં લઇ મારા માનવંત બેરી ખાનબહાદુર મરઝબાને લીધેલી તકલીફ માટે તેવણનો ખંડાલાની જરથોસતી અંજુમન તરફથી હું મોટા ઉપકાર માનું છું.

ખા૦ બા૦ મનચેરજી મરઝબાને તયાર બાદ જણાવયું કે મી૦ નાદરશાહે તથા મારા પીત્રાઇભાઇ મી૦ જાંહાંગીર મરઝબાને ઉપ-કારના જે શબદો કહયા છે તે માટે હું તેઓનો તેમજ તમો સરવેનો વળતો ઉપકાર માનું છું. કમીટીની મદદથી મેં સરંજામ ઉતારેલું કામ ઘણો વખત સુધી નહી વપરાય એવી દુવા હું આ તકે ચાહું છું. આ દોખમું તદનજ નહીં વપરાય એમ કહેવું તે તો કુદરતથી ઉલટું થઇ પડે. માણસને મરવું તો

જોઇયે. પણ આપણે દુવા ચાહીશું કે તે ઘણો વખત સુધી વપરાયા વગર રહે એટલે કે જરથોસતીઓની તનદરોસતી વધે. મેં આ કામમાં જાતી મેહેનત કરી છે, અને મારાં ધણીઆણીએ જમીનનો એક નાનો ટુકડો આપેલો છે તે માટે અમારો ઉપકાર માનવા જેવું કાંઇ નથી, પણ આ કામ માટે નાણાં આપનારાઓનો મોટો ઉપકાર તમો સરવેએ માનવો જોઇયે છે. તેઓ સરવેનો તમો તથા મારી તરફથી હું ઉપકાર માનું છું. દરેક માણસે પોતાનો હીસો મનુશય જાતી માટે અને ખાસ કરીને પોતાના નાતીલાઓ માટે આપવો જોઇયે. પઇસાથીજ હીસો આપી શકાય એવું કાંઇ નથી, પણ પઇસા ઉપરાંત મેહેનત, સલાહના સખુનો, સારા શબદો તથા અકકલથી પણ હીસ્સો આપી શકાય. તેમ થાય તો દરેક કામ સરંજામ ઉતરી શકે. પરદેશના કેટલાક જરથોસતીઓએ મને અરજ કરી છે કે તેઓના ગામમાં પણ એક દોખમું બંધાવી આપવું. પણ દરેક ગામમાં દોખમું બંધાવી આપવાનું કામ કાંઇ સેહેલું નથી. તોપણ જરથોસતીઓ જો પોતાનો સખી દસત લંબાવે તો બીજાં મથકો ખાતે પણ એવાં કામો હાર પાડી શકાય. સેવટે તમો સરવેનો લાનોલીની તેમજ ખંડાલાની જરથોસતી અંજુમન તરફથી હું ઉપકાર માનુંછું.

એ પછી ખા૦ સા૦ આદરાનવાળાએ નીચલાં બાનુંઓ અને ગ્રહસથોને લાનોલીની અંજુમન તરફથી શાલો પેહેરાવી હતીઃ—દસતુર કેખશરૂ જામાસપજી, ખા૦ બા૦ મનચેરજી મરઝબાન, મી૦ દોરાબજી દીનશાહ એડનવાળા, મીસીસ ગુલબાઇ મનચેરજી મરઝબાન, મેસરસ ફકીરજી દીનશાહ કંત્રાકટર, ડોસાભાઇ ડરાઇવર, કુવરજી ધનજીભાઇ મીસ્ત્રી, પીરોશાહ ધનજીભાઇ પટેલ, પાંલનજી પેસતનજી બાલાપોરયા અને બમનજી રૂસતમજી કંત્રાકટર. બાદ ખા૦ સા૦ પેસતનજી દોરાબજી ડરાઇવરને ખા૦ બા૦ મરઝબાને લાનોલીની અંજુમન તરફની શાલ ઓઢાડી હતી. તે પછી બાઇ મેહેરબાઇ આલબલેસ, એરવદ જીવનજી મોદી અને મી૦ શાવકશાહ એડનવાળા માટેની લાનોલીની અંજુમન તરફની શાલો તેઓની ગેરહાજરીમાં ખા૦ બા૦ મરઝબાનને હવાલે કરવામાં આવી હતી. બાદ મી૦ નાદરશાહ પુનેગરને ખા૦ બા૦ મરઝબાને લાનોલીની અંજુમન તરફથી શાલ આપી હતી. તે પછી મી૦ મનચેરજી દોરાબજી એડનવાળાએ પોતાના પીતા તરફથી ખા૦ બા૦ મરઝબાનને ચાંદીનું ફલાવર વાઝ અને શાલ તથા દસતુર કેખશરૂ જામાસપજી, દસતુર દારાબજી હોરમજદયાર અને મી૦ કુવરજી કંત્રાકટરને શાલો ભેટ આપી હતી. બાદ ખા૦ બા૦ મરઝબાને ક્રીયામાં સામેલ થયલા દસતુરો તથા મોબેદોને આશોદાદ આપી હતી. તયાર પછી મી૦ કુવરજી ધનજીભાઇ કંત્રાકટરને ખા૦ બા૦ મરઝબાને પોતા તરફથી શાલ તથા રૂ ૫૦ ની પરસ ભેટ આપી હતી, અને મી૦ પીરોશાહ પટેલ તથા મી૦ જમશેદજી જીજીભાઇ પસતાકયાને ખા૦ બા૦ મરઝબાને નાની રકમો તથા શાલોની પેહેરામણી કરી હતી. મી૦ સોરાબજી કાવસજી પસતાકીયાને તેવણે કરેલી મહેનત માટે ખા૦ બા૦ મનચેરજીએ શાલ ઓધાડી નાની રકમ અને ઘડીઆળના સોનાના છેડાની ભેટ કરી હતી.

*Times of India, Monday 2nd February 1903.*

## TOWER OF SILDNCE AT LANOWLI.

### CONSECRATION CEREMONY.

About four thousand Parsees proceeded to Lanowli yesterday to witness the consecration ceremony for a new Tower of Silence constructed at that place. The Parsee populatlon at Lanowli and in the surrounding districts has of late been increasing, and whenever a death took place in the community in the districts it was found very inconvenient to dispose of the dead body in accordance with the ancient usage and custom prevailing among Zoroastrians. Burial of dead bodies is considered by the orthodox members of the community to be opposed to their religious susceptibilities, and a representation was accordingly made to some of the leading Parees in Bombay to get up a subseription to allow of a Tower of Silence being constructed at Lanowli. Khan Bahadur M. C. Murzban was approached in the matter,

and he got about Rs 20,000 subscribed by his co-religionists for the purpose. The foundation of the new structure was laid last year, when several thousand parsees congregated to take part in a ceremony which is considered by them to be a sacred one. An equally large number of Zoroastrians from Bombay, Poona, and some of the chief towns of Gujarat visited Lanowli yesterday to take part in the opening ceremony, which was perfomed by Dastur Kaikhosru Jamaspjee Jamaspasana, a head priest. As the ceremony was to be performed at 9 a. m., eight special trains were started at certain intervals from the Victoria Terminus at an early hour in the morning, arriving at Lanowli at the hour appointed for the ceremony. An extensive marquee was erected near the tower, which is situated about a mile and a half from the railway station, and there assembled about six or seven thousand Parsees, in whose presence the high priest, who was assisted by a large number of the craft, performed the ceremony, and recited prayers suitable to the occasion. At the conclusion of the ceremony, an address was presented by the Parsees of Lanowli to Khan Bahadur M. C. Murzban, C. I. E., for collecting the funds, and supervising the construction of the tower, and for the public and professional services rendered to his co-religionists in Bombay. Khan Bahadur Murzban having made a suitable reply, the proceedings terminated. Dastur Kaikhosru and Mr. K. R. Cama preached sermons in the afternoon, appropriate to the occasion. Extensive preparations were made to provide the large assembly with their midday meals in a 'mandav', separate accommodation being provided for women and children. The first special train left the station on the return journey at 3 p. m., arriving in Bombay at about 6 p. m. The other specials left in quick succecssion. The G. I. P. Railway officials successfully coped with the heavy work which devolved on them.

***આએ દોખમાંપર નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

બનામે યઝદ.

"આ દોખમું માજદીઅસની દીનનો
"લાવનાર પેગંમ્બર અશો જરથોસ્ત સપે-
"નતમાનનાં ફરમાંન પ્રમાણે શ્રી લાનોલી,
"મુંબઈ, તથા બીજાં દેશાવરોના જરથો-
"શ્તીઓની બક્ષેસથી બંધાવી તમામ
"કર્યું છે. આ દોખમાંનો તાનો રોજ મેહર
"માહ તેસ્તર તીર યજદ શેહનશાહી
"માહ અમરદાદ કદમી સને ૧૨૭૧
"યજદેજરદી તા૦ ૨૯ દીસેમ્બર ૧૯૦૧
"ને દીવસે પુરયો. એ કામ રોજ બેહરામ
"માહ અમરદાદ શેહનશાહી માહ શહરેવર
"કદમી સને ૧૨૭૨ યજદેજરદીને દીવસે
"સંપુરણ કરી ઇજાબ્યું હતું. લાનોલી
"તા૦ ૧ લી ફેબરૂઆરી સને ૧૯૦૩."

*** દોખમાંની બાહેરની દેવાલ ઉપર નીચે મુજબ ત્રણ તખ્તીઓ મારેલી છેઃ—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.
"આએ જરથોસ્તીઓને માટેનાં દોખમાંને
"ફરતી દેવાલ મરહુમ શેઠ રૂસતમજી
"રતનજી કનટરાકટરનાં વીધવાએ પોતાના
"ધણીની, તથા તેમના સાહેબજાદાઓએ
"અને બેટીએ, પોતાના પીતાની પાક યાદ
"કાએમ રાખવા માટે રૂ ૩૬૫૧) ના
"ખરચે બંનધાવી છે. રોજ બેહરામ
"યજદ માહ અમરદાદ શેહનશાહી માહ
"શહરેવર કદમી સને ૧૨૭૨ યજદેજરદી
"તા૦ ૧ લી ફેબરૂઆરી ૧૯૦૩ ઇસવી."

"આએ દરવાજો બાઇ સુનાબાઇ તે
"મરહુમ શેઠ રતનજી રૂસતમજી કનતરા-

"કહેરનાં બીવવાએ પોતાના ધણીનાં પુનને
"માટે ભેટ કીધો છે."

"આએ દોખમાંની જગા ભરતમાં ૨૫)
"એકર અને ૨૫ ગુનંટા બાઇ ગુલબાઇ
"તે ખાંનબહાદુર મનચેરજી કાવસજી મર-
"જબાંન, સી. આઇ. ઇ નાં ધણીઆણીએ
"લાનોલીનાં દોખમાંના ઉપયોગ માટે આપી
"છે. રોજ બેહરાંમ માહ શહેરેવર કદમી
"માહ અમરદાદ શેહેનશાહી સને ૧૨૭૨
"યજદેજરદી. લાનોલી, તા૦ ૧ લી ફેબરૂવારી
"સને ૧૯૦૩."

## ભરૂચ મધે મરહુમ શેઠ પેસતનજી અસલાજી ડુંગાજીનાં નામથી બાહેરકોટ કાંઠા આગલની હીરાવરાનાની જુની દરેહમેહર ફેરી પરઠાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૨૪ મી એપરેલ ૧૯૦૩ ને વાર શુકરે.

ભરૂચ, તા૦ ૨૨ મી એપ્રીલ.

આજ રોજે ભરૂચ ખાતે બનેલો બનાવ ભરૂચના જરથોસતી બીરાદરોના ઈતીહાસની તવારીખમાં યાદગાર રહી જશે, કેમકે બાહર કોટ ખાતેની કાંઠા ઉપરની દરેમેહેર જે સુરતવાળા મરહુમ રૂસ્તમજી માણેકજી હીરાવરાએ યજદેજરદી સને ૧૦૯૬ ની સાલમાં બંધાવી અનજુમનને સપુરદ કીધી હતી તે બીસમાર હાલતમાં આવી પડયાથી મરહુમ પેસતનજી અસલાજી ડુંગાજીના પુત્રોએ તે નવેસરથી બધાવી આપી છે. એ દરેમેહેર નજદીક પોણી બસો વરસોની હોવાથી તેની કેટલીક વીગત આ તકે ટુંકાણમાં આપેલી વયર્થ ગણાશે નહીં.

ઉપલી અગીયારી મરહુમ રૂસતમજી નવરોજી હીરાવરા એવી ઓખાર ધરાવનારના નામથીજ ભરૂચ ખાતે જુના કાળથી જાણીતી છે; કે જેનો સુખડ કાઠી વગેરેનો ખરચ તે કામમાં તેઓ સુરતમાં રહેતા તેથીજ કરતા હશે. પણ પાછલથી મરહુમ સખાવતે જાણીતા શેહેરમાં બાઈ મોટલાંબાઇ ઉપરાંત મરહુમ સર દીનશાહ માણેકજી પીટીટ અને તેમના મરનાર ભાઇ શેઠ નસરવાનજી પીટીટના ખરચે એ પાક કેબલાની આરાસ્તેગીરી થતી હતી. તે પછીથી એ મકાનની મરામતગીરી કરવા તથા ખરચ કરવામાં મરહુમ શેઠ પેસ્તનજી મેરવાનજી બરૂનાની હીસ્સેદારી ચાલુ થઇ હતી, અને તેમના વખતમાં આતશ આદરાનને ફરી પરથાવવામાં આવંયા હતા, અને સુમારે ત્રીસેક વરસ ઉપર મરહુમ પેસતનજી અસલાજીના છઠ્ઠા દીકરા મી૦ ખુરશેદજી પેસ્તનજી ડુંગાજીના મરણ વખતે તેમની મરણની ક્રીયા એ અગીયારીમાં ચાલુ થઇ તે વખતથી ખરચની હીસ્સેદારીમાં "ડુંગાજી"ની ઓપારે લેવાતું નામ પણ જોડાયું હતું.

એ દરેહમેહેરને ઇજવાની ક્રીયા આજ રોજે સહવારના કલાક દસના અમલે થઇ હતી. એ દીવસે મરહુમ બમનશા પેસતનજી જેમની આગેવાની હેઠળ ઉપલી દરેહમેહેર બાંધવામાં આવેલી તેવણની બે માસની બાજ હોવાથી એ દીવસ પસંદ કરવામાં આવયો હતો.

દરેહમહેરના કંપાઉંડમાં માંડવો બાંધવામાં આવયો હતો અને એક દેશી બેંડ પણ હાજર રાખવામાં આવયું હતું. સાડા દશનો વખત રાખેલો હોવા છતાં તે આગમચ બાનુઓ અને ચહરથોથી અગીઆરીનો અંદર તેમજ બાહારનો હાલ ચીકાર ભરાઇ ગયો હતો. બરાબર નવ વાગે દસ્તુરો અને મોબેદોના વડપણ નીચે આતશ આદરાન સાહેબને તખતનશીન કરવામાં આવયા હતા, અને તે પછી જશનની ક્રીયા શરૂ થઇ હતી. એ ક્રીયા લાંબો વખત ચાલવાથી મંડપમાં લોકોને ખોટી થવું પડયું હતુ. જશન પુરૂં થયા પછી પારસી પંચાયતના મેનેજીંગ ત્રસ્ટી ખા૦ બા૦ આદરજી મનચેરજી દલાલે દરખાસ્ત કરી કે જશનનું કામ હવે પુરૂં થયું છે, માટે આજના મેળાવડાનું પ્રમુખસ્થાન પંચાએતના બુજરગ ત્રસ્તી શેઠ ધનજીશા મેહેરવાનજી ડાકટરને આપવું. ઉપલી દરખાસ્તને ખા૦ બા૦ રતનજી એદલજી કાંગાએ ટેકો આપયો હતો. બાદ ડા૦ ધનજીશાહે પ્રમુખની ખુરશી લેતાં ઉપકાર માનયો. અને દરેમેહેરની હકીકત કહી સંભળાવી હતી. બાદ ડુંગાજી ખાનદાનના એક નબીરા મી૦ શાપુરજી મનચેરજી ડુંગાજીએ દરેમેહેર ભરૂચના જરથોસ્તીના વપરાસ સારૂ પારસી પંચાયતને સપુરત કરવાને લગતો એક પત્ર વાંચી સંભળાવયો હતો. તે નીચલી વીગતનો હતો :—

શ્રી ભરૂચ તા૦ ૨૨ મી એપ્રેલ સને ૧૯૦૩ રોજ ૧૦ મો આવાં માહ ૮ મો આવાં સને ૧૨૭૨ યજદેજરદી.

મેહેરબાન નેકનામ શેઠજી સાહેબો,

શેઠ અરદેશર રૂસ્તમજી, શેઠ રતનજી જીવનજી, શેઠ ધનજીશા મેહેરવાનજી, શેઠ

આદરજી મનચેરજી, શેઠ દીનશાજી ફરામજી, તે શ્રી ભરૂચના જરથોસ્તી *અનજુમનના ધરમના ફંડોના ટ્રસ્ટી સાહેબો જોગ, ભરૂચ.

મેહેરબાન સાહેબો, જત તમો સાહેબોની સેવામાં અરજ કરવાની જે બહાર કાંઠા ઉપરની દરેમેહેર જેનો નીભાવ ખરચ છેલાં ત્રીસ વરસ થયાં અમારા મરહુમ બાવા પેસ્તનજી અસલાજી ડુંગાજી તથા હમો કરતા આવયા છીએ તે ઘણીજ બીસમાર હાલતમાં આવી પડવાથી તેને જમીનદોશત કરી ફરી તદન નવેસરથી બાંધી તઇયાર કરી આપવા તમો સાહેબો સાથની ગોઠવણ મુજબ સરવે પ્રકારે લાયક કરી આજ દીને તારીખ ૨૨ મી એપ્રીલ ઇસ્વી સને ૧૯૦૩ રોજ ૧૦ મો આવાં માહા ૮ મો આવાં સને ૧૨૭૨ યજદેઝરદીને મુબારક દીને હમારા મરહુમ વડીલ ભાઇ બમનશા પેસ્તનજી ડુંગાજીની એ માસની બાજના દીવસે એ મકાનમાં આતશ આદરીઆન સાહેબને ઘટતી રીતે દીનના ફરમાન મુજબ તખતનશીન કરી સદરહુ મકાનને પેસ્તનજી અસલાજી ડુંગાજીની દરેમેહેર એવી રીતે નામ આપી શ્રી ભરૂચ શેહેરના સરવે જરથોસ્તીઓના જાહેર વપરાસ માટે ખુલી મુકી તમો સાહેબોના સ્વાધીનમાં આપવામાં આવી છે. એ મકાનની લાગત આશરે રૂ ૧૩૦૦૦) ની થઇ છે, અને એમાં જોઇતો સામાન તથા વાસણો વીગેરે મુકવામાં આવયાં છે, જેની લાગત આશરે રૂ. ૨૦૦૦) ઉપરની થઇ છે એ રીતે જુમલે રૂ ૧૫૦૦૦) થયા છે.

એ મકાનના ચાલુ નીભાવ ખરચ માટે અમારા બેશાઓએ જુદી જુદી વખતે શ્રી ભરૂચની પારસી પંચાયતનાં દફતરમાં જુદાં જુદાં ખાતાં પડાવી આગળ સુમારે રૂ ૧૦૦૦૦ અંકે દશ હજારની રકમ આપી છે પણ તે પુરતી નહી હોવાથી આજના મુબારક દીવસની યાદમાં એજ મકાનમાં જશનની ક્રીયા થવા બાદ રૂ ૫૦૦૦) અંકે પાંચ હજારના સરકારી જામીનગીરીના કાગજો ચહડતાં વયાજ સાથેનાં તમો સાહેબોને સ્વાધીનમાં આપીયે છીયે. (તેની વીગત અત્રે આપવામાં આવી હતી.)

સદરહુ રૂા. ૫૦૦૦) નાં ત્રણ ખાતાં અનજુમનનાં દફતરમાં ઉપર મુજબનાં પાડી સદરહુ રૂા. ૫૦૦૦) ઉપલી વીગતે નામો સાથે જમે કરવા અને આગળ જુદી જુદી વખતે આપેલા સુમારે રૂા૦ ૧૦૦૦૦) તથા સદરહુ રૂા૦ ૫૦૦૦) મલી કુલે રૂા૦ ૧૫૦૦૦) નું જે કાંઈ વયાજ ઉપજે. તે વસુલ કરી તે વયાજ વસુલ કરતાં જે કાંઇ ખરચ થાય તે બાદ કરી નકી વયાજની રકમ એ ખાતે દર સાલ જમા કરતા રહેવુંજી, અને સદરહુ પેસ્તનજી અસલાજી ડુંગાજીની દરેમેહેરને લગતા અમોએ જે જુદા ટ્રસ્ટીઓ નામે શેઠો ૧ રતનજી મનચેરજી દલાલ, ૨ જમશેદજી બમનશા વકીલ, ૩ દીનશા પેસ્તનજી ડુંગાજી, ૪ દારાશા મનચેરજી ડુંગાજી, ૫ શાપુરજી મનચેરજી ડુંગાજી નેમેલા છે, તથા તે નેમાયલા ટ્રસ્ટીઓમાં કોઇ પણ કારણથી કાંઇ ફેરફાર થઇ બીજા ટ્રસ્ટીઓ નેમાય અથવા તેમાં વધઘટ થાય તેઓને ઉપર મુજબની વયાજની રકમમાંથી સદરહુ મકાનના નીભાવના ચાલુ ખરચ માટે જોઇતી રકમ દર વરસે આપતા રેહેવુંજી.

ઉપલા ટ્રસ્ટીઓમાંથી કોઇ પણ ટ્રસ્ટી રાજીનામું આપે અથવા જો ખુદા ન કરે ને કોઇની કજા થાય તો તે ખાલી પડેલી જગાએ નવા ટ્રસ્ટીને નેમવાનો હક તે વખતના હયાત ટ્રસ્ટીઓને અમો આપીએ છીએ, કે જે હક તેઓએ અદા કરવો અને જો તેઓ તે અદા નહી કરે તો તે વખતના ડુંગાજી ખાનદાનના માણસોના વધુ મતે નવા ટ્રસ્ટી નેમવો અને આ પાક મકાનના ઉપર જાતી દેખરેખ, હકુમત, બંદોબસ્ત તથા સંભાળ રાખવા માટે અમોએ ઉપલા પાંચ ટ્રસ્ટીઓ નેમેલા છે. તેઓ તેના ઉપર સરવે પ્રકારનો અમલ ચલાવશે, અને જયારે ઉપલા પાંચ ટ્રસ્ટીઓમાથી કોઇ પણ જગા ખાલી પડે ત્યારે હમેશાં ડુંગાજી ખાનદાનના માણસોમાંથી ત્રણ તરસ્ટીઓ રાખીનેજ હમોએ જેમ ઉપર જણાવયું છે તે પ્રમાણે તે પુરવી અને સરવે ટ્રસ્ટીઓએ વધુ મતે એ પાક મકાનનો વહીવટ કરવો.

મજકુર રૂ. ૧૫૦૦૦) ની મુદલ રકમને હમેશાં અનામત રાખવી. કદાચ વયાજની આવક હવે પછી ભવીશમાં ઘટે તો દરેમેહેરનો ખરચ પણ ઉપજના પ્રમાણમાંજ કરવો. કદાચ એ વયાજમાંથી દરેમેહેરનો ચાલુ નીભાવ ખરચ વરસ એકમાં જે થાય તે બાદ કરતાં જેબી કાંઈ રકમ ફાજલ પડે તો તે અનજુમનના દફતર મધે જે પેસ્તનજી અસલાજી ડુંગાજીની બાહારકોટની દરેમેહેરનું નવું ફંડ ખાતું આજ રોજે પડાવયું છે તે

ખાતે જમા કરવી અને જયારે એવી ફાજલ પડેલી રકમો વધીને રૂ૦ ૫૦૦ ની રકમ થાય ત્યારે એ રકમની સરકારી પ્રોમેસરી લોન લેવી અને તેનું વયાજ એકઠું કરવું. એવી સઘલી ફાજલ પડેલી લોનોને અલાહેદી રાખવી અને ખુદા ન કરે અને કોઇ પણ દીવસે આ પેસતનજી અસલાજી ડુંગાજીની બાહારકોટની દરેમેહેરને નુકશાન થાય તો એ અલાએદી લોનમાંથી તેનો ખરચ કરવો તથા એ ઉપરાંત એ ફાજલ પડેલી લોનોનો બીજો ઉપયોગ ડુંગાજી કુટુંબના ગરીબ સગાંઓને આશ્રે આપવા માટે કરવો એવી અમો અમારા નીમેલા ત્રસ્ટીઓને સતા આપીએ છીએ

ઉપર મુજબના રૂ ૧૫૦૦૦) હમારા કુટંબીઓએ આપેલા છે, તથા હવે પછી હમારા ખેશીઓમાંથી જે કોઇ શખસ કે શખસો અથવા કોઇ પણ સખી ગ્રહસ્થ ઉપર મુજબના ફંડ ખાતે જમે કરાવે તે ભેગી થયલી મુદલ રકમ હમેશાં કાયમ રાખી તેના વયાજની ઉપજમાંથી જોઈતી રકમ એ પાક મકાનના ચાલુ ખરચ તથા મરામત વીગેરે માટે અમારા નેમેલા ત્રસ્ટીઓને દર વરસે આપતા રેહેવું અને મુદલ રકમ હંમેશાં એ ખાતે જમા રાખવી.

બીજું સદરહુ રૂા ૫૦૦૦) ની લોનો તથા બોંડની પોહોંચના આ કાગજનો જવાબ મેહેરબાની કરી સરવે ત્રસ્ટી સાહેબોની સહીઓ સાથે તસ્દી લઇ મોકલવાની મેહેરબાની કરજોજી. બીજું ત્રસ્ટી સાહેબોએ તેમાં મુખ્ય કરીને ખાનબાહાદુર મી૦ આદરજી મનચેરજી દલાલે વખતે વખત આ પાક મકાનને લગતી બાબદોમાં અમોને પોતાની કીમતી મદદ તથા સલાહ આપી છે તે સારૂ તમો સરવે સાહેબોના અમો ઘણા ઘણા આભારી છીએ, અને અમો અરજ કરી ઉમેદ રાખીયે છીએ કે તમો સાહેબો મહેરબાનીની રાહે ખરાં અંતઃકરણથી આ પાક દરેમેહેરના વહીવટ માટે અમોએ નેમેલા ત્રસ્તીઓને તેવોના કામમાં વખતે વખત તમારી કીમતી મદદ આપી એ પાક મકાનનો સારી રીતે નીભાવ તથા ઉપયોગ થાય એવું કરશોજી.

લા૦ દુવાગીર સેવકો,

જમશેદજી પેસ્તનજી ડુંગાજી સહી દા૦ પોતાના.
મનચેરજી પેસ્તનજી.
દીનશાહ પેસ્તનજી ડુંગાજી સહી દા૦ પોતાના.

તાજે કલમ—

જત આજના મુબારક દીવસની યાદમાં રૂ ૫૦૦૦ ઉપરાંત બીજા રૂ ૫૦૦ ની વધુ રકમ શેઠ જમશેદજી નશરવાનજી પીટીટની કન્યાશાળાના નીભાવ ફંડ ખાતે આપીએ છીયે જેનું અનજુમનના દફતરમાં નીચે મુજબ ખાતું પાડી મજકુર રૂ ૫૦૦ ની રકમ જમે કરવી. ૫૦૦ બેહસ્તનશીન બાઇ જીલુબાઇ તે બેહેસ્તનશીન શેઠ પેસ્તનજી અસલાજી ડુંગાજીના ધણીયાણીના પુનને માટે તેવણનાં દીકરાઓએ ઉભું કીધેલું ધરમખાતુ. મજકુર રૂ. ૫૦૦ ની મુદલ રકમ અનજુમનનાં દફતરમાં હમેશાં કાયમ જમા રાખવી અને એનું જે કાંઇ વયાજ ઉપજે તે શેઠ જમશેદજી નશરવાનજી પીટીટની કન્યાશાળાના નીભાવ ખરચમાં વાપરવા સારૂ ભરૂચની પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબોએ દર સાલ આપતા રહેવું. એ રૂ-૫૦૦)ની સરકારી પ્રોમેસરી લોન ૧ વયાજ ટકા ૩ાા ની ચડતાં વયાજ સાથની નંબર-બી૦-૧૨૯૦૫ સને ૧૮૪૨-૪૩ ના સાલની, એજ અરજ.

લી૦ દુવાગીર સેવકો,

જમશેદજી પેસ્તનજી ડુંગાજી સહી દા૦ પોતે.
મનચેરજી પેસ્તનજી ડુંગાજી સહી
દીનશા પેસ્તનજી ડુંગાજી સહી દા૦ પોતાના.

ઉપલો પત્ર વાંચી સંભાળાવયા પછી ભરૂચની પારસી પંચાયતના સેક્રેટરી ખા૦ બા૦ આદરજી દલાલે જણાવયું કે ડુંગાજી ખાનદાનવાળાઓ આ દરેમેહેરને નજીક ૩૦ વરસો થયાં નીભાવ કરતા આવયા છે, અને હજી પણ તે નીભાવ કરે છે. આજે એક બુલંદ મકાન બંધાવી પારસી પંચાયતને હવાલે કરવામાં આવયું છે, તો તે બીના ભુલી જઈ તેની પીછાન કરવાને આપણે પછાત રહીયે તો તે નગુણાપણું થઇ પડે, માટે એ આવતો કંલક ધોઇ નાખવાને માટે મારે જણાવવું જોઇએ છે કે ડુંગાજી ખાનદાનવાળાઓએ લગભગ રૂ. ૪૦૦૦૦) ની મોટી સખાવત આ કામમાં કરી છે અને તેનું સઘળું માન મરહુમ બમનશા પેસ્તનજી ડુંગાજી તથા શેઠ જમશેદજી પેસ્તનજી ડુંગાજીને ઘટે છે. ડુંગાજી ખાનદાનની જાહોજલાલીના પ્રતાપ એ બેઉ સાહેબોનાજ સમજવા. તેમનીજ મેહેરબાની અને દલદરેશીથી આજે એ ખાનદાનનો પમરાત ચોમેર ફેલાઇ રહયો છે અને જેઓ સાહેબો આ જાતની સખાવત કરે છે તેમનો ખજાનો ભંડાર કદી પણ

ખુટતો નથી. તેનો પ્રતયક્ષ પુરાવો આજ તમારી સામે રજુ થયલો છે, કેમકે એઓ સાહેબોએ પોતાના પાસથી નજીક રૂ ૪૦ હજાર તો ખરચી નાખયા છે. ડુંગાજીનું કુટંબ ૧૦૦ ઉપર માણસોનું છે, તેઓ સગળાઓ સંપથી રહેલા છે અને પોતાના ધંધામાં મચેલા છે. તેઓ પણ પોતાના વડીલોને પગલે ચાલવાની કોશેશ કરશે. ભરૂચમાં પેહેલાં ધરમના મકાનની ખુટ હતી તે પાર પડી ચુકી છે, કેમકે અમારાજ કુટંબોને હસ્તે પારસી પંચાતનો વહીવટ આવયા પછી લખો રૂપયાની સખાવતો થઇ છે તેની નોંધ અત્રે કરવી જોઇએ છે. વખારીઆ દરેમેહેરપર પણ ૪૦ હજાર ખરચાઇ ચુકયા છે. તેવીજ રીતે હોમાવાળા ખાનદાનવાળાઓએ પણ ૧૫ થી ૨૦ હજાર ખરચયા છે અને નાળીએરવાળી દરેમેહેર પણ નવેસરથી બંધાઈ છે એ મુજબ કમતરીનની પંચાતની ચાકરી દરમીઆન થએલું છે તે માટે હું ઘણો આભારી છઉં.

ગ્રહસ્થો અને બાનુઓ, હવે જે નવી નીશાળ બંધાઈ છે તેની જે કીયા થોડા દીવસ ઉપર થઇ હતી, તે વેળાએ જીલા કલેકટરે તેમને જે શીખામણ આપી છે તે યાદ રાખશો. અને તમારાં બળ ઉપરજ મુશતાક રહી નીશાળ માટે જોઇતા રૂ ૨૫૦૦૦ મેળવી આપશો અને જણાવવાને સંતોષ છુટે છે કે, જમશેદજી પીટીટ કનયાશાળાને પણ ડુંગાજી ખાનદાન ભુલી ગયું નથી, અને તેમને રૂા. ૫૦૦ ની રકમ આપી છે. એ નીશાળમાં અતયાર સુધી રૂા. ૩૨૦૦) ભરાઇ ગયા છે, અને ચંદ રોજમાં બીજા ભરાય એવી આપણ આશા રાખીશું. અમારી કમીટીના મેમબરોએ પોતાના પગ ઉપર કુહાડી મારી જે રૂા. ભરયા છે એટલે તેનો દાખલો તમો સઘળા સાહેબો ગ્રહણ કરશો અને ભરૂચના પારસીઓએ પારકી આશા ઉપર નહી રેહેતાં પોતાના બળ ઉપર મુરતાક રહી ગુંજાશ મુજબ રૂપયા ભરી આપશો.

આપના શેહેરમાં દરેમહેરો પુરતી સંખયામાં ઓરતવાર ખડી છે. પણ ભરૂચ પુરાતન મથક હોવાથી એક આતશબેહેરામ હજુ થયું નથી. બીજે ઠેકાણે આતશબેહેરામો બંધાયલાં છે માટે એ પાક કેબલો પણ ભરૂચમાં નહાના ડુંગાજી ખાનદાનવાળા એક બે લાખ રૂપીઆની રકમ ખરચી બંધાવે એવી દુવા ચાહીશું, જેથી એઓ સાહેબની રોજીમાં ઉમેરો અને પુનય હાંસલ થાય (તાલીઓ.) આવી મોટી નાદર રકમ સખાવતની થઈ છે તો તેની એક અદના પીછાન કરવાને પંચાયતના ટ્રસટીઓએ ઠરાવ કીધેલો છે, તે મુજબ એ ખાનદાનના વડા શેઠ જમશેદજી પેસ્તનજી ડુંગાજીને હું પંચાયત તરફથી પ્રમુખને હાથે એક શાલ અરપણ કરાઉં છું તેમજ ડુંગાજી ખાનદાનના સગપણમાં અમો પણ આવતા હોવાથી તેમજ એ કુટુંબ સાથે આજે વેપાર તરીકે ૫૦) વરસો થયાં અમને પડોશી દાખલનો નીકટ સંબંધ છે, તે ધયાનમાં લેતાં અમારા વેવાઇ શેઠ જમશેદજીને મારી તરફથી બીજી શાલ અરપણ કરૂં છું.

બાદ પ્રમુખને હાથે શેઠ જમશેદજી બમનશા ડુંગાજીને શાલો અરપણ થઇ હતી. ત્યાર પછી મી૦ શાપુરજી મનચેરજી ડુંગાજીએ ખા૦ બા૦ આદરજીનો ડુંગાજી કુટુંબની તારીફ કરવા બદલ ઉપકાર માનયો હતો, અને પારસી પંચાયતની બીનસ્વારથપણે વરસો થયાં જે કીમતી સેવાઓ કરી છે, તેને માટે વખાણ કરી એવા પરદુખભંજન પુરૂષો થોડાજ વધુ ભરૂચમાં થાય એમ જણાવી હાજર રહેલાં બાનુઓ અને ગ્રહસ્થોનો ઉપકાર માનયો હતો. ત્યાર પછી દરેમેહેરના પંથકી મોબેદ પીરોજશા દીનશાજી વાધને શાલ અરપણ કરવા પછી ચાસની કરી મેળાવડો વીસરજન થયો હતો.

એ દીવસને રોજે મી૦ પેસ્તનજી મનચેરજી ડુંગાજીએ પોતાનાં મરહુમ ધણીઆણી બાઇ સુનાબાઈજીની નઇયતે રૂા. ૫૦૦) ની વધુ સખાવત કીધી હતી અને તેનું વયાજ જે કંઈ ઉપજે તે રૂવાનોને અવલમંજલ પોહોંચાડવાના ફંડમાં આપવાનું ઠરયું હતું. આજના શુભ રોજની ખુશાલીમાં રાત આખી અનજુમનનું ખાણું કરવામાં આવયું હતું.

⁂ આ દરેમેહેરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"દાદાર હોરમઝદની મદદ હોજો.

"શ્રી ભરૂચ મધે બહારકોટ કાંઠા ઉપરની
"આ દરેમેહેર પ્રથમ સુરતવાળા મરહુમ
"શેઠ રૂસ્તમજી માણેકજી હીરાવાળાએ
"યઝદઝરદી સને ૧૦૯૬ મા બંધાવી
"આપી હતી અને એનો આગલા વખતમાં
"નીભાવ ખરચ જુદા જુદા આસામીઓ
"તરફથી કરવામાં આવતો હતો પણ
"છેલ્લાં ૩૦ વરસ થયાં મરહુમ શેઠ

"પેસ્તનજી અરસાજી ડુંગાજી તથા તેમના "છોકરાઓ કરતા આવ્યા છે. એ દરેમેહેર "તદન બીસ્માર હાલતમાં આવી પડવાથી "ફરી તદન નવેસરથી મરહુમ શેઠ બમ-"નજાજી પેસ્તનજી ડુંગાજીની આગેવાનીથી "એવણના મરહુમ ભાઇ શેઠ નશરવાનજી "પેસ્તનજી ડુંગાજી તથા બીજા ભાઇઓએ "પોતાના મરહુમ બાવા સેઠ પેસ્તનજી "અરસાજી ડુંગાજીનાં પુનને માટે રૂ ૧૫૦૦૦ "ખરચી બંધાવી આપી છે. આ ઇમારતનો "પાયો નાખવાની ક્રીયા રોજ ૨૮ મો "માહા ૮ મો શેહેનશાહી સને ૧૨૭૧ "યઝદેઝરદી તા૦ ૧૦ મી મે સને ૧૯૦૨ "ઇસવી ને વાર સનીને દીને થઇ હતી. "આ દરેમેહેરના આતશ આદરાન સાહેબને "તખતનશીન કરવાની ક્રિયા રોજ ૧૦ "મો આવાં માહ ૮ મો આવાં શેહેનશાહી "સને ૧૨૭૨ ય૦ ઝ૦ તા૦ ૨૨ મી "એપ્રીલ સને ૧૯૦૩ ઇસવી વાર બુધને "દીને કરવા પછી કુલ ભરૂચ શેહેરના "જરથોસ્તીઓના જાહેર વપરાસ માટે ખુલી "મુકી અત્રેના પારસી પંચાતના ત્રસ્ટી "સાહેબોના હસ્તકમાં સ્વાધીન કરવામાં "આવી છે.

"આ દરેમેહેરના નીભાવ ખરચ માટે "મરહુમ શેઠ પેસ્તનજી અરસાજી ડુંગાજીના "કુટુંબીઓએ રૂ ૧૦૦૦૦ ની રકમ "આગળ ભરી ભરૂચ શેહેરના પારસી "પંચાએતના ત્રસ્ટી સાહેબોના સ્વાધીનમાં "કાયેલી છે અને આજ સેજે બીજા રૂ "૫૦૦૦ હજારની રકમ પણ તેઓને "આપી છે તે મલી જુમલે રૂ ૧૫૦૦૦) "હજારની રકમ કાયી છે. તે અનામત "રાખી તેના વીઆજમાંથી આ દરેમેહેરનો "ચાલુ નીભાવ ખરચ તથા મરામત વાગેરે "કાધામાં આવશે. હવેથી આ દરેમેહેર "પેસ્તનજી અરસાજી ડુંગાજીના નામથી "ઓલખાશે."

## કરાંચીની સદરની મરહુમ શેઠ ડોશાભાઇ મેહેરવાંનજી વાડીઆવાલી દરેમેહેરમાં શેઠ કાવસજી હોરમજજી કાતરકે આદરાંન પરઠરાવ્યા.

જામે જમશેદ, તા૦ ૨૮ મી મે ૧૯૦૩ ને વાર બરેસપત.

કરાંચી, તા૦ ૨૩ મી મે.

ગઇ તા૦ ૨૧ મી મેને દીને અતરેની ડોશાભાઇ મેરવાંનજી વાડયાવાલી દરેહમેહેરની સાલગરેહ હોવાથી, એ દીને સહવારનાં એ દરેમેહેરનાં મકાનમાં જશનની ક્રીયા કરવામાં આવી હતી. મજકુર દરેહમેહેરમાં એક નવો ગુંબજ તથા બીજું વધારા સુધારાનું કામ કરવા પાછલ નજદીક રૂપીઆ ૬૦૦૦ નો ખરચ કરવામાં આવયોછે. એ દરેહમે-હરમાં આજ સુધી આતશદાદગાહ હતા, તેની જગયા પર થોડા દીવસ થયા આતશ આદરાંન પરથાવવા માટેની ક્રીયાનું કામ શેઠ કાવસજી હોરમજજી કાતરકે પોતાને ખરચે શરૂ કરયું હતું, અને ઉપલી દરેહમેહરની સાલગરેહને દાહડે એ નેક કામ ખલાસ થયું હતું. શેઠ કાવસજી હોરમસજી કાતરકે એ દરેહમેહરમાં આતશઆદરાંન પોતાને ખરચે પરથાવયા પછી જે સુખડ, તેલ, વગેરેનો વધુ ખરચ લાગશે, તેને માટે રૂ ૨૦૦૦ની રકમ આપી છે, જેનાં વયાજમાંથી એ વધારાનો ખરચ કરવામાં આવશે.

## રાયપોરની જરથોશ્તીઓની આરામ-ગાહની જગા.

જામે જમશેદ, તા૦ ૮ મી અકટોબર ૧૯૦૩ ને વાર બરેસપત.

રાયપુર, તા૦ ૪ થી અકટોબર ૧૯૦૩.

પારસી આરામગાહ—અત્રેની પારસી અનજુમન તરફથી અત્રેથી એક માઇલ દુર આવેલી એક માલગુજારની જમીનમાંથી એક એકર જેટલી જમીન વેચાતી લઇને તયાં પારસી આરામગાહની જગા બનાવવામાં આવીછે. અને તેની અતરાફ હાલમાં અત્રેના જાણીતા કનત્રાકટરો શેઠો કે. બેહેરાંમજીની કુંપની તરફથી એક પકી ચુનાબંદી દીવાલ બાંધીને કમપાઉંડ બનાવી લેવામાં આવ્યો છે.

# ઇ૦ સ૦ ૧૯૦૪.

## જામનગર મધે મરહુમ શેઠ શાવકશાહ ફેરાંમજી પોંહચખાનાંવાળાની નઇઅતે બંધાવેલી સગડી ખોલ્લી મુકવાનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૫ મી ફેબરવારી ૧૯૦૪ ને વાર શુકર.

જામનગર તા૦ ૨ જી ફેબરવારી.

સગડી બંધાવી—મરહુમ શાવકશાહ ફેરા-મજી પોંચખાનાવાળા તે રહેવાસી મુંબઇના જેઓ અત્રે જામનગર સ્ટેટમાં આસીસટંટ

પોલીસ સુપ્રીનટેનડંટ હતા અને મીયાનાને પકડવા જતાં જેમના ઉપર હુમલો કરી લુટારાએ મારી નાંખયા હતા તેઓનાં પુન અરથે તેઓનાં મુંબઈ વસતાં બેહેશીઓ તરફથી અત્રેની આરામઘાહની જગાએ એક સગડી બંધાવી આપીછે. તે ખુલ્લી મુકવાની ક્રીયા રોજ ૧૯ મો માહા ૫ મો શેહેનશાહી સને ૧૨૭૩ યઝદેજરદી અને તા૦ ૩૧ મી જાનેવારી ૧૯૦૪ ને દીને અત્રેની અગીયારીના મોબેદ રૂસતમજી તેમુલજી મીરઝાંએ અત્રેની જરથોસતી અંજુમન રૂબરૂ જશન કરીને સગડી ખુલ્લી મુકવાની ક્રીયા કરીછે. એ સઘડી બંધાવવા પાછળ મરહુમના પીતા શેઠ ફરામજી પેસતનજી પોચખાનાવાળાએ રૂ૫૦૦ ની રકમ આપી છે. અત્રેની જરથોસતી અંજુમનની વસતી ટુંક હોવાથી સગડીની ખાસ જરૂર હતી. જેથી અંજુમન તેઓને આભારી છે. આ જશનની ક્રીયા વખતે ભેગા થયલા સાહેબોએ આરામઘાહની જગાને મરામત કરવા સારૂં અમુક નાણાંની જરૂર હોવાથી એક ફંડ ઉભું કરી રૂ૧૦૦ ને આશરેની રકમ ભેગી કરી છે જેમાંથી તે મરામતનું કામ કરવામાં આવશે. અત્રેની આરામઘાહની જગા ટેકરી ઉપર એવી સારી પોઈંટ ઉપર આવી છે કે તે ખરેખર આરામઘાહની જગાને લાયક છે.

## બદનેરા મધે બાહેર ગામોનાં રવાંનોની ક્રિઆ માટે શેઠ સોરાબજી નશરવાંનજી કામાજીએ બંધાવેલાં મકાંનને ખોલલું મેલાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧ લી આગસટ ૧૯૦૪ ને વાર સોમે.

બદનેરા, તા૦ ૧૯ મી જુલાઈ.

અમો તરફના આસપાસનાં ગામડાંઓમાં ખોદાની મેહેરથી છુટી જરથોસતીઓની વસતી ઘણી છે અને ખોદા ન કરે ને તેવાં ગામડાંઓમાં કોઈનું મરણ થાય છે તો તે રવાનને દોખમે ચઢાવા બદનેરામાં લાવેછે અને તેવે વખતે તે રવાનનો સચકાર ક્રીયા કરવા તથા તેઓના બેહેશીઓને જરૂર વખતે થોભવાનું એક મકાન ન હોવાથી ઘણી આપદા પડતી હતી જે અમારા ગામની અગતયની ખોટ ઉમરાવતીવાળા શેઠ સોરાબજી નશરવાનજી કામાએ રૂ ૧૧૦૦ નો ખરચ કરીને તેમાં જોઈતા સામાન સાથે પુરી પાડીછે.

ઉપલાં મકાનની જશનની ક્રીયા આજ રોજે સવારના કરવામાં આવી હતી. જશનની ક્રીયામાં ભાગ લેવાને ડુંગરવાડી ઉપર ૫૦ થી વધુની સંખયામાં બાનુઓ અને ગ્રહસથો પધારયાં હતાં જેઓને લાવવા લઈ જવા માટે ટોંગા વગેરેની આગમજથી સારી ગોઠવણ કરી રાખવામાં આવી હતી. જશનની ક્રીયા પુરી થવા પછી અમારા મોબેદ મી૦ અરદેશર બોદે સખાવત કરવાની બાબદમાં અવસતાના ફકરાઓ ટાંકી બતાવી દીનને મદદ કરનાર ગરીબ હમજાતીઓની હાજતમાં પઈસા ખરચી સખાવતનાં કામમાં દોલત ખરચનારને અશો દાદાર પોતાના અખુટ ખજાનામાંથી સુખની દોલત બક્ષેછે વગેરે દુવા ચાહી પોતાનું બોલલું પુરૂં કરયું હતું. તયાર બાદ સો. ન. કામાએ અંજુમન જોગો પત્ર વાંચ્યો હતો, જેમાં દરશાવવામાં આવયું હતું કે:— અંજુમન સાહેબ, આએ મકાન સરવ જોઈતા સામાન સાથે મારાં મરહુમ ધણીઆણી ગુલબાઈ (જેઓ વેલાત ખાતે રા વરસની વાતપર હક થયાં) તેઓના નઈયતે આજ રોજે જશન કરી શ્રી બદનેરા તથા ઉમરાવતીની અંજુમનના કારોબારીઓને સવાધીન કરૂં છું. આપણાં ધરમનાં મકાનોની જેવી રીતે વયવસથા થાય છે તેવી રીતે આએ મકાનની પણ તમો સાહેબોએ કરવી.

તયાર બાદ શેઠ કામાએ પોતાના જવાબમાં જણાવયું કે આપણાં ગામમાં એવાં એક મકાનની હાજતની જરૂર ઘણો વખત થયો મારા જોવામાં આવતી હતી અને મારી મરજી હતી કે મારાથી બનતું કરી એક મકાન બંધાવું, જે મેં એક ફરજ સમજી તે ફરજ આજે અદા કરી છે. મારાં મરહુમ ધણીઆણીનાં પુનને માટે આએ મકાન બંધાવયું છે. તયાર બાદ ચાશની કરી મીજલસ બરખાસત થઈ હતી.

*** આ મકાંનપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"આએ મકાન દુર દેશાવરથી આવતા
"જરથોસતી રવાનોના ધર્મ ક્રીયા કરવા
"સારૂં બેહસ્તનશીન બાઈ ગુલબાઈ તે
"સોરાબજી નશરવાનજી કામાના ધણી-
"આણીની નઇએતે તેવણના પુંજીમાંથી
"બંધાવી શ્રી બદનેરા તથા ઉમરાવતીની
"જરથોસતી અનજુમનને સવાધીન કીધું
"છે; રોજ ૧૯ મો માહ ૧૧ સને ૧૨૭૩
"યઝદેઝરદી તા૦ ૨૯ મી જુલાઈ ૧૯૦૪
"ઈસવી.

"જનમ ૧૪ મી મારચ ૧૮૭૭.
"મરણ ૧ લી ફેબ્રરવારી ૧૯૦૨.

## રંગુનની શેઠો શાપુરજી તથા બહમનજી કાવસજી કપટાંને બંધાવેલી દરેમેહેર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૯ મી આગસ્ટ ૧૯૦૪ ને વાર સોમે.

રંગુન, તા૦ ૨૦ મી આગસટ.

સનીવાર તા૦ ૨૦ મી આગસટનો મુબારક દીવસ રંગુન શેહેરની જરથોસતી કોમના તવારીખમાં એક પાક યાદદાસત દાખલ ભારે માન અને ખુશબખતી સાથે જાવેદાન સુધી નોધાઈ રહેશે તેમાં કાંઇ પણ શક નથી.

મજકુર દીવસે સવારના ૮ કલાકને અમલે આ શેહેરના આગેવાન અને સખી વજુદ શેઠીઆઓ શેઠ શાપુરજી કાવસજી કપટાંન તથા શેઠ બમનજી કાવસજી કપટાંનનાં ખાસ આમંત્રણને માન આપી અત્રેની જરથોસતી કોમના સરવે બાનુઓ અને ગ્રહસથો પોતાનાં છોકરાં છઇયાં સહીત, મજકુર લાયકીવાળા શેઠીઆઓએ પોતાની સકમાઇના પાંતરીસ હજારથી પણ વધારે રૂપીઆ ખરચીને ઉતમ કારીગરીથી બંધાવેલા રોનકદાર આતશકદેહના મકાનના કુશાદે દીવાનખાનામાં ભારે ઉલટ અને દીલસોજી સાથે હાજર થયાં હતાં. અંજુમનના ત્રસટી સાહેબ શેઠ બમનજી કાવસજી કપટાનની ફરમાસથી દરેહમેહેરના પંથકી એરવદ ભીખાજી દીનીઆરજી ઉનવાળાએ પોતાની અને ૪રજંદોની મદદ સાથે, મીજલસ સનમુખ પુરાણી આતશ દાદગાહના પાક નુરમંદ આતશને, આ નવી બંધાયલી આતશકદેહના નકસીદાર લોહોડાંની જાળીવાળા ઇજી પાક કરી રાખેલા ઓરડામાં ભારે દબદબા સાથે તખતનશીન કરી આફ્રીનગાન વગેરે જશનની ક્રીયા બજાવવાનું કામ શરૂ કીધું.

તે ખતમ થવા બાદ એ મોબેદ સાહેબે ધરમનીતી, અને પાક આતશની બુલંદી વાશે વાયજ કરતાં જણાવયું કે,

સાહેબો આજે કેટલીક મુદત થઈ રંગુન શેહેરમાં પહેલ વહેલાં એક અગીઆરીનું લાયક અને નાનુ મકાન અત્રેના વતની મરહુમ સખી શેઠ બેજનજી કાવસજી ખંબાતાએ બંધાવેલું પણ તે પુરાણું થવાથી તે પછી બીજા સખી શેઠ હોરમસજી ફરદુનજી કંત્રાકટરે તેમાં સુધારો કરી ઇસવી સને ૧૮૭૮ માં બંધાવયું હતું તે મકાન ૧૯૦૨ સુધી હસતીમાં હતું તે છેક પુરાણું થવાથી તેમજ રંગુન શેહેરમાં ખોદાની બક્ષેસથી જરથોસતી વસતી વધતી જતી હોવાથી એક બીજાં મોટાં મકાનની અગતય હોવાથી તે જુના મકાનને તોડી નાંખી આએ નવું મકાન ભારે જર ખરચી ઉભું કીધું છે તે આપણ જરથોસતીઓને ખરેખર મગરૂર થવા જોગ છે. તેમજ રંગુનની જરથોસતી અંજુમનને વધારે મગરૂર થવા જોગ તો એ છે કે એવાં ધરમી મકાનો બનાવવા માટે જેમ બીજાં ગામો અને શેહેરોની અંજુમનને ઉઘરાણાં કરવાં પડે છે અને મહા મુસીબતે એવાં ધરમી મકાનો ઉભાં થઈ શકે છે તેમ આ મકાનના બાબમાં બનયું નથી. શુકર છે તે પાક પરવરદેગારના કે આવું ધરમનું મકાન તેના સરવે સરંજામ સાથે આપણા શેહેરના સખી દીનદાર શેઠો શાપુરજી કાવસજી તથા બમનજી કાવસજી કપટાને જરથોસતી પાક મહજબની એકીનદારીથી બંધાવી આપી આએ શેહેરની જરથોસતી અંજુમનને સદાની હેશાનમંદ કરી છે અને આ મકાન ધરમી વપરાસ માટે ખુલ્લું મુકી શ્રી રંગુન અને આખાં બરમાંહની જરથોસતી અંજુમન ઉપર ભારે હેશાંન કરવા સાથે ટોળાની એક ખરી હાજત પુરી પાડી છે. તેથી એ શેઠોનો ઉપકાર સરવે જરથોસતીઓએ ખરાં જીગરથી માનવો જોઇયે. એવાં ધરમના મકાનને ખોદાનું મકાન સમજવું જોઇયે કેમકે તે ખોદાતાલાની એબાદત કરવાની જગા છે. એ પવીત્ર મકાનમાં ધરમાતું જરથોસતીઓને પોતાનાં અશો રવાનોનું તથા બીજુ દીનઆઇનનું કામ કરાવવાની વધારે ઉલટ અને ખાએસ થશે. એ મકાન બાંધવા પછવાડે નાણાની એક સારી રકમ ખરચાઇ છે તે સાથે એ ભલા શેઠીયાએ પોતાના કીમતી વખતનો ભોગ આપી જાતી દેખરેખ હેઠળ આ ધરમના ધામનું કામ સરંજામ ઉતારયું છે. જરથોસત પેગમબર સાહેબ દાદાર અહુરમઝદને સવાલ કરે છે કે અએ અશો અહુરમજદ આએ ફાની દુનીયાની જમીન ઉપરની કઈ જમીન વધારે પવીત્ર અને ખુશીભરેલી છે? તયારે દાદાર અહુરમજદે જવાબ દીધો કે અએ સપીતમાન જરથોસત "ખચીત" જે જગા અશો પુરશો અને ક્રીયાકામ કરનાર અશો દસતુરો અને મોબેદો દીનઆઇનને લગતાં ભણુતરો કરે અને ઇજશની, વંદીદાદ કરવા જે જગા બાંધી હોય, તે જગા વધારે પવીત્ર અને

અશોઇવાળી છે. એ ઉપરથી તમો સાહેબોના જોવામાં આવશે કે દરેહમેહેર જેવી પાકીજે જગા ઉપર દીનઆઇનને લગતું ભણવા ગણવાનું કામ થાય તે જગા વધારે પવીત્ર અને ખુશીભરેલી છે. દરેહમેહેર બનાવવા તથા આતશનો કેબલો કરવા વીશેનું વરણન આપણા પવીત્ર ધરમ પુસતકોમાં જાબજા નજર આવે છે અને આપણા ધરમની ઉતમ ખુબીઓને લીધે આપણા કદીમ બુઝોરગ નયાગાનો ગામેગામ અને શેહેરે શેહેર એવા આતશકદેહો ઉભાં કરતા હતા અને કરે છે અને તેનો સવાબ હાંસલ કરતા હતા અને હાલ પણ કરે છે. તેજ મુજબ આએ રંગુનની સરજમીન આ સુંદર મકાન તથા તેમાં રોશન કીધેલા પવીત્ર કેબલાથી ભાગયશાળી થઈ છે. તેના તરફ અત્રેના જરથોસતીઓ હવેથી માનની નજરથી જોતા રહી જરથોસતી ફરમાન મુજબ પોતાની ફરજો અદા કરતા રહેશે એવી આશા છે. આજનો દીવસ આએ શેહેરની જરથોસતી કોમની તવારીખમાં સોનેરી હરફે લખાઇ હમેશાં યાદગાર રહી જશે. એટલુંજ નહીં પણ આ પવીત્ર મકાનનો પાયો નાખનાર તથા મોટો ખરચ કરી પાર ઉતારનાર આપણા રંગુન શેહેરના વતની શેઠો બમનજી કાવસજી કેપટન તથા શાપુરજી કાવસજી કેપટનનાં નામો આ મુલકની પારસી કોમમાં હંમેશાં જીવતાં યાદ રહી જશે.

છેવટે તે મીનો આન મીનો સાહેબ પાસે આપણે દોઆ ગુજારીશું કે વખતની લાંબી દરાજી સુધી આ બરપા કીધેલું મનન તથા રોશન કીધેલો કેબલો કાયમ દાયમ બરકરાર રહે અને એ મકાન તથા કેબલાને બરપા કરનારા આપણા ધરમાતુ શેઠયાઓને તે અજીમ કુદરતનો સાહેબ તનનું સુખ તથા મનની મોટાઇ બક્ષે અને હંમેશ પોતાનાં દરેક કામમાં ફતેહ પામી જાહોજલાલી સાથે પોતાના જાતભાઇઓનાં સંકટ ટાળી તેઓને મદદ કરતા રહે તેમજ આપણે માથે રાજકરતા અદલ શેહેનશાહ તરફથી તેઓ સાહેબો આલા દરજ્જે તથા માન અકરામ ભોગવતા રહે. કુટુંબમાં સલાહસંપ તથા ફરજંદોનું સુખ અને આબાદીએ સાહેબો હરદમ ભોગવતા રહે.

વાયજ ખતમ થવા બાદ શેઠ બમનજી કાવસજી કપટાને યોગય શબ્દોમાં હાજર વયલાં બાનુઓ અને ગ્રહસથોને તેઓની મોહોબત અને દીલસોજી ભરેલી હાજરી માટે અંતઃકરણથી ઉપકાર માનતાં પાક પરવરદેગાર કરીમે કારસાજે, તેવણ પોતાને તેમજ પોતાના માનવંત વડા ભાઈ શેઠ શાપુરજી કાવસજી કપટાનને, આ આતશકદેહનું પાક મકાન બાંધવાની શુભ ધારણામાં યારી આપી તેઓની લાંબી મુદતથી ધારેલી નેક મુરાદ બર લાવી તેમાં તેઓને ફતેહમંદી બક્ષવા માટે સર નમાવી દીલોજાનીથી ઉપકાર માની શુક્ર ગુજારી કરી ખુશાલીની તાલીઓના અવાજ વચે પોતાનો સંતોશ બતલાવ્યો હતો.

અત્રેના જાણીતા ડાકટર સાહેબ નશરવાનજી નવરોજજી પારખ જેઓની તનદરોસતી લગાર બગડેલી હાલતમાં હોવા છતાં હાજર થઈ અત્રેની સમસત અંજુમન તરફથી મજકુર સખી વજુદ શેઠીયાઓનો ઉપકાર માનતાં તેઓની ધરમની લાગણી, સખાવત, ભલમનસાઈ, અને તેઓએ પોતાના હમદીનોની હાજતની કદર બુજી બીનસવારથે બજાવેલી અનેક સેવાઓ અને તે માટે હાલ અત્રે વસતી જરથોસતી કોમ તેઓની કેટલી આભારી થઇ છે અને હવે પછી અત્રે આવી વસનારા બીજા જરથોસતીઓ અને તેઓની ઓલાદ તેઓના કેટલા આભારી થશે તે વીશે અસરકારક રીતે બયાન કરતાં પાક દાદગર દાદાર અહુરમજદના નુરમંદ કેબલા તરફ નજર કરી તેની બુલંદી વીશે ભારે જોસથી સીફત અને તારીફ કરવા જતાં, એકાએક હરશના આંસુંઓ સાથે હઇડું ભરાઈ આવયાથી તદન નાતવાન બની જઈ, તેવણને મીજલસની તાજુબી અને દયાની લાગણી વચે લગાર બેભાન હાલતમાં ખુરસીપર બેસી જવું પડયુ હતું. શેઠ બમનજી કાવસજી કપતાન, ફરી એકવાર ઉઠી આતશની બુલંદી અને ધરમ સંબંધી વીવેચનો કરી રહયા બાદ પોતાના માનવંત વડા ભાઈ શેઠ શાપુરજીએ, તેવણને તન મન અને ધનની આપેલી મદદ માટે દીલોજાનથી ઉપકાર માનતાં જણાવયું કે "મારા માનવંત ભાઈ શાપુરજી મને આ ભલાં કામમાં જોઈતી મદદ નહી આપતે તો, હું કોઈ કાળે પણ તે પાર પાડી શકતે નહી જે આ તઇયાર મકાન તમો સાહેબોની નજરે પડે છે, તે કાંઈજ નહી પણ મારા માનવંત ભાઈ શાપુરજીની અવલથી તે આખર સુધીની અથાગ મેહેનત, ખંત અને દેખરેખનું પરીણામ છે." (ખુશાલીની તાલીઓ.) તયાર બાદ પોતાના માનવંત મેહેરબાન મુરબ્બી સઉથી વડા ભાઈ શેઠ મેરવાનજીનો ભારે નમનતાઈ

સાથે ઉપકાર માનતાં જણાવ્યું કે અમો બંને બાઈએો આ પ્રસંગે અમારા માનવંત મુરબ્બી વડા ભાઈ સાહેબ મેરવાનજીનો દીલોજાનીથી મોટો ઉપકાર માનવાની રજા લઈયે છીયે. આ શુભ કામ આરંભવામાં તેમજ અનેક બીજી સંસારી અને વહેવારી બાબનોમાં તેવણની દુરઅંદેશી અને દાનેશમંદીભરેલી સલાહો અને રાહબરી માટે અમે હંમેશ તેવણના આભારી રહીયે છીયે, ઈત્યાદી." (ખુશાલીની તાલીઓ) "અમો આજ દીનથી આ પાક આતશકદેહના મકાનને "કપટાનની અગીયારી" એવું નામ આપી અત્રેની જરથોસતી અંજુમનને હવાલે અમાનત વકફ કરી આપયે છીયે,"

અમાનત વકફનામા ઉપર મજકુર બંને શેઠીયાઓએ પોતાના દસતખતો કરી તેપર ગવાહીઓ દાખલ અત્રેના પુરાણા અને જાણુકના રહીશ જરથોસતીઓ પાસે દસતખતો કરાવી લેવામાં આવયાં હતાં.

શેઠ શાપુરજી કાવસજી કપટાને ખુદ પોતાના મુબારક હાથે દરેહમેહેરના લાયકીવાળા પંથકી મોબેદ સાહેબ એરવદ બીખાજી દીનયારજી ઉનવાળાને તથા તેવણના બંને ફરજંદો એ૦ બરજોરજી અને એ૦ સોરાબજી દરેકને ખુશાલીની તાલીઓ વચ્ચે કીમતી શાલો ઓઢાડી તે સાથે તેઓ દરેકને "પરસ"ની પણ ભેટો કરી રહયા બાદ શેઠ મેરવાનજી, શેઠ શાપુરજી, શેઠ બમનજી અને તેવણનાં લાયકીવાળાં નેક બાનુ બાઈ શીરીનબાઈના માનમાં ત્રણ ખુશાલીના પોકારો વચ્ચે પાક દરેહમેહેરની મીજલસ બરખાસત કરવામાં આવી હતી.

સરવે બાનુઓ અને ગ્રહસથો તેજ સખી વજુદ બંને બાઈઓને ખરચે બંધાવેલાં ધરમશાળાના કુશાદે દીવાનખાનામાં જઈ, મીશતાન મીઠાઈ અને મેવાઓની ચાશની કરવામાં મશગુલ થઈ ગયા હતા. આ પ્રસંગે અત્રેની પ્રખ્યાત સીંગર કંપનીના મદદનીશ મી૦ હાથીદારૂએ ખુશાલીની તાલીઓ વચ્ચે પાક આતશની બુલદી વીશે અલંકારીક શબદોમાં ટુંક ભાશણ કરી સંભળાવયું હતું.

અત્રે ઘણાક વરસોથી આવી વસેલાં એક નેક અને લાયકીવાળાં જઈફ બાનુએ ઉઠી મજકુર સખી વજુદ શેઠયાઓના ઉદાર દીલ અને ધરમ લાગણી વાશે તારીફ કરી ઉપકાર માનતાં તેઓ તરફ ફરી હાથ જોડી દુવા ગુજારી કરી વીનંતી સાથે કહયું કે "તમો બંને ભાઈ સાહેબોને હવે મારે એક અરજ કરવી છે, અને ઉમેદ છે કે તે તમે બર લાવશો. તમો બંને ભાઈ સાહેબોએ તમારા દરીયા દીલથી સકમાઈનો પઈસો નેક રાહપર ખરચી આ પાક અગીયારીનું મકાન બંધાવી અત્રેના જરથોસતીઓ ઉપર ભારી હેશાન કરયું છે જે માટે પાક યજદાં તમને બંને જહાનનું સુખ બક્ષયા વીના રહેશે નહી. તેમાં એક પાક તુરમંદ આતશને તેના સરવે આલાટ સહીત મંગાવી તખતનશીન કરી તેને પરથવાની પાક કીયા કરાવવાની મેહેરબાની કરશો એજ અમારી અરજ ગુજારી છે. (ખુશાલીની તાલીઓ) મજકુર નેક ફરમાસ લાયકીવાળા બંને શેઠયાઓએ સર નમાવી ભારે માન સાથે કબુલ રાખી છે.

ત્યાર બાદ મજકુર જઈફ નેક બાનુની ફરમાસથીનેકબખત કપટાન ભાઈઓ અને તેઓનાં નેક મોહોરદાર બાનુઓના માનમાં ત્રણ ઉલટ ભરી ખુશાલીના પોકાર વચ્ચે આશરે સવારના ૧૧ કલાકને અમલે સરવે બાનુઓ અને ગ્રહસ્થો એક બીજાં સાથે મળી ભેટી પોતપોતાને મકાને રવાનાં થયાં હતાં.

હાલ અત્રે મજકુર ઉદાર દીલના શેઠીઆઓને સુંદર નકસીદાર ચાંદીના "કાસકેટો"માં માનપત્રો અરપણ કરવા અને એક જાહેર મેજબાની આપવાની હીલચાલ થાય છે અને તે ચંદ રોજમાં બર આવશે એવી ઉમેદ રાખવામાં આવે છે.

## દખણ હૈદરાબાદ મધે ચદરઘાટમાં બાઈ માણેકબાઈ નશરવાનજી ચીનાઈએ બંધાવેલી દરેમેહર પરઠાએઆનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૨૦ મી અકટોબર ૧૯૦૪ ને વાર ગરેક.

હૈદરાબાદ, તા૦ ૧૭ મી અકટોબર.

ગઈ કાલનો દીવસ હૈદરાબાદમાં પારસી કોમે મોટા મેહેમાર તરીકે પસાર કરયોછે. એ દીવસે ચદરઘાટમાં જરથોસતીઓ માટે જે નવું આતશ આદરાન બાઈ માણેકબાઈ નશરવાનજી ચીનાઈએ પરથાવયુછે, તેની મુરતનું જશન કરવામાં આવયું હતું. એ પવીત્ર કીયા કરાવવા માટે દખણના વડા દસતુર સરદાર ખાનબહાદુર હોશંગ જામાસપજી સાહેબને મોંટુ માનપુરવક ઈજન દઈ પુનેથી બોલાવવામાં આવયા હતા. સવારના સાડા આઠ કલાકે ભેગા મળવાનાં ઈજન તમામ જરથોસતી કુંટુબોમાં ફરયાં હતાં. તે મુજબ

બાનુઓ, ગ્રહસથો તથા બચાંઓ મળી લગભગ ૫૦૦ માણસોનો દબદબાવાળો મેળાવડો જામયો હતો.

દસતુર સાહેબ હોશંગજીની સવારી નવ વાગે આવી લાગતાંજ હાજર રાખેલાં મીલીટરી માઉંટેડ બેંડે પોતાનો ખુશ સરોદ વગાડી તથા આખી મીજલસે હરખભરયો આવકાર આપી તેઓ સાહેબને દરેહમેહેરમાં પધરાવયા હતા. આ તકે જાણવું અવશયનું થઇ પડશે કે દસતુર મોસુફની સવારી સાથ બોડી ગારડની એક ટુકડીના સવારો આગળ પાછળ તેઓની ખીદમતમાં રહેછે, જેથી આ સવારીનો દમામ એક રાજવંશી સવારી માફક દીપે છે.

પાક આતશને તખતશીન કરવા પહેલાં તમામ મીજલસ એક સરઘસના આકારમાં દરેહમેહેરના પાછલા ભાગ તરફથી બાહેર પડી આગલા વરંડા ઉપરથી એ પાક મકાનમાં દાખલ થઇ હતી. તે વેળાનો દેખાવ અતી રમણીય લાગતો હતો. મીજલસીઓના હરખથી ખુશી ભરેલા ચેહેરા તેમજ દસતુરજી સાહેબનો એક ધરમગુરૂને છાજતો બુજરગીભરેલો દેખાવ આ સરઘસમાં નીહાળવાજોગ હતો. વળી સરઘસને વધુ દીલકસ બનાવવાને હાજર રયલાં બેંડે એક ઉમંગી "મારચ પાસટ" વગાડી સરવેનાં મનરંજન કરયાં હતાં.

ઇજી તઇયાર કરેલા પવીત્ર આતશને દસતુર હોશંગજી સાહેબની આગેવાની હેઠળ યોજદાથરેગર મોબેદોએ આતશ આદરાનનાં ગુંબજવાળાં દીવાનખાનામાં ગોઠવેલાં તખત (જરમન સીલવરનાં રૂ ૫૦૦ની કીમતનાં એક સુંદર ઢબનાં મોટાં આફરગાનીઆં) ઉપર પાક બંદગી સાથ બીરાજમાન કરવા પછી દીનદાર મીજલસીઓ (બાનુઓ તથા ગ્રહસથો) એ બુજોરગ દસતુરજીની સાથે પાક આતશ આદરાનની તરફ મોહોડું કરી આ પવીત્ર આલા કેબલાને સેજદો બજાવી આતશની નીયાએશવાળી બંદગી પુરતા એતેકાદ ને ગંભીરાઈથી કરી તે પાક દાદગર સાહેબના હજારો હજાર શુકર અદા કરયા હતા.

આ પવીત્ર દરેહમેહેરમાં પ્રથમ આતશ દાદગાહ એટલે સાધારણ આતશ રાખવાનો ઠરાવ રાખયો હતો, પણ પાછળથી તે વીચાર ફેરવી આતશ આદરાનનો પાક કેબલો સથાપવામાં આવયો છે, જે કામ તેના સથાપકોને માટે અતી પુણયવાન તથા માન ભરેલું છે. આતશ આદરાન આતશબેહેરામના દરજજાથી એક પંકતી ઉતરતો દરજજો ધરાવે છે તે મુખય ૪) આતશને મેળવી તેની મહાભારત બંદગીઓ અને ક્રીયા કરી બનાવવામાં આવે છે. તે ચારે આતશને ઇજી પવીત્ર કરવામાં આવે છે અને તયારબાદ તે પાક કેબલાને તખતનશીન કરવામાં આવે છે.

નીયાએશ કીધા બાદ જશનવાળાં દીવાનખાનામાં સરવે બાનુઓ ખુરસીઓપર બેઠાં, તેમજ ગ્રહસથો જશનવાળા ગાલીચા ઉપર બીરાજમાન થયા. આ દબદબાભરી મીજલસથી ગોયા દરેહમેહેરનું બુલંદ દીવાનખાનું દીપી રહયુ હતું. દસતુર ખોરશેદજીએ જશનના આફરગાન માંડયું તેમાં સરવે દસતુરો તથા મોબેદોએ ભાગ લીધો હતો. તે પુરૂં થવા પછી દસતુરજી ખુરશેદજીએ "આતશની બુલંદી" ઉપર એક અસરકારક ભાશણ વાંચી સંભળાવવું હતું, જે અતી છટાદાર અને બોધકારક હતું, પછી ડાકટર દસતુર હોશંગજીએ તે ઉપર વીવેચન કરી આવું શુભ કામ કરનારાઓને તે પાક યજદાં બંને જહાનમાં તેનો કેવો સરસ બદલો આપે છે, તે વીશે અતી અસરકારક રીતે વીવેચન કરી ચીનાઇ ખાનદાનને ભલી દુવા ચાહી હતી.

તયાર પછી શેઠ ડોસાભાઈ નશરવાનજી ચીનાઇએ અંજુમન પત્ર વંચાવયો હતો. તેનો સાર એ હતો કે આ દરેહમેહેર ઉપર સરવે મુખતયારી બાઈ માણેકબાઈ નશરવાનજી ચીનાઇની રહેશે, તેમજ તેઓની જીંદગી બાદ તેઓના વારસ વશીલોને હસતક તે રહેશે. તેનો સરવે નીભાવ ખરચ પુરો પાડવામાં આવશે. પણ સઘળી ધરમ ક્રીયા વગેરેના સંબંધમાં એ દરેહમેહેર ઉપર દસતુર સાહેબને વડપણ આપવામાં આવે છે.

શેઠ ડોસાભાઈ ચીનાઇએ સમશુલ ઓલમા સરદાર દસતુર હોશંગજીને શાલ ઓઢાડી હતી. તેમજ દસતુર બેહેમનજી સાહેબ તથા દસતુર ખુરશેદજીને પણ તેજ મીશાલ શાલની પેહેરામણી તથા મોટી રકમોની એ ત્રણે સાહેબોને આશીદાદ આપવામાં આવી હતી. તેમજ એ દરેહમેહેરનાં બાંધકામ પાછળ મી૦ પીરોજશાહ પાલનજી દોટીવાળાએ જે દીલોજાનથી બેગરજ મેહેનત લઇ તે કામ અતી સંતોશકારક રીતે પાર પાડી આપયું તે માટે તેઓનો પુરતો ઉપકાર માની સોનાનું એક કીમતી ઘડીઆળ તથા સોનાનો છેડો તેઓને મીજલસીઓના હરખના પોકાર વચે ભેટ આપવામાં આવયાં હતાં.

તયારબાદ શેઠ ડોસાભાઇને તેઓના બુજોરગ કાકા ખાનબહાદુર એદલજી સોરાબજી ચીનાઇ, બીનરાહએ, શેઠ શાપુરજી એદલજી તેમજ શેઠ જમશેદજીએ કીમતી શાલોની પહેરામણી બાજી નાદર ભેટ સોગાદો સાથ કરી હતી, તેમજ ચદરઘાટના જરથોસતીઓ તરફથી શેઠ પેસતનજી ડોસાભાઇ તાલુકદારે એક કીમતી દુશાલો ઓહાડયો હતો.

તયાર પછી ખુશી થયલાં બાનુઓ તથા ગ્રહસથોના મેળાવડાનો એક સુંદર ગરૂપ દરેહ-મેહેરના કમપાઉંડમાં સરવેન ગોઠવી રાજા દીનદયાળવાળાઓ તરફથી ઉતારી લેવામાં આવયો હતો.

તયારબાદ બાનુઓ તથા બચાં છોકરાંઓને એક ઉભા કરેલા પાદશાહી ડેરામાં સધરાણાનું જમણ આપવામાં આવયું હતું આ મેળાવડામાં લગભગ ૫૦૦ આસામીઓએ ભાગ લીધો હતો સરવે કામ તે પાક પરવરદેગારની અપાર બક્ષેશથી ફતેહ સાથે પાર ઉતરયું છે. સવારથી આકાશ વાદળાંઓથી પુર ઘેરાયલું હતું, પણ આખો દીવસ કશી પણ વરશાદી થઈ ન હતી.

શેઠ ડોસાભાઈએ રાતના પણ પોતાના બેશીઓ, કુટુંબીઓ, પરોણા દસતુર સાહેબ તથા બીજા દોસત આસનાવો મળીને ૧૦૦ ગ્રહસથોને સપર પર ઇજન દઈ બોલાવયા હતા, જે વેળા દરેહમેહેરના કમપાઉંડમાં કીટસન લાઇટ ગોઠવવામાં આવી હતી તથા દરેહ-મેહેરને પણ રોશનીથી સણગારવામાં આવી હતી તેજ મીસાલ જે પાદશાહી ડેરામાં ટેબલો ગોઠવી હતી તે પણ અતી આરાસતે કરવામાં આવયો હતો. જમતી વેળા મુખય સલામતીઓ પાક ખોદાની, આતશ આદરાનની, નામદાર શેહેનશાહની, નામદાર નીઝામની, સરદાર દસતુર હોશંગજીની, વીકાજી ખાનદાનની, શેઠ ફરદુનજી વાછાની, તેમજ મીજલસીઓની ચાહવામાં આવી હતી. બાદ મી૦ પેસતનજી માસતરે માનવંત ચીનાઇ ખાનદાનની સલામતી લેવાડી હતી, જે સરવે મીજલસીઓએ મોટા હરખનાદથી ઉપાડી લીધી હતી. બાદ ફુલપાન લઈ મેળાવડો વીખરાયો હતો.

લગભગ ૫૫ વરસે ચદરઘાટમાં આ નવું આતશ આદરાન થયું છે, જેથી તયાં વસનારા જરથોસતીઓને તે અતી સગવડ ભરેલું થઈ પડયું છે. આ દરેહમેહેર પાછળ બાઈ માણેકબાઈ ચીનાઇને રૂ૩૭૦૦૦ નો ખરચ, જમીનની ખરીદી, દરેહમેહેરનું બાંધકામ તથા સરવે રૂપાં, ત્રાંબા, પીતળનાં વાસણ તથા ફરનીચર મળી થયો છે. તે સાથે તેના નીભાવ માટે મોટી રકમ અલાહેદી કહાડવામાં આવી છે તે જુદી.

## ઉરનની શેઠો કુવરજી તથા બેહરાંમજી એદલજી ઉમરીગરવાલી દરેમેહેર પરઠાએઆનો અહેવાલ.

જમે જમશેદ, તા૦ ૭ મી નવેમબર ૧૯૦૪ ને વાર સોમે.

મોરા ઉરન, તા૦ ૫ મી નવેમબર.

મોરા ઉરનમાં દારૂનાં ફડ હોવાથી હાલ જરથોસતીઓની વસતી વધતી જાય છે. એ ઉપરથી તયાં અગીયારીની જરૂર જણાવાથી એ પાક મકાન મી૦ બેહેરામજી એદલજી ઉમરીગરે પોતાના મરહુમ મુરબી ભાઇ મી૦ કુવરજી તથા તેઓનાં મરહુમ ધણીઆણી બાઇ વીરબાઇજી કુવરજી ઉમરીગર, પોતાના બીજા એક ભાઈ મરહુમ મી૦ ખરશેદજી અને પોતાનાં મરહુમ ધણીઆણી બાઇ દીનબાઈ બેહેરામજી ઉમરીગરનાં ઉઠમણાઓ વખતે ભરાયલી રૂ ૧૨૦૦૦ ની રકમમાં બીજા રૂ ૧૦૦૦૦ ઉમેરી રૂ ૨૨૦૦૦ નો ખરચ કરી બંધાવી આપયું છે. આજે શેઠ બેહેરામજીના મરહુમ ભાઇ શેઠ કુવરજીની બાજનો દીવસ હોવાથી એ દરેહમેહેર ઇજવાનો એ દહાડો ઠરાવવામાં આવેલો હોવાથી પારસી બાનુઓ અને ગ્રહસથો મોટી સંખયામાં મી૦ બેરામજીનાં પરોણા દાખલ અહીં આવયાં છે, જેમાં ગ્રહસથો વધુ સંખયામાં છે. મી૦ બેહેરામજીએ પોતાના એ પરોણાઓને ઉરન લઇ જવા માટે ચારટર કરેલી મેસરસ હાજી કાસમવાળી સટીમર 'ઉમરાવતી' આજે સવારના સાડાસાત વાગે ઉપડી હતી, જેમાં પારસીઓની મોટી સંખયા હતી, પણ તે છતાં કાસટા ઉપર ફરતી સટીમર 'ફેરીક્વીન' જે સવારના સાત કલાકે ઉપડે છે તેમાં આજે અને ગઇ કાલે પારસીઓ ઉરનમાં આવયા હતા. વળી કેટલાકો તો ગઇ રાતના સટીમ લોંચમાં પણ આવયા હતા. આજે સવારના ઉપલી બંને સટીમરો મુંબઈનાં કરનાક બંદર ઉપરથી ઉપડી હતી જયાં મેસરસ બેહેરામજી એદલજી ઉમરીગર, પીરોજશાહ કુવરજી ઉમરીગર, પેસતનજી ખરશેદજી ઉમરીગર અને એદલજી બેહેરામજી ઉમરીગરે પોતાનાં પરોણાઓને આવકાર આપયો હતો. ઉરનનાં

મોરા બંદરે સટીમર જઇ પહોંચતાં તયાં ખા૦ બા૦ હોરમસજી માણેકજી ભીમરડીવાળા, મેસરસ પેસતનજી રૂસતમજી ઉમરીગર અને સોરાબજી અરદેશર બારીયાએ સઘળાઓને આવકાર આપયો હતો, જયાંથી અગીયારીમાં સઘળાંઓ ગયાં હતાં.

## અગીયારી ઇજવાની થયલી ક્રીયા.

એ પવીત્ર મકાન ઇજવાની તથા અશો ફરોહરોની ક્રીયા છેલ્લા દીવસ આગળથી નવસારીના ભગર સાથ મોબેદોવાળા એરવદ માણેકજી રૂસતમજી ઉનવાળાની દેખરેખ હેઠળ ગોદાવરા પંથક અને મોબેદ મીનોચેહેર હોમજીની સાથવાળા મોબેદો જેઓનાં નામો અમે ગઇ તા૦ ૨૫ મીનાં આ પત્રમાં આપયાં છે તેઓએ શરૂ કરી હતી. એ સઘળી ક્રીયા આજે સવારના ૯।। કલાકે પુરી થતાં જશન કરવામાં આવયું હતું, જે માંડવાની ક્રીયા નવસારીના ભગરસાથ મોબેદોવાળા મુંબઇનાં અંજુમનનાં આતશબેહેરામના વડા દસતુર કેખુશરો જામાસપજી જામાસપ આશાનાએ કરી હતી. જેઓના આત્રવક્ષી એરવદ ખરશેદજી રતનજી ભેસાનીયા હતા. આ ક્રીયા વખતે આતશ દાદગાહ જેની આગળ ઇજશને કરવામાં આવી હતી તે મોબેદોએ ગુંબજમાં લઇ જઇ આંદીના આફરગાનીયામાં મુકયા હતા જયાં બાનુઓ તથા ગ્રહસથો બંદગીમાં સામેલ થયાં હતાં. આ વખતે હાજર રહેલાઓમાં નાયબ દસતુર મીનોચેહેર જામાસપજી જામાસપઆસાના, સમશુલઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદી, દસતુર કાવસજી નશરવાનજી, એરવદો માણેકજી રૂસતમજી ઉનવાળા, બમનજી નશરવાનજી ધાભર, સોરાબજી જમશેદજી કુકાના, રૂસતમજી જીવનજી મોદી, માણેકજી કાવસજી દસતુર (ગોદવરા.) મેસરસ હોરમસજી મનચેરજી કામા, ડોસાભાઇ દાદાભાઇ આલબલેસ, ખા૦ બા૦ બહમનજી બેહરામજી પટેલ, ખાનબહાદુર હોરમસજી માણેકજી ભીમરડીવાળા, મેસરસ ફરામરોજ રૂસતમજી જોશી, સોરાબજી એદલજી વારડન, રૂસતમજી સોરાબજી પાંઉવાળા, કાવસજી સોરાબજી પાંઉવાળા, અરદેશર પેસતનજી બારીયા, જમશેદજી એદલજી ભેસાનીયા, ખા૦ સા૦ પાલનજી પેસતનજી રાગીના, મેસરસ કાવસજી દાદાભાઇ દુબાશ, રૂસતમજી મનચેરજી ચીચગર, અરદેશર જમશેદજી ઉમરીગર, ઉકરજી કાવસજી ઉમરીગર, પીરોજશાહ નશરવાનજી કરાણી, કેખુશરો ખરશેદજી લાલકાકા, સોરાબજી માણેકજી લાલકાકા, ફરામજી ભીખાજી કુમાના, માણેકજી નવરોજજી દારૂવાળા, નવરોજજી માણેકજી દુમસયા, સોરાબજી ઉકરજી ઉમરીગર, રતનજી જીવનજી પેમાસતર, માણેકજી પેસતનજી બારીયા, સોરાબજી રતનજી કંત્રાકટર, મનચેરજી પાલનજી કંત્રાકટર, સોરાબજી હોરમસજી દારૂવાળા, એદલજી ડોસાભાઇ ભરૂચા, ફકીરજી નાનાભાઇ ચાઇના, અરદેશર જમશેદજી ઉમરીગર, નશરવાનજી શાપુરજી પોંચા, હોરમઝદ શેહેરીયાર ઇરાની, દીનશાહ બમનજી વકીલ, (ભાવનગરવાળા) લીમજી માણેકજી પારખ, રતનજી પેસતનજી શરાફ, બરજોરજી માણેકજી પટેલ, પરવેઝજી દાદાભાઇ ફોટોગ્રાફર, હોરમસજી રતનજી કંત્રાકટર, મેરવાનજી રૂસતમજી વખારીયા, પાલનજી શાપુરજી કંત્રાકટર, પેસતનજી નવરોજી મોવડાંવાળા, દીનશાહ મેરવાન ઇરાની, પાલનજી રતનજી કંત્રાકટર, ફરામજી પેસતનજી બારીયા, કાવસજી ફકીરજી સીધવા, પીરોજશાહ હોરમસજી લીમજી, જીજીભાઇ અરદેશર દીવેચા, નાનાભાઇ હોરમસજી ભીમરડીવાળા, સોરાબજી હોરમસજી ભરૂચા વગેરે હતા. આ ક્રીયાઓ પુરી થતાં દસતુરો અને મોબેદોને આશોદાદ આપવા બાદ અગીયારીના કમપાઉંદમાં ઉભા કરેલા મોટા મંડપમાં કરવામાં આવેલી બેઠક ઉપર દસતુર કેખુશરો જામાસપજી અને બીજા એરવદો તથા ગ્રહસથો આવી બેઠા હતા.

અત્રે દસતુરજી કેખુશરો દસતુર જામાસપજી જામાસપઆસાનાએ "મેહેરયઝદ" એ વીશય ઉપર એક અગતયની વાયજ કરી હતી જે અમે મજકુર ક્રીયાના હેવાલ સાથે ગઇ સનીવારના સાંજના જામે'મા પ્રગટ કરી ગયા છીયે.

દસતુરજી કેખુશરોની વાયજ પુરી થતાં મી૦ પીરોજશાહ કુવરજી ઉમરીગરે નીચે પ્રમાણે અંજુમન પત્ર વાંચયો હતો. દસતુરજી સાહેબ તથા મીજલસના બાનુઓ અને ગ્રહસથો, પાક દાદાર અહુરમજદ કે જે બંને જેહાનનો પેદા કરનાર તથા હરવસપ આંગાહીનો ધણી તથા તમામ કુદરતનો ખાવંદ છે, તે સાહેબનાં બુલંદ ને બુજરગ નામની યાદથી ને તેના મોકલેલા બરહક પેગમબર સાહેબ સત જરથોસત સપીતમાન અનુશેરવાનની રાહનુમાઇથી આ ઉરન મોરા બંદર મધે આ દરેહમેહેરનું મકાન અમોએ બંધાવી આજ દીને સરવે ઘટતી ક્રીયાઓ કરી તેમાં આતશ પરથાવયા છે. એ દરેહમેહેર શ્રી ઉરનના અમારા જરથોસતી ભોઇબંધોની

ખાએસ ઉપરથી અમોએ અમારા મરહુમ મુરબીજી શેઠ કુવરજી એદલજી ઉમરીગર તથા મરહુમ શેઠ ખરશેદજી એદલજી ઉમરીગર તથા મરહુમ બાઇ દીનબાઇજી બેહેરામજી ઉમરીગર તથા મરહુમ બાઇ વીરબાઇજી કુવરજી ઉમરીગરનાં ઉઠમણાંની ક્રીયા વખતે ભરાવેલી રકમ મધેથી બાકી રહેલા રૂ ૧૨૦૦૦ વાપરતાં બીજા રૂ ૧૦૦૦૦ મળી રૂ ૨૨૦૦૦ અંકે બાવીસ હજાર રૂપીઆ ખરચી કુલે જરથોસતીઓના ઉપયોગ માટે બંધાવી આપી છે, અને દરેહમેહેર મધે સરવે જરૂરીયાત સામાન, ફરનીચર, વાસણ કુસણ વગેરે પણ અપાવી તે પરવરદેગારની રેહેમથી સરંજામ પહોંચાડ્યા છેજી. એ દરેહમેહેરના નીભાવ ખરચ માટે ઉરન મોરા બંદરના જરથોસતી ભઠીવાળા બાહબંધો જેઓનાં પોતાનાં કારખાનાઓ દેશી દારૂ ગાળવાને લગતાં છે, તે સરવ ધણીઓએ પોતાની રાજીખુશીથી ધરમનાં કામો સંબંધી એક લાગો ઉરન મધે ભરૂચ તથા બીજા દેશાવરોથી આયાત થતાં મોવડાં ઉપર આપવો શરૂ કરયો છે, કે જે મોવડાંના લાગાની સરાસરી ઉપજ આજના ખરચ પ્રમાણે રૂ ૧૦૦૦ આશરે દર સાલે થવા જાયછે તે મધેથી કરવામાં આવશે. એ ઉપરાંત આ દરેહમેહેરના મકાનોની જાથુકની મરામત વગેરે માટે અમોએ આજરોજે રૂ ૫૦૦૦ ની સરકારી લોન એલાહેદી રાખી છે જેનો ઘટીત બંદોબસત હવેથી કરવામાં આવશે. મજકુર મોવડાંના લાગો મળવાનોછેતે તથા મજકુર ટ્રસટ ફંડના સંબંધમાં ઘટતી કલમો સાથનું કાયદા પુરવક ટ્રસ્ટ ડીડ અમે તઈયાર કરાવીએ છીએ. તે ટ્રસ્ટ ડીડની કલમોને આધીન મજકુર અગીયારીનો તથા તેના ફંડનો વહીવટ કરવામાં આવશે. આ મકાનનો રોનકદાર પલાન કરી તથા એ મકાન બાંધવાની સરવે દેખરેખ તથા ઉપરીપણું શેઠ મનચેરજી પાલનજી કનત્રાકટર અને ઇજનેરે વગર હાંસલે કીધું છેજે વીશે અત્રે તેઓનો ઉપકાર માનયે છીયે. આજના શુંભ દીવસે તમો મેહેરબાન દસતુરજી સાહેબ, તથા બાનુઓ અને ગ્રહસથોએ અમારાં ઇજનને માન આપી જશનમાં સામેલ થવાંની તસદી લીધી તે માટે સરવેનો ઉપકાર માનયે છીયે.

વાચજ પુરી થતાં મી૦ બેહેરામજી એદલજી ઉમરીગરે દસતુર કેખુશરો જામાસપજી, નાયબ દસતુર મીનોચેહેર જામાસપજી, એરવદ જીવનજી જમશેદજી મોદીને, અગીઆરીના પંથકીને તથા પોતાને ઘરના પંથકી વગેરેને શાલો ઓઢાડી એ મકાન બાંધનાર મી૦ મનચેરજી પાલનજી એનજીનીયરને હીરાની કીમતી વીંટી પહેરાવી શાલ ઓઢાડી હતી. એ પછી ઉરનની અંજુમન તરફનું મેસરસ બેહેરામજી એદલજી ઉમરીગર, પીરોજશાહ કુંવરજી એદલજી ઉમરીગર, અને પેસતનજી ખરશેદજી એદલજી ઉમરીગરનાં નામનું એક માનપત્ર વાંચવામાં આવયું હતું, જેમાં જણાવવામાં આવયુછેકે માનવંત સાહેબો, જત આપ સાહેબોએ આપણી અંજુમનની લાંબા વખતની હાજત ધયાનમાં લઇને રૂ. ૨૨૦૦૦ ના મોટા ખરચે આપણા મોરા બંદર ઉપર જે દરેહમેહેરનો મકાન કુવો, મોબેદોને રહેવાનું મકાન તથા દરૂનબાજ કરવાના મકાન સાથ બંધાવી આપી આપણી અંજુમનપર ઉપકાર કીધો છે, તે ઉપકારની લાગણી જાહેર કરવા માટે અંજુમન આ તકે આપ સાહેબોનો જાહેર આભાર માનવાની રજા લે છે. આપનાં કુટુંબની એ મેહેરબાનીથી આપણી અંજુમનને ધરમના કામકાજો કરાવવામાં હવે ઘણી સેહેલાઇ તથા સુખ થઇ પડશે અને તે માટે જયાં સુધી એ મકાન કાયમ છે ત્યાં સુધી આપણી અંજુમનના સાહેબો તથા હવે પછીની તેમની ઓલાદ આપનાં કુટુંબ તરફ એ ઉપકારને ખાતર માનની લાગણીથી જોશે. અમારી અંજુમનની દુવા છે કે ખોદાવંદતાલા પોતાની કમાલ કુદરતથી આપ સરવ સાહેબોને એ નેકીનો બદલો સુખ, તનદરોસતી અને આબાદીમાં બક્ષે અને આવાં નેકીનાં કામો વધુ અને વધુ કરવાને આપ સાહેબો ભાગયશાળી થાવો ! યથ જમ યાદ યથ આફ્રીનામી.

એ માનપત્ર ઉરનની અંજુમનના ટ્રસટી ખા૦ બા૦ હોરમસજી માણેકજી ભીમરડીવાળાએ ચાંદીના એક સુંદર કાસકેટમાં મુકીને ભલી દુવાઓ સાથ મી૦ બેહેરામજી ઉમરીગરને એનાયત કીધું હતું. તેમજ તેઓને તથા મેસરસ પીરોજશાહ કુંવરજી ઉમરીગર અને પેસતનજી ખરશેદજી ઉમરીગરને અકેક શાલો ઓઢાડી હતી.

મી૦ બેહેરામજીએ પોતાને તથા પોતાના ભત્રીજાઓને આપવામાં આવેલાં આ માન માટે ઉપકાર માનતાં જણાવ્યું કે સાહેબો તમોએ જે માન મને આપયું છે તે ઘણું છે. મેં જે કંઇ કીધું છે તે ફકત મારી એક ફરજ અદા કરી છે.

આ પછી મી૦ બેહેરામજી અને તેઓના ભત્રીજાઓ મેસરસ પીરોજશાહ કુંવરજી તથા પેસતનજી ખરશેદજી ઉમરીગરને ખા૦ બા૦ બહમનજી બેહરામજી પટેલ, ખા૦ બા૦ હોરમસજી માણેકજી ભીમરડીવાળા, મેસરસ કાવસજી દાદાભાઇ દુબાશ, સોરાબજી એદલજી વોરડન, ઉકરજી કાવસજી ઉમરીગર, અરદેશર પેસતનજી બારીયા, મોબેદ દોરાબજી એદલજી જમસીના ઉરફે મીઠાઇવાળા, ઉરનના જરથોસતી રહીશો તથા ફરટોના મેનેજરો અને ભરૂચની પારસી પંચાયત, મેસરસ સોરાબજી હોરમસજી સોલાકાતી, દીનશાહ બમનજી ભાવનગરવાળા વગેરે તરફથી શાલોની ભેટ આપવામાં આવી હતી.

ભરૂચની પારસી અંજુમન તરફથી ત્યાંના ટ્રસટીઓએ મોકલેલું માનપત્ર વાંચવામાં આવયું હતું, જેમાં એ દરેહમેહેર ઇંજાવી ખુલ્લી મેલવા માટે મુબારકબાદી આપી આવાં નેક કામ માટે ખુશાલી જાહેર કરી જણાવવામાં આવયું હતું કે તમારા જીનત-નશીન મુરબીજી "એદલજી કાકા" "રૂસતમજી કાકા" તથા મરહુમ "કુવરજી શેઠ"ના વખતથી નજદીક ૬૦ થી ૭૦ વરસ થયાં તમારો સંબંધ વેપાર અરથે ભરૂચ શેહેર સાથે અને અમારી પંચાયત સાથે દીલસોજ, સલાહકારક રીતે આજ સુધી જારી છે. આપ સુરતના વતનીઓ છતાં તમારી પેઢી અદયાપી સુધી ભરૂચમાં કાયમ છે. ધહમબાર તથા ગરીબ જરથોસતી-ઓને મદદ કરવા, પોશાખ કરવા અને કેળવણી આપવાનાં ધરમાદા ખાતાંઓમાં મોટો મદદનો હીસો આપયો છે તે માટે તમો સાહેબોના જેટલાં વખાણ કરયે એટલાં ઓછાં છે. સેવટે એવી દુવા ચાહવામાં આવી હતી કે એ નુરી કેબલાની બરકતથી તમો સાહેબો તમારાં બાળગોપાળ સહીત આબાદી, ચઢતી કળા તથા લાંબા આયુશ ભોગવે. આ માનપત્રની હેઠળ નીચલી સહીઓ હતી:—મેસરસ ધનજી-શાહ મેરવાનજી ડાકટર, રતનજી જીવનજી દમાવાળા, દીનશાહ ફરામજી દમાવાળા, આદરજી મનચેરજી દલાલ અને અરદેશર રૂસતમજી દલાલ.

એરવદ દોરાબજી એદલજી જમસીના ઉરફે મીઠાઇવાળાએ દોખમાંની નજદીકમાં સગડી બંધાવી આપી છે; તે મકાનમાં પોતાની તરફથી એક ચેરાગ કાયમ રાખવા માટે રૂ. ૧૦૦૦ ની રકમનું બોંડ જાથુકનાં ફંડ દાખલ ઉરનની જરથોસતી અંજુમનના ટ્રસટીઓને સવાધીન કીધું હતું તેને લગતું પત્ર એ મીજલસમાં વાંચવામાં આવયું હતું, જેમાં કરવામાં આવેલી સરતોમાં મુખય એ હતી કે એ રકમના વયાજમાંથી સગડીમાં ચેરાગ ચાલુ રાખવો અને વયાજ બીજા કોઇ કામમાં વાપરવું નહી. એ ચેરાગ કોઇ પણ જરથોસતી પાસેજ રોશન કરાવવો.

સમશુલ ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદીએ આ પછી એક વાયજ કરી હતી, જેમાં જણાવયું હતું કે બાનુઓ અને ગ્રહસથો, આજે એ પાક મકાન ઇજવાની ક્રીયા તમામ થઇ છે જે માટે આપણે તે ક્રીરતારના શોકરાના કરવા જાઇયે છે. મુંબઇ શેહેરના કીનારા સામે આવેલાં આ ગામમાં આજે આતશ રોશન થયો માટે પરવરદેગારના તમે શોકરાના કર-વામાં હમણા બધાં સામેલ થશો. એ આતશ રોશન રહી, નેકી અને દીનની દાઝનો આતશ તમારા અંતઃકરણમાં રોશન કરતો રહેશે. એ રોશન આતશ સનમુખ ઉભા રહી બંદગી કરવાની અગત છે. અહીંના દારૂના ધંધા-દારીઓએ હરદમ એ રોશની તરફ ધયાન ધરી બંદગી કરવી. દારૂનો ધંધો હલકો કહેવામાં આવે છે; પણ કોઇ પણ ધંધો હલકો નથી. સુતાર, લુહાર કે તબીબના ધંધા તેમજ બીજા ધંધા સરખા છે. બધા ધંધા પ્રમાણીકપણા ઉપર આધાર રાખે છે. દારૂનો ધંધો કરનારાઓમાં આ પાક મકાન બંધાવનારા સાહેબો પણ છે જેઓ માટે કહેવામાં આવ્યું છે કે પ્રમાણીક-પણે એઓ પોતાનો એ ધંધો ચલાવે છે. સઘળું આપણા પ્રમાણીકપણા ઉપર આધાર રાખે છે. સારે રસતે એક પઇસો પેદા કરવો સારૂં છે અને ખોટી રીતે મળતી મોટી રકમને ઠોકર મારવી તેજ પ્રમાણીકપણું છે. (તાલીઓ) ઇરાનમાં પણ દારૂનો ધંધો જરથોસતીઓના હાથમાં હતો. જે વંશપરંપરા ચાલુ રાખયો હતો. જો કોઇ દારૂની દુકાનમાં તઇયાર થયલા આસાગી જાય અને વેચનાર ધાણી જુવે કે તે તઇયાર થયલો છે તો તેને દારૂ નહી વેચતાં તેની પોતાની કમબખતી થતાં અને પછી તેના બચાંઓની કમબખતી થવામાં અટકાવ કરવો, જે નીયમ હુમત, હુખત અને હુવરસતના કાનુન પ્રમાણે છે. જમશેદ બાદશાહના વખ-તમાં દરાખનો દારૂ બનતો હતો. એક વખત તેણે જોયું કે દારૂ કાતેલ છે તેથી તેણે પોતાના મેહેલમાંનો દારૂ ગોડાઉનમાં બંધ કરાવયો. એક દીવસે તેની દાસીનું માથું દુખવાથી તેણીએ ગુપચુપ જઇ તે દારૂમાંથી જરાક પીતાં

તેણીનું દુ:ખ દફે થયું. તે વખતથીજ દારૂની શોધ થઇ છે. દારૂનો અરથ ઇલાજ છે. હું એને દારૂનો ઉપયોગ કરૂં છું પણ તે દવા દાખલ. છેલ્લે આ કસબાના આ ધંધાદારીઓને મારી દુવા છે કે પ્રમાણીકપણે ધંધો ચલાવી પોતાનું ગુજરાન ચલાવે અને આબાદી ભોગવે. અને આ કસબો વધારે અને વધારે આબાદ થાય.

આ બાદ મીજલસ બરખાસત થઇ હતી.

⁂ આ દરેમેહરમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી પાક દાદાર હોરમઝદની મદદ હોજો.
"બેહરતનશીન શેઠ કુંવરજી એદલજી
"ઉમરીગર અને શેઠ ખુરશેદજી એદલજી
"ઉમરીગર તથા બાઇ દીનબાઇ બેહરામજી
"એદલજી ઉમરીગર અને બાઇ વીરબાઇજી
"કુંવરજી એદલજી ઉમરીગરનાં ઉઠમણાંમાં
"જાહેર કીધા પ્રમાણે આએ દાદગાહ
"શેઠો બેહરામજી એદલજી ઉમરીગર.
"પીરોજશાજી કુંવરજી ઉમરીગર અને
"પેશતનજી ખુરશેદજી ઉમરીગરે બંધાવી
"આપી કુલે જરથોસ્તીઓના વપરાશ
"માટે ખોલ્લું મુક્યું છે.
"શેહનશાહી રોજ ૨૩ મો દેપદીન દાદાર
"માહ ૨ અરદીબેસ્ત અમશાસફંદ યઝદે-
"જરદી ૧૨૭૪, ઇસવી તારીખ ૫ મી
"નવેમબર ૧૯૦૪.
"આએ મકાન પાછલ કુલે રૂ.૨૨૦૦૦)
"ખરચ થયો છે."

## કવેટાનું જરથોશતીઓને સરઅવસરે વાપડવાનું મકાન.

જામે જમશેદ. તા૦ ૩૦ મી ડીજેમબર ૧૯૦૪ ને વાર શુક્રે.

કવેટાથી એક ખબરપત્રી લખી જણાવે છે કે ગઇ તા૦ ૨૪ મીએ ત્યાંની પારસી સ્કુલનું વાસ્તુમુરત કરવામાં આવયું હતું. મી૦ અરદેશર ડોસાભાઇ મારફતે રૂ. ૫૦૦૦) ના ખરચે એ મકાન જરથોસતી છોકરાઓ માટે બંધાવી અંજુમનને સોંપી દીધું છે. એ સ્કુલનાં મકાન ઉપરાંત એક હાલ, બાવરચીખાનું વગેરે જરથોસતીઓના સરઅવસરના વપરાસ માટે એવણે બંધાવી આપયાં છે. એ મકાન ખુલ્લું મુકવાની ક્રીયા આંજે બલુચીસતાંનના મેહશુલી અને ન્યાયખાતાંના કમીશનર મેજર આરચરે કરી હતી.

# ઇ૦ સ૦ ૧૯૦૫.

## માંડવી ગામમાં નવી અગિયારી શેઠ બહમનજી શોરાબજી બાટલીવાલા કોકોનાડાવાલાએ બંધાવી પરઠાવી તેનો અહેવાલ.

જામે જમશેદ, તા૦ ૧૬ મી જાનેવારી ૧૯૦૫ ને વાર શોમે.

સુરત જીલ્લાનાં માંડવી ગામથી એક ખબરપત્રી લખી જણાવે છે કે અમારા માંડવી તાલુકામાં તથા તેની આજુબાજુ જરથોસતી બાઇઓની ઘણી સારી વસતી છે અને તેઓને ધરમની ક્રીયા માટે સગવડ આપવા માટે શ્રી માંડવી કસબામાં એક દરેહમેહેર, દોખમું તથા સગ્ગડીનાં મકાનો છે. મજકુર ધરમનાં મકાનોમાંથી સગડીનું મકાન છેક પુરાણું અને ઘણું બીસમાર હાલતમાં આવી ગયું હતું અને તે નવું બંધાવવાની ઘણી જરૂર હતી. તે બાબતમાં શ્રી મુંબઇમાં ચાલુ કોશેશ થતાં મરહુમ સખીવજુદ શેઠ બમનજી સોરાબજી બાટલીવાળા ઉરફે કોકોનાડાવાળાએ સગડીનું નવું મકાન બંધાવવા રૂ. ૧૭૦૧ ની રકમ બક્ષેશ કરી હતી અને મી૦ રતનજી બરજોરજી સહીયારને તેનું કંત્રાકટ આપયું હતું. એ કંત્રાકટરે એક મુસતકીમ અને ઘણું શોભાયમાન મકાન બંધાવી તઇયાર કરી આપયું છે. એ મકાન જોવા માટે મરહુમ શેઠ બહમનજી સોરાબજી બાટલીવાળા માડવી મુકામે પધારતા હતા, પણ તેઓ સાહેબની ચાલુ બીમારીએ જોર કરવાથી તેઓ ઘણી નાસીપાસી વચ્ચે બીલીમોરાથી પાછા મુંબઇ ફરયા અને મુંબઈ ગયા પછી બીમારી વધી પડવાથી રોજ ૨૮ મો માહ ૨ જો સને ૧૨૭૪ ના રોજે બેહસતનશીન થયા હતા. એ મકાનને ઇજાવી અંજુમનના વપરાસ માટે ખુલ્લું મુકવાની ક્રીયા રોજ ૨૮ મો માહ ૪ થો તીર સને ૧૨૭૪ યઝદેજરદી, તા૦ ૯ મી જાનેવારી સને ૧૯૦૫ ને સોમવારના રોજે કરવાનું નકી કરયું હતું. એ દીને તાલુકાની આજુબાજુના તથા સોનગઢ, વયારા, બારડોલી તાલુકાના તથા કઠોર વીભાગના ઘણાક જરથોસતી ગ્રહસથોએ જશનની ક્રીયામાં ભાગ લીધો હતો અને

આશરે ત્રણસો સાડીત્રણસોનો મેળાવડો થયો હતો. જશનની ક્રીયા પુરી થયા બાદ બપોરે ખાણું લઇ સરવે સાહેબો ખુશખુશાલીમાં છુટા પડયા હતા.

## “બીના” સ્ટેશનની જરથોસ્તી આરામગાહની જગા.

જમે જમશેદ, તા૦ ૨૯ મી આપરેલ ૧૯૦૫ ને વાર શંબેહ.

ઝાનસીનો અમારો ખબરપત્રી જણાવે છે કે અતરેથી આશરે ૯૦ માઇલપર બીના રેલવે સ્ટેશન છે તયાં આસરે ૫૦ નાના મોટા જરથોસ્તીઓની વસતી છે. તેમને માટે આરામગાહની જગા જોઇતી હોવાથી સખી જરથોસતી ગ્રહસથો અને બાનુઓની મદદ લેવાની જરૂર પડી હતી. કેમકે અતરે વસતા જરથોસતીઓ સરવે રેલવેના કામદાર વરગનાં છે. તેઓ પાસે નાણાંની પુરતી સગવડ હતી નહીં. તે કામ જરથોસતી ભાઇઓની મેહેનત તથા મદદથી આખરે પાર પડયું છે. એક જમીનનો કટકો વેચાતો લઇ તે ઉપર પાકી પથરની ફરતી દીવાલ તથા એક કુવો બંધાવયો છે. તે જગયાપર બાગબગીચો કરી તે જગા આ જીલ્લામાં એક નમુનેદાર જગા બનાવી છે. તેની પછવાડે આસરે રૂ. ૨૮૦૦ નો ખરચ થયો છે.

ઉપલી જગા તઇયાર થયા પછી તે અંજુમનને સપુરદ કરવા તા૦ ૧૫ મા એપ્રેલ ૧૯૦૫ ને દીને બીના ખાતેના ડાકટર સાહેબ રતનજી દોરાબજી નાનજીની ફરમાસથી જરથોસતીઓની એક સભા મલી હતી, જયાં ઘટતા ઠરાવો વગેરે પાસ કરવામાં આવયા હતા. આ કામ પાર પાડવા માટે બીનાના જરથોસતી સાહેબોએ જે મેહેનત કરી નાણાં એકઠાં કીધાં તેની સતુતી કરવી જોઇયે છે. ખાસ કરી મી૦ કાવસજી નસરવાંનજી દુબાસ તે કાનપોરવાલા મી૦ એન. બેહરામજીની કું૦ના મેનેજર તેમજ મી૦ બેરયશાહ બેજનજી સુરતી જેઓએ ઘણીજ કાલજી તથા મેહેનત કરી દેખરેખ રાખી આ કામ પુરૂં કીધું તેમને આભારી છીયે. તે ઉપરાંત મી૦ કાવસજી નસરવાંનજી દુબાશે મરહુમ ભાઇ મેરવાંનજી તથા ફુઈજીમાએ માણેકબાઇનાં પુનને માટે પોતાને ખરચે તયાં બેસવાની જગા માટે પથરની બેઠકો બનાવી છે. તેમજ જરૂર જોગાં વાપરવા લાયકનાં વાસણો અંજુમનને આપયાં છે. કટનીમરવારા વાલા શેઠ તેહમુરસપ બજાંએ દીવાલ તથા કુવા માટે મફત ચુનો પુરો પાડયો હતો. રેલવે કંપનીએ બે વેગનો ચુનો લાવવા માટે વગર દામે આપયાં હતાં. એ સરવે કામ જરથોસતી ભાઇઓની મેહેનતને આભારી છે.

હવે બાકી જરૂરનું કામ, વધુ જમીન લઇ માળી માટે રેહવાનું મકાન બનાવવાનું રહયું છે, જે વીશે વરકીંગ કમીટીને તે પુરૂં કરવા સતા આપી છે. આશા છે કે તે કામ પણ સરવે ભાઇઓની સમતી તથા મેહેનતથી જલદી પુરૂં થશે.

## કચ્છ ભુજની મરહુમ ખાનબાહદુર પેશતનજી શોરાબજી ભુજવાલાની દરેમેહર.

જમે જમશેદ. તા૦ ૨૫ મી મેએ ૧૯૦૫ ને વાર ગેરેહ.

કચછ-ભુજનો અમારો ખબરપત્રી તા૦ ૧૯ મી મેના પત્રમાં લખી જણાવે છે કે મરહુમ શેઠ સોરાબજી દાદાભાઇ ભુજવાળાનાં પુન માટે તેવણના મરહુમ દીકરા ખા૦ બા૦ પેસતનજી સોરાબજી ભુજવાળાના ખરચે અત્રે જે દરેહમેહેર બંધાવવામાં આવી છે તે ખુલ્લી મેલવાની ક્રીયા આજે મોટી ધામધુમ સાથે કરવામાં આવી હતી. એ શુભ પ્રસંગ માટે રૂપાંના પોલ સાથનો મખમલનો એક સુંદર શામીયાનો દરેહમેહરના કમપાઉડમાં ઊભો કરવામાં આવયો હતો અને તેને વાવટા તોરણો વગેરેથી સણગારવામાં આવયો હતો. મહારાજા સાહેબને લાયકની બેઠકો તેમાં ગોઠવવામાં આવી હતી, તેમજ અગીયારીના કમપાઉંડના દરવાજા આગળ એક મોટું આરકું ઉભું કરવામાં આવયું હતું. મહારાજા સાહેબનાં માનમાં તેઓ નામદાર સાહેબની પોલીસની એક ગારડ એક ઓનરની ટુકડી તથા તેમને સલામી આપવા માટે બેંડ હાજર રાખવામાં આવેલું હતું. મહારાજા સાહેબની ગાડી અગીયારીના દરવાજા આગળ આવતાં ખાનબહાદુર પેસતનજીના નબીરાઓ તથા તેમના ભાઇ વગેરે સગાંઓએ સોનાં, રૂપાંનાં ફુલથી તેમને વધાવી લીધા હતા. તે બાદ મહારાજા, કુમાર માધુબા સાહેબ, મનુભા સાહેબ તથા કુંવરી શ્રી તખતબા સાહેબ તથા મહારાજા રાવ સાહેબના ભાઇ કલુભા સાહેબ પોતાની બેઠક ઉપર બીરાજમાન થયા હતા. તે બાદ ખા૦ બા૦ પેસતનજીના ભાઇએ સરવ કુટુંબ તરફથી તથા બેહેસતીના નબીરા

તરફથી નછરાવલ કરયું હતું. તે પછી ખા૦ બા૦ પેસતનજીના દીકરાઓ તરફથી ખા૦ બા૦ ના ભાઇ ધનજીશાહે અનદાતા મહારાજાને આપેલું માનપત્ર સભામાં વાંચયું હતું, જે પછી નામદાર હજુર શ્રીએ પોતા તરફનો જવાબ વાંચયો હતો. અગીયારીનું પવીત્ર મકાન મહારાજા રાવ સાહેબે પોતાને મુબારક હાથે એ પછી ખુલ્લું મુક્યું હતું તે ક્રીયા કરતી વખતે પોલીટીકલ એજંટ કરનલ એબડ, તેમનાં બાનુ તેમજ બીજા યુરોપીયન અમલદારો તથા તેમનાં બાનુઓ, રાજના સરવે મોટા અમલદારો તથા ગ્રહસથો મહારાજા રાવ સાહેબ સાથે અગીયારીનાં પવીત્ર મકાનમાં દાખલ થયા હતા અને તે મકાનનું સરવે ફરનીચર વગેરે જોઇ પોતાની પસંદગી બતાવી હતી. મહારાજા સાહેબ શામીયાનામાં પોતાની બેઠક ઉપર પાછા બીરાજયા પછી ખાનબાહાદુરના દીકરાઓ તરફથી હજુર શ્રી સાહેબને પોતાને તથા કુમાર સાહેબોને તથા તેઓના ભાઇ તથા કુંવરી શ્રી તખતબા સાહેબને નજરાણું કરવામાં આવયું હતું. તે બાદ શ્રી હજુર સાહેબે મરહુમ ખાનબહાદુરના દીકરાઓને લાયક પોશાક આપયો હતો. તે પછી બરાડવાના રાણા કુમાર શ્રી જાલમસંગ તરફનો પોશાક અનદાતાને મુબારક હાથે આપવામાં આવયો હતો. અંજુમન તરફથી મરહુમના દીકરાઓને તથા અંજુમનના પ્રેસીડંટ ડાકટર બાખાજી શેઠને શાલો આપવામાં આવી હતી. તે પછી પાનગોલાબ લઇ નામદાર રાવનો આભાર માનીને મેળાવડો વીખરાયો હતો.

મરહુમ ખા૦ બા૦ પેસતનજી ભુજવાળાનાં દીકરાઓ તરફથી નામદાર રાવને આપવામાં આવેલાં માનપત્રમાં જણાવવામાં આવયું હતું કે કચ્છ-ભુજમાં અતયાર સુધીમાં એકબી પારસી દરેહમેહેર ન હોવાથી મરહુમ શેઠ સોરાબજી દાદાભાઇ ભુજવાળાનાં પુન માટે મરહુમ શેઠ પેસતનજી સોરાબજી ભુજવાળાના ખરચે આ નવી દરેહમેહેર બાંધવામાં આવી છે અને તેમાં ઘટતું ફરનીચર તથા ક્રીયાકામનો બીજો સામાન મેલવામાં આવયોછે. એ નવું મકાન નામદાર મહારાજા રાવના મુબારક હાથે ખુલ્લું મેલાયલું જોવાની અમારી ઘણી ખાએસ છે, વગેરે.

ઉપલાં માનપત્રનો જવાબ નામદાર રાવે નીચે મુજબ વાળયો હતોઃ—

"કરનલ એબડ સાહેબ, બાનુઓ અને સદગ્રહસથો, આજની સભામાં અધયક્ષપદ લેવાને અમને આમંત્રણ કરવામાં આવયું છે અને મરહુમ શેઠ પેસતનજીનાં કુટુંબ વરગની અતી આગ્રહપુરવક ઉત્કંઠા જોઇને અમે પ્રમુખપદ ધારણ કરવાને સવીકારયું છે. આજના સમારંભનો મુખય ઉદેશ એ છે કે જે ઇમારતના સથળ ઉપર આપણે આજે એકઠા મળયા છીએ તે ઇમારત ઉઘાડવાની વીધી અમારે હાથ કરાવવી. પરંતુ તેઓનાં કુટુંબ ઉપર શેઠ પેસતનજીના જવાથી જે આફત આવી પડી છે અને જેના વીશે હમણાંજ જે ભાશણ આપણે સાંભળયું છે, તેમાં તે સંબંધી બે બોલ કહ્યા છે તે દુઃખદાયક પ્રસંગ સંબંધી અફસોસની લાગણીમાં સંભાવપણું દરશાવયા વગર આજનું કામ આગળ ચલાવી શકતા નથી. તથાપી મરહુમ ગ્રહસથ પોતાની પાછળ સારું નામ રાખી ગયા છે એ સંભારીને તેમના કુટુંબે પોતાના ખેદને શાંત પાડવાની કોશીશ કરવી અને મનનું સમાધાન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. આ પ્રસંગે તેમના સંબંધમાં એટલું જણાવવું જોઇયે કે મી૦ પેસતનજી દરબારશ્રીના એક ઉસતાદી અધીકારી હતા અને જે જે કામ ઉપર તેમને મુકવામાં આવતા તે તે કામ તેઓ તન મનથી બજાવતા. વીશેશ ભુજની વસતીમાં તેઓ એક સારા ગ્રહસથ લેખે પ્રસીધ હતા તેઓ ઘણા લોકો સાથે સનેહભાવ તથા ભલાઇ રાખનાર ગ્રહસથ ગણાતા હતા, સઉ કોઇ જાણે છે કે ભલાઇનો ગુણ—હર કોઇ ગ્રહસથ, જે જનમંડળને ઉપયોગી થવાની ઉત્કંઠા રાખે છે પછી તે ગમે તેવી સથતીનો હોય તેના સંબંધમાં—એક કીમતી વીભુતી લેખાય છે. હવે આપણે આ નવાં સથાનકના સંબંધમાં એટલે પારસી અગીયારીના સંબંધમાં આજની વીધી વાશે વીવેચન કરીશું. એટલું તો નીઃસંદેહ છે કે આ અગીયારીનું સથાનક પારસીઓને માટે આતશની આરાધના અને ધરમની ક્રીયા સંબંધમાં એક નવી જગયા પુરી પાડનો હેતુ પાર પાડશે અને એથી કરીને અત્રેની પારસી કોમ જોકે તેમની વસતી થોડી છે, તોપણ તે કોમનાં આતમીક કલ્યાણ અને ધરમની બીજી ક્રીયા માટે ઉપયોગી થઇ પડશે. વળી એટલું ન કહીયે તોપણ સમજી શકાય છે કે આ નવું ધરમનું સથાનક પારસી કોમને એક બક્ષેશ રૂપ અને અધીક કલ્યાણ આપનારૂં એક સાધન થઇ પડશે, કારણકે એથી અતયારસુધી એમના ધરમ સંબંધમાં જે નયુનતા હતી તે નીવારણ થશે.

"અત્રે વીશેશમાં અમારે જણાવવાનું છે કે આ ધરમનું સથાનક ખાનબહાદુર પેસતનજીના પીતા શેઠ સોરાબજી દાદાભાઇનાં નામથી ઓળખાશે અને આ રીતે શેઠ પેસતનજીએ પીતુ વાતસલ્યનું કરતવય જે બજાવવાનું તેમણે પોતાના અંતઃકરણમાં ઘણી મુદતથી ધારી રાખ્યું હશે, તે બજાવયું ગણાશે. ઉપર બતાવેલી હકીકત જોતાં એ સવભાવીક છે કે ભુજની પારસી કોમનું પ્રથક-પ્રથક મનુશય તેમજ આખી કોમ આ અગીયારી બંધાવનારને ઘણાજ અભારી થશે અને તેનાં નામને માટે તેમજ તેના કુટુંબી વરગને માટે વીશેશ માન ધરાવશે, કારણકે આ એક ધરમ અને પરોપકાર પક્ષમાં એક બહુ પુણયનું કામ ગણાય તેવું છે. આ વીશય ઉપર વીવેચન કરતી વખતે અમે ધારીયે છીયે કે એવો વીચાર જણાવવો પ્રસંગ વગરનો નહી ગણાય કે ધરમ પક્ષની દરશટીએ જોતાં જે જે કરતવય બજાવવાને આપણને આગ્ના થયલી છે, તેમાંથી જે કરતવયમાં પરમાતમાનું પુજન અને સતવનના હેતુને પુશટી મળે છે તે કરતવય સરવોતક્રશટ અને સરવને ગ્રહણ કરવા યોગય છે, જોકે અમારે આજની વાધી સંબંધમાં જે વીવેચન કરવાનું તે ઘણું કરી પુરું થયું, તોપણ મા૦ ધનજીશાહ તરફથી જે એક બે બાબદમાં સેહેજસાજ ઇસારો કરવામાં આવયો છે તે ઉપર લક્ષ આપવું યોગય લાગે છે. એક બાબદ તો એવી છે કે જે સંબંધમાં પારસી કોમ પોતાની ભારે કરતગ્નતા આજ પરયંત જાળવી રહી છે. તે એ છે કે તેમની કોમ જ્યારે હીંદુસતાનમાં પ્રથમ ઉતરી આવી અથવા વધારે ચોકસ શબદોમાં કહીયે તો ગુજરાતમાં સંજાનના કાંઠા ઉપર પગ મુકયો તે વખતે પુરાતન હીંદુ રાજાઓએ તેઓને તયાં આશ્રમસથાન આપયું તથા તેઓને મોટો આશ્રય આપયો તે ઇતીહાસીક બનાવ સાથે સંબંધ ધરાવનારી છે. વાસતવીક રીતે બોલીયે તો કરતગ્નતા કોઇ પણ કોમના સવભાવનું એક પ્રસંશાપાત્ર ભુશણ છે અને ગમે તે કોમમાં કરતગ્નતાનો ગુણ જોવામાં આવે છે તે ગુણને લઇને તે કોમની શોભામાં વરધી થાય છે. બીજી બાબદ કહેવાની એ છે કે પારસી ગ્રહસથો તેમની સવભાવીક સખાવત અને પરોપકારને માટે પ્રખયાત છે એ વાત પ્રસીધ અને પ્રતયક્ષ છે અને એમ કહેવામાં અમે ધારીયે છીયે કે અમે કાંઇ વીશેશ નથી કહેતા. પણ મહાન પુરૂશોએ અને સામાનય લોક-વાણીએ એ સંબંધમાં જે સાખ પુરેલી છે તેની પુનરોકતી કહીયે છીયે.

આ ભાશણની સમાપતીમાં કહેવાનું કે અમને ભરૂસો છે કે આ પ્રસંગે હાજર થયલા સરવે ગ્રહસથો આ અગીયારીનું સથાનક ઉઘાડવામાં અમને પુશટી આપશે. એ સથાનક આજથી ખુલ્લું મુકવામાં આવે છે એમ અમે જણાવયે છીયે અને એ સથાનક ધરમની વીધી સાથની પ્રતીશઠા હવે પછી અમને ખબર મળયા પ્રમાણે પારસી મોબેદોના હાથથી થોડા દહાડા પછી કરવામાં આવનારી છે.

છેવટે શેઠ પેસતનજીનાં કુટુંબ પ્રતયે અમારો આભાર જણાવયે છીયે, એવાં કારણથી કે તેઓએ વીશેશ કરીને અમને આજની સમારંભમાં પ્રમુખપદ લેવાની આકાંક્ષા દરશાવી હતી, જે સમારંભ વાસતવીક રીતે જોતાં એવા પ્રકારનો છે કે તેઓના પોતાનીજ કોમના કોઇ માનવંતા ગ્રહસથને પ્રમુખપદનું માન આપવું જોઇતું હતું.

*Times of India, Wednesday, 24th May 1905.*

## NEW FIRE-TEMPLE AT BHUJ

### OPENED BY THE RAO OF KUTCH.

The ceremony of consecrating a fire-temple at Bhuj, built at the expense of the late Khan Bahadur Pestonji Sorabji Bhujwalla, was performed on Friday, last week, by his Highness Maharao Shree Kengarji Sawai Bahadur, in the presence of a large gathering. The ceremony was particularly interesting in that a Parsee place of worship was being opened by a Hindu Prince. It was the desire of the donor to have the building opened at the hands of his Highness and a day was fixed for that purpose last year, but Khan Bhadur Pestonji suddenly died and it was with a view to carrying out the wishes of his late officer that his Highness was pleased to accept the invitation of the relations of the late Khan Bahadur to

declare the building open prior to the ceremony of the installation of the sacred fire by the priests. A large shamiana was erected in the compound and among those present were his Highness Rao Khengarji, G. C. I. E.; Kuvur Madheva, heir-apparant; Kuvur Kuluba, C.I.E.; Kuvur Manuba; Colonel Abud, Political Agent; Dr. Damania; Mr. Chunilal Sarabhai, Dewan; Mr. Chotalal Sewakram, private secretary; Mr. Pallanji Bezonji and many others.

In the course of an eloquent speech requesting his Highness to declare the new temple open, Mr. Dhanjishah Sorabji, brother of the deceased, said :—Your Highness Maharaja Dhiraj Mirza Maha Rao Shri Sat Sir Khengarji Savai Bahadur, G. C. I. E., Colonel Abud, Ladies and Gentlemen. Allow us to thank you all for your presence in the name of our most revered worthy father Khan Bahadur Pestonji Sorabji Bhujwala. We have met here this evening for the purpose of opening for use as a " Sacred Fire Temple," this building with all the articles of furniture pertaining to its use, which was built and furnished entirely at the expense, of our late father Khan Bahadur Pestonji Sorabji Bhajwala, to perpetuate the memory of his late good father Sorabji Dadabhai Bhujwala who for the whole of his life had been a merchant and a respectable Government contractor in Cutch and Kathiawar. No such sacred institution has existed in the whole province of Cutch until to-day, and the necessity for such a place of worship was greatly felt. We most certainly consider it a great fovour and honour to see the institution opened at the auspicious hands of our royal noble patron his Highness Maharaja Maha Rao Shri Sir Khengarji who always has at heart our welfare and interest, and whose benevolent protection our ancestors, as well as our worthy dear father Khan Bahadur Pestonji Sorabji, have always enjoyed. To the Hindu Princes of India, the Parsis also owe their political education and advancement, for it was by them, that they were first admitted to important administrative posts of trust and confidence in their States and there is hardly a Native State in the Bombay presidency at present, wherein Parsis are not 'en evidence' more or less. Baroda, the premier Hindu native State, has at present a Parsi Dewan, and similarly other important native States such as Kolahpur, Cutch, Rutlam, Jamnagar, Bhavnagar, Junagadh, and Gondal, have, at one time or another, taken a Parsi as their Dewan or Naeb Dewan. Most of the Parsis living in Cutch owe their position and prosperity to the benevolence and generosity of his Highness Maharaja Rao Shri Sir Khengarji. We now request you Maharaja Rao Sri Sir Khengaaji to favour us in opening the building with your auspicious hands and declare it open for use. Allow us to say once more that whatever has been accomplished for the good of the cantonment of Bhuj and elsewhere by our late respected father Khan Bhadur Pestonji Sorabji Bhujwala during his life-time was entirely due to the gracious encouragement and generous treatment he had invariably received at the hands of his noble patron

Maharaja, Rao Sahib Sir Khengarji. We beg most cordially to thank his Highness Maharaja Rao Saheb Sir Khengarji and you all for the honour that has been done to us to-day.

His Highness then opened the lock on the door of the building with a silver key and declared the building open for the performance of the ceremony of the consecration of the fire by the priests. according to their religious rituals. His Highness then addressed the assembly. He said:-Colonel Abud, ladies and gentlemen,-I have been requested to preside at to-day's proceedings and it is in compliance with the earnest wishes of the members of the family of the late lamented Mr. Pestonji that I have consented to undertake the duty. But we cannot proceed without being moved with a touch of melancholy sympathy for the loss which the family has sustained. However, as the late gentleman has a good record behind, the family concerned should try to assuage their sorrows. It may here be added that he was a zealous officer of the Durbar and did his duty earnestly wherever he was placed. Moreover, he was well known to the public of Bhuj as a citizen who possessed wide sympathies and a goodness of heart. I belive it would not be inappropriate to remark that of all the duties which we are enjoined by religion to undertake the one that contributes towards the worship and adoration of the Most High is pre-eminently the best and most worthy of adoption. In conclusion, I hope all present on this occasion will co-operate with me in declaring open the Fire Temple which I now do. It will be honoured with its consecration by the religious part of the ceremony to be performed, as I am informed at the hands of the Parsi priests a few days after. Lastly I may express my thanks to the members of the family for having particularly wished me to preside over a ceremonial function which, properly speaking, should be presided over by a privileged member of their own community.

The usual nazranas were offered to his Highness and the Kuvars, and in return H. H. the Rao presented poshaks to Mr. Pestonji's sons and brothers, and this terminated the proceedings.

જામે જમશેદ, તા૦ ૨૧ મી જુન ૧૯૦૫
ને વાર બુધ.

**કચ્છ ભુજની દરેહમેહેર પારસી ક્રીયા પ્રમાણે ઇજાવવામાં આવી છે કે નહીં?**

**જામે જમશેદના અધીપતી જોગ—સાહેબ,**

કચ્છ ભુજ મધે પેહેલવેહેલી પારસી દરેહમેહેર બંધાઇ તેની ઇમારત તયાંના મહારાજા શ્રી ખેંગારજી સવાઇ બહાદુરના મુબારક હાથે તા૦ ૧૯ મી મેને દીને ખુલ્લી મુકાવી હતી, અને તે વખતે પોતાનાં ભાશણમાં નામદાર મહારાવે ખુલ્લું જણાવયું હતું કે,

"એ સથાનીક ધરમની વીધી સાથની પ્રતીશઠા હવે પછી અમને ખબર મળયા પ્રમાણે પારસી મોબેદોના હાથથી થોડા દહાડા પછી કરવામાં આવનાર છે."

સાહેબ, એ વાતને આજ લગભગ ૧॥ મહીનો પુરો થવા આવયો છે, તોપણ દરેહ-મેહેરને પારસી રૂઠી પ્રમાણે ઇજાવવામાં આવી છે કે નહી તેની જાહેરમાં કંઇ ખબર આપવામાં આવી નથી, તો જોકે મહારાજા સાહેબને હાથે ઇમારત ખુલ્લી મુકાવી તેનો હેવાલ બધાં ગુજરાતી અને અંગ્રેજી પત્રોમાં લંબાણથી આપવામાં આવયો છે, તયારે હવે દરેહમેહેર આપણી સરેસતાની પારસી ક્રીયા મુજબ ઇજાવી ખુલ્લી મુકી છે કે નહી તે બંધાવનાર ગ્રહસથના વારસો અથવા દરેહમેહેરના પંથકી

અથવા કચ્છના કોઇબી જરથોસતી સાહેબ જાહેર છાપામાં તેની ખબર છપાવશે તો તે રીવાજ પ્રમાણેનું ગણાશે.

આવી બેદરકારીઓને લીધે કદાચને હવે પછીના પચીસ પચાસ વરસ રહીને કોઇ સાહેબો કહેવા નીકળશે કે પારસીઓનાં ધરમનાં મકાનો બીજી જાતને હાથે ખુલ્લાં મેલવામાં આવતાં હતાં. કાંઇ પારસી ક્રીયાઓની જરૂર નથી. વાસતે એ બાબદ ઉપર કચ્છ ભુજવાળા સાહેબોએ ધયાન આપવું. હમણા જમાનો તો અવધીનો આવ્યો છે તે આપણ બધા જાણીએ છીએ. સેવક તમારો,

**બ૦ એ૦ પ૦.**

મુંબઈ, તા૦ ૨૦ મી જુન ૧૯૦૫.
જામે જમશેદ, તા૦ ૩૦ મી જુન ૧૯૦૫
ને વાર શુકરે.

થોડા દીવસની વાટ ઉપર 'જામે જમશેદ' પત્રમાં મી૦ 'બ. એ. પ.'ની સહીથી કચછ—ભુજની દરેહમેહેર પારસી રૂદી પ્રમાણે ઇજનઇ છે કે નહી તે વીશે સવાલ પુછાયો હતો, તેના જવાબમાં અમોને ભુજથી સતાવાર ખબર મળી છે કે એ દરેહમેહેર ગઇ તા૦ ૩ જી જુન ૧૯૦૫, રોજ દેપદીન માહા આદરને દીને મરહુમ બા૦ બા૦ પેસતનજી સોરાબજીની વરસીને દીવસે ઉદવાડેથી બે મોબેદો પેસતનજી ફ્રસતમજી ભાદા તથા ભીખાજી ફ્રસતમજી ભાદાએ જઇ ઇજવાની ક્રીયા કીધી હતી.

## તારાપોરનું કલકતાવાલા શેઠ મેહુરવાંનજી નાનાભાઈ મેહુતાએ બંધાવેલું નસાખાંનું

*** આએ નશાખાંનાંપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"આએ નસાખાનું શ્રી કલકતાવાલા તે
"શ્રી નવસારીનાં રહેવાશી બાઇ મેરવાનજી
"નાનાભાઇ મહેતાએ પોતાના મરહુમ
"વાહાલા બેહીઓ પીતાજી નાનાભાઇ
"માતાજી બાઇ નવાજબાઇ તથા ધણી-
"આંણી બાઇ નાલીબાઇનાં પુનને માટે
"પોતાના જર ખરચથી બંધાવી આપી
"શ્રી તારાપોરની જરથોસ્તી અનજુમનને
"વાપરવા સારૂ સપુરદ કરયું છે. તારીખ
"૧૬ મી જુન સને ૧૯૦૫ ઇંસવી રોજ
"૬ ઠો ખોરદાદ અમશાસપંદ માહા ૧૦
"મો દેહ યજદ શેહેનશાહી સને ૧૨૭૪
"યજદેઝરદી"

## નવસારીની વડી દરેમેહુરના ખોલ્લા ચોગાનમાં પથરો જડાવ્યા.

મુંબઈ સમાચાર, તા૦ ૧૬ મી આગસટ
૧૯૦૫ ને વાર બુધે.

નવસારીની વડી દરેહમેહેરના કમપાઉંડમાં જડાયલા પથર—તેને લગતું જસન. અત્રેની વડી દરેહમેહરના ખુલા ચોગાનમાં મી૦ જમશેદજી કાવશજી દસ્તુર મહેરજીરાણાએ પોતાનાં માસી બાઇ માણેકબાઇનાં પુનને માટે સફેદ પોરબંદરી પથર પોતાના ખરચે જડાવી આપયા છે, તેને લગતું જશન આજરોજે એ દરેહમેહેરમાં વડા દસ્તુરજી દારાબજી માહીઆરજીની દેખરેખ હેઠળ કરવામાં આવ્યું હતું. જસન ક્રીયા પુરી થવા પછી મીજલસ સનમુખ વડા દસ્તુરજી સાહેબે જણાવયું કે આજ રોજે જશન થયું છે તેના સંબંધે બે બોલ કહેવા જરૂરના છે તે કહું છું. આ દરેહમેહેરમાં મુકતાદ મંડાય છે તેનાં જરમન સીલવરનાં બેડાં મી૦ બેરામજી નસરવાનજી સીરવઇએ પોતાના ખરચે અપાવેલાં હતાં. હમણા કેટલાક ગ્રહસ્થોની તેમજ મુકતાદ ફંડની કમીટીના સભાસદોની ખાહેસથી એરવદ જમશેદજી કાવશજી દસ્તુર મેહેરજીરાણાએ પોતાનાં માસી મરહુમ બાઈ માણેકબાઈ તે માણેકજી જમશેદજી દસ્તુરનાં ધણીઆણીનાં પુનને માટે એ મુકતાદ ફંડ માટે નીચલી લખાતનો સામાન અપાવયો છે:—ચાંદીનાં બેડાં પાંચ, જેમાં દશ હાંડી, પાંચ કળસ્યા અને પાંચ ફુલીઆં છે, અને તેની કીંમત રૂ ૯૯૬ છે; એક સંગેમરમરના પથરની ટેબલ છે, તેની કીંમત રૂ ૧૨૨ છે; જરમન સીલવરનું અફરગાનીઉ, ખુમચા, બાજમ, વગેરે રૂ ૨૩૧ ની કીમતનું છે; ૬ હાંડી, ૧૨ વાલસેટ, ૪ કેનડલ સ્ટીક, સેતરંજી, ચદરણી છે, જેની કીંમત રૂ ૭૦ છે; મુકતાદના દીવસો ઉપર વપરાય એવું એક બાવરચીખાનું બનાવવા માટે રૂ ૩૫૦ આપયા છે. તેમજ આ અગીઆરીના ચોગાનમાં પથર જડાવી આપયા છે. તેને લગતો ખરચ રૂ ૫૩૧ મળીને કુલ ખરચ રૂપીયા ત્રણ હજાર કરીને એ ગ્રહસ્થે આપણી અંજુમન ઉપર ઉપકાર કરયો છે. મુકતાદ ફંડની કમીટીએ એ ઉપકારના બદલામાં એવો ઠરાવ કીધો છે કે મજકુર મરહુમ બાઇ માણેકબાઇનું તથા તેમના મરહુમ ખાવંદ માણેકજી દસ્તુરનું તથા બાઇ જમશેદજી દસ્તુરે આ પથર જડાવી આપયા તેના બદલામાં તેમનાં મરહુમ માએ

તથા બાવાનું એમ ચારે નામો દર વરસે મુકતાદના અઢાર દીવસ સુધી આ દરેહમેહેરમાં મંડાયલા મુકતાદમાં યાદ કરવાં, એમ હું તમો અન્જુમનને જણાઉં છું. બાદ મીજલસ બરખાસ્ત થઇ હતી. એ ઠેકાણે નખાયલી તખતી ઉપરનો લેખ નીચે પ્રમાણે છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.

"શ્રી નવસારીની વડી દરેહમેહેરના કમ-
"પાઉનડના ચોકમાં પથરની લાદી બાઇ
"માણેકબાઇ તે માણેકજી જમશેદજી દસ્તુ-
"રનાં ધણીયાણી તથા તેવણના ખાવંદ
"માણેકજી જમશેદજી દસ્તુરનાં પુનને માટે
"તેમના ભાણેજ જમશેદજી કાવશજી દસ્તુરે
"જડાવી આપી છે. રોજ ૫ મો માહ ૧૨
"સને ૧૨૭૪ યઝદેઝરદી વાર સોમ,
"તા૦ ૧૪ મી આગસ્ટ ૧૯૦૫ ઇસવી."

## ગુલબરગાની પારસી આરામગાહને ફરતી દેવાલ.

બામે જમશેદ, તા૦ ૧૯ મી આગશટ ૧૯૦૫ ને વાર શનેઉ.

ગુલબરગાથી એક ખબરપત્રી લખી જણાવે છે કે આસરે એક વરસની વાત ઉપર અતરેની પારસી અંજુમનના સભાસદો પોતાના સરનશીન નવાબ ફરામરઝ જંગ બાહદુરની આગેવાંની હેઠલ તે વખતની શેઠ શાપુરજી એદલજી ચીનાઇની અતરેની ઉડતી મુલાકાતનો લાભ લઇ એક ડેપયુટેશનના આકારમાં શેઠ શાપુરજી પાસે ગયા હતા, અને જરથોસ્તીઓ માટેની અતરેની આરામગાહની જગાને લગતી દીવાલ બાંધવાનાં ફંડ મધે એક સારી રકમ ભરવાની શેઠ શાપુરજીને અરજ કરી હતી. તેના જવાબમાં શેઠ શાપુરજીએ પોતાના ખરચે તે દીવાલ બંધાવી આપવાની મરજી જણાવી હતી. જેથી ડેપયુટેશનના ગ્રહસથો શેઠ શાપુરજીના ઉપકાર માની વીદાય થયા હતા. હાલ જણાવવાને સંતોશ ઉપજે છે કે મજકુર દીવાલ તથા સર અવસરે વાપરવા લાયક તેને લગતો એક કુશાદે ઓરડો આશરે દોઢ હજાર રૂપીઆને ખરચે શેઠ શાપુરજીએ બંધાવી આપયાં છે. શેઠ શાપુરજીની તથા અત્રેની મીલના જરથોસતીઓની જાતી દેખરેખ તથા ખંતથી મજકુર દીવાલ તથા રૂમનું બાંધકામ ઘણું સંગીન બનયું છે, અને અત્રેના સરવે જરથોસ્તીઓ શેઠ શાપુરજીના ઘણા આભારી થયા છે.

## નવસારીની વડી દરેમેહેરમાં બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ જાંહગીરજી રૂસતમજી મોદીનાં વીધવાએ બંધાવી આપેલો માલ સાથનો ઓટલો.

મુંબઈનાં બામે જમશેદ, તા૦ ૩૧ મી આગશટ ૧૯૦૫ ને વાર ગરેઉ.

નવસારી, તા૦ ૨૯ મી આગસટ.

અત્રેની વડી દરેહમેહેરમાં જશનો કરવા માટેનો વપરાતો જુનો ઓટલો કાઢી નાખી એક માળ સાથનો નવો ઓટલો મુંબઇવાળાં બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ જહાંગીરજી રૂસતમજી મોદીનાં ધણીઆણીએ રૂ૪૫૦૦ ના ખરચે બંધાવી આપયો છે, તેને ખુલ્લો મુકવાની ક્રીયા આજરોજે સવારે વડી દરેહમેહેરમાં જશન કરીને કરવામાં આવી હતી. દસતુરજી દારાબજી માહીયારજી, દેશાઇજી પેસતનજી ખરશેદજી, પેઢીઆ દેશાઇ તેહેમુલજી જામાસપજી ઉપરાંત બીજા દેશાઇજીઓ, મોબેદો તથા બેહેદીનો એ જશનમાં ભાગ લેવાને હાજર થયલા જણાતા હતા. જશન માંડવાની ક્રીયા એરવદ ફરામજી દસતુર કેકોબાદજી મેહેરજીરાણાએ અને આત્રવક્ષી એરવદ આદરજી નશરવાનજી કુતારે કરી હતી. જશન થઇ રહેવા પછી બાઇ દીનબાઇ તરફથી મી૦ સોરાબજી બરજોરજી વાછાગાંધીએ નીચલું અંજુમન—પત્ર વાંચી સંભળાવયું હતું:—

શ્રી પાક દાદાર હોરમજદની મદદ છે.

નેકનામ શ્રી નવસારીની બગર સાથ
અન્જુમનના અકાબર સાહેબો, દસતુરજી
સાહેબ તથા અંજુમનના સાહેબો,

આ પાક દરેહમેહેરનાં મકાનમાં જશન વગેરે કરવા સારૂ તમો અંજુમન સાહેબની મેહેરબાનીથી અમારી ગીરોથી રૂ ૪૫૦૦ ખરચીને આએ મકાન તેની ઉપરના માળ સુધાં દસતુરજી સાહેબ દારાબજી માહીયારજીની દેખદેખ હેઠળ બંધાવીને આજ રોજે જશન કરીને અંજુમનને સવાધીન કરૂં છું. એ મકાનની મરામત સારૂ, રૂ ૧૦૦૦ ની લોન આજ રોજે દસતુરજી સાહેબ દારાબજી માહીયારજીને સવાધીન કરૂં છું તે એવી સરતે કે એ લોન દસતુરજી સાહેબની ગાદી ઉપર જે એમના વારસો આવે તેમનાં નામથી ચાલુ રહે અને એનું વયાજ દર સાલ એ મુદલ રકમમાંજ ઉમેરાયા કરે, કે જેથી કોઇક વખતે એ મકાન બીસમાર હાલતમાં આવે

ત્યારે તેની મરામત કરવાનું બની શકે. એ ઓટલા ઉપર જાથુકનો દીવો તેમજ દર સાલ વાહીટવેશ અમારી હયાતી સુધી અમો કરીશું અમારી હયાતી પછી અમો જેને અમારા વારસ ઠરાવશે તે અમારી માફક ઉપર મુજબ કરયા જશે. આ તકે અમો જો એક વાત કહેવાની ભુલી જઇએ તો અમારે શીર નગુણાપણાનો દોશ રહી જાય. તે વાત તમો સાહેબોનો વધુ વખત ન રોકાય માટે ટુંકમાં કહેવાની રજા આપશો કે આપણા માનવંત મોટા દસ્તુરજી સાહેબ દારાબજી જેઓ સાહેબેજ આ નેક કામ ઉપાડી લેવાને અમારૂં ધ્યાન ખેંચયું હતું તેમનો આભાર માનવો ઘણો જરૂરનો છે. એઓ સાહેબે આ કામ સરંજામ ઉતારવાને પોતાના કીમતી વખતના ભોગે એટલી બધી તકલીફ લીધી છે કે તેનો બદલો અમો કદી વાળી શકીશું નહી. એમ કહેવાનું કાંઇ સરાહગાતભરેલું કહેવાશે નહી. અમો તો એટલા સુધી જણાવીએ કે આ તકલીફ લેવાને એ દસ્તુરજી સાહેબે જો હામ બીડી ન હતે તો આજે આ કામ સરંજામ ઉતારવાને શુભ અવસર અમારે હાથ કવચીતજ આવતે. તેથી એક વાર ફરીથી અમો એ ભલા દસ્તુરજી સાહેબનો અમારાં ખરાં અંતઃકરણથી ઉપકાર માનીને એવું ઇચ્છીયે છીયે કે એઓ સાહેબ પુર તનદરોસતી સાથની લાંબી હયાતી ભોગવી પોતાનાં માન મરતબામાં વધારો કરતા રહી બાળગોપાળ પઇસાટકા સાથ હમેશાં ખાનેઆબાદ રહે આમીન. આ મકાન બાંધવાનાં ચાલતાં કામે મી૦ આદરજી એદલજી ગાએ જોઇતી દેખરેખ રાખી પ્રમાણીકપણે જે મેહેનત કરી છે તેથી તે ભાઇનો પણ આ તકે ઉપકાર માનયે છીયે. આ મકાન વડી દરેહમેહેરમાં બાંધવા માટે તમો અંજુમન સાહેબની મેહેરબાનીથી અમો ભાગયશાળી થયા છીયે તેથી અંજુમન સાહેબનો અમો બેહદ ઉપકાર માનયે છીયે. આજ રોજે તમો અંજુમન સાહેબે અમારાં ઇજનને માન આપીને સવાબનાં કામમાં સામેલ થવાની તસદી લીધી છે તેથી તમો સાહેબનો ઉપકાર માનું છું. રોજ ૨૦ મો માહ ૧૨ મો સને ૧૨૭૪ યઝદેજરદી, તા૦ ૨૯ મી આગસટ ૧૯૦૫.

(સહી) બાઈ દીનબાઇ જહાંગીરજી મોદી.

ઉપલું અંજુમન પત્ર વંચાઇ રહેવા પછી બાઇ દીનબાઇ તરફથી અંજુમના ત્રણે અકાબર સાહેબોને અકેકી સાલ ઓઢાડવામાં આવી હતી. તેમજ બાઇ દીનબાઈએ પોતાને હાથે દસતુરજી સાહેબને તેમજ તેમના સાહેબજાદા કેકોબાદજીને કંકુનું ટીલું કરીને આશોદાદ આપી હતી અને મી૦ આદરજી એદલજી ગાયને સોનાની વીટી ભેટ કીધી હતી. બાદ દસતુરજી સાહેબ દારાબજીએ જણાવયું કે બાઇ સાહેબ જયારે અત્રે નીરંગદીન કરાવવા આવેલાં તે વખતે આ મકાન બાંધી આપવા પોતાની ખાએસ દેખાડયાથી અંજુમનની રજાથી આ મકાન બંધાઇ તઇયાર થયું છે અને તેનું આજે વાસ્તુમુહુરત કરવામાં આવયું છે. આ મકાન બંધાયાથી અંજુમનને પડતી કેટલીક અગવડમાં ઘટાડો થઇને ઘણી સગવડ કરી આપવાથી બાઇ દીનબાઇનો અંજુમન ઉપર મોટો ઉપકાર થયો છે. વળી એ બાઇ સાહેબે આ મકાન બંધાવી આપીનેજ બેસી નહી રહેતાં તેની મરામત તથા વાહીટવેશ વગેરે માટે રૂ ૧૦૦૦ ની લોન અંજુમનને સવાધીન કીધી છે, તેમજ આ ઓટલા ઉપર ચાલુ ચેરાગ પોતાની હઇયાતી સુધી પોતે મુકાવવાનો તથા પોતાની કજા બાદ પોતાના વારસે તે પ્રમાણે અમલ કરવાનો બંદોબસત કરયો છે અને તેમ કરીને પોતાનું નામ હંમેશને માટે યાદગાર રાખયું છે તેથી આપણી અંજુમન એ બાઇ સાહેબની મોટી હેશાનમંદ થઇ છે. બાઇ દીનબાઈએ જશનમાં હાજર થવા માટે પોતાની ખુશાલી જાહેર કરી હતી. દસતુરજીએ પોતાને હાથે બાઇ દીનબાઇને તેમજ તેમની સાથવાળાં બાનુ તથા ગ્રહસથોને ફુલના ગજરા તોરા એનાયત કીધા હતા, અને બાઇ હીરાંબાઇ વાછાગાંધીએ આ નવા ઓટલા ઉપર બે બાંક મુકવા ભેટ આપવાનું જાહેર કરી તેમને નામની તનદરોસતી ભણાવી હતી, અને આ છેલ્લાં બાઇની મોબેદો તરફની ભલી લાગણીની તારીફ કરી હતી. મોબેદોને આશોદાદ અપાઇ તથા તોરા અપાઇ મીજલસ બરખાસત થઇ હતી અને ઘણાક લોકો આ નવું મકાન જોવા માટે ગયા હતા. આ મકાન ઉપર નીચે પ્રમાણે તખતી મારવામાં આવી છે :—

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો."

"મુંબઇનાં રહેવાસી બાઇ દીનબાઇ તે
"મરહુમ શેઠ જહાંગીરજી રૂસતમજી મોદીનાં
"ધણીઆણી તથા મરહુમ શેઠ મેરવાનજી
"ભીમજી ઉમરીગરનાં બેટીએ શ્રી નવસારી
"મધે વડી દરેહમેહેરમાં ભગરસાથ અંજુમનના
"વપરાસ માટે આ ઓટલો બાળ સાથે નવે-

“સરથી બંધાવીને અંજુમનને સવાધીન કીધો
“છે. રોજ ૨૦ મો મેહેરાંમ યઝદ, માહા ૧૨
“મો સપંદારમદ અમસાસપંદ સને ૧૨૭૪
“યઝદેજરદી શેહેનશાહી, તા૦ ૨૯મી આગસટ
“સને ૧૯૦૫ ઇસવી, સંવત ૧૯૬૧ ના શ્રાવણ
“વદ ૧૪ ને વાર મંગળ.”

## બીલીમોરાની મરહુમ શેઠ નવરોજજી જમશેદજી વાડીઆવાલી દરેમેહેરની મરામત.

ગુજરાત મિત્ર, તા૦ ૩ જી સપટેમબર ૧૯૦૫ ને વાર રવેઉ.

બીલીમોરા, તા૦ ૩૧ મી આગસ્ટ.

**દાદગાહ**—શેઠ નવરોજજી જમશેદજી વાહાડીયાજીવાલી દાદગાહ આજ લાંબો વખત થયો મરામત નહીં થવાથી બીસમાર હાલતમાં આવી પડી હતી પણ ભાઇ દાદાભાઇ ધનજીભાઇ તથા સોરાબજી શાપુરજી ગબ્બા શેઠોએ જ્યારે નવું આદરીયાંન સાહેબ પોતાને ખરચે બંધાવી આપ્યું તે વખતે એ મકાનની બાહારની દીવાલો પણ મરામત કરાવી આપી હતી. અને એ શેઠોએ પોતાના બેહસ્તનશીન ભત્રીજા દીનશાજી એદલજીની યાદમાં શેઠ વાહાડીયાજીવાલી દાદગાહના રીપેર કામમાં વાપરવા એક રકમ અનજુમનને આપી હતી. પણ અત્રેની એક આગલી અનજુમનની સભામાં એ દાદગાહ રીપેર કરવાનો સવાલ ઉઠવાથી ટ્રસ્ટીઓએ રીપેરકામ વધુ હોવાથી અને તે ઉપર ખરચ વધારે થશે એ જણાવ્યાથી અનજુમને એ ગબ્બા શેઠોને અરજ કરતાં તેઓ પોતાને ખરચે રીપેર કરી આપવા કબુલ થયા હતા, તે કબુલાત મુજબ એ ગબ્બા શેઠોએ એ દાદગાહને મી૦ દાદાભાઇ ગબ્બાની એક ટ્રસ્ટી તરીકેની દેખરેખ હેઠલ મરામત કરાવી નવી સ્થીતીમાં મુકી છે. પાછલા તથા આગલા કુવાઓ પણ તદન નવા જેવા રીપેર કરાવ્યા છે. જેથી આ આદરીઆંન સાહેબ તથા જુની દાદગાહ ગામની શોભા સમાન થઈ પડયા છે. એજ ગબ્બા શેઠોએ ધારમીક કામ પાછળ કેટલીક સખાવતો કરી છે. એ દાદગાહનું રીપેરકામ પુરૂં થવાથી આજે સવારે દશ વાગે જશનની ક્રીયા કરવામાં આવી હતી જે પુરી થવા બાદ મોબેદ કૈખશરૂ સોરાબજી દસ્તુરે એ ગબ્બા શેઠોએ આદરીઆંન સાહેબનું નવું મકાન પોતાને ખરચે બંધાવી આપ્યું તથા આ જુની દાદગાહને તદન નવી સ્થીતીમાં મુકી આપી વીગેરે એ શેઠોના ધારમીક સખાવતોના ઇશારા કરતાં મોટો ઉપકાર માન્યો હતો, જેને સભાએ તાલીના અવાજેથી ટેકો આપ્યો હતો. બાદ એજ ગબ્બા શેઠો તરફથી રૂપાં નાણાંની વેહેંચણી કરવામાં આવી હતી. ક્રીયામાં સરવે જરથોસ્તીઓએ હાજરી આપી હતી.

## ધુલીઆની પારસી ધર્મશાલાની તખ્તીની નકલ.

“મરહુમ શેઠજી ખાનબાહદુર દાદાભાઇ
“હોરમસજી દુબાશનાં પુનને માટે આ
“મકાન ખરીદવામાં તેઓના દીકરાએ
“ભાઇઓ સોરાબજી તથા કાવશજીએ
“રૂ ૨૦૦૦) બે હજારની મદદ કરી આ
“ધરમશાળાનું મકાન જરથોશતીઓના
“વપરાસ માટે ધુલીઆની પારસી અન-
“જુમનને સપુરદ કીધું છેજી.

“પારસી રોજ ૨૨ મો ગુઆદ ઇઝદ માહ
“૨ જો અરદીબેહશત શેહેનશાઇ સને
“૧૨૭૫ યઝદેઝરદી.”

# ઇ૦ સ૦ ૧૯૦૬.

## જંગબારની શેઠ દોરાબજી દીનશાજી એડનવાલાની દરેમેહેર ફરી બંધાવી પરઠાએઆનો અહેવાલ.

રાસ્ત ગોફતાર, તા૦ ૨૮ મી જાનેવારી ૧૯૦૬ ને વાર રવેઉ.

પુર્વ આફ્રીકા ખાતે આવેલાં જંગબાર શેહર કે જ્યાં દીનપરદીન જરતોસ્તી વસ્તી વધતી જાય છે, ત્યાં શેઠ દોરાબજી દીનશાહ એદનવાળા તરફથી એક દરેમેહર અંજુમનની વાડીમાં આગળ બંધાવેલી હતી, તે દરેમેહરનું મકાન હાલ ઘણું જુનું થવાથી અને એ નાનાં મકાનમાં જરા અગવડ પડવાથી હાલમાં તેમાં ઘટતો ફેરફાર કરી એક કુશાદે મકાન બાંધવામાં આવ્યું છે. જુનાં મકાનમાં આતશનાં અફરગાન્યાં આગળ ઉભા રહી બંદગી કરવા માટે ત્રણજ બાજુ હતી, તે હાલમાં વધારી ફરતી ચાર બાજુ કરવામાં આવી છે, અને દરેમેહરનાં મકાન ઉપર એક ગુંબજ ઉઠાવવામાં આવ્યો છે, જે યુરોપીઅનો અને

પરજાતનું ધ્યાન ખેંચે છે. દરેમેહરમાં જે અફરગાન્યું હતુ તે વધતી જતી વસ્તીને લીધે સરઆવસરે નાનું પડવાથી એક બીજું બહુ મોટું અને ઘણું સુંદર જર્મન ચાંદીનું અફરગાન્યું પણ શેઠ દોરાબજી દીનશાહ તરફથી મુકવામાં આવ્યું છે. દરેમેહર ખુલ્લી મેલવાની ક્રીયા વખતે એજ શેઠ તરફથી એક જશન કરવામાં આવ્યું હતું. બાંધકામ ઉપર શેઠ દોરાબજીના નબીરા શેઠ દીનશાહજી સાથે સારી દેખરેખ રાખવાને માટે અંજુમનનાં પથકી મી૦ રૂસતમજી પેસતનજી દસ્તુરને એક સારી રકમની પેહરામણી સાથે સુંદર સ્યાલ શેઠ દોરાબજી તરફથી તેઓના દીકરા શેઠ દીનશાહજીએ ઓધારી હતી. આવાં નેક કામ માટે શેઠ દોરાબજીને ધન્યવાદ ઘટેછે, અને એવાં શુભ કામ એઓ સાહેબ અને એઓના નબીરાઓ હમેશાં કરતા રહે એવું સર્વ કોઇ ઇચ્છે છે.

## નવસારીની વડી દરેમેહરમાં મરહુમ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટનાં પૈસાથી ખરીદલી જમીન ઉપર નવો બરસંગો ખોલ્લો મુકાએઆનો અહેવાલ.

મુંબઈ સમાચાર, તા૦ ૬ થી ફેબરવારી ૧૯૦૬ ને વાર ભોમે.

નવસારી, તા૦ ૪ થી ફેબરવારી.

નવો બરસીંગો—અત્રેની વડી દરેહમેહેર મધે માલ સાથનો નવો ઓટલો વીગેરેનાં બાંધકામ સાથે મરહુમ સર દીનશાજી માણેકજી પીટીટના પઇસાથી ખરીદ કરેલી જમીન ઉપર નવેસરથી બરસીંગો પણ બનાવયો હતો; તે ખુલો મુકવાની ક્રીયા આજ રોજે સવારના નવ કલાકે અત્રેના વડા દસતુરજી દારાબજી માહીઆરજીની આગેવાની હેઠળ થઇ હતી. એ ક્રીયાને લગતું એક જશન એ દસ્તુરજીએ પોતાને ખરચે અંજુમનનાં નામથી કરયું હતું. જે વખતે વડા દસ્તુરજી દારાબજી, વડા દેશાઇજી પેસતનજી બાઇ, નાયબ દસ્તુર એદલજી, દેશાઇજી પીરોજશા હોરમજી વીગેરે ભગર સાથ તેમજ મીનોચેર હોમજીના સાથવાળા ઘણા મોબેદ સાહેબો હાજર હતા. જશન એદનવાળા દસ્તુર ફરામજી રૂસતમજી કોટવાલે માડયું હતું, જેની આતરવક્ષી મલેસરની સ્કુલના ઝંદ શીક્ષક એરવદ નાદીરશા બમનજી દસ્તુરે કરી હતી. જશન થઇ રહેવા પછી દસ્તુરજીએ જણાવયું કે મરહુમ સર દીનશાજી પીટીટે આપણી અનજુમનને ખરીદી આપેલી જગા ઉપર નવો બરસીંગો બનાવયો છે, અને તે આવતી કાલથી વાપરવાને હું અંજુમનને એલનેમાસ કરૂં છું. મરહુમ સર પીટીટે આપણી અંજુમન ઉપર એ મોટો ઉપકાર કરયો છે, તેઓને તે કીરતાર ગરોથમાન બહેસ્ત બક્ષે એવી દુઆ સાથ હું તમને અરજ કરૂંછું કે મી૦ જીજીભાઇ (પીટીટ) ને નામની તંદરોસ્તી ભણવી. બાદ રૂપાં નાણાંની ઓછામાં ઓછી ચાર આના સુધીની આસોદાદ વહેંચાઇને મીજલસ બરખાસ્ત થઇ હતી. એ જશન બાઈ દીનબાઇ મોદીવાળા નવા ઓટલા ઉપર થયું હતું, અને બરસીંગામાં ઘટતી ક્રીયા સાથ બાજ ધરવાની ક્રીયા કરવામાં આવી હતી. એ બરસીંગાની જગા પીસ્તાલીસ ફુટ લાંબી, અને નવ ફુટ પહોલીને આશરેની છે. એ બરસીંગામાં દાખલ થવાના દરવાજા આગળ બહારને પાસે નીચે પ્રમાણેની તખતી કોતરેલી છે :—

" શ્રી પાકદાદાર હોરમજદની મદદ હોજો.
" આએ જગા સર દીનશાજી માણેકજી પીટીટ
" સાહેબે શ્રી નવસારીની ભગર સાથ અં-
" જુમનને પોતાના પઇસાથી ખરીદી બક્ષીસ
" આપી છે. તે જગાના ઉપર આજ રોજે આએ
" નવો બરસીંગો તેવણ સાહેબનાં નામનો
" ભગર સાથ અંજુમન તરફથી કરવામાં
" આવયો છે. રોજ ૬ ઠો માહ ૨ જો સને
" ૧૨૭૫ યઝદેઝરદી, તારીખ ૧૯ મી અક-
" ટોબર સને ૧૯૦૫ ઇસવી સંવત ૧૯૬૧."

આ જશનમાં પીટીટ ખાનદાનના મરહુમ નયાયગાનોનાં નામોની પણ યાદ કરવામાં આવી હતી. મારેલી તખતીમાં નાંખેલી તારીખ ઉપરથી જણાય છે કે એ બરસીંગો ખુલ્લો મુકવાને ધારવા કરતાં ઢીલ થઇ હતી.

## ચીકલીની દરેમેહર અવાવ થઈ તે પાછી ઇજી કામમાં લીધી.

મુંબઇ સમાચાર, તા૦ ૧૩ મી મારચ ૧૯૦૬ ને વાર ભોમે.

નવસારી, તા૦ ૧૧ મી મારચ ૧૯૦૬

**ચીખલીની અંજુમન તરફનો ખુલાસો** કરવામાં આવયો છે કે દરેમેહરમાં ચોરી થઇ તથા બીડી વગેરે ચીજો નાખી અપવીત્ર કરી ગયા હતા તેથી ધરમની ક્રીયા અટકી પડી હતી, તેથી પાછી વપરાસમાં લેવા શી ક્રીયા કરવી ઘટે તે માટે અત્રેની અંજુમને નવસારીવાળા દસતુરજી સાહેબને પુછાવી તેમના જણાવવા મુજબ ચાર દીવસ

ક્રીયા કામ કરી દાદગાહ સાહેબને પાછી ચાલુ કરવા કહેલું તે મુજબ અમારી અંજુમને મુંબઇવાલા ત્રસટી સાહેબોને લખીને જણાવયું અને અમારા મેનેજીંગ ત્રસટી શેઠ શોરાબજી ફરાંમજી ગઝદરે અમોને દસતુરજીના હોકમ મુજબ ક્રીયા કરવાનો હોકમ કરવાથી અમોએ ૪ દીવસ તે મુજબ સરવે ક્રીયા કરીને પાછા દાદગાહ સાહેબને તા૦ ૬ ઠી મારચ અને રોજ દીન માહ શેહેરેવરને રોજે મરહુમ શેઠ ફરાંમજી હોરમસજી ગઝદરની બાજને દીને જશન વગેરે કરીને પાછી આગલ મુજબ સરવે દીનદારીનાં તથા ભણુતરનાં કામ સારૂ ખોલ્લી મુકી છે અને હવેથી એજ અગીયારીમાં સરવે કામ થશે.

## વલસાડની દરેમેહરને લગતો શેઠ નશરવાનજી શોરાબજી મધરાજવાલાએ બંધાવી આપેલો બરસંગો.

રાસ્ત ગોફતાર, તા૦ ૮ મી એપરેલ ૧૯૦૬ ને વાર રવેઉ.

વલસાડ, તા૦ ૫ મી એપ્રેલ ૧૯૦૬.

હમારાં ગામમાં એક બરસંગાનાં મકાનની અવલથીજ જરૂર હતી જે જરૂર પુરી પડી છે. મુંબઇવાલા શેઠ નશરવાંનજી શોરાબજી મધરાસવાળાએ પોતાનાં મરહુમ ધણીઆંણી માણેકબાઈની નેઅતે રૂપીઆ બાવીસસો ખરચી એક બરસંગો બંધાવી આપ્યો છે, જેનાં જશનની ક્રિયા તા૦ ૧ લી એ કરી ધરમાદા વાપરવા ખુલ્લો મુકયો છે. જશનની ક્રિયા થયા બાદ શેઠ મધરાસવાલાના ઉપકારનું વિવેચન થયા બાદ બરસંગા ઉપરની તખ્તી ખુલ્લ મુકવામાં આવી, જે વેળા મરહુમ શેઠ મોટાભાઈ શાપુરજીની દરેમેહર તરફથી તેની યાદગારીમાં એક કીમતી સાલ સખી વજુદ બાઇ સાહેબ વીરબાઇજી તરફથી મી૦ મધરાસવાળાને ઓઢાડવા એલતેમાસ થવાથી બુજર્ગ અકાબર શેઠ મેહરવાંનજી બરજોરજી પોરટવાળાએ પોતાના બખ્તાવર હાથથી મી૦ મધરાસવાળાને તે કીમતી શાલ ઓઢાડી આશીરવાદ દીધા હતા. અને મોબેદોને દાન આપી આશ્રણી કરાવી વીસરજન કીધા હતા.

*** આએ મકાન પર નીચે મુજબ તખ્તી મારેલી છેઃ—

"આએ બરસંગાનું મકાન મરહુમ બાઇ
"માણેકબાઈ નશરવાંનજી સોરબજી મધ-
"રાસવાલા જેવો રોજ આવાં યજદ માહ
"ખોરદાદ અમશાસ્પંદ યજદેજરદી ૧૨૪૪
"ને દીને જનમ પામી ૩૦) વરસની ઉમરે
"રોજ બેહરાંમ યજદ માહ બહમન અમ-
"શાસ્પંદ યજદેજરદી ૧૨૭૩ ને દીને
"બેહેસતનશીન થયાં છે તેવણની વાહાલી
"યાદમાં તેવણનાં પુનને માટે તેવણનાં દુખી
"ખાવીંદ નશરવાંનજી સોરાબજી મધરાસ-
"વાલાએ બંધાવી શ્રી વલસાડની મરહુમ
"મોટાભાઇ શાપુરજી બીન ધનજીભાઇની
"દરેમેહરના મોબેદોના વપરાસને માટે રોજ
"બેહરાંમ યજદ માહ મેહર યજદ યજદે-
"જરદી ૧૨૭૫ ને દીને ખુલ્લું મુકી
"સદરહુ દરેમેહરના મેનેજીંગ ત્રસ્ટીઓને
"સવાધીન કીધું છે. તા૦ ૧ લી એપરેલ
"૧૯૦૬"



# સુધારો.

આ પુસ્તકને સફે ૪ થે તથા પારસી પ્રકાશનાં પેહલાં દફતરને સફે ૧૭ મે મુંબઇનાં પેહલ વેહલાં મરહુમ મોદી હીરજી વાછાએ બંધાવેલાં દોખમાંનો જે સને આપેલો છે તેમાં સુધારો થવો જોઇએ. પારસી પ્રકાશમાં એ દોખમું બંધાયાનો સને ઈ. સ. ૧૬૭૦ આપેલો છે, પણ તે પછી આપણા વિદ્વાન શમશુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ.ના વાંચવામાં કાંઇ નવું આવ્યું છે. તે Sir Streynsham Master નામના મુસાફરે સુરતથી તા૦ ૧૮ મી જાનેવારી ૧૬૭૨ ને દીને ઇંગલાંડ ખાતે લખેલો એક પત્ર છે, જેમાં તે મુસાફર મુંબઇ વીશે જણાવે છે કે :—

"Here is allsoe some Parsees, but they are lately come since the English had the Island and are most of them Weavers, and have not yet any place to do their Devotion in or to Bury their Dead."

[ The Diary of William Hedges By col. Yule. Hakluyt Society. Vol. II p. p. 516.]

એજ મુજબ ડાકટર ફ્રાયરનાં પત્રનો જે ફકરો અમોએ પારસી પ્રકાશનાં પેહલાં દફતરમાં સફે ૧૭ મે ટાંકયો છે, તે પત્ર તેને સુરતથી તા૦ ૧૬ મી જાનેવારી ૧૬૭૫ને દીને લખ્યો હતો. આ બંધે શાહદતો પરથી જણાય છે કે એ દોખમું તા૦ ૧૮ મી જાનેવારી ૧૬૭૨ અને તા૦ ૧૬ મી જાનેવારી ૧૬૭૫ના અરસામાં બંધાવું જોઇએ.

બીજું, મુંબઇ મધેનું મરહુમ શેઠ માણેકજી નવરોજજી શેઠવાલું દોખમું જે ઇ. સ. ૧૭૫૬ માં બંધાયલું આ પુસ્તકને સફે ૧૦ તથા પારસી પ્રકાશનાં પેહલાં દફતરને સફે ૪૧ મે જણાવેલું છે તેનો સનેથી બે વર્ષ આગમજ લેવો જોઇએ, કેમકે એ૦ જીવણજીના વાંચવા મુજબ ડાકટર ઇવઝ નામનો મુસાફર જે ઇ. સ. ૧૭૫૪ માં મુંબઇ તરફ ફરવાને આવ્યો હતો ત્યારે તેણે અતરે બે દોખમાં બાંધેલાં જોયાં હતાં.

